PEOPLE'S EDITION

BRIHAT

# KAVYA-DOHANA

OR

## SELECTIONS FROM THE GUJARATI POETS

COMPILED BY

ITCHARAM SURYARAM DESAI

IN TEN PARTS-PART EIGHTH



Printed and Published at

THE GUJARATI PRINTING PRESS

by Manilal Itcharam Desai

SASSOON BUILDINGS, CIRCLE, FORT,

BOMBAY

1913

Price Rs. 3-0-0

સામાજિક આવૃત્તિ

બૃહત્

# કાવ્યદોહન

દશ ગ્રંથમાં-ગ્રંથ ૮ મો

સગ્રહ કર્તા
ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ

"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ, મુંબઈ
ઈ. સ. ૧૯૧૩ સંવત્ ૧૯૬૯

કિમ્મત રૂ. ૩

રા. રા. ભાઇશંકર નાનાભાઈ સોલીસીટર

મુ. મુબઈ

મુરબ્બી શ્રી,

કાયદાના અભ્યાસમાં અને ધંધામાં આપે યશ સંપાદન કર્યો છે તે ઉપરાંત ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ માટે આપ ઉત્કંઠા ધરાવો છો; નવીન પ્રજાની માનસિક કેળવણી માટે સતત પ્રયાસ કરો છો; વિદ્વાનોને અને ગરીબોને વિષે સદા ત્યાગની બુદ્ધિ ધરાવો છો; સામાજિક અને ધાર્મિક સાચા સુધારાના વિજયસ્તંભ છો; સાહિત્ય ક્ષેત્રમાં નાટક અને કાવ્યના ખાસ અભ્યાસી તથા પ્રસિદ્ધ લેખક છો; અને સદાની વિરોધી લક્ષ્મી અને સરસ્વતી અને ઉદારતા આપના અંતરમાં વાસો કરી રહી છે, તે સર્વેથી આપે અમારા સદ્ગત પિતાશ્રીના અંતરને આકર્ષ્યું હતું તેથી, તેમ જ ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી પત્રની ખીલવણી માટે જે ઉત્તમ સલાહ અને ઉત્તેજન અમારા પિતાશ્રીને આપ સદા આપતા હતા તેનું તથા આપના અને અમારા પૂજ્ય પિતાના પરસ્પર સ્નેહનું ચિરકાળ સ્મરણ રહે તે માટે, ગુજરાતી પ્રાચીન કવિઓની કૃતિઓનો અમારા પિતાએ તૈયાર કરેલો આ એક અમૂલ્ય સંગ્રહ આપને પ્રેમથી અને માનથી અર્પણ કરવાની ઇચ્છા અમારા પિતાશ્રીએ પોતાના સ્વર્ગવાસ થવા પૂર્વે દર્શાવી હતી. તદનુસાર આ સંગ્રહ આપને પ્રેમથી અને માનથી અર્પણ કરવામાં આવે છે, તે આપ સ્વીકારશો.

સ. ૧૯૬૯ }
રામનવમી }

લા૦ આપના આભારી
ઇચ્છારામ સૂર્યરામ દેશાઇના પુત્રો.

# પ્રસ્તાવના

—:✡✡✡✡:—

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये [illegible] भयम् ॥

પ્રાચીન અપ્રસિદ્ધ અને પ્રસિદ્ધ કવિઓનાં કાવ્યોનો સંગ્રહ કરવાનો વિચાર બૃ. કા. દો. ના આદ્યસંગ્રહકર્તા સદ્‌ગત ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ જ્યારે સુરતમાં રહેતા હતા અને "ગુજરાતી" પત્રનો જન્મ થયો ન હતો, ત્યારે તેમના અંતરમાં સ્ફુર્યો હતો, એમ તેમણે સૌથી પ્રથમ પ્રકટ કરેલા પુસ્તક, 'પુરુષોત્તમ માસની કથા'ના પૂઠાંપરની જાહેર ખબર ઉપરથી જણાય છે; પરંતુ તે વિચાર અન્ય વ્યવસાયમાં પડવાથી અમલમાં મૂકી શકાયો નહિ. ૧૮૮૦ માં 'ગુજરાતી' પત્ર તેમણે કહાડયુ અને પછી ૧૮૮૨ માં 'ગુજરાતી પ્રેસ'ની સ્થાપના કરી. અઠવાડિક પત્ર પ્રકટ કરવાનાં કાર્ય ઉપરાંત સદ્‌ગતના પરમ મિત્ર વિદ્વદ્વર્ય કવિ સવિતાનારાયણ જેઓ એમની સાથે કાર્ય કરતા હતા તેઓએ, જૂના કવિઓની કૃતિઓનો સંગ્રહ કરી, શોધી, છપાવી પ્રકટ કરવાને, સુરતમાં જુવાનિમાં સ્ફુરેલો વિચાર અમલમાં મૂકવાની સુચના કરી હતી. એ સૂચનાનો અમલ આજથી લગભગ ૨૮ વર્ષ પૂર્વે "ગુજરાતી" પત્રના આદ્યતંત્રી, સદ્‌ગત ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ તરફથી કરવામાં આવ્યો હતો, અને તે પ્રયત્ન સતત ચાલુ રાખી બૃહત્ કાવ્યદોહનના ૮૦૦ પૃષ્ટના છ ભાગો ૧૨ થી ૧૪ વરસના અરસામાં ઉપરાઉપરી પ્રકટ કરવામાં આવ્યા હતા. તેની અંદર ઘણા કવિઓની અપ્રસિદ્ધ કૃતિઓ પ્રસિદ્ધિને પામી છે. કેટલાક કવિઓનાં પ્રસિદ્ધ થએલાં કાવ્યોની જૂદી જૂદી પ્રતો મેળવી એક સારો પાઠ પસંદ કરી તે છાપવામાં આવ્યો હતો. આ કાવ્યોને પ્રસિદ્ધ કરવામાં તેમના બે હેતુ મુખ્ય હતાઃ એક તો લોકોને સસ્તામાં લોકપ્રિય કાવ્યો પ્રાપ્ત થાય, અને બીજું ગુજરાતના કવિઓનો સારો કાવ્યસંગ્રહ બહાર પડે. પ્રથમનો હેતુ સાચવવા માટે તેની અંદર પ્રત–પાઠાંતર વગેરે થોડાં જ આપવામાં આવતાં હતાં, અને માત્ર જે શબ્દો કંઈ વિશેષ અપરિચિત લાગે, તે માટે એક નાનો શબ્દકોષ અંતભાગમાં આપવામાં આવતો હતો.

આ કાર્યને શ્રીમંતો અને રાજા રજવાડા તરફથી જેટલો આશ્રય મળ્યો છે, તે કરતાં વિશેષ આશ્રય જનસમાજ તરફથી મળ્યો છે, એમ "ગુજરાતી"માં સ્વ. આદ્ય સંગ્રહકર્ત્તાએ લખેલા કાવ્યદોહનના આત્મજીવન ઉપરથી સહજ જ પ્રતીત થાય છે. કાવ્યદોહનના છ ભાગ પ્રકટ થયા પછી લોકોનો ઉત્સાહ બીજી દિશા તરફ વળવા લાગ્યો. તે જોઇને બૃહત્ કાવ્યદોહનના દશ અથવા બને તો તેથી વિશેષ ભાગ પ્રગટ કરવાની ધારણા મંદ પાડી નાંખવાનું સ્વ. આદ્ય સંગ્રહકર્ત્તાને યોગ્ય જણાયું, અને તે કારણે કેટલાંક વર્ષ સૂધી એ કામ હાથમાં ધરવામાં આવ્યું નહોતું. એવામાં ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની બીજી બેઠક મુંબઇ નગરીમાં ભરવાની વારી આવી, ત્યારે ઘણા સદ્‌ગૃહસ્થોના કહેવાથી અને ભલામણથી બૃહત્ કાવ્યદોહનના અગાડીના ભાગોપ્રકટ કરવાનું કામ ચાલુ કરવામાં આવ્યું,

અને તેને અંગે સાતમો અને આઠમો ભાગ એ બન્ને સાથે સાથે જ શરુ કરવામાં આવ્યા. તેમાંથી સાતમો ભાગ સ્વ. સંગ્રહકર્ત્તાં તરફથી તેમની હૈયાતીમાં જ પ્રકટ થઈ ગયો છે; અને આ આઠમો ભાગ પણ સંપૂર્ણ છપાઇને તૈયાર થઈ ગયો હતો, અને માત્ર પ્રસ્તાવના, ચરિત્રાદિ વિભાગ તેમના સ્વહસ્તે લખાવાનાં જ અવશેષ હતાં; પરતુ તે ઇચ્છા પાર પડે તે દરમ્યાન શ્રી હરિની ઇચ્છાએ તેમણે આ અસાર સંસાર છોડી દીધો. તેમની જ ઇચ્છાનુસાર આજે આ ગ્રથ પ્રસિદ્ધ થાય છે અને આશા છે કે, જનસમાજ જેમ આગળ આશ્રય આપી પ્રાચીન કવિઓની કૃતિઓના ઉદ્ધારનાં કાર્યને ઉત્તેજન આપતો હતો, તેમ જ સદ્ગતના આ પ્રયત્નને પણ આશ્રય આપશે, અને અમારા ગુરુજનની આશિષથી અમને આશા છે કે, અમારા પિતાશ્રીએ કાવ્યદોહનના દશ અથવા તેથી વધારે ભાગ પ્રકટ કરવાની લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની તક ઈશ્વરકૃપાએ અમને મળશે.

બૃહત્ કાવ્યદોહનમા પ્રકટ થયેલાં કાવ્યોના સબંધમાં સપૂર્ણ તપાસ નહિ કરનારા કેટલાક ગૃહસ્થો તરફથી અઘટિત રીતે એવું જણાવવામાં આવ્યું હતું કે, માત્ર પ્રસિદ્ધ થઈ ગયેલાં કાવ્યોને તેમના પ્રસિદ્ધ કરનારાની પરવાનગી વગર જ એમનાં એમ છાપી દેવામાં આવ્યાં છે. આ વિચાર કેટલો પાયા વગરનો છે, તેનો ખુલાસો 'ગુજરાતી' પત્રમાં ગયે વર્ષે પ્રગટ થયેલા "કાવ્યદોહનના આત્મજીવન" માં સ્વ. આદ્યસંગ્રહકર્તાએ આપ્યો છે. અન્ય સ્થળે પ્રસિદ્ધ થયલાં અને આ સગ્રહમાં પ્રકટ થયેલાં કાવ્યો જો સરખાવીને વાંચવાની તસ્દી લેવામાં આવી હોત, તો તેમને દર્પણ જેવું સ્પષ્ટ દેખાતે કે, તેમા અને આમા ઘણો પાઠભેદ છે. વળી અન્યત્ર પ્રકટ નહિ થયલાં એવાં અનેક કાવ્યો અને પદો પણ આ સંગ્રહોમાં સમાવેલાં જણાઈ આવ્યા વિના રહેત નહિ.

હાલમાં કેટલાકના વિચાર એવા જણાયા છે કે, પ્રાચીન એટલું બધુ સારું નહિ ગણવુ, અને જે કંઈ મળી આવે તે બધુ પ્રસિદ્ધ ન કરવું. આના સંબધમાં તો માત્ર સ્વર્ગવાસી એટલુ જ કહેતા કે, આ એક પ્રકારની સમજફેરની વાત છે. કયા કાવ્યને સારું અને કયાને નકામુ ગણવું, એ નક્કી કરવું હાલમાં બની શકે તેવું નથી. **भिन्नभिन्नरुचिर्हि लोकः** એ ન્યાયે, તથા ગુર્જર સાહિત્યના ઇતિહાસનાં તૂટતાં સાધનો એકત્રિત ન થયાને કારણે હાલ જેને નકામુ ગણવામાં આવે, તે કાળે કરીને ઇતિહાસની શૃખલાનો આંકડો પૂરો કરવામાં સમર્થ પણ થઈ શકે. એ કારણથી એ ઉપયુક્ત જણાય છે કે, એક વાર તો જે જૂનુ છે, તે સર્વ પ્રકટ થઈ જવું જોઇએ, અને તેને કીડના ઉપભોગ થતું બચાવવું જોઇએ. અને પછી તેમાંથી પરિશોધન કરીને ચુંટી કાઢેલાં કાવ્યકુસુમોનો તુરો–ગુચ્છ પ્રકટ કરવામાં આવે તો જ તેની ખરી કીંમત થાય. આ વિચાર ધરાવનારની દૃષ્ટિએ જોવા જઇએ તો, આ વિભાગમાં પ્રેમાનંદના પુરોગામી કવિ વિશ્વનાથ જાનીકૃત કાવ્ય પ્રકટ થઈ શકતે જ નહિ. એ કાવ્ય એટલી જીર્ણ દશામાં પ્રાપ્ત થયું હતુ કે, પ્રતની નકલ કરતી વખતે પણ તેનું પાનું ફેરવવા જતાં ફાટી ન જાય, તેની ખાસ સંભાળ રાખવી પડતી હતી. એ કાવ્ય જ્યારે લખાઇને સંપૂર્ણ વાંચવામાં આવ્યું ત્યારે પ્રેમાનંદ કવિએ નરસિહ મેહેતાના સંબંધમાં જે જે કાવ્યો રચ્યાં છે, તે તે સર્વ પોતાની પૂર્વના કવિઓનાં કાવ્યોનો આશ્રય લઇને

રચ્યાં છે, અને નહિ કે લોકકથા સાંભળીને તે પોતાની કલ્પનાનુસાર રસ મૂકીને રચ્યાં છે, એવુ અનુમાન સદ્‌ગતે સાધાર કર્યું હતું. વળી નરસિંહ મેહેતા સંબંધી પ્રેમાનંદ-રચિત કાવ્યમાં ઘણે સ્થળે વિશ્વનાથ કવિની છાયા અને કેટલીક રચના, તેમ જ શબ્દ અને વાક્યપ્રયોગ પણ જોવામાં આવે છે. "ગુજરાતી" ના ૧૯૧૧ ના દીવાળીના અંકમાં સાહિત્યરસિક રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળે એક લેખ લખી સર્વથી પ્રથમ ધ્યાન તે પ્રતિ ખેંચ્યું હતુ. પ્રેમાનંદરચિત કાવ્યોમાં અસલ કીયુ છે અને નકલ કીયું છે, તે જાણવાને એ લેખ વાંચવા જેવો છે.

ગુજરાતના ઉત્તમ ટીકાકાર નવલરામભાઈ "મા'મેરુ"માં આપેલા કવિચરિત્રમાં આ પ્રમાણે લખે છેઃ "નરસિંહ મેહેતા સબંધી જે ગ્રથો છે, તે બિલકુલ સંસ્કૃતના આધાર વિનાના છે. જનવાર્તાનો તો બેશક એમાં ઉપયોગ કીધેલો જ, કેમકે નહિ તો લોકમાં મનાય જ નહિ. પણ નરસિંહ મેહેતા સંબંધી પ્રથમ જનવાર્તા કેટલી હતી, અને પ્રેમાનંદ કવિએ તેમાં કેટલો વધારો કીધો, તે હવે જાણવું અશક્ય છે!' વળી સાહિત્યરત્નના સંગ્રહકર્તા, બે ગ્રેજ્યુએટ વિદ્વાનો પ્રેમાનંદનાં કાવ્ય સંબંધમાં એવો મત ઉચ્ચારે છે કે, પોતાના પુરોગામી કવિઓનાં કાવ્યો સુધારી તેમાં પોતાના શ્રોતાઓને અને સમયને યોગ્ય રસ જમાવી લોકને પ્રેમાનંદે આખ્યાનો અર્પણ કર્યાં છે. નરસિંહ મેહેતાનાં સ્વકૃત મળી આવેલાં કાવ્યો, વિશ્વનાથ જાનીનાં મળી આવેલાં અપૂર્ણ કાવ્યો, અને તે સિવાય પ્રેમાનંદના બીજા કોઈ પૂર્વગામી કવિઓએ નરસિંહ મેહેતા સંબંધી લખેલાં કાવ્યો કદાચ મળી આવે તો તે જોયા પછી પ્રેમાનંદે નરસિંહ મેહેતા સંબંધી કેટલો વધારો કીધો, એ વાત જાણવી કાંઈ ઝાઝી અશક્ય રહેશે નહિ.

આ પ્રમાણે આજે જૂનાં કાવ્યોની શોધખોળને પરિણામે અત્યાર સુધીમાં નરસિંહ મેહેતા સબધી જે જે કાવ્યો પ્રેમાનંદે રચ્યાં છે, તે લોકકથાને આધારે સ્વકલ્પનાનુસાર રસ ઝમાવી સ્વતંત્ર રચ્યાં છે, એવી જે દૃઢ માન્યતા લાંબા સમયથી પ્રચલિત હતી, તે છોડી દેવાનો સમય આવ્યો છે. મતલબ કે જૂનાં કાવ્યોની શોધખોળ તો ચાલુ રહેવી જ જોઇએ, અને જૂનું તેટલું સારું ન માનવું, તે સાથે જૂનું તેટલું નકામુ માની ફેંકી દેવાનું ન જ જોઇએ. કંઈક રત્નોને કાળના સપાટામાં આવી જઈ ધૂળ ભેગાં થતાં અને કીડનો ઉપભોગ થતાં એક વાર અટકાવવાં, એ દરેક દેશહિતૈષીનુ કર્તવ્ય છે.

હવે આ વિભાગમાં આવેલા ગ્રંથો સંબંધી ટુંકામાં કંઈક સાહિત્ય વિષયક સૂચના કરીશું તો તે અસ્થાને નહિ ગણાય. ગ્રંથના આરંભમાં આપેલાં કેટલાંક પદો આદિ ભક્ત કવિ શ્રી નરસિંહ મેહેતાનાં છે અને તે પહેલાં બીજા કોઈ ગ્રંથમાં પ્રકટ થયલાં જાણવામાં નથી.

આ ભાગમાં કવિ શામળકૃત શિવપુરાણ આપવામાં આવ્યું છે. ખરું કહેતાં દયારામવિરચિત ભગવદ્‌ગીતા માહાત્મ્ય જેવું આ શિવમાહાત્મ્ય છે, અને તેને શિવપુરાણને નામે જે ઓળખવામાં અને ગણવામાં આવે છે, તે માત્ર લોકોક્તિને અનુસરીને જ છે. પ્રેમાનંદના જન્મ તેમ જ તેનાં ઘણાંખરાં કાવ્યોના કાળ સંબંધી જેવી રીતે નિરીક્ષણ

કરવામાં આવ્યું છે, તેવી રીતે શામળના સંબંધી થયેલું કોઇપણ દિશાએ જોવામાં આવતું નથી. કવિ પ્રેમાનંદના જેમ પૂજકો હતા, તેમ કવિ શામળના પણ પૂજકો હતા. એક જૂનો પ્રાસ્તાવિક દોહરો તે સંબંધે જોવામાં આવે છે કે,

સર્વ કવિશિરોમણી, શામળ શૂર સમર્થ;
જ્યાં જેવી રચના ઘટે, એમ આપાવ્યા અર્થ.

આવી જ રીતે કોઈ પ્રશંસા કરનારા તરફથી શામળે કયાકયા ગ્રંથો રચ્યા છે, તે સંબધી એક છપ્પો રચાયલો છે, જેની છેલ્લી કડી આ પ્રમાણે છેઃ

વૈતાળ પચીસી વર્ણવી, શુક બ્હોતરી ભાવે ધરી;
વાયુને વશ છે તરણુ જ્યમ, ત્યમ શામળ કવિએ કરી.

આ સુપ્રસિદ્ધ ઉકિત જોયા પછી પ્રેમાનદકૃત (?) માર્કણ્ડેય પુરાણમાં આરંભમાં આપેલી કડી

શિવપુરાણ સમર્થ કરે, કવિ કે' વાયુવશ તર્ણું;
અગાધ ગતિ એવી નહિ મારી, કયાં પાણો કયાં પર્ણું.

સાક્ષર શ્રી કેશવલાલભાઇના જોવામાં આવી. તે ઉપરથી તેઓ એવું અનુમાન કરે છે કે, "વળી શિવપુરાણની પ્રતિસ્પર્ધામાં રચાયલા માર્કણ્ડેય પુરાણના આરંભમાં પણ તેણે શામળભટ્ટની પતરાજી અને લડાઇની પચ્ચીસી ઉડાવી છે." સદ્ગત સગ્રહકર્ત્તાએ શામળના આ ગ્રંથને અંતે આ પ્રમાણે શેરો માર્યો છેઃ "કવિ શામળે આ ગ્રથનું નામ શિવપુરાણ રાખ્યું છે, પણ તે સાર્થ નથી. શિવપુરાણ તો જૂદુ જ છે. આ તો શિવ-માહાત્મ્ય છે." આવા સામાન્ય ગ્રંથની સ્પર્ધા કરવાને, માર્કણ્ડેય પુરાણ જેવું મહાભારત કામ પ્રેમાનંદ જેવો કવિ ઉપાડે, એ કંઈ માનવા જેવું નથી લાગતું. એટલુ છતાં જો સાક્ષર શ્રી કેશવલાલભાઈનું અનુમાન સ્વીકારીએ તો વિશેષ એટલું પણ સ્વીકારવું જ જોઇએ કે, પ્રેમાનંદના સમયમાં શામળની કીર્તિ એટલી બધી પ્રસરી હતી કે, પોતાનું કવિપદ સાચવવાને, શામળની બરોબર થવાને, અને શામળની કીર્તિ તોડવાને પ્રેમાનંદને શિવમાહાત્મ્ય જેવા સામાન્ય ગ્રન્થની સામે માર્કણ્ડેય પુરાણ હાથમાં લેવાનો ભગીરથ પ્રયાસ કરવો પડ્યો હતો.

વળી એક વિશેષ વાત અત્રે વિચારવાની અગત્ય છે. પ્રેમાનંદે માર્કણ્ડેયપુરાણની રચના વિ. સં. ૧૭૬૫ માં કરી, જ્યારે શામળભટ્ટવિરચિત શિવપુરાણ—ખરું જોતાં શિવમાહા મ્ય—ની રચ્યા સાલ ત્રણ પ્રતોમાં જૂદીજૂદી જોવામાં આવે છે. પહેલી પ્રતમાં સંવત સત્તર ચૌલોતરો (૧૭૦૪ ?) છે, બીજી પ્રતમાં સંવત સત્તર ચુમ્મોતરો (૧૭૭૪) છે, અને ત્રીજી પ્રતમાં સંવત અઢાર ચાડોતરો (૧૮૦૪) છે. ચુમ્મોતરો એટલે ૧૭૭૪ અને અઢાર ચાડોતરો એટલે ૧૮૦૪ એ બે સંવતો સંભવિત ગણાય, અને તેમાંએ સંવત ૧૭૭૪ એ વિશેષ આધારભૂત ગણાશે. શામળના ગ્રંથોનો રચનાસમય જોતાં સંવત ૧૭૦૪ કેવળ અસંભવિત જણાય છે. કારણ કે તે વખતે તેનો જન્મ જ ન હતો. પરંતુ આ ઉપરથી એટલું તો સિદ્ધ થવા જાય છે કે, શિવપુરાણ પ્રેમાનંદના માર્કણ્ડેય પુરાણની

રચના પછી કેટલેક વર્ષે—લગભગ નવ વર્ષે—શામળે રચ્યું, અને સંવત ૧૮૦૪ સ્વીકારીએ તો પ્રેમાનંદના મરણ પછી શામળે શિવપુરાણ ઘણે વર્ષે બનાવ્યું. વિચારવાની વાત તો એ છે કે, શામળભટ્ટ ભવિષ્યમાં શિવપુરાણ રચનાર છે, અને તે પછી તેની પ્રશંસાની ઉક્તિઓ બહાર પડનાર છે. એ સર્વ ભવિષ્યવેત્તાની પેઠે પ્રેમાનંદે પ્રથમથી જાણી લઇને શામળને મહાત કરવાને માટે માર્કણ્ડેય પુરાણ વિ. સં. ૧૭૬૫ માં રચી મૂકયું, એમ પૂરતા આધાર કે સબળ અનુમાનને અભાવે સ્વીકારી લેવું, એ યોગ્ય નથી. પ્રેમાનંદ, વલ્લભ, અને શામળની તુલના કરતાં પહેલાં તેમના જન્મ, ચરિત્ર, અને કાવ્યના રચ્યા સંવત સંબંધી કાળનો ચોખ્ખો નિર્ણય થવો જોઇએ; માત્ર આધાર રહિત અનુમાનના સામ્રાજ્યમાં ઘૂમવાથી, અને બે વસ્તુ વચ્ચે કંઇક શાબ્દિક સામ્ય જોવાથી અમુક અનુમાન પર દોરાઈ જઈ અમુક માન્યતા બાંધવાથી કંઈ ફલપ્રાપ્તિ થાય નહિ. ઉલટું સત્યમાર્ગથી વિપરીત માર્ગે દોરાવા જેવી અનૈતિહાસિક સ્થિતિ ઉપસ્થિત થાય છે.

પ્રેમાનંદ અને શામળ ઉભયે વિષયો ભિન્નભિન્ન પ્રકારના લીધા છે. પ્રેમાનંદે પુરાણોક્ત અને ઇતિહાસોક્ત કથાઓ લીધી છે; શામળે લોકોમાં પ્રચલિત કથા—વાર્તાઓ લીધી છે. પ્રેમાનંદને ભાષામાં અવતરણ કરવાની મહેનત કરવાની હતી. તે સિવાય તેની પાસે ચિત્ર ચિતરવાનાં સાધનો ફલક, મસિકૂર્ચકો, રંગો આદિ તૈયાર હતાં; શામળને વાર્તામાંનાં પાત્રોના હૃદયમાં ઉતરી, ચિત્રને માટે સાધનો તૈયાર કરવાનું મુશ્કેલ કામ હતું, અને એટલુ તો નિઃશંક કહી શકાશે કે પાત્રોના અંતરમાં ઉતરી અંતરની ગુંચો ઉકેલવામાં અને ગુણો પારખવામાં શામળ પ્રેમાનંદથી ચઢે તેમ છે.

શામળના સમયમાં કવિ કોને કહેવો, તે વિષયની ચર્ચા ચાલેલી હોવી જોઇએ, અને તે પરથી પ્રેમાનંદને કવિપદે સ્થાપવાનો પ્રયાસ થયલો હોવો જોઈએ, એમ અનુમાન થાય છે. શામળે પ્રેમાનંદને કવિપદને યોગ્ય નથી ગણ્યો, એ તેના કવિના નકારાત્મક લક્ષણ સંબંધી તેની પ્રસિદ્ધ ઉક્તિ

" કથ્યું કવે તે શાનો કવિ, શિખી વાત તે શાની નવી?"

એ પરથી જણાય છે. શામળે, શુદ્ધ અંતઃકરણથી આ લક્ષણ કહ્યું હોય કે ઇર્ષાથી કહ્યું હોય, તેનો નિર્ણય કરવાની કે ચર્ચા કરવાની કાંઈ આવશ્યકતા નથી; એ નિર્ણય તો માત્ર ઇશ્વરથી જ થઈ શકે તેમ છે. પરંતુ શામળે કવિનું જે લક્ષણ જણાવ્યું છે, તેમાં ઘણું રહસ્ય સમાયલું છે એમ વિચાર કરતાં જણાય છે. કેટલાકો કહે છે કે પ્રેમાનંદે સંસ્કૃત ગ્રંથો અને પુરાણોમાં કહેલી વાર્તાઓને ભાષામાં ઉતારીને કહી છે, અને પોતે વાતો ઉપજાવી કહાડી છે તેથી શામળે, પોતાને શ્રેષ્ઠ બતાવવાને અને પ્રેમાનંદને ઉતારી પાડવાને 'કથ્યું' એટલે ગીર્વાણ ભાષામાં પુરાણોમાં કથ્યું તે ગુર્જર ભાષામાં પુનઃ કથે તે શાનો કવિ એવો સિદ્ધાંત રજુ કરી, દૃષ્ટાંતમાં 'શિખી વાત-તે શાની નવી,' એ પ્રશ્ન કર્યો છે. જો આ અર્થ સ્વીકારીએ તો ગીર્વાણ ભાષામાં જ ઇતિહાસપુરાણોમાંથી દૃષ્ટાંત લઈ રઘુવંશ, નૈષધાદિ મહાકાવ્યોના રચનારાઓને તો કવિની ગણનામાં શામળ ગણે જ નહિ એમ માનવું પડે. બીજું એવું પણ સ્વીકારવું પડે કે, શામળે જેટલી વાર્તાઓ

કાવ્યમાં લખી છે તે સર્વે તેની કલ્પનાશક્તિનું ફળ છે, અને તેની પૂર્વે શામળની કથેલી વાર્તાઓ હસ્તીમાં હતી જ નહિ. આ અનુમાનો લાંબાં છે, અને તેથી યોગ્ય નથી. ત્યારે પ્રશ્ન થશે કે 'કથ્યુ કવે તે શાનો કવિ' એમાં કવિનો નકારાત્મક ગુણ શામળે કહ્યો, તેનો અર્થ શો? આ પ્રશ્નનું ઉત્તર આપવામા વિશ્વનાથ જાનીનું ઉપલબ્ધ થયેલું નરસિંહ મેહેતા સંબધી કાવ્ય સહાયકારક થઈ પડે છે. પ્રેમાનંદે વિશ્વનાથ જાનીનાં કાવ્યો પરથી ફેરફાર સાથે પોતાનાં કાવ્યો બનાવ્યાં હોય, એમ એ બન્નેની કૃતિઓ સામસામી સરખાવવાથી જણાય છે. પ્રેમાનંદે પોતાની બીજી કૃતિઓમાં પણ બેધડક તેવી રીતે બીજાઓનાં કાવ્યોની છાયા ઉતારી લીધી હોય તો તેમ નહિ માનવાને કંઈ કારણ નથી. પ્રેમાનંદની કૃતિઓ સંબધે આ હકીકત શામળની જાણમાં કદાચ હોય, અને તે પરથી પ્રેમાનદને કવિપદે સ્થાપવા વિરુદ્ધ 'કથ્યું કવે તે શાનો કવિ?' એટલે બીજાની કહેલી વાતની ફરીથી આવૃત્તિ કરે તે શાનો કવિ, એ જો ઉદ્ગાર શામળે કહાડ્યા હોય તો તે યથાર્થ લાગે છે. એ સિવાય પ્રેમાનંદની વિરુદ્ધમાં આ ઉક્તિ સકારણ ઘટાવવાનો બીજો માર્ગ જણાતો નથી.

ખંભાતના નાગર કવિ વિષ્ણુદાસની મળીઆવેલી હકીકત તેના ચરિત્રમાં આપેલી છે. તે પછી આવતા આધારભટ્ટ વિષે કોઈપણ પ્રકારની માહિતી મળી નથી. જેટલું જાણવામા આવ્યું તે એટલું જ છે કે, તે ભરુચનો ખેડાવાળ બ્રાહ્મણ હતો. સાક્ષર શ્રી કેશવલાલભાઈ એને ચોર કવિ* ગણે છે. કારણ કે "શામળશાહનો વિવાહ" એ પ્રેમાનંદના વણિક શિષ્ય હરિદાસનો અસલ રચેલો છે, અને તે એણે પોતાને નામે ચઢાવી દીધેલો છે. પણ જેમ વણિક દેશાવાલ કવિ નાકર પોતે વૈશ્ય હોવાથી પુણ્યાર્થે કાવ્યો રચી વડોદરાના નાગર બ્રાહ્મણોને ઉદરનિર્વાહ અર્થે ગાવાને આપી દેતો હતો, તેમ જ આધારભટ્ટને હરિદાસે પણ 'શામળશાહનો વિવાહ' દાનમાં આપી દીધો હોય, અને આધારભટ્ટે તે પછી તેમાં પોતાનું નામ મૂકયું હોય, તો તે કલ્પના અસંભવિત લાગતી નથી. આધારભટ્ટ એ નામ જ દર્શાવી આપે છે કે, તેણે કોઇનો આધાર લીધો છે. એ ભટ્ટજી મહારાજ ઘણુંખરું અન્ય કવિઓની કવિતા ગાઇને પોતાનું ગુજરાન ચલાવતો હતો, એટલું જ જાણવામાં છે. એનાં પુસ્તક ઉપરથી જે લોકોએ નકલ કરી લીધી, તેમાં એનું નામ રહ્યું, અને હરિદાસના પુસ્તક ઉપરથી જેણે નકલ ઉતારી લીધી તેમાં હરિદાસનું નામ રહ્યું, એટલે એ કાવ્યની બે નામવાળી જૂદી જૂદી પ્રતો મળી આવે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી.

પ્રેમાનદશિષ્ય હરિદાસકૃત શામળશાહના વિવાહમાં જેમ મૂળ કર્તાનું નામ લુપ્ત કરી આધારભટ્ટે પોતાનું નામ ઘુસાડી દઈ થોડોઘણો ફેરફાર કીધો છે, તેમ પ્રેમાનંદના કાવ્ય 'નરસિંહ મેહેતાના બાપના શ્રાદ્ધ'માં પણ, સુરત કે જ્યાંના લોકોએ એ કવિનો રસ વિશેષ ઝીલ્યો છે, ત્યાંના કોઈ ભગવાનદાસ અને રણછોડ પૂર્ણાનંદ નામના કવિઓએ

* "એના પ્રસિદ્ધિમા આવેલા ગ્રથો પૈકી શામળશાહના વિવાહની કેટલીક લિખિત પ્રતમાં આધારભટ્ટ એવું નામ જોવામા આવે છે. હરિદાસ ને આધારભટ્ટ એક કે ભિન્ન, એ તકરારનો નીવેડો કરવો બાજુપર મૂકીશુ." (પ્રેમાનંદ વિષેનો નિબધ.)

પોતાની રોજી ચલાવવા અર્થે તેમાં મનગમતો સુધારોવધારો કે બગાડો કીધેલો દૃષ્ટિએ પડે છે. જે કવિનાં કાવ્યો બહુ લોકપ્રિય થઈ પડ્યાં છે, તેની એવી જ અવસ્થા થયેલી જોવામાં આવે છે. નવલરામભાઈ લખે છે કે, વ્યાસ લોકોનો ચળવળતો હાથ 'મા'મેરાના તથા ઓખાહરણના થોડાક ભાગ ઉપર પડ્યો છે ખરો. એ અનુમાન પ્રેમાનંદના સમયની જૂની હસ્તલિખિત પ્રતો જોતાં સત્ય છે એમ પ્રતીત થાય છે, અને શ્રાદ્ધના સબંધમાં તે પ્રત્યક્ષ છે.

પોઠા સંબંધી હકીકત પૂર્વના ભાગોમાં જે આપવામાં આવી છે, તેનાથી વિશેષ પ્રાપ્ત થઈ નથી; એ કાવ્ય એક જ પ્રત ઉપરથી ઉતારીને પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

નરસિંહ મેહેતા સબંધી કાવ્યો અનેક કવિઓએ રચ્યાં છે, તેમાં મુળજીભટ્ટકૃત શ્રાદ્ધનો ઉમેરો થાય છે. અમારી પાસેની પ્રતમાં શ્રાદ્ધ પૂર્ણ કર્યાનું સંવત ૧૮૧૧ નું ગણ્યું છે, જ્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના લીસ્ટમાં એને વિ. સં. ૧૭૧૧ ના વર્ષમાં હેયાત ગણ્યો છે.

નાકરકૃત ચંદ્રહાસ આખ્યાનની નીચે તેના અસ્તિત્વના કાલ સબંધી જે ટીપ્પણ આપવામાં આવ્યું છે, તે પાછળથી મળી આવેલા સપ્રમાણ સાધનોથી ખોટું ઠરે છે. વિશેષ વિગત માટે આ ભાગમાં આપેલું નાકરનું ચરિત્ર જોવાની ભલામણ કરીએ છીએ. એ આખ્યાનમાં ગુજરાતમાં પ્રાચીન સમયમાં કક્કો કેવી રીતે શિખવાતો હતો, તે દર્શાવવામાં આવ્યું છે.

સુંદરસુત માધવદાસ સંબંધી જે હકીકત ટીપ્પણમાં આપવામાં આવી છે, તેમાં આટલો વધારો કરવો જરૂરનો છે. એ કવિ પ્રેમાનંદનો સમકાલીન હતો; અને ભાગવતના દશમસ્કંધની પેઠે એણે મહાભારત પણ રચ્યું હોય એમ લાગે છે. કારણ કે એનં રચેલાં મહાભારતનું આદિ પર્વ આ કાવ્યસગ્રહકર્ત્તાને હાથ લાગેલુ છે, અને તેમાં એણે પોતાની ઓળખ કાવ્યને અંતે આપી છે. એની ભાષા સરળ અને સાદી છે.

ત્યાર પછી વિશ્વનાથ જાની કવિનાં કાવ્યો આવે છે. એની ભાષાશૈલી પ્રેમાનદ કરતાં કોઈ પણ પ્રકારે ઉતરે એવી જણાતી નથી. અસલ લખેલી પ્રત, જોડણી, અને કાગળ જોતાં, તે અત્યંત પ્રાચીન એટલે તે કવિએ વિ. સં. ૧૭૦૮માં જ્યારે મા'મેરું–મોસાળું રચ્યું ત્યારની હોવી જોઈએ; કારણ કે ગુજરાતી લીપિમાં "ઇ" અને "ઉ" વગેરે અક્ષરોનું હાલની પદ્ધતિ પ્રમાણે રૂપાંતર થયું, તે પૂર્વેની જોડણીના શબ્દો અને અક્ષરો તેમાં છે, અને જૂની સોળમા સૈકાની માથે મીંડાં ચઢાવી પડીમાત્રામાં લેખ લખવાની પદ્ધતિ પણ એમાં અનુસરવામાં આવેલી છે. પ્રેમાનંદ કવિનાં કાવ્યો અને આ કવિનાં કાવ્યો સાથેસાથે રાખીને વાંચવાની ખાસ જરૂર છે. વિશેષમાં પ્રેમાનંદકૃત મા'મેરામાંથી ૧૯૯ થી ૨૧૮ લીટીઓની સાથે જાની કૃત કડવું ૨૦ મુ તથા બીજી લીટીઓ સાથે કડવું ૨૧ મું અને ૨૨ મુ વિશેષ ધ્યાનપૂર્વક વાંચવું, અને પછી પ્રેમાનંદની બાનીપર ફીદા થનાર ઉત્તમ ટીકાકાર નવલરામભાઈની નીચે આપેલી ટીકા વાંચતાં કંઈક નવીન વિચારો જ સ્ફુરે છે.

"આ વીશ લીટીઓ આખી ગુજરાતી ભાષામાં બહાર પડતા નિર્મળ હાસ્યરસનો એક નમુનો છે. સીમંતનો વિચાર કરવા વેરાગીઓને બોલાવવા, સામગ્રીમાં ઝાંઝ, ગોપીચંદન તથા તુલસીનો ભારો ગાડામાં ભરીને મોશાળું કરવા જવું, રસ્તામાં બળદીઆ ચાલે નહિ, અને વેરાગીઓ હોકારા કરી પછાડીથી ઠેલતા જાય, બળદો ઢાળ ઉપર ચઢે કે બધા વૈકુંઠનાથની જે બોલતા જાય, એક બળદ બેસી જાય અને તેને પૂછડી પકડીને ઉઠાડવા માંડે, એટલે આખલો બીજી તરફ ખેંચી જાય, એવા રસ્તામાં હજારો વેષ થતા જાય; પૈડામાં ચૂચૂ ચૂચૂ થઈ જ રહે, અને ગાડી હમણાં ભાંગી પડી, હમણાં ભાંગી પડી એમ થયાં જ કરે; બધા ગાડી અટકી પડે કે ઉતરી જાય, ચાલે ત્યારે બેસે, એમ ઘડીમાં હજારો વાર તેઓને કરવું પડે; અને વળી આખે રસ્તે ભજનની ધૂન તો તેઓ ઉઠાવી જ રહ્યા છે; એ રીતે તેઓ વહેવાઈને ગામ આવી પહોંચે ને ત્યાં બધા લોકો તમાસો જોવા ભેગા થઈ જાય–એ ખરેખર હાસ્યરસનો સમુદ્ર જ છે. આ ચિત્ર એટલુ જનપ્રિય થઈ ગયુ છે કે "નરસિંહ મેહેતાની વેહેલ" એવી એક સાધારણ કહેવત થઇ પડી છે."

નરસિંહ મેહેતાની વહેલ સંબંધી સ્વ. નવલરામભાઇની આ ટીકા જાનીકૃત કાવ્યમાં નરસિંહની વહેલના વર્ણનને શું સાંગોપાંગ લાગુ નહિ પડી શકે? "નરસિંહ મેહેતાની વહેલ' અથવા "નરસિંહ મેહેતાની સાગી કે રથ" એ કહેવત પ્રેમાનંદ કરતાં પણ પ્રાચીન છે, એમ માનવાને આ પરથી કારણ મળે છે. વળી આ બન્ને કવિનું મૂળ નરસિંહ મેહેતાકૃત મા'મેરું થોડેઘણે અંશે હોય એમ લાગે છે, જે હવે પછી પ્રગટ થનારા નવમા ભાગમાં આપવામાં આવશે.

અત્રે જાની કૃત મામેરાના કાવ્યમાં આવેલાં કેટલાંક પદો માટે ખુલાસો કરવો આવશ્યક છે. બૃહત્ કાવ્યદોહન ભાગ પહેલામાં આપેલાં પ્રેમાનંદકૃત મા'મેરાની આવૃત્તિ કરતી વેળાએ તેના ૧૩મા કડવાના પ્રારંભમાં આવેલું "ઉધડકી ઉઠિયો વેગે વૈકુંઠપતિ" એ ટુકથી શરુ થતુ પદ કંઈક ક્ષેપક લાગ્યું, કંઈક નરસિંહ મેહેતાના પ્રભાતિયાંની શૈલીને મળતુ લાગ્યું, એટલે એ બાબત સબંધી આદ્યસંગ્રહકર્ત્તાએ જણાવ્યું કે, "જે પ્રતોને આધારે મા'મેરુ કાવ્યદોહનના પ્રથમ ભાગમાં સશોધન કરી દાખલ કરવામાં આવેલું છે, તે અસલ પ્રતોમાં એ પદ હોવાથી એમનું એમ ટીકા વગર જ દાખલ કરેલું છે; જો કે એ પદ ઉત્તમ રચનાવાળુ છે, છતાં આ સ્થાને તેથી કાવ્યની શોભામાં વધારો થતો નથી, અને કોઈ અન્ય કવિના કાવ્ય ઉપરથી પ્રેમાનંદે પોતાને સારું લાગવાથી સ્વીકારી પોતાના કાવ્યમાં એને સ્થાન આપેલું હોય એમ લાગે છે. પછી તે અન્ય કવિ નરસિંહ મેહેતો સ્વતઃ હોય કે બીજો કોઈ કવિ હોય, એ ચોક્કસ કહી શકાતું નથી. કારણ કે કવિ પ્રેમાનદ પૂર્વે કોઇએ મા'મેરાનું કાવ્ય રચ્યું હોય એમ અત્યાર સૂધીમાં જણાયુ નથી." એ પછી પ્રથમ સાક્ષર શ્રી નવલરામભાઇએ છ જૂદીજૂદી હસ્તલિખિત પ્રતોપરથી સંશોધન કરી પ્રકટ કરેલી મા'મેરાની આવૃત્તિઓ તપાસી જોઈ, તો તેમાં એ પદ એમનું એમ કોઈ પણ જાતની ટીકા વગર આપેલુ જોવામાં આવ્યું ત્યારે, આશ્ચર્ય થયું કે, આવા સૂક્ષ્મ અને ઉત્તમ

ટીકાકારની દૃષ્ટિ બહાર એ પદ કંઈ પણ ટીકા વગરનું કેમ રહી ગયું હશે? ત્યાર પછી મા'મેરાની જેટલી પ્રતો જોવામાં આવી, તેટલીમાંની કેટલીકમાં એ પદ આપેલું જણાયું અને કેટલીકમાં આપેલું નથી. એ ઉપરથી સ્વ. આદ્યસંગ્રહકર્ત્તાએ ખાસ પ્રેમાનંદના સમયમાં જ લખાયલી પ્રતો જોવા માંડી, તો તેમાં પણ કેટલીકમાં એ પદ આપેલું જોવામાં નહિ આવ્યું. એ દરમ્યાન બૃહત્ કાવ્યદોહન ભાગ ૮ મો છપાતો હતો, તેમાં વિશ્વનાથ જાનીકૃત 'મોસાળા ચરિત્ર'માં પણ એ પદ આવેલું છે, તે પ્રતિ સ્વર્ગવાસીનું ધ્યાન ગયું, અને અસલ પ્રત મેળવી જોતાં વિશ્વનાથ જાનીએ જ્યાં જ્યાં નરસિંહ મેહેતાનાં પદોનું અવતરણ પોતાના કાવ્યમાં કરયું છે, ત્યાં ત્યાં આદિ ભક્તકવિરાજ પ્રતિ પોતાની પ્રેમ અને માનની લાગણી દર્શાવવા "પદ શ્રીમુખનું" એમ સ્પષ્ટ લખેલું જણાયું. એ જ પ્રમાણે પૃ. ૬૧૪ ઉપર આપેલું "વટલ્યોરે નાગર નરસૈંયો" પદ, કડવા ૨૫મામાં આપેલાં પ્રથમનાં બે પદો, કડવું ૩૨ મું અને કડવું ૩૪—એ સર્વે પદો તથા હારચરિત્રનાં પદો મૂળ નરસિંહ મેહેતાની જ કૃતિ છે, એમ વિશ્વનાથ જાનીની પ્રતના ખુલાસા પરથી ખાત્રી થઈ. આ ઉપરથી આદ્યસંગ્રહકર્ત્તાએ કરેલું અનુમાન ખરું ઠર્યું, અને તે પરથી તેમનો એવો પણ નિશ્ચય થયો કે, નરસિંહ મેહેતાએ સ્વતઃ મા'મેરું રચેલું હોવું જોઇએ.

વળી એ સૂચવે છે કે, પ્રેમાનંદે પોતાથી પૂર્વે થઈ ગયલા કવિઓનાં પદો, કોઇ પણ જાતના સૂચન કે સ્વીકાર વગર પોતાનાં કાવ્યમાં ઉતારી લીધાં છે, અને તેથી જો કવિ શામળે 'કથ્યું કથે તે શાનો કવિ, શિખી વાત તે શાની નવી' એવો ટોણો પ્રેમાનંદને ઉદ્દેશીને માર્યો હોય તો તે સાર્થ છે; તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

ગયે વર્ષે જુલાઈ માસમાં નરસિંહ મેહેતાકૃત કાવ્યસગ્રહ માટે પદો એકઠાં કરવાને અર્થે જ્યારે સ્વર્ગવાસી સુરત ગયા, ત્યારે જૂના હસ્તલિખિત ગ્રંથોના ચોપડા ખોળતાં જીર્ણ અવસ્થામાં આવી પડેલી એક નાની ચોપડી હાથમાં આવી. તે ઉઘાડી જોતાં તો તેમાંથી નરસિંહ મેહેતાકૃત મા'મેરું નીકળ્યું, પણ દિલગીરીની વાત એટલી લાગી કે, તેનુ છેલ્લું પાનું ફાટી ગયું હતુ; એટલે એ કાવ્ય ખંડિત દશામાં પ્રાપ્ત થયુ છે, અને ગ્રંથ વાંચતાં એમ લાગે છે કે, છેલ્લી પૂર્ણાહુતિની જ કડીઓ માત્ર ગઈ હશે. કાવ્યની ધાટી નરસિંહ મેહેતાકૃત "શામળશાહના વિવાહ" અને "સુદામા ચરિત્ર" જેવી જ છે, અને મનહર પણ તેવું જ છે. વળી આ વાતને બીજી તરફથી સમર્થન મળ્યું છે. નરસિંહ મેહેતાકૃત કાવ્યસગ્રહમાં પાછળથી આપેલુ હારમાળાનું પરિશિષ્ટ વાંચી જોતાં તેમાં પણ મા'મેરાનાં અને મા'મેરાંનું સૂચન કરનારાં પદો મળી આવે છે. તે પરથી નરસિંહ મહેતાએ મા'મેરું રચ્યું હશે એમ માનવાને કારણ મળે છે. વિશ્વનાથ જાનીએ પોતાના કાવ્યમાં નરસિંહ મેહેતાકૃત મૂળ પદોનો ઘણો ઉપયોગ છૂટથી કીધો છે, અને પ્રેમાનંદે પણ મા'મેરાની રચનામાં તથા હારમાળાની સંકલનામાં પણ તેમ જ કીધું છે, એમ બારીક નજરે જોતાં સ્પષ્ટ ખાત્રી થાય છે. મોસાળાં ચરિત્રનાં આરંભમાં કવિ વિશ્વનાથ જાની લખેછે કે,

"બ્રાહ્મણ તે વળી ભક્ત હરિનો, સોનું ને સુગંધ;
"ધન નાગર નરસૈંયો, જેણે રચ્યા બહુ પ્રબંધ. ૧
"ગ્રંથ સઘળા તણું સાધન, મન્ય વસ્યો વિશ્વાસ;
"હરિ મળ્યાનું મન કરો તો, સેવો હરિના દાસ. ૨

આ ઉપરથી વાંચનાર સમજશે કે, સ્વતંત્ર તેમ જ સ્વજીવન સંબંધી નરસિંહ મેહેતાકૃત ઘણા ગ્રંથો પ્રેમાનંદની પૂર્વે લોકમાં સુપ્રસિદ્ધ હતા, પણ હાલમાં અપ્રાપ્ય થઈ પડ્યા છે.

બીજા ખડમાં પ્રથમ પ્રેમાનંદ કવિકૃત રાધિકાજીના બાર મહિના છે. પ્રેમાનંદે નાનાંનાનાં જોડકણાં અને ટુંકી કવિતાઓ પ્રારંભમાં કર્યાનું કહેવાય છે, તેમાં સ્વર્ગની નિસરણી, બાર માસ, નાસિકેતોપાખ્યાન વગેરેનો સમાવેશ થતો હોવો જોઇએ. છતાં પણ ગુજરાતના કવિઓમાં કવિ પ્રેમાનંદ કેટલા થઈ ગયા છે, તે પ્રથમ નક્કી થવું જોઇએ. પ્રેમાનંદ સ્વામીથી આ પ્રેમાનંદ નિરાળો દેખાય છે, પણ બાર માસનો રચનારો કૃષ્ણ સુત ચોવીસો જ પ્રેમાનંદ છે કે કેમ, તેનો નિર્ણય કરવાને સાધન નથી.

આ વિભાગમાં ભોજાભક્તકૃત ચંદ્રહાસ આખ્યાન છે. આ કવિએ આખું કોઈ કાવ્ય રચ્યુ નથી એમ કહેવાય છે, તે છતાં આ કાવ્ય પ્રાપ્ત થયું છે. એમાં નાકર કવિના ચંદ્રહાસ આખ્યાનની પેઠે માત્ર છેલ્લા ભાગમાં જ નામ આવે છે.

આ ઉપરાંત અન્ય કવિઓ વિષે જાણવા જોગ હકીકત તેમનાં પ્રસિદ્ધ કરેલાં પદો સિવાય વિશેષ મળી શકી નથી.

આ સંગ્રહની વિસ્તૃત પ્રસ્તાવના લખી, ગુજરાતી પ્રજા આગળ જેમ બને તેમ સત્વર આ સંગ્રહ સાદર કરવાની આ ગ્રન્થમાળાના આદ્ય સંગ્રહકર્ત્તાની ઉત્કટ ઇચ્છા હતી, પરતુ દૈવેચ્છા પ્રતિકૂળ થવાથી તેમ થઈ શક્યું નથી. આ પ્રસ્તાવના સ્વર્ગસ્થે કરાવેલાં ટીપ્પણને તેમ જ સ્વર્ગસ્થ સાથે થયલી વાતચિતને આધારે લખવામાં આવી છે. એમાં જો દોષ હોય તો તે લેખક અને પ્રકટકર્તાનો સમજવો.

આ સંગ્રહ માટે જૂના કાવ્ય ગ્રંથો મેળવી આપવા માટે સ્વર્ગસ્થના બાળસ્નેહી અને અમારા મુરબ્બી રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.; સાક્ષર શ્રીયુત રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી, બી. એ., જેઓ એકમાર્ગી અને શાંત જીવન ગાળનાર હોવા છતાં ગુજરાતી ભાષાને નિયમિત કરી સમૃદ્ધિવાન્ કરવાને અદ્વિતીય પ્રીતિ ધરાવે છે તેઓ; પ્રાચીન પુસ્તકોની શોધમાં જ આનદ માનનારા નાંદોદનિવાસી મહેતાજી રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ વગેરે સદ્ગૃહસ્થોનો સ્વર્ગસ્થ તરફથી પ્રકટકર્ત્તાઓ ઉપકાર માને છે.

આદ્ય સંગ્રહકર્ત્તાના હાથ નીચે પ્રાચીન કાવ્યના સંશોધનનું કાર્ય કરનાર અમારા બંધુ નટવર ઇચ્છારામ બી. એ. એ વિષ્ણુદાસ અને ભોજા ભક્તનાં ચરિત્રો લખેલાં છે.

રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ., જેઓ પ્રાચીન કવિઓની કૃતિઓમાં રસ પડતો ભાગ લે છે, તેઓએ કવિ નાકરનું જીવન ચરિત્ર લખી આપેલું છે.

ગુજરાતી પ્રજા સમક્ષ પ્રાચીન કવિઓનાં કાવ્યનો સંગ્રહ પ્રકટ કરી હાજર કરવાની આદ્યસંગ્રહકર્ત્તાની ઇચ્છા પાર પાડવામાં તેમના મિત્રો અને ગુજરાતી ભાષાપ્રતિ પ્રીતિ માન, અને અભિમાન ધરાવનારા ગુજરાતી ગૃહસ્થોએ, 'ગુજરાતી પ્રેસ'ને ગુજરાતી પ્રજાની વિદ્યાવિષયક ઉન્નતિનું એક સાધન માની, જે સહાયતા કરી છે તે અદ્વિતીય છે, અને તેને માટે સ્વર્ગસ્થ સદા તેમનો ઉપકાર માનતા, અને પ્રકટકર્ત્તાઓ આશા રાખે છે કે, પ્રભુ કૃપાએ 'ગુજરાતી' પ્રેસ માટે ગુજરાતી પ્રજા પોતાની એ આભિમાનિક ભાવનામાં ઉણપ આવવા દેશે નહિ અને વિદ્યાપ્રસારના કાર્યમાં અસ્ખલિત સહાય આપશે. અંતમાં સદ્ગત સંગ્રહકર્ત્તા રચિત પદ મૂકી જગન્નિયંતાને પ્રાર્થના કરીશું કે, ગુજરાતી ભાષાનું ગૌરવ દિનપ્રતિદિન વધારો.

**ત્રોટક**

કવિતારસ અમૃત કૂપ ભર્યો, સહુ પાન કરી મન તૃપ્ત કરો,<br>
ભરી જ્ઞાન વિરાગ સુનીતિ મહી, કરી મંજન અતર મેલ હરો;<br>
કવિ ગાન ભર્યું, નવનીત નર્યું, મૃદુ વાણી સુણી મન સર્વ ઠરો,<br>
ઋતુરાજ પ્રભાસમ કાવ્ય ઝળે, કવિતારસ સંગ્રહ પૂર્ણ કર્યો.

વિ. સં. ૧૯૬૯, વસંતપંચમી<br>
મુંબઈ.

પ્રકટકર્તા

# વૈશ્યકવિ નાકર

અને

## ધાર્મિક આખ્યાનોની ઉત્પત્તિનો યુગ

"Men of letters are a perpetual priesthood, from age to age, teaching all men that a God is still present in their life," *Carlyle.*

"વિદ્વાનો ઉપદેશક મડળના ચિરજીવ અંશ છે. તમારા જીવનમાં ઈશ્વરાંશ અદ્યાપિ પર્યંત સાક્ષીભૂત છે, એવો ઉપદેશ તેઓ જમાનાની પરંપરાપર્યંત સર્વ મનુષ્યોને કરે છે."

કાર્લાઇલ.

**विश्रामस्थानमेकं कविवरवचसं जीवनं सज्जनानाम् ॥**

સજ્જનોનું જીવન, એ જ. એક કવિવરોની વાણીનુ વિશ્રામસ્થાન છે.

કાવ્યસાહિત્યનો સાદો આરંભ

પ્રસાદવતી, રસદાયી કવિતા માનવહૃદય ઉપર સ્વાભાવિક રીતે જ સબળ છાયા પાડી શકે છે. માનવલાગણીઓ, માનવહૃદય ઉપર પડતા સંસ્કારો, તેના પરિણામે તેમાંથી ઉઠતા વિકારો, અને ઈશ્વરી સૌન્દર્યથી ઉત્કંઠિત રસજ્ઞાનનાં પ્રતિબિંબો, કવિતામાં સ્વાભાવિક રીતે જ ઉતરે છે; કારણ કે કવિતામાં માનવહૃદયને આકર્ષવાના વિલક્ષણ ગુણો તથા શક્તિઓ છે. આથી સઘળી ભાષાની પ્રાચીન અવસ્થિતિ નિહાળતાં સાહિત્યનું કવિતા–અંગ પ્રથમ પ્રકટેલુ જણાય છે. બાહ્ય પદાર્થોના સસ્કારોનુ પ્રતિબિંબ કોઈ ને કોઈ સ્વરૂપમા હૃદય ઉપર પાડવું એ મનનો સ્વભાવ જ છે. તર્કશક્તિ એ મનની સ્વાભાવિક વૃત્તિ જ છે. તે સાથે સંસ્કારોને, યોગ થતાં અનુકરણશક્તિ જાગે છે, અને એ બન્ને શક્તિઓના સબળ સયોગે અનુકૂળ પ્રસગ આવતાં કવિતારૂપી ફળ પ્રકટે છે. આરમ્ભમાં વિવેકશક્તિ કંઇક ગૂઢ સ્વરૂપમાં હોય છે જ, જો કે તેને દંભનો ઢોળ નહીં ચઢેલો હોવાથી તે પ્રકટપણે દેખા દેતી નથી.

સાહિત્યના બાલ્યકાળમાં, કવિતાના જીવનના આરભમાં, સ્વાભાવિક રીતે જ માનવ લાગણીના સરળ ઉદ્દગારો પ્રકટ થતા હોવાથી, તેને કળાના નિયમોનાં કૃત્રિમ બધનો હોતાં નથી. રસવિવેક અને અલંકારચુંટણીની નાથી તે નથાતી નથી. અલબત્ત રસક્ષતિ કે અલ-કારનો અવિવેક ન થાય અને કળાના નિયમો જળવાય, એ જ પ્રકારે તેનો સ્વાભાવિક પ્રકાશ થાય છે. સમય જતાં, રસજ્ઞાન, કળાજ્ઞાન, વિદ્યાજ્ઞાન, અને વ્યવહારજ્ઞાન પ્રબળપણે જામતા, તે સર્વના અંશોનો જેમ જેમ વિશેષ પ્રવેશ થતો જાય છે, તેમ તેમ કવિતા પોતાની સ્વાભા-વિકતા–સ્વયંભૂપણું તજતી જાય છે, અને તે અંશો જેમ જેમ ક્રમે ક્રમે વધતા જાય છે, તેમ તેમ મેકાલે કહે છે તેમ ટીકા અને વાદનો જમાનો આવે છે, વિવેકશક્તિના બંધનો હદપાર દઢ થાય છે, અલંકાર આદિનાં નિબંધનો, તથા કાવ્યકળા અને શાસ્ત્રના નિયમો બલવત્તર થાય છે, અને તેને પરિણામે ચોક્કસ અવધિસુધી કવિતારચના કેવળ કૃત્રિમ લક્ષણવતી થઈ જાય છે; એટલે કે વિષયવસ્તુના નિરૂપણ કરતાં રચના ઉપર વિશેષ લક્ષ ચોંટે છે.

આથી સહજ સમજાશે, કે પ્રત્યેક ભાષાના સાહિત્યમાં સામાન્ય રીતે કવિતા પ્રથમ પ્રકટે છે, અને તે પણ સાદા અને સ્વાભાવિક જ સ્વરૂપમાં. તેમાં નથી દેખાતી અલંકારોની ટાપટીપ, કે નથી જણાતો વાણીવિલાસ અને વાગાડમ્બર; નથી જામતી સૂક્ષ્મ રસવૃત્તિ, કે નથી આંજતુ કૃત્રિમ રચનાબંધન; પરતુ સહજ રીતે મનોવૃત્તિનું સરળ પ્રતિબિમ્બ, વસ્તુનું સાદું સ્વરૂપજ્ઞાન, સૃષ્ટિસૌન્દર્યની અદ્ભુત છાપથી ઉપજેલી મુગ્ધતા, જ્ઞાન અને તર્કશક્તિના કઇક કંઇક ચમકારા, પ્રસન્ન અને જુસ્સાવાળી ગતિ, એ સર્વનો સરળ અને સુરસ આવિર્ભાવ કવિતામાં પ્રકટે છે. આ અવસ્થામાં મધુરા, નાનકડા, સુદર બાળકની ક્રીડાની ઉપમા તેને સારી રીતે આપી શકાય.

જૂની ગુજરાતી કવિતા સાદી અને ધાર્મિક કેમ?

આ જ નિયમે પ્રાચીન ગુર્જર સાહિત્ય, જે બહુધા કવિતામાં જ ઉતરેલું છે, તે સુઘટિત સસ્કૃત સાહિત્ય સાથે સરખાવતા, તેમ જ પશ્ચિમની સાહિત્ય દૃષ્ટિથી અવલોકતાં ઉત્કૃષ્ટ પંક્તિનું જણાતું નથી. તે કેવળ સાદુ અને ધાર્મિક છે. તેના ત્રણ યુગ સામાન્ય રીતે વિદ્વાનોએ પાડેલા છે. (૧) પ્રાચીન ગુજરાતી કે અપભ્રશ યુગ, વિક્રમ દશમા અગીઆરમા શતકથી ચૌદમા શતક સુધીનો; (૨) મધ્યકાલીન કે જૂની ગુજરાતીનો યુગ, પંદરમા શતકથી સત્તરમા સૈકા સુધીનો; અને (૩) અર્વાચીન ગુજરાતી યુગ, સત્તરમા શતકથી ઓગણીસમા શતક સુધીનો.

અપભ્રશ ગુજરાતી યુગનું સાહિત્ય વિશેષ પ્રચલિત નથી. તેનો પ્રકાશ યથાર્થ રીતે હજી થયો નથી, તેમ તે ભાષાનાં ખાસ કેટલાંક અંગોના ઊંડા અભ્યાસની સવિશેષ અપેક્ષા રાખતુ હોવાથી, તેનો પરિચય અતિન્યૂન છે, એટલે તેનું અવલોકન થવું દુર્ઘટ છે.

બીજા મધ્યકાલીન ગુજરાતી યુગના કાવ્યસાહિત્યનુ અહી અવલોકન કરવાનું છે. ગુજરાતની ઐતિહાસિક અને સામાજિક પરિસ્થિતિઓ બદલાવાને કારણે આ મધ્યકાલીન યુગ એક રીતે નવીન સાહિત્યનો યુગ ગણાયો છે; એટલે તેનો આરંભ સ્વાભાવિક રીતે સાદો હોય જ. આ યુગનો આરભ વિક્રમ પદરમા શતકના ત્રીજા પાદથી ભક્તકવિ નાગર નરસિહ મહેતાથી થયેલો મનાય છે, પરંતુ પ્રાચીન કાવ્યોનો યથાસ્થિત પરિશોધ થતાં કદાચિત્ નરસિહ મહેતાને એમના આદિ કવિપદ ઉપરથી ચ્યુત કરવાનો સમય સમીપ આવે, તો તેમાં કાંઈ આશ્ચર્યકર નથી.

અદ્યપર્યત ઉપલબ્ધ પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ પ્રાચીન ગુર્જર સાહિત્ય અવલોકતાં જણાય છે, કે તેનો વિશેષ મોટો ભાગ સાદો, સરળ અને ધાર્મિક ચેતનનો પ્રેરક અને ઉત્તેજક છે. તેનો તેના સમયમાં સારો સાદર થયો હશે, એ નિ શંક છે. પ્રાચીન કવિતામાં મુખ્યત્વે કરીને ધાર્મિક તત્ત્વ સંકળાયલુ—ઓતપ્રોત થયલુ હોવાથી, એ પ્રશ્ન ઊઠશે, કે એ સમયની ગુર્જર પ્રજાના જીવનની માત્ર એક જ ધાર્મિક કળા શાથી સજીવ રહી? અને અન્ય જીવનકળાઓ શાથી વિશેષ મંદ ચેતનવાળી કે મૃતપ્રાય થવા પામી? વર્તમાન સમયે જેને સામાજિક વાતાવરણને ઉન્નત કરનારાં, જનસમાજના હૃદયને હલમલાવનારાં અને તનમનાટ કરાવનારાં સત્ત્વો—બીજકો કહેવામાં આવે છે, એવા સત્ત્વોને બહલાવનારી

કવિતાનો પ્રવાહ કેમ નહીં વહ્યો હોય? સાક્ષર શ્રી કેશવલાલભાઇ કહે છે, તેમ એ સમયની પ્રજા શામાટે સ્થૂલ ધર્મબુદ્ધિથી મંદ જીવનવાળી અને નિ:સત્ત્વ થઈ ગઈ હતી, અને કેમ રસ લ્હાનાર કે લ્હેનાર કોઈ થયું નહીં—રહ્યું નહીં?

ગુજરાતની સુરંગ સૌન્દર્યસમૃદ્ધિ, અને અન્ય સામગ્રી

આ મધ્યકાલીન ગુજરાતી યુગની સામાજિક અને ઐતિહાસિક પરિસ્થિતિઓના અંતરપટને નહીં ભેદનાર પૃચ્છક ઉપરના પ્રશ્નના સમર્થનમાં જણાવશે, કે 'પ્રસંગ હોય તો કવિતાકલિ ખીલ્યા વિના રહેતી નથી,' અને તે સમયે કવિતાના આવિર્ભાવને પ્રકટાવનાર પ્રસંગો તો હતા જ; મનુષ્યના મન: ઉપર પ્રબળ અસર કરનાર સૃષ્ટિસૌન્દર્યની ગુજરાતમાં કાંઈ ખામી પણ ન હતી અને નથી જ. કવિ નર્મદના શબ્દોમાં (કંઈક ફેર સાથે) એ સૃષ્ટિસૌન્દર્યનો ચિતાર નિરખીશું:—

સુરંગ ભર્તખંડમાં સુરંગ ગુર્જરાષ્ટ્રમાં;
સુરંગ ઉષ્ણુ ઠડમાં સુરંગ આઠ જામ છે.
તરુ, ફુલો, ફલો, લતા, સુધાન્યથી ઘણી મતા;
વનસ્પતી તણી છતા, રસાળ ભૂમિ ધામ છે.
ગિરિ, નદી, સરોવરાં, સુધાતુ, ખાણુ દેહરાં;
ગુફા ઘણી, મઠો ઘરાં, રસિક રમ્ય કાળ છે.
મનુ સહુ સુરંગનાં, સુપખિ પચ રંગના;
પશુ બહુ જ બગનાં, સુરગ બ્રહ્મ નામ છે.

ત્યારે આવા સુરગ સૃષ્ટિસૌન્દર્યે શામાટે ગુર્જર કવિઓના હ્રદય ઉપર જોઇતી અસર કરી નહી? સૃષ્ટિસૌન્દર્ય ઉપરાંત વીરવૃત્તિને પોષે એવા અનેક ઐતિહાસિક પ્રસંગો પણ બન્યા હતા. અન્ય રસવૃત્તિઓનાં પોષક સત્વોનો કાંઈ અભાવ નહોતો. (માત્ર અનુકૂળ રસવૃત્તિનું ઉદ્બોધન નહતુ.) માર્ગ દર્શાવનારુ સસ્કૃત અને પૌરાણિક સાહિત્ય પણ હતુ. સ્પર્ધામાં ઉતારનાર જૈન સાહિત્ય પણ ખીલતુ હતુ. કવિતાના વસ્તુ અને વિષયની પણ ન્યૂનતા ન હતી. છતાં કેમ ગુર્જર પ્રજાની રસવૃત્તિ મોળી પડી ગઈ હતી? આ સર્વ પ્રસગો, સુરંગ, સૃષ્ટિસૌન્દર્ય, અને અન્ય સામગ્રીઓરૂપી અસ્ત્રોએ કવિઓનાં હ્રદયમાંથી બાણુગંગાનો પ્રવાહ કેમ ન વહેવડાવ્યો? તેમ જ તે ગુર્જર પ્રજાનાં હ્રદય વેધવાને પણ કેમ સમર્થ થયાં નહીં?

ઐતિહાસિક અને સામાજિક પરિસ્થિતિ

તે સમયની ઐતિહાસિક અને સામાજિક પરિસ્થિતિઓનો અંતરપટ ભેદતાં આ પ્રશ્નનું કંઈક સમાધાન કરી શકે, એવું ઉત્તર મળી શકશે. પરતુ એ પરિસ્થિતિઓનો પટ ભેદતાં પહેલાં એમ જણાવવાની અપેક્ષા રહે છે, કે એ સમયમાં ગુર્જર કાવ્યસાહિત્યના રસદાયી ઉદ્ભવના અભાવનું કારણ ઐતિહાસિક અશાંત પરિસ્થિતિ હતી, એવો અભિપ્રાય વિદ્વાનોનો એક પક્ષ ધરાવે છે; અને તેમાં સ્વ. સાક્ષર ગોવર્ધનરામભાઈ મુખ્ય છે. બીજો પક્ષ એવા વિચારને માન આપતો જણાય છે, કે આવશ્યકતા જ અપેક્ષિત

વસ્તુને ઉત્પન્ન કરે છે; શાંતિને બદલે સંક્ષોભ કાવ્યસાહિત્યના ઉદ્‌ભવને વિશેષ સતેજ કરે છે; તે માટે કવિતાના ઉદ્‌ભવમાટે કાંઈ શાંત અને સ્વસ્થ પરિસ્થિતિ હોવી જ જોઇએ, એવો કોઈ અબાધિત નિયમ નથી; એકલા મધ્યકાલીન ગુજરાતી યુગના ઉપલબ્ધ કાવ્યસાહિત્ય ઉપરથી જ તેની નિષ્પત્તિના કારણનો મત બાંધવો અને કેવળ અશાંતિને જ તેનુ કારણ માની લેવું, એ ઉપયુક્ત નથી. આ પક્ષના પ્રતિપાદકો અન્ય પ્રદેશોના સાહિત્યના વિકાસના ઇતિહાસને પોતાના મતના સમર્થનમાં ધરે છે. આ મત ખરેખર વિચારણીય છે.

પ્રથમ પક્ષ મધ્યકાલીન ગુજરાતી યુગની અશાંતિ અને અસ્વસ્થતાને આગળ ધરી જણાવે છે, કે એ 'શ્રમણ યુગ'માં "ગુર્જર પ્રજાનો સંસારસ્વાદ મરી ગયો, ગૃહરાજ્ય આદિ ભાવનાઓમાંથી અને સસ્થાઓમાંથી રસ ઉડી ગયો; જીવનભાવના અતિ સંકુચિત, કલુષિત, નિઃસત્વ અને પશુવત્ થઈ ગઈ. તેથી જ વિશાળ રસમય વિશ્વનુ પ્રતિબિમ્બ ઝીલવામાં ગુર્જર પ્રજાના હ્રદય, મૃત્તિકાસમાન અસમર્થ થયાં, અને " આ કારણે કવિતાનો ઉદ્‌ભવ કરાવનારી સામગ્રીઓ ગુર્જર ભૂમિમાં હોવા છતાં સમય અને સ્થિતિ અનુકૂળ નહી હોવાથી આ યુગનુ કાવ્યસાહિત્ય શુષ્ક અને રસહીન થયુ.

આ મત સત્ય માનતાં પહેલા બીજા પક્ષનો મત વિચારવા યોગ્ય છે; તેમ જ તે સમયની રાજકીય, આર્થિક અને હુન્નરકલાવિષયક પરિસ્થિતિઓનો ઇતિહાસ જાણવાની પણ સવિશેષ અપેક્ષા છે; કારણ કે પ્રથમ પક્ષનો મત સત્ય માનતાં એમ કબૂલ કરવા જેવી સ્થિતિ ઉભી થાય છે, કે તે સમયે રસવૃત્તિનો અભાવ હોવાથી કળાનો પણ અભાવ હોવો જ જોઇએ. આ સિદ્ધાતનો સ્વીકાર એકદમ થઈ શકે એમ નથી. તેથી જ્યાં સૂધી મધ્યકાલીન ગુજરાતી યુગનો રાજકીય, આર્થિક અને હુન્નરકળાવિષયક ઇતિહાસ પ્રકટ થાય નહી, ત્યાં સૂધી તે વિષે મત બાધતાં થોભવાની, તેમ જ તે દૃષ્ટિએ કવિતાના ઉદ્‌ભવના કારણોનો પણ ઉહાપોહ થવાની અને અન્ય પ્રદેશોના સાહિત્યના વિકાસના ઇતિહાસ અવલોકવાની પણ વિશેષ આવશ્યકતા છે.

ગુર્જર કાવ્યસાહિત્યના વિકાસ સંબંધી પ્રચલિત મત અને તેની સામે ધરવામાં આવતો વિચારણીય અન્ય મત સંક્ષેપમા સૂચવવાનો અત્ર ઉદ્દેશ છે. હવે પ્રસ્તુત મધ્યકાલીન ગુજરાતી યુગની ઐતિહાસક પરિસ્થિતિનુ સિંહાવલોકન કરીએ.

સવત ૧૩૫૬ મા ગુજરાતમાં મુસલમાનો પેઠા, તે પહેલાં જ જાતિ–જ્ઞાતિના સૂક્ષ્મ ભેદ તથા ધર્મમતાભિમાનના ઝઘડાએ, જૈન અને શૈવ ધર્મની સર્વોપરિપણાની મારામારીએ, તથા ઐકય અને દેશદાઝની કમી સમજે, ગુર્જરોનાં રણશૌર્ય, ધર્મશૌર્ય, અને સમાજશૌર્યને શિથિલ કરી નાંખ્યાં હતાં; એટલે જૂદા લોહીના, જૂદા ધર્મના, જૂદી ભાષાના, જૂદી જીવનવ્યવહારની ભાવનાવાળા અને વધારે જોરાવર મુસલમાનોના ઉપરાછાપરી, ઝનુની હલ્લાઓએ, ગુર્જરોના જીવનશૌર્યને પણ આકડાના તૂરની પેઠે ઉરાડયું. ભેદ અને કલહથી શિથિલ થયલા ગુર્જરો ઝનુની અને એકમાર્ગી મુસલમાનો સામે ટકી શકયા નહી. અલ્લાઉદ્દીન

ખીલજીના સુબાથી હારી, છેલ્લો ગુર્જર રાજા કરણદેવ ગુર્જરોને છોડી, નાશી બાગલાણમાં ભરાયો, અને 'ગુર્જર રાજ્યનો દીવો ગુલ થયો.' સવાસો વર્ષપર્યંત ગુજરાતમાં ઠામઠામ બંડો—હુલ્લડો થયાં, બખેડા જાગ્યા, લોકના જીવ ઊડ્યા, અને અનેક હાડમારીઓમાં સપડાયા. પોતાની સત્તા જમાવવાને મદાંધ, ધર્માંધ, અને બલાંધ મુસલમાનોએ બેસુતમ કેર વર્તાવ્યો, ત્રાહ ત્રાહ પોકરાવી, જબરદસ્તી ગુજારી, જુલમનો દોર જમાવ્યો, જનાકારીના ઘોડા દપટાવ્યા, અને હિંદુ ધર્મને ઉથલાવી પાડવાને જબરાં ધરાંપરાં કર્યાં; રાંકડા ગુર્જરોની હડેહુતુ જેવી દશા કરી નાંખી. રાજપૂતોએ સામા થઈ કેશરીઆં કર્યાં અને સામી ટક્કર ઝીલી, પણ ફાવ્યા નહીં અને તૂટ્યા; મુસલમાની ઝનુનરૂપી દીવામાં પતંગીઆંપેરે તેઓ બળીઝળી ગયા. ગુર્જર પ્રજા બહાવરી, બેબાકળી, અને નિરાશ બની ગઈ. રાજપૂત રાજાઓના આશ્રયે ઉદય પામેલા, ઉદ્યોગ અને વિદ્યાઓમાં વળગેલા ગુર્જરો આશ્રયભંગ થયા, અને લેવાય તેટલાં પોતાનાં સર્વસ્વ સાથે લઈ, જીવન ઉગારવાના અને નવીન શાંત વાતાવરણ શોધી ત્યાં હાશ કરી વસવાના વમળમાં પડ્યા. અમદાવાદ, અહમદનગર, સુલતાનપુર, અને સુરત વસ્યાં; પણ પાટણ અને ચાંપાનેર ખસ્યાં. ખંભાત, જુનાગઢ આદિ ખળભળ્યાં,' અને મુસલમાનને હાથ પડ્યાં. નાશભાગ કરતા કેટલાક લોક ઠેઠ મથુરાં, કાશી સુધી પહોચ્યા, અને બાકીના આખરે ગુજરાત કાઠીઆવાડમાં ઠરીઠામ થયા. ગુજરાતમાં મોગલાઈ શરુ થતાં સુધી એ અશાંતિ ચાલુ રહી.

આખરે ત્રણેક સૈકાં આમ અસ્તવ્યસ્ત દશામાં ગુર્જરોએ પસાર કર્યાં. અકબરશાહના સમયથી એક સૈકા સૂધી ગુર્જર પ્રજાએ સ્વસ્થતાનો સ્વાદ કંઇક ચાખ્યો. પછી પાછી મોગલાઈ નબળી પડી, હલમળી જઈ, સખળડખળ થઈ ગઈ, અને પેશ્વાઈ પેઠી અને પાછી મરેઠી અંધાધુંધી ચાલી. આખરે મરાઠી હાકહાલાકીમાંથી ગુજરાત કંઇક સ્વસ્થ થયું, પણ છેવટે સને ૧૮૧૮ માં બ્રિટિશ શીતલ છત્રછાયામાં મૂકાતાં ગુર્જર પ્રજા ઠરીઠામ પડી.

આમ રખડપટ્ટીના વમળમાં ગોટાતી, અથડાતી, વાવાઝોડામાં ઝોલા ખાતી, જીવનના વરઝોળા અનુભવતી, ગુર્જર પ્રજા મુસલમાની ઉત્કર્ષ કાળમાં નવા વાતાવરણમાં મૂકાઈ. સ્થાનાંતરથી, અસ્વસ્થતાથી, અને નવીન વાતાવરણમાં જામવાની ખટપટમાં પડવાથી, તેનો પૂર્વગામી સાહિત્યપરિચય કંઈક નષ્ટપ્રાય થયો; સંસ્કૃત સાહિત્ય અને વિદ્યા લુપ્તપ્રાય થયાં. તેનો શૂરવીરતાનો, ઓજસનો, પ્રતાપનો, ટુંકમાં વીરવૃત્તિના પોષક ગુણોનો આવેશ બહેર મારી ગયો, જીવનરસ ફટકી ગયો. દુનિયાદારીની આફતમાં કરાર નહીં વળવાથી, તથા ઉદ્યમમાંથી ઉમંગ ઊઠી જવાથી અભ્યાસ તુટ્યો, વિદ્યા ગુમ થઈ. ભૌતિક સમૃદ્ધિની ગુજરાતમાં ન્યૂનતા ન હતી, પણ તેની પોષક વૃત્તિ અને ઉત્તેજક લોકરુચિનો આવેગ અટકી પડ્યો. આ લોકનાં દુઃખથી કંટાળેલી પ્રજાને પરલોકપ્રાપ્તિનાં સાધક ભક્તિ અને જ્ઞાનપ્રતિ દૃષ્ટિ ફેરવવાની ફરજ પડી.

નવી પારસ્થિતિમાં મૂકાતાં, પૂવગામી સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યનો પરિચય ઘણો જ કમી થતાં, તેમની ભાષાને નવું ધાવણુ મળ્યું. પ્રાચીન, અનાર્ય ભીલ આદિ જાતોના અને પરધર્મી મુસલમાનોના સંસર્ગથી આ નવીન ધાવણુ તેને મળ્યુ, અને તેથી તે પોષાઈ. કંઈક સ્વસ્થ થતાં ગુર્જર પ્રજાને શિરે નવા વાતાવરણુને અનુકૂળ નવી ભાષામાં નવા સાહિત્યના ફાલો નવીન રીતે ઉગાડવાનું આવી પડ્યુ. એ ઉપર હિંદી અને વ્રજભાષાએ પણુ સારી અસર કરી. રાજકર્તા મુસલમાન વર્ગના ફારસી સાહિત્યને પણુ ભાષાપર અસર કરવાનો અવકાશ મળ્યો. તીર્થાટન, અને પ્રવાસને અગે હિંદના અન્ય ભાગના લોકના અને તેમના સાહિત્યના પરિચયે પ્રવેશ કર્યો. એ સર્વ કારણે ગુજરાતી ભાષામાં ઘણો જ વિકાર થઈ ગયો. પાછો કાળે કરી સસ્કૃત ભાષાનો અભ્યાસ પણુ વધ્યો, ક્રમે ક્રમે લોકરુચિ ઉત્તેજિત થઈ, અને તેનો સત્કાર પણુ વિશેષે થવા માંડ્યો.

નવીન સાહિત્યની ઉત્પત્તિ

કવિઓ અસામાન્ય, ચપલ ચેતનવાળા, વિશેષ ઉત્સાહી, કોમળ સ્વભાવવાળા, માનવ સ્વભાવનું વિશેષ ઊંડું જ્ઞાન ધરાવનારા, અને વિશાળ દૃષ્ટિવાળા, ઉન્નત આત્માઓ છે. પોતાના રાગ અને ઇચ્છાઓમાં જ તેઓ આનંદમગ્ન રહે છે, અને અન્ય પામર જીવોના કરતાં પોતાના ચૈતન્યવિલાસમાં જ વિશેષ પ્રસન્ન રહે છે. બાહ્ય સ્વરૂપમાં નહીં દેખાતાં પરતુ અંતઃકરણુને ઉજાળતાં, રસતાં, અને વિકારને પમાડતાં ગૂઢ તત્ત્વો તેમના હૃદય ઉપર સત્વર અસર કરે છે, પ્રતિધ્વનિ ઉઠાડે છે, અને કેવળ અલૌકિક મનઃસૃષ્ટિ ઉભી કરી, જાણે વાસ્તવિક પ્રસગો બન્યા હોયની, તેમ પોતાની રસવૃત્તિ ઠલવે છે અને જમાવે છે. અનુભવમાં જેમ જેમ એ ઉન્નત આત્માઓ—પ્રભુના પયગમ્બરો—કવિઓ વધતા જાય છે, તેમ તેમ તેઓ પોતાના હૃદયમાં ઘૂમતા વિચારો, અવલોકનથી પડેલા સસ્કારો, અને ભાવિ લોકસ્થિતિની કલ્પનાઓ વિશેષ ત્વરાથી, વિશેષ ભાવપૂર્વક અને વિશેષ રસભર રીતે આલેખી શકે છે. પોતાનાં કવનોથી આ રસિક આત્માઓ પોતાના માનવ બાંધવોનાં જીવનો રસાળા અને ઉજમાળાં કરે છે. આથી જ ખરો કવિ જગતનો—સસારનો ઉચ્ચ ઉપદેશક ગણાય છે, તેનું કર્ત્તવ્ય પવિત્ર મનાય છે, અને સસારની આટીઘુંટીમાં તથા ભૂલભૂલામણીમાં ગોટાતા, વિકટ સસારપ્રવાસમાં ભૂલા પડેલા, ભાવિચક્રમા સપડાયલા પામર જીવોને સત્ય માર્ગ દર્શાવનારા દિવ્ય દીપકો મનાય છે.

ગુર્જર ભૂમિમા ઉપર દર્શાવ્યા પ્રમાણે અનુકૂળ અને શાંત પરિસ્થિતિ થતાં આવા ઉન્નત આત્માઓ પ્રકટી નીકળ્યા; અને તેમણે પોતાની શક્તિ અનુસાર, તે સમયને યોગ્ય, અને લોકરુચિને અનુકૂળ થઈ પડે, એવી રીતે પોતાનું કાર્ય પૂર હોંસથી ઉપાડી લીધુ, અને પરિણામે સાહિત્યવૃક્ષનાં મૂળ દૃઢ રોપાયા તથા વૃક્ષ પણુ ઉગ્યાં.

આટલા સંક્ષિપ્ત વિવેચનથી સુવિદિત થશે, કે તે વેળાની ઐતિહાસિક તથા સામાજિક પરિસ્થિતિઓએ, મધ્યકાલીન ગુજરાતીનો જે પ્રવાહ સાદો થયો તેમાં સવિશેષ મુખ્ય ભાગ ભજવ્યો હતો. હવે એ પ્રશ્ન છે, કે એ કાવ્યસાહિત્ય મુખ્યત્વે કરીને ધાર્મિક કેમ થયુ ? ગુર્જર પ્રજાના

નવુ સાહિત્ય ધાર્મિક કેમ થયું ?

જીવનની અન્ય કળાઓ સાથે નષ્ટપ્રાય ન થતાં માત્ર ધાર્મિક જીવનકળા કેમ ચેતનવાળી રહી?

આ પ્રશ્નનો ઉત્તર આર્યોની પરંપરાથી ઉતરી આવેલી ધાર્મિક વૃત્તિ જ આપી શકશે. આર્યભૂમિ ધર્મપ્રધાન છે. આર્યપુત્રોના જીવનની એક ધાર્મિક કળા અગણિત કાળથી સચેતન જ રહેતી આવી છે. ધર્મશાસ્ત્રોના નિયમોના ઉપદેશોએ, વિશુદ્ધ ધર્મચારીઓના ચરિતોએ, અને સન્નિષ્ઠાશીલ આદર્શ સ્ત્રીપુરુષોનાં નિર્મળ દૃષ્ટાંતોએ આર્યપુત્રોનાં હૃદય ઉપર જેવી સચોટ અને સભર અસર જમાવેલી છે, તેવી બીજા કોઈ નિયામક અંશોએ જમાવી નથી. આર્યપુત્રો અનેક પરિસ્થિતિઓમાંથી પસાર થયા છે, કાળના અનેક ઝપાટાસપાટા તેમને લાગ્યા છે; આસમાનીસુલતાનીઓ અનુભવી છે, સંસારના ટાઢા ઊના વાયરાઓ વાયા છે, ધર્મના ઝઘડાઓ અને કલહોએ તેમને અનેક વાર સતાવ્યા છે, છતાં તેમની સ્થિર ધર્મવૃત્તિએ તેમને અચળ ટકાવી રાખેલા છે. તેમની નાડીઓમાં ધર્મના બળે ફરતુ લોહી સદા સતેજ અને સવેગ રહેલુ છે.

આ જ ધાર્મિક વૃત્તિ તે સમયના ગુર્જરોમાં પણ ઉત્તેજિત હતી. પરતુ કાળબળથી, બાહ્ય આઘાતોથી, ધર્મસાહિત્યના મોળા અભ્યાસથી, ધર્મનાં ગહન રહસ્યો સમજવાની શક્તિ તેમણે ગુમાવી હતી, અને કેવળ ક્રિયાકર્મ, વ્રતાદિપાલન, બાહ્યોપચારમાં જ તેઓ તલ્લીન થયા હતા. ગુજરાતમાં જૈન અને શૈવમતના દુરાગ્રહી અને વૈરભાવી સતત કલહોથી, આર્યધર્મના સિદ્ધાંતોનું અનુકરણ શિથિલ થવા પામ્યુ હતુ જ, તેમા આચારસેવન અને ક્રિયાકર્મપાલનનું સામ્રાજ્ય જામ્યુ. ઉન્નત ધર્મ સબંધી ખટપટ નરમ પડતાં, આચારની સરસાઈ વધી પડી, તે કારણે જ્ઞાતિઓ વધી, અને સખ્ત બધીઓ મૂકાઈ. મોટી જ્ઞાતિઓ ઉપરાંત તડાં અને કૂખા અનેકગણાં વધી ગયા. તેમાં કેવળ સત્તા અને વિલાસપ્રિય અને અધીન પ્રજાની લાગણીને દુભવવાના સ્વભાવવાળા, તે સમયના મુસલમાન રાજકર્તાઓના ધર્માંધપણાંની સામે થવામાં, ધર્મ જાળવવો એનો અર્થ કેવલ ક્રિયાકર્મ, વ્રતો આચરવાં એવો થયો, અને તે સમયના કવિઓએ (નાકર, વિષ્ણુદાસ, ભાલણ, શિવદાસ આદિએ) તેમની આવી ઉપરછલ્લી ધર્મભાવનાને પણ પોષે એવા ને જાગૃત કરે, એવાં સદુપદેશાત્મક અને નીતિપોષક ભજનો રચ્યાં, આખ્યાનો બાંધ્યા, અને એ મધ્યકાલીન શુદ્ધ ગુજરાતીનું મુખ્ય અગ થઈ પડ્યાં. આમ એ સમયના વ્યવહારકુશળ કવિઓએ પોતાને જણાયલા ઉન્નત માર્ગે ગુર્જર બાંધવોને વાળ્યા અને ધાર્મિક જીવનકલા સતેજ રાખી.

આ ધાર્મિક સાહિત્યનો પણ મોટો ભાગ વૈષ્ણવ ધર્મે રોકેલો છે. 'સવત સૈકા તેર ચૌદમાં વૈષ્ણવ ધર્મ ગુજરાતમાં દાખલ થયો, બ્રાહ્મણો તે સમયે બ્રાહ્મણ ધર્મથી ચ્યુત થયા હતા. શૈવધર્મ મોળો પડ્યો હતો. જનધર્મ ધારેલી અસર કરી શક્યો હતો નહીં. જનસમાજના હૃદયને હલમલાવે એવા ધર્મની અપેક્ષા હતી. એટલે ગુજરાતીઓ ઠરીને ઠામ બેઠા, ત્યારે તેમના જીવનને રસાળાં કરી શકે એવા, અને વ્યવહાર સાથે પરમાર્થ સધાવી શકે એવા, ધર્મની જરૂર

વૈષ્ણવ ધર્મથી રંગાયલું સાહિત્ય

પડી, અને એ જરૂર વૈષ્ણુવ ધર્મે તત્કાળ સારી રીતે પૂરી પાડી. આરંભમાં શૈવમતવાદીઓની પ્રબળતાથી તે જામ્યો નહીં, પણ ધીરેધીરે તેણે પોતાનો પગપેસારો કર્યો. કબીરજીના ગુરુ રામાનંદ અને ચૈતન્ય સંપ્રદાયના સાધુઓના સમાગમનું એ પરિણામ હતું. રામાનુજ અને માધ્વ સંપ્રદાયોની અસર પણ એમાં સામેલ હતી. પંદરમાના અંતમાં નરસિંહ મહેતે તે મત સ્વીકાર્યો, અને સોળમાના આરંભમાં મંડલીક રાજાની સભામાં સન્યાસીઓની સામા પોતાનો આગ્રહ પ્રસિદ્ધ કર્યો. "સંવત ૧૫૩૫ માં શ્રીવલ્લભાચાર્યજી જન્મ્યા. તેમનું પ્રધાન ધામ શ્રીનાથજી મેવાડમાં હોવાથી તેની સંનિધિમાં આવેલા ગુજરાતમાં તેમના મતનો શીઘ્ર પ્રવેશ થયો. શ્રીવલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથે સંવત ૧૬૦૦ થી તે ૧૬૨૫ લગીમાં ઘણીક વાર ગુજરાતમાં આવી ઘણાકને કંઠી બંધાવી." કેટલાક જૈન પણ વૈષ્ણુવ થયા. બ્રાહ્મણો જોકે શૈવમાર્ગી હતા, તોપણ તેઓમાંના કેટલાકે યજમાન વૈષ્ણુવની ઇચ્છાથી અને કેટલાકે લોકને પ્રસન્ન કરી પોતાની પ્રાપ્તિ-આજીવિકા ટકાવવા સારુ શ્રીમદ્‌ભાગવત, વ્રતમાહાત્મ્ય, મહાભારતમાંના કથાપ્રસંગો અને 'શ્રીકૃષ્ણુ ભગવાનની વિભૂતિપ્રકાશક લીલાઓને' પ્રાકૃત વાણીમાં ઉતાર્યાં અને ગાયાં.

ગુજરાતીઓની સામાજિક પરિસ્થિતિ

આમ મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય ધાર્મિક અંશોથી ઓતપ્રોત થયું અને એ જ અંશો ઉભરાયા. તેને અનુકૂળ જ તે સમયની સામાજિક પરિસ્થિતિ પણ હતી. મોગલાઇના શાંત દોરમાં ગુર્જર પ્રજાએ નિર્વાહનાં સાધનો હાથ કર્યાં; કારીગરી, ખેતી અને વ્યાપાર જમાવ્યાં. આમ નવી પરિસ્થિતિ જમાવવાની તેમની કડાકુટથી તેમનું જીવન બહુધા વાણિજ્યાદિમાં જ રોકાયું હતું. વેપારવણજ અને ધંધાધાપાની આખા દિવસની ધુસરીમાંથી છેક સાયંકાળે નિવૃત્ત થતાં, મનને ધર્મ અને ભક્તિના શાંત અને બોધક ઉદ્‌ગારોથી પ્રભુપ્રતિ ઉન્મુખ કરવાની અગત્ય સ્વાભાવિક રીતે જ રહે છે.

કેળવણીથી દગ્ધ નહીં થયલા, એ જમાનાના લોકો, સાંપ્રત સમયના કેટલાક નિરપેક્ષ બુદ્ધિવાદી, તર્કાવલંબી કેળવાયલાઓની પેઠે ધર્મશ્રદ્ધાહીન ન હતા, પણ અત્યંત અંધશ્રદ્ધાળુ હતા. એથી તે સમયના અભણ લોકને ધર્મ અને ભક્તિનાં સાધનો—આખ્યાનો પ્રભુપ્રતિ ઉન્મુખ કરવામાં વિશેષ ઉપયોગી થઈ પડ્યાં. તે સમયે, મુદ્રણકલાને અભાવે જ્ઞાનનો પ્રસાર બહુધા મુખપરંપરાએ ચાલતો હતો અને શ્રવણપરંપરાથી તેનો રસ ઝીલાતો ઝીલાવાતો હતો. બ્રાહ્મણ વર્ગના લોક બહુધા અક્ષરવાન્ હતા, ક્ષત્રિયો ધીરેધીરે અજ્ઞાનકૂપમાં ડૂબતા જતા હતા, અને વૈશ્યોનો કેટલોક ભાગ કામ જેટલું જ ભણેલો હતો અને બોડીઆ અક્ષરદ્વારા કામ ચલાવી લેતો હતો; પરંતુ ખેડુતો, કારીગરો, વગેરે કાળા અક્ષરને કૂટી મારે એવા હતા. આથી તે સમયના બહુશ્રુત અને વિદ્યાવિલાસી પ્રાકૃત કવિઓ, આખા દિવસના શ્રમિત થયેલા ધર્મશ્રદ્ધાળુ લોકસમૂહની ધાર્મિક વૃત્તિને ઉત્કટ અને ઈશ્વરોન્મુખ કરવાને તેમને રુચિકર થઈ પડે તેમ, તેમને નીતિના પથમાં દોરી શકે અને જીવનના ઘણા પ્રસંગો આખ્યાયિકાઓ દ્વારા રસવાન્ કરાવી શકે, એવાં કાવ્યો, પદો, ભજનો, ગરબા, આખ્યાનો, વાર્તાઓ, રાસડા, ચાબખા આદિ લોકપ્રિય

અને દેશીઓમાં રચતા, તથા પોતે જ, કિંવા પોતાના પ્રશંસકો, કિંવા શિષ્યો, માણભટો ગામડાઓ કે શહેરોમાં ચોરે કે કોઈ ગૃહસ્થને ઓટલે બેસીને તે કાવ્યો આદિ લલકારતા અને લોકો તેમાં તલ્લીન થતા અને ધાર્યો હેતુ કંઈક અંશે બર પણ આવતો.

સંક્ષેપમાં એ કવિઓનો કવિતાનો ઉદ્દેશ આ હતો:—

કવિતાના ભણવા થકી, મન રંજન બહુ થાય;
નીતિવાત મનમાં ઠસે, દુર્ગુણ નાસી જાય. (નર્મદ.)

પ્રાચીન કવિઓનો ઉદ્દેશ

એ કવિતા પ્રડતીમાં દીલાસો આપનારી, ચઢતીમા ક્ષમાને ઉપદેશનારી, જીવનનાં નાના પ્રકારનાં સુખદુ.ખો દર્શાવનારી, નીતિપથે દોરનારી અને પ્રભુમાં વિશ્વાસ દૃઢ કરાવનારી હતી. 'એ કવિઓનો કવિતાવિષય મન, માયા અને મહેશ્વર હતાં.' કવિતા સંબંધી એક વિદ્વાને યથાર્થ કહ્યું છે કે, 'કવિતા એ એક એવી કળા છે કે, જે પોતાની મધુરી પ્રેરણાથી અણઘડ, નિર્દય, અને પથ્થર જેવી છાતીના માણસમાં પણ ધર્મનીતિનું રસજ્ઞાન કરાવે છે.' મિલ્ટન પણ કહે છે કે, 'ઈશ્વરી અને મનુષ્યકૃત વસ્તુઓમાં આપણે કવિતાનો કેવો ધર્મી, યશસ્વી, અને ઉત્સાહી ઉપયોગ કરી શકીએ છીએ.' કવિતાથી દીલાસા મળે છે, નઠારા માર્ગ છોડાય છે, અને સારા માર્ગ ગ્રહણ કરાય છે. કવિતાનું સુખ અલૌકિક છે. એ રહસ્ય વ્યવહાર-કુશળ કવિઓ સારી રીતે સમજે છે અને તે સમયની કવિતાઓ પણ તે સારી રીતે સમજતા હતા.

ઉપર આલેખેલી વસ્તુસ્થિતિથી સમજાશે, કે શ્રમથી થાકેલાને અને વ્યવહારમાં જ રચ્યાપચ્યા રહેનારાઓને ધર્મના અને નીતિના બોધદ્વારા પ્રભુપ્રતિ ઉન્મુખ કરવાના હેતુથી રચાયલાં આખ્યાનો ઉચ્ચ કોટિનાં ન હોઈ શકે, એ સ્વાભાવિક છે. તેમાં આધુનિક વિદ્વાનોએ પાશ્ચાત્ય દૃષ્ટિએ સ્વાનુભવરસિક કિંવા આત્મલક્ષી કાવ્યતત્ત્વો શોધવા મથવું એ યોગ્ય નથી, તેમ કપોલકલ્પિત તુરંગો દોડાવી યથેચ્છ હેત્વારોપ કરે છે, એ ઘટિત નથી. અલબત નરસિંહ મહેતા કૃત સુદામા ચરિત, ધીરાકૃત વૈરાગ્યોપદેશનાં પદો, રસિક કવિ દયારામભાઈની ગરબીઓ આદિમાં સ્વાનુભવરસિક કાવ્યતત્વ સારી રીતે મળી આવે છે. પરંતુ બહુધા મધ્યકાલીન યુગના કવિઓનો ઉદ્દેશ સર્વાનુભવ રસિક કાવ્યતત્ત્વ પૂરું પાડવાનો હતો. તે સમયના કવિઓ એ ઉદ્દેશ સારી રીતે સમજતા હતા. આથી શ્રોતાઓની શ્રદ્ધા દૃઢ કરવાને અને તેમની રુચિ બઢાવવાને, તે સમયના કવિઓ બહુધા રામાયણ, મહાભારત, ભાગવત અને પુરાણોમાંથી આખ્યાનોના વિષયો પસંદ કરતા, અને ઉક્ત ગ્રંથોમાં લોકોની અનન્ય અને અદ્ભુત શ્રદ્ધા હોવાથી તે આખ્યાનો કુદરતી રીતે લોકપ્રિય બનતાં.

પ્રાકૃત જનોને સંસ્કૃત ભાષા અગમ્ય હોવાથી પ્રાચીન કવિઓએ ઉક્ત કારણોને લીધે અભ્યાસ કે બહુશ્રુતપણાથી એ આખ્યાનો, લોકરજક કાવ્યશૈલીમાં ઉતારેલાં છે. એક પક્ષે તે સમયની લોકરુચિ ઉચ્ચ પ્રકારની નહીં હોવાથી, તેમ જ વ્યવહારમાં રચીપચી હોવાથી, અને બીજે પક્ષે, વિદ્યા તથા અભ્યાસનું ક્ષેત્ર ઘણું જ સંકુચિત હોવાથી તેમ જ તેના એ ઉત્સાહક અંશોનો અભાવ હોવાથી, એ આખ્યાનો અલ્પ અપવાદો બાદ કરતાં

પ્રાકૃત કોટિનાં જ લખાયાં છે. તેમ છતાં એટલું જણાવવાની ખાસ અપેક્ષા છે, કે એ કવિઓએ પોતાના જમાનાના લોકોની પુરાણાદિક શ્રવણ કરવાની ધાર્મિક વૃત્તિને સબળ અને સફળ રીતે પોષી છે; અને દુર્ગમ એવા મહાભારત, રામાયણાદિ ગ્રંથોનાં આખ્યાનોને સામાન્ય પ્રચાર અને પ્રસારમાં ચલણી કર્યાં છે; એટલું જ નહિ પણ એમાંનાં દૈવી પાત્રોને પોતાના સમયના માનુષ ભાવમાં ઉતારી, પોતાના સમયના સામાજિક રંગે રંગી, લોકગમ્ય કર્યાં છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનું આટલું સિદ્ધાંતમૂલક દિગ્દર્શન કર્યાં પછી હવે કંઈક દષ્ટાંતરૂપક અવલોકન કરીએ. આ યુગમાં સૌરાષ્ટ્રમા આદિ ભક્ત કવિ નાગર નરસિંહ, દ્વારકામાં સાધ્વી ક્ષત્રિયાણી મીરાંબાઈ, પાટણમાં રઘુનાથભક્ત ભાલણ, અને સિદ્ધપુરમાં હરિભક્ત ભીમ, એમ ચાર કવિઓએ પોતાની રસભર કૃતિઓથી ગુર્જરોને પ્રસન્ન કર્યાં; અને નવીન કાવ્યસાહિત્યની ખીલવણીનો આરંભ કર્યો.

નરસિંહ આદિ કવિ ચતુષ્ટય

પ્રેમલક્ષણા ભક્તિમાં તલ્લીન નાગર નરસિંહે ઈષ્ટદેવ શ્રી કૃષ્ણના ગાનતાનમાં રસબસ થઈ, બાળલીલા, દાણલીલા, અને રાસલીલા ગાઈ, અને તે ભક્તિ તથા શૃંગારના ઉન્નત પ્રદેશમાં સ્વચ્છંદે ઘૂમ્યો. તેણે 'દેવકથા, દેવરહસ્ય, અને અધ્યાત્મયોગ એ ત્રણની રમણીય ફૂલગુથણી ગુંથી;' અને 'ઉપનિષદ્ તથા શ્રીમદ્ભાગવતનાં રહસ્યોનો આસ્વાદ ગુર્જરોને અલ્પજલ્પ આપ્યો; સૃષ્ટિસૌન્દર્યની પણ કંઈક અંશે ઝાંખી કરાવી, અને આછો આછો જનસ્વભાવ પણ આલેખ્યો.

પ્રેમાલહૃદયા સાધ્વી મીરાંબાઈએ ગિરિધરનાગર શ્રી કૃષ્ણને જ સમગ્ર જીવન સમર્પી દઈ, અસહજ મર્યાદિત શૃંગારભાવથી કૃષ્ણસ્નેહ ગાયો; અને પ્રેમભક્તિયોગના પ્રસાદથી લલિત, ઠરેલી અને મધુરી બાનીમા દેવકથા તથા દેવરહસ્ય ઉતાર્યાં, વૈરાગ્ય અને અધ્યાત્મયોગની નહી જેવી જ ઝાંખી કરાવી, અને સાહજિક રસ ઠીક વહેવડાવ્યો પરંતુ તે વિશેષે ગિરિધારીની લીલામાં જ કૃતકૃત્યતા પામી.

'નરસિંહ તથા મીરાબાઈની કવિતા અલૌકિક શૃંગારમૂલક છે; એક જાતિની અપૂર્વ શાંતિ એ પદોથી ઉત્પન્ન થાય છે.' તેમણે 'પોતાના હૃદયના પાતાળના ઝરાઓનું પાણી લોકને પાયું છે.'

રામભક્ત ભાલણે અને હરિભક્ત ભીમે સંસ્કૃત સાહિત્યના યોગે એ સાહિત્ય ગુર્જર ભાષામાં ઉતારવાનું પ્રશસનીય મથન કર્યું. રામલીલા અને હરિલીલા ગાવા ઉપરાંત ઉભયે દેવકથા સાથે માનુષી કથાનું પણ મિશ્રણ કર્યું. તેમની કૃતિઓમાં કાવ્યશાસ્ત્રનાં લક્ષણોને કંઇક અવકાશ પણ મળ્યો. તેમણે જનસમાજને 'સરોવર કાંઠેના કૂવાનું પાણી પાયું.' મહાભારતાદિને આધારે આખ્યાનો અને કથાઓ રચવાનો અને સંસ્કૃત ગ્રંથોનાં કવિતામય ભાષાંતર કરવાનો આરભ તેમના હાથે થઈ ચૂકયો; તેમાં તેમના સમયનો સસાર પણ કંઈક ઝાંખો ઉતર્યો. રસિકતાના ચમકારા તેમનાં કાવ્યોમાં ચમકવાની સાથે વ્યવહાર

પણ સંકળાયો. નાનાં નાનાં પદો કે કાવ્યોમાંથી નીકળી કવિતાએ વિસ્તૃત કથાનક પ્રદેશમાં પ્રવેશ કર્યો.

આ ચારે કવિજનો ગુર્જર સાહિત્યમાં પ્રથમ પંક્તિમાં તો નહીં, પણ બીજી પંક્તિમાં અગ્રસ્થાને આવે એમ છે. તેમનાં કાવ્યોમાં શુષ્ક પાંડિત્ય કે વૃથા વાદને અવકાશ નથી, તેમ નિરર્થક અતિ લાંબાં વર્ણનોએ દેખા દેતાં નથી. તેમણે રસપરિચય સારો કરાવ્યો છે. તેમની ભાષારચના સાદી, સંસ્કારી અને સરળ છે; તેમ પ્રસાદ, મધુરતા, શુદ્ધતા આદિ ગુણો પણ છે. વિચારદર્શન સહજ તેમ જ બેઠી બાંધણીએ છે.

કવિતારક વૃંદ

આ જ મધ્યકાલીન યુગના અંતભાગના કવિઓએ દેવકથામાં માનવભાવ વિશેષ પ્રમાણમાં ઉતાર્યો. 'દેવરહસ્ય અને પ્રેમલક્ષણા ભક્તિ અલ્પજલ્પ થયાં.' અધ્યાત્મજ્ઞાન પ્રાયઃ અદશ્ય થયું અને સ્થૂલ ધર્મબુદ્ધિ તૃપ્ત થાય એવાં, આછી આછા રસના ચમત્કારાવાળાં આખ્યાનો પ્રકાશમાં આવ્યાં. કળા અને વિવેક-શક્તિએ કંઇક વિશેષ પ્રવેશ કર્યો અને કવચિત્ નીરસતા આવી જાય, એટલા પ્રમાણમાં વર્ણનવિસ્તાર પણ વધ્યો જ ગયો. વ્રતનિયમાદિના પાલનના માહાત્મ્યને અને ધર્મનીતિના ઉપદેશને વિશેષ પ્રકાશ મળ્યો. ખંભાતવાસી નાગર કવિબાંધવ વિષ્ણુદાસ અને શિવદાસ તથા વટપુર નિવાસી વૈશ્યકવિ નાકરે એમાં મુખ્યત્વે ભાગ લીધો. ક્રમે ક્રમે વાર્તા અને માનવ કથાનો વિસ્તાર વધવાની સાથે એ જમાનાનો સંસાર, જનસ્વભાવ, સારા પ્રમાણમાં ઉતર્યાં. સૃષ્ટિસૌંદર્ય ઘણા જ આછા રૂપમાં દેખાયું વીરજી, વચ્છરાજ, અને મધુસૂદન વ્યાસે વાર્તાવિસ્તાર વધાર્યો. આમ પ્રેમાનંદ અને સામળની સાહિત્યપ્રવૃત્તિનું મૂળ મધ્યકાલીન યુગની અંતની સાહિત્યપ્રવૃત્તિએ પૂરું પાડ્યું.

આ ઉપરાંત અન્ય અનેક નાના નાના કવિઓએ પોતાની કાવ્યશક્તિના ચમકારા દાખવ્યા. દેવીદાસ, શ્રીધર, મુરારી, વસ્તો, તુળસી, હરિદાસ, કૃષ્ણ આદિ અનેક કવિઓ દૃષ્ટિમર્યાદામાં ખડા થયા. આમાંના માત્ર ત્રણ ચારેક સિવાય અન્યની સાહિત્ય-પ્રવૃત્તિ અલ્પજલ્પ જણાયલી છે, અને તેમના ચરિતોથી બહુધા જનસમાજ અજ્ઞાત જ છે. પરતુ એટલુ તો સત્ય છે, કે તેમની કૃતિઓની 'એ જમાનાની પ્રજામાં પુષ્કળ ખપતી થઈ છે.' તેમણે પોતાના જમાનાની જરૂરીયાતો પૂરી પાડેલી છે. સામાન્ય જનસમાજની વિનોદવૃત્તિ સતોષી છે, અને 'સાહિત્યપ્રવૃત્તિનું મૂળ સજીવ રાખ્યુ છે. *કવિ નર્મદ કહે છે, કે "સત્તરમા સૈકામાં ભાષા, ભક્તિ તથા ચરિત્રકથનમાં કેળવાઈ,

* પ્રાચીન ગુર્જર સાહિત્યની અભ્યાસપૂર્વક, મનનીય અને માનનીય સમાલોચના માત્ર ત્રણ જ સાક્ષરોએ કરેલી છેઃ (૧) સ્વ કવિ નર્મદ (૨) સ્વ. ગોવર્ધનરામભાઈ, અને (૩) સા શ્રી કેશવ-લાલભાઈ એઓની કૃતિઓનો ઊહાપોહ થવાની અને નવીન પ્રકાશ તથા શોધને આધારે યથાયોગ્ય વિસ્તૃત અવલોકન લખાવાની વિશેષ અગત્ય છે. એ અગત્ય નહી વિચારતાં માત્ર ગણ્યા ગાઠયા માનવંત અપવાદો બાદ કરતા અન્ય લેખકોએ કાં તો એ સાક્ષરોના સૂરમા પોતાના સૂર પૂર્યા છે, કે કાં તો એમની વિચારણાનો સવિશેષ આધાર લેવા છતાં અણસમજથી કે પોતાની નૂતન સૃષ્ટિના ફાંટાથી પોતાની અવલોકનશક્તિનો ભાસ કરાવવા જતાં અલ્પ અભ્યાસ અને અતિશિઘ્ર વિચારવૃત્તિનું

પણ તે પોતાનું સમગ્ર સૌન્દર્ય તે જ સૈકામાં દાખવી શકી નહીં. એ સૌન્દર્યનો (વિષ્ણુદાસ° વસ્તો, નાકર, આધારભટ આદિના રંગનો) ભાસ પ્રેમાનંદે કરાવ્યો!"

આ કવિતારસિકોમાંના એક કંઈક વિશેષ પ્રકાશમાન, પરમાર્થપરાયણ, સંસ્કારી વૈશ્ય કવિ નાકરનુ ચરિત આદિ હવે અવલોકીએ.

ગુર્જર કાવ્યસાહિત્યના આદિ કવિ, પરમ વૈષ્ણવ, નરસિંહ મહેતા અને પરમ સાધ્વી કૃષ્ણપદાનુરાગી મીરાંબાઇના કંઇક સમકાલીન ભાલણ કવિએ ઉપર સૂચવ્યા પ્રમાણે લોકરંજક આખ્યાનો લખ્યાની પહેલ કર્યાનુ જાણ્યામાં છે. તે પછીના સમયના ગુર્જર કવિતારત્નોમાં ઉચ્ચ પદને યોગ્ય વૈશ્ય નાકર કવિ થઈ ગયલો છે. ગુર્જર સાહિત્યને ઉચ્ચ કોટિમાં મૂકનાર મહાકવિ પ્રેમાનંદની માતૃભૂમિ વીરક્ષેત્ર, સ્વ. સા. ગોવર્દ્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો, એક સમયે કવિઓનું કેન્દ્રસ્થાન હતુ. એ કવિઓનું જનન સ્થાન હતું. એ જ નગરમાં પ્રસ્તુત ચરિત્ર-નાયક વૈશ્ય કવિ નાકરનો જન્મ થયો હતો.

નાકરના જીવનના અલ્પ સાધનો

પ્રાચીન કવિઓના જીવન સબધી મળી શકે એવાં અલ્પ સાધનો મેળવવાની પણ જોઇતી શોધ થયેલી નથી, તેમ તે દિશામાં યથાસ્થિત અને યથાશક્તિ પ્રયાસો આદરવામાં આવ્યા નથી, એ શોચનીય જ છે. રા. સા. હરગોવિંદદાસભાઈએ પ્રાચીન કાવ્યમાળા તેમ જ ત્રિમાસિકદ્વારા સાહિત્યની અપૂર્વ સેવા બજાવી, કેટલાક કવિઓને પ્રકાશમાં આણ્યા છે અને તેમના ચરિતોના અંશો પ્રકટ કર્યા છે; પરતુ સખેદ કહેવુ પડે છે, કે એકાદ બે અપવાદ બાદ કરતાં એ ચરિતાંશોની પ્રાપ્તિનાં સાધનો તેઓશ્રીએ નહી સૂચવ્યાથી તેમાં કાંઈ જ વૃદ્ધિ થઈ શકી નથી. આથી, કેટલાક પ્રાચીન કવિઓનાં જીવન આલેખવામાં પ્રચલિત કિંવદંતિ આદિ બાહ્ય પ્રમાણો પણ તેના પ્રમાણભૂત આધારને અભાવે કાંઈ સબળ સહાય આપી શકતાં નથી. વળી એ કવિઓનાં જે કવનો પ્રકટ થયેલાં છે, તેમ જ કેટલાંક કવનોની જે હસ્તલિખિત પ્રતો ઉપલબ્ધ છે, તેમાંથી પણ અતર્હિત વિગતો તારવી, તેનો યથાયોગ્ય ઊહાપોહ કરી, તેનુ તારતમ્ય જાણવાજણાવવાની આધુનિક સાક્ષરસમાજની વૃત્તિ પણ ઘણી જ મદ અને મોળી પડી ગયેલી દીસે છે. સર્વત્ર સંક્ષેપ–નિષ્કર્ષ કાઢી આપનારાઓની જ ભાળમાં કેટલાક મોં વકાસીને બેઠા હોય છે. એટલે પ્રાચીન કવિઓનાં જીવનચરિતો આલેખતાં કેવળ છણાયા વિનાનાં આંતર પ્રમાણોનો આધાર લેવો પડે, એમ છે.

તેથી અનેક કવિઓના સંબંધમાં બન્યું છે તેમ, કવિ નાકરના જીવન સંબધ ઉલ્લેખનો આધાર કેવળ તેના ગ્રંથોમાંથી મળી આવતાં આંતર પ્રમાણો જ છે; અને તે પણ કેવળ છણાયા વિનાનાં હોવાથી જ, તેમ જ નાકરના બધા ગ્રંથો પ્રકટ થયલા ન હોવાથી

---

પ્રદર્શન કરાવ્યુ છે, એમ સખેદ કહેવું પડે છે. દૃષ્ટાંત આપી કોઇનું અવમાન કરવા કરાવવાનો હેતુ નથી જ, પરંતુ આધુનિક ગુર્જર સાક્ષર કહેવડાવવાની વૃત્તિવાળા વિદ્વાનોને વસ્તુસ્થિતિ સ્મરણ થાય, એ જ હેતુ છે

ભવિષ્યમાં સબળ બાહ્ય પ્રમાણો કે અન્ય વિશેષ સયુક્તિક આંતર પ્રમાણો મળી આવતાં આ ઉલ્લેખ સુધારવો પડે, તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. (કવિ નાકર સંબધી પ્રચલિત કિંવદતીને તેના ગ્રંથથી જ આધાર મળે છે અને તેથી વિશેષ સાધન અસ્તિત્વમાં હોવા સભવ નથી; રા. સા. હરગોવિંદદાસભાઈ પોતાને એ કિંવદતિ અન્ય કીયા સાધનથી મળી, તે જણાવતા જ નથી.)

કવિ નાકરની ઓળખ આદિ

વૈશ્ય કવિ નાકર પાટણવાસી ભાલણ પછીના અને ખંભાતવાસી નાગર કવિ વિષ્ણુદાસ અને શિવદાસના પૂર્વના સમયમા થયો છે. તેના અપ્રસિદ્ધ વિરાટપર્વ, ગદાપર્વ, રામાયણ, અભિમન્યુ આખ્યાન તથા પ્રસિદ્ધ ધ્રુવાખ્યાન અને શિવવિવાહ, વ્યાધ મૃગલી સવાદ તથા લવકુશાખ્યાન, આદિ ગ્રંથો ઉપરથી જણાય છે, કે તે વડોદરાનો વતની હતો. "પ્રાચીન કાવ્યમાળા"માં રા. સા. હરગોવિંદદાસભાઈ જણાવે છે, કે 'વડોદરાનુ તેનુ નિવાસસ્થળ જણાયલું નથી. કોઈ કહે છે, કે એ મદનને ઝાંપે રહેતો હતો અને કોઈ કહે છે, કે એ ઘડીઆળી પોળમાં રહેતો. એ બે સિવાયનું કોઈ વળી ત્રીજું જ ઠેકાણું બતાવે છે.' કવિ નાકર જ્ઞાતિએ દિશાવાળ વાણીઓ હતો. તેના કુળ સબધી કે વ્યવહારસાધન સબધી કાંઈ માહિતી ઉપલબ્ધ થતી નથી. પરંતુ તેની સાહિત્યપ્રવૃત્તિ જોતાં તેમ જ તેનો તે વિષેનો પરમાર્થ-પરાયણ અનુરાગ અને ઉદ્દેશ અવલોકતાં તે પોતાનો નિર્વાહ સારી રીતે ચલાવી શકે એટલો સાધનસંપન્ન હોવો જોઇએ. તે વૈષ્ણવ ધર્મી હતો. તે પોતાની ઓળખ આપતાં કહે છે, કે

વીરક્ષેત્રમાં વસિઓ રે, વાણી આપી હરિએ;
વ્યાપાર તો લાધ્યો રે, હરિના કીર્ત્તનનો;
મનોરથ સાધ્યો રે, તન અને મનનો.

ધ્રુવાખ્યાન કડવુ ૧૩, કડી ૩૮ મી.

પોતાને "હરિનો દાસ" મનાવવામાં જ તે ખરી મહત્તા માનતો હતો, તેમ છતાં તે કેવળ આરૂઢ મરજાદી કે "શિવ" શબ્દનુ ઉચ્ચારણ નહી કરવાના અધ દુરાગ્રહવાળા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોની પેઠે શિવમતનો વિરોધી ન હતો, ઉલટો સદાશિવની પ્રસંગ પરત્વે યથાયોગ્ય સ્તુતિ કરવામાં તે પછાડી પડ્યો નથી જ. 'શિવવિવાહ'માં શિવના પ્રભાવનુ વર્ણન કરતાં મુક્તકંઠે તે કહે છે, કે;

"જેના ગુણ ગાઈ ન શકે મોટા શેષ, હું તો દુર્બળ જેવું મેષ;
મોટા કવિઓ હારે ગાતાં, શ્રી હરનાં ચરિત્ર છે માતાં."

*            *            *            *

ભૂત ભૈરવનો મહારાજ, સ્મશાનમાં શોભે સાજ;
"ગુણ ગોવિંદ પોતે ગાય, ગોવિંદ ભજતા ત્રિપુરારિ રાય
બ્રહ્મા ચાર વેદે કરી ગાતા, ભદ્રજન કૈલાસે જાતા;
તેની કીર્તિ દિગંતર સુધી, ગાયે શુ વણિક જન બુદ્ધિ?"

(કડવું ૩—૨, ૪, ૫)

'શિવરાત્રિ'*ની કથામાં પણ તે કહે છે, કે

"સંસાર તણો જેહ જીવન, જેનો પાર ન જાણે મુન્ય;
એવો છે તે અનાદિ અનત, તેહતણો શું કહુ સંકેત.
ઇશ્વિર વ્યાપક પૂરણ દેવ, તેની માયાનો નવ જાણું ભેવ;
કૈલાસ વિષે શિવ તે વસે, મહાયોગ તે અભ્યસે;
સુરનર છે ત્યાં સર્વ જેહ, ઇશ્વિર પાસે આવ્યા તેહ." ૮-૧૦

તે વળી એ જ કથાના અતમાં સદાશિવના ગુણ ગાતાં, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિપુટી સર્વથા એક પરાત્પર બ્રહ્મસ્વરૂપ જ છે, અને તેમા ભેદ માનનાર ખરો વૈષ્ણવ નથી તેમ જ વૈષ્ણવોને વહાલા વૈકુઠ ધામનો અધિકારી થનો નથી, એવા શ્રેયઃસાધક રહસ્યનો તે ઉપદેશ કરે છે અને કહે છે, કે

એક મને કો ધ્યાયે જેહ, ભવ પાર નિશ્ચે પ્રામે તેહ,
બ્રહ્મા, વિષ્ણુ, ત્રીજા મહેશ, એકે મન કરી ધ્યાયે ઇશ.
જો મન અતર આણે નહી, તો વૈકુઠ વાસ વસે તે સહી;
મુજને એકતા લાગી રહે, એણીપેરે નાકર તો કહે." ૨૬૫-૬

કવિ નાકરનાં આખ્યાનો અવલોકતાં તે પરમ વૈષ્ણવ હતો, એમ સ્પષ્ટ જણાય છે, પરતુ ઉપર જણાવ્યુ તેમ તે ઇશ્વરત્રિપુટીનો અભેદ માનતો અને મનાવતો હતો. કવિ ભાલણના સમયથી કાવ્યના આરભમા ગણપતિ, ગુરુ, સરસ્વતી, અને અંબાનુ સ્તવન કરવાની પડેલી પ્રથાને નાકર અને તેના સમકાલીન કવિઓ પણ અનુસર્યા છે, અને એ પ્રથા તે પછીના સામળ, પ્રેમાનદાદિ સર્વ કવિઓએ માન્ય રાખેલી છે. કવિ સામળ જે વિસ્તારથી વાર્તાના આરભમા સ્તુતિભાગ વર્ણવે છે, તેનુ બીજ પણ આ કવિઓની કૃતિઓમા રોપાયલુ જણાય છે

કવિ નાકરના પિતાનુ નામ વિકાભાઈ હતુ. અપ્રકટ 'વિરાટપર્વ'આદમાં પોતાની ઓળખ આપતા તે કહે છે કે–

વીરક્ષેત્રમાંહે વસે વાણીઆ, દિશાવાળ કુળ સાર રે;
વિકાસુત નાકરે વર્ણવી, હરિભક્તિ શુભ આચાર રે.
(કડવુ ૪૦-૧૩)

દિશાવાળ કુળ અવતર્યો, વીરક્ષેત્રમાં વાસ,
વિકાનો સુત વિનવે, નાકર હરિનો દાસ.
હરિશ્ચંદ્રાખ્યાન કડવુ ૩૧૭

---

* શિવરાત્રિની કથા (વ્યાધ મૃગલીસવાદ) પ્રા કા ના ત્રિમાસિકમા તેમ જ બૃહત્કાવ્યદોહન ભાગ ૮ મામા છપાયલી છે. પરતુ સવત ૧૭૯૫ મા લખાયલી શુદ્ધ, અને વિશ્વસનીય પ્રત સા૦ શ્રીયુત તનસુખરામભાઈ પાસેથી મળેલી છે, તેમા ને એ પ્રતોમા ઘણો ફેર છે. છપાયલી પ્રતો કયા સંવતમા લખાયલી છે, તેનો ઉલ્લેખ જ નથી આથી સા. શ્રીયુત તનસુખરામભાઈએ 'શિવરાત્રી'ની કથાની આપેલી પ્રતમાથી ઉપરની કડીઓના તેમ જ અન્ય પક્તિઓના અવતરણો ઉતારેલા છે.

"વટપુરવાસી વણિક દિશાવાળ રે, અજ્ઞાન હું વિકાનો બાળ રે."

પ્રા. કા. (૧૧) શિવવિવાહ કડવું ૧૪, કડી ૧૬.

"કર્તાહર્તા હરિ પોતે રે, દાસથી શું સરશે?
ના–કર એવું નામ રે, તે તો શું કરશે?
વિકા કેરો સુત રે, વણિકની જાતે;
દિશાવાળ કહાવું રે, વણિક કહો શી વાતે?"

પ્રા. કા. ૧૧ ધ્રુવાખ્યાન–કડવું ૧૩, ૩૪–૩૫.

"કહે વિકાસુત હરિગુણ લહું, અર્ણિક કાંડ વિસ્તાર જ કહું."

અર્ણિકકાંડ કડવું ૬૦ મું.

નાકરે બાલ્યજીવન કેવી રીતે ગાળ્યું હતું, તેણે અભ્યાસ કેટલો કર્યો હતો, તે કેવળ બહુશ્રુત હતો કે કેમ, એ આદિ જાણવાનું અન્ય કાંઈ બાહ્ય સાધન નથી. તેની ભાષાશૈલી ઘડાયલી અને સસ્કારી હોવાથી તે સંસ્કૃત ભાષાથી પરિચિત હોવો જોઇએ અને જાતિએ વૈશ્ય હોવા છતાં તેને પુરાણાદિ સારી રીતે અવગત હોવાં જોઇએ. જો કે 'મેં સંસ્કૃત જાણ્યું નહીં' એવાં વચનો તે કહે છે, પરતુ એ વિનય વચનો હોવાં જોઇએ. તેનાં વિચારદર્શન, વર્ણન, અને ભાવાલેખન પણ ઉચ્ચ કોટીનાં હોવાથી, તે સંસ્કારી અને વિદ્યાવિલાસી કવિ હશે, એમાં કાંઈ શકા નથી. તેણે મહાભારત, રામાયણ, શિવપુરાણ, અને શ્રીમદ્ ભાગવતના પ્રસંગો પોતાનાં કાવ્યોમાં મુખ્યત્વે વર્ણવ્યા છે.

પોતાની કાવ્યપ્રવૃત્તિ કેમ ચાલતી હતી, તે વિષે અપ્રસિદ્ધ 'અભિમન્યુ' આખ્યાનમાં તે કહે છે, કે.—

ગુણ રસનાએ થાયે પાવન, મંદબુદ્ધિ થાયે નિર્મલા;
હરિકથા મુજ આગળ વિરલ, માતા! મુજ મુખ તુજ કલા.
ગુરુચર્ણ સેવા સાધી, તજી મદ અહંકાર;
સાધુ સંગતિ સેવામાંહે, મુખ્ય ભજવા વિશ્વાધાર.
કવિજને કવિયા ગ્રંથ મોટા, અલ્પધી મુજ આશ;
સ્વરતણો હુ ભેદ ન લહું, કયમ લહું ગુણ અવિનાશ?
વેદતણો ઉપન્યાસ જાણી, પછી કીધું પુરાણ;
સસ્કૃત મેં જાણ્યું નહીં, જાણી પ્રાકૃત વાણ. કડવું ૧, ૫-૯.

વળી 'ધ્રુવચરિત્ર'માં તે અંતે કહે છે, કેઃ—

ધ્રુવચરિત્રમાં રે, પદ્ય વેદરૂપ કર્યાં;
ત્રયોદશ કડવાં રે, મીઠાં કરી મને ધર્યાં.
શુણી ભાગવત રે, કથા કરી ધ્રુવતણી;
હરિકૃપાએ રે, ગ્રહણ થઈ એની ગતિ. કડવું ૧૩, ૨૫–૨૬

તેમ જ તે 'શિવરાત્રિ'ની કથામાં પણ જણાવે છે, કેઃ—

એ વૃત્તાંત શિવજીએ કહ્યું, પારવતીએ મનમાં લહ્યું;
મેં સાંભળાયું હરિજન પાસ, તેહ શુણી કીધો અભ્યાસ. ૨૬૭

કવિ નાકરનો જન્મ ક્યારે થયો તથા તેનો જીવનકાલ ક્યાંથી ક્યાં સૂધીનો હતો, તે નિશ્ચયપૂર્વક કહી શકાય, એમ નથી. તેના કેટલાક ઉપલબ્ધ પ્રકટ અને અપ્રકટ–ગ્રંથોમાં ગ્રંથરચનાના જે સંવત્ આપવામાં આવેલા છે, તે ઉપરથી એમ સાધાર અને સબળ અનુમાન થઈ શકે છે, કે તે સંવત્ ૧૫૫૦–૬૦ થી ૧૬૩૦–૪૦ સૂધી હૈયાત હશે. અર્થાત્ તેણે ૮૦–૯૦ વર્ષનું દીર્ઘાયુષ્ય ભોગવ્યું હશે. 'હરિશ્ચંદ્રાખ્યાન'ને અંતે કવિ નાકર સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે, કેઃ—

નાકરના જીવનકાળની ચર્ચા

"સંવત્ પંદર ઓતેર અભ્યાસ, શુદ્ધાષ્ટમી ભાદરવો માસ."

બૃહત્ કાવ્યદોહન ભાગ ૫. પાનું ૭૦૬.

અપ્રસિદ્ધ 'વિરાટ્પર્વ'માં રચ્યા સાલ ૧૬૦૧ ની છે, એ નીચેના અવતરણથી જણાશે :—

"સંવત્ ષટ્ દશ શત ઉપર વરષ, માસ દામોદર સાર રે;
દશમી દેવકીને શુકલ પક્ષ, શુભ લગ્ન સોમવાર રે." (કડવુ ૪૦–૧૦)

આ પંક્તિમાં "ષટ્ દશ શત" એટલે સોળગણા સો અને તે ઉપર વરષ એટલે એક વર્ષ અર્થાત્ ૧૬૦૧ ના માર્ગશીર્ષ સુદ ૧૦ ને સોમવારે કાવ્ય રચ્યું, એમ જણાવેલું છે. આમાં 'ષટ્ દશ શત" એ પદનો અર્થ ૧૬૦૦ દીવા જેવો સ્પષ્ટ છે. 'ધ્રુવાખ્યાન' અને 'શિવવિવાહ'માં પણ આ જ પદ સ્પષ્ટ અને આ જ અર્થને પ્રકાશતું હોવા છતાં, આણે જ રા. બ. હરગોવિંદદાસભાઈને અનુમાનચાકે ચડાવ્યા છે, એ આશ્ચર્ય જ છે. જ્યાં સ્પષ્ટ અર્થ હોય અને એ જ પ્રકારે અર્થ લેવાની પ્રણાલિકા પ્રચલિત જ હોય, ત્યાં નિરાધાર અનુમાનને કે શબ્દક્રમ ઉલટાવી ભ્રમિત અર્થ ઉપજાવવાની પદ્ધતિને અવકાશ જ રહેતો નથી. 'ધ્રુવાખ્યાન'માં રચ્યા સવત્‌ની પંક્તિ નીચે મુજબ આપેલી છેઃ—

"સંવત્ ષટ્ દશ રે, શત ઉપર ગણજો;
માસ તો કાર્તિક રે, શ્રોતા હરિ ભણજો." કડવું ૨૨, કડી ૨૭.

તેમ 'શિવવિવાહ'માં પણ એમ છે, કેઃ—

"સંવત ષટ્ દશ શત ઉપર રે, કાર્તિકી મંગળવાર મહાવર રે."

કડવું ૧૪, કડી ૧૪.

હવે રા. બ. હરગોવિંદદાસભાઈની અમુઝણ વિચારીએ. તેઓશ્રી 'શિવવિવાહ'માંના "સંવત્ ષટ્ દશ શત ઉપર" એ પદના અર્થનું અનુમાન કરતાં લખે છે, કેઃ—

"કવિ, ગ્રંથની સાલ બતાવતાં "સંવત્ ષટ્દશ શત ઉપર" એમ લખે છે; તેથી ૧૬૦૦ ની પછીના ગમે તે વરસમાં, કે ૧૭૦૦ માં, કે પછી 'દશ શત ઉપર ષટ્'

એટલે ૧૦૦૬ માં, એ ત્રણ સાલો સમજાય છે. તેમાં છેલ્લી સંભવિત લાગતી નથી. પહેલી (૧૬૦૦) પણ ન હોવી જોઇએ, કેમકે જો ૧૬૦૦ ઉપર એમ લખે તો ૧૬૦૦ ઉપર કેટલામી સાલ, તે લખવાનું કવિ શા માટે છોડી દે ? માત્ર વચલી (૧૭૦૦) સંભવે છે, કેમકે તે જાણે કવિઓને ઉત્પન્ન થવાનો કાળ હતો. એ જ વખતમાં શામળ, પ્રેમાનંદ અને બીજા ઘણાક કવિઓ થઈ ગયા છે." (પ્રા. કા. ગ્ર. ૧૧, પાનું ૭.)

'વિરાટ્પર્વ,' 'શિવવિવાહ,' અને 'ધ્રુવાખ્યાન'ના રચ્યા સંવતમાં "ષટ્દશ શત ઉપર" એ શબ્દો છે, અને તેનો ચોખ્ખો ને ચટ્ટ અર્થ "સોળગણા સો" છે. એનો આથી અન્ય અર્થ થઈ શકતો જ નથી. એટલે એનો અર્થ સંવત્ ૧૬૦૦ જ થાય. આમાં "દશ" અને "ષટ્" એ બે શબ્દોને છૂટા પાડી, વચ્ચે "શત ઉપર" એ શબ્દો ઘુસાડવાનો કોઈ નિયમ પ્રચલિત નથી, તેમ એવો પાઠ પણ કોઈ પ્રતમાં ઉપલબ્ધ નથી, તથા તે સમયે (સંવત્ ૧૦૦૬ માં) આવું શુદ્ધ ગુર્જર સાહિત્ય રચાય, એવો અવકાશ પણ ન હતો. કારણ કે સાહિત્યગ્રંથોની શોધખોળથી જણાય છે, કે એ યુગમાં (સંવત ૧૦૦૦–૧૪૦૦) અપભ્રંશ ગુજરાતી સાહિત્ય ખીલ્યુ છે. તેથી રા. બ. હરગોવિંદદાસભાઈ "દશ શત ઉપર ષટ્" એવો ક્રમ કલ્પી ૧૦૦૬ સંવત્ હોવાનું જે અનુમાન કરે છે, તે કેવળ અયુક્ત અને નિરાધાર જ છે. એટલે સંવત્ ૧૦૦૬ કલ્પી, તેને અસંભવિત કહી ઉરાડી દેવાનું કાંઈ કારણ જ નથી.

વળી રા. બ. હરગોવિંદદાસભાઈ "૧૬૦૦" એ અર્થ ઉડાવી દેવાના સમર્થનમાં "તે ઉપર કેટલામી સાલ, એ લખવાનું કવિ શા માટે છોડી દે ?" એમ જણાવે છે, તે પણ વાજબી નથી. કવિએ ૧૬૦૦ માં જ તે લખ્યું અને "ઉપર" એમ લખી તેના મહિનાનુ સૂચન કર્યું, એમ કેમ લઈ ન શકાય ? શુ ૧૬૦૦ નો સવત્ હતો જ નહી? વાસ્તવિક રીતે એમ જ લેવાવું જોઇએ. 'ધ્રુવાખ્યાન' 'અને શિવવિવાહ'ની તમ જ બે ભિન્ન સ્થળોએથી મળી આવતા 'વિરાટ્પર્વ'ની ઉપર અપાયલી કડીઓ જોતાં આ જ અર્થ ટકી શકતો જણાય છે.

હવે "ષટ્ દશ શત"નો અર્થ સોળસો ઉપર એકસો, અર્થાત્ ૧૭૦૦ હોવાનું જે અનુમાન રા. બા. હરગોવિંદદાસભાઈ ગોઠવે છે, તે પણ શબ્દોના ફલિતાર્થથી અયુક્ત જ છે. તેમ જ કવિ નાકરના અન્ય ગ્રથની રચનાના સવત્ જોતાં તેઓશ્રી જે અર્થ કાઢે છે, તે બીલકુલ નભી શકે એમ પણ નથી. 'ષટ્ દશ' એટલે સોળસે એમાં ૧૭૦૦ માટે જોઇનો એક વધુ શતકનો વાચક શબ્દ કીયો છે? નાકર કવિના 'હરિશ્ચન્દ્રાખ્યાન'માં રચ્યા સંવત્ ૧૫૭૨ છે. સાક્ષર શ્રીયુત તનસુખરામભાઈ પાસેના સંવત્ ૧૭૮૨ ના લખાયલા 'વિરાટ્પર્વ' આખ્યાનનો રચ્યા સંવત્ ૧૬૦૧ છે. તેમ જ આ લેખકની પાસે સંવત્ ૧૮૩૦ માં લખાયલી 'વિરાટ્પર્વ'ની પ્રતિમાં પણ સંવત ૧૬૦૧ સ્પષ્ટ છે. 'ગદાપર્વ' પણ આ જ સવતમાં રચાયલું છે. વળી સાક્ષર શ્રીયુત તનસુખરામભાઈ પાસે કવિ નાકરકૃત રામાયણ છે, તેનો રચ્યા સંવત્ ૧૬૨૪ છે. આથી રા. બ. હરગોવિંદદાસભાઈ કહે છે, તેમ જો સવત્ ૧૭૦૦,' નાકરના શિવવિવાહનો રચ્યાસંવત્ ગણીએ, તો નાકર ૧૫૦ થી પણ

વધુ વર્ષ જીવ્યો એમ ગણાય !! પરંતુ ઉપરના પ્રમાણભૂત રચ્યાસંવતોના સદ્ભાવથી આ અનુમાન કેવળ અયુક્ત જ છે. સા. શ્રી કેશવલાલભાઈ તથા સ્વ. કવિ નર્મદ પણ યોગ્ય રીતે કવિ નાકરને વિક્રમ સત્તરમા સૈકામાં મૂકે છે.*

ઉપરની ચર્ચાનો આ નિષ્કર્ષ છે, કે 'હરિશ્ચંદ્રાખ્યાન'ને કવિ નાકરનો પહેલો ગ્રંથ ગણીએ, તો સંવત્ ૧૫૫૦થી ૧૬૩૦ સુધીનો તેનો જીવનકાલ હશે, એવું સબળ અને સાધાર અનુમાન નીકળી શકે છે. પણ તેના જન્મ અને મરણસંવત્ નિશ્ચિતપણે નીકળી શકતા નથી. પરંતુ નાકરનો "જન્મ સંવત્ ૧૬૬૦–૭૦ હોવો જોઇએ," એવું રા. બ. હરગોવિંદદાસભાઈનું અનુમાન પણ ઉપરનાં પ્રમાણોથી કેવળ આધાર વિનાનું જ ઠરે છે. કવિ નાકર મહાકવિ પ્રેમાનંદનો સમકાલીન નથી જ. તે, નરસિંહમહેતા અને ભાલણ પછીના યુગમાં થયલો છે, અને તેનો જીવનકાલ ૧૫૫૦ થી ૧૬૩૦–૪૦ સુધીનો હશે, એવું સપ્રમાણ અનુમાન થઈ શકે છે.

રા. બ. હરગોવિંદ-દાસભાઈનું વચન !

સને ૧૮૯૦ માં રા. બ. હરગોવિંદદાસભાઇએ કવિ નાકરનાં ચરિત સબંધમા ગુર્જર પ્રજાને એવુ વચન આપ્યું હતુ, કે "એ કવિના મૃત્યુદિનનુ તો અનુમાન કરવાનુ પણ સાધન મળતુ નથી, પણ જો અમે અમારી શોધમાં સફળ થઇશુ, તો કોઈ વખત પ્રજાને એ કવિના યથાસ્થિત ચરિત્રથી માહિત કરીશું" (પ્રા. કા. ગ્રં. ૧૧ પાનુ). આ વચન આપ્યાને ૨૩ વર્ષની સુદીર્ઘ અવધિ થવા છતાં, કવિ નાકરના જીવનચરિત સબંધી કોઈ ઉપલબ્ધ પરિશોધની તેઓએ ગુર્જર પ્રજાને માહિતી આપી નથી! નાકર સબંધી માહિતી કયે સ્થાને મળી શકશે, તેની પણ સૂચના કરવાનું તેઓએ યોગ્ય નહીં ધાર્યાંથી, એનું મૂળ એઓશ્રી જ જાણે છે, અને અન્ય તે પરિશોધમાં તેમને સહાયક થવા અસમર્થ છે; તેથી જો તેમને તે વિષે કંઇક પ્રકાશક વિગત ઉપલબ્ધ થઈ હોય, તો તેઓ તે પ્રકટ કરી સાહિત્યના ઇતિહાસની શૃંખલા સતત અને સુદૃઢ કરશે, એવી સબળ આશા છે.

નાકર અને પ્રેમા-નંદનો પ્રસંગ !!

કવિ શામળ, પ્રેમાનંદ આદિ કવિઓ થયા, તે જ સમયે બધા જ કવિઓ થાય, એવુ જે અનુમાન રા. બ. હરગોવિંદદાસભાઈ કરે છે, તે પણ ટકી શકે એમ નથી. ગુર્જર કાવ્યસાહિત્યનો વિકાસ અવલોકતાં નાનામોટા કવિઓની શૃંખલા સંવત્ ૧૫૦૦ ની પૂર્વેથી અસ્ખલિત ચાલી આવતી જણાય છે. તેથી આ અપ્રમાણભૂત અને અયુક્ત અનુમાનપરંપરાના મુકુટરૂપ જે અનુમાન તેઓશ્રી કરે છે, તે તેમનો મહાકવિ પ્રેમાનંદ ઉપરનો અપ્રતિમ પ્રેમ જ સૂચવે છે; અને તેથી પ્રેરાઇને જ, તેઓશ્રી નાકરના જીવનકાલ સબંધી અનાધાર કલ્પના કરતાં આગળ વધી કહે છે, કે "પ્રેમાનંદનો જન્મ સંવત્ ૧૭૦૦ ની લગભગ કલ્પવામાં આવે છે; એટલે કદાચ નાકરનો પ્રસંગ પ્રેમાનંદની સાથે નહીં હોય અને નહિ જ હશે, કેમકે જો

* સ્વ. સા. ઈચ્છારામભાઈ પણ રા. બ. હરગોવિંદદાસભાઈના 'સવત્ ૧૭૦૦'ના અનુમાનને ટેકો મળે, એવો અર્થ બૃહત્ કવ્યદોહનના આ આઠમા ભાગની નોટમાં કરે છે, પરતુ તે પણ ઉપર દર્શાવેલાં અન્ય પ્રમાણો જોતાં સ્ખલનશીલ છે.

તે પ્રેમાનંદનો સમકાલીન હોત તો બીજાઓની પેઠે તેને પણ પ્રેમાનંદ પાસે તાલીમ લેવાનો પ્રસંગ આવ્યો હોત!!"

આથી સમજાશે, કે જાણે એકલો મહાકવિ પ્રેમાનંદ જ ગુજરાતી કાવ્યશિક્ષણનો મહાગુરુ હોય, એમ રા. બ. હરગોવિંદદાસભાઈનું કહેવું થાય છે. તેમનું આ કથન સબળ નથી જ. જ્યાં તે કવિ પ્રેમાનંદનો પુરોગામી હોવાનું સિદ્ધ થાય છે તથા કવિ પ્રેમાનંદે પોતાના પુરોગામી કવિઓનાં આખ્યાનો અવલોકી તેનો "કંઇક ઉપયોગ કર્યા"નો આધાર વિદિત થાય છે, ત્યાં 'પ્રેમાનંદ પાસે કવિ નાકરને કાવ્યશિક્ષણની તાલીમ લેવાનો પ્રસંગ આવ્યા'ની વાત જ શી કરવી?

નાકર આદિનો પ્રેમાનંદને આધાર!

પ્રાચીન ગુર્જર સાહિત્યની પૂરી શોધખોળ નહી થવાથી, તેમ તેના યથાન્યાય અભ્યાસ પ્રતિ પૂરેપૂરો પ્રમાદ સેવાયાથી તેની વસ્તુસ્થિતિ શી હશે, તે અચૂક અને અટલ ખાત્રીથી કળી શકાતું નથી. પરંતુ ભાલણ, ભાલણસુત ઉદ્ધવ, નાકર, વિષ્ણુદાસ, શિવદાસ, વિશ્વનાથ જાની, વજીઓ, આદિ પ્રેમાનંદના પુરોગામી કવિઓનાં ઉપલબ્ધ અપ્રકટ અને પ્રકટ આખ્યાનો જોતાં અને પ્રેમાનંદે પણ રચેલાં એ જ આખ્યાનો અવલોકતાં, એવું અનુમાન કંઈક સબળ અંશે નીકળી શકે એમ છે, કે પ્રેમાનંદે પોતાના પુરોગામી કવિઓના આખ્યાનો જોયેલાં હશે અને તેમાંના પ્રસંગોને એ આખ્યાનોના મૂળ ગ્રંથ, મહાભારત, રામાયણ, પુરાણાદિમાં નહીં પણ પોતાના પુરોગામી ગુર્જર કવિઓએ દાખલ કરેલા નૂતન પ્રસંગોને એક કે બીજી રીતે, મૂળને ક્રમે કે ક્રમમાં ફેરફાર કરી, વસ્તુભેદ, જનરુચિ અને પાત્રવિવેક, તેમ જ રસની ઝમાવટની ચાતુરી ઉપર લક્ષ રાખી, વિશેષ વિસ્તારથી ખીલવેલા હશે! પ્રેમાનદે જે કેટલાક પ્રસગો મૂળ સસ્કૃત આખ્યાનોમાં મળતા નથી, તેના પોતાનાં આખ્યાનોમાં કરેલા ઉમેરાનો આધાર ઉપરોક્ત કવિઓના આખ્યાનો પૂરો પાડે છે.* 'સુદામાચરિત'નું આ લેખકે, ૧૯૦૮ ના 'સમાલોચક'માં કરેલું વિવેચન જોવાથી આ મુદ્દો વિશેષ સ્પષ્ટ થશે.

અલબત્ત આ સૂચનથી કાંઈ મહાકવિ પ્રેમાનંદની પ્રશંસનીય કાવ્યશક્તિ અને લોકરુચિને પોષે એવાં, ક્વચિત્ સામાન્ય અને ક્વચિત્ ઉચ્ચ રસથી જમાવેલાં, ઉત્કૃષ્ટ આખ્યાનો રચવાની પ્રતિભા અને કલા ઉતારી પાડવાનો હેતુ નથી જ. ઉપર સૂચવેલી ખીલવણીમાં

* "સાહિત્યરત્ન"ના ગ્રેજ્યુએટ સંગ્રહકર્તાઓએ પ્રાચીન ગુર્જર સાહિત્યનો ઇતિહાસ આલેખતાં એ સ્થાને એવી ટીકા કરેલી છે કે—"નરસિંહ મહેતા સંબંધી, એ કાવ્યો પ્રેમાનંદના કોઈ પુરોગામી કવિએ લખેલાં, તેને **પ્રેમાનંદે રસથી ઝમાવી** પોતાના સમયને અર્પણ કર્યાં છે" (પાનું ૨૩ ચોથી આવૃત્તિ). "તે (વિષ્ણુદાસ) નામાથી કેટલાંક આખ્યાનોનો પ્રેમાનંદ અને બીજા કવિઓએ **કંઈક ઉપયોગ કર્યો છે.**" (એ જ પાનું ૧૯ મુ)

"**ગુજરાતી**" ના ૧૯૧૧ ના દીપોત્સવીના અંકમાં રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળે કવિ શ્રી વિશ્વનાથ જાનીના "મામેરા" અને "હારકથા"માથી લંબાણથી ઉતારા આપી, પ્રેમાનંદે તેના આખ્યાનના કરેલા ઉપયોગ સંબંધી સૂચના અને ટકોર પણ કરેલાં છે.

જો તું વિમાસી તારે મન,
પહોંચતી થઇશ હુતાશન;
તુ કહે છે વિષ ખાઇશ,
તો તું અવગતે જાઇશ
તો પછે મારુ કહેવું રહ્યુ,
અવગતીયું જમને દેશ જ ગયુ !
કડવું ૧ લું

તે પુણ્યે તુ સ્વર્ગ પામીશ,
ઇંદ્ર રહ્યો છે બેશી !
કડવું ૨૨

સ્થળસંકોચના કારણે વધારે ઉતારા આપવાની અગત્ય નથી. બાકી કલિયુગ નળના દેહમાં પ્રવેશ કરે છે તે પ્રસંગ, દ્યુત રમવાને પુષ્કરને કલિયુગ પ્રેરણા કરે છે તે, તથા દ્યુત રમ્યા પછી નળદમયંતીની થતી સ્થિતિનું વર્ણન વિગેરેનાં દ્રષ્ટાંતો સરખામણી માટે રજુ કરી શકાય એમ છે. કલિયુગે ટોડલા ઉપરનો હાર ચોર્યાનો, પુષ્કરે દ્યુતમાં વૃષભ પરઠ્યાનો, આદિ જે કેટલાક ઉમેરા મૂળ નળાખ્યાનમાં કે નાકરના પૂરોગામી ભાલણના નળાખ્યાનમાં નથી અને કવિ નાકરના ઉક્ત ગ્રથમાં છે, તે પ્રેમાનંદના નળાખ્યાનમાં મળી આવે છે. એ ઉપરથી પણ કવિ નાકરનો આધાર મહાકવિ પ્રેમાનંદે લીધાનું અનુમાન કાઢી શકાય ખરું.

વિશેષમાં વિષ્ણુદાસનું લક્ષ્મણાહરણ, પ્રેમાનંદના લક્ષ્મણાહરણ સાથે, અને વજીયાનો રણજંગ પ્રેમાનદના રણયજ્ઞ સાથે સરખાવવા જેવા છે. આ ઉપરથી સૂક્ષ્મ પરીક્ષક વાંચકને જણાશે, કે પોતાના પુરોગામી કવિઓનો મહાકવિ પ્રેમાનંદે કેટલો આધાર લીધો છે, એ પ્રશ્ન ઉંડી તપાસ કરવા યોગ્ય છે ખરો.

નાકરનો ઉદાર કાવ્ય-લેખનહેતુ.

પ્રાચીન ગુજર સાહિત્ય અવલોકતાં બ્રાહ્મણો ઉપરાંત ક્ષત્રિય અને વૈશ્ય વર્ણના તેમ જ જૈનો, ભાટ અને સાધુ વેરાગીઓ પણ પ્રતિષ્ઠાપાત્ર કવિઓ નીવડેલા દીસે છે. પ્રસ્તુત જીવનચરિતનો નાયક, કવિ નાકર જાતે વણિક્ હતો. તેને કવિતા રચવાનો શોખ ઉદરનિર્વાહને અર્થે લાગો નહોતો. અર્થાત્ તે ઉદર ભરનાર, માણભટ્ટ કથાભટ્ટ ન હતો જ, પરતુ કેવળ પરોપકારવૃત્તિથી જ તે કવિતા રચવાના ઉન્નત અને ધાર્મિક કર્ત્તવ્યમાં પ્રેરાયો હતો. હરિકીર્ત્તનની ધૂનને સંતોષવાને અર્થે જ તેને "હરિ નામનો વ્યાપાર લાધ્યો" હતો. તે આખ્યાનો રચીરચીને બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ કરી દેતો; અને ઉપદેશના અધિકારી બ્રાહ્મણો છે, એવી માન્યતાથી તેમની પાસે એ આખ્યાનો જનસમાજમાં ગવરાવી પોતાને કૃતકૃત્ય માનતો હતો. 'શિવવિવાહ,' 'ધ્રુવાખ્યાન' અને 'વિરાટપર્વ' તેણે વડોદરાના વડનગરા નાગર બ્રાહ્મણ મદનસુતને અર્પણ કર્યાં હતાં. તે સંબંધી પોતે જ કવે છે, કેઃ—

વૃદ્ધ કુળ નાગર રે, મદનસુત કહીએ;
વાડવકર સોંપુરે, રચી ગ્રંથ સુખી રહીએ.
( ધ્રુવાખ્યાન કડવુ ૧૩–૩૬ )

કરી ગ્રંથ વાડવકર સોંપ્યો, વટપુર વિસ્તાર રે;
વૃદ્ધ કુલ નાગર નામે મદનસુત, ગાયે ભવજલ તરવા રે.
(વિરાટ્પર્વ કડવું ૪૦, ૧૯)

"નિર્મળ ગ્રંથ મયંક બિબ સરખો, કૃષ્ણાર્પણ તેહ સાર રે."
વિકાનો સુત વિનવે, નાકર હરિનો દાસ. રે"
(વિરાટ્પર્વ કડવું ૪૦, ૧૨)

શિવવિવાહમાં તે કહે છે કેઃ—

"ગ્રંથ લખી કૃષ્ણાર્પણ કીધો રે, શિવવિવાહ ગાતાં સહુ અર્થ સીધ્યો રે.
(કડવું ૧૪, કડી ૧૬.)

"પુસ્તક લખી વિપ્રને અર્પું, ગુણ દોષ સહુ લેપાય;
વણિક નાકર હું કાંઈ નવ જાણું, સાય કરે ગણરાય." (કડવું ૧, ૧૫)

"ધ્રુવાખ્યાન" અને "શિવવિવાહ"નાં કાવ્ય સંબંધી કવિ પોતે ખાસ એક જાણવા જોગ વાત કહે છેઃ—

અર્ધચંદ્રશો ગ્રથ રે, કૃષ્ણાર્પણ કીધો, દ્વિજને અર્પ્યો રે, મનોરથ તેનો સીધ્યો.

*  *  *  *  *

ધ્રુવનુ ચરિત્ર રે પ્રથમ જે કરીયું, દ્વિજને કરે રે અર્પણ કરી ધરીયું;
તેથી મન ન રીઝ્યુ રે મોટાં મન ગમિયાં, બન્ને કર્યાં મોટાં રે દ્વિજનાં મન શમિયા.
(કડવું ૧૩–૩૧–૩૩)*

ગ્રંથ લખી બ્રાહ્મણને અર્પ્યો રે, શિવવિવાહ મોટે મન તર્પ્યો રે;
નાનો વાંચતાં મન નવ રીઝયું રે, વિવાહ ધ્રુવચરિત્ર કર્યું બીજું રે.
શિવવિવાહ કડવું ૧૪ કડી ૧૫–૧૬

અર્થાત્ ગ્રથસકલનાની પુન આવૃત્તિ કરી તેને શોધિતવર્ધિત કરવાની પ્રથા પણ તે અનુસર્યો હતો.

કાવ્ય–આખ્યાનો રચવાના આવા પરમાર્થપરાયણ ઉચ્ચ હેતુનો સાંપ્રત સમયમાં કેટલા સાક્ષરો નિર્વાહ કરી શકશે ? પ્રાચીન સમયમાં મુદ્રણકલાના અભાવે જ્ઞાનનો પ્રસાર કરવો, એ એક ઉત્તમ અને પવિત્રતમ કર્ત્તવ્ય મનાતું હતું. આથી એ સમયમાં આખ્યાનોની અનેક પ્રતિઓ લખીલખાવી દાનમાં આપવાનો અને કથાભટોદ્વારા લલકારાવી તેનો લાભ લોકને આપવાનો મહિમા પણ મોટો મનાતો હતો. ધનસંચયની પેઠે આખ્યાનોનું જતન જીવ સમાન અણમોલું મનાતું હતુ.

* રા. બા. હરગોવિંદદાસભાઈ (પ્રા. કા. ગ્રં. ૧૧. પા–૭) 'શિવવિવાહ' અને 'ધ્રુવાખ્યાન'માં પહેલુ કીયું તે વિષે જે શંકા કરે છે, તેનો આ બે પક્તિથી નિરાસ થાય છે. આથી 'શિવવિવાહ' પહેલો અને 'ધ્રુવચરિત્ર' પછી એમ ઠરે છે.

નાકર કવિ યાત્રાનાં વિવિધ સ્થળોએ ફર્યો હશે, એમ તેના પોતાના ઉલ્લેખથી જણાય છે. 'હરિશ્ચન્દ્રાખ્યાન' તેણે ડાકોરની યાત્રાએ જતાં ઉમરેઠમાં પુરું કર્યું હતું. તે વિષે તે કહે છે, કે

નાકરના ગુણો

દર્શને ગયાતા ઉમરેઠભણી, ત્યાં કથા માંડી જોડણી:
અજ્ઞાને કીધો અભ્યાસ, કહે નાકર છઉં હરિનો દાસ. કડવું ૩૧

તે જાતે નિરભિમાની હતો, એ અપ્રસિદ્ધ 'અભિમન્યુ આખ્યાન'માંની નીચેની કડી પરથી જણાય છે.

"ગુરુચર્ણું સેવા સાધી મેં, તજી પદ અહંકાર;
સાધુ સગત સેવા માંહે, મુખ્ય ભજવા વિશ્વાધાર."

તે જોકે સારો કવિ હતો અને તેનામાં કવિતા રચવાની શક્તિ શીઘ્રગતિવાળી, કંઇક પ્રસંગપરત્વે કિંચિત્ વિસ્તારથી પણ વસ્તુને જમાવી શકે એવી સમર્થ હતી અને તે સાથે પ્રસાદ પણ સારી રીતે ધારણ કરનારી હતી, છતાં તે વિનયથી કહે છે, કે

વણિક જાતે ના-કર હું છું શું જાણું જી;
શું રૂપ હુ મૂઢમતિ વિખાણું જી." (ધ્રુવાખ્યાન કડવુ ૧-૧૩)

ગુરુ વૈષ્ણવ ચર્ણકમલ પ્રતાપે, કવિજન હરિગુણ ગાયે રે;
તેહ તણી કૃપાયે ઉચર્યો, વૈષ્ણવ જનનો દાસ રે. 'વિરાટપર્વ.'

વળી

હું મુરખ છું અલ્પમતિ, તે માટે મેં તુને પ્રાર્થી;
પાણીને સાહીને મુજને દ્દઢ કરો રે.
શ્રીગુરુને નામુ શીશ, ગુણ ભાખુ ત્યાં શ્રી જુગદીશ;
જેહની કૃપા તો મુજને હવિ રે.
પંડિત જન તે પ્રૌઢાં પાત્ર, કહીશ કથા એક કિંચિન્માત્ર;
કવિજન કો ખોડ મ આપશો રે.
કવિતાને એ ખોડ મ દેશો, મારી બુદ્ધિ છે બાલ;
ચુક પડે, ક્યાંથી ચતુરાઈ? અપત્ય પડે જેમ આળ.
'ગદાપર્વ' કડવું ૧-૨-૬

તે પોતાને વિદ્યાપ્રિય બ્રાહ્મણો કરતાં ઉતરતો માની કહે છે, કે-"વણિક કહો શી વાતે?"* અને "ગાયે શું વણિકજન બુદ્ધિ."†

મદમતિ હું શા ગુણ ગાઉં, હરિજનનો મહા પ્રકાશ;
ધ્રુવડ આસુરી જન અમો, નિરખી શકું નહી ઉજાસ!
(ધ્રુવાખ્યાન કડવું ૧ કડી ૨૫)

પંગુ પર્વત ચઢવા ઇચ્છે, ઠુંઠો સાગર તરવા જાય;
અંધો રાતે પુસ્તક વાંચે, બધિર કહે સહુ સંભળાય.
એવી ગતિ છે આઈ સેવકની, ઉપમા નવ કળાય; ૧

* ધ્રુવાખ્યાન કડવું ૧૩-૩૫. † શિવવિવાહ કડવું ૩-૫ જુઓ.

કીડી કુંજર થાવા ઇચ્છે, અળશિયું અહિરાજ;
મક્ષિકા કહે ગરુડ સમી હું, ધારું તેવું કાજ.
અવળાનું સવળું બને, કૃપા કરે મહામાય;
કૃપાપાત્ર કંઈ કવિજન મોટા, થયા દેવી તમ સહાય.
(શિવવિવાહ કડવું ૨૦ કડી ૯—૧૨)

જેઓ કવિતા કરવામાં ખોટાં ગપોડાં હાંકે, એવાઓને તે પાપી ગણતો હશે. કારણ કે 'શિવરાત્રી'ની કથામાં વચનભંગથી થનારાં પાપની ગણના કરનારા, હરણપાસે તે કહેવડાવે છે, કે

"જે કો કવિતા ખોટી કવે, તેનું પાપ મુને વિસમે;
કુગીત ગાઇને જીવે બંગ, * *.

નાકરની કાવ્યશક્તિ

કવિ નાકરે મહાભારત અને રામાયણનાં ઘણાં પર્વ અને કાંડ કવિતાબદ્ધ કરેલાં છે. તે જો કે જ્ઞાતિએ વણિક્ હતો, છતાં તેની ભાષા શુદ્ધ, સંસ્કારી, શેરડીના રસની પેઠે રસવતી, સરળ અને સારી છે. પોતે બહુશ્રુત હતો, છતાં વિચક્ષણ, પરમાર્થપરાયણ, અને સુશિલ હોવાથી તેની કવિતાની શૈલી પણ સુંદર, સુઘડ, અને નીતિને બોધનારી છે. તેનાં કાવ્યો બહુધા સારાં અને શિખામણથી ભરપૂર છે. તેણે પોતાના જમાનાનો સંસાર પણ કવિ પ્રેમાનંદ અને શામળની પેઠે તેમાં ઉતારેલો છે; પરતુ પ્રેમાનંદની પેઠે મહાભારતાદિનાં દિવ્ય પાત્રને અધમ માનવ પાત્રમાં ઉલટાવી નાંખવાનું અને તેમનાં ચારિત્ર્યને પણ ભાવનાહીન ચિત્રવાનુ સાહસ બિલકુલ કરેલું જણાતુ નથી. તેમ પામર જનરુચિને પોષવાની ધૃષ્ટતા પણ તેણે કરેલી દીસતી નથી.

વળી કવિતામાં તેણે અદ્ભુત રસ ખીલવવાને, તેમ શ્રોતાઓને આંજી નાખવાને દૈવી શક્તિનો કે દૈવી વર્ણનનો આધાર લેવાનું મથન અસ્વાભાવિક પણ કર્યું નથી. મહાકવિ પ્રેમાનંદે પોતાની કલ્પનામાં આવે તેવાં અદ્ભુત રસાભાસવાળાં દૈવી વર્ણનો આલેખ્યાં છે; પરંતુ નાકરનો નિયમ તો 'જે કો કવિતા ખોટી કવે' તે બંગ છે, એવો હોવાથી તેણે મનુષ્યોની કલ્પનામાં ઉતરે એવાં જ દેવોનાં પણ વર્ણન કર્યાં છે અને અદ્ભુત રસાભાસ આલેખવા પ્રયાસ કર્યો નથી.

પ્રસંગેપ્રસંગે નાકરે રસની જમાવટ પણ ઠીક કરી છે. જોકે કવિ પ્રેમાનંદનાં કાવ્યોમાં જેટલા વિવિધ રસિક પ્રસંગો તથા નાયકનાયિકાનાં રૂપગુણ ચીતરનારાં જે કડવાં ને કડવાં ભર્યાં વર્ણનો દૃષ્ટિએ પડે છે, તેટલાં એનાં કાવ્યોમાં જણાતાં નથી. અર્થાત્ કાવ્યકળા અને રસચાતુરીનો આશ્રય તેણે લીધો નથી, તેમ કૃત્રિમતા અને આડંબર પણ સ્વીકાર્યાં નથી જ.

'વિરાટ્પર્વ'માં કૈયાકીચકના સંતાપથી કંટાળેલી અને ગુપ્તપણે રહેવાની પ્રતિજ્ઞાથી બધાયલા પતિઓના યથાયોગ્ય રક્ષણના અભાવથી પરિતાપ પામેલી દ્રૌપદી અને યુધિ-

ષ્ઠિર આદિ પાંચ પાંડવો વચ્ચેના સંવાદને યોગ્ય રાગમાં આલેખતાં કવિ નાકર કરુણ-રસની છાયા બહુ સારી રીતે જમાવે છે અને પ્રેમાનંદે 'સુદામાચરિત'માં સુદામા અને તેની ઋષિપત્નીના આલેખેલા સંવાદને પણ ઘડીક ભૂલાવામાં નાંખે છે. દષ્ટાંત તરીકે અપ્રકટ 'વિરાટ્પર્વ'માંથી કરુણરસનો એક પ્રસંગ નીચે આપ્યો છે:—

રાત્રે એક પહોર વીતતાં સૈરંધ્રી–દ્રૌપદી, કંક–યુધિષ્ઠિર પાસે જઇને કહે છે:—

**રાગ રામગ્રી**

સ્વામી ! તમો નથી જાણતા, પેલો કેચો કેચક મૂઢ,
તમ દેખતાં પાટુ હણી, પછી પુંઠે આવ્યો પ્રૌઢ,
કેશ ગ્રહ્યા, સ્વામી! માહરા, પછે તાણી અવની મોઝાર;
તે રક્ત દાખવ્યું તારુણી પછી રોવે છે નાર.
પછી મેં સ્તુતિ કરી જગદીશની ને મુકાવી મહારાજ!
કહી ગયો એમ પાપી તારી સાર કરશે કોણ આજ?
કાલો ઘેર બેઠાં નહીં આવે તો આણીશ તારો અત.
તે પેલી હું આપ હત્યા કરીશ, મારા કંથ!
પછી કહેશો કંક! કહ્યુ નહીં અમે કરત સભાળ!
બેહુ પ્રકારે તમો જાણજો જે ખુટચો મારો કાળ! કડવું ૨૨–૯–૧૩

પછી બન્ને વચ્ચે નીચે પ્રમાણે સંવાદ ચાલે છે:—

**રાગ રામગ્રી.**

રાય યુધિષ્ઠિર બોલીઆ, સુણો સુંદરી! રે
તુ મા આણીશ દુ ખ લગાર, ગેહેલી કોણે કરી? રે ૧
પછી અમો એને મારશુ, સુણો સુંદરી! રે
આહાથા ચાલીશું તેણીવાર, ગેહેલી કોણે કરી? રે ૨
દિવસ આહા બહુ નિગમ્યા, સુણો સુંદરી! રે
તે મર્મ ન જાણે કોય, ગેહેલી કોણે કરી? રે ૩
દોહ્યલે વન પુરા થયા, સુણો સુંદરી! રે
વહી ગયાં તે વર્ષ જ બાર, ગેહેલી કોણે કરી? રે ૪
અનેક કષ્ટ શિર ભોગવ્યા, સુણો સુંદરી! રે
તમે જાણો છો નિજ નાર, ગેહેલી કોણે કરી? રે ૫
વળી નિષ્ઠ ચર્યાયે રહ્યાં, સુણો સુંદરી! રે
વહી ગયા તે માસ અગીયાર, ગેહેલી કોણે કરી? રે ૬
થોડાક દિવસ કેડે રહ્યા, સુણો સુંદરી! રે
તું જાણો છાં નિજ નાર; ગેહેલી કોણે કરી? રે ૭
એક માસ હવા રહ્યો, સુણો સુંદરી! રે
તે વિમાશી મન જોય; ગેહેલી કોણે કરી? રે ૮
વિપત્તિ પડે સુખ ત્યાં થકુ, સુણો સુંદરી! રે
પામ્યા દુ:ખનો નહિ પાર, ગેહેલી કોણે કરી? રે ૯
સીતા સમાન કો સાધવી, સુણો સુંદરી! રે
તે સાહી ગયા રાક્ષસ સોય, ગેહેલી કોણે કરી? રે ૧૦

દમયંતી રાય નળ તણી, સુણો સુંદરી! રે
તે ચઢી કબાડી હાથ, ગેહેલી કોણે કરી? રે ૧૧
હરિશ્ચંદ્ર તારાલોચની, સુણો સુંદરી! રે
તે વેચાણી પર હાથ, ગેહેલી કોણે કરી? રે ૧૨
વૃંદા સરખીએ ભોગવ્યું, સુણો સુંદરી! રે
સધ્યાવતી સદ્‌પાત્ર, ગેહેલી કોણે કરી? રે. ૧૩
એટલાને મહા દુ.ખ પડ્યા, સુણો સુંદરી! રે
તો આપણ કોણ માત્ર? ગેહેલી કોણે કરી? રે ૧૪
આપણને બહુ કષ્ટ પડ્યાં, સુણો સુંદરી! રે
તે તું જાણા છાં નિજ નાર, ગેહેલી કોણે કરી? રે ૧૫
મિત્ર ફીટી શત્રુ થયા, સુણો સુંદરી! રે
જે સગાં સહોદર વીર; ગેહેલી કોણે કરી? રે ૧૬
આપણે વનથી ચાલીયા, સુણો સુંદરી! રે
કોણે ટીપુ ન પાયુ નીર, ગેહેલી કોણે કરી? રે ૧૭
ભીષ્મ પિતામહ, પિતરીઓ, સુણો સુંદરી! રે
અમ દેખતાં કાઢયાં ચીર; ગેહેલી કોણે કરી? રે ૧૮
હાવાં તે વેળા વળી છે આપણી, સુણો સુંદરી! રે
સન્મુખ થાય યદુવીર; ગેહેલી કોણે કરી?
જે તમને કૈયો હણે, સુણો સુંદરી! રે
એમ ન કરે મહારાજ, ગેહેલી કોણે કરી? રે ૨૦

* * * *

અનેક પેરે કરી પ્રીછવી, સુણો સુંદરી! રે
તોયે મન નવ પામે વિશ્રામ, ગેહેલી કોણે કરી? રે ૨૫

આનો ઉત્તર આપતાં દુઃખથી કટાળેલી દ્રૌપદી સતી ઉત્તર આપે છેઃ—

સુણી વનિતા એમ વદે, સુણો સ્વામીજી!
હવે ફીટચો મારો ઠામ, કહું શીર નામીજી ૨૬
જે કાળે પાપી મને મારશે, સુણો સ્વામીજી!
કહું કાઢીશ મારા પ્રાણ, કહું શીર નામીજી. ૨૭
તમને રાજ્ય હસ્તિનાપુરનું મન વસ્યુ, સુણો સ્વામીજી!
તમને મળશે રાણારાય કહું, શીર નામીજી. ૨૮
ભીષ્મપિતામહ પૂછશે, સુણો સ્વામીજી!
અને વિદુર, દ્રોણગુરુ સાર કહું, શીર નામીજી ૨૯
કુતા કહેશે વહુ ક્યાં ગયાં? સુણો સ્વામીજી!
વળી હસશે સકળ સંસાર, કહું શીર નામીજી. ૩૦
ત્યાં ધૃષ્ટદ્યુમ્ન મળવા આવશે, સુણો સ્વામીજી!
મુને મળવા દ્રુપદરાય, કહું શીર નામીજી. ૩૧
માતા મારી મુજને નહિં મળે, સુણો સ્વામીજી!
તમો વાર કરો છો નાથ! કહું શીર નામીજી. ૩૨

તમોથી નવિ નીપજે, સુણો સ્વામીજી!
મેં જોયું વિમાસી મન, કહું શીર નામીજી. 33
જોઉં અર્જુનથી કાંઈ નીપજે, સુણો સ્વામીજી!
આ તેલે નહી કાંઈ તેલ! કહું શીર નામીજી. કડવું ૨૩ ૩૪

પછી યુધિષ્ઠિરથી નિરાશ થયલી દ્રૌપદી અર્જુન પાસે ગઈ; તેની પાસે પોતાનું સકટ નિવેદન કર્યું. તેના છાતીફાટ રુદનથી અર્જુન પીગળ્યો, પણ ધર્મરાજાની આજ્ઞા વિના કાંઈ ન થાય, એમ કહી લાચારી દર્શાવી. ત્યાંથી પાછી પડેલી દ્રૌપદી ભીમ—પરાક્રમી ભીમ—પાસે ગઈ. તે પોતાની પ્રિયતમ પત્નીના સંકટથી અતિશય ઉશ્કેરાઈ ગયો અને તેણે કૈચાને માર્યો. આ પ્રસગના, આ ત્રણે પતિઓ સાથેના, જૂદા જૂદા પ્રકારના સાંત્વનના સવાદ કરુણરસથી ઠીક છવાયલા છે. એમાં ત્રણ કડવાં કવિએ રોકયાં છે. પરતુ આ પ્રસગ વિસ્તારભયથી અત્રે આપી શકાય તેમ નથી.

હવે કરુણરસના દૃષ્ટાંતમાં પ્રેમાનંદના 'સુદામાચરિત્ર'માંની નીચેની પક્તિઓ ઉપરની પક્તિઓ સાથે સરખાવો.

પછી સુદામોજી બોલિયા, સુણ સુદરી રે;
શી કહું હુ શિખામણ, ઘેલી કોણે કરી રે. ૧
જે નિર્મ્યું છે તે પામીએ, સુણ સુંદરી રે;
વિધિએ લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરી રે. ૨
દીધા વિના કયાથી પામીએ, સુણ સુદરી રે;
નથી આપ્યુ જમણે હાથ, ઘેલી કોણે કરી રે. ૩
જો ખડધાનજ વાવીએ, સુણ સુદરી રે,
તો કયાથી જમીએ શાળ, ઘેલી કોણે કરી રે. ૪
જળ વહી ગયે શી શોચના, સુણ સુદરી રે;
જો પ્રથમ ન બાધી પાળ, ઘેલી કોણે કરી રે. ૫
એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુદરી રે;
નવ કીધા તીર્થોપવાસ, ઘેલી કોણે કરી રે ૬
અગ્નિ તૃપ્ત કીધા નહી, સુણ સુદરી રે;
નહિ શ્વાન વાયસ ગૌગ્રાસ, ઘેલી કોણે કરી રે. ૭
બ્રહ્મભોજન કીધાં નહીં, સુણ સુદરી રે;
નથી કીધા હોમ હવન, ઘેલી કોણે કરી રે. ૮
અતિથિ નિર્મૂળ વાળિયા, સુણ સુંદરી રે;
તો કયાથી પામિયે અન્ન,। ઘેલી કોણે કરી રે. ૯
હરિપ્રસાદ લીધો નહીં, સુણ સુંદરી રે;
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કોણે કરી રે. ૧૦
આપ ઉદર પાપે ભર્યું, સુણ સુંદરી રે,
છૂટચા પશુતણો અવતાર, ઘેલી કોણે કરી રે. ૧૧
સતોષ અમૃત ચાખીએ, સુણ સુંદરી રે;
હરિચરણે સોંપી મન, ઘેલી કોણે કરી રે. ૧૨

ભક્તિ નવનિધ્ય આપશે, સુણ સુંદરી રે;
ધરો ધીર તમે સ્ત્રીજન, ઘેલી કોણે કરી રે. ૧૩
આંખ ભરી અબળા કહે, ઋષિરાયજી રે;
મારું જડ થયું છે મન, લાગુ પાયજી રે. ૧૪
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
રુએ બાળક લાવો અન્ન, લાગુ પાયજી રે. ૧૫
અન્ન વિના ચાલે નહીં, ઋષિરાયજી રે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે. ૧૬
અન્નવિણ ભજન સૂઝે નહીં, ઋષિરાયજી રે;
જીવે અન્ને આખુ જગત, લાગુ પાયજી રે. ૧૭
શિવે અન્નપૂર્ણા ઘેર રાખીઆં, ઋષિરાયજી રે;
સૂર્યે રાખ્યું અક્ષયપાત્ર, લાગુ પાયજી રે. ૧૮
ઇદ્ર સેવે કામધેનુને, ઋષિરાયજી રે;
તો આપણે તે કોણ માત્ર, લાગુ પાયજી રે. ૧૯
સુર સેવે કલ્પ વૃક્ષને, ઋષિરાયજી રે;
મનવાંછિત પામે આહાર, લાગુ પાયજી રે. ૨૦
ધર્મ પ્રાણ અન્ન વિના નહીં, ઋષિરાયજી રે;
ઉભો અત્રે સકળ સસાર, લાગુ પાયજી રે ૨૧
ફેરાનું ફળ જાશે નહી, ઋષિરાયજી રે;
જઈ જાચો કૃષ્ણ બળદેવ, લાગુ પાયજી રે. ૨૨
વિધિએ લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજી રે;
ધોશે ધરણીધર તતખેવ, લાગુ પાયજી રે. ૨૩ કડવું

વળી અપ્રકટ 'નળાખ્યાન'માં ૮ મા કડવામાં દ્રુપદ રાગ દ્વારા નાકર કવિએ દમયતીના મુખમાંથી જે રુદનના ઉદ્‌ગારો કઢાવ્યા છે, તે પણ કરુણરસની છાયા છાઈ નાંખે એવા છે. અપ્રકટ 'અભિમન્યુ' આખ્યાનમાં અભિમન્યુ મરાતાં અર્જુન આદિનો વિલાપ પણ એવો જ છે.

હવે આપણે નાકરનાં વીરરસ પૂર્ણ વર્ણન અવલોકીએ. વીરરસનો ખરો ઉભરો કવિ નાકરે પોતાના 'અભિમન્યુ' (અપ્રકટ) આખ્યાનમાં કાઢેલો છે. સ્થાલીપુલાકન્યાયે માત્ર એક કડવાની થોડીક પંક્તિઓ અત્રે આપેલી છે. એમાં કર્ણનો પુત્ર વૃષકેતુ અને અર્જુનનો પુત્ર અભિમન્યુ એ બન્ને સમાન યોધાઓનો યુદ્ધપ્રભાવ તથા કર્ણ જેવા અતિરથી સાથેનો સગ્રામ કવિએ ઉત્કૃષ્ટ રીતે આલેખેલો છે.

### કડવું ૨૧ મું.

યુગ્મ યોધ સન્મુખ થયા, જેહવા યોધ રણુંવચ્ચે કહ્યા;
રહ્યા ને રહ્યા મદમત્ત હાથી રે. ૧

### ઢાળ.

મદમત્ત હાથી સરખા સાથી, ભાખ્યા એ યુધપૂર;
બેહુ તણાં મન હરખે ભરીઆં, વિકાળ વઢવે શૂર. ૨

બેહુના રથ, તોરી, સારથી, સરખા, રણુ માંહે પાડે હાકે;
ભલે આવ્યા કુંવર અર્જુનના, હવાં રખે કો સાંખે ? ૩
એમ કહીને બાણુ જ મૂકે, ચુકે નહિ કો ઠાર!
અન્યો અન્ય અસ્ત્રો વાવરે, કો ન દે ઓસાર. ૪
મારી ગદા રથ કડકા કીધો, અશ્વ બહુ હિસાય;
આવી લાગી સાંગ વૃષકેતને, માર્યો તેણે ઠાર (?)* ૫
થયા તવ અળગા, અન્યોઅન્ય આવ્યા;
અરિદળ મધ્યે, મલ્લ તણી પેરે વળગ્યા. ૬
મહિષ પેરે માથાં મારે, મેંઢાં તણી પેર કુટે;
પાટુપ્રહાર ઢીંચણીઆં કોણી, મુષ્ટિપ્રહાર વછૂટે. ૭
અપસરાને કર પુષ્પની માળા, જાણે વરવા આવી;
મુનિજન, દેવ, યક્ષગણુ, ગાંધર્વ, પુષ્પ અંજલિ વધાવી. ૮
વાધ્યું શૂર ઊરતન ભીડી, બેહુ બથેબથે આવ્યા,
પામે લાગ ભાગ બેહુ સરખા, પગ શીર હાથ હલાવે. ૯
અભિમન્યુ અગે અતિ આકળો, અંગો† તેને નવ પોહોંચાય;
જ્યારે વૃષકેત ચાંપ્યો ધરણે, જાણ્યું ચર્ણે ચૂર થાય. ૧૦
વૃષકેતની શુદ્ધ જ ભાગી, મૃત્યુ આવ્યાં ઘડીઆં;
ત્યારે ભાંજી ગઢ પાંચમે કોઠે, ચક્રવ્યૂહ મધ્યે ચઢીઆ. ૧૧
મધ્ય યોધ સેનાપતિ ઉભા, અતિ અતલીબળ કર્ણ;
અભિમન્યુ આવ્યો હવા યુદ્ધ કીજે, થરથર ધ્રુજે ધરણ. ૧૨
અળગો રહીને અસ્ત્ર વાવરે, કર્ણ કરે સંગ્રામ,
અતરજામી કૃષ્ણ પધાર્યા, જાણ્યુ કર્ણને મારશે ઠામ! ૧૩
ભાગ્યો દ્રોણ, કૃપા, વશ કીધો, વૃષકેતુ ત્યાં હાર્યો;
અતિરીસશું અભિમન્યુને કર્ણે, અસ્ત્ર હતણાં માર્યો. ૧૪
તે કોઠા વચ્ચે કૃષ્ણ પધાર્યા, રહ્યા કર્ણની પાસ,
અભિમન્યુનો ત્યાં દૃષ્ટિ પડી, ભલે પધાર્યા અવિનાશ. ૧૫
હું એકાવડી કયાં હતો? તેં, ભલે પાળ્યો વિયોગ,
વળી વાહરે ચઢીને આંહાં પધાર્યા, હવે મળ્યો સંયોગ. ૧૬

* * * *

કૃષ્ણે કર્ણને સાન જ કીધી, કૃપાસ્ત્ર બાણે તું છેદ;
જીવતો તુને નહીં મુકે, સહી માનજે એ વેદ ! ૨૩
તે માટે તુ કૃપાસ્ત્ર સજ્જ કર, મેં એ વાતે લગાડ્યો;
કર્ણે તરત જ બાણ મેલી, ધનુષ્ય અત્યંચા પાડ્યો. ૨૪

* લહીઆનો લેખનદોષ હશે; કારણ વૃષકેતુનું યુદ્ધ આગળ ચાલુ જ છે. † કર્ણનો પુત્ર.

માનભંગ થયો ધનુષ ભાગતે, ત્યારે કાઢી ખડ્ગ ઊભાણો;
એમ હસ્તી આડે આવ્યો, ગજ મારી ક્રોધે ભરાણો. ૨૫
કૃષ્ણ કર્ણ હીંડે નાસતા, જાણ્યું લેશે અંત;
કર્ણ આખડી અન્નની પડીઓ, પુઠે જુવે ભગવત. ૨૬
ક્રોધે ધાઈ કર્ણને સાહ્યો, ચર્ણપ્રહાર શીર ઘાય;
મારી ચૂર ને શિથિલ કીધો, સુણ જનમેજય રાય ! ૨૭
કૃષ્ણે ત્યાં પેરજ કીધી, કીધો બહુ અંધકાર;
બળ કરી કર્ણને ઉઠાડ્યો, સુતનાં* ગ્રહ્યા હથીઆર. ૨૮
હથીઆર વિના કશું સુઝે, ન સુઝે એકે વાટ;
પુઠે જુએ તો ભીમ ન દેખે, અંગે થયા ઉચાટ ! ૨૯

* * * * *

વળી લવકુશ આખ્યાનના કડવા ૧૯ મામાં લવે શત્રુઘ્ન, ભરત, રામચંદ્ર આદિ સાથે મચાવેલા યુદ્ધનુ વર્ણન જોતા પણ વીરરસની છાયા ઠીક જમાવેલી જણાશે. જોકે મહાકવિ પ્રેમાનદે વીરરસની જમાવટ કરવા કડવા ને કડવા આલેખી આવી છાયા જમાવેલી છે, તોપણ આ આખ્યાનોનો વીરરસ તેના કરતાં પણ વિશેષ ઉત્કૃષ્ટ અને વિશેષ ઓજસ્વી છે, એમ જણાયા વિના નહી રહે જ.

શૃગાર આદિ અન્ય રસનાં વિસ્તૃત વર્ણન નાકર કવિનાં આખ્યાનોમાં મળતાં નથી. તેમ છતાં જે કાંઈ થોડાં મળે છે, તે કાંઈ તેની શક્તિના ચમકારા પ્રત્યક્ષ કરાવવામાં અફળ જતાં નથી. જ્યારે મહાકવિ પ્રેમાનદમાં કળા અને જમાવટ છે, ત્યારે નાકરમાં સાદાઈ અને સ્વાભાવિક સંકોચ છે

તેમ છતાં અત્રે એટલુ જણાવવું આવશ્યક છે કે, કવિ નાકર સર્વથા પ્રેમાનદની અર્થાત્ પ્રથમ પક્તિના ગુર્જર કવિની બરોબરી કરી શકે એવો નથી, તોપણ તે બીજી પક્તિના કવિઓમાં નિ.સંશય ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાને યોગ્ય ગણાય ખરો.

નાકરનામાં વિચારની તેજસ્વિતા ક્વચિત્ ક્વચિત્ ચમકે છે ખરી. એણે જો કે અલકાર અને ઝડઝમક ઉપર પણ કલાની દૃષ્ટિથી જોઇતુ ધ્યાન આપેલું જણાતું નથી; છતા, સ્વાભાવિક રીતે આ બે અંશો અનાયાસે તેનાં આખ્યાનોમાં દૃષ્ટિએ પડે છે જ. તેના કાવ્યોનું મુખ્ય લક્ષણ ભક્તિ અને ધર્મોપદેશ છે, અને તેનો ઉદ્દેશ શ્રદ્ધાળુ શ્રોતાઓને પ્રબોધવાનો છે.

નાકરની વર્ણનશૈલી જોકે વિસ્તારવતી નથી, તોપણ ટુકમાં વર્ણ્ય વસ્તુનો સારો ચિતાર વાચક આગળ ખડો કરે છે. જેમ તેની ભાષામાં કર્કશતા ઓછી છે, તેમ વર્ણનમાં કાંઈ અનુચિતપણું પણ જણાતું નથી. માનવભાવ આલેખવામાં પણ તે કાંઈ પાછો પડતો નથી, અને ધારેલી છાપ તે વાચકના હૃદયપટ ઉપર અવશ્ય પાડે છે.

* અભિમન્યુનાં કૃષ્ણે હથીઆર અધારુ ઘોર કરી લઈ લીધા, એ અર્થ છે.

શિવરાત્રિની કથા વાંચતાં તેના જમાનાનો સંસાર કેવો હતો, તેનો ભાસ સારી રીતે થાય છે. શિવવિવાહ, લવકુશ આખ્યાન, વિરાટ પર્વ આદિમાં પણ પાત્રો આલેખતાં તેમ તેમને મુખે પ્રસંગાનુસારી વચનો કઢાવતાં પોતાના જમાનાનો સારો ચિતાર તેણે આપેલો છે; પરંતુ પામર જનરુચિ સંતોખવી, એ તેનો ઉદ્દેશ ન હતો, તેમ 'જેક્રો કવિતા ખોટી કવે' અને જે બંગ 'ગીત ગાઇને જીવે' એ પાપી ઠરે છે, એવો વિચાર ધરાવતો હોવાથી તેણે મહાકવિ પ્રેમાનંદની પેઠે કેવળ પામર જનરુચિને તૃપ્ત કરવા ઉચ્ચ પાત્રના મુખમાં અધમ વચનો મૂકયાં નથી. તેણે કદી પણ કુલીન પતિવ્રતા પત્ની પાસે પ્રતિષ્ઠિત પતિને નીચેનાં વચનો કહેવડાવવાની ધૃષ્ટતા, કવિ પ્રેમાનંદની પેઠે, કરી જ નથીઃ—

નારી કહે લહુ સહુ મર્મ, કુડા કંથ એ તમારાં કર્મ;
ફાવતું કરી હવે ફુલાઓ, મુજ નિર્ભાગિણીનો લૂંટયો લાઓ. ૧૧
સો હાથને કુવે નાંખી કમળી, પિતારૂપ કુહાડે છુંદી કદળી;
કુવરી મારી મારી કરી ફુલાતા, દુઃખ દરીએ નાંખી ત્યારે વળી શાતા. ૧૨
હું તમને કપટી નો'તી જાણતી, વિશ્વાસઘાતી મન નો'તી આણતી;
બગઠગ જેવા થઈ ન બોલો, સ્વાર્થ સાધ્યો માટે મન ડોલો. ૧૩
જ્યારે ધાર્યું કરવું'તું તમારુ, ત્યારે શીદ મત પૂછ્યું અમારું;
મરું મારુ પણ પુત્રી ન આપુ, નથી એ ઉપર તમારું દાપું. ૧૪
હું તો ખરા નાગરની બચી, વેલ પેઠ વીંટાઇ જાઉ લચી;
તમારુ કપટ અવળુ કઢાવું, ફાવે ત્યાં વિવા કરી કમળી લઢાવું. ૧૫
મદનમહેતો કે' બહુ થયુ બાઈ, જે રુચ્યુ તે કર્યું જદુરાઈ;*
દબાયો દેખી દામની પેર કુદી, છરો લઈ કહે કમળા નાખું છુંદી. ૧૬

શામળશાનો મોટો વિવાહ કડવું ૨૦ મુ.

શુ નાકરનાં આખ્યાન થોથાં છે?

સા. શ્રી કેશવલાલભાઈ નાકર કવિનાં આખ્યાનોને થોથાંની–સ્થૂળ ધર્મ બુદ્ધિ તૃપ્ત કરનારાં જોડકણુાંની ઉપમા આપે છે અને એમાં રસની ખોટ, જુએ છે. આનો નિરાસ કરી શકાય એમ છે, એક તો જે જમાનાના લોક માટે એ આખ્યાનો રચાયાં હતાં, તેમની રસવૃત્તિ કેવા પ્રકારની હતી, તે સમજવાની અગત્ય છે. બીજું ગુર્જર કાવ્યસાહિત્ય તે સમયે કીયા ક્રમે પહોંચ્યું હતુ; તેમાં સસ્કૃત સાહિત્યમાં તરી આવતા રસને અવકાશ મળે અને તેની કદર થાય એવી સ્થિતિએ તે પહોંચ્યું હતુ કે નહીં? એ પણ નિરખવાની અગત્ય છે. તેમ જ્યારે પ્રેમાનંદાદિ જેવો ઉત્કૃષ્ટ કવિ પણ ઉન્નત રસવૃત્તિને પોષે એવો ઉત્કૃષ્ટ રસ આલેખવાને બદલે રસાભાસ આલેખવાને બહુધા પ્રેરાયો હશે, ત્યારે તેનાં કારણો પણ અવલોકવાની

* વડનગરના સુશિક્ષિત નાગર દિવાનની પત્નીના મુખમા મૂકેલાં કાળીની બૈરીને શોભે એવાં આ વચન અને આ નાગરી સસાર પ્રેમાનદે આલેખી નિ.સશય અધમ રસવૃત્તિ પોષી છે. છરો લઈ નાગર પત્ની કુદે, માણુસ મરકી મચાવવા ઝુઝે, એ શું નવાઈ નથી?

અગત્ય છે. વાસ્તવિક રીતે એ જમાનાનાં આખ્યાનોનો રસ આધુનિક રસમાપથી મપાવો નહીં જોઇએ.

હવે નાકરનાં આખ્યાનોના રસનું માપ કાઢીએ. તેનાં અદ્યાપિ પર્યંત જે આખ્યાનો, શિવરાત્રિની કથા, શિવવિવાહ, અને ધ્રુવાખ્યાન પ્રસિદ્ધ થયાં છે, તેમાં વિશેષ આકર્ષક રસ દેખાતો નથી, એ સત્ય છે. પરંતુ 'વિરાટ્ પર્વ,' 'અભિમન્યુ આખ્યાન,' 'નળાખ્યાન,' 'ગદાપર્વ,' અને પ્રસિદ્ધ 'લવકુશ આખ્યાન' આદિ જોતાં તેમાં ભારોભાર રસ તો નહી, પણ રસના જ્વલંત ચમકારા અને કંઇક કંઇક ઝમાવટ તો અવશ્ય જણાય છે જ. કરુણરસની જમાવટ 'વિરાટ્ પર્વ'માં, તથા વીરરસની જમાવટ 'અભિમન્યુ આખ્યાન' અને 'લવકુશ આખ્યાન'મા સારા પ્રમાણમાં જોવામાં આવે છે અને અન્ય રસના ચમકારા પણ ઝણુકા દેવામાં કાંઈ પછાત પડતા નથી. વળી નાકર કવિનાં આખ્યાનોનો 'તેના જમાનાના લોકોએ સારો સત્કાર કર્યાનું' અને તેમની 'પુષ્કળ ખપતી થયાનું' સા. શ્રી કેશવલાલભાઈ પણ જણાવે છે, એ જ તેમાં લોકને સારો રસ પડ્યાનું એક ચિહ્ન છે. કદાચિત્ એમ પણ હોય કે સા. શ્રી કેશવલાલભાઇને નાકરનાં અપ્રકટ આખ્યાનો ઝીણવટથી અવલોકવાનો અવકાશ મળ્યો પણ ન હોય.

**નાકરનો ઉપદેશ**

માનવ દોષો સંબંધી કવિ નાકરે ઘણે સ્થળે ટકોર કરેલી છે. નાકરનાં આખ્યાનો જોતાં જણાય છે કે, તે પ્રસગ આવ્યે ધર્મ અને નીતિના સિદ્ધાંતો શ્રોતાઓના મન ઉપર ઠસાવવાને ચૂકયો નથી જ. ધર્મ, એ વિષય જ એવો છે, કે શ્રદ્ધાળુ જનો જ તેનો રસમય લાભ લઈ શકે; અને તે જમાનાના લોકો ભાવિક હોઇને ધર્મનાં તત્ત્વોને પ્રતિપાદન કરનારાં અને ઠોક સાથે વારવાર પ્રબોધ કરનારાં આખ્યાનોને શિરસાવંદ્ય માને, એ સ્વાભાવિક જ છે. પુરાણોમાં ધર્માચરણ, અને નીતિની શિખામણ આપનારાં ચરિત્રો હોવાથી નાકર આદિ કવિઓએ તેમાથી યોગ્ય ચરિત્રો પસદ કરી આખ્યાનોમાં તેમને ઘટાવ્યાં છે. તેમ કરતાં નાકરે પોતાના જમાનાના સસારની અનિષ્ટ રીતિઓ—બે સ્ત્રી કરવાની, સ્ત્રીને તજી દેવાની સ્ત્રીને નિંદવાની, અને તેને ઉતારી પાડવાની, વિધવાને દુઃખો દેવાની—ઉપર પણ પ્રસંગોપાત્ત પ્રહાર કર્યા છે. સક્ષેપમાં તે કેવળ મૂળ ગ્રંથોની વસ્તુને જ વળગી રહ્યો નથી; પરંતુ યથા-યોગ્ય નીતિ અને ધર્મના ઉપદેશ, પાપ અને પ્રાયશ્ચિત્તો નિવારવાનો બોધ, વ્રતાદિકનું માહાત્મ્ય આદિથી પણ આખ્યાનો બાંધીને શ્રદ્ધાળુ શ્રોતાઓના મન ઉપર તેનુ રહસ્ય ઠસાવવાને કવચિત્ કવચિત્ સારા વધારા પણ કરેલા છે.

**નાકરની ભાષા**

કવિ નાકર સત્તરમા સૈકાના મધ્ય ભાગમાં થઈ ગયો છે. તેના ઉપલબ્ધ ગ્રંથોમાં બે જાતની ભાષા દૃષ્ટિએ પડે છે. એકપાસ નાકરના અપ્રકટ નળાખ્યાન, લવકુશાખ્યાન, સુધન્વાખ્યાન અને ચંદ્રહાસાખ્યાનની ભાષા, બીજીપાસ તેના વિરાટ્પર્વ (અપ્રસિદ્ધ), વ્યાધ મૃગલી સંવાદ (પ્રગટ), 'અભિમન્યુ આખ્યાન' (અપ્રસિદ્ધ) ધ્રુવાખ્યાન, અને લવકુશાખ્યાન (પ્રકટ) આદિની ભાષા, એ બન્ને એક બીજાથી કંઇક જૂદી પડે છે. પ્રથમ ગ્રંથોની ભાષા કંઇક મધ્યકાલીન ગુજરાતીને મળતી, સ્વ. કવિ

નર્મદના શબ્દોમાં કહીએ તો "૧૫-૧૬ સૈકાની થોડાથોડી નિશાનીવાળી," અને પાછલા ગ્રંથોની ભાષા અર્વાચીન જેવી છે. આથી સ્વાભાવિક રીતે એ પ્રશ્ન થાય છે કે, કવિ નાકરની ભાષા કઈ?

અત્રે એ સમજવાની અપેક્ષા છે, કે આમ હસ્તલિખિત અપ્રકટ તેમ જ પ્રકટ ગ્રથો ઉપરથી કવિના સમયની મૂળ ભાષાના પ્રશ્નનો કાંઈ નિર્ણય થઈ શકે નહી. કારણ કે આખ્યાનો લખનારા લહીઆઓની જાતિ, જ્ઞાન અને તેમનાં નિવાસોના ભાષાવાતાવરણને લીધે તેની લેખનશૈલીમા પણ અવશ્ય ઘટતો ફેરફાર થયા વિના રહે જ નહીં.

આ સંબધમાં બે પક્ષ બધાયા છે. રા. બા. હરગોવિદદાસભાઈ એવો મત ધરાવે છે, કે "આદિ કવિ નૃસિંહ મહેતાની ભાષામાં અને હાલ ચાલતી ભાષામાં ઘણો થોડો તફાવત જણાય છે. કહાનડે પ્રબધ વગેરે ગ્રથો જોઇને તેના વખતમાં જૂની ગુજરાતી ભાષા ચાલતી હતી, એવુ જે અનુમાન કરવામા આવે છે, તે આ કારણથી ભૂલભરેલુ લાગે છે. કાનડદેવે (?) મારવાડી ગૂજરાતીમા અથવા ચારણી ગૂજરાતીમાં કવિતા કરી હોય એમ જણાય છે! જે ભાષામાં સેંકડો વર્ષ થયા થોડો જ ફેરફાર થયો છે, તે ભાષામાં એક બે સૈકાની અદર પુષ્કળ તફાવત પડે એ માનવા જોગ નથી. (!!) ભાટચારણોની કવિતા અને તેનું અનુસરણ તથા જૈન લોકનું પ્રાકૃત અને પડી માત્રામાં લખાણ એ જૂની ગૂજરાતીનું અનુમાન કરવાને કારણભૂત થાય છે. પ્રેમાનદ અને સામળના વખતથી આજ સુધીમાં ભાષાની અદર કંઇક ફેરફાર થયો નથી, એમ કહીએ તો ચાલે."*

તેમ જ અક્ષરધામ નિવાસી દલપતરામભાઇએ પણ એવો પૂર્વપક્ષ મૂકયો હતો કે, "ચારસેં વર્ષ ઉપર બોલાતી અને હાલ બોલાતી ભાષામા કશો ફેર પડતો નથી."

બીજો પક્ષ સ્વ. ભાષાવિદ્ શાસ્ત્રી વ્રજલાલ, સ્વ. ભાષાભક્ત કવિ નર્મદ, સા. શ્રીયુત કેશવલાલભાઈ,† અને સા. રા. બા. રમણભાઇ‡ આદિનો છે. સા. શ્રી કેશવલાલભાઈ તથા રા. બ. રમણભાઈ એ ઉભય સાક્ષરો જણાવે છે, કે "નૃસિંહ મહેતા, મીરા, ભાલણ આદિ કવિઓની મૂળભાષા લહીઆઓએ એટલી બધી બદલી નાખી છે, કે તેમનાં લખાણ આ સબધમાં (ભાષા નિર્ણયના) કામ આવે તેમ નથી."§ સ્વ. કવિ નર્મદ પણ કહે છે, "કે નરસિંહ મહેતાની કવિતા તેના જ કાળની ભાષામાં મળવી દુર્લભ છે."

આ બે પક્ષમાં બીજો પક્ષ માનનીય અને સત્ય છે. આ પક્ષ તરફનો, પ્રથમ પક્ષને ઉત્તર સા. શ્રી કેશવલાલભાઈ, માર્મિકપણે આ પ્રમાણે આપે છેઃ—"પહેલાં પાંચ શતકની (૧૦ થી ૧૪) ભાષા ગૂજરાતી છે. એ પાંચ શતકના સાહિત્યને ગેરઇન્સાફ થયો છે, કેમકે મધ્યકાલીન ગૂજરાતીને જ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક અને પ્રાચીન કાવ્ય-

---

* પહેલી સાહિત્ય પરિષદના રીપોર્ટમા રા. સા. હરગોવિદદાસભાઈનુ ભાષણ જોવું. † બીજી સાહિત્ય પરિષદનું પ્રમુખપદેથી કરેલુ ભાષણ,† તથા ત્રીજી સાહિત્ય પરિષદમાં રા. બ. રમણભાઇએ આપેલું "ગુજરાતી ભાષાનો આરભ" એ ભાષણ, ‡નર્મકોષમાં "ગુજરાતી ભાષા" નો લેખ અને સ્વ. શાસ્ત્રી વ્રજલાલનો 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' એ સર્વ આ વિષય સબધમાં જોવા.

માલાના અભિમત તંત્રી રા. બા. હરગોવિંદદાસભાઈ ગૂજરાતી ગણવા ના પાડે છે, ત્યાં પ્રાચીન ગૂજરાતીનો તો ઘડો જ કેવો? આંધળે બહેરું કુટાય છે, ને ગૂજરાત અને ગુજરાતીની યોગ્યતા તપાસ્યા વગર અવળું વેતરાઈ જાય છે. વગર ઓળખ્યે અથવા ભૂલમાં ભટકાઈ અજ્ઞાન અધારામા પ્રકાશની રાહ જોયા વગર આપણે આપણા સાહિત્યના વડની જમીનમાં ઉંડી ઉતરેલી વડવાઇઓનાં મૂળ વાઢી નાંખવા પ્રવૃત્ત થઇએ છીએ."

હવે સૂક્ષ્મ દૃષ્ટિએ આપણે આ પ્રશ્ન વિચારીએ. ભાષા વિકારવતી છે. સ્વ. ભાષાવિદ્ શાસ્ત્રી વૃજલાલ કહે છે, કે જિહ્વાદોષ, વેગ, અનભ્યાસ આદિ ભાષામાં અનેક વિકાર કરી નાંખે છે. વળી તેના ઉપર આંતર તેમ જ બાહ્ય વિદેશી ઉભય અસરો યથાકાળે થયા વિના રહેતી જ નથી. અન્ય દેશોની ભાષાઓમા કાલેકાલે એવી જ અસરોથી થયલા વિકારો અવલોકતાં આ સિદ્ધાત સત્ય જણાશે. પરતુ તે સબધમાં એટલુ ખાસ સ્મરણમાં રાખવાનુ છે, કે એ અસરો તેના ગાઢ અને નિત્યના સસર્ગમાં આવનાર પ્રદેશોની ભાષા ઉપર સત્વર થાય છે, અને બહુધા વિદ્યાવાન્ અને વ્યાપારશીલવર્ગ, અને તેમાંએ નવીન વિચાર-વ્યવહારની ઘટનાના બળતળે મૂકાયલા લોકો એ અસરોનો જાણ્યે અજાણ્યે સત્વર સત્કાર કરે છે. પણ એક જ સમયે દૂરના પ્રદેશ અને અભણ વર્ગના લોક એ અસરો હેઠળ એકદમ આવતા નથી, તેથી એકના એક જ સમયે પણ, એક જ પ્રદેશમાં વ્યવહાર અને પાત્રપરત્વે ભાષા અને બોલીમાં અવશ્ય ફેર પડે છે જ.

પ્રાચીન ગુર્જર સાહિત્ય સબધમાં આવો ભાષાફેર સમયે સમયે થયલો છે, અને જૂદા જુદા સમયનાં હસ્તલિખિત પુસ્તકો એની સાક્ષી પૂરે છે. આથી કોઈ કવિએ રચેલાં આખ્યાનોની ભાષા કાળ બદલાતાં, યોગ્ય ભાષાફેર પ્રમાણે ઘટિત રૂપાંતર પામે, એ સભવિત જ છે. તેના કારણો આ પ્રમાણે છે:—

એ નિર્વિવાદ છે કે, જૂના સમયમા મુદ્રણકળાને અભાવે શ્રવણદ્વારા બહુધા પ્રાચીન કાવ્યોનો આસ્વાદ લેવાતો. તે સમયના શ્રોતાઓ કાંઈ ઉચ્ચ કોટીના હતા નહીં. તેઓ શ્રમિત થયલા અને વિનોદ સાથે ઉપદેશ મેળવવાને આતુર શ્રોતાઓ હતા, તેથી તેમની સમક્ષ તેમના કાલની ભાષામાં આખ્યાનો ગવાય, ત્યારે જ રસ પડે. એટલે તેઓ સમજી શકે એવી ભાષામાં જો આખ્યાનાદિનું વાચન કે ગાયન થાય તો જ તેમને સમજણ પડે.

આથી જે જે કાલમાં પ્રાચીન આખ્યાનો લખાયાં છે, તે તે કાલની જ ભાષા એ ગ્રંથોમા પ્રતિબિંબિત થવી જોઇએ, એવું અનુમાન એ આખ્યાનોના અવલોકનથી ફલિત થાય છે. એના એ આખ્યાનની જૂદે જૂદે સમયે જૂદે જૂદે સ્થળે લખાયલી પ્રતિઓમાં થયલો ભાષાફેર આ અનુમાનને સબળ ટેકો આપે છે. આમ વિવેકથી પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનુ નિરીક્ષણ કરનારને ભાષાફેરનો આ સૂક્ષ્મ ભેદ સત્વર જણાયા વિના રહેશે જ નહીં.

દૃષ્ટાંત તરીકે પ્રા. કા. ત્રિ માં કવિ નાકર પ્રકટ થયલા લવકુશાખ્યાનની અર્વાચીન ગુજરાતી ભાષા સાથે સવત્ ૧૭૫૮ માં વિજલપુરમાં લખાયલા એના એ જ આખ્યાનની કંઇક મધ્યકાલીન ગુજરાતીની "નિશાનીઓવાળી" ભાષા સરખાવીએઃ—

અરે મૂઢ મંદ મતિના ઈ, મત્ય કુણિ તિની આપીજી,
હસતાં મિં હરખીં મિં માગ્યૂ તિં વચન મેહેલૂ થાપીજી,
વૈદેહીના જી સમૈયા તિં કા સાર વિસારીજી ? ટેક.
અરે જીવ્હા ! તિં એ શું માગ્યૂ ? તુજનિ મેહેલૂ કાપીજી. વૈ૦
એ જીવ્હા તિનિ કિહી પિરિ કાપૂં, માહારિ એ શૂ કામજી?
અહર નિશાયે માહારીં જપવાનિ, નિર્મલ રાઘવ રામજી વૈ૦
પૃથવીનિ પાવન કરવાનિ, અવતરીઆ શ્રીરામજી,
એણિ તા અજામેલ ઉધર્યો, વાસ્યો વૈકુઠ ધામજી. વૈ૦
માહરિ સાસુનિ ઘણૂ ઘણૂ, કિહિયો કૌશલ્યા કૃપાળજી;
વણુ અપરાધિ તિજિ હું બાઇ ! મિથ્યા દીધી આળજી. વૈ૦
આતમહત્યા દોષથી બીહૂ છૂ. નહિતર હવડા આણૂ કાળજી;
વલી માહારિ એક કારણુ મોટૂ, ઉદર માંહિ બિ બાલજી. વૈ૦

કડવું ૧૩

(લવકુશાખ્યાન, લખ્યા સવત્ ૧૭૫૮)

મંદ મતિના પરિચટ પાપી એ મતિ કોણે આપીજી,
પાવકમા પેશી પતિ જ કરાવી, તે વચન મેલ્યુ ઉથાપીજી;
આ જીવતરને કઈ પેરે કાઢું, પ્રાણુ ન જાય પાપીજી,
અહર નિશાએ જાપ જપુ, મનમાહિ શ્રી રામજી.
પૃથ્વીને પાવન કરવાને, અવતરીયા શ્રી રામજી,
અજામેલ જેણે ઉદ્ધારી, આપ્યો વૈકુઠ ઠામજી;
મારા સાસુને ઘણુ કરી કહેજો, કૌશલ્યા કૃપાળજી,
વણુ અપરાધે તજી રાઘવ, નથી કાઈ દીધુ આળજી.
આપ હત્યાથી ન બીહું તે હવડે આણુ કાળજી;
પણ એક કારણુ એ છે મોટુ મારા ઉદરમા બાળજી. (કડવુ ૨૩)

(પ્રા. કા ત્રિ વર્ષ ૮ અક ૧ મા પ્રકટ થયલું લવકુશાખ્યાન)*

આ પ્રમાણે હસ્તલિખિત ગ્રથોને આધારે ભાષાનો નિર્ણય કરતાં ભક્તકવિ નરસિહ મેહેતાકૃત હારમાળાના પદનો નિર્ણય કરવામાં પણ ઘણી જ સવળતા થાય એમ છે. પ્રા કા.

---

* રા. બ હરગોવિંદદાસભાઇએ પ્રાચીન કાવ્યમાળામા કે ત્રિમાસિકમા પોતાને ઉપલબ્ધ થયલા હસ્તલિખિત પ્રતોના લખ્યા સવત્ ભાગ્યે જ એકાદ બે સ્થળે આપ્યા હશે. કવિ નાકરના આખ્યાનોની પોતાની પાસેની પ્રતિઓના જો તેઓએ લખ્યાસવત્ આપ્યા હત, તો તે સાથે અમારી પાસેનાં તેના તે જૂના આખ્યાનોની સરખામણી કરવાનું વધુ સુતર થઈ પડત, પરતુ જે લવકુશ આખ્યાનની ઉપર સરખામણી કરી છે, તે સ્થાલીપુલાકન્યાયે માર્ગદર્શક તેમ જ નિર્ણાયક થશે એવી આશા છે

વળી વાચકને એ પણુ જણાશે કે જે આખ્યાનો એઓએ પ્રકટ કર્યાં છે, તેમા પાઠભેદ ઉપર ધ્યાન ન અપાયાથી તેમ જ સુધારો કરવામા જોઇતો વિવેક ન સચવાયાથી ઓડનું ચોડ પણ વેતરાઈ ગયુ છે ઉપરના બે પરિચ્છેદ સાથે સાથે સરખાવી વાંચતાં આ ટીકા સાર્થ જણાયા વિના નહિ રહે. વળી તેવા આખ્યાનો પ્રકટ કરતા અશુદ્ધિ ઘણી જ હોવાનું જે તેઓ જણાવે છે, તે ભાષા જૂની હોવાથી તેના જૂના પ્રયોગોના સદ્ભાવને લીધે તેઓને એ અશુદ્ધિ જણાઈ હશે, એમ માનવા કારણ પણ છે.

ત્રિ. માં. પ્રેમાનદને નામે પ્રકટ કરાયલી હારમાળાનાં પદો સાથે, સંવત્ ૧૭૩૧ માં વડોદરાથી દૂર કડોદરામાં લખાયલી નરસિંહ મેહેતાકૃત હારમાળાનાં પદો સરખાવતાં, એકનાં એક પદોની ભાષાનો ફેર સમજાય છે, અને તેની પ્રાચીનતા સિદ્ધ થાય છે. પ્રેમાનંદે હારમાળા રચ્યાનું, કહેવામાં આવે છે. પરંતુ જો વડોદરાથી દૂરનાં સ્થળનાં અને ૧૭૩૪ થી પણ એકાદ બે વીશી પહેલાંના, હસ્તલિખિત ગ્રથો હાથ આવે, તો હારમાળાના રચનારનો નિર્ણય સત્વર થાય; કારણ એમાં મળી આવતાં પદો પ્રેમાનદે રચેલાં નહી, એમ નિર્ણયપુરઃસર ઠરે. સવત્ ૧૭૩૧ ની પ્રતમાં જે પદો છે, તે થોડા ઘણા પાઠ ફેર સાથે પ્રેમાનંદને માથે મારેલી હારમાળામાં દૃષ્ટિએ પડે છે. એટલે સવત્ ૧૭૩૧ વાળી પ્રતમાં સમાયલાં પદો પછી પ્રેમાનંદે રચેલાં નહીં એવું સબળ અનુમાન નીકળી શકે છે.

આ ભાષાફેર જેમ એક જ કવિનાં જૂદેજૂદે સમયે ઉતારેલાં આખ્યાનોમાં જણાય છે, તેમ એક જ સમયે જૂદા જૂદા કવિઓનાં ઉતારેલાં આખ્યાનોમાં પણ દૃષ્ટિએ આવે છે.

નાકર કવિ સત્તરમા સૈકામાં થયો છે. વિશેષ દૃષ્ટાંત ખાતર એના સમકાલીન કવિઓનાં, પ્રેમાનંદના સમયમાં જ પ્રતિકૃતિ પામેલાં આખ્યાનની ભાષા તપાસીએ.—

રાજા જનમેજિ કિહિ છિ, જૈમુન્યને તું માહા મોહોટો મુન્ય;  
વિદ્યાર્થી તુ વ્યાસ તણો રે, જીવિતવ્ય તારુ ધન્ય  
પૂરાંણ અવર તાં મિ સાભલિઆં વાણી વેદવ્યાસ;  
ઉત્તમ કથા તા છિ ભારથની આનદિ અતિ હાસ.  
કુણ દેશથી ઘોડો આણ્યો કયમ કરી પ્રાક્રમ;  
કિણિ બાંધ્યો કયમ મુકાવ્યો મુને કહોને ધર્માધર્મ.  
પ્રધાન વાણી ઉચરી હવિં શુ કરવૂ કામ?  
મુજનિ સુખ તા તો હોઇ રે જો ટાલૂ એહનૂ ઠામ.  
ઠામ એહનો ટાલી ઇ તો મુજ સુખ થાઈ;  
તાં લગી કાચૂ કામ સહી બીજા નથી ઉપાઇ.  
પછિ અન્ત્યજ તત્ર તેડાવીઆ સાભળો સાચી વાત;  
મહાવનમાં જૈ તમ્યો કરી આવો સહી ઉંપઘાત કડવું ૯–૧–૩

(ચદ્રહાસાખ્યાન વિષ્ણુદાસ કૃત લખ્યા સવત ૧૭૩૨)*

વલી તાં કિહિ ઋષિ અમ્રીત વાણી તે સુષિ,  
બહુ પક્ષે તે પાંડવ પૂરા સહી રે.  
બહુ પક્ષે તે પાંડવ પૂરા સહી રે જનમેજિ અવિધારિ,  
ઇણિ પિરિ હસધ્વજ બાહરિં નિસર્યો સગ્રામ કરવા સાર.  
ગુલ્મ કટક તાં સાથિં લીધૂ અનિ રાજા નીસર્યૂ બાહરિ;  
પહડો વજડાવ્યો સાદ પડાવ્યો અરિ યોધ અવિધારિ.  
પુત્ર પિતા નિ વલી ભ્રાતા, સસરા સાળા સુણજો વાત;  
અનિ વલી નગ્રમાંહિ વસિ છિં જે કો ક્ષત્રિમાત્ર.

---

* સા. શ્રીયુત તનસુખરામભાઈની પ્રત.

પટા તણો શબ્દ સાંભલી, જે કો નગમા રહિશિં;
રાજાતણી છિ હવી પ્રતિજ્ઞા, તે તો તેલ કહડામાંહિં પડશિ. કડવું ૨–૧–૫

* * * *

એહવૂ કહિનિ મેહલ્યૂ બાણ્ રાખનારો તા સારિંગ પાણ્ય,
જૈમન્યુ જન્મેજિનિ કિહિ આવતુ કટકા કીધૂ બિ .
આગલ્યો કટકા ઉડી ગયો શીશ સુધન્વાનૂં લેઈ;
ઉર્ધ્વ ઉછલી તે તા અટ્યૂ શીશ શ્રીકૃષ્ણજીનિ ખોલિ પડ્યૂ, કડવું ૧૧–૫૧–૫૨

(સુધન્વાખ્યાન નાકર કૃત લખ્યા સાલ સવત્ ૧૭૩૨)*

આગળ સવત્ ૧૮૩૦ મા લખાયલા વિરાટ્પર્વ અને અભિમન્યુ આખ્યાનના ફકરા આપેલા છે. કહેવાનું તાત્પર્ય આટલાથી સમજાતું હોવાથી વધુ દૃષ્ટાંતો આપવા જૂદાં જૂદાં આખ્યાનોના ફકરા ટાંકવાની અગત્ય જણાતી નથી, કારણ ઉપરનાં દૃષ્ટાંતોથી ભાષાફેર અને કવિના સમયની ભાષાનો નિર્ણય આપોઆપ થઈ જાય છે.

સક્ષેપમા કવિ નાકરના ગ્રંથોમાં બે પ્રકારની ભાષા મળે છે, તેનો સમાધાનશીલ નિર્ણય આ પ્રમાણે મળી રહે છે. સા. શ્રી કેશવલાલભાઈ પંદરમા શતકથી સત્તરમા શતકની ભાષાને બીજા યુગની અર્થાત્ મધ્યકાલીન ગુજરાતી અને તે પછીનાં શતકોની ભાષાને ત્રીજા યુગની કે શુદ્ધ ગુજરાતી કહે છે. તદનુસાર નાકરના સમયની ભાષા મધ્યકાલીન ગુજરાતી હતી અને જેમ જેમ કાલે કાલે આખ્યાનોની પ્રતિઓ ભિન્ન ભિન્ન સ્થળના લહીઆઓને હાથે થતી ગઈ, તેમ તેમ તેની ભાષા બદલાતી ગઈ.

## કવિ નાકરનાં આખ્યાનો

કવિ નાકરે નીચેના ગથો રચેલા છે,–

| | | રચ્યા સંવત્ | લખ્યા સંવત્ | |
|---|---|---|---|---|
| ૧ | ચદ્રહાસાખ્યાન | .. | ૧૮૨૯ | પ્રકટ, બૃ. કા. દો. ૮ |
| ૨ | હરિશ્ચન્દ્રાખ્યાન | ૧૫૯૨ | ,, | પ્રકટ, બૃ. કા. દો. ૬ |
| ૩ | ધ્રુવાખ્યાન | ૧૬૦૦ | ,, | પ્રકટ, પ્રા. કા. ત્રિ. ૧૧ |
| ૪ | શિવવિવાહ | ૧૬૦૦ | ,, | ,, ,, |
| ૫ | રામાયણ | ૧૬૨૪ | ૧૭૮૨ | અપ્રસિદ્ધ ડાહી લક્ષ્મી. |
| ૬ | †મહાભારત (વિરાટ્પર્વ) | ૧૬૦૧ | ૧૭૮૨ | પુસ્તકશાળા. |
| ૭ | ,, ગદાપર્વ | ,, | ,, | ,, |
| ૮ | ,, (સભાપર્વ) | ,, | ,, | ,, |
| ૯ | ,, આરણ્યકપર્વ | ૧૬૦૨ | ,, | ,, |
| ૧૦ | ઓખાહરણ‡ | ૧૬૧૨ | ૧૮૬૫ | ,, |
| ૧૧ | વિદુર વિનતિ | ... | ... | અપ્રકટ ગુ, પ્રે. |

---

* સા. શ્રીયુત તનસુખરામભાઈની પ્રત. † આ ચારે ગ્રથો ૧૭૪૦ માં લખયલા તેનું પુસ્તક રા૦ પુરુષોત્તમ માવજી પાસે છે. ‡ સને ૧૮૮૯ માં પ્રકટ થયલી યાદી ઉપરથી જણાય છે કે, ઓખાહરણ પણ ગુ વ. સો. પાસે છે.

| | | | |
|---|---|---|---|
| ૧૨ લવકુશાખ્યાન | ... | ૧૭૫૮ | અપ્રકટ ગુ. પ્રે.<br>પ્રકટ પ્રા. કા. ત્રિ. |
| ૧૩ સુધન્વાખ્યાન | ... | ૧૭૩૨ | અપ્રકટ રા. ત. મ. ત્રિ. |
| ૧૪ ન્હાની ભક્તમાળ | ... | ... | અપ્રકટ ગુ. પ્રે. |
| ૧૫ મૃગલી સંવાદ | ... | ... | અપ્રકટ રા. ત મ ત્રિ. |
| (શિવરાત્રિની કથા) | ... | ૧૭૯૫ | પ્રકટ બૃ. કા. ૮ |
| ૧૬ ભાગવત દશમસ્કંધ ચોપાઈ | ... | ... | અપ્રકટ રા. ત. મ. ત્રિ. |
| ૧૭ કરણરાજાનું આખ્યાન | ... | ... | અપ્રકટ ગુ. વ. સોસાઈટી |
| ૧૮ ભીલડીના બાર માસ | ... | ... | બૃ. કા. ૭. |
| ૧૯ નળાખ્યાન | ... | ૧૭૫૮ | અપ્રકટ ગુ. પ્રે. |

આષાઢ ગુરુ પૂર્ણિમા
શુક્રવાર ૧૯૬૯
મુંબઈ.

અંબાલાલ બુલાખીરામ જાની.

# વિપ્ર વિષ્ણુદાસ

અઢારમા સૈકાનું પ્રાચીન ગુજરાતી સાહિત્ય જેટલું પ્રસિદ્ધિમાં આવ્યું છે, તેટલું સોળમા કે સત્તરમા સૈકાનું પ્રસિદ્ધિમાં આવ્યું નથી. અઢારમા સૈકાના કવિરાજ પ્રેમાનંદ અને તેના સમકાલીન કવિઓ શામળ, રત્નેશ્વર આદિની કવિતાઓમાં શ્રોતાઓને રસ વિશેષ પડતો હોવાથી, અને એ કવિઓનાં આખ્યાનોનો વિશેષ પ્રચાર જનસમાજમાં થયલો હોવાથી, એ આખ્યાનોની હસ્તલિખિત પ્રતો ઘણી મળી આવે છે, અને તે દ્વારા એ આખ્યાનો વિશેષ જળવાઈ રહેલાં જણાય છે. વળી આ કવિઓએ જેટલા પ્રમાણમાં કાવ્યગ્રંથો રચ્યા છે અને જેટલી લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે, તેટલી લોકપ્રિયતા તેમની પૂર્વના કવિઓએ પ્રાપ્ત કરી જણાતી નથી, અને તેટલા પ્રમાણમાં આખ્યાનો કે ગ્રંથો રચેલા જણાયા નથી. આવી સ્થિતિ જણાવાનું મુખ્ય કારણ એ છે કે, પ્રેમાનંદના પુરોગામી કવિઓનાં આખ્યાનો અદ્યાપિ પર્યંત પૂરેપૂરાં પ્રકાશમા આવ્યાં નથી. અને મોટે ભાગે એ કવિઓના કાવ્યો પ્રેમાનદાદિનાં આખ્યાનો સાથે સરખાવતાં ઉત્કૃષ્ટ પંક્તિના હોવાનો ઝાઝો સંભવ પણ નથી, એમ એ કવિઓનાં કેટલાંક પ્રકટ અને અપ્રકટ આખ્યાનો ઉપરથી જણાય છે. આના અપવાદરૂપ માત્ર ચરિત્રનાયક વિષ્ણુદાસ, તેના ગુરુબંધુ શિવદાસ, અને તેનો કંઇક પૂર્વકાલીન વણિક કવિ નાકર છે.

અત્યાર સુધીમાં પ્રકટ થયેલાં પ્રાચીન ગુર્જર કાવ્યસાહિત્ય ઉપરથી એમ જણાય છે કે, વિષ્ણુદાસ નામના ત્રણ કવિઓ થઈ ગયેલા છે, તેમાં પ્રસ્તુત ચરિત્રનાયક વિષ્ણુદાસ તે કયો, એ નક્કી કરવાનું છે. અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તકના પ્રસિદ્ધિકાર રા. રા. ચતુરભાઈ શંકરભાઇ પટેલ જણાવે છે કે, 'વિષ્ણુદાસ નામનો એક કવિ વિ. સ. ૧૩૦૦ ની સાલમાં થઇ ગયો છે, અને તેના ગુરુનુ નામ બાળકૃષ્ણ ભટ્ટ હતું. જો તેમ હોય તો એ આદિ કવિ ગણાય.' આ વાત સાધાર નથી એટલે સશય પડતી છે; સંવત્ ૧૭૦૦ને બદલે ૧૩૦૦ વાંચવાથી કદાચિત્ આવો ભ્રમ ઉત્પન્ન થયો હશે એમ લાગે જે વિષ્ણુદાસે મહાભારત (ભીષ્મ પર્વ વગેરે) નિઃસશય અને રામાયણ રચ્યાં છે તે અને ઉક્ત વિષ્ણુદાસ એક જ છે, એમ નિ સશય રીતે રા. ચતુરભાઇએ છાપેલા ભીષ્મપર્વ સાથે અમારી પાસેની ભીષ્મપર્વની હસ્તલિખિત પ્રત સરખાવી જોતાં જણાય છે. વળી પ્રકટ ભીષ્મ પર્વની ભાષા, સવત્ ૧૩૦૦ ની નથી જ પણ ૧૭૦૦ની છે એ નિર્વિવાદ છે. તેમ જ વળી રા. રા. હરગોવિંદદાસ જણાવે છે કે ભાલણસુત ઉદ્ધવના રામાયણનો ઉત્તરકાંડ લખનાર ભાલણનો કનિષ્ઠ દિકરો વિષ્ણુદાસ નામનો એક કવિ થઈ ગયો છે. પણ તે આ ચરિત્રનાયક વિષ્ણુદાસથી જૂદો છે, કારણ કે ભાલણસુત વિષ્ણુદાસે રામાયણના ઉત્તરકાંડને અતે પોતાની જે ઓળખ આપી છે, તે સ્તંભતીર્થ (ખંભાત) નિવાસી પ્રસ્તુત વિષ્ણુદાસની ઉત્તરકાંડની ઇતિશ્રી તથા મહાભારતનાં પર્વો તથા રામાયણના બીજા કાંડોની ઇતિશ્રી સાથે મળતી આવતી નથી.

ભાલણસુત વિષ્ણુદાસ ઉત્તરકાંડ સંપૂર્ણ કરતાં લખે છે કે:—

સંવત પંદર પંચોતરે, શુકલ પક્ષ કાર્તિક માસ;
પંચમી તિથિ બુધવાસરે, પૂર્ણ ગ્રંથ ઇતિહાસ.
ઉત્તર કાંડ સંપૂર્ણ સૂણતાં, ઉપજે મન ઉલ્લાસ;
કરજોડી ભાલણસુત વિનવે, નિજ સેવક વિષ્ણુદાસ.

વિષ્ણુદાસના ઉત્તરકાંડની ઇતિશ્રી નીચે પ્રમાણે છે.

રાઘવનો હવો બહુ વંશ વિસ્તાર, અલ્પ બુદ્ધિ મુજ ન લહું પાર;
ઉત્તરકાંડની કથા પુરણ હોય, દારુણ દુકૃત ટળે સાંભળે સોય.
રામકથા શ્રવણે સુણે ભાવરે ધરિ, સકટ ભવના ટાળે સ્વયં હરિ;
પ્રાકૃત બંધ એ સુણશે શિવજી વાણી, વિષ્ણુદાસ કહે ત્રણ ભુવને જાણી.
પૂર્વ સભળાવી રાજા ભોજને સાર, કાળિદાસે પ્રાકૃત બાંધ્યું હવો જેકાર;
તે જોઈ સાંભળી કીધો પદબંધ, બુદ્ધિમાને કવિ કથા ગુણ સિદ્ધ.
ન્યાત નાગરી માંહે પ્રગટ હોય, કવિતાની વાણી રસ સાભળે સોય;

* * * *

અમારી પાસેની પ્રતમાં ગ્રંથ પૂરો કર્યાની સાલ આપી નથી, પણ કવિ નર્મદાશંકર શા આધારે એના રચેલા બાળકાંડ, અયોધ્યાકાંડ, અને ઉત્તરકાંડની પૂર્ણાહુતિનું વર્ષ વિ. સ. ૧૭૧૬ જણાવે છે તે સમજાતુ નથી; કારણ કે અમારી પાસે જે એક જીર્ણ પ્રત છે, તેમાં રામાયણના અરણ્યકાંડ અને કિષ્કિંધાકાંડ વિ. સં. ૧૬૫૪, સુંદરકાંડ વિ. સં. ૧૬૫૭, અને યુદ્ધકાંડ વિ. સ. ૧૬૬૦ માં પૂરા કર્યાંનું કવિ જણાવે છે; એ પ્રમાણે ગણીએ તો ઉત્તરકાડ પૂરો કરતાં કવિને બહુમાં બહુ તો બીજા ત્રણ વરસ લાગ્યાં હોવાં જોઇએ. ભાલણસુતો ઉદ્ધવ અને વિષ્ણુદાસે રામાયણની રચના કરવામાં મુખ્યત્વે કરીને આદિ કવિ શ્રી વાલ્મિકીના રામાયણનો આધાર લીધો છે. જ્યારે સ્તંભતીર્થ નિવાસી વિષ્ણુદાસે, કાલિદાસ પ્રણિત રામાયણ—રઘુવંશની વાતો તથા લોકકથાનો પણ સમાવેશ પોતાના રામાયણમાં કર્યો જણાય છે. કવિએ રચેલા મહાભારતનાં જે પર્વો મળી આવે છે, તેમાં આપેલી રચ્યા સાલ પણ વિચિત્ર છે, તે ઉપરથી માત્ર એક જ અનુમાન થઇ શકે છે કે, રામાયણ અને મહાભારત કવિએ સંપૂર્ણ રચવાનો વિચાર કર્યો હે [illegible] ાને પસંદ પડ્યા તે કાંડો અને પર્વો પહેલાં રચ્યાં, અને પછી ખૂટતા [illegible] ાયણ અને મહાભારત પૂર્ણ કીધાં હશે.

[illegible] ચારે જન્મ્યો અને ક્યારે મરણ પામ્યો, તેની કશી માહિતિ મળતી નથી. [illegible] કાવ્યો રચ્યાં છે, તેમાં આપેલા રચ્યાસંવત્ ઉપરથી એટલો નિર્ણય [illegible] તેણે અતિપ્રોક્ત દીર્ઘાયુષ્ય ભોગવ્યું હશે. એણે કવિતા રચવામાં પ્રેમાનં[illegible] ૭૫ વર્ષ ગાળ્યાં હશે; અને મુખ્યત્વે કરીને કથાભટ્ટનું કામ કરીને ગુજરા[illegible] એવું અનુમાન થાય છે. તેનાં રચેલાં કાવ્યોની સંવત્વાર જે

ટીપ અત્રે આપી છે તે ઉપરથી જણાય છે કે, તેણે મહાભારત અને રામાયણના કવિતાબદ્ધ ગ્રંથો મોટે ભાગે રચ્યા છે.

| | નામ. | રચ્યા સંવત. |
|---|---|---|
| ૧ | રુક્માંગદ આખ્યાન.... | ૧૬૩૪ |
| ૨ | ચદ્રહાસ આખ્યાન. ... | ૧૬૭૪ |
| ૩ | ધ્રુવાખ્યાન. | ૧૬૩૭ |
| ૪ | રામાયણ—બાળકાંડ. | ૧૭૧૬* |
| ૫ | ,, અયોધ્યાકાંડ. | ૧૭૧૬* |
| ૬ | ,, અરણ્યકાંડ. ... | ૧૬૫૪ |
| ૭ | ,, કિષ્કિંધા કાંડ. | ૧૬૫૪ |
| ૮ | ,, સુંદર કાંડ. ... | ૧૬૫૭ |
| ૯ | ,, યુદ્ધ કાંડ. | ૧૬૬૦ |
| ૧૦ | ,, ઉત્તર કાંડ. | ૧૭૧૬* |
| ૧૧ | મહાભારત—સભા પર્વ. | ૧૬૫૪ |
| ૧૨ | ,, આરણ્યિક પર્વ | ૧૬૪૭ |
| ૧૩ | ,, વિરાટ્ પર્વ. ... | ૧૬૭૩ |
| ૧૪ | ,, ઉદ્યોગ પર્વ. | (?) |
| ૧૫ | ,, ભીષ્મ પર્વ. | ૧૭૦૦ અથવા ૧૭૧૩ |
| ૧૬ | ,, દ્રોણ પર્વ. ... | ૧૬૫૭ |
| ૧૭ | ,, કર્ણ પર્વ. ... | ૧૬૫૫ |

૧૮ શલ્ય પર્વ, ૧૯ સ્વર્ગારોહણ પર્વ, ૨૦ હરિશ્ચંદ્ર પુરી, ૨૧ જાલધર આખ્યાન, ૨૨ બભ્રુવાહન આખ્યાન, ૨૩ લક્ષ્મણા હરણ, ૨૪ શિવરાત્રીની કથા, ૨૫ કુંવરબાઇનું મોશાળું, ૨૬ સુદામા ચરિત્ર, અને ૨૭ ગજેન્દ્ર મોક્ષ. એટલા નામ સાંભળ્યામા છે.

કવિનું જન્મ સ્થાન સાગરતટે આવેલુ પુરાતન ત્રંબાવટી–સ્તંભતીર્થ અને જેને આપણે હમણાં ખંભાત કહીએ છીએ તે હતું, અને તેની પાસે આવેલા ખાનપુર (ખાનપુર નહિ) નામના ગામમાં રહેતા હતા. કવિ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ હતા; અને કોઇ બાળકૃષ્ણ ભટ્ટ (કવિ નર્મદાશંકરના કહેવા પ્રમાણે) અથવા ભૂધર વ્યાસની પાસે એણે કવિતાનો તથા સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો ... કાવ્યો ઉપરથી જણાય છે. "દ્રૌપદી સ્વયંવર" વગેરે આખ્યાનના રચ... વેનો તે સહપાઠી હશે, કારણ કે શિવદાસના ગુરુ પણ ભૂધર વ્યાસ હતા ... ર અંતે લખે છે. શિવદાસે મહાભારતનાં જે પર્વો રચ્યાં છે તે પર્વો વિ... એમ જણાતુ નથી. બન્ને કવિઓ સાથે રહીને કવિતા કરતા હશે, એ ...ક જ વર્ષના અથ અને સ્થળ નિર્દેશ ઉપરથી પ્રતીત થાય છે. જૂદા જૂ... ગુરુએ

* કવિ નર્મદાશંકરે જણાવેલા આ વર્ષો છે.

પાસે તેમણે અભ્યાસ કરેલો હોય એમ પણ લાગે છે, કારણ કે વિષ્ણુદાસ ભીષ્મ પર્વની શરુ-વાતમાં "માહરા શ્રી ગુરુ ચરણે નમુ, વિશ્વનાથ વ્યાસ નિધાન" એમ લખે છે ત્યારે શિવદાસ

"કવિ કુળ નાગર શુભ જાણુ, કામેશ્વર કરુણા મુખ આણુ,
સાગર તટ ત્રંબાવટીમાં શિવદાસ, વિષ્ણુભક્ત જન કરે વાણુ." (મૌશલ પર્વ.

આ બન્ને કવિઓ ગુરુ પાસે રહીને એક બાજુ સસ્કૃતનો અભ્યાસ કરતા, અને બીજી બાજુએ ગુજરાતીમાં તેના કાવ્યગ્રંથો રચતા. મહાભારતના આરણ્યિક પર્વની તથા ભીષ્મ પર્વની ઇતિશ્રીમાં વિષ્ણુદાસે પોતાની વિગત આ પ્રમાણે જણાવી છે.

"કડવાં બાણું વિષે વિસ્તાર, પૂર્ણ કથાએ કીધો સાર,
પદ ચાર સહસ્ર ને પચાશત જાણુ, રાગ અનુપમ પૂર્ણ પ્રમાણ.
સ્તંભતીર્થમાં મારો વાસ, સદા સર્વદા શુભ લીલા વિલાસ;
ત્યાં સાગરતટ ત્રંબાવટી વાસ, કથા પ્રબધ કર્યો મેં ખાસ.
કવિ નાગર નાતમ કુળમાંય, પવિત્ર ને ઉત્તમ વર્ણ જ્યાંય;
સવત સોળ સડચાલીસ વરખે, જેઠ માસે પુર્ણ કીધુ હરખે.
તિથિ પચમીને ગુરુવાર, તવ પૂર્ણ કીધુ મેં સાર,
ભૂધર વ્યાસ તણે મુખથી લીધી, તો ગુરુકૃપાથી પૂરણ કીધી.
નિજ ગુરુ મુખથી પામ્યો સાર, કીધો પડિત જન આચાર;
* * *

ભીષ્મ પર્વને અતે લખેલુ છે, કે

બાળપણે કીધો અભ્યાસ, સદા શ્રીકૃષ્ણજી તારી મુને આશ;
સાગર ત્રટ ત્રબાવટીવાસ, સદા સર્વદા લીલાવિલાસ.
કવિજન જ્ઞાતિ મકરકુળ સોય, વાસ ખાનપુર મધ્યે હોય;
ગંગાજીનો સુત વિષ્ણુદાસ, સદા શ્રી કૃષ્ણજી તારી આશ.
હવે સવત ૧૭૧૩ પ્રમાણ, માસ માગશર પાવન જાણુ;
* * *
બુદ્ધિહીન બાળક મતિમદ, કૃપા કરી મુને શ્રીગોવદ;
શ્રીકૃષ્ણ ચર્ણની છે મુને આશ, બેહુ કરજોડી કહે વિષ્ણુદાસ.

માતું નામ ગંગાજી હશે. યથા નામ તથા ગુણા. એ વ્યાવહારિક વાકય કવિએ ાગે છે. શ્રીકૃષ્ણનો તે અટલ ભક્ત હતો. એણે સંસ્કૃતનો અને પંચ મહા-ાદાસ પ્રણીત રામાયણ—રઘુવંશનો અભ્યાસ જો કે કર્યો હતો, તો પણ મૂળ ની તે પ્રેમાનંદની માફક પ્રાકૃતમાં ઉતારી શકયો નથી; તોપણ કેટલેક સ્થળે . અને જ્ઞાન અપવાદરૂપે પ્રકાશ આપે છે ખરાં.

ણુદાસે મોટાં પુસ્તકો કર્યાં છે, પણ તેમાં કેવળ નીરસ કથન જ છે, એવું ાજનને સાધારણ હલકી સ્થિતિના સ્વભાવગુણથી તેણે વર્ણવ્યા છે. ભાષા

ચડકતી, શબ્દપ્રયોગ ખોટા, અલકાર તાણીતુસી યોજેલા, વાકયોની પુનરુક્તિ ઇત્યાદિ બહુ દોષ છે. કથન રાગ–ઢાળમાં મૂકેલું છે તેથી, ને કોઈ કોઈ પ્રસગે સાંભળેલી અલંકૃત વાણી ઉભરામાં નીકળી ગઈ છે તેથી, જેટલી ને જેવી સારી લાગે તેટલી ને તેવી સારી કવિતા વિષ્ણુદાસની છે. વિષ્ણુદાસની કૃતિ અઢારમા સૈકાના પ્રથમ પાયા લગીની કહેવાય, તોપણ તે સત્તરમા સૈકાની ગુજરાતી કવિતાની પ્રતિનિધિરૂપે છે. સત્તરમા સૈકાની કવિતાનો વિષય ભક્તિ છે, પણ તે દૃષ્ટાંતના કથનથી દેખાઈ છે. દેખડાવનારા વિદ્વાન્ નહોતા, તેમ ભક્તિભાવથી ઉભરાતા જોસ્સાવાળા નહોતા, તેથી તેઓની કવિતાવાણી મોળી ને નિસ્તેજ છે."

કવિ નર્મદાશકરની ઉપરોક્ત સદિગ્ધ ટીકા કેટલેક અશે અન્યાયકર્તા લાગે છે, પણ તેઓ વિષ્ણુદાસની કવિતાને તદ્દન મોળી નિસ્તેજ કહે છે, તેમ માનતાં ખરેખર અચકાવું પડે છે; સામાન્ય નિયમ છે કે મોટા લાબા કાવ્ય ગ્રથો ગુથવામાં રસ એક સરખો જળવાઈ રહેતો નથી, પણ જ્યાં જ્યાં જરૂર પડી છે ત્યાં ત્યાં વિષ્ણુદાસે, છેક પ્રેમાનદ જેવુ તો નહિ, તોપણ ઘણુ સારું વર્ણન કરેલુ છે, તે તેના હરિશ્ચદ્રપુરી, ભીષ્મપર્વ, અને રામાયણમાના સુદર અને યુદ્ધકાંડ વાંચવાથી ખાત્રી થાય છે.

એમ કહેવાય છે કે જ્યારે પ્રેમાનદે પ્રથમ કથાભટ્ટનુ કાર્ય શરુ કીધુ હતું, ત્યારે તેણે વિષ્ણુદાસની અને નાકર કવિની કવિતાઓ જોઇ હતી. આ અનુમાન અથવા લોકવાયકા સાધાર લાગે છે, કારણ કે મિત્રમડળમાં હોંસાતોસી વખતે "મિત્ર રીઝાવા કારણે, વળી વાડવ મોદીક સારું રે" "અઢી ઘડીમાં વાંચી શકાય એવુ લક્ષ્મણા હરણનુ કાવ્ય પ્રેમાનંદે જ્યારે એક દિવસમા લખી કાઢ્યુ (વિ. સ. ૧૭૨૦) ત્યારે તેણે વિષ્ણુદાસકૃત લક્ષ્મણા હરણ આખ્યાનનો કંઇક પણ ઉપયોગ કર્યો હશે, એમ લક્ષ્મણા હરણ કાવ્યના પ્રારભના કડવામાં નરસિંહ મેહેતા સાથે વિપ્ર વિષ્ણુદાસનુ સ્મરણ પણ કવિ પ્રેમાનંદ કરે છે, તે ઉપરથી અનુમાન કરી શકાય છે. ઉક્ત ઉભય કવિ વિરચિત લક્ષ્મણા હરણ કાવ્યમાં મળતાપણુ કયાં કયાં છે, અને પ્રેમાનદે તેના પુરોગામી કવિની કૃતિમાંથી કેટલુ સ્વીકાર્યું છે, તે તો વિષ્ણુદાસકૃત લક્ષ્મણાહરણ પ્રસિદ્ધ થયે ચોક્કસ કહિ શકાય.* પ્રેમાનંદ કવિને કાવ્યની પ્રસાદી કેમ પ્રાપ્ત થઈ, તે માટે કાલિદાસ કવિના જેવી કેટલીક દતકથાઓ લોકમા પ્રચલિત છે. આપણા લોકમાં એક સુકવિની અદ્ભુત કાવ્યશક્તિ જોઇને પાછળથી આવી દતકથાઓ, પાછળથી શિષ્યોએ અને શ્રદ્ધાળુ જનોએ ચાલુ કરી હોય એમ સંભવે છે. તે સબંધમાં આપણે દંતકથાઓનો આધાર છોડી દઈ, સ્થૂળ દૃષ્ટિએ એક પ્રતિભા બુદ્ધિ શક્તિ ઉત્તરોત્તર કેમ ખીલતી જાય છે, એ રીતે તપાસતાં પ્રેમાનદે પો

* ઉપર જે ટીપ આપી છે તે તરફ વાચનારનું ખાસ ધ્યાન એ ખેંચવાનુ છે કેટલાક કાવ્યોના નામો વિષ્ણુદાસના કાવ્યના નામો સાથે મળતાં આવે છે જેમ વિ કાવ્યની છાયા પ્રેમાનંદે મામેરામા લીધી હોય એમ લાગે છે, તેમ વિષ્ણુદાસકૃત મોર એને કઈ પોશાક મળ્યો છે કે કેમ, એ પણ એ કાવ્ય મળે તો કઈ વિગત પૂરી પાડી આખ્યાન નાકરે જેમ રચેલું છે, તેમ પ્રેમાનદે પણ રચેલુ છે એમ કહેવાય છે.

પ્રારંભકાળમાં વિષ્ણુદાસ, નાકરાદિ કવિઓના રામાયણ, મહાભારતાદિ ગ્રંથો વાંચવાનો કથાભટ્ટ તરીકે મહાવરો રાખ્યો હોય, અને પછી તે સાધનો ઉપરથી પોતાને વિશેષ પ્રિય થઈ પડેલાં આખ્યાનો સબંધી કલમ ચલાવી તેને વધારે લોકપ્રિય કીધાં હોય, તો તે અનુમાન છેક અસંભવિત ગણાવું ન જોઇએ. વિષ્ણુદાસ, નાકરના રામાયણ અને મહાભારતની લખેલી પ્રતો આજે મળી શકે છે, અને પ્રેમાનદે રચેલાં કહેવાતાં રામાયણ, મહાભારત, હરિવંશની પ્રતો તદ્દન લુપ્ત થઈ જાય, એ માન્યામાં આવતું નથી; કદાચ ઉકત કવિઓના રામાયણ–ભારતનું પારાયણ પ્રેમાનદે કીધું હોય અને તેને લીધે ભ્રમથી તેણે પણ રામાયણ, મહાભારત, હરિવંશ રચેલાં છે, એવી વાત પ્રચલિત થઈ હોય તો તેમાં નવાઈ પામવા જેવું નથી.*

સાક્ષર શ્રી કેશવલાલ તથા અન્ય વિદ્વાનોએ વિષ્ણુદાસ અને નાકર કવિઓને તદ્દન નમાલા ગણ્યા હોય એમ લાગે છે. આવાં અનુમાનો કાઢવામાં વાંક કોઇનો નથી, પણ ઉક્ત કવિઓનાં કાવ્યોની હજી સુધી રહેલી અપ્રસિદ્ધિ એ જ છે. ધર્મ તથા નીતિનાં જ્ઞાનનો જેવો બોધ વિષ્ણુદાસ અને નાકર કવિઓના કાવ્યો ઉપરથી થાય છે, તેવો કેટલાક પ્રસંગમાં પ્રેમાનંદ કવિના કાવ્યમાંથી થતો નથી. ઉક્ત કવિઓનાં લખાણો ધર્મ અને નીતિને અનુસરીને અને લોકની સ્વભાવ, વૃત્તિ, ગુણ, વર્તન, શીલ, ચરિત્રાદિ ઉચ્ચ સ્થિતિમાં રાખવાને માટે છે. તેઓએ ધર્મનું એક પણ પગથીઉં ચૂકીને કશુ લખ્યુ હોય એમ જણાતુ નથી. એથી ઉલટું પ્રેમાનંદે એક બે સ્થળે રસની અને વર્ણનની લાલચમાં એક સુકવિને ન છાજે એવું લખ્યુ છે અને દૈવી પાત્રોવિષે આપણા મનનો સારો વિચાર કાઢી નખાવી હલકો વિચાર ઉત્પન્ન કરાવે છે.

વિષ્ણુદાસનાં કાવ્યોપરથી તેના સમયની જનસમાજની સ્થિતિનુ સારું દર્શન થઈ શકે છે, અને તે ઘણી જાણવા જોગ ખબરો પૂરી પાડે છે. રસની બાબતમાં તથા યથાયોગ્ય રાગ, કડવાં વાપરવામાં એણે કેટલેક સ્થળે કુશળતા બતાવી છે. દૃષ્ટાંત તરીકે એક અત્રે જણાવીશું. હરિશ્ચંદ્રાખ્યાનમાં હરિશ્ચંદ્રની સ્ત્રી પવિત્ર તારામતિનો પુત્ર રોહિતાશ્વ વનમાં નાગડંસથી મરણ પામે છે ત્યારે તેના ગોઠીઆઓ આવીને તે સમાચાર તેની માતાને કહે છે. એ કરુણ રસ વર્ણન કરવા માટે કવિ રાગ મેવાડો, અને તારામતિના રુદન માટે રાગ સોરઠનો વિનિયોગ કરે છે.

કડવું ૧૯ મું–રાગ મેવાડો.

"તારા એવું રે, વાયક સાંભળી, આક્રંદ કરે રે અપાર;
"ચેતન પાખે રે, ધરણી ઢળી, કરતી હૃદેમાં રે બહુ પ્રહાર. ૧
"વળી જાગીને રે, બહુ પેર વળવળે, રુદન કરે રે આંસુ ધાર;
"આક્રંદ કરતી રે, ગઇ ઉદ્યાનમાં, જ્યાં પડ્યો રે નિજ કુમાર. ૨

---

* સુરતવાળા રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ પ્રેમાનદ વિરચિત મહાભારતના કેટલાક પર્વો તેમને પ્રાપ્ત થયાં છે એવી વાત જણાવી છે, અને તેમાંના કેટલાક ઉતારાઓ વાનગી તરીકે ૧૯૬૯ ના વૈશાખ માસના "વસંત" નામના માસિકમાં આપ્યા છે.

### કડવું ૨૦ મું–રાગ સોરઠ.

"મારા કુંવર કાળા રે, ક્યાં પોઢયો વનમાંય;
"તુજ પાખે હું એકલી, કયમ દેહ રાખું ત્યાંય. મારા. ૧
"મુજ પાખે રહેતો નહિ રે, હું લડાવતી અનુદન;
"તે વિસારી પુત્ર તે, આજ વાસ કર્યો કયમ વન. મારા. ૨
"સુખ પામી સહુ જાણુતી, તેં મિથ્યા કીધો મોહ;
"હુ મંદ ભાગ્યણીને તજી, વાહલા કર્યા કર્યો વિછોહ. મારા. ૩
"જનુનીને છેહ ન દિજીએ, પુત્ર તુજને ન ઘટે એમ;
"મીઠા મધુરા બાલુડા, વિસારું વાહલા કેમ? મારા. ૪
"આંખલડી અણિયારડી, તારા મુખની શોભા જેહ;
"ગુણ ચતુરાઈ લાવણ્યતા, કઈ પેર વિસારું તેહ. મારા. ૫
"લઘુ વયમાં પરમ વિચક્ષણ, હુઓ મારો તન;
"તેજ કળા રૂપ ચાલ સભારી, દાઝે મારુ મન; મારા. ૬
"ઉઠો સુત મદિર જઇએ, સર્વ જોતા હશે વાટ;
"રીસાઇ નહિ પોઢીએરે, સુત ક્યાં કર્યું સૂનાટ. મારા. ૭
"મુને મા કહી કોણુ બોલાવશે, મારી કોણુ પૂરશે આશ;
"કર્મહીણુ હું કામનીને, તેં કયમ મૂકી રે નિરાશ. મારા. ૮
"કેમ દારુણ નિદ્રા ગ્રહી તેં, સુત મહેલી મારો સાથ;
"મેં શાં પાપ કર્યાં પૂર્વે ભવે, તે થઈ હુ આજ અનાથ. મારા. ૯

આ પ્રમાણે જોતા વૃત્ત-રાગ-દેશી-ઢાળના વિનિયોગમા કવિએ ઠીક કૌશલ્ય દર્શાવ્યુ છે, એમ તેના પ્રત્યેક કાવ્યને અતે આપેલા અનુક્રમણિકાવાળા કડવા ઉપરથી લાગે છે. સંસ્કૃતના પણુ સારા જ્ઞાનથી કવિ પરિચિત હશે, કારણુ કે એનો કવિતામાં ઘણે સ્થળે સસ્કૃત શ્લોક અને સુભાષિતોનાં ભાષાતર મળી આવે છે. દાખલા તરિકે, હરિશ્ચદ્રપુરીમા આપેલા બીજા કડવામાં

"રવિ રક્ત હોય ઉદય સમે, તેવો અસ્ત વેળા થાય;
સંપત્તિ વિપત્તિ દેહવંતને, તેમ જાણુજો રઘુરાય."*

ભીષ્મપર્વમાં શ્રીમદ્દભગવદ્દગીતા જેવા વેદાંતનાં ગ્રંથનો ભાવ પણુ કવિએ સારો પોતાના કાવ્યમાં ઉતાર્યો છે, તેમ તે પર્વ તથા દ્રોણુપર્વ અને કર્ણુપર્વમાં તથા રામાયણુના યુદ્ધ-કાંડમાં યુદ્ધ ગાઇને વીરરસ પણુ ઠીક ગજાવ્યો છે.

વળી વિષ્ણુદાસે રામકથાનું બનાવેલુ હાલરડું, ચતુશ્લોકી રામાયણુ કે ચતુશ્લોકી મહાભારતની પેઠે સક્ષેપમાં રામાયણુનો પ્રસંગ વર્ણવવાની સાથે નાનાં છોકરાંના હૃદય ઉપર કેવા ઉત્તમ સંસ્કાર પાડે છે, તેનો નમુનો હોવાથી તે નીચે આપેલું છે:–

---

* उदये सविता रक्त. रक्त श्चास्तमने तथा ।
सपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥

### શ્રી યશોદાજીનું મોટું હાલરડું–રામકથા.

સુરિજન મુનિજન કૌતક જુએ, રામકથા કે'વાય;
રત્ન અમુલક માણેક મોતી, પારણે જડીયાં સાર,
કનક સાંકળાં ઘુઘરી ધમકે, ત્રિભુવન જેજેકાર;
હશી હશીને પાન કરાવે, પોઢાડે છે બાલ,
શ્રીહરિ કે'તાં દે હોંકારો, તારા જન્મની વાત ન જાણું જી;
હરિ હરખે ઝુલાવે માતા, હાલરડું ગાયજી. ૧
[૧]સર્જયું તીરે નગર અજોધ્યા, દશરથજીનાં રાજ,
કૌશલ્યા ને [૨]કેકઇ, સુમિત્રા દે ઝમકાર;
તેના તે સુત શ્રીરામ ને લક્ષ્મણ, ભરત ને શત્રુઘન,
તેમાં રઘુપતિ ચતુર શિરોમણિ, રામચંદ્ર રતનજી;
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૨
ઘેર ગૃહણી જેને જનકની તનયા, જગત સકળ [૩]લલામ,
કથા કહુ રે કુંવર તારી, સાંભળ વાત સુત શ્યામ;
વિશ્વામિત્રે જગન રક્ષવા, જાચ્યા છે બેઉ પુત્ર,
જે કોઇ જગતમાં ઉપદ્રવ કરતા, હણવા રાક્ષસ સુરજી;
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૩
હરખ્યા ઋષિજી લઇ વન ચાલ્યા, મોરપીછ ધર્યું રામ,
સાથે લક્ષ્મણ ભ્રાત લઘુતર, બાણશસ્ત્ર અભિરામ;
સેજે સલ્લા અહલ્યા તારી. મારી તાડીકા નારી,
મુખ ભંજન કીધુ રાક્ષસનું, સુરિજન વેદના વાળીજી;
હરિ હરખ ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૪
જનકતણાં મંડપ જઈ પહોંચ્યા, ભૂપત નાદ ઉતારી,
ત્ર્યબક ભાગી ને સીતા પરણ્યા, પરશુરામ ગયા જે હારી;
અયોધ્યામાં નાથ પધાર્યા ત્યારે માતાએ આશિષ આપી,
બાર વરસ જે રાજય ભરતને, રામચંદ્ર વનવાસજી;
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૫
તાતવચન લૈ વન સીધાવ્યા, સંગ નારી ને ભ્રાત,
ભરત રહ્યા ઘર લઈ પાદુકા, સેવે દિન ને રાત;
પંચવટીમાં પાવન કરવા, સંચરીયા રઘુવીર,
લક્ષ્મણ સેવા કરે રામની, આણે વનફળ નીરજી;
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૬
રાવણ મન સીતા હરવા, ઉપજી છે મતિ કુડ,
મૃદુ કુરંગજ વનમાં દેખી, ધાયા બાંધવ શુર;

---

૧ સૂર્યનદી–ઘાઘરા. ૨ કેકઈ–કેકયી. ૩ લલામ–સુંદર.

બ્રહ્માએ સૃષ્ટિ રચી ત્યારે, ન્હોતો સરજ્યો આ રંગ,
મને અલૌકિક એ દીસે છે, મનહર શ્રેષ્ઠ કુરંગ;
તારુણી વચને બહુ મોહ પામ્યા, ઉછરંગ્યા શ્રી રંગજી,
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૭
કપટરુપ લઇ રાક્ષસ આવ્યો, હરવા સીતા નારી,
એથી રામે રાવણુ રોળ્યો, આવ્યા રાક્ષસ મારી;
કુંભકરણુ ને ભ્રાત વિભિષણુ, મદોદરી ઘર રાણી,
સુરિવર મુનિવર હાર મલાવે, પીડા રાક્ષસ પ્રાણીજી;
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૮
રાવણુ રાક્ષસ વળી દુ:શાશન, વર આલ્યો છે ઇશ,
ચૌદ ચોકડી કનકપુરીનો, તુ રાજા પૃથ્વીશ;
ભક્ત વિભીષણુ થયો લંકેશ્વર, રામ પ્રભુનો દાસ,
ગર્વ ઉતારી ઘેર પધાર્યા, અધિક થયો ઉલ્લાસ;
શતકોટી રામાયણુ વાલ્મિકની, તેમાં એહ કથા ઉદ્ધારજી,
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૯
હાં હોંકારો દૈને બોલ્યા, એમ બોલ્યા ગોપાળ,
"લાવ લાવ લક્ષ્મણુ સારંગ ધનુષ લૈ દુષ્ટ હરુ તત્કાળ;"
જશોદાએ જાણ્યુ મારુ બાળક ઉધડકયું, લૈને કંઠ વળગાડયુ,
જળદેવી રક્ષા કરો બાઇ, મમ સુત દેવ રમાડોજી,
હરિ હરખે ઝુલાવે માતા હાલરડુ ગાયજી. ૧૦
શ્રીહરિના ગુણુ ગાતાં ગાતાં પ્રાશત જાએ પૌઢ,
રામતણાં એવાં ચરિત્ર સાંભળી, થઈ રહ્યો દિગમ્રઢ;
ગાય શીખે ને શુણે શુણાવે, પહોંચે મનની આશ,
ઘર બેઠાં સુખ સંપત આપે, અવિચળ પદ વિષ્ણુદાસજી,
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૧૧

આ ઉપરથી સમજાશે કે, પ્રસ્તુત કવિ વિષ્ણુદાસનાં આખ્યાનો તદ્દન ઉપેક્ષાને યોગ્ય નથી. જેમ ચન્દ્રોદયના ઉદયથી તારાગણો અને ગ્રહસમુદાયનો પ્રકાશ અભિભવ પામે છે તેમ પ્રેમાનંદ, શામળાદિ કવિના પ્રભાવમાં તેમની પૂર્વેના કવિઓની કીમત સારી અકાઈ નથી. ગમે તેમ કહો, તોપણુ વિષ્ણુદાસની ભાષા સરળ, સાદી, સપાટ પ્રદેશમાં શાંતિથી વહી જતી અને લીલોતરીથી સુશોભિત તટવાળી નદીના જેવી છે. તેમાં સામાન્ય સ્ત્રીપુરુષો તેનાં સ્વચ્છ પાણીમાં નાહી, હરિરસકથાનું અને ધર્મ નીતિજ્ઞાનનુ પાન કરી શકે તેમ છે.

આ ગ્રંથમાં વિષ્ણુદાસનાં બે કાવ્યો દાખલ કરેલાં છેઃ–(૧) ધ્રુવાખ્યાન, (૨) રુકમાંગદ આખ્યાન. પ્રથમનું કાવ્ય એણે હરિદાસને નામે રચ્યું જણાય છે. એના સહા

ખ્યાયી કવિ શિવદાસને એવી ટેવ હતી કે, તેણે એક પરશુરામ આખ્યાનમાં પ્રત્યેક કડવાની અંતે પૂર્વ છાયામાં તે પછીનું કડવું કયા રાગમાં લખાશે તે સૂચવેલું છે. તેની આકૃતિને અનુસરીને વિષ્ણુદાસે (હરિદાસે) આખ્યાનો રચેલાં મનાય છે, અને તેણે આપેલી ઇતિશ્રીમાં દરેક આખા આખ્યાનના રાગ સાથેની અનુક્રમણિકા આપેલી છે, પણ અજ્ઞાન લેખકોએ તેમાં કેટલેક સ્થળે ગડબડાધ્યાય કરી મૂકેલો લાગે છે. હરિદાસને નામે એ આખ્યાન એણે શામાટે લખ્યું છે, એ સમજાતું નથી. કારણ કે તેના પ્રત્યેક કાવ્યમા એ પોતાનું નામ ઠામ ચોખ્ખું જણાવે છે.

# વૈરાગ્યવીર ભોજોભક્ત

—✡✡✡✡—

ગુજરાતી ભાષા વાંચનારાઓને વૈરાગ્યવીર ભોજાભક્તની નવી ઓળખાણ કરાવવી પડે તેમ તો નથી જ; કારણકે તે પોતાનાં રચેલા "પ્રાણીઆ ભજી લેને કીરતાર, આ તો સ્વપનું છે સંસાર," અને "જીવને શ્વાસ તણી સગાઈ, ઘરમાં ઘડી ન રાખે ભાઈ," વગેરે મર્મભેદક અને મનોહારક ચાબખાથી અતિ શૂદ્ર વાઘરીથી માંડીને તે ઉચ્ચમાં ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતિનાં સ્ત્રીપુરુષોમધ્યે આખા ગુજરાત પ્રદેશમાં સર્વત્ર કંઠસ્થ થઈ ગયો છે. આવા લોકપ્રિય કવિનાં જીવનચરિત્રની બને તેટલી વિગત ભેગી કરવાનો પ્રયત્ન થોડો જ થયો છે, તેથી અત્રે તેનાં જીવનચરિત્ર સાથે તેના આચારવિચાર, તેના સમયની કાલસ્થિતિ અને તેની કવિતાની જનસમાજ ઉપર થયેલી અસર ઇત્યાદિ વિષયોનુ થોડુંક વિવેચન કરવું માન્ય ગણાશે.

આ ચરિત્રનિરૂપણ પ્રચલિત લોકકથા અને ભોજાભક્તના સ્વરચિત ચાબખા ઉપરથી ઉપજાવી કાઢેલુ છે. સમય જતે, વધુ પ્રકાશ પડતાં ભોજાભક્ત સબંધી વિશેષ જ્ઞેય હકીકત મળી આવવા સંભવ છે. કેવળ આંતર પ્રમાણ અને અલ્પજલ્પ બાહ્ય પ્રમાણને આધારે આ લેખ લખાયલો હોવાથી તેમાં પ્રગતિમાન સમયશોધ અપૂર્ણતા પ્રકટાવે, એ સ્વાભાવિક છે. ભોજાભક્ત સંબધી વિશેષ હકીકત પ્રાપ્ત થતાં, કોઇની તરફથી મળશે તો તેનો સ્વીકાર સાથે આભાર માનવામાં આવશે.

ચરિત્રનાયક ભક્તકવિનો જન્મ વિ. સં. ૧૮૪૧ માં સૌરાષ્ટ્રમાં આવેલા જેતપુર પાસેના દેવકી ગાલોળ ગામમાં થયો હતો. સદ્‌ગત સાક્ષર શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠી પોતાના સાહિત્ય પરિષદના પ્રમુખપણા ઉપરથી આપેલા ભાષણમાં ભોજોભક્ત કવીશ્વર દયારામભાઇનો સમકાલીન હતો, અને તેથી તે ઓગણીસમી સદીમાં થઈ ગયો છે, એવું અનુમાન કરે છે. સામાન્ય રીતે કાઠીઆવાડ–સૌરાષ્ટ્ર તરફના લોકોમાં વિ. સં. ૧૮૪૧ ની સાલ એના જન્મકાળની મનાય છે. એ સાલ જ્યાં સુધી ખોટી છે, એમ સિદ્ધ થાય નહિ, ત્યાં સુધી તે સ્વીકારવામાં કશી અડચણ નથી.

કેટલાકોનું માનવું એવું છે કે, ભોજોભક્ત ગુર્જરદેશસ્થ હતો. પરતુ તે ગુજરાતના કયા ભાગમાં વિશેષે રહેતો હતો, તે વિષે આપણને જોઇએ તેવો આધાર મળી શકતો નથી. તોપણ તેણે પોતાના કાવ્યમાં "જે"* વગેરે ગુજરાતી શબ્દોનો પ્રયોગ કર્યો છે, તે ઉપરથી તર્ક કરી શકાય કે, તે વઢવાણ તરફ પોતાના જીવનકાળમા આવીને વસ્યો હશે.

ભોજાભક્તના પિતાનું નામ કૃષ્ણદાસ અથવા કરસનદાસ હતુ, અને માતાનું નામ ગંગાબાઈ હતું. ભોજાભક્ત પોતાને સાવલિયા કહેવડાવે છે, તેથી કદાચિત્ તેના પૂર્વજો સાવલીના રહીશ હશે, એમ કલ્પના કરી શકાય; પરંતુ પાછો તેના વર્ણ કે જાતિનો પ્રશ્ન

---

* "પુણ્યને નામે પા જે ન વાવર્યો, અધવચ લૂટાણો રે."

અનિર્ણીત રહે છે. ઉપલબ્ધ કાવ્યોના વાંચન પછી આપણે એવા અનુમાન ઉપર આવી શકીએ છીએ કે, તે બહુધા વૈશ્ય અને નાતરાં કરનારી કોઈ જ્ઞાતિનો હોવો જોઈએ; કારણ કે તેણે પોતાનાં કાવ્યોમાં ધનિકોને ઘણા ઉપાલંભ–ઠપકાના ઠોક માર્યા છે, તેમ જ નાતરીઆ રીવાજને નિંદ્યો છે. પ્રાચીન કાવ્યમાળામાં ચરિત્રો લખનાર રા. સા. હરગોવિંદદાસભાઈ ભોજાભક્તને કણબી જ્ઞાતિનો–લેઉઆ પાટીદાર હોવાનું જણાવે છે. ભોજાભક્ત ઉપરાંત ગંગાબાઇને પેટે બીજા બે પુત્રો હતા; તે બન્નેનાં નામ કરમણ અને જસો હતાં. ભોજામાં ભક્તિનો પૂર્ણપણે વાસ હતો, તે તેના પ્રત્યેક પદથી વ્યક્ત થાય છે, તેથી તે તથા તેના બન્ને ભાઈઓ તેના અનુસંગથી ભક્તના અભિધાનથી ઓળખાયા છે.

જગતના ઇતિહાસના અભ્યાસકોએ પોતાનાં જ્ઞાનના પરિણામે એક એવું સામાન્ય સૂત્ર બાંધ્યું છે કે, દેશકાળ અને વસ્તુસ્થિતિમાં સહેજસાજ ફેરફાર સિવાય ઘણાખરા પ્રસંગોમાં વિગતો એકસરખી સામાન્ય સર્વત્ર જોવામાં આવે છે. "History repeats itself" આ સિદ્ધાંતનો પ્રત્યક્ષ દાખલો આપણા કાવ્યક્ષેત્રમાં બે વ્યક્તિપરત્વે વિશેષ જોવામાં આવે છે.

આદિભક્ત કવિ નરસિંહ મહેતાની માફક ભોજાભક્તનું બાળજીવન પણ એક જ પંક્તિનુ હતુ. દંતકથા છે કે, નરસિંહ આઠ વરસ સુધી મૂંગો હતો, અને માત્ર દૂધપર જ નિર્વાહ કરતો હતો. આઠમે વર્ષે ગિરનારથી એક બાવો આવ્યો અને તેના પ્રતાપથી એની વૈખરી વાણી પ્રકાશી. ભોજાભક્તના સંબધમાં પણ એવી જ લોકકથા ચાલે છે અને પ્રેમાનંદના સંબધમાં પણ તેવી જ લોકવાઇકા છે.

પ્રાચીન કાવ્યમાળામાં ચરિત્રકાર નીચે પ્રમાણે તેનો ઉલ્લેખ કરે છે. "ભોજોભક્ત મોટા થયા, તથાપિ અન્ન ખાતા નહોતા, અને એ પ્રમાણે બાર વરસનું વય થતાં સુધી માત્ર એ દૂધ પીને રહેતા હતા. કણબીના કુળમાં ગામડામાં ઉછરેલા આ બાળકને વિદ્યાસંસ્કાર તો ક્યાંથી થાય, પણ મોટી ઉમ્મર થતાં સૂધી દૂધ પીને નિર્વાહ કરનાર બાળકનુ બાલ્યવય પણ શાંત હશે, એમ આપણે અનુમાન કરી શકીએ છીએ. આ દૂધાધારી બાળકની ખ્યાતિ ચાલી, અને કેટલાક લોકો તેને તપસ્વી કહેવા લાગ્યા. એવામાં ગિરનારનો રામેતવન નામનો કોઈ અતીત ત્યાં આવ્યો હશે. તેણે આ બાળકનાં લક્ષણો જોયાં, અને તે પરથી તેની માતાને કહ્યુ કે "આ બાળક આગળ જતાં મહાન્ ભક્ત થશે, અને તેને દક્ષિણ દેશના રાજા એક વાર બહુ પીડા કરશે; પણ પછીથી તેનુ ઘણું સન્માન કરશે." અતીતનાં આ વચનો ભવિષ્યમાં સફળ થયાં હોય એવું ભોજાભક્તના ઉત્તર જીવનમાં બનેલા એક વૃત્તાંત ઉપરથી પ્રતીત થાય છે. "પછી અતીતે ભોજાને યોગ્ય સાધનોનો ઉપદેશ કરી પોતાનો શિષ્ય કર્યો, અને તેને અન્ન ખાવાનો અભ્યાસ પાડ્યો."

અન્ન ખાતાં શીખ્યા પછી તેઓએ પોતાનું સાધુજીવન ચાલુ રાખ્યું હતું, અને તેનાં માબાપોએ, સગાંવાહલાઓએ એને સંસાર માંડવા માટે ઘણીવાર સમજાવ્યો હતો, પણ તેણે નાનીના જ કહી. આખરે ગુરુની આજ્ઞા શિરે ચઢાવી તેઓ પરણ્યા હતા, પણ

તેમનો ગૃહસ્થાશ્રમ સુખમય નીવડ્યો ન હોતો. તેમની સ્ત્રી કર્કશા અને કજિયાળી હતી, અને સ્ત્રીના જાતિસ્વભાવાનુસાર વસ્ત્રાલંકાર વગેરે માટે ભોજાભક્તને ઘણીવાર કનડતી હતી. સુદામા જેવા ભોજાભક્ત તેનાં લાડકોડ ક્યાંથી પૂરા પાડી શકે? તેનું તો એક ધન શ્રીહરિનું ભજન જ હતું. આખરે સ્ત્રીથી કંટાળીને જ્ઞાતિરીવાજ મુજબ છુટાછેડા કરી આપ્યા હતા, અને પછી વૈરાગ્ય ધારણ કરીને આજીવાન્ત બ્રહ્મચર્ય વ્રત તેમણે ધારણ કરી રાખ્યું હતું.

રોમ બંધાયા પછી તેની ઉત્તરોત્તર ચઢતિ થતી ગઈ, તે ઉપરથી પાછળથી રોમસ અને રેમ્યુલસની કથા જોડી કાઢવામાં આવી હતી અથવા તો રોમસ અને રેમ્યુલસના નામની વ્યક્તિઓ કાળની ઘટનામાં જગતના પટ ઉપર ઉત્પન્ન થઈ હતી, અને તેમણે રોમ વસાવી. તે પછી તેની ખરેખર ચઢતિ કરી હતી, એમ બે પ્રકારનાં અનુમાનો ઇતિહાસવેત્તાઓ આપણી સમક્ષ ધરે છે. એવાં જ અનુમાનઃ આપણા મહાન્ પુરુષના સંબંધમાં જે જે હકીકતો જાણવામાં આવી છે, તે માટે આપણે કરવા પડે છે. ઉક્ત કવિઓના સબંધમાં આ દતકથાઓ કવિઓનુ સાદુ, શાંત, સાધુજીવન અને વિખ્યાતિ જોઇને પાછળથી ઉત્પન્ન થઈ કે, તે ખરેખરી સત્ય ઘટના જ હતી. તે જાણવાનું હાલ તો આપણી પાસે કોઈ પણ પ્રકારનું સાધન નથી, માટે હકીગત મળી આવે છે તે જ માત્ર કોઇપણ જાતની ટીકા કર્યા વગર સુજ્ઞ વાચકવર્ગ આગળ ધરી છે. આ દતકથાઓમાંથી તાત્પર્ય એટલું તો નીકળે છે ખરું કે, આ મહાપુરુષોમાં અતર્ભૂત કોઇક અલૌકિક તત્ત્વ છૂપાઈ રહેલુ, પણ તેને બહાર લાવવાને જેમ એક દીપકને પ્રકટાવવા બીજા દીપકની જરૂર પડે છે, તેમ અન્ય સાધનની જરૂર હતી. નરસિંહ અને ભોજા ઉભયના પ્રસગમાં સતસમાગમ અને ગૃહકંકાસ તેઓને પ્રખ્યાતિમાં આણનારાં સાધનો મનાયાં છે.

મનુષ્યના મનમા ભક્તિની ઉત્પત્તિ થવાનાં મુખ્ય બે કારણો હોય છે. એક તો જન્મથી જ સ્વાભાવિક જગત્ અને તેના કાર્ય પ્રતિ વૈરાગ્ય, અને બીજુ ગૃહમાં પુત્રકલત્રાદિના કલેશ કે દુરાચરણોથી પશ્ચાત્ ઉદ્ભવતો વૈરાગ્ય. ભોજલરામ ભક્ત કેમ બન્યા, તેનુ એક કારણ તો આપણે ઉપર જોયું. બીજું કારણ આ પણ કલ્પી શકાય. ભોજા ભક્તની સ્ત્રી કર્કશા હોવાથી તેનામાં દિનપ્રતિદિન વૈરાગ્યની વૃદ્ધિ થતી ગઈ હશે, અથવા તો મૂળમાં જ થોડીઘણી વૈરાગ્યવૃત્તિ તેનામાં ભરાયલી ખરી, પણ તેને આવુ કારણ મળવાથી તેમાં એકાએક વધારો થઈ ગયો હોય અને સંસાર અસાર દેખાયાથી ભક્તિરસનુ પૂર આવ્યું હોય, તો તે પણ અસંભવિત નથી. આ અનુમાન તેના પોતાને ઉદ્દેશીને લખેલાં "મૂરખે નાર કુભારજા આણી, એનું ઘર કર્યું ધૂળધાણી." અને "એવું દુઃખ જગતમાં ભાળી, પરણી નાર પીયર પાછી વાળી" ઇત્યાદિ કાવ્યમાંથી વિના પ્રયાસે કોઈ પણ કરી શકે એમ છે. પોતાની સ્ત્રીની વસ્ત્રાલંકાર ઇત્યાદિની માંગણી પૂરી પાડી ન શકાયાથી તેણે પિયર મોકલી દીધી, તેથી તેની નિર્ધનતા અભિવ્યક્ત થાય છે.

પ્રાચીન કાવ્યમાળામાં ભોજાભક્ત પરણ્યા બાબત આ પ્રમાણે ઉલ્લેખ છે.

"ભોજાની પ્રખ્યાતિને લીધે કેટલાક તેની સેવા કરવા લાગ્યા તથા ગામપરગામના લોકો પણ તેને સિદ્ધ તરીકે માનવા લાગ્યા. અમરેલી પાસે ફતેહપુર કરીને ગામ છે, ત્યાંના કોઈ પુરુષે તેને ફતેહપુર લાવીને રાખ્યો તથા તેની સાથે તેના બે ભાઈ તથા માતાને તેડી લાવ્યા. ભોજાના પિતા તે વખતે ગુજરી ગયા હતા. ભોજાને ફતેહપુર તેડી લાવનાર કદાચ તેનો શિષ્ય જીવરામ હશે, એમ અનુમાન થાય છે; કેમકે ફતેહપુરમાં એ તેનો ભાવિક શિષ્ય હતો, એમ કેટલીક રીતે જણાયુ છે. ફતેહપુરમાં પણ ભોજો ત્યાગદશામાં રહેવા લાગ્યો. બાર વરસની વય (અથવા જન્મથી જ) જે ત્યાગી હતા, તેને સ્રીનુ લગ્ન થવાનો પ્રસંગ ન હોય, તેમ તેણે લગ્ન કર્યાની વાત અમારા જાણવામાં આવી નથી; માત્ર તેણે બનાવેલા ચાબખામાં સ્રીપરિગ્રહની ઉપાધિ વર્ણવી છે, તે ઉપરથી એમ અનુમાન થાય છે કે, કદાચ અતીતની આજ્ઞા ઉપરથી જ્યારે ભોજાએ અન્ન ખાવા માંડ્યુ. ત્યારે તેની જ આજ્ઞાથી લગ્ન પણ કર્યું હોય! પરતુ એટલા ઉપરથી કંઈ નિર્ણય ઉપર આવી શકાતું નથી; કેમકે ભકતો અને કવિઓ પોતાને સંબોધીને બીજાને ઉપદેશ કરવા માટે પણ તેમ લખતા આવ્યા છે."

ફત્તેહપુર આવ્યા પછી તેની કીર્તિ આસપાસના ગામમાં ફેલાવા લાગી અને ઘણા ભાવિક જનો તેના દર્શનાર્થે આવવા લાગ્યા. ભોજોભક્ત સંસારથી કટાળી ગયેલો હતો. તે આ વખતે "સોહનામ જપોરે ભાઈ, હરિ ભક્તકુ હે સુખદાઈ" પ્રમાણે અજપાજપ કરતો તપ કરવા લાગ્યો; પણ હજી તેની ભક્તિ અને જ્ઞાનની કસોટી થવાની બાકી રહી હતી. આવા ભકતોના સંબંધમાં તેમના જીવનક્રમમાં એકાદ એવો બનાવ બનતો આપણા જોવામાં આવે છે કે, તેથી તેની કીર્તિ કોઈપણ પ્રકારનો ઢોંગસોંગ કર્યાના આરોપ વગરની બની, નિષ્કલંક ઉજ્જવલ પ્રકાશે છે. જેમ નરસિહ મહેતાની ભક્તિની કસોટી રાહમંડળીકે કરી હતી, તેમ ભોજાભક્તની ભક્તિની કસોટી થઈ હતી, અને રામેતવન સાધુનુ વચન સત્ય થવાનો પ્રસગ નજીક આવ્યો હતો. આ બે ભકતના સબધે થએલી કસોટીના કારણમાં ફેર માત્ર એટલો પડે છે કે, નરસિહ મહેતો વિષયલપટ છે તો તેને સાક્ષાત્ શ્રીકૃષ્ણનાં દર્શન થાય અને તે પોતાની ફુલની માળા તેને અર્પે, એ વાત સંભવિત નથી; માટે તેની પરીક્ષા લેવાઈ હતી, ત્યારે ભોજાભક્તની પરીક્ષાનુ કારણ બીજું એટલે આવા હડહડતા કલિયુગમાં કોઈપણ ભક્ત નિ:સ્પૃહી યોગશક્તિવાળો હોઈ શકે નહિ, એવી તેના પરીક્ષકની માન્યતા હતી. કહેવાય છે કે, ભોજો ભક્ત જ્યારે ફત્તેહપુરમા નિવાસ કરતા હતા, ત્યારે તેમની ભક્તિ અને યોગશક્તિની ખ્યાતિ અતિ ફેલાઈ હતી. એવા અરસામાં કાઠીઆવાડપર સ્વારી કરી, ઓખડના સાથી લૂટારુઓપર વિજય મેળવનાર ગાયકવાડના વિઠોબા દિવાનને કાને આ ભકતની ખ્યાતિ ગઈ. દિવાનજીને પ્રથમ તો નવાઈ જેવું લાગ્યું, અને કુતુહલતાથી તથા કંઇક અશ્રદ્ધાની લાગણીથી પ્રેરાઈ ભોજાભકતને પોતાની પાસે અમરેલી મુકામે બોલાવી, તેમની પરીક્ષા કરવાસારુ પંદર દિવસ સુધી તેમને એક ઓરડામાં પૂરી રાખ્યા, અને ત્રણ વખત તેમને જમવાની

સામગ્રી મોકલતા. ભક્ત તે સર્વ આરોગી જતા, પણ ભક્તિ અને યોગશક્તિના પ્રતાપે ઝાડોપીશાબ બીલકુલ બંધ થઈ ગયાં. આ પ્રમાણે થતાં દિવાનજીની તેની શક્તિ માટે ખાત્રી થઈ, અને તેઓએ ભક્તને નમન કરી જ્ઞાનવાર્તા કહેવાની વિનતિ કરી; ભોજાભકતે તે જ સમયે સ્વાભાવિક શીઘ્રતાથી બનાવીને મોઢેથી ૧૫૦ ચાબખા કહ્યા. દિવાનજી સંતુષ્ટ થયા અને સત્કાર કરીને ભોજાભક્તને પાછા ફત્તેહપુર માન સાથે વિદાય કીધા.

"પાછાં પગલાં ન હોય પૂરાનાં, વહી નીકળ્યાં વસમી વાટે;
"ભોજો ભગત કહે ગુરુ પ્રતાપે, પૂજાણા જઈ પાટે રે.

આ પદ તેમણે દિવાનને ત્યાંથી ફત્તેહપુર વિદાય થતા ગાયું હતુ એમ કહેવાય છે.

ઉપર વર્ણવેલી બીના ભોજોભક્ત જ્યારે ફત્તેહપુરમાં રહેતા હતા ત્યારે બની હતી. ભોજલરામની આ ફત્તેહ પછી તેની કીર્તિ વધી અને તેના ઘણા શિષ્ય થયા. તેના ભાઇને કંઈ પણ સંતાન નહોતાં થતાં, તેથી તેમને આશીર્વચન આપ્યુ કે તને એક પુત્ર થશે, પણ સસાર-વ્યવહારના રગડામાં ન પડતાં તે મોટો ભક્ત થશે. એ પુત્ર તે ભોજાભક્ત પછી એમની ગાદીએ બેઠેલો અરજણ ભક્ત. ભક્તિની કસોટી થયા પછી ભોજો ભક્ત ફત્તેહપુરથી ખસીને વીરપૂર આવીને વસ્યા હતા. આ સ્થાન એમને ઘણું પ્રિય થઈ પડ્યુ હતું. પ્રાચીન કાવ્યમાળામાં ચરિત્રકાર નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે. "ભોજાના શિષ્યમાં જલો ભક્ત કરીને થઈ ગયો છે. એ જાતે લુહાણો હતો. એની પ્રસિદ્ધિ એટલી બધી છે કે, તે "જલા અલ્લા" ના નામથી પ્રખ્યાત છે. જલા ભક્ત કાઠીઆવાડના વીરપૂરના રહેવાશી હતા તથા તે પોતાના ગુરુને પોતાના ત્યાં વારંવાર તેડી લાવતા, અને ઘણા દિવસ રાખતા હતા." ભોજાભકતે પોતાનું મૃત્યુ અગાઉથી જાણ્યું હોય એમ તેમના "હવે છેલ્લી, વેળાના રામ રામ રે..." એ પદપરથી જણાય છે. આ પદ ફત્તેહપુર છોડી વીરપૂર આવ્યા ત્યારે પોતાના પ્રિય ગામને છોડતાં અને પોતાનું અવસાન સમીપ આવેલુ જાણી વૈરાગ્યની દૃષ્ટિએ ગાયું હોય, એમ વિશેષ સંભવે છે. વીરપુરમાં વિ. સં. ૧૯૦૬માં ૬૫ વર્ષની ઉમ્મરે એમનું દેહાસ્તિત્વ બધ થયુ, અને અભેદમાર્ગનો પ્રવાસી જીવાત્મા પર-માત્મામાં લીન થયો.

આ પ્રમાણે ટુંકમાં ભોજાભક્તનું ચરિત્ર જાણવામાં આવ્યુ છે. તે નિઃસ્પૃહી મહાત્માના મસ્તકનાં અને કંઠનાં ચિહ્નો પાઘડી અને માળાને ફત્તેહપુરમાં અને ચરણ-કમળની રક્ષક પાદુકાઓને વીરપૂરના દેવલમાં આજે પણ તેના ભાવિક ભકતો, જેમ પાટણમાં ભાલણ કવિ ઉર્ફે પુરુષોત્તમ મહારાજની મૂર્તિ અને ચિહ્નો પૂજાય છે, તેમ પૂજે છે.

ગુજરાતી કાવ્યશાસ્ત્રના ક્ષેત્રમાં દૃષ્ટિપાત કરતાં સહજ એમ જણાયા વગર નહિ રહે કે, બહુધા આપણી સર્વ કવિતા ધર્મ અને નીતિના રંગથી રગાયલી છે; એટલે અમુક ધર્મભાવનાથી અભિજ્ઞ કવિતા સામળભટ્ટનું થોડુંક વાર્તાકથન અપવાદ તરીકે બાદ કરતાં, ભાગ્યે જ મળી આવશે. વિચારવા જોગ વિચિત્રતા તો એ છે કે, હિંદુઓના હાથમાંથી રાજ્ય ગયા પછી મુસલમાની સમયમાં ગુજરાત–કાઠીઆવાડમાં જેટલા મત

મતાંતરોનો પ્રસારો થયો છે, તેટલો બીજે કશે દીઠામાં આવતો નથી; આવા સંક્રાન્તિના સમયમાં ધર્મની નવી નવી ઘટનાઓ ગુજરાતમાં ઉદ્દભવ પામ્યા કરી છે. તદનુસાર ડાકોર આદિ સ્થાનોમાં વૈષ્ણવ ધર્મની વૃદ્ધિ થતી ચાલી હતી, અને વૈષ્ણવ ધર્માનુયાયી અનેક કવિઓએ સ્વધર્મને ઘણી સહાયતા આપી હતી, અને તે ધર્મ પૂર્વેના જૂના કવિઓની ભક્તિથી જીવન પામતો હતો ! જો તેવા સમયમાં પ્રેમાનંદ, ગિરિધર, દયારામ, રત્નેશ્વર, રત્નો, ભાવસાર વગેરે ઉત્કૃષ્ટ કવિઓએ મિષ્ટ પ્રેમથી ઉભરાઈ જતા વૈષ્ણવ કાવ્યો ન બનાવ્યાં હોત, તો અન્ય ધર્મના કવિઓએ આદરેલા સ્વધર્મની અભિવૃદ્ધિ માટેના પ્રયત્નમાં ગુણથી અને ધર્માનુયાયીઓની બાહુલ્યતાથી સામાન્ય વૈષ્ણવ કવિઓને હરાવી દીધા હોત. સારાંશ કે વૈષ્ણવોએ પણ પોતાના ધર્મને ટકાવી રાખવાનો મહદાયાસ કર્યો; પરતુ તેમાં અને ઉપરોક્ત ગણાવેલા ધર્મમાં જે કંઈક સડો પેઠો હતો, તે કાઢવા માટે તત્ત્વજ્ઞાન અને વૈરાગ્ય રસથી ભરપૂર ઠોક મારી ઉપદેશ આપતા, પણ ઘણા વૈષ્ણવ કવિઓ આપણે મેળવવાને ભાગ્યશાળી થયા છીએ. સૌથી વિશેષ વિચિત્રતા તો એ જોવામાં આવે છે કે, જ્યારે બીજા કવિઓ તેમના સાદા નામથી જ પ્રસિદ્ધ છે, ત્યારે આ જ્ઞાનમાર્ગાવલમ્બી કવિઓ "ભક્તના" નામથી જાણીતા થયા છે, જેમ કે અખોભક્ત, ધીરોભક્ત, અને આપણો ચરિત્ર નાયક ભોજોભક્ત; આ ઉપરથી વાચક વર્ગ જાણી શકશે કે, ભોજા ભકતે ઘણા કઠિન સમયમાં જ્ઞાનમાર્ગ અને વૈષ્ણવ સંપ્રદાયને સહાય કરી છે, અને એક દીનજન પણ સત્યભક્તિ અને પૂર્ણ ધર્મશ્રદ્ધાથી કેવાં કેવાં કાર્યો કરી શકે છે, તે જાણવા જોગ અને અનુકરણીય વાર્તા છે. ભોજાભક્તના કાવ્યોથી જનસમાજ ઉપર કેવુક પરિણામ થયુ છે, તેની તપાસ લેવા પ્રથમ તેની કવિત્વશક્તિ અને તેના કાવ્યસૌંદર્યનુ થોડુંક અવલોકન કરીએ.

અત્રે આપણે અર્વાચીન એટલે આપણા સમયના બે મહાન્ ધુરંધર કવિઓએ કવિતાનું જે સામાન્ય લક્ષણ બાંધ્યુ છે, તદનુસાર પ્રથમ અવલોકીએ. "કવિતા એટલે છંદશાસ્ત્રના નિયમાનુસાર રચેલાં અને અનુપ્રાસવાળાં પદ.' આ કવિ દલપતરામની વ્યાખ્યા છે, અને તે પ્રમાણે જો આપણે ભોજાભક્તના કાવ્યનો વિચાર કરીશું, તો આપણને એ બન્ને નિયમોનુ પરિપાલન ઘણે અંશે થયેલુ જોવામાં આવશે. ભોજાભક્તનાં સમગ્ર કાવ્ય તેની શુદ્ધ હાલતમાં મળી આવતાં નથી, અને થોડાક સાક્ષરોને હાથ છપાયલી આવૃત્તિ સિવાય સર્વે આવૃત્તિઓ અશુદ્ધ દીઠામાં આવે છે. તો પણ તેની રચનાશૈલી ઉપરથી સાફ માલુમ પડે છે કે, આ કાવ્યો જરૂર માત્રા મેળના નિયમોને અનુસરીને રચાયલાં હોવાં જોઇએ. ભોજોભક્ત પોતે કંઈ ભણેલો ગણેલો નહિ, પણ તેનુ સર્વ જ્ઞાન ગુરુગમ્ય હતું, અને તેને કાવ્યપ્રસાદી પણ ગુરુ પાસેથી પ્રાપ્ત થઈ હતી. આ સત્સંગ સાથે તેનો અનુભવ અને તેની પરીક્ષકશક્તિ તીવ્ર હતી, તેનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે એમ લાગ્યા વિના રહી નહિ શકે કે, તેની કાવ્યશક્તિ નૈસર્ગિકી હતી. એ પોતાનાં ભજનો ગાઈગવડાવતો હતો, એટલે અનુપ્રાસ વગેરેમાં શૈથિલ્ય ચાલી શકે તેવું નહોતું; પછી સાંભળીને ઉતારી લેનારા

દોષ કરે, તે માટે ભોજાભક્તને વગોવવા એ યોગ્ય નથી. કવીશ્વર દલપતરામે માગેલા અનુપ્રાસ તો સમગ્ર ગ્રંથમાં અખડ છે અને બહુધા પ્રત્યેક કાવ્યમાં એક પ્રકારના અનુપ્રાસો આવે જ છે. ઉદાહરણ તરિકે આપણે એક ચાબખો લઇએ.

"મૂરખો મોહી કહે મારું રે, એમાં કાંઈ નથી તારું. ટેક.
સાત સાયર જેની ચોકી કરતાં, ફરતું નીર ખારું;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલી ગયુ, રાવણાદિક વાળું. મૂ૦
દુઃખને તો કોઈ દેખે નહિ, ને સુખ લાગે સારું;
વેળા વેળાની છાંયડી તારી, વણસી જાશે વારું. મૂ૦
હરિ ભજનમાં હેત જ રાખો, સ્મરણ કરો સારું;
ભોજો ભગત કહે રાખો હ્રદયમાં, પ્રભુ ભજન પ્યારું. મૂ૦

આમાં અનુપ્રાસ તો સમગ્ર કાવ્યમાં અભંગ છે, પણ તે વિના અક્ષરસગાઇ પણ વારંવાર સ્વાભાવિક રીતે આવેલી છે, જે કાવ્યને વિશેષ ભૂષણાવહ છે. જેમકે પ્રથમ પંક્તિમાં મૂરખો, મોહી, મારું, એમાં ત્રણે શબ્દોનો પ્રારંભ મકારથી થાય છે. તૃતીય પક્તિમાં ચૌદ, ચોકડીનુ, ચાલ્યું ઇત્યાદિ. અત્ર સ્વાભાવિક કોઈ શંકા કરશે કે, શું માત્ર પ્રાસ મેળવી દીધાથી કાવ્ય ઉત્તમ કહેવાય કે? તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે, કવિ નર્મદાશકરની "રચના રુડી છદમાં, તે કવિતા નવ હોય; અર્થ, ચમત્કૃતિ ચિત્ર તે, કવિતા–રસથી સ્હોય" એ કાવ્યવ્યાખ્યાનો પણ આભાસ તેમાં જણાશે; અર્થાત્ ભોજાભક્તનાં કાવ્યો અર્થગાંભીર્યથી પણ ભરપૂર છે. એ વિના ઉપમા આદિ અનેક અલકારો (સાદા–સાધુ વેરાગીના જેવા) પણ તેમાં પ્રત્યક્ષ થાય છે, તથા લક્ષણાધ્વનિ આદિ કાવ્યના જે ગુણો કહેલા છે, તે સર્વ ગુણો ન્યૂનાધિક પ્રમાણમાં ભોજાભક્તની કવિતામાં દર્શન દે છે.

ભોજોભક્ત વિષ્ણુમાં શ્રદ્ધા રાખનાર એટલે વૈષ્ણવ હતો, એવુ તેની કવિતામ કરેલી "હરિ"ની સ્તુતિથી વ્યક્ત થાય છે; અને તે વળી સતસેવક પણ તેવો જ હોવો જોઇએ–હતો જ, એમ આપણે "દેખો દેહ ધરી દેવારે, કરી લે સતોની સેવા." ઇત્યાદિ વચનોથી જાણી શકીએ છીએ. ભોજાભક્તની કવિતા ઘણીખરી જેમ અન્યને ઉપદેશ આપવા માટે છે, તેમ પોતાના દ્દષ્ટાંતથી બીજાને સમજાવનારી છે. અનુભવથી ભોજાના જાણવામાં આવ્યુ હતુ કે, જગત્ મોટે ભાગે નકલ કરનારુ છે, અને તે વાનર સરખુ છે. બીજાઓને અમુક પ્રકારે કંઈ કહેવું હોય, અમુક માર્ગે વાળવા હોય, તો ઉપદેશકે પોતે તે પ્રમાણે વર્તન રાખવુ જોઇએ; એકલુ કહ્યા કરવાથી કઈ ફળ મળતું નથી. જો વાંદરાને તેના પોતાના ગાલમાં તમાચો મારતાં શિખવવું હોય, તો લાખો પ્રયત્ન કરી તેને ગમે તેટલુ કહીશું કે "તુ તારા ગાલપર તમાચો માર," પણ તે કદી તેમ કરશે નહિ; પણ જો ઉપદેશક–મદારી પોતે પોતાના ગાલપર તમાચા મારી બતાવશે, તો તે નકલ કરશે અને પોતાના ગાલપર તમાચા મારતાં શિખશે. ભોજા ભક્તની કેટલીક કવિત આવા જ પ્રકારની છે અને એવી કવિતા શ્રોતા

અને વાંચકો ઉપર ભારી અસર કરી શકે છે. ભોજાભક્તની આત્માનુલક્ષી કવિતા ઉપરથી જણાય છે કે, તેનું જીવનચરિત્ર શુદ્ધ અને ઉત્તમ પ્રકારનું હતુ, અને પોતાને અનુલક્ષીને એણે બીજાને ઘણો ઉપદેશ આપ્યો છે.

જો કે ભોજાભક્ત પોતે પૂર્ણ ધાર્મિક પુરુષ હતો, તોપણ તેણે લોકકલ્યાણાર્થે પોતાના કાવ્યોના વિષયો અને ભાવો, ગૃહસબંધી તથા સાંસારિક ઘટનાઓમાંથી ચુંટેલા છે; અને તે વિષયો દુર્બોધ શાસ્ત્રીય વિષયો કરતાં જનસમાજને વિશેષ લાભદાયક થયા છે, તેમાં બે મત નથી. એની કવિતાનો ઉચ્ચ પરિણામ થવાનો એ જ મોટો પુરાવો છે કે, આજે એના ચાબખામાંની કેટલીક પક્તિઓ દેશમાં સાધારણ કિવદંતી સમાન થઈ પડી છે; અને તેથી જ આપણે જો એવુ મત બાંધીએ કે, જે રીતે ગુજરાતના અન્ય કવિઓ પોતાની અમુક વિશિષ્ટ રચના માટે સુવિખ્યાત અને સ્મરણીય રહ્યા છે, તેમ જ જો કે ભોજાભક્તના ચાબખા સિવાય આપણા હસ્તમાં તેની અન્ય કોઈ કૃતિ નથી, તોપણ એટલી એ અલ્પ રચના આપણને તેની પ્રાસાદિક કાવ્યશક્તિનો સુદર પ્રતિભાનો પૂર્ણ ભાસ કરાવે છે, તો તે અતિશયોક્તિ છે એમ નહિ કહેવાય. ઢોંગી ધૂતારા બાવાઓની નિદા કરતા ભોજાએ સંસારમાં કપટનું કેવુ તાદૃશ્ય ચિત્ર આપેલું છે! "જોઈ લ્યો જગતના બાવા રે, ધર્યો ભેખ ધૂતિ ખાવા" અને "નાથ મોરી અરજ સુણો અવિનાશી" એ દ્રૌપદીના મુખની એમની હોરી, કોણે કાઠીઆવાડના ભીખારીઓ હાથમાં તંબુરો લઈને ગાતા નહિ સાંભળી હોય?

સૌરાષ્ટ્રી ભોજાભક્તની કવિતામાં જેમ ગુણ છે તેમ કેટલાક દોષ પણ છે, અને તે એની ભાષા સબધે માત્ર છે. એ ગાંઠા ગળફાવાળી, જરા ભારે કર્કશ છે. એની કાવ્યવાટિકા કાઠીઆવાડના પ્રદેશની ભૂમિ સરખી ખરબચડી છે, અને તેની વચ્ચે કઈકઈ ગુલાબના છોડવા સારી રીતે બાઝેલા નજરે આવે છે. મુખ્યત્વે કરીને એનો સમાગમ સાધુ વેરાગીઓની સાથે હશે, એટલે ભાષાનુ રૂપ પણ અર્ધ ગુજરાતી, અર્ધ હિદી એવું મિશ્ર જોવામાં આવે છે. એના કાવ્યરસની મીઠાશ નવીન ચૈત્રી વર્ષારંભને દિવસે પીવામાં આવતા કડવા લીબડાના રસ મિશ્રિત શર્કરા એલાયચીની મીઠાશ જેવી, પણ સમજુ ને ગુણકારી છે. ભોજો ભક્ત લેખનવાંચનનું જ્ઞાન ધરાવતા નહિ હોવા છતાં તેઓ ગુરુમુખથી અને સંતસમાગમથી વેદાંત, પુરાણ અને બીજા શાસ્ત્રોથી માહિતગાર થયેલા હોવા જોઇએ, એમ તેમના કાવ્ય ઉપરથી સ્પષ્ટ થાય છે. એની કવિતાની લહેઝત મેળવવા માટે આપણે પણ તેના જ જેવા ભક્ત સાધુ વેરાગી બનવાની જરૂર છે; કારણ કે કહ્યું છે કે, "कविकी माति कवि लखत है" એ પ્રમાણે એક કવિને બીજા કવિની કૃતિ વાંચતાં જે આનંદ ઉપજે છે, તે સ્વસંવેદ્ય છે. એની કવિતા આનંદ સાથે જ્ઞાનદાયક છે; કર્કશતા માત્ર દેશ અને સમાગમ પરત્વે આવેલી છે. રાગરાગણી બાવાને પ્રિય લાગે તેવી વૈરાગ્યથી ભરેલી છે.

ભોજલરામે કોઈ કાવ્ય અખંડ લખ્યું નથી, એવી સામાન્ય માન્યતા છે. એના સમગ્ર કાવ્યગ્રંથો હજી પ્રસિદ્ધ થયા નથી, એટલે તેમણે કેટલું અને કેવું રચ્યું છે તે વિષે કંઈ પણ ચોક્કસ હાલ કહી શકાતું નથી. જાણીતા થયેલા બાવનાક્ષર, પ્રભા-

તિયાં, સરવડાં, તિથિઓ, સાતવાર, ભજનીઆં, કીર્તન, ધોળ, પદો, મહિના, સંદેશા, હોરી, કવિત, ગોડીનાં પદ, ઢાળ છે, અને વિશેષે કરીને ચાબખા અતિ પ્રસિદ્ધ છે. આખ્યાનમાં માત્ર શેલૈયા આખ્યાન અને ભકતમાળ છે.

અત્રે એક વાતનું સ્પષ્ટીકરણ કરવું આવશ્યક છે. ભોજાભકતે કોઈ પણ કાવ્ય અખંડ લહરીમાં કર્યું નથી, એમ કહેવાય છે તો આ આઠમા ભાગમાં આપેલું "ચંદ્રહાસનું આખ્યાન" ક્યાંથી આવ્યું, એવો સહજ પ્રશ્ન વાંચનારના મનમાં ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક છે. પૃચ્છકના મનના સંતોષને માટે જણાવવાનું કે, ભોજાભક્ત નામના બે કવિઓ થઈ ગયા છે, અને ચંદ્રહાસ આખ્યાન એ આ બીજા કવિની કૃતિ છે. આ બીજો કવિ સુરતનો રહેવાસી હતો, અને તેને નામે સુરતમાં એક ભોજા શેરી જાણીતી છે, તેમ નવસારીમાં તેની એક દેહેરી પણ છે. એના વિષે આથી વિશેષ માહિતી મળી શકી નથી. તેનુ રચેલું ઉકત ચંદ્રહાસ આખ્યાન સાધુ વેરાગીઓમાં પ્રચલિત છે.

---

# અનુક્રમણિકા



## વિભાગ ૨ જો.

## અનુક્રમણિકા

बृहत

# કાવ્યદોહન.

ભાગ ૮ મો.

## નરસિંહ મેહેતો.

### પરચુટણ પદો.

પદ ૧ લું—રાગ મારુ.

કાલે હુંને કામણી રે ન જાણી, વાંસલડીમાંહે મહેલ્યો મંત્ર ભણી. ટેક.
કામ કાજ વિસર્યાં ઘરનાં, હાંરે કેમ કરી રાખું ધીર;
અબળા ઉરપે આવી મહાલે, સુંદર સ્યામ શરીર. કાલે૦ ૧
અનંગતણું દુઃખ કેમ સહેવાયે, વહાલો જ્યાંલગી નેણે તે દેખું;
નરસૈંયાચો સ્વામી જવ નવ જોવાએ, દુઃખતણું નહિ લેખું. કાલે૦ ૨

પદ ૨ જું.

બાઈ વહાલાને વશ કીજે;
આવંતો હલવે ઉર રાખી, અધુર સુધારસ પીજે. બાઈ૦
આંગણુડે આવંતો દેખી, મોતીયે થાલ ભરાવું રે;
ભામણુડો લઈ ભેટું વહાલો, ઉરપર લઈ વધાવું રે. બાઈ૦
દુધ કઢી ને સાકર સરસ્યું, વારે વારે પાઉં રે;
નરસૈંયાચા સ્વામીનું મુખ, તે જોઈ કેમ નદ્રાઉં રે. બાઈ૦

પદ ૩ જું.

બાઈ મારું દુઃખતણું નવ લેખુ;
શામળીયો મંદીરમાં આવે, નેણુ ભરી ભરી પેખું. બાઈ૦ ૧
ક્ષણું આંગણે ક્ષણું મંદિરમાં માહાલું, ક્ષણું આવુ દ્વાર;
અંગો અંગે અમી ઠરે, જો આવે પ્રાણુ આધાર. બાઈ૦ ૨
નાના વિધનાં કુસુમ અનોપમ, પ્રેમલ પૂરણુ કહીજે;
ભણે નરસૈંયો માનની વારી, વહાલે ઉરપર લીજે. બાઈ૦ ૩

### પદ ૪ થું.

અમારા ઉપર ભાવ જણાવે, કહો સખી કવણ વિચારો સજની. ટેક.
ચરણ ચેહન ગત નવલા દિશે, તેણે મારું અગ ફરુકે વામ;
મોહન મધૂકર મધૂરી વાણી, તેહે મારા જીવના વિશ્રામ રે, સજની૦ ૧
સખી મળીને પીયુ અવલોકે હરિ, પેખતાં મંદિર આવ્યા;
નરસૈંયાચો સ્વામી મનના મનોરથ, ધન ધન દ્વારકાં રાયા રે, સજની૦ ૨

### પદ ૫ મું.

મીઠડા માણુસને નવ ધીરીયે, તેનું કપટ કળ્યું નવ જાયે;
મધુરી વાણી મુખે મોરલા બોલે, વિષ હળાહળ પાયે. ૧
ક્ષણું આગણુ ક્ષણું મંદીરમાંહે, દોહલે ઉભા રેણી ગઈ;
આશાલબ્દ મનોરથ કરતા, કુસુમે રચી સેજ સુનીય રહી. ૨
નારી નહોરા કરે, નાથ મન નવ ધરે, પરમ આનંદ શું પ્રેમ વાધ્યો;
નરસૈંનો સ્વામી ભલે મળીયો, હળોહળ* પ્રેમનો ગ્રંથ બાઝ્યો. ૩

### પદ ૬ ઠું.

સુંદરીના લુણ ઉતારો રે સજની, પ્રીયા સંગ રંગ રમીયા ધીરે ધીરે રજની.
મુખ પરસ્વેદ સોહે કણ જુગતા, જાણે શશી ઉપર ઢળીયા રે મુગતા. ૧
નાશા વેશણ અબળા ભૂષણ ધરા છે, સાવધાન શામળીયાને અંગ રહ્યા છે.
મુગધા તારુણીમાં માન છંડાવી, સકળ સુંદરી માંહે ઘણું રે લજાવી. ૨
સુરતસંગ્રામે પીયુ રમો વિધવીધી, કોક કલા સખીને કાં નવ સાંધી.
હું લઘુ તરુણી કાંઈ નવિ જાણું, પ્રગટ લઈ મેં ઉરપે મારો વહાલો વશ આણું. ૩
પ્રગટ લઈ તુજને કોક કળા શિખાવું, જીતી આવ જગદીશ મોતીયે વધાવુ.
એરે શામળીયો મારે વશ થાશે, એ રૂપ જુગોજુગ નરસૈંયો ગાશે. ૪

### પદ ૭ મું.

ભાવે રે શામળીયો સુંદર, સેજડીએ રંગ રાતો રે;
રેણી રસમાં† કેવી લાગી, અધુર સુધારસ પાતો રે. ૧
જે જે ભૂષણ જહાં જહાં સોહે, તહા તહાં લઈ હું ધરતી રે;
પટોળી ચોળી ઉરપર ચળકે, કે વહાલા શું રંગે રમતી રે. ૨
સરવશ સોંપી શામળીયાને, આનંદે અનુભવીએ રે;
નરસૈંયાચો સ્વામી ભોગ ભોગવતાં, અગે અમીરસ ભરીયે રે. ૩

### પદ ૮ મું.

મીઠડાં કરું મહારા મોહન કેરાં, ઉરપર વારણો લીજે રે;
આખો દહાડો આનંદ માંહે, વદન નિહાળી રહીજે રે. ૧

---

* હળુંહળુ. † પાઠ. "રેણી રમતાં."

મોહી રહું મન મરકલડા દેખી, સન્મુખ ઉભી જોઉં રે;
નેણે નેણુ ઝોકી ઝકોળું, તે સુખ કહોને કહું રે. ૨
મંદીર દ્વારે ઉભી જોઉં, રખે કોઈ દુરિજન આવે રે;
ભણે નરસૈંયો મારો મોહન, મહારા મનમાં ભાવે રે. ૩

### પદ ૯ મું.

નદકુંવર રઢીઆળો સજની, માયલો પ્રાણુ આધાર રે;
સુંદર વદન નિહાળી જોતાં, વારી વારંવાર રે. ૧
ભાવતાં ભોજન ભાવ ધરીને, વહાલા કાજે કરીયે રે;
જેમ જેમ મોહન મુખમાંહે મેહેલે, તેમતેમ અગે ફૂલીયે રે. ૨
સુંદર પ્રેમલ પૂરણ પેખું, વહાલાનું મુખ ભરીયે રે;
ભણે નરસૈંયો મુખનાં મીઠાં, કરીને ઉરપર ધરીયે રે. ૩

### પદ ૧૦ મું.

ધનધન દિવડા તહારી જોતે, હું વિલસું વહાલાની સાથ રે;
સંગે રમતાં સબળ સુખ પામી, રંગે ભીડું બાથ રે. ૧
આનંદે મેં ઉરપર લીધો, ભીડ્યો અંગોઅંગે રે;
કેલી રસ માંહે મનડું માણું, શામળીયાની સંગે રે. ૨
હું વિલશું વહાલો ઉલટ આણે, વારુ તન મન પ્રાણુ રે;
પ્રેમ ભરાણી પીયુજી કેરે, ન જાણું ઉદયો ભાણુ રે. ૩
મારો વહાલો વાહી વાત કરે, હૈડે હરખ ન માય રે;
ભણે નરસૈંયો નિશદિન જાણું, મહાલે મંદીર માંહ્ય રે. ૪

### પદ ૧૧ મું.

જાઓ જાઓ રે મીઠા બોલો બોલો, ધૂરતપણું મેં જાણ્યું નાથ;
સેજ રચી રચી પથ નિહાળુ, રગે રમી આવ્યા શોકને સાથ. ૧
વહાલા કયમ વાત કરોછો, તો તમને શું કહીએ રે;
તનનો તાપ તો જાયે માહરો, સાંઇડું લઇને મલીયે રે. ૨
તહારી પ્રીત વશી મહારા મનમાં, નેણે કરંતા હું આવી રે;*
નરસૈંયાચા સ્વામીમાં નિંદાઇનિ, દે મદન વધાવી રે.† ૩

### પદ ૧૨ મું.

એકઠાં રહેવું ને એમ નવકીજીએ, પ્રીતીની રીત તે એમ નવ હોય;
ઉરપર લીજીએ પ્રેમ રસ પીજીએ, રીઝીએ તો વહાલા મન મોહ્ય. ૧
વદન નિહાળતાં મોહી રહી મરકલે, જોબન ઉલટું રહું નવ જાય;
પ્રગટ પયોધર ભેટ ભાવે કરું, આવોજી ભીડી રહું રુદીયા માંહ. ૨

---

* રા. રા. તનસુખરામ મન.સુખરામ ત્રિપાઠીની પ્રતમાં 'તેણે કરી હું આવ્યો રે;' એવો પાઠ છે. † એ જ પ્રતમાં 'નરસૈંયાચો સ્વામી માન દઈ દઈને, મંદિરમાં પધરાવ્યો રે,' એવો પાઠ છે.

શામળા સર્વસ સોંપ્યું તુહને, આવ અળગો અંગ આપું રમતાં;
નરસૈંયાચા સ્વામી માન દઈ દઈને, મંદિરમાં પધારવું મન ગમતાં. ૩

## પદ ૧૩ મું.

સહીયર મારી હું નાનકડી કેમ કરી જાઉં, હુંને શોકલડી સંતાપે રે;
હું સાચો ઉત્તર આપે,* સાસુ સસરો અણુઘટ બોલે;
દેવરીયો ખવરાવે રે શેને જાયે† રે. ૧
તેવતેવડી મળી સૈયર પૂછે, તમે સાસરડે શે ન જાઓ રે;
નાહુલિયાશું નેહ ધરીને, પછે ઢોલદદામા મા વાહો રે. ૨
પ્રથમ સમાગમ સંગ નવ જાણું, સેજે જાતી લાજું રે;
નરસૈંયાચા સ્વામી મિશે મળે તો,‡ મદનતણાં કૂદલ§ ભાંજું રે. ૩

## પદ ૧૪ મું.

જુઠડા બોલા જાદવા ધૂરત, હવારે નહિ માનું તમારા બોલડા,¶
વાચા દઈ તું ગયો રે વાહી, નિરગુણુ ગોરીના હો નિહારડા. ૧
જુઠડા માણુસને નવ મલીયે, તે તણું કશુ ન મનાયે;
મધૂરી વાણી મુખ મોરલા બોલે, પછે હાલાહલ સર્વ પાયે. ૨
નાથ નહોરા કરે, નાર ચંત નવ ધરે, પરમાનંદશું પ્રેમ લાગે;
ભણે નરસૈયો, ઘણા રે દિવસનો, આવાગમન તણો રે ફેરો ભાગે. ૩

## પદ ૧૫ મું.

મીઠું મુખ મહારા મોહન કેરું, જોતી તૃપ્ત ન થાઉં રે;
મંદિર માંહે મહાલે મહારો વહાલો, ભામણુડે હુ જાઉં રે; ૧
મોતીએ ચોક પુરાવું પ્રેમે, હુ માતી મંગળ ગાઉં રે;
મરકલડે વહાલો સામુ જુએ, ફૂલી અંગ ન માઉં રે. ૨
સેજ સમારુ નાના વિધની, સોહંતો શણુગાર રે;
નરસૈયાચા સ્વામી ઉરપર રાખી, રંગ ભરી કરું વિહાર રે. ૩

## પદ ૧૬ મું.

મીઠડા બોલ્યા મોહનજી, ક્ષણું અલગા ન થાશો રે;
આપણુ બેઉ રગ ભરી રમીએ, પરઘેર તમો નવ જાશો રે. ૧
ચાંદલીયા તને વિનવું રે, થીર થઈને રહેજે રે;
મનતણુા મનોરથ પૂરવા, શામળીયો આવ્યો સેજે રે. ૨

---

* આ ચરણુ રા. રા. તનસુખરામની પ્રતમાં નથી. † એજ પ્રતમાં 'દેવરીયો દુઃખ આપે રે, સહીયર૦' એવો પાઠ છે. ‡ એ જ પ્રતમાં 'નરસૈંયાચો સ્વામી વશ હોય તો' એવો પાઠ છે.

§ પાઠ. 'દલ.' ¶ પાઠ. રા. તનસુખરામની પ્રતમાં, "હું નવ માનું તારો બોલ; વાચા દેઇ વહી ગયો રે, આગે નિરગુણુ ગારો નઠોર."

નહ જડ લાગી રંગભરી રેણી, હું મહારો પીયુ પામી રે;
રાત દિવસ નહિ મેલું અળગો, નરસૈયાચો સ્વામી રે. ૩

### પદ ૧૭ મું—રાગ કેદારો.

પાછલી રાતનાં નેણ નિદ્રાલવાં, મહારે ઘેર આવ્યા પ્રાણ નાથ;
સોળ સણગાર સજી સનમુખ રહી ઉભી, ભાવશું ભૂદરે ભીડી બાથ. ૧
મેન* નિરમળ પ્રગટ કર દિવડા, પાય લાગી તુને માન માગું;
કોટી બ્રહ્માંડનો નાથ રંગે રમે, પૂરવ જન્મનું પુન્ય જાગું. ૨
કોટે હાર પિતામ્બર પલવટ સોહતી, નિરખતાંને મહારું મન મોહ્યું;
મુખ ઉપર શ્રમજળના મોતી, સનમુખ થઇને સામુ જોયુ. ૩
જેહનું ધ્યાન ધરે બ્રહ્માદિક, તે વહાલો મારા રંગે રાતો;
નરસૈંયાચા સ્વામી આટલી કરું વિનતી, રખે આ મંદિરથી તુરે જાતો. ૪

### પદ ૧૮ મું.

રુમઝુમકાર કરંતી ચાલી, નારી ગોકુળની પાણીઆરી રે;
નંદના નંદશુ કરતી મરકલડો, શિર ભર્યો ઘડુલો ને કે'ડ ભારી રે. ૧
ચોળી ચરણા ચંપક વરણાં, ઓઢણુલાં ધરીયાં લાલ રે;
હસતી પરસ્પરે દે તાલી, મોહ ઉપજાવે મદનગોપાળ રે. ૨
અંત્રક્ષથી ઈંદ્રાદિક દેખે જાયે, ધન ધન આહિરડાં અવતાર રે;
ભણે નરસૈંયો ધન વ્રજનારી, ક્ષણ ક્ષણું દેખે મદન ગોપાળ રે.† ૩

### પદ ૧૯ મું.

વટલ્યો નાગર નરસૈંયો રે, ઓટયું‡ આહીરનુ ખાધુ રે;
અવર રસ સઘળો ઢોળીને મહેલ્યો, અમૃત કચોલુ લીધુ રે. ૧
ખાંધે કામળી ને હાથે લાકડી, ગૌચારવા જાયે રે;
નરસૈંયાને સાથે તેડીને, કરમલડો દહી ખાયે રે. ૨
ધેન ચરાવીને ઘેર આવીયો, ભાભીએ મહેણું દીધું રે;
ભણે નરસૈંયો એ ગોરાણી, સકળ કારજ સીધુ રે. ૩
શેઠ શામળ થઈ હુંડી સ્વીકારી, ને પૂત્રવીવાહ ભલી ભાત કીધો રે;
મામેરું પૂર્યું તે દાસ પૂત્રી તણું, શ્રી દામોદર રાયજી હાર દીધો રે. ૪
ધન્ય તે જંતુ જે ભૂતળ અવતરી, શ્રી કૃષ્ણ ચરણશું પ્રીત જોડી રે;
નરસૈંયાચા સ્વામી ભકતને વસ સદા, ભક્ત આધીન રહે પાણ જોડી રે. ૫

### પદ ૨૦ મું.

જે કુળ હરિની ભક્તિ ન સાંધી, તે અપરાધી જીવ કશા રે;
ભૂતળ ભાર બેહે સબ સરખા. જીવતડાં નર નરક વસા રે.§ ૧

* દીવાની જ્યોત. † પાઠ. 'ક્ષણ ક્ષણ દેખે ગ્વાળ બાળ રે.' ‡ પાઠ. રા. તનસુખરામની પ્રત. "જેણે એઠું આહીરનું૦" § પાઠ. 'જીવતા નર નરક વસ્તા રે.'

જે જન હરિને રંગે રાતા, લેશે હરિનું નામ રે;
સકળ પદારથ હોય તેને, પામે વૈકુંઠ ઠામ રે. ૨
કૃષ્ણ તજી ભજે ભૂદરને, લપટ લોભ વિસારી રે;
પુરણ રૂપ પુરુષોત્તમ પામે, ધન તે નર ને નારી રે. ૩
મનનો મેલ તજી મલપાતા, કૃષ્ણતણો રસ માણે રે;
ભણે નરસૈંયો ભુલાં હીંડે, કૃષ્ણ વના અવર જાણે રે. ૪

### પદ ૨૧ મું.

ગાજે ગગન ધરા અતિ ધ્રુજે, પડછંદે પર્વત પડિયા રે;
હિરણ્યકશ્યપુ રિપુને રે વિડારવા, શ્રીનૃસિંહજી કોપે ચઢીઆ રે. ૧
ભક્ત તણાં દુઃખ દહન કરવા, સંધાસમે હુંઆ સ્થંભ ફાટો રે;
ઉગારુ વન હાં પ્રગટ્યું પરોઢ, થભ ફાડીને હરિ દિધી દોટો રે. ૨
વદન વિકાશ હાસ બગાઈ, સિંહ સ્વરૂપે કીધો સાદ રે;
દહો દિશ દિગપાલ ડોલિયા, મહિયે* મૂકી મરજાદ રે. ૩
ડાઢ કકડે દુરજન ઉપર, નેત્રે જશો પાવક પરજલે રે;
સોળે સાંધા કીધા જુજવા, આંતરમાલા લઈ કંઠ ઘાલે રે. ૪
અમર કોટી તેત્રિશા† મલા તાંહ, જાણું કરશે કલપાંત રે;
વિકટ રૂપ સંતો કો કરી કપટ, કમલા દેવી કંપાંત રે. ૫
કેશવ કોધ મુકો કરુણા કરી, પ્રહેલાદ જઇને લાગો પાય રે;
નરસૈંયાચા સ્વામી શ્રી નરસિહ રૂપ, સમાયુ ત્રિભુવન માંય રે. ૬

### પદ ૨૨ મું.

મ કરીશ આલ જો દેશું ગાલ, કહોની કહાનજી એ ક્યાંની ચાલ;
પણ વાહલા એ વણ ચલાવો, ધાઈ ધાઈ ચુંબન દેરે ગાલ. ૧
દહીઆં મહીઆં વેચીને જીવુ, દીઠડે મારગ જાઉં રે;
થાયે અસુરું ને સૂર ચડે માથે, ફુલડાં જેમ કરમાઉં રે. ૨
ઘેર બેઠાં કર કંસને ન આપું, આંગ કહેને નવ દાખું રે;
કરશું રાવ જશોદા આગળ, તમારે કુંવરે અનાડી ભાખું રે. ૩
હું ગુર્જર રાયાની નોંધડી, મહારું નામ ધનાઈ રે;
* * * * * * ૪
અમારી જાત આહીરડાં, હાવા કાં ઝાલો હાથ રે;
નરસૈંયાચા સ્વામી હવે મહેલો, જાયે અમારો સહીયર સાથ રે. ૫

### પદ ૨૩ મું.

મહારા આંગણીએ વાયસ બોલે, કોણ પરોણો આવે આજ;
એમ કરતાં નંદ નંદન પધાર્યા, દીધું આલિગન લોપી લાજ. ૧

---

* પૃથ્વી. † પાઠ. "રાણાએ."

પાટ બેસારીને પાય પખાળું, મોતીએ ભરી વધાવું થાળ;
ચુઆ ચંદન ઉગત કરીને, કંઠે આરોપું મુકતા માળ. ૨
નાના શાક પાક આરોગાવું, કર વીંઝણે લઈ ઢોળું વાય;
કર્પૂર વાશિત બિડલાં કીધલાં, મુખમાં તેને મહેલું જાદવરાય. ૩
શા શણગાર કરું સંગે રે રમતાં, ગમતાં આલિંગન લઉં રે સાથ;
નરસૈંયાચા સ્વામી કહું તમને, અમે અબળા તમે વૈકુંઠ નાથ. ૪

### પદ ૨૪ મું.

શાને કાજે શણગાર ન રાખું, જો સુંદીર વર પામી રે;
માન તજીને માણું મોહન, બ્રેહ વેદના વામી રે. ૧
હાસ કરીને વહાલે વહાલે, કંઠે બાહુંડલી વાળીરે;
અધુર સુધારસ પાન કરી હુને, કામ આતુરતાથી ટાળી રે. ૨
આટલા દા'ડા છાની હુતી, પીઉડે પ્રગટ કીધી રે;
ભણે નરસૈંયો સુખની સીમા, વહાલે ઉરપર લીધી રે. ૩

### પદ ૨૫ મું.

સરવસ સોંપી શામળીયાને, હું હીડું મલપંતી રે;
રાતદિવસ નહિ મહેલું અળગો, ભાવ ધરી ગુણગાતી રે. ૧
જોબન મારું જતન કરી રાખું, એ સુંદરવરને કાજે રે;
તો પાતળીઓ પ્રેમ ધરીને, સાંઇડું લેતો સેજે રે. ૨
મન ગમતો મેં મચકો કીધો, દીવડીઓ અજવાળી રે;
નરસૈંયાચા સ્વામી શું રમતાં, મેહેલ્યો શણગટ ટાળી રે. ૩

### પદ ૨૬ મું.

સાસરીયામાં સાદ પડાવી, મલપતડી પીઉસુ મહાલું રે;
કંઠે વિલાગી કાહનજીશું, હું રહી રહી વદન નિહાળું રે. ૧
મહારું મન તો માનુ હરિશું, લટકંતો ઘેર આવે રે;
ધસમસતી જોવાને જાઉં, મહારું ઉર સોહાવે રે. ૨
પ્રાણુનાથશું પ્રેમ ધરીને, સુંદર સહેજે સોહાવું રે;
નરસૈંયાચા સ્વામી શું રમવા, રુંમઝુમ કરતી આવું રે. ૩

### પદ ૨૭ મું–રાગ કેદારો.

મોરમુગટ શિર શામળા શોભીતો, ઝલકંતી રાખડી સ્યામ સોહે;
કર ઉપર કર કૃષ્ણ કામા તણો, નાચતાં નાચતાં મંન મોહે. ૧
પીતપટ પાતલો નિલપટ સુંદરી, નેહ ઝડ ઝીલતાં નાથ નારી;
કાછ વાળ્યો કટી, હાર ઉર લેહેકતા, સચલ સ્યામા હરિ દેરે ભમરી. ૨
દેરે આલિંગન અગના અંગશું, નાથને બીડી અબળા બાળી;
ભણે નરસૈંયો ગોપીરજ શિર ધરું, કૃષ્ણ કામા રમણ હરખું નેહાળી. ૩

## પદ ૨૮ મું—રાગ સામેરી.

રાસ રમણુ કરે કામની, ક્રીડા કૃષ્ણુને સંગ;
શરદની રેણુ સોહામણી, મચ્યો મેલા રંગ. રાસ૦
સુંદરી સર્વે ટોળે મળી, આવ્યાં જુમનાને તીર;
ઉલટ અંગે સમારીઆં, પહેર્યાં નૌતમ ચીર. રાસ૦
ચક્રાકાર ચતુરા થઈ, ફરતા ફરતી નાર;
મોર મુગટ મસ્તક ધરી, મધ્ય સોહે મુરાર. રાસ૦
કાછી કાછની કામની, ઉર લહેકતા હાર;
પીત પટોલાં બાંધીયાં, સજ્યા શકલ શણુગાર. રાસ૦
માનની મલી મંડળ રચ્યો, રમતાં રંગ વિલાસ;
શરદ રેણુ શોહામણી, પુરણુકલા પ્રકાશ. રાસ૦
ઘણું ઘણું હુંમ હુંમ કરે, વાજે ચરણુનાં પ્રહાર;
નારદ કરે નાદ નેહશું, થૈ રહ્યો થૈકાર. રાસ૦
પરસપર શબ્દ શુણે નહી, ગાય નૌતમ ગીત;
રાગ માલવ આલાપીયો, કરે ગોપિકા પ્રીત. રાસ૦
રમતાં રમતાં રગશું, વાધ્યો પરમ ઉલાસ,
સ્થભિ રહ્યો શરદચંદ્રમા, રેણી થઈ ષટ માસ. રાસ૦
બ્રહ્માદિક આદે દેવતા, લીલા જોયે નાથ,
બડભાગી ભામની રમે, કેલી કૃષ્ણુને સાથ. રાસ૦
કોટીક કલ્પ વહી ગયા, નાવે મુનીને ધ્યાન,
નરસૈંયાચા સ્વામી પ્રગટીયા, પુરણુ શ્રીભગવાન. રાસ૦

## પદ ૨૯ મું.

શશિયર ઉદીયો રે, બંધૂક કુસુમચે રંગ;*
મહાવો મન રીઝ્યા રે, નિરખીને રાધા અંગ. શશિ૦ ૧
રજની રસાલી રે, વિકસિત ભાર અઢાર;
હરિ મન મધુકર પુલ્યા પુલ જોઈને, ચંચલ કરે ગુંજાર. શશિ૦ ૨
ષટરતુ સેવતી રે એકમને, તેણી વેલ રંગરેલ;
શામલિયાને સુખ દેવાને, માંહોમાંહે મેલ. શશિ૦ ૩
સુંદરી આવીઓ રે, શિશ અનંગ ધરી ઉપદેશ;
જોઈ સહુને સાન કરી, નવ જોબન નવ વેશ. શશિ૦ ૪
વિહવલ વિનતા રે, ધીરજ છાંડું અંગ;
ન્યૂનાધિક શણુગાર ઓપતારે,† અતર લહે તુરંગ. શશિ૦ ૫

---

* શા. તનસુખરામની પ્રત. "બંધૂક કુસુમમય રંગ." † પાઠ. "શણુગાર શોભતા રે."

સુંદરી ચાલીયો રે, જેમ મલિયાચલ લહેર;
ભૂષણ મણિ મસ્તક શ્યામ રે, સુંદર લોચન મહીયેર. શશિ૦ ૬
જોઇને સુર થયો રે, મન વાધ્યો અભિમાન;
હું સરખી નહિ કોય રે, બ્રહ્માંડે બોલંતો નિશાન. શશિ૦ ૭
નારી વીને કરે રે, વહાલાપે વાહલપ બેશ;
નહિ કોઈ ધર્મ રહ્યો રે, સ્ત્રિનો અબલાને લવલેશ. શશિ૦ ૮
ત્યાં હરિ રીઝયા રે, તતક્ષણ ઝાકમઝોળ;
અધુરપાન કુચ મંડલ પરશી રે, અંતર લહે રસ લોલ. શશિ૦ ૯
માનનિને માન ઘણું રે, શોભા અધિક અપાર;
અસ્ત્રીનાં લોચન હૃદયામાં લિધાં રે, અંતર્ધાન વિચાર. શશિ૦ ૧૦
નારી વિલાપ કરે રે, ગાયે ગુણ ગોવિંદ;
ચરિત્ર ચતુર્ભુજ ધર્યાં ભામિની રે, જેમ મધુકર બીચ અરવિંદ. શશિ૦ ૧૧
ત્યાં હરિ પ્રગટયા રે, શ્રી કૃષ્ણજી હાસ્ય વિલાસ;
જે સુખ ભોગવીયુ તેણી વેળા રે, તે સમ ત્યાં નહિ રાસ. શશિ૦ ૧૨
નારી પ્રશ્ન કર્યો રે, જુગતાજુગત સન્માન;
કામનીએ હરિ પ્રસન થઇ રે, લીલા અવિચલ દાન. શશિ૦ ૧૩
મંડલ મધ્ય આવ્યા રે, પોતે થયા રૂપ અનેક;
રૂપરૂપ પ્રતિ રભણ કરે રે, મધ્ય જુગલ વ્યતિરેક. શશિ૦ ૧૪
શી કહું શોભા રે, નાચે અબલા વેલી;
વાજાંઓ અનેક વાજે રે, રસ માધુરી હેલી. શશિ૦ ૧૫
સ્વર વિવિધ રગ રેલ્યા રે, જગત લોપાણું મોહી;
વાધ્યો લહેરે તુરગ રે, પ્રેમ અધિકડો જોઈ. શશિ૦ ૧૬
પુષ્પવૃષ્ટિ દુંદભી સુર મુનિ કરે રે, ડીંગ થયો અનંગ;
* * * * *
તારુણી જાતીરે રે, લીલા વિવિધ વિનોદ;
જળ સુગંધ છાટે માંહોમાંહે રે, અંતર્ભાવ આમોદ. શશિ૦ ૧૭
થોડું ઘણું કહું રે, મન કરવો વિચરા;
નહિ એકલો નરસૈયો રે, જેહને રુદિયા નંદકુમાર. શશિ૦ ૧૮

[નરસિંહ મેહેતા કૃત કાવ્યસંગ્રહમાંથી.]

# શામળભટ્ટ.



## શ્રી શિવપુરાણ.*



### અધ્યાય ૧ લો.

#### દોહરા.

શ્રી પતિ ગણુપતિને નમુ, દિનપતિ નિશિપતિ જેહ;
ગિરિજાપતિ સુરપતિ સ્વયે, રિધિપતિ નિધિપતિ નેહ. ૧
સ્વામિ કાર્તિક સ્વયે નમુ, પુજું શ્રી પરબ્રહ્મ;
બ્રહ્મોત્તરખંડે કથા, ધારું રુડો ધ્રમ. ૨
આરાધુ અન્નપૂરણા, કાશિપુર ધૃડ ધીશ;
વિશ્વનાથજી વર્ણવું, આદ્ય નિરંજન ઈશ. ૩
જન્મ મરણ શિવને નહિ, અંત નહિ અવતાર;
કુડ કપટ કાંઈ નહિ મળે, દિવ્ય પદનો દાતાર. ૪
પગ જેના પાતાળમાં, શોભે બ્રહ્માંડે શિશ;
ત્રિગુણાતિત કહાવે સદા, ધર્મ ધુરંધર ધીશ. ૫
શક્તિ યુક્ત શિવજી સ્વયે, બ્રહ્માંડ ઘણાં ગુણ ઘાટ;
કોટિ બ્રહ્માંડ કર્ત્તા કરણ, વેદ વદે વૈરાટ. ૬
નિર્ગુણ સગુણ નરનારિમાં, ત્રિગુણ તત્ત્વનું તત્ત્વ;
જાણે વીરલા જોગિયો, સત્ય રૂપનું સત્ત્વ.† ૭
જગત પાવિની જગત જશા, મંદાકિની મહિમા જોય;
શિર ધર્યાં તે શિવજીએ, પરમાણુવત્ હોય. ૮
મંડાણ મંમાયા મહત્, મહા શક્તિ શિવ સંગ;
કોટી બ્રહ્માંડ નિમેષ નિધ, ઈશ તણી અર્ધાંગ. ૯
બ્રહ્મ વિદ્યા આપી બ્રહ્મને, સુરપતિ કીધો શક્ર;
પરબ્રહ્મ જહાં પ્રસન્ન થયા, તવ ચતુરભૂજ ને ચક્ર. ૧૦
દેવ સર્વે ઉદધિ મથ્યો, જડ્યું તેમાંથી ઝેર;
પ્રલય થતી પૃથ્વી રખી, મા'દેવનિ ત્હાં મે'ર. ૧૧
શત કલ્પ શારદ સ્તવે, સહસ્ર ફણાએ શેષ;
નિગમ નેતિ નેતિ કહે, લહે ન લક્ષણ લેશ. ૧૨

---

* પ્રત ૨ નો પાઠ. "અથ સામળભટ્ટ કૃત બ્રહ્મોતર ખંડે શિવપુરાણ." † પ્રત ૨. "શિવરૂપ ઈશનું સત્ત્વ." પ્રત ૩. "શિવ સ્વામીનું સત્ય."

સનકાદિક ફરે શોધતા, બ્રહ્મા ભણે નીત ભેદ;
વિષ્ણુ વખાણે વિધ વિધે, વર્ણી થાક્યા વેદ. ૧૩

છપ્પો.

ગજાનન ગુણ ગાઉં, ચાહું ચતુરાનન ચિત્તે;
દશાનન હનનનું ધ્યાન, પંચાનન પૂજું પ્રિતે;
અજાનન આરાધ્ય, અષ્ટાનન જે આરૂઢે;
ષડાનન કેરી સેવ, સહસ્રાનન પરાક્રમ પ્રૌઢે;
સહસ્ર શિર સુખ દેયણાં,* સહસ્ર ધારા જુગતે ઝરે;
સમસ્ત દેવ શામળ ભણે, કરુણાનિધિ કૃપા કરે.† ૧૪

દોહરા.

સાર કરો શ્રી શારદા, કલ્યાણ કરો કિરતાર;
કોશ ભરો કુબેરજી, દિવ્ય પદવી દાતાર. ૧૫
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વિશ્વેશ્વરનો‡ તંન;
ઉપાસક અંબાતણો, મહારુદ્ર ઉપર મન. ૧૬
ઈશ્વરની ઇચ્છા થકી, પૂર્ણશક્તિ પરતાપ;
વિશ્વંભર (નું) વર્ણન કરું, છએ શાસ્ત્રમાં છાપ. ૧૭
શિવપૂજન મહિમા ઘણો, શિવ પૂજનનું પુણ્ય;
કહું કથા સંક્ષેપમાં, નેક રહે નહિ ન્યૂન. ૧૮
વ્રત વિવેક શિવરાત્રિનું, મહાદેવતણા જે મંત્ર;
પુણ્ય કહું તે પ્રાકૃતે, તોલ કરીને તંત્ર. ૧૯
પાઠ પદ્ધત પૂજન વિધિ, કહું અધ્યાય વિરામ;
શિવ શિવ કહેતાં ઉધરે, નિર્મળ જેનું નામ. ૨૦
ઈકોતર શત કવિ તર્યા, ચારુ શિવ ચરિત્ર;
સાંભળતાં સુખ ઉપજે, પૂછે પ્રશ્ન પવિત્ર. ૨૧
ધન્ય અવતાર જે સાંભળે, ધન્ય જે પૂછે વાત;
ધન્ય અવતાર શિવ શિવ કહે, ધન્ય જનનિ ને તાત. ૨૨

છપ્પો.

શેષ લહે નહિ લેશ, બ્રહ્માદિક હીંડે ભમતા,
વેદ ન જાણે ભેદ, નારદાદિક નિત નિત નમતા;
ઓળગ કરે અતિ ઈંદ્ર, ચંદ્ર રવિ ચિત્તમાં ચાહે,
સનકાદિક ને સિદ્ધ, ધ્યાન શિવજીને ધ્યાયે;

---

* પ્રત ૨. "સુખદેવનાં." † પ્રત ૨. "કરુણા કરે." ‡ "વિરેશ્વરનો તન" એવો પાઠ એક અપૂર્ણ પ્રતમાં છે.

વ્યાસ વશિષ્ઠ વૈકુંઠપતિ, શક્તિ કૃપા શોધે સદા;
શામળ શિવ મહિમા તણો, લેશ* ન જાણે કો કદા. ૧
કરે કજ્જલ ગિરિ રાજ, ઘોળે શુભ સિંધુ પાત્રે,
વનસ્પતિ ભાર અઢાર, લેખણો જોયણુ જાત્રે;
પૃથ્વી કોડ પંચાસ, કાગદ શુભ તેનો કીજે,
ભારતી ભાગ્ય સુભાગ્ય, લાયક લખનારો લીજે;
લક્ષ કલ્પ સુધી એહ લખે, અહર્નિશ આઠે જામનો;
શામળ શિવ મહિમા વિશે, નિમેષ પાર નહિ નામનો. ૨

દોહરા.

શિવ મહિમા જે સાંભળે, મહાદેવ પર રાખે મન;
લક્ષ ચોરાશી ફેરા ટળે, અવતાર તેનો ધન. ૩

છપ્પો.

એકતણું ધર ધ્યાન, તેજ બેનુ તનુ તહારે,
ત્રણુ તણી શુભ સેવ, વસે મુખ ચૌદે ચારે;
પાંચ તણો પરતાપ, છય નિત્ય પૂજો છાપે,
સાત સમી લક્ષ લહેર, આઠ વસો ઘેર આપે;
નવ નવા નીત ભોગવે, દશે દેહ રક્ષા કરે;
શામળ શિવ મહિમા સુણે, લક્ષ લક્ષ્મી અભરે ભરે. ૧

દોહરા.

શિવ મહિમા કહેવા તણો, સમર્થ નહિ નર કોય;
મંદ મતિ હું માનવી, જીત્ર થઈ શિવને જોય. ૨૩
લક્ષ મુડામાં મુઠડી, સાગરમાં શુક ચાંચ,
અકલ ન ચાલે એ વિધે, શાસ્ત્ર સાખ દે સાચ. ૨૪
જેમાં બુદ્ધિ જેટલી, જેમાં જે વિદ્યાય;
તે ગુણુ ગાયે તેટલા, મતિ દે શારદ માય. ૨૫
કિંકર સૌ કવિ જન તણો, કરવું મોટું કાજ;
શિવ મહિમા શામળ ભણે, લક્ષ્મિવર રાખે લાજ. ૨૬

ચોપાઈ.

રુડા સહસ્ર અઠયાશી રુખિ, સત્યશીળ સત્યવાદી સુખી;
તરતિબ ત્રટ ત્રવેણી તીર, શીળ સત્વાદિ શુદ્ધ શરીર. ૨૭
વ્યાસ વાલ્મિક વશિષ્ટ વામદેવ, ગર્ગાચાર્ય ગૌતમ ગાંગેવ;
માર્કંડેશ્વર મોટા મુનિ, વેદાભ્યાસ ધારે જે ધુનિ. ૨૮

* પ્રત ૨. "કૃત્ય ન."

સનક સનત્કાદિક શુક ને સૂર, અંગીરા અત્રિ પુણ્ય પૂર;
સુરુ ભ્રગુ કશ્યપ કુળ શુદ્ધ, બોહો પ્રાક્રમ બુદ્ધસાગર બુદ્ધ. ૨૯
ધુમ્રપાની કો ધારે ધીર, નિર્મળ કોયક સેવે નીર;
કો આવત અગ્નિહોત્રી, કો પંડિત કો પ્રશ્નોતરી. ૩૦
કો આગમ વાણી વેદિયા, કો બ્રહ્મ વિદ્યાના ભેદિયા;
કોયક ઉંચા રાખે હાથ, શાળિગ્રામ સેવે શિવ સાથ. ૩૧
કો બ્રહ્માની ભાવે ભક્ત્ય, સેવે કોયક સાચી શક્ત્ય;
કોયક જપ તપ કોયક નેમ, પંચાગ્નિ સાધે કોયક પ્રેમ. ૩૨
પગ ઉંચા ને હેઠાં શિશ, આરાધે કો ઉમા ઇશ;
કોને સૂર્ય સેવાની સૂઝ, ગુરુમંત્ર ભણે કોયક ગુહ્ય. ૩૩
એવા સહસ્ર અઠ્યાશી સિદ્ધ, નારાયણ આપે નવનિદ્ધ;
ભારદ્વાજ આદે જે બ્રહ્મ, દ્દઢ વિશ્વાસે ધારે ધ્રમ. ૩૪
ચર્ચા ચતુર્ભૂજની થાય છે, ગુણ ગોવિંદ તણા ગાયછે;
વિવિધ પ્રકાર કરે સૌ વ્રત, સુત પુરાણિક આવ્યા ત્રત. ૩૫
ઈંદ્રાસનમાં આપે ઈંદ્ર, ચતુર તારામડળ ચંદ્ર;
બ્રાહ્મણ સૌ કોને ભાવિયા, ભલે ભલે અધિપતિ આવિયા. ૩૬
ઉઠા બેઠા ને આદર કીધ, દિવ્ય દર્ભના આસન દીધ;
ઋષિ કરજોડી સૌ રહ્યા, બોલ અમૃતશા મીઠા કહ્યા. ૩૭
અહિંઆં અડસઠ તિરથ આજ, ક્રોડ દીપોત્સવીવત્ કાજ;
અષ્ટમા સિદ્ધ નવ નિધિ અદ્ય, માન ભાવે પધાર્યાં સદ્ય. ૩૮
વારુ સૌનક પૂછે વાત, જશવંતા જાણીતા જાત;
શ્રી વ્યાસજી કેરા પટ શિષ્ય, જેણે આરાધા ઉમા ઈશ. ૩૯
લક્ષ કોટિધા લક્ષણ લહો, કથા કરુણા નિધિની કહો;
પામી જે ભવસાગર પાર, સહુકો કેહ અકળિત સંસાર. ૪૦
નથી જીતાતાં માયા મન, *ભવસાગર તરવાનું મન;
તારું મારું તે નવ ટળે, હું તું ત્યાં ઈશ્વર કયાં મળે. ૪૧
લક્ષ ચોરાશી ફેરા ફોક, સાધુ જનને તેનો શોક;
જીવ ફીટીને શિવ કયમ થાય, તેજમાં તેજ તે કોણ સમાય. ૪૨
ષડ્શાસ્ત્ર ને ષડ્દર્શન, મમત કરે નહિ શિવ પ્રસન્ન;
નિરંજન કે નિરાકાર, કે શંભુજી છે સાકાર. ૪૩
કો કેહ અવની કો આકાશ, કો કેહ પંચમાભૂત પ્રકાશ;
કો કેહ યજ્ઞ હુતદ્રવ હવી, કો કેહ તારા મંડળ રવી. ૪૪

---

* પ્રત ૨. 'ભાવ થકી નવ થાય ભજન.'

કો કેહ ત્રિગુણ રુડેરું રૂપ, કો કેહ બ્રહ્મ વિદ્યા એ ભૂપ;
કો કેહ સીતા લક્ષ્મણ રામ, અસખ્ય નારાયણનાં નામ. ૪૫
કો કેહ વિષ્ણુ કો કેહ વેદ, નથી ભાગતો કોથી ભેદ;
કો કેહ તીર્થ ને સેવા વ્રત, કો કેહ પ્રતિમા પૂજે ત્રત. ૪૬
કો કેહ વિપ્ર પૂજે સૌ વળે, કો કેહ ધેનુ પૂજે શિવ મળે;
કો કેહ તુળસી પિપળ ધન, સઘળે ઠામ મળે કેમ મન. ૪૭
વ્યાખ્યાન કરીને વ્રત્ત વિવેક, અમને દેખાડો મારગ એક;
જન્મ મરણથી નીત છુટીએ, સુખસાગર લક્ષધા લુંટીએ. ૪૮
સુત પુરાણિક કહે શાબાસ, પ્રીત ધરી બેસાર્યા પાસ;
કથા કરુણા નિધિની કહું, આદરથી સાંભળજો સઉ. ૪૯
આદ્ય નિરંજન મોટા ઇશ, ધર્મ કર્મ ધારક દ્દઢ ધીશ;
અણુ માત્ર ઠાલો નહિ ઠામ, કોટિ બ્રહ્માંડ કર્ત્તા એ અકામ. ૫૦
ઇચ્છા માયા શિવની શકત્ય, જગત જનેતે જાયો જક્ત;
ક્ષુધા તૃષા નિદ્રા નરનાર, બાવન અક્ષરથી એ બહાર. ૫૧
પચીસ થકી છે પરબ્રહ્મ પરો, અણુ માત્ર રહે નહિ અરો;
જડ, ચૈતન, તરુ, વેલ કે ફૂલ, મા'દેવ સકળ સૃષ્ટિનું મૂળ. ૫૨
અંતે સર્વે ત્યાં જ સમાય, માટે કહું શિવનો મહિમાય. ૫૩

દોહરા.

એક સમે વૈકુંઠમાં, બેઠા વિષ્ણુ વરવર્ણ;
લક્ષ્મી લીલા લહેરમાં, ચાંપે પ્રભૂનાં ચર્ણ. ૫૪
કરજોડી લક્ષ્મી કહે, પૂછુ પ્રશ્ન પવિત્ર;
મુજને સંદેહ અતિ ઘણો, ચતુર્ભુજ ચારુ ચરિત્ર. ૫૫
ધ્યાન ધરે સૌ તમ તણું, નિર્મળ નારાયણ નાથ;
તમે ધ્યાન કોનું ધરો, ગ્રહી જપ માળા હાથ. ૫૬
હરિ હશીને બોલીયા, સાચું કહું આ દિશ;
અમો ધ્યાન નિત્યે ધરું, આદ્ય ઉમાપતિ ઈશ. ૫૭
વિષ્ણુ કેહ મુજને સઉ, કે' નારાયણ શુભ નામ;
વૈકુંઠ વાસ વસી રહ્યો, શિવ પૂજન કૃત કામ. ૫૮
બ્રહ્મવિદ્યા બ્રહ્મા ભણ્યા, સૃષ્ટિ કરણ સિમાય;
ભાવે બ્રહ્માણી વર્યા, મહારુદ્રતણો મહિમાય. ૫૯
બ્રહ્માના એક દિવસમાં, અચુત પડે છે ઇંદ્ર;
તે સેવે શુલપાણને, લલાટ રેહ છે ચંદ્ર. ૬૦
નિમેષ પાર પામું નહિ, વખાણ કરું તે વ્યર્થ;
પાંચ ક્રોડ બ્રહ્મા પડે, શિવ મોટા સમર્થ. ૬૧

આદ્ય અંત જેને નહિ, નહિ જન્મ નહિ મર્ણ;
અવતાર માત પિતા નહિ, અયોનિ અશરણુ શર્ણ. ૬૨
મારું તારું હું તું નહિ, ઈશ્વર આદ્ય અનૂપ;
કુડ કપટથી વેગળા, ભવતારણુ ભવ ભૂપ. ૬૩
દિવ્ય પદવી દાતાર એ, લક્ષણુ લોભ નહિ લાંચ;
અષ્ટમા સિધ નવ નિધ દે, ચોખા ચઢવે પાંચ. ૬૪
ધતુર ચઢાવે ધન દિયે, પુષ્પ ચઢાવે પુત્ર;
જળ ધાર કરે ભવજળ તરે, શિવમાં સાચાં સુત્ર. ૬૫
અલખત આપે અર્કથી, કરેણે પૂરે કોડ,
તિલ ચઢે ત્રિલોક પદ, જશ ઉપરાવણુ જોડ. ૬૬
બિલપત્ર ચઢાવે બહુ સુખી, વસે વાસ કૈલાસ;
નિમેષ માત્ર નહિ ન્યૂનતા, પરબ્રહ્મ કેરી પાસ. ૬૭
વાણી કહી એમ વિષ્ણુએ, લક્ષ્મી આગળ લક્ષ;
સુત કેહ સૌનક સાંભળો, મંડળ સર્વ સમક્ષ. ૬૮
બુદ્ધ હિણુ ન જાણે બાપડા, અકલ હિણા અજાણ;
શિવ દાતા સમરથ સદા, કરે પોકાર પુરાણ. ૬૯

## ચોપાઈ.

તેર કોટિ શિવ કેરા તંત્ર, અડસઠ ક્રોડ મોટા છે મત્ર;
અધિપતિ મંત્રપંચાક્ષર એક, વર્ણન તેનું કરુ વિવેક. ૭૦
ક્રોડ મંત્ર બીજા છે કથી, શિવ સમાણી સિદ્ધિ નથી;
મોક્ષ પદ કેરુ છે એ મૂળ, ટાળે શત્રુ સકટ શૂળ. ૭૧
પૂર્વ જન્મ સચિત સઉ પાપ, બાલી ભસ્મ કરે એ આપ;
કરે નર્ક નિવારણુ કામ, નિર્મળ છે પંચાક્ષર નામ. ૭૨
બ્રહ્મહત્યા ગૌહત્યા ટળે, કારણુ મંત્ર તણું કુણ કળે;
સાક્ષાત્કાર શિવ પદ પામિયે, જન્મ મરણુ વ્યાધિ વામિયે. ૭૩
સ્વર્ગ સુખ ભાવે ભોગવે, જે પચાક્ષર જપ જોગવે;
બ્રહ્મા વિષ્ણુ હર પદ હોય, મહિમા કળી શકે નવ કોય. ૭૪
પંચાક્ષરના ભારે ભેદ, વખાણુ કરી શકે નહિ વેદ;
પંચાક્ષર તણો પરતાપ, જાણે ઈશ્વર આપો આપ. ૭૫
પંચાક્ષરનું પુણ્ય પ્રમાણુ, પરમેશ્વર તે પુરુષ પુરાણ;
નવસેં નવાણુમાં ગંગ, શિવ પંચાક્ષર શોભિત સંગ. ૭૬
ચતુષ્પદમાં ગુણુવતી ગાય, વનસ્પતિ તુળસી વૃંદાય;
વૃક્ષ મધ્યે પીપળનું વૃંદ, અધિપત્યમાં શોભે છે ઈંદ્ર. ૭૭

સાચા દેવ શિવ શાળિગ્રામ, મુક્તિપુર કાશી એ ઠામ;
ભાસે વર્ણું સકળમાં બ્રહ્મ, શ્રુતિ, સ્માર્ત એ સાચા ધર્મ. ૭૮
સઉથી મોટા શ્રી મહાદેવ, સાચો મત સદ્ગુરુની સેવ;
પુણ્ય પર્વ માંહિ દ્વાદશી, ઉપવાસીને વપુએ વસી. ૭૯
રુડું મુક્તિદાયક રત્ન, જાચો પંચાક્ષર કરી જત્ન;
પાંચ પદારથ પૂરણ પાસ, વસે વાસ કોડે કૈલાસ. ૮૦
વિષ્ણુ વિરંચી વાક્ય વિવેક, કહું આખ્યાન તે ઉપર એક;
સુતે સૌનક પ્રત્યે કહ્યું, ગુણ જાણી શામળભટે ગ્રહ્યું. ૮૧

દોહરા.

મથુરાપુર નગરી મહા, ત્રટ યમુનાની તીર;
મુક્તિપુર મહિમા ઘણો, નિર્મળ સુંદર નીર. ૮૨
દાસાર્હ રાજા તહાં વસે, રાજ્ય કરે શુભ રીત;
પ્રતાપ પુરંદર સારખો, પ્રજા પાલનપે પ્રીત. ૮૩
ધર્મ કર્મ કુશલી કહત, લાજ શરમ લક્ષ કોડ;
પરમ મનોહર પ્રિય જન, ક્ષણું માત્ર નહિ ખોડ. ૮૪
શૂર પૂર દાતા દિલે, ધીર વીર ધૃડ ધામ;
નરવર સર્વ નરેન્દ્રમાં, કુળનાં આચરે કામ. ૮૫
કન્યા કાશીરાજની, પરણ્યો રુડી પેર;
સુંદર રૂપ સલખ્ખણી, ગુણવતિ આવી ઘેર. ૮૬
કામની નામ કામાવતી, શોભિત ગુણ શણગાર;
લક્ષણ બત્રીસે લહે, દેવાંશી રૂપ દાતાર. ૮૭
સતી માંહી શિરોમણી, નારીમાં બહુ નૂર;
રામા માંહે રતિ સમી, પદ્મની માંહે પૂર. ૮૮
મહા મનોહર માનનિ, સામુદ્રિકની સાખ;
નેણવેણ નિર્મળ સદા, ભામા અમૃત ભાખ. ૮૯
હામ કામ મૃગલોચની, કામનિ કમળનો કંદ;
નખશિખ શોભિત નિર્મળાં, મુખ શરદનો ચદ. ૯૦
ચુકી ધુમ્રપાની ચળે, મોહે મુનિવર મન;
તપ ચૂકે તપસી તુરત, તરુણીનું એવું તન. ૯૧
સકળ કળા ગુણ શોભતિ, માનનિ મોહન મોટ;
ગૃહસ્થાવટ ગમે નહિ, ખરી એ તેમાં ખોટ. ૯૨
ભરતાર સમી ભેટે નહિ, ન કરે સ્વામી સંગ;
આલિંગન આપે નહિ, રામાનો એ રંગ. ૯૩

ધણીને ક્ષણુ ધારે નહિ, અડવા દે નહિ હાથ;
કરજોડીને કરગરે, સેજે ન શોભે સાથ. ૯૪
એકાંત સેજ અધિપની, કંદર્પ સરીખી કાય;
તૃષાતુર જાણી તેહને, જળ પાવાને જાય. ૯૫
કંથ તો કામાતુર થયો, તે નારીનો નાથ;
અતિ આતુર ઉમંગમાં, હેતે ઝાલ્યો હાથ. ૯૬
મા મા કહી થાકી માનુનિ, મોટા મંદિર માંહ્ય;
સિંહને હાથ શિયાળીઉં, કાર્મન જાયે કયાંય. ૯૭
મે'લ મે'લ સ્વામી મુને, કામવાસના છાંડ;
સુખ નહિ પામે સંગથી, મમતા શાને માંડ. ૯૮
જમજમ નારી ના કહે, તમ તમ વ્યાકુલ થાય;
નારી હિંડે નાસતી, ધણી પછવાડે ધાય. ૯૯
જોર કશું જુવતી વિશે, કેહ રાચ્યો નહિ રગ;
દુર્બુદ્ધિ દુઃખ પામશો, જો કરશો મુજ સંગ. ૧૦૦
કરગ્રહી રાખી કાખમાં, બળ કર્યું બહુ પેર;
પ્રેમદા પતિને પ્રિછવે, મનમાં આણી મે'ર. ૧૦૧
જાર કરે જોરાવરી, તે નર નરકે જાય;
રજસ્વલા સંગે રમે, તે કુડો કેહવાય. ૧૦૨
રોગવતી ને ગર્ભવતી, કામ અંધ જન જોય;
વ્રત્તવતી વનિતા તણો, સંગ ન ઇચ્છે કોય. ૧૦૩
વ્રત્ત દિવસ પિત્રિ દિવસ, દિવસ સમે દિલ દાખ;
શામા સંગ ન કીજીએ, ધર્મશાસ્ત્રની સાખ. ૧૦૪
કોટિવાર કહ્યું કામની, હૈડે આણી હેજ;
કથે તે માન્યું નહિ, શામા નાખી સેજ. ૧૦૫

છપ્પો.

કામાતુર અતિ અંધ, આંખે ન દેખે આપે,
કામી ન જુવે કાજ, બીછે નહિ પાપી પાપે;
કામી ન જુવે જાત, દશેદિશ ડર ન દેખે,
ન ધારે કામી ધર્મ, અકલ જો હોય અલેખે;
કામી ન જુવે કામનિ, જાર કર્મે પહોંચ્યો જદા;
શામળ કેહ ખોવ્યું આપનું, કાં કામનિ કામી કદા. ૧૦૬
જારને ન મળે લાજ, જારને કાજ ન સુઝે,
જાર જુવે નહિ જાત, બુદ્ધિ એકે નહિ બુઝે;

જાર ન જાણે પુન્ય, જાર જન જાણો જૂઠો,
જારપર રૂઠે જગત, જાર પર રામ રેહ રૂઠો;
જાર સગપણ શોધે નહિ, જાર ગરુવાપણું નવ ગણે;
હજાર અવગુણ છે જારમાં, શામળ ભટ સાચું ભણે. ૧૦૭
કામ ન જીત્યો જનક, યુધિષ્ઠિરે કામ ન જીત્યો,
અર્જુને ન જીત્યો કામ, રાવણનો વેહ ન વીત્યો;
તેત્રિસ કોટિ દેવ, રુખિ જે સહસ્ર અઠયાસી,
પન્નગ પતિ નગ નરેશ, ડાહ્યા સઉ કીધા દાસી;
માંધાતા મહીપત સારખા, નિર્ઘોષ આદ્ય છકના છક્યા;
શામળ કેહ સુર સત્વાદિયા, કામ જીતી કો નવ શક્યા. ૧૦૮
કુંતીએ નવ જીત્યો કામ, જીત્યો નહિ દ્રૌપદી રાણી,
પરાશર પુનવંત, મનમાં મછગંધા માણી;
સતી છે અહલ્યા નાર, એ જ વગોવી ઇંદ્રે,
ગુરુ પત્ની ગુરુ દેવ, ચૂકવી ચાતર થઈ ચંદ્રે;
બ્રહ્મા આદ્ય ભરમાવિયા, કામ અજીત કેહવાય છે;
શામલ કેહ કંચન કામ ને કામનિ, વિષયા સઉને વા'ય છે. ૧૦૯
કૌરવ કામી અધ, અઢાર ક્ષોણિ અવટાવ્યું,
દમઘોષે ખોયો દેહ, શિશુપાલે શિશ કટાવ્યું;
વગુવાણો વાંદર વાળ,* હેતે ભાભી ગ્રહી હાથે,
કૈયાકૈચક શત ભ્રાત, શમ્યા સૌ બાંધવ સાથે;
આવા અનેક કંઈ કોટિધા, નર નારી શું કહુ કથી;
શામળ કહે શકર વિના, કામ દહન બીજો નથી. ૧૧૦

## ચોપાઈ.

બળ કરી નાંખી તે બાળ, જુવતિ અંગથી ઉઠી જ્વાળ;
સ્વામી સંગ કરે જેટલે, તન અગ્નિ વાધ્યો તેટલે. ૧૧૧
ખરી પામ્યો એ તો ખેદના, હળી વિછી લક્ષ તણી વેદના;
ખોટા ખ્યાલ થકી તે ખડચો, પલગ થકી પિઉ પૃથ્વી પડ્યો. ૧૧૨
બળ્યો બળ્યો કહી બેઠો થયો, કથન કામનિ આગળ કહ્યો;
સાંભળ રે સુકુળની નાર, પ્રિછયો નહિ હું તારો પાર. ૧૧૩
દેવાંશી છે તુજનો દેહ, અગ્નિવત્ લાગ્યો કયમ એહ!
સુખનો સાગર જોઇએ જ્યાં, તનમાં તાપ શો દિશે ત્યાં. ૧૧૪

* વાલી વાંદર—કિષ્કિંધાનો રાજા, પોતાના ભાઈ સુગ્રીવની સ્ત્રીના હરણથી, રામને હાથે મરણ પામ્યો હતો.

દેહ મારામાં લાગી આગ, ભામની સંદેહ મ્હારો ભાગ;
અનળ કારમો કોપ્યો કયમ, સાચું કેહ ને મારા સમ. ૧૧૫

દોહરા.

કામની કેહ કથા સુણો, તોલ કરી જો તંત્ર;
પંચાક્ષર પ્રિછું અમો, મહાદેવતણો જે મંત્ર. ૧૧૬
બાર વરસની બાળકી, પિયર પિતાને પાસ;
માનુ ભાવ મોટા રુખિ, વસિષ્ઠ સમ આવ્યા આવાસ. ૧૧૭
અર્ઘપાદ્ય પૂજા કરી, જડી સ્વર્ગની જાગ;
પિતા મારે મુજને કહ્યું, પ્રગલ્ભા પાગે લાગ. ૧૧૮
કરી પ્રદક્ષિણા પ્રીતથી, ચિત્તથી પૂજ્યા ચરણ;
રુખિ રલિયાત થયા રુદે, કથન સંભળાવ્યા કરણ. ૧૧૯
તત્ત્વનું તત્ત્વ ત્રિલોક એ, સત્ત્વનું સત્ત્વ સુખ ધામ;
સારનું સાર સંસારમાં, નર્મળ શિવનું નામ. ૧૨૦
દુર્લભ મોટા દેવના, ગુણ ગોવિંદજી ગાય;
સિદ્ધિદાયક શીખવ્યો, પચાક્ષર મહિમાય. ૧૨૧
એક એક રોમ શરીરનાં, જરુર હારદ ભુજ હેજ;
મંત્ર તણા મહિમા થકે, તરુણ વિદ્યુતવત્ તેજ. ૧૨૨
ભૂત, ભવિષ્ય, વર્તમાન જે, ત્રણે સૂઝે તરત;
પંચાક્ષરના પુનથી, વપુ વસ્યાં છે વરત. ૧૨૩
વિશ જન્મની વારતા, જાણું નહિ આસક્ત;
સુખ નહિ મારા સંગથી, વિસ્તારી કહું વ્યકત. ૧૨૪
પૂર્વ જન્મના પાપી તમો, નિર્મળ છું હું નાર;
અધિકાર નથી અડવા તણો, વેદ વચન વ્યવહાર. ૧૨૫
અડસઠ તીર્થ થકે અધિક, કોટ ઘણાં કેહવાય;
પંચાક્ષરના પુનથી, પદ પદ ગંગા નાય. ૧૨૬
જપ તપ સાધન ને નિયમ, યજ્ઞ યાગ કરે લાખ;
પંચાક્ષર પામ્યો નહિ, તો શાસ્ત્ર ન પૂરે સાખ. ૧૨૭
મારણ મોહન વશીકરણ, વેદ વચન પરમાણ;
પંચાક્ષર સઉથી વધે, નિશ્ચે પદ નિરવાણ. ૧૨૮
જન્મ મરણ દુઃખ ટાળવા, બાળવા પ્રૌઢાં પાપ;
પુણ્ય પદારથ પામવા, એહ મંત્ર છે આપ. ૧૨૯
ભવસાગરને તારવા, નિર્મળ નૌકા નેટ;
લક્ષ ચોરાશી જોનમાં, નાવે માને પેટ.* ૧૩૦

---

* પ્રત ૨. 'પુનરપિ નાવે પેટ' પ્રત ૩. 'નર નાવે માને પેટ.'

નરક નિવારણ સુખ કરણ, આગળ ને વળી આજ;
મોક્ષ મહિમાનું મૂળ એ, મોટો મંત્ર મહારાજ. ૧૩૧
મોટું દૈવત મંત્રનું, નિર્મળ શિવશું નેહ;
અધિકાર નહિ અડવા તણો, દગ્ધ થાય તુજ દેહ. ૧૩૨
પહેલાંના પાપ પ્રલય થશે, સદ્ગુરુનો મળશે સંગ;
ત્યાર વિના શોભે નહિ, રામા સાથે રંગ. ૧૩૩
હઠ હોડ હિમત તજી, પ્રીત્યે પ્રણમ્યો પાગ;
પાપીને પાવન કરો, જડી મુને તો જાગ. ૧૩૪
પ્રેમદા કેહ તમો પૂજ્ય છો, તમો ગુરુ ઠર ઠામ;
અધિકાર નહિ ઉપદેશનો, હું છું કિંકરી કામ. ૧૩૫
ઉંચ જાત થઈ નીચનો, ઉપદેશ ઘણુ લે ગર્ક;
આપનાર લેનારના, નવ લક્ષ પરિયાં જાયે નર્ક. ૧૩૬
ફોકટ કાન ફુંકે અફળ, દંભ કરતા દાખ;
બોળે બોંતેર બાપના, શાસ્ત્ર પૂરે એમ સાખ. ૧૩૭
સતગુરુની સગત થકી, થાશે દેહ પવિત્ર;
પછી પરણી ભોગવો પ્રેમદા, હુ છું પતિતમ મિત્ર. ૧૩૮
જુમનાં ત્રટ જુવતિ ગઈ, અશ્વત્થ વૃક્ષ અનૂપ;
ગર્ગાચારજ ગુરુ કને, ભામની સાથે ભૂપ. ૧૩૯
પ્રદક્ષિણા પ્રીતે કરી, હેતે જોડ્યા હાથ;
મહારાજ ઉપદેશ કરો મને, શિવ પચાક્ષર સાચ. ૧૪૦
ગદગદ કઠ દીઠો રાયને, રુખિ મન પામ્યા રીઝ;
શિવ પચાક્ષર શીખવ્યો, ભવ સુખ સાગર બીજ. ૧૪૧
'નમઃ શિવાય' ગુરુએ કહ્યુ, કોડે સાંભળ્યુ કર્ણ;
ઉપદેશ કર્યો પચાક્ષરી, તોલ વાર તે ત્રણ. ૧૪૨
નિર્મળ થયો નિમેષમાં, અઘવર્જિત એ આપ,
પલકમાં પાપ પ્રલે કર્યા, પચાશ જન્મનાં પાપ. ૧૪૩
રુખિ કેહ રાજા સુણો, પ્રગટ્યુ મોઢું પુણ્ય,
મંત્ર તણો મહિમા મળ્યો, વળતી નવ રહી ન્યૂન. ૧૪૪
મુહુર્ત ન જોવું મંત્રમાં, નહિ નક્ષત્ર તિથિ વાર,
દોષ એમાં નવ દાખિયો, સદા સર્વદા સાર. ૧૪૫
લેણું દેણુ જોવું નહિ, ભગણ તગણ નહિ ભેદ,
સદા મત્ર સુખ દેયણો, વાણી બોલે વેદ. ૧૪૬
પચાક્ષર તે પ્રિછિયો, કોડે સાંભળ્યો કાન;
દેવરૂપ દેહડી થઈ, મહારુદ્રતણું બહુ માન. ૧૪૭

અધિકાર થયો એ મંત્રનો, લહ્યો લાખેણો લાગ;
અધિપત્ય કેરા અંગથી, કોટિક ઉડ્યા કાગ. ૧૪૮
નેણ નાસિકા હાથ પગ, વાંસો ને વળી વક્ષ;
કાગ રૂપ ઉડી ગયા, સત સહસ્ત્રધા લક્ષ. ૧૪૯
પાંખ બળી પોકારતાં, તનુ બળ્યા કેહ તેહ;
પ્રલય થઈ પૃથ્વી પડ્યા, અવર ન દેખે એહ. ૧૫૦

## ચોપાઈ.

વાયસ તે વસુધાપર પડ્યા, અધિપતિને મત્ર અચરજ અડ્યા;
ચતુર ગુરુને લાગ્યો ચર્ણ, કરતુત એ સંભળાવો કર્ણ. ૧૫૧
ભૂપત કેહ મુજમાં શો ભાગ, રોમ રોમ ક્યાંથી એ કાગ;
પુણ્ય પાપ કે ધર્મ અધર્મ, ભૂડું કે રુડું એ કર્મ. ૧૫૨
મુનિવર કેહ સાંભળ રે મૂઢ, ત્હારાં પાપ પુરાતન પ્રૌઢ;
કોટિ બ્રહ્મહત્યા તેં કરી, અઘ ભંડાર મૂક્યા છે ભરી. ૧૫૩
મુખે સત્ય ન ભાખ્યો ભાખ, સ્ત્રીહત્યાઓ કીધી લાખ;
બાળહત્યાઓ કીધી બહુ, લક્ષ ગૌહત્યાઓ લહુ. ૧૫૪
મદિરાપાન કર્યું તેં મુખે, દેવ રુખિ દમ્યાતા દુઃખે;
નિર્મળ પુણ્ય ન કર્યાંનો નેમ, હર્ણું કર્યાં કાળા તિલહેમ. ૧૫૫
ગુરુપત્નીશુ કીધ ગમન, સ્વપચનાં તેં ખાધાં અન્ન;*
ગોત્ર સ્ત્રીશુ કીધો સગ, ઉત્થાપ્યાં શિવજીનાં લિગ. ૧૫૬
દેવ સ્થળ ભાંગી ઘર કર્યાં, બ્રાહ્મણ ધન ભંડારે ભર્યાં;
ક્ષીર નીર કર્યાં એકઠાં, મોડી† નાંખ્યા જોગી મઠાં. ૧૫૭
સતી સ્ત્રીના લીધા છે શાપ, જન્મ જન્મનાં તારાં પાપ,‡
પાપ કરંતો પાપી મરે, પાપીનો પાપી અવતરે. ૧૫૮
એ રીતે આજ્ઞા દે ઇષ્ટ, અતિ પાપી તે તો પાપીષ્ઠ;
શિવ મંત્રમાં ગુણ છે ઘણો, પ્રલય થાય પુજ પાપજતણો. ૧૫૯
એક રતિ પુર અગ્નિ હોય, બાળે વન બચે નહિ કોય;
એવો એ પંચાક્ષર મંત્ર, ટાળે પાપ ન બીજો તંત્ર. ૧૬૦
સરસવ જેટલું વડનું બીજ, થાય વૃક્ષ રોપે જો રીઝ;
સૂર્યબિંબ પ્રાચી પ્રસરે, જગતિમાં અજવાળુ કરે. ૧૬૧
શિવશિવ જો અક્ષર બોલાય, જન્મૌજન્મનાં પાપ સુકાય;§
વેદ પુરાણુ કેહ છે કથી, શિવથી અન્ય તત્ત્વ જગતમાં નથી. ૧૬૨

---

* પ્રત ૨. 'અભડાવેલાં બહુ ખાધાં તેં અન્ન' † પ્રત ૩. "ત્રોડી પાડી નાંખ્યાo"
‡ પ્રત ૨. "સતી સિદ્ધના લીધા શાપ, પાંચ લક્ષ જન્મનાં પાપ." § પ્રત ૩. "પાપ સુકાય."

ભટકે ભૂર ન જાણે ભેદ, વર્ણન કરતાં થાકે વેદ;
વિષ્ણુ સરખા વ્રત આચરે, ધ્યાન ધૂમ્રપાનીનું ધરે. ૧૬૩
મંદ મતિ માનવ કરમાય, કળિ શકે નહિ શિવ મહિમાય;
વૈકુંઠ વિશ્વ કરનારો ધણી, શિવજી સકળ જગતનો મણી. ૧૬૪
એવું તત્ત્વ પામ્યા છો તમે, અતિ ઉપમા શી આપું અમે;
કાગ રૂપ થઈ અઘ નિસર્યા, અતિ વિષમ દિવસ વિસર્યા. ૧૬૫
અરુણ ઉદય અધારું ગયું, શુદ્ધ શરીર રાજાનું થયું;
અમૃત પીધું ભાવે કરી, કાયા અમૃત સરખી કરી. ૧૬૬
મહત્ મત્રનો મહિમા મળ્યો, જન્મ મરણનો ફેરો ટળ્યો;
જીવ ફીટીને શિવજી થશો, જરુર વાસ કૈલાસે જશો. ૧૬૭
અધિપ ઈકોતર શત ઓધર્યા, પરિયાપિત્રિ પ્રભુવત કર્યા;
હેતે રાયે જોડ્યા હાથ, સ્તુતિ કીધી ગુરુજીની સાથ. ૧૬૮
કોટી જન્મ હું પાપી રૂપ, ભાગ્યશાળી થયો કયમ ભૂપ;
વેદના સઘળી કયમ વામિયો, શે પુણ્યે હું સુખ પામિયો. ૧૬૯
ગર્ગ કેહ સાંભલ ગુણ નિધ, વારુ વાત કહું વિવિધ;
કોઇક જન્મનું પુણ્ય જ હતું, તે તુજ આગળ કરીએ છતું. ૧૭૦

દોહરા.

પુણ્ય પાશેરેક તાહરું, પાંચ ક્રોડ મણ પાપ;
આગળ તે તેં ભોગવ્યું, બહુ કીધાં મા બાપ. ૧૭૧
ત્યાર પછી તેં માગિયું, પરથમ ભોગવું પુણ્ય;
આમે નર્ક નિશ્ચે જવું, નથી દુઃખની ન્યૂન્ય. ૧૭૨
પુણ્યતણું ફળ પામિયો, કોઇક વેળા કાજ;
ધર્માધર્મ વિચારથી, રુડું પામ્યો રાજ. ૧૭૩
પુણ્ય કર્યું પરમારથી, પુરણ આણી પ્રીત;
સ્વારથ નહિ ને શુભ કર્યું, રાજ મળ્યું શુભ રીત. ૧૭૪
એક દિને શિવ દે'રે ગયો, મૃગયા જાતા મંન;
શિવ શિવ કીધુ સેવકે, તેં સાંભળ્યું કર્ણ. ૧૭૫
મોટો ઢગ મેરુ સમો, ઘાસના ગાડાં લાખ;
રાજા રજ અગ્નિવડે, લાગી થઇ ગઇ રાખ. ૧૭૬
રુખિ કેહ રાજા સુણો, શિવ અક્ષર બે સાર;
પાપ પ્રલય પલકે કરે, પામે ભવજળ પાર. ૧૭૭
લક્ષવરાં અવની ફરે, કરે તીર્થ વ્રત ક્રોડ;
શુદ્ધ મને શિવ શિવ કહે, જુગતે જાણો જોડ. ૧૭૮
કનક દાન કોટી કરે, કનકે તોળે કાય;
પંચાક્ષરના પઠનને, તુલ્ય કદી નહિ થાય. ૧૭૯

અશ્વમેધથી અધિક ફળ, રાજસુયજ્ઞની રીત;
એ સરવે ઓળગ કરે, જો પંચાક્ષરપર પ્રીત. ૧૮૦
શીલવ્રત શત સહસ્રધા, રૂડાં ફળ છે રોક;
પંચાક્ષરના પઠનથી, સ્વપ્ને નાવે શોક. ૧૮૧
શિવ મોટો મા'દેવ છે, ત્રિપુર સમો નહિ તત્ર;
શક્તિ સમ સિદ્ધિ નહિ, મૂળ પંચાક્ષર મત્ર. ૧૮૨
કોટિ હત્યા કંઇ જન્મની, વ્યાધિ વળગા વરત;
પંચાક્ષરને પ્રીછતાં, ભસ્મ સોત હોય તરત. ૧૮૩
નરપતિ તે નિર્મળ થયો, પ્રણમ્યો ગુરુને પાગ;
વિસ લક્ષ નર્કનિ વેદના, ઓલવી નાંખી આગ. ૧૮૪
પ્રણુવ સહિત બ્રાહ્મણ ભણે, અધિપતિ રીતે એહ;
વૈસ્ય શુદ્ર વર્જિત વદે, સાંભળ નિઃસદેહ. ૧૮૫
રજ ફરક જો રાખશે, વિપરીત વદશે વાણ;
નવક્રોડ જન્મ નરકે જશે, ખરી રૌરવ તે ખાણ. ૧૮૬
ગુરુ આજ્ઞા લઇ ઘેર આવિયો, રૌરવ ટળ્યો રોગ;
રાજ કર્યું અયુત અબ્દ, ભામનિ સાથે ભોગ. ૧૮૭
જન્મ મરણ જોબન જરા, જીતી લીધાં જોર;
કૈલાસ વાસ અંતે કર્યો, એવો એ અકોર. ૧૮૮
જમદૂત ગયા જખ મારતા, પ્રલય થર્યાં સૌ પાપ;
જીવ ફીટીને શિવ થયો, ઇશ્વિર સરખો આપ. ૧૮૯
સુત કેહ શૌનક સુણો, ખરો બ્રહ્મોત્તરખડ;
તારણ તરણને સુખ કરણ, ટાળે અંતક દડ. ૧૯૦
શામળભટે કહ્યું સંક્ષેપમાં, સુખ સાગર સીમાય;
પ્રથમાધ્યાય પૂરો થયો, ગગા સ્નાન જે ગાય. ૧૯૧
સુણે શીખે ને સાંભળે, પહોંચે તેની આશ;
કલ્યાણ કરે કરુણા નિધિ, કેહ કવિ શામળદાસ. ૧૯૨

(ઇતિ શ્રી બ્રહ્મોત્તરખંડે) શિવપંચાક્ષર મહિમા "નિરૂપણ" નામનો પ્રથમોધ્યાયઃ

---

## અધ્યાય ૨ જો.

### ચોપાઈ.

આદ્ય શક્ત ઉમાપતિ ઇશ, સકળ દેવ નામે તુજ શીશ;
જુઓ કટાક્ષ કરુણાએ ઘણું, કરું વર્ણન શિવ સેવન તણું. ૧

## દોહરા.

શ્રી ગુણ સાગર ગણપતિ, ગુણનિધિ ગુણ ભંડાર;
મુષક વાહન મલપતો, મોદીક અમૃત આહાર. ૨
ઈશ્વરથી ઉત્પન્ન હવો, સકળ કળા ગુણ સૂત્ર;
પ્રથમ પૂજાયે પ્રસિધ્ધથી, પાર્વતી કેરો પૂત્ર. ૩
માત સરસ્વતિ પ્રતાપથી, ગુરુ પ્રતાપે ગુથું ગ્રંથ;
બ્રહ્મોત્તર ખડે કથા, પરમબ્રહ્મનો પથ. ૪
દુર્લભ મોટા દેવને, બ્રહ્મા ભમે નીત ભેદ;
લઘુ બુદ્ધિ હું શું લહું,* વર્ણવે વિષ્ણુ વેદ. ૫
શિવ વ્રત શિવરાત્રિના, શિવ મત્ર મહિમાય;
શિવ પૂજન બિલ પત્ર શુભ, સુખ સાગર સીમાય. ૬

## ચોપાઈ.

સુત કેહ સાંભળો રુખિરાય, મહાદેવ તણો કહીએ મહિમાય;
માધવદ્ય ચૌદશનો દિન, શિવ પૂજનપર જેનું મન. ૭
ઉપવાસ જાગરણ જે કો કરે, નરનારી ભવસાગર તરે;
બિલ્વ સમર્પે શિવને શીશ, પ્રસન્ન તેને ઉમાપતિ ઈશ. ૮
હેતે મન વાંછિત ફળ હોય, બિલ્વપત્ર સમુ બીજું ન કોય;
કોટી કનકના મેરૂ કરે, પ્રયાગમાં જઈ પિડજ ધરે. ૯
બીજાં દાન કરે અમૂલ્ય, નાવે બિલ્વિપત્રની તુલ્ય;
ક્રોડ વ્રત કરે કહું કથી, બિલ્વપત્ર સમુ બીજું કો નથી. ૧૦
પાંચ કોટી પ્રત્યક્ષ દે ગાય, બિલ્વપત્ર સમોવડ તે નવ થાય;
પંચવરાં જો પૃથ્થી ફરે, કોટીક કન્યા દાનો કરે. ૧૧
ન્યાયશાસ્ત્રના પાળે નેક, બિલ્વપત્ર સમર્પે શિવને એક;
વિષ્ણુને તુળસી શિવને બિલિપત્ર, કોટી કનક કેરાં એ છત્ર. ૧૨
અધિક વિષ્ણુ કેહવાણા આપ, પૂજન શિવ બિલિપત્ર પ્રતાપ;
કમળ પૂજન વિષ્ણુએ કીધ, સુદર્શન તવ પામ્યા સિદ્ધ. ૧૩
તે ઉપર એક કહુ આખ્યાન, સુણે તેને શંકરનાં માન;
ઇક્ષ્વાકુ કુળમાં એ અધિપતિ, મિત્ર શાહ નામે મહીપતિ. ૧૪
ધીરવીર સંગ્રામે શૂર, ભાગ્યશાળી ભૂપત ભરપૂર;
ચૌદ વિદ્યા ગુણ જાણ સુજાણ, ભારે ભૂપ ભલપણનો ભાણ. ૧૫
દશે દીશામાં દીપક દામ, કળા બોહોંતેરી જાણે કામ;
અધિપતિ માંહે ઓપિત ઇંદ્ર, નવ લખ તારા માંહે ચંદ્ર. ૧૬

---

* પ્રત ૨. "લઘુ બુદ્ધિ કઇ નવ લહું."

ગજ રથ ઘોડા અલખત ઘણી, ધર્મક્ષેત્ર ધરણીનો ધણી;
ભાગ્ય સુભાગ્ય ભરપૂરે ભર્યો, વનિતા દમયંતીને વર્યો. ૧૭
સાચી સુંદિર શોભિત સતી, રૂડી કંદર્પની રેખા રતી;
જોવા સરખી જુગતે જોડ, ક્ષણું માત્ર નહિ ખાંપણુ ખોડ. ૧૮
ગુણુવંત રાય શીકારે ગયો, જોબન મદનો જોરો થયો;
હેતે વ્યાઘ્ર સિંહ મૃગ બહુ હણ્યા, ભય કોના મનમાં નવ ગણ્યા. ૧૯
કંઇક રોઝ, છીંકારા છેક, વનમાં બાકી ન રાખ્યું એક;
વન ઘેર્યું ભૂપત ભાવિયો, રાક્ષસ એક દ્રષ્ટે આવિયો. ૨૦
એ પાપી નિત્ય માણુસ હણે, પુણ્ય પાપ રુદે નવ ગણે;
એને મારે પુણ્ય જ થાય, એમ વિચાર કીધો તે રાય. ૨૧
માર્યો બાણુ કરીને રીસ, મરતાં તેણે નાંખી ચીસ;
નરપતિ નીચ જાતિને નડ્યો, પાપી પરાજય થઇને પડ્યો. ૨૨
રાક્ષસનો બાંધવ એક રાન, કળકળતાં સાંભળિયું કાન;
જેણે માર્યો મારો વીર, નિશ્ચે ઉતારવું મારે નીર. ૨૩
જીવ ગયો એ તો છૂટીઓ, ખરે કાળ મહારો ખુટીઓ;
વડા બાંધવ કેરું લઉ વેર, જોરાવર શું રાખ્યુ ઝેર. ૨૪
સામો થઉં તો ધાએ હું મરુ, કુડ કપટ કોડેથી કરું;*
સામ, દામ ભેદો જો સરે, કપટ વિના શત્રુ નહિ મરે. ૨૫
રાક્ષસ ફીટી માનવ થાઉ, રંક થઈ રાજા ઘેર જાઉ;
ગયો દીઠું રાજાએ રૂપ, ભરપૂર સભામા રીઝયો ભૂપ. ૨૬
ક્યાંથી આવ્યા ને છો કોણુ, આટલે દિવસે દીઠા ઓણુ;
શી જાત ને શું તમ નામ, અમ સાથે શું છે તમ કામ. ૨૭
શાણો થઈ સોહાવ્યો સાથ, હેત થકી જોડ્યા બેઉ હાથ;
બાંધુ નહિ કોશું બાકરી, ચતુરપણે ચાહું ચાકરી. ૨૮
ડાહ્યો દેખી આવી દયા, રાએ કરુણા રસભર બોલ જ કહ્યા;
કરો ચાકરી રેહજો આ ઠામ, શું આવડે છે તમને કામ. ૨૯

**દોહરા.**

કપટી બોલ્યો કુડથી, ક્ષમા કરો મુજ વાંક;
રાખો ચાકર રાવલે, જાણી રૈયત રાંક. ૩૦
પાકશાળા પ્રીછું અમો, પેર પેરના પાક;
ખારાં ખાટાં ખટ રસાં, શોભાવું શુભ શાક. ૩૧
ગોરસ, અંબરસ, ઇક્ષુરસ, મધ રસ મીઠાં માન્ય;
કારણુ વશ કટુરસ રાહત, પકવુ શુભ પકવાન. ૩૨

* પત ૨. "કુડ કપટ કરે મોતે ઉગરૂ."

રીઝી ચાકર રાએ રાખિયો, મહીપતિ મોટપ મન;
ખટ રસ ખાવા ખાંતથી, અમૃત જેવાં અન્ન. ૩૩
એક દિવસ પધારિયા, ગુરુ વસિષ્ટ ગુણુ રિદ્ધ;
મિત્રશાહ સામો ગયો, વિનય કર્યો વિધ વિધ. ૩૪
ચર્ણામૃત મસ્તક ધર્યું, અર્ઘ પાદ્ય પૂજન;
આસન સુંદર આપીયાં, ધારી અવસર ધન. ૩૫
દ્વિજ રસોઇયા રીઝવો, એ મોટા રુખિ રાજ;
ભાત ભાતનાં ભોજન કરો, કહ્યા પ્રમાણે કાજ. ૩૬
(એથી) અધિક બીજું મુજને નથી, ઈશ્વર માનો આપ;
રાજ રિદ્ધ હું ભોગવું, (એ મારા) ગુરુ વસિષ્ઠ (નો) પ્રતાપ. ૩૭
રાક્ષસ મનમાં રીઝીયો, લહ્યો લાખિણો લાગ;
માંસ રાંધ્યું એક જાતનું, દિલમાં આણી ડાઘ. ૩૮
શાપ દેવરાવુ સિદ્ધકને, કુડ કપટ કરુ કામ;
વેર લઉં નિજ વીરનું, તો નદો મહારું નામ. ૩૯
બ્રાહ્મણુ ભોજન કારણે, જમવા બેઠા જ્યાંય;
પીરસે રાજા પ્રીતથી, તોલ ન જાણ્યું ત્યાંય. ૪૦
અગમ નિગમ રુખિ લહે, આતમ જ્ઞાન અપાર;
આમિશ જાણ્યું અન્નમાં, ખરો મન પ્રકટ્યો ખાર. ૪૧
ભાજનમાં ભોજન ધર્યું, શુદ્ધ હિનને નહિ બોધ;
માંસ દીઠું માનવ તણું, કારમો પ્રકટો ક્રોધ. ૪૨
ચતુર નહિ ચાંડાળ તુ, જાર જાત્ય છે જન;
મુજને રાક્ષસ જાણિયો, ભૂડું પિરસ્યું ભોજન. ૪૩
મનુ આહાર રાક્ષસ તણો, અદકો પીરસો આપ;
રાજા રણુ રાક્ષસ થજે, રુખિયે દીધો શાપ. ૪૪
નીચ કપટી નાશી ગયો, દિલીપ પામ્યો ઘણું દુઃખ;
ગુણુનો તો અવગુણુ થયો, મહીપતિ (નું) ઉતરું મુખ. ૪૫
એમાં વાંક મહારો નથી, અકળિત કરશો આપ;
વણુવાંકે મુજને વઢો, શાને દ્યો છો શાપ? ૪૬
રાજાએ જળ કર ધર્યું, સાંભળજ્યો રુખિ રાજ;
મહારો શાપ તું સાંભળે, લોપું તારી લાજ. ૪૭
મુખથી શાપ મહીપતિ વદે, દમયંતી પામી દુઃખ;
હાં હાં કહીને કર ધર્યો, મહીપતિ કેરે મુખ. ૪૮
એ ગુરુ છે કુળ આપણા, વિપ્ર તણો શો વાંક;
કપટી કપટ કરી ગયો, અધર્મી આડે આંક. ૪૯

રાજા કેહ ક્યાં મૂકિયે, જળ જે ઠામે જાય;
અનાવૃષ્ટ અદિકી પડે, કે પૃથ્વી પ્રલે થાય. ૫૦
પોતાના પગ ઉપરે, નરપતિએ મૂક્યું નીર;
બેઉ પગ તેના બળી ગયા, ધારણુ રાખ્યું ધીર. ૫૧
પાણી પગ ઉપર ધર્યું, શોભ્યા પગ અતિ શામ;
કલ્માષપાદાંઘ્રિજ પડ્યું, નરપતિ પામ્યો નામ. ૫૨
અજાણ્યો ચાકર રાખશે, વદશે અજાણી વાણ;
તેને દુઃખ દારુણ થશે, પરાણે ખોશે પ્રાણ. ૫૩
રુડો અગ્નિ વેઠવો, રુડું પીવું ઝેર;
ભુંડો શાપ બ્રાહ્મણ તણો, વધતું ભુંડું વેર. ૫૪
છપનક્રોડ જાદવ શમ્યા, અતિ બળિયા જે આપ;
પ્રહરમાં પ્રાજે થયા, સદ્ય વિપ્રનો શાપ. ૫૫
પોળિયા પરમેશ્વર તણા, જય વિજય અતિ આપ;
પાપરૂપ પૃથ્વી પડ્યા, સદ્ય વિપ્રનો શાપ. ૫૬
ભૃગુલાંછન ભગવાનને, ભવને બ્રહ્મ કપાળ;
બ્રહ્માને ભિક્ષુક કર્યો, અધિક વિપ્રનું આળ. ૫૭
બ્રહ્મ દાવાનળ દોહેલું, બ્રહ્મસ્વ ભુંડો ભોગ;
બ્રાહ્મણને છેડ્યા થકી, રૌ રૌ વાધે રોગ. ૫૮
વિપ્ર વેરે વૈકુંઠ નહિ, વિપ્ર વેરે નહિ વંશ;
વિપ્ર વેરે વૈભવ નહિ, સકળ ધર્મનો ધ્વંશ. ૫૯
વિપ્ર ગૌ તુળસી પીપળો, ગુરુ ગંગ શ્રી કૃષ્ણ;
નિમેષ અંતર એમાં નથી, પૂર્ણ ઉત્તમ જ્યાં પ્રશ્ન. ૬૦
છય દર્શનમાં છત્રપતિ, છયે શાસ્ત્રમાં છેક;
છય ભાષામાં શૂર છે, વિપ્ર તણો વિવેક. ૬૧
નક્ષત્રી પૃથ્વી કરી, એકવીશ વાર વામ;
જાયો જમદગ્નિ તણો, ફરસીધર ફરશુરામ. ૬૨
વસિષ્ઠ મુનિએ મન વિચાર્યું, ફજેત થયો હુ ફોક;
કપટી કપટ કરી ગયો, શાણા રાયને શોક. ૬૩
મિથ્યા શાપ થાશે નહિ, નિશ્ચયપદ નિરધાર;
રાજા રાક્ષસ રણુ રેહ, પુરણ વર્ષ જ બાર. ૬૪
બાર વર્ષે શુધ્ય આવશે, તનું કરો નહિ તાજ;
મંદિર આવજે મહીપતિ, કરજે રુડું રાજ. ૬૫
નારી કેહ સુણુ નરપતિ, ભુંડો બ્રાહ્મણ શાપ;
કો કાળે નહિ છુટકો, મોઢું એ છે પાપ. ૬૬

દમયંતી 'રહી દેશમાં, રાજા રણુમાં જાય; *
રુદે જ્ઞાન રહ્યું નહિ, રાક્ષસી કર્મો થાય. ૬૭
શીલ ગયું ને સત ગયું, ગયું રંગ ને રૂપ;
ધર્મ કર્મ ધીરજ ગયાં, ભમતો હિંડે ભૂપ. ૬૮
મારે નીતનીત માનવી, ઉદર પોષણે આપ;
પુન્ય પેર પ્રીછે નહિ, પ્રીછે પ્રૌઢાં પાપ. ૬૯
એક દિવસ એક બ્રાહ્મણી, બ્રાહ્મણ કેરો બાળ;
રૂપે કામ રતિ સમાં, આવ્યાં વર્ષાકાળ.* ૭૦
ઇંદ્ર ઇંદ્રાણી સારખાં, જોવા સરખી જાત્ર;
ચાતુર ચંદ્ર ને રોહિણી, તે આગળ કુંણ માત્ર. ૭૧
વનફળ ફુલ લેવા ફરે, બેઠાં બે એકાંત;
કંદર્પ વાપ્યો કારમો, ભર્તૃથી નવ રહી ભ્રાંત. ૭૨
ક્રીડા કરે કલ્લોલમાં, વર વિનતા વન માંહ્ય;
રાજા જે રાક્ષસ થયો, તત્ક્ષણ આવ્યો ત્યાંય. ૭૩
તાણી લીધો વિપ્રને, આપે કરવા આહાર;
કામની તો બહુ કરગરે, નિર્મળ કુળની નાર. ૭૪
અમો જાતે છુ બ્રાહ્મણા, તુ વનચર છે આપ;
વધ કરે છે વિપ્રનો, છૂટીશ ક્યારે પાપ? ૭૫
વૃદ્ધ મા બાપ છે એ'નાં, એકજ છે એ પુત્ર;
પતિવ્રતા હુ પ્રેમદા, કાચું મમ ઘર સૂત્ર. ૭૬
ભોગ નથી કાંઇ ભોગવા, કામ રુડાં નથી કીધ;
બાળક છુ બન્યો જણાં, લાહો કાંઇ નવ લીધ. ૭૭
સીમત નથી સોહાવ્યું, નહિ સુવાવડ સેજ;
નથી પુત્ર રમાડીયો, હૈડે છે એ હેજ. ૭૮
પિઉજીને પિરસાં નથી, ઉનાં રાંધી અન્ન;
આલિગન ઓપાવતે, તૃપ્ત નહિ મુજ તન. ૭૯
આધાર મુજ આત્માતણો, જીવતણો એ જીવ;
મુકી દે મુજ નાથને, દેહે દામણો દીવ્ય. ૮૦
કોટી ઉપાયે કરગરે, હેતે જોડે હાથ;
રુદન રાને રામા કરે, વળગે સ્વામી સાથ. ૮૧
તું રાજા રાક્ષસ નથી, રુડો ક્ષત્રી રૂપ;
નથી દીઠો નથી સાંભળ્યો, જે હણે બ્રહ્મને ભૂપ. ૮૨

* પ્રત ૪. "આવ્યાં વગડે વૃષાકાળ."

દયા શાની તે દુષ્ટને, મૂરખ ત્યાં શી મે'ર;
ભક્ષ કર્યો ભિક્ષુકને, વર્ત્યો કાળો કેર. ૮૩
વિલાપ કરે વનિતા વને, રામા રણમા રોય;
પાપીને હાથ વિપ્ર ચઢયો, મુકાવી ન શકયું કોય. ૮૪
સહે દુઃખ કયમ સુંદરી, પતિવ્રતા હુ નાર;
અગ્નિ કાષ્ઠ કરી એકઠાં, ભસ્મ થઇ તે ઠાર. ૮૫
શાપ દીધો સતી સુદરી, તે વેળાએ તર્ત;
સંગ કરતાં શામા તણો, મૂરખ પામજે મર્ત. ૮૬
બ્રહ્મહત્યા તુ ભોગવે, ખરો પામતાં ખેદ;
દશ લાખ ઘણું દુઃખ પામજે, ભૂતળ ભમજે ભેદ. ૮૭
શામા સગ સમય વિષે, પાપી તજજે પ્રાણ;
બ્રહ્મહત્યા તું ભોગવે, નિશ્ચે પદ નિર્વાણ. ૮૮
વર્ષ બાર વીતી ગયાં, સુંદર હવું સ્વરૂપ;
મનુષા દેહ મહીપત થયો, ભવન આવિયો ભૂપ. ૮૯
દમયતીયે દેખીયો, સ્વામી સાંભળ વાત;
બ્રહ્મહત્યા ભેદી તુને, એ તો મહા ઉત્પાત. ૯૦
બ્રહ્માંડ પડે બ્રહ્મા પડે, ધરતી પ્રલે થાય;
કાયા કલ્પ કાયા કસે, બ્રહ્મહત્યા નવ જાય. ૯૧
અંગે રગત રોગી થયો, પિત્ત વિકારી પાપ;
સતી દમયતી સુદરી, વર્ત્યું આપો આપ. ૯૨
વંશ રેહે એ કારણે, તેડ્યા વિપ્ર વસિષ્ઠ;
આજ્ઞા લીધી અધિપની, અધિપ જાણીને ઈષ્ટ. ૯૩
વીર્ય લેવા વૃદ્ધ વિપ્રનુ, વધવા કુળનો વંશ;
રજા આપી રણમાં ગયો, પાપ રૂપ પ્રસંશ. ૯૪
સત્તાવીસ નર્ક સોહેલા, નીચ પાપના નેક;
દુઃખ દાવાનળ દોહલુ, અધીક બ્રહ્મહત્યા એક. ૯૫
પચાસ ક્રોડ પૃથ્વી ફરે, નિર્મળ નદિયો ના'ય;
વ્રત કરે વિધ વિધનાં, બ્રહ્મહત્યાથી ન છુટાય. ૯૬
કાયાની કેડે ફરે, જ્યમ પડછાયો પુઠ;
બ્રહ્મહત્યા ભેદી રહી, લાગ્યું હલાહલ કૂટ. ૯૭
વદન વિક્રાળ બિહામણું, દારુણ દીસે દંત;
કોટી રોમ કટારીઓ, જાણો અગ્નિ અનંત. ૯૮
ખૌ ખૌ કરતી ખેચરી, બિહામણી બહુ રૂપ;
જનેતા જમ કિંકર તણી, ભેદી રહી છે ભૂપ. ૯૯

કિંકર એક યમ રાજનો, ચર્વિત ચર્વણ હારઃ
માતા તેહ મૂર્ત્તિ તણી, બ્રહ્માંડ પુરાણે સાર. ૧૦૦
કાળિ કુરૂપ કુલક્ષણી, શાકણરૂપ શતસહસ્ર;
પયોધર પર્વત સમા, વપુ મળે નહિ વસ્ત્ર. ૧૦૧
કોઇક વેળા કારમી, ઉંચી થાય આકાશ;
શોભે કોઇ દીન શાપણી, પડે આવીને પાસ. ૧૦૨
કોઇક વેળા વાઘિણી, ડાકણીઓ દશ લાખ;
કોઇક વેળા વિછણી, ભુંડી બોલે ભાખ. ૧૦૩
જાણે જ્વાળા અગ્નિની, પ્રલયકાળનું પૂર;
ખડ્ગ ઉઘાડે ખેચરી, નરપતિ પુઠે નૂર. ૧૦૪
વેશ શિકોતર વંતરી, શિવા શૂળવત કેશ;
કુરૂપી કીટ કારિણી, પાપરૂપ પરવેશ. ૧૦૫
ક્ષણું વસે નહિ વેગળી, દાવાનળવત્ દેહ;
રાજા કેડે રણ વિશે, તત્પર ચાલે તેહ. ૧૦૬
હીંડત હાલત બોલતે, ખાવે પીવે ખેડ;
જાગ્રત સ્વપ્નમાં ઝંખના, કયમે ન મૂકે કેડ. ૧૦૭
કોડ વિંછીની વેદના, દાવાનળવત્ દુઃખ;
ભટકો હિડે ભૂપતિ, સ્વપ્નામાં નહિ સુખ. ૧૦૮
બ્રહ્મહત્યા ભુંડી ઘણી, ઘણા દુઃખમાં ગર્ક;
સતાવીસે સામટા, નિત્યે ભોગવે નર્ક. ૧૦૯
એક સમે રાજા ગયો, મિથિલાપુર મોજાર;
જનકરાય વસે ત્યાંહ, જ્યાં સુખ સાગર સાર. ૧૧૦
તનયા સીતા સારખી, જોગ્ય રામ જામાત્ર;
વિદેહી વિશ્વે કહ્યો, પવિત્ર પૂજન પાત્ર. ૧૧૧
વગડે વડ હેઠળ વસે, ગુણ નિધિ ગૌતમ નામ;
ભમતો ભમતો ભૂપતિ, આવ્યો તેણે ઠામ. ૧૧૨
કોટિ કોટિ ઉદય અરુણ, તેજ પુંજ મહા પૂર;
ઋખિ શોભે વિષ્ણુ સમો, નારાયણનું નૂર. ૧૧૩
તપોરૂપ તપોમયી, ત્રિલોક તત્ત્વનું તેજ;
ચૌદલોક ચતુરાઇ પદે, નરખે હરખે હેજ. ૧૧૪
દંડવત કીધા દિલ થકી, જોઇ અલૌકિક જાગ;
કોઇક જનમના પુણ્યથી, ભૂપતિ કે' ભજ્યું મમ ભાગ. ૧૧૫
પ્રદક્ષિણા પંદર કરી, પ્રીતે જોડ્યા પાણ;
પાગ્ય નમ્યો તે પુરપતિ, વદને અમૃત વાણ. ૧૧૬

કરુણા કરો કંગાલને, પ્રભુ થાઓ પરસન્ન;
તત્ત્વ જડયું ત્રિલોકનું, દેવર્ષિ દ્યો દર્શન. ૧૧૭
કરુણા સિંધુ કરુણા નિધિ, કરુણાકર કલ્યાણ;
કરુણાદૃષ્ટિ કરી નમ્યો, વિપ્ર વદે વર વાણ. ૧૧૮
ક્યાંથી આવ્યા કોણ છો, કોણ તમારી જાત;
દીનપણું દેહે કર્યું, વિસ્તારી કહો વાત. ૧૧૯
નરપતિ તે ચરણે નમ્યો, કહિ વિગતે કથાય;
બ્રહ્મહત્યા ભેદી મુને, પ્રૌઢી કેમ પળાય. ૧૨૦
અજ્ઞાત કર્મ મેં આચર્યું, મુનિ શાપથી મૂઢ;
પાપરૂપ એ પાપિણી, પલક ન મૂકે પૂઠ. ૧૨૧
વિશ લક્ષ મેં વ્રત કર્યાં, કષ્ટિ કોટિધા કાય;
ચૌદ વર્ષ હું જવ ચર્યો, પાપિણી* નહિ પળાય. ૧૨૨
અંગુઠે ઉભો રહ્યો, ઉંચા રાખ્યા હાથ;
તોય તજે નહિ પાપિણી, શાકણરૂપિ રેહ સાથ. ૧૨૩
પંચાગ્નિ પચ* શતવરાં, ખરી કરી મેં ખેડ;
તોય મુને નથી મૂકતી,† કાળરૂપિણી કેડ. ૧૨૪
ઉપવાસ કીધા અબ્ધના, ક્રોડ લુટાવ્યો કોશ;
નીચ જાત નાઠી નહિ, દોદશ દાખવે દોષ. ૧૨૫
ભૂતળ હું બાધું ભમ્યો, રામ જપતા રંગ;
ટાળી એ ટળતી નથી, સર્પિણી મજનો સંગ. ૧૨૬
દાણ મૂકાવ્યાં દેશનાં, કર છાંડ્યા કૈં ક્રોડ;
તોયે જ્વાળા નવ ગઇ, જૂલમ કરે રહી જોડ. ૧૨૭
પૂરણ પુણ્ય કંઇ પૂર્વનું, તે ફળ પામ્યો આજ;
દર્શન દીઠાં દેવનાં, મોટા છો મા'રાજ. ૧૨૮
દર્શન દુર્લભ દેવને, છો શિવરૂપ સમર્થ;
બ્રહ્મહત્યા ભાગો વિભુ,‡ સરશે મ્હારો અર્થ. ૧૨૯
બ્રહ્મહત્યા ટાળી શકો, એવા છો અધિપત્ય;
કેટલી ઉપમા કહી શકું, મૂરખ છે મુજ મત્ય. ૧૩૦
દીનપણે દશ કોટિધા, કરગરી કહું કરજોડ;
ગુણસાગર ગૌતમ વદે, મેલી મનનો મોડ. ૧૩૧
જાઓ જરુર ત્યાં જાતરા, સહજ નમાવો શીશ;
સાક્ષાત્કાર કૈલાસપતિ, ગોકર્ણેશ્વર ઈશ. ૧૩૨

---

* પાઠ. પ્રત ૨. "બ્રહ્મહત્યા ના દૂર થાય." પ્રત ૩. "બ્રહ્મહત્યા પાછી નવ થાય."
† પ્રત ૨. "તોય નવ મૂજકી તી." ‡ પ્રત ૪. "બ્રહ્મહત્યા ભાગી જશે."

દાતા દેવ દયાનિધિ, ધર્મ ધુરંધર ધીશ;
બ્રહ્મહત્યા ભાગી શકે, ગોકર્ણેશ્વર ઈશ. ૧૩૩
વેદ શાસ્ત્ર પુરાણુમાં, જશ ગાયા જગદીશ;
મનવાંછિત મહીમધ્ય છે, (તે) ગોકર્ણેશ્વર ઈશ. ૧૩૪
ત્રિગુણુ આદ્ય ત્રિદશ સહુ, અડસઠ તીર્થ અધીશ;
બ્રહ્મહત્યા ભાગી શકે, (તે) ગોકર્ણેશ્વર ઈશ. ૧૩૫
વિરચી વદે વેદમાં, જપે જાપ જગદીશ;
ન્યાલ કરે નિમેષમાં, ગોકર્ણેશ્વર ઈશ. ૧૩૬
પ્રસન્ન સદા પરબ્રહ્મ એ, રેખ રુદે નહિ રીસ;
ભોળો ભવ દુઃખ ટાળશે, ગોકર્ણેશ્વર ઈશ. ૧૩૭
સુર સનકાદિક સુરપતિ, આરાધે અહર્નિશ;
વંદે વિષ્ણુ વિશ્વપત્ય, ગોકર્ણેશ્વર ઈશ. ૧૩૮
મા'રાજ રાજ રાજેશ્વરી, દેવતણો અધિ દેવ;
જન્મ સફળ તેનો ખરો, જેણે કીધી સેવ. ૧૩૯
ગોકર્ણેશ્વર પૂજ્યા, બ્રહ્મા વિષ્ણુ ઇંદ્ર;
એ પુણ્યે પ્રભુપદ ભોગવે,* ગ્રહ ગુણુ તારા ચંદ્ર. ૧૪૦
કોટિક બ્રહ્મહત્યા ટળે, નિમેષ માત્રમાં નેક;
એ સ્થાનક ઉત્તમ અતિ, તારે શિર છે એક. ૧૪૧
બ્રહ્મહત્યાને ટાળવા, સ્થિર સ્થાવર એ ઠામ;
રાવણુ રણુમાં રોળીને, મુક્ત થયા શ્રી રામ. ૧૪૨
સર્વ શ્રેષ્ઠ શિવરાત છે, † ઉપવાસ જાગરણુ થાય;
બિલ્વિપત્ર સમર્પતાં, પાપ પ્રલે થઈ જાય.‡ ૧૪૩
રાજા કહે રુડું કહ્યું, અચરજ મોટું એહ;
કહો મહિમા તો સાંભળું, નિર્મળ થાય આ દેહ. ૧૪૪
મુરખ મત મારો અધીક, અકલ હિન છું આપ;
તે માટે પડચું પૂછ્યું, સિદ્ધ ન દેશો શાપ. ૧૪૫
કંગાલ જાણી કરુણા કરો, વેદ ન કાઢશો વાંક;
કથા એહ મુજને કહો, હું છું રાવલો રાંક. ૧૪૬
ગૌતમ કહે સુણુ ગુણુનિધિ, મહાદેવ પૂજાનો મર્મ;
કોટી કલ્પ કહે શારદા, ધારી ન શકે ધર્મ. ૧૪૭
પારખું પ્રત્યક્ષ પરખિયું, ધારી જોયું દૃષ્ટ;
જાગરણુથી પાતિક જશે, કોટીક કુડાં કષ્ટ. ૧૪૮

* પ્રત ૪. "એ પુણ્યે પ્રભુત્વ બન્યા." † પ્રત ૪. "શિવરાત્રિ વ્રત મહા મહત."
‡ પ્રત ૨. "જરુર પ્રલે પાપ થાય" પ્રત ૪. "જરુર એ પાપ પલાય."

ગૌતમ કહે છે ગુણ ઘણો, બિલિપત્ર સમર્પો શુદ્ધ;
વિવેક થકી વ્રત આચરો, સાહિત્ય આણી શુદ્ધ. ૧૪૯
શિવરાત્રિ મધ્ય રાત્રિયે, વ્રત તણો વિવેક;
ઉપવાસ જાગરણ અઘ હરે, શિવ મહિમા છે નેક.* ૧૫૦
જાત્રા જરુર રાજા જજે, કરજે શિવરાત્રિ વ્રત;
ભસ્મ થશે બ્રહ્મહનન ફળ, તે વેળાએ તર્ત. ૧૫૧
કીધુ તેં અજ્ઞાતમાં, રાક્ષસ રૂપે રાય;
તેનું પ્રાશ્ચિત તેટલું, પાપિણી પ્રીતે પળાય. ૧૫૨
બ્રહ્મભોજન ભલાં કરો, પુણ્ય વચન પ્રમાણ;
શિવ પૂજન નવ ચૂકશો, જ્યાં લગી ઘટમાં પ્રાણ. ૧૫૩
સૂત કહે શૌનક સુણો, આદિકી વિદ્યા એહ;
વેદ પુરાણ ને શાસ્ત્રમાં, એમાં નહિ સંદેહ. ૧૫૪
દ્વય અધ્યાય ધારી જુવો, કથા સાંભળી કર્ણ;
મનવાંછીત માગ્યાં મળે, શંકર રાખે શર્ણ. ૧૫૫
ધર્માર્થ કામ ને મોક્ષ પદ, મા'દેવ મહિમાય;
કૈલાસ વાસ વસવા વિશે, સુખ સાગર સીમાય. ૧૫૬
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વિરેશ્વરનો તન;
શામળ સેવક શિવ તણો, મહા રુદ્ર પર મન. ૧૫૭
શિવ પૂજો શિવ શિવ કહો, વાણી શિવ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૧૫૮

(ઈતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'ગોકર્ણેશ્વર મહિમા' નામનો દ્વિતીયોધ્યાયઃ

---

## અધ્યાય ૩ જો.

### ચોપાઈ.

શ્રી મુખે સેવું સરસ્વતી, મયા કરો આપો માહમતિ;
ચિત્તમાં ધ્યાન તમારું ચહાઉં, પલક એકમાં પાવન થાઉં. ૧
વિરંચીએ વદ્યા મુખ વેદ, ભણાવ્યા ભારતી તેં ભેદ;
વ્યાસ નારદ ને શ્રી સુકદેવ, સમ્યક્ પ્રકારે કીધી સેવ. ૨
જશ દેયણ જશવતિ નહિ જોડ, કીધા પંડિત લક્ષ કરોડ;
બ્રહ્મોત્તરખંડ કેરી કથા, જોગ્ય વાત જણાવું જથા. ૩
પાતિક પાંચ પ્રીતયે પળાય, નર નારી સહુ પાવન થાય;
સૂત કહે શૌનકને સાર, સુખસાગરનો શિવ દાતાર.* ૪

---

* પ્રત ૨. "ન્યાય શાસ્ત્રના નેક. * પ્રત ૨. "૦શિવ અવતાર."

કોડવાર કહીયે શું કથી, શિવ સમો દાતા કો નથી;
ગૌતમ કહે સાંભળ રે રાય, કહું શિવ પૂજનનો મહિમાય. ૫
સાચું નજરે દીઠું તેહ, ટાળું તુજ મનનો સંદેહ;
ગોકર્ણેશ્વર મોટા દેવ, સુરલોક કરે શુભ સેવ. ૬
દર્શન કરવા હું ત્યાં ગયો, નિમેષ માત્રમાં નિર્મળ થયો;
મોટો સંઘ મળ્યો માતરા, જોગ પુરુષ આવ્યા જાતરા. ૭
મળ્યા દેવ દાનવ ને રુખિ, મળ્યા નાગ માનવ માહ સુખી;
કરી જાતરા દિવ્ય દર્શન, સ્વાયંભૂ શિવને કર્યાં પ્રસન્ન.* ૮
વારુ કીધાં શિવનાં વ્રત, ટાળ્યા દુઃખના ડુંગર ત્રત;
સુખ સાગરમાં સૌ ઝીલિયા, પાપ પુંજ પૂરણુ પીલિયા.† ૯
ગરુવો દાતા શિવ ગોકર્ણ, જન્મ જાતના ટાળે મર્ણ;
પાંચ દિવસ ત્યાં પૂજા કરી, મંદિર ચાલ્યા પાછા ફરી. ૧૦
જનક દેશમાં હું પણ વળ્યો, મારગમાં એક કિંકર મળ્યો;
મને કહ્યું મિથિલાપુર જાઓ, તેડે છે વિદેહી રાઓ. ૧૧
જાતો તો જનકપુર માંહે, વાટે સરોવર આવ્યું ત્યાંહે;
મોટું કૌતુક દીઠું અમો, ભાવ ધરી સાંભળજો તમો. ૧૨
એક નારી ચંડાળ જ તણી, શામ વર્ણ ને વૃદ્ધ જ ઘણી;
લુલી લગડી રોગે રાંગળી, અંધ બધીર ને પગે પાંગળી. ૧૩
કોડી કુષ્ટી રૌરવ રોગ, ભૂડાં ભામનિ કેરા ભોગ,
રોમ રોમ ગુમડ ગ્રથિ દીઠ, કાયાએ પડ્યા કોટિધા કીટ. ૧૪
તપે તાપ સરોવર તીર, ઉદર અન્ન ટકે નહિ નીર;
દુર્ગંધ ઉડે ને બહુ ગંધાય, જુવતી પાસે કેમે ન જવાય. ૧૫
નર્ક કુંડ નારી તે નેટ, પોકાર કરતી કૂટે પેટ;
કંઠ પ્રાણુ આવ્યા તે પડી, મરવા આઘ રહી અદઘડી. ૧૬
જોવા કાજ રહ્યો જેટલે, વિમાન એક આવ્યું તેટલે;
જળહળ જ્યોત અકાશે હવી, જાણે કોટિક ઉદયારવિ. ૧૭
સ્ફાટિક મણિ જડીયા દશ દોર, ગાજે હેમ ઘુઘર ઘનઘોર;
બેઠા માંહિ ગુણવંતા ઘણા, તે તો સેવક શિવજીતણા. ૧૮
વિષ્ણુ, વિરંચી, શિવસારખા, પ્રતાપવંત પૂરણ પારખ્યા;
પ્રગટ પુણ્ય મહારું તો થયું, ગૌતમ કહે દુઃખ સઘળુ ગયું. ૧૯
સાક્ષાત્કાર રૂડા શિવ રૂપ, ભજે જેહને બ્રહ્મા સમ ભૂપ;
જાણે સૂર્ય મંડળની સેવ, અથવા મોટા શ્રીમહાદેવ. ૨૦

---

* પ્રત ૪. "પરબ્રહ્મ કર્યાં૦" † પ્રત ૪. "પાપ ઓઘ પૂરણ૦"

તેનું મુજને દર્શન થયું, શત જનમનું પાતિક ગયું;
નમસ્કાર કીધો દિવ્ય દેહીને, પુછ્યું ગુણરૂપ જોઇ મોહીને.* ૨૧
કરુણા નિધિ કયાંથી આવિયા, વિમાન કુણ કાજે લાવિયા;
વડો ભાગ્યશાળી જન કોણ, આ દર્શન તો દીઠું એણ. ૨૨
ભવને લોકે વાણી ભખી, રુડા ગૌતમ સાંભળ રુખિ;
નીચ જાત્ય ચંડાળી સમર્થ, વિમાન આણ્યું તેને અર્થ. ૨૩
એનો પ્રાણ અધ ઘડીએ જાશે, જીવ ફીટીને શિવવત્ થાશે;
અવિચળ પદની પોંચે આશ, કોડે વાસ વસે કૈલાસ. ૨૪
પાગે લાગીને તેડી જાશું, એના સેવક સૌકો થાશું;
ઉંચ નીચ પશુ પક્ષી છેક, જીવ સર્વનો ઈશ્વર એક. ૨૫
અંતરમાં ઉપન્યો આલ્લાદ, અદિકો દીધો આશીર્વાદ;
એક ઘડી અહીં ઉભા રહો, કરજોડી પુછુ તે કહો. ૨૬

## દોહરા.

ઓહો ગુણ ગૌતમ બોલિયો, એ તો અચરજ આજ;
પાપિણી કેમ પ્રભુવત્ થશે, મહિમા કોહ મા'રાજ. ૨૭
માનવા સરખુ કહો મુને, માનનિ કેરું મૂળ;
સેજે કેમ સ્વર્ગે જશે, સંકટ ટળતે શૂળ. ૨૮
ગણ કહે ગૌતમ સાંભળો, પૂર્વ જન્મની પેર;
પેલા ભવની બ્રાહ્મણી, ગુણવંત પુરુષને ઘેર. ૨૯
રૂપે રંભા સારખી, નિર્મળ કુળની નાર;
શુભકા નામે સલક્ષણી, અંશિ રૂપ અવતાર. ૩૦
ગાનવતી ને ગુણવતી, રૂપવતી તે રંભ,
પંડિત પિતા તેહનો, દેહે વર્જીત દંભ. ૩૧
સમારે વાસણ શિવ તણાં, દીપ કરે નિશ દિશ;
પિતા પાસે જઈ બેસતી, પુત્રી નમાવી શીશ. ૩૨
પરણાવિ તેને પ્રિતથી, રુડું ઘર વર ઠામ;
શુભકા કેરા સ્વામીનું, નરપતશર્મા નામ. ૩૩
જોબનવંત જુવતી થઈ, વિપરિત થઈ ગઈ વાત;
વનિતા તે વિધવા થઈ, અદકો એ ઉત્પાત. ૩૪
સ્નેહ સ્વામી સાથે ઘણો, માનનિ વિહ્વળ મન;
કામાતુર કાયા વિશે, તૃપ્ત થયું નહિ તન. ૩૫
દેશ બાધામાં દુઃખ થયું, વિપરીત રુડે વર્ણ;

* પ્રત ૪ "૦કીધો તેહને, દિવ્યરૂપ દેખી દેહને."

લાડકવાયો લક્ષ વસા, માં'જન પામ્યો મર્ણ. ૩૬
ઉપાય નહિ એ વાતનો, શુભ ચાલ્યો સંસાર;
જન્મ મરણ ફરી ફરી, પામ્યો નહિ કો પાર. ૩૭
પિયરમાં રહી પ્રેમદા, અતિશે ઉજ્વળ અંગ;
નીચ સ્વભાવ નારી તણો, થયો નીચનો સંગ. ૩૮
કામાતુર તે કામની, અતિશે આડે આંક;
કામે જીત્યા ક્રોડ જન, વનિતાનો શો વાંક. ૩૯
સતી સીત મંદોદરી, કુંતા દ્રુપદી કાય;
અહલ્યાજી ને અનુસુયા, કામ કદા ચિત્ત ચાહ્ય. ૪૦
ઈંદ્ર, ચદ્ર જેવા અધિક, સનકાદિક સિદ્ધ શામ;
પારાશર સમ પંડિતા, કુણે ન જીત્યો કામ. ૪૧
અબળાનો શો આશરો, નીચ બુદ્ધિ થઇ નેટ;
જારજાતિ કો જન મળ્યો, પુષ્યો ગર્ભ તવ પેટ. ૪૨
દિવસ આવ્યા દુઃખતણા, વનિતા જોબન વેશ;
જાર વિદ્યા જુવતી રમી, દાખ્યું બાધે દેશ. ૪૩
ગર્ભ ઉદર વાધ્યો ઘણો, સ્તન મન નેન નિતંબ;
રોધ પાંડુવન રડવડે, લજ્જાતુર થઇ રંભ. ૪૪
ભ્રુણહત્યા ભજતી ફરે, ન જડ્યો એક ઉપાય;
રણસંબંધ આવી મળે, કહો કયમ તેનું થાય. ૪૫
મા બાપે જોઇ માનનિ, દીઠું રંભા રૂપ;
હવે જો ઘરમાં રાખીએ, ( તો ) દંડે ભારે ભૂપ. ૪૬
દોહલો દંડ દિવાનનો, નાત જાતના નેક;
લોકાપવાદ ભુડો લહ્યો, છએ શાસ્ત્રમાં છેક. ૪૭
કનક કટારી કારમી, કોઇ ન મારે પેટ;
રખે એને કયમ રાખીએ, નીચ કામ છે નેટ. ૪૮
ન્રાત ભ્રષ્ટ ન્રાતિ કરે, કોઇ પિયે નહિ નીર;
સ્વજન સંગ તજે સદા, ધર્મ રહે નહિ ધીર. ૪૯
મારે માઠું થાય છે, વેદ લખ્યા છે વર્ગ;
સ્ત્રી હત્યા નવ છુટીએ, સહજ ચૂકીએ સ્વર્ગ. ૫૦
જે કરે તે ભોગવે, પુણ્ય કર્મ કે પાપ;
એને કર્મે એ લખ્યું, વિચાર કર્યો માબાપ. ૫૧
ચોટલે ઝાલી ચિત્તથી, કાઢી મૂકી કામ;*
કુળ લજાવ્યું કારમુ, ઠેઠ તજાવ્યો ઠામ. ૫૨

* કામની–પુત્રી.

પરિવાર સૌએ પરહરી, ભમતી વેઠે ભૂખ;
લાજ મર્યાદ રહી નહિ, દેહે દારુણ દુઃખ. ૫૩
સ્ત્રી મળી એક શૂદ્રને, નાર થઇ તેની નેટ;
પ્રસવ્યો પુત્ર ઘેર તેહને, પાપિણી છુટ્યું પેટ. ૫૪
એક માસે અર્ભક મુવો, સ્વામી મસવાડે સાત;*
ધન હતું ધણીને ઘણું, હેતે આવ્યું હાથ. ૫૫
મદોન્મત્ત થઇ માનનિ, જર જોબનનું જોર;
સુખના સાગરમાં પડી, સ્ત્રીને વાધ્યો તોર.† ૫૬
માંસ ભખે તે માનનિ, વારુણિ વારં વાર;
મદિરા માંહે મહાલતી, નીચ કર્મની નાર. ૫૭
અવગુણ બીજા અતિ ઘણા, પાપ રૂપ પ્રચંડ;
આત્મ જ્ઞાન મળે નહિ, ધરેના દેવ શિર દંડ. ૫૮
ગણિકા કેરા ગુણ ગ્રહે, નેક ન રાખે નૂન્ય;
સમણામાંહે સમજે નહિ, પૂજન કે કંઇ પુણ્ય. ૫૯
પલકે પલકે પ્રેમદા, પાપ કરે તે પ્રૌઢ;
માંસ, મચ્છ, મદિરા ભખે, માનનિ મૂરખ મૂઢ. ૬૦
ધર્મવતનાં ધન હરે, જશવતતણા લે જીવ;
જૂઠામાં જર વાપરે, દાવે રુઠ્યો દૈવ. ૬૧
શર્મ શું, કર્મને ધર્મ નહિ, શુભ અશુભ ન સાર;
પાપતણો પર્વત ચણ્યો, ભૂંડાપણ ભંડાર. ૬૨
મદિરા માંહી મચી રહી, થયો માંસનો ભાવ;
વચ્છ હણ્યો, અજ વામીને, બુદ્ધહિણ બન્યો બનાવ. ૬૩
સ્વહસ્તે પ્રાજે કર્યો, રાંધ્યું આમિશ રંડ;
ભક્ષ કર્યું ભૂંડાપણે, પૂરણ પાપ પ્રચંડ. ૬૪
અજ્ઞાતપણે એ આચર્યું, સુખમાં કીધું સેન;‡
સાંજ પડી સંધ્યા સમે, ધણુથી આવી ધેન. ૬૫
હિંસોરા કરતિ હીસતી, ગઇ ગમાણે ગાય;
પય પાવાને પ્રીતડી, ધેન ધશીને ધાય. ૬૬
દો'વાકાજ દુણી ગ્રહી, વચ્છ ન દીઠો દ્રષ્ટ;
અજ દીઠો ત્યાં જીવતો, કામનિ પામી કષ્ટ. ૬૭
દુઃખ પામી દિલડા વિશે, હાય કહી ઘસી હાથ;
ઉત્તમ કુળમાં અવતરી, થયો યવનનો સાથ. ૬૮

---

* મહિના. † પ્રત ૨. "ભુંડો વાધ્યો અંકોર." ‡ શયન.

ત્રણ વરાં શિવશિવ કહ્યું, સાચા દિલથી સ્વચ્છ;
અજ સાટે મેં મારિયો, વારૂ રૂડો વચ્છ. ૬૯
અર્ધ આમિશ તો વાવર્યું, ઝાઝી ભૂલથી ઝૂમ;
વાઘે માર્યો વાછડો, એવી પાડી બૂમ. ૭૦
લોકે માન્યું લક્ષવરા, રાખ્યું છાનું આપ;
પરમેશ્વર તો પ્રીછિયા, પરઠ્યું પ્રૌઢું પાપ. ૭૧
ભલી જાતની બ્રાહ્મણી, ખરી પામી મન ખીજ;
ત્રણ વરાં શિવશિવ કહ્યુ, વાવ્યું એટલું બીજ. ૭૨
મૃત પામી તે માનુનિ, પાપ રૂપિણી પેર;
અધમ કુળમાં અવતરી, ચંડાળણને ઘેર.* ૭૩
માત, તાત મરી ગયાં, થઈ આંધળી આંખ;
આયુર્દાથી ઉછરી, પાપણી જેની પાંખ. ૭૪
રઝળે બાઘે રાંધણી, દેહ દામણી દીન;
ટાઢે તડકે તરફડે, લૂલી લગડી લીન. ૭૫
વેદના વેઠતી વૃદ્ધ થઈ, રોગી જાતે રંડ;
લક્ષ વિછીની વેદના, દૈવે દીધો દંડ. ૭૬
વપુ વિશે વાળા બહુ, જીવતાં પડીયા જંત;
જન્મારો વેઠી જાતનો, અધિક દુઃખ અનંત. ૭૭
નિમેષ માત્ર મટે નહિ, પ્રૌઢું પુણ્ય કે પાપ;
કર્યાં કર્મ સૌ ભોગવે, છએ શાસ્ત્રમાં છાપ. ૭૮
માધ વદની ચૌદશે, ધર્મ કાજ સૌ ધાય;
ગોકર્ણેશ્વર જાતરા, જરૂર સંઘ ત્યાં જાય. ૭૯
નારી સંઘમાં નિસરી, ઉદર ભરવાને આપ;
કોટી જન્મનાં જેણીએ, પ્રૌઢાં સંચ્યાં પાપ. ૮૦
માગી ખાતી મારગે, વેદના વહેતી વર્ત;
ગોકર્ણેશ્વર ઈશને, દે'રે પો'તી તર્ત. ૮૧
ગોકર્ણેશ્વર ગુણનિધિ, દક્ષણમાં મહાદેવ;
અડસટ તીર્થ તણો અધિપ, સુર કરે સૌ સેવ. ૮૨
કથા કીર્ત્તન લક્ષ કોટિધા, પુરાણ વંચાયે પાન;
શિવ, શિવ, શિવ સૌ કો કહે, કુષ્ટિ સાંભળ્યું કાન. ૮૩
શિવ શિવ કહેતાં સુખ ઘણું, સાંભળતાં સ્વર્ગે જાય;
શિવ પૂજન શિવ સેવતાં, શિવ રૂપ જીવ થાય.† ૮૪

* પ્રત ૨. "ચડાળતણે તે ઘેર" † મૂળ પ્રત અને પ્રત ૨-૩ માં "શિવરૂપ શિવ થાય" પાઠ છે

ઉપવાસ સંઘ સર્વે કર્યાં, આપે કુંણુ ત્હાં આહાર;
ભૂખી રહી તે ભામનિ, માગે ખાતી માર. ૮૫
અન્ન વિના ઉંઘી નહિ, જાગી આખી રાત;
મહાપૂજા મહારાત્રિની, પૂર્ણું વ્રત પ્રભાત. ૮૬
એને કામ તો અન્નનું, ઝંખના કરતી જોર;
આપો, આપો, આપો, કેહ, રાત અંધારી ઘોર. ૮૭
સેવક સૌકો તે સમે, ધણી પૂજા લે ધાટ;
દે'રા બહાર નારી દુ:ખી, વારું રોકી વાટ. ૮૮
મધરાતે કૌતુક મહત્, કળકળતી દીઠી કામ;
સેવા કારણ સેવક સહુ, જાતા'તા તે ઠામ. ૮૯
કામનિ તે ઘણું કરગરે, આપો કહે અનાજ;
ખોળા ધરતી ખીજતી, આપોને મા'રાજ. ૯૦
એ રંડા અભડાવશે, વેરી નાંખશે વ્રત;
લે લે કહીને નાંખીઆ, ખોળામાં બિલપત્ર. ૯૧
પાંદડું પાછું નાંખીયું, રુદે ધરીને રીસ;
કોઇક પુણ્ય પ્રતાપથી, પડયું શંકરને શિશ. ૯૨
બ્રહ્મા વિષ્ણુ ઈંદ્રથી, પે'લી પૂજા પ્રીત;
માની છે મા'દેવજી, રુડા દેવની રીત. ૯૩
લક્ષ પૂજન બીજાં લખ્યાં, બિલિપત્ર સુખસાર;
શામળ કહે, સેવો સદા, શંકર છે દાતાર. ૯૪
પૂજા કીધી પુણ્ય કર્યાં, દીધાં દક્ષિણા દાન;
પુર પોતાને પરવર્યા, મા'દેવતણાં બહુ માન. ૯૫
પ્રભાતે સંઘ પરવર્યો, ગુણવંત સૌને ઘેર;
વળતી વાત તાં શી થઈ, પાપિણી કેરી પેર. ૯૬
ભૂખ દુ:ખને રોગ હદ, ન મળે નારી નીર;
અથડાતી દુ:ખ અતિ ઘણે, ગઇ સરોવર તીર. ૯૭
પ્રાણ ગયા પૃથ્વી પડી, થયું શિવજીને જાણ;
તુરત મોકલ્યા તેડવા, ગડગડીયાં નિશાણ. ૯૮
ઘુઘરમાળો ઘમઘમે, મોટી એ'ક બરાસ;
દેવ દુંદુંભી વાજતે, કામનિ જાય કૈલાસ. ૯૯
અતિ ઉજ્વળ આકાશથી, પુષ્પતણી થઇ વૃષ્ટ;
સાક્ષાત્કાર શિવજી મળ્યા, કામનિ (નું) કાપ્યું કષ્ટ. ૧૦૦
જાત ભાત શિવને નથી, નથી નર કે નાર;
ઉંચ નીચ અંતર નથી, શું કહું વારંવાર. ૧૦૧

આત્મા ઔષધ સર્વનો, વિંટ્યો એક વિવેક;
મારું તારું હું તું ટળે, જીવ શીવ એ એક. ૧૦૨
રોગ શોક જીવને નહિ, ઉત્તમ અધમ અધાત;
જીવ અખંડ અજ્ઞાન એ, પડે પટોળે ભાત્ય. ૧૦૩
શિવ ગણુને ગૌતમ કહે, નેક રહી નહિ નૂન્ય;
મધરાતે શિવ પુજીયા, ક્રિયા જનમનું પુણ્ય. ૧૦૪
બિલ્વપત્ર એને ક્યમ જડયું, ક્યમ પડયું શિવ શિશ;
ઉદ્ધાર કેમ એનો થયો, સાચું કહો આ દિશ. ૧૦૫
વનિતાએ જ્હારે વચ્છ હણ્યો, ભક્ષ કર્યો તે ભૂલ;
શિવ, શિવ, શિવ ત્યારે કહ્યું, તેહ પુણ્ય અમૂલ. ૧૦૬
સરસવના કણુ જેટલુ, વડ વૃક્ષનું બીજ;
વૃક્ષ વધે છે કેવડો, રુદે વિચારો રીઝ. ૧૦૭
વિમાન ચઢી વનિતા વહી, માણ્યા દૂધે મેહ;
ગૌતમ નયણે નિરખ્યું, એમાં નહિ સંદેહ. ૧૦૮
અચરજ દીઠું અતિ ઘણું, આજ હું આવ્યો આંય;
જરૂર હત્યા તહારી જશે, જો ગોકર્ણેશ્વર જાય.* ૧૦૯
જનકપુર હું જાઉં છું, તમો (પણુ) તત્પર થાઓ;
બ્રહ્મહત્યા ભાગી જશે, ગોકર્ણેશ્વર (ઝટ) જાઓ. ૧૧૦
પાગ પડીને પરણુમ્યો, સહજ નમાવ્યું શીશ;
જુગતે કીધી જાતરા, જય ગોકર્ણેશ્વર ઈશ. ૧૧૧
પૂજ્યા શિવ પરબ્રહ્મને, તન, મન, ધન તે ત્રત;
માઘ વદ્ય ચૌદશ દિને, વિવિધ પ્રકારે વ્રત. ૧૧૨
અન્ન, નીર, નિદ્રા તજી, જાગરણુ જાગ્યો રાત;
બિલિપત્ર બહુ સમર્પિયાં, પૂરણુ વ્રત પ્રભાત. ૧૧૩
અગ્નિ જવ–તલ જેટલો, ઘાસનાં ગાડાં લાખ;
એક પલકમાં પરજળી, થયાં બળીને રાખ. ૧૧૪
દેખીએ ઝાકળ ડુંગરો, ગગન સુધી છત છાય;
દિવસે તે દીસે નહિ, રવિ રુદે રેલાય. ૧૧૫
શિવ પૂજન પુણ્ય ઉદયથી, ટળ્યું અંધારું ઘોર;
બ્રહ્મહત્યા તે ભસ્મ થઇ, ન રહ્યો એક અંકોર. ૧૧૬
નરપતિ તે નિર્મળ થયો, દીવ્ય દેવાંશી દેહ;
વપુ અંતે વિમાનમાં, નારાયણુ પર નેહ. ૧૧૭

---

* પ્રત ૪. "તમો જાઓ ને ત્યાંય."

શિવ પદ પામ્યો સહજમાં, વસ્યો વાસ કૈલાસ;
જીવ ફીટીને શિવ થયો, સ્વાયંભૂ કેરી પાસ. ૧૧૮
એમાં સંદેહ રાખશે, મમત કરીને મૂઢ;
નવ ક્રોડ જન્મ નરકે જશે, પાપ ભોગવશે પ્રૌઢ. ૧૧૯
સૂત કહે શૌનક સાંભળો, મા'દેવ તણો મહિમાય;
બિલ્વપત્ર તણા બહુ ગુણ છે, સુખ સાગર સીમાય. ૧૨૦
નીચ આગળ કહીએ નહિ, ભુંડા આગળ(નવ) ભાખ;
સ્નેહ વિણ નવ સંભળાવિયે, હૃદય વિશે તે રાખ. ૧૨૧
સત્ સંતોષ ને શીલ ગુણ, જશ બોલે જગત;
કહીએ કથા તે આગળે, અદિકી હોય અગત. ૧૨૨
મનુષાદેહમાં અવતરે, ક્યાં નર ને ક્યાં નાર;
શિવ સેવન સમજી કરે, પામે ભવજળ પાર. ૧૨૩
કોટિ કમળ પૂજા કરે, ઉપચાર કરે લક્ષ ચાર;
તોયે બિલીદળ તણો, વેદ નહિ વહેવાર. ૧૨૪
ઉપવાસ કરે નવ માસના, નીત નીત ગંગા નાય;
બિલિપત્ર એક સમર્પતાં, રીઝે શંભુ રાય.* ૧૨૫
ગંગા સ્નાન કોડે કરે, માધવટો મહા મૂલ;
શિવપર બિલ્લિદળ ચઢે, તે પુણ્ય સમતુલ. ૧૨૬
ચતુર વિદ્યા ચૌદે ભણ્યો, ગુણ જાણ્યા બહુ ઘાટ;
શિવ મહિમા સમજ્યો નહિ, વેદ ભણ્યો તે વાટ. ૧૨૭
પ્રમાણ કર્યો પંચે મળી, પામ્યો પ્રૌઢા પાઠ;
શિવ પૂજન સમજ્યો નહિ, વિખાણ (પર) ઉઠી વાટ. ૧૨૮
દુઃખ ભાગે છે દેશનાં, ભલો ભલો કે' ભાટ;
શિવ મહિમા સમજ્યો નહિ, વંશ ઉઠાડી વાટ. ૧૨૯
લક્ષ્મી જોડી† લક્ષધા, હેત ચલાવ્યાં હાટ;
શિવ સેવન સમજ્યો નહિ, વણજ ઉઠાડી વાટ. ૧૩૦
રાગ આલાપે રંગમાં, અદિક કરે અટાટ;
શિવ મંત્ર સમજ્યો નહિ, વપુ ધરી તે વાટ. ૧૩૧
ગજ, રથ, ઘોડા, પાલખી, ખાન પાન ઘર ઠાઠ;
ભવનો‡ ભેદ ભાખ્યો નહિ, વિવેક વડો તે વાટ. ૧૩૨
નવ નીધિ ઘેર ભોગવે, અદિકી સિદ્ધિ આઠ;
શિવ પૂજન નવ સાંભર્યું, વડી સિદ્ધિમાં વાટ. ૧૩૩
જપ, તપ, દાન ઘણાં કરે, ધરે ઘણાં બહુ ધ્યાન;
બિલ્લિપત્રને આગળે, માગે સહુકો માન. ૧૩૪

---

* પ્રત ૨. "ભોળો કરશે સાહે." † મેળવી ‡ શંકર.

કનક *પુષ્પ ઘણાં ચઢે, સમર્પે સોના છત્ર;
શિવને વહાલું સર્વથી, બિલિદળનું પત્ર. ૧૩૫
ત્રણ પત્રનું તત્વ છે, પંચ પત્રે દળ પ્રૌઢ;
સપ્ત દળ શિરોમણિ, અધિક અષ્ટ આરોઢ. ૧૩૬
નવ દશ ને અગિયારનું, મન હરખે મા'રાજ;
ચિંતામણિ ચૌદ લોકનું, કરે કોટિધા કાજ. ૧૩૭
જુગ બાધો જીતી શકે, જીતે શુભ સંસાર;
ઇકોતેર શત ઓધરે, તૃપ્ત થાય ત્રિપુરાર. ૧૩૮
બહુ ગુણ બિલિપત્રમાં, ડાહ્યા દિલથી દાખ;
કૈલાસ વાસ તે ભોગવે, શાસ્ત્ર પુરે છે સાખ. ૧૩૯
ગજું થોડું ને ગુણ ઘણો, પારસ લોહ પળાય;
એથી અદિકું બીજું નથી, જીવ ફીટી શિવ થાય. ૧૪૦
બુધહિન શું જાણે બાપડા, ધર્મહિન ને ધૂત;
શિવ સરખો સમરથ તજી, ભાવે ભજશે ભૂત. ૧૪૧
બ્રહ્મોત્તરખંડે કથા, ગુહ્ય કથા એ ગરથ;
વેદશાસ્ત્ર પુરાણમાં, શિવ દાતા સમરથ. ૧૪૨
મુક્તિદાયક દેવ એ, ભુક્તિ હોય ભરપૂર;
ધર્માર્થ કામ ને મોક્ષમાં, નીત નીત વાધે નૂર. ૧૪૩
સૂત કહે શિવ પૂજજો, માણી મહિમા મન;
તત્ત્વસાર ત્રિલોકમાં, એ થકી નહિ અન્ય. ૧૪૪
શિવ પૂજો શિવ શિવ કહો, વાણી શિવ વિલાસ,
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૧૪૫
સુત શ્રી વિરેશ્વરતણો, કથા સંભળાવે કર્ણ;
ઓહો મહિમા બિલિપત્રનો, તોલ અધ્યાયે ત્રણ. ૧૪૬
ગાય સુણે ને સાંભળે, પૂછે પ્રશ્ન પ્રસન્ન;
શિવ મહિમા જે સાંભળે, દાખે હર દર્શન. ૧૪૭

(ઇતિશ્રી બ્રહ્મોતરખંડે) 'બિલપત્રનો મહિમા' નામનો તૃતીયોધ્યાયઃ

---

## અધ્યાય ૪ થો.

### ચોપાઇ.

શ્રી ગણપતિ મોટા મહારાજ, લક્ષ વસા રાખે એ લાજ;
શુભ મોદીક સેવત્રાં સાર, દુંદાળો દાખ્યો દાતાર.† ૧

---

* ધતુરો. † પ્રત ૩. "દુંદાળો દુ:ખભંજક સાર."

સુત કહે સાંભળિયે રુખિ, મા'દેવ તણો મહિમા કહું મુખી;
શારદ સૌ વાતે સમર્થ, આપ વિખાણુ કરું તે વ્યર્થ. ૨
પુરે શત મુંડે કણુ પાંચ, જ્યમ સાગરમાં શુકની ચાંચ;
એ રીતે કહેનારો કવિ, જેની બુદ્ધિ જેમાં હવી. ૩
અધિક તેજ અયોનિજા ઇશ, જેને જગત નમાવે શીશ;
જાણુ અજાણે દર્શન કરે, ઇકોતર શત તેના તરે. ૪
જે કો શિવનાં કરે દર્શન, પરબ્રહ્મ તેપર થાય પ્રસન્ન;
મહિમા દર્શનનો મોટો માણુ, તરે લક્ષ ચોરાશી ખાણુ. ૫
મોટું શિવ દર્શનનું મૂળ, ટાળે ભવનાં સંકટ શૂળ;
આખ્યાન એ ઉપર એક, વેદ પુરાણુ વચન વિવેક. ૬
કિશોરપુરી એક નગર અનૂપ, ભારે વીરમર્દન ત્યાં ભૂપ;
અવનવો જાણે કો ઇંદ્ર, ચાતુર જ્યમ તારામાં ચંદ્ર. ૭
વખાણુતાં મોટો વડવીર, ધર્મ ધુરંધર રૂડો ધીર;
સૂરપૂર દાતા દિલ દેહ, નીત શિવ પૂજન ઉપર નેહ. ૮
ભાર અઢારનાં પુષ્પ જ ભરે, કોડ ઘણે શિવ પૂજન કરે;
ધૂપ દીપ તાંબુલે તર્ત, દીપક જ્યોત ઘણેરાં ઘૃત. ૯
શીફળ ફોફળ બૅંક બરાસ, કેસર કૃષ્ણાગર લિલ વિલાસ;
અબિલ ગુલાલ અર્ગજા અતિ, કુંમકુમ કસ્તુરી મોટમ મતિ. ૧૦
અહર્નિશા એમ પૂજે ઇશ, જપે જાપ નમાવે શીશ;
નરખે નિમેષ નિમેષે નાથ, હેત ઘણેથી જોડે હાથ. ૧૧
ભરપૂર ભોગ ભરે ભારતી, અધિક કર્પૂરે કરે આરતી;*
રાજ વૈભવની રૂડી રીત, પૂજે પરબ્રહ્મ પૂરણુ પ્રીત. ૧૨
અદિકુ અપલક્ષણુ એહમાં, આચાર ભ્રષ્ટ દિલથી દેહમાં;
અભક્ષા ભક્ષ ખાંતિથી ખાય, આભડ છેટ કરે અન્યાય.† ૧૩
મદિરા માંસ દેખી મન મોય, લાગ્યો છંદ પરલલના જોય;
ઉચ નીચ મનમાં નવ ધરે, અગમાગમન અદિકુ કરે. ૧૪
સગાં સહોદરમાં સુરૂપ, ભજે ભામની ભૂંડો ભૂપ;
વર્ણું અઢાર તણી કામની, ભોગવિયો ભારે ભામની. ૧૫
ન ગણે પાપ કે ન ગણે પુન્ય, નીચ કામે નવ રાખી નૂન્ય;
સકળ જીવનું આમિશ જેહ, ભક્ષ કરી તન પોખે તેહ. ૧૬
ન ઘટે તેવાં કારજ કીધ, અપેયાપાન તો પૂરણુ પીધ;
અધિક અવગુણુ ભરાયા ઘણા, મુકરર તે વાતે નહિ મણા. ૧૭

---

* પ્રત ૨. "અદકી કર્પૂરે પૂરે આર્તિ." † પ્રત ૨. 'આભડ છેટ છીટ ન મનમાં થાય."

શિવ પૂજન કરે જે ઠાર, નિકટ એક દિન બેઠી નાર;
કુમુદવતિ નિર્મળ છે નામ, રામા વચન બોલી અભિરામ.* ૧૮
ભ્રાંત્ય ભૂપતના મનમાં વશી, કેહ સાચું શા માટે હશી?
બ્રહ્મહત્યાદિક સમ છે તુંને, સાચી વાત ન કહે જો મુને. ૧૯
કામનિ કે' સાંભળ રૂડા કંથ,† ચતુર વિચારી જો જો ચંત;
અભક્ષા ભક્ષ કરો છો ઘણું, પૂજન કયમ માને તમ તણું. ૨૦
પરનારીના ભાવે ભોગ, શિવ પૂજનને શો સંયોગ;
પાપ કરે ને પૂજે ઇશ, ગર્ધવ ભાર વહે જયમ શીશ. ૨૧
આમિશથી પોખો છો જાત, નિરખો પરનારી દિન રાત;
ભ્રષ્ટ બુદ્ધિ પામ્યા કેમ આપ, શિવ પૂજનશા પુણ્ય પ્રતાપ. ૨૨
અદિકુ અચરજ મનમાં અડચું, હેત ઘણેથી હસવું પડચું;
એનો કયમ પ્રીછું હું પાર, નિશ્ચે કયમ થાયે નિરધાર. ૨૩
તન મન ધનથી પૂછું અમો, મહીપત્ય જાણો તો કો' તમો;
જોતાં માંહે જડે નહિ જાગ, સદેહ ભાગો પ્રણમુ પાગ. ૨૪

દોહરા.

કાંત કહે સુણુ કામનિ, ભાગું તારો ભેદ;
આત્મજ્ઞાન અદિકુ મુને, વાણી બોલું વેદ. ૨૫
પૂર્વ જન્મની વારતા, ગુણુ કહું મારી મત્ય;
ભૂત, ભવિષ્ય, વર્તમાન જે, શામા સાંભળ સત્ય. ૨૬
પૂષ્ટ સરજી જે દિન થકી, તે દિનનો મુજ પ્રાણુ;
અધિક ખાણુ અથડાઈ મુવો, પાપ રૂપ પરમાણુ. ૨૭
પુણ્ય તોલા ભાર નહિ, પ્રૌઢાં કરતો પાપ;
નવ ક્રોડ જન્મ નરકે રહ્યો, આ તે પ્રાણી આપ. ૨૮
જલચર વનચર વાદિ થયો, વાનર વન વિવેક;
માર ખાતે મરી જતો, ધરા અવતાર અનેક. ૨૯
કીટ, પતંગ, ગર્ધવ થયો, મુંગો (થૈ) ખાતો માર;
પળ પળ પાપ વધારતો, ભારે સે'તો ભાર. ૩૦
કીધો વળતો કૂતરો, કહું તુજને એકાંત;
ભુંડિ વસ્તુ ભોજન કરું, ભુંડાને શી ભ્રાંત? ૩૧
જોરાવર જાતે હતો, શેરી વચ્ચે શ્વાન;
ચાટ મારીને ઝડપતો, પ્રૌઢાં જે પકવાન. ૩૨
નગર બાધે હું નાસતો, હાંકતાં સૌ હોડ;
ચીકટ પડી ચાટી જતો, કૂતરો કે' સૌ કોડ. ૩૩

* પ્રત ૪. "હશી વચન બોલી તે ઠામ." † પ્રત ૪ "કહે કામનિ સાંભળ રે કંથ."

પ્રૌઢે મંદિર પેસતો, ખાતો ખીચડ ખાંત;
માર ભાગો બી'તો નહિ, ભય ન ગણતો ભ્રાંત. ૩૪
વ્યાઘ્ર સમો વપુએ હતો, શેરી (માં) કરતો શોર;
બૂમ પાડે મુજ બિ'કથી, ચિત્ત હરામી ચોર. ૩૫
એક દિવસ શિવ પૂજને, જાતા દીઠા (જન) તર્ત;
હું પણ તે કેડે ગયો, તાક્યું દીપક ઘૃત. ૩૬
મુસળ ગ્રહીને મારવા, ધીગો મુજ શું ધાય;
નાસું દે'રા પાછળે, તેહ પ્રદક્ષિણા થાય. ૩૭
રંજાડી રૈયત સહુ, અદિકી દીધી આંચ;
નિમેષ નિમેષ નાશી ગયો, થઇ પ્રદક્ષિણા પાંચ. ૩૮
છઠ્ઠી વાર મેં છળ કર્યો, આણી મન આહ્લાદ;
ઢોળ્યું ઘૃત દીવાતણું, પ્રાશન કર્યો પ્રસાદ. ૩૯
હોડ કરી હાંકયો મુને, ધાયા પુંઠે ધીર,
રીસ ચઢી કોઇ રાયને, તાણી માર્યો તીર. ૪૦
માથા ઉપર મર્મ સ્થળે, ઓહો જોરથી બાણ;
શિવ સમિપ પ્રાસાદમાં, તત્ક્ષણ પડીયા પ્રાણ ૪૧
મર્તિ વેળા મેં સાંભળ્યું, કરુણાનિધ શિવ કાન,
વળી શિવનું દર્શન થયુ, માનનિ સાચું માન. ૪૨
પુણ્ય પ્રદક્ષિણા પાંચનું, શિવ દર્શન પ્રતાપ;
રૂપ નિધાન રાજા થયો, અવતારી કહું આપ. ૪૩
કથા એ મારા કર્મની, માનનિ સાચી માન;
વધુ થાય ને જે થશે, તે ગુણ શ્વાન સમાન. ૪૪
મોટો અઘ મેરુ હતો, પળમાં પામ્યો પુન્ય;
દુરિત ભસ્મ દેહનાં થયાં, નેક રહી નહિ નૂન્ય. ૪૫
વળી પૂછે તે હુ કહુ, પ્રીતે થઈ પ્રસન્ન;
પ્રદોષ સમે પરબ્રહ્મનુ, દાખ્યું મેં દર્શન. ૪૬
અજાણ્યે એ તો બન્યું, થયું અદિકું ફળ એહ;
પ્રીત્યે શિવને પૂજતાં, હોય દેવાંશી દેહ. ૪૭
પ્રથમ કાયાનો કૂતરો, અભક્ષાભક્ષને માટ;
પરબ્રહ્મ ઉપર પ્રીતડી, તે શિવ દર્શન ગુણ ઘાટ. ૪૮

## ચોપાઇ.

પ્રેમદા પ્રીત્યે પ્રણમી પાગ, જડી મુને રુડેરી જાગ;
હેતે કહોને હું કોણ હતી, પામી ક્યમ તમ સરખો પતિ. ૪૯

કથા કર્મ મારાની કહો, અગમ નિગમ જો લક્ષણુ લહો;
નિમેષ માત્ર ન રાખો નૂન્ય, પૂર્વ જન્મનું શું મુજ પુણ્ય. ૫૦
નરપતિ કહે સાંભળ રે નાર, આદ્ય કપોતી તુ અવતાર;
હરામી જીવ થકી હારતી, રંક પ્રાણીને બહુ મારતી. ૫૧
નગણુ, નઠોર, નમેરી નેટ, પાપે પોખે પોતાનું પેટ;
સોયેક જન્મ પહેલી સાપણી, કાબર કપોત પુરણુ પાપણી. ૫૨
ક્રોડ જીવની હિંસા કરે, પાપણી પાપે પેટ જ ભરે;
લઘુ જીવ ખાંતિથી ખાય, ત્યારે અહાર પોતાનો થાય. ૫૩
એક દિવસ સીંચાણો ડોટ, ચાંચે ગ્રહેવા માંડી તુજ કોટ;
ધણી બિ'કે તું થઈ બાવરી, કુત્છીત એક સંગે કાબરી. ૫૪
નાઠી કપોત કરીને કજા, શિવ દે'રાની દીઠી ધ્વજા;
ધ્વજ ઉપર બેઠી થઈ ધીર, વિષમ સીંચાણો આવ્યો વીર. ૫૫
જોરાવર ઝાપટ અગે અડી, પ્રાણુ ગયા દે'રામાં પડી;
શિવ શિવ કહેતા સેવક સાર, ભાવે તેં સુણિયો ભણુકાર. ૫૬
દિવ્ય ધ્વજા દીઠું દર્શન, જાણી પામર પરિબ્રહ્મ પ્રસન્ન;
પાપણી પણુ શિવ દે'રે પડી, વાટ વૈકુંઠ જાવાની જડી. ૫૭
એટલુ પુણ્ય જાણું છું અમો, રૂપરંગ રાણી છો તમો;
ધણા જન્મનાં પાતેક ગયાં, આપણુ બંને એકઠાં થયાં. ૫૮
અવતાર સાત થયા અનૂપ, તમો ભામનિ ને હું ભૂપ;
ઇંદ્ર પદ્દીથી સુખ અપાર, વૈભવ ભોગવશું નર ને નાર. ૫૯
આઠમે જન્મ અવતરશું અશ, જયંતીરાજાને કુળ વશ;
પદ્મવર્ણુ ત્યાં મહારું નામ, કરશું પુણ્યતણાં બહુ કામ. ૬૦
વૈદર્ભરાય તણી દિકરી, થઇ વરશો મુજને સુંદરી;
જગ્ન જાગ કરીશું ધણા, પુણ્ય તણી રહેશે નહિ મણા. ૬૧
રામ રાજ્ય તણી રીતશું, જગ બાધાનો જશ જીતશું;
મનુષા દેહ ઓશિકળ થશું, વિમાન બેસી વૈકુંઠે જશું. ૬૨
કરું ઇકોતેર પરિયાં ઉદ્ધાર, તહારા મહારા નિશ્ચે નાર;
જનમ મરણુ ટળે ગર્ભવાસ, કોડે વસશું શિવ કૈલાસ. ૬૩
જમ શિર પગ દઇને જશુ, જીવ ફીટી શિવ સરખા થશું,
એ શિવ દર્શનનો મહિમાય, વેદ પુરાણે વિરંચી ગાય. ૬૪
શિવ દર્શનનો મહિમા દાખ,* વેદશાસ્ત્ર પુરાણે સાખ;
સુત કહે સાંભળજો સર્વ, ધણોક તજીને મનનો ગર્વ. ૬૫

* જોવું.

ક્રોડ કથાંતર કહું શું કથી, શિવ સમાને સિદ્ધિ નથી;
ભલા વિષ્ણુ ભલા બ્રહ્માય, સઉ શિવ સિદ્ધિમાં સમાય.* ૬૬
શિવ પૂજનને શિવ શિવ કરો, શિવ દર્શન નીત ધ્યાને ધરો;
શિવની અર્ધ પ્રદક્ષણા પ્રીત, રૂડાં મનુષ તણી એ રીત. ૬૭
ધરજો શિવ દેંરાપર ધ્વજ, સ્વર્ગ જવાને થાજો સજ;
વારંવાર શું કહું વિવેક, ઇશ્વર મુખ્ય મારગ છે એક. ૬૮
મનુષાદેહ તણો એ લાંવ, ગરુવા શિવ તણા ગુણ ગાવ;
નહિ જે શિવ મહિમા ધારિયો, હોડે જીતી બાજી હારિયો. ૬૯
નવ નિરખ્યા શિવતીરથ ઘાટ, વંશ બાધિ ઉઠાડી વાટ;
મહિમા શિવનો નવ માણીઓ, પાપ રૂપ તે તો પ્રાણીઓ. ૭૦
પરબ્રહ્મ પૂજન નવ પ્રીછયો પંડ, યમદૂત તણા તેને શિર દંડ;
ભાવ ભક્તિ શિવજીની ભણ્યો, ધનધન તેની જનુનિએ જણ્યો. ૭૧
લક્ષણ રૂડા શિવ પૂજન લહે, કુળ દીપક સૌ તેને કહે;
સકળ શાસ્ત્ર જો જો સર્વથી, શિવ દર્શનથી ઉત્તમ નથી. ૭૨
વિષ્ણુ વિરંચી શિવને ભજે, શિવ દર્શનમાં સુખ સૌ સજે.
અમૃત માંહે અધિક અપાર, સંસાર સંકટ તરવાનો સાર.† ૭૩
દેવ માંહે મોટા મહાદેવ, સાર જાણો તો કરજો સેવ;
ત્રિલોક તત્ત્વતણું એ તત્ત્વ, સાચું સર્વ વસ્તુનુ સત્વ. ૭૪
વૈકુંઠ વાસ વસ્યાનાં બીજ, શિવ પૂજન રુદયામાં રીઝ;
બ્રહ્મા વિષ્ણુ ઇંદ્ર ગુણ ઘણા, સૌ મહિમા શિવ પૂજન તણા. ૭૫

### દોહરા.

ચાર વેદ વિદ્યા સકળ, ભારત કેરા ભેદ;
સારી પેઠે શોધતાં, વાણી શિવમય વેદ. ૭૬
મમતી થાકયા મમતથી, પંડિત થાકયા પૂર,
જોગી જગમ શેવડા, જાણો વાત જરૂર. ૭૭
ન્યાલ થાય નિમેષમાં, હરશું‡ જેને હેત;
પાંચ પદારથ પામશે, તન, મન, ધન, સમેત. ૭૮
ભવસાગરને તારવા, શિવ દાતા સમર્થ;
મા'દેવ થકિ કો મોટો કેહે, વાણી તે તો વ્યર્થ.§ ૭૯
કલાર ધંતુરો આકડો, સમર્પે શિવને શીશ;
પાર ઉતારે પલકમાં, આદ્ય ઉમાવર ઇશ. ૮૦

---

* પ્રત ૪. "સઉને શિવ સિદ્ધિ સીમાય." † પ્રત ૪. "સુખ સમુદ્ર સઘળાનો સાર."
‡ શંકર સાથે. § પ્રત ૨. "૦શિવ સમર્થ દાતાર, ભવસાગર તરવાતણી, નૌકા સમર્થ સાર."

બ્રહ્મોત્તરખંડે કથા, અપરંપાર અપાર;
દર્શન મહિમા દાખિયો, ચાતુર આખ્યા ચાર. ૮૧
ગાય શીખે ને સાંભળે, પૂછે પ્રશ્ન પવિત્ર;
ભવસાગરથી તે તરે, ચારુ શિવ ચરિત્ર. ૮૨
ગયા, ગંગા ને ગોમતી, કાશી ને કેદાર;
અડસટ તીર્થ થકી અધિક, દરસે* શિવ દાતાર. ૮૩
ધન ધાન્ય સમૃદ્ધિ શોભવે, ઘણી લક્ષ્મી ઘર સૂત્ર;
મનવાંછિત દે મોજથી, પુણ્ય પ્રતાપે પુત્ર. ૮૪
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વાણી વિમળ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૮૫

( ઇતિ શ્રી બ્રહ્મોત્તરખંડે ) 'શિવદર્શન વર્ણન' નામનો ચતુર્થોધ્યાય.

---

## અધ્યાય ૫ મો.

### ચોપાઈ.

શિવ ઉમાની કરીએ સેવ, પ્રથમ પૂજીએ ગણપતિ દેવ;
રિદ્ધ સિદ્ધ તનયા તન લક્ષ લાવ, ભવસાગર તરવાનું નાવ. ૧
નિર્મળ નારાયણનું નૂર, શોભે છે અંગે સિંદૂર;
જગદંબા જનની જેહની, તરીએ હોય કૃપા તેહની. ૨
રસનાએ રટિયે સરસ્વતી, મયા કરી આપો મા' મતિ;
ચતુરાનન તનયા ચિત્ત ચાહું, પામર છુ પડિત કહેવાઉં. ૩
કરુણાનિધ કેરી કહુ કથા, જોગ વાત બોલાવો જથા;
બ્રહ્માદિશી બ્રહ્મોત્તરખંડ, દેહ કર્મના ટાળે દંડ. ૪

### દોહરા.

શિવ મહિમા કહું કેટલો, વેદ વચન વિખ્યાત;
શૌનક પ્રત્યે સુત કહે, વ્યાસ વડેરી વાત. ૫
લક્ષ મુડામાં મુઠડી, સિંધુમાં બિંદુ જેમ;
તરણું ભાર અઢારમાં, તોલ કહું છું તેમ. ૬
મહિમા શ્રી મા'દેવનો, ગરુવા ગુણ નીત ગાઉં;
પાંચ ક્રોડ પરિયા સહિત, પ્રીતે પાવન થાઉં. ૭
સ્થાપન જે શિવલિંગનાં, કરવે પુણ્ય અપાર;
ઇકોતર શત ઓધરે, અધિક સફળ અવતાર. ૮

---

* દર્શન કરવાથી.

સહજ રમતે શિવ સ્થાપિયા, મહિમા માટે મૂલ્ય;
વૈભવ પામ્યો વૈશ્ય વર, કોટિ ઇંદ્ર સમતુલ્ય. ૯
એ ઉપર આખ્યાન કહું, હારદ પરડું હોડ;
શ્રુતિ સ્મૃતિ ને વેદ કહે, કરુણા નિધ પૂરે કોડ. ૧૦

## ચોપાઈ.

નગર ઉજેણી અતિ અનૂપ, ચંદ્રસેન ભડ ભારે ભૂપ;
ઇંદ્ર સમોવડ છે અવતાર, દેવાંશી દેહે દાતાર. ૧૧
તેજ તરુણ નિર્મળ છે નૂર, પરાક્રમી પરમારથ પૂર;
સુર પદવી જેનો સારથી, મોટા સહસ્ર જીત્યા મહારથી. ૧૨
નરપતિ સઘળા તેને નમે, આપે કર ન આપે દમે;
ભાજન કંચનનાં નીત ભરે, શોણિપતિ શિવ પૂજન કરે. ૧૩
પુખરાજમય છે ઓઢા પાત્ર, જગત લોક કરે સૌ જાત્ર;
કેસર કૃષ્ણાગર એ'ક બરાસ, લાખિણી પૂજા લિલ વિલાસ. ૧૪
કસ્તુરીના કર્દમ થાય, ગુણિજન ભક્ત ગુણ શિવના ગાય;
ધૂપ દીપ તંબોળે તર્ત, ઘણાક દીપ ઓઢાં છે ઘૃત. ૧૫
પૂર્ણ કૈલાસ સમુ પારખું, વૈકુંઠ વાસ શોભિત સારખું;
બ્રહ્માદિક ઇંદ્રાદિક નમે, વિષ્ણુ વિરંચીને ગુણ ગમે. ૧૬
હીરા રત્ન લાખિણું લિંગ, શિવ સેવા સુખસાગર સંગ;
શિવ પૂજન સામગ્રી ઘણી, અધિક શોભા ઇંદ્રાસન તણી. ૧૭
કરે આરતી શિવ ગુણ ગાય, નગર લોક સૌ જોવાને જાય;
ગોવાળિયા કેરો એક તન, શૂદ્ર જાત જાણીતો જન. ૧૮
રંક જાત કિંકર કંગાલ, હોડે કોડે દુર્બળ હાલ;
મૃત પામ્યો'તો તેનો તાત, માનહિન વિધવા ઘેર માત. ૧૯
કામ પારકાં કોડે કરે, પોતે પુત્રનું પેટ જ ભરે;
ઉદર પોષણ કરવા કારણે, બળદ ગાયો ચારે બારણે. ૨૦
એક દિવસ દર્શનને ઠાર, ગયો બાળક રાજા દરબાર;
વાગે ઢોલ, મૃદંગ, નિશાણ, ભાસે ક્રોડ ઉદય જયમ ભાણ. ૨૧
દેવતણાં કીધાં દર્શન, પ્રીત્યે પૂરણ મન પ્રસન્ન;
આદ્ય ઉમાપતિ નિરખ્યા ઇશ, ધર્મવંત ધુરંધર ધીશ. ૨૨
બપોરે આવ્યો બારણે, ગયો ગાયો ચારણ કારણે;
પૂરણ મનમાં પ્રગટ્યો પ્રેમ, નવ પ્રકારનો લીધો નેમ. ૨૩
કામ, ક્રોધ, માયા, મદ, લોભ, રાખે નિયમમાં થાનક થોભ;
કથા ભાવ ભક્તિ ને પ્રેમ, નિશ્ચે સાચા રાખ્યા નેમ. ૨૪

દર્શન વિણુ પાણી નહિ પીઉં, કહો એથી છે અદિકું કિયું;
હરિ પૂજતાં થાય જ હાણુ, પલક એક રાખું નહિ પ્રાણ. ૨૫
રાજદ્વાર નિત્યે ક્યાં જાઉં, ખાવાનું શી રીતે ખાઉં;
બાળક જાણી નવ દે બેસવા, પામર છું કયમ દે પેસવા. ૨૬
શંકરને શું આપું માન, ધરાય કયમ શિવ કેરું ધ્યાન;
રાજ રાજાને ઘેર સ્થાપીયું, ભોગવે રાજ્ય એનું આપીઉં. ૨૭
હું મારે ઘેર થાપન કરુ, સુખે શિવનું ધ્યાન જ ધરું;
કંચન મુક્તાફળ કથીર, સર્વ વ્યાપક શિવ શરીર. ૨૮
ઉંચ, નીચ, રાજા ને રંક, શિવજીને મન એક જ અંક;
વહાલો ભાવિક ભોળો ભક્ત, સાચો શિવ વિષે આસક્ત. ૨૯
એમ વિચાર કરી આવીયો, પહાણતણો કટકો લાવિયો;
બાળકરૂપે બુધ નિધાન, શિવ ગુણ એ'વા વાધ્યું જ્ઞાન. ૩૦
દહાડી શિવ પૂજે છે રાય, નિત્ય ત્યાં કોણ જોવા જાય,*
હું મારે ઘેર સ્થાપું ઈશ, પૂજી પાગ નમાવું શીશ. ૩૧
હવડ ભૂમિ ઘર પાસ પ્રસંગ, ત્યાં થાપુ ચિંતામણિ લિંગ;
મહારે મહાકાળેશ્વર એહ, તન, મન, ધનથી નિરખું તેહ. ૩૨
ચૌદ વિદ્યા મુજને આવડી, મહારે આ હરસિધ માવડી;
મધ્યાહ્ન સૂધી દ્રઢ આસન ધરે, મિંચી નેત્રને શિવ શિવ કરે. ૩૩
અવર ઉદ્યમ ધરે નહિ મન, ધ્યાન ધરે ને કેહ ધન ધન;
માનસિક પૂજાના જે મર્મ, ધારે સઘળા તેવા ધર્મ. ૩૪
તેહ નગરમાં કૌતુક હોય, તેને કળી શકે નહિ કોય.

### દોહરા.

ચંદ્રસેન જે રાજીયો, અવંતીનો અધિપત;
દુશ્મન જાગ્યો તેહનો, નહિ જોદ્ધાની છત. ૩૫
પુરી અવંતી આંતરી, હાર પમાડણ હોડ;
લશ્કર આવ્યું દૂરથી, બહોળુ બાણું ક્રોડ. ૩૬
ઘેર્યો ધડ ઉજેણુનો, ત્રાહ ત્રાહ કેહ લોક;
હાહાકાર સઘળે થયો, સઉને પ્રકટ્યો શોક. ૩૭
અધિપ થયો બહુ આકળો, હિમત મેલી હામ;
મહેલ મંદિર ને માળિયાં, દેહવટ જાશે દામ. ૩૮
એકે વાત ન ઉકલે, એકે ન સૂઝે પેર;
તે વેળા શું નિપનું, પેલા ગોપને ઘેર. ૩૯

---

* પ્રત ૩. "૦ ત્યાં કોણ દર્શન જાય."

બાળક બેઠો બારણે, ધ્યાન ધરે દૃઢ ધીર;
મંત્ર ભણે મા'દેવનો, નિર્મળ સેવે નીર. ૪૦
શુદ્ધિ નથી શરીરની, મા'દેવ સંગ છે મેળ;*
ભૂખ, તરસ, સુખ દુઃખ નથી, ખરા ભગતનો ખેલ. ૪૧
બોલાવ્યો બોલે નહિ, ન કરે કોશું વાત;
એટલે આવી તેડવા, મૂરખ તેની માત. ૪૨
અર્ભક ઉઠ અહિયા થકો, સાદ કર્યાં દશ વિશ;
બાળક તો બોલ્યો નહિ, ચઢી રાંડને રીસ. ૪૩
પ્રીછી પૂજા તાહરી, અકલહિન અજાણ;
એથી અન્ન નહી મળે, પૂજે પથ્થર પહાણ.† ૪૪
પરિયટ શીલાનો પા'ણકો, તે પૂજે શું થાય;
ઢોર છોરામાં ચારશે, તો તો પેટ ભરાય. ૪૫
નેમ લીધા છે નાનડે, તે કયમ બોલે બોલ;
પાટુ મારી પહાણને, તરત ઉતાર્યું તોલ. ૪૬
સો કટકા શિવ લિંગના, કીધા કામનિ કોડ;
મંદિરમાં ગઈ માનનિ, મન ઉતારી મોડ. ૪૭
અન્ન તુને આપુ નહિ, અકલહિણ અજાણ;
તારો અર્થ અહિયાં સરે, પુજ બેઠો તું પહાણ. ૪૮
ગોપને મન તો ગુણ વસ્યો, વપૂ ન લાગ્યાં વેણ;
પહોરે જપ પૂરો થયો, નેહ ઉઘાડ્યાં નેણ. ૪૯
કાયામાં ઘણું કળકળ્યો, ધારણ ન રહ્યું ધીર;
દિવ્ય લિંગ દીઠું નહિ, નયણે ભરિયાં નીર. ૫૦
ભાંગ્યું દીઠું ભવલિંગને, ભાંગી દીઠી ભોમ;
ક્રોધ કર્યો કાયા વિશે, રીસ ભરાણો રોમ. ૫૧
પોતે શીશ પટકાવવા, માંડ્યું જ્યારે મન;
તે વેળા ત્યાં નિપન્યું, ચિંતામણી રતન. ૫૨
શોભા થઈ શિવલિંગની, જળહળ જ્યોત અપાર;
કોટિ અરુણ ઉદય અધિક, સ્વર્ગ થકી સુખ સાર. ૫૩
એંશી કોટિ ઇંદ્રનો, વૈભવ શોભ્યો વેદ;
તુચ્છ બીજું એ આગળે, ભ્રાંત્ય રહી નહિ ભેદ. ૫૪
સ્ફાટિકમણિ શોભી રહ્યા, મોટા મોંઘે મુલ્ય;
વપુ વિષ્ણુ સરખું થયું, વાસ વૈકુંઠસમ તુલ્ય. ૫૫

* પ્રત ૪. "માહાદેવની સંઘાથે મેળ." † પ્રત ૪. "પૂજે બેઠો પહાણ."

ચંદ્રકાંત ચિંતામણી, ચૂડામણિ ચોપાસ;
વિસ્મે સૌ વસુધા થઈ, કારમું એ કૈલાસ. ૫૬
કંદર્પ તુલ્ય કાયા થઈ, મેરુવત્ નિજ મે'લ;
હેમ કળશ હિરી રહ્યા, શોભા બીજી સે'લ. ૫૭
અરુણ તેજ અવલોકિયું, પુખરાજ પરવાળાં પાટ;
શિવ સદન શોભા સહિત, કનક હિંડોળાખાટ. ૫૮
રત્ન આંખ રત્નાવળી, સ્થિર જડિત છે સ્થંભ;
અલખતની ઉપમા કશી, પ્રસન્ન થયા જહાં શંભ. ૫૯
ભોળો શિવ એ ભૂપતિ, પ્રસન્ન જેને પ્રત્યક્ષ;
તેને ઘેર વાસો વસે, લીલા લક્ષ્મી લક્ષ. ૬૦
પરબ્રહ્મ પ્રસન્ન થઇ પ્રેમશું, દીધું જહાં દરશન;
માગ માગ મહારુદ્ર કેહ, છું પૂજનથી પરસન્ન. ૬૧
શિવલિંગ તેં સ્થાપિયું, પૂરણ પ્રકટ્યું પુણ્ય;
મનવાંછિત ફળ માગ તું, નેક રહી નહિ નૂન્ય. ૬૨
અલખત પામ્યો (હું) ઈંદ્રની, અમૂલ્ય વસ્તુની આજ;
દર્શન દુર્લભ દેવનુ, કર્યું તમે શુભ કાજ. ૬૩
અપરાધ મા'રી માતનો, ક્ષમા કરોજી વાંક;
તમો દર્શન દ્યો તેહને, અમો તમારા રાંક. ૬૪
બીજું માગું એટલું, રાજા પામે દુઃખ;
મહત્ ગુરુ એ માહરા, સદ્ય કરો ત્હાં સુખ. ૬૫
હર હશીને બોલિયા, હેતથી મુકયો હસ્ત;
માન્ય કર્યું મે ત્હારું, જે બોલ્યો મુજ સમક્ષ. ૬૬
રૂપ થયું નિજ માતનું, રતિ તણો અવતાર;
શિવ સેવાપર મન વસ્યું, દેવાંશી દાતાર. ૬૭
સ્તુતિ કીધી શિવની ઘણી, મોટા તુ મા'રાજ;
અકલહિન અજાણની, લખવસ રાખો લાજ. ૬૮
કોટિ પ્રકારે કરગરી, પ્રીતે પ્રણમી પાગ;
મા'રાજતણા મહિમા થકી, જડી મુને શુભ જાગ. ૬૯
વરદાન દીધુ વિશ્વેશ્વરે, મા' સુખ મોટમ માન;
પ્રતાપ વધશે તુજ પુત્રનો, વૃદ્ધિ હોય ધન ધાન. ૭૦
અંતરધ્યાન ઈશ્વર થયા, પ્રતાપ જણાયો પેર;
જાણ થયું સૌ જગતમાં, વધ્યો ગુણ ઘેર ઘેર. ૭૧
કો કેહ ઈંદ્રાસન ઉતર્યું, કો કેહ વૈકુંઠવાસ;
ગૃહ મંડળ ગોવાળ ઘેર, કો કેહ ગિરિ કૈલાસ. ૭૨

કો કેહ ગોવાળ એ ગુણનિધિ, કો કેહ આપે ઈંદ્ર;
શિવ કૃપાથી શોભિયો, જ્યમ તારામાં ચંદ્ર. ૭૩
રીઝયો રાજા નગરનો, પૂરણ પ્રકટ્યું પુંન;
દર્શન કરવા આવિયો, મોટું અચરજ મંન. ૭૪
કૈલાસ સરીખા કારમા, મોટા દીઠા મ્હેલ;
રૂપે કામ સરીખડો, ઈંદ્રાસન તો સેલ. ૭૫
વરુણ, વાયુ, કુબેરકૃત, ભવ ભંડારી ભૂપ;
પ્રણમ્યો પાગ પૃથ્વીપતિ, રૂડું દેખી રૂપ. ૭૬
હયશાળા હય હણહણે, મદ ઝરતા માતંગ;
સુખાસન શોભા સહિત, સુરપતિ જેવા સંગ. ૭૭
ગોપ કેહ મુજ ગુરુ તમો, દિવ્ય શોભા તુજ દીઠ;
ત્યાર પછી મેં થાપિયું, પૂરણ ચિંતામણિ પીઠ. ૭૮
મન હોય તે માગજો, ગજ ઘોડા કે રથ;
ઇશ્વિર આશા પૂરશે, શિવ દાતા સમરથ. ૭૯
દુઃખ પ્રકટું છે દેશમાં, શત્રુ આવ્યો શે'ર;
પ્રજા સૌ પીડાય છે, ધડ વિટયો છે ઘેર. ૮૦
રૈયતને રંજાડશે, લક્ષ્મિનિ કરશે લૂંટ;
એક વાત ન ઉકલે, કયમ થાશે એ છૂટ. ૮૧
નગર વિટયું નરપતિ કહે, અદિકા દે છે આંચ;
નિર્માલ્ય થઇ કયમ નાસશે, સામદ મોટા સાંચ. ૮૨
બાણું લાખ બળવંત એ, સેન આપણું સ્વલ્પ;
અર્જ કરો ઇશ્વિર કને, આવો તો થાય અલ્પ. ૮૩
ગોવાળ કેહરે ગુણનિધિ, પૂજો અધિપતિ ઈશ;
દુઃખભંજન દાતાર છે, ધર્મ ધુરંધર ધીશ. ૮૪
બેસો સુખે બારણે, પ્રીતે ઉઘાડી પોળ;
પૂજો શ્રી પરબ્રહ્મને, કેસર ચદન ઘોળ. ૮૫
બેકે બ્હિક ન રાખશો, અનમી રાખો અંક;
કર જોડશે કિંકરો, રાવત સઘળા રંક. ૮૬
દુંદુભિઓ વાજાં દેવનાં, ગડગડિયાં નિશાણ;
શત્રુ સામા આવિયા, જુગત થઈ ત્હાં જાણ. ૮૭
ગોવાળો એક ગામમાં, પ્રભુ તેને પ્રસન્ન;
સફળ જનમ સૌનો થશે, જો કરીએ દર્શન. ૮૮
ધન્ય વંશ એ ગોપનો, ધન શિવ પૂજનપર પ્રીત;
ધન્ય એનાં દર્શન કરે, રાજસ રૂડી રીત. ૮૯

અહંકાર મૂકયો સહુ અધિપતિ, મનથી છાંડયો મેલ;
કરગરી કાસદ મોકલ્યો, કરવા માંડી ટેલ. ૯૦
હથિયાર હેઠળ મૂકીયાં, તજી હિંમત ને હોડ;
દર્શન કરવા ગુણ ગોપનું, સૌ આવ્યા કરજોડ. ૯૧
નિરખતા મનમાં હરખતા, વરખતા કનકનાં ફુલ;
શિવ પ્રસન્ન છે જેહને, તે જન શિવ સમતુલ્ય. ૯૨
ભેટ કરી સૌ ભૂપતિ, ગજ રથ ઘોડા ગરથ;
હાથી ભાથી એ સહિત, રિદ્ધિ ભરેલા રથ.* ૯૩
સૌકો મળી સમર્પિયું, રાજસ પદની રીત;
નવખંડ તણો તું નરપતિ, પૂરણ આણી પ્રીત. ૯૪
ટીલું કીધુ ત્રોહો વિધે, એકછત્રધર રાજ;
બળવંત બો'તેર દેશનો, ઉભા સેવા કાજ. ૯૫
રાઢ ભાંગી રાજા તણી, દિવ્ય સરપાવો દીધ;
પુર પોતાને પરવર્યો, સકળ મનોરથ સિધ. ૯૬
નાયક ગોપ નરપતિ તણો, ધર્મધારક ધડ ધીશ;
પ્રજા સકળનો અધિપતિ, પ્રસન્ન છે ઉમિયા ઈશ. ૯૭
ગોપ વધાવ્યો ગુણ ઘણે, તાપ કર્યાં સૌ તાજ;
એકછત્ર અધિપતિ બન્યો, રામ સરિખો રાજ. ૯૮
એવું સુખ એણે ભોગવું, અષ્ટમા સિધ નવનીધ;
હરિ પ્રતાપે પામીયો, રાજસ રૂડી રીધ. ૯૯
અંત સમે વિમાનમાં, ચઢિ પામ્યો કૈલાસ;†
જીવ ફીટીને શિવ થયો, પો'તી સઘળી આશ. ૧૦૦
મોટો મહિમા મહારુદ્રનો, સ્થાપે છે શિવલિંગ;
જીવન મુક્તિ ભોગવે, અંતે શિવ પદ સંગ. ૧૦૧
વિશ્વેશ્વર થાપ્યા વિષ્ણુએ, વિષ્ણુ કહેવાણા વેદ;
બ્રહ્માએ બ્રહ્મજી થાપિયા, ઈશ થયા ઊમેદ. ૧૦૨
સોમે સોમેશ્વર થાપિયા, ખરો ગયો ખૈ રોગ;
કુબેરે કુબેરેશ્વર થાપતાં, શિવ પદવી સંજોગ. ૧૦૩
ગંગેશ્વર ગંગાજીએ, શોભિત થઇ શિવ શીશ;
વ્યંકટેશ્વર થાપ્યા લક્ષ્મણે, રામ રામેશ્વર ઈશ. ૧૦૪
બ્રહ્મહત્યા ભેદે નહિ, કામેશ્વર થાપ્યા કામ;
એ રીતે લક્ષ કોટિધા, કાંઇ ન બેસે દામ. ૧૦૫

---

* પ્રત ૩-૪. "રિદ્ધ ઘણેરા રથ." † પ્રત ૨. "બવિમાન છે, પામ્યો ગિરિ કૈલાસ."

સુખેશ્વર સુખદેવજી, વ્યાસ થાપ્યા શ્રી વ્યાસ;
નર્મદેશ્વરજી નર્મદા, પૂરણ સૌની આશ. ૧૦૬
દ્વાદશ જ્યોતિર્લિંગનાં, ધરણી ઉપર ધામ;
શિવ સકળ પૂજાય છે, નિર્મળ જેનાં નામ. ૧૦૭
ગુણ થોડે ગોવાળિયો, રમતાં થાપ્યા રીઝ;
વૈકુંઠ તે વાધી ગયો, વિવેક બોયુ બીજ. ૧૦૮
ખસખસના કણ જેટલું, વડ ટેટામાં વરત;
કરુણાનિધિ કૃપા કરે, તરુણ થાય છે તરત. ૧૦૯
મહિમા શ્રી મા'દેવનો, વિષ્ણુ વિખાણે વેદ;
ફરે શારદા શોધતી, બ્રહ્મ ન જાણે ભેદ. ૧૧૦
અલ્પ બુદ્ધિ શું ઓળખે, શિવ પૂજનમાં શેર;
ન્યાલ કરે નિમેષમાં, થાય તરણાનો મેર. ૧૧૧
શિવ મહિમા સમજ્યો નહિ, તેહના પૂરણ પાપ;
અવતાર અફળ તેણે કર્યો, છયે શાસ્ત્રની છાપ. ૧૧૨
શિવ આખ્યાન જે સાંભળે, શિવ થાપનનું પુણ્ય;
ઈકોતર શત ઓધરે, નિમેષ ન રહે નૂન્ય. ૧૧૩
વ્યાધિ શોક પીડે નહિ, ભવોભવ શિવપર ભાવ;
ટાઢો, ઉનો, ચોથિયો, સ્વપ્ને ના'વે તાવ. ૧૧૪
વિજોગ નહિ વહાલાં તણો, વશવર્ત્તે સૌ લોક;
રાજા, ગ્રહ કે ચોર ભય, સ્વપ્ને ના'વે શોક. ૧૧૫
અષ્ટમહાસિદ્ધ વાસો વસે, નવનિધિ પામે નેટ;
ધર્માર્થ કામ ને મોક્ષપદ, પુનરપિ ના'વે (માને) પેટ. ૧૧૬
દુર્લભ મોટા દેવને, જોવા સરખી જાત્ર;
તેત્રીસ ક્રોડ જેને રટે, પૂજે શુભ સુપાત્ર. ૧૧૭
આદ્ય અંત ને આજ પણ, શિવ દાતા સમરથ;
એહ તત્વ ન ઓળખ્યું, વહ્યો જન્મ તે વૃથ. ૧૧૮
સાધન બીજું છે નહિ, અન્ય ન ધારો ધર્મ;
ભણ્યો પણ ભવ પૂજ્યા નહિ, ફુટ્યું તેનું કર્મ. ૧૧૯
અશ્વ ગજ અયુતા ગમે, પૃથ્વી પામ્યો પુર પાટ;
સ્નેહ નહિ શિવ ઉપરે, વપુ ધર્યું તે વાટ. ૧૨૦
કાલો ઘેલો કુરૂપ જે, દીન દૂબળો દાસ;
શિવ પૂજન જો સમજીયો, વસે વાસ કૈલાસ. ૧૨૧
પરબ્રહ્મ ઉપર પ્રીતડી, જીત જાંગીરાં વાય;
જમને શિર પગ દેઈને, વેગે વૈકુંઠે જાય. ૧૨૨

એથી અન્ય ઉપાસના, સત્ય ન જાણે સિધ;
મા'દેવ થકી મોટું નથી, જે પાસે નવનિધ. ૧૨૩
અકલહિન શું ઓળખે, મા'દેવતણો મહિમાય;
કર્મે લખિયા કોદરા, ધૃત કયાંથી તે ખાય? ૧૨૪
પૂર્વ જન્મના પાતકી, કુડ કપટ કૃત કાય;
કર્મે લખિયો પોથી લિયો, ગંગા કયાંથી ન્હાય. ૧૨૫
કોટિક બ્રહ્મહત્યા કરી, વિપ્ર સાથે બહુ વેર;
તે ક્યાંથી અમૃત પિયે, ઝાઝું ભોગવે ઝેર. ૧૨૬
અન્નદાતા બીજો નથી, વરદાતા વર વેદ;
મુક્તિ દે મા'દેવજી, ભ્રાંત ન રાખો ભેદ. ૧૨૭
શિવલિંગની કરે થાપના, સકળ તત્ત્વનું સાર;
મા'રાજ રાજ રાજેશ્વરો, ભુકિત મુકિત દાતાર. ૧૨૮
શૌનક પ્રત્યે સુત કહે, મોક્ષ સકળનું મૂળ;
લક્ષ ચોરાશી ખાણનું, શંકર ટાળે શૂળ. ૧૨૯
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વાણી વેદ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૧૩૦
જપ તપ સાધન નિયમમા, અખ્યા પાંચ પ્રકાશ;
શિવ પૂજો શિવ શિવ કહો, અદિકી પોં'ચે આશ. ૧૩૧

(ઇતિ શ્રી બ્રહ્મોત્તરખંડે) 'શિવસ્થાપન વર્ણન' નામનો પંચમોધ્યાય.

---

## અધ્યાય ૬ ઠો.

### ચોપાઈ.

ગણપતિ ગુણસાગર ગુણનિધ, સદા સર્વદા આપે સિદ્ધ;
ગરુવો ગણનાયક ગંભીર, ધર્મવંત ધુરંધર ધીર.* ૧
દૂંદાળો સુઢાળો દેવ, શિવ સુત કેરી કરીએ સેવ;
પવિત્ર મુનિ પાર્વતીનો પુત્ર, શુભ ચિતામણીનાં ધર સૂત્ર. ૨
અહી† ઉપવિત શોભિત સિંદૂર, ભાગ્યશાળી ભારે ભરપૂર;
રિધવિધ તનયા જોયણુ જાત્ર, ક્ષેમકુશળ જેના જામાત્ર. ૩
લક્ષ લાભ સુત શોભિત સાર, દિવ્ય પદવી કેરો દાતાર;
સિદ્ધિ બુદ્ધિ બે પાસા સુંદરી, ભારે રિદ્ધિ અભરે ભરી. ૪
સ્તવન કરુ ને સેવું સરસ્વતી, મહા મનોહર મોટમ દે મતિ;
જોગ્ય વાત બોલાવે જથા, કહું બ્રહ્મોત્તરખંડની કથા ૫

---

* પ્રત ૭. "લક્ષ લાભ લાખેણા વીર." † સર્પ.

વિષ્ણુએ જે વાણી કહી, લક્ષ્મીજીએ સરવે લહી;
વળી કહી શ્રી વેદવ્યાસજીએ, અધિક પુરાણ તણે અભ્યાસીએ. ૬
સૂત શૌનક પ્રત્યે કહે છે સદ્ય, ઈશ્વર મહિમા ભાખું અદ્ય;
શૌનક મુનિ હુંકારો દે મુખી, સાંભળે સહસ્ર અઠયાસી રુખી. ૭
અડસઠ તીરથ મહિમાને મળે, સુર સૌ અત્રીક્ષથી સાંભળે;
છે એ દુર્લભ, છે એ ધર્મ,* શિવ મહિમાનો મોટો મર્મ. ૮
શંકરની કરજો સહુ સેવ, મોટામાં મોટો મહાદેવ;
ન મળે આદિ, ન મળે અંત, ચતુર મધ્ય ન જાણે ચંત. ૯
આદ્ય, મધ્ય ને અંતે એહ, પુરુષ પ્રકૃતિ દૈવત દેહ;
બાવન અક્ષર જેનાં બીજ, જડ ચૈતન રહ્યો એ રીઝ. ૧૦
ભોળોનાથ ભવાની ભૂપ, શિવ શક્તિ બે એક વરરૂપ;
જેમ વાણીમાં અર્થ જ રહ્યો, એ રીતે કવિયોએ કહ્યો. ૧૧
સકળ વ્યાપક શિવ કેરો સંગ, ભાસે સકળે ભગ† ને લિંગ;
જ્યાં જુઓ ત્યાં શિવને શક્ત, ઈશ નિશાની ભાળો ભક્ત. ૧૨
જટા જૂટ વાઘાંબર વેશ, ઉપવિત અહી નિર્મળ નાગેશ;
સહસ્ર ફણાનો શેષ જ સંગ, સહસ્ર ધારા વહે શિર ગંગ. ૧૩
સહસ્ર હાથની શકિત સદ્ય, અર્ધાંગે રાખ્યાં છે ઉમ્યા અદ્ય;
સહસ્ર વિષ્ણુ શોભે શીશ, અહર્નિશ આરાધે ઉમ્યા ઈશ. ૧૪
સૂર્ય, ચંદ્ર ને અગ્નિ વર્ણ, નેત્ર નિરંજનનાં એ ત્રણ;
ઉરગ‡ બેરખો બાંધ્યો બાંહ્ય, એક છત્ર છાજે છે છાંય. ૧૫
સાત સમુદ્ર શિવ કુખમાં રહ્યા, કવિયે ઈશ અયોનિજા§ કહ્યા;
સોમ પ્રદોષ સમે પૂજન, જાણે જવલો કોયક જન. ૧૬
સોમ પૂજન પ્રદોષ જ સમે, નિત્ય નિરંજન સરખા નમે;
સોમ પ્રદોષ રુડી રીતિયો, જાણ્યો તેણે જુગ જીતિયો. ૧૭
સોમ પ્રદોષની પ્રીછે પેર, કોટિ ઈંદ્રાસન ગુણવંત ઘેર;
સોમ પ્રદોષનાં સેવન કરે, આઠ લક્ષ પરિયાં ઉદ્ધરે. ૧૮
સોમ પ્રદોષ તણી શુભ સેવ, દિનદિન પ્રત્યે રાચે દેવ;
બ્રહ્મા કહેવાણા જે આપ, સોમ પ્રદોષ તણો પ્રતાપ. ૧૯
વિષ્ણુ વિશ્વપતિ મહા મન, સોમ પ્રદોષતણાં પૂજન;
રુદ્રરૂપ સંહારણ ઘોર, સોમ પ્રદોષતણું શીર જોર. ૨૦
બ્રહ્માંડ શેષ ઉપાડે ભાર, સોમ પ્રદોષ તણો આધાર;
સોમ પ્રદોષની ન લહે કથા, વહ્યો જન્મ તેનો તો વૃથા. ૨૧

---

* પ્રત ૪ "દુર્લભ દેવને છે એ ધર્મ." † ભગ—સ્રીનો ગુહ્ય ભાગ. ‡ અહીંયા જળાધારી.
§ જન્મથી રહિત.

સોમ પ્રદોષની નહિ સ્થાપના, ખોળ્યા ખો'તેરે બાપના;
એ ઉપર આખ્યાન જ એક, વેદશાસ્ત્ર વડ વડો વિવેક. ૨૨
નિશ્ચય સાંભળતાં નિર્મળ થાય, પાતિક પાંચે દૂર પળાય;
મનવાંછિત ફળ માગ્યાં મળે, શિવજી પોતે સફળે ફળે. ૨૩
વૈદર્ભ દેશતણો એક રાય, સતવાદી સુભટ કહેવાય;
સત્યાર્થ નિર્મળ છે તેનું નામ, કરે મનચિંતવ્યાં મોટાં કામ. ૨૪
શૂર પુર ધારક ધૃડ ધીર, વીર આરાધી બળવંતો વીર;
પરાક્રમી ને પુણ્ય પ્રવેશ, દુઃખ ન વ્યાપે તેને દેશ. ૨૫
અનમી અહંકારી પુર પેર, વડા રાયથી વાધ્યું વેર;
શત્રુતા શાળવની સાથ, હઠય હોય જુદ્ધે રેહ હાથ. ૨૬
વિખવાદ વધારી નિત્યે વઢે, એક એકના ઉપર જઇ ચઢે;
કો હારે કો જીતે સાર, શાળવ ચઢી આવ્યો એકવાર. ૨૭
અસંખ્ય સેના અપરપાર, ઘેર્યું નગર અનમી અસવાર;
વૈદર્ભ બાધુ વિટી લીધ, અધિક જુદ્ધ કોડેથી કીધ. ૨૮
હાર્યો સત્યાર્થ મહારાજ, ભેળ્યુ* ગામ ને લોપી લાજ;
લુટાણા હાથી ઘોડલા, રેલાણા જુદ્ધે જોડલા. ૨૯
દોદિશા નાઠા સૌ લોક, સામદ મોટા પામ્યા શોક;
મોહોકમ રીતે પામ્યા માર, ભારે લુંટાણા ભંડાર. ૩૦
નીતિ જુદ્ધમાં ન રહી નૂન્ય, પરવાર્યું દશારથ પુણ્ય;
દીવેથી ધટિયુ દીવેલ, ભુવન ભંડાર થયા સૌ ભેળ. ૩૧
સત્યાર્થ જુદ્ધે માર્યો ગયો, શાળવ તે સપરાણો થયો;
પુણ્ય પોતાનું પરવારીઉં, આયુર્દા સુદ્ધાં હારીઉ. ૩૨
પૂરણ પુણ્યતણો પ્રવેશ, ત્યાં સૂધી ડંકો દે દેશ;
પુણ્યે સુખ ને પાપે દુઃખ, પુણ્યે ભાગ્ય ને પાપે ભૂખ. ૩૩
પુણ્યે સ્વર્ગ ને પાપે નર્ક, વેદ શાસ્ત્રે લખાણા વર્ગ;
પુણ્યે માનવ પાપે પશુ, કારણ બીજું ન મળે કશું. ૩૪
પુણ્યે રાય ને પાપે રંક, ન મળે વિધાતાનો અહીં વંક;
પુણ્યે બળ ને પાપે રોગ, અળગા ન રહે એ ઉપભોગ. ૩૫
પુણ્ય ધનવંતુ પાપ દરિદ્ર, પુણ્યે કીર્ત્તિ પાપે છિદ્ર;
પુણ્ય દાતાર દરિદ્રિ પાપ, છયે શાસ્ત્રમાં એ છે છાપ. ૩૬
પુણ્યે વિદ્યા પાપે મૂઢ, પુણ્યે ગુણ ને પાપે ગૂઢ;
પુણ્યે ધર્મ ને પાપે પાપ, છયે મતો મારે છે છાપ. ૩૭

* ત્યજી દીધું.

પ્રગટ્યું શાળવ કેરું પુણ્ય, થયો દશારથ રાજા શૂન્ય;
નારી તેની નાઠી નેટ, પાકો ગર્ભ પ્રમદાને પેટ. ૩૮
એકાકી અથડાતી એક, વનિતા નાઠી કરી વિવેક;
ફાટાં તૂટાં વસ્ત્રે વંક, રાણી નાઠી થઈ નિશંક. ૩૯
શાળવનાં જાંગીર વાગીયાં, પ્રજા સૌ પાગે લાગીયાં;
રાણી નાઠી રણમાં ગઈ, વળતી તેની શી ગત્ય થઈ. ૪૦
વટ છાયા હુતિ ગંભીર, તરુણી બેઠી તેની તીર;
લખ્યા લેખ કોના નવ મટે, જન્મ મર્ણ આવે જેમ ઘટે. ૪૧
પ્રસવ્યો પુત્ર ન લાગી વાર, મહા દુઃખ પામી તેણે ઠાર;
અન્ન જળ અગ્નિ નવ મળે, વનિતા વન વાટે વલવલે. ૪૨

## દોહરા.

કો વેળા નવનિધ ઘેર, કો વેળા નહિ દામ;
કો વેળા સેવક સહુ, કો વેળા પર કામ. ૪૩
કો વેળા ખટરસ સહિત, પેર પેર પકવાન;
કો વેળા કષ્ટે મળે, ખડ કુશાક દ્રઢ ધાન. ૪૪
કો વેળા ગજ ઘોડલા, છત્ર ચમરની છાંય;
કો વેળા પગ પાઠવે, તાતી વેળુ માંય. ૪૫
કો વેળા વસે મ્હેલમાં, સુખ સજ્યા ફળ ફૂલ;
કો વેળા આળોટણું, કંટક ધરણી ધૂળ. ૪૬
કો વેળા પટપામરી, મોઘે મૂલ્ય મગન;
કો વેળા રણમાં રટે, નિર્દયપણે નગન. ૪૭
કો વેળા પર્વત ટપે, સમરથપણે શરીર;
કો વેળા દેહ દામણી, ન પિયે હાથે નીર. ૪૮
કો વેળા કેસર અરગજા, વપુ ઓપાવે વર્ણ;
કો વેળા કિંકર થઈ, ચાંપે પરના ચર્ણ. ૪૯
કો વેળા હિરા મોતિયો, હૈયે હાટક હાર;
કો વેળા કરે કાસદુ, ભારે માથે ભાર. ૫૦
કો વેળા અશ્વે અડયો, દિવાનપણે દિલ દિશ;
કો વેળા ગર્ધવ મળે, ખાય મોજડાં શીશ. ૫૧
કો વેળા ધ્વજ ધર્મની, સદાવરતની શીખ;
કંગાલ થઈ તે કરગરે, ભટકી માગે ભીખ. ૫૨
કો વેળા પંચ પ્રમાણુમાં, મોટા આપે માન;
કો વેળા દેશવટો દિયે, કથન સુણે નહિ કાન. ૫૩

વેળ વેળની છાંયડી, સુખ દુઃખ અપરંપાર;
પુણ્ય પાપ બે જોડલા, એમાં શો અહંકાર. ૫૪
સાત સપૂત શોભિત સદા, મા'જન આપે માગ;
વપુ પડતાં હોય વાંઝિયો, કોઈ ન મૂકે આગ. ૫૫
મારું મારું મુખ કેહ, તહારું ન મળે તન;
પુણ્ય પરવારે રણુ રટે, દિવસ પાધરે દિન. ૫૬
પુણ્યાઇનું ફળ સુખ છે, પાપ દુઃખની પેર;
પૂરણુ કોઈ અમૃત પિયે, કોઇ હળાહળ ઝેર. ૫૭
સુત સમૃદ્ધિ શરીરનો, અહંકાર કરો મા કોય;
અલ્પ અલ્પ એ ભોગવો, છાંયડી ફરતિ હોય. ૫૮
રાણી દશારથ તણી, સમારે દાસ શરીર;
અરણ્યમાં અર્ભક જણ્યો, ન મળે અન્ન કે નીર. ૫૯
રઘવૈ રઝળે રણુ વિશે, જુવતિ જળ કારણુ જાય;
પડતે પડે ચઢતે ચઢે, કર્મ ગતિ કહેવાય. ૬૦

## ચોપાઈ.

તૃષાતુર અતિ આકળી, બહુ તાપે થઈ બેબાકળી;
પાસે એક સરોવર તીર, નારી ગઈ પીવાને નીર. ૬૧
પ્રૌઢા ગોળ દીઠા પ્હાણિયો, શિવ લિંગ સમો જાણિયો;
છેક ધુળ્ય ઢગલે તે ધર્ણું, સુતને નાંખ્યો* તેને શર્ણું. ૬૨
જો જો કર્મ શકે કોણુ કળી, ગ્રહ દોષે તે ગ્રાહે ગળી;
પુણ્ય આયુર્દા પરવારિયું, સુકૃત સર્વે ત્યાં હારિયું. ૬૩
પડ્યો વાટચમાં બાળક રુવે, કોણુ ખબર તે સુતની જુવે;
જેને નહિ કોનો આધાર, તેને વિશ્વંભર રાખણુહાર. ૬૪
જ્યાર સુધી આયુર્દા હોય, તેને મારી ન શકે કોય;
વ્યાઘ્ર સિંહ સર્પ ઠામો ઠામ, લેઈ શકે નહિ તેનું નામ. ૬૫
ઓરે† ભર્યું બાળકનું અગ, મનુષ્ય પાસ નથી કો સંગ;
કોઇક બ્રાહ્મણી વિધવા કાળ, એક વર્ષનો તેને બાળ. ૬૬
ન મળે ગાંઠે તેને વસુ, પે'રવા વસ્ત્ર સાજું નહિ તસુ;
ભિક્ષા માગવાને કારણે, બ્હોહો દુઃખે નીસરી બારણે. ૬૭
અનાથ દુઃખનો અર્ણવ જેહ, તરુણી વાસ વસે છે તેહ;
રડવડતી તે રણુ મોઝાર, પડ્યો બાળક તેના પગ ઠાર. ૬૮

---

* પ્રત ૨. "સુતને સુકયો તેને શર્ણું." † જન્મતા ગર્ભના શરીરની આસપાસ વીંટાયલી બહુ પતલી ચામડી.

હળવે હળવે બાળક રડ્યો, તે દૈતાની* દ્રષ્ટે પડ્યો;
હેતે પ્રેમે તન તેડીયો, ખાંતે પંથ મારગ ખેડીયો. ૬૯
ધાઇને ધવરાવ્યો બાળ, વનિતાને ઉપનું બહુ વ્હાલ;
ચક્ર ગામમાં આવી તેહ, નારી મનપ્રગટ્યો સુત નેહ. ૭૦
ઉમા નામ તે નારી તણું, રાખે હેત બાળકપર ઘણું;
એક પુત્ર તો છે પેટનો, બીજો રણુવાળો ઠેઠનો. ૭૧
મોટાથી નાનાપર હેત, તન મન ધન ને સુખસમેત;
શું કહું હેત કામનિનું કથી, અધિક ઓછું એમાં કો નથી. ૭૨

## દોહરા.

ભટકે ભિક્ષા કારણે, તેડીને બે તન;
કલ્યાણુ કલ્યાણુ કે'તી ફરે, ઉદર ભરે એમ અન્ન. ૭૩
કોનાં દળણાં ખાંડણાં, નિશા મજૂરી નેટ;
ભિખે દહાડે બ્રાહ્મણી, પોખે સુતનાં પેટ. ૭૪
આસ વાસના આદરે, ના'વે ઉની આંચ;
એમ કરતાં પૂરાં થયાં, વર્ષ લઘુના પાંચ. ૭૫
દિવસે વધે ઉત્તરાયણે, દક્ષિણાયનમાં રાત;
શુક્લ પક્ષમાં ચદ્રમા, વધે પુત્રની જાત. ૭૬
મોટું દે'રુ મા'દેવનું, તન તેડી ગઇ નાર;
શાંડીક રુખિજી સહજમાં, બેઠા તેણે ઠાર. ૭૭
અગમ નિગમ છે ગુણુ અતિ, ભૂત ભવિષ વર્તમાન;
અંશ પતિ ઇંદુ સમા, ગૌતમથી વધુ જ્ઞાન. ૭૮
નારી જઇ ચરણે નમી, બાળક ઝાલ્યાં બાંહ્ય;
ક્ષુધાતુર આવ્યા અમો, શરણ તમારે સાંય. ૭૯
અર્ભક (ને) અન્ન મળ્યું નથી, દેહ પામે છે દુઃખ;
ભુંડી વેઠાતી નથી, ભામનિ કેહ એ ભુખ. ૮૦
આપો અન્ન તો જીવિયે, બાળક ભૂખ્યા એહ;
શાંડીકને તવ ઉપનો, નારી ઉપર નેહ. ૮૧
શાંડીક કહેરે સુંદરી, ધારું તાહરો ધર્મ;
પારખું તારા પુત્રને, જોઉં કુંવરનાં કર્મ. ૮૨
સુત નિરખ્યા શાંડીક મુનિ, રુદયા સાથે રીઝ;
આ નવ વિપ્રનો દિકરો, બીજાનું છે બીજ. ૮૩

---

* સ્ત્રી.

ચિહ્ન ચતુરાઇ ચો વિધે, સામુદ્રિક સેંધાણ;
છત્રપતિનો છોકરો, અધિપતિનાં એંધાણ. ૮૪
કર્મરેખા લઘુ કુંવરની, જોઈ શાંડીકે સૂત્ર;
કહે રે સાચું કામનિ, આ તે કેનો પુત્ર. ૮૫
રામા તું ઋષિ તણી, (આ) રાજબીજ રિધ રૂપ;
સાચું બોલ સુલક્ષણી, કોણ ભોગવ્યો ભૂપ. ૮૬
વપુ ન હોય એ વિપ્રનું, ન હોય વિપ્રનો વંશ;
સત્ય બોલરે સુંદરી, આ તે કોનો અંશ. ૮૭
ચરણે લાગી ચિતની, સાચું કહુ આ દિશ;
જૂઠી વાત જલ્પું નહિ, આ સ્થાનક છે ઇશ. ૮૮
એક દિવસનો અર્ભકો, આરે ભરિયું અંગ;
દૈતા કેહ દ્રષ્ટે પડ્યો, સોહાવ્યો મેં સંગ. ૮૯
જાત ભાત નથિ જાણતી, ગામ ઠામ ઘર સૂત્ર;
ઉછેર્યો છે એ વિધે, પેટ તણો જેમ પુત્ર. ૯૦
શાંડિકે જ્ઞાને શોધિયું, મૂળ વિચાર્યું મન;
એ વૈદર્ભના વંશમાં, સત્યાર્થનો તન. ૯૧
અશ્વ અઢાર ક્ષૌહિણી તણી, પૂરણ અલખત પેર;
વૈભવ વાસવ સારખો, ઘણી લક્ષ્મી ગુણ ઘેર. ૯૨
પૂર્વ જન્મ વૈષ્ણવ હતો, છક્યો દેખીને છત્ય;
નિંદા કરિ શિવભક્તની, માટે થઇ આ ગત્ય. ૯૩
નિંદે જે મહારુદ્રને, નિંદે શિવ મહિમાય;
વીસ જન્મ રહે વાંઝિયો, દરિદ્ર દુ:ખિયો થાય. ૯૪
શિવ સેવાથી સુખ ઘણું, પ્રતાપ પુણ્ય પ્રસંશ;
નિંદાથી નરકે જશે, વધતે વાધે વંશ. ૯૫
વિષ્ણુ પ્રતાપ વૈભવ હતો, રિદ્ધ ભોગવ્યું રાજ્ય;
શિવ નિંદે સરવે ગયું, તન સહિત સૌ તાજ્ય. ૯૬
શાંડિક વચન શ્રવણે સુણી, પ્રેમદા લાગી પાગ;
મા'રાજ સુખ સાગર તણી, જડી મુને તો જાગ. ૯૭
મા'રાજ મુને ઇશ્વિર પૂજ્યા, નેક રહી નહિ નૂન્ય;
શાંડિક મુનિ સે'જે મળ્યા, પ્રગટ્યું મોંઢું પુન્ય. ૯૮
રાજ રિદ્ધ ક્યમ પામશે, નૌતમ નીધિ નવાઇ;
બાપ થકી એ બેટડો, શોભે ક્યમ સવાઇ. ૯૯
કહો તે મારગ ચાલિયે, કહો તે કરિયે વ્રત;
રુખિ દેહમાં રિઝીયા, તે વેળાએ ત્રત. ૧૦૦

દેશ ગયો દુશ્મન ધરે, તે જોરાવર જોર;
અષ્ટ સહસ્ત્ર અંબાડિયે, ધન ગાજે ધમઘોર. ૧૦૧
રંક જીતે કયમ રાયને, સુત છે વિપરીત વેશ;*
આણુ ફરે કેમ એહની, જીતે ક્યમ નિજ દેશ. ૧૦૨
ભિક્ષા માગતે ભવ જશે, વા વળશે એનો દન;
તમો તત્ત્વ ત્રિલોકમાં, માન્યું મારું મન. ૧૦૩
ગુપ્તમાં ગુપ્ત એ છે ઘણું, ગુહ્ય માંહ્ય એ ગુહ્ય;
તેહ બતાવું તુજને, સત્ય પ્રકારે સુઝ. ૧૦૪
શાંડિક કહે સુણ સુંદરી, કહું પરમારથ કાજ;
સોમ પ્રદોષ કરે કુંવર, રિધ સિધ પામે રાજ. ૧૦૫
શત્રુ જીતે સહેજમાં, અજિત કહેવાય આપ;
અલખત ભોગવે ઈંદ્રની, પ્રદોષ પુણ્ય પ્રતાપ. ૧૦૬
બ્રહ્માદિક ભાવે ભમે, ગુણિજન જશ ગુણ ગાય;
વૈભવ વાસવ વીસનો, સોમ પ્રદોષથી થાય. ૧૦૭
તહારા ઈકોતેર તરે, પરિયાં એનાં શત પાંચ;
દુશ્મનને દેંવટ કરે, ના'વે ઉંની આંચ. ૧૦૮
સોમ પ્રદોષ સરખો નથી, સિદ્ધિ પદનો ઠામ;
મનસા, વાચા, કર્મણા, થાય મનોરથ કામ. ૧૦૯
કામધેનુ ચિંતામણિ, કલ્પ વૃક્ષ કંઇ ક્રોડ;
સોમ પ્રદોષવત્ વ્રત નથી, જરૂર જવલો જોડ. ૧૧૦
સિદ્ધ પદારથ સર્વથી, હેત ઘણું જો હોય;
મહિમા સોમ પ્રદોષનો, કળી શકે નહિ કોય. ૧૧૧
વીસ સહસ્ત્ર જન્મ વાંઝિયો, સંકટ સઘળાં સૂત્ર;
પાપ બળે પ્રદોષથી, પામે પ્રૌઢા પુત્ર. ૧૧૨
દરિદ્ર અબ્દ દશ લાખનો, કરે કિંકર થઈ કાજ;
સોમ પ્રદોષ પ્રતાપથી, રિદ્ધ ભોગવે રાજ. ૧૧૩
જપ ને તપ ઝાઝુ નથી, કષ્ટ ન વેઠવું કાય;
સોમ પ્રદોષે સહજમાં, મનવાંછિત ફળ થાય. ૧૧૪
ઉંચ નીચ કે અધમ જન, નર નારી કો રંક;
સોમ પ્રદોષ જો આચરે, અલખત આડે અંક. ૧૧૫

ચોપાઈ.

કામનિ કહે સિધ્યું મુજ કાજ, એ મહિમા કહોને મહારાજ;
કિયો દિવસ તિથ કુણ વાર, કિયો માસ શિરોમણિ સાર. ૧૧૬

* પ્રત ૪. "વિધવા સુત છે વિપરિત વેશ." પ્રત ૨. "રાજનીતિ નવ જાણે લેશ"

કોનું સ્થાપન કોનો મંત્ર, તત્વ પૂજનના કેવા તંત્ર.
તેહ બતાવો મુનિ મા'રાજ, થાયે મુજ અર્ભકનાં કાજ. ૧૧૭

### દોહરા.

શાંડિક મુનિ સંભળાવશે, મા'દેવ તણો મહિમાય;
અર્ભક આચરશે એ તણા, સુખ સાગર સીમાય. ૧૧૮
પરમેશ્વર પરસન્ન થશે, રિદ્ધ ભોગવશે રાજ;
સોમ પ્રદોષ વ્રત માંડશે, કરશે રૂડાં કાજ. ૧૧૯
આ અધ્યાય છયે તણી, પૂરણ વાત પ્રકાશ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૧૨૦

(ઇતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'સોમ પ્રદોષ વર્ણન' નામનો ષષ્ઠોધ્યાયઃ

---

## અધ્યાય ૭ મો.

### દોહરા.

સિદ્ધિ બુદ્ધિ સ્વામી જે, ગણપતિ ગુણ ગભીર;
અર્ભક ઉમા ઈશિનો, ધર્મ ધુરધર ધીર. ૧
સેવું સલખનપુરી સહિત, કહાવે જે કિરતાર;
પિયર સૌ પંડિત તણી, દિવ્ય પદવી દાતાર. ૨
ઋષિ કહે રામઃ સુણો, પ્રદોષ તણી કહું પેર;
સક્ષેપ બતાવું સુદરી, ગુણવંતી જા ઘેર. ૩
બારે માસ ઉત્તમ અધિક, કામનિ સાંભળ કર્ણ;
માર્ગશીર્ષ કે શ્રાવણે, તત્વ કહ્યા એ ત્રણ. ૪
શુકલપક્ષ શિરોમણિ, તિર્થ તેરસ સોમવાર;
આરંભ કરાવ એ દિવસથી, સકળ તત્વનું સાર. ૫
નિર્મળ નદિ નાવણ કરો, જીતો ઇન્દ્રિ સર્વ;
અસત્ય કદિ નહિ ઉચરો, ગાત્ર તજો સઉ ગર્વ. ૬
મનસા સિદ્ધ મન વશ કરો, કુંડાં ન કરો કર્મ;
પુણ્ય દીઓ પરમારથી, ધારો રુડો ધર્મ. ૭
પરને પીડા નવ કરો, પાળો શીલ સમેત;
અહર્નિશા આનંદમાં, હરિહર સાથે હેત. ૮
અશન વર્જિત શુભ એ દિવસ, રુદે ન ધરવો રોષ;
રજની મુખ ઘટીકા ત્રણ, પાંચ ઘડી પ્રદોષ. ૯
દિવસ ઘટી ત્રણ પાછલો, રૂડી એ ઘટી રાત;
પાંચ ઘટી પ્રદોષની, વેદવચન વિખ્યાત. ૧૦

સંધ્યા સંધ્યાકાળની, માણે પોતે મંન;
પ્રાણાયામ પે'લું કરે, પછે કરે પૂજન. ૧૧
પ્રાણ પ્રતિષ્ઠા શુદ્ધ થઇ, દેહ ન્યાસ દિલ દીઠ;
અર્ઘ પાદ્ય પૂજા વિધિ, પૂજે શિવની પીઠ. ૧૨
તંત્રોક્ત તદપિ દેવવત, જપ હોમાદિક જોગ;
ધૂપ, દીપ, તિલ, તાંબૂલે, ભાવંતા ઉપભોગ. ૧૩
ધંતુર અર્ક કલારનાં, કુસુમ તુળસી બિલિપત્ર;
જમ જમ જે થાનક ધટે, શોભિત ધરવાં છત્ર. ૧૪
કમળ પુષ્પને કેતકી, મુખ ભણીને મંત્ર;
જાઈ, જુઈ, ચંબેલીએ, આપાવો એ યંત્ર. ૧૫
અબિલ, ગુલાલ ને અરગજા, ગગોદક ગુણનિધિ;
શિવ કવચ શિવ સહસ્રનો, રુદ્રાધ્યાય વિવિધિ. ૧૬
ઉપવિત વસ્ત્ર અલંકૃતિ, શોભા રૂડે સગ;
લેપ કરો ચંદન તણો, લાખિણે શિવ લિંગ. ૧૭
ફોફળ ફળ શ્રિફળ સહિત, વિધ વિધના પકવાન;
મેવા મોધા મૂલના, બીડે બાસઠ પાન. ૧૮
કરે કર્પુરે આરતી, સંપત્તીવત્ શિવ સેવ;
ભાવ ધરી ભક્તિ કરે, માની લે મા'દેવ. ૧૯
વિપ્ર વરણ ઉદ્યાપને, સાત પાંચ શત સેવ;
દુર્બળ જો દર્શન કરે, માની લે મા'દેવ. ૨૦
ભોળો શંભુ ભુખ્યો ભાવનો, કરે નિમેષમાં ન્યાલ;
પૂજાની એ પદ્ધતિ, વપુએ હોય જો વ્હાલ. ૨૧
પદ્ધત પૂજા કોટિધા, રાજસ રૂડી રીત;
પરબ્રહ્મ તવ પ્રસન્ન થશે, જો હોયે પુરણ પ્રીત. ૨૨
પ્રીત થકી પૂજા વળે, પ્રીતે પૂરણ કામ;
પ્રીતિવશ પરબ્રહ્મ છે, જો જો ઠામો ઠામ. ૨૩
ભોળો વશ છે ભકિતને, ભોળો ભોગી ભાવ;
પ્રદોષ પૂર્ણ પ્રીત્યે વળે, બુદ્ધિ શુદ્ધ બનાવ. ૨૪
રાજા રાજ્ય સેવા કરે, ખર્ચે લક્ષ ને કરોડ;
કંગાળ હોય તે કરગરે, શિવ આગળ કરજોડ. ૨૫
એમાનું કાંઈ ન આવડે, શિવ શિવ કહે મુખવ્રત;
માની લે મહાદેવજી, ત્રુઠે શંકર ત્રત. ૨૬
અહંકારે પૂજા કરે, મન મોટમથી મે'ર;
ભાવ નહિ ભવ ઉપરે, પ્રભુ માને પારોર. ૨૭

ગરીબ હોય જો ઘર તણો, ભાવ હોય ભરપૂર;
દર્શન કરે દલડા થકી, સઘળું માને ભૂર. ૨૮
ભંડાર હોય ઘરમાં ભર્યો, કરે ધણી કોસેર;*
હસે હર હૈડા વિષે, કૃત જાણે કુબેર. ૨૯
હો દેહ દુઃખ પામતો, સમર્પે શિવને શેર;
મન રીઝે મહાદેવનુ, કરે તરણાનો મેર. ૩૦
પ્રદોષની પૂજન વિધિ, મા'દેવ તણો મહિમાય;
સ્વર્ગ, મૃત્ય, પાતાળમાં, સુખસાગર સીમાય. ૩૧
પક્ષ પ્રદોષ પડિત કહે, વાર યુક્ત શનિ સર્વ;
સોમ પ્રદોષ સેવા કરે, ધણો તજી મન ગર્વ. ૩૨
પંદર દિવસ બે પક્ષમાં, ત્રયોદશી કહેવાય;
શનિવાર યુકતે મળે, સોમ પ્રદોષ તવ થાય. ૩૩
પક્ષ પ્રદોષ તે તેરસે, વર્ષ તણા ચોવીસ;
વણુ તેરશ શનિવારના, હોયે અડતાળીશ. ૩૪
સોમ પ્રદોષ શનિવારનો, પક્ષ ભળે બહુ પુણ્ય;
આરાધે જો ઇશને, નેક રહે નહિ નૂન્ય. ૩૫
જેને જેવી આસ્થા, જેને જેવું હેત;
તે ફળ પામે તેટલું, તન મન ધન સમેત. ૩૬
તત્વ એહ ત્રિલોકનું, આપે રિદ્ધી રીત;
પ્રદોપ કરાવ તું પુત્રને, પુરણ આણી પ્રીત. ૩૭
માનનિયે માન્યુ ખરું, પરઠી મનમાં પેર;
શાણગઠ† બાંધી સાડલે, ગઈ ગુણવંતી ઘેર. ૩૮
દિવસ આવ્યો તે દેવનો, કર્યું મૂર્ત્ત ધરી મર્મ;
વ્રત માંડયું એ બાળકે, ધાર્યો રૂડો ધર્મ. ૩૯
મનસા વાચા કર્મણા, તન મન ધનથી તર્ત;
સેવે શ્રી શૂળપાણુને, મનસા માંડ્યુ વ્રત. ૪૦
શ્વાસો શ્વાસ, ઘડીએ ઘડી, નિમેષ નિમેષે નેક;
શિવ શિવ મુખે ઉચરે, અધિક શબ્દ એ એક. ૪૧
પામર શી પૂજા કરે, કરે દિવ્ય દરશન;
અહર્નિશ આરાધતાં, પરબ્રહ્મ થયા પરસન્ન. ૪૨
બાળક ને વળી બાપડાં, જર ઘરનું નહિ જોર;
કંગાળ થઇને કરગરે, તેને શાનો તોર? ૪૩

---

* કસર. † જબરી ગાંઠ લુગડાને છેડે વાળી-ભુલાયં નહિ તે માટે.

ધંતુરા ને આકડો, પાણી રેડે પ્રીત;
તમ તમ હરખ્યા હર ઘણું, રાજ રાજેશ્વર રીત. ૪૪
નાચે કુદે નૃત્ય કરે, આણે નહિ અહંકાર;
કુડ કપટ કાયે નહિ, કરુણા કરે કિરતાર. ૪૫
અહંકારે હર વેગળા, પુણ્યવંતાની પાસ;*
ભોળો ભવ વશ ભક્તને, વસે હેતને વાસ. ૪૬
ખટ માસ થયા એમ ખાંતસું, પ્રદોષ થયા જવ બાર;
એકાકી નહાવા ગયો, વિપ્રતણો કુંમાર. ૪૭
મા'દેવના માથાપરે, બ્રહ્માંડ ચઢિયો ભાર;
એને તે શું આપશું, કરે એમ વિચાર. ૪૮
આ ભવ લક્ષ્મી આપશું, નવે ખંડમાં નામ;
વળતો વાસ કૈલાસમાં, સ્થિરપદ મોટો ઠામ. ૪૯
ઝરણુ આવે છે જળ તણો, ગૌતમી ગંગા તીર;
કલોલ વિપ્ર કરે ત્યાંહા, નાહે નિર્મળ નીર. ૫૦
પરબ્રહ્મ પરસન્ન થયા, વડો જે માંહ વિવેક;
બુદ્ધિ એને આપિયે, ત્યાં તો રે'શે ટેક. ૫૧
ઇંદ્રાસન વૈકુંઠ પદ, કે શું આપું ગામ;
તરણાનો મેરૂ કરું, હવણાં આપું દામ.† ૫૨
સોમ પ્રદોષ વ્રત સાધતાં, થયો સંવત્સર એક;
મનસા વાચા કર્મણા, વાધ્યો સ્નેહ વિવેક. ૫૩
વિષ્ણુદત્ત સુત વિપ્રનો, શિવદત્ત નૃપનો સુત;
આનંદ તણો આર્ણવ ભર્યો, સાચા બેય સપૂત. ૫૪
એક એકને દુભે નહિ, નિમેષ નિમેષે નેહ;
ત્રણેનો એક આતમા, દિસે જુજવા દેહ. ૫૫
વસંતઋતુ વ્યાપી રહ્યો, નવ યૌવન તરુ તોય;
બે બાંધવ ઉભા રહ્યા, જુજવી દ્રષ્ટે જોય. ૫૬
ત્રટ એક તૂટી પડી, ત્હાં ગયો તે દ્વિજ તન;
કળશ દીઠો ત્યાં કારમો, રુડાં ભર્યાં રતન. ૫૭
એક એક છન્નું ક્રોડનું, એવાં અસંખ્ય અમૂલ;
સૂર્ય બિબ સરીખડાં, ચિતામણિની તુલ્ય. ૫૮
અમૂલ્ય રત્ન હીરા કણી, તરુણ સુંદરી તેજ;
વિપ્ર પડ્યો વિમાસણે, હૈડામાં ઘણું હેજ. ૫૯

* પ્રત ૨. પાઠ. "હરિ અહંકારથી વેગળો, અગુણવતાની નવ પાસ;"
† પ્રત ૨. પાઠ. "કરું નવે ખંડમાં નામ."

અનર્ગળ માલ અમૂલ્ય છે, મંદિર કયમ લઈ જાઉં;
પ્રદોષમાં કુડું પડે, તો તો દુઃખિયો થાઉં. ૬૦
રત્ન વા'લાં મુજને નથિ, વહાલું મુજને વ્રત;
નાંખી કળશ ને નિકળ્યો, તે વેળાએ ત્રત. ૬૧
લે લે લે લાયક કળશ, તોલ બોલ એમ તર્ણું;
ઈશ તણી આજ્ઞા થઈ, કુંવરે સાંભળ્યું કર્ણું; ૬૨
અસંખ્ય ભાર અસંખ્ય ગુણ, અસંખ્ય (મણિ) મોઘે મૂલ્ય;
ગુણવંત ઉપાડીને ગયો, શક્ર સમૃદ્ધિ તુલ્ય. ૬૩
ગગા નાહ્યો ગુણનિધિ, ગયો હેતથી ઘેર;
મા આગળ માંડી કહી, પરઠી'તી જે પેર. ૬૪
પ્રદોષ તો પ્રત્યક્ષ ફળ્યો, હીરા આવ્યા હાથ;
મા અગળ જઈ મુકીયા, સ્તુતિ કીધી શિવ સાથ. ૬૫
પ્રતાપ શુભ પાર્વતિ પતિ, મોટો છે મા'દેવ;
રંક અમો રિધ પામિયા, સોમ પ્રદોષની સેવ. ૬૬
માતા કહે સુત સાંભળો, અધિક ઓછું નહિ આપ;
પુરણ લક્ષ્મી પામિયા, હરિહર તણો પ્રતાપ. ૬૭
વ્હેંચી લ્યો એ બાંધવા, વડો ધરી વિવેક;
મહારે તો સરખા તમો, એક એક ને એક. ૬૮
રાજપુત્ર વળતો વદે, એ તો નહિ વહેવાર;
તને આપ્યું મને આપશે, શિવ સમરથ દાતાર. ૬૯
કોઈ રળે ને કોઇ જમે, તાકે પરનો માલ;
આશ કરે જે પારકી, કર્મ હિન કંગાળ. ૭૦
ઈંદ્રાસન આપ્યું ઈંદ્રને, સુરપતિ કીધો શક્ર;
વૈકુંઠ આપ્યું વિષ્ણુને, ચતુર્ભુજને ચક્ર. ૭૧
પય પાયું ઉપમન્યુને, બ્રહ્માને બ્રહ્મ સદન;
તે આપે તવ લેઈશું, પુણ્યવંત પંચ વદન. ૭૨
બીજું સરવે ખુટશે, હીરા મોતી ગર્થ;
ખુટે ન આપ્યું એહનું, શિવ દાતા સમર્થ. ૭૩
મંદમતિ તે માનવી, જે કરે મનુષની આશ;
ચટકો દેખે દિન ચારનો, વળતો થાય વિનાશ. ૭૪
તારું ધન તે માહરું, મહારું તે તવ હોય;
ખાઓ પીઓ સુકૃત કરો, જશ અપજશ હિત હોય. ૭૫
તરણાનો મેરુ કરે, રંકને આપે રાજ;
તે મુજને પ્રસન્ન થશે, મોટા શિવ મા'રાજ. ૭૬

કોડી એક લીધી નહિ, વાધ્યો સ્નેહ વિવેક;
સોમ પ્રદોષ વ્રત સાધતાં, થયો સંવત્સર એક. ૭૭
વિષ્ણુદત્ત સુત વિપ્રનો, શિવદત્ત રાજકુમાર;
આનંદ તણો અર્ણવ રહ્યો, ઉલટ અપરંવાર. ૭૮
કો કોને દુભે નહિ, ક્ષણ ક્ષણ વાધે નેહ;*
આત્મા એક ત્રણે તણો, દિસે જુજવા દેહ. ૭૯
વસંતઋતુ વ્યાપી રહ્યો, કોકિલ કરે કલોલ;
બે બાંધવ તેને સમે, રમતા ઝાકમઝોલ.† ૮૦
ટહુકા નિત નિત તે સુણે, ભજે શિવશક્તિ અનૂપ;
પરતુ સર્વનો રાજીયો, ભાસે માધવ ભૂપ.‡ ૮૧
કામ વધારણ કામીને, દશથી દુણો દેહ;
કાં નર ને કાં નારીઓ, તીક્ષણ બાણે તેહ. ૮૨
અરણ્ય વન અઘોરમાં, પહોંત્યા જ્યારે પંથ;
તનયા ગંધર્વરાજની, ચિતની નિરખી ચંત. ૮૩
જયમ વિદ્યુત ઘનઘોરમાં, અભ્રે ઇન્દુ જેમ;
આકસ્માત અજવાળિયું, તરુણી દીઠી તેમ. ૮૪
પૂર્ણ કાશ્મિરી પુતળી, સિંગલ દેહિ સદન;
શરદ શશિના સારખું, વનિતાતણું વદન. ૮૫
ભ્રાંત પડી બે ભ્રાતને, કવણ કામની કે'વાય;
દેદારે દેવાંગના, મન જોવા મલકાય. ૮૬
સંગે દાસી સહસ્રધા, મહા મનોહર મૂલ્ય;
મદ ભરી મચ્છરવતી, સુર રાણી સમતુલ્ય. ૮૭
ભર જોબનમાં ભામનિ, દમયંતીવત્ દેહ;
મનોરમા કો મોહિની, તરુણ અરુણ વત્ એહ. ૮૮
જળહળતી ને ઝઘમઘે, જોબન બાળે વેશ;
ચંદ્રવદની મૃગ લોચની, શ્યામ અલિકૃત કેશ.§ ૮૯
પ્રેમદા જાણે પદ્મની, શામા શુદ્ધ સુજાણ;
કંદર્પરૂપ કટી કેસરી, પુરંદરી પરમાણ. ૯૦
ગજગામી ભલી ભામિની, જાણે જામની શર્દ;
ઇંદુ મુખ કો અપ્સરા, બહુધા એમાં બર્દ. ૯૧

---

* પ્રત ૪. પાઠ. "નિમેષ નિમેષે નેહ." † પ્રત ૪. પાઠ. "૦ શબ્દ અલૌકિક થાય." અને 'રણમાં રમવા જાય." ‡ પ્રત ૪. પાઠ "કલોલ કરે છે કોકિલા, ચાલ્યુ વન અનૂપ."

§ ભમરા જેવા કાળા વાળ.

મદનતણુા પણુ મદ હરે, કંદર્પે દર્પ માહ કામ;
રાધા રૂપ કે છે રતિ, સ્વરૂપવતી સુખધામ. ૯૨
મદન સદન શોભાતણું, ભાગ્યતણો ભંડાર;
અર્ણુવ અમૃતનો અતિ, ઇન્દ્રાણી અવતાર. ૯૩
લાવણ્ય જોબન લક્ષધા, ગ્રીવા પોત કપોત;
હંસગામની હાસ્યમુખિ, શુભ ગુણુ લક્ષણુ સોત. ૯૪
બુદ્ધિ નિધાન બોહો વિધકળા, ભાગ્ય સુભાગ્ય ભરપૂર;
સાગર કોડ સ્વરૂપનો, નાર વધારણુ નૂર. ૯૫
ભલી ભૃકુટિ કમઠવત, કામ બાણુ કરકોડ;
ચાતુરનાં ચિત ચાળવે,* હાકી જીતે હોડ. ૯૬
સકળ કળા સુલક્ષણી, સકળ ગુણાલંકાર;
સીમા સુંદર માનની, ભાગ્ય તણો ભંડાર. ૯૭
દીઠી કન્યા દેવની, તરત ટકાવ્યો પાગ;
વિપ્ર પુત્ર કહે વીર સુણુ, જાવાનો નહિ લાગ. ૯૮
રમે છે રામા રણુ વિશે, સ્વ ઇચ્છાએ સાર;
આપણુ જઇએ ધાઈને, એ તો નહિ વ્યવહાર. ૯૯
શાસ્ત્ર સાખ્ય પુરે નહિ, કામનિનું કુણુ કામ;
પાગ ભરો નહિ પાધરો, તજો હવે આ ઠામ. ૧૦૦
રાજપુત્ર કહે રહો તમો, (જોઉં) જુવતીની કોણુ જાત્ય;
પાર લઉં પ્રેમદા તણો, ભૂપ તણી એ ભ્રાત્ય. ૧૦૧
કાયર થઈ કયમ નાશીએ, જુવતીમાં શું જોર;
દેવ માનવ કે દાનવી, જોઉં એનો અંકોર. ૧૦૨
વિપ્ર તો વનમધે રહ્યો, ચાતુર નર ચિત્ત ચહાય;
નિરખું જઈ એ નારને, થનાર હોય તે થાય. ૧૦૩
નારી સન્મુખ નૃપ ગયો, દીઠો નવરસ નાવ;
પુરણુ રૂપ પ્રદ્યુમ્નવત, આવ્યો રતિને દાવ. ૧૦૪
ઇંદ્ર અવતાર થકી અધિક, ચંદ્ર થકી ગુણુ ચાર;
એવું રૂપ રમી રહ્યુ, નેહે નિરખે નાર. ૧૦૫
એક રૂપ રાજાતણું, શિવ પૂજન તપ તેજ;
કામની કંદર્પવત્ કળ્યો, હૈડે અધીકું હેજ. ૧૦૬
ઇંદ્ર ચંદ્ર કો અધિપતિ, કે સુર સૂતનો સાથ;
મુજને વરવા મોકલ્યો, એહ વિશંભર નાથ. ૧૦૭

* ચળાયમાન કરે; છટકાવી મુકે.

કે છળવા કો છત્રપતે, મૂકાવા મૂજ માન;
વશ થાયે વરે મુને, (તો) દીધું જીવત દાન. ૧૦૮
પૂજતી હું પરબ્રહ્મને, પૂજતિ ગવરીને દિન રાત;
તેણીએ વર મોકલ્યો, જગદંબ અંબા માત. ૧૦૯
ત્રિપુરારી ત્રુઠયાં મુને, ત્રુઠયા વિષ્ણુ વ્રત;
મન અવલોકી માનનિ, તે પાસે આવી તર્ત. ૧૧૦
ઇંદ્ર, ચંદ્ર સરીખડો, ચંપક વર્ણી કાય;
રામાએ દિઠો રીઝમાં, રૂપવંતો તે રાય. ૧૧૧
માનનિ મન વિચારિયું, બોલાવું કયમ બોલ;
તરણાથી હળવી પડું, તરુણિનું નહિ એ તોલ. ૧૧૨
માનનિ જે માને મળે, અહંકારે તન તાન;
મૂકે માન જે માનની, હળવી પીપળ પાન. ૧૧૩
દીધી આજ્ઞા દાસીને, વાડીમાં સૌ જાય;
હાર ગુથ્યો જઈ હેતથી, તવ શિવ પૂજન થાય. ૧૧૪
વોળાવી વનિતા સહુ, રહી એકલી આપ;
ભરી દ્દષ્ટ ભૂપતિ ભણી, મન રાખી નિજ હાથ. ૧૧૫
નિકટ ગયો ત્યાં નરપતિ, મનથી દીધાં માન;
આગતસ્વાગત અદિકી કરી, પ્રિતે આપ્યાં પાન. ૧૧૬
કોણ જાત કુણ દેશ તુજ, કોણ ગોત્ર ગુણ ગ્રામ;
કોણ ઇષ્ટ ઉપાસના, કોણ તમારુ નામ. ૧૧૭
દીસો છો કોઈ દેવતા, સામુદ્રીક સૈંધાણ;
પૃથ્વી પતિના પુત્ર છો, ઓળખિયાં એધાણ. ૧૧૮
કરણ પર્યંતે નેત્ર છે, હેઠા ઢીંચણથી હાથ;
પ્રતાપ પુરંદર સારખો, સેવન શિવને સાથ. ૧૧૯
ગુણવતી કારણ નવ કશું, પૂછોછો શીપેર;
કામે આવ્યા તે કરો, જાઓ પિતાને ઘેર. ૧૨૦
ગામ ઠામ નથી જાણતો, નથી માત નથિ તાત;
હવડાં તો હું રંક છું, શી કહું તમને વાત. ૧૨૧
સમ દીધા માટે કહું, ધારું સાચો ધર્મ;
આગળ વાત જાણું નહિ, કિરતારે લખ્યું કર્મ. ૧૨૨
રક દુર્બળ એક બ્રાહ્મણી, નિર્મળ કુળની નેટ;
ભિખ માગી ભોજન કરે, પોખે મારું પેટ. ૧૨૩
માત, તાત, મોસાળ ને, સજન સહોદર સાથ;
આશા રાખું છું મેળવે, ચૌદ લોકનો નાથ. ૧૨૪

તમારે કામ મારું કશું, ગુણ અગુણ શા ગાઓ;
પરદારા શું પ્રીતશી, જ્યાં આવ્યાં ત્યાં જાઓ. ૧૨૫
ચતુરા પરખી ચાતુરી, તે વેળા ગળી તર્ત;
ગળે પતાસું પાણીએ, અથવા અગ્નિ ધૃત. ૧૨૬
અહંકાર તનથી ઝટ તજ્યો, હેતે જોડ્યા હાથ;
તન, મન, ધન સોંપી કહે, સ્નેહ ચાહે તે સાથ. ૧૨૭
રામા કહે રુદિયે વસ્યો, દિવ્ય દેવાંશી દેહ;
કામની કામાતુર થઈ, નિશ્ચય આણ્યો નેહ. ૧૨૮
અમૃતથી ઘણું મીઠડાં, કથન સંભળાવ્યાં કરણ;
શિવ પ્રસન્ન તુજ ઉપરે, પ્રીત ધરીને પરણ. ૧૨૯
મુજ મન માન્યો તું ધણી, તું હૈડાનો હાર;
તુ રક્ષક મુજ જીવનો, આત્માનો આધાર. ૧૩૦
વિહ્વળ છે મારું વપુ, કામાતુર છુ કામ;
વરમાળ આરોપુ કંઠમાં, શિરછત્ર હો સ્વામ. ૧૩૧
પૂર્વજન્મ સચો હશે, લખ્યો વિધાતા લેખ;
ગંધર્વ વિવાહ ત્યાં કરો, વાર કરો નવ રેખ. ૧૩૨
નરપતિ કહે નારી સુણો, હમણાં છું હું રંક;
તમો દીસો દેવાંગના, એ મળશે કયમ અંક. ૧૩૩
પુરું કયમ તારું પડે, હીરા હેમ બહુ હાથ;
અમો રંક તું રાજવી, સ્નેહ કશ્યો તુજસાથ. ૧૩૪
રાજ્ય ભ્રષ્ટ રણ રડવડું, વિપરીત જો અમ વેશ;
વૈરી હાથે વહી ગયા, દિવ્ય દામ ને દેશ. ૧૩૫
ઉદરભરું બ્રાહ્મણગૃહે, ઓહો દુઃખ બાબત બીજ;
અવસ્થા એકે નથી, રાખે શું તું રીઝ. ૧૩૬
તાત તમારો ખીજશે, કુમારી વરિ કન્યાય;
સ્વ ઇચ્છાએ પરણશો, અદકો એ અન્યાય. ૧૩૭
સૂર્ય સાખ્ય તો નવ દીએ, કરો દેવ દરશન;
એ વાતે અન્યા ઘણો, પરમેશ્વર નહિ પરસન્ન. ૧૩૮
નીચ સ્વભાવ નારી તણો, વડો એક મોટો વાંક;
સહસા કામ ન કીજીએ, અબળા આડો આંક. ૧૩૯
(હું) પૂછું મારી માતને, તું પૂછ તુજનો તાત;
વળતી તો વિવાહ તણી, વનિતા કરજે વાત. ૧૪૦
ઉભયે જ્ઞાન વિચારિયું, કીધો વાયદો વર્ત;
પરમ દહાડે પરોઢીએ, અહીઆં આવજો તર્ત. ૧૪૧

હું ગંધર્વની દીકરી, મહાલક્ષ્મી શિર મોટ;
અલખત અયુત મઘવા તણી, રિદ્ધ સિદ્ધની નહિ ખોટ. ૧૪૨
સ્ત્રીહત્યા શત સહસ્રધા, અયુત બ્રહ્મહત્યા આપ;
વચન ચૂકો આવો નહિ, (તો) પ્રલય કાળનું પાપ. ૧૪૩
સમ દીધા બહુ આકરા, કરી પ્રતિજ્ઞા પાંચ;
નિર્ભયથી અહિ આવજો, ઉની ના'વે આંચ. ૧૪૪
અરસપરસ કોલો કર્યાં, વચને વારંવાર;
નગર સમીપે નરપતિ, નાર સમીપે નાર. ૧૪૫
વાત કહી વડ વીરને, ગુણવંત આવ્યો ઘેર;
મા આગળ માંડી કહી, પરઠીતી જે પેર. ૧૪૬
મા'દેવજિએ મોકલી, પ્રદોષતણું એ પુણ્ય;
સુત જાજો સુખે તમો, નિમેષ ન રાખો નૂન્ય. ૧૪૭
તે વેળા તનયા ગઈ, જ્યાં બેઠો તો તાત;
કર્મ કથા કહી કામનિ, વનમાં થઈ જે વાત. ૧૪૮
ઇચ્છા વર વરવા તણી, હોંશ ઘણી મન હામ;
ત્રિલોક મોહન વર મળ્યો, દૈવતરૂપી દામ. ૧૪૯
પરણાવો મુને પ્રીતથી, માગું પિતા તમ પાસ;
પ્રસન્ન મુને પરમેશ્વરી, એ વર કેરી આશ. ૧૫૦

ચોપાઈ.

તનયા પ્રત્યે બોલ્યો તાત, પુત્રી સાંભળ તું એક વાત;
રાતે ઇંદ્ર સભામાં આજ, થયું કોટિધા મહારું કાજ. ૧૫૧
સુરપતિ સાથ શિવ લોકે ગયો, અધિક ઉત્સવ તે ઠામે થયો;
દેવતણું દીઠું દરશન, પરબ્રહ્મ મને થયા પરસન્ન. ૧૫૨
નેહ કરી બોલાવ્યો નાથ, હેત ઘણેરે શિર મુકયો હાથ;
માગ માગ ગધર્વ ગુણ નિધ, વેદ પુરુષ બોલ્યા વિધવિધ. ૧૫૩
ત્યારે મેં નમાવ્યું શીશ, તમો આદ્ય નિરંજન ઈશ;
તરણ તારણ ત્રિભુવન ભૂપતિ, આદ્ય પુરુષ છો અકળ તવગતિ. ૧૫૪
આદ્યના આદ્ય અશરણના શર્ણ, લાગ્યું ચિત્ત તમારે ચર્ણ;
માગું મોક્ષ માગું ધન ધાન્ય, માગું ભક્તિ તુજ ભગવાન. ૧૫૫

દોહરા.

મા'દેવ કહે મારું કહ્યું, કર કર કહું તે કાજ;
પુત્રી તારા પેટની, અતિ રૂપણી આજ. ૧૫૬
માગી આપો મુજને, મહારો છે એક પુત્ર;
પુણ્ય વ્રત પ્રદોષનું, શોભાવે છે સૂત્ર. ૧૫૭

ધર્મ કર્મ ને ધ્યાન દૃઢ, શિવદત્ત રુડું નામ;
પરણાવ પુત્રી તેહેને, કર કહું રૂડું કામ. ૧૫૮
રણમાં મળશે રાજવી, પરણાવો તનયા પેર;
અષ્ટ મહા સિદ્ધ નવનિધ્ય રિધ, મોકલ તેને ઘેર. ૧૫૯
તુલ્ય ચિંતામણી આપજે, જેથી ચિંતા જાય;
અચુત ઇંદ્રાસન તણી, શોભા સેજે થાય. ૧૬૦
શિવ વચન શિરપર ધર્યું, ગંધર્વ આવ્યો ઘેર;
કુંવરીએ સાચું કહ્યું, પ્રીછ્યો સઘળી પેર. ૧૬૧
સંદેહ મન રહ્યો નહિ, સગાં સજ્જન સમેત;
ભામની ભાગ્ય તારું ભલું, હજાર હાથ હર હેત. ૧૬૨
પચવદનનો પુત્ર એ, પૂર્ણ પ્રદોષનું પૂણ્ય;
તે વર પામી પ્રેમદા, નેક રહી નહિ નૂન્ય. ૧૬૩
બીજે દિવસે બાળકી, તેડી આણ્યો ત્યાંય;
ઇશ્વરે મેળવા એકઠાં, શુભ મંદિર વન માંહ્ય. ૧૬૪
ઘણુંક સૈન્ય ગંધર્વનું, સજન સહોદર સાથ;
પરણાવી પુત્રિ પ્રિતથી, હેતે મેળ્યો હાથ. ૧૬૫
દેવ સાક્ષી દૈવત ઘણું, દીધુ કન્યાદાન;
નવનિધિ તે પામિયો, શંકરના સન્માન. ૧૬૬
તેજ વાધ્યું ત્રિલોકમાં, અલખત અદિકી હોય;
પરમેશ્વર જવ પાધરા, કદી ન ગાંજે કોય. ૧૬૭
લક્ષ્મીને વશ સર્વકો, ઘર ઘોડા ગજ રથ;
અજીત કહાવે એકલો, સેન સહિત સમર્થ. ૧૬૮
હસ્તી ઘોડા માલ ધન, ઝાઝી જોખ જતન;
મનવાંછિત જ્યાં નિપજે, જ્યાં ચિંતામણી રતન. ૧૬૯
ગધર્વ વોળાવી વળ્યો, છત્ર ચામરની છત્ય;
દેવ દુંદુભી વાજતે, મંદિરમાં મહીપત્ય. ૧૭૦
ચરણે નમિયો માતને, વધુ સમેતે આપ;
અલખત પામ્યો અધિપતિ, તે શિવનો પરતાપ. ૧૭૧
વજીર કર્યો તે વિપ્રને, પંચશત અન્ય પ્રધાન;
નૌતમ નગર વસાવિયું, ધર્મધ્વજ દે સૌ માન. ૧૭૨
શત્રુ જીત્યા સામટા, તાપ કર્યાં સૌ તાજ;
અનમી કહેવાયો એકલો, રામ સરીખું રાજ. ૧૭૩
પ્રજા પાળે પુરણ પ્રીતથી, દે દુષ્ટને દંડ;
જાંબુદ્વીપમાં જશ લિયો, ભુપત ભારે ભર્તખંડ. ૧૭૪

વસુધા સર્વે વશ કરી, ઠાઠ સમુદ્ર ઠેઠ;
કર આપે સૌ રાજીયા, નરપતિ સઘળા નેટ. ૧૭૫
અશ્વ અઠયાસી લાખ છે, શોભા પામ્યો સિદ્ધ;
પંદર લાખ પાખર તણી, ઘેમર નૌત્તમ નિધ. ૧૭૬
તેઆં બ્રાહ્મણુ બ્રાહ્મણી, આ રિદ્ધ તમારૂં રાજ;
કહ્યું તમારૂં હું કરૂં, સેવક સેવા કાજ. ૧૭૭
દોલત દશ હજાર વર્ષ, ભાવતા લો મન ભોગ;
નર નારી આનંદમાં, નિર્મળ દેહ નિરોગ. ૧૭૮
પુત્ર પાટવી પાંચને, સોંપ્યું રાજ્ય રિધ ધન;
પ્રદોષ વ્રત ન મૂકશો, મહારુદ્રશું મન. ૧૭૯
શુભ વિમાન શિવજી તણું, પ્રીત્યે આવ્યાં પાસ;
પ્રદોષ પુણ્ય પ્રતાપથી, પામ્યા ગિરિ કૈલાસ. ૧૮૦
પ્રદોષ સમું કો પુણ્ય નથી, પ્રદોષ સમી નહિ પુજ;
વેદ શાસ્ત્ર વાણી વદે, સિદ્ધિ વરવા સુઝ. ૧૮૧
વિદ્યા ભણિયો વિધ વિધે, છયે શાસ્ત્ર છત છાપ;
પ્રદોષ વ્રત ન પ્રીછીયો, તેનાં પુરણુ પાપ. ૧૮૨
મત્ર, જંત્ર તંત્ર તરતીબછે, અતિ ડાહ્યો હોય આપ;
પ્રેમ નહિ પ્રદોષ પર, પુરણુ તેનાં પાપ. ૧૮૩
લખવું, ભણવું, લેખવું, ચતુરાઇએ તાણે ચાપ;
પ્રદોષ વ્રત પ્રોછયો નહિ, પુરણુ તેનાં પાપ. ૧૮૪
જપ તપ ને જર જોડવું, તન વેઠે બહુ તાપ;
પ્રીતિ નહિ પ્રદોષ શું, પુરણુ તેનાં પાપ. ૧૮૫
શિવ પ્રદોષ પૂજન વિધિ, જાણી જેકો જન;
જુગ બાધો તે જીતીઓ, અવતાર તેનો ધન. ૧૮૬
શૌનક પ્રત્યે સૂત કહે, પ્રદોષતણું એ પૂણ્ય;
પૂજા શિવની આચરે, વળતી નવ રેહ ન્યૂન. ૧૮૭
ઇકોતેર શતથી અદિક, ઉદ્ધાર પમાડે ઇશ;
પ્રદોષ સમે પૂજા કરી, નામે જે કો શીશ. ૧૮૮
સુરાપાની કે ઘાતકી, અન્યાયીઓ અધર્મ;
છુટે પાપે પ્રદોષથી, કોટી જન્મનાં કર્મ. ૧૮૯
પરદારાગામી કદા, પરનિંદાશું પ્રીત;
છૂટે પાપ પ્રદોષથી, ગાય હરિહરનાં ગીત. ૧૯૦
અભક્ષા ભક્ષ અદિકું કરે, કરે કુકર્મ અન્યાય;
પલકે પાપ પ્રાજે કરે, મોટો શિવ મહિમાય. ૧૯૧

પ્રદોષ સમી પૂજા નહિ, શિવ સમી નહિ સેવ;
શિવ સમું સાધન નહિ, મા'દેવ સમો નહિ દેવ. ૧૯૨
શિવ પૂજો શિવ શિવ કહો, વાણી વેદ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૧૯૩
વેદ શાસ્ત્ર પુરાણમાં, વર્ણવેલી કહું વાત;
મહિમા શિવ પ્રદોષનો, સંપૂર્ણ અધ્યા સાત.* ૧૯૪

(ઇતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'પ્રદોષ વર્ણન' નામનો સાતમોધ્યાયઃ

---

## અધ્યાય ૮ મો.

### ચોપાઈ.

બ્રહ્મા તનયા દેવી સરસ્વતી, આરાધું ઈશ ઉમાનો પતિ,†
તુજ કૃપા જે નરને હવી, કાવ્યે કહેવાણો ભૂમા કવિ. ૧
વેદ વ્યાસને ત્રુઠી વાણ, કીધાં અષ્ટાદશ પુરાણ;
ત્રુઠી વાલ્મિકને પુણ્ય પવિત્ર, વર્ણવ્યું જેણે રામ ચરિત્ર. ૨
બ્રહ્માજીના ટાળ્યા ભેદ, વર્ણવ કીધા ચારે વેદ;
સાચી શકલ્ય શોભિત સર્વદા, નિર્મળ નીર રૂપે નર્મદા. ૩
ગણપતિ આગળ રહું કરજોડ, લજ્જા રાખો શ્રી રણછોડ;
સોમપ્રદોષ તણી કહું કથા, જાણું એટલું કહું છું જથા. ૪
વાયુને વશ જેવું તર્ણ, સમસ્ત દેવ રાખો નિજ શર્ણ;
સાબ કૃપા મોટી સર્વથી, નિમેષ ડહાપણ બીજાનું નથી. ૫
બહુ બુદ્ધિ સાગર કહેવાય, કરે કૃપા જો શારદ માય;
સહસ્ર મુખ સ્તવે જો શેષ, લક્ષણ ગુણ જાણે નહિ લેશ. ૬
વીસ કલ્પ વદે જો વેદ, બ્રહ્મા તોય ન પામે ભેદ;
સનકાદિક જોગેશ્વર જતિ, શિવનો પાર ન પામે રતિ. ૭

---

* આ અધ્યાયમાં જ્યાં જ્યાં 'સોમપ્રદોષ' શબ્દ છે, ત્યા ત્યાં અમદાવાદમાં ગંગાશકર નામક કવિએ છપાવેલા શિવપુરાણમાં 'શનિ પ્રદોષ' શબ્દ જણાય છે. તેમજ ઇ. સ. ૧૮૬૭ માં 'સખારામ ભિખસેટ'ના છાપખાનામાં છપાયલી એક નાની ચોપડી નામે "શનિ પ્રદોષની કથા" માં આ જ અધ્યાય છે, તેમાં પણ શનિ પ્રદોષ છે. મારી પાસની ત્રણ પ્રત, જેમાંની નંબર ૧ ની પ્રત, જે કવિ નર્મદાશંકરના સંગ્રહમાની છે—જે વધારે સારી છે, અને તેને મૂળ પાઠ તરીકે કાયમ રાખી છે તેમાં "સોમ પ્રદોષ" છે, તે જ મેં કાયમ રાખ્યો છે. (સંવત ૧૮૨૮ ની) નંબર ૨ ની પ્રત રાજારામ હીરજી ભટ્ટ, ગામ વિજાપુરવાળાનીમાં પણ સોમ પ્રદોષ જ છે. ત્રિજી પ્રત, જે ઘણી અશુદ્ધ છે, તેમાં શનિપ્રદોષ છે.

† પ્રત ૩ અને ૪. "શ્રો સરસ્વતીને નામું શીશ, આરાધું ઉમાપતિ ઈશ."

ભક્તતણે વશ ભોળો ભૂપ, હરિહર બન્યે એકજ રૂપ;
નિર્ગુણ થકો સગુણ એ સાર, વર દેયણ ભોળો ભંડાર.* ૮
મહાદેવ નામે મનવાંછિત મળે, શિવશિવ કહેતાં સફળે ફળે,
જળ ધારે જન્મારો તરે, હર હર કહેતાં પાતિક હરે. ૯
ધંતુર ચઢાવ્યે આપે ધન, ગાલ વજાડે શિવ પ્રસન્ન;
અર્ક ચઢાવે ધન અવધિ હોય, એમાં સંદેહ ન રાખો કોય. ૧૦
ભુક્તિ મુક્તિ ભાવે ભરે, નિમેષ માત્રમાં ન્યાલજ કરે;
પોતે અંગે ચોળે રાખ, સેવકને લક્ષ્મી દે લાખ. ૧૧
વૃષભ વાહન પોતે તો લિયે, ભક્તને ભોળો ઐરાવત દિયે;
આપ કંઠે રૂંઢમાળા સાર, સેવકને મોતીના હાર. ૧૨
ધરણી ઉપર પોતે ધસે, સેવક વાસ કૈલાસે વસે;
સોમ પ્રદોષ તણો મહિમાય, શિવ પૂજન તે તો સીમાય. ૧૩
કોડ પુરાણ કહે છે સૌ કથી, હરિહરમાં કાંઈ અંતર નથી;
સોમ પ્રદોષની સિદ્ધિ સૂત્ર, પામે વંધ્યા નારી પુત્ર. ૧૪
સૌભાગ્ય દેયણ છે એ સાર, ભવસાગર ઉતારે પાર;
સોમ પ્રદોષ યથારથ વળે, જન્મ મરણનો ફેરો ટળે. ૧૫
સુત કહે શૌનકને સાર, ચૌદ મૂડામાં કણ જ્યમ ચાર;
મૃત્યુંજય મહિમાનું મૂળ, ટાળે સઘળાં સંકટ શૂળ. ૧૬
વીસ જન્મનાં વિપરીત ટળે, મુકિત ને મનવાંછિત મળે;
ગાંજ્યો તે કોનો નવ જાય, સ્થિરતા આશા પુરી થાય. ૧૭
સોમ પ્રદોષ કરે નરનાર, ત્યાગિ ગૃહસ્થ તથા બ્રહ્મચાર;
કરે વ્રત સંન્યાસી સિદ્ધ, રાય રંક પામે બહુ રિદ્ધ. ૧૮
બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય ને શૂદ્ર, સર્વેને માથે રાજે રૂદ્ર;
કોટિ વ્રત બીજાં છે કથી, સોમ પ્રદોષ સમું કો નથી. ૧૯
કોટિ તીર્થ ફરો નિઃશંક, સોમ પ્રદોષ આગળ સા રંક;
એ ઉપર એક કહું આખ્યાન, શ્રુતિ, સ્મૃતિએ ગાયાં ગાન. ૨૦
આર્યાવ્રત ગુણવંતુ ગામ, ચિત્રવર્મા નરપતિનું નામ;
લક્ષધા લાડ કરે સૌ લોક, સ્વપ્નામાં કોને નહિ શોક. ૨૧
રામ સરીખું જેનું રાજ્ય, અસત્ય અન્યાય તનથી તાજ્ય;
સકળ કળા, ગુણ, સાહસજ ધીર, વપુ વિવેકી વડહથ વીર. ૨૨
ઉર પ્રેમ સામદમાં શૂર, પરમારથ પ્રીછે ભરપૂર;
દાતા દિલ દેવાંશી દેહ, નારાયણ ઉપર બહુ નેહ. ૨૩

---

* મત ૪. "વરદેયણ શંકર દાતાર."

શુદ્ધ સ્વભાવ સત્યવાદી રૂપ, ભોગ સકળ ભોગવતો ભૂપ;
રૂપ ગુણ ચાતુરીએ ભરી, રંભાસમ ઘરમાં સુંદરી. ૨૪
નરનારીને અદિકી પ્રીત, ગુણ ગાજે ને સુંદર ચરીત;
દશ પુત્ર નરપતિને નેક, લાડકવાઈ પુત્રી છે એક. ૨૫
અદિક ચાતુરી અભરે ભરી, દેવાંગના જેવી દીકરી;
દેવી દેવ કન્યા કો દામ, સિમંતિની સુતાનું નામ. ૨૬
દાતા ગુણ ડાહાપણ ડાહી, લક્ષણ રુડે લાડકવાઈ;
ચંદ્રવદની મૃગ વેણું વંક, સિહાકાર કટિનો લંક. ૨૭
વિવેક હંસા ગજગામિની, શર્દ નિશા જેવી જામિની;
કોમળ પદ્મ કમળનો કંદ,* જેવો શરદ પુનમે ચંદ. ૨૮
તનયા પ્રગટી જ્યારે તેહ, સાચો માત પિતાને સ્નેહ;
હરખ ભેર ધણીઆણી ધણી, લીધી જન્મપત્રિ તે તણી. ૨૯
મૂકી છાંડી ઘરને માંહ્ય, આનંદ ઉત્સવ અધિકો ત્યાંહ્ય;
શુકલ પક્ષમાં ઇંદુ જેમ, તરુણી તેજ વધે છે તેમ. ૩૦
અદિક એમ વર્ષે વિત્યાં આઠ, ઠરાવ થયા વિવાહના ઠાઠ;
કુંવરીનો વિવા'કીજીએ, લાખિણો લાહો લીજીએ. ૩૧
કહે રાણી કરવું એક કામ, જન્મપત્રિ જોવરાવો નામ;
જોષી તેડી જોવરાવો જોષ, ડાહ્યા કોઈ ન કહાડે દોષ. ૩૨
મહીપત મનમાં થયો મગન, પૂછી વિપ્રને લઈ લગન;
તેડ્યા સહસ્ર અઠયાસી ઋષિ, મહા મુનેશ્વર મોટા મુખિ. ૩૩
વાચા અવિચળ વિદ્યાવંત, સાધુ જન સત્યવાદી સંત;
મહીપતિએ દીધાં સન્માન, આપ્યાં વસ્ત્ર આભૂષણ દાન. ૩૪
અગમ નિગમ સર્વે જણ લહો, કર્મ રેખા કુંવરીની કહો;
સૌભાગ્ય કેટલું, કેટલું સુખ, કેવું દૈવત, કેવું દુઃખ. ૩૫
ધર્મ કર્મ કેવો આચાર, કુંવરી કૃપણ છે કે દાતાર;
કુળ બોળશે કે એ તારશે, જન્મ જીતે કે હિત હારશે. ૩૬
લેણ દેણ સુખ માત ને તાત, વિપ્ર કહો વિસ્તારી વાત;
વળતા વિપ્ર બોલ્યા વરવાણ, કન્યાને કુશળ કલ્યાણ. ૩૭
કુળવંત વર જોઈ કરજો કાજ, દશ સહસ્ર વર્ષ ભોગવે રાજ;
પુણ્યવંત દશ પ્રસવશે પુત્ર, ઇંદ્ર દેવ જેવું ઘર સુત્ર. ૩૮
ઇકોતર શત એથી તરે, હર કૃપા એ ઉપર કરે;
સુંદરિ શીપી શિરોમણી સતી, રુડી કર્મની રેખા રતિ. ૩૯

* પ્રત ૪. "૦કમળનો વૃંદ."

સર્વે મળીને કહી એ વાત, રીઝયાં માત ને તેનો તાત;
ત્યારે બોલ્યો બ્રાહ્મણ એક, ન્યાયશાસ્ત્રનો ધારી નેક. ૪૦
જૂઠા બોલા સર્વે રુષિ, દક્ષિણા લેવા ભખ્યા સુખી;
સાચું બોલુ છું હું આપ, જૂઠું કહું તો પાંચે પાપ. ૪૧
રીઝો કે ખીજોજી તમો, સાચા બોલા છૈએ અમો;
સાંભળ રે તનયાના તાત, મ્હોં રાખી નવ કહીએ વાત. ૪૨
મોટમ જશ મહિમા માંડશે, રામા ચૌદ વર્ષે રાંડશે;
હાહાકાર થશે ગત ઘણી, બુડશે જળમાં એનો ધણી. ૪૩
હનાર વાત હશે જે હોય, ભાવી ટાળી ન શકે કોય;
જાણશે દેશાંતરના લોક, સજ્જન સૌને પ્રગટે શોક. ૪૪
ટાળ્યું તે કોનું નહિ ટળે, પાંચ લાખ જો પંડિત મળે;
લખ્યા લેખ તે તે કયમ મટે, જવ ભાર વધે કે તલ નવ ઘટે. ૪૫
લોભવાન લક્ષ્મીના લુંટ, મિથ્યા મેલો માથાકૂટ;
નથી ગ્રહગતિ જાણતા, અહંકાર મનથી અદકો આણતા. ૪૬
હુ એકલો ને એ છે લાખ, શાસ્ત્ર તણી સંભળાવું સાખ;
રાજા પૂછે વિપ્ર વિવેક, શું કહે છે આ બ્રાહ્મણ એક. ૪૭
તમો જૂઠા કે જૂઠો એહ, સર્વે ભાગો મુજ સંદેહ;
અક્ષર શું લખિયો છે આક, વડો કોનો કાઢું હું વાક. ૪૮
રુખેશ્વર એમ બોલ્યા ઘણા, જૂઠા બોલ એ જૂઠાતણા;
અભાગિયો અકર્મી ઘણું, એ શું જાણે પંડિતપણું. ૪૯
ઘણો દામણો દિસે દીન, એ શું જાણે વિદ્યાહિન;
સમુદ્ર કથા ખાબડ શું લહે, કહો એ તે બ્રાહ્મણ શું કહે. ૫૦
ચતુરાઈ વિના બ્રાહ્મણ ચૂકિયો, મહીપતિએ કાઢી મૂકિયો;
બહુ ડાહાપણના બોલ્યો બોલ, ઉતારવા સર્વેનું તોલ. ૫૧

## દોહરા.

બ્રહ્માંડ ગડે મેરુ ચલે, ધર્તી ઉથલ થાય;
રાજા પંડિત જાણજો, મિથ્યા વચન ન જાય. ૫૨
દક્ષિણથી ગંગા વહે, પશ્ચિમ ઉદયે ભાણ;
ટાળ્યું કોનું નહિ ટળે, જે હું બોલ્યો વાણ. ૫૩
લાલચમાં સૌ લોભિયા, આશા બંધા હોય;
હું આશા નથી રાખતો, ખેદ કરો મા કોય. ૫૪
તમારે કાજે મેં કહ્યું, દિલમાં જાણી દાઝ;
ચતુર હશો તો ચેતશો, પાણી પે'લી પાજ. ૫૫

બીજાએ માન્યું નહિ, કન્યાએ સુણિયું કાન;
કાયામાં તે કળકળી, ધારી રાખ્યુ ધ્યાન. ૫૬
પાગે લાગી વિપ્રને, હેતે આપ્યો હાર;
તું ઈશ્વર છે માહરો, આત્માનો આધાર. ૫૭
માથે હાથ મૂકી વદ્યો, અતિ દીધી આશીશ;
કલ્યાણ કરે કરુણાનિધિ, આદ્ય ઉમાપતિ ઈશ. ૫૮

ચોપાઈ

રાયે રૂખિ સતોષ્યા સર્વ, દાન દક્ષિણા આપ્યું દ્રવ્ય;
કોડે નૃપ વિવાહ કામમાં, ઘણો ઓચ્છવ ચાલ્યો ગામમાં. ૫૯
ધર્મધ્વજા વિત્ત કેરો વરો, ખરો કન્યાને મન ખરખરો;
ના'વે નિદ્રા ન ભાવે અન્ન, તાજુ નહિ તનયાનુ તન. ૬૦
સુખ ગણે સમણાને સમુ, નર સાથે નહી રંગે રમુ;
ક્યાં જાઉં કોને કહું વાત, મૂરખ મુજ પિતા ને માત. ૬૧

દોહરા

પંડિત સૌને પૂજ્યા, મહીપત દીધાં માન;
અન્ન વસ્ત્ર ભાજન ભર્યાં, ઉપર ફોફળ પાન. ૬૨
વનિતાનો વિવાહ કર્યો, પરણાવી શુભ પેર;
દમયંતી નળનો દિકરો, ઇન્દ્રસેનને ઘેર. ૬૩
ઇન્દ્રસેન સુત અધિપતિ, નૈષધ દેશ ગુણ ગ્રામ;
પરણાવી પ્રિતે કરી, ચિત્રાંગદ વરનું નામ. ૬૪
બત્રીસ લક્ષણ આગળો, નિજ ધરમા નવનિધ;
દમયતીનો દિકરો, શોભા સાગર સિદ્ધ. ૬૫
કવિ કહે ઉપમા કેટલી, વિવિધ વાત વિવેક;
નળ કહેવાણો નરપતિ, અવની માંહે એક. ૬૬
રૂપે રૂડો રાજવી, નેક માત્ર નહિ નૂન્ય;
ચિત્રાંગદ તે ચતુર નર, પૂર્વ જન્મનું પુણ્ય. ૬૭
સુંદિર વય સુલક્ષણો, કામ રતિવત કાય;
જોગ્ય પુત્રી જામાત્ર નિજ, નિરખી હરખ્યો રાય. ૬૮
એકાદશ વર્ષ અર્ભકી, ચતુરા ચતુરસુજાણ;
અંતર ઘા નથી રુઝતો, વિપ્ર વચનબળ બાણ. ૬૯
બોલ રૂપી આ બાણનું, હૃદે સાલે દુઃખ;
અન્ન, નીર, નિદ્રા તજી, શૂન્ય શારીરિક સુખ. ૭૦
ઘર જમાઈ કરી રાખિયો, જોગ રુડો જામાત્ર;
અહર્નિશ રેહ આનંદમાં, પૂજનિક રુડું પાત્ર. ૭૧

કોને વાત કહી નવ શકે, ભાગે નહિ મનની ભ્રાંત;
રુખિ વલ્લિકની સ્ત્રી કને, આપે ગઈ એકાંત. ૭૨
ઋષિપત્ની દૈવત ઘણું, ઇન્દુવત્ આકાર;
રામા રંનાદે સારખી, તેજસ્વી અપરંપાર અપાર. ૭૩
મિત્રાજી મહા સાધવી, પ્રેમદા લાગી પાગ;
સકળ સુખ સાગર તણી, જડી મુને તો જાગ. ૭૪
મિત્રાજી તું માવડી, સ્નેહ કર્યો તેં સાથ;
કૃપા કરી કન્યા પરે, શિરપર મૂક્યો હાથ. ૭૫
દેશપતિની દિકરી, હેત હર્ષ અતિ હોય;
ગૌરી થાય ક્યમ ગળગળી, કે દુભ્યું છે કોય ? ૭૬
કન્યાએ કર જોડિયા, સુણો મિત્રાજી માત;
અથ ઇતિ માંડી કહી, વિગત તણી જે વાત. ૭૭
પિતાએ પડિત તેડિયા, રૂડા જન જે રુખ;
સારું સારું સર્વે કહ્યું, મુજ પિતાને સુખ. ૭૮
એક વિપ્ર એમ બોલિયો, તે વેળાએ તર્ત;
ચતુરાવર્ષે ચૌદમે, માટી પામશે મર્ત્ય. ૭૯
મેં તે સાચું માનિયું, ધારણુ ન રહ્યું ધીર,
તે ઘાયો નથી રૂઝતો, તનમાં વાગ્યો તીર. ૮૦
વિઘ્ન વળે ક્યમ માહરું, સૌભાગ્ય પામુ સાર;
આંચ થકી ક્યમ ઉગરું, ભોળો મુજ ભરતાર. ૮૧
ભરતાર વિના જે ભામનિ, એળે ગયો અવતાર;
તે માટે ચરણે નમુ, દેહ રક્ષણુ દાતાર. ૮૨
સ્વામી વિના જે સુંદરી, સૌભાગ્ય વિના સૌ શૂન્ય;
કહો વ્રત તે આચરું, પૂરણુ પ્રગટે પુણ્ય. ૮૩
એનો ઉપાય છે કે નથી, મનનો મેલ મેલાય;
જીવે ક્યમ મુજનો પતિ, કેમ રંડાપો રેલાય. ૮૪
મિત્રાજી કહે માનનિ, છેક શોક તું છાંડ;
સુખ સાગર સૌભાગ્યનું, સોમ પ્રદોષ વ્રત માંડ. ૮૫
સોમપ્રદોષ જેણે કર્યાં, સ્વપ્નામાં નહિ શોક;
દાસવત્ સૌ દેવતા, લક્ષધા વશ સૌ લોક. ૮૬
નિત્યે વ્રત અમો કરું, રુખી પત્નીની રીઝ;
વિઘ્ન સર્વે વળી જશે, બહુ સુખનું એ બીજ. ૮૭
જમદૂત જોરો નવ કરે, કુડો ન ભેદે કાળ;
અકાળ મૃત્યુથી ઉગરે, વિષ ન ભેદે વ્યાલ. ૮૮

બ્રાહ્મણી એ વ્રત આચરે, ભોગવે બ્રહ્મા ભૂપ;
રવિ રંનાદે વ્રત કરે, ચંદ્ર રોહિણી રૂપ. ૮૯
બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, શૂદ્ર, બીજા વર્ણ અઢાર;
રંક રાય એ વ્રત કરે, શોભા પામે સાર. ૯૦
વિઘ્ન કાંઈ વેઠે નહિ, વધે આયુષ્ય અપાર;
સોમ પ્રદોષ થકી નથી, બીજો દેવ દાતાર. ૯૧
વનિતા માંડો વ્રત એ, સાભાગ્ય કાજ સરેણુ;
મેં જાણ્યું હતું તે કહ્યું, વરદાયક વરેણ્ય. ૯૨
નર નારી સાકો કરે, કરે રાય ને રંક;
ઉંચ નીચ સૌ આચરે, નેહ ધણે નિઃશંક. ૯૩
કીડીને કુંજર કરે, કરે તરણાનો મેર;
સોમ પ્રદોષ જે આચરે, સાચા તેના શેર. ૯૪

## ચોપાઈ.

સિમંતિની કહે મિત્રાજી માત, વ્રત વિધિ માંડી કહો વાત;
કિયો દિવસ ને કેવી પેર, કોણ દેવનું થાપન ઘેર. ૯૫
શાસ્ત્રે કહી તેવી કહો કથા, જોગ્ય વાત જણાવો જથા;
સદા સર્વદા સોમ પ્રદોષ, જોષી પાસમાં પૂછો જોષ. ૯૬
બારે મહિના ઉત્તમ કહ્યા, વધ્યા વિષ્ણુ લક્ષ્મીએ લહ્યા;
માર્ગશિર માધ ને શ્રાવણ સિદ્ધ, વૈશાખ કાર્તિક રુડી રિદ્ધ. ૯૭
અવજોગ તજવા, તજવો અહકાર, રુડો પક્ષ, રુડો તિથિ વાર;
શુભ વેળા શુભ ચદ્ર લગન, મહાદેવ કરો મન મગન. ૯૮
નિરાહાર રહી આખો દિશ, અતર જપ માળામાં ઈશ;
ઇન્દ્રિવશ ને તજવો ક્રોધ, પવિત્રપણે ધરવો પ્રતિબોધ. ૯૯
પરબ્રહ્મ ઉપર ધરવો પ્રેમ, નિશ્ચય ત્રણ વર્ષનો નેમ,
પ્રદોષ સમે પૂજન શું પ્રીત, દાન પુણ્ય આચરવું નીત. ૧૦૦
સ્તુતિ નિંદા કરે જો લોક, સ્વપ્નામાંહે ન ધરવો શોક;
ખોટી વાતે નવ ખેલવું, વપુ સુધી વ્રત નવ મેલવું. ૧૦૧
તેનું પુણ્ય કોયે નવ કળે, મનવાંછિત વ્રત સફળે ફળે;
કદાચ વ્રતમાં વિઘ્નજ થાય, તો તો શિવજી વહારે ધાય. ૧૦૨
બમણો હર્ષ હૈયે આણીએ, અવજશ થાય તો જશ જાણીએ;
નીત નીત પ્રત્યે વાધે નૂર, ભૂક્તિ મૂક્તિ હોય ભરપૂર. ૧૦૩
ગુણવંતી આવી નિજ ઘેર, માંડ્યું વ્રત પૂજન શુભ પેર;
ગંગા સ્નાન કોડેથી કરે, તન મન ધનથી વ્રત આચરે. ૧૦૪

વિશ્વનાથનાં થાય વખાણ, વાજે ઢોલ મૃદંગ નિશાન;
માત તાતને હર્ષજ હોય, નિંદા તેની ન કરે કોય. ૧૦૫
સ્વામી સાસરામાંહે રહ્યો, સમાચાર તેનો શો થયો;
કરે કલોલ જે મનને ગમે, રાજસભામાં રંગે રમે. ૧૦૬
સુખસાગરમાં ઝીલે જન, માનની સાથ મળ્યું બહુ મન,
નર નારી મન પ્રગટયો નેહ, જીવ એક ને જુજુવા દેહ. ૧૦૭
તન મન ધન તરુણીનો પ્રાણ, બત્રીસ લક્ષણ પુરુષ પ્રમાણ;
નારી શિવ પૂજનપર નેહ, દેવ સેવામાં દમે નીત દેહ. ૧૦૮
ચતુરા શિવ પૂજન નીત ચહાય, નિર્મળ થવા નદીમાં નહાય;
ખરો ખર્ખરો હૈડે હોય, તે બીજું નવ જાણે કોય. ૧૦૯
પડી વિસારે એતો વાત, સ્મૃતિ ભ્રંશ પિતા ને માત;
સોમ પ્રદોષનો મહિમા ઘણો, વર્ણન કોણ કરે તે તણો. ૧૧૦
તન મન ધન સોંપ્યું શિવ સાથ, હરખે જપમાળા લે હાથ;
શિવઅંતર ને શિવરૂપ દેહ, નાચે ગાયે શિવનો નેહ. ૧૧૧
એમ કરતાં થયા બહુ દિન, મોટો હર્ષ વધ્યો છે મન;
એ વાત એટલેથી રહી, સ્વામી તણી શી ગત થઈ. ૧૧૨

## દોહરા.

ચિત્રાંગદ રાજા ચતુર, પૂર્ણ પ્રતાપીક પેર;
ઘર જમાઈ તે થઇ રહ્યો, ગુણવંત સ્વશુરને ઘેર. ૧૧૩
ખાય પીએ આનંદમાં, રમે જમે રિધરાજ;
ખમા ખમા સા કો કરે, લક્ષ કોટીધા કાજ. ૧૧૪
સરોવર વાડી સંચરે, રાગ તાન રંગ રોળ;
બત્રીસ લક્ષણ આગળો, કળા સંપૂર્ણ સોળ. ૧૧૫
ચૌદ ચાર ચોવીસ ચીત, ઓતેર બુધ નિધાન;
છયે છત્રીસે છત્રપત્ય, અષ્ટ, નવ, વિસ વિધાન. ૧૧૬
એક સમે મહાપુરમાં, નૌકા મેલ્યું નીર;
જળ ક્રીડા જોવા ગયો, ધારણ રાખી ધીર. ૧૧૭
નૃત્ય ગીત વાજીંત્ર વિત, અપછરા અપરંપાર;
નૃત્ય કરે ત્યાં નર્તકી, શોભા સઘળી સાર. ૧૧૮
સાથી મોટા સારખા, બેઠા નૌકા માંય;
સુંદર શઢ વાયુવડે, તર્ત હંકાર્યું ત્યાંય. ૧૧૯
સેવક સાથે સજ ખરા, વાજે તાળ મૃદંગ;
નૌકા માંહે નરપતિ, રાચે રૂડો રંગ. ૧૨૦

લાડકવાયો લક્ષધા, અલખત ઘેલો હશ;
પુર પરાંઠીમાં ગયો, સલિધા* સિંધુ સદ્ય. ૧૨૧
અર્ધે અર્ણુવે આવતાં, ડોલ્યું નૌકા નીર;
ડાહાપણુ જનનું શું કરે, તરંગ ત્રવેણી તીર. ૧૨૨
જણુ અગ્નિ અચળા ચળે, તડિત તમાસે તોર;
જન જે જાણે જીવશું, પંડિત વદશે પહોર. ૧૨૩
રૂઠયું નીર મૂકે કવચિત, ભલું હોય જો ભાગ;
અગ્નિ આંચથી ઉગરે, મહદાશ્રય ત્યાં માગ. ૧૨૪
ડોલ્યું નાવ ને ઉછળુ, ઉંચુંનીચું થાય;
ખલાસીડા ખંતે મથે, નાવ ન હાથ ઝલાય. ૧૨૫
ઉછળી ને અઠડાઇ પડું, ઉછળ્યું પાણી જોર;
હાથથી છુટું નાવડું, વાળ્યો કર્મે ઘોર. ૧૨૬
ભરાઈ ગયું ભમરા થકી, ભય પામ્યા સૌ ભ્રત્ય;
જોડે જેકોજન હતા, સર્વે પામ્યા મૃત્ય. ૧૨૭
કોઈક તરીને નીકળ્યા, થઈ અદસસતા આપ;
બાકી સર્વે બુડીઆ, પૂર્વ જન્મના પાપ.† ૧૨૮
ખબર આવી તે ગામમાં, પસરી‡ બાધે વાત;
નૌકા બુડયું નરપતિ, અધિક થયો ઉત્પાત. ૧૨૯
સાત સહસ્ર કિંકર સહિત, હાણુ સર્વની હોય;
જોગ્ય જામાત્ર જળમાં ગયો, કાઢી ન શકયું કોય. ૧૩૦
હાહાકાર અદિકો થયો, ખરી આવી એ ખોડ;
ઉલકાપાત અતિ હવો, જામાત્ર ગયો જશ જોડ. ૧૩૧
સૈન સહિતે સોંઢિયા, કથ સહિતે કામ;§
કલ્પાંત કરતાં ત્યાં ગયાં, નૌકા ભંજન ઠામ. ૧૩૨
જાળો નખાવી જુકિતથી, તારા ઉતર્યા તર્ત,
સોએક શબ તો નીસર્યાં, શોધે પડિયાં સર્ત. ૧૩૩
જામાત્ર જડ્યો નહિ જળ થકી, અધિપતિ મૂકી આસ,
નિરાશ થઈ નરપતિ ગયો, પોતાના પુર પાસ. ૧૩૪
પ્રાગુણુ થાપણુ પારકી, દોહીત્ર અને જામાત્ર;
વણુ જાળવતે જાન છે, નિંદે માનવ માત્ર. ૧૩૫
ત્યાં સજ્જન તે શું કરે, જળમાં કોનું જોર,
પ્રેમદા સૌ પાછાં વળ્યાં, સઘળાં કરતાં શોર. ૧૩૬

---

* મૂળ સલિધા, સરિતાનું હસ્તદોષનું સ્વરૂપ ધારૂં છું. † પ્રત ૪. "પ્રકટયાં જેનાં પાપ."
‡ પ્રત ૪. "વિચરી." § કામનિ-રાજા અને તેની રાણી.

લોકાચાર લક્ષણ કર્યાં, કળકળિયા સૌ કાય;
મુવાં ન થાએ જીવતાં, તેનો કોણ ઉપાય. ૧૩૭
ગંગા વહે જો ઉલટી, ડોલે પર્વત વ્રત;
ભાગે ભાર બ્રહ્માંડનો, તોયે ન મૂકે મૃત. ૧૩૮
વ્યાઘ્ર સિંહને વશ કરે, કરાવે કિંકર કૃત્ય;
મણિ મણિધરની લઈ શકે, તોયે ન મૂકે મૃત્ય. ૧૩૯
માંધાતા સમ મહીપતિ, જનક જશવાદી જેહ;
રાવણ તો રોળાઇ ગયો, કાળ ન મૂકે કેડ. ૧૪૦
પાંડવ સરખા પરાક્રમી, દિલ્હીપતિ દુર્યોધન;
તે ઉગ્યા ને આથમ્યા, જશ જાણીતા જન. ૧૪૧
જરાસંધ શિશુપાળ પણ, સહસ્રાર્જુન ફરસરામ;
સૌને મૃત્યુએ ગ્રહ્યા, રહ્યા ઠરી નહિ ઠામ. ૧૪૨
અનમી અહંકારી અધિપતિ, ભણ્યા ગણ્યા બહુ ભૂપ;
સિદ્ધ તાપસને શેવડા, રોળાણા શુભ રૂપ. ૧૪૩
છપન કોટીક જાદવા, ખરા ક્ષત્રિવટે ખૂંદ;
કાળ રૂપી ગ્રાહે ગળ્યા, જેમ સાગરમાં બૂંદ. ૧૪૪
નામ એટલાનો નાશ છે, જાયુ તેટલું જાય;*
મૃત કોને મૂકે નહિ, કાળ સર્વને ખાય. ૧૪૫
સાગર પર્વત નાગ નદ, વનસ્પતિ ભાર અઢાર;
સર્વે ચવેણું કાલનું, વેરાતાં નહિ વાર. ૧૪૬
શૂરાપૂરા સામદા, વૃદ્ધ યૌવન ને બાળ;
કોઇએ રાખી નવ શક્યું, કોપ ગ્રહ્યો જ્યાં કાળ. ૧૪૭
અંગદ, બાલ, વાનર, વપુ, જાંબુવાન જશ જોડ;
અર્કતુરવત ઉડિ ગયા, કાળે લીધા કોડ. ૧૪૮
માયા મન મરે નહિ, હોય હર્ષ ને શોક;
મૃત કોને મૂકે નહિ, ફાંફાં મારે ફોક. ૧૪૯
પૃથ્વી પહેલાં જે હશે, પૃથ્વી કેડે થાય;
અવની સહિત ન ઉગરે, કાળ સર્વને ખાય. ૧૫૦
કોનાં આયુ અલ્પ છે, કોઇકિ અબ્જ કરોડ;
આખર મોત મૂકે નહિ, જશ અપજશ બે જોડ. ૧૫૧
મ્હારૂં મ્હારૂં શું કરે, તારું ન મળે કોય;
આવ્યો તે રસ્તે ગયો, રૂપ ગુણને શું રોય? ૧૫૨

* પ્રત ૨. પાઠ. "નામ તે જનનો નાશ છે, જે જન્મ્યું તે જાય."

## ચોપાઈ.

જેને જેટલી હુતી પ્રીત, તેણે તેવી કીધી રીત;
કુળાચારિક કીધાં કર્મ, ધાર્યાં લૌકિક સઘળા ધર્મ. ૧૫૩
લક્ષ કોટિધા મળિયા લોક, સીમંતીની કાંઈ નધરે શોક;
સોમ પ્રદોષનો હુતો દીન, મહાદેવ પૂજા ઉપર મન. ૧૫૪
ત્રિગુણુ હર્ષ તે દહાડે હવો, સજ્યો શણુગાર તવ નૌતમ નવો;
ન કરે સ્નાન ચુડી નવ તજે, ભામની ભાવે ભવને ભજે. ૧૫૫
દીસે મુકતા ફળના હાર, સજ્યા શોભિત શોળે શણુગાર;
નિશાન ઢોલ ઘણું ગરગડે, ઇશ પૂજવા ઉમંગે અડે. ૧૫૬
જાચક જશ બોલે શિવ તણા, અર્થ ગર્થ પામે છે ઘણા;
જયજયકાર ને જશ બોલાય, ગુણુવંતી ગુણુ શિવના ગાય. ૧૫૭
ખરચે છે ભારે ભંડાર, અધિક લુંટાવે ધન અંબાર;
સિમંતીની જે નારી સતી, પતિવ્રત પૂર્ણ પ્રેમે પાળતી. ૧૫૮
તેણે સૌને કીધી વાત, સુણો સર્જન પિતા ને માત;
પાવક પ્રવેશ જો હવણાં કરૂં, તો તો વ્રત અધુરે મરૂં. ૧૫૯
સોમ પ્રદોષ ઉપર છે સ્નેહ, કયમ અધુરું મૂકું એહ;
મોત લખ્યું તે નિશ્ચે મરે, આ લોકે કોણુ જીવતું કરે. ૧૬૦
પ્રદોષ સાથ બધાણા પ્રાણુ, વૃદ્ધ ખોટ કે થાઓ હાણુ;
પ્રદોષ ઉપર છે મુજને પ્રેમ, ત્રણુ વર્ષનો લીધો નેમ. ૧૬૧
નિયમ જતાં તો જીવ જ જશે, શિવજીને ગમશે તે થશે;
વચન મિત્રાજીનું સુને, આજ કહુ માતાજી તુને. ૧૬૨
શાસ્ત્ર સાચુ કે જૂઠું હોય, જગત પારખું તેનું જોય;
પ્રદોષ પૂજનનો પૂર્ણ પ્રતાપ, જૂઠો કયમ પડશે આ જાપ. ૧૬૩
હર સૌભાગ્ય મુને આપશે, કઠીણુ કષ્ટ સઘળાં કાપશે;
વર્ષ ત્રણુ થાશે જે દીશ, ઉજવી વ્રત સંતોખીશ ઈશ. ૧૬૪
વિશ દિવસ તે ઉપર જશે, શોક સ્વામીનો મુજને થશે;
ત્યાર સૂધી તો મુજને હર્ષ, વળતી કાયા થાશે કૃશ. ૧૬૫
ઉમાપતિની રાખું આશ, દુઃખ શોક પરસે નહિ પાસ;
સોંપ્યું શિવને તન મન ધન, મહારે ક્રોડ દિવાળી મન. ૧૬૬
મહારે માથે શિવ મહારાજ, રંડાપાની જેને લાજ;
ધાર્યો જેણે હરને ધણી, તે સૌભાગ્ય ગુણુવંતી ઘણી. ૧૬૭
અદિક મારે મન છે આનંદ, ઉદય ક્રોડ રવિ ને ચંદ્ર;
મહારે મન તો લક્ષ લગન, મહાદેવ પૂજન પર મારું મંન. ૧૬૮

માત તાત વહાલું નહિ કોય, અદિક હર્ષ હર મારે હોય;
અમૃત ધન વુઠા છે આજ, કરવાં છે શિવ પૂજન કાજ. ૧૬૯
કલ્યાણ રૂપ શિવજીનું નામ, શોક સંતાપ તણો નહિ ઠામ;
શિવ શિવ જો મુખથી કહેવાય, નવ લક્ષ યોજન દુઃખ પળાય. ૧૭૦
ડગે દિલ તો પામે દુઃખ, સંતોષીને સઘળું સુખ,
એવો નિશ્ચય કીધો અમો, રૂડી કે ભૂંડી કહો તમો. ૧૭૧
અગ્નિ પાસ કયમ આવે ટાઢ, ધીંગીરાય પડે કયમ ધાડ;
અરુણ ઉદે અંધારું કશું, એવું જ્ઞાન રુદેમાં વસ્યું. ૧૭૨
શિયાળ સિંહ મારી કયમ જાય, રંકે કેમ રાજા લુંટાય;
કર્ણને દાન કિંકર દે કયમ, પુણ્યે પાપ નાસે ન કયમ. ૧૭૩
જેને કરૂણા શિવજી કરે, દુઃખ દાવાનળથી તે કયમ ડરે;
સ્વામીનો મારે નહિ શોક, રૂડી કે ભૂંડી કહો લોક. ૧૭૪
કરો સ્તુતિ નિંદા માહરી, જગ બાધાને કહું ઝાહરી;
શિવ પૂજતાં સર્વસ્વ થાઓ, રૂઠો રંક કે રૂઠો રાઓ. ૧૭૫
સૌ સજ્જન સાંભળો કર્ણ, વ્રત કરતાં થાશે વર્ષ ત્રણ;
ત્યાર પુંઠે હું શોકજ ધરૂં, સહગમન કંથ કેડેથી કરૂં. ૧૭૬
શિવ શરણે છે મન માહરૂં, તારુ કુળ પિતા તાહરૂં;
નથી સાંભરતો મુજને નાહો,* પ્રદોષ પૂજન લાખિણો લાહો. ૧૭૭
ભામની મુખ અમૃત ભાખિયું, વ્રત અધરૂં નવ રાખિયું;
શિવ પૂજન કરવા તે ગઈ, રાણી રીટી રંડા થઈ. ૧૭૮
કો કહે સ્ત્રી સાચી સાપણી, ડસ્યો કંથ પુરણ પાપણી;
કો કહે રાજ વૈભવ રોળશે, ઓત્તેર બાપ તણાં બોળશે. ૧૭૯
કો કહે સારી કીધી સેવ, રંડાપો દીધો મહાદેવ;
સાધુ કહે શિવ જવ પ્રસન થશે, કામની એ કૈલાસે જશે. ૧૮૦
અફળ શિવ પૂજન કયમ થાય, નિર્મળ નારી ગંગા નાહ્ય;
વિવિધ પ્રકારે લોકો વદે, રામા કાંઈ ધરે નહિ રુદે. ૧૮૧
હેતે હરશું જોડે હાથ, સોંપ્યું તન મન શિવને સાથ;
એહ કથા અહિયાંથી રહી, સ્વામી બુડ્યો ત્યાં શી ગત થઈ. ૧૮૨

દોહરા.

ઝાઝું સુખ ત્યાં દુઃખ ઘણું, ખરું હેત ત્યાં ખાર;
ખમા ખમા ઝાઝું જહાં, મોટો ત્યાં હોય માર. ૧૮૩
વિત્ત ઝાઝું ત્યાં વંશ નહિ, ઝાઝું હેત ત્યાં ઝેર;
ખરો લાભ ત્યાં ખોટ છે, ક્રુડું રાજ્ય ત્યાં કે'ર. ૧૮૪

---

* ધણી—સ્વામી.

મહા ડાહ્યા ત્યાં મૂર્ખતા, બહુ આયુર્દા રોગ;
ઝાઝું માન અપમાન છે, નેહ ઘણો વીજોગ. ૧૮૫
અતિ કાંઈ રુડું નહિ, સુખ દુઃખ મોટમ માલ;
આજે થાયે પ્રાણિયો, ભમે કાયાપર કાળ. ૧૮૬
યમને દિલ દયા નહિ, નાનું મોટું નરનાર;
શરીર જીવને સ્નેહ શો, કોઈ ન પહોંચ્યા પાર. ૧૮૭
નૌકામાં નરપતિ હતો, શઢ તુટયો નહિ શર્ત;
જન બેઠા'તા જેટલા, તે સૌ પામ્યા મૃત. ૧૮૮
વરુણે મન વિચારિયું, ધર્મ ધોરંધર ધીશ;
સૌભાગ્ય જશે એ સ્ત્રી તણું, મુજપર કોપે ઇશ. ૧૮૯
જળની આંચથી જાળવ્યો, જમે કર્યું નહિ જોર;
અલ્પ માત્ર અળગું થયું, ઉગારવા અંકોર. ૧૯૦
બાંહ્ય પકડી બળીઆતણી, ગાયે શિવના ગૂણ;
પ્રદોષ કરે છે પ્રેમદા, મારણહારો કૂણ. ૧૯૧
નરેન્દ્ર નવ કુળ નાગનો, વાસુકિ નિર્મળ નામ;
પરિવાર સહિત પરાક્રમી, રહેતો તેણે ઠામ. ૧૯૨
મંદિર મોટું નાગનું, ઘણી લક્ષ્મી ઘરસૂત્ર;
અલખત ઇન્દ્ર થકી અદિક, પ્રૌઢા પુત્ર પ્રપુત્ર. ૧૯૩
શોભે શેષ સરીખડો, તત્વમય તેનું તોલ;
કાયા કાળી નાગવત, અતિ બળવંત અમોલ. ૧૯૪
દાસ દાસી દશ સહસ્રધા, ભાગ્યશાળી ભડભૂપ;
મહાજળમાં મંદિર હતુ, રાજસ રૂડું રૂપ. ૧૯૫
પર્વત જળ અર્ણવ નદી, નાગ ફણિધર જેહ;
દેવ રૂપ એ દાખવા, તનુદ્વય રૂપી તેહ. ૧૯૬
નાગ લોકનો નરપતિ, અતિશે રૂપ અપાર;
અવયવ માનવ સારખો, વાંસે ફણ આકાર. ૧૯૭
એક દંતે અમૃત ભર્યું, એક હળાહળ ઝેર;
દેખી દુશ્મનને ડસે, મળતા ઉપર મે'ર. ૧૯૮
કોશુ કોપ કરે નહિ, લક્ષ્મિ લીલા લહેર;
ખીજવ્યો રીઝે નહિ, પ્રીછે ડાહ્યા પેર. ૧૯૯
ખરી ખાણુ ચિંતામણિ, અદિક રત્ન અમૂલ્ય;
પહોંચ્યો નર પાતાળમાં, શક્ર શોભા સમતુલ્ય. ૨૦૦
મણિ મહેલ મંદિર જડ્યાં, પુરણ જોજન પાચ;
અલખત ત્યાં છે એ વિધે, ઉની ના'વે આંચ. ૨૦૧

નાગિયો તેની નાગણી, નહાવા કારણ નીર;
અર્ધોદય પર્વે ગયાં, તે બુડ્યો જે તીર. ૨૦૨
અગ્ન્ય આંચથી ઉગરે, જિવે વાગ્યા હોય ઘાય;
જળ બુડ્યો જીવે નહિ, જીવ જરૂરી જાય. ૨૦૩
વિષ ઝેર વાળ્યું વળે, રોગનું ઓસડ થાય;
જળ બુડ્યો જીવે નહિ, જીવ જરૂરી જાય. ૨૦૪
નિશ્ચય કર્યો નાગાંગના, પ્રમદા કરે પ્રદોષ;
વરુણે વિઘ્ન કર્યું નહિ, પણ ઉડી ગયા છે હોશ. ૨૦૫
કામની એની કળકળે, તો શિવજી દે શાપ;
આપણુ અળગો કાઢિયે, (તો) ઓઢું બેસે પાપ. ૨૦૬
કરો સેવા શિવ ભક્તની, નિમેષ થાઓને ન્યાલ;
દુભે જે શિવ ભક્તને, ખુટયો તેનો કાળ. ૨૦૭
સોમ પ્રદોષ સ્યામા કરે, સતી દેશે જો શાપ;
વાટય ઉઠે વૈભોગમાં, પ્રગટે પુરણુ પાપ. ૨૦૮
બેસાર્યો વિમાનમાં, પુરણુ પ્રીત્યે પેર;
ઘણા હેતથી ગોરડી, તેડી લાવી ઘેર. ૨૦૯
વિચાર કર્યો વનિતા સૌ, તાતને દેખશે તર્ત;
ફુંકે એ ફાટી જશે, માનવી પામે મૃત્ય. ૨૧૦
એકાંતે અર્ભક રાખિયો, ખાન પાન લક્ષ લાગ;
એટલે ભરનિદ્રાથકી, જાગ્યો નરપતિ નાગ. ૨૧૧
કરજોડ્યા સૌ કામનિ, કહ્યાં કોડે કથન;
માગી લીધું માનુનિ, વાસુકિતણું વચન. ૨૧૨
ક્ષમા કરો અપરાધ એ, કથન સંભળાવું કર્ણ;
બાળક જળમાં બુડતો, આવ્યો છે તમ શર્ણ. ૨૧૩
નાગ આગળ તે નાગણી, શોભાવ્યો સુજાણ;
ભામનિની ભકિત થકી, જાણે ઉદયો ભાણ. ૨૧૪
કરજોડી ઉભો રહ્યો, દીઠો દેવાંશી દેહ;
પરાક્રમી નર પારખી, સદ્ય ઉપન્યો સ્નેહ. ૨૧૫
જળે ક્યમ મૂકયો જીવતો, વળી વડવાનળ જ્વાળ;
ઉગર્યો ક્યમ એ આંચથી, બળવંતો છે બાળ. ૨૧૬
સાચું બોલ્ય સલક્ષણા, કોણ માત તુજ તાત;
કોણ ઇષ્ટ ઉપાસના, વાસુકિ પૂછે વાત. ૨૧૭
જળ ક્યમ મૂકે જીવતો, જમ ક્યમ પાછા જાય;
કાળ ચક્ર ભેદું નહિ, એ તો અચરજ થાય. ૨૧૮

કરજોડી બાળક કહે, સુણો ધુરંધર ધીશ;
સાચું બોલું સો વસા, પાગ નમાવી શીશ. ૨૧૯
દમયંતી નળનો દિકરો, ચિત્રાંગદ છે નામ;
શિવ સેવે મુજ સુંદરી, નૈષધ દેશ ગુણ ગ્રામ. ૨૨૦
ચિત્રવર્મા રાજાતણી, સુતા સીમંતીની સાર,
પ્રીતે પરણ્યો પ્રેમદા, વાત કહું વિસ્તાર. ૨૨૧
પરણતાં પહેલા પડિતે, જરૂર જોયું તું જોષ;
ખરો નારી મન ખરખરો, પ્રમદા કરે પ્રદોષ. ૨૨૨
ઘર જમાઈ ત્યાં થઈ રહ્યો, પુરણ તન મન પ્રાણ;
જળ ક્રીડા જોતો હતો, વેગે બુડયુ વહાણ. ૨૨૩
જપ, તપ હું નથી જાણતો, નથી જાણતો વ્રત;
નિયમ કર્યો છે નારીએ, સાચી છે એ શર્ત. ૨૨૪
નૌકા નાઠું નીરમાં, સરખા સરખો સાથ;
જૂલમ થયો એ જળવિશે, હેતે આવ્યો હાથ. ૨૨૫
રાખ્યો નાગે મહેલમાં, હૈડે આણી હેત;
ખાય પીએ ખુબી કરે, શોભે સર્વ સમેત. ૨૨૬
નાગની પાસે નિત રમે, આનંદે દિન જાય;
આભૂષણ અગે ધરે, અમૃત મેવા ખાય. ૨૨૭
ચિત્ત વિશે ચિતા ઘણી, સાંભરે મન માબાપ;
નારી ઉપર નેહ છે, નીત ધરે સંતાપ. ૨૨૮
તેની શી ગત થઇ હશે, દુઃખ પામશે માત;
નારી કાષ્ટ ભખ્યાં હશે, અદીઠો એ ઉત્પાત. ૨૨૯
વ્રત અધવચ રહ્યું હશે, કરશે કોપ કિરતાર;
રંડાપો વેઠે નહિ, નિર્મળ કુળની નાર. ૨૩૦
એક દિવસ તે વાસુકિ, નરશું આણ્યો નેહ;
પાસે બેસાર્યો પ્રીતથી, દુર્બળ દીઠો દેહ. ૨૩૧
કુરૂપ છેક કાયા થઈ, દુઃખ દામણો દીન;
ચિત્રાંગદ દેખિ ચેતિયો, જળ પાખી જ્યમ મીન. ૨૩૨
નાગ કહે નરપતિ સુણો, બ્રહ્મહત્યાદિક પાપ;
સાચું બોલ સલક્ષણા, અતિ દુર્બળ કાં આપ? ૨૩૩
કુંવરે કર બે જોડીઆ, ભાગી છે મુજ ભૂખ;
સજ્જન સૌકોને સાંભરે, દિલ દાવાનળ દુઃખ. ૨૩૪
વાસુકિ કેહ પરહર પીડા (પિડથી), મન ગમે તે માગ;
રુદન કરીને રાય સુત, પ્રીતે પ્રણમ્યો પાગ. ૨૩૫

મહારાજ માગું છું એટલું, પ્રસન્ન થાઓ પુર પેર;
માત તાત મુજને મળે, મોકલો મારે ઘેર. ૨૩૬
જશ લ્યો જીવતદાનનું, મોંઢું ભોગવો પુણ્ય;
મેળવો મુજ માબાપને, નેક રહે નહિ નૂન્ય. ૨૩૭
વૃદ્ધ થયાં છે અતિ ઘણાં, સુતમરણ મહા દુઃખ;
ભેટું તેને ભાવથી, સહુ કો પામે સુખ. ૨૩૮
પરણી મેલીછ પ્રેમદા, નરનારી બહુ નેહ;
જીવ એક તન જુજુવાં, જ્યમ દાદુરને મેહ. ૨૩૯
મુજ માટે વ્રત માંડીઉં, કષ્ટ વેઠે છે કાય;
મુઈ હશે કે જીવતી, તેની ચિંતા થાય. ૨૪૦
વનિતા વ્રત ધરી રહી, કળી શકે નહિ કોય;
જૂઠી કે સાચી હશે, હોંશ જોવાને હોય. ૨૪૧
સ્વર્ગ થકી ત્યાં સુખ ઘણું, ખાન પાન ભરભોગ;
વિજોગ છે વહાલાં તણો, રુદયા મોટો રોગ. ૨૪૨
તમો ઉણુમ રાખી નથી, પિંડ ઉગાર્યો પ્રાણ;
માયાવત્ દેહ છે મુને, સમજો તમે સુજાણ. ૨૪૩
વપુ વિચાર્યું વાસુકિ, સુખ સાગરની સર્ત;
રાખું એને રાજમાં, તો માનવિ પામે મૃત. ૨૪૪
ભુંડી હત્યા કેમ ભોગવું, વનિતા આચરે વ્રત;
અજર કરું એ વાતમાં, (તો) માનવી પામે મૃત. ૨૪૫
સેવક એક શિરોમણિ, પ્રીતે તેડ્યો પાસ;
શિખામણ દઈ સોંપીઓ, વોળાવ્યો તવ વાસ. ૨૪૬
પુત્રથી અદીકો પ્રીછીયો, ઉંની ના'વે આંચ;
મુજ એમાં અંતર ગણે, તો મોંઢી હત્યા પાંચ. ૨૪૭
સમીપ શર્ણું રેહજો સદા, રક્ષા કરો રિધ રાજ;
દુઃખ ભંજન એનાં કરો, લેશ ન લોપો લાજ. ૨૪૮
અજીત કરો અવની વિશે, કહે તે કરજો કામ;
રૈયત(ને) રાજી રાખજો, રાખ્યો જશ જ્યમ રામ. ૨૪૯
અશ્વ અમૂલક આપીઓ, પાણી પંથો પ્રૌઢ;
રત્ન જડીત્ર છે ઝુલણાં, ગુણ રણ્યા છે ગોઢ. ૨૫૦
પવનવેગ મનવેગથી, મહિમા મોટે મૂલ્ય;
અરુણ ઘેર ઉચૈશ્રવા, શોહે તે સમતુલ્ય. ૨૫૧
ઝુલ્ય જડીત્ર ઝવેરની, ખર્ચે નહિ ખુટંત;
બીજાં રત્ન અમૂલ્ય છે, ત્રોડ્યા નહિ ત્રુટંત. ૨૫૨

અજીત બાણુ એક આપીયું, ગાંજીવતણો ગુણ હોય;
અજીત કહાવે એકલો, જીતી ન શકે કોય. ૨૫૩
નાગ ને નાગણીઓ સહિત, હેતે મૂક્યો શિર હાથ;
માત તાત ને સ્ત્રીસહ, સુખ માણો સૌ સાથ. ૨૫૪
નૌતમ રિદ્ધિ નાગની, નૌતમ બીજાં નંગ;
નૌતમ આભૂષણ અતિ, ઓપાવ્યાં છે અંગ. ૨૫૫
ફાલ્યો, ફુલ્યો ને ફળ્યો, અશ્વે થયો અસવાર;
સિંહ પંખાળો પાખર્યો, અપરંપાર અપાર. ૨૫૬
વોળાવ્યો વનિતા સહુ, ભાવે કીધી ભેટ;
પલક એક પહોંચાડીઓ, સ્વસુર ગામ ઠર ઠેઠ. ૨૫૭
ઇન્દુ નીસરે અભ્રથી, કળા સંપૂર્ણ સોળ;
પદ્મ નીસરે નીરથી, કરતું જ્યમ કલોલ. ૨૫૮

## ચોપાઇ.

સોમવારનો હુતો દિન, માનનિએ વિચાર્યું મન;
કનક થાળમાં પૂજા ભરી, સીમતીની ન્હાવા સંચરી. ૨૫૯
દિવસ પહોર દંડેરા ફરે, નર નામે કો નવ નીસરે;
જુવતી સૌ જોવાને જાય, ગુણવંતી ગુણ શિવના ગાય. ૨૬૦
મેદની બાધી જોવા મળે, શિવજી તેને સફળે ફળે;
કારણ મહિમા ન કળે કોય, એ ઠેકાણે અચરજ હોય. ૨૬૧
કલંક કામનીનિમાં નહિ કશું, એક હાની ને બીજું હસું;
પ્રમદા કાંઈ વિચારે પડી, અણબોલી રહી એકજ ઘડી. ૨૬૨
સઘળી સ્ત્રીઓ પામી શોક, મહેણાં દેશે લાખો લોક.

## દોહરા.

પ્રભાત સમે તે પરવર્યો, શુદ્ધ સરિતાની તીર;
નૃપને નિરખે નેહથી, નારી ભરતી નીર. ૨૬૩
સોમવાર છે તે સમે, અદિકી શોભા થાય;
સતી નાર સીમંતીની, નદીએ ન્હાવા જાય. ૨૬૪
સખીઓ સાથે સાતસેં, વાજે તાળ મૃદંગ;
અબિલ ગુલાલ ઉડે ઘણા, રામા ખેલે રંગ. ૨૬૫
નાચે કુદે ઉછળે, સ્વામીનો ન ધરે શોક;
કો સ્તુતિ કો નિંદા કરે, દુરાચારી લક્ષ લોક. ૨૬૬
મહિમા ગાય મહાદેવનો, ગાય રુડેરાં ગીત;
કોડ દિવાળી કામની, પ્રદોષ ઉપરે પ્રીત. ૨૬૭

દુંદી વાજે દેશમાં, પુરુષ ન આવે પાસ;
શોભા કરે સીમંતીની, વાસવ પુરી વિલાસ. ૨૬૮
ચિત વિત્ત સોંપ્યું ચિંતની. શંકરશું શુભ મન;
અહર્નિશા આનંદમાં, વરસે અમૃત ધન. ૨૬૯
તન મન ધન ને ચિત વિત, સોપ્યું શિવને શર્ણ;
દેહાભિમાન ન ધારતી, કથા સુણે નીત કર્ણ. ૨૭૦
અચાનક આવી ચડ્યો, પુરુષ પરાક્રમી પૂર;
ચિન્હે ચિત્રાંગદ સમો, નારાયણનું નુર. ૨૭૧
ઘણા મૂલી ઘોડે ચઢયો, શિથિલ અંગ નહિ છેક;
સીમંતીનીએ દાખીઓ, વિસ વસા વિવેક. ૨૭૨
ઉત્તરાયણ જેવો રવી, શોભે શરદનો ચંદ્ર;
ઇંદ્રાસનથી ઉતર્યો, અધિપતિ જાણે ઇંદ્ર. ૨૭૩
નીરખ્યો સઘળી નારીએ, એ ચિત્રાંગદ રાય,
વનિતા સઉ વિસ્મય હવી, સ્વમાપેરે થાય ૨૭૪
નારીને કુંણ કહી શકે, એ તે તારો કંથ;
નીરખી મનમાં સૌ હસ્યાં, ચિતનીઓ ચેતી ચંત. ૨૭૫
જુવતી સૌ જેવા રહી, ચિત્રાંગદ તણા ચરિત્ર;
લાખ કરોડ વીસે વસા, પરણ્યો તેહ પવિત્ર. ૨૭૬
સીમંતીનીની સૈયરે, કહી વાત એકાંત;
સ્વામી તારો સુદરી, ભાગી મનની ભ્રાંત. ૨૭૭
વનિતા ખાય વધામણિ, રાણી તારો રાય;
નીસરી આવ્યો નીરથી, હૈડે હરખ ન માય. ૨૭૮
સારી પેર સીમંતીની, નિરખ્યો વારંવાર;
દ્દઢ વિશ્વાસ ત્યારે થયો, હું ભામનિ એ ભરતાર. ૨૭૯
એતો કૌતુક અવનવું, હાસ્ય ઘણેરું હોય;
વળી વિચાર વનિતા કરે, મુવાં ન જીવે કોય. ૨૮૦
બુડયું બાળ્યું કે દાટીઉં, તે કયમ જીવતું થાય;
નથી દીઠું નથી સાંભળ્યું, ઉપમા કોણ અપાય. ૨૮૧
કોણ કળે ઈશ્વર કળા, હરિ કરે સો હોય;
બીજે સંચી નવ શકે, જયમ શ્રીફળમાં તોય. ૨૮૨
અચળા ભાર અદિકો વહે, રવિ, શશિ, ચાલે રોજ;
આમન્યા લોપે નહિ, ફરે રુદ્રની ફોજ. ૨૮૩
કૃતાંત કાળ કંપ્યો રહે, દેખી શિવ ત્રિશૂળ;
બીએ નહિ જો બાપડો, (તો) મોડી નાંખે મૂળ. ૨૮૪

બહુ દિવસ જુદે થયા, અકલ ઘણેથી અંક;
કંથ એને હું કયમ કહું, કામનિ સીર કલંક. ૨૮૫
દેવ ગંધર્વ કે દાનવી, રાક્ષસી માયા હોય;
શું ચિત્ત વ્રત ચૂકાવવા, આવ્યો કપટિ જન કોય. ૨૮૬
રૂપ જોતાં તો રાજવી, દેવાંશી ડાહ્યો દેહ;
મુવું કોઈ જીવે નહિ, અદિકો એ સંદેહ. ૨૮૭
પૂછી જોઉં પટંતરે, બોલંતાં બધાય;
લોકાપવાદ છે દોહલો, ફાટયું નહિ સંધાય. ૨૮૮
માત તાત મુને ખીજશે, રહેવાનો નહિ ઠામ;
અકસ્માત કરવું નહિ, વણુ વિચાર્યું કામ. ૨૮૯
ચતુરાએ ઝાલ્યું ચોકડું, રુદે ધરીને રીસ;
કોપ કર્યો મન કામનિ, ભ્રમર ચઢાવ્યાં શીશ. ૨૯૦
ક્યાંથી આવ્યા કોણ છો, કોણ અર્થ કુણ કાજ;
હોજલ પડદો છે અહિ, લોપે છે ક્યમ લાજ. ૨૯૧
ગ્રહ વાંકા છે તુજ તણા, માથે અવ્યું મૃત;
હર ઉગારે આ સમે, તજો ઠેકાણું તર્ત. ૨૯૨
દીસંતા તો દેવછો, પુરંધર સમો પ્રતાપ;
કુડ કપટ કરશો નહિ, પ્રૌઢ ભોગવશો પાપ. ૨૯૩
પરનારીથી રહો પરા, નિકર માથે મોત;
નામ ઠામ રહેતું નથી, ગોફણ ગોળા સોત. ૨૯૪
કૈયોકેચક કુડ કૃતિ, જોવા દ્રૌપદી જાત્ય;
બળી ભસ્મ સર્વે થયા, એક ચિત્તા શત ભ્રાત. ૨૯૫
રાવણ સરખો રાજવી, ગ્રહ જાનકી અંક;
સુત સહિત સ્વર્ગે ગયો, લુટાણી તવ લંક. ૨૯૬
કૌરવનું દળ કારમુ, દેશપતિ દુર્યોધન;
હાર્યો દ્રૌપદી હાસ્યથી, ખોયું તન મન ધન. ૨૯૭
વાનર વાળિ વૈભવ ઘણો, ભાભિશું રાખે ભાવ;
રામે રોળ્યો રણ વિશે, બુદ્ધ હિણ તણો બનાવ. ૨૯૮
ઈંદ્ર સમો આસન તજી, ગયો ગૌતમને ઘેર;
શત ભગ પામ્યો સહજમાં,' પરઠી એવી પેર. ૨૯૯
ચાતુર ચંદ્ર સરીખડો, ભલી ગુરુપત્ની ભોગ;
કોઢા રૂપ કાયા થઈ, ખરો પામ્યો ખૈ રોગ. ૩૦૦
કષ્ટ પામ્યા કંઈ કોટિધા, પર પ્રમદાશું પ્રીત;
ગુણીજનને ઘટતું નથી, રૂડી નહિ એ રીત. ૩૦૧

હોય સ્વપ્ન કે સાચલું, ભારે ભૂત કે પ્રેત;
કાંઇક કૌતુક કારમું, હું કયમ આણું હેત. ૩૦૨
વ્રત વગોવો માહરૂં, ખીજે માત ને તાત;
ત્રણ વર્ષે સ્વામી કહું, એતો હોય ઉત્પાત. ૩૦૩

ચોપાઇ.

સીમંતીની બોલી એ બોલ, પંથિ નહિ એ તારું તોલ;
નગર ઢુંઢી ઢંઢેરા ફરે, પુરુષ રૂપ કો નવ નીસરે. ૩૦૪
પર જુવતિને દ્રષ્ટે જુએ, જનક જાણે તો જીવજ ખુવે;
શું જોશો સ્ત્રીના સાથમાં, એમાં શું આવે હાથમાં. ૩૦૫
વ્રત ભંગ અમારું થાય, કરશે કોપ તમ ઉપર રાય;
ભારે દીસતા છો ભૂપ, રાજવંશી રૂડેરૂં રૂપ. ૩૦૬
અશ્વ અનુપમ પ્રૌઢો પાસ, વૈભવ અદિકો દીસે વાસ;
કોણ પૃથ્વીપત કેરા પુત્ર, કયમ મૂકી આવ્યા ઘર સૂત્ર. ૩૦૭
નીર થકી નિસરીયા કયમ, સાચુ ન કોહ તો મારા સમ;
કુંણ માત ને કુંણ જ તાત, પરણ્યા કે કુંવારા જાત. ૩૦૮
કયમ નીકળવા દીધા નીર, કે આપે પેગમ્બર પીર;
બ્રહ્મ હત્યાદિક પાતક તુને, સાચો ઉત્તર નવ દે મુને. ૩૦૯
મુવો ન જીવે કો માનવી, છે તું દેવ તથા દાનવી;
પર જુવતી જોવા મન થયું, ડાહાપણ તારું એળે ગયું. ૩૧૦
જાઓ જાણશે મારો તાત, ઘડી એકમાં કરશે ઘાત;
જ્યાં જવું ત્યાં અહિંથી જાઓ, ચિત્તતણું જો રૂડું ચાહો. ૩૧૧
રીઝી બોલ્યો રાજકુમાર, નિર્મળ કુળની સાંભળ નાર;
પરનારી પ્રીછું નહિ અમો, તરુણી પટ ખોલોને તમો. ૩૧૨
સોમપ્રદોષ તમને તો ફળ્યો, શિવ મહિમાથી મેળો મળ્યો;
સાંભળ રે શીળવંતી સતી, જળમાં બુડેલો હું તુજ પતિ. ૩૧૩
પ્રદોષ વ્રત મોટું સર્વથી, હુંતો મૃત કાંઈ પામ્યો નથી;
જળમાં હરના આડા હાથ,* સત બોલું નારી તુજ સાથ. ૩૧૪
તે વધાઈ ખાવા કારણે, યુદ્ધ થકી આવ્યો બારણે;
હું મારા નૈષધમાં જાઉં, વધાઈ માતપિતાને ખાઉં. ૩૧૫
ફરી ફરી શું પૂછે મુને, તારો સ્વામી મળ્યો તુને;
હવણાં રહેવે ન સરે અર્થ, વિતગ વાત કહું તે વ્યર્થ. ૩૧૬
હવણાં દેશ મારે જાઉંછું, વળતો જાહરે જુગ થાઉંછું;
તનથી શોક કરોને ત્યાજ, રિદ્ધ સિદ્ધ ભોગવશો રાજ. ૩૧૭

* પ્રત ૪. "હરિએ આડા દીધા હાથ."

પ્રદોષતણું પ્રગટ્યું છે પુણ્ય, નિમેષ માત્ર રહે નહિ નૂન્ય;
એમ કહી ચલાવ્યો તુરિ, બળવંતે ધારી બહાદુરી. ૩૧૮
રહો રહો વાર કહ્યું દશ વિશ, ના, ના, કહી ધૂણાવ્યું શીશ;
વનિતા જાતાં શો કરે વિવેક, એતો પહોંચ્યો જોજન એક. ૩૧૯
જુવતિ જુથ જોઈને રહ્યું, શામણાની પેરે ત્યાં થયું;
હર્ષ હેત અદિકું ત્યાં હોય, કારણ કળી શકયું નહિ કોય. ૩૨૦
નૈષધ દેશ પહોંચ્યો નરપતિ, નિરખી ગામ હરખ્યું સૌ અતિ;
ખબર જોવરાવી તન તાતની, પ્રીછયો પેર વિધિ વાતની. ૩૨૧
વૈરી તાત સંધાથે વઢ્યો, પિતા કાળાગ્રહમાં પડ્યો;
રિધ સિદ્ધ ગયું છે રાજ, તેજ સર્વ થયું છે તાજ્ય. ૩૨૨
તે જાણ્યું ચિત્રાંગદરાય, બંધન પડ્યા પિતા ને માય.

## દોહરા.

નદી થકી નરપતિ ગયો, પિતા મળવાની પેર;
તે વેળા સીમંતિની, ગુણવંતી આવી ઘેર. ૩૨૩
દાદા આગળ દાસીએ, વિસ્તારી કહી વાત;
નૃપ ચિત્રાંગદ નિરખીઓ, વાણી વેદ વિખ્યાત. ૩૨૪
બોલાવ્યો અમો બહુ જણે, ધણો મૂકી મન ગર્વ;
સમ ખાધા સાચું કહ્યું, સાખી સખિયો સર્વ. ૩૨૫
રાય કહે રખે બોલતા, વાકય વિપરીત વાત;
કલંક ઉપજે કુળ વિશે, અદિક હોય ઉત્પાત. ૩૨૬
વારી રાખ્યાં વનિતા સઉ, વદશો જો કોઈ વાણ;
પ્રાણ તેના પ્રાજે થશે, હસતે હોશે હાણ. ૩૨૭
ભૂત પ્રેત જક્ષ જન જંત્રો, ઠાઠ ઠગવાના હોય;
હશે જણાશે જીવતો, વાત ન કરશો કોય. ૩૨૮
એહ વાત અહિંથી રહી, ઈશ્વરઇચ્છા આપ;
ચિત્રાંગદ ચિંતા ધરે, બંધનમાં મા બાપ. ૩૨૯

## ચોપાઈ.

કાયામાં પ્રગટ્યો છે ક્રોધ, જુદ્ધ કારણ થયો છે જોદ્ધ;
વૈરીને વકાર્યો વીર, નરપતિનાં ઉતાર્યાં નીર. ૩૩૦
ગુણ મહીમા વાસુકિમાં ઘણો, મહા મહિમા પ્રદોષ જ તણો;
કરુણા શિવ જે ઉપર કરે, કોનો માર્યો તે ક્યમ મરે. ૩૩૧
હરનો જેને માથે હાથ, જુદ્ધે કોણ જીતે તે સાથ;
મહીપ મિત્ર સૌ આવી મળ્યા, નગર થકી શત્રુ નિકળ્યા. ૩૩૨

છોડાવ્યાં માતપિતાને છેક, અજીત કહેવાણો આપે એક;
જીત્યો સર્વ શત્રુનો સાથ, ગજ ઘોડા ધન આવ્યું હાથ. ૩૩૩
સાચા કહેવાણા છે શેર, થઈ ગયો તરણાનો મેર;
પાસે આવ્યા પુર પ્રધાન, મહાજન દેછે મોટાં માન. ૩૩૪
સસરે ખબર જોવરાવી જથા, કાને સાંભળી સાચી કથા;
જગ બાધે થયું છે જાણ, છાનો કયમ રહે ઉદયો ભાણ. ૩૩૫
લશ્કર લક્ષ સેવક સાથિયા, હળમળતા હિંસે હાથિયા;
ઠૌઢે ઠામ લખાવ્યાં પત્ર, પિતા શિશ ધરાવ્યું છત્ર. ૩૩૬
રિદ્ધ સહિત પામ્યો તે રાજ્ય, તનના શોક થયા તે તાજ્ય;
પિતા તણી વરતાવી આણ, જગ બાધે થયું તે જાણ. ૩૩૭
સીમાડે આવી મળિયા સર્વ, ઘણાકનો ઉતરિયો ગર્વ;
કેટલાક જન પોતાના કીધ દુશ્મન જનને દંડજ દીધ. ૩૩૮
લંપટનાં ધન ખુંચી લીઆં, સદ્ વિપ્રને સર્વે દીઆં;
અનમીનાં ઉતાર્યાં માન, વશ વર્તે છે પુર પ્રધાન. ૩૩૯
બંદોબસ્ત કરાવ્યા બહુ પેર, સરળ રીતે ચાલે ધર્મ સેર;
ઔઢા શત્રુ પ્રાજે કીધ, રૂડો લાખેણો જશ લીધ. ૩૪૦
નૈષધ દેશમાં આણજ ફરી, વારુ વાત સઘળે વિસ્તરી;
રાય વિચાર રુદેમાં ધરે, સીમતની શિવ પૂજા કરે. ૩૪૧
બુડેલાં તરીઆં છે વહાણ, પુરણ જળથી ઉગર્યાં પ્રાણ;
ક્રોડવાર કહીએ શું કથી, પ્રદોષ સમુ વ્રત બીજું નથી. ૩૪૨
પામ્યો આયુષ અલખત આપ, સીમંતનીના વ્રતનો પ્રતાપ;
પ્રિયવંદ નામે પ્રધાન, મોકલ્યો સસરે દઈને માન. ૩૪૩
ખબર મારી કહેજો કહાવજો, સ્રીને તેડી વહેલા આવજો;
વજીર તેડું કરવાને જાય, ખબર ત્યાંની તે શી થાય. ૩૪૪

## દોહરા.

સૂત કહે શૌનક સાભળો, કથા સુણાવું કર્ણ;
વનિતાએ વ્રત આદર્યું વર્ષ થયાં છે ત્રણ. ૩૪૫
એહ ઉજવણું આદરે, ઉત્સવ ઠામે ઠામ;
ધ્વજ બંધાવી ધર્મની, ઘેર જમાડયું ગામ. ૩૪૬
સભા ભરી સિંહાસને, તે વેળાએ તાત;
તનયા તુજને તેડવા, વજીર આવે વિખ્યાત. ૩૪૭
સોયેક વધાઈ સામટી, પલકે પલકે પાત્ર;
વજીર આવ્યો (છે) તેડવા, જીવે છે જામાત્ર. ૩૪૮

ચોખુંટે ચિત્રાંગદ તણી, ફરે આણ અતીશ;
રાજ ચલાવે રામવત, જય કીધો જગદીશ. ૩૪૯
હલકારા હજુરના, મોકલિયા મહેરાણ;
નરપતિને નિશ્ચય થયો, સમજ્યો ચતુરસુજાણ. ૩૫૦
દેવ દુંદુભી ગરગડે, વાજે ઢોલ નિશાન;
શિવ પુજ્યા સીમતની, ચતુરા ચતુર સુજાણ. ૩૫૧
વિપ્ર તેડ્યા બહુ વેદિયા, વેદ પાત્ર વર વેશ;
માગણ માન પામે મહત, દાખ્યું સઘળે દેશ. ૩૫૨
અધિપ મળ્યા યુવરાજને, નરપતિ ઉપન્યો નેહ;
વિગત તણી કહી વારતા, થયા સૌ નિ:સદેહ. ૩૫૩
અમૃત ઘન વરસી રહ્યો, દુધે ત્રુઠ્યા મેહ;
ડાહી તમારી દીકરી, દિવ્ય દેવાંશી દેહ. ૩૫૪
નવીન અવતાર નૃપનો થયો, બુડ્યાં તરીયાં વહાણ;
અદીક ઝેર અમૃત થયું, પ્રદોષ પુણ્ય પ્રમાણ. ૩૫૫
શાક પાક તરતિબતર, પેર પેર પકવાન;
જમાડ્યા જુગતે કરી, પ્રીતે રાય પ્રધાન. ૩૫૬
મળ્યા ભેટયા મહાલ્યા ઘણું, કીધી વાત વિવેક;
કથા સર્વ માંડી કહી, નરપતિનો જેમ નેક. ૩૫૭
વજીર સંગાથે મોકલી, અધિપ અર્ભકી આપ;
ચિરંજીવી ચિત્રાંગદો, પૂજન શિવ પ્રતાપ. ૩૫૮
સાસરવાસો સજ કર્યો, લાખ કરોડો દામ;
માતા પિતા પુંઠે પળે, ગુણવંત બાધુ ગામ. ૩૫૯
મળવા આવે મેદની, સજ્જન સર્વ સમેત;
કંઇક જામાત્ર જોવા ગયા, આંતરડાનું હેત. ૩૬૦
હીંડે લાર હસ્તી તણી, તાજા તુરી તોખાર;
ચાતુર નરશા ચાલીઆ, અનમી જે આવાર. ૩૬૧
નૈષધ દેશને નિકટ સઉ, આવ્યાં રાણી રાય;
જાણ થયું જામાત્રને, સસરા સામો જાય. ૩૬૨
ભાવે સૌકો ભેટીઆ, મટયા તનના તાપ;
વિજાગ ટળ્યા વેવાઇના, અતિ સુખ પામ્યા આપ. ૩૬૩
વિગત વાત ત્રણ વર્ષની, ઘડી ઘડીની ઘેર;
અરસપરસ આનંદમાં, પ્રીછ્યા સઘળી પેર. ૩૬૪
પ્રાગુણ રાખ્યા પાંચ દિન, રાણી સુદ્ધાં રાય;
આજ્ઞા લઈ અર્ભકી તણી, ભુવન પોતાને જાય. ૩૬૫

રામ રાજ્ય રૈયત સુખી, થયો છત્રપતિ છેક;
જશ પામ્યો જીવિત સુધી, નરપતિનો શુભ નેક. ૩૬૬
સુંદર સતી સીમંતની, રુદે ધરે નહિ રોષ;
મહાદેવ વ્રત મૂકે નહિ, પ્રાણશું કર્યાં પ્રદોષ. ૩૬૭
તત્વ જડયું ત્રિલોકનું, અમૃતસિંધુ આપ;
કયમ મૂકે તે માનુનિ, પુરણ પુણ્ય પ્રતાપ. ૩૬૮
સુધા વૃક્ષ જે વાવિયાં, થર્યાં ફળ અમૃત તર્ત;
સૌભાગ્ય પામી સુંદરી, મોડી નાખ્યું મર્ત્ય. ૩૬૯
દેવાંશી દસ દિકરા, કુળવંતી કન્યા એક;
અયુત (વર્ષ) આયુષ્ય ભોગવ્યુ, છત્ર છાયાથી છેક. ૩૭૦
શિવ પૂજન સહસ્રધા, દીધાં દિવ્ય પદ દાન;
જીવિત ભુક્તિ ભોગવી, અતે આવ્યાં વિમાન. ૩૭૧
જીત જાંગીરા વાજતે, સ્વજન પરિવાર સમેત;
જમને શિર પગ દેઇને, થયું હરિહરશું હેત. ૩૭૨
જન્મ મર્ણ ફેરા ટળ્યો, (વળી) લક્ષ ચોરાશી ખાણ;
નીચ દુઃખ વામ્યાં નર્કનાં, વેદ શાસ્ત્ર કે' વાણ. ૩૭૩
કોટી દામ કળાનિધિ, કોટી વૈકુંઠ વાસ;
એથી અધિક સુખ પામિયા, પહોંચ્યા ગિરી કૈલાસ. ૩૭૪
શોભા ગિરિ કૈલાસની, કોણે નવ કળાય;
કોટિ કલ્પ શારદ સ્તવે, પલક પુરુ નહિ થાય. ૩૭૫
બ્રહ્મા ભેદ જાણે નહિ, નેતિ નેતિ કહે વેદ;
ઉપમા ગિરિ કૈલાસની, ભ્રાંતે સૌને ભેદ. ૩૭૬
રત્ન કંચન કોડામણાં, અરૂણ સહસ્ર ઉદ્યોત;
ચંદ્રબિંબ છે ચાર લક્ષ, જળહળ ઝળકે જ્યોત. ૩૭૭
છન્નું ક્રોડ ઘર રત્નનાં, ચિંતામણિ ચોપાસ;
ત્યાં પ્રેમદા પુણ્યવંતની, વશી વનિતાને વાસ. ૩૭૮
પંચ પદ્મ પુખરાજનાં, રવિ મંડળ અભિરામ;
વસે ગણ મહાદેવના, ઠરી રહે શુભ ઠામ. ૩૭૯
વીસ ક્રોડ વૈકુંઠની, સુંદર શોભા હોય;
સિત્તેર કોટિ સ્વર્ગની, જરૂર શોભા ત્યાં જોય. ૩૮૦
પાર્વતિની પુજા કરે, લક્ષ્મિનારાયણ લાખ;
સૂત કહે ઉપમા શી કહું, શાસ્ત્ર સકળની સાખ. ૩૮૧
જન્મ મર્ણ જેને નહિ, નહિ આદ્ય નહિ અંત;
ઉત્પત્તિ પ્રલયમાં નહિ, ચતુર ધરો એ ચંત. ૩૮૨

અવતાર ન કહેશો ઈશનો, નહિ માત નહિ તાત;
કુડ કપટથી વેગળો, વિશભર વસે વિખ્યાત. ૩૮૩
સોમ પ્રદોષ સેવન થકી, શિવ પદ પામે સત્ય;
લક્ષ્મીવર એક લહી શકે, કરુણાનિધનાં કૃત્ય. ૩૮૪
દેહે દુઃખ ન વેઠવું, કષ્ટ ન વેઠવું કાય;
પ્રદોષ પૂજન પરિબ્રહ્મનુ, સહેજેથી સુખ થાય. ૩૮૫
શિવ પૂજન જે સમજીયા, સાચા તેના શેર;
વડબિજ પેરે નીત વધે, થાય તરણાનો મેર. ૩૮૬
તલભાર દૈવત દેવતા, અધિક વધે જયમ આપ;
પ્રલય થાયે પલકમાં, (પચ) લક્ષ જન્મનાં પાપ. ૩૮૭
શિવ સરખો દાતા નથી, સ્થિતિ લય સદ્ય સમર્થ;
શિવ સેવન સમજ્યો નહિ, વપુ વગોવે વ્યર્થ. ૩૮૮
ડાહાપણુ મન દશ કોટિધા, ઘણા પ્રપચ ગુણ ઘાટ;
શિવ સેવન સમજ્યો નહિ, ઉઠી વિધિમાં વાટ. ૩૮૯
નવનિધ વિત્ત ઘરમાં વસે, અધિક સિદ્ધિ હોય આઠ;
આદ્ય પુરુષ નવ ઓળખ્યા, વૈભવ સઘળો વાટ. ૩૯૦
પુરંદર સરખો પરાક્રમી, પામ્યો પ્રૌઢો પાટ;
શિવ પૂજન સમજ્યો નહિ, ઉઠી વંશમાં વાટ. ૩૯૧
ગર્થ કમાઇને ઘર ભરે, ,ઠગ વિદ્યાના ઠાઠ;
શિવ પૂજન જો સમજીયો, વિવેક ન ઉઠે વાટ. ૩૯૨
પુરાણ વાચે કંઈ પંડિતા, ન્યાયશાસ્ત્રમાં નેટ;
શિવ પૂજન સમજ્યો નહિ, ઉઠી વાણીમાં વેઠ. ૩૯૩
ન્યાય ચૂકવે નરપતિ થઈ, હાસ્યવિનોદ અટ્ટાટ;
શિવ પૂજન સમજ્યો નહિ, ઉઠી વૈભવે વાટ. ૩૯૪
વહાણ કમાય વહિવટ ઘણો, હેત ચલાવે હાટ;
ભાવ નહિ ભવ ઉપરે, ઉઠી વણજમાં વાટ. ૩૯૫
શિવ પૂજન સમજ્યો નહિ, થયો જાણ સુજાણ;
શિવ શિવ મુખથી નવ કહ્યુ, તે નર પાપિ પાહણ. ૩૯૬
ત્રિલોક તત્ત્વનું તત્ત્વ છે, બુદ્ધિ બળ બનાવ;
ભવ ભવજળ તરવા તણું, પ્રદોષ વ્રત નિજ નાવ. ૩૯૭
જન્મ મર્ણથી ઉગરે, નિશ્ચે કહું છું નેટ;
વિષમ દુઃખ વ્યાપે નહિ, પુનરપિ ના'વે પેટ. ૩૯૮
શિવ શિવ કહેતાં ઉધરે, હર્ષ હેત જો હોય;
જન્મ મર્ણ ટાળી શકે, શિવ પાખી નહિ કોય. ૩૯૯

બુદ્ધિહિણુ જે બાપડા, પ્રીછે નહિ પુરાણુ;
જાણે જવલા જોગિયા, કે જાણે સાધ સુજાણુ. ૪૦૦
વિખાણે વિષ્ણુ સારખા, કરુણારૂપ કિરતાર;
શિવ સમો સમરથ નથી, દિવ્ય પદવી દાતાર. ૪૦૧
દેવાંશી હોય દીસતો, સુખ સાગર શરીર;
શિવ પૂજન સમજ્યો નહિ, બુડ્યો અર્ણવ નીર. ૪૦૨
કાલો ઘેલો દેહ દામણો, કાયા હોય કુરૂપ;
શિવ પૂજન જો શુદ્ધ કરે, ભાગ્યશાળી તે ભૂપ. ૪૦૩
ઉચ નીચ હરને નહિ, સરખું સર્વ જગત;
ભવને વહાલો ભકતજન, જેને હોય અગત. ૪૦૪
વિષ્ણુ ભક્ત વહાલો ઘણો, હર આણે છે હેત;
નિંદે તે નરકે પડે, સજન કુટુંબ સમેત. ૪૦૫
તરણુ તારણુ ત્રિલોકમાં, મોક્ષ તણુ એ મૂળ;
સોમ પ્રદોષને સેવતાં, ટળશે સંકટ શૂળ. ૪૦૬
હર કહો કે હરિ કહો, આદ્ય પુરુષ એ એક;
નિંદક જન નરકે જશે, વંદે સરળ વિવેક. ૪૦૭
શૌનક પ્રત્યે સૂત કહે, પ્રદોષતણો પ્રતાપ;
લક્ષ્મીને હરિએ કહ્યું, અગમવ્રત એ આપ. ૪૦૮
ઉંચ નીચ એ વ્રત કરો, કરો રંક ને રાય;
નર નારી અધિકાર છે, મા'દેવ તણો મહિમાય. ૪૦૯
લેણુ દેણુ જોવુ નહિ, જરૂર ન પૂછવો જોષ;
પુરણુ વ્રત પ્રીત્યે કરો, પવિત્ર થઈ પ્રદોષ. ૪૧૦
દેવ દાનવી વ્રત કરે, અકાળ ન પામે મૃત્ય;
જેને જેવી કલ્પના, તે ફળ પામે તર્ત. ૪૧૧
મારણુ મોહન વશીકરણુ, વળી પદાર્થ જે પાંચ;
પામે સિદ્ધિ અવનવી, ઉંની ના'વે આંચ. ૪૧૨
પ્રદોષ કર્યો રિધ રોહિણી, પામી વરચિત ચંદ્ર;
ઈંદ્રાણી વ્રત આચર્યું, આપે ભોગવે ઈંદ્ર. ૪૧૩
પ્રદોષ કર્યાં 'તા પાંડવે, રિદ્ધ સિદ્ધ પામ્યા રાજ;
દુશ્મનને દેહવટ કર્યાં, લક્ષ્મિવર રાખી લાજ. ૪૧૪
કંસ મામા જે કૃષ્ણુના, પ્રદોષ નિંદાનું પાપ;
શ્યામે સગપણુ ના ગણ્યુ, પામ્યો શોક સંતાપ. ૪૧૫
પ્રદોષ કર્યાં પુરુષોત્તમે, હણ્યા દૈત્ય અનેક;
પલક પાપ પરઠયું નહિ, વસ્યા વૈકુંઠ વિવેક. ૪૧૬

સીતારામે વ્રત કર્યું, લક્ષ્મણ સહિત શત વાર;
બ્રહ્મહત્યા ભેદી નહિ, રાવણ રોળણ હાર. ૪૧૭
આદ્ય અંત અનેકધા, કરે વંદન નીત વેદ;
પાપી જન પ્રીછે નહિ, ભુર ન જાણે ભેદ. ૪૧૮
કાળા વર્ણ હોય કર્મમાં, કંકુના કયમ થાય;
ગંગા ગુણવંતી તજી, નર્કકુંડમાં ના'ય. ૪૧૯
હરિહરમાં અંતર નથી, એક અંકના ભક્ત;
શામળ સંદેહ ન રાખશો, હોશો માંહાં અવ્યક્ત. ૪૨૦
શિવ પૂજન શિવનું ભજન, નિર્મળ જપવું નામ;
જન્મ સફળ જાણો જયદા, શિવ વિણ ન ઠાલો ઠામ. ૪૨૧
નદિયોમાં ગંગા વડી, સાધનમાં ગુરુ સેવ;
પુષ્પ પારિજાતક વડુ, દેવ માંહે મહાદેવ. ૪૨૨
કામદુર્ઘા ધન ધેનમાં, ઐરાવત ગજરાજ;
વિપ્ર વડા સૌ વર્ણમાં, મહાદેવ હર મહારાજ. ૪૨૩
રાધા મોટી રંભમાં, સતીમાં મોટી સીત;
શિવજી તેત્રીસ ક્રોડમાં, પુરણ રાખો પ્રીત. ૪૨૪
કૃષ્ણ રામ અંશે હવા, શિવ ને શાળિગ્રામ;
નિરાકાર મધ્યે કહયા, સ્થિર ઠરવાનો ઠામ. ૪૨૫
લીલા લહેર લક્ષ્મી વડાં, સ્રષ્ટ શોભાવે સત્ય;
સરજ્યો જગ શિવ શક્તિએ, પૂર્ણ પાર્વતીપત્ય. ૪૨૬
ગ્રહમાં મોટા છે રવિ, નક્ષત્ર સમૂહે ચંદ્ર;
ત્યમ મોટા મહાદેવજી, ઈંદ્રતણા પણ ઇન્દ્ર. ૪૨૭
માગશિર મોટો માસ છે, તિથિ દ્વાદશી પર્વ;
ત્યમ મોટા મહાદેવજી, સિદ્ધિ દેયણ સર્વ. ૪૨૮
અધિક વ્રત એકાદશી, દીપોત્સવી શુભ દીશ;
વડા દેવ મહાદેવજી, ધર્મ ધુરંધરધીશ. ૪૨૯
મુક્તિપુર કાશી વડુ, તીર્થ પુષ્કર પ્રયાગ;
દેવ વડા મહાદેવજી, પ્રીત્યે લાગો પાગ. ૪૩૦
જતિ હનમંત લક્ષ્મણ લહો, ભૂમિમાં ભરતખંડ;
અધિક મોટા મહાદેવજી, ટાળે જમના દંડ. ૪૩૧
સુખ મોટું છે સ્વર્ગમાં, નામ મોટું શ્રી રામ;
તમ મોટા મહાદેવજી, કરે મનવાંછિત કામ. ૪૩૨
વસંત વડો રૂતુરાજમાં, ચાર વેદમાં સામ;
શંકર માથે સર્વને, કરે મનવાંછિત કામ. ૪૩૩

વિદ્યામાં કાવતા વડો, જ્ઞાતામાં વર વ્યાસ;
શંકર મોટા સર્વથી, તેજ પુંજ પ્રકાશ. ૪૩૪
શુકદેવ વડા છે સિદ્ધમાં, જનક મોટા જશ જીત;
શંકર માથે સર્વને, પુરણ રાખો પ્રીત. ૪૩૫
વડો પીંપળ વડ વૃક્ષમાં, પવિત્ર તુળસી બિલિ પત્ર;
હરિહર બે દુઃખને હરે, છત્રપતિ શિર છત્ર. ૪૩૬
જળમાં ગંગાજળ વડુ, નિરક્ષણ નર્મદા નેહ;
સઘળુ સરજ્યું શંકરે, દિવ્ય પદ પામે દેહ. ૪૩૭
સુવર્ણ વડુ સમ ધાતુમાં, ઘૃત સમું નહિ સત્વ;
મૂળ દેવ મહાદેવજી, ત્રિલોક વિશે એ તત્વ. ૪૩૮
વિષ્ણુ વડા વેવારીયા, વાણિ મોટો વેદ;
સરજણહારો શિવ છે, ભ્રાંત ન રાખો ભેદ. ૪૩૯
એક એક રત્ન એક વસ્તુમાં, મહિમા મોટો હોય;
મોટું રત્ન મહાદેવજી, કળી શકે નહિ કોય. ૪૪૦
મહિમા સોમ પ્રદોષનો, સાભળતાં સુખ થાય;
સચિત કોટિ કર્મનાં, પાતિક દુર પળાય. ૪૪૧
જેનું કર્મ જોરાવરી, પૂર્વ જન્મનું પુણ્ય;
તે શિવ મહિમા સાંભળે, નિમેષ રહે નહિ નૂન્ય. ૪૪૨
વિષ્ણુ વહાલા જેહને, વહાલા જેને વેદ;
તે શિવ મહિમા સાંભળે, ભ્રાંત ન રાખે ભેદ. ૪૪૩
જરૂર જજ્ઞ કરે ઘણા, ઘણો ખરચે એમ ગર્થ;
શિવ મહિમા નહિ સાંભળે, જાય જન્મારો વ્યર્થ. ૪૪૪
ગંગા નાહે કે ગોમતિ, કરે જો ઝાઝાં વ્રત;
પ્રદોષ વિન સૌભાગ નવ ફળે, મોડણહાર કોણ મૃત્ય. ૪૪૫
કુકર્મી નર અભાગિયા, કુળહિના કપૂત;
તે શિવને શું ઓળખે, ધુતારા જન ધૂત. ૪૪૬
પાપ કરતો પાપી મરે, ઘણા પાપથી ગર્ક;
શિવ મહિમા નવ સાંભળે, કોણ નિવારે નર્ક. ૪૪૭
સરસવના કણ જેટલું, બોયું હોય જો બીજ;
શિવ મહિમા કોઇ સાંભળે, રાખે શંકર રીઝ. ૪૪૮
સો શીખામણ સાંભળે, ધર્મવંત દે ધીર;
પાપી જન પલળે નહિ, જ્યમ પથ્થરપર નીર. ૪૪૯
કુડાને કહેવું નહિ, દંભીને નવ દાખ;
પાપી શું પુરી શકે, શિવ પૂજનની સાખ. ૪૫૦

જૂઠો શું જાણી શકે, ચિત્ત ચતુરા શું ચા'ય;
નિંદક જન નિંદા કરે, વિખ વધારતા ખાય. ૪૫૧
પંડિતને પરખાવિયે, આદ્ય નિરંજન ઈશ;
પુરણ પદને પામિયે, શંકર (ને) નમીએ શીશ. ૪૫૨
વ્રત આચરતા વામિયે, કુડ કપટ ને ક્રોધ;
કથા સાંભળી કીજિયે, સાચા તત્વનો શોધ. ૪૫૩
શિવ મહિમા જે સાંભળે, દયા ધરી દે દાન;
મન વાંછિત ફળ પામશે, મહાદેવ તણાં બહુ માન. ૪૫૪
કથા બ્રહ્મોત્તર ખંડની, પ્રદોષે કરજ્યો પાઠ;
મન વાંછિત માગ્યાં મળે, હવા અધ્યા એ આઠ. ૪૫૫
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વિરેશ્વરનો તન,
પિતા પુરુષોત્તમ તણો, મહા રુદ્ર પર મન. ૪૫૬
લઘુ બાધવ લાધા તણો, નાનાભટનો શિષ્ય;
ઈષ્ટ દેવ્યા અન્ન પુરણા, પ્રસન્ન ઉમાપતિ ઈશ. ૪૫૭
ગુજર દેશ ગરુવો ઘણું, વેગણ પુરમા વાસ;
શિવ પૂજે શિવ શિવ કહો, કહે કવિ શામળ દાસ. ૪૫૮

**(ઇતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'સોમ પ્રદોષ વર્ણન' નામનો આઠમોઽધ્યાયઃ**

---

## અધ્યાય ૯ મો.

### ચોપાઈ.

શ્રીમુખ સેવું શારદ માત, પુજું શ્રી ગણપતિના પાગ;
શ્રી ગુરુદેવને નામુ શીશ, આરાધુ ઉમાપતિ ઈશ. ૧
ચતુર્ભૂજના વંદુ ચરણ, આદ્ય નિરજન અશરણ શરણ;
તરણ તારણ જન્મ જીતણ જયા, કહું બ્રહ્મોત્તરખંડની કથા. ૨
ઈકોતર શત પરિયાં તરે, કોટી જન્મના પાતક હરે;
પંચ પદારથ રહે પ્રીતે પાસ, વસે વાસ અતે કૈલાસ. ૩
સૂત કહે શૌનક જે સાંભળે, આવાગમનો ફેર શિઘ્ર ટળે.*

### દોહરા.

પક્ષ પ્રદોષે પૂજશે, બ્રાહ્મણી સહિત ભરતાર;
સજોડું શિવ શક્તિવત, વેદ વદે વેહેવાર. ૪
બ્રહ્મશક્તિ એ પાર્વતી, બ્રાહ્મણરૂપ શ્રિવ સાર;
પ્રિતે સજોડું પૂજવું, પુણ્ય છે અપરંપાર. ૫

---

* પ્રત ૪. "સાભળો, જન્મ મર્ણું જો શ્રમથી ટળો."

બ્રહ્માણી રૂપ સા બ્રાહ્મણી, બ્રાહ્મણ સર્વે બ્રહ્મ;
પ્રિતે સજોડું પૂજવું, ધારી રૂડો ધર્મ. ૬
વિપ્રવધુ તે વૈષ્ણવી, વિપ્ર વિષ્ણુને જાણ;
વિપ્ર પૂજે વિષ્ણુ વળે, પોકારી કહે પુરાણ. ૭
પવિત્ર પૂજન પ્રતિમાતણાં, સર્વ કરે છે સેવ;
પંચ સહસ્ર પ્રતિમા વળે, બ્રાહ્મણ તે ભૂદેવ. ૮
રંનાદે સહિતે રવિ, ચાતુર રોહિણી ચંદ્ર;
વિપ્ર પૂજે સરવે વળે, ઇન્દ્રાણી ને ઈંદ્ર. ૯
બ્રાહ્મણી ઉમા ભગવતિ, અધિપત બ્રાહ્મણ ઈશ;
પ્રત્યક્ષ દેવ પૃથ્વી વિશે, સૌકો નામે શીશ. ૧૦
સેવક જે શ્રીરામના, પ્રત્યક્ષ પૂજા ચહાય;
બ્રાહ્મણી સીતા રામ બ્રહ્મ, પ્રણમો પ્રીતે પાય. ૧૧
મા'દેવ તણો મહિમા ઘણો, સૌથી મોટી શકત્ય;
પ્રત્યક્ષ વિપ્ર પૂજે વળે, ભાવે કરજો ભકત્ય. ૧૨
તેત્રીસ કોટી દેવતા, સજોડે જે સર્વ;
પૂજો સદ્ય દ્વિજ દંપતી, તજી ઘટમાંથી ગર્વ. ૧૩
અડસટ તીરથ અદિકાં ઘણાં, ભિન્નભિન્ન જે ભેદ;
વિપ્ર ચરણે તે વસે, વિખ્યાત કરે છે વેદ. ૧૪
સરિતા ગંગા ગોમતી, નર્મદા સિંધુ સત્ય;
વિપ્ર ચરણે સૌ વસે, પ્રેમે કરો પ્રણિપત્ય. ૧૫
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, ત્રિલોકતણું દ્વિજ તત્ત્વ;
દક્ષણ ચરણ અંગુષ્ટયે, સકળ શાસ્ત્ર કહે સત્ય. ૧૬
પવિત્ર પુંછ એક ગાયનું, દ્વિજનો જમણો પાગ;
દુર્લભ છે એ દેવને, જજ્ઞ પુરૂષની જાગ. ૧૭
વિષ્ણુ રુદયે સ્પર્શથી, ભૃગુલાંછન કહેવાય;
પ્રભુતા પામ્યા તે પછે, ઉપમા એહ અપાય. ૧૮
વિપ્ર પોખે પિત્રિ જમે, વિપ્ર પોખે ગ્રહ ઈશ;
વિપ્ર પોખે વિષ્ણુ જમે, જજ્ઞ પુરૂષ જગદીશ. ૧૯
પ્રત્યક્ષ મુખ બે પ્રભુતણાં, એક બ્રાહ્મણ એક અગ્ન્ય;
બ્રાહ્મણ તૃપ્ત ભોજન થકી, અગ્નિ તૃપ્ત ઘૃત જજ્ઞ. ૨૦
અગ્નિ તૃપ્ત થાતો નથી, ઘણાં હોમે જો ઘૃત;
રીઝે બ્રાહ્મણ ભોજન થકી, તે વેળાએ તર્ત.* ૨૧

* પ્રત. ૨. "રીઝે બ્રાહ્મણ મોદક થકી." પ્રત ૩માં "લાડુ થકી" પાઠ છે.

વિપ્ર અને વિષ્ણુ વિશે, ભ્રાંત ન રાખો ભેદ;
જન્મ મરણ ફેરો ટળે, વાણી બોલે વેદ. ૨૨
પરબ્રહ્મ જેને પૂજવા, શિવની કરવી સેવ;
તે પૂજો સહુ વિપ્રને, બ્રાહ્મણ તે ભૂદેવ. ૨૩
પ્રીતે પ્રતિમા પૂજીએ, આણી મન આલ્હાદ;
ખારું તીખું ખટરસું, સૌમપા જાણે સ્વાદ. ૨૪
ખટદર્શન સર્વે ખરાં, રામતણાં સૌ રૂપ;
દેવ સર્વમાં શિરોમણિ, બ્રાહ્મણ ભારે ભૂપ. ૨૫
જોગિ જંગમ ને જતિ, નાથ કલંદર નામ;
એ સર્વે વિપ્રે કર્યાં, જો જો ઠામોઠામ. ૨૬
નીચ પુરુષ નિંદા કરે, કરે સાધુ જન સેવ;
પંડિત જન તો પારખે, બ્રાહ્મણ તે ભૂદેવ. ૨૭
નાનો મોટો દુર્બળો, ભણ્યો ન ગણ્યો હોય;
બ્રાહ્મણ રૂપ પરબ્રહ્મનું, નિંદા ન કરશો કોય. ૨૮
વિપ્ર તે વિષ્ણુ જાણવા, વિપ્ર તે આપે ઈશ;
ગ્રહ ગુણ ને રવિ ચંદ્રમા, જજ્ઞ પુરુષ જગદીશ. ૨૯
અડસટ તીર્થ કરી આવશે, વિસ લક્ષ કરો આદ્ય વ્રત;
વળે બ્રાહ્મણ ભોજન થકી, હોમે અગ્નિમાં ધૃત. ૩૦
આખ્યાન કહું એ ઉપરે, વ્યાખ્યાન કહ્યાં જે વેદ;
સજોડાં પૂજન વિશે, ભ્રાંત ન રાખો ભેદ. ૩૧
ખટશાસ્ત્ર અઢાર પુરાણમાં, ખટ ભાખા ચોહ વેદ;
વિપ્ર અને વિષ્ણુ વિશે, ભ્રાંત ન રાખો ભેદ. ૩૨
શ્રી ભાગવત ભારત કથા, વિષ્ણુ પુરાણે વાક્ય;
શિવ પુરાણ વેદાંતમાં, શક્તિ પુરાણે સાખ્ય. ૩૩
વિપ્ર જેણે વંદ્યા નહિ, ભાવે પોખ્યા નવ બ્રહ્મ;
ચરણોદક ચિત નવ ધર્યું, કુડાં તેનાં કર્મ. ૩૪
વિપ્ર નિંદા વિષ્ણુ ભજે, કાયામાં રાખે કાટ;
પુણ્ય પૂજન વહેતુ ગયું, વિવેક ઉઠાડી વાટ. ૩૫
વિપ્ર તણી નિંદા કરી, કર્યાં બીજા શુભ ખેલ;
તે સર્વે વહેતું જશે, ખાતરપર દીવેલ. ૩૬
શૌનક પ્રત્યે સૂત કહે, વારુ વચન વિવેક;
શ્રોતા સર્વે સાંભળો, આખ્યાન કહું તે (૫૨) એક. ૩૭

## ચોપાઈ.

વૈદર્ભ દેશ રૂડો રાજન, મહા મનોહર મોટમ મન;
શુભ સાથી સજ્જન જોડલા, અલખત ધન હાથી ઘોડલા. ૩૮

વૈભવમાં નહિ ઉનમ કશી, મહાલક્ષ્મી ઘેર વાસે વસી;*
દેવ મિત્ર જેનો દીકરો, સુમેધા કન્યાને વર્યો. ૩૯
સીમંતનીની પુત્રા જેહ, સતી શિરોમણ કહાવે તેહ;
માતાએ શિખામણ દીધ, કામનિ વ્રત કોડેથી કીધ. ૪૦
નરનારીમાં ઝાઝો નેહ, પ્રીતિ જેમ બપૈયો મેહ;
નિર્મળ પ્રીતિ મછ ને જેમ નીર, જીવ એક ને જૂજવા શરીર. ૪૧
જોડું જેમ ઇન્દ્રાણી ઇન્દ્ર, ચાતુર જ્યમ રોહણી ને ચંદ્ર;
રૂડું જોડું રંનાદે રવિ, રતિ કામ સરખું કહે કવિ. ૪૨
તેવી રીતે નરને નાર, દેવમિત્ર સુમેધા સાર;
કુડ કપટ એમાં નહિ કશું, વિશંભર ધ્યાન રુદેમાં વશું. ૪૩
શિવનાં ધ્યાન ને શિવનો જાપ, શિવ પૂજન શિવનો પ્રતાપ;
શિવ વ્રત કરે શુભ સતી, પક્ષ પ્રદોષ પ્રમદાને પતિ. ૪૪
શિવ નિમિત્ત કરે પુણ દાન, શિવ જાણી દ્વિજને દે માન;
પક્ષ પ્રદોષ ઉપર બહુ પ્રીત, વેદ શાસ્ત્રની રાખી રીત. ૪૫
નિર્મળ નારી નિર્મળ નાહો, લે છે નિત્ય લાખેણો લાહો;
પ્રદોષ તણો છે પ્રૌઢ પ્રતાપ, ઉમાઇશ સરીખાં આપ. ૪૬
નરનારીનું દર્શન કરે, ઇકોતર સત પરિયાં તરે;
વચન રાય રાણીનું ફળે, કારણ તેનું કો નવ કળે. ૪૭
વચન સિદ્ધ નર નારી તણું, શું વિખાણ કરું સુખ ઘણું;
કપટ કોઈ જો તેશું કરે, વણ મોતે તે નિશ્ચે મરે. ૪૮
નેહ થકી નામે જે શીશ, પ્રસન્ન કરે ઉમાપતિ ઈશ.

## દોહરા.

ગુણનિધિ ગામ જયંતપુર, રૂડું તેહ રસાળ;
પવિત્ર બે પંડિત વસે, પુણ્ય તણા પ્રતિપાળ. ૪૯
નારાયણ નામ એકનું, બીજો નામ બળકૃષ્ણ;
આવસત અગ્નિહોત્રી છે, પુણ્ય પવિત્ર નહિ તૃષ્ણ. ૫૦
એકેકો પુત્ર બે વિપ્રને, જશવંતા છે જાત;
લાડકવાયા લક્ષવસા, વિશ્વ બધે વિખ્યાત. ૫૧
સારસ્વત બીજો સોમવાન, નિર્મળ એનાં નામ;
ભાગ્યનિધિ ભણવા ગયા, ગુણ ગંભીર કાશી ગામ. ૫૨
પાર્થેશ્વર પંડિત હતો, પુરણ જશ પ્રકાશ;
ચાતુર નર ચરણે નમ્યા, વિદ્યાર્થિ રાખ્યા વાસ. ૫૩

---

* પ્રત ૨. "માહલક્ષ્મી ઘેર આવી વસી."

ભણાવી વિદ્યા ભાવથી, કરે હેત મન કોડ;
ગુણ લક્ષણ એમાં ઘણો, જય વિજય જશ જોડ. ૫૪
ન્યાય શાસ્ત્ર નિર્ણય ભણ્યા, ભાગવત ભારત ભેદ;
પિંગળ પાઠ પુરાણમાં, વાણી વ્યાકરણ વેદ. ૫૫
બત્રીસ લક્ષણ બોહો ગુણે, સોળ કળા સૂજાણ,
બ્રહ્મ તેજ ભાલે ભલું, ભલપણ કેરા ભાણ. ૫૬
ચૌદ વિદ્યા ચેત્યા ચતુર, બોહોત્તર કળામાં બુદ્ધ;*
છત છત્રીસે રાગની, સકળ કળા ગુણ શુદ્ધ. ૫૭
જ્યોતિષ્ ભણીઆ જુગતથી, વૈદ્યક ઔષધ વસ્ત;
એકે ઉનમ નવ રહી, શિખ્યા શાસ્ત્ર સમસ્ત. ૫૮
અણઆવડ એકે નહિ, નહિ અધર્મ અહંકાર;
કળા વિકળાની કલ્પના, સામુદ્રિક ગુણ ભંડાર. ૫૯
ત્રયોદશ વર્ષના તન બે, રઢિયાળાં રિધ રૂપ;
કંદર્પ અવતાર કિશોર કૃત, બ્રહ્માના સૂત ભૂપ. ૬૦
ચતુરઈ નવ માથે ચોટલા, વિંધ્યાં ન્હાનપણ નાક;
લાડકવાયા લક્ષધા, વદે અમૃતવત્ વાક. ૬૧
બ્રહ્મચર્ય વ્રત પાળતા, બ્રહ્મતેજ ભલુ ભાળ;
બ્રહ્મવિદ્યા ભાવે ભણ્યા, પુણ્યતણા પ્રતિપાળ. ૬૨
તપો રૂપ તપોમયી, તપે તિલક તર તેજ;
તત્વ પુણ્ય તરતિબ તર, હરિહર ઉપર હેજ. ૬૩
વિદ્યા વપુ વિવેક વર, પવિત્ર પરાક્રમ પેર;
ભણી વિદ્યા બે આવિયા, ગુણવતા નિજ ઘેર. ૬૪
નિરખી હરખ્યા લોક સૌ, કરી પરીક્ષા પ્રીત;
સરખા સિંધુ શાસ્ત્રના, રૂડી રાખી રીત. ૬૫
દેવ રૂપ દીઠા દિલે, મળ્યાં માત ને તાત;
પરસ્પર કહી સાંભળી, વિગત વિદ્યાની વાત. ૬૬
સજ્જન સઉ સુખ પામિયા, ધર્મવંત દીઠા દ્રષ્ટ;
માત તાત આનંદમાં, કાપી નાખ્યું કષ્ટ. ૬૭
ગુણ ફેલ્યો સૌ ગામમાં, સુતને શુભ સન્માન;
અન્ન વસ્ત્ર આભૂષણે, ખાન પાન ધન ધાન. ૬૮
આનંદ વિનોદ અહર્નિશા, મહા સુખ પામે માત;
એટલે બે બાળક તણી, થઈ વિહવાની વાત. ૬૯

---

* પ્રત ૨. "ચોસઠ કળામાં નિપુણ"

દશધા દોહલું ઘર વિશે, દોહલું ઘર ઘર સુત્ર;
અર્થ સરે ક્યમ ગર્થ વીણ, પરણે ક્યાંથી પુત્ર. ૭૦
શું કરે વિદ્યા બાપડી, શું કરે રૂડું રૂપ;
લક્ષણ સર્વે લક્ષ્મિ વના, પડે કારમે કૂપ. ૭૧
ધનપાળ નામ પણ ધન નહિ, નરપતિ નામ હોય નેટ;
ઝવેર નામ પણ જર નહિ, વડો વિવેકી વેઠ. ૭૨
રૂપબાઈ સોનબાઈ નામ છે, મોતી માણેક મૂળ;
નામ બિચારાં શું કરે, ધન વિના સૌ ધૂળ. ૭૩
શું કરે બિચારું શાણપણ, કરે શુ વારું વરણ;
ધન વિના ધાતો ફરે, તુચ્છ છેક જ્યમ તરણ. ૭૪
કરે શું બુદ્ધિ બાપડી, કરે શુ ધારી ધર્મ;
માનવી તે મૃત્યુ સમો, કઠીણ જેનું કર્મ. ૭૫
લાડ નહિ લક્ષ્મી વિના, લક્ષ્મી વણ શી લાજ;
લક્ષ્મીમા ગુણ લક્ષ વસે, થાય મનવાંછીત કાજ. ૭૬
લક્ષ્મીવર લક્ષ્મી સહિત, લક્ષ્મીથી વશ થાય;
જમદુત જિતાયે જર થકી, જીવ સ્વર્ગમાં જાય. ૭૭
વિહવા મળ્યો એ વિપ્રનો, મનમાં થાયે મગ્ન;
ઘરેણું નહિ ઘરને વિશે, લે શી રીત્યે લગ્ન. ૭૮
ઘરમાં ગર્થ મળે નહિ, વિવેક વિદ્યા વપુ વ્યર્થ;
ધિક્ક અવતાર છે ધનવિના, એકે ન સરે અર્થ. ૭૯
જેવું સુખ સમણાતણું, નહિ મૂળ નહિ ડાળ;
મનોરથ નિર્ધનતણા, સરવે આળપપાળ. ૮૦
દરિદ્ર સમાનું દુઃખ નહી, શ્રીમત સમુ નહિ સુખ;
લક્ષ્મીવત લીલા નહી, ભાગે ભારે ભૂખ. ૮૧
લાયક સહુ લક્ષ્મીવડે, લક્ષ્મી પાખે લીન;
જરવીણ જશ જીતે નહિ, દેહ દામણા દીન. ૮૨
ગોવિંદ હતા ગોવાળિયા, ચોપાં* ચારતા રાન;
લક્ષ્મીવરી લીલા થઈ, ભાગ્યશાળી ભગવાન. ૮૩
લક્ષ્મીને વશ લોક સહુ, કાં રાજા કાં રાંક;
લીલા સર્વે લક્ષ્મી વડે, એનો આડો આંક. ૮૪
લક્ષણ બત્રીસ લક્ષ્મી વિના, સબવત્ સર્વે શૂન્ય;
બહોતેર કળા એડી રહે, નિર્ણય કરતાં નૂન્ય. ૮૫

---

* ચોપગાં–ઢોર.

તાંત ગ્રહે તરતિબશું, છતે રાગ છત્રીસ;
દરિદ્રિ દુઃખદાયક કહ્યો, શીદ દુખાડો શીશ. ૮૬
દરિદ્રિ હોય ડાહ્યો ઘણો, ગાતાં આવડે ગાન;
એ ગુણ કોને નવ ગમે, કહે શીદ ફોડે કાન. ૮૭
દરિદ્રિ જોષ હોય જાણતો, મહિમા કહે સઉ મુખ;
તેનું કો માને નહિ, શીદ વેઠે એ ભૂખ. ૮૮
જોષ મળે જરવંતનો, શ્રીમંત હોયે સિદ્ધ;
વૈદુ ફળે વૈભવીતણું, રાખી જાણે રિદ્ધ. ૮૯
લાયક કહે લક્ષ્મીવંતને, શાણા સમજુ શેઠ;
ગરથ રહિત ઘેલો ઠરે, ઉઠે વિખાણે વેઠ. ૯૦
ગરથ વિનાનો ગાંડિયો, ગરથે ગાંગા શાહ;
ગરથે ઘેલી જઈ અડે, બેગમ બની બાદશાહ. ૯૧
વૈભવનું વૈદુ ફળે, ચારે વદે ધનવંત;
દંભીને ડાહ્યો કહે, અવિચળ ગુણ અનંત. ૯૨
મેલો મલિન હીંડે ઘણો, દઢ ગાંઠે હોય દ્રવ્ય;
વિશ્વ વિખાણે તેહને, સાદો કહે જન સર્વ. ૯૩
કુલક્ષણો કે કોસેરિયો,† કાયર કપટી કુડ;
જર હોય જશ દે સહુ, પરાક્રમી એ પ્રૌઢ. ૯૪
લક્ષ્મીવંતમાં લાખ ગુણ, અન્ય અવગુણ અનેક;
અનાથ થકી અળગાં રહે, વિદ્યા વપુ વિવેક. ૯૫
ડાહ્યા પણ દરિદ્રિના, રાગ રંગ ને રૂપ;
તેહ બિચારાં શું કરે, પડે કારમે કૂપ. ૯૬
વેદ પાત્ર વિદ્યાનિધિ, સકળ શોભાવે સાથ;
લક્ષ્મીવંત આગલ જઈ, હેતે જોડે હાથ. ૯૭
વેદ વ્યાકરણ વર્ણન કરે, કહે શુદ્ધ કથાય;
પંડિત પુરો પરાક્રમી, જર દેખે ત્યાં જાય. ૯૮
જોરાળા જર દૂતથી, ધારાળા મહાધીર;
જર કારણ જશ ગાય છે, સોંપે શિર શરીર. ૯૯
કવિતા હોય સવિતા સમો, નૌતમ નામ ગણાય;
લોભે લક્ષ્મીપતિ કને, જર જાચવાને જાય. ૧૦૦
નગર તણો હોય નરપતિ, અનમી કરે સૌ અર્જ;
તે કોડ પતિને કરગરે, કાઢવા માગે કર્જ. ૧૦૧

---

† સુમ–કરપી.

દેશપતિ ડાહ્યો ઘણો, પુણ્યવંત પ્રૌઢ પ્રતાપ;
ગામ ભાગે જર કારણે, ન ગણે પુરણ પાપ. ૧૦૨
કળાવંત કે કળા કરે, ગુણ રૂડા સૌ ગાય;
રાગ સંભળાવી રીઝવે, જરપતિ પાસે જાય. ૧૦૩
વાંકા ને વરણાગિયા, ફોગટ મારે ફૂલ;
મુકે પુત્ર મોસાળમાં, ધન વિણ ડાહપણ ધૂળ. ૧૦૪
નરતકી રૂડું નૃત્ય કરે, સકળ શોભાવે સાજ;
જરપતિને જુવતિ જપે, લક્ષધા રાખે લાજ. ૧૦૫
નાટક નટ વિદ્યા રમે, ચઢે વાંસ દશ દોર;
પ્રાણ કરે છે પારકા, જહાં જરનું જોએ જોર. ૧૦૬
જેહ કળા હોય જેહમાં, કરે જર કાજ જતન;
ભેટે જઈ ભૂપત કને, રાજદ્વારે રતન. ૧૦૭
જનનિ જણ તો તેહ જણ, કુશળ લક્ષ્મીવંત;
લક્ષ્મીથી લીલા ઘણી, અપરંપાર અનંત. ૧૦૮
શ્રીએથી શ્રીપતિ મળે,* શ્રીથી પામે સ્વર્ગ;
શ્રી પાખી સઘળી કળા, વિવેક ન વાધે ગર્વ. ૧૦૯
વિદ્યા વિવેક વપુ નહિ, કાળો હોય કુરૂપ;
લીલા હોય લક્ષ્મી તણી, તો તે ભારે ભૂપ. ૧૧૦

ચોપાઈ.

નિર્ધન હોય ને વિદ્યા ભણ્યો, તેને કોઈ લેખે નવ ગણ્યો;
નિર્ધન હોય જો રૂડે રૂપ, વૃથા જાય જ્યમ રણમાં કૂપ. ૧૧૧
નિર્ધન પણામાં હોયે શૂર, નિમેષ માત્ર ન શોભે નૂર;
નિર્ધન હટ્ટો કટ્ટો દેહથી, કહે નધરોળ સઉકો તેહથી. ૧૧૨
નિર્ધન હોય ને ઝાઝું જમે, પ્રેત કહી સૌ તેને દમે;
નિર્ધન કરે જો પરનાં કામ, નવરો કહેશે બાધું ગામ. ૧૧૩
નિર્ધન હોયને ઝાઝું સુવે, દરિદ્ર કહીને સામુ ન જુવે;
દરિદ્ર થકો જો જાગે ઘણું, કહેશે કર્મ સુખ નહિ એ તણું. ૧૧૪
નિર્ધન જન જો થોડું ખાય, કયાંથી દેખે સ્વપ્નામાંય;
નિર્ધન ઝાઝા બોલે બોલ, કરે લબાડી ન રહે તોલ. ૧૧૫
નિર્ધન હોય ને રહે જો મૌન, કહેશે એનું હૈયું શૂન્ય;
દરિદ્રપણે દાતારી થાય, ઘર વેચીને ભા જાતર જાય. ૧૧૬
દરિદ્રપણે જો નવ ખર્ચાય, ત્યારે એના સરખા જાય;
દરિદ્ર દીકરીનો દ્રવ્ય લીએ, મોંઢે સૌકો મેણાં દીએ. ૧૧૭

* પ્રત ૨. "શ્રી થકી શ્રાપીત ટળે."

કૃષ્ણાર્પણ નિર્ધન જો કરે, કહેશે કાલે ભૂખ્યો મરે;
ક્રોડવાર કહીએ શું કથી, છૂટકો નિર્ધનનો કંઇ નથી. ૧૧૮
જરપતિ જો ઝાઝું ખાય, તાલેવંત કર્મી કહેવાય;
જરપતિ જો થોડું જમે, ભર્યાં મન સાકોને ગમે. ૧૧૯
શ્રીમંત થઇ જો ઝાઝું સૂવે, સુખિયા કહી સૌ સામુ જુવે;
નિર્ધનને ઝાઝી ઉંઘ અડે, તેને અઘોરી કહીને નડે. ૧૨૦
નિર્ધન નદીએ નહાવા જાય, તેની પુઠે નિંદા થાય;
જરપતિ જો જાગે રાત, કરે વિખાણ વડેરી વાત. ૧૨૧
નિર્ધન ઘેર જન આવે ઘણા, તેને કહે હેરું કો તણા;
કદાચ રંક પામે ખારીઓ, કહેશે જે કીધી ચોરીઓ. ૧૨૨
જરદંત જોખ કરે જારીઓ, સતી કેહેવાય તેની નારીઓ;
નિર્ધન નવ બાંધે બાકરી, ચાહ્ય શ્રીમત તણી ચાકરી. ૧૨૩
ભાગ્યવાનનું તાલે રળે, ધનહિનને ધૂતારા મળે;
અલખતવાળો અમલજ પીએ, કરજોડે સઉ તેથી બીયે. ૧૨૪
જરપતિ રમે જો નિત્ય જાર, ભલા લોક રાખે ભડ ભાર;
ગરીબનો કંઇ છેડો અડે, પીડા પામે બધન પડે. ૧૨૫
શ્રીમંતને ઘેર શોભે સુખ, દરિદ્રતણે ઘેર દારૂણ દુ:ખ;
ભારે કર્મની રેખા રતિ, જરૂર ડાહ્યો જાણો જરપતિ. ૧૨૬
જર વિના માનવ તે મડાં, ભલા છપ્પર પાખી જ્યમ ભડાં;
દરિદ્ર દામણો શું દે દાન, હળવો જ્યમ પીપળનું પાન. ૧૨૭
અકલ હોય અતિશે અંક, જર વિના જાણો તે રંક;
ગર્થ વિના ગૃહસ્થાવટ કસ્યો, વિચાર મનમાં એવો વસ્યો. ૧૨૮
બે બાળક તણા જે તાત, વિહવા કારણ કહી એ વાત.

**દોહરો.**

તાત કહે સુત સાંભળો, રૂદે ન ધરશો રોષ;
પૂર પંડિત પરાક્રમી, જાણો સઘળા જોષ. ૧૨૯
સંસારમાં બે રત્ન છે, રમા સરસ્વતી રીઝ;
ત્રીજું તત્ત્વ હર સ્મર્ણ છે, બોહોળા સુખનું રીજ. ૧૩૦
સાધન કામે સરસ્વતી, જશ અપજશ જણાય;
પાર ઉતારે પલકમાં, (જો) ભવના મંત્ર ભણાય. ૧૩૧
પુરશ્ચર્ણ થયે પ્રભુ મળે, કથા સાંભળતાં કર્ણ;
પામે પુણ્ય પ્રતાપથી, ચતુર્ભૂજના ચર્ણ. ૧૩૨
જોગિ જગમ કે જતિ, સંન્યાસી શ્રીપાત;
તેને અર્થ નહિ ગર્થનો, બીજાનો શ્રી સાથ. ૧૩૩

ગૃહસ્થાવટ ચાલે ઘરતણી, નાત જાતમાં નામ;
ત્યાં વિદ્યા તે શું કરે, લક્ષ્મી કેરું કામ. ૧૩૪
જુગતે જમણ જમાડવાં, દાવે ખરચવો દામ;
ત્યાં તે વિદ્યા શું કરે, લક્ષ્મી કેરું કામ. ૧૩૫
રીતો લેવી આપવી, પલ્લાં પરઠણ ઠામ;
ત્યાં તે વિદ્યા શું કરે, લક્ષ્મીકેરું કામ. ૧૩૬
જગ્ન જાગ જર ખરચવો, ગુણવંત પોખવું ગામ;
ત્યાં તે વિદ્યા શું કરે, લક્ષ્મી કેરું કામ. ૧૩૭
નથી મળતું કહેવું નહિ, મમત રાખવો મામ;
ત્યાં તે વિદ્યા શું કરે, લક્ષ્મી કેરું કામ. ૧૩૮
દેવા આવે જે દીકરી, ધનવંત જાણી ધામ;
ઉજ્વળતા ઓપાવવી, લક્ષ્મી કેરું કામ. ૧૩૯
સાધન કામે સરસ્વતી, ગૃહસ્થાશ્રમમાં ગર્થ;
મોક્ષ કામે હરિહર ભજો, બીજું સઘળું વ્યર્થ. ૧૪૦
ભાગ્યવાન ઘડ્યો બ્રહ્માજીએ, શુભ મુહુર્ત સુદીશ;
સકળ કળા ગુણ સોંપીઆં, શ્રીમંત કેરે શીશ. ૧૪૧
જરહીન ઘડયો જમ ઘટમાં, ત્યાં તે લખિયો લેખ;
દુઃખ દાવાનળ ડુંગરો, એમાં નહિ મીન મેખ. ૧૪૨
શુભ કામે છે સરસ્વતી, લક્ષ્મીથી નવ થાય;
લક્ષ્મી જોઇએ ખરચવી, ત્યાં ભારતિ કેમ ભણાય. ૧૪૩
પરીક્ષત પૂરણ દુઃખમાં, માથે આવ્યું મર્ણ;
ત્યારે સાધન સાંભર્યું, કથા ધરી તવ કર્ણ. ૧૪૪
જે તે ઉપાયે જર રળો, કાડે પરણો કન્યાય;
નહિ તો નીચ કહેવાઇશું, અદિકા એ અન્યાય. ૧૪૫
ગૃહસ્થાવટ એમો ભોગવી, નાતે નૌતમ નામ;
પુત્ર પરણાવા કારણે, દીસે નહિ કાંઈ દામ. ૧૪૬

## ચોપાઈ.

વિદ્યાવંત જશવંત જાણિયો, તેથી નવ તોળે વાણિયો;
વિદ્યાવંત ઘણું નિર્મળ નેટ, ભરાય નહિ પળ માત્રે પેટ. ૧૪૭
વિદ્યાવંતના ઔઠા પાઠ, સૌની ઘડી ન આપે ઘાટ;
વિદ્યાવંત ડાહ્યા પણ દગ્ધ, ડોશી વાણીઓ ના'પે વગ્ધ. ૧૪૮
વિદ્યા ઘણું રસાળી રોળ, તેનાં ના'વે ઘી ને ગોળ;
વિદ્યાવંત જુગતે જોડલા, ધન વિણ નહિ હાથી ઘોડલા. ૧૪૯

વિદ્યાવંત વખણ્યાં એ વડાં, કર કંકણ શોભે નહિ કડાં;
ડાહ્યા માન વિદ્યાને દીએ, પણ સાકર સરબત કયાંથી પીએ. ૧૫૦
વિદ્યાવંત રાજે રૂડલા, ચિંતની નવ પામે ચૂડલા;
વિદ્યાવંતને મોટાં માન, પોખે નહિ પ્રીતે પકવાન. ૧૫૧
વિદ્યાવંતને નરપતિ નમે, જર કોઈક આપે તો જમે;
વિદ્યાવંતમાં ગુણ છે ઘણા, ચર્ણ તળાંસે કુંણ તે તણા. ૧૫૨
વિદ્યાવંત ધીરજ બહુ ધરે, નૃત્ય અપછરા કયાંથી કરે;
વિદ્યાવંતા પરાક્રમ પાઠ, હીંચે ક્યાં હીંચોળા ખાટ. ૧૫૩
વિદ્યામાં ગુણ અપરંપાર, સજે નહિ શ્યામા શણગાર;
વિદ્યાના ગુણ સઉને ગમે, જો ઘરમાં લાવે તો જમે. ૧૫૪
વિદ્યાવંત કથન કારણે, જાચે જઈ જરને બારણે;
વિદ્યાવંત શોભિતા સુખી, પ્રીતે તણી નવ બેસે પાલખી. ૧૫૫
વિદ્યાવંતની પ્રૌઢી પેર, જઈ રૂવે જરવંતાને ઘેર;
જાચો કો ધનવતો ધણી, તો તો અલખત પામો ઘણી. ૧૫૬
ઘરમાં બેઠા વેદ જ ભણો, કયાંથી અર્થ સરે આપણો;
કરતા કર્મ ક્રિયા કરજોડ, કયમ પહોંચે પરણ્યાનાં કોડ. ૧૫૭
થોડો વિદ્વાન રહે નિજ દેશ, પ્રૌઢા પંડિત પરઠે પ્રદેશ;
વીસ વર્ષ જો વિદ્યા ભણે, ત્યારે કોઈક વર્ણમાં ગણે. ૧૫૮
તોય વિદ્યા નવ પૂરી થાય, પછે પંડિત પરદેશે જાય;
જર લાવે તો જુવતિ વરે, ભાગ્યહીણ મારગમાં મરે. ૧૫૯
કવિત શ્લોક જાણે જોડવો, તોયે હાથ જરશું ઓડવો;
વિદ્યામાં ગુણ અપરંપાર, *જર જાચે કરપીને દ્વાર. ૧૬૦
લક્ષ્મી લીલા હોય લાડવો, કોઈક દાતા ખોળી કાઢવો;
દાતા તે પંદરમું રતન, જો જાણો તો કરો જતન. ૧૬૧
સુમની ગાંઠે ગર્થ જ હોય, તેનું સુખ ન જોશો કોય;
બહુ કરપી ઘેર લક્ષ્મી ઘણી, રખે આશ કરો તે તણી. ૧૬૨
કરપીની કીર્ત્તિ કયમ કીજે, જશ ફીટી અપજશ લીજે;
સર્વે થકી મોટો કિરતાર, નહિ બીજો દાયક દાતાર. ૧૬૩
એ અંતર બુદ્ધિ આપશે, પ્રેરક રૂપે કષ્ટ કાપશે;
બેસી રહે સરે નહિ અર્થ, જાચો દાતા લાવો ગર્થ. ૧૬૪
માંહીથી પરમાર્થ કાઢજો, તો જાચી લક્ષ્મી લાવજો;
દાતા તે ઈશ્વરનો દેહ, તનથી ખોળી કાઢો તેહ. ૧૬૫

* પ્રત ૪. "તોયે દિવ્ય ખોળે દાતાર."

ગુણ દેખાડી લાવો ગર્થ, તો તો સરશે આપણો અર્થ;
ગર્થ રહ્યો તો વિદ્યા ખરી, બીજી લવરી મૂકો પરી. ૧૬૬
આપણી ગાંઠે ગર્થ ન હોય, તો મંગળ વર્તે નહિ કોય;
કર્યાં સંપાદન વિદ્યા ધન, તેને ક્રોડ દીવાળી દન. ૧૬૭
ગર્થ ગાંઠે હૃદયા ભારતી, તો તે પરણે સુંદર સતી;
વિદ્યાનો અહંકારજ કરે, બાધો જન્મ કુંવારો મરે. ૧૬૮
વિદ્યાવંત ઇશ્વરનો અંશ, ગર્થ વિના ક્યમ વાધે વંશ;
ગર્થે કામ તમારું થશે, વણ ગર્થે ડહાપણ રેળ્યું જશે. ૧૬૯
તેર રત્ન દેવોને દીધ, પ્રભુએ લાયક લક્ષ્મી લીધ;
વસુ થકી વડું નહિ કોય, હરિ સરખા જેને વશ હોય. ૧૭૦
વસુ વિના નવ વિવેક વદાય, વસુ વિણુ જન પશુ ગણાય.

## દોહરા.

પુત્ર કહે પિતા સુણો, કહ્યાં તમો જે કાજ;
એનો ઉત્તર આપતાં, અમને આવે લાજ. ૧૭૧
તમો તાત શિર છત્ર છો, બોલ્યા અઘટિત બોલ;
મુખ તમારે બોલિયે, ઘટે અમારું તોલ. ૧૭૨
સદ્‌વિદ્ય જાણું અમો, ભણી જાણું શુભ ભાષ્ય;
લક્ષ્મી લેખે નવ ગણું, હરિની રાખું આશ. ૧૭૩
સદ્‌વિદ્યા શોભિત ઘણી, કથન સુણોજી કર્ણ;
શ્રી સદ્‌વિદ્યા આગળે, (જ્યમ) મેરુ આગળ તર્ણ. ૧૭૪
ગજું ગર્થ તણું કરણ, (જો) સદ્‌વિદ્યા શોભંત;
રાયા આગળ જ્યમ રાંકડું, એ વત્ એ ઓપંત. ૧૭૫
માનો નહિ મમતી તમો, લહો સદ્‌વિદ્યા લહેર;
આદ્ય અંત અમૃત સમી, જર તે આગળ ઝેર. ૧૭૬
ધનક પૂજાએ દેશમાં, ધનનું કરે જતન;
પંડિત પૂજાય પરદેશમાં, વાધે વડાં વતન. ૧૭૭
દીવાન દંડે છે દામને, ચોર મળે લુંટાય;
શોભે સદ્‌વિદ્યા સદા, છાંય પડે છૂટાય. ૧૭૮
શ્રીમંત નર સુખે નવ સુવે, ચેતે ચાડખું ચોર;
વખાણ કરો છો વસુતણાં, એ અંધારું ઘોર. ૧૭૯
આજ છે ને કાલે નથી, લક્ષ્મી કેરી લહેર;
ઉંચ તજીને નીચ ઘેર, માણી આપે મહેર.* ૧૮૦

* પ્રત ૨. "લક્ષ્મી માહલે મેહેર."

ચપળ સ્વભાવ ચપળા તણો, જૂઠાને ઘેર જાય;
ગુણ અવગુણ ગણે નહિ, પાપી સદન પળાય. ૧૮૧
લક્ષણહીન ઘેરે વસે, એ શો ધારે ધર્મ;
વૈભવ જે વિદ્યાતણો, ભોગવે ભારે બ્રહ્મ. ૧૮૨
સદ્‌વિદ્યા શોધે મળે, ગુણવંત કોઇક ગામ;
રિદ્ધિ (સિદ્ધિ) રઝળતી ફરે, ઠરે નહિ એક ઠામ. ૧૮૩
લક્ષ્મી તો કોની નથી, નહિ ગણે કોનું મૂલ્ય;
સ્નેહ સંબંધ ગણે નહિ, તજી જાય છે તર્ત. ૧૮૪
રૂડો ભૂંડો નવ ગણે, ન જોવે કોનાં કૃત્ય;
ઘર કે રણ દાખે નહિ, તજી જાય છે તર્ત. ૧૮૫
રૂપ કુરૂપને નવ ગણે, વિવેક વિદ્યા વપુ વર્ત;
ઉંચ નીચ તે નવ ગણે, તજી જાય છે તર્ત. ૧૮૬
વેળા કવેળા નવ જુવે, સ્નેહ શું નાણે શર્ત;
નાનું મોટું નવ જુવે, તજી જાય છે તર્ત. ૧૮૭
લક્ષ્મી ભૂંડી લક્ષવસા, માથે ભૂંડું મર્ત્ય;
ખેલે ખવરાવે ખાંતથી, તજે તેહને તર્ત. ૧૮૮
(સદ્) વિદ્યાસિંધુ સુખ તણો, વેદ લખિયા જે વર્ગ;
લક્ષ્મીને ભુંડી ગણે, સેજે પામે સ્વર્ગ. ૧૮૯
વખાણ સુણીને વિત્તનાં, ચંચળ સ્ત્રી ચળટાય;
જ્યમ વાદળની છાંયડી, પળ પળમાં પલટાય. ૧૯૦
કનક વિશે કળિયુગ વસે, વળી કનકમાં કામ;
કુડકપટ કનકે વસે, ઠેઠ નરકનો ઠામ. ૧૯૧
અલખતવંત ઘેલા ઘણા, અલખત ત્યાં અહંકાર;
સુખ છે સરસવ જેટલું, દુઃખ અર્ણવ અપાર. ૧૯૨
દામ જોડતાં દુઃખ ઘણું, જાળવતાં જીવ જાય;
રિદ્ધિ રાખી નવ રહે, થનાર હોય ત્યમ થાય. ૧૯૩
વસુ વહાલા તમને ઘણા, ઘણી લક્ષ્મી ઘરસૂત્ર;
રળી લાવું હું લક્ષધા, પરણાવો પ્રીતે પૂત્ર. ૧૯૪
પંડિત રૂડા પગ ધરે, પંડિત વસે જે વાસ;
વિદ્યાવંત આગળ વસુ, દશ પ્રકારે દાસ. ૧૯૫
પિતાતણે પાગે નમ્યા, બુદ્ધનિધાન બે બાળ;
શિખ લઇને સંચર્યા, તે વેળા તત્કાળ. ૧૯૬

## ચોપાઈ.

લક્ષ્મી લક્ષ રળી લાવશું, અમો મંદિર ત્યારે આવશું;
દિવ્ય રળી નવ દીજે દામ, મૂરખ કહેજો અમારાં નામ. ૧૯૭

કોણુ માત્ર લક્ષ્મી આ ઘડી, સદ્‌વિદ્યા સૌકોથી વડી;
સદ્‌વિદ્યા સાચી જેહની, લક્ષ્મી તો દાસી તેહની. ૧૯૮
વિદ્યા વિદ્યા કહે સહુ કથી, સદ્‌વિદ્યા વીણુ સિદ્ધિ નથી;
સદ્‌વિદ્યાથી જાણે જોગ, ટાળે જનમ મરણુના રોગ. ૧૯૯
સદ્‌વિદ્યાથી વચન જ ફળે, જનમ જનમનાં પાતિક ટળે;
મારણુ મોહન મૃત્યુંજય મંત્ર, સદ્‌વિદ્યા એ તારણુ તંત્ર. ૨૦૦
સદ્‌વિદ્યા એ ચાતુર ચંદ્, કરે ઓળગ આવી બ્રહેંદ્ર;
સદ્‌વિદ્યા જો હોયે રતિ, પ્રણુામ કરે નિત પૃથ્વીપતિ. ૨૦૧
કવિતા સદ્‌વિદ્યા દ્દઢધીશ, પ્રસન્ન હોય જો પૂરણુ ઈશ;
કાવ્ય કલ્પી જાણે જો કૃત્ય, વસુધા ભાવે ભક્તિ ભૃત્ય. ૨૦૨
કવિ શુકદેવે ભાગવત્ ભણ્યું, સંત સાધુએ વળતું સુણ્યું;
કવિ બ્રહ્મા કવિ વેદ વ્યાસ, અધિક અધિક વધિયો અભ્યાસ. ૨૦૩
કીધા કવિએ ગરૂવા ગ્રંથ, પરમેશ્વરવત્ ચલાવ્યા પંથ;
ઈશ્વર જપ ઈશ્વરનાં નામ, કવિએ ઓળખાવ્યાં કૃત કામ. ૨૦૪
કવિતા રસ જાણે જન કોય, જગવિશે જેવલા જન જોય;
જોગી જતી જગમ જગપતિ, મોહન મંત્ર કવિતા રસ અતિ. ૨૦૫
રતિપતિનું કવિતા રસમાં મન, કૃષ્ણુ બાંસુરી કવિતાએ પ્રસન્ન;
કૈલાસ વૈકુંઠ સ્વર્ગનાં સુખ, દારુણુ નર્ક વર્ણુવિયાં દુઃખ. ૨૦૬
ગંગા નર્મદા મહિમા ઘણુા, ગાય ગુણુ કવિઓ તે તણુા;
ચોસ પર્વ ને બહોતેર વ્રત, તે કવિએ ઓળખાવ્યાં તર્ત. ૨૦૭
ભૂગોળ ખગોળ ને અર્ણુવ સાત, વિખાણુ વર્ણુવી કીધી વાત;
જ્યાં પહોંચે નવ રવિની ગતિ, ત્યાં કવિજનની પહોંચે મતિ. ૨૦૮
અડસઠ તીરથ અધિક અનેક, વારુ વર્ણુન કર્યાં વિવેક;
મોટા કવિ મોટા કિર્તાર, દિવ્ય ઓળખાવ્યા છે દાતાર. ૨૦૯
દીલીપ અર્જુન રઘુ ને રામ, પ્રસિદ્ધ કર્યાં કવિઓ એ કામ;
ભગવદ્‌ગીતા રામચરિત્ર, પ્રસિદ્ધ કરીને થયા પવિત્ર. ૨૧૦
કવિ જ્ઞાન આપે જેટલું, દાતા શું આપે તેટલું?
જ્ઞાન દાતા તે મોટા કવિ, જેણે વાત સંભળાવી નવી. ૨૧૧
કવિતા રસ તે આડે આંક, રખડેલ પંડિત બીજા સૌ રાંક;
કોડવાર કહીએ શું કથી, કવિ ઈશ્વરમાં અંતર નથી. ૨૧૨
નિર્મળ અવિચળ રાખે નામ, તે મોટા કવિઓનાં કામ;
ગંગા મહાત્મ્ય ને રેવાખંડ, કવિ ટળાવે* જમના દંડ. ૨૧૩

* પ્રત ૨. "મિટાવે."

ગાય બ્રાહ્મણ તુળસી હર હરિ, કવિએ વાત બતાવિ નવનવી;
ડાહ્યા જન સાચું દાખશે, ભાગ્યહીણ ભૂંડુ ભાખશે. ૨૧૪
એકાદશી આદિક જે પર્વ, કવિએ સત્ય બતાવ્યાં સર્વ;
અભેદ્ય વિદ્યાને નિંદો તમો, તાત શી રીતે માનું અમો. ૨૧૫
વિદ્યા જ્યારે એળે જશે, ત્યારે પૃથ્વી પ્રલે થશે;
સદ્‌વિદ્યા છે જેની પાસ, દશધા લક્ષ્મી તેની દાસ. ૨૧૬
અલખત અહંકાર નરકનો ઠામ, રાચે સદ્‌વિદ્યાથી રામ;
અધૂરી વિદ્યાએ અથડાય, હીરા કુંદન માંહિ જડાય. ૨૧૭
એમ કરીને ચાલ્યા એહ, તપે તેજ તરણીવત્ તેહ;
શોભા સદન તે પાસે સર્વ, ગુણ વિદ્યા કેરા બહુ ગર્વ. ૨૧૮
ધનમદથી વિદ્યામદ ઘણો, આશ્રમ કીધો છે તે તણો;
ધનવંત મોટમ પદનો મેર, ગયા કેડે નવ રહે પાશેર. ૨૧૯
વિદ્યા લૂંટી નવ લે કોય, અદિક વાપરે અદિકી હોય;
દાતા સાથ દાવો કીજીએ, આશીર વચન જઇને દીજીએ. ૨૨૦
ડાહ્યા પંથ ગયા તે દૂર, વિદ્યામદ મનમાં ભરપૂર;
સિદ્ધપુર પાટણ ગુણવંત ગામ, નરેન્દ્રપાળ નરપતિનું નામ. ૨૨૧
સભા સહિત બેઠો છે જ્યાંહ, તન વિપ્રના આવ્યા ત્યાંહ;
એક સારસ્વત ને સોમવાન, ભરી સભામાં પામ્યા માન. ૨૨૨
અતિ મનમાંહે ધરી ઉલ્લાદ, દીધો રાયને આશીર્વાદ;
ચાર ચૌદ વસો તુજ મુખે, અષ્ટા નવ સુખ ભોગવજો સુખે. ૨૨૩
બત્રીસ છત્રીસ બહોતેર બુઝો, સોળ સહિત શિવ પદ સુઝો;
દાતા ગુણ વસજો તુજ દેહ, નારાયણશું કરજો નેહ. ૨૨૪
ધેનુ બ્રાહ્મણ પર વાધો ભકત્ય, સદા નિરંતર સન્મુખ શક્ત્ય;
નાના વિબુધને નિરખિયા, હેત ઘણે સર્વે હરખિયા. ૨૨૫
કોટિ કલ્યાણ રાજા તુજ થજો, દુઃખ દોહલાં દેહેવટ જજો;
ઘણી લક્ષ્મી ઘણાં ઘરસૂત્ર, પુત્ર તણે ઘેર હોજો પુત્ર. ૨૨૬
ચિરંજીવી જીવે જશ ઘણો, આશીર્વાદ એ તો અમ તણો;
હૈડામાંહે આણ્યું હેત, રાજા ઉઠ્યો સભા સમેત. ૨૨૭
દંડવત કીધા રાયે દશવીશ, વિપ્ર ચરણે નમાવ્યું શીશ;
આસન શુભ શોભિત સન્માન, કરમાં આપ્યાં ફોફળ પાન. ૨૨૮
ભૂપતિને મન તે ભાવિયા, કહો મહારાજ ક્યાંથી આવિયા;
દર્શન દિવ્ય તમારું થયું, પાતિક પાંચ જનમનું મુજ ગયું. ૨૨૯
કહો અમ સરખું શું છે કામ, અમો સેવક તમારે નામ;
દયા કરી આજ્ઞા દીજીએ, તમ વચન શિરપર લીજીએ. ૨૩૦

કિંચિતમાત્ર ન કરશો કોપ, વચન તણો નહિ કરીએ લોપ;
ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓ, ગુણ વિસ્તાર તમારા ગાઓ. ૨૩૧

## દોહરા.

ઋષિ કહે રાજા સુણો, મા'રાજ રાજધિરાજ;
જે કામે આવ્યા અમો, (તે) કે'તાં આવે લાજ. ૨૩૨
પરણ્યા ઉપર પ્રીત છે, ઘણો જોઇએ છે ગર્થ;
મન છે તે માગ્યાતણું, મળશે સરશે અર્થ. ૨૩૩
પરદેશી પંથી અમો, પંડિત કેરા પુત્ર;
આવ્યા છું જર જાચવા, સુણજો અક્ષર સૂત્ર. ૨૩૪
મોતથી ભૂંડુ માગવું, છો ધાર્મિક દઢ શીખ;
કહેવો દાતા સુમને, ભૂંડી સઉથી ભીખ. ૨૩૫
કાયર ને શુરો કહી (વળી,) કદિ કે'વો દાતાર;
નીચ ને ઉંચ વખાણવો, ભારે એ'વો ભાર. ૨૩૬
અધર્મી હોય અભાગિયો, અદિકી જણાવે હઠ;
રીઝવવો રાજા કહી, ભીખને માથે ભઠ. ૨૩૭
કરપિશું કર ઓડવો, નહિ વિદ્યાનો વટ;
દાતા કહેવો સુમને, ભીખને માથે ભઠ. ૨૩૮
કે'વો ગુણવંત (ગુણ) હીનને, સ્વલ્પ જ્ઞાની શઠ;
ન રહે બોલ જાચક તણો, ભીખને માથે ભઠ. ૨૩૯
દાતા આગળ જાચવું, દેવો આશીર્વાદ;
દાતા દીઠે દિલ હસે, અદિકો મન ઉલ્લાદ. ૨૪૦
દાતા મોટો કિરતથી, સતવાદી શુભ સાથ;
દાતા દેવાંશી દેહ દિલ, હેતે ઓડીએ હાથ. ૨૪૧
અમૂલ્ય રત્ન દાતા વડો, શોભે જેથી સ્રષ્ટ;
દાતાને પુણ્યે કરી, વૃખા કરે છે વૃષ્ટ. ૨૪૨
થયા'તા વિષ્ણુ વામણા, ચૌદ લોકના નાથ;
દાતા બળિરાજા કને, હેતે ઓડ્યો હાથ. ૨૪૩
જરા લઈ જોબન દીઓ, કા'વ્યો દાતા કર્ણ;
સવા પહોર તેનો કહ્યો, થયા વશ અશરણ શર્ણ. ૨૪૪
હરિશ્ચંદ્ર દાતા વડો, વિશ્વામિત્ર દુઃખ દેત;
સહજ વાંતે સ્વર્ગે વસ્યો, સ્વજન કુટુંબ સમેત. ૨૪૫
જરાસંધ દાતા જશ લિયો, સૌને આપી શિખ;
કૃષ્ણ કૃપાળ અર્જુન સહિત, ભીમે માગી ભીખ. ૨૪૬

દાતાથી મોટું નહિ, દાતા હેઠો શૂર;
દાતાથી ડાહ્યો નહિ, પ્રતાપ જેનો પૂર. ૨૪૭
બહોતેર કળા બુદ્ધિ વધે, ચૌદ વિદ્યા ચિત્ત ચા'ય;
દાતા ગુણ જેમાં વસ્યો, બ્હોળો જશ બંધાય. ૨૪૮
કળા વિકળા જાણે નહિ, દિલથી હોય દાતાર;
વિશંભરને વ્હાલો ઘણો, ઈશ્વરનો અવતાર. ૨૪૯
સોમાં શૂરો કોઈક નર, લક્ષે કોઈ દાતાર;
પંડિત નહિ પરખી શકે, ઈશ્વિર અંશ અવતાર. ૨૫૦
શરીર આપવું સોહેલું, દોહેલો દેવો દામ;
દાતા ધન ધૂળવત ગણે, તે નહિ ઠામો ઠામ. ૨૫૧
દામ વ્હાલો નવ દાનિને, શૂરાને નહિ શીશ;
જશ વહાલો પણ જર નહિ, દુઃખ જાણે જગદીશ. ૨૫૨
જીવત જાચક જશ વદે, સ્વર્ગ સમુ સુખ થાય;
કરપિ હોય કોડાપતિ, આપ હાથે નવ ખાય. ૨૫૩
અગ્નિ ચોર હાકેમ લીએ, રહે કંઈ દાટયો દામ;
કરપિ છોરાં કળકળે, ન મળે વપુ વિરામ. ૨૫૪
કોને ધન શત સહસ્રધા, કોય કરોડાં લાખ;
નિરખી હરખે સૂમ નર, રહે છે અંતે રાખ. ૨૫૫
દાતાર વિખાણ્યો પંડિતે, રાજા મનનો રંક;
રીસ ચઢી રુદિયા વિશે, અતિશે આડે અંક. ૨૫૬
કરપિ કીર્તિને શું કરે, સુણે ન બહેરો નાદ;
ખીલોડી ખાખર તણી, લહે ન સાકર સ્વાદ. ૨૫૭
રાય કહે રુખિ સુણો, દીસો જાણ સુજાણ;
અધૂરાં તે પૂરાં કરો, વારું એ જ વખાણ. ૨૫૮
પંડિત કહે સુણ પુરપતિ, લાજ ન આણું લેશ;
દાતાના ગુણ નહિ ગણે, શારદ, નારદ, શેષ. ૨૫૯
સાત સમુદ્રનાં નીર જે, તેહ પાણી તોળાય;
દાતા કેરા ગુણ ઘણા, બુદ્ધિવત્ બોલાય. ૨૬૦
વનસ્પતિ ભાર અઢારમાં, ગણુતર પુષ્પ ગણાય;
દાતા રત્ન અમૂલ્ય છે, જોતાં શાસ્ત્ર જણાય. ૨૬૧
આકાશતણા તારા ગણે, ગણે અવનીનાં તર્ણ;
એહ વચન કરપિ સુણે, નિશ્ચે પામે મર્ણ. ૨૬૨
કાઢી મેલો ને કોપજો, સૌ ગાળો કે માર;
તમારે મન જે પત પડે, અમારે મન દાતાર. ૨૬૩

મેઘ વ્હાલો છે મયુરને, કામી વ્હાલી નાર;
જળ વહાલું છે મચ્છને, જાચક વહાલો દાતાર. ૨૬૪
પંડિત પરવા રાખે નહિ, વદે મુખ સાચાં વેણ;
દાતાના ગુણ દાખવું, કહું તે સાંભળ કે'ણ. ૨૬૫
દાતા ગુણ તે નર્મદા, દાતા ગુણ તે ગંગ;
નમન કર્યે પાતિક ટળે, આપે શિવ પદ સંગ. ૨૬૬

### ચોપાઈ.

સર્વ થકી મોટો કિરતાર, તેથી બીજો તે દાતાર;
દાતા ભક્ત ને દાતા શૂર, દાતા નારાયણનું નૂર. ૨૬૭
દાતા પંડિત દાતા રામ, દાતા નિર્મળ મોટું નામ;
દાતા જ્યાં જ્યાં પાગ જ ધરે, પવિત્ર તે પૃથ્વીને કરે. ૨૬૮
દાતા ગુણી જન સુંદિર શામ, દાતા વૈકુંઠ પદ વિરામ;
દાતા નિર્મળ રૂડો દેવ, દાતા સદ્ગુરુ કેરી સેવ. ૨૬૯
કોડ પ્રકાર જુઓ કહું કથી, દાતાથી કો મોટો નથી.

### દોહરા.

વામન થયા શ્રી વિષ્ણુજી, જે કા'વે કિરતાર;
પરમેશ કીધા પોળિયા, દેહ કર્મી દાતાર. ૨૭૦
દાતા દિલ દરિયા સમો, કે'વાયો એક કર્ણ;
સવાપહોર સુધી આપતો, સવાભાર સુવર્ણ. ૨૭૧
દાતા નર જ્યાં પગ ધરે, અડસઠ તીરથ હોય;
દાતા ગુણ દશ કોટિધા, કળી શકે નહિ કોય. ૨૭૨
દાતાનાં દર્શન કરે, અડસઠ તીરથ સ્નાન;*
દાતા દર્શનથી દિલ વિષે, ઇન્દ્રાદિક પરસન. ૨૭૩
અહિકું નામ ઇશ્વરતણું, જગત જપે છે જાપ;
દાતા છે ઈશ્વર સમો, વેદ પુરાણે છાપ. ૨૭૪
શૂરો સુખ સંસારનું, તરે તારે હરિભક્ત;
દાતાની આશા કરે, વ્યક્ત પુરુષ અવ્યક્ત. ૨૭૫
દાતા મોટો દેવથી, ઈશ્વર સમોવડ આંક;
દાતા આગળ રાજ રિદ્ધ, રૂડી તે સૌ રાંક. ૨૭૬
કો કહે મોટી મેદની, કો કહે મોટો મેર;
દાતા ગુરુ દરિયા થકી, સાચા જેના શેર. ૨૭૭
કરપિ હોય કોડાંપતિ, લોપે તેની લાજ;
દાતા દુર્બળ દ્રામણો, કિરત કરે કવિરાજ. ૨૭૮

---

* પ્રત ૪. "દાતા દર્શન કારણે, દેવ જાત્રાએ જાય; દાતા જ્યાં દૃષ્ટિ કરે, અડસઠ તીર્થ સૌ નહાય."

કરપિ આભૂષણુ કનકનાં, કર શોભાવા કાજ;
દાતા મુષ્ટિ અન્નથી, લઘુ કરપિને લાજ. ૨૭૯
પાપ કરીને ધન રળે, ધન પર વાળે ધૂળ;
તે પોતાને મુખ પડે, પામે સંકટ શૂળ. ૨૮૦
ખાય નહિ નહિ વાપરે, સંતોખે નવ સાથ;
મારું મારું કરતો મરે, અંતે ખાલી હાથ. ૨૮૧
દાટ્યું તે રહે દીસતું, ના'વે અર્ભક હાથ;
આવ્યું તો એળે જશે, પુણ્ય પાપ બે સાથ. ૨૮૨
કો કહે મોટો કૂર્મ છે, કો કહે મોટો શેષ;
દાતાના ગુણુ આગળે, લહો ન મોટું લેશ. ૨૮૩
જીવ અપાય છે જોખમાં, જર તો નહિ અપાય;
જર વહાલો જેને નહિ, તે દાતા કહેવાય. ૨૮૪
દાતા શો રાજા નહિ, દાતા શો નહિ ધન;
દાતા ગુણુ હોય દેહમાં, રીઝે માગણુ મન. ૨૮૫
સહસ્ર સામદ છે શિવતણા, કળિ શકે નહિ કોય;
કુબેર કુબેર સૌકો કહે, દાતા ગુણુ જ્યાં જોય. ૨૮૬
જીવ આપવો સહેલ છે, જર આપે જ જણાય;
વિત્ત આપે વખણાય છે, દાતા ગુણી ગણાય. ૨૮૭
ક્ષિતિ બાધી ખોળી જુવો, દાતા હોય ન હોય;
કવિ સર્વે શ્રવણે સુણ્યો, કર્ણ સમો નહિ કોય. ૨૮૮
કોટિક વૃક્ષ છે કાષ્ટમય, ચદન વૃક્ષ કોઈ ઠામ;
જાય સુગંધી જગતમાં, તદવત વેદ વિરામ. ૨૮૯
સિંહ તો શ્રવણે સાંભળ્યો, વન વન શિયાળ સ્વાન;
દાતા નરને ખોળીએ, દાતા સહિત સન્માન. ૨૯૦
સિંહ સાથે બાથો ભરે, સમુદ્ર તરીને જાય;
દાન દેતાં કચવાય નહિ, એ નર સૌમાં પૂજાય. ૨૯૧
દાતાને ધન વ્હાલું નહિ, વહાલું કરવું પુણ્ય;
તે દાતા જેને મળે, તેને શાની નૂન્ય. ૨૯૨
મારું તારું નવ મળે, ગુણુ અવગુણુ ન ગાય;
આપતાં ન કરે ઓરતો, ધર્મવાતમાં ધાય. ૨૯૩
કૃષ્ણાર્પણુ કોડે કરે, પૂરે જાચકનાં કોડ;
તે આગળ શ્રી કૃષ્ણુજી, સદા રહે કરજોડ. ૨૯૪
શિવ નિમિત્ત શિવાર્પણે, કરે દાન નિશદિશ;
તે આગળ ઓળગ કરે, આદ્ય ઉમાપતિ ઈશ. ૨૯૫

આપ સ્વારથથી આપતાં, હૃદય ન પામે રીઝ;
એ શી રીતે ઉગશે, બહુ શેકેલું બીજ. ૨૯૬
પરમારથ સરસવ સમુ, તે વડ વૃક્ષવત્ થાય;
દાતા તે પરમારથી, ધર્મની વા'રે ધાય. ૨૯૭
વસુ ખરચો વિહવા વિશે, રૂડો રાચો રંગ;
ઈશ્વરને અર્પણ થશે, બ્રાહ્મણ ભોજન જમ. ૨૯૮
બ્રહ્માર્પણ દાતા કરે, ધારીને મન ધર્મ;
વારુ તેહ વિવાહમાં, કાંઈ ન બેસે કર્મ. ૨૯૯
લક્ષ્મી જોડી લક્ષધા, હજાર ક્રોડાં લાખ;
દાતા ગુણ દાખ્યો નહિ, રિદ્ધ રળ્યો તે રાખ. ૩૦૦
પંડિત પુરાણ સઘળાં ભણ્યો, સકળ શાસ્ત્ર સંજોગ;
દાતા ગુણ દાખ્યો નહિ, પૂર્વ જન્મના ભોગ. ૩૦૧
દાતાના દાને કરી, ભોમ્ય ધરે છે ભાર;
દાતા આગળ કરગરે, ક્રોડવસા કિરતાર. ૩૦૨
એવો કો દાતા હશે, ત્યાં ઓડશું હાથ;
એ રીતે બે વિપ્ર કહે, સાંભળે નરનો નાથ. ૩૦૩

## ચોપાઈ.

દાતાનાં કો કરે વખાણ, બહુ કરપિને વાગે બાણ;
કરપિ તે ફળ ખાઇને પડે, સદા સુંમને તાઢીઆ ચઢે. ૩૦૪
ચઢ્યો રાયને કુડો ક્રોધ, બ્રાહ્મણને દે છે પ્રતિબોધ;
આદ્ય વૈર કાયરને શૂર, આદ્ય વૈર નપુંસક નૂર. ૩૦૫
આદ્ય વૈર જોગિ ને જતિ, આદ્ય વૈર ગુણકાને સતી;
આદ્ય વૈર પંડિતને મૂઢ, આદ્ય વૈર પામર ને પ્રૌઢ. ૩૦૬
આદ્ય વૈર કરપિ દાતાર, આદ્ય વૈર છે કાષ્ટ સુતાર;
ભૂપતિ કહે સાંભળરે બ્રહ્મ, કહું તમ આગળ ધારી ધર્મ. ૩૦૭
થોડું ઘણું જો માગો તમો, આપી ઓશીંકળ થાઉં અમો;
ઘણો તમારે જોઇએ ગરથ, આપવા નહિ હું તો સમરથ. ૩૦૮
સાચે કહ્યું કરો માહરું, તો તો કાજ થશે તાહરું;
દેવમિત્ર સુમેધા નાર, ઠરાવ કરી જાઓ તે ઠાર. ૩૦૯
પ્રદોષ ઉપર તેને છે પ્રીત, દાતાગુણ રાજસની રીત;
તમો વખાણ્યાં તેવાં તેહ, દેવાંશી દાતાનો દેહ. ૩૧૦
જગમાં નહિ કો તેની જોડ, તેહ તમારા પૂરે કોડ;
શુભ દાતા છે સફળે ફળે, મન માન્યું તમને તો મળે. ૩૧૧

સજોડાં પૂજે છે તે સિદ્ધ, રાણી આપે રૂડી રિદ્ધ;
નર નારીનાં પૂજન કરે, ધન ઝાઝું મુખ આગળ ધરે. ૩૧૨
પ્રદોષ વેળા ત્યાં તો જાઓ, ગુણવંતી કેરા ગુણ ગાઓ.
આશીર્વાદ દેવો નહિ પડે, જાતાવેંત ત્યાંથી ધન જડે; ૩૧૩
સકળ વાત તેને સૂઝશે, પ્રીત કરી તમને પૂજશે;
એક દિવસ ખોટી નહિ થાઓ, મહાલક્ષ્મી લઇ મંદિર જાઓ. ૩૧૪
ગર્થ આપે તે તો ગ્રહણજો, પછી બન્ને પંડિત પરણજો;
વિદેશ વેગળે તો નવ જવું, એક દિવસ ન ખોટી થવું. ૩૧૫
તમે બાંધી ધન આવો તર્ત, માંખણનું કરવું છે ધૃત;
ચાર જોજન હઇથી છે ગામ, જાઓ જરૂર તમો તે ઠામ. ૩૧૬
કોડ વાર કહીએ શું કથી, એ વાતમાં દેરજ કશી;
પંડિત જાણી કરે પૂજન, કોડ ધન અર્પે મનાવે મન. ૩૧૭

દોહરા.

પંડિત કે' સુણ પુરપતિ, વિપરીત વદોછો વ્યર્થ;
તેની પાસ ગયા થકી, સરે ન સુધો અર્થ. ૩૧૮
સજોડાં પૂજે છે સતી, જે નર નારી હોય;
એક બદામ આપે નહિ, કુંવારા નરને કોય. ૩૧૯
કુંવારા નરનું કામશું, સજોડાં સુખે જાય;
કરે શું એકલા પુરુષને, માન ભંગ તે થાય. ૩૨૦
કામની કયાંથી કાઢીએ, સજોડા કયમ સોહાય;
એક નારી કે એક નર, જાચક કોઇ ન જાય. ૩૨૧
દે ધન દાખે દંપતી, ઉમા માહેશ્વર તેહ;
બીજાશું બોલે નહિ, નરનાર સજોડાં નેહ. ૩૨૨
હળવા પડીએ તરણથી, જેવું પીંપળ પાન;
કન્યા ક્યાંથી કાઢીએ, શાનું દાન સન્માન. ૩૨૩
રાજા કહે રહો સાંસતા, કરો કહું એક કામ;
કપટે થાઓ એક કામનિ, જાઓ જરૂર તે ઠામ. ૩૨૪
પરીક્ષા કોઈ પ્રીછે નહિ, હેત ઘણેરું હોય;
લક્ષ્મી બાંધી લાવશો, કળી શકે નહિ કોય. ૩૨૫
બાકી ઉપાય બીજો નથી, ઘણો ઇચ્છો જો ગર્થ;
જાચ્યાથી જર નહિ જડે, સરે ન એકે અર્થ. ૩૨૬
અર્થી દોષ ગણે નહિ, વ્યભિચારી ન ગણે વાંક;
લોભી પાપ ગણે નહિ, ગણે આડા આંક. ૩૨૭

રાજાને તો મન હતું, જાણ્યો નર એક નાર;
કુડકપટ અદકું કર્યું, એકાંતે એ વાર. ૩૨૮
રૂપાળા બે રુખી ઘણા, જોબનવંતા વેશ;
વરણાગી તે વેદિયા, શિરપર મોટા કેશ. ૩૨૯
નમુછિયા ને નિર્મળા, વિંધેલાં છે નાક;
મીઠું ભાષણ મુખ વિશે, વદન સુહાવે વાક. ૩૩૦
કિશોર મૂર્ત્તિ કારમી, ભોળા બ્રાહ્મણ ભૂપ:
રાજા બોલ રુદે ધર્યો, રુખિ પત્નિ લીધું રૂપ. ૩૩૧
સોમવાનને સ્ત્રી કર્યો, સોહાવ્યા શણગાર;
શેષફુલ શિર રાખડી, ઉર એકાવળ હાર. ૩૩૨
વરણાગી વેણી સજી, નાકે નિર્મળ નથ;
અંગે આંખ કાજળ કર્યાં, માનનિને મનમથ. ૩૩૩
ઘુઘરી ઘમકે ગોફણો, શ્રવણ ઝબૂકે ઝાલ;
કુંમકુંમ ચોખા ચોડિયા, તિલક ભલેરુ ભાલ. ૩૩૪
તર સેંથો શિરપર તપે, ચારુ વદન વરવેણ;
અંબોડો છે અવનવો, શેષનાગની ફેણ. ૩૩૫
પયોધર પદ્મ ભારે ભર્યાં, ઉર પુષ્પનો હાર;
કંથ કામનિ સરીખડો, ઉર્વશી સમ આકાર. ૩૩૬
સિંહલંકી મૃગલોચની, લક્ષણ વીસ ને બાર;
પટકુળ પહેર્યાં પંચરંગાં, સજ્યા સોળ શૃંગાર. ૩૩૭
મદ ભરી મૃગ લોચની, તાતાં મુખ તંબોળ;
કર કંકણને ચૂડલો, સજ્યા એ રીત સોળ. ૩૩૮
હંસ સરીખી હિંડછા, અળતે રંગ્યા પાય;
છલ્લા અંગુઠી આરસી, કંદર્પ સરખી કાય. ૩૩૯
નિમેષ જોતાં નર ખળભળે, બોહો વિધ છૂટે બાણ;
ચાતુર નરનાં ચિત્ત હરે, પરવશ થાએ પ્રાણ. ૩૪૦
તાપસોનાં તપ ચૂકવે, જોગી ચૂકે જોગ;
અલ્પ બુદ્ધિ શી આશરો, ભામનિમાં બહુ ભોગ. ૩૪૧
કામની ને વળી કારમી, રુખિને રુડું રૂપ;
વિદ્યા ઘણી વિવેક વર, અદકું અકલ અનૂપ. ૩૪૨
વાદળ માંહે જેમ વિજળી, શોભે દીપક રાત;
ઝળકે ઘુંઘટ માંહે મુખ, જુવતિ કેરી જાત. ૩૪૩
નિશા શોભે જેમ શરદની, શોભે ઉતરાયણ સૂર;
શોભે હીરા કુંદન વિશે, નારી વદવત નૂર. ૩૪૪

સુંદરી સદન શોભા તણું, ખરી અમૃત રસ ખાણુ;
મદન રૂપ કોઈ મોહના, જશવંતિ જુવતિ જાણુ. ૩૪૫
કારમા સ્તનપર કંચુકી, ચરણા ચોળી ચીર;
દંતબીજ દાડમ કળી, નારીમાં બહુ નીર. ૩૪૬
કપટ કરાવ્યું રાયજી, બ્રહ્મનો ખોવા ભાર;
પોતાની રાણી તણા, સોંપ્યા સૌ શણગાર. ૩૪૭
નિમેષ નૂન્ય રાખી નહિ, કરી કારમી કામ;
મહા શિક્ષાથી મોકલ્યાં, એક શ્યામા એક સ્વામ. ૩૪૮
બ્રાહ્મણ બે ભોળવ્યા ગયા, બોહો ગુણવંતા બાર;
આશીષ દેઈ ઉભા રહ્યાં, એક નર બીજી નાર. ૩૪૯
ધન્ય માત ને તાત તુંજ, ધન્ય ઉપાસન અંશ;
ધન્ય પૂજન પ્રદોષનું, વિમળ કર્યો તેં વંશ. ૩૫૦
સૌભાગ્ય શિવ શક્તિતણું, લક્ષ્મી કેરી લહેર;
પ્રતાપ શ્રી પાર્વતી સમો, માત અંબનિ મે'ર. ૩૫૧
સત્ય હજો હરિશ્ચંદ્રનું, વાસવ વૈભવ વેદ;
વિરંચીથી આયુષ વધો, લેશ ન પામો ખેદ. ૩૫૨
તપો તેજ તરણીતણું, ઇંદુવત અમૃત;
પૂજો નિત્ય પરબ્રહ્મને, વારુ આચરો વ્રત. ૩૫૩
સતીપણું સીતા સમું, રાધા સરખું રૂપ;
સપૂત શ્યામ સરીખડો, ભોગવો સ્વામી ભૂપ. ૩૫૪
આશીર્વાદ એ સાંભળ્યો, દંડવત્ કર્યા દશવીસ;
પ્રદક્ષિણા પંદર કરી, સતીએ નામ્યું શીશ. ૩૫૫
બ્રહ્મસદનથી ઉતર્યા, એ તો બ્રહ્મા ભૂપ;
વિષ્ણુ આવ્યા વૈકુંઠથી, લઈ રૂષિનું રૂપ. ૩૫૬
ગોરીએ તાણ્યો ઘુંઘટો, આપ રૂપ ઉદ્યોત;
ઉપમા જાણે અભ્રમાં, ઝગમગ શશિવર જ્યોત. ૩૫૭
પ્રદોષતણા પૂજન સમે, દીધો આશીર્વાદ;
દીઠાં દેવ સરીખડાં, અતિ પામ્યા ઉલ્લાદ. ૩૫૮
પ્રસન્ન થઈ ઘણું પ્રેમદા, રૂષિનું નિરખી રૂપ;
આ તો કોઇક અવનવા, બ્રાહ્મણ રૂપે ભૂપ. ૩૫૯
પિતાંબર પટ પાંગરણ, કંઠ હિમનો હાર;
બાંહ્ય બાજુબંધ બેરખા, શોભિત શુભ શણગાર. ૩૬૦
અમૃતથી મીઠાં મહત, વેદ વચન નિરવાણ;
કંઠ સ્વર તો કોકિલા, જશવંતો નર જાણ. ૩૬૧

ઈંદ્રાણીવત અંગના, મુનિ આપે તો ઇન્દ્ર;
રવિ રંનાદે એ રુષિ, અથવા રોહિણી ચંદ્ર. ૩૬૨
રુષિ કૃષ્ણ શ્રી રાધિકા, કો બ્રહ્માણી બ્રહ્મ;
કે ઇશ્વર ઉમા સહિત, ધારી જોતાં ધર્મ. ૩૬૩
કે અત્રિને અનુસુયા, કે સીતા શ્રી રામ;
રુષિ રૂપ ધરી આવીયા, કરવા મારું કામ. ૩૬૪
પ્રદોષ સજોડાં પૂજતી, પ્રગટયું પૂરણ પુણ્ય;
સાક્ષાત્કાર એ શિવ શિવા, નિમેષ માત્ર નહિ નૂન્ય. ૩૬૫
કનક રત્ન ઝવેરનાં, આભૂષણ અનૂપ;
નોહે રંક એ રાજવી, નોહે ભિક્ષુક એ ભૂપ. ૩૬૬
નોહે માનવ એ દેવતા, આપ ઉમાપતિ ઇશ;
પાણ જોડી બે પ્રણુમ્યાં, પાગ નમાવ્યું શીશ. ૩૬૭
કલ્યાણ કરવાને આપણું, રૂડો રાખવા રંગ;
પાર્વતી ઇશ પધારીયાં, આળસુને ઘેર ગંગ. ૩૬૮
અવતાર સફળ છે આપણો, સફળ આપણું વરત;
સફળ પુણ્ય પ્રદોષનું, તે વેળા જાણ્યું તરત. ૩૬૯
પ્રથમ પુષ્પ વધાવિયાં, વધાવ્યાં રુડાં રતન;
પધરાવ્યા પૂજન વિશે, ઝાઝાં આણી જતન. ૩૭૦
દીપક ધૃતનાં દશ દિશા, બોહો વિધ બે'ક બરાસ;
કર્દમ કસ્તુરીતણાં, કારમું કિધ કૈલાસ. ૩૭૧
અર્ઘ પાદ્ય પૂજા અધિક, પ્રેમળ પુષ્પો પાસ;
કેસર કૃષ્ણાગરુ અરગજા, વિવિધ પ્રકાર વિલાસ. ૩૭૨
ચર્ણામૃત મસ્તક ધર્યાં, પ્રથમ પૂજ્યા પાય;
અદિકી કર્પૂરે આરતી, ધર્યાં છત્ર શિર છાય. ૩૭૩
રત્ન જડિત્ર આસન પરે, પધરાવ્યાં નરનાર;
કોડ દીવાળી દેહ સફળ, કહે મુખ વારંવાર. ૩૭૪
પાગ પખાળ્યા પુરપતિ, નારીએ સિચ્યું નિર;
ધણીને આપ્યાં ધાતીઆં, ચિંતનીને આપ્યાં ચિર. ૩૭૫
પુરુષને આપી પામરી, ધરુણીને આપ્યા ધાટ;
પ્રત્યક્ષ પ્રભુ પરમેશ્વરી, મટયા મન ઉચાટ. ૩૭૬
વિપ્રને આપ્યાં વેળીઆં, કંકણ પહેરાવ્યાં કામ્ય;
કનક આસન અર્પણ કર્યાં, ઠરાવ કરી તે ઠામ. ૩૭૭
ઉપવિત જોટા વિપ્રને, હેતે સ્રીને હાર;
કાને કુંડળ વિપ્રને, જુવતિ ઝાલર સાર. ૩૭૮

ઝાખને ચંબુ રૂપ્યનો, ઝારી નારીને દીધ;
ધર્મ શાસ્ત્રની રીતથી, પૂજા બહુ વિધ કીધ. ૩૭૯
દક્ષણ સ્થાપન દેવનું, વામાંગે તરુણી તંત્ર;
પાસે પંડિત બીજા ઘણા, ભણે વેદના મંત્ર. ૩૮૦
વેદ શાસ્ત્ર વિધિએ કરી, અક્ષત કરમાં લીધ;
આદ્ય આવાહન ઈશનું, કોડ ઘણેથી કીધ. ૩૮૧
ઈશ્વરથી બ્રાહ્મણ અદિક, વાણી બોલે વેદ;
વિપ્ર અને ત્રિભુ વિશે, ભૂપ ગણે નહિ ભેદ. ૩૮૨
બીજીવાર અક્ષત ગ્રહ્યા, મુખથી ભણીઓ મંત્ર;
આવાહન ઉમાતણું, તરુણી કીધો તંત્ર. ૩૮૩
પ્રણામ કરીને પ્રેમદા, અક્ષત મૂક્યા શીશ;
જગત જનેતા તે તમો, આદ્ય પુરુષ એ ઇશ. ૩૮૪
શક્તિ પૂજન સ્ત્રીએ કર્યું, નરપતિ પૂજ્યો ના'વ;
પક્ષ પ્રદોષ પૂજન વિધિ, લીધો રૂડો લા'વ. ૩૮૫
જગત ઈશ્વર તે તો તમો, આ જગત જનેતા માત;
તું ઈશ્વર એ અંબિકા, સ્તુતિ કીધી તે સાથ. ૩૮૬
વિચાર કર્યો વિશંભરે, આપ થકી ઉમાય;
વચન જશે વનિતાતણું, તો પૃથ્વી પ્રલે થાય. ૩૮૭
આપણને કોણ આરાધશે, જૂઠા પડશે જોષ;
વિઘ્ન પડે જો વ્રતમાં, પૂજે કોણ પ્રદોષ. ૩૮૮
ભોળી છે એ ભામનિ, ભોળો છે ભરતાર;
ઉમા ઈશ એ તો ખરાં, નિશ્ચે પદ નિર્ધાર. ૩૮૯
જાણ પડે જૂઠાં થશે, પ્રમદા તજશે પ્રાણ;
તે તો ખાંપણ આપણે, હાસ્ય વિશે છે હાણ. ૩૯૦
કપટ કર્યું છે કુડલે,* લક્ષધા જાણશે લોક;
હસારત કરશે હરખશે, સતીને થાશે શોક. ૩૯૧
ધન કાજે ધર્મ વગોવિયો, વિપ્ર તણો એ વાંક;
નરપતિએ નરતું કર્યું, એ તો આડે આંક. ૩૯૨
જેહ કરે તે ભોગવે, વિશંભર વહેવાર;
વચન જાય વનિતાતણું, તો થાએ હાહાકાર. ૩૯૩
જુવતિ એ જૂઠી પડે, વચન વૃથા વિવેક;
સ્વર્ગ મૃત્યુ પાતાળપુર, એક ઘડીમાં એક. ૩૯૪

* કુડા—નઠારાઓ.

એ ખાંપણ નહિ એહને, એ ખાંપણ તો આપ;
પુરુષ તણી થઈ પ્રેમદા, પૂજન તણો પ્રતાપ. ૩૯૫
સતી વચન સાચું થયું, પ્રભુએ રાખ્યું પત્ય;
સાચી થઈ એ સુંદરી, શિવજી રાખ્યું સત્ય. ૩૯૬
લક્ષ્મીવત લાયક થઈ, ઉમાતણો અવતાર;
પુણ્યવંત જ્યમ પાર્વતી, લિંગ યોનિ આકાર. ૩૯૭
પ્રતિમા લોક પૂજે ભલે, આણી મન ઉલ્લાદ;
ખારો ખાટો કે મીઠો, તે કહેશે નહિ સ્વાદ. ૩૯૮
પ્રકાશ અંધારું નહિ કહે, ન કહે સુખ કે દુઃખ;
ટાઢ તડકો કાંઈ નહિ કહે, નહિ કહે લાગિ ભૂખ. ૩૯૯
ઉઠાડશો તો ઉઠશે, બેસારે બેસી રેહ;
સુખે જો સુવારશો, તો પણ કાંઈ ન કેહ. ૪૦૦
અનુકૂળ વિણ પૂજે પ્રતિ, પૂજે દ્વિજ પ્રત્યક્ષ;
ભાવ ભક્તિએ ભેટશો, શંકરદેવ સમક્ષ. ૪૦૧
જેનું મન જે ઉપરે, તે ત્યમ રાચે રીત;
મન બુડાડે મન તરે, મને હાર ને જીત. ૪૦૨
અણુમાત્ર ઈશ્વર વિના, ઠાલો નહિ કો ઠામ;
ભાવ ભકિતમાં મન ભળે, તો તો થાએ કામ. ૪૦૩
પૂજનિક પ્રભુની પ્રતિમા, ભાવિકના પ્રભુ ભક્ત;
વિવેકી વંદે વિપ્રને, વારુ તે તો વ્યક્ત. ૪૦૪
નિંદે તે નરકે જશે, વંદે વૈભવવંત;
સેવો સઉ દ્વિજ રાયને, કાં સાધુ કાં સંત. ૪૦૫
બોલાવ્યો બોલે સહી, ખવરાવ્યું જે ખાય;
સ્વાદ વિખાણે સર્વનો, પુનવંત વિપ્ર પૂજાય. ૪૦૬
બાકી પૂજન બાપડાં, બ્રાહ્મણ તે ભૂદેવ;
પૂજો પ્રત્યક્ષ દેવને, કરો શાશ્વત સેવ. ૪૦૭
કરે સુખનાં મટકલાં, ઘણી આરતી ગાય;
અનકુટ ભરે છે અન્નનો, વિપ્ર વિણ એળે જાય. ૪૦૮
મન તરંગ મહિમા થકી, પૂજા પૂરણ હોય;
બુધ પૂજે છે બોલતો, કળી શકે નહિ કોય. ૪૦૯
કરજોડી કહે કામનિ, અજોડે શિવ સત્ય;
વિશ્વમાંહે વ્યાપી રહ્યાં, જગદંબે જાયો જગ્ત. ૪૧૦
પંચામૃત સુખ આગળે, પ્રીતે આપ્યાં પાન;
રત્ન અમૂલક આપિયાં, ઉપર દક્ષણા દાન. ૪૧૧

પાંચ સહસ્ત્ર પોઠી ભર્યાં, પૂરણ હેમ શુભ પેર;
પંડિત પધારો પ્રીતથી, ગર્થ લઈને ઘેર. ૪૧૨
નીચ જનો તો નિંદશે, વનિતાનાં સુણી વખાણ;
સુમને શીતજ્વર ચઢે, પાપી છાંડે પ્રાણ. ૪૧૩
કરપિ ફળ ખાઇને પડે, અતિ દુઃખ લેહ અપાર;
હરિજન સુણતાં હરખશે, રીઝે દિલ દાતાર. ૪૧૪
દાતાને મન સહેલ છે, સુમને મન એ મેર;
કરપિને મન ક્રોડ મણ, પુણવંત ગણે પાશેર. ૪૧૫
એંશી કોટી રત્નના, પોઠી પાંચ હજાર;
આપતાં ન કર્યો ઓરતો, ક્ષણું ન લાગી વાર. ૪૧૬
સેવક એ તો શિવ તણા, માનવી નર ને નાર;
સંખ્યા શિવ મહિમા તણી, અપરંપાર અપાર. ૪૧૭
એવા સેવક કોટીધા, અપરંપાર અપાર;
આપણહારો એક છે, શંકરદેવ દાતાર. ૪૧૮
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર રવ, વાસવ તણો વિવેક;
સમૃદ્ધિ સૌને આપવા, અદિક દાતા શિવ એક. ૪૧૯
પંડિત ધન લઈ પરવરે, શોભા સઘળી સાથ;
પ્રેમદા જે પોતે કરી, વાત રહી નહિ હાથ. ૪૨૦
જશવંત વિપ્ર નથિ જાણતો, નરની થઈ છે નાર;
જાણે છે જગજીતિયો, ઠગી જઇએ ઘર ઠાર. ૪૨૧
ભૂપે સૌને ભોળવ્યા, કપટ કરીને કુડ;
ગર્થવંત ઘેલા કર્યા, પંડિત ઠગાયો પ્રૌઢ. ૪૨૨
છેતરી એને છળ કરી, ઉની ના'વી આંચ;
પ્રીતે ઘેર જઈ પરણશું, પદ્મની નારી સાંચ. ૪૨૩

## ચોપાઈ.

પ્રદોષ પૂજન કીધું પ્રીત, રાજવૈભવની જેવી રીત;
રાય રાણી મંદિરમાં ગયાં, પંડિત પ્રેમદા પંથે વહ્યાં. ૪૨૪
જર લઇને ચાલ્યાં જેટલે, કૌતિક વાત કહી તેટલે;
પ્રદોષ પૂજનનું પ્રતાપ, અફળ જાય કયમ બોલ્યું આપ. ૪૨૫
શક્તિ રૂપે પૂજા કરી, તે તો થઈ સાચી સુંદરી;
કુડ કપટ કર્યું તેં જોય, હસુ કરતાં હાની હોય. ૪૨૬
શિવ સેવકનું વચન જ જાય, સ્વર્ગ લોક પાતાળે થાય;
ટળી ગયો નરનો આકાર, નારી શુદ્ધ થઈ નિરધાર. ૪૨૭

નરપણાનું જ્ઞાન જ ગયું, ચુંબન ચિહ્ન ચતુરાનું થયું;
ટળી ગયાં નર કેરાં નેણ, ચતુરા કેરાં ચોવિધ ચે'ન. ૪૨૮
સ્તનભાર પીડાએ ઘણું, થયું કામાતુર તન તે તણું;
કહી પશ્ચાતને ઉર અંકોર, જુવતિ જોબન વાધ્યું જોર. ૪૨૯
ખાય બગાસાં સાચી સતી, સ્નેહ વેદના અંગે અતિ;
નથી સારસ્વત તે જાણતો, અંતર જ્ઞાન નથી આણતો. ૪૩૦
માનની જાણે છે એ મિત્ર, ચાતુર જાણે કરે ચરિત્ર;
એકને સાચું એકને જૂઠ, એક રીઝે બીજાને રૂઠ. ૪૩૧
સામુદ્રિક કેરાં સેંધાણ, પૂરણ પદ્મની એહ પ્રમાણ;
વિહ્વળ થયા વપુ ને વેશ, કામનિ આપ સમારે કેશ. ૪૩૨
સ્તન મર્દન હિત હાથે કરે, બાથ પોતાની બાંહે ભરે;
કામનિ બંધ ચોળીના કસે, કરે રીસને હેતે હસે. ૪૩૩
હાવભાવ કટાક્ષ જ કરે, કામ વાસના મનમાં ધરે;
સારસ્વતને મન સઘળુ સુખ, સોમવાનને દારુણ દુઃખ. ૪૩૪
આલિંગન ઇચ્છે છે અતિ, પેર કાંઈ ન પ્રીછે પતિ;
રુખિ જાણે છે રમત જ કરી, આપણ ધન રળ્યા છેતરી. ૪૩૫
એકાંત થયા ઉતારા ઠામ, સતી પ્રત્યે બોલ્યો તે શામ;
પ્રેમદાનાં પાંગરણ પરહરો, કામ આપણા ઘરનાં કરો. ૪૩૬
સમીપ મદિર આવ્યું છે આજ, લોક સૌમાં જાશે લાજ;
કહેશે ગુણ ગણિકાના ગ્રહ્યા, એવી બે જણ વિદ્યા ભણ્યા. ૪૩૭
કલંક આપણે માથે ચઢે, પેટ મારીને મરવું પડે;
તરુણી આભૂષણ તનથી તજો, મોટમ મરદપણામાં મજો. ૪૩૮
પહેરો ધોતીઆં બાંધો પાઘ, દૈવતમાં નવ લાગે ડાઘ;
ચૂડો કંકણ ઉતારો ચીત્ત, રુદે તજો રામાની રીત. ૪૩૯
એવી વાત કરે દલ દિશ, ચઢી તેહ રામાને રીશ;
કંથ કથન કુડાં કયાં કહો, દિલ મારું શા માટે દહો. ૪૪૦
પ્રૌઢ પયોધર દે છે પીડ, ભરતાર વિના કયમ ભાગે ભીડ;
હું ધણીઆણી ને તું ધણી, સ્નેહ વેદના વાધે ઘણી. ૪૪૧
કામે આકુળ થઈછું અમો, કામ વાસના પૂરો તમો;
બહુ વિહ્વળ છે મારું મન, તપે તુજ મળવાને તન. ૪૪૨
લજ્જા લોપીને કહું કથી, છું નારી હું નર તો નથી;
કંથડા કષ્ટ અમારાં કાપ, આ વેળા આલિંગન આપ. ૪૪૩
વિપ્ર તણા મનમાં એમ વસે, મિત્ર જાણીને મુજને હસે;
અરે ભાઇ તજો આ વેશ, ગુથ્યાં છે તે છોડો કેશ. ૪૪૪

દરપણુ માંહિ મુખડું જુવો, કાજળ આંખતણું તે ધુવો;
તજો ભામનિ કેરો ભેદ, એ જાણુ બેસી ભણીએ વેદ. ૪૪૫
કુંમકુંમની આડ્યો પરહરો, ભવ્ય વિભૂતિ ભાલે ભરો;
જનોઇનિા જોટા રૂદ્રાક્ષ, દર્ભાસનને શોભિત સાક્ષ. ૪૪૬
સંધ્યા વંદન તો કીજીએ, અર્ઘ દાન દિનકર દીજીએ;
સુણુતાં સુંદરી સહેજે હસી, પ્રાણુપતિને મનમાં વસી; ૪૪૭
વેદ ભેદ ને તજો મુજ શ્યામ, કામપિડિત કામનિને દો આરામ;
ભામનિને શા જનોઈના કાજ, દર્ભાસનના ભટ્ટને ઠાઠ. ૪૪૮
તું કંથને હું છું કામનિ, ભોળવો નાથ કાં ભલી ભામનિ;
સુણુતાં સારસ્વત દુઃખિયો થયો, દારુણુ બોલ સોમવાનને કહ્યો. ૪૪૯
કોણુ કામનિ ને કોણુ જ કંથ, પુરુષ થઈ ચલાવો પંથ;
ધન અનર્ગળ આવ્યું હાથ, મળીએ સઉ સહોદર સાથ. ૪૫૦
રૂડી રીતે સુકન્યા વરો, ક્રીડા તે સંગાથે કરો;
રામાતણું તજોને રૂપ, નહિતર ડાહ્યાપણુ પડશે કૂપ. ૪૫૧
રૂડો વેશ રમાડ્યો તમો, અંતઃકરણે રીઝયા અમો;
માતતણાં મેણાં ભાગીએ, આપી ધન પાગે લાગીએ. ૪૫૨

દોહરા.

નારી કહે સુણુ નાહોલા, કોડીલા મુજ કંથ;
મારું મન વળગ્યું તુને, ચોરી લીધું ચંત. ૪૫૩
પતિવ્રતા હું પ્રેમદા, સેવા કરશું સ્વામ;
મિત્ર મિત્ર શાને કહે, તું કંથ હું કામ.* ૪૫૪
જીવ જરૂરી જાય છે, હસું કરતામાં હાણુ;
મિત્ર કહેશો જો મુજને, પરઠે મારા પ્રાણુ. ૪૫૫
વિપ્ર પડ્યો વિમાસણે, શું બોલે એ બોલ;
કરી પરીક્ષા પંડિતે, થયું તરુણીવત તોલ. ૪૫૬
કંઠે વળગી કામનિ, આલિંગને અપાર;
કઠીણુ સ્તન શુભ કારમા, નૌતમ દીઠી નાર. ૪૫૭
વસ્ત્ર વિસર્જન વામતે, જુવતિ જાણી જાત;
અચરજ પામ્યો અતિ ઘણું, એ તો મહા ઉત્પાત. ૪૫૮
અરે દૈવ આ શું થયું, જાણુશે એનો તાત;
હત્યા આપશે મુજને, વરતાશે ઉત્પાત. ૪૫૯
ક્યાં જાઉં ને ક્યાં રહું, કો આગળ કહું વાત;
પ્રાણુ તજું હું માહરો, તો મરે માત ને તાત. ૪૬૦

* કામનિ.

સતી શરીર ધરે નહિ, જરૂર તજે એ જીવ;
પછે માબાપ એનાં મરે, દશધા કોપે દેવ. ૪૬૧
આત્મહત્યા છુટ્યા તણો, ઉપાય નહિ કો ઠામ;
બ્રહ્મહત્યા ક્યાં ભોગવું, કરૂં નહિ એ કામ. ૪૬૨
નીચ દુઃખ છે નર્કનાં, પ્રૌઢાં છે એ પાપ;
થાશે જે હરને ગમે, બીજી રહે માબાપ. ૪૬૩
ફરી ફરી નિરખી જુવે, નારીને મન નેહ;
કોડ વસા એ કામની, એમાં શો* સદેહ. ૪૬૪
થર થર બ્રાહ્મણ ધ્રુજીઓ, વનિતા દીઠો વેશ;
શું મુખ લઈ મંદિર જશું, ઘેર શો ઉત્તર દેશ. ૪૬૫
એકે વાત ન ઉકલે, પૂરણ દુઃખની પેર;
થનાર હશે તે તો થશે, ગર્થ લઈ ગયો ઘેર. ૪૬૬
સજ્જન સઉ સામાં ગયાં, બે જણનાં માબાપ;
ગર્થ રળી ઘેર આવીઆ, પંડિત પ્રૌઢ પ્રતાપ. ૪૬૭
કુંવર મારો ક્યાં ગયો, આ તે કોની નાર;
સારસ્વતને શોધે સઉ, પૂછે વારંવાર. ૪૬૮
જગત બાધું જોવા મળ્યું, આપ થયા એકાંત;
કરગરી કરજોડી કહ્યું, ભાગી મનની ભ્રાંત. ૪૬૯
કર્મ કથા કહી કર્મની, નહિ વેર કે વાંક;
સોમવાન તો સ્ત્રી થયો, એ તો આડે આંક. ૪૭૦
કુડ કપટ કાંયે નથી, સાંભળો માત ને તાત;
અથ ઇતિ માંડી કહી, વિસ્તારીને વાત. ૪૭૧
મહીપતિએ અમને મોકલ્યા, હસું કરીને હાસ;
અણુસમજુ સમજ્યા નહિ, ગયા પદ્મની પાસ. ૪૭૨
પ્રમદાનાં પાગરણ આપિયાં, સોંપ્યા સૌ શણગાર;
મહીપતિએ અમને મોકલ્યા, સઉને કેહ એ સાર. ૪૭૩
કપટ રૂપ કુડે થયાં, એક કામની એક કંથ;
શિવને ગમતું તે થયું, ચતુર વિચારો ચંત. ૪૭૪
સજ્જન સૌ શોધી જુવો, કુણ લાયક કુણ લંડ;
દેવો ઘટે તો દીજીએ, દશ પ્રકારે દંડ. ૪૭૫
સાચું બોલે સર્વકો, સારસ્વતનો નહિ વાંક;
અન્યાઇઓ એ અધિપતિ, રૂખિ બચારા રાંક. ૪૭૬

---

* પ્રત ૨. પાઠ. 'નવ.'

એક બે ત્રણને ચાર શત, પંડિત મળ્યા સેં પાંચ;
મહીપતિને મંદિર ગયા, અદિકી દીધી આંચ. ૪૭૭
કળકળતા ને કોપતા, હૈડુ હણુતા હાથ;
મહિપત કરજોડી મળ્યો, સ્નેહ કરવા તે સાથ. ૪૭૮
સહુકો કોપ સમાવિયે, કહો વિગતની વાત;
સહુકો સાંભળવા રહ્યા, બોલ્યો એનો તાત. ૪૭૯
મહિપતિ તેં બે મોકલ્યા, કરવા રળવા કામ;
રૂડાનું ભૂંડું થયું, રુઠ્યા સીતારામ. ૪૮૦
કપટ કરે ત્યાં ચપટ છે, કુડે ભૂંડું થાય;
ધનલોભે ધાર્યું નહિ, રુખિ કેહ સાંભળ રાય. ૪૮૧
ધન અનર્ગળ આપિયું, પૂજ્યાં શિવ ને શક્ત;
વચન ફળ્યું વનિતાતણું, સુણજો સઘળા વ્યક્ત. ૪૮૨
પુરુષ ટળ્યો થઈ પ્રેમદા, એ તો આડે આંક;
રાજાને બ્રાહ્મણ કહે, વેદ* તમારો વાંક. ૪૮૩

## ચોપાઈ.

તેહ બાળકનાં માનેબાપ, અતિ દુઃખ પામે આપો આપ;
લાડકવાયો એક જ પુત્ર, તેનું નવ દીઠું ધર સૂત્ર. ૪૮૪
જનુની કહે એ મારો જણ્યો, વેદ ચાર ભાવેથી ભણ્યો;
તે સર્વેમાં ઉઠી વાટ, દાન લેતાં તો વળીઓ દાટ. ૪૮૫
થયાં વાંઝીઆં વટિયો વંશ, પાપ તણો પ્રગટ્યો પ્રશંશ;
બ્રહ્મહત્યાદિક પાતિક ઠરે, નર શણગાર નારીનો ધરે. ૪૮૬
પ્રૌઢાં પાતિક પેદા થાય, નર ફીટી નારી કહેવાય;
બોળ્યું કુળ થઇને કામની, ભાગ્ય હીણુ એ તો ભામની. ૪૮૭
પુત્ર વિના ઘેર નાવે વહુ, કહે વાંઝીઆં સજ્જન સહુ;
અધિપતિ તેં તો દીધું આળ, મહારે શીર તો બેઠી ગાળ. ૪૮૮
પાપે પુત્રી પુણ્યે પુત્ર, વધે વંશ ચાલે ધર સૂત્ર;
નિર્વંશ ગયો કહે છે સૌ કથી, એથી આળ મોટું કાંઇ નથી. ૪૮૯
પુત્ર થકી તો પિત્રિ તરે, પુત્રે પરિયાં ઈકોત્તર ઓધરે;
પુત્ર વિના આપે કોણુ પિંડ, જમદૂત તણો દેહ રેહ દંડ. ૪૯૦
પુત્ર વિના સેવા કુંણુ કરે, પુત્ર વિના નવ પરિયાં તરે;
પુત્ર વિના સુનો સંસાર, અફળ જાણુ તેનો અવતાર. ૪૯૧
છતો પુત્ર તે પુત્રી થયો, આવરદા તો એળે ગયો;
કોણુ જન્મનું તારે વેર, અમ્રતમાં શીદ ભેળ્યું ઝેર. ૪૯૨

---

* નિશ્ચે.

ક્રિયા જન્મનો અધિપતિ અરિ, પુત્ર મારો તેં પુત્રી કરી;
અહીપત તુજ અતિ છે મૂઢ, શિવ સેવકનું કીધું કુડ. ૪૯૩
પ્રાણ ત્યાગ અમો કીજીએ, તુજને તો હત્યા દીજીએ;
તુજ ઉપર કોપ્યો છે ઈશ, ભેદે હસા તારે શીશ. ૪૯૪
રામા રુખિ કરે બહુ રીસ, પટકે પત્થર ઉપર શીશ;
ભૂંડી ગાળો મુખથી ભણે, હાથે હૈડું પોતે હણે. ૪૯૫
પીસે હોઠ ને કરડે દંત, કરવા માંડ્યો દેહનો અંત;
રાજા કહે કાં દુઃખ જ ધરો, સંતોખ રાખો સબુરી કરો. ૪૯૬
કિરતાર કરે તમારું કાજ, લક્ષ્મીવર રાખે સૌ લાજ;
વિપ્ર કહે ફટ રાજા તુને, કર્યો વાંઝીઓ કાં તેં મુને. ૪૯૭
પુત્ર મારો તે પુત્રી હોય, તે તું તારી દષ્ટે જોય;
નરપતિએ દીઠી તે નાર, એ તો અચરજ અપરંપાર. ૪૯૮
પુરપતિ તે પાગે લાગીયો, આશીર્વાદ તેનો માગીયો;
શાને કાજે ક્રોધ જ કરો, આપઘાત કરી કાં મરો. ૪૯૯
સજોડાં પૂજ્યાં છે જ્યાંય, તમને તેડી જઇએ ત્યાંય;
ઈશ્વર ઈશ્વરી એ અવતાર, દયાવંત શિવસમર્થ દાતાર. ૫૦૦
તેથી કામ આપણનું થશે, તારું મારું સંકટ જશે;
ઉપાય એહ કરીશું અમો, ક્ષમા કોપ સમાવો તમો. ૫૦૧
આસ્વાગત અદિકી કરી, તેહ વિપ્રે તો ધીરજ ધરી;
સર્વ વિપ્ર સાથે તેડિયા, ખંતે પંથ કોડે ખેડિયા. ૫૦૨

## દોહરા.

સુમેધા સુંદિર સતી, સજોડાં પૂજે જ્યાંય;
વિપ્ર સહિત વસુધાપતિ, તરત જ આવ્યો ત્યાંય. ૫૦૩
આડો પડતો આળોટતો, દંડવત કર્યા દશ વીશ;
પ્રદક્ષણા દઈ પાયે નમ્યો, ચરણે નામ્યું શીશ. ૫૦૪
તું તો મારી માવડી, તું ધર્મ ધુરંધર ધીશ;
તું ઈશ્વરી અંબિકા, સજોડે પૂજે ઉમા ઇશ. ૫૦૫
એક ચરણે ઉભો રહ્યો, દાંતે ગ્રહીને તર્ણ;
વિતગ વાત સઘળી કહી, કથા સુણી તે કર્ણ. ૫૦૬
કપટ કર્યું મેં કપટીએ, વાટચું તમ શું વેર;
તમ મનતો અમૃત ભર્યું, મુજમાં ઝાઝું ઝેર. ૫૦૭
વચન ફળ્યું મા તમતણું, નરની થઈ ગઈ નાર;
માતાજી દષ્ટે જુવો, શું કહું વારંવાર. ૫૦૮

માત તાત મરે એહનાં, તે ચિંતા મુજ થાય;
ઉગારો એ આંચથી, આપે કરો ઉપાય. ૫૦૯
માવડીની છું ગાવડી,* સતી શિરોમણ સાર;
ઉપાય કરો મા એહનો, નિશ્ચય પદ નિરધાર. ૫૧૦
મારું તારું મનમાં નથી, નથી કોઈ શું વેર;
વડો વાંક છે માહરો, કરો માવડી મહેર. ૫૧૧
બ્રાહ્મણ મરતે ભુડું થશે, રૂખિ પત્નીને રુખ્ય;
હું જીવીને શું કરું, મારે મરવું મુખ્ય. ૫૧૨
મૃત ઉગારો માવડી, સઉને દ્યો જીવદાન;
માન મુકીને મહિપતિને, માનનીએ દીધું માન. ૫૧૩
તમો સજોડાં પૂજતાં, વારુ કરતાં વરત;
કપટ કર્યું તે ભોગવ્યું, તરુણી થઈ ગઈ તરત. ૫૧૪
શિખવ્યા સુત મેં વિપ્રના, કપટ કર્યાં નર નાર;
મા તુજ પાસા મોકલ્યાં, લેવા તારો પાર. ૫૧૫
એકને તમો ઉમા કહ્યાં, એકને કલપ્યા ઈશ;
સતી વચન સાચું થયું, જો જો ગત્ય જગદીશ. ૫૧૬
પુત્ર તણી પુત્રી થઈ, અધિક થયો અધર્મ;
બ્રહ્મહત્યા દે બ્રાહ્મણો, ક્યાં છુટીશું કર્મ. ૫૧૭
જગત જનેતા ઈશ્વરી, કારણ રૂપ કિરતાર;
સંકટ ભાગો સર્વનું, તું દેવી દાતાર. ૫૧૮
ધન્ય માત ને તાત તુજ, ધન્ય તુજ કામનિ કંથ;
ધન્ય ધન્ય ઈષ્ટ ઉપાસના, ધન્ય પવિત્રાઈ પંથ. ૫૧૯
ધન્ય વ્રત પ્રદોષ પુણ્ય, ધન્ય શિવ પૂજન સાર;
ધન્ય સજોડાં પૂજવાં, ધન્ય દેવી દાતાર. ૫૨૦
ધન્ય વચન વિવેકવર, ધન ધન ભવની ભક્ત્ય;
જીત્યો જશ તે જગતમાં, શિવ જોડે થઈ શક્ત્ય. ૫૨૧
અમો આશરે તાહરે, તું જ શરણાગત સર્ત;
તું જીવાડ્યે જીવિયે, માથે આવ્યું મર્ત. ૫૨૨
પ્રત્યક્ષ પરમેશ્વર તુજને, પ્રત્યક્ષ તારું પૂણ્ય;
પ્રત્યક્ષ પુણ્ય પ્રદોષનું, નિમેષ માત્ર નહિ નૂન્ય. ૫૨૩
વચન સિદ્ધ છે તમ તણું, †શિવ પ્રસન્ન પરમાણ;
વિદ્યા સફળ તો તાહરી, સફળ તુ જ વિખાણ. ૫૨૪

---

* પ્રત ૪. "માતાજી છો માહરા." † પ્રત ૪. "પુરણ થયાં પરમાણ."

વચન વનિતા સાંભળ્યું, પ્રત્યક્ષ દીઠું પીઠ;
નરની જે નારી થઇ, દૈવત રૂડું દીઠ. ૫૨૫
અચરજ પામી અતિ ઘણું, હસારત સરખું હોય;
નથી દીઠું નથી સાંભળ્યું, દૈવ ગુણ કળે ન કોય. ૫૨૬
અમો કાંઇ નથી જાણતાં, સો એક ખાધા સમ;
મંત્ર પૂજ્યો મહાદેવનો, તેનું કરીયે કયમ. ૫૨૭
એક વાર ઉમા કહ્યું, ઇલાવ્રત ખંડમાંહિ;
નર સઉકો નારી થતા, જે કો જાતા ત્યાંહિ. ૫૨૮
સુણી કથા છે કર્ણથી, આ તો દીઠું આજ;
વચન લોપ થાશે નહિ, કવણ કરીજે કાજ. ૫૨૯
નારી કહે નરપતિ સુણો, એમાં નવ તુજ વાંક;
મંત્ર તણો મહિમા ઘણો, એ છે આડે આંક. ૫૩૦
એ તો ઉમા ઇશ્વરી, પ્રીતે કરી પૂજાય;
વચન મિથ્યા થાય કયમ, જગ બાધે બોલાય. ૫૩૧
દિગપાળ ડોલે દશ દિશા, ગ્રહ ગણ અલ્પ ઉડંત;
મંત્ર એળે જાએ યદા, ઓહો પૃથ્વી બુડંત. ૫૩૨
દુધ ને દોણી રાખશે, થાશે વિપ્રનું કામ;
કરશે વ્રત પ્રદોષનું, તો રાજી રહેશે રામ. ૫૩૩
સોમવાન જે સ્ત્રી થયો, તે તો પુરુષ ન થાય;
મોટો મંત્ર મહાદેવનો, તે એળે કયમ જાય. ૫૩૪
આજ્ઞા જે ઇશ્વર તણી, તે કયમ થાએ ફોક;
મંત્ર મૂળ મહાદેવનો, લહે ચિત્ત ચૌદે લોક. ૫૩૫
પાષાણુને પ્રભુવત્ કરે, તોલ ઘણેથી તંત્ર;
વચન વેદ વાણી ભણે, મહિમા મોટો મંત્ર. ૫૩૬
આના પિતાને પ્રગટશે, પ્રતાપવંત એક પુત્ર;
વંશ વૃદ્ધિ થાશે ઘણી, શોભે ઘર ઘર સૂત્ર. ૫૩૭
તેજવંત તરણી સમો, ઇંદુ સમો આકાર;
જ્ઞાની ગૌતમ સારખો, ભાગ્યતણો ભંડાર. ૫૩૮
વિદ્યા વ્યાસ સરીખડી, શીલ સમો શુકદેવ;
સપૂત શ્યામ સરીખડો, ત્રીવિધ રૂડી ટેવ. ૫૩૯
રીસ ન કરશો રુખિ તમો, પામો સપૂત સવાઈ;
એક વરસમાં અવતરે, આ બ્હેની તે ભાઈ. ૫૪૦
પાંચ વર્ષે એ પરણશે, સુખ પામશો સઉ;
પદ્મનીથી પંદર ઘણી, વિશંભર આપે વહુ. ૫૪૧

શણુ ગાંઠય બાંધી સજ્જન સઉ, વચન એહ નહિ જાય;
એક વસો એ બોલશે, વિસ વસા તે થાય. ૫૪૨
રાજા મનમાં રીઝીયો, રીઝયો ભારે બ્રહ્મ;
જશ વાધ્યો જગમાં ઘણો, ધાર્યો રુડો ધર્મ. ૫૪૩
એહ પુત્ર પુત્રી રહ્યો, હોનાર હોય તે હોય;
જેમ અક્ષર છઠ્ઠીતણા, ભુસી ન શકે કોય. ૫૪૪
બમણો લાભ રુખિને થયો, માન્યું તેનું મન;
પુત્ર ઠામ પુત્રી થઈ, બીજો અવતર્યો તન. ૫૪૫
રાણી ઋખિ સંતોખિયા, મનમાં થયાં મગન;
કન્યા પરણાવા કારણે, લીધું ઝટ લગન. ૫૪૬
મંડપ રચાવ્યા મહેલમાં, વાગે ઢોલ નિશાન;
દુંદુભિ વાગે દેવવત્, જાચક લે બહુ લા'ણુ. ૫૪૭
મળી ન્યાત સૌ વિપ્રની, મહોટમ દીધાં માન;
કૃષ્ણાર્પણ કોડે કર્યું, કામનિએ કન્યા દાન. ૫૪૮
પૂરણ ગજ રથ પાલખી, શોભિત સોળ શણગાર;
ગજ ઉપર વાહન કર્યું, ભામનિશુ ભરતાર. ૫૪૯
વોળાવ્યા ઘેર વિપ્રને, આણી મન ઉલ્લાદ;
કોટી કલ્યાણ તારું થજો, દીધો આશીર્વાદ. ૫૫૦
રાજા કીધો રાંકડો, તજ્યો આંકડો અઘ;
સત્ય સતી એ સુંદરી, સાચી પૂજા સઘ. ૫૫૧
કામ કર્યાં સૌ સૃષ્ટિનાં, ગુણહીણ તજ્યો ગર્વ;
પ્રદોષ પૂજન જે કરે, અદિક અદિક હોય અર્થ. ૫૫૨
ડંકો વાગ્યો દેશમાં, થયું જગતમાં જાણ;
પ્રત્યક્ષ દીઠું પારખું, પૂજન એહ પ્રમાણ. ૫૫૩
અતિ અનર્ગળ આપતી, જોતી પૂજન પાત્ર;
આશીર્વાદ નિત ઉચરે, છત પામ્યો તે છાત્ર. ૫૫૪
પ્રથમ તો પાડોસી હતો, વળતા થયા વેહેવાઇ;
અરસપરસ આનંદમાં, વાધ્યો સ્નેહ સવાઇ. ૫૫૫
પ્રદોષ માંડ્યા બે પંડિતે, કર્યાં પુણ્યનાં કાજ;
રાજસુયજ્ઞવત્ રિધ રચી, તૃષ્ણા કીધી તાજ. ૫૫૬
તેર માસે તરતીબતર, પ્રકટ્યા પુત્ર સપૂત;
દુંદુભિ વાગ્યાં દેવનાં, ઉછ્વ હવો અદ્દભૂત. ૫૫૭
જન્મપત્રી જોતિષ લખી, કરશે રુડાં કામ;
વેદ ચાર વિદ્યા ભણે, નવખંડે વાધે નામ. ૫૫૮

સોમવાન જે શ્રી હતો, શિવ પૂજનમાં સાચ;
પોતે પેટથી પ્રગટિયા, પુત્ર પનોતા પાંચ. ૫૫૯
એક એકથી આગળા, એક એક અનૂપ;
શિવ પૂજનથી વાધિયું, રાજસ રુડું રૂપ. ૫૬૦
જે રાજાએ શિખવ્યું, તે પણ આવ્યો ઘેર;
પક્ષ પ્રદોષ પૂજનતણી, પ્રીતે માંડી પેર. ૫૬૧
સાત પુત્ર સલક્ષણા, વિવિધ ભોગ વિલાસ;
જીવત મુક્તિ ભોગવી, અંતે પદ કૈલાસ. ૫૬૨
અહંકાર તજ્યો સૌ આપથી, હર્ષ ઘણેરા હોય;
મહિમા શ્રી મહારુદ્રનો, કળી શકે નહિ કોય. ૫૬૩
પ્રદોષ સમુ પૂજન નથી, શિવરાત્રિ સમું નહિ વરત;
મૃત્યુંજપવત મંત્ર નહિ, પાર ઉતારે તરત. ૫૬૪
સહસ્ર પૂજન છે શિવતણાં, વિવિધ પ્રકાર વિવેક;
પક્ષ પ્રદોષે પૂજવું, સદા સજોડું એક. ૫૬૫
પૃથ્વી પ્રદક્ષિણા પાંચ લક્ષ, કરી આવે નિજવાસ;
પક્ષ પ્રદોષને તુલ્ય છે, વસે વાસ કૈલાસ. ૫૬૬
ચાર લક્ષ ચાંદ્રાયણ કરે, વારૂ કરે સૌ વરત;
પ્રદોષ આગળ પાણી ભરે, તરણ વ્રત એ તરત. ૫૬૭
બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્ય શૂદ્ર, નરનારી રાવલો રંક;
શિવ પ્રદોષ સૌ કો કરો, અલખત આડે અંક. ૫૬૮
અહંકાર મનમાં જે આણશે, ભ્રાંત રાખશે ભેદ;
પ્રદોષ તેને ગમતો નથી, ખળને ઉપજે ખેદ. ૫૬૯
નીચ પ્રદોષ ન આચરે, બ્રહ્મ ઉપર નહિ ભાવ;
કહો તરે કયમ નીરમાં, પત્થર કેરું નાવ. ૫૭૦
પ્રદોષ વ્રત પ્રીત્યે કર્યું, રાજીવલોચન રામ;
રાવણ રણમાં રોળિયો, ફેડ્યો અસુરનો ઠામ. ૫૭૧
પ્રદોષ વ્રત સીતા કર્યું, ત્ર્યંબક રચિયો ત્યાંહ;
રૂડો વર પામી રામજી, જનક પુરી છે જ્યાંહ. ૫૭૨
રૂડું કીધું વ્રત રાધિકા, પક્ષ પ્રદોષ સુણી પ્રશ્ન;
વિજોગ ટળ્યો ગ્રેહ દુઃખનો, કોડે મળિયા કૃષ્ણ. ૫૭૩
પ્રદોષ પાર્વતીએ કર્યો, ગુણ હિમાચળ ઘેર;
મૃત્યુંજપ વરને વર્યાં, પૂરણ થઇ શુભ પેર. ૫૭૪
પક્ષ પ્રદોષ પૂજન કર્યું, વિશ્વંભર વર્ત્યું વ્રત;
સુર સૌનું સંકટ હર્યું, ત્રિપુરાસુર હણિયો તર્ત. ૫૭૫

પક્ષ પ્રદોષ પૂજન કર્યું, ચિત્ત ધરીને ચંદ્ર;
ક્ષૈરાગ ખડતાળે ગયો, માણ્યો મોટો મંદ. ૫૭૬
પક્ષ પ્રદોષ પૂજન કર્યું, અદિક બ્રહ્માએ આપ;
સરસ્વતી સન્મુખ ગયો, પ્રલય થયું તે પાપ. ૫૭૭
જરાસંધ રાજા જુગતથી, આરાધ્યા હર નાથ;
કૃષ્ણ ભીમ અર્જુન સહિત, હેતે ઓડાવ્યો હાથ. ૫૭૮
પક્ષ પ્રદોષ પૂજન કર્યું, માર્કંડેશ્વર મુન્ય;
આયુષ અવિચળ પામિયા, નેક રહિ નવ નૂન્ય. ૫૭૯
પાંડવને સંકટ પડયું, ગુણ પામ્યા નહિ ઘાટ;
પ્રદોષ વ્રત તવ આચર્યું, વાસ વસ્યા વૈરાટ. ૫૮૦
પક્ષ પ્રદોષ પૂજન સમે, કૃષ્ણે કીધી સેવ;
ચક્ર સુદર્શન પામિયા, એવા છે મહાદેવ. ૫૮૧
આદ્ય અંત ને મધ્યમાં, સ્વર્ગ મૃત્યુ પાતાળ;
પક્ષ પ્રદોષ પૂજન સમે, પ્રત્યક્ષ શિવ પ્રતિપાળ. ૫૮૨
શેષ ફણાઓ સહસ્રથી, કરે નિત્ય ઉપદેશ;
મહિમા શ્રી મહાદેવનો, લહે ન લક્ષણ લેશ. ૫૮૩
શત કલ્પ સુધી શારદ સ્તવે, ગુણ રૂડા જો ગાય;
મહિમા શ્રી મહાદેવનો, પૂરો પલક ન થાય. ૫૮૪
નિગમ નેતિ નેતિ કહે, પ્રીછે નહિ પુરાણ;
કવિ કોણ કીરત કરે, વિશંભર તણાં વખાણ. ૫૮૫
જેમાં બુદ્ધિ જેટલી, જેને જેટલો નેહ;
તેહ વર્ણવે તેટલુ, શો એમાં સંદેહ. ૫૮૬
મંદમતિ જે માનવી, અકલહિણ અજાણ;
તે શિવને શું ઓળખે, વિપરીત બોલે વાણ. ૫૮૭
બુદ્ધિ હિન એ બાપડા, નિત્ય ભોગવે નર્ક;
તે શિવને શું ઓળખે, ઘણા પાપમાં ગર્ક. ૫૮૮
પાપ કરંતાં અવતરે, પાપ કરંતાં જાય;
પુણ્ય ન સૂઝે પાપીને, પરબ્રહ્મ ક્યમ પૂજાય. ૫૮૯
ભાગ્યશાળી ભોગી ભલા, ભાગ્યનિધિ જે ભૂપ;
અદિક પુણ્યશાળી ઓળખે, રાજ રાજેશ્વર રૂપ. ૫૯૦
કોઇક ઇચ્છે ઇંદ્રપદ, કોઇકિ વૈકુંઠ વાસ;
કોઇ મુક્તિ મારગ ભજે, કો ઇચ્છે કૈલાસ. ૫૯૧
નવ અધ્યાય નૌતમ રચ્યા, અવિચળ રહેવા આપ;
બ્રહ્મોત્તરખંડે કથા, સંસ્કૃતમાંની છાપ. ૫૯૨

ઉમા રમા બે એક છે, હરિહર એક સ્વરૂપ;
નિંદે તે નરકે પડે, અલ્પ અંધારે કૂપ. ૫૯૩
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, ગુર્જર દેશ ગુણ ગ્રામ;
પિતા પુરુષોત્તમ તણો, નિર્મળ શામળ નામ. ૫૯૪
સુત શ્રી વિરેશ્વર તણો, નાના ભટનો શિષ્ય;
ઇષ્ટ દેવિ અન્નપુર્ણા, આદ્ય ઉમાપતિ ઇશ. ૫૯૫
બુદ્ધિ દીધી શારદા, પૂર્યા મનના કોડ;
શુદ્ધ ખોટય જાણું નહિ, કહે કવિતા કરજોડ.* ૫૯૬

(ઇતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'પક્ષ પ્રદોષ વર્ણન' નામનો નવમોધ્યાયઃ

---

## અધ્યાય ૧૦ મો.

### દોહરા.

શ્રી ગણપતિ ગરુવો ઘણું, ગુણ નિધિ ગુણ ભંડાર;
શુભ લાયક લક્ષણ લહે, દેવ વડો દાતાર. ૧
સતી પાર્વતી પુત્ર એ, પ્રતાપવંત પવિત્ર;
દુંદાળો દુઃખભંજનો, ચોવિધ ચારુ ચરિત્ર. ૨
ઉમા અંગથી ઉપન્યો, શોભિત અંગ શૃંગાર;
સિંદુર સેવા શાશ્વત, મોદિક તણો ઉર આહાર. ૩
જાગ જગ્ન જશ દેયણો, દેયણ સુખ દાતાર;
આદ્ય પૂજાય ઈશ્વર થકો, કારણ રૂપ કિરતાર. ૪
માત સરસ્વતી સુખ દેયણી, મોટમ પદ મતિ મેર;
પામરને પંડિત કરે, સાચા જેના શેર. ૫
બુધનિધ બાવન માત્રિકા, ભણતર ગણતર ભેદ;
ખટ ભાષા ખટરસ કળા, વર્તે વાણી વેદ. ૬
રત્ન અમૂલ્ય અવની વિશે, જગતિમાં જશ જોય;
એક શ્રી બીજી શારદા, ત્રીજું કહે ન કોય. ૭
શ્રીથી સુખ સંસારનું, શારદા દાયક સ્વર્ગ;
જપ તપ સાધન નિયમથી, વેદ લખાણા વર્ગ. ૮
ગુરુ બ્રહ્મા ગુરુ શિવ સ્વયે, ગુરુ વિષ્ણુ ગુરુ દેવ;
ગુરુ પદ ઈશ્વરથી અદિક,† ભ્રાંત ગણું નહિ ભેદ. ૯

---

* પ્રત ૪ માં એ પછી આ કડી છેઃ

શિવ પૂજે શિવશિવ કહો, વાણી શિવ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ.

† મૂળ પ્રત અને પ્રત બીજીમાં સર્વ સ્થળે અધિકને સ્થાને અદિક છે તે જ સર્વત્ર કાયમ રાખ્યું છે.

કૃષ્ણુ કૃપાળ કરુણાનિધિ, કર કેશવ કલ્યાણુ;
ગિરિ ગોવરધનને ધર્યો, ગોપીજન મુજ પ્રાણુ. ૧૦
નમસ્કાર કરું સર્વને, પૂરો મનનાં કોડ;
કથા બ્રહ્મોત્તરખંડની, શામળ કેહ કરજોડ. ૧૧
સૂત કહે શૌનક સુણો, અદિક પુણ્ય પ્રતાપ;
સંચિત કોટિક જન્મનાં, પ્રલય થાય છે પાપ. ૧૨
ભુક્તિ મુક્તિ ભોગ ભોગવે, સાંભળે જેહ સપૂત;
વિમાન બેસી વૈકુંઠ વસે, જખ મારે જમદૂત. ૧૩
મંત્ર તણો મહિમા ઘણો, કહ્યાં વિવેક જે વ્રત;
સ્થાપન પૂજન શિવ તણાં, તેહ સુણાવ્યાં વ્રત. ૧૪
અતિ સુંદિર અદ્ભૂત કથા, કહું તે સુણજો કર્ણ;
ભવસાગર ફેરો ટળે, ટળે જન્મ ને મર્ણ. ૧૫
લક્ષ ચોરાશી વપુ મટે, પામે સુખ સાગર ધામ;
ગુહ્યમાં ગુહ્ય ને ગુપ્ત ગુણુ, નિર્મળ શિવનું નામ. ૧૬

## ચોપાઈ.

સ્કંધ પુરાણુમાંહે એ કથા, જોગ્ય વાત સંભળાવું જથા;
ગર્ભવાસના ગાઢડ ગળે, લક્ષ ચોરાશી ફેરા ટળે. ૧૭
ગુણુ સાગર શિવ મહિમા ઘણો, સારસંક્ષેપે કહું તે તણો;
શિવ સેવકની સેવા કરે, ઈકોતર શત શિવ ઠામે સંચરે. ૧૮
શિવ સેવકને દેજો માન, વસે વાસ વૈકુંઠ વિમાન;
શિવ સેવકના પૂજે ચર્ણ, પ્રસન્ન રહેશે અશરણુ શર્ણ. ૧૯
શિવ સેવકનાં કરે દર્શન, પરમેશ્વર સેહજે પરસન્ન;
શિવ સેવક શિવને સમતુલ્ય, મહિમા પદ છે મોટમ મૂલ્ય. ૨૦
કથા કહું સંક્ષેપે સાર, પામું જેથી ભવ જળ પાર;
નગર અવંતી અતિ અનૂપ, ભોગી રાજ ભડ ભારે ભૂપ. ૨૧
હોય ચાચર દેવ્યા હરસિદ્ધ, પૂરણુ પૃથ્વી માંહે પ્રસિદ્ધ;
ક્ષીપ્રાતટ સુર ગુરુની સેવ, માહકાળેશ્વર માહ મહાદેવ. ૨૨
ભોગીરાજની આણુજ ફરે, રાજ્ય રામ સરીખું કરે;
લાયક લાડ કરે સૌ લોક, નહિ કોને વ્યાધિ* કે શોક. ૨૩
તેહ ગામમાં બ્રાહ્મણુ એક, વેદ ભણ્યો રંક વિપ્ર વિવેક;
નિર્મળ મર્દન તેનું નામ, અદિક ગુણુ ઉજેણી ગામ. ૨૪
સંચિત પાપનાં ઉગ્યાં સૂત્ર, પાપ રૂપ ઘેર પ્રગટ્યો પુત્ર;
પાપે ગ્રહ કુડા કુજોગ, મળ્યા તે પિતાના ભોગ. ૨૫

---

* પ્રત ૨. "સતાપ કે શોક."

કુયોગમાં પ્રગટ્યો મહા મૂળ, શતધા સંકટ રૂપી શૂળ;
પૂર્વ જન્મનાં પ્રૌઢાં પાપ, સતીઓના લે છે નીત શાપ. ૨૬
બ્રહ્મહત્યા કેરો ભોગિયો, રૌરવ નર્ક સમો રોગિયો;
કરિયે નિંદાનાં શાં કે'ણ, જીભે જૂઠાં બોલે વેણ. ૨૭
એક દિવસ ગયો'તો વન, મળ્યો માર્ગમાં શિવનો જન;
તે નાહ્યો ત્યાં નાહ્યો એહ, દીઠો સુંદિર તેનો દેહ. ૨૮
કરી સેવના તેને નમી, ગુણવંતાને તે તો ગમી;
શિવ સેવક પામ્યો ત્યાં રીઝ, બહુ પુણ્યનું વાવ્યું બીજ. ૨૯
વળતો ઘેર પોતાને ગયો, એટલો આશ્રય મનમાં થયો;
જ્યમ જ્યમ આપે મોટો થાય, કરે નિત્ય અદિકા અન્યાય. ૩૦
જે દહાડે જનનિએ જણ્યો, ત્યારથી વિદ્યા ભૂંડી ભણ્યો;
હરામ ચસકાનો હોરિયો, ચોથે વર્ષ માંડી ચોરિયો. ૩૧
નિશાળે મૂકયો શું ભણે, નાના બાળકને હાથે હણે;
હરે આભૂષણ હોય અનૂપ, કંઇક બાળકને નાખે કૂપ. ૩૨
તસકરિયો પડયું છે નામ, ગુણ જાણ્યો તવ બાધે ગામ;
ચતુરાઇ સઘળી ચૂલે પડી, બાપે કાઢી મૂકિયો અબઘડી. ૩૩
આપઘાતે મુવા મા બાપ, પાપી મન ગણે નહિ પાપ;
નર્ક માંહેથી આવ્યો નેટ, પુનરપિ નર્ક ઇચ્છે છે ઠેઠ. ૩૪
અદિક પાપ અવતરિયો અંશ, વિપ્ર તણા વટલાવે વંશ;
હૈયું તેનું ન રહ્યું હાથ, થયો સંગ ગણિકાની સાથ. ૩૫
સોહ પનોતી હૈયે હોય, તે નર ગણિકા સામું જોય;
બહુ હત્યા કરતો જે મરે, તે ગણિકાની સંગત કરે. ૩૬
પિંગળા નામ તે ગણિકા તણું, તે શું મન માન્યું છે ઘણું;
ગણિકા ભેગો બેસી જમે, ગણિકા સાથે રંગે રમે. ૩૭
પાડે ખાતર કરે ચોરિયો, માનમાની હોડે બોરિયો;
ધન હરે સર્જન સાથમાં, આપે જઇ ગણિકા હાથમાં. ૩૮
સતીઓના ચોરે શણગાર, ભરે પિંગળાનો ભંડાર;
મનુષ્ય હણતાં તે નવ રજ બીએ, મદિરાપાન પ્રીતેથી પીયે. ૩૯
કરે આમીશ તણો નિત આહાર, અધર્મ વાધ્યો અપરંપાર;
ચાડી ચોરી ચિત્તમાં ચા'ય, અહાનશ અભડાયું અંન ખાય. ૪૦
કેઇક લોકના આણ્યા કાળ, આભૂષણ માટે માર્યાં બાળ;
ઓવધ ગૌવધ કરતો ફરે, પાપે પેટ પોતાનું ભરે. ૪૧
પિંગળા સાથે પૂરણ પ્રીત, સ્વપ્નામાં રાચે એ રીત;
શાની સેવા પૂજા પાઠ, ઠગ વિદ્યાના રાચે ઠાઠ. ૪૨

અહર્નિશ ને આઠે જામ, પળ પળ વધે પાપી ઠામ;
પાપ તણી નવ રાખી નૂન્ય, શિવ સેવક સેવ્યો એ પુણ્ય. ૪૩
ઋષભયોગી એક રમતો રામ, ફરતો આવ્યો તેને ઠામ;
સાક્ષાત્કાર કોઈ પૂરણ બ્રહ્મ, ધારે સઘળા સુંદિર ધર્મ. ૪૪
જગદીશ રૂપ જોવાની જાત્ર, સમ દેખે છે પ્રાણીમાત્ર;
જેટલી ઉપમા કહીએ કથી, વહાલુ વેરિ મન તેને નથી. ૪૫
વપુ જ્ઞાન વર શુદ્ધ વિવેક, રાય રંક તેને મન એક;
સરખું કંચન સદ્ય કથીર, સરખાં જાણે સર્વ શરીર. ૪૬
અમૃત વિષનો એકજ સ્વાદ, અંતરમાં નહિ શોક ઉલ્લાદ;
નવ જાણે ગણિકા ને સતી, સમ દ્રષ્ટે જુવે જોગી જતી. ૪૭
પશુ પક્ષીમાં દેખે ઇશ, કોશું નવ રાખે તે રીશ;
શિવ સરીખો શિવનું રૂપ, ભાવિક બ્રહ્મ વિદ્યાનો ભૂપ. ૪૮
દક્ષિણ માર્ગ વામ વિવેક, શિવ શક્તિ સૌ હરિહર એક;
શિવનું પૂજન શિવનાં મત્ર, શિવનું ધ્યાન ને શિવના તંત્ર. ૪૯
શિવ કવચ ને શિવના ન્યાસ, નિશ દિશ કરે એવો અભ્યાસ;
શિવનાં પદ ને શિવનાં ગીત, શિવ નામ ઉપર પૂરણ પ્રીત. ૫૦
કોઈક સંભવને કારણે, ગયો યોગી ગણીકા બારણે;
વનિતા પિંગળા બેઠી વાસ, પ્રીતે યોગી આવ્યો પાસ. ૫૧
આકસ્માત ઉદય જયમ રવિ, મંદિર શોભા એવી હવી;
ગણિકાને એ સુરત ગમી, પ્રદક્ષિણા દેઇ પાગે નમી. ૫૨
આસ્વાગત ત્યાં અદિકી કીધ, પ્રિતે ચરણ ધોઇ અમૃત પીધ;
કોટિ અરુણ ઉદય હોય જયમ, મહા યોગી પધરાવ્યા ત્યમ. ૫૩
ઇશ્વર જાણી પૂજા કરી, ચરણ રેણુકા મસ્તક ધરી;
આસન બેસણુ ને સન્માન, મેળ્યા ભક્ષ ભોજન મેવા પકવાન. ૫૪
ઢોળે વાયૂ ચાંપે ચર્ણ, ભલે પધાર્યા અશરણ શર્ણ;
રુડો દિવસ રુડેરો રંગ, આળસુ ઘેર પધારી ગંગ. ૫૫
અડસઠ તીરથ મારે આજ, ભલે ભલે આવ્યા મહારાજ;
ચુવા ચંદન બે'ક બરાસ, તસકરિયો પણ બેઠો પાસ. ૫૬
પાઠ જોગી એ શિવનો ભણે, તસકરિયો ને ગણિકા સુણે;
શિવ કવચ વખાણ્યાં વર્ણ, કોડે તે સાંભળિયાં કર્ણ. ૫૭
યોગિની સેવા સાથમાં, કવચ યંત્ર અર્પ્યો હાથમાં;
સહસ્ર જન્મનાં એહજ પુણ્ય, નિમેષ માત્ર રહી નહિ નૂન્ય. ૫૮
પ્રભાતે યોગિ ચાલ્યા પંથ, હરખી ગણિકા ચતુરા ચંત;
રાજી થઈ રહ્યો એક રાત, પંથ ઉઠી ચાલ્યો પ્રભાત. ૫૯

કોઈક રસ્તે છાંટે ધૂળ, કોઈક ફરી વધાવે ફૂલ;
વાવે બીજ ત્યમ ઉગે ઝાડ, એમાં શાનો ગણુ ને પાડ. ૬૦
કરે તેવું ભોગવશે તેહ, એહ વાતમાં શો સંદેહ;
એહ વાત અહિંઆંથી રહી, પછી વાત બીજી શી થઈ. ૬૧

દોહરા.

ઘણાક દિવસ એમ વહી ગયા, કરતે કુડાં કૃત્ય;
આવરદા આવી રહ્યો, પામ્યો વિપ્ર તે મૃત્ય. ૬૨
ગણિકા તે પહેલી મુઈ, પાપ તણી કરનાર;
બીજે ભવ શુની થઈ, વાત કહું વિસ્તાર. ૬૩
બાવળનું ફળ વાવશે, પ્રીતે પરડા ખાય;
આમ્ર વૃક્ષનો આરતો, ઈશ્વરનો એ ન્યાય. ૬૪
બ્રહ્મપુરિ આપે બ્રહ્મને, અન્ન વસ્ત્ર ને દાન;
તેને ઘેર લક્ષ્મી વસે, (મહા) રુદ્રતણાં બહુ માન. ૬૫
વગડે વાટ પડાવશે, લુંટે બ્રાહ્મણી બ્રહ્મ;
ઉદર ખાવા અન્ન નવ મળે, ફૂટે આગળ કર્મ. ૬૬
જપ તપ સાધન ને નિયમ, કહાવે દેહ દાતાર;
ઉંચ અવતાર તે અવતરે, ભાગ્યતણો ભંડાર. ૬૭
ચોરી ચાડી ચિત્ત ધરે, નીચ બુદ્ધિ એ નેટ;
નીચ કુળમાં અવતરે, પાપે પોખે પેટ. ૬૮
પાપી પેલો અવતર્યો, કરતો ઔંઢાં પાપ;
શિવ સેવકની સેવથી, થયો અઘ વર્જીત આપ. ૬૯
વન કીચક વેણું તણું, તરણુ મેરુ કહેવાય;
એક તણુખા અગ્નિવડે, ભસ્મસાત સૌ થાય. ૭૦
દશારણુ દેશનો રાજીયો, વજ્રબાહુ નિજ નામ;
સુમતિ નાર સુલક્ષણી, પૂર્વ ભવ પામી કામ્ય. ૭૧
સ્ત્રી બીજી શુભ સાત છે, નરપતિ ઘરમાં નેટ;
વનિતા સર્વે વાંઝણી, તસકરિયો સુમતિ પેટ. ૭૨
સુમતિ નારી નિર્મળા, ગર્ભ રહ્યા ગંભીર;
રાજા રીઝયો હ્રદયમાં, શિતળ થયું શરીર. ૭૩
માન પામી તે માનની, ચતુર વિચારો ચોકય;
વિષ દીધું વનિતા મળી, સુમતિને સૌ સોક્ય. ૭૪
ડાહી જણુશે જો દિકરો, મહીપતિ ઝાઝાં માન;
ઉગતાં પહેલું છેદિયે, તરુણીનું એ તાન. ૭૫

અનેક ખાર બીજા ઘણા, એ તો વાળી હદ્દ;
સપરાણો ખાર સોક્યોનો, સ્વારથ કારણ સદ્દ. ૭૬
સોક્ય ઉપર દે દીકરી, ધન જોઇને આપ;
નવ લક્ષ જન્મ નરકે પડે, માનનીનાં માબાપ. ૭૭
નર પરણે નારી ઘણી, અદિક ઓછે દિલ અદ્દ;
સ્વાન બીજે ભવ અવતરે, શાસ્ત્ર લખાણું સદ્દ. ૭૮
સાચ્યા ખાર સોક્યો તણો, કામનીએ કીધો કેર;
અકળાણી થઈ આકળી, ઓકી કાઢ્યું ઝેર. ૭૯
ચેતી નારી ચિત્તમાં, ઓસડ કપરું કીધ;
મુઈ નહિ માંદી થઈ, પાકાં પાણી પીધ. ૮૦
સોમવલ્લી ઔષધ અદિક, જર ખરચાણો જોગ;
આવરદા રહી જીવતી, રૌરવ વાધ્યો રોગ. ૮૧
લક્ષ વિંછીની વેદના, વપુએ વાધ્યાં વર્ણ;
રોગવતી ને ગર્ભવતી, માનની ઇચ્છે મર્ણ. ૮૨
પુત્ર પ્રસવ્યો પંડરોગિયો, ગડગુંમડ ઘણું થાય;
આઠ પ્રહર તે ટળવળે, ખરું દુઃખ કિમ ખમાય. ૮૩
પલક પલક ઘડીએ ઘડી, કરે પ્રેમદા પોકાર;
પછી સર્વે શોક્યો મળી, ભંભેર્યો ભરતાર. ૮૪
પાપણી છે એ પ્રેમદા, પાપે પ્રગટ્યો પુત્ર;
રાજ્ય તમારું રોળશે, ભાગશે એ ઘર સૂત્ર. ૮૫
તમો જીવો તો સ્ત્રી ઘણી, ઘણાક આવશે તન;
રાણી રાખવી નવ ઘટે, ભૂપતિ આપ ભૂવન. ૮૬
જન્મ અક્ષર જોતિષ કહે, સોયેક સંકટ સૂળ;
મૂળ માંહે એ અવતર્યો, મહિપત કાઢે મૂળ. ૮૭
અરે અરે એ તો કરે, રાત્ય ને દહાડો રોય;
ભૂખ તરશ નિદ્રા નહિ, કળી શકે નહિ કોય. ૮૮
કરડે કિટિ તે કલ્પના, કલ્પે પુત્ર ને માત;
ઓસડ રાય અદિકાં કરે, ત્યમ ત્યમ અતિ ઉત્પાત. ૮૯
પુણ્ય કર્યાં બહુ પેરનાં, સદપાત્રને સગ;
ચુરણ ગુટિકા ચોઘણી, એક ન લાગે અંગ. ૯૦
ભૂવા ગાણુક ને ગારડી, મંત્ર જંત્ર ને તંત્ર;
ભૂત પ્રેત સંતોખિયા, વડાં ઉતારી વ્યંત્ર. ૯૧
ઉતાર ઉતાર્યાં અતિ ઘણા, વગડાવ્યાં ડાક દશ દિશ;
કોથી પાર ન પામિયા, ભાળ લખ્યું જગદીશ. ૯૨

કર્યાં કર્મ છૂટે નહિ, રૂડાં ભૂડાં હોય;
કર્યાં તેહ દેહે ભર્યાં, કાઢી ન શકે કોય. ૯૩
કરતાં લાગે સોહેલું, ખાતાં લાગે મીઠ;
દુઃખ ભોગવતાં દોહેલું, ધન પારકું દીઠ. ૯૪
નારી નિદ્રા નવ કરે, પલક પલક પોકાર;
થયો અધિપત આકળો, ખેદે વાધ્યો ખાર. ૯૫
મહીપતિ મિત્ર કોનો નહિ, દેહમાં રાખે દર્પ;
પય પાઈ ઉછેરીયે, સેહેજે કરડે સર્પ. ૯૬
મહીપને મિત્ર જે નર ગણે, અદિકો એ અજાણ્ય;
ત્રુઠે તો શિરપાવ દે, રુઠે તો લે પ્રાણ. ૯૭
ભરુંસો ન ગણો ભૂપનો, સ્ત્રીના ન ગણો સમ;
આદ્ય અનાદ્ય અવળી ગતિ, કવિ વખાણે કયમ. ૯૮
સ્નેહ ગણે જે શોકનો, ગણે આરમાનું હેત;
જીવ જર ને જશ તે ખુવે, ફોકટ થાય ફજેત. ૯૯
વિશ્વાસ ગણે વ્યસની તણો, કેફ વશ જેની કાય;
ભરુંસો રાખે ભૂપનો, જીવ જરુરી જાય. ૧૦૦
ભંભેર્યો બીજી ભામની, પાપણીશું શી પ્રીત;
નારી વ્યાલ કરશે કશું, રાગીશું શી રીત. ૧૦૧
મદિરા પીધું મર્કટે, એમાં વળગ્યું ભૂત;
વળતું કરડ્યું વિછીએ, એમ અધિપ અદ્ભૂત. ૧૦૨
રાજા તે રીસે ભર્યો, સ્નેહ નારીઆ સાથ;
કામનિ દુઃખે કળકળ્યો, હૈયું ન રહ્યું હાથ. ૧૦૩
સઉ નારે સંતોખિયો, કર્યો પ્રીત પ્રતિબોધ;
જુવતિ તજો તો જીતશો,* કામે ચઢાવ્યો ક્રોધ. ૧૦૪
રીસ ચઢી ઘણું રાયને, કથન સંભળાવ્યાં કાન;
પુત્ર સહિત તે પરહરી, રામા મૂકી રાન. ૧૦૫
સારથીએ રથ સજ કર્યો, બેઉ બેસાર્યાં માંય;
રામા મૂકી રણ વિશે, મનુખ મળે નહિ ત્યાંય. ૧૦૬
વાંકા ગ્રહ વાંકી દશા, વહાલાં† દુશ્મન થાય;
માને અવગુણ ગુણ તણો, ક્યાં રંક ક્યાં રાય. ૧૦૭
મહા આપત્તિમાં પડે, કોપે જ્યારે કર્મ;
તે વેળા વ્હારે ચઢે, પ્રભુ કે બીજો ધર્મ. ૧૦૮

* પ્રત ૨. "જીવશો." † પ્રત ૨. "ડાહ્યા દુશ્મન."

નામ સ્મરણ નૃસિંહનું, સંતોખે સાધુ સાથ;
દુઃખ સમે તે સુખ કરે, હેતે જોડે હાથ. ૧૦૯
સમર્પ્યું હોય સુપાત્રને, પ્રીતથી પાશેર;
વિપત સમે વાધે ઘણું, થાય તરણનું મેર. ૧૧૦
વાંકા કાંટા કેરડા, સિંહ વ્યાઘ્ર ને સાપ;
અબળા એહ અરણ્યમાં, એકલી મૂકી આપ. ૧૧૧
સેવક મૂકી આવિયો, કહ્યાં રાયને કૃત્ય;
હત્યા કરવી નવ પડી, માનની પામશે મૃત્ય. ૧૧૨
ભૂપતિ કહે ભાવટ ગઈ, માન્યું મારું મન;
શોકયો સૌને સુખ થયું, કોડ દિવાળી દન. ૧૧૩
શાણા સમજુ સમજજો, ચિત્તમાં ધરી ચરિત્ર;
નથી દીઠો નથી સાંભળ્યો, મહીપતિ કોનો મિત્ર. ૧૧૪
શમણા માં'ય ન સાંભરે, તે તરુણી કે તન;
મહીપતિએ માઠું કર્યું, જુવતિએ જીત્યો જન. ૧૧૫
કામી અંધ દેખે નહિ, ધારે નહિ મન ધર્મ;
નારીને શું નીપન્યું, કુકું જેનું કર્મ. ૧૧૬
સૂત કહે શૌનક સુણો, પવિત્ર કથા રસ પ્રીત;
રાણી મૂકી રડવડી, રાચી ત્યાં શી રીત. ૧૧૭
બુડી દુઃખમાં બાપડી, અદિક અગ્નિની આંચ;
એકે દેશ ન ઉકલે, ચટપટ કાળની ચાંચ. ૧૧૮
અતિશે જ્યારે દુઃખ પડે, આકુળ વ્યાકુળ થાય;
સેવા શિવ સેવક તણી, વિશંભર વા'રે ધાય. ૧૧૯

## ચોપાઈ.

કંટક કાળા ઝેરી ઝાડ, તે દેખીને ધ્રુજે હાડ;
વ્યાઘ્ર ગર્જના વનમાં કરે, રામા રઘવાઈ રણમાં રડે. ૧૨૦
ન મળે પાસે અન્ન કે નીર, થરથર કંપે કુમળું શરીર;
ભૂખ તરશ દાવાનળ દુઃખ, ભારે ભૂંડી લાગી ભૂખ. ૧૨૧
મહા રોગે પીડાયે ઘણી, વાત કહું શી કષ્ટ જ તણી;
કળકળતી વલવલતી વન, નવ દીસે કો માનવ જન. ૧૨૨
પંથે અખડાતી તે પડી, નગર સમીપે આવી ચઢી;
રગતપીત તે ટેંપે ચૂવે, રાણી તે મહા દુઃખે રૂવે. ૧૨૩
બાળક રોગિયો લીધો બાંહ્ય, તરુણી રોતી આવી ત્યાંય;
પદ્મ પટ્ટણ ગુણવંતું ગામ, પદ્માકર વૈશ્ય નૃપનું નામ. ૧૨૪

અધિકારે સરખો જ્યમ ઇંદ્ર, ચાતુર ચોહો પ્રકારે ચંદ્ર;
હરિશ્ચંદ્ર સરીખું રાખે સત, પરિયાંનું પુણ્ય વધારે પત. ૧૨૫
ક્રોડ વસાએ બીજો કર્ણ, અધિપત અશરણનો શર્ણ;
ગાય બ્રાહ્મણ કે સ્ત્રી પીડાય, તત્ક્ષણ તેની વ્હારે ધાય. ૧૨૬
પરદુઃખ દેખી દુખિયો હોય, એવો રાજા કોઈક જોય;
કુબેર સરીખો તે ધનવંત, જુધિષ્ટર સરખો દીસંત. ૧૨૭
રામ રાજ્ય રૈયતને સુખ, ભૂપતિ ભાગે સૌની ભૂખ;
પર દુઃખ દીઠે પોતે દુખિ, પ્રજા સુખી તો પોતે સુખી. ૧૨૮
રતિ કામ સરીખું રૂપ, ભાગ્યશાળી ભારે ગુણ ભૂપ;
ફરે આણ ને ધર્મી રાજ્ય, અસત્ય અન્યા તનથી તાજ્ય. ૧૨૯
ડાહી હુતી એક તેની દાસ, પ્રીતે આવી પ્રમદા પાસ;
નિર્મળ સરોવર કેરું નીર, તરુણી બેઠી તેને તીર. ૧૩૦
તે જુવતીએ રાણી જોઈ, દુખણી દુઃખ સંભારી રોઈ;
પ્રેમદા દુઃખે ફાટે પહાણ, સુકાય બાધા નીર નવાણ. ૧૩૧
લીલાં તરુવર સૂકાઈ પડે, ચિંતનીનું દુઃખ હૈડે ચઢે;*
આસ્વાગત અદિકી ત્યાં કરી, આપ દાસી ઉછંગે ધરી. ૧૩૨
પૂછી નાર ને લીધો પાર, છે એ કોઈ રાજાની નાર;
ધારણ દીધી સાચી ધીર, ખવરાવ્યું ને પાયું નીર. ૧૩૩
પરહરી તે આવી પુર પાસ, રાજા પાસે આવ્યો દાસ;
અથ ઇતિ માંડી કહી કથા, વનિતા દુઃખ પામે છે વૃથા. ૧૩૪
મહારાજા કહું છું એક વાત, રાણી છે જુવતિની જાત;
અદિક દુઃખ દીઠું છે અમો, અશરણ શરણ કહાવો છો તમો. ૧૩૫
નોધારાંના છો આધાર, દુખિયાની કરો છો નિત વ્હાર;
કરોડ વ્રતનું પુણ્ય જ હશે, તેહ નાર સુખી તો થશે. ૧૩૬
દુઃખ દાવાનળ રોગે ભરી, સરોવર પાળે છે સુંદરી;
બાળક નાનો છે બાંહેમાં, વનિતા તે વડની છાંયમાં. ૧૩૭
રુડો દીસે તેનો તન, રાજપુત્ર કો રિદ્ધ રતન;
ભૂખ દુઃખ ને રોગે રહ્યો, કારણ કામનીએ મુજને કહ્યો. ૧૩૮
હેત પ્રીત ને પૂરણ પેર, ગુણવંતી તેડી આણી ઘેર;
પદ્માકર વૈશ્યે જોડ્યા પાણ, વદને બોલ્યો અમૃત વાણ. ૧૩૯
ચતુરા કેરાં જોયાં ચે'ન, તું માત તું મારી બ્હેન;
કહી સાંભળી વિગત વાત, સુખે રહો હંઈ મારી માત. ૧૪૦

* પ્રત ૨. "પદ્મનિ દુઃખે પર્વત પડે."

આ સર્વે મારું ઘર સૂત્ર, આજ્ઞા કારણ જાણો પુત્ર;
તારા કણ તારો કોઠાર, તારાં વસ્ત્ર તારો ભંડાર. ૧૪૧
રાખી રાણી રાખ્યો તન, શિવ સેવાથી વાધે પુણ્ય;*
રાણીને દીધી શુભ શીખ, ભવતારણ ભજો જુગદીશ. ૧૪૨
ઓસડ વેસડ અદિકાં કરો, ઝાઝાં કણ બ્રાહ્મણ કર ધરો;
એમ ઉપાયો કીધા ઘણા, એકે વાત ન રાખી મણા. ૧૪૩
મારી હળતાળ પારા મારિયા, એથી વૈદ્ય સરવે હારિયા;
આદાન નિદાન ચિકિત્સા થા'ય, ત્યમ ત્યમ વ્યાધિ વધતો જાય. ૧૪૪
મહા પાપે મહા રોગી હોય, તે તે કયમ મટાડે કોય;
પાઠુ ક્ષય ભગંદર ભોગ, રગતપિત પાપીને રોગ. ૧૪૫
ઓસડથી એ તો નવ ટળે, રોગ ટળે જો પાતિક બળે;
ઘણા ઉપાય કર્યાં બહુ પુણ્ય, નિમેષ માત્ર ન રાખી ન્યૂન્ય. ૧૪૬
તોયે રોગ એનો નવ ગયો, દિનાદિન અત્યે બમણો થયો;
તે ભામનિના મળિયા ભોગ, બાળકને વ્યાપ્યો ખઈ રોગ. ૧૪૭
ગળવા માંડ્યો તે તો તર્ત, માતુ દેખતાં પામ્યો મૃત્ય;
રુદન કરે પદ્માકર રાય, કરી ચાકરી ના ફળી કાય. ૧૪૮
લક્ષ મળ્યા નગરના લોક, આના દુઃખથી પામે શોક;
રાય તણી રૂવે રાણીઓ, જ્યારે પુત્ર મુવો જાણીઓ. ૧૪૯
દુઃખ પામે તેની માવડી, વ્યથા કયમ વેઠું આવડી;
પિયર સાસરૂ સર્વે ગયું, પુત્ર મર્ણથી દુઃખ બહુ થયું. ૧૫૦
પિંડ પ્રાણ ધરી શું કરું, મા કહે પુત્ર સંગાથે મરું;
હવે દેહમાં કયમ રહે જીવ, કોપ્યો જ્યારે દારુણ દૈવ. ૧૫૧
કાલાવાલા સૌ કો કરે, જાણે રખે એ નારી મરે;
જ્ઞાન તેને સમજાવ્યું ઘણું, તન ધિરજ રાખે તે તણું. ૧૫૨
ગયા માંધાતા જે મહીપતિ, ગયા કંઈક જોગિ ને જતિ;
બળભદ્ર ગયા, ગયા ફરસુરામ, ગયા પ્રદ્યુમ્ન જે કોટિક કામ. ૧૫૩
ગયા સહસ્રાર્જુન ઝાઝા રુખિ, તેત્રીશ કોટી દેવ ગયા મહાસુખી;
ગયા વ્યાસ વસિષ્ઠ શુકદેવ, ગયા સુર સનકાદિક સેવ્ય. ૧૫૪
ગયા ઉદ્દાલક ને હરિશ્ચંદ્ર, ઉડી ગયા કંઈ જેવા ઈંદ્ર;
જે શીર ઢળતાં સોના છત્ર, તે નર પામ્યા તુળસી પત્ર. ૧૫૫
ગયા દાતાર જશવંત ઝુઝાર, કંઈ ગયા ભૂપ ગયા મેલી ભંડાર;
ગયા ભણ્યા ગણ્યા બહુ ભેદ, ગયા ગુણીજન પાઠે વેદ. ૧૫૬

* પ્રત ૪. "શિવની શાયે પ્રકટાવે પુણ્ય."

જે કો જાયા તેને જવું, એ વાતે શું દીઠું નવું;
આજ કાલ કે કોઇક પરમ, ભોગવે આયુષ્ય લખિયું કરમ. ૧૫૭
રાખ્યું કોનું ન રહે કોય, જગત બધું જુગતેથી જોય.
માથે મૃત્યુ આડે અંક, ગયા રાય રાણા ને રંક. ૧૫૮
ઇંદ્રજીત રાવણ કુંભકર્ણ, બળિરાય સરીખા પામ્યા મર્ણ;
ગયા જોરાવર જેનાં ગાત્ર, તો તારો અર્ભક કોણ માત્ર. ૧૫૯
દિલીપ દશરથ અધિપતિ અજ, ધર્મ તણી જેને ઘેર ધ્વજ;
ગયા જાદવ જે છપન કોડ, જગ બાધો જીત્યો હિત હોડ. ૧૬૦
ગયા પાંડવ સરીખા પાત્ર, તો તહારો અર્ભક કોણ માત્ર;
મગ કોરીને પેસે માંહ્ય, તોયે મોત ન મૂકે ત્યાંય. ૧૬૧
લખ્યા લેખ તે તો નહિ મટે, જવ ભાર વધે કે તલ નહિ ઘટે;
છઠ્ઠીના લખાયા જે લેખ, ભવિષ્ય મટે નહિ મીન કે મેષ. ૧૬૨
મરે ભાગ્યશાળી ને ભક્ત, મરે ભોગી જોગિ ને જક્ત;
પંડિત, રંડા, દંડી મરે, કુડી કલ્પના મૂરખ કરે. ૧૬૩
મરે પાપી ઔઢો પુણ્યવંત, મરે શાહ સતિ ને સંત;
અબ્દ સહસ્ર કે જીવે લાખ, આખર ખાખર કાષ્ટે ખાખ. ૧૬૪
ધુમપાની જોગી સુજાણ, મોઝા મૃત્યુ ગયા મસાણ;
મહા પાપી નિત પાપ જ કરે, આયુષ્ય ખુટે તે પણ મરે. ૧૬૫
કાળ સૌને નિત નિશ્ચે ખાય, જે કો જાયું તે સઉ જાય;
કાળ વશ બ્રહ્મા ને ઇન્દ્ર, કાળ વશ રવિ ને ચંદ્ર. ૧૬૬
કાળ વશ અંગદ ને બ્યાળ, કાળ વશ છે દશ દિગ્પાળ;
કોડ બ્રહ્માંડ દીસે છે ઘણું, સર્વ ચવેણું કાળ જ તણું. ૧૬૭
કેટલુંક મુષ્ટિ મારે મુખ, તોયે કદી ન ભાગે ભૂખ;
નદી પર્વત ને પ્રૌઢા પહાડ, ઝેર અમૃત ને મોટાં ઝાડ. ૧૬૮
જક્ષ ગંધર્વ ત્રિદશ દાનવી, નરનાર પશુ પક્ષી માનવી;
હારજન્ન તે હરિ સરખા હોય, હરવિણ કાળ ન જીતે કોય. ૧૬૯
કાળે પૃથ્વી પર્વત પડે, એમાં શાનું અચરંજ અડે;
હેમંત શરદ્ વૃક્ષા વસંત, એનો પણ આવી રેહ છે અંત. ૧૭૦
હુતાશની દિવાળી કરી, નિત નિત આવે છે ફરિ ફરી;
આજ કાલ ને સાંઝ સવાર, મધ્યાન મધ્ય રાત્રિ વારંવાર. ૧૭૧
અમાસ પૂનમ માર્ગશિર ને માહ, કાળ ચતુરાઈ એ તો ચાહ;
કરોડવાર અવતરિયા રામ, કરોડ રાવણ રોળ્યા તે ઠામ. ૧૭૨
કરોડ કૃષ્ણ અવતરિયા અંશ, અનેક કોડ હણિયા છે કંસ;
કૂપ થકી જ્યમ ઘેહેડયો* ફરે, કાળ ક્રીડા એ રીતે કરે. ૧૭૩

* રેંટમાળના ઠીકરાના ઘડા.

કાળ વિસારે નહિ કોયને, ગ્રહે લાગ રુડો જોઈને;
ફોકટ શીદ કરાવો હાસ્ય, નામ ધરાવ્યું તેનો નાશ. ૧૭૪
એમ પ્રબોધ કરે સૌ ઘણું, મન નવ માને તરુણી તણું;
પડ્યો પુત્ર તે ઝૂરે માત, કરવા માંડ્યો ઝંપાપાત.* ૧૭૫

દોહરા.

પૂર્વ જન્મના પુણ્યથી, શિવ જોગી એક સિદ્ધ;
અચાનક ત્યાં આવી ચઢયો, કરુણા રુડી કીધ. ૧૭૬
શિવકવચ શ્રવણે સુણ્યું, પૂર્વ જન્માંતર આપ;
શિવ સેવકની સેવથી, પ્રલય થયાં સૌ પાપ. ૧૭૭
રુડું થનારું જ્યાહરે, સૂઝે છે સત્સંગ;
જેથી ભવજળને તરે, રાચે રુડો રંગ. ૧૭૮
રૂડું થનારું જ્યારે, પ્રીછે પુણ્યની પેર;
રૂડું થનારું જ્યાહરે, ગુણીજન આવે ઘેર. ૧૭૯
કલ્પાંત કરે છે કામનિ, યોગિ આવ્યા તે ઠામ;
દેવ સરીખા દીસતા, શિવ પદ નિર્મલ નામ. ૧૮૦
પ્રેમદાને સૌ પ્રીછવે, બાળક પામ્યો મૃત્ય;
શિવ સેવક સુંદર વદન, ત્યાં આવ્યા છે તર્ત. ૧૮૧
મહા મંગળ આનંદમાં, બ્રહ્મ વિદ્યાનો ભૂપ;
આકસ્માત કરૂણા કરી, ઋષભ સમો વડ રૂપ. ૧૮૨
મુખે મંત્ર મહાદેવનો, જપ પંચાક્ષર જાપ;
પ્રીછવે સ્ત્રીને પુરબધું, ત્યાં આવ્યો આપોઆપ. ૧૮૩
અકસ્માત રવિ ઉગિયો, હેત અજવાળું હોય;
શિવ પ્રતાપ શિવ સારખો, કળી શકે નહિ કોય. ૧૮૪
માનુભાવ દીઠો મહીપતે, ચતુર શરદનો ચંદ્ર;
જળહળ જ્યોત જશ રૂપ તે, તે આગળ તુચ્છ ઇંદ્ર. ૧૮૫
ઉઠી સૌ ઉભા થયા, મુનિને દીધાં માન;
આસન આપ્યું હેતથી, ભારે રાખી ભાન. ૧૮૬
લાલચ લોભ વહાલું નથી, નથી સ્વપ્નમાં શોક;
મિત્ર શત્રુ તેને નથી, સમદ્રષ્ટે સૌ લોક. ૧૮૭
દયાવંત દાતાનિધિ, કરૂણારૂપ કિરપાળ;
મમત નહિ માયા નહિ, જૂઠી નહિ જંજાળ. ૧૮૮
હરિજન હર્ષ પામ્યા ઘણું, નીર્ચાં ઢાળ્યાં નેણ;
અમૃતથી મીઠાં ઘણાં, વદન દીપતાં વેણ. ૧૮૯

* ત્રણ પ્રતમાં ઝઝાપાત છે.

કહો સૌ કો અહિં કેમ મળ્યા, દેહ પામો શે દુઃખ;
માગો છું શું મુજ કને, સૌને થાય ક્યમ સુખ. ૧૯૦
અર્થ ગર્થ નહિ મુજ કને, મુજ પાસે નહિ ધન;
રુદ્રાક્ષ વિભૂતિ મુજ કને, હું છું જોગી જન. ૧૯૧
વળતો પદ્માકર વદે, સાંભળો મુનિ મહારાજ;
મરે પુત્રથું માવડી, જાય લોકમાં લાજ. ૧૯૨
મોત આવ્યું તે તો મરે, પ્રેમદા છોડે પ્રાણ;
અબળા આત્મ હત્યા કરે, થાય હસું ને હાણ. ૧૯૩
દયા કરી દયાનિધિ, હેત ભેરખો હાથ;
મૂકી વિભૂતિ મુખ વિશે, દેખતાં સૌનો સાથ. ૧૯૪
મૃત્યુંજય જીતે મૃત્યુને, ત્ર્યંબક મંત્ર હિત હોય;
અન્ય બીજો જીતે નહિ, અવર ન પૂજે કોય. ૧૯૫
મૃત્યુકાળને જીતવા, મૃત્યુંજય સમર્થ;
બાકી બીજા મંત્રનાં, વખાણ કરો તે વ્યર્થ. ૧૯૬
મહાદેવથી મોટા નથી, મૃત્યુંજય મોટો મંત્ર;
વેદ પુરાણ ને શાસ્ત્રમાં, તોળી જોતાં તંત્ર. ૧૯૭
આળસ મોડી ઉઠીઓ, થયો સજીવન જોગ;
ભદ્રાયુ નામ તેનું કહ્યું, રુદ્રાક્ષે ટાળ્યો રોગ. ૧૯૮
કાયા દિવ્ય કામાતણી, થઈ નિરોગી દીઠ;
પ્રસન્ન થયા એક પલકમાં, પાણ ફેરવ્યો પીઠ. ૧૯૯
રામા રૂપ રંભા સમુ, વપુએ જોબન વેશ;
અરુણ તરુણ અર્ભક થયો, દાખ્યો બાધિ દેશ. ૨૦૦
જાણ્યું બાધા જગતમાં, પ્રત્યક્ષ એ તો ઈશ;
શિશુને સજીવન કર્યો, ધર્મ ધોરંધર ધીશ. ૨૦૧
પદ્માકર ઘણું હરખ્યો, તન મન ધન વપુ વેશ;
પ્રગટ પુણ્ય મારું થયું, દેવ પધાર્યા દેશ. ૨૦૨
અપરાધી શું ઓળખું, ઈશ સમા છો ઈશ;
વચન વદો વિષ્ણુ સમાં, જગતપતિ જગદીશ. ૨૦૩
સિદ્ધ તણા પણ સિદ્ધ છો, બ્રહ્મ સમા છો બ્રહ્મ;
કંગાળ ઉપર કરુણા કરી, ધાર્યો રુડો ધર્મ. ૨૦૪
દર્શન દુર્લભ દેવને, પામરને હવા પ્રસન્ન;
અહર્નિશ મુજ રુદે વસો, મહાદેવતણું દર્શન. ૨૦૫
અમો કંગાળ શું આપિયે, શિષ્ય થઈ કરીએ સેવ;
નિરંતર નિર્લોભી તમો, દેવતણા પણ દેવ. ૨૦૬

કંચન કથીર તારે મને, રત્ન તારે મન રાખ;
કોટિ ચિંતામણી કાંકરા, શાસ્ત્ર પૂરે છે સાખ. ૨૦૭
વસ્ત્ર વપુથી વેગળાં, ધન તારે મન ધૂળ;
માયા ખાસી દાસી કરી, મહારાજ છો ઓહ મૂલ્ય. ૨૦૮
સ્તુતિ નિંદા સમાન છે, અમૃત વિખ બે એક;
શત્રુ મિત્ર સરખા ગણો, વસ્યો એ રીત વિવેક. ૨૦૯
રાય વચન એમ સાંભળી, હરિજન પામ્યા હર્ષ;
પ્રસન્ન થયા પુર ઉપરે, કરુણાનિધ કલ્પવૃક્ષ. ૨૧૦

## ચોપાઈ.

સજીવન કીધો જેહને, તરત ખોળે લીધો તેહને;
ભદ્રાયુ પાડયું છે નામ, દેખે ગુણીજન બાધું ગામ. ૨૧૧
વિસ્મય પામ્યો ભારે ભૂપ, કંદર્પ સરિખું કીધું રૂપ;
દેશ બાધામાં જાણ્યો દેવ, સમ્યક્ પ્રકારે કીધી સેવ. ૨૧૨
કર્ણમાં મૂકયો શિવનો મંત્ર, આપી ભસ્મ તરતીએ તંત્ર;
હરિહર એને પરસન્ન થશે, ભરતખંડનો ભૂપતિ થશે. ૨૧૩
એક સહસ્ર વર્ષ કરશે રાજ, અસત અન્યા તનથી તાજ;
રાય પદ્માકરનો જે દીકરો, એ પણ આપ ઉછંગે ધર્યો. ૨૧૪
થાજે તું ધુરંધર ધીર, એ રાજાને તુંય વજીર;
ભદ્રાયુ ભૂપ સિમંત પ્રધાન, અધિકાર ઇન્દ્ર તણો અનુમાન. ૨૧૫
મૃત્યુંજય મંત્ર વિભૂતિ દીધ, કરુણા ભક્ત ઉપર બહુ કીધ;
સમુદ્ર વલય ફરશે તુજ આણ, પ્રતાપ પુરંદર સમો પ્રમાણ. ૨૧૬
પદ્માકર તેડયો એકાંત, ભાગી તેના મનની ભ્રાંત;
ફરી ફરી શું પૂછે મને, થોડે દહાડે મળશું તને. ૨૧૭
લોકે સ્તુતિ માંડી જેટલે, પોતે પંથ કર્યો તેટલે;
રહો રહો કહેતાં યોગિ ઉઠીઓ, ઉમંગવત મદગળ છુટિઓ. ૨૧૮
કોના કથન સુણ્યાં નહિ કર્ણ, ચમક ચમક ચલાવ્યાં ચર્ણ;
ગુણવંત શિવ યોગિ તો ગયા, ઉચ્છાહ ઘણા લોકોને થયા. ૨૧૯
રાય પદ્માકર કેરો તન, અદિક ગણે ભદ્રાયુમન.
શુકલ પક્ષમાં વાધે ચંદ્ર, અધિપતિ જાણે શોભે ઇન્દ્ર. ૨૨૦
વાધે ઉતરાયણમાં રવિ, તેવી શોભા સુતની હવી;
જ્યમ આષાઢો વાધે મેહ, દેવાંશી થઈ ભદ્રાયુ દેહ. ૨૨૧
કુળાચાર કોડેથી કીધ, ઉપવિત બે બાળકને દીધ;
મૂકયા નિશાળે બે પુત્ર, જેહ વડે સઘળું ઘર સૂત્ર. ૨૨૨

### દોહરા.

સૂત કહે શૌનક સુણો, શિવ સેવક મહિમાય;
વેદ વરણવી નવ શકે, ગુણ નિત શારદ ગાય. ૨૨૩
બ્રાહ્મણ પેલા ભવ તણો, મોઢાં કરતો પાપ;
સ્ત્રી હત્યા કીધી ઘણી, શિર સતીઓના શાપ. ૨૨૪
બ્રહ્મહત્યાનો ભોગિયો, પિંગળા સાથે પ્રીત;
મદિરામાં રહેતો મચ્યો, રુડી નહોતી રીત. ૨૨૫
શિવ સેવકની સેવથી, એક રાત એક દીશ;
નવ ક્રોડ જન્મ નરકે પડત, એહ ઉગાર્યો ઇશ. ૨૨૬
તેહ પુણ્યથી અવતર્યો, ભૂપતને ઘેર ભોગ;
પૂર્વજન્મનાં પાપથી, રૌરવ ભોગવા રોગ. ૨૨૭
પૂર્વજન્મનાં પુણ્યથી, દીઠું દિવ્ય દર્શન;
પાપ સર્વ પ્રલય થયાં, હવા ઇશ પરસન્ન. ૨૨૮
આગળ વાખ્યા આવશે, વાતતણો વિસ્તાર;
ન્યાલ કરે નિમેષમાં, તરશે ભવ સંસાર. ૨૨૯
પિંગળા ગણિકા પાપણી, કહીશ વિગતની વાત;
શૌનક પ્રત્યે સૂત કહે, શિવ મહિમા સાક્ષાત. ૨૩૦
પાપ રૂપ ગણિકા હતી, મોઢાં કરતી પાપ;
નવક્રોડ જન્મ નરકે પડત, તે તો ઉગરી આપ. ૨૩૧
એક રતિ અગ્નિ અડે, થાય ભસ્મ હલ રાખ;
શિવ સેવકને સેવવો, છયે શાસ્ત્રની છાપ. ૨૩૨
સંક્ષેપે કહું તે કથા, વાણી વેદ વિલાસ;
દશ અધ્યાય પૂરણ થયા, પ્રાકૃત શબ્દ પ્રકાશ. ૨૩૩
શિવ પૂજો શિવ શિવ કહો, શિવ ઉપર હિત હાસ્ય;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૨૩૪

(ઇતિ શ્રી બ્રહ્મોત્તરખંડે) 'પીંગળા સ્ત્રી પ્રકરણ' નામનો દશમોધ્યાયઃ

---

## અધ્યાય ૧૧ મો.

### દોહરા.

શ્રી શુભ વિદ્યા સરસ્વતી, મતિ દેયણી માત;
પામરને પંડિત કરે, વિશ્વમાંહે વિખ્યાત. ૧
જતિ સતી ભોગિ બ્રહ્મ સુત, અતિ ધૃતિ ધરતા ધ્યાન;
રતિપતિ કરજોડે સઉ, મહિપતિ માગે માન. ૨

દાતા સુખ સાગર તણી, ત્રાતા જન જગત;
સુખ શાતા સૌ વિશ્વની, વિચાર તણી વિગત્ય. ૩
આનંદ કંદ છો હરનિશ, ચતુરાઇ તણી તું ચંદ્ર;
પામરને પંડિત કરે, પાદ ઇચ્છે તુજ ઇન્દ્ર. ૪
બાર રાશે બાંધ્યું જગત, છોડયું નહિ છૂટંત;
એક અચુત ઇશ્વર મળે, તેથી નહિ ત્રુટંત. ૫
બીજો બાંધવ ત્રીસનો, હાંકી બાંધે હોડ;
તે કોથી છૂટે નહિ, ફિરતાર મળે જો કોડ. ૬
બુદ્ધિથી બાંધ્યો બાવને, ત્રીજો બંધ તરતોલ;
ખડ ભાષા ખડ શાસ્ત્ર શુભ, બાબત બાવન બોલ. ૭
એકવીસ કોડ બ્રહ્માંડમાં, જડ ચૈતન્યનાં નામ;
બાંધ્યાં બાર બત્રીસમાં, કહે કવિ શારદ કામ. ૮
પુરાણ પાઠ પવિત્ર જે, સંસ્કૃત પ્રાકૃત સર્વ;
બાંધ્યાં બત્રીસ બાવને, ગુણવંત તજે સૌ ગર્વ. ૯
સવાલક્ષ ભારત કથા, અષ્ટાદશ પુરાણ;
શત કોટિ રામાયણે, સમજો જાણ સુજાણ. ૧૦
ચ્યાર વેદ થઇ ચારલક્ષ, કીર્તન અપરંપાર;
બત્રીસ બંધે બાંધિયો, સકળ સૃષ્ટિ સંસાર. ૧૧
કુણમાત્ર કવિયો લહે, પંચમહાભૂતનો પિંડ;
કૃપા તારીથી હું ધરું, કહું બ્રહ્મોત્તર ખંડ. ૧૨
માયાને વશ માનવી, મનને વશ જ્યમ ચરણ;
ત્યમ તારે વશ છું કવિ, જ્યમ વાયુ વશ તરણ. ૧૩
દિવ્ય ચંદ્રોદય દેશમાં, રિદ્ધ ચંદ્રાંગદ રાય;
સુનંદા ઘેર સ્ત્રી સતી, કંદર્પ સરીખી કાય. ૧૪
ખાન પાન ધન ધ્યાન દ્દઢ, ધર્મ કર્મ સુસત્ય;
યથા નામ તથા ગુણા, પરિયાંનું રાખે પત્ય. ૧૫
અરથ ગરથ રથ પાલખી, સમરથ સંગ્રામે શૂર;
લાજવટ ને રાજતટ, શાહાવટ ન્યાવટ નૂર. ૧૬
પૈદળ ગૈદળ હયદળે, મદગળતા માતંગ;
બેડાગ અતિશે બાંકડા,* તાતા તરતિબ તુરંગ. ૧૭
અલખતની ઉનમ નહિ, મહા સુખ સાગર મોટ;
દીકરા પાપી નિપજ્યા, ખરી એક મોટી ખોટ. ૧૮

* અસ્પષ્ટ છે.

અર્ભકની ઇચ્છા ઘણી, અહર્નિશ પૂજે ઇશ;
મંત્ર જંત્ર મહાદેવના, તેહ ચઢાવે શીશ. ૧૯
સેવે નિત શૂળપાણુને, ગાયા શિવનાં ગાય;
ત્રિપુરારિ ત્રુઠયા તેહને, કૈલાસ તણો જે રાય. ૨૦
જન્મ જન્માંતર પિંગળા, ઘણા પાપમાં ગર્ક;
હતી અળખામણી ઇશને, નાખત તેને નર્ક. ૨૧
શિવ સેવક સેવ્યા થકી, નિર્મળ ઝાઝો નેહ;
વિશંભર વહાલી ઘણું, જેમ પોતાનો દેહ. ૨૨
ભોળા શિવનો ભાવ જો, વિશ કોટી હોય વાંક;
પ્રસન્ન થાય પળ એકમાં, એ તો આડે આંક. ૨૩
જશ આપે જળધારથી, ન્યાલ વજાડે ગાલ;
ધંતુર ચઢાવે ધન દિયે, વિશ્વેશ્વર રાખે વ્હાલ. ૨૪
કોસૅર કરે નહિ આપતાં, પુણ્ય હોય પાશેર;
વડના બીજ પેરે વધે, મોટમ પદનો મેર. ૨૫
પાપ કરનારી પિંગળા, કુકર્મની કરનાર;
નર્ક કુંડ નર્કગામિની, નહિ નર્કમાં ઠાર. ૨૬
વિશંભર મન વિચારીઉં, ગુણ ગ્રહ્યો તે ગૂઢ;
શિવ સેવક સેવ્યાતણું, પુણ્ય ફળ આપું પ્રૌઢ. ૨૭
અષ્ટ મહાસિધ નવનિધ સહિત, ભોગવે રૂડા ભોગ;
વસે પછી વૈકુંઠમાં, શિવ સેવક સંજોગ. ૨૮
સહજ શિવ સેવકતણું, દીઠું દિવ્ય દર્શન;
પુણ્ય ઉપાર્જન એટલું, પરમેશ થયા પરસન્ન. ૨૯
હોય ઢગલો જ્યમ તરણુનો, કળિ ન શકે કોય;
જવ જેટલો અગ્નિ અડે, બળી ભસ્મ તે હોય. ૩૦
રજ હોય પર્વત જેટલી, મેરુવત મહિમાય;
ઉડી જાય આકાશમાં, વિપરીત વાયુ વાય. ૩૧
અસંખ્ય અલેખે અજ તણાં, ઘેણુ બાંધ્યાં શું ધાય;
સિંહનાદ શ્રવણે સુણે, સર્વે નાશી જાય. ૩૨
અંધારું હોય અતિ ઘણું, તરુણ તિમિર ઘનઘોર;
દિનકર ઉદય દીસે નહિ, શાહથી નાસે ચોર. ૩૩
પ્રૌઢાં પાપ પ્રાણી કરે, જાણુ અજાણે જેહ;
શિવ મંત્ર શ્રવણે સુણે, થાય દેવાંશી દેહ. ૩૪
તારણ તત્ત્વ ત્રિલોકનું, નરક નિવારણ નામ;
દુર્લભ દર્શન શિવભક્તનું, થિર પદ અવિચળ ઠામ. ૩૫

પાપ રૂપિણી પિંગળા, ભારે વટલાવ્યા બ્રહ્મ;
આણી માંસ મદિરા મહતા, કુડાં કીધાં કર્મ. ૩૬
ઘણાં છિનાળાં કીધાં ઘણાં, કંઈ રોવરાવી રાંડ;
કંઈને કીધા રાંડવા, કંઈને કીધા ડાંડ. ૩૭
શિવભક્તાની સેવથી, નિર્મળ થઈ તે નેટ;
ચંદ્રાંગદ રાણી સુનંદની, પ્રગટી તેને પેટ. ૩૮
શુભ મુહૂર્ત શુભ લગ્નમાં, કોટિક કંદર્પ કામ;
લાડકવાઈ લક્ષધા, સત પુત્રને ઠામ. ૩૯
તે વનિતા વાધે ત્યાંહાં, રામામાં બહુ રૂપ;
ઉત્પત્તિ આગળ આવશે, એહ કથા અનૂપ. ૪૦
વાધે વિધુ શુદ બીજનો, વાધે દક્ષણાયન રાત;
અરુણ વાધે ઉતરાયણ, જુવતિ સુંદર જાત. ૪૧
પદ્મનીથી પંદર ગણી, ચિત્રણીથી સેં ચાર;
રતિ રૂપ રંભા સમુ, લક્ષણ વીસ ને બાર. ૪૨
ડાહાપણ અંગ દશ કોટિધા, મોટમ પદવી મેર;
રુષભ જોગિ આવી રહ્યા, વરસ થયાં જાં તેર. ૪૩
રાય પદ્માકર ઘર થકી, ચતુર ઋષભ ચાલંત;
પૃથ્વી પ્રદક્ષિણા કારણે, મન સાથે મહાલંત. ૪૪
નવ દુર્ગાને નરખિયાં, દશ દિગ્પતિને દીઠ;
ચાતુર ચોસઠ યોગિની, ફર્યાં પૃથ્વીની પીઠ. ૪૫
ગંગા સિંધુ ગોમતી, કાશી ને કેદાર;
સાત મુક્તિ પુરિયો સહિત, જ્યોર્તિ લિંગ બુધ બાળ. ૪૬
અડસઠ તીર્થ જે આદિક પદ, સેતુબંધેશ્વર રામ;
નવસેં નવાણું નદ નદી, થિર થાવર પદ ઠામ. ૪૭
પૃથ્વી પ્રદક્ષિણા કરી, સાચા જેના શેર;
પુનરપિ પદ્માકર ગૃહે, યોગિરાજ ફરી ફેર. ૪૮
પદ્માકર ભદ્રાયુ સહિત, સભા ભરી છે જ્યાંહ;
મહા શિવ સરખા સહજમાં, તત્ક્ષણ આવ્યા ત્યાંહ. ૪૯
સભાસદો ઉભા થયા, માન ઘણેરાં દીધ;
અર્ધ્ય પાદ્ય પૂજા કરી, લા'વ લાખેણા લીધ. ૫૦
કુંમકુંમ છડા દેવરાવિયા, રંગ્યા મહેલ અવાસ;
પુષ્પ પ્રેમળ પથરાવિયાં, કસ્તુરી બે'ક બરાસ. ૫૧
કેસર ચંદન કર્દમ કર્યાં, ઘણા અર્ગજા ઘોળ;
અબીલ ગુલાલ ઉડાવિયા, કીધો કુમકુંમ રોળ. ૫૨

પય ઉંબર ધોવરાવિયા, મોતી પૂર્યા ચોક;
દેવ દુંદુભિ વાગિયાં, ગુણ અજવાળ્યા ગોખ. ૫૩
કરજોડી ઊભા રહ્યા, ભદ્રાયુ ને ભૂપ;
દિનકર તુલ્ય દયા નિધિ, ઋષિ સરીખું રૂપ. ૫૪
પતિતને પાવન કરો, દીન બંધુ દાતાર;
અધમ ઉદ્ધારણ અધિપતિ, કરુણા રૂપ કીરતાર. ૫૫
પંદર પ્રદક્ષિણા કરી, પ્રણમ્યો ઋષિને પાગ;
સુખ સાગરમય મુક્તિની, જડી મુને તો જાગ. ૫૬
કરનાર કોટિ કલ્યાણના, સુખ સાગરનું સત્વ;
કહેવા માત્ર છો માનવી, ત્રિલોક તણું છો તત્વ. ૫૭
પ્રાણદાતા પરબ્રહ્મ છો, મોક્ષદાતા છો મૂળ;
જેનાં દર્શનથી ટળે, ભારે સંકટ શૂળ. ૫૮
કંગાલને કરુણા કરો, અધમ ઉદ્ધારણ આપ;
પાંચ પદારથ પામિયે, તમ દર્શન પ્રતાપ. ૫૯
એક ઉનમ રહી નહિ, દયા કરી છે દેવ;
અમો પામર શું પ્રીછિયે, સદ્‌ગુરુ કેરી સેવ. ૬૦
તમ જોરેથી ઝુઝિયે, સતવસા તમ શર્ણ;
બુદ્ધિ દ્યો તમ બોલિયે, ચતુર તળાંસે ચર્ણ. ૬૧
ક્રોડ દિવાળી આજ દિન, કોટિક હેતુ હર્ષ;
ક્રોડ કામ ચિંતામણી, ક્રોડ ક્રોડ કલ્પ વૃક્ષ. ૬૨
કોટિક ગંગા ગોમતી, કોટિક નર્મદા નિદ્ધ;
કોટિક રવિ ઇન્દુ ઉદય, સહજ પધાર્યા સિદ્ધ. ૬૩
કોણ પુણ્ય પ્રગટ થયું, કોણ તિરથ વ્રત વેદ;
પાપીને પાવન કર્યા, ભ્રાંત નથી કાંઈ ભેદ. ૬૪
સદ્‌બુદ્ધિ અમ ઉપજે, કૂડ કપટ પળાય;
મન વશ ક્યમ રહે માહરું, માયા ક્યમ જીતાય? ૬૫
તે ઉપાય તમો કહો, રુદયા રહે તમ રૂપ;
પાપ પ્રલય મમતા ટળે,' પૂછે ભદ્રાયુ ભૂપ. ૬૬
અમૃત વચન શ્રવણે સુણ્યાં, યોગિ બોલ્યા તે સાથ;
શિક્ષા કહું તે સાંભળો, હેતે મૂક્યો શિર હાથ. ૬૭

## ચોપાઈ.

વારુ બોલ વપુમાં વસ્યા, હેત ઘણે ઋષભેશ્વર હસ્યા;
ભદ્રાયુ સાંભળરે ભ્રાત, વેદવચન કહું છું વિખ્યાત. ૬૮

અદિક હેતથી કહું છું અમો, તે રીતે આચરજો તમો;
ગુપ્તમાં ગુપ્ત ને ગુજમાં ગુજ, શિવ પ્રસન્ન થવાની સૂઝ. ૬૯
સદ્દગુરૂની નિત કરજે સેવ, મૂળ મંત્ર જપજે મહાદેવ;
કોડે પુરાણુ કહે છે સઉ કથી, ગુરુ ગોવિંદમાં અંતર નથી. ૭૦
હરિહરમાં જો અંતર ધરે, સુકૃત સાત જન્મનાં હરે;
વિપ્ર વિષ્ણુમાં આણે ભેદ, ખરો હૈયામાં ઉપજે ખેદ. ૭૧
વિષ્ણુ ભક્ત ભાચે વંદજો, નિંદક જનને તો નિંદજો;
શિવ વિષ્ણુને નિંદે આપ, દંડ દેતાં નવ ગણુશો પાપ. ૭૨
સર્વ દેવને નામો શીશ, સકળ વ્યાપક ઉમા ને ઈશ;
પરધન પરનિંદા પરનાર, પરહર કહું છું વારંવાર. ૭૩
પરધન દેખી થાવું અંધ, પરનિંદા નવ ધારો ધંધ;
દેખી પરનાર નપુંસક થજો, સત્ય વાતની માણો મઝો. ૭૪
નીચ વાત થકી નાસજો, ગુણીજન દેખો ત્યાં ધાસજો;
પૂજજો બ્રાહ્મણુ પૂજજો ગાય, નર રૂડા નિત ગંગા નાહ્ય. ૭૫
સત્પુરુષનો કરજો સંગ, નિત નિત પ્રત્યે નહાજો ગંગ;
ઇશ કામે રહેજો ઉન્મદા, નહાજો નિત નીરખી નર્મદા. ૭૬
પુરાણુ ગીતાના પ્રીછો પંથ, હરના ગુણુ રચાવો ગ્રથ;
પુરાણુ સાંભળતાં રાખો પ્રીત, રામ કથા રસ રૂડી રીત. ૭૭
સઘળે ગણુજો ઈશ્વર એક, વર્ણ્યાં વર્ણી ધર્મ વિવેક;
જૂલમ ન કરશો ભજો ન જૂઠા, રંક સાથ રખે રહો રૂઠા. ૭૮
મહા મમતિનાં મન મોડજો, કંગાળપણુ આળસ છોડજો;
કળજો એક ઈશ્વરની આશ, પૂરણુ ઇશ જાણો પ્રકાશ. ૭૯
ન કરશો મદ્ય પાનિનો સંગ, આપ મલિન નવ રાખો અંગ;
પ્રાત : સ્નાન કરજો નિશ નિત, ગૌ બ્રાહ્મણુમાં ધરજો ચિત. ૮૦
વિષ્ણુ ભક્ત દેખી રીઝજો, ખેદ કરે તેને ખીઝજો;
ભવનો મત્ર મુખથી ભાખજો, રામ નામ રૂદે રાખજો. ૮૧
જગદીશ વ્યાપક જાણો જક્ત, એકી ભૂત લહો શિવ શક્ત;
જ્યમ વાણીમાં અર્થ જ રહ્યો, શિવ શક્તિવંત કવિએ કહ્યો. ૮૨
ભજતાં ભણુતાં રળતાં ધન, રખે તૃપ્ત કરો ત્યાં મન;
પાપે ધન નવ પેદા કરો, અધર્મ દેખો ત્યાંથી ઓસરો. ૮૩
નવ ગણુશો માયા આપણી, તરણુ તણી એ છે તાપણી;
સ્વમાવત્ જાણો સંસાર, માથે તાણી નવ લ્યો ભાર. ૮૪
હું અહંકાર તનનો ટાળજો, કામ વાસનાને પાછી વાળજો;
સ્નેહ તજો પરદારા સાથ, હેડું મન રાખો નીજ હાથ. ૮૫

સાચી વાતથી થાજો શૂર; નીચ કામે નવ ખોશો નૂર;
મનની લહેર જાતિ વાળજો, જનક જનનિનું પણ પાળજો. ૮૬
માત પિતાની કરજો સેવ, મનસા સિદ્ધ દેશે મહાદેવ;
ન્યાય શાસ્ત્રના પાળો નેક, ઉમા લક્ષ્મીને જાણો એક. ૮૭
કુડાં કર્મ રખે કાંઈ કરો, પિંડે પાપબુદ્ધિ પરહરો;
સદાવ્રત શોભાવો સિદ્ધ, વારૂ વ્રત કરજો વિધ વિધ. ૮૮
એકાદશી વ્રત મોટમ માન, દ્વાદશીએ દેજો અન્નદાન;
કરજો પરમાર્થ નિત કાજ, તો રાજી રહે હર મહારાજ. ૮૯
ઈશ્વર કામે ન કરશો આડ, રોપાવજો બિલિનાં ઝાડ;
હરિજન દેખી પામો હર્ષ, વડ પીપળ વવરાવો વૃક્ષ. ૯૦
બિલિ તુળસી વન રોપજો, અશુભની લજ્જા લોપજો;
આક ધંતુર ચંપકનાં વન, ચઢાવજો શિવ ચર્ચી ચંદન. ૯૧
ચંપક મહામાયાને ચહડે, બીજાં પુષ્પ તે બાણે અડે;
અનેક પુણ્ય બીજાં કહું કથી, શિવ પૂજન સમ બીજું નથી. ૯૨
અમૃત ફળ વાવો સૌ ખાય, વળી વાટમાં છાયા થાય;
બીજું પુણ્ય નવાણે નીર, સુખ પામે સૌ જન શરીર. ૯૩
નવાણુ ખોદાવે રોપે ઝાડ, પરમેશ્વર માને છે પાડ;
દાતા ઉપર શિવને સ્નેહ, બિલીવૃક્ષ ઉમાનો દેહ. ૯૪
પરમેશ્વર રાખે છે પ્રીત, રૂડાં કર્મ કરો નિત નિત;
ભલી વાત મુખથી ભાખજો, શર્ણાગતને શરણે રાખજો.* ૯૫
પાપે ધન નવ પેદા કરો, પુણ્ય વાતે રખે પરહરો†;
પરનિંદા વપુશ્લાઘા તણી, બીક રાખજો મનમાં ઘણી. ૯૬
ન કરો જાચીકને નકાર, શક્તિવત્ કરજો ઉપકાર;
મોટા જનને દેજો માન, પાત્ર જોઈ કરજો ગૌદાન.‡ ૯૭
દેજો શીત કાળે ડોટિયો, આપો બ્રહ્મપુરી મોટિયો;
પસાયતે પૃથ્વી આપજો, કરી દે'રું શિવલિંગ થાપજો. ૯૮
દે'રાં દેવળ નવિન પ્રસાદ, વિષ્ણુ પૂજો આણી ઉહ્લાદ;
ઘડાવજો પ્રતિમાયો ઘણી, શિવ શક્તિ ને વિષ્ણુ તણી. ૯૯
વિપ્ર સાથ કરશો મા વેર, રખે આંખમાં રાખો ઝેર;
શત્રુને નવ નામો શીશ, અહર્નિશ પૂજો ઉમિયા ઈશ, ૧૦૦
અહંકાર ન કરશો લવલેશ, દુઃખ ભંજન કહેવાજો દેશ;
રૈયતના કહેવાજો રામ, કરજો નિત પરમાર્થનાં કામ. ૧૦૧

* પ્રત ૨. "શરણાગતને શરણું આપજો." † પ્રત ૨. "પુણ્ય વાતે નવ પગ પાછા કરો." ‡ પ્રત ૪. "અંત સમે કરજો ગૌદાન."

માત તાતની સેવા કરો, રખે અહંકાર મનમાંહિ ધરો;
કિંકરશું નવ કરશો ક્રોધ, રુડી વાતે કરશો આ શોધ. ૧૦૨
રખે દુભવો જોગિ જતિ, રખે શાપ વદે કોઈ સતી;
બ્રાહ્મભોજન પર રાખજો ભાવ, એ ભવસાગર તરવાનું નાવ. ૧૦૩
જીવ હિંસાથી બીહીજો ઘણું, રક્ષણ કરજો પ્રાણી તણું;
નિશંક ન કરશો જૂંડી બાત, ઈશ્વરને ભજજો દિનરાત. ૧૦૪
પુણ્ય થકી રહેજો પરસન્ન, દેવતણાં કરજો દરશન;
અગ્નિહોત્ર ને સંધ્યાકર્મ, ધારજો નિતે રુડો ધર્મ. ૧૦૫
હોમ હવન ને કરો જગ્ન, લક્ષ્મીવરશું રાખો લગ્ન;
લોભે નવ કહેવાશો લંડ, (તો) દોહેલા યમના ટળશે દંડ. ૧૦૬
સમુદ્રરૂપ આ છે સંસાર, મોહોકમ મોટો જમનો માર;
ધરણીમાં નવ થાશો ગર્ક, નીચ ભોગવવાં પડશે નર્ક. ૧૦૭
શુભવાસના મીઠી મહેર, અપકીર્તિ હળાહળ ઝેર;
બ્રાહ્મભોજન કરજો હરનિશ, જપમાળા ભજજો જગદીશ. ૧૦૮
વિપ્રતણા પરણાવો પુત્ર, શોભાવો તેનાં ઘરસૂત્ર;
કન્યાદાનનાં કરજો કોડ, હારજો બ્રાહ્મણ સાથે હોડ. ૧૦૯
ક્યારે ન કરશો કુડો સંગ, નહાજો નીત ગુણવંતી ગંગ;
નિરખજો નાથ ને નેહે નરપતિ, પુણ્ય પાપમાં ખટકો અતિ.* ૧૧૦
દુરિજન દુષ્ટથી રહેજો દૂર, સંગ્રામ કામે થાજો શૂર;
કંચન કામની માયા મૂળ, સંગ કરેથી વધશે શૂળ. ૧૧૧
વણ વાંકે નવ દેશો દંડ, સ્વપ્ને નવ કહેવાશો લંડ;
જૂઠી વાતે ન કરતા જોર, ચિત્ત ન ધરશો ચાડી કે ચોર. ૧૧૨
પાટ ધાયો નવ દેશો પૂર, નામતણું નવ ખોશો નૂર;
પરદુઃખ દેખી થાજો દુઃખી, સુખી રૈયત તેથી રહો સુખી. ૧૧૩
અનાવૃષ્ટિમાં આપો અન્ન, નિર્મળ રુડું રાખો મન;
પુરાણતણા સાંભળજો પાઠ, ઠગવિદ્યાના તજજો ઠાઠ. ૧૧૪
કોઈ દિવસ નવ રમશો દ્યૂત, ધર્મ વાલે નવ થાશો ધૂર્ત;
મારણ મોહન જપો નહિ મંત્ર, જુવતિ જીતણના તજજો તંત્ર. ૧૧૫
ગૌ બ્રાહ્મણના રહો પ્રતિપાળ, વિષ્ણુ ભક્ત પર રાખો વહાલ;
વિષ્ણુ વિપ્રમાં ન ગણો ભેદ, વચન પાળજો મારું વેદ. ૧૧૬
શિવ વિષ્ણુની સુણજો કથા, બીજી સૌ ખત્તાની ખત્તા;
મોટા જનને કરજો મિત્ર, થાજો પ્રાણી પુણ્ય પવિત્ર. ૧૧૭

* પ્રત ૪. "નાથજીને નેહે નિરખજો, પુણ્ય પાપ મનમાં પરખજો."

પિત્રિ દિવસે કરજો શ્રાદ્ધ, નિમેષ માત્ર ન એસે બાધ;
મૃતાશૌચ વૃદ્ધાશૌચ જે, ધર્મશાસ્ત્રવત્ પાળો તેહ. ૧૧૮
શ્રાદ્ધ દિવસ પરહરજો નાર, રહેજો ભાવ ધરી બ્રહ્મચાર;
હરિજન આગળ જોડો હાથ, સ્નેહ ધરો શિવ સેવક સાથ. ૧૧૯
મંત્ર પરો રખે મૂકતા, ચતુરા ચાળે જોજો ચૂકતા;
વનિતાના નવ હો વેચાણુ, તો નરકે નહિ જાશો જાણુ. ૧૨૦
અમલ વશ ન થાશો આપ, સતી તણો નવ લેશો શાપ;
આપ્યું પાછું લેશો નહિ, દાન હકીકત એ તો કહી. ૧૨૧
દિલમાં ઝાઝી ધરજો દયા, જરુર શ્રાદ્ધ કરજો જઈ ગયા;
શિવ નિર્માલ્ય રખે કાંઈ ખાવ, બ્રહ્મસ્ત તણા ભોગી નવ થાવ. ૧૨૨
વિપ્ર દ્રવ્ય છે દોખી દર્પ, જેવો ઝેરી કાળો સર્પ;
બ્રહ્મસ્ત જેના ચિત્તમાં ચઢે, બહોત્તેર પેઢિયો નર્કે પડે. ૧૨૩
દેવ મનુષ્ય પિત્રિરણુ જેહ, તેથી બ્રહ્મરણુ ભૂંડું એહ;

## દોહરા.

કાચો પારો બ્રહ્મ રણુ, શિવ નિર્માલ્ય જે ખાય;
ઇશે ઉમાને કહ્યું, વંશ તેનો છેદાય. ૧૨૪

## ચોપાઈ.

ઋષભ કહે સુણજો સઉ સાથ, પ્રસન્ન થશે ઉમાનો નાથ. ૧૨૫
શિવ નિંદા ઉપર રૂઠજો, જરુર જાગ તજી ઉઠજો;
એવી શિક્ષા કહી અનેક, વેદ માર્ગનો જ્યમ વિવેક. ૧૨૬
કરીએ તે ભોગવવું પડે, આવીને સઉ અંગે અડે;
છાનું છપનું કરીએ પાપ, પરમેશ્વર જાણે આપો આપ. ૧૨૭
આપે તે તો પામે બહુ, સુખ દુઃખ એ રીતે સઉ;
જેવું અન્ન વાવે તેવું લણે, ભટ શામળ નહિ ખોટું ભણે. ૧૨૮
શિવ ભક્તની સેવા કરે, તેના ઇકોત્તર પરિયાં તરે;
શિવ સેવક વધુ સંજોગ, ખરે તેના ઝાઝા એ રોગ. ૧૨૯
ગુરુપત્ની શિવ સેવક સતી, એ પામ્યો તવ તારાપતિ;
ભાળે ભસ્મ કંઠે રુદ્રાક્ષ, શાસ્ત્ર પૂરે છે તેની સાખ. ૧૩૦
દેવ રૂપ થઈ જેની દશા, વિમાન બેસી વૈકુંઠે વશા;
ઉમા માહેશ્વર આપ્યાં અતિ, શોભે નાર તેને ઘેર સતી. ૧૩૧
પૂર્વ જન્મ પાળ્યો આચાર, સુંદર દેહ પામ્યો આ વાર;
સારું કરતાં દે ભૂંડી શીખ, નીચ નિર્માલ્ય થઈ માગે ભીખ. ૧૩૨
બ્રહ્મસ્વ ખાવું જે સુખ ભાખશે, ખરે પ્રાણ નરકે નાંખશે;
ખટ દર્શનના નિંદા ખોજ, નિર્જળ વનમાં પ્રગટે રોઝ. ૧૩૩

દ્વિજ ધન ઓળવનારા આપ, સહસ્રવાર અવતરશે સાપ;
અભક્ષાભક્ષ અપેયા પાન, તે દીઠા શેરીમાં શ્વાન. ૧૩૪
લાલચ લોભ જીવે લાંચમાં, બળે તેહ અગ્નિ આંચમાં;
જે સેવે છે સાધુ સંત, તે નર સુખ પામે અત્યંત. ૧૩૫
દેવરૂપને દીધાં દુઃખ, આ ભવ વેઠે ભૂંડી ભૂખ;
નિર્મળ પુરુષને જે નર નડે, જીવત પિંડે જંતુ પડે. ૧૩૬
ધર્મ કરતાં કરજે ધંધ, તે બધિર કાન ને આંખે અંધ;
કથા કીર્તન સુણ્યાં નહિ કર્ણ, તે પંગુવત ચાલે ચર્ણ. ૧૩૭
દેવ મંદીરમાં દીવા કર્યા, ભંડાર તેહના અભરે ભર્યા;
માનુભાવને દીધાં માન, સપૂત તેહેને ઘેર છે સંતાન. ૧૩૮
ઝાઝી કરી જેણે જારીઓ, જન્મારો તે તો હારીઓ;
ગોત્રગમનપર સાંધ્યો સ્નેહ, હોય નપુંસક તેનો દેહ. ૧૩૯
દ્વિધવાન ફળ કેહેવાય કૃત્ય, જાળવજે માથે છે મૃત્ય;
સિદ્ધે એ શિખામણ દીધ, ભદ્રાયુએ તે માની લીધ. ૧૪૦

## દોહરા.

મહારાજ તમે મહિમા કહ્યો, તે સત સાચું હોય;
ભવને રુડું ભાવતું, કુડું ન ગમે કોય. ૧૪૧
મન સ્થિર તે કયમ રહે, વાયુ કયમ બંધાય;
લખ્યા લેખ તે કયમ ટળે, રાંધ્યું કયમ રંધાય. ૧૪૨
સારું કરવું સૌ ચહે, ધારે સઉ નિજ ધર્મ;
રુડું ભુડું થાય નહિ, જે કાંઈ લખિયું કર્મ. ૧૪૩
ઉપાય બતાવો એહનો, પ્રણમું તમને પાગ;
તરણતારણ ત્રિલોકમાં, જડી મુને તમ જાગ. ૧૪૪
કૃપાનિધિ કરુણા કરો, મન વશ તારે થાય;
સુબુદ્ધિ ઉપજે સહજમાં, ભવની ભાવટ જાય. ૧૪૫
હેત ઘણે યોગિ હસ્યા, વસ્યા રુદેમાં બોલ;
સ્નેહ ઘણેથી શીખવું, તરવા કેરું તોલ. ૧૪૬
ગુહ્યમાં ગુહ્ય એ છે ઘણું, છાનામાં છાનું છેક;
તત્વમાં તત્વ ત્રિલોકનું, એહ બતાવું એક. ૧૪૭
અનેક ગ્રંથ આગમ તણા, નિગમ તણા નવ લાખ;
શાસ્ત્ર વેદાંત શત કોટિધા, સઉકો પૂરે સાખ. ૧૪૮
યજુર્વેદ જપે સઉ, જપે અથર્વણ અદ્ય;
ઋગ્ રટે રુદયા વિષે, સામક સાક્ષી સદ્ય. ૧૪૯

શિવ કવચ આગમ તણો, પરબ્રહ્મણનો પાઠ;
નિત્યે નવ નિધિ નમે, ઓળગે સિદ્ધિ આઠ. ૧૫૦
બ્રહ્મા પાઠ ભાવે ભણે, નારદ ભણે નિત નિત;
શેષ સહસ્ર જીભ્હા જપે, ચતુર્ભુજ ચાહે ચિત્ત. ૧૫૧
ધુમ્રપાની ધ્યાને ધરે, વાંચે વેદો વ્યાસ;
માર્કંડેય મહિમા લહે, ઇન્દ્ર કરે અભ્યાસ. ૧૫૨
સુંદર પાઠ શિવ કવચનો, હેતે સોંપું તુજ હાથ;
તેથી સર્વ સિદ્ધિ મળે, સ્નેહ કરે સૌ સાથ. ૧૫૩
અજાણ્યાને નવ આપશો, દંભિથિ રાખજે દૂર;
ભલા આગળ એ ભાખજે, નારાયણનું નૂર. ૧૫૪
સૂત કહે સૌનક સુણો, કરુણા કર કીરતાર;
બુધ નિધાન બહુ પ્રાક્રમી, અધ્યા પૂર્ણ અગિયાર. ૧૫૫
શિવ કવચ સંભળાવશે, વાણી વેદ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૧૫૬

(ઇતિ શ્રી બ્રહ્મોત્તરખંડે) 'ભદ્રાયુ ઋષભ સંયોગ' નામનો એકાદશોધ્યાયઃ

---

## અધ્યાય ૧૨ મો.

### ચોપાઈ.

શ્રી ગણુપતિના પૂજું પાય, સિદ્ધિ બુદ્ધિનો જે છે રાય;
લક્ષ લાભ બે તન લાયકા, સેવક શર્ણાગત સાહેકા. ૧
રિધવિધ તનયા જોયણ જાત્ર, ક્ષેમ કલ્યાણ જેના જામાત્ર;
અણિમા મહિમા લઘિમા સિદ્ધ, નૌત્તમ ઘરમાં છે નવ નિદ્ધ. ૨
સ્વામી કાર્તિક બળવંત બંધુ, કરુણા રૂપ કરુણાનો સિંધુ;
જગત જનેતા ઉમા માત, જગત પિતા શિવ સરખો તાત. ૩
વદને વસે અમૃતવત વાણ, ખરી રત્ન ચિંતામણ ખાણ;
કલ્પવૃક્ષ છાયા બારણે, બેઠો કલ્યાણ કરવા કારણે. ૪
પ્રથમ ગણુપતિને પૂજીએ, તો તો સકળ સિદ્ધિ સુઝીએ;
શ્રી શારદ સુખ સાગર સિદ્ધ, નિમેષ સ્મરણ કરતાં નવનિદ્ધ. ૫
હંસવાહિની જાણ સુજાણ, વદને આપો અમૃત વાણ;
બાવન માત્રિકા છો રિદ્ધ રૂપ, નમે ખોળતાં બ્રહ્મા ભૂપ. ૬
બ્રહ્મોત્તરખંડે જે કથા, જાણું તેહ જણાવું જથા;
શત કલ્પ જો શારદ ગાય, શિવ મહાત્મ્ય પૂરું નવ થાય. ૭
સહસ્ર જીભ્હાએ સમરે શેષ, લહે ન શિવનું લક્ષણ લેશ;
સહસ્ર મુખી ગુણવતી ગંગ, સદા નિરંતર રહે શિવ સંગ. ૮

સાચી શક્ત સૃષ્ટિ કરનાર, પૂરો શિવનો ન લહે પાર;
વિષ્ણુ વિરંચી વર્ણન કરે, ધ્યાન સદા શંકરનું ધરે. ૯
મંદમતિ માનવ છે જેહ, શિવ મહિમા શું જાણે તેહ;
સિંધુમાં સિંધુ સત તાપયે, ચંદ્ર સામો તંતુ અર્પિયે. ૧૦
અરુણ આગળ આરસી અદા, ધરવો દીપક સૂરજને સદા;
અન્નપૂર્ણાને અક્ષત ધરે, શારદનું ડહાપણ કવિ કરે. ૧૧
વ્યાસ સમીપશું પુરાણ વાંચવું, સમુદ્ર આગળ શું ધન સાચવું;
લક્ષ્મી આગળ શા ધરવા શણગાર, સ્ત્રી આગળ થાવું શું દાતાર. ૧૨
એ રીતે કહી જાણે કવિ, ઇચ્છા ઈશ વર્ણનની હવી;
વાયુને વશ તરણું જોય, કીરતારને વશ કવિ જન હોય. ૧૩
ભદ્રાયુનું ભળિયું ભાગ, ઋષભ યોગિને લાગ્યો પાગ;
ત્રિલોક તત્વ બતાવ્યું તમો, તે કયમ પાળી શકીએ અમો. ૧૪
હેત કૃપા તમારી હશે, મારાં કારજ શિઘ્રે થશે;
ગુરુ પાખી નવ નિપને જ્ઞાન, દયા પાખે નવ હોયે દાન. ૧૫
પુણ્ય વિના પામે નહિ સુખ, પાપ વિના દેહમાં નહિ દુઃખ;
વણ વાવે જન શાનું લણે, ગુરૂ કૃપા પાખી શું ભણે. ૧૬
આપ્યા વિના પામે નહિ કોય, દીધા વના ફળ શાનાં હોય;
કૃપા કરો મહારાજા તમો, પતિત પાવન થઇએ અમો. ૧૭

## દોહરા.

ઋષભ કહે રાજા સુણો, ભદ્રાયુ ભડ ભૂપ;
ઇચ્છા તારી એ થકી, આપું મંત્ર અનૂપ. ૧૮
પંચાક્ષર પ્રણવે સહિત, મોટો આપ્યો મંત્ર;
શિવ કવચ સમાપયું, તોલ ઘણેથી તંત્ર. ૧૯
ત્રણ ક્રોડ તંત્ર છે શિવતણા, શિવ કવચ સરદાર;
વિશંભરને વહાલો ઘણું, અપરંપાર અપાર. ૨૦
શિવ કવચ જે નિતે ભણે, હાંકી જીતે હોડ;
શિવ સુણે ઉમા સહીત, ઉભા કરી કરજોડ. ૨૧
શિવ કવચ ભાવે ભણે, નિત નિત નવલો નેહ;
અષ્ટ મહા સિદ્ધ આળગ કરે, એમાં નહિ સંદેહ. ૨૨
શિવ કવચ ભાવે ભણે, પ્રીતે રાખે પાસ;
શ્રી લક્ષ્મી અન્નપૂર્ણા, વસે નિત્ય તેને વાસ. ૨૩
શિવ કવચ ભાવે ભણે, કોડે ધારે કંઠ;
જમદૂત જખ મારી રહે, વસે વાસ વૈકુંઠ. ૨૪

શિવ કવચ ભાવે ભણે, બાંધે જમણી બાંહ;
ચક્રવર્તી કરે ચાકરી, ધરે છત્રની છાંય. ૨૫
શિવ કવચ ભાવે ભણે, સ્નેહ કવચને સાથ;
વિષ્ણુ સમા વૈભવ દીએ, હેત હજારાં હાથ. ૨૬
શિવ કવચ ધરનારથી, દુશ્મન જો દશ લાખ;
નિર્માલ્ય થઈ નાસે સઉ, ભલી ભલી કહે ભાખ. ૨૭
શિવ કવચ ધરનારથી, વૈરી વિશ કરોડ;
કાયર થઈ સૌ કરગરે, હાકી જીતે હોડ. ૨૮
શિવ કવચનો પાઠ જો, ભણે ધરીને નેમ;
શત્રુ બાપડા રાંકડા, કરગરે કરતા પ્રેમ. ૨૯
શિવ કવચ કંઠે ધરે, દોષી મૂકે દર્પ;
પશુ પીડા કરી નવ શકે, સિંહ વ્યાઘ્ર કે સર્પ. ૩૦
શિવ કવચ ભાવે ભણે, વસે મુખ ચારે વેદ;
શિવ સેવક તે શિવ સમો, ભ્રાંત ન રાખો ભેદ. ૩૧
શિવ કવચ કંઠે ધરે, રુદ્રાક્ષ શિખા ને સૂત્ર;
કાર્તિક ગણુપતિથી અદિક, પાર્વતી કહે નિજ પુત્ર. ૩૨
શિવ કવચ કંઠે ધરે, જીતે સરવ જગત;
વપુથી વહાલો વિષ્ણુને, ભગવાનનો નિજ ભગત. ૩૩
ભસ્મધારી સાધો સદા, કવચ લખાવી રાખ;
મૃત્યુંજય મહિમા ઘણો, શાસ્ત્ર પૂરે છે શાખ. ૩૪
અગર ગંધ ગુરુ ચંદને, કસ્તુરી સહિત કર્પૂર;
પાઠ લખાવ્યો પ્રીતથી, ભાવ ધરી ભરપૂર. ૩૫
ભોજપત્ર પર ભાવથી, પુણ્યવંત લખાવે પાઠ;
પ્રતિષ્ઠા પ્રીતે કરી, પૂજે નઉતમ ઠાઠ. ૩૬
બ્રહ્મભોજન ભાવે કર્યાં, દાન દક્ષિણા દીધ;
ભાવે આપ્યો ભદ્રાયુને, શિશ ચઢાવી લીધ. ૩૭
શુભ મુહૂર્તે શુભ લગ્નમાં, શુભ તિથિ શુભ વાર;
કનક દાબડી કંઠમાં, સકળ સુખનો સાર. ૩૮
પ્રથમ પ્રભુ પ્રસન્ન હતા, અદિક પુણ્યથી આપ;
ચંદ્રથી નિર્મળ ચોગુણો, પૂરણ સિદ્ધ પ્રતાપ. ૩૯
જપે મંત્ર નીત શિવતણો, કવચ ભણે કરજોડ;
નિયમ ન ચૂકે નરપતિ, હુશી જાતે હોડ.* ૪૦

---

* પ્રત ૪ માં નીચે પ્રમાણેનો એક દોહરો છેઃ—

શિવ જોગિયે જે જે કહ્યું, તે તે પાળ્યાં વરત;
મન વશ રાખે મહીપતિ, શિવ કવચ શું સરત.

શિવ કવચ કંઠે ધરે, ભેદી ન શકે શૂલ;
ઘાઓ ન વાગે ધણુતણા, શૌનકને કહે સૂત. ૪૧
વશ વર્તે વૈરી સહુ, ઝેરનું અમૃત થાય;
મ્હેર થાય છે કેહરમાં, દેખિ દેહવટ જાય. ૪૨
ઓહો નીરે બુડે નહિ, જંપે અગ્નિ જ્વાળ;
અલ્પ મૃત્યુ આવે નહિ, થાય આળપંપાળ. ૪૩
રોગ સર્વ રેલાય છે, મટે ગ્રહ પિડા ઘોર;
ચાડીઓ ખાડીમાં પડે, ચિરાય ચિત્તના ચોર. ૪૪
શિવ કવચ જેના કંઠમાં, ધારે તે સાથે ધંધ;
દશ કરોડ દોખી મળે, આંખે થાય તે અંધ. ૪૫
કવચ આપી યોગિ ગયા, સારી દીધી શીખ;
અભય ભય નહિ કોઇનો, રેક રહી નહિ બીંક. ૪૬
પારસમણિ એ પાઠમાં, કથીરનું કંચન થાય;
પાપીને પાવન કરે, યમ જખમારી જાય. ૪૭
એક અક્ષર એક શ્લોક જે, દુર્લભ રુડું રતન;
રુદય વિશે એ રાખજો, ઝાઝાં કરજો જતન. ૪૮
શ્રદ્ધાહિન સુણે નહિ, નિંદકને નવ કે'વાય;
વિષ્ણુ ભક્ત શિવ ભક્ત જે, પ્રીતે પ્રસન થાય. ૪૯
પવિત્ર ઋષભ પંથે પળ્યા, રણો ભદ્રાયુ ભૂપ;
ધ્યાન ધરે શંકરતણું, રિદ્ધિસિદ્ધિનું રૂપ. ૫૦
પૂજન કરે નીત પાઠનું, ઝાઝું શિરપર જોર;
સૂર્ય ઉદય શત સહસ્રધા, ગયું અંધારું ઘોર. ૫૧
કટકો નહોતો કથીરનો, ત્યાં ખરી રત્નાકર ખાણ;
ભળે અક્ષર ભણ્યો નહિ, વેદ ધારા મુખ વાણ. ૫૨
રણમાં નાખ્યો'તો રાજવી, ઓહો દુઃખાવત બંધ;
કોડ કોડ અમૃત ભર્યાં, સુખ સાગર સંબંધ. ૫૩
અજ નો'તા ત્યાં ગજ થયા, વિષનું અમૃત હોય;
પરમેશ્વર જ્યાં પાધરો, ગાંજી ન શકે કોય. ૫૪
મનનો દૃઢ નિશ્ચય કરી, પૂજે શિવનો પાઠ;
મનસા સિદ્ધ માણે ઘણું, વસે સિદ્ધિ ગૃહ આઠ. ૫૫
ધરણીધર ધ્યાને ધરે, રુદયા રાખી રીઝ;
પંચાક્ષર પ્રીતે જપે, ઓહો સુખ કેરું બીજ. ૫૬
કુબુદ્ધિ ન થાય કાયા વિખે, માયા મૂકે માન;
પુણ્ય કરે પરમારથી, ઘણાં કરે ગૌદાન. ૫૭

બ્રહ્મ ભોજન ભાવે કરે, જુગત કરે છે જાત્ર;
સપ્ત પાઠ શિવ કવચના, શોભાવે શિવરાત્ર. ૫૮
પંચવદન ત્રિનેત્રધર, વૃષભ વાહન વર વેશ;
ચંદ્ર લલાટ ચાતુર ચિત્તે, દિશા દિગંબર દેશ. ૫૯
કર્પૂર ગૌર કરુણાનિધિ, શ્વેતાંબર શુભ ખેત્ર;
સૂર્ય ચંદ્ર અગ્નિ સહિત, નિર્મળ શિવનાં નેત્ર. ૬૦
પવિત્ર પગ પાતાળમાં, બ્રહ્માંડ એકવીસમે શીશ;
પૃથ્વીમાં લિંગ પૂજાય છે, આદ્ય નિરંજન ઈશ. ૬૧
સાત સમુદ્ર રહે કૂખમાં, હોય વિશધરનો હાર;
શોભે ઉપવિત શેષનું, અપરંપાર અપાર. ૬૨
કર ડમરૂક ત્રિશૂળ છે, જટા બિરાજે શીશ;
વાઘાંબર ચર્માંબરે, અઘ નિવારણ ઈશ. ૬૩
વસે જટામાં જાહ્નવી, ઉમા અર્ધાંગે શક્ત;
લક્ષ્મીનારાયણ નિત નમે, જાપ જપે છે જગ્ત. ૬૪
બ્રહ્મા ભાખે વેદમાં, નારદ શારદ સમરથ;
બ્રહ્મદશા ભગવંતની, માર્યો છે મન્મથ. ૬૫
ગંગાપતિ ઉમાપતિ, પાર્વતીપતિ ભરપૂર;
વિષ્ણુપતિ ને વેદપત્ય, નારાયણનું નૂર. ૬૬
પિનાકપતિ પુરાણપતિ, પૃથ્વીપતિ પ્રતિપાળ;
જન્મમર્ણ જોખમતણી, ટાળે છે જંજાળ. ૬૭
અંગુષ્ટ એરખો અહિતણો, અહિ આભૂષણ અંગ;
નંદી ભૃંગી સનકાદિકો, સુર સેવામાં સંગ. ૬૮
ચર્ણાવિંદ ચિત્તમાં રહો, રહો શિવનું મન ધ્યાન;
કવચ પાઠ કોડે કરો, મનસા સિદ્ધ દઈ માન. ૬૯
ભોજપત્રે લખી ભાવથી, ધરે બાહુ ને કંઠ;
ત્રિલોક વિજય તેનો કહ્યો, જશ જીતે વૈકુંઠ. ૭૦
મોહન મારણ ઉચ્ચાટણે, વશીકરણ વિદાય;
જશ દેમણ જશ લેયણો, મોટા શંકરરાય.* ૭૧
ભૂત પ્રેત વ્યંતર વિધિ, જક્ષ કિંનર જળ ઘાત;
અગ્નિ આંચ કે અલ્પ મૃત, વિષ વૈરી નહિ વાત. ૭૨
રાજ ભય કે ચોર ભય, ગ્રહ પીડા નહિ ઘોર;
પનોતી પીડે નહિ, ચેતે ન ચાડી ચોર. ૭૩

---

* પ્રત ૪. "મોટા એ મહિમાય."

યમ ભયની નહિ યાતના, પાપ નહિ પ્રચંડ;
નિમેષ નર્કનો ભય નહિ, નહિ રાજાનો દંડ. ૭૪
શિવ કવચ શોભે જ્યાંહાં, તેને શાની ન્યૂન્ય;
લેશ પાપ લોપે નહિ, પગલે પગલે પૂન્ય. ૭૫
શિવ કવચ શોભે સદા, કોડે ધરે જે કાય;
અડસઠ તીરથ ગંગા સહિત, જરુર જાત્રા જાય. ૭૬
શિવ કવચ શોભે જ્યાંહાં, પરમેશ રહે પરસન્ન;
તેત્રીસ કોટી દેવતા, નિત્યે તેનું દર્શન. ૭૭
શિવ કવચ કંઠે ધરે, રૂડો તેનો રંગ;
ગયા ગદાધર ગોમતી, ઘર બેઠે નીત ગંગ. ૭૮
શિવ કવચ કંઠે ધરે, ધન માત ધન તાત;
ધન અવતાર ધન બુદ્ધિને, વિશ્વ માંહે વિખ્યાત. ૭૯
શિવ કવચ કંઠે ધરે, વળે વિષ્ણુનાં વ્રત;
લક્ષ ચોરાશી ઉગરે, જીતે જન્મ ને અંત. ૮૦
શિવ કવચ કંઠે ધરે, સર્જન સુખ સન્માન;
ચતુર્ભુજ ચિત્તમાં રહે, વૈકુંઠતણા વિમાન. ૮૧
કલ્પવૃક્ષ ચિંતામણિ, નહિ કો એની જોડ;
ઉપમા કુણ આપી શકે, કવિ મળે જો ક્રોડ. ૮૨
બુધ હિન ન જાણે બાપડા, વિદ્યા હિન જે વ્યર્થ;
એહ કથા રહી એટલે, શંકર દેવ સમર્થ. ૮૩
જુવો આગળ શું નિપજે, ભદ્રાયુનો તાત;
તે નૃપને શું નિપન્યું, વિતગ તણી કહું વાત. ૮૪
ભદ્રાયુનો જશ વધ્યો, અપરંપાર અપાર;
સૂત કહે શૌનક સુણો, પૂર્ણ અધ્યા હવા બાર. ૮૫
કવચ પૂજે પાઠ કરે, પૂજે નીત શિવ લિંગ;
ત્રિલોકને નિત્યે તરે, પવિત્ર રેહ નિજ અંગ. ૮૬
સાખ શાસ્ત્ર પૂરે સદા, વિખાણ કરે વર વેદ;
ખટ દર્શન ખોળો ખાંતથી, હરિ હરમાં નવ ભેદ. ૮૭
અમૃત વત્ અધ્યાયના, કથા સુંદર એ કહેણ;
મોટો મહિમા મહાદેવનો, વિજય રૂપ છે વેણ. ૮૮
ગાય શિખે ને સાંભળે, ઈશ્વર પૂરે આશ;
શ્રી ગોડ માળવી વિપ્ર શુભ, કહે કવિ શામળદાસ. ૮૯

(ઈતિ શ્રી બ્રહ્મોત્તર ખંડે) 'શિવ કવચ મહિમા નિરૂપણો' નામનો દ્વાદશોધ્યાયઃ

## અધ્યાય ૧૩ મો.

### દોહરા.

પ્રથમ પ્રીતથી પૂજીએ, શ્રી મુખ શારદ શક્ત;
મતિ દેયણ તું માવડી, અવ્યક્ત કરે છે વ્યક્ત. ૧
સૃષ્ટિ કરણ સૃષ્ટિ ધરણ, સૃષ્ટિ પાલણ પ્રીત;
સૃષ્ટિ સંહારણ શિવ શિવા, ત્રિગુણ રૂપ શુભ રીત. ૨
હંસવાહિની હિતકારિણી, હીંગળાજ હરસિધ;
ચાતુર ચોસઠ જોગણી, અષ્ટસિદ્ધ નવ નિધ. ૩
નવ દુર્ગા નામે નિર્મળી, દશમી વિદ્યા દેવ;
છપ્પન ક્રોડ ચામુંડ *ચિત્ત, સુર નર મુનિવર સેવ. ૪
અષ્ટોત્તર શતથી અધિક, ઘણાં નામ બહુ રૂપ;
આદ્ય મધ્ય અવસાનમાં, ભજે બ્રહ્માદિક ભૂપ. ૫
વ્યાઘ્ર સિંહ કુર્કુટવતિ, ગરુડવાહિ ગંભીર;
વૃષભ વાહન વિશ્વેશ્વરી, સત્ય શુદ્ધ શરીર. ૬
અષ્ટ ભુજ અષ્ટાદશ ભુજા, સહસ્ર ભુજા સરેણ;
વિશ્વરૂપ વિશ્વેશ્વરી, વર્ણન વેદ વરેણ્ય. ૭
ગંગા યમુના સરસ્વતી, નવસે નવાણું નીર;
અડસઠ તીરથ રૂપ થઇ, ધર્મે દેહ દૃઢ ધીર. ૮
ભાર અઢાર વનસ્પતિ, જડ ચૈતન્ય ગુણગ્રામ;
શક્તિ વિના સૂઝે નહિ, જો જો ઠામો ઠામ. ૯
શક્તિ જોરથી શિવ થયા, વૈષ્ણવીથી વિષ્ણુ હોય;
બ્રહ્મા બ્રહ્માણી થકી, કળી શકે સહુ કોય. ૧૦
પૃથ્વી રૂપ એ પ્રેમદા, આકાશ રૂપ શિવ આદ્ય;
એમાંથી સૌ ઉપન્યાં, સમીયા એમાં સાદ્ય. ૧૧
મમત કરશે તે મૂરખા, અકલહિન અજાણ;
પૃથ્વીમાં પેદા થયા, સમજે સિદ્ધ સુજાણ. ૧૨
પ્રથમ રાધે પછી કૃષ્ણજી, પ્રથમ સીતા પછી રામ;
પ્રથમ શિવા પછી શિવસ્વયે, એક રૂપ બે નામ. ૧૩
જુગલ વિના જોડું નહિ, લક્ષ્મી નારાયણ;
પૃથ્વીને પરજન્ય પ્રિય, પ્રકૃતિ પરાયણ. ૧૪
ક્ષુધા તૃષા નિદ્રા નીતિ, ગતિ મતિ બળ બુદ્ધ;
મહાકાળી મહા સરસ્વતી, મહાલક્ષ્મી શ્રી શુદ્ધ. ૧૫

---

* પ્રત ૨. "ચામુંડ ચવણ."

દાતા સુર ગુણિજન ઘણા, માંધાતા મધુવા મેહ;
નારી કુખે નિપન્યા, દિવ્ય દેવાંશી દેહ. ૧૬
કરુણા કૃપાનિધાનની, જશ દેયણુ જશ થાય;
કવિ જન કરજોડી કહે, બ્રહ્મોત્તરખંડ કથાય. ૧૭
તત્વ એહ ત્રિલોકનું, ગુણિજન જશ સૌ ગાય;
સૂત કહે શૌનક સુણો, પવિત્ર હૃદય તવ થાય. ૧૮
શિવ યોગિ તો સંચર્યા, પરઠી શી વળતી પેર;
ભદ્રાયુ ભવ પૂજા કરે, ઘણા હેતથી ઘેર. ૧૯

## ચોપાઇ.

ભદ્રાયુ શિવ કેરો ભક્ત, જશ મહિમા જાણીતો જગ્ત;
દશારણ રાજા તેનો તાત, કહું તેના વિગતની વાત. ૨૦
મગધ દેશ તણો તે રાય, મહા શત્રુ એક તેનો થાય;
વાધ્યું દશારણ સાથે વેર, કર્યો કારમો તેણે કેર. ૨૧
હેમરથ છે તેનું નામ, કુડું કીધું તેણે કામ.

## દોહરા.

દશારણના દેશમાં, દુર્ભક્ષ પડ્યો દુકાળ;
પ્રજા પીડ પામે ઘણું, અધિક આળપંપાળ. ૨૨
ડાહ્યો આવ્યો'તો દીકરો, ઈશ્વર સેવક આપ;
મૂકયો રણુ રાણી સહિત, ઔંઢાં પાંચે પાપ. ૨૩
કોપ થયો કિરતારનો, ઝાઝું વાધ્યું ઝેર;
વૈરીનું બળ વાધિયું, આવ્યો લેવા વેર. ૨૪

## ચોપાઇ.

નવક્ષોણી સેના લઈ ચઢયો, દશારણ રાજા ઉપર અડ્યો;
ઘેર્યું ગામ વિંટયો બોહો દેશ, પુર મધ્યે કીધો પરવેશ. ૨૫
નાળો ગોળા છૂટે તીર, ચઢયા જુદ્ધ ધારાળા ધીર;
દશારણનો દિન પરવારિયો, હોડ કોડ સરવે હારીઓ. ૨૬
વાંકા ગ્રહ જવ રુઠયા ઈશ, સદ્ય પનોતી બેઠી શીશ;
બારમો રાહ રાહુની દશા, આઠમે ચંદ્ર ગુરુ જૈ વશ્યા. ૨૭
કુળાહળ કીધો ઘનઘોર, સૈન બાધામાં પડિયો શોર;
નિર્ગમિયું જ્યાં નરનું નૂર, એમ પરાંઠી નદીએ પૂર. ૨૮
ફરતી છાંયડી ફરતા દિન, સુખ દુઃખ ભોગવે ત્યાં સૌ ભિન્ન;
ખરા પુણ્યનો જેવો ખેલ, દીપક જ્યોત સુધી દિવેલ. ૨૯
તેલ ખુટે અંધારું ઘોર, ત્યાં કોનું નવ ચાલે જોર;
પુણ્યે સુખ ને પાપે દુઃખ, પુણ્યે તૃપ્ત ને પાપે ભૂખ. ૩૦

પુણ્યે રાય ને પાપે રંક, પુણ્યે પાપ ઉદયના અંક;
પુણ્યે માનવી પાપે પશુ, એહ વાતમાં અચરજ કશું. ૩૧
પુણ્યે વહાણુવટીના વ્યાપાર, પાપે શીર ઉપાડે ભાર;
પુણ્યે સદાવ્રત શોભે શીશ, પાપે પેટ પોખે આમીશ. ૩૨
પુણ્યે ભંડાર બ્રાહ્મણુના ભરે, પાપે ગણિકાને ઘેર ધરે;
પુણ્યવંત સતવાદી શેર, પાપે ચાડીઆ પાપે ચોર. ૩૩
પુણ્યે સતવાદી સુજાણુ, પાપે પાપી લે છે પ્રાણુ;
દશારણુનું પરવાર્યું પુણ્ય, શૂરાપણું થયું સૌ શૂન્ય. ૩૪
કુળાહળ થયો ધનઘોર, સૈન બાધામાં પડિયો સોર;
જોરાળા ચઢિયા મહાજોદ્ધ, કર્યો કારમો તેણે ક્રોધ. ૩૫
દશ લાખ તાતી છુટે તોપ, અરસપરસ કીધો બહુ કોપ;
ભાગ પડયા ને ભેળ્યું ગામ, લુંટાણું માંડયું ઠામો ઠામ. ૩૬
લુંટાણા ભારે ભંડાર, લુંટાણા સૌ કણુ કોઠાર;
લુંટાણા સમર્થ સાથિયા, લુંટયા હિસંતા હાથિયા. ૩૭
લુંટયા ઘણા મૂલી ઘોડલાં, લુંટયા જશવંતા જોડલા;
મહીપતિનાં ઉતરિયાં માન, ઝાલ્યો જીવતો પુર પ્રધાન. ૩૮
દશારણુને બાંધી લીધ, દેશ બાધો પોતાનો કીધ;
ઝેરી વેહેરી જુગતે જાણીઓ, રાય તણી પકડી રાણીઓ.* ૩૯
ઝાલી રાજા બાંધ્યો બંધ, ધણી સાથ બંધાણો ધંધ;
બંધાણો ધુરંધર ધણી, વાત કશી કરવી તે તણી. ૪૦
ઉગ્યું તે આથમશે સર્વ, ધણો મૂકાવ્યો સૌનો ગર્વ;
દશ હજાર લુંટાણી દાસ, વિસ કોટી લુંટાણા વાસ. ૪૧
ચૌદ લાખ તો લીધાં ઉન, બાર લાખનાં પડિયાં ખૂન;
ખપ્પર જોગણી ખપ્પર ભરે, અતિ શુરા તે સ્વર્ગે સંચરે. ૪૨
રણુ યજ્ઞ હોમાણા જેહ, સ્વર્ગે સધાર્યાં શૂરાના દેહ;
ચૌદ લાખ તો લીધા રથ, બાણું ક્રોડ લુંટાણો ગરથ. ૪૩
પોતાની વર્તાવી આણુ, પ્રધાન મૂકયો પૂર પ્રમાણુ;
વગડાવ્યાં જાંગીર થઈ જીત, પ્રજા ઉપર રાખી શુભ પ્રીત. ૪૪
પાપે પડે ને પુણ્યે જડે, એમાં તે શું અચરજ અડે;
પુણ્યે આવે પૂત સપૂત, પાપે જાય ધરુણી ધર સૂત્ર. ૪૫
નિગડખાને રાજા તો ગયો, દેશ બધો દુશ્મનનો થયો;
અદિકો દેશ થયો ઉત્પાત, વિશ્વ બાધામાં ચાલી વાત. ૪૬

* પ્રત ૪. "૦ લીધી રાણીઓ."

તે જાણુ ભદ્રાયુને થયું, રાજ પિતા કેરું તો ગયું;
પોતા કેરી જે છે માત, પ્રથમ વિગતની કહી ત્યાં વાત. ૪૭
દશારણ્ય પિતા મુજ તણો, જુવતિ જીત્યો મૂરખ ઘણો;
ચતુરાઈ તે તો ચૂકીયો, અરણ્ય મુને કાઢી મૂકીયો. ૪૮
પદ્માકરે ઉછેર્યો આપ, ગયો રોગ મહાદેવ પ્રતાપ;
ભદ્રાયુ જાણે છે સર્વ, ઘણો આણ્યો મનમાંહે ગર્વ. ૪૯
મુજ જીવે દુઃખ પામે બાપ, એ વાતે શિવજી દે શાપ;
ભૂંડો રુડો એ મારો પિતા, છત વિના શિદ થઇએ છતા. ૫૦
નવક્ષોણી સેન સાથે ચઢે, જુદ્ધ કરતાં કયમ પૂરું પડે;
પ્રસન્ન વારુ ઉમા ઈશ, ત્રોડું જઈ શત્રુનું શીશ. ૫૧
હેતે શિવ કવચ છે હાથ, કો નહિ જીતે મારી સાથ;
શિવ કવચ હું કંઠે ધરું, કોનો માર્યો હું નહિ મરું. ૫૨
શ્રિમંત વૈશ્યતણો જે પુત્ર, કહી ગુહ્ય સંભળાવી સૂત્ર;
શિવ કવચ તેને બાંધિયું, સ્નેહ ઘણું તે શું સાંધિયું. ૫૩
હૈયું તેનું કીધું હાથ, સુંઢાડ્યો પોતાની સાથ;
કો આગળ કહેવા નવ રહ્યા, જાવા બે જણ તત્પર થયા. ૫૪
સજ્યા અશ્વ ને બાંધ્યાં અસ્ત્ર, લીધાં ખડ્ગ સપરાણાં શસ્ત્ર;
બખ્તર પાખર ન મળે પાસ, શિવકવચનો દૃઢ વિશ્વાસ. ૫૫
શતક્ષોણી સેન હશે જે ઠામ, નહિ લેવાય આપણનું નામ;
હોડે કોડે સૌ હારશે, શિવજી જો ઉરમાં ધારશે. ૫૬
લીધો શંખ ને લીધો બાણ, જેથી જાય દુશ્મનના પ્રાણ;
ધરી વિભૂતિ ને રુદ્રાક્ષ, મૃત્યુંજય મુખ ભાખે ભાખ્ય. ૫૭
શિવ કવચ બાંધ્યા બે બાંય, થાય છત્રની નિત્યે છાંય;
ભારે ભસ્મ કપોળે ભરી, ચાલ્યા બે અજીત કેસરી.* ૫૮
રવિતણો જયમ ચાલે રથ, શિવ સેવક ચાલ્યા સમરથ;
આકાશ માર્ગે ચાલે ઇન્દ્ર, શરદ પૂનમવત્ શોભે ચંદ્ર. ૫૯
પ્રલયકાળનો અગ્નિ જેમ, તાતો ક્રોધ બતાવે તેમ;
પરાંઠી ચાલ્યું આવે પૂર, શતક્ષોણી શત્રુ છે શૂર. ૬૦
સિંહ દેખી નાસે શિયાળ, ગરુડ દેખી નાસે જયમ વ્યાળ;
ગજ દેખી નાસે જયમ અજ, એમ ફરુકે શિરપર ધ્વજ. ૬૧
શાર્દૂલ દેખી નાસે શ્વાન, મહીપતિ મોટે મૂક્યું માન;
હાહાકાર નગરમાં હવા, વણુ મારે શત્રુ સૌ મુવા. ૬૨

* પ્રત ૪. "ચાલ્યા બેજાણ હિંમત કરી.'

પડે બૂમ પક્ષો બહુ ત્રાસ, થયો સર્વ શત્રુનો નાશ;
માંહો માંહ અથડાયા આપ, એવો શિવ તણો પ્રતાપ. ૬૩
પરસ્પરે હાર્યાં સૌ હોડ, જ્યમ જાદવ કુળ છપન્ન ક્રોડ.
આંખે થઈ ગયા સૌ અંધ, ધારે એ શાથે કુંણુ ધંધ. ૬૪
કોનાં ચર્ણુ ને કોના હાથ, સોઢે નહિ કો શૂરા સાથ;
શત્રુને શિતજ્વર ચઢયા, પરાજય થઈ સૌ પૃથ્વી પડ્યા. ૬૫
છૂટે રાફ જ્યમ તરવડ તીડ, ભારે ભાસે લશ્કર (ની) ભીડ;
પોતાના પિતાનો દેશ, પુર માંહે કીધો પ્રવેશ. ૬૬

દોહરા.

વાજે નાદ બણુગાં બહુ, નાસે નગરના લોક;
કોટયાન કોટય ભાસે કટક, શત્રુને પડીઓ શોક. ૬૭
જ્યમ હનમંતે લંકમાં, અતિ બળ કીધું આપ;
ત્યમ ભદ્રાયુ (એ) ત્યાં કર્યું, પૂરણુ શિવ પ્રતાપ. ૬૮
અશોક બાળી આવિયો, કર્યું મન ચિંતવું કામ;
ઇન્દ્રજીત કુંભકર્ણવત, અરિ માર્યા તે ઠામ. ૬૯
દક્ષપ્રજાપતિ યજ્ઞમાં, ઉમાએ તજ્યું અંગ;
વીરભદ્ર ત્યાં આવિયો, સેન નહિ કોઇ સંગ. ૭૦
એકાએકી એકલે, જીત્યા કોડ તેત્રીસ;
દક્ષપ્રજાપતિ દેવનું, છેદ્યુંતું જ્યમ શીશ. ૭૧
પાડયા દાંત પુખાતણા, રુદ્રે ધરીને રીસ;
દુશ્મનને દે'વટ કર્યાં, ભદ્રાયુને શિર ઇશ. ૭૨
મહાદેવ જેને મસ્તક વસ્યા, થાય છત્રની છાંય;
એને કોણુ જીતી શકે, બળિયે ઝાલી બાંય. ૭૩
ફરસુરામજી એકલા, પરાક્રમ અપરંપાર;
નક્ષત્રી પૃથ્વી કરી, એકલે એકવીસ વાર. ૭૪
પ્રભુ જેને છે પાધરા, કટકતણું શું કામ;
વિશંભર વહાલો ઘણું, સપૂત સરીઓ શામ. ૭૫

ચોપાઈ.

કાઢી ખડ્ગ આપેથી અડ્યા, શત્રુસેન મધ્યે જઈ ચડયા;
દુશ્મન એનું દર્શન કરે, કૃપા હોય તો તે ઉગરે. ૭૬
જુગત બંધવ બે જોડા જોડ, કાયર દુશ્મન દેખે ક્રોડ;
સમશેર તણી પડે છે સાખ, દુશ્મનનું લશ્કર છે લાખ. ૭૭
જેવું રામતણું હોય બાણુ, એમ પરઠયા વેરીએ પ્રાણુ;
જેવું સુદર્શન હોય ચક્ર, વેરી દેખે એવું વક્ર. ૭૮

જેવું શિવ તણું ત્રિશૂળ, મહા વૈરીનાં છેડે મૂળ;
ગદાધરની જેવી ગદા, ત્રિલોક સંહારણ તેવું તદા. ૭૯
પ્રલયકાળનો વાયુ જેમ, જુદ્ધ વિશે શૂરા પણ તેમ;
ફરસુરામની ફરસી ફરે, શિવકવચ એ રીતે કરે. ૮૦
કેટલાએક દાંતે તરણાં લેય, ક્ષમા કરો એમ મુખથી કેહ;
કેટલાક કાયર થઈ ઝાડે ચઢયા, કેટલાએક પામર થઈ પડ્યા. ૮૧
કેટલાએક શરણે આવીયા, લક્ષ ધનની ભેટો લાવીયા;
નવક્ષોણી(ના) સેનાપત નમ્યા, શોકસંતાપ હતા તે શમ્યા. ૮૨
નગર નાર વધાવે ફુલ, પામ્યા માન મોટેરે મૂલ;
બાંધી ન શક્યા કોઈ બાકરી, ચિંતવે મનથી તેની ચાકરી. ૮૩
વિશ્વ બધામાં થયાં વખાણ, જાચક જન પામ્યા બહુ લાણ;
લઢે નહિ કો તેની સાથ, દેશ પોતાનો કીધો હાથ. ૮૪
જગમાં જશ આપ્યો જગદીશ, પ્રસન્ન હવા ઉમાપતિ ઇશ;
શિવ કવચતણો પ્રતાપ, અતલી બળ કહેવાણા આપ. ૮૫
શિવકવચ જે કંઠે ધરે, તે શી રીતે માર્યો મરે;
શિવકવચનું જેને જોર, તે આગળ ચાકર ને ચોર. ૮૬
નગર આણ પોતાની ફરી, રૈયત સહુને રાજી કરી;
લીધા અશ્વ હાથી ગંભીર, નામતણું વધાર્યું નીર. ૮૭
પિતા થકી પંચાણું ઘણી, દોલત લીધી દુશ્મનતણી;
રૈયતનો કહેવાયો રામ, કર્યાં ચિંતવ્યાં ભારે કામ. ૮૮
મોટાં મેડી મંદિર મહેલ, શિવકવચથી કરવાં રહેલ;
ઈંદ્ર વૈભવ મઘવા ભોગવે, શિવકવચ જુગતે જોગવે. ૮૯
ઝાલ્યો જીવતો પુર પ્રધાન, જાચ્યું દીધું જીવત દાન;
તેની આણ કરાવી તાજ, સોંપ્યું લઘુ બાંધવને રાજ. ૯૦
આણ પોતાની વર્તાવી ચોદિશ, નવ ઉતારી મનની રીસ;
મહીપતિ ચાલ્યો માગધ ભણી, રાખી રીસ રુદેમાં ઘણી. ૯૧
ત્યાર પહેલું થયું છે જાણ, આવ્યો દુશ્મન હરવા પ્રાણ;
હેમરથ રાય હતો સમર્થ, વિખાણ ઉપમા કીધું વ્યર્થ. ૯૨
કટક સહિત તે કાયર થયો, કાંઈ માલ તેમાં નવ રહ્યો;
શૂરાપણ જોર ત્યાં સર્વે શમ્યું, જર્જરીભૂત થઈ દૈવત ગમ્યું. ૯૩
ઘેર્યું જઈને માગધ ગામ, થયો કુળાહળ ઠામો ઠામ;
પુર બાધામાં શોરજ થયો, હેમરથ રાજા જુદ્ધે ગયો. ૯૪
રાય ચઢી આવ્યો બારણે, કલ્પાંત જુદ્ધ કરવા કારણે;
રામ સામો જ્યમ રાવણ જાય, શોભા તે ઠામે ત્યમ થાય. ૯૫

કૃષ્ણ સામો જ્યમ જાયે કંસ, પ્રતાપ ઘટ્યો પાપી પ્રશંસ;
મહા જુદ્ધ મંડાણું ઘોર, શહેર બાધામાં પડિયો શોર. ૯૬
વિષમ કાળનો વાયુ વાય, તે ક્રમે તે રીતે થાય;
આકાશ થકી થઈ અગ્નિ વૃષ્ટ, શત્રુની દુઃખ પામી સૃષ્ટ. ૯૭
દેહવટ વાળ્યો તેનો દેશ, પ્રાજ્ય કરી કીધો પુર પ્રવેશ;
નાળ ગોળા ને બાણ છૂટિયાં, લશ્કર શત્રુનાં લુંટિયાં. ૯૮
રડવડ સૈન શત્રુનું થયું, પાછું જોવા કો નવ રહ્યું;
હેમરથ આવ્યો દેતો ગાળ, બાળક તારો ખુટ્યો કાળ. ૯૯
તાતા જો તું મારા તીર, શત ખંડ કરું હું તુજ શરીર;
એમ કહીને મૂક્યું બાણ, પલક એકમાં લેવા પ્રાણ. ૧૦૦
અફળ ગયું તેનું બળ આપ, શિવ કવચ તેનો પ્રતાપ;
હેમરથ અતળી બળ અંક, શિવ કવચે કીધો રંક. ૧૦૧
હજાર હાથીનું બળ પુર, શિવ કવચે ઉતરાવ્યું નૂર;
શાર્દૂલ સિંહ હતો જે શેર, શિવકવચે કીધો પાશેર. ૧૦૨
પિતા તણો શત્રુ જાણિયો, અવળે બંધ બાંધી આણીઓ;
ધાર્યો દેશ બાધામાં ધધ, રાય પ્રધાન બંધાણા બંધ. ૧૦૩
સર્વ અપરાધ તેના સાંખિયા, જીવત કારાગ્રેહે નાંખિયા;
કાયર કીધા સામદ શૂર, નરપતિનાં ઉતર્યાં નૂર. ૧૦૪
કર જોડ તેના સમિયા શોક, જોરાળા પહોંચ્યા જમ લોક;
જીત તણાં વાગ્યાં જાંગીર, વિરાધી વીર કહેવાણો વીર. ૧૦૫
ગુણ જશ મહિમા વાધ્યો ઘણો, પિતા છોડાવ્યો પોતા તણો;
રાયની મૂકાવી રાણીઓ, મહાસુખ સાગર મન માણીઓ. ૧૦૬
અપર માત જે પોતા તણી, ઓળખે નહિ ધણીઆણી ધણી;
પોતાનો મૂકાવ્યો પ્રધાન, સોંપ્યું રાજ તેને દઈ માન. ૧૦૭
ભદ્રાયુની આણજ ફરી, પૃથ્વી સરવ પોતાની કરી;
મૂકાવ્યો પોતાનો તાત, વિશ્વ બાધામાં ચાલી ખ્યાત. ૧૦૮
સામદ પોતાનો મૂક્યો ત્યાંય, પોતે પિતાના પુર માંહ્ય;
રિદ્ધ સહિત સોંપ્યું સૌરાજ, તનનો શોક કરાવ્યો ત્યાજ. ૧૦૯
નમ્યા પાગે મોટા નરપતિ, વશ વર્તે સઉ છત્ર પતિ;
દશારણ તમારું ગામ, વજ્રબાહુ છે તારું નામ. ૧૧૦
માગધ સુધી છે તારી આણ, વદને બોલ્યો અમૃત વાણ;
મહિમા શું પૂછે માહરો, હું સેવક સાચો તાહરો. ૧૧૧
રામ સમુ ચલાવો રાજ, અસત અન્યાય તનથી તાજ;
બિક ન રાખશો દુશ્મન તણી, ધર્મ વાતના થાજો ધણી. ૧૧૨

કદી ન કરશો કૂડાં કર્મ, સાચવજો શિવ મારગ ધર્મ;
શિવ દેરે દેજો પ્રસાદ, કરજો મન આણી ઉલ્લાદ. ૧૧૩
શિવ સેવકને દેજો માન, શિવ કથા સુણજો નીત કાન;
પુરમાં તમો કરો પ્રવેશ, અમો જાશું અમારે દેશ. ૧૧૪
પંદર ધણો વધે પ્રતાપ, અતળી બળ કહેવાશો આપ;
પ્રણમ્યો તે પિતાને પાગ, સંભાળજો તમારી જાગ. ૧૧૫
રાણીઓ સહિતે રાજ જ કરો, રખે બીક મન કોની ધરો;
દુશ્મનનો ભય કરજો તાજ, એક છત્રધર કરજો રાજ. ૧૧૬
પ્રજાને સુખ કરજો પેર, અમો જાશું અમારે ઘેર;
એમ કહી ચાલે જેટલે, પિતા પાગ પકડે તેટલે. ૧૧૭
ગદગદ કંઠ તે વેળા થયો, કર જોડીને બોલ જ કહ્યો;
વાત પૂછતાં મનમાં બીઉં, તમારે મારે સગપણ કીઉં. ૧૧૮
રાજ આપ્યું તે રુડી રીત, કોણ સગપણ ને કોણ જ પ્રીત;
ધાટ દેખી દુશ્મનના ધન્યા, તમો કયમ મારી વારે ચઢયા. ૧૧૯
કોડવાર કહીએ શું કથી, સંદેહ મારો જાતો નથી.

દોહરા.

રાય કહે તમે કોણ છો, કોણ દેશ કુણ ગામ;
કોણ રાયના બેટડા, રાજ તણું શું નામ. ૧૨૦
દીસો છો કો દેવતા, નહિ કો માનવ રૂપ;
અંશાવતાર છો ઈશના, ભાગ્યશાળી ભડ ભૂપ. ૧૨૧
શકે રામ ફરી અવતર્યાં, સ્વામી કાર્તિક સદ્ય;
તે કલ્પના પડતી નથી, હેત તમારું હદ્ય. ૧૨૨
સુર નાયક કે દિનપતિ, ગ્રહ ગુણ રાજ રવિ ચંદ;
સનકાદિક કે શેષ છો, આપે અધિપતિ ઇન્દ્ર. ૧૨૩
અનિરુદ્ધ પ્રદ્યુમન વા, જાદવ જદુપતિ વંશ;
પ્રતાપ પુરંદરથી અધિક, પુણ્ય રૂપ પ્રસંશ. ૧૨૪
નાગ લોકના નરપતિ, કે નરેન્દ્ર નર નાથ;
કે અંશ વિષ્ણુ તણા, કે શિર શિવનો હાથ. ૧૨૫
બળભદ્ર (અવતાર) બહુ પરાક્રમી, સિદ્ધ ગણપતિ કે સુર;
કે જયંત કે જરપતિ, નારાયણનું નૂર. ૧૨૬
મહારાજ મેહ કે મહીપતિ, વરુણ વાયુ કુબેર;
ધર્મધીશ ધરણીપતિ, મહી મંડાણ કો મેર. ૧૨૭
જોગી ભોગી કે તાપસી, જીત અજીત અભેદ;
કર્તાર કીરત કરુણાનિધિ, વરદાતા છો વેદ. ૧૨૮

નવ ક્ષોણીને દેહેવટ કર્યું, માનવથી નવ થાય;
મુજ આગળ માંડી કહો, કર્મ તણી કથાય. ૧૨૯
કંગાળ ઉપર કરુણા કરી, પૂર્વ જન્મનું પુણ્ય;
કોણ સગપણ કુણ સેવના, નિમેશ ન રાખી ન્યૂન. ૧૩૦
વેચાતી મુજને લીઓ, દામ ખરીદ્યો દાસ;
જીવ જશ ને જર દિયો, પ્રીતે રાખો પાસ. ૧૩૧
કોણ ઇષ્ટ ઉપાસના, બળવંતો તુજ શીશ;
હાજરાહજુર દિસે તુને, બ્રહ્મા વિષ્ણુ ઇશ. ૧૩૨
કિંકરને કરુણા કરી, પરમારથપે પ્રીત;
મુજ આગળ માંડી કહો, રાજ તમારી રીત. ૧૩૩
હું છું રંક છું રાવળો, કંગાળ તણો કંગાળ;
પ્રાણ દાતા છો માહરા, દીસો દીન દયાળ. ૧૩૪
સાંભળ રાય શિરોમણિ, સતવાદી સાક્ષાત;
રાજ કરો સુખે તમો, આગળ કહીશું વાત. ૧૩૫
ગામ નામ તો જાણશો, જાણશો મા ને બાપ;
જાણશો ઇષ્ટ ઉપાસના, કહુશું આપો આપ. ૧૩૬
પરદેશી હું પરમૂલક, કરતુત કહીએ કયમ;
ફરી ફરી પૂછશો નહિ, તમને મારા સમ. ૧૩૭
આખ્ણિયે ઓળખશો તમો, વંશ વપુ ને વેશ;
સુખે રાજ કરો તમે, અમો જાઉં અમ દેશ. ૧૩૮
હવણાં તો હું જાઉં છું, જ્યાં અમારો ઠામ;
ત્યાર પછી તમે જાણશો, માત તાત નિજ નામ. ૧૩૯
સોંપી રાજને સંચર્યા, પ્રિય સંઘાતે પેર;
એ બંધવ બળ પ્રાક્રમી, આવ્યા પદ્માકર ઘેર. ૧૪૦
માતા હરખ પામી ઘણું, વૈશ્યે કર્યાં વખાણ;
પુત્ર બે પાગે પ્રણમ્યા, સતવાદીને સુજાણ. ૧૪૧
જાચક આવ્યા જશ બોલતા, ભલો ભલો કહે બ્રહ્મ;
લાહાણ આપ્યું લક્ષો ગમે, ધાર્યો રુડો ધ્રમ. ૧૪૨
કહે પદ્માકર કયમ ગયો, વસમી છે એ વાટ;
ઇશ શીશ તમ ઉપરે, અમને થતો ઉચાટ. ૧૪૩
પાગ લાગી ને પરણ્યા, જ્યાં પોતાની માત;
વૈશ્ય આગળ માંડી કહી, વિસ્તારીને વાત. ૧૪૪
માગધીયે ઘેર્યું હતું, દશારણ જે ગ્રામ;
વજ્રબાહુને બાંધિયો, દિયો કારાગેહ ઠામ. ૧૪૫

લુંટી લક્ષ્મિ ને માલ ધન, ફરી માગધની આણ;
ડંકો વાગ્યો દેશમાં, થયું અમને એ જાણ. ૧૪૬
વિચાર્યું મન માહરે, વપુ સંધાથે વાત;
હું તે એનો દિકરો, એ તે મારો તાત. ૧૪૭
બુધહિન દશા થઇ બાપની, કયમ આણું મન રીશ;
અમને રણમાં કાઢિયા, પ્રસન્ન થયા તવ ઈશ. ૧૪૮
અવગુણનો મેં ગુણ ગણ્યો, ઈશ વચનથી આપ;
ઈશ્વરવત એને લહું, હું બેટો એ બાપ. ૧૪૯
તમને કહેવા નવ રહ્યા, હૈયું રાખ્યું હાથ;
શિવ સંભારી સંચર્યા, બંધવ તેડ્યો સાથ. ૧૫૦
દિગ્વિજય કર્યો દસ દિશા, કર્યું મહા રુદ્રે કાજ;
વજ્રબાહુ મૂકાવીયો, રિધસિધ સોંપ્યું રાજ. ૧૫૧
ઝાલ્યો મગધને જીવતો, દીધું જીવત દાન;
આણ ફેરવી ત્યાં તાતની, પુર મૂકયો પ્રધાન. ૧૫૨
કાંઇ ઓળખાણ આવી નથી, ગામ નામ કે ઠામ;
તમારા ચરણ પ્રતાપથી, કરી આવ્યા એ કામ. ૧૫૩
પ્રતાપ પદ્માકરતણો, પ્રતાપ માત આશિશ;
બહુ પ્રતાપ બધવતણો, અધિક પ્રતાપ તો ઈશ. ૧૫૪
મનશા હરખી માવડી, પદ્માકર હરખો પુણ્ય;
પ્રત્યક્ષ શિવ પ્રસન્ન તુને, નેક રહી નવ નૂન્ય. ૧૫૫
માગધ માન મૂકાવિયું, બહુ સુખ પામ્યો બાપ;
મુજમાં માલ કાંયે નથી, એ સૌ શિવ પ્રતાપ. ૧૫૬
સોંપ્યું રાજ્ય સમૃદ્ધ ઘણી, સોંપ્યો માગધ દેશ;
આણ વર્તાવી તાતની, પુરમાં કર્યો પ્રવેશ. ૧૫૭
સઉ સજ્જન સુખ પામિયા, વિત્યા દિન દશ વિશ;
એમ પ્રસન્ન તેને થયા, આદ્ય ઉમાપતિ ઈશ. ૧૫૮
સૂત કહે સૌનક સુણો, વાત તણો વિસ્તાર;
ત્યાર પછી શું નિપજ્યું, કૃપા કરી કીર્તાર. ૧૫૯

## ચોપાઈ.

ઋષભ યોગીતણી કહું રીત, પૂરણ ભક્ત ઉપર છે પ્રીત;
રુદયામાં પ્રગટી છે રીઝ, પૂર્વજન્મતણું છે બીજ. ૧૬૦
વાવે બીજ તો વૃક્ષ જ થાય, પામે સ્વર્ગ જો ગંગા નાહ્ય;
ચિત્રકૂટતણો એ રાય, ચિત્રાંગદ નામે કહેવાય. ૧૬૧

સુંદર સુભટ સતવાદી વેશ, દુઃખી નહિ કો તેને દેશ;
રૂડી તેના ઘરની રીત, પ્રજા પાળે શુભ પૂરણ પ્રીત. ૧૬૨
અલખત તેના ઘરમાં ઘણી, ધર્મવંત ધુરંધર ધણી;
સુનંદિની ઘેર નારી સતી, પતિવ્રત વ્રત તે તો પાળતી. ૧૬૩
સદા સર્વદા તે નરનાર, હરિશ્ચંદ્ર તારાનો અવતાર;
કીર્તિમાળીની કન્યા એક, વપુ વડો ધારે વિવેક. ૧૬૪
નિર્મળ કમળ સરીખાં નેણ, ઇન્દુમતી આકારે એણ;
અમૃત ચોઘડીએ ઉરથી અડી, સ્વયં વિધાતા હાથે ઘડી. ૧૬૫
ચંદ્રવદની મૃગનયની વંક, સિંહાકાર કટિનો લંક;
ગજગામિની શી ગુણ ગંભીર, સદા સર્વદા શુદ્ધ શરીર. ૧૬૬
કુંમકુંમ લોલ કપોળે કામ, દેવાંગનાવત્ દીસે દામ;
નારી નિર્મળ નાગાંગના, સુંદર નહિ કો તે સંગના. ૧૬૭
મોહ ભરી મોહની મચ્છરા, ઓપે ઇંદ્ર તણી અપ્છરા;

### દોહરા.

વેણુ વર્ણાંગી નાગિણી, કાંગરીયાળા કેશ;
નખ શિખ સુંદર નિર્ખતાં, શામા ઘણી સુવેશ. ૧૬૮
કર્મવંત ને ધર્મવંત, શર્મવંત શરેણ;
પૂરણ પ્રીત પ્રભુપરે, વનિતા વિમળ વરેણ. ૧૬૯
લાજવતી ને કાજવતી, માઞાવતી મુરજાદ;
સત્યવતી ને શીલવતી, અહર્નિશા ઉલ્લાદ. ૧૭૦
દાનવતી દેવાંગના, ગાનવંતી ગુણ ગેહ;
સાનવતી ને શીલવતી, દિવ્ય દેવાંશી દેહ. ૧૭૧
ચિત્રણીથી ચોસઠ ઘણું, રામામાં બહુ રૂપ;
માત તાત હરખે ઘણું, ભારે ચિત્રાંગદ ભૂપ. ૧૭૨
કરે કાયામાં કલ્પના, હેત ઘણેથી હોડ;
સૃષ્ટિમાં કો સરજ્યો હશે, જુવતિ કેરી જોડ. ૧૭૩
પરણાવું કયાં પ્રેમદા, કવણ જશવંત જણાય;
દમયંતીથી દશ ઘણી, નળ કયમ પેદા થાય. ૧૭૪
સૂત કહે શૌનક સુણો, કહું કન્યાનાં કામ;
પૂર્વ જન્મની પિંગળા, નટણી નીચું નામ. ૧૭૫
અધર્મ કરનારી અતિ, નિમેષ ન રાખી નૂન્ય;
શિવ જોગીની સેવના, પ્રગટચું પ્રૌઢું પુણ્ય. ૧૭૬
બિન્દુનો સિંધુ થયો, થયો તરણાનો મેર;
આગિયાનો ઇન્દુ થયો, સાચ શિવ પૂજન શેર. ૧૭૭

તેર વર્ષની તરુણી થઈ, કિર્તિમાળીની નામ;
શિવ જોગી ત્યાં આવિયા, તેહ ગામ તે ઠામ. ૧૭૮
ભમતા ભમતા ભાવથી, વહી આવ્યા તે વાટ;
મા બાપ તે કન્યાતણા, કરે મન બહુ ઉચાટ. ૧૭૯
દોહલા દુઃખ દેહવટ કર્યાં, પૂરણ મન પરસન;
સૂર્ય ઉદય શત સામટા, દીઠું દિવ્ય દર્શન. ૧૮૦
ધસમસ કરી સામો ધસ્યો, પ્રીતે પ્રણમ્યો પાગ;
સુખ સાગર શત સહસ્રધા, જડી મુને તો જાગ. ૧૮૧
કંગાળ ઉપર કરુણા કરી, દિનને કર્યો દયાળ;
પાપીને પુણ્યવંત કર્યો, ભવ તિલક જશ ભાલ. ૧૮૨
અનેક સ્તુતિ એવી કરી, હેતે જોડ્યા હાથ;
કરજોડી ઉભો રહ્યો, શિવ સેવકની સાથ. ૧૮૩

## ચોપાઈ.

પુત્રીના પૂર્વ જન્મની વાત, જાણે કયમ પિતા ને માતઃ
રુડી કન્યા ક્યાં દેઈશું, રુડો લા'વો કયમ લેઈશું. ૧૮૪
પૂર્વ જન્મનું પ્રૌઢું પાપ, અતિ સુખમાં જન્મી શિવ પ્રતાપ;
સુની હતી તે સુંદરી થઈ, ભવ ભટકણની ભાવટ ગઈ. ૧૮૫
સિદ્ધ પુરુષશું આણ્યો સ્નેહ, અવતરી તે દેવાંશી દેહ;
રાજદ્વારમાં રંગે રમે, ભાવતાં ભોજન જુગતે જમે. ૧૮૬
હેતુજન કેરાં મન હરે, મુખ તાતાં તબોળે ભરે;
મહા મનોહર દીઠું મુખ, દીકરી જોતાં પામ્યાં દુઃખ. ૧૮૭
ચંદ્રવદની સરખાં છે ચિન્હ, ઈન્દુમતિ એથી નહિ ભિન્ન;
એ સરખો વર ક્યાંથી જડે, અધિકો સંશય સૌને અડે. ૧૮૮
જુવતિ જેવા વરની જોડ, કયમ પહોંચે પરણાવા કોડ;
એમ વિચાર કરે જેટલે, તરત ઋષભ દીઠા તેટલે. ૧૮૯
તપોમય ને તપનું રૂપ, જાણે બીજો બ્રહ્મા ભૂપ;
જ્યમ આકાશથી આવે રવિ, એવી શોભા ત્યાં તો હવી. ૧૯૦
ઋષભ જોગીને દીઠા દ્રષ્ટ, અધિક થઈ અમૃતની વૃષ્ટ;
ધસમસતો રાજા ઉઠીયો, જ્યમ મદગળતો ગજ છુટિયો. ૧૯૧
ભલે પધાર્યા મારું ભાગ્ય, પ્રણામ કરીને પ્રણમ્યો પાગ્ય;
દર્શન દેવનું રુડું થયું, કોટિક જન્મનું પાતિક ગયું.* ૧૯૨

* પ્રત ૪. "દર્શન આજ દીઠું તાહરુ, પવિત્ર થયુ મંદિર માહરું."

અર્ઘ્ય પાદ્ય લઇ પૂજા કરી, ચરણામૃત પીધું મુખ ભરી;
શુભ સિંહાસન આપ્યું રાય, નરનારી ઢોળે છે વાય ૧૯૩
ચોહોદિશ પૂર્યાં મોતી ચોક, ગુણ નિધિયે અજવાળ્યા ગુણ ગોખ;
શેરી સુધી પથરાવ્યાં ફુલ, શોભા કીધી સ્વર્ગ સમ તુલ્ય. ૧૯૪
કસ્તુરીના કર્દમ કર્યાં, અમૂલ્ય લોટા ગંગાજળ ભર્યાં;
ભક્ષભોજન ને આપ્યાં પાન, મનસા સિદ્ધ કીધાં બહુ માન. ૧૯૫
બોલ્યો રાય રૂખીને સાથ, હેત પ્રીતથી જોડયા હાથ;
દંડવત્ કીધા ત્યાં દશ વીશ, નમાવ્યું યોગી આગળ શીશ. ૧૯૬
કુંવરીને કહે પાગે લાગ, વર રુડો રુખિશું માગ;
કષ્ટ આપણાં એ કાપશે, મનવાંછિત વર એ આપશે. ૧૯૭
લજ્જા પામતી કુંવરી પાગે નમી, તેહ વાત સૌકોને ગમી;
મહારું વચન સફળ શુભ હજો, તારો વર ભદ્રાયુ થજો! ૧૯૮
અલખત ભોગવજે તું ધણી, ભામની તું ભદ્રાયુ તણી;
પૂરણ શંકર થાય પ્રસન્ન, દેવાંશી તારું દર્શન. ૧૯૯
બોલ્યાં તવ માતા ને તાત, કરજોડીને પૂછી વાત;
સિદ્ધ વચન અફળ નહિ થાય, ભદ્રાયુ તે કયાંનો રાય. ૨૦૦
કોણ માત ને કોણ જ તાત, કહો વિસ્તારી અમને વાત;
ગામ ઠામ ને દેશજ કોણ, ભદ્રાયુ સાંભળિયો બોણ. ૨૦૧
કર્યાં મુસાળ ને કોનો પુત, શોભે છે કેવું ઘરસૂત્ર;
આદ્ય ઉત્પત્તિની કહો કથા, જોગેશ્વર બોલે છે જથા. ૨૦૨
પવિત્ર દશારણ રુડો દેશ, પાપતણો જ્યાં નહિ પ્રવેશ;
રુડો વજ્રબાહુ રાજન, મોટમ પદ અહંકારી મન. ૨૦૩
સાત રાણીઓ સુંદર રૂપ, ભામનિયે વશ કીધો ભૂપ;
કામનિયે વેશ કીધો કંથ, પરાક્રમી નહિ પોતે પંથ ૨૦૪
મહાલક્ષ્મીની હુતી મોટ, પુત્રતણી ત્યાં મોટી ખોટ;
સુનંદિનીને આવ્યો તન, માન્યું મહીપતિ કેરું મન. ૨૦૫
કોઇક પૂર્વ જન્મના ભોગ, રાણી સુતને રૌરવ રોગ;
શોકયે સાટા વાટા કરી, પ્રમદા તે પુરુષે પરહરી. ૨૦૬
સર્જન સૌ ચતુરાઈ ચુકીયાં, મા દિકરો રજમાં મુકીયાં;
પરબ્રહ્મ તેને થયા પ્રસન્ન, પ્રગટ દિવ્ય દીધું દર્શન. ૨૦૭
ઉછર્યો વૈશ્ય પદ્માકર ઘેર, પ્રીછો છો સહુ તેની પેર;
કર્યું પરાક્રમ રાખી લાજ, લીધું માગધ કેરું રાજ. ૨૦૮
વજ્રબાહુ મૂકાવ્યો તાત, દશે દિશાએ ચાલી ખ્યાત;
નવક્ષોણિ જીત્યું જશ લીધ, પુરંદરવત્ પરાક્રમ કીધ. ૨૦૯

કાર્તિકસ્વામી ને ગણપતિ, એ બાંધવની એવી મતિ;
કોડે તેને કન્યા આપ, વચન અમારું થિરતા થાપ. ૨૧૦
કન્યાથી એ કોડામણો, સુભટ સૌમાં સોહામણો;
નરપતિ સર્વતણો નરપતિ, છત્રપતિથી સુંદર મતિ. ૨૧૧
પૂરે એ મનની કામના, નવખંડ થાશે નામના;
ઉદ્ધરશે ઈકોત્તર અઘ, અંતે શિવ પદ પામે સઘ. ૨૧૨
એને ઘેર ઉનમ નહિ કશી, મહાલક્ષ્મી ઘેર વાસો વસી;
હજાર હાથે હર શિર હોય, એને ગાંજી ન શકે કોય. ૨૧૩
કોડવાર કહીએ શું કથી, એહ સમો કો બીજો નથી;
પચાસ કોડ પૃથ્વીની પીઠ, દૈવત ભદ્રાયુમાં દીઠ. ૨૧૪
એમ કહીને યોગી ગયા, દ્રઢ વિશ્વાસ ચિત્રાંગદ થયા;
આજ તણો દિવસ ધન ધન, માત પિતાનું માન્યું મન. ૨૧૫

### દોહરા.

શિવ જોગી તો સંચર્યા, મહીપતિ થયો મગન;
જોશી તેડ્યા જુગતથી, નિરધારી લીધ લગન. ૨૧૬
રાજસાઈ મંડપ રચ્યો, ચંદરૂવા ચોપાસ;
કૃત્રિમ ચિત્રામણ કર્યાં, વિવિધ શોભા આવાસ. ૨૧૭
ભરતખંડના ભૂપતિ, મળ્યા રાણા રાય;
દેશ પ્રદેશ દશે દિશા, લાખિણા લેખ લખાય. ૨૧૮
ગોર પોતાના ઘરતણો, હસ્તી ઉપર અસ્વાર;
મોકલ્યો પદ્માકર ગૃહે, ક્ષણું ન લાગી વાર. ૨૧૯
વર ભદ્રાયુ ભૂપતિ, સઘ સુનંદિની માત;
કન્યા ચિત્રાંગદ તણી, વિશ્વ માંહ્ય વિખ્યાત. ૨૨૦
વર જાન તેડી આવજો, સજન નગર સમેત;
ચાર સહસ્ર વસુ ચાંદલો, અધિકું આણી હેત. ૨૨૧

### ચોપાઇ.

લખી કંકોતરી ગામો ગામ, ભરતખંડમાં ઠામો ઠામ;
ભરતખંડના ભૂપતિ ભરી, કુંમકુંમ અક્ષત કંકોતરી. ૨૨૨
લાખેણું મોકલિયાં લગન, જુવતિ કાજે માંડ્યો જગન;
શ્રીફળ ફોફળ પામે સાથ, પ્રસન્ન થયા જ્યાં ભોળો નાથ. ૨૨૩
વસ્ત્ર આભૂષણ પરઠાં પાન, જુગતે તેડી લાવ્યો જાન;
વૈશ્ય પદ્માકરના પુરમાંય, સારી શોભા કીધી ત્યાંય. ૨૨૪
વિપ્ર વધાઇ લેતા આવિયા, કોડ દીપોત્સવ દિન કહાવિયા;
લગન વધાવી હરખ્યા સૌ, સુખનો સાગર ઉલટ્યો બહુ. ૨૨૫

હરખે માત હરખે વરરાય, જય જયકારે જશ બોલાય;
શણગાર્યાં મેડીને મહેલ, શોભા ઇન્દ્રાસનથી સહેલ. ૨૨૬
શણગાર્યાં હાથી ઘોડલા, જશવંતા સાથી જોડલા;
સાંઢયો શણગારી આગળ કરી, ભારે ગર્થની ગાડી ભરી. ૨૨૭
વાજે દુંદુભીના ઘનઘોર, નાદ નિશાણુ નગારાં ઠોર;
વર તણા રુડેરાં વાન, જુગતે જોડી ચાલ્યા જાન. ૨૨૮
ધ્વજ નેજા અંબાડી અતિ, મહારથે બેઠો મહીનો પતિ;
વરભદ્રાયુ ઓપે ઇંદ્ર, જ્યમ શોભે તારામાં ચંદ્ર. ૨૨૯
અશ્વ ગજ રથ હારો હાર, એવું સેન છે અપરંપાર;
ગગને રવિ છાયો ક્ષણું એહ, ચઢયું સેન આષાઢો મેહ. ૨૩૦
ઘણા કર્યાં પાણીના ઘાટ, ઉવાટે પડાવી વાટ;
સાથે બહુ ધારાળા ધીર, મોટા છે વિરાધી વીર. ૨૩૧
રિધપતિ ભુપતિ ઝાઝા મળ્યા, ભદ્રાયુ નિરખી ગર્વો ગળ્યા;
ધર્મવંત દાવલનો ધણી, અસંખ્ય સેના તેની ઘણી. ૨૩૨
જયપુરનો જશવંતો જાણ, પાંડુ રાય પુંડરિક પ્રમાણ;
માગધનો આવ્યો મહીપતિ, અયોધ્યાધીશ સેના લઈ અતિ. ૨૩૩
આવ્યો દશારણ ગુણ ગ્રામ, વજ્રબાહુ છે જેનું નામ;
તે છે વર રાજાનો તાત, નથી જાણતો સગપણ સાથ. ૨૩૪
હુંશીરાય હસ્તીનાપુરતણો, ગુણ પરાક્રમે દીપે ઘણો;
અનમી અધિપ થયા અસ્વાર, નામ લેતાં નવ આવે પાર. ૨૩૫
નરપતિ ભદ્રાયુનું નૂર, ચઢયું સેન જ્યમ સાગર પૂર;
શિવ કવચની જેને છાંય, બીજી ઉપમા શી છે ત્યાંય? ૨૩૬
જેને ઘેર મહાલક્ષ્મી વસી, તેને ચિંતા હોયે કશી?
હેતે વિષ્ણુ હજારાં હાથ, સ્વર્ગ વૈકુંઠ શોભાવ્યું સાથ. ૨૩૭
લેખ લખ્યો અંતરથી આપ, પ્રથમ ત્યાંહાં બોલાવ્યો બાપ;
પ્રધાન સહિત પુર બાધુ હોય, સગપણ તેહ ન જાણે કોય. ૨૩૮
પિતા જાણે છે મુજશું પ્રીત, રુડા રાજવીઓની રીત;
જોતાં આપ્યું જીવત દાન, મોટમ પદથી દે છે માન. ૨૩૯
પ્રીત માટે તેઓ છું આપ, એમ જાણે પોતાનો બાપ;
રાજ ભોગવીએ છીએ આપણે, એહ ગુણ અંતરમાં ગણે. ૨૪૦
માન દે છે તે અચરજ કશું, એવું તેના દિલમાં વસ્યું.

દોહરા.

જાણે માત પોતા તણી, જાણે ભદ્રાયુ ભૂપ;
જાણે ચિત્રાંગદ રાયજી, રુડું જેનું રૂપ. ૨૪૧

જાણે પદ્માકર વૈશ્યવર, વજ્રબાહુ છે તાત;
બીજું કો જાણે નહિ, સગપણ કેરી વાત. ૨૪૨

## ચોપાઈ.

રુડા માણુસની એ રીત, પોતાના ઉપર બહુ પ્રીત;
એમ વિચારે વારંવાર, પકડે બાંહ્ય ઉતારે પાર. ૨૪૩
પિતા ન જાણે મારો પુત્ર, સ્નેહતણું જાણે છે સૂત્ર;
ચિત્રકુટ જઈ દેહેરા દીધ, જય જયકાર કરી જશ લીધ. ૨૪૪
ચિત્રાંગદ રાજા સામૈયે ગયો, અવતાર સફળ દેખીને થયો;
નોહે માનવ દીસે દેવ, સમ્યક પ્રકારે કીધી સેવ. ૨૪૫
ઋષભ યોગી બોલ્યા જેટલું, તેમાં દૈવત દીઠું તેટલું;
મુક્તાફળે વધાવ્યાં વર્ત, તોલ ઘણેથી તેઓ તર્ત. ૨૪૬
જુગત ઘણે ઉતારી જાન, મનસા વાચા દીધાં માન;
ખાન પાન ને પૂરણ પાક, રસોઈ બત્રીશી સુંદર શાક. ૨૪૭
ખટરસ મેવા ફળ ને ફુલ, સુંદર સિહાસન મોંઘે મૂલ;
રાજદ્વાર તણી એ રીત, પૂરણ વિવાહ કીધો પ્રીત. ૨૪૮
મંગળ વર્ત્યાં ચોરીમાં ચાર, કોડે આરોગ્યા કસાર;
નરનાર પરસ્પરે નિરખિયાં, હેત ઘણે હૈડે હરખિયાં. ૨૪૯
નળ દમયંતી જોડું જયમ, રતિ કામ તરતીએ ત્યમ;
જાણે શિવ ને ઉમા અંગ, જાણે બ્રહ્મા સાવિત્રી સંગ. ૨૫૦
જાણે શચિ શોભે સંગ ઈંદ્ર, જાણે રોહીણી સંગે ચંદ્ર;
રમા રમાપતિ સમ જોડલું, સીતારામથી અદકું હવું. ૨૫૧
જાનૈયા નિરખે હરખે ઘણું, એ સમ જોડું શોભે નવું;
રાયે આપ્યા હસ્તી ઘોડા ઘણા, શિવ પ્રસન્ન તેને શી મણા. ૨૫૨
જે રીત ઇન્દ્ર ઇન્દ્રાણી વર્યો, કોડે વિવાહ એવો કર્યો;
ચતુર રોહિણી પરણ્યો ચંદ્ર, મોટમ મહિમા કીધો મંદ્ર. ૨૫૩
રુડી રંનાદે પરણ્યો રવિ, હેતે શોભા એવી હવી;
શિવ પ્રતાપે શોભી સૃષ્ટ, પૂરણ પુષ્પતણી થઈ વૃષ્ટ. ૨૫૪
ત્રિલોકનાથ તેને ત્રુઠિયા, વારુ અમૃત ઘન વુઠિયા;
સુવર્ણમય ઉદય છે રવિ, હેતે શોભા એવી હવી. ૨૫૫

## દોહરા.

ભદ્રાયુ કીર્તમાલિની, પરણ્યા રૂડી પેર;
સાસરવાસો સજ કરી, ગુણવંત વોળાવ્યો ઘેર. ૨૫૬
ભૂપતિ જે ભરતખડના, શિરપાવ પામ્યા સર્વ;
અનમી અહંકારી ઘણા, તેણે મૂક્યો ગર્વ. ૨૫૭

પદ્માકરને પહેરામણી, અદ્દિકી કીધી આપ;
ભદ્રાયુ ભૂપતિ થયો, તે તારો પ્રતાપ. ૨૫૮
કર્મ વિશે કન્યા લખી, કર્મે રાજપદ હોય;
ઉછેર્યો અજ જમાડિયું, તે જશ તારો જોય. ૨૫૯
શુદ્ધ પ્રતાપ તો શિવ તણો, તે કૃત જાણે કોણ;
વિશ્વમાંહે જશ વાધિયો, લક્ષ વસા તુજ લુણ. ૨૬૦
પાણ જોઆ પદ્માકરે, શિવ કવચ શિવ પાઠ;
મહિમા મંત્ર મહાદેવનો, ઘડ્યો જેણે સૌ ઘાટ. ૨૬૧
દેવ દુદુંભિ ગરગર્યાં, વાગે ઢોલ નિશાન;
અતિ અજવાળું અહર્નિશ, જાણે ઉદ્યો ભાણ. ૨૬૨
કીર્તિમાલિની કહે તાત સુણ, તેડો મુજ સાસુ આંઇ;
શણગાર પહેરાવો શોભિતા, બેસારો ખોળા માંઇ. ૨૬૩
માત તાત મનહરખિયાં, પુત્રી તુંને શાબાસ;
સુખ પાળે સાસુ શોભિયાં, પ્રીતે તેડ્યાં પાસ. ૨૬૪
રાણીઓ પદ્માકરરાયની, અતિશે અપરંપાર;
સુખપાલો આપી સાતસેં, શોભિત શુભ શણગાર. ૨૬૫
કન્યા જે કીર્તમાલિની, હેતે સોંપી હાથ;
સાત સહસ્ર સાહેલિયો, સોંઢાડી તે સાથ. ૨૬૬
દેવાંગનાવત્ દાસીઓ, પંદરસેં આપી પ્રીત;
કન્યા વોળાવી સાસરે, રાજ વિવાહની રીત. ૨૬૭
માગણ મોજે પામિયા, પંડિત પામ્યા પુણ્ય;
જાચક જર પામ્યા ઘણું, ન રહી એકે નૂન્ય. ૨૬૮
ત્યાર સુધી જાણે નહિ, કુંણ માત કુંણ તાત;
આેળખે પદ્માકર વૈશ્યને, વિશ્વ માંહે વિખ્યાત. ૨૬૯
પિતા પ્રધાન ને પુર બધું, જુગતે બોલાવા જાય;
સેન સાગર અતિ ઉછળે,* બહુ વિધ જશ બોલાય. ૨૭૦
દશારણ દેશ તે આવિયો, વજ્રબાહુ છે સાથ;
આજ પરોણા રહો ઇહાં, હેતે વળગ્યો હાથ. ૨૭૧
જનક નથી કાંઈ જાણતો, રુડા સગપણની રીત;
એણે રાજ મુને આપિયું, પૂરણ છે એ પ્રીત. ૨૭૨
તે ગામે જઈ ઉતર્યાં, મોટમ મહિમા મેર;
જાન સજન સસરા સહિત, સેના ક્ષોણી તેર. ૨૭૩

* પ્રત ૪. "સેનસાગર અર્ણવ અધિક."

સભા ભરી બેઠા સઉ, કીરત સંભળાવા કરણ;
પિતાને પ્રદક્ષિણા કરી, ચાતુર નર લાગ્યો ચરણ. ૨૭૪
ગામ પોતાનું પ્રિય પિતા, જન્મ થયો એ વાસ;
અધિપતિ સર્વે ઉતર્યાં, વારુ સુખ વિલાસ. ૨૭૫
પાસે પદ્માકર વૈશ્ય છે, પાસે ચિત્રાંગદ રાય;
દેશ પતિ સૌ દેખતાં, પિતાને પ્રણમ્યો પાય. ૨૭૬
બાળ કહે સુણ બુધનિધિ, તું પ્રાણ તણો દાતાર;
અમો પાગ લાગું તુંને, તું મારો કિરતાર. ૨૭૭
જીવદાતા જશવંત તું, રિધ સિધ દાતા રૂપ;
રંક ચાકર હું રાવળો, ભારે તું કો ભૂપ. ૨૭૮
હરખે હેત હસીને કહે, ચિત્રાંગદ રિધ રાય;
ઓળખો એને અધિપતિ, એ તુજ સુત કહેવાય. ૨૭૯
સસરો ભદ્રાયુ તણો, કહે એ છે તમ પુત્ર;
પાયે પ્રણમ્યા જોગ છે, શોભિત શુભ ધરસૂત્ર. ૨૮૦
રણમાં ઉછર્યો રાજવી, સાથે એની માત;
તે તો રાણી તાહરી, જશ જાણીતી જાત. ૨૮૧
પરમેશ્વર પ્રત્યક્ષ છે, પુણ્ય પ્રતાપે પેર;
ઈશ કૃપાએ ઉછર્યાં, ગુણી પદ્માકર ઘેર. ૨૮૨
રાજપુત્ર એ તાહરો, રાણી તારી એહ;
હું વેવાઈ છું તાહરો, એમાં નહિ સંદેહ. ૨૮૩
કીર્તિમાલિની કન્યકા, બેસારી ખોળે વર્ત;
દુધ સાકર અમૃત આધક, થયું તે વેળા તર્ત. ૨૮૪
ગદગદ કંઠ ગળી ગયો, બોલી ન શકયો બોલ;
માનની ઉતાર્યાં મહેલમાં, તર્ત વધાર્યું તોલ. ૨૮૫
જાંગીર વાગ્યાં જીતનાં, જશ કમાયા જાગ;
સૌને સુખ પમાડિયું, પ્રીતે પ્રણમ્યા પાગ. ૨૮૬
રુડો પ્રતાપ સૌ રાયનો, મા'દેવનો પામ્યા મંત્ર;
જશ વાધ્યો સૌ જગતમાં, ત્રિલોક મોહન તંત્ર. ૨૮૭
સંક્ષેપે સર્વે કહ્યાં, વિગતતણાં જે વર્ત:
હર્ષનાં આંસુ આવિયાં, તે વેળાએ તર્ત. ૨૮૮
જાન વોળાવી જુગતથી, વોળાવ્યો વૈશ્ય તાત;
સસરો વોળાવ્યો સ્નેહથી, વિશ્વમાંહ્ય વિખ્યાત. ૨૮૯
ભલે રણમાં ભલે મૂકિયાં, ભલે રોગ ને રીશ;
અવગુણ નહિ એ ગુણ કર્યો, પ્રસન્ન થયા શ્રી ઈશ. ૨૯૦

અપરમાતને અધિક સુખ, ભરપૂર ભર્યાં ભંડાર;
ખાન પાન શોભા ઘણી, શોભિત શુભ શણગાર. ૨૯૧
પટ્ટાભિષેક કર્યો પુત્રને, રિધવિધ સોંપ્યું રાજ;
પોતે પુણ્ય કામે ગયો, શિવ શિવ સાધન કાજ. ૨૯૨
ભદ્રાયુ ભૂપતિ થયો, અખિલ દેશમાં આપ;
સમુદ્રાંત વર્તે સઉ, પુણ્ય રૂપ પ્રતાપ. ૨૯૩
માગધને તો મુકિયો, રિધવિધ સોંપ્યું રાજ;
હસ્તી ઘોડા ધન આપિયું, કીર્તિ ગ્રહેવા કાજ. ૨૯૪
કિંકર પોતાનો કર્યો, રાણીઓ સોંપી રીત;
મહિમા વધાર્યો મગધનો, અરસપરસ થઈ પ્રીત. ૨૯૫
પછી રાજ પોતે કર્યું, રૈયતનો જ્યમ રામ;
કીર્તિ કમાયો કોટિધા, નવે ખંડમાં નામ. ૨૯૬
શુભ પ્રતાપ શિવકવચનો, કહંત પ્રતાપીક મંત્ર;
મહિમા મૃત્યુંજયતણો, તોલ ઘણેરો તત્ર. ૨૯૭
ધ્વજા બંધાવી ધર્મની, સદાવ્રતની સાખ;
પાળ્યાં લાડ પ્રજાતણાં, ભલપણ રૂડી ભાખ. ૨૯૮
કહેવાશે આગળ કથા, શિવ કવચની સિદ્ધ;
પરબ્રહ્મ પોતે પ્રગટશે, નૌતમ થાશે નિધ. ૨૯૯
શત લક્ષ ગ્રંથ શિવજીતણા, ટાળે યમના દંડ;
ક્રોડમો ભાગ તેમાં કહ્યો, ખરો બ્રહ્મોત્તર ખંડ. ૩૦૦
સૂત કહે શૌનક સુણો, મોટમ મહિમા મેર;
સ્વલ્પ કહુ સક્ષેપમાં, તનથી અધ્યાય તેર. ૩૦૧
શિવજીનાં દર્શન કરો, વિવેક કરો શિવ વ્રત;
પાર ઉતરશો પલકમાં, જ્યમ માખણનું ઘૃત. ૩૦૨
તરુણા ઓથે ડુંગરો, અધિકારી ઈછંત;
કર્મહીન કુંડાં કથે, પાપી નવ પ્રિછંત. ૩૦૩
વિષ્ણુ જેને વપુએ વસ્યા, સૂર્યની કીધી સેવ;
શિવ પૂજન સુઝે તેહને, મોટા છે મહાદેવ. ૩૦૪
અડસઠ તીર્થ થકી અધિક, ગુણવંત નહાએ ગંગ;
પૂરણ પ્રીત તેને થશે, શિવ સેવકના સંગ. ૩૦૫
દેવને દુર્લભ શિવ કવચ, રામ સરખાને રીઝ;
માનવીને ક્યાંથી મળે, સંસ્કાર બુદ્ધિનું બીજ. ૩૦૬
સવારે શિવ દર્શન કરો, મહાદેવ દર્શન મધ્યાન્હ;
ધ્યા શિવ દર્શન કરો, વેગળું નહિ વિમાન. ૩૦૭

દીપ કરો શિવ દ્વેરે, અહર્નિશ અહો રાત્ર;
વૈકુંઠ નથી કાંઇ વેગળું, પૂજો પ્રાણી માત્ર. ૩૦૮
શિવ સમાન સિદ્ધિ નથી, મોટો નહિ કો દેવ;
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર રવ, સૌ કો ઇચ્છે સેવ. ૩૦૯
અકર્મી ને અભાગિયા, કુડાં જેનાં કર્મ;
અધર્મ કરી જે અવતર્યાં, તે શું ધારે ધર્મ. ૩૧૦
સતવાદી શિવને ઓળખે, સેવે સાધુ સંત;
વહાલા શિવ વિષ્ણુ ભક્તને, પૂજે છે પુણ્યવંત. ૩૧૧
સર્વ સૃષ્ટિ છે શિવ તણી, શિવ તણાં બહુ નામ;
સઘળે વાસ છે શિવતણો, જ્યાં જ્યાં ઠામો ઠામ. ૩૧૨
કંચન કથીર લોહ લાકડે, પાણી પૃથ્વી પવન;
જડ ચેતન નર નારમાં, ભવ સર્વને ભવન. ૩૧૩
અમૃત, વિષ, સ્વર્ગ નર્કમાં, ઠાલો નહિ કાંઈ ઠામ;
શિવ પાખી સુંનું નથી, ઘટઘટ રમતો રામ.* ૩૧૪
આપે ઈશ્વર તો એ જ છે, અસંખ્ય નામ અનેક;
શિવ દાતા સૌકો કહે, વર્ણન વેદ વિવેક. ૩૧૫
તત્વ એ ત્રિલોકનું, વાણી શિવ વિલાસ;
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, કહે કવિ શામળદાસ. ૩૧૬

(ઇતિ શ્રી બ્રહ્મોત્તરખંડે) ‘ભદ્રાયુ વિવાહ કથન’ નામનો ત્રયોદશોધ્યાયઃ

---

## અધ્યાય ૧૪ મો.

### દોહરા.

શ્રી મુખ સેવું શારદા, મતિ દેયની માત;
હિતકારી હંસવાહની, વાણી વેદ વિખ્યાત. ૧
દંડક મંડણ ધારિણી, બ્રહ્મ તનયા બ્રહ્મ રૂપ;
કલ્યાણ કોટિ કારિણી, દેયણ અકલ અનૂપ. ૨
જેને ત્રુઠી શારદા, અષ્ટ સિદ્ધ નવ નિદ્ધ;
ગરુવો ગણપતિ ગુણનિધિ, વખાણ કરું વિધવિધ. ૩
સુખ દાતા સન્મુખ હજો, સિદ્ધિ બુદ્ધિ સગ;
ઉમા અંગથી ઉપન્યો, રૂડો રાખે રંગ. ૪
પંચાનન પિતા પ્રભુ, ભાવિક ખટ મુખ ભ્રાત;
સૃષ્ટિ કરણ સુખ દેયની, ઉમા પાર્વતી માત. ૫

---

* પ્રત ૪. “રમી રહ્યો છે રામ.” પ્રત ૨ માં ૩૦૧ થી તે ૩૧૪ સુધીના દોહરા નથી

શોભે સેવંત્રાં સિંદુરે, દુંદાળો દાતાર;
સુંઢાળો સુલક્ષણો, અમૃત રૂપી આહાર. ૬
ઉપવિત ઉત્તમ અહિ તણું, સઉ પહેલો પૂજાય;
મનોરથ પૂરે મન તણા, ગુણ જશ જન સૌ ગાય. ૭
કૃષ્ણ કૃપાળ કરુણાનિધિ, જશોદા જીવન પ્રાણ;
ભક્ત વચ્છળ ભવતારણો, પુરુષોત્તમ પુરુષપુરાણ. ૮
મચ્છ કચ્છ વરાહ વરદ, નૃસિંહ ફરસુરામ;
રામ કૃષ્ણ બુદ્ધ કલ્કી એ, નિર્મળ રુડાં નામ. ૯
સતભામા, રાધા, રુકિમણી, કાલિંદ્રી કરુણાવંત;
લાયક સત્તા લક્ષમણા, અઘનાશા નાર અનંત. ૧૦
બાળ લીલા બહુ પરાક્રમી, રમાડ્યાં વ્રજ રાસ;
દાન લીલા દધિ પ્રાશને, વ્રજમાં કર્યો વિલાસ. ૧૧
અનેક દૈત સંહારીયા, હર્યો હરામી હંસ;
પ્રાજે કીધી પૂતના, માર્યો મામો કંસ. ૧૨
અવની ભાર ઉતારવા, જાયો જગત જશ જેણ;
અધમ ઉદ્ધારણ સુખ કરણ, દુ:ખહરણ તર તેણ. ૧૩
કૃષ્ણ કૃષ્ણ કોડે કહે, પામે ભવજળ પાર;
તત્વ નામ ત્રિલોકમાં, પૂરણ વિષ્ણુ કૃપાળ. ૧૪
ગ્રહ પીડા આવે નહિ, ચોરી ન શકે ચોર;
દુર્ભિક્ષ દુ:ખ દેખે નહિ, અઘનો નહિ અંકોર. ૧૫
જળ ભય જોખમ નવ કરે, અગન તણી નહિ આંચ;
બટુક નાથનો હાથ શિર, પામે પદાર્થ પાંચ. ૧૬
સૂત કહે શૌનક સુણો, મા'દેવ કવચ મહિમાય;
ચાતુર અધ્યાય ચૌદમો, કહું તેની કથાય. ૧૭
જન્મ, મરણ, જોખમ ટળે, ટળે જમ જંજાળ;
આતમા અમર કરે ખરો, કુડો ન ગ્રહે કાળ. ૧૮
કલ્પવૃક્ષ ચિંતામણી, કામદુધા કંઈ કોડ;
શોભે સુખ શિવ કવચમાં, હાકી જીતે હોડ. ૧૯
મનોરથ જે જે મનતણા, ચતુરપણે ચિત્ત ચા'ય;
અંતે પદ પામે શિવતણું, જોખ કરંતો જાય. ૨૦
રુદિયા સંદેહ રાખશે, વિપરિત વદશે વાણ;
નવ લાખ જન્મ નર્કે પડે, ખરિ રૈરવની ખાણ. ૨૧
એક અક્ષર એક પદ કથન, કોડે સાંભળે કર્ણ;
જમદૂતોને જીતશે, ચાહે ચતુર્ભૂજ ચર્ણ. ૨૨

કરજોડી કોડે કહું, એ ઉપર આખ્યાન;
શ્રી વિષ્ણુએ સાંભળ્યાં, વેદ મુખ્ય વ્યાખ્યાન. ૨૩
લક્ષ્મીવરે કહ્યાં લક્ષ્મિને, ધર્મ ધુરંધર ધીશ;
શૌનક પ્રત્યે સૂત કહે, ઉમા પ્રત્યે ઈશ. ૨૪
બ્રહ્મા નારદ આગળ કહે, વાંચે શુકપે વ્યાસ;
દુર્લભ મોટા દેવને, ઈશ પૂજન અભ્યાસ. ૨૫

## ચોપાઈ.

રુડું ભદ્રાયનું રાજ્ય, અસત અન્યા તનથી તાજ્ય;
રામ રાજ્યવત્ સૌને સુખ, દેશ માંહે કોને નવ દુઃખ. ૨૬
માન્ય ઘણું પામે માગણાં, જેનાથી શોભે આંગણાં;
વીસ લાખ નિત્ય વિપ્રો ફરે, શિવ પૂજન નિત્યે આચરે. ૨૭
લાખિણાં ભોજન નીન લિયે, દિવ્ય આશીષ રાજાને દિયે;
પ્રજા પુત્રથી વહાલી ઘણું, તોલ ઘણું ભદ્રાયુ ભણું. ૨૮
સ્વપ્નામાં કોને નહિ શોક, લાડ લક્ષધા પામે લોક;
નરનારીમાં અદિકો નેહ, પ્રીતિ જ્યમ બપૈયો મેહ. ૨૯
પ્રીતિ વચ્છ પય પાને ક્ષીર, જેવી પ્રીત જળચરને નીર;
જેવી પ્રીત કમળને રવિ, જેવી પ્રીત દાતાને કવિ. ૩૦
જેવી પ્રીત ભક્તિને ભક્ત, જેવી પ્રીત જર દેખી જક્ત;
જેવી પ્રીત સીતાને રામ, જેવી પ્રીત રતિને કામ. ૩૧
જેવી પ્રીત ઇન્દ્રાણી ઇન્દ્ર, જેવી પ્રીત રોહિણીને ચંદ્ર;
નરનારમાં અદકો નેહ, જીવ એકને જુજવા દેહ. ૩૨
ભેદભાવ અંગમાં નવ જરા, નેણુ નેહ ભર્યાં નિત્યે નરા;
અલગું નવ રહે એકે અંગ, હારરુપે રેહ સંગોસંગ. ૩૩
અળગાં ન રહે એક ઘડી, રત્ન કડી કુંદનમાં જડી;
માત પિતાનાં પૂજે ચર્ણ, કથા સાંભળે શિવની કર્ણ. ૩૪
વિપ્રને વિષ્ણુવત ગણે, શિવ કવચ કોડે નિત ભણે;
કરે પુણ્ય પરમારથ કાજ, એવો તે મહીપતિ મહારાજ. ૩૫
નિર્મુખ કોઈ જાચક નવ વળે, શિવ સેવકને સફળે ફળે;
ગુણ જશ શિવ સેવકના ગમે, શિવ સેવકને ચર્ણે નમે. ૩૬
ભસ્મ રુદ્રાક્ષ દેખે જે જાગ, કરી દંડવત પ્રણમે પાગ;
વદને બોલે અમૃત વાણુ, શિવ મય દેખે જાણુ સુજાણુ. ૩૭
એવું રાજ કરે જેટલે, કૌતુક એક થયું તેટલે;
અતિશ જેકો ધારે ધર્મ, કાંઈક થાયે કુડું કર્મ. ૩૮

અતિશ આચરતામાં પુણ્ય, લેશ માત્ર રહીએ નવ નૂન્ય;
અતિશ જે સતવાદી હોય, હરિશ્ચંદ્રવત દુઃખ તે જોય. ૩૯
દાતાબળની કીર્ત્તિ કર્ણુ, ચતુર્ભૂજે તે ચાલ્યો ચર્ણુ;
રૂપવતી સીતા સુંદરી, ગયો દુષ્ટ રાવણ જે હરી. ૪૦
અતિ રામ સીતા સંજોગ, ઝાઝે વૈભવ પડિયો વિજોગ;
અતિ પ્રેમી નળ દમયંતી જોડ, ક્ષણમાત્ર તે પામ્યા ખોડ. ૪૧
અતિ દાતા કહેવાણો કર્ણ, મહા દુઃખ પામ્યો રણમાં મર્ણુ;
સત્વાદી યુધિષ્ઠિર જગ મુખે, એક ઘડી નવ સુતો સુખે. ૪૨
અતિ વહાલો સુદામા કહ્યો, દરિદ્રપણે જન્મારો ગયો;
અતિ તેજ ઈન્દુ પામિયો, ખૈરોગ તે દેહે વામિયો. ૪૩
અતિ અહંકારી દુર્યોધન, ગદા પ્રહારે તજીયું તન;
અતિ જોરાવર રાવણ જોધ, લક્ષ્મી લુંટાણી પામ્યો મોત.* ૪૪
અતિ દ્રૌપદી ધારણ ધીર, ચિંતા પામી કાઢ્યાં ચીર;
અતિ લંક કનકની કળી, ઘાસ ટાટીની પેરે બળી. ૪૫
અતિશ જળ અર્ણુવની તીર, પી ન શકે કો ખારું નીર;
અતિશ નાગ મણિ મસ્તક મેર, ઝાઝું તેના મુખમાં ઝેર. ૪૬
અતિશ કૈચક ગુણ નિધ ગમ્યા, સોયે ભ્રાત ચિતામાં શમ્યા;
અતિશ જાદવ છપ્પન ક્રોડ, એક પ્રહરમાં પામ્યા ખોડ. ૪૭
અતિશ રૂડો આગળ તરે, ઈશ્વર કાંઇક દર્પ જ હરે;
ભદ્રાયુ ચઢી વાગ્યો ઘણું, તિલ માત્ર નિર ઘટયું તે તણું. ૪૮
જે કો ફુલ્યું તે કરમાય, જે જાયું તે નિશ્ચે જાય.
ઉદય થયો આથમશે અદ્ય, ફુલે તે કરમાશે સદ્ય. ૪૯
ચપ્યું નેહ પડે કો દિશ, દિવસ થયો તે થાએ નિશ.
ધણી અલખત ભદ્રાયુ ઘેર, પ્રધાન રાજ્ય કરે પુરપેર. ૫૦
નરપતિ સઘળા નમણાં કરે, ઘર બેઠાં ભંડાર તે ભરે;
સુખ સાગરમાં ઝાકમઝોળ, કંથ કામની કરે કલોલ. ૫૧
એક દિવસ રમવા કારણે, દીધા ડેરા તંબૂ બારણે;
સ્વલ્પ સૈન સોઢે સંગાત, સ્ત્રી શિરોમણી લીધી સાથ. ૫૨
જળ ક્રીડા સરોવર જૈ કીધ, સૈન તે ઠામે રહેવા દીધ;
દાસ દાસી નવ રાખી પાસ, હેત ઘણે સ્ત્રી સાથે હાસ. ૫૩
કરે વિહાર તે નર ને નાર, મહા સુખ સાગર વન મોઝાર;
આરામ પોતાનો વાડી વન, જોતાં તૃપ્ત ન થાયે તન. ૫૪

---

* પ્રત ૨. "પરીવાર સમેત પામ્યો મોત."

કેસર કૃષ્ણાગર સુખડે સોઢ, જાઈ જુઈ ચંબેલી છોડ;
ખારેક ખજૂરી બીલી બહુ, અંબ નીબ શોભા છે સહુ. ૫૫
વડ પીંપળ જાંબુ જંબીર, ફનસ સીતાફળ ગુણુ ગંભીર;
કરેણુ કેતકિ ચંપક ચીત, હોય માલતી ઉપર હીત. ૫૬
લિંબુધ કર્ણમૂળી ને દ્રાક્ષ, લવિંગ એલચી શોભિત સાખ;
શ્રીફળ ફોફળ કદળી વન, ચિત્ર વિચિત્ર કુસુમ તે દન. ૫૭
પલાસ પીંપળ તુળસી તોલ, કુંભી કોઠી અધિક અમોલ;
મધુવૃક્ષ રાયણુ સહકાર, વડ ગુંદાં છે અપરંપાર. ૫૮
નાગર વેલ નૌત્તમ છે છોડ, જેથી પહોંચે મનનાં કોડ;
જીરાં વરીયાળી સરસવ સંગ, પ્રેમળ પુષ્પ પચરંગી રંગ. ૫૯
ગુલાબ ગુલ્લાલા લીંબુ મીઠ, દ્રાખ કુસુમ દાડમ ફળ દીઠ;
અશોક આસોપાલવ પૂર, નૌતમ આમળકીનાં નૂર. ૬૦
ખાખર ખેર ખીજડશું ખેલ, વરણા વૃક્ષ સોપારી ચેળ;
સ્કંદ મૂળ કહી કોડામણા, અરણી અર્ક શું શોહામણા. ૬૧
પોયણુ કમળ સીંધોડી સાર, ભ્રમર કરે ઉપર ગુંજાર;
ઉત્તમ મેવા અપરંપાર, ખિલી વનસ્પતિ ભાર અઢાર. ૬૨
વસંતઋતુ ઘણું ધાયડ ઘોર, બોલે મેના હસ ચકોર;
રાજહસ રઢિયાળા વદે, રૂડા સ્વરથી રીઝવે રૂદે. ૬૩
પોપટ સુડા શોભિત સાદ, નિર્મળ કોયલ કેરા નાદ;
ચકવા ચકવી દાદુર દેવ, ચતુર ચાસ કરે શ્રી સેવ. ૬૪
કાબર કપોત વ્રત કરતી વન, મયૂર કળાથી રીઝે મન;
સમળી સાવજ તેતર બાજ, ગરુડ ચર્ણાયુધ ચિંતવે કાજ. ૬૫
ટીંટાડી તો ટીયૂ ટીયૂ કરે, હુંશી પુરુષતણાં મન હરે;
જળકુકડી જળચર ને કચ્છ, મહા મનોહર માણે મચ્છ. ૬૬
કારમી શોભા એવી કોડ, જે વલ્લુ વન નહિ કો જોડ;
રૂડી વાડી રાયજ તણી, અશોક વનથી શોભા ઘણી. ૬૭
ભાર અઢારનાં ફળ ને ફુલ, શોભિત સ્વર્ગ તણે સમ તુલ્ય;
વસંત ગુણુ વર વનિતા ગાય, નિર્મળ રૂડા નીરમાં નાય. ૬૮
અબિલ ગુલાલના ઉડે બહેક, મસમસતા કેસરના મહેક;
શોભા સુર અંતરીક્ષથી જોય, એવો રાય ન દીઠો કોય. ૬૯
ચૌદ ચાર બોત્તેર બત્રીસ, છાકયો સોળ છકમાં છત્રીસ;
દીસે દંપતી દેવ દર્શન, પરમેશ્વર જેને પરસન્ન. ૭૦
વીણુ પુષ્પ ને ગુંથે હાર, કરે વિહાર તે નર ને નાર;
હર્ષ હેત ને આનંદ હોય, ફિકર પાસે ન મળે કોય. ૭૧

નહિ કોઈ દાસી નહિ કો દાસ, વર વનિતા બે કરે વિલાસ;
બુદ્ધિવંત પણ બાળક કહ્યો, ચતુર પંથ તેણે નવ ચહ્યો. ૭૨
કોડવાર કહીએ શું કથી, નૃપ એકલો અન્ય દીઠો નથી;
રાજ રીત સેવક રાખવા, નિર્ભય તોય પણ ભય દાખવા. ૭૩
ધનુષ બાણુ ગ્રહ્યું છે હાથ, સેવક જન નહિ તેની સાથ;
ભક્તિ શિવની ભૂલી ગયો, કામની સંગ કામાતુર થયો. ૭૪
અરણ્ય વિશે અબળા શું અડે, પુણ્યવંતને પ્રાશ્રિત નડે;
જુવતિ આપ અર્ધાંગે અડી, વિષય મધ્ય નિશા બે ઘડી. ૭૫
સુદરી વશ થઈ રહે તે શ્વાન, મટાવે મોટમપદ માન;
સુંદરી સામુ દાખે દીસ, ઉમા સહિત કોપે છે ઇશ. ૭૬
પિત્રિ દિવસ ચતુરા ચિત્ત ચઢે, પિત્રિ તેના નરકે પડે;
રામા સાથે દિવસે રગ, શિવને ન ગમે તેનો સંગ. ૭૭
રોગવતી વિધવા જે રંભ, સંગ ઇછે રૂઠે છે શંભ;
કામવાસના જીતી જેણુ, તત્ત્વ ત્રિલોકી પામ્યો તેણુ. ૭૮
કર્યો વશ જેણે મન્મથ, તે તો સદ્ય સુણ્યો સમર્થ;
કો નર રૂડા ને નારીઓ, જીત્યો કામ ધર્મ ધારીયો. ૭૯
ભામની ભોગ વિશે ભિતિયો, જન્મારો તે તો જીતિયો;
કામવશ જેનું મન હાથ, તેને વશ શ્રી વૈકુંઠ નાથ. ૮૦

દોહરા.

કામ મારી કો નવ શકે, જીતી ન શકે કામ;
માયા મૂકી નવ શકે, કાં સીતા કાં રામ. ૮૧
શૂરા દીઠા સહસ્રધા, પંડિત પાંચ કરોડ;
માયા મન જીતી શકે, તે જવલ્લો જોડ. ૮૨
ભક્ત થાય છે ભાવથી, શૂરાપણુમાં શૂર;
મન્મથ જીતે માનવી, તે નારાયણુ નૂર. ૮૩
લાખે કોઈ લખેશ્વરી, કરોડપતિ મળે કોય;
દાતા કોઈ શોધ્યો મળે, કામ જીત નવ હોય. ૮૪
દાતા દાખો દેશમાં, જશ જીતણુ કોઈ જોય;
મન, માયા, કામ જિતિ શકિ, તેહ ન દીઠો કોય. ૮૫
કથામાં કાને સાંભળ્યો, સિદ્ધ મોટા શુકદેવ;
દ્રષ્ટે તે દીઠા નથી, કરીએ તેની સેવ. ૮૬
અજાણુ કહે અમો જીતિયે, જૂઠું આણે જોર;
મૂરખ મન લાજે નહિ, ચતુર્ભુજના ચોર. ૮૭

કર્યાં કામ કિર્તાર જે, તે ટાળ્યાં ન ટળંત;
ભાવિક કો ભૂલે નહિ, મન, માયા ન મરંત. ૮૮

## ચોપાઈ.

રાજા ભદ્રાયુ રામા સંગ, રમે રણમાં કરે બહુ રંગ;
ગુફા ગહવર તાં છે ગંભીર, એક પાસાં સલીતાની તીર. ૮૯
એક પાસાં વિષમ વૃક્ષ વાડ, એક પાસાં પર્વતની આડ;
પોતાનું નહિ કોઈએ પાસ, એક અવની ને એક આકાશ. ૯૦
વેગળું લશ્કર વેગળા જોદ્ધ, રમત કરતાં થયો બહુ રોધ;
પડી બૂમ એમ કરતાં રાન, કંથ કામની સાંભળિયું કાન. ૯૧
ધનુષ ધરીને ધાયો ધીર, સામદ શૂરો શુદ્ધ શરીર;
એક નર ને એક જ નાર, પોકાર કરતાં આવે તે વાર. ૯૨
તે જાતે બ્રાહ્મણ બ્રાહ્મણી, દીઠાં દુખિયાં દેહ દામણી;
ભારે જાત અમો છું બ્રહ્મ, ઉગાર ઉગાર ધારીને ધર્મ. ૯૩
શર્ણાંગત ઇચ્છું છું તુને, પાછળ વાઘ પડ્યો છે મુને;
દુઃખે ડુંગર દેખું ઘણા, મોટા ભય તેમાં નહિ મણા. ૯૪
મૃત્યુ સમુ ન બીજું દુઃખ, જીવત આપો તો તો સુખ;
મૃત્યુ સમી ન બીજી ખોડ, અન્ય દુઃખ નહિ તેની જોડ. ૯૫
તું શર્ણાંગત મુજને રાખ, દૈત્ય દુત આવે તે દાખ્ય;
ચઢ્યો રાયને અધિકો ક્રોધ, આવ્યો વ્યાઘ્ર નવ હઠ્યો જોધ. ૯૬
મુછ પૂછ વદન વિકાળ, કૃતાંત સરીખો દીઠો કાળ;
મોટા દંત આમિષનો લક્ષ, બ્રાહ્મણને કરવાને ભક્ષ. ૯૭
મરડે પૂછ ને કરડે દાંત, કરે વિપ્ર ઔઠું કલ્પાંત;
હાં હાં હાં કહી મૂક્યું બાણ, પાપી તારા લેઇશ પ્રાણ. ૯૮
મુજ દેખતાં વિપ્ર જ મરે, તેથી અર્થ તારો નહિ સરે;
વિપ્ર મારતાં મરશો તમો, ઉગારનાર એને છું અમો. ૯૯
એમ ધાવ મૂકયા દશવીસ, ચઢી વ્યાઘ્રને અધિકી રીસ;
ખરા મોતના ભયથી ખડ્યા, બ્રાહ્મણ બ્રાહ્મણી પૃથ્વી પડ્યા. ૧૦૦
ધનુષ લઈ રાજા ઉઠીયો, જ્યમ ગજ મદગળનો છુટિયો;
અયુત હસ્તીનું બળ જે હતું, છત્રપતિ કીધું ત્યા છતુ. ૧૦૧
મલ વિદ્યાના હુતા મેળ, ખરા જણાવ્યા તે ઠામે ખેલ;
શસ્ત્રવિદ્યા હુતી જે સંગ, રાજા કરી દેખાડ્યો રંગ. ૧૦૨
એકે બળ ના'વ્યું જે અર્થ, રાયનાં બાણ કીધાં સૌ વ્યર્થ;
એક મુહૂર્ત ત્યાં યુદ્ધ જ થયું, રાય બળ પરાક્રમ વહેતું થયું. ૧૦૩

આતશે વઢતાં વળીયો અંક, થયો રાજા તે વેળા રંક;
મારી ફાળ ઠર્યો તે ઠાર, મુખમાં લીધી દ્વિજની નાર. ૧૦૪
વિપ્ર તણી વનિતાને લીધ, કોપ કારમો રાયે કીધ;
તાણી નાખ્યો રાજાએ તીર, ભેદ્યો નહિ તે શેર શરીર. ૧૦૫
બાર સહસ્ર હસ્તી બળ ઘણું, થયું મિથ્યા એ રાજા તણું;
કિરતાર તણો કહેવાણો કોપ, લજ્જા રાયની લીધી લોપ. ૧૦૬
વ્યાઘ્ર વસમો તે ઠામે થયો, વિપ્ર વનિતાને તાણી ગયો;
વિપ્રે માંડ્યો અધિક વિલાપ, ફટ રે ફટ અધિપતિ તું આપ. ૧૦૭
ધિક્ક અવતાર ધિક્ક તારું તન, ધિક્ક બાણુ તારું રાજન;
ધિક્ક પૂજા ધિક્ક તારા મંત્ર, ધિક્ક ઉપાસન તારા તંત્ર. ૧૦૮
ધિક્ક તારા પૂજન ને પાઠ, ઠગ વિદ્યાના સરવે ઠાઠ;
ધિક્કાર તુજ માથે જે ધણી, ધિક્કાર તારી વિદ્યા ભણી. ૧૦૯
ધિક્કાર તારી માત ને તાત, ધિક્કાર તુજ જાણીતી જાત;
ધિક્કાર તારા જશનું જોર, ચતુર નહિ તું ચિત્તનો ચોર. ૧૧૦
ધિક્કાર તારી રત્ન ખાણિયો, ધિક્કાર સરોવર વન વાડિયો;
ધિક્કાર તુજ વડેરા વંશ, ધિક્કાર તું અધિપતિનો અંશ. ૧૧૧
રાખી ન શકયો નારી માહરી, ઉઠી વાટ કીર્તિ તાહરી;
ધિક્કાર હજો તુજ ગુણ ને ગ્રામ, ધિક્કાર તારું ભદ્રાયુ નામ. ૧૧૨
ધિક્કાર તુજ શૂરાપણુ શરમ, ધિક્કાર તુજ આભૂષણ અરમ;
ધિક્કાર તુજ તુરિ ને ગજ, ધિક્કાર ધર્મ તણી તુજ ધ્વજ. ૧૧૩
ધિક્કાર તારું કિર્તન કથા, શિવ ધર્મ વગોવ્યો વૃથા;
તુજ ઉભે હણી મુજ કામ, ઉઠી વાટ નરપતિ તુજ નામ. ૧૧૪
રામા મુઈ તે રાજા મુવો, ઉત્પત્ત અન્યાય તે તુજમાં હવો;
રાજા તારું જીવત બાળ, ઔઢું રાજ તે આળપંપાળ. ૧૧૫
હું મુજ પ્રાણુ તજું આ દિશ, તે હત્યા ભેદે તુજ શીશ;
ઓત્તેર તારા બુડ્યા સર્વ, ગયો મિથ્યા તારો ગુણ ગર્વ. ૧૧૬
દેવટ તુજ કહેવાશે દેશ, વાટ્ય ઉઠી વપુ ને વેશ;
એમ મહેણાં ઘણેરાં દીધ, કલ્પાંત ઋષિએ અદિકું કીધ. ૧૧૭
જીવ ઉપર જે આદર કરે, દેશપતિથી શાનો ડરે;
જેણે તજી જીવની દરકાર, તેને શાનો વિવેક વિચાર. ૧૧૮
મરતો જન ડરાવ્યો કેમ ડરે, કોપ્યો જન જમથી ઉગરે;
ક્રોધ ન આણ્યો રાય કૃપાળ, વિપ્રે બહુ મૂકયું ત્યાં આળ. ૧૧૯
ભાગ્યની વાઘે કીધી ભક્ષ, દેખે દેશપતિ સ્વં દક્ષ;
એક તેનો નહિ ઉપાય, ધસ્યા હાથ રૂદેથી રાય. ૧૨૦

પુરપતિ લાગ્યો તેને પાગ, જોઈ વાઘ તણી જે જાગ;
કામા ખાધી કુચો કરી, શાર્દૂલે સોપી સુંદરી. ૧૨૧
મુઇ માન્યની દીઠો દેહ, તનમાં મહા દુઃખ પામ્યો તેહ;
હનાર વસ્ત હવી તે હોય, મુવું ન જીવે માનવ કોય. ૧૨૨
કહો કામ તે તો હું કરૂં, ઘો આજ્ઞા તો મસ્તક ધરું;
વળતો બોલ્યો વિપ્ર વચન, સાંભળરે તું તો રાજન. ૧૨૩
બાળ દેહ તારો મહીપતિ, કાંઈ ન ચાલી તારી મતિ;
તુજ ઉપર કોપ્યા છે ઈશ, બ્રહ્મહત્યા આપું તુજ શીશ. ૧૨૪

## દોહરા.

રાખી ન શકયો બ્રાહ્મણી, તો કયમ રાખીશ દેશ;
રાજ રોળાશે તાહરું, મિથ્યા વપુ તુજ વેશ. ૧૨૫
ક્ષત્રી નહિ તું ખાટકી, ભૂપતિ નહિ તું ભાંડ;
નરપતિ નહિ તું નાઇ છું, રાજા નહિ તું રાંડ. ૧૨૬
દેશપતિ નહિ તું દામણો, ચતુર નહિ તું ચોર;
અજવાળું તે અધિપતિ, કર્યું અંધારું ઘોર. ૧૨૭
ઇન્દુ નહિ તું આગિયો, શાર્દુલ નહિ શિયાળ;
અહિ નહિ તું અળસિયુ, ઘણી દીધી એમ ગાળ. ૧૨૮
મરદ નહિ મેરી થયો, ભક્ત નહિ તું ભૂર;
કાયર જાહેર જગતમાં, ગયું નામનું નૂર. ૧૨૯
નાર વિના નર નિર્મુખી, નાર વિના ઘર શૂન્ય;
આપઘાત કરી હુ મરુ, પરવાર્યું તજ પુણ્ય. ૧૩૦
રાય કહે રિધ આપું ઘણી, નિર્મળ પરણો નાર;
મુવાં ન થાયે જીવતાં, સરજ્યો એમ સંસાર. ૧૩૧
માંધાતા સમ મહીપતિ, અર્જુન વિભિષણ જોય;
ગુણવંત સર્વ ગળી ગયા, મુવા ન જીવે કોય. ૧૩૨
આકાશ ધરે અવની વિશે, ગગન ચડાવે તોય;
એવા સમર્થ છે ઘણા, જીવાડે નહિ કોય. ૧૩૩
પંચ શત જન્મ કહે પાછલા, અચુત આગલા જોય;
અગમ નિગમ જાણે અદિક, મુવાં ન જીવે કોય. ૧૩૪
પૃથુ સરખા પૃથ્વીપતિ, દેખત અવનિ દોહ્ય;
નિમેષ નવ કટકા કરી, મુવાં ન જીવે કોય. ૧૩૫
પ્રૌઢાં પાપ પ્રલય કરે, ધર્મ કરી અઘ ધોય;
વિમાન ચઢી વૈકુંઠ વસે, મુવાં ન જીવે કોય. ૧૩૬

જોરાળા જાદવ સમા, કૌરવ સરખા ક્રોડ;
મુવા કો જીવ્યા નહિ, હાકી જીતતા હોડ. ૧૩૭
રાવણ કુંભકરણ સમા, અજીત ઈન્દ્રજીત આપ;
મુવા કો જીવ્યા નથી, વેદ પુરાણે છાપ. ૧૩૮
અતળિ બળ અંગદ સમા, સુગ્રિવ વાળિકૃત કામ;
મુવા કો જીવ્યા નથી, જેને શિર શ્રી રામ. ૧૩૯
સત્યવાદી હરિશ્ચંદ્રવત, પવિત્ર પુત્ર રોહિદાસ;
મુવા કો જીવ્યા નથી, વસ્યા સ્વર્ગમાં વાસ. ૧૪૦
દિલીપ અજ દશરથ રઘુ, પ્રગટ્યા જે ઘેર રામ;
મુવા કો જીવ્યા નથી, નિર્મળ ચલાવ્યાં નામ. ૧૪૧
ઋષિ અઠયાસી સહસ્ર જે, દેવતા તેત્રીસ ક્રોડ;
કાળ આવે નિશ્ચે મરે, એ વાતે શી હોડ. ૧૪૨
પાંડવ પાંચ પરાક્રમી, વિષ્ણુ વહાલા વેદ;
મુવા કો જીવ્યા નથી, ભ્રાંત ન રાખો ભેદ. ૧૪૩
ગમે તો મારો મુને, ગમે તો દ્યો જી ગાળ;
જુવતિ મુઈ જીવે નહિ, એમ વિચારો આપ. ૧૪૪
કહો તો હું હાથે હણું, પંડ પોતાનો પ્રાણ;
કરગરી કરજોડી કહું, વિપ્ર પ્રત્યે શુભ વાણ. ૧૪૫
તમો શું કરવું ચહો છો, કયમ સમાવો શોક;
મુવાં કો જીવે નહિ, ફજેત કરો તે ફોક. ૧૪૬
ઉદવસ્ત થઈ વસુધા વસે, સ્થળ ઠામે જળ જોય;
અવની આકાશે વસે, મુવાં ન જીવે કોય. ૧૪૭
રંક પામે રિધ રાજ્યને, નરકી સ્વર્ગે જાય;
કથીરનાં કંચન કરે, મૃત્યુ નવ જીતાય. ૧૪૮
સમુદ્ર પાણી પી ગયા, સમાવી પાવક જ્વાળ;
ઝેર હળાહળ જીરવે, જીતી ન શક્યા કાળ. ૧૪૯
તારી નાર જન્મી હશે, લખ્યા વિધાતા લેખ;
મારું ટાળ્યું કયમ ટળે, રૂડી ભૂડી રેખ. ૧૫૦
વર્ષ માસ દિન ને ઘડી, આયુર્દા જે હોય;
જવ તલભાર વધારવા, સમર્થ નહિ જન કોય. ૧૫૧
આ વેળા આણી ઘડી, શાર્દૂલ હણશે એણ;
લખનાર વિધાતા લેખમાં, ટાલણહારો કોણ. ૧૫૨
હું તું જાતે માનવી, લખ્યા ભોગવવા વર્ત;
જાળવીશું કયમ આપણે, માથે આવ્યું મર્ત. ૧૫૩

દશ વાયુમાં દીવડો, જળ પરપોટો જોય;
અલ્પ થાય એક પલકમાં, રાખી ન શકે કોય. ૧૫૪
વિજળી વશ કોને નહિ, વશ નહિ કોને વાય;
ધૂમાડાના બાચકા, ક્ષણુ ક્ષણુ આય સમાય. ૧૫૫
એને સાટે હું મરું, જો જીવે તુજ નાર;
બીજો ઉપાય મળે નહિ, શું કહું વારંવાર. ૧૫૬
રાજ રિદ્ધ આપું ઘણી, કથન સંભળાવ્યું કર્ણુ;
દિલ માની દેવાંગના, પાચ પ્રેમદા પર્ણુ. ૧૫૭
જમાં નહિ જીવ્યા તણો, જન્મ, મરણુ કે પર્ણુ;
હું મારું નથી જાણુતો, વૃદ્ધ થાવા ને તર્ણુ. ૧૫૮
કોણુ જાણે કરોડ વર્ષ, કે પલકે પૂરો થાય;
અન્નોદક આવી રહે, જીવ તે વેળા જાય. ૧૫૯
ઋષિ કહે રાજા સુણો, હેત ઘણેરું હોય;
પાંચસે પરણું પદ્મની, એવી ન મળે કોય. ૧૬૦
સતવાદી હોય સલક્ષણો, તો કષ્ટ મારાં કાપ;
મારો તારો મહિમા રે', રાણી તારી આપ. ૧૬૧
પ્રેમદા વિણુ વળે નહિ, અગ્નિહોત્રના ધર્મ;
સંસાર સુનો સ્ત્રી વિના, કુળાચાર નહિ કર્મ. ૧૬૨
અતિથિ નિત્ય નિર્મુખ વળે, પિત્રિ ન ગ્રહે પિંડ;
સાધન સેવા સૂઝે નહિ, દૈવતણો શિર દંડ. ૧૬૩
ઘરુણી પાખી ઘર નહિ, જર પાખી નહિ જોખ;
શિવ વિના સિદ્ધિ નહિ, રામા વિણુ શો રોખ. ૧૬૪
શંખણિયો પરણી શું કરું, માને નહિ મુજ મન;
નહિતર હત્યા આપુ તુંને, તજશું મારુ તન. ૧૬૫
સતી સુંદરી તાહરી, ચતુરાઈ ચારુ ચરિત્ર;
કરશે મારી ચાકરી, પ્રેમદા ઘણું પવિત્ર. ૧૬૬
હાથ ઓડું હા કહો તમો, મુખથી બોલો મીઠ;
નહિતર ના કહી નિસરો, આપે થાઓ અદીઠ. ૧૬૭
અધિક ભૂંડું છે આપવું, શૂરા કોઈ સમર્થ;
દાતારપણું છે દોહલું, વિખાણુ કરવાં તે વ્યર્થ. ૧૬૮
નાસતાં હીંડે નિધિપતિ, આપવા માટે અઘ;
બળીઆ જાચકથી બીએ, સંભળાવું તે સઘ. ૧૬૯
લક્ષ્મીવરને લક્ષ્મી ઘણી, ત્રિલોકતણું ત્યાં તેજ;
ક્ષીર સમુદ્રે જઈ સુવે, શેષનાગની સેજ. ૧૭૦

શિવ દાતા સમરથ ઘણા, વેદ કરે વખાણ;
જાચકનો ભય ઉર ધરી, માણે આપ મસાણ. ૧૭૧
સૂર્ય દેવ સમૃદ્ધ ધણી, રિધ સઘળીનો રાય;
જાચક જાએ તે દુઃખે, પલક ન ટકવે પાય. ૧૭૨
શેષ પનગને ધન ઘણું, પુખરાજ ખાણુની પાળ;
મંગણ કેરા મારથી, પેઠો જઈ પાતાળ. ૧૭૩
સમુદ્રમાં સમૃદ્ધ હતી, જળવત તાળુ દીધ;
દાતાપણે દીધું નહિ, દેવે લુંટી લીધ. ૧૭૪
કહું એવા હું કેટલા, ઘણા અદાતા હોય;
દાતારપણું છે દોહલું, પાળી ન શકે કોય. ૧૭૫
તુજ ગજુ તે કેટલું, શી છે તારી હામ;
દાતારપણું દિલ નવ વસે, કરી શકે શું કામ. ૧૭૬
કથાઓ કાને સાંભળી, દાખ્યા નહિ દાતાર;
ભોગવ તું તારું કર્યું, કરતા કો કિર્તાર. ૧૭૭
સ્ત્રી વિણ ગૃહસ્થાશ્રમ કશો, સ્ત્રી વિણ નથી ઘરસૂત્ર;
સ્ત્રી વિણ પુણ્ય પળે નહિ, સ્ત્રી વિણ કયાંથી પુત્ર? ૧૭૮
સ્ત્રી વિણ સમૃદ્ધિ નહિ, સ્ત્રી વિણ વટશે વંશ;
સ્ત્રી વિણ સેં'જ સુની રહે, આપે નહિ એકે અંશ. ૧૭૯
સ્ત્રી વિણ નર સુકૃત શું, હળવો પીંપળ પાન;
જપ તપ સાધન સ્ત્રી વિના, વરુવો દીસે વાન. ૧૮૦
અવતાર અફળ એળે ગયો, જે ઘેર શુદ્ધ ન નાર;
જીવત મૃત તે પામિયા, સુનો સૌ સંસાર. ૧૮૧
અન્યાયીઓ નર નારી વિણ, જુવતી પાખી જેહ;
હવે જીવી હું શું કરું, દામણો દીસે દેહ. ૧૮૨
ઘેર સમૃદ્ધિ છે ઘણી, ચતુરા પાખી ચોર;
સો દીપક સૂરજ છતે, ઘણું અંધારું ઘોર. ૧૮૩

## ચોપાઇ.

રાણી આપે જો તાહરી, તો ચિંતા ટળશે માહરી;
ભૂપતિ મારી ભાંગરે ભૂખ, સ્ત્રી આપે તો થારો સુખ. ૧૮૪
તારી રાણી રાખું અમો, પ્રીત ધરીને આપો તમો;
ભૂપતિ કહે સાંભળરે બ્રહ્મ, એ તારા કુળનો નહિ ધર્મ. ૧૮૫
પરનારીના ગુણુમાં ગર્ક, તે નર નિશ્ચય પામે નર્ક;
પરનારી દેખી દિલ રીઝે રટે, તેનું મુખ જોવું નવ ઘટે. ૧૮૬

પરનારી શું જુગતે જોય, તેને રૂડો ન કહે કોય;
પરનાર સાથે જેને પ્રીત, તે તો નહિ રૂડાની રીત. ૧૮૭
પરનાર દેખી મોહે મન, જાર જાત કહેવાયે જન;
પરનારીને દે જે પીડ, કોટાન કોટ કાયે પડે કીટ. ૧૮૮
પરનારીને લે જે સ્વાસ, ઉગરવાની ન મળે આશ;
પરનારી જાણજે માવડી, પૂજો તેની પગ પાવડી. ૧૮૯
પરનારીને જાણે બે'ન, નિર્મળ જાણો તેનાં નેન;
પરનારીને તાકે કયમ તાક, ઉઠી તુજ બ્રાહ્મણપણે વાટ. ૧૯૦
પરનારીમાં પ્રૌઢાં પાપ, અદિકાં દુઃખ ભોગવશે આપ;
પરનારી જો ચિત્તમાં ચડે, તેને પેટ અવતરવું પડે. ૧૯૧
પરનારીના જે ભોગીઆ, શત અવતાર સુધી રોગીયા;
પરનાર તણા ગુણમાં ગાંજીઆ, વીસ જન્મ સુધીના તે વાંઝીઆ. ૧૯૨
પરનારીમાં ભીના ભૂર, નવસેં પરિયાંનું ખોયું નૂર;
પરનારી વળુંધ્યા વીર, ધર્મ કર્મ હાર્યા તે ધીર. ૧૯૩
પરનારીનું સુખ પ્રચંડ, દોહલા તેને જમના દંડ;
પરદારા શોભિત સર્વથી, બોલબાલા જશ તેનો નથી. ૧૯૪
અમોક્ષ તરી તું કેવો બ્રહ્મ. એ વાતે ધારે શો ધર્મ;
ઋષિ કહે તું સાંભળ રાય, જૂઠું બોલી કયાં છટકી જાય. ૧૯૫
અમો તપ અદિકાં આચરું, પ્રલય પાપ પ્રૌઢાં તે કરું;
જાચકને જાચ્યાનો ધર્મ, કર ઓડ્યે બેસે નહિ કર્મ. ૧૯૬
કૃષ્ણાર્પણ કરે કરનાર, શે તેમાં કોપે કિરતાર?
દાન પ્રતિગ્રહ કોડે કરુ, અગ્નિહોત્ર પછી આચરું. ૧૯૭
ભણે ભણાવે ભારે બ્રહ્મ, ખરાં અમારાં એ ખટકર્મ;
પાળે કર્મ તેમાં શું પાપ? છયે શાસ્ત્ર મારે છે છાપ. ૧૯૮
નિત્ય નર્મદા નાહું ગંગ, અડે પાપ કયમ મારે અંગ?
પુરશ્ચર્ણ ગાયત્રી પાંચ, અઘ તણી આવે કયમ આંચ? ૧૯૯
પતિવ્રતા સ્ત્રી મારી હતી, તેવી તુજ શિરોમણ સતી;
સતી હોય તો સેવા કરે, અન્ય હરામી હંસ જ* હરે. ૨૦૦
કામા પામે પહોંચે કોડ, ક્ષણ માત્ર ન પામુ ખોડ;
રાણી દેખી લાગી રાઢ, આપ કે નહિતર પુઠ દેખાડ. ૨૦૧
પરખ હરિશ્ચંદ્ર કેરી પેર, ગુણવંતી વેચી ગણકા ઘેર;
વિપ્ર કાજ ધાર્યો ધર્મ ધીર, નીચ ઘેર નૃપ ભરિયું નીર. ૨૦૨

---

* પ્રાણ.

જુવો બળ પાતાળે ગયો, જગ બાધામાં જાહેર થયો;
જાચક કાજ જરાસન રાય, પ્રાણ તજ્યા પણ ન કહી નાય. ૨૦૩
ક્રોડ દાતારે કીધાં કામ, રહ્યું નવખંડ પૃથ્વીમાં નામ;
સ્ત્રી સમર્પતાં સ્વર્ગે જશો, નારકી ના કહેતામાં થશો. ૨૦૪
ભૂંડાં વાક્ય એમ બ્રાહ્મણ ભણે, અર્થી દોષ મનમાં નવ ગણે;
અવગુણ પોતાનો પર અનાથ, સતવાદી જાણે કો સાથ. ૨૦૫
ગરજવંત ઘેલો જાણવો, અપજશ તેનો શો આણવો;
વેદીઓ વિપ્રને વનિતા ગઈ, રુડી બુદ્ધ તેમાં શી રહી. ૨૦૬
હરિને પાટુ મારી હશે, તેવા દ્વિજ બીહે નહિ કશે;
દ્વિજ કહે મૃત્યુ પામું અમો, તેહ પાપ ભોગવશો તમો. ૨૦૭
વિપ્ર બોલ મનમાંહે વસ્યો, હેત ઘણેથી રાજા હસ્યો.

## દોહરા.

ના કહેતાં નરતું થશે, હા કહેતામાં હાણ;
નથી દીઠું નથી સાંભળ્યું, વિપ્ર વદે છે વાણ. ૨૦૮
જુવતિ આપી કયમ જશે, સ્ત્રી માણસ દે શાપ;
તે હત્યા કયાં છુટિયે, ઑઢાં બેસે પાપ. ૨૦૯
સોળ શણગાર નિત શોભિતા, પાથરે સેજે ફુલ;
વિપ્ર ઘેર વૈભવ કશો, માનનિ મોઘે મૂલ. ૨૧૦
સહસ્ર દાસી સેવા કરે, ભાવતા માણે ભોગ;
બ્રાહ્મણ ઘેર ભિક્ષા મળે, સતિ પાળે કયમ જોગ. ૨૧૧
કેસર કૃષ્ણાગરુ અર્ગજા, સુખડ કેરા સોઢ;
પંડિત ક્યાથી પૂરશે, કામની કેરાં કોડ. ૨૧૨
રાગ તાન રગ રોળમાં, લાડ કરે છે લાખ;
મહાઋષિને મંદિરે, રિદ્ધિ સિદ્ધિમાં રાખ. ૨૧૩
મંદિર મેડી મહેલમાં, ચાંપે દાસીઓ ચર્ણ;
વિપ્ર મઢુલી વાટચમાં, તરણ તળાઈ ધર્ણ. ૨૧૪
હીરા માણેક મુક્તાફળે, ધન તણી એ ધીશ;
જુવતિ જટા કયમ રાખશે, જો જો ગત જુગદીશ. ૨૧૫
ઢોલ મૃદંગ નિશાણના, પવિત્ર રાગ પુર ખંખ;
ભામનિ બ્રાહ્મણને ભવન, શામા ફુંકશે શંખ. ૨૧૬
કસ્તુરી કર્દમ કરી, નિર્મળ નીરે નાહ્ય;
સુંદરી સરોવર વિષે, જળ ભરવા કયમ જાય. ૨૧૭
એમ વિચાર કરે અધિપ, નરપતિ મનમાં નેટ;
દુધ દોહાણી બે કયમ રહે, પાળી મારું પેટ. ૨૧૮

ભલે મંત્ર ભણ્યો નથી, નંન્યો અક્ષર નામ;
સ્વપ્નમાંહ્ય સૂજે નહિ, કરૂ શી રીતે કામ. ૨૧૯
મરવું પોતે મન ધર્યું, હૈડું રાખ્યું હાથ;
પ્રમદાનું જોવા પારખું, સ્નેહ ઘણો સ્ત્રી સાથ. ૨૨૦
નન્યા ઉપર નેહ નહિ, હકાર ઉપર હેત;
સોંપુ વિપ્રને આ સમે, તન મન ધન સમેત. ૨૨૧
આપ્યું કહી જાતું નથી, કૃષ્ણાર્પણ હરી હાથ;
તેથી લાભ થાશે ઘણો, સ્વર્ગે આવે સાથ. ૨૨૨
રિદ્ધિ રાખી તે રોઈ રહ્યા, ફોકટ કરતા ફુલ્ય;
ધૂળ વાળી ધન ઉપરે, પડી મુખ ઉપર ધૂળ. ૨૨૩
પાસે ઉભી છે પ્રેમદા, પાસે ભાસે બ્રહ્મ;
સમજી સર્વે સુંદરી, ધણીએ ધાર્યો ધર્મ. ૨૨૪
વનિતાએ મન વિચારિયું, સતી નાર સુજાણ;
કિંચિત મન જો કલ્પશે, તજશે પતિ નિજ પ્રાણ. ૨૨૫
કાયા અમર કોની નથી, જે જાયું તે જાય;
ઋષિનું મન તો રીઝશે, કલ્યાણ સર્વનું થાય. ૨૨૬
ઢગલો કાયા ધૂળનો, ગુણહિણો એ ગર્થ;
ભક્તિ થાય બ્રાહ્મણ તણી, સરશે સૌનો અર્થ. ૨૨૭

## ચોપાઈ.

હેત ઘણેથી રાજા હસ્યો, વિપ્રનો બોલ રુદેમાં વસ્યો;
રાણી સામુ જોયું રાય, માનની સમજી તે મન માંય. ૨૨૮
વાત તમારી મનમાં વસી, એહ વાતની ચિંતા કશી;
એક ન ધરશો મનમાં બીક, સતી સ્વામીને દીધી શીખ. ૨૨૯
હેત પ્રીતથી આપો તમો, અદિકી સેવા કરશું અમો;
સુંદર ફુલ જે શિવને ચડે, એ વાતે નહિ અનરથ અડે. ૨૩૦
કોડ પુરાણ કહે છે સૌ કથી, વિપ્ર વિષ્ણુમાં અંતર નથી;
બ્રાહ્મણ બ્રહ્મરૂપ ભૂદેવ, શિવ પદ જાણી કરશું સેવ. ૨૩૧
છખ્ય દર્શન કેરા છત્રપતિ, પૂજે જેની રૂડી રતિ;
ઘણો કમાયો તે ધન ગર્થ, જે કો વિપ્રનો સારે અર્થ. ૨૩૨
બ્રહ્માર્પણ જેણે નવ થયું, તેહ કમાયું નિષ્ફળ ગયું;
બ્રહ્માર્પણ જાણ્યું નહિ ભૂપ, પડયું ડહાપણ મોટે કૂપ. ૨૩૩
બ્રહ્માર્પણ વિદ્યા નવ ભણ્યો, જનુનીએ જન મૂરખ જણ્યો;
કૃષ્ણાર્પણ કરતાં શાનું પાપ, છયે શાસ્ત્ર તણી એ છાપ. ૨૩૪

વૈભવની ન કરું હું આશ, વસુ વિપ્ર કેરે જઈ વાસ;
વચન મુજ સ્વામીનું જશે, કાયા શે કામે આવશે? ૨૩૫
જાયું તે જાવાનું સર્વ, ગંદી દેહ તણો શો ગર્વ;
કોઈ આજ કાલ કે પરમ, કાયા મોત લખ્યું છે કરમ. ૨૩૬
કાલ ગયું તે કાલ આવશે, કાળ અચાનક પેદા થશે;
રાખી ન શકે કો રખવાળ, કાયાને કસે છે કાળ. ૨૩૭
શિર ઉપર સીંચાણો ફરે, એમાંથી પંખી નવ ઉગરે;
બ્રાહ્મણને તમે કહેશો નાય, જમ સાથે જોરો નહિ થાય. ૨૩૮
પડિત પિંડ પાડીને પળે, યમ કિંકર વાળ્યા નહિ વળે;
હાથે આપતાં શાનું દુઃખ, ભાગો બ્રાહ્મણ કેરી ભૂખ. ૨૩૯
હરખ હેત ને ઉલટ ભેર, મોકલો સુખે બ્રાહ્મણ ઘેર;
બ્રાહ્મણ અર્થે આવે ભામ્ય, સારું સુખ બીજું નહિ સ્વામ. ૨૪૦
કામનિ મળશે તમને ક્રોડ, ખરી ના કહેતામાં ખોડ;
નિર્મળ પુરુષ નકારો કરે, પૂર્ણ પુણ્ય પોતાનું હરે. ૨૪૧
વિપ્ર જાચક જો નિર્મુખ વળે, સાતે જન્મનું સુકૃત બળે;
એમાં અજર નવ કીજીએ, દાસી દાન દિલથી દીજીએ. ૨૪૨
હૈડા માંહે આણો હેત, આપો આભૂષણ સર્વ સમેત;
ઋષિને ઉપજાવો રીઝ, બહોળા પુણ્યનું વાવો બીજ. ૨૪૩
તરુણી બીજી વરજ્યો તમો, એની સેવા કરશું અમો;
ગુણ અવગુણ એના નહિ ગણું, બ્રહ્મા વિષ્ણુ બ્રાહ્મને ભણું. ૨૪૪
એની ચિંતા તજજો તમો, શુદ્ધ શીળ સાચવશું અમો;
નિર્મળ નવાણ નિત્યે નાહીશું, ખાંતે વનફળ લઈ ખાઇશું. ૨૪૫
વનકુળ પહેરું ખડધન ખાઉં, ચિત્તમાં ભોગ એકે નહિ ચાહું;
એથી અન્ય પરમેશ્વર ક્રિયો, કૃષ્ણાર્પણ કરતાં શીદ બીઓ. ૨૪૬
આપો તેને રાખે રહું, કદી ના મુખથી નહિ કહું;
રિદ્ધ સાચી તેને નહિ રાખ, આપ્યું તેહ કમાયા લાખ. ૨૪૭
આપ્યું તેણે લીધું સાથ, ના'પ્યું તેણે ઘસિયા હાથ;
આપ્યું તે હાથી ઘોડે ચઢ્યા, ના'પ્યું તે રણમાં રડવડ્યા. ૨૪૮
આપ્યું તે પામ્યા પદ્મની, ના'પ્યું તેને ન મળી શંખિની;
આપ્યુ તે ચીરા બાંધતા, ના'પ્યું તે ફાટાં સાંધતા. ૨૪૯
આપ્યું તે માણે છે મહેલ, ના'પ્યું તે નાખે છે ટેલ;
આપ્યું અંગ પામરિયો ધરે, ના'પ્યું તે નર નગ્ન જ ફરે. ૨૫૦
આપ્યું તેહ સદાવ્રત સાખ, ના'પ્યું તેની ભૂંડી ભાખ;
આપ્યું તેની સે'જે ફુલ, ના'પ્યું તેને ઢગલા ધૂળ. ૨૫૧

આપ્યું તેને ઈશ્વર પૂજશે, ના'પ્યું તેનું ચોરીએ જશે;*
આપ્યું ત્યાં અમૃત વૂઠશે, ના'પ્યું તો તસ્કર લુંટશે. ૨૫૨
આપ્યું તે નિત્યે આપશે, ના'પ્યું તે છાણાં થાપશે;
આપ્યું તે ભૂપતિ ભોગિયા, ના'પ્યું તે રૌરવ રોગિયા. ૨૫૩
ક્રોડવાર કહીએ શું કથી, આપ્યા સરખું પુણ્ય જ નથી;
કથન રૂડાં સંભળાવું કર્ણ, વંદુ વિપ્ર તણા હું ચર્ણ. ૨૫૪
પ્રીત ધરીને રહું હું પાસ, જેવી મૂલ ખરીદી દાસ;
ચર્ણ રેણુકા ચિત્તમાં ચાહું, અહર્નિશ ગુણ દ્વિજના ગાઉં. ૨૫૫
ક્રોધ વચન વિપ્રના સહું, કડવું વચન મુખથી નવ કહું;
અમૃત પીઉં ને અમૃત ભખું, રૂખિને રૂદયા પર રખું. ૨૫૬

દોહરા.

કથન કહ્યા એ કામની, રુદયમાં રીઝયો રાય;
જ્ઞાન વિશે ગળી ગયો, પ્રીતે પ્રણમ્યો પાય; ૨૫૭
સુખ સંપાદન સર્વથી, હૈડું રાખ્યુ હેત;
વનિતા સોંપી વિપ્રને, આભૂષણ વસ્ત્ર સમેત. ૨૫૮
કહો તો આપુ ગજ ઘોડલા, કહો તો આપું સુખપાલ;
કહો તો આપુ રાજ રિદ્ધ, માગો (મન) ગમતો માલ. ૨૫૯
વિપ્ર કહે વૈભવતણું, નિમેષ ન લેશો નામ;
શિવ સેવાને કારણે, કામની કેરું કામ. ૨૬૦
કર જોડીને શું કરું, માથે લખિયું મર્ત;
કાળ જીવીશું કેટલા, તન પડશે એ તર્ત. ૨૬૧
રાણી લેઈ ઋષિ વળ્યો, ગુણવંતો દ્વિજ ઘેર;
રાજા એકલો રણ વિશે, પરઠિ શિ વળતી પેર. ૨૬૨
રાય રુદે વિચારિયું, ધિક્કાર મુજ શરીર;
જનાવર એક ન જીતીયું, નૃપનું ઉતર્યું નીર. ૨૬૩
પાણી ખોયું પરિયાંતણું, લક્ષધા ખોઈ લાજ;
પાણી ઉતરે પિંડ રાખિયે, અધિપ કેહ અકાજ. ૨૬૪
જીવ્યાથી મરવું ભલું, નૃપનું ઉતરિયું નીર;
તજું દેહ ક્ષણ માત્રમાં, શાને ધરૂં શરીર. ૨૬૫
જીવ ખુવે જશ કારણે, સાચો તેહ સપૂત;
જીવ રાખે ને જશ ખુવે, કાયર એહ કપૂત. ૨૬૬
પાણી ઉતર્યું નવ ચઢે, ચઢયું ઉતરે ન કલંક;
જીવ ઘટે નહિ રાખવો, એમ વિચાર્યો અંક. ૨૬૭

* પ્રત ૪. "ના'પ્યું તો ચોરી સૂત્રશે."

ઋષિ ઘેર રાણી ગઈ, વારું થઈ એમ વાત;
મુજ ઉભે મુઈ બ્રાહ્મણી, એ અદિકો ઉત્પાત. ૨૬૮
પુરના લોક સૌ પૂછશે, જગ મધ્યે જશ જાય;
સાચું કહું શા પરાક્રમે, અદિકો એ અન્યાય. ૨૬૯
જશ અપજશ કહું જીભથી, સ્તુતિ નિંદા વરવાણ;
તોયે ખેદ મનમાં રહે, પિંડ ધરું કયાં પ્રાણ. ૨૭૦
ગ્રહ વાંકા હવે આજથી, રહ્યા વેગળા ઈશ;
પરાક્રમ પુણ્ય પરવારિયું, દોહલા આવ્યા દીશ. ૨૭૧
નવક્ષોણી સેન નરેન્દ્ર પત્ય, જીત્યાનો જશ લીધ;
પાણી તે પરવારિયું, કોપ કરુણાનિધ કીધ. ૨૭૨
એક દિવસમાં છાંયડી, ફરે વાર બતરીસ;
કયારે ચઢે કે ઉતરે, ગર્વગંજન જગદીશ. ૨૭૩
વિપ્રની વારે નવ ચઢ્યો, ભામની કીધી ભક્ષ;
ધિક્કાર અવતાર તે મુજ તણો, ચઢયું એ મારે ચક્ષ. ૨૭૪
ગાય બ્રાહ્મણ ને નારિયો, પૃથ્વીમાં પીડાય;
દાસી કેરો દીકરો, વા'રે જો નવ ધાય. ૨૭૫
રાજા નહિ હું રાંડવો, ભૂપ નહિ હું ભ્રષ્ટ;
વ્યાઘ્રે એ વનિતા હણી, દાખી મેં તે દ્રષ્ટ. ૨૭૬
માનની મૂકાવી નવ શકયો, કામનિ પામી કષ્ટ;
અમૃત ધન પરવારિયું, વુઠી ઝેરની વ્રષ્ટ. ૨૭૭
હાથ ઘસે હૈડું હણે, સહ્ય ધૂણાવે શીશ;
આભ સુધી ઉંચો કર્યો, અવની નાંખ્યો ઈશ. ૨૭૮
મોટો કીધો મેરથી, તુચ્છ થયા ફરી તરણ;
જીવી જશ જો લીજીએ, મહા સુખ રુડું મરણ. ૨૭૯
રાજ રિદ્ધ નહિ ભોગવું, કરું નહિ વૈભવ કામ;
અલ્પ થયું અવની વિશે, ભદ્રાયુ નિજ નામ. ૨૮૦
બોળ્યા બોત્તેર બાપના, ગયું પરિયાનું પત્ય;
વિપ્રની વા'રે નવ ચઢ્યો, શું મારામાં સત્ય? ૨૮૧
મોટા શત્રુ કયમ માનશે, કયમ વશ રહેશે લોક;
બાકી દુઃખ બીજું નથી, શ્યામાનો નહિ શોક. ૨૮૨
શાર્દૂલ મારી નવ શકયો, ગયું મિથ્યા મુજ બાણ;
ખડગ તો ખડતાળે ગયું, થયું હસુ ને હાણ. ૨૮૩
પ્રાણ ધરું કયમ પિંડમાં, રિદ્ધ ભોગવું નહિ રાજ;
એક વાતે છે છૂટકો, તન કરાય જો તાજ. ૨૮૪

વિપ્ર વનિતા વાઘે હણી, દેખંતાં મુજ દ્રષ્ટ;
દુઃખ દાવાનળ દોહ્યલું, સ્ત્રીહત્યાએ કીધો ભ્રષ્ટ. ૨૮૫
શાનો હું પૃથ્વીપતિ, પ્રજા મારી પીડાય;
રાજા રક્ષા નવ કરે, તો તે નરકે જાય. ૨૮૬
મુજમાં કાંય રહ્યું નથી, ક્ષત્રિવટનો ખેલ;
પશુ જીતી હું નવ શકયો, દેહમાં શું દિવેલ. ૨૮૭
વિદ્યા વ્યર્થ મારી ગઈ, બુઠો મારો બાણ;
જશ જોર જળમાં ગયું, તરતું બુડયું વહાણ. ૨૮૮
જીવ રહ્યો ને જશ ગયો, એ પર ઉડી વાટ;
જીવ દેઇ જશ લીજીએ, ગુણવંત તણો એ ઘાટ. ૨૮૯
જશ વિણ જીવે જગતમાં, એ અંધારું ઘોર;
જીવ સાટે જશ લે નહિ, મનુષ્ય નહિ તે ઢોર. ૨૯૦
આ લોકેથી જશ ગયો, ગુણ થયો સૌ ગર્ક;
પરલોકે જમ જાતના, નિશ્ચે પડવું નર્ક. ૨૯૧
ધનક્ષય ધીરજ રાખિયે, ધન દેઇ રાખિયે ધર્મ;
યશ ઉપાર્જન કીજીએ, સદ્ય તજીને શર્મ. ૨૯૨
જશ કારણ જર જોડિયે, જશ કારણ જર ખોય;
જીવ રાખી ને જશ ખુવો, એમ ન કરશો કોય. ૨૯૩
હરિશ્ચન્દ્રે યશ રાખિયો, પરઠી પુણ્યની પેર;
આપ વેચાણો નિચ ઘેર, નારી ગણિકા ઘેર. ૨૯૪
ઝંપાઈ જશ મારો ગયો, પાડું મારી કાય;
મનસા વાચા કર્મણા, અન્ય નહિ ઉપાય. ૨૯૫
અગ્ન્ય કાષ્ટ કરી એકઠાં, જાજ્વલ્ય માન થઈ જવાળ;
સ્નાન કર્યું સરોવર વિશે, જમણે કર જપમાળ. ૨૯૬
ભસ્મ રુદ્રાક્ષ અંગે ધર્યાં, શિવ કવચ મુખ પાઠ;
સહસ્ર નામ જે શિવ તણાં, જપ્યો અધિક શત આઠ. ૨૯૭
રાજ રિધ વહાલું નવ કર્યું, વહાલું ન કર્યું સુખ;
હેત હર્ષ ને ઊલટે, દેહે ન ધર્યું દુઃખ. ૨૯૮
અગ્નિરૂપ શિવજી સ્વયે, શિવમય ધારી ધર્ણ;
આત્મા શિવમય ઓળખ્યો, જવું શિવને શર્ણ. ૨૯૯
અંતરમાં ધ્યાન ઈશ્વરતણું, સમર્યા શ્રી શૂળપાણ;
જય જય કરી ઝંપાવિયું, થયું શિવને તે જાણ. ૩૦૦
પ્રસન્ન પરમેશ્વર જેહને, વળી પરમારથ કામ;
મારી કોણ તેને શકે, રાખણહારો રામ. ૩૦૧

આપે નાખ્યો (ભોહો) અગ્ન્યમાં, સુધન્વા જેનું નામ;
તાતું તેલ શિતળ થયું, રાખણુહારો રામ. ૩૦૨
સૈન્ય સત્તર ક્ષોણી હતું, પાંચ પાંડવ સુદ્ધ કામ;
ટિંટોડી તન ઉગારિયાં, રાખણુહારો રામ. ૩૦૩
મારવા કારણ મોકલ્યો, ચંદ્રનો ફેડવા ઠામ;
વિષ ફેડી વિષયા કરી, રાખણુહારો રામ. ૩૦૪
ઝાલ્યો હસ્તી જળ વિશે, મૂકાવી મન મામ;
ઉગારિયો એક પલકમાં, રાખણુહારો રામ. ૩૦૫
કૌરવ વિષ મોદિક કર્યાં, ગુણુ હસ્તિનાપુર ગામ;
અતિ મીઠા અમૃત થયા, રાખણુહારો રામ. ૩૦૬
પ્રલ્હાદ પિતાએ પરભવ્યો, અગ્નિ જ્વાળ થિર ઠામ;
સદ્ય સ્તભ શિતળ થયો, રાખણુહારો રામ. ૩૦૭
ભદ્રાયુએ વૈભવ તજ્યો, તજ્યો દેહ ને દામ;
પરમારથ પુણ્ય વહાલું કર્યું, રીઝયા તવ શ્રી સાંબ. ૩૦૮
કહ્યું હાં હાં હર્ષ હેતથી, ધન્ય ધરણીપત ધીશ;
દરશન દીધું મહાદેવજી, ઉમા સહિતે ઈશ. ૩૦૯
પકડ્યો પાણ પ્રીતે જઈ, શીશ ફેરવ્યો હાથ;
પરબ્રહ્મ પાર્વતી સાથ છે, કોટિ બ્રહ્માંડનો નાથ. ૩૧૦
સનકાદિક ફરે શોધતા, ધુમ્રપાનિ નીત ધાય;
તે શિવનાં દર્શન થયાં, જે ગુણ બ્રહ્મા ગાય. ૩૧૧
અરુણ કોડ ઉદય અધિક, ઇન્દુ કોટિ અદ્ય;
પરબ્રહ્મ તે ઠામે પ્રગટિયા, શંકર પોતે સદ્ય. ૩૧૨
સાથે ત્રિદશ દેવતા, વરુણ વાયુ ને ઇન્દ્ર;
વિષ્ણુ સહિત વિમાનમાં, ગ્રહ ગુણ તારા ચંદ્ર. ૩૧૩
શાબાસ, શાબાસ શિવજી કહે, ધન ભદ્રાયુ ભૂપ;
ધન્ય ધર્મ ધાર્યો તમે, રુડો રાજસ રૂપ. ૩૧૪
વ્યાઘ્ર નથી આ વન વિશે, નો'તી રામા કે ઋષ્ય;
કો કોણે માર્યું નથી, મહાદેવ કહે એમ મુખ. ૩૧૫
શિવ વ્યાઘ્ર ને શિવ ઋષિ, શિવ તરુણીનું તન;
કૌતિક દેખાડ્યું તુજને, માણો મહીપતિ મન. ૩૧૬
જોયું પરાક્રમ તાહરું, જોયું ધૈર્ય ને ધર્મ;
તુજ સમાન કો નર નથી, ભક્તિભાવ મૂળ મર્મ. ૩૧૭
પાસે ઉભી છે પ્રેમદા, ચતુર લાગી જઈ ચર્ણ;
વિશંભર રૂપ એ વિપ્રનું, કથા સુણાવી કર્ણ. ૩૧૮

ધન્ય દિવસ છે આજનો, ધારી જોતાં દૃષ્ટ;
અમૃત ધન ઉઠ્યો અદિક, થઈ પુષ્પની વૃષ્ટ. ૩૧૯
સત પારખ્યું તાહરું, તારો ધાર્યો તોલ;
ધર્મ ધૈર્ય તાહરું અદિક, થયા યોગ્ય બળ તોલ. ૩૨૦
કેવી વહાલી રાજ રિદ્ધ, બાહ વનિતાપર વહાલ;
સ્નેહ કેવો શિવ ઉપરે, દેવે જોયો માલ. ૩૨૧
આ રાણી તુજ રાયજી, એ બેઠી એ જાગ;
પરમેશ્વર પ્રસન્ન થયા, મન ગમે તે માગ. ૩૨૨
આવો દિન મળશે નહિ, આપવા કેરો અદ્ય;
ઉનમ કાંઈ રાખીશ મા, શિવજી કહે છે સદ્ય. ૩૨૩
આ બ્રહ્મા આ વિષ્ણુજી, આ સૂર્ય આ ચંદ્ર;
આ શેષ આ શારદા, અવલોકો આ ઈન્દ્ર. ૩૨૪
આવી ચોસઠ યોગિની, સૃષ્ટિ કરનારી શક્ત;
સૌકો વશ છે તાહરે, ભાવી તારી ભક્ત. ૩૨૫
તેં વશ કીધા દેવ સઉ, સદ્ય નમાવી શીશ;
કોસર કરીશ મા માગતાં, એમ વદ્યા ઈશ. ૩૨૬
બ્રાહ્મણીને ભદ્રાયુ મળ્યાં, હેત ઘણેથી હર્ષ;
કામધેનુ ચિંતામણી, કોટિક છે કલ્પવૃક્ષ. ૩૨૭
કરજોડી કહું કરગરી, દયા કીધી સૌ દેવ;
માગ્યાનું કારણ કશું, શિવની ઇચ્છું સેવ. ૩૨૮
ભામનિ ભદ્રાયુ સહિત, પ્રીતે થયાં પ્રસન્ન;
અવતાર ધન્ય છે અમતણો, દીધુ દેવ દર્શન. ૩૨૯
શેષ લેશ લહે નહિ, બ્રહ્મા ન જાણે ભેદ;
સ્તુતિ શશિ શારદ કરે, નેતિ નેતિ કહે વેદ. ૩૩૦
ધુમ્રપાની ધ્યાને ધરે, તપસી તપવે તન;
દુર્લભ દર્શન દેવને, શંકર ન મળે સ્વપ્ન. ૩૩૧
વૈકુંઠ આપું હું વિષ્ણુનું, આપું સ્વર્ગ સુખ ઈન્દ્ર;
અથવા આવીને વસો, કૈલાસ મનોહર મદ્ર. ૩૩૨
સ્તુતિ કરવા સમર્થ નહિ, શારદ ઇચ્છે સેવ;
મદમતિ હું માનવી, મળ્યા મુને મહાદેવ. ૩૩૩
અપરંપાર અપાર ગતિ, અકળ રૂપ અવિનાશ;
જન્મ મરણુ જેને નહિ, શિવ પાર્વતી પાસ. ૩૩૪
જગત જનેતા જગત જશ, આદ્ય શક્તિ અર્ધાંગ;
મનોહર મંદાકિની, વસે ગુણવંતી શિર ગંગ. ૩૩૫

કળીમળ કાપે કોટિધા, ટાળે જન્મ ને મર્ણ;
પાર ઉતારે પલકમાં, સેવકને રાખે શર્ણ. ૩૩૬
અયોનિ અલખત ધણી, અક્ષરાતીત અનંત;
ત્રિગુણરૂપ તમ તત્વને, શોધે મોટા સંત. ૩૩૭
જગત પાવિની જગત જશ, જગત જનેતા જેહ;
વિશ્વપાળક વિશંભરી, નિરખ્યાં નારાયણી નેહ. ૩૩૮
પંચાણું ક્રોડ બ્રહ્મા પડે, શિવનો થાય નિમેષ;
લક્ષ્મીવર સરખા નવ લહે, કયાં શારદ કયાં શેષ. ૩૩૯
પામર પંડિત બાપડા, પામર સર્વ પુરાણ;
પામર વેદ પ્રીછે નહિ, નેતિ કહે નિરવાણ. ૩૪૦
તેર કાંડ સુધી કહે, વિખાણ કરીને વેદ;
ચૌદમો કાંડ ચેતે નહિ, ભ્રમે ભટકતા ભેદ. ૩૪૧
કેટલાક પૂજે પ્રતિમા, કેટલાક જાણે ઇન્દ્ર;
કેટલાક જાણે ત્રિગુણને, કેટલાક સૂર્ય ને ચંદ્ર. ૩૪૨
કોઇક ધરિત્રી પૂજશે, કો જળ ને કો અગન;
કોઇક વળગે નામને, જેમાં જેહ મગન. ૩૪૩
સઘળે શિવ રમી રહ્યો, સઘળાં રૂપ ને રંગ;
પ્રત્યક્ષ દીઠા ભદ્રાયુએ, પૂજે સૌ શિવ લિગ. ૩૪૪
વિશંભર વાયુ રૂપ છે, દૈવત કયમ દેખાય;
મારું તારું હુ ટળે, પુણ્યવંત થકી પરખાય. ૩૪૫
સહસ્ર નામ સૌકો જપે, કોઈક જપે શ્રી રામ;
કોઇક ગાયત્રી જપે, નિર્મળ શિવનું નામ. ૩૪૬
અનેક આભૂષણ કનકના, ધાતુ એક ગુણ ઘાટ;
શિવનાં રૂપ છે સહસ્રધા, વૈકુંઠ જવાની વાટ. ૩૪૭
સાચું નામ એક શિવ તણું, સાચું શિવ પૂજન;
સાચું શિવાર્પણ સદા, જાણે જવરલા જન. ૩૪૮
મદમતિ હુ માનવી, જાણું ન જાપ જપન;
કરુણાનિધ મુજને કહો, સાચુ કે હોય સ્વપ્ન. ૩૪૯
કામી ક્રોધી કુડ કૃત, વિષયી વિષયની વૃષ્ટ;
મંદમતિ હું માનવી, ધરણીધર કયાંથી દ્રષ્ટ. ૩૫૦
ભદ્રાયુ કહે ભામનિ સહિત, ન રહી મારે નૂન્ય;
મહારાજ દર્શન દીધું તમો, એ કોણ પ્રતાપીક પુણ્ય. ૩૫૧
શિવ કહે અજ્ઞ સમજે નહિ, શિવ કવચ તુજ પાસ;
શિવ મંત્ર જેને મુખે, દેવ સહુ તેના દાસ. ૩૫૨

સ્વારથ જેને વા'લો નહિ, પરમારથ ઉપર પ્રીત;
કાયા કામનિ વહાલી નહિ, રૂડી તેની રીત. ૩૫૩
આપતાં ન કરે ઓરતો, રુદે ધરે નહિ રીશ;
કૃષ્ણાર્પણ કોડે કરે, અહર્નિશ પૂજે ઈશ. ૩૫૪
શિવ કવચ જેણે ધર્યું, લેખ લખાવી હાથ;
જીતે કોણ તે જનને, શંભુ તેની સાથ. ૩૫૫
માગ માગરે મહીપતિ, શોભિત બાંધી સૃષ્ટ;
સાચુ છે સમણું નથી, વેદ થઈ ત્યાં જુષ્ટ. ૩૫૬
મહારાજ માગું છુ એટલુ, અંતે તમ ચર્ણનિવાસ;
કોટિક વાર શું કહુ કથી, પ્રીતે રાખો પાસ. ૩૫૭
માત તાત મોસાળ પક્ષ, પદ્માકર વૈશ્ય સમેત;
ઈકોતેર શત ઓધરે, અદિકુ રહે તમ હેત. ૩૫૮
કરજોડી કહે કામની, મારાં માત ને તાત;
પદ પંકજ પામે શિવતણાં, વાણી વેદ વિખ્યાત. ૩૫૯
ઈશ્વરે અસ્તુ કહ્યું, તાપ થયા સૌ તાજ્ય;
દશ હજાર વરસાં સુધી, ભૂમિ ભોગવો રાજ્ય. ૩૬૦
એમ કહી ઉમાપતિ, પામ્યા અંતરધ્યાન;
પુરપતિ આવ્યો પુર વિશે, પામ્યો રૂડાં માન. ૩૬૧
શૌનક પ્રત્યે સૂત કહે, મહારુદ્રતણો મહિમાય;
સહસ્ર અઠયાસી સાભળે, થયા ચૌદ અધ્યાય. ૩૬૨
શ્રી નગર સાબરતટે, અધિપ પુર અમદાવાદ;
ભારે શિવ છે બ્રહ્મજી, અહર્નિશ જ્યાં ઉલ્લાદ. ૩૬૩
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વેગણપુરમાં વાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૩૬૪

(ઇતિ શ્રી બ્રહ્મોત્તરખંડે) 'ભદ્રાયુ શિવ વરપ્રાપ્તો' નામનો ચતુર્દશોધ્યાયઃ

---

## અધ્યાય ૧૫ મો.

### ચોપાઇ.

ગિરિજાપતિ કેરા ગુણ ગાઉં, ચરણ રેણુકા ચિત્તમાં ચાહુ;
શ્રી હરિહરનો પાલવ સાહુ, ધરમાં બેઠા ગંગા નાહુ. ૧
પરબ્રહ્મના પદ પંકજ પીઉં, એથી અદિકું બીજું કીયું;
લક્ષ્મીવરનું લીજે નામ, થાય કોટિધા રૂડાં કામ. ૨

શ્રી મુખ સમરું શારદ માય, પૂજું ગણપતિ કેરા પાય;
સર્વ દેવને નામું શીશ, આરાધુ ઉમિયાપતિ ઈશ. ૩
શંકર કેરાં વંદુ ચર્ણ, અવિચળ પદ દે અશરણ શર્ણ;
સદા સર્વદા સાચી શક્ત, ભાવે તેની ભજીએ ભક્ત. ૪
આદ્ય શક્ત આરાસુર ધણી, મં માયા મોટમપદમણી;
માર્કંડેય જાણે મહિમાય, સદ્ય તેત્રીસ ક્રોડની સાહ્ય. ૫
ચતુર્ભૂજની વા'રે ચઢી, વિષમ દૈત્ય માર્યાં સૌ વઢી;
મહિષાસુરનું મર્દન કર્યું, જ્યારે ઇન્દ્રનું ઇન્દ્રાસન હર્યું. ૬
શુંભ નિશુંભ તણાં બળ હર્યાં, રક્તબીજ પીને પરવર્યાં;
ધુમ્રલોચન પકડી ધમધમ્યો, ચંડમુડ દાનવને દમ્યો. ૭
દુષ્ટ દૈત્ય કર્યાં દાસિયા, વિષ્ણુ વૈકુંઠે વાસિયા;
સુખ પમાડ્યા સૂર્ય ને ચન્દ્ર, ઇન્દ્રાસનમાં રાખ્યો ઇન્દ્ર. ૮
ક્ષુધા તૃષા નિદ્રા ભરપૂર, સકળ સ્વરૂપ નારાયણી નૂર;
વળતા શિવને પ્રથમ જ શક્ત, ભાવે એને ભજીએ ભક્ત. ૯
ભાવે ભક્ત કરું ભારતી, અહર્નિશ ઇન્દ્ર કરે આરતી;
જગદંબનું ધ્યાન ધરે જગદીશ, ઉમા વડે શોભે છે ઈશ. ૧૦
ધ્યાન પરમ ગુરુનું ધરું, ગરૂવો ગ્રંથ જ્યમ છે ત્યમ કરું;
બટુકનાથ માથે મહારાજ, આજ સુધી રાખી છે લાજ. ૧૧
પૂરો થાય બ્રહ્મોત્તરખંડ, પૂર્ણ સફળ શામળનો પિંડ;
સૂત કહે શૌનક સાંભળો, મૂકી મન તણો આંબળો. ૧૨
નારાયણશું રાખો નેહ, શિવ મહિમામાં નહિ સંદેહ;
શેષ સરખાં લક્ષણ નવ લહે, માનવ એક જીભે શું કહે. ૧૩
સાત સમુદ્રમાં શુકની ચંચ, પ્રમાણ કરે જો પડિત પચ;
કહેનારો એ રીતે કવિ, હરકૃપા ઉરમાં જો હવી. ૧૪
કહું વિભૂતિનો મહિમાય, ગુણ ગોવિંદ સરીખા ગાય;
ભસ્મ શોભે છે જેને શીશ, તેહ ઉપર રાજી રહે ઈશ. ૧૫
મહિમા ભસ્મ તણો માણવો, જગદીશ ઈશ તે નર જાણવો;
કોડે ભસ્મ કપોળે કરે, દેખી તેને દુરીજન ડરે. ૧૬
જેની ભાલે હોય વિભૂત, દેખી નાસે જમના દૂત;
ભસ્મ આપે છે જેને અંગ; અડસઠ તીર્થ છે તેને સંગ. ૧૭
ભસ્મ ધરી નર્મદ નાહે .છે, તેના ગુણ હરિહર ગાય છે;
વિષ્ણુ તિલક કેસરનું કરે, સ્નાન વિધિમાં ભસ્મજ ધરે. ૧૮
ઉપવિત બ્રાહ્મણને આપવું, ધરી ભસ્મ કિલ્મીસ કાપવું;
ભસ્મ તણા ગુણ જુગતે જાણ, ટાળે લક્ષ ચોરાશી ખાણ. ૧૯

ગુણુ વિભૂતિ કેરા ગુઝ, સાધુજનને તેની સુઝ;
વિભૂતિ કેરો લખિયે વર્ગ, સ્વલ્પ માત્ર તેને છે સ્વર્ગ. ૨૦
ભસ્મ તણી રુડી રીતીયો, ધારી તેણે જગત જીતીઓ;
જેને મન વિભૂતિ ગમે, તેત્રીસ ક્રોડ સૌ તેને નમે. ૨૧
દૃઢ ધ્યાન વિભૂતિ ધરી, અષ્ટમા સિદ્ધ તેણે વશ કરી;
ગુણુ વિભૂતિ ભરિયું ગાત્ર, સ્વર્ગ મોક્ષ તેને કુણુ માત્ર. ૨૨
અંગ વિભૂતિ આપે આપ, પિંડ ન લેપે તેને પાપ;
વિભૂતિ જેને કંઠે વસે, ધર્મ લોકમાં તે નર ધસે. ૨૩
કાં નરનારી રાજા રંક, વિભૂત ધરવી આડે અંક;
ભસ્મ વિના નર ચાતુર ચોર, અરુણુ વિના અંધારું ઘોર. ૨૪
અશુદ્ધ વિભૂતિ પાખી અંગ, શિવ ભક્તિમાં રાચો રંગ;
શંકર સ્વામી ઉપવિત દીધ, પ્રથમ ભસ્મ કરવી એમ કીધ. ૨૫
અગ્નિહોત્ર વિભૂતિ મળે, સંધ્યાવંદન સફળે ફળે;
ન ફળે મંત્ર ત્ર્યંબક જેહ, ગ્રહી રક્ષા ને ભણુજો તેહ. ૨૬
આવ્યા ભસ્મથી ભસ્મે જવુ, આખર ભસ્મ સર્વેને થવું;
ક્રોડવાર કહીએ શું કથી, તત્ત્વ ભસ્મ સરીખું બીજું નથી. ૨૭
જપ તપ પાખી પામે પાર, સાધન સકળ વિભૂતિ સાર;
અગ્નિહોત્ર સંધ્યાદિક કર્મ, ભસ્મ ધર્યાં વિણ હોય અધર્મ. ૨૮
વિપ્ર વર્જ બીજા જે વર્ણ, પંચાક્ષર સજીએ આભરણુ;
ગુણુ હિણા નર આણે ગર્વ, સુકૃત નિષ્ફળ જાયે સર્વ. ૨૯
ભસ્મ સ્નાનથી નાહ્યો વળે, એ મહિમાને કો નવ કળે;
એ ઉપર કહું છું આખ્યાન, કોડ ધરી સાંભળજો કાન. ૩૦
પ્રથમ ભસ્મ લક્ષ્મીજી ધરે, વળતા શિવની પૂજા કરે;
સાંભળતાં પાતિક દૂર પળાય, કાયા નિર્મળ તેની થાય. ૩૧
વિભૂત ધરે મોટા જોગિયા, વિભૂત ધરે બ્રાહ્મણુ ભોગિયા;
વિભૂત ધરે બ્રહ્મા ને ઈશ, પ્રેમે લલાટમાં ધરે જગદીશ. ૩૨
ધરે ભસ્મ ચોરાસી સિદ્ધ, જેને ઘેર વસે નવ નિદ્ધ;
ધરે ભસ્મ જનક જશવત, ધરે ભસ્મ સાધુ ને સંત. ૩૩
છયે શાસ્ત્રમાં શોભિત છાપ, ન ધરે તેનાં પૂરણુ પાપ;
વેદ વર્જ્ય પાંખડી ધર્મ, વિભૂતતણાં શું જાણે કર્મ. ૩૪
વેદ શાસ્ત્રનો જેને સંગ, ધરે તેહ વિભૂતિ અંગ;
શ્વેતબંધુ રામેશ્વર ફરી, વિભૂતિ સીતા રામે શીર ધરી. ૩૫
ભસ્મ ધર્યાંથી ઈશ્વર ફળે, તનથી તાપ ત્રિવિધનાં ટળે;
ભસ્મ વિના શિવ પૂજન શૂન્ય, ધરે વિભૂતિ મોટા મુન્યઃ ૩૬

વિભૂતિ નામ લક્ષ્મીતણું, વિષ્ણુને વા'લી છે ઘણું;
ભસ્મ વિના સુનો સંસાર, નોંધારાં કેરા આધાર. ૩૭
ખટ દર્શન ખટ ભાષા ભેદ, ભસ્મ વિખાણુ કર્યું છે વેદ;
પાખંડ ધર્મ કળિયુગમાં થાય, ગુણુ હિણુ ક્યાંથી ગંગા નાહ્ય. ૩૮
ઓછું આયુષ્ય ઓછી બુદ્ધ, શું જાણે વિભૂતિ શુદ્ધ;
ખોટાં ગાણાં ગાતા ફરે, તેહ ભસ્મ કયમ કંઠે ધરે. ૩૯
પેટ કાજ પરઠે પાખંડ, અંતે શિર યમ કેરો દંડ;
વિભિચારી વનિતાને વાહ્ય, શિવ પૂજન તેથી કયમ થાય. ૪૦
અમૃત મેલીને વિષ ખાય, શિવ પૂજન તેથી કયમ થાય;
તજી ગીતા બિભિત્સિત ગાય, શિવ પૂજન તેથી કયમ થાય. ૪૧
ઇન્દ્ર ચંદ્ર સરીખા રવિ રૂપ, ભાગ્યશાળી બ્રહ્માદિક ભૂપ;
વસિષ્ઠ વાલ્મિક સરીખા ઋખિ, વિશ્વામિત્ર માર્કંડેય મુખી. ૪૨
વિષ્ણુ વિશ્વ તણો આધાર, તેવાને પૂજવા અધિકાર;
પૂણ્ય હિન પ્રૌઢા પાપીયા, સાધુ સંત સ્ત્રીના શાખિયા. ૪૩
ભસ્મ તણો કયમ માણે મર્મ, ધારે ક્યાંથી શિવનો ધર્મ;
પુર્ણાનંદ શું રાખો પ્રીત, ભસ્મ મહિમા કહું રૂડી રીત. ૪૪

### દોહરા.

ત્રિપુંડ્ર કરે વિભૂતિનું, વેદ વખાણે વર્ત;
અક્ષર નીચ છઠ્ઠી તણા, ભુંસી નાંખે તર્ત. ૪૫
કૃત અકૃત જે કર્મનાં, જન્મ મર્ણ જંજાળ;
વિધાતા કેરું લખ્યું, ભસ્મ ટાળે તત્કાળ. ૪૬

### ચોપાઈ.

સાંભળતામાં પાવન થાય, પૂરણ પાતિક દૂર પલાય;
ધર્માર્થ કામ ને મોક્ષ જ મળે, અનેક જન્મનાં પાતિક પ્રળે. ૪૭
વામદેવ વિષ્ણુ અવતાર, દિવ્યપદ મુક્તિ દાતાર;
દિગંબર રૂડા સિદ્ધ સ્વરૂપ, બ્રહ્મવિદ્યા કેરા જે ભૂપ. ૪૮
શુભ અશુભ ટાળ્યાં છ કર્મ, ભાસે છે એક તેને બ્રહ્મ;
શત્રુ મિત્ર જેને સમતુલ્ય, મહા મનોહર મોઘે મૂલ. ૪૯
સિદ્ધ શુકદેવ થકી શોભિતા, અત્રિથી અગે અધિકા ઓપતા;
વામદેવજી મોટા મુનિ, ધારા વેદ ધરે મુખ ધુની. ૫૦
તપોમય ને તપનું રૂપ, બ્રહ્મા સરખા ભારે ભૂપ;
સમાન જેને સૌ નરનાર, સમાન જેને સૌ સંસાર. ૫૧

સમાન કંચન અને કથિર, સમાન જેને અગ્નિ નીર;
સમાન વા'લો વેરી વંશ, પાપ પુણ્યનો નહિ પ્રસંશ. ૫૨
સમાન જેને દાનવ દેવ, સમાન સ્તુતિ નિંદા સેવ;
સમાન પુણ્ય કે પાપ પવિત્ર, સમાન છે શત્રુ ને મિત્ર. ૫૩
સમાન ઉચ ને નીચ જ જાત, સમાન જેને દિન ને રાત,
ઈશ્વર રૂપ દેખે છે સર્વ, કામક્રોધ ને જીત્યો ગર્વ. ૫૪
જીતી માયા જીત્યું મન, જોગ્ય પુરૂષ જાણીતો જન;
કૂડ કપટ કે ન મળે ક્રોધ, ઇન્દ્રિય સર્વનો કીધો રોધ. ૫૫
ત્રિલોક મોહન તેનું તેજ, હરિહર ઉપર જેને હેજ;
મહાદેવ ચરણે જેનું મન, દેહ દિગંબર નિત્ય નગ્ન. ૫૬
હેત વિભૂતિ ગોળો હાથ, એકાકી કો નહિ તે સાથ;
કેટલી ઉપમા આપે કવિ, જાણે રૂડો ઉદયો રવિ. ૫૭
ચંદ્રબિંબ ચાતુર ચાલતો, મન મગ્ન મોટે મહાલતો;
બ્રહ્મ વિદ્યા નિત્ય મનમાં ભણે, કોની બીક મનમાં નવ ગણે. ૫૮
વનફુળ પહેરે કોદિન અંગ, એકાકી નહિ કોનો સંગ;
ભસ્મ અંગ બાધામાં ધરી, જટા સુધી વિભૂતિ ભરી. ૫૯
આઠે અંગ વિભૂતિ એન, હાથ, પગ નાસાગ્રે નેન,
ત્રિપુંડ્ર તપે વિભૂતિ તણું, શું વખાણુ કરુ મુખ ઘણુ. ૬૦
કર ન પાત્ર સુશીલ સતોષ, નિર્મળ દેહ ન ભાસે દોષ;
નિર્વાણી નહિ માયા મોહ, કો ઉપર નવ આણે દ્રોહ. ૬૧
કાયા રક્ષણ કારણ કિયે, વાઘ સિંહથી શાને બીએ;
પડનાર હશે તે વેળા પડે, ઘાટ રાહવાનો સ્વપ્ને ન ઘડે. ૬૨
પ્રણામ કરી જોગી જાય છે, શું કૌતુક વળતુ થાય છે;
વિષ મરણ જોજન પંચાસ, પધાર્યા જોગી તે પાસ. ૬૩
સ્વેચ્છાચારી શુભ સિદ્ધ, નમન કરે નિત્યે નવ નિધ;
જેની ચતુર્ભૂજ પૂજા ચાહ્ય, જાણે નર્મદા મુજમાં નાહ્ય. ૬૪
ગંગા કહે એના ગુણ ગાઉં, મૃષિ નાહ્ય તો નિર્મળ થાઉં;
જેને નથી હર્ષ કે શોક, તેને શું કરવા છે લોક. ૬૫
મમતા માયા ન મળે કાય, નગ્ન સ્વરૂપે જુગતે જાય;
નહિ નિંદ્રા તરસ કે ભૂખ, નહિ ભય નહિ મનમાં લવ દુઃખ.* ૬૬
કાયા અંગનું નહિ અભિમાન, ધરે એક ઈશ્વરનું ધ્યાન;
ચાતુર નર રણમાં જઈ ચઢ્યો, પાપી રાક્ષસ દ્રષ્ટે પડ્યો. ૬૭

* પ્રત ૪. "નહિ ભય કોનો કે સુખ દુઃખ."

ભારે રાક્ષસ વનમાં વસે, માનવ ઉપર તે તો ધસે;
કૃતાંત સરીખા તેના દંત, દીઠા પહેલો આણે અંત. ૬૮
વિપરીત સરખો તેનો વેશ, કલ્પાંત સરીખા કુડા કેશ;
ચક્ર સરીખાં ચંચળ ચક્ષ, ભૂંડો કરવા આવ્યો ભક્ષ. ૬૯
હળ દાંડી સરીખું નાક, વિપરીત મુખથી બોલે વાક;
કાળા પર્વત જેવો દેહ, ગાજે જેમ અષાઢો મેહ. ૭૦
મહા ભયાનક ભૂંડો ભૂપ, ઋષિનું સુંદર દીઠું રૂપ;
કારમો કોપ કુડેરો કીધ, લાયક ઋષિને ઘેરી લીધ. ૭૧
કોટિક જીવ હિંસા કરનાર, પાપે પેટ પોતે ભરનાર;
અયુત જેણે માર્યા છે બ્રહ્મ, કુડાં અદિકાં કર્યાં છે કર્મ. ૭૨
ખટ સહસ્ર ક્ષત્રિના બાળ, કુડે તેના આણ્યા કાળ;
ઝાઝી ભુખ ને લજ્જા લોપ, દૈવ દડ કરતાનો કોપ. ૭૩
અયુત ગર્ભિણી કામનિયો હણી, ગણના હત્યાની નવ ગણી;
માનવ જે દહાડે નવ મળે, પશુ પક્ષીને ત્યારે ગળે. ૭૪
વ્યાઘ્ર સિંહ દેખે શિયાળ, તર્ત તેહ પશુનો કાળ.

## દોહરા.

નીચ જાત તે નીચ જન, પાપ ભર્યો ભરપૂર;
સિદ્ધને ગળિયો સહજમાં, સવાર ઉગમતે સુર. ૭૫
ભૂંડો નર ભૂખ્યો હતો, ઝેર રૂપ તે જક્ષ;
આવ્યો અતિ ઉમંગથી, બ્રાહ્મણને કરવા ભક્ષ. ૭૬

## ચોપાઈ.

બેઉ બાહુ પસાર્યાં હાથ, જક્ષે ઝટ ભરાવી બાથ;
માઠી બુદ્ધિથી તે જઈ મલે, ગુણહિણો જઈ વળગ્યો ગળે. ૭૭
સિદ્ધને કુડ કપટ નહિ કરયા, હેત ઘણેથી ખડખડ હસ્યા;
વચને અમૃત વાયક વદે, ઋષિને જક્ષે ચાંપ્યા રુદે. ૭૮
સઘળે શિવને દેખે સુખી, રાય રંક રાક્ષસ કે રુખિ;
સિદ્ધતણો થયો ત્યાં સંગ, અડી ભસ્મ પાપીને અંગ. ૭૯
વિભૂતિ સ્પર્શ થયો જેટલે, કિંચિત જ્ઞાન ઉપજ્યું તે પલે;
રાક્ષસ પામ્યો રુડી રીત, સ્પર્શ થયાથી વાધી પ્રીત. ૮૦
અપ અડે અગ્નિ હોલાય, ભસ્મ અડે અઘ નાશી જાય;
અડી વિભૂતિ અંગે આપ, ભસ્મ થયાં સૌ મોટાં પાપ. ૮૧
પારસ અડે લોહ કંચન થાય, એ રીતે અઘ દૂર પળાય;
રેવા દર્શનથી પાવન થાય, જમનાં જળથી નિર્મળ કાય. ૮૨

સ્વાતિ જળનું બિંદુ પડે, મહા અમૂલ્યક મોતી જડે;
ઇલાવ્રત ખંડે જે જન જાય, નર ફીટી તે નારી થાય. ૮૩
સિદ્ધ મળે અણુધારી સેવ, દેવાંશી થયો તવ દેવ;
રવિ ઉદય અંધારું ટળે, અગ્નિ આંચ બહો તરણાં બળે. ૮૪
હોય તીવ્ર અંધારું ઘોર, દીપક દીઠે ભાગે જોર;
ઝાકળ મેરથી મોટું મળે, અરુણોદય તે તરત જ ટળે. ૮૫
કુડો રાક્ષસ લોઢું ગળે, મહા મુનેશ્વર પારસ કળે;
કથીર હતું તે કંચન થયું, પાતિક સર્વ ગળાઈ ગયું. ૮૬
અજ્ઞાન રૂપ અંધારાં ટળ્યાં, બ્રહ્મહત્યાદિક પાતિક બળ્યાં;
નિર્મળ જેવું ગંગા નીર, તે વત્ શુદ્ધ થયું શરીર. ૮૭

## દોહરા.

પાપ પ્રલય સઘળાં થયાં, પ્રગટયું પ્રૌઢું પુણ્ય;
દેવાંશી રાક્ષસ થયો, નેક રહી નહિ નૂન્ય. ૮૮
રાક્ષસ ફીટી રાજા થયો, રામ સરીખું રૂપ;
મહારાક્ષસ મટી ગયો, ભાસ્યો બ્રહ્મવત્ ભૂપ. ૮૯
સમણાની પેરે થયુ, ફરી ગયો અવતાર;
અરુણ જ્ઞાનનો ઉગિયો, અલ્પ થયો અંધકાર. ૯૦
આત્મજ્ઞાન અદિકું થયું, શુદ્ધ થયો સાક્ષાત;
ચતુર થયો ચિત્ત ચેતિયો, સહસ્ર જન્મની વાત. ૯૧
પાતિક જે પોતે કર્યાં, સરવે સાંભર્યાં સેવ;
નિષ્પાપ કર્યો નિમેષમાં, એવા છે મહાદેવ. ૯૨
અન્ય બુદ્ધિ કયમ ઓળખે, કારણ રૂપ કીરતાર;
બાંહે ઝાલ્યો બુડતો, ક્વચિત પુણ્ય આધાર. ૯૩
માનવી ન હોય એ મહા પુરુષ, કો બ્રહ્મા કે ઈન્દ્ર;
હરિહર સૂર્ય કે સુરપતિ, ગ્રહ ગણ તારા ચંદ્ર. ૯૪
મુજ માટે હયાં આવિયા, પતિત પાવન નામ;
અધમ ઉધારણ એ ખરા, રાજીવલોચન રામ. ૯૫
કંગાળ જાણી કરુણા કરી, વહેતો જાણી કરી વહાર;
તાર્યો મુને ત્રાહો પક્ષથી, નોધારાં આધાર. ૯૬
સાધન કરવુ નવ પડયું, ઘણા પાપમાં ગર્ક;
મૂકાવ્યાં મહાદુ.ખનાં, સત્તાવિસે નર્ક. ૯૭
ઈશ્વર એથી બીજો કિયો, કોણ બીજો દાતાર;
પરબ્રહ્મ રૂપે પરખિયો, અપરંપાર અપાર. ૯૮

પ્રણામ કરી પાગે નમ્યો, દંડવત્ કર્યાં દશવીસ;
કરજોડી કહે કરગરી, પાગ્ય નમાવ્યું શીશ.* ૯૯
કરુણા રૂપ કરુણા કરી, કરુણાનિદ્ધ કૃપાલ;
શિવ રૂપ કે કો સિદ્ધ છો,† દેવ રૂપ દયાળ. ૧૦૦
અકલહિણુ શું ઓળખું, જાણું નહિ એક જુક્ત;
માનવી આપી નવ શકે, મુજને કીધો મુકત. ૧૦૧
દાતાર દારિદ્ર ટાળી શકે, ઘણો આપી ધન ગર્થ;
નર્ક ટાળવાં દોહેલાં, માનવથી ન સરે અર્થ. ૧૦૨
વૈકુંઠ આપનારો વિષ્ણુ છે, મુક્તિ આપે મહાદેવ;
બીજો આપી નવ શકે, તમો સદ્ગુરુ નિજ સેવ્ય. ૧૦૩
આદ્ય પુરુષ અગમ્ય છો, વિષ્ણુ રૂપ છો વર્ત;
મેરું તરણ હું પાપનો, તે સઉ બાળ્યો તર્ત. ૧૦૪
વામદેવ વાણી વદે, સાંભળ રાક્ષસ રૂપ;
બુદ્ધિ કહે કયમ ઉપની, બ્રહ્મરાક્ષસ તુ ભૂપ. ૧૦૫
મારવા આવ્યો મુજને, ખાવા આવ્યો ખાંત;
પોતે પ્રણામ શાને કરે, કયમ ભાગી તુજ ભ્રાંત. ૧૦૬
સહજમાં કયમ સાધુ થયો, પલક ગયું કયમ પાપ;
આત્મજ્ઞાન કયમ ઉપન્યું, અઘ વર્જીત થઈ આપ. ૧૦૭
તર્ત જ્ઞાન તે કયમ થયું, કયમ તુજ વાધ્યું તેજ;
દુસ્મન થઈ આવ્યો હુતો, હૈડે કયમ પ્રગટયું હેજ. ૧૦૮
ભૂખ હોય તો ભક્ષ કર, ખાંતથી આ તન ખાય;
દયા કયમ આણે દિલ વિશે, ગુણ ચિત કેરા ગાય. ૧૦૯
ગદગદ કંઠ ગળી ગયો, ચિતથી લાગ્યો ચરણ;
વિગત કહું હું માહરી, કરુણાનિધ સુણો કરણ. ૧૧૦
બુઝ્યો તો મહા પાપથી, તર્યો તે તૂજ પુણ્ય;
મુનિ કહે મુજને કહે, નિમેષ ન રાખીશ નૂન્ય. ૧૧૧
શત અવતાર કયમ સાંભર્યાં, મુનિ કહે કહો મર્મ;
પિશાચયોનિ કયમ પામિયા, કુડાં શાં કીધાં કર્મ. ૧૧૨
રાક્ષસ કહે ઋષિ સુણો, રખે કરો મુજપર રીસ;
માંડીને મહિમા કહું, પૂર્વ અવતાર પંચવીસ. ૧૧૩

## ચોપાઈ.

પૂર્વ અવતાર પંચવીસની વાત, સંક્ષેપે કહું છું સાક્ષાત;
ચોરાશી લાખ રડવડતો ફર્યો, પામ્યો મૃત્ય ફરી અવતર્યો. ૧૧૪

---

* પ્રત ૨. “પાગ નાખ્યુ શીશ.” † પ્રત ૩. “શિવરૂપ છો કે કો સિદ્ધ છો.”

કેટલા કાળ એમ કરતાં હોય, કળના તેની ન કરે કોય;
હવણાં તો છેલ્લો અવતાર, કરજોડી કહું છું નિરધાર. ૧૧૫
સત્ય હિણુ થયો હું શૂન્ય, પલક એક ન કીધું પુણ્ય;
નારાયણનું નવ રટયું નામ, કરતો હીંડ્યો કુડાં કામ. ૧૧૬
જોગ પુરુષ આગળ કહું જથા, સુણજો કર્મ તણી મુજ કથા;
ગુરવર્ત દેશ ગુણવંતું ગામ, દુરિજન રાજા મારું નામ. ૧૧૭
અલંબ દેશ અવનીમાં આણ્ય, જીત્યા જન જગતની જાણુ;
અજ્ઞાન રૂપ અહંકારે ભર્યો, કુડ કપટ કરતાં નહિ ડર્યો. ૧૧૮
લક્ષવસા કહેવાણો લંડ, દેશ બાધાને દીધા દંડ;
લક્ષવંત જનને લુંટીયા, સાધુજન નાશી છુટીયા. ૧૧૯
ગૌ બ્રાહ્મણ હત્યા નવ ગણી, ભલી વાત કોશું ના ભણી;
લક્ષણ કહેતાં આવે લાજ, કર્યાં ઘણાં મેં કુડાં કાજ. ૧૨૦
જુવતિ સાથ કર્યા બહુ જાર, સતીઓને દીધા બહુ માર;
કામ અંધ કામાતુર ઘણો, અતિ વાંક મુજ મૂરખ તણો. ૧૨૧
નીત નવીન ભામનિ ભોગવું, જૂઠી વાતે જારી જોગવું;
ભોગવું તેને બાંધી બંધ, નિત્યે એવા ધારું ધંધ. ૧૨૨
નારી હત્યા હાથે ચઢી, પ્રમદા એક કારાગ્રહ પડી;
અફળ કર્યો તેનો અવતાર, સઘળો રંજાડયો સંસાર. ૧૨૩
તેની સંખ્યા શી કહું અમો, સાંભળતામાં હશશો તમો;
ગામ પરગામ ને દેશ વિદેશ, પર પ્રમદા શું કર્યો પ્રવેશ. ૧૨૪
વર્ણ અઢાર તણી કામની, ભોગવીએ ભારે ભામની;
રજસ્વળા વિધવાનો સંગ, ઉચ નીચ રામા શું રંગ. ૧૨૫
રૂડી ભૂંડી કે ગણિકા સતી, લીધી તેના માર્યા પતિ.

દોહરા.

ત્રણ શત પ્રમદા વિપ્રની, ખટશત ક્ષત્રિ ખાણુ;
વિશ સત નારી વૈશ્યની, પરઠી તેહ પ્રમાણ. ૧૨૬
સાત સહસ્ર અતિ શૂદ્રની, પરિહટની શતપાંચ;
ગણિકા સંગ ગણ્યો નથી, અદિકી દીધી આંચ. ૧૨૭
દેશ બાધો દેવટ કર્યો, સતીઓના લીધા શાપ;
જુગુપ્સીત કર્મ મેં આચર્યાં, પ્રૌઢાં કીધાં પાપ. ૧૨૮
કંઇક જન કુંવારા કર્યાં, ઘણાં ભાગ્યાં ઘર સૂત્ર;
કંઇક જન કીધા વાંઝીઆ, પ્રાજ્યા કૈના પુત્ર. ૧૨૯
પછી રૌરવ રોગી થયો, ધાત્વક્ષય હું ધીર;
આવરદા આવી રહ્યો, પડયું મુજ શરીર. ૧૩૦

જોરાળા જમદૂત જન, જેનાં ચંચલ ચંત;
બાંધ્યો તાણી બળ કરી, આવ્યો જ્યારે અંત. ૧૩૧
લોહ પાસે જુગતે જડ્યો, તાણ્યો જતરડા માંય;
માર્યા માર મુદ્દગળ તણા, સહન કર્યા સૌ ત્યાંય. ૧૩૨
ઘણના ઘાઓ ઘણા સહ્યા, નહિ નીર કે ભક્ષ;
શેંચાણા અંગે ચઢયા, લાંબી ચાંચે લક્ષ. ૧૩૩
વિછી વપુ વળગાડિયા, ચટકાવે હરનિશ;
મૂકાવે કોણ મારથી, રુદે ધર્મની રીશ. ૧૩૪
ડસે સર્પ ને દુઃખ દિયે, ઔંઢાં કરું પોકાર;
અગ્ન આંચથી તન તપે, જમડા દે બહુ માર.* ૧૩૫
ચૂંટે ખાલ દૂત સાંણસે, કોરે વ્યાધી કાય;
અમર આત્મા મરે નહિ, દિન દિન દુખિયો થાય. ૧૩૬
મંદિર એક ત્યાં લોહનું, ધીકે અંગારા ખેર;
નાંખે તેવા નર્કમાં, મનમાં ન આણે મે'ર. ૧૩૭
રૌરવ તામસ આયમસ, કુંભીપાકનાં કહેણ;
ડબકાં મારું દોહો દિશા, ગળે નાસિકા નેણ. ૧૩૮
સત્તાવિસ છે સામટા, રૌરવ મોટાં નર્ક;
ઘણાં વષ એમ ભોગવિયાં, ઘણા દુઃખમાં ગર્ક. ૧૩૯
પામ્યો પાર તે નર્કનો, દાવાનળ દેહ દુઃખ;
ત્રિસ હજાર વર્ષ તન તપ્યો, ભૂંડી વેઠી ભૂખ. ૧૪૦

### ચોપાઈ.

પરમ પિશાચ થયો હું પ્રેત, મુજ ઉપર નહિ કોને હેત;
બીજી વાર થયો હું વ્યાઘ્ર, માનવ પકડી કરું હત્યાય. ૧૪૧
સિંહ આદી જાંબૂક થઇ ફર્યો, એ રીતે હું દશ વાર અવતર્યો;
મર્કટ મહીષ તેતરનો તોલ, નગ્રોધ તળે રહ્યો થઈ નોળ. ૧૪૨
ચોવીસમે અહીં આવી ચઢયો, પચીસમે તમ શરણે પડ્યો;
આત્મજ્ઞાન થયું આ દિશ, મહારે મન તમે જગદીશ. ૧૪૩
દેહમાં રોગ રહ્યો નહિ કોય, નિર્મળ જ્યમ ગંગાજળ તોય;
નિર્મળ નર્મદા કેરું નીર, શુદ્ધ થયું છે મૂજ શરીર. ૧૪૪
ઉનમ ન રહી મારે કશી, ભક્તિ તમારી મનમાં વસી;
માનુભાવ તમો મહારાજ, એક પ્રશ્ન પૂછું છું આજ. ૧૪૫

---

* પ્રત ૪. "ઉપર પુષ્કલ માર."

પ્રૌઢો હું 'હતો પાતકી, ગૌવધ સ્ત્રી કેરો ઘાતકી;
અગમ્યા ગમન કર્યું મેં ઘણું, મુજને ફળ મળ્યું તે તણું. ૧૪૬
તરત પાપથી કયમ છુટિયો, અમૃતઘન શાથી વુઠિયો;
મુજને સંગ થયો તાહરો, કુણ પુણ્ય મહિમા માહરો. ૧૪૭
કયમ મળવું તમારું થયું, શે પુણ્યે મુજ પાતિક ગયું;
કયમ દૃષ્ટિ તમારી પડી, વિભૂત કયમ મુજ અંગે અડી. ૧૪૮
કયમ થયો સાધુનો સંગ, પુણ્યવંત અણુ કયમ અંગ;
નથી કર્યાં મેં તીરથ કે વ્રત, નિર્મળ દેહ થયો કયમ તર્ત. ૧૪૯
જગ્ન જાગ નવ દીધુ દાન, મહારાજ તણાં કયમ પામ્યા માન;
રામ કૃષ્ણ મુખથી નવ કહ્યું, અઘ વર્જિત કયમ અગનું થયું. ૧૫૦
વામદેવ કહે સાંભળ વીર, શુદ્ધ થયું છે તુજ શરીર;
તે મહિમા વિભૂતિ તણો, ગુણ વિભૂતિમાં છે ઘણો. ૧૫૧
ભારે ભસ્મ તણા છે ભેદ, નથી જાણતો એકે વેદ;
ભસ્મતણા જે ધારક ધીર, વર્ણન કરે છે વિષ્ણુ વીર. ૧૫૨
ભસ્મતણો છે મોટો મર્મ, ભણી નથી શકતા તે બ્રહ્મ;
વિભૂતિ ભાગ્ય તણો લવલેશ, ન જાણે શારદ નારદ શેષ. ૧૫૩
વિભૂતિ મહિમા તોલ અતિશ, જાણે એક ઉમાપતિ ઈશ;
થોડુંક જ્ઞાન થયુ છે મુને, સંક્ષેપે સંભળાવું તુને. ૧૫૪
વિસ્તારીને કહુ એક વાત, ખરી વિભૂતિ સાભળ ખ્યાત;
દ્રાવડ દેશતણો એક બ્રહ્મ, કોટિક કુડાં કરતો કર્મ. ૧૫૫
ચાડી ચોરી ને વિભિચાર, અતિ નીચનો કરતો આ'હાર;
તેં તુજ પાપ પ્રકાસ્યા જેહ, બમણો પાપી તુજથી તેહ. ૧૫૬
ખાતો આમિષ કરતો ધ્વંશ, પૂર્ણ મદ્યપાની તે નૃસંશ;
કંઈક લોકના આણ્યા કાળ, ઓહો જન માર્યા રમતા બાળ. ૧૫૭
પાપે ધન તે પેદા કરે, માણસ મારીને ધન હરે;
પાપ થકી આવરદા ઘટે, પાપ માન મર્યાદા મટે. ૧૫૮
પાપે દૈવત દીલનુ જાય, પાપે દેહે ખાપણ થાય;
પાપે કલંક ચોવિધથી ચઢે, પાપી રૌરવ નર્કે પડે. ૧૫૯
પાપે દરિદ્રપણું જોગવે, પાપે કારાગ્રહ ભોગવે;
પાપે લોભી લાચી લડ, પાપે દિવાન તણો શિર દંડ. ૧૬૦
પાપે જીવત પડશે કિટ, ફરતા લોકો કહેશે ફિટ ફીટ;
પાપે તેજ જશ જાયે માન, પાપે નવ દેવાયે દાન. ૧૬૧
પાપી ખાંત થકી નવ ખાય, જગમાં જશ કાંઈ નવ લેવાય;
પાપીનું ધન લે કોઈ ચોર, બાળે અગ્નિ હાકમ જોર. ૧૬૨

રળિ મળે ને જુગતે ખુવે, રામા તેની રજની રૂવે;
પાપે ધન જો પેદા થાય, જર ને જીવ સંગાથે જાય. ૧૬૩
પાપી ભૂંડો બ્રાહ્મણ તેહ, હોય નર્ક અધિકારી એહ;
માનની મારી ધન લાવિયો, જારિણીને મંદિર આવિયો. ૧૬૪
તેના ઘરમાં બીજો જાર, તેના મનમાં આવ્યો ખાર;
પેલા પાપીનું ધન ઝટ હર્યું, કામ અણઘટતું તેણે કર્યું. ૧૬૫
રુદિયા માંહે રાખી રીસ, તે પાપીનું છેદ્યું શીશ;
અપરાધ તેણે નવ સાંખિયો, તેને તો તાણી નાખિયો. ૧૬૬
વળગ્યું શીશ ધડને તો રહ્યું, તે વેળા એક કૌતુક થયું;
લોકે તો મરતગ જાણિયો, પળ માત્ર કંઠે પ્રાણિયો. ૧૬૭
પડિયો ખાડીમાં વરુવે વાન, ત્યાંહાં એક આવ્યો મોટો શ્વાન,
કોઈક વિપ્રના ઘરમાં ગયો, વિભૂતિઆળો તે શ્વાનજ થયો. ૧૬૮
શરીર વિભૂતિવાળું થયુ, પાપી ચોર પડ્યો ત્યાં ગયુ;
રસોઈ અભડાવી ચાલ્યો અર્ણ, ચાર વિભૂતિવાળા ચર્ણ. ૧૬૯
ચારે ચર્ણ રુદેપર ધરે, માંસ તેનું ભક્ષ જ કરે,
તે વેળા પ્રાણ પાપીનો ગયો, સ્પર્શ વિભૂતિ કેરો થયો. ૧૭૦
હાથ પગ નાસિક ને કર્ણ, અડ્યા શ્વાનના ચારે ચર્ણ;
આઠે અંગ વિભૂતિ ભરી, પાપી પ્રાણ ગયા નીસરી. ૧૭૧
જોરાળા આવ્યા જમદૂત, ભારે ભૂજ ભયાનક ભૂત;
લોહ પાશ સાંકળ પ્રચડ, દેવા આવ્યા તેને દંડ. ૧૭૨
જીવ બંધન કીધો જેટલે, કૌતિક એક થયું તેટલે.

## દોહરા.

અંતરયામી સઘળે વસે, તે નવ દેખે કોય;
વિશંભર રૂપ છે વાયુનું, જગતને દ્રષ્ટે જોય. ૧૭૩
પાપી પાપ પૂરણ કર્યાં, વિભૂત અડી છે કાય;
જમ એને જો લઈ શકે, ભસ્મતણું ફળ જાય. ૧૭૪
ભસ્મ લલાટ બાંધે ભરી, છયે અંગ થઈ છાપ;
અવગુણ એમાં અતિ ઘણા, (માહ)દેવે કીધા માફ. ૧૭૫
લક્ષણહિણો લોઢું હતો, પારસ ભસ્મ અડી અંગ;
કરોડ વસા કંચન થયો, થયો વિભૂતિ સંગ. ૧૭૬
અંગે ભસ્મ અતિ અડી, જાણી સર્વ જગત;
જમદૂત લઇ નવ શક્યા, કહેવાણો ભવ ભક્ત. ૧૭૭
અપરાધી હોય અતિ ઘણો, સતવાદી દે શર્ણ;
ઉગરી જાય એક પલકમાં, મેળ સચવાયે મર્ણ. ૧૭૮

શિવના ગણે સર્વે લહ્યું, શિવ આગળ કહી વાત;
જમદૂત એને લૈ જશે, એ તો મહા ઉત્પાત. ૧૭૯
વિભૂત અડી છે અંગમાં, વિભૂતિવાળા હાથ;
હયાં લાવો ઈશ્વર કહે, એવો ભોળાનાથ. ૧૮૦
સેવક ધાયા શિવતણા, માર્યા દૂતને માર;
વિભૂત અડી અંગ એહને, કયમ આવ્યા આ ઠાર. ૧૮૧
આજ થકી વારું અમો, ભસ્મ દેખો જે પાસ;
તે મંદિર તજજો તમો, વસશો મા એ વાસ.* ૧૮૨
જોર જેહને વિભૂતિનું, વિભૂત તણી હિમાત;
શિવ સેવક તે જાણજો, જશવંતી તે જાત. ૧૮૩
રાય રંક કે ઉંચ નીચ, પુન કે પાપ અપાર;
ભસ્મધારી પાસે જશો, મોકમ ખાશો માર. ૧૮૪
ભસ્મ અમારી દેહ છે, ભસ્મ અમારા ઈષ્ટ;
ભસ્મવડે વ્યાધી ટળે, કાપે સઘળાં રીષ્ટ. ૧૮૫
શેષ શિર ઉપર ધરે, સરસવ ભાર અકોર;
ભસ્મ ધરે શિવ રીઝવે, જગ જીત્યાનું જોર. ૧૮૬
જોર કશુ જમદૂતનું, પ્રીતે પ્રણમ્યા પાગ;
દેહ વિભૂતિ દેખશું, જઈશું નહિ તે જાગ. ૧૮૭
આજ અજાણે આવિયા,' ઔઢાં જાણી પાપ;
સાચા શિવ સેવક તમો, કોટિબ્રહ્માંડના નાથ. ૧૮૮
કરુણાનિધ એક સાંભળો, શિદ સોંપ્યું અમને કામ;
પાપીને પાવન કરો, તેનું તે શું નામ. ૧૮૯
પાપી મદ્યપી ઘાતકી, ઘણા દુરિતમાં ગર્ક;
એને તો નાંખત અમો, સત્તાવીસમે નર્ક. ૧૯૦
સ્વપ્નામાં એને સુખ કશું, ન કર્યું તીર્થ કે વ્રત;
તમો તારો છો તેહને, એ મોટું અચરત. ૧૯૧
શાને નર્ક સરજ્યાં તમો, મહા પાપી કહેવાય;
તે તારો છો પલકમાં, અચરજ અમને થાય. ૧૯૨
ધીશ કહે રે ધર્મ સુણ, પૂરણ ભસ્મ પ્રતાપ;
પાતિક કોટિક જન્મનાં, અમો કર્યાં છે માફ. ૧૯૩
બાનું શિવ સેવકતણું, અડી વિભૂતિ કાય;
તે પ્રાણી નરકે જતાં, બરદ અમારું જાય. ૧૯૪

---

* પ્રત ૩. "જજો મા તે અવાસ."

ભસ્મ જેની અંગે ધરી, દેખો જ્યારે દ્દષ્ટ;
તેને સૌ પાગે નમો, શિવજી કહે છે સ્પષ્ટ. ૧૯૫
ભસ્મ દેખી જે કો નમે, તે વહાલો મુજ હોય,
ભસ્મધારીને નિંદશે, નરકે જાશે સોય. ૧૯૬
ભસ્મ જેને અંગે અડી, ત્યાંહાં પરઠે ક્યમ પાપ;
ત્રિપુરારી કહે તત્વ મુજ, ગુન્હો કરુ છું માફ. ૧૯૭
સહાય થાઓ વિભૂતિને, અડિ હોય જેને અંગ;
તેને કાંઈ ન પૂછશો, મેળવજો મુજ સંગ. ૧૯૮
રુદ્રાક્ષ ભસ્મ જેણે ધર્યાં, દાખું જેનો દેહ;
સ્વામી કાર્તિક ગણપતિ સમો, શિવ કહે વહાલો તેહ. ૧૯૯
ભસ્મ સમુ દૈવત નથી, ભસ્મ સમી નહિ સિદ્ધ;
ભસ્મ સમું સાધન નહિ, અન્ય ન રાચો રિદ્ધ. ૨૦૦
ભસ્મ નિત્યે બ્રહ્મા ધરે, તો સરજે છે સૃષ્ટ;
મંત્ર ભણી મઘવા ધરે, તો વરસે છે વૃષ્ટ. ૨૦૧
શેષ ભસ્મ ધારે સદા, તો અવની લે શીશ;
શંકર કહે જો મેં ધરી, તો કહેવાણો ઈશ. ૨૦૨
આદ્ય મધ્ય અવસાનમાં, જાણીતા નર જેહ;
વિમાન મળે વિભૂતિથી, તરત ઉધરે તેહ. ૨૦૩
નિંદે જે વિભૂતિને, નવ કોટિ જન્મ તે નર્ક;
કો આગળ નહિ છુટકો, ઘણા દુ:ખમાં ગર્ક. ૨૦૪
કૈંક કોટિધા ઉધર્યાં, વિભૂતિ ધરતા વેદ;
પુરાણ પોકારી કહે, ભ્રાંત ન રાખો ભેદ. ૨૦૫

## ચોપાઇ.

વચન શ્રી વામદેવજ તણાં, પ્રેતે સાંભળિયાં તે ઘણાં;
હૈયે હેત પ્રગટ્યો છે હર્ષ, ભલે થયો મુજને તમ સ્પર્શ. ૨૦૬
વળી ભસ્મ મહિમા કહો મુને, પ્રણમી પાયે નમુ છું તુને;
વામદેવ કહે સાંભળ વાણ, કહું ઈતિહાસ તે મનમાં માણ. ૨૦૭
અખિલપુરીમાં ક્ષત્રિ એક, વડો વંશ પણ નહિ વિવેક;
ચૂક્યો તેના કુળના ધર્મ, અનેક કુડાં કીધાં કર્મ. ૨૦૮
વટલાવ્યો પોતાનો દેહ, નીચ ભાષણ ઉપર બહુ નેહ;
મદિરા માંસમાં રહે તે મચ્યો, પાપ બુદ્ધિમાં પાપી પચ્યો. ૨૦૯
અભક્ષાભક્ષ અભડાયું ખાય, નિશંકપણે જારીએ જાય;
ભૂંડું કર્મ કરતાં ના બીએ, કેહેવું ઝાઝું કારણ કીયે. ૨૧૦

અનામિક રામા શું રમ્યો, જુવતિ ભેળો બેસી જમ્યો;
ઘણેક કાળે તે નર મુવો, નર્ક તણો અધિકારી હુવો. ૨૧૧
જમજાતના વેઠી ઘણી, દુઃખ કથા કહું શી તે તણી;
અગિયાર શત પશુ અવતાર, ઠામઠામ ખાધો બહુ માર. ૨૧૨
પછી શ્વાન યોનિમાં ગયો, હરામપણે હડકાયો થયો;
લેખા વિના કરડ્યા બહુ લોક, સૌને તેનો પ્રગટ્યો શોક. ૨૧૩
પંચ ઈટાળી પચે કરી, ગયો શ્વાન તે વેળા મરી;
કંઠ પ્રાણ હતો જેટલે, કૌતિક એક થયું તેટલે. ૨૧૪
અનામીકે બાંધ્યા ચર્ણ, તાણે ઘસડતો તેને ધર્ણ;
અગ્નિહોત્રી સદનશું વાટ, ભસ્મ વેરાયલી તે ઘાટ. ૨૧૫
વાટે વિભૂતિ ઢગલો હતો, છેક લપટાયો તેમાં છતો;
ગયા તે વેળા તેના પ્રાણ, પ્રથમ અદસસ્તો હુતો જાણ. ૨૧૬
અતકાળે હોય જેવી મતિ, તેહ જીવની છે તેવી ગતિ;
પુણ્ય પાપનાં કૃત્યો ઘડે, મર્ણ સમય તે આવી અડે. ૨૧૭
જાગ તરવાને તેને જડી, અંગ બધે વિભૂતિ અડી;
આપ વિચાર્યું ઉમા ઈશ, એને ભસ્મ અડી છે શીશ. ૨૧૮
એ પ્રાણી જો નરકે જશે, તે ખાંપણ આપણને થશે;
યમદૂતને જાવા નવ દીધ, કરુણાનિધિ એમ કરુણા કીધ. ૨૧૯
અવગુણ તેના ન ગણ્યા ઉર, વૈકુંઠે વાધ્યો થઈ સુર;
ઉગાર્યા એમ અનેક કરોડાં લાખ, શકળ શાસ્ત્ર પુરે છે સાખ. ૨૨૦
મુનિયે માંડી મહિમા કહ્યો, લક્ષવસા બ્રહ્મ રાક્ષસ લહ્યો;
કહે પિશાચ હવે હુ તર્યો, ભાગ્ય સુભાગ્ય ભરપૂરે ભર્યો. ૨૨૧
આત્મ જ્ઞાન થયું છે મુને, તેહ વાત માંડી કહૂં તુને;
પચીસમે ભવ થયો કુરાય, કામી કપટી હુ કહેવાય. ૨૨૨
એકે પુણ્ય મેં તો નવ કર્યું, પાપ ધન ભંડારે ભર્યું;
મહારી પાસે રહેતો એક બ્રહ્મ, ધારે તે શિવ પૂજન ધર્મ. ૨૨૩
આખો દહાડો શિવ શિવ કરે, ભિક્ષા માગી પેટ જ ભરે;
ઉદર ભરી નવ મળતું અન્ન, મારું તે ઉપર માન્યું મન. ૨૨૪
અજાચક વેઠે બહુ ભૂખ, તેનું મેં જાણ્યું કાંઈ દુખ;
પસાયતે મેં પૃથ્વી કરી, પામ્યો અન્ન તે પેટ જ ભરી. ૨૨૫
તેહ વિપ્ર થયો પ્રસન્ન, કરાવ્યું શિવનું દર્શન;
ત્રિપુંડ્ર વિભૂતિ મુજને કીધ, પ્રસાદ શિવનો કરમાં દીધ. ૨૨૬
ચંડ ભાગ તજીને તેહ, ઉમા નૈવેદ્ય આરોગ્યું એહ;
આખા જન્મમાં પુણ્ય એટલુ, તમ આગળ ભાખ્યું તેટલું. ૨૨૭

કીધું એટલું પુણ્યનું કાજ, મુજને મળિયા છો મહારાજ;
જાગ તર્યાની મુજને જડી, અંગ વિભૂત તમારી અડી. ૨૨૮
પૂર્વ જન્મનું પરઠયું પુણ્ય, નિમેષ માત્ર રહી નહિ નૂન્ય;
જુગતે આત્મજ્ઞાન જાણિયું, પુણ્ય પુરાતન પરમાણિયું. ૨૨૯
જાણુ અજાણુ વિભૂતિ કરે, તેના શત ઇકોતેર તરે;
કોણુ મંત્ર ને કોણુ જ તંત્ર, મહારાજ કહો જાણો જે જંત્ર. ૨૩૦
કોણુ પદ્ધતિ પૂજન પાઠ, અંગ પવિત્ર થાયે જયમ આઠ;
કહો શાની વિભૂતિ કરે, શા શા ધર્મ વળતા આચરે. ૨૩૧
ધરે વિભૂતિ કુણુ કુણુ વર્ણ, તથા તેહ સંભળાવો કર્ણ;
વિભૂતિ કેરા જુજવા ધર્મ, કૃપા નિધાન કહો તે કર્મ. ૨૩૨

## દોહરા.

વામદેવ વાણી વદે, તરણુતારણુ એ તત્વ;
મંત્ર કદી જો ના'વડે, નમઃ શિવાય એ સત્વ. ૨૩૩
જપ તપ સાધન અન્ય નહિ, ન કરતો ઝાઝુ કૃત્ય;
ઈશ્વર નામથી ઉધરે, સ્વર્ગ પમાડે તર્ત. ૨૩૪
વામદેવ વાણી વદે, પિચાશ સાભળે પ્રીત,
શૌનક પ્રત્યે સૂત કહે, ભસ્મ તણી જે રીત. ૨૩૫
બ્રાહ્મણુ ક્ષત્રિ વૈશ્યને, યજ્ઞ ભસ્મ અધિકાર;
જળરૂપી ભસ્મ તે શુદ્રને, નમઃ શિવાય એ સાર. ૨૩૬
અચાનક જો અન્ય વર્ણને, યજ્ઞ ભસ્મ મળી જાય;
પાપ કાંઈ પરઠે નહિ, કાયા નિર્મળ થાય. ૨૩૭
એ રીતે એ લેખ છે, ચતુર વિચારો ચંત;
શ્વાન કહ્યો સ્વર્ગે ગયો, તમ ઉધરે જીવ અનંત. ૨૩૮
મહિમા શ્રી મહાદેવનો, અદ્‌ભૂત આ આખ્યાન;
જોગેશ્વર સૌ જાણશે, વખાણુ કરે વિદ્વાન. ૨૩૯
તારક મંત્ર ત્રિલોકમા, પુરાણુ પુરાણો પંથ;
શિવ સંતોષ એ કારણે, જ્ઞાનતણો આ ગ્રંથ. ૨૪૦
ગાય શીખે ને સાંભળે, સ્વપ્ને ના'વે શોક;
ભવસાગર ભટકે નહિ, સહજ પામે શિવ લોક. ૨૪૧
મનવાંછિત માગ્યાં મળે, ઘણી લક્ષ્મી ઘરસૂત્ર;
નિર્મળ થાય નિમેશમાં, પામે પ્રૌઢાં પુત્ર. ૨૪૨
ગંગા નાહ્ય ને ગોમતી, કાશી ને કેદાર;
શિવ મહિમા જે સાંભળે, એ પુણ્ય અપરંપ ર. ૨૪૩

લક્ષ્મી આગળ વિષ્ણુએ, કરી રુડી કથાય;
નારદને બ્રહ્મા કહે, જોગ્ય વાત જથાય. ૨૪૪
સિત્તેર સહસ્ર મંત્ર શિવતણા, વ્યાસે કહ્યા વિવેક;
પંચાક્ષર પઢતાં શ્રમ નહિ, અતિ નિર્મળ એ એક. ૨૪૫
રામ કથા રસભર લહો, કે બ્રહ્મોત્તરખંડ;
ત્રિજું નર્મદા મહાત્મ્ય જે, ટાળે જમના દંડ. ૨૪૬
પંદર અધ્યાય પવિત્ર એ, સાંભળતાં સુખ થાય;
જમ સાથે જોરો કરી, સહજ સ્વર્ગમાં જાય. ૨૪૭
શિવ પૂજો શિવશિવ કહો, વાણી શિવ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૨૪૮

(ઈતિ શ્રી બ્રહ્મોત્તરખંડે) 'વિભૂતિ મહિમા વર્ણન' નામનો પંચદશોધ્યાયઃ

---

## અધ્યાય ૧૬ મો.

### દોહરા.

શ્રી મુખ સેવું શારદા, બ્રહ્મતનયા બ્રહ્મરૂપ,
સકળ સૃષ્ટિ સુખદાયની, ભમે ખોળતા ભૂપ. ૧
ઈશ અલક એક અધિપતિ, અકળસ્વરૂપ અભેદ;
નિર્ગુણ સગુણ નિધિ નરપતિ, વર્ણન વાણી વેદ. ૨
એક અલક શક્તિ ઉમા, ત્રિગુણ તેનો તોલ;
પંચ મહાભૂતે પરવર્યા, શ્રુતિ બોલે એ બોલ. ૩
કાળ રૂપ કીરતાર કૃત્ય, અસખ્ય રૂપ અતિ નામ;
બાંધ્યું બંધારણ બુદ્ધિએ, સકળ સૃષ્ટિ સુખધામ. ૪
સાઠ પળે ઘટિકા બની, દિન ઘટી સાઠે થાય;
આઠ ઘડી એક પ્રહરની, આઠ પ્રહર દિન જાય. ૫
ત્રિસ દિવસ એમ કલ્પ્યા, પુરણ થાય તવ માસ;
સંવત્સર માસ બારે ફરે, અરુણ ઉદ્યોત પ્રકાશ. ૬
દશ શત સહસ્ર લક્ષ કોટિધા, કિર્ણ કળે નહિ કોય;
ગણતા થાકી સરસ્વતી, બીજુ કોણ એ જોય. ૭
વિબુધ પંડિત જે જે થયા, વિદ્યા તણો વિવેક;
કવિ કહે કહું કેટલા, ન્યાવટ કેરા નેક. ૮
રજ ઉડે જ્યમ સૂર્ય કણ, અણું એક તે પણ નામ;
પૂર્ણ* થાય એ પાંસઠે, કિરતાર તણાં એ કામ. ૯

---

* પ્રત ૪. "પણુ."

શત પરમાણુ એક કણું, કણું સહસ્ર નળ એક;
સોળ નળે એક જવ કહ્યો, વિદ્યા માંહ્ય વિવેક. ૧૦
આઠ જવે અંગુલ ભણે, હાથ બત્રાસે હોય;
દશ હાથે એકદડ છે, વાંસ દશ દંડે જોય. ૧૧
સહસ્ર વાંસને એક કોસ, જયોજન ચારે જોય;
પંચાસ ક્રોડ જોજન ધરા, કીરતાર કરનારો કોય. ૧૨
સપ્ત દ્વીપનવખંડ નિધ, સપ્ત સાગર દિલ દીઠ;
મેરુ માન મહિમા ઘણો, પૃથ્વી કેરું પીઠ. ૧૩
અતળ વિતળ સુતળ નિતળ, રસાતળ, તળ, પાતાળ;
શેષનાગ મંદિર સહિત, વસે વડેરો વ્યાલ. ૧૪
ભૂર્ભૂવ સ્વર્લોક છે, મહાજન તપ ને સત્ય;
ચૌદ લોક એમ સ્વર્ગમાં, ઉતમ ઉપાપત્ય. ૧૫
ચોદ અયુત બ્રહ્માંડ એક, એવાં એકવિસ ક્રોડ;
એવાં નિત ભાંગે ઘડે, નિરંજનની નવ જોડ. ૧૬
ખટ કણ ખસખસ તણા, તેને શરસવ એક;
ખટ સરસવ ચોખો થશે, ન્યાવટ કેરો નેક. ૧૭
રતિ ખટ ચોખે રમણ, ત્રણ રતિ એક વાલ;
સોળ વાલે ગદ્યાંણુકો, ખરો બંધાણો ખ્યાલ. ૧૮
તોલો બે ગદ્યાંણુકે, ચતુર તોલા ચાળીસ;
એક શેર એતો થયો, એમ ગણો હરનિશ. ૧૯
મણ શેર ચાળીસને, દ્વાદશ મણિ માણિ હોય;
સોળ માણી કળશી કહે, દેશ ભિન્ન કેહ કોય. ૨૦
દેશ દેશની બોલિયો, દેશ દેશનાં નામ;
દેશ નોખા જુજુવી વિગત, કર્યું કીરતારે કામ. ૨૧
અગણિત ભેદ અસંખ્ય છે, પરવશ બાવન પાસ;
બુદ્ધિ રહી બત્રીસમાં, બાંધી બારે રાશ. ૨૨
જેવરલા જન જાણશે, કીરતાર તણાં એ કામ;
એક થકો અનેક છે, જુજવો ઠામો ઠામ.* ૨૩
સરસ્વતી શોભી રહ્યાં, માયા રૂપ એ મૂલ;
વિશ્વંભર (ને) ઓળખાવશે, સેવો એહ અતૂલ્ય. ૨૪
કોઇક જાએ જાતરા, ધારે કોઇક ધર્મ;
પૂજે કોઇક પ્રતિમા, કોઈ કરે ખટ કર્મ. ૨૫

---

પ્રત ૪. "જો જો ઠામો ઠામ.

કોઈક પૂજે વિષ્ણુને, કોઈક પૂજે શિવલિંગ;
કોઈક પૂજે શક્તિને, નાહે કો નિર્મળ ગંગ. ૨૬
કો પૂજે તુળસી પીપળો, કો પૂજે ગુણ ગાય;
સર્વ ઠામ ઈશ્વરતણા, રીઝે વૈકુંઠ રાય. ૨૭
મત સાચે મહિમા મળે, જૂઠે જશ ન હોય;
ફળે વિષ્ણુ વિશ્વાસથી, કુડે ન મળે કોય. ૨૮
સાચે દિલ શિવજી મળે, છયે શાસ્ત્રની છાપ;
ખોજી ખોળી કાઢશે, આત્મ તત્વથી આપ. ૨૯
પ્રથમ પૂજુ ને પ્રણમુ, ચતુર્ભૂજ કેરા ચર્ણું;
કરુણા કરે કરુણાનિધિ, કથા સંભળાવું કર્ણું. ૩૦
શુભ બુદ્ધિ દ્યો સરસ્વતી, કહેનારો કિરતાર;
કવિની બુદ્ધિ કેટલી, દેવી તું દાતાર. ૩૧
સૂત કેહ શૌનક સુણો, કરજોડી કહું વાત;
ચલવું અધ્યાય સોળમો, વિશ્વ કરું વિખ્યાત. ૩૨

## ચોપાઈ.

ગણપતિ કેરા પૂજું પાય, સેવુ શ્રી સલખનપુરી માય;
સૂત પ્રત્યે શૌનક કહે વાત, શિવ મહિમા રૂડો સાક્ષાત. ૩૩
જેહ જાય છે શિવને શરણ, ઉંચ નીચ નહિ તેને મન;
તરણા ઓથે ડુંગર ઘણો, કહું મહિમા વિભૂતિ તણો. ૩૪
બ્રહ્મ પિશાચ પાપી પ્રાણિયો, વિભૂતિ કેરો જશ જાણિયો;
વિશંભર રહે વિભૂતિ માય, હવે ખોળતા ફરીએ કયાંય. ૩૫
વિભૂતિ શિવ ને વિષ્ણું ઋષિ, થયો રાક્ષસ દેખીને સુખી;
જડી મુને જશવંતી જાગ, પ્રદક્ષિણા કરીને લાગ્યો પાગ. ૩૬
મહારાજ વિભૂતિ શાની કરું, કિયો મંત્ર બોલીને ધરું;
ભસ્મ તણા જે ત્રાવિધ તત્ર, મહારાજ કહો માંડીને મંત્ર. ૩૭
વિભૂતિ કોને કરવી ઘટે, આવાગમન શી રીતે મટે;
દૈવત એવડું એમાં કયમ, સાચું કહોને મારા સમ. ૩૮
હુ પતિત ને પાવન તમો, પ્રણામ કરીને પૂછું અમો;
તરણ તારણ નૌકા નિધ નામ, તેહ રહે વિભૂતિ ઠામ. ૩૯
કાને સાંભળ્યું નવ ચૂકિયે, નજરે દીઠું કયમ મૂકિયે;
તજે ભસ્મ તો પૂરણ પાપ, બ્રહ્મરાક્ષસ બોલે એમ આપ. ૪૦
રાક્ષસ ફીટી રુડો થયો, લક્ષણ ગુણ તમારો લહ્યો;
ચિત થકી નહિ મૂકુ ચરણ, શુદ્ધ કથા સંભળાવો કરણ. ૪૧

વેદ શાસ્ત્રવત્ જે છે જથા, કોડે તે સંભળાવો કથા;
વામદેવ કહે સાંભળ વીર, એકવાર ત્રવેણી તીર. ૪૨
મહારાજ રાજ રાજેશ્વર રૂપ, ત્યાં પધાર્યા ભોળો ભૂપ;
ઉમા વામાંગ જટામાં ગંગ, નિર્મળ ફણી શોભે છે અંગ. ૪૩
નારદ બ્રહ્મા ને પ્રજાપતિ, અષ્ટમા સિદ્ધ નવ નિદ્ધિ અતિ;
રુદ્ર આદ્ય તેત્રીસે ક્રોડ, કરુણાનિધ આગળ ઉભા કરજોડ. ૪૪
વિષ્ણુ સહિત વિષ્ણુના લોક, શિવ દર્શન સમાવે શોક;
અષ્ટકુળ પર્વત નવકુળનાગ, સાત સમુદ્ર જાણીતા જાગ. ૪૫
નવસેં નવાણું જે ગંગ, અન્નાશા આપે ઉજ્વળ અંગ;
ચંદનાદિક જે વનસ્પતિ, આપે નાર રૂપે એ અતિ. ૪૬
નવ ગ્રહ આદ્યે સૂર્ય ને ચંદ્ર, સ્વર્ગલોક શું આપે ઇન્દ્ર;
પચાસ ક્રોડ પૃથ્વીની પીઠ, દેવ સઉ તે ઠામે દીઠ. ૪૭
એક ખમુ, દશ મુખ, શત મુખ સાર, કંઇક જનને મુખ હજાર;
એક એક દ્વિકર શત કર સોય, અસંખ્ય કરવાળા પણ જોય. ૪૮
કોને પાંખ કોને નહિ ચર્ણુ, કોને નેત્ર નાસિકા કર્ણ;
શિવ સંઘાતે શોભે સર્વ, પવિત્ર હતું તે દહાડે પર્વ. ૪૯
અકળિત શિવની શોભા ઘણી, શેષ સરખે ન જાયે વરણી;
ડાકણ સાકણ ભૂતાવળ પ્રેત, જક્ષ કિનર ગંધર્વ સમેત. ૫૦
નગ પન્નગ નદીઓ શિવ સંગ, પૃથ્વી પીઠ પર શિવના લિંગ;
સર્વ લોક સેવા કારણે, ઓહો પૂજા શિવને બારણે. ૫૧
સપ્તદ્વીપ નવે ખંડ નામ, ઠાલો નહિ શિવ પાસિકો ઠામ;
અકળિત એ કોણે ન કળાય, પુરણ પાછળ સેન પળાય. ૫૨
અજર અજરામર અશરણ શરણ, જમ, જરા જેને નહિ મરણ;
આદ્ય અંત એતો અવિનાશ, કોટિ અરુણ પુરણ પ્રકાશ. ૫૩
અષ્ટ ભૈરવ વિરભદ્ર ભૂપાળ, ધર્મ રાજ યમકિંકર કાળ;
ચાર મુક્તિ ચોરાશી ખાણ, અડસઠ તીર્થ છે પુણ્ય પ્રમાણ. ૫૪
ભારે ભાષ્ય કરે ભારતી, ઇન્દ્ર ઉતારે છે આરતી;
ત્રિરંચી વિષ્ણું ભાખે વેદ, ભણે વ્યાસ ભારતના ભેદ. ૫૫
વેણા નારદજી ત્યાં વહાય છે, શામ ગાન ગાજી ગાય છે;
એટલે સનત્કુમાર આવિયા, બ્રહ્માદિકને મન ભાવિયા. ૫૬
સભા સહિત ઈશ્વર ઉઠિયા, અમૃત કેરા ઘન વુઠિઆ;
સૌ કોએ નમાવ્યું શીશ, અંતઃકરણમાં રીઝયા ઉમાપતિ ઇશ. ૫૭
પ્રણામ કરી સૌ લાગ્યા પાગ, સુંદર આસન આપી જાગ;
તે ઠેકાણે શોભા હવી, જાણે કોટિક ઉગ્યા રવિ. ૫૮

થઈ પુષ્પ વૃષ્ટિની વૃષ્ટ, શોભી બાધી નૌતમ સૃષ્ટ;
વીર બધા વખાણે વાત, ધર્મ ચર્ચાની શુભ સાક્ષાત. ૫૯
સનત્કુમાર પાગે લાગિયા, ઉપદેશ શિવપાસે માગિયા;
સંદેહ એક ઉપન્યો છે મુને, સહુ સાનિધ્ય પૂછ્યું એઉને. ૬૦
પાપી સુર પાજે પાતકી, ગૌબ્રાહ્મણ કેરા ઘાતકી;
પરદારા શું રાખે પ્યાર, બ્રહ્મદ્રોહ કુંડાં કરનાર. ૬૧
બ્રહ્મનિંદામાં ભીના રહે, ખટ શાસ્ત્રને ખોટાં કહે;
નિંદે વિપ્ર ને નિંદે વેદ, હરિહરમાં ગણે જે ભેદ. ૬૨
ખાંતે નિંદે ખટ દર્શન નીત, પાપવાતમાં પ્રસન્ન રેહ ચિત્ત;
અપેયા પાન જે કો નર પીએ, અનર્થ વાત રીઝિયા રીએ. ૬૩
મદિરા ભઠ્ઠી માંડે જંત્ર, તલ તરૂજ પીલ્યાના તંત્ર;
સાંભળે નહિ પુરાણ કે વેદ, શિવ ભક્તથી રાખે ખેદ. ૬૪
બ્રાહ્મણની નિત્ય નિંદા કરે, પરને દુઃખ દેખી નવ ડરે;
બ્રાહ્મણ સ્ત્રીશું કરે વ્યવહાર, પડોશી ઉપર રાખે નિત્ય ખાર. ૬૫
લક્ષ્મી પારકી લુટી લિયે, માઠું કરતાં મન ના બીએ;
પંક્તિ ભેદ કરે પાપીઆ, સતી નારતણા શાપીઆ. ૬૬
ગોત્ર હણીને લે જે ગર્થ, પતિવ્રત ભાગવામાં સમર્થ;
કન્યાદાન ઉપર કર કરે, વહેતી નીક પાગ જ ધરે. ૬૭
કરે મંદિર દેવળ ને ઠામ, ભાગે ગોચર ભાગે ગામ;
પાપી એવાં પાતિક કરે, પુણ્ય વિના તે કેઇ પેર તરે. ૬૮
એવા પાતકીથી મન બીહુ, તેને તરવા ઠેકાણું કિયું?
ચોરે સોનું ચોરે ધાન, વગડે વાટ પડાવે રાન. ૬૯
અતિ વાત કરે આડીઓ, ચાહે ચિત્ત ચોરી ચાડીઓ;
ખીર નીર કરે એકઠાં, લુટે જોગી કેરાં મઠાં. ૭૦
પર જુવતિ સાથે જારીઆ, પર પુરૂષ ઇચ્છે નારીઓ;
બ્રહ્મસ્વ જે ખાંતેથી ખાય, પર સગાતે જારી જાય. ૭૧
કુડ કપટ વિશ્વાસ ઘાતકી, પ્રૌઢા કયમ તરશે પાતકી;
તે દુઃખે જુરૂ છું અમો, સંદેહ એહ ભાગોજી તમો. ૭૨
વેદના પાપી કયમ વામશે, પ્રૌઢાં સુખ તે કયમ પામશે;
જપ તપ સાધન ન કરે પુણ્ય, જમતાં વ્રત ન પાળે મૌન્ય. ૭૩
ન કરે પૂજન પદ્ધત પાઠ, સ્વર્ગ તણી કયમ પામે વાટ;
ન કરે દેવ તણાં દર્શન, પરમેશ્વર કયમ થાએ પ્રસન્ન. ૭૪
કળિયુગ માંહે થાશે કોપ, વેદ માર્ગ વિદ્યાનો લોપ;
ધર્મ ગુરૂ થાશે સૌ ધૂર્ત, ભવ નામ તજી ભજશે ભૂત. ૭૫

સાધુ જન શોધ્યા નહિ મળે, ઔષધી રસકસ ચોરી ફળે;
અધર્મ અન્યાય થાશે ઘણા, માઠા કામમાં નહિ રહે મણા. ૭૬
કિરતાર તણો બહુ થાશે કોપ, સદ્દવિદ્યા લક્ષ્મીનો લોપ;
કથા કીર્તનના ગાથા થશે, વેદ વિદ્યા સૌ અલેતી જશે. ૭૭
શ્રી વર્ણાવર્ણ રહે નહિ ધર્મ, કુળવંતા કરશે કુકર્મ;
ભ્રમ માર્ગમાં થાશે ભ્રષ્ટ, કંઇક લોકને દેશે કષ્ટ. ૭૮
બ્રહ્મવિદ્યા કરવા સૌ જશે, અનર્થ અન્યા નીત બોહ થશે;
સ્વલ્પ ધાન્ય ને સ્વલ્પ જ મેહ, દુઃખ પામે સાધુના દેહ. ૭૯
પિતા પુત્રી શું રમશે જાર, ભામની નવ રાખે પતિ ભાર;
અકાળ થાશે વારુ વૃષ્ટ, ક્રોડ વિઘ્ન કળિયુગમાં કષ્ટ. ૮૦
માગ્યા નહિ વરસે કંઈ મેહ, સીજાશે બોહ સાધુના દેહ;
દુરિતપણે દાખે સૌ દુઃખ, ભલા ભોગવશે ભુંડી ભૂખ. ૮૧
*દેશપતિ દેશે બહુ દંડ, સાધુ શૂર ને લંડ અલંડ;
ઉત્પાત અતિશે એવા થશે, પરમારથ પાતાળે જશે. ૮૨
પાપી પામશે સુખની સિદ્ધ, રુડાને ઘેર નહિ રહે રિદ્ધ;
સુપાત્રને કો નહિ દે દાન, મનમાન્યા નહિ પાકે ધાન્ય. ૮૩
અલ્પ આયુષ્યને અલ્પ જ બુદ્ધ, અલ્પ સેવા સાધનની સુદ્ધ;
અકાળ મૃત્યુ થાશે અલ્પ, સુખ સુબુદ્ધિ નહિ કો સ્વલ્પ. ૮૪
કથા કીર્તન કંઈ કુડાં થશે, જારી જાર વૈષ્ણવહિન વશે;
જર જર ઝંખે બાધું જગત, વાધે રોગ રૌરવરક્ત. ૮૫
કુડા કૃત્ય કરશે કામની, ભર્તાને તજશે ભામની;
જાર કરે ગુણવંતી ઘણી, રળે નારી ને રીઝે ધણી. ૮૬
કન્યા વિક્રય ઉત્તમ કરે, મા બાપ રહે ને અર્ભક મરે;
મદે તૃણવત માણસ મારશે, સાચો જૂઠાથી હારશે. ૮૭
દામ લોભે ગણશે નહિ દોષ, અસદ્દ પંથના કરશે ઘોષ;
લુટે રાય રૈયતનાં ધન, મોટા જનનાં માઠાં મન. ૮૮
ઘેર ઘેર અધર્મની બોહ રીત, પિત્રિ શ્રાદ્ધ ઉપર નહિ પ્રીત;
વ્યર્થ વૈષ્ણવનો ધરશે વેશ, સમર્પણે લક્ષણ નહિ લેશ. ૮૯
'હરિજન કો જેવરલો હશે, તેની બાધે નિંદા થશે;
પામશે વૈરાગીનાં નામ, જ્ઞાન હિન ભટકે ગામે ગામ. ૯૦
ગુંણ કેડે બહુ અવગુણ કરે, પાપ કર્મ કરતાં નવ ડરે;
કુળ ગોર તણા તો ગુણ વામશે, ઉત્તમ અન્ન બીજા પામશે. ૯૧

મત ૪. "સાધુ વિરલા ને લક્ષધા લંડ."

એઠાં શુદ્રનાં ધોશે બ્રહ્મ, કોટિક એવાં થાશે કર્મ;
ઓહો પાપનાં વાવે બીજ, રામ નામ ઉપર નહિ રીઝ. ૯૨
વાવે તેવું લણુશે સર્વ, હરિ ઘડી નહિ સાંખે ગર્વ;
ધરા રસ વિનાની થશે, પુણ્ય પાતાળે પેસી જશે. ૯૩
અધમ જાત ઘેર ઉત્સવ થશે, જોગ્ય પુરુષ સૌ જોવા જશે;
પ્રતાપવંત પ્રમાણિક પાંચ, લાયક જન લેશે બહુ લાંચ. ૯૪
દિન દિન પ્રત્યે દેશ દુકાળ, ગુરુને મૂરખ દેશે ગાળ;
પાટ ધાયો દેશે પ્રચંડ, દૈવ તણો શિર સહેશે દંડ. ૯૫

## દોહરા.

વહુ સાસુને મારશે, ખડખડ હસશે પુત્ર;
પસલી સાળી પામશે, ગૃહસ્થતણે ઘરસૂત્ર. ૯૬
અનમિક તુળસી વાવશે, ગળી વાવે ગુણવંત;
વડ પીપળ વાઢે સદા, શોધ્યો ન મળે સંત. ૯૭
કોક કથા રસે વાંચશે, અધમ આપે ઉપદેશ;
અભક્ષાભક્ષ ઉત્તમ કરે, લજ્જા નહિ લવલેશ. ૯૮
નીચ નદીએ ન્હાશે સદા, પ્રીતિ કરે પૂજન;
વિપ્ર વસુધા વાવશે, વણ નાહે જમે અન્ન. ૯૯
જારી કરવા જુવતિ જશે, કરશે કુડાં કાજ;
છેક સગપણમાં છળ થશે, લોપાશે એમ લાજ. ૧૦૦
ગાય વિપ્ર ને પીપળો, તે નહિ માને કોય;
પાખડીને પૂજતાં, હર્ષ ઘણેરો હોય. ૧૦૧
સાધુ શિવ સેવા તજે, ગુણવત તજશે ગંગ;
વરતીક વિદ્યા વાધશે, રુડો નવ રહે રંગ. ૧૦૨
રામ નામ કો નહિ લહે, શિવ પૂજન નહિ સાથ;
પારિજાતકને પરહરિ, ગોખરુ ઝાલે હાથ. ૧૦૩
ધણી એઠો દ્રષ્ટે જુવે, જુવતિ રમતી જાર;
લપકા ખાય રામા તણા, ભરતારનો નવ ભાર. ૧૦૪
ન્યાય જૂઠો નરપતિ કરે, જરથી પામે જોર;
શાહ નર શૂળિયે ચઢે, મહાલે ચંડાળ ચોર. ૧૦૫
દાતાને સૌ દંડશે, દાતા પામે દુઃખ;
સુમ નર કરશે સાહેબી, ભલા વેઠશે ભૂખ. ૧૦૬
વિભિચારી વૈષ્ણવ થશે, ધરે તિલક ને માળ;
કરે આળા ચતુરાઇના, ઔઢા ખળવત ખ્યાલ. ૧૦૭

વૈરાગી બનશે વાઘરી, શેળી કંથા સંગ;
ઘરસૂત્ર પુત્ર ગૃહસ્થાવટે, રામા સાથે રંગ. ૧૦૮
વલ્લભકુળના વિપ્રવર, અધર્મ ધારતા ધર્મ;
વૈષ્ણુવમાં જારી રમે, કરશે કુડાં કર્મ * ૧૦૯
શ્રદ્ધાથી પુણ્ય નહિ કરે, નહિ માને વિપ્ર બોલ;
નિંદે તે શિવ નામને, ત્રિપક્ષ કુડો તોલ. ૧૧૦
પોતાના કુળમાં પરણુશે, પૌઢા પુત્રી પુત્ર;
રૂડા જન કુડાં કરે, ઘરઘરમાં ઘરસૂત્ર. ૧૧૧
જોગી જંગમ શેવડા, બ્રહ્મચારિ સન્યાસી બ્રહ્મ;
લક્ષ્મી લાલચ લોભમાં, ધારે નહિ કો ધર્મ. ૧૧૨
વેશ વગોવે સર્વના, જોરાવરીનો જોગ;
જોગી જુવતી રાખશે, ભોગવે કુડા ભોગ. ૧૧૩
કુડા જન કવિતા કરે, અદ્વૈત ગાણું નહિ ગાય;
સંભળાવે શૃગાર રસ, લોકો લંપટ થાય. ૧૧૪
જાર પિયા જુવતી થશે, માઠી બુદ્ધિ દે માત;
ધણી સુણી તે હરખશે, તોલ માનશે તાત. ૧૧૫
નારથી નર નિર્બળ થશે, પ્રેમદા કરશે પ્રીત;
માન મેળવશે માનની, રુડી નહિ રહે રીત. ૧૧૬
એમ અધર્મ અનેકધા, કળિયુગ માંહે હોય;
ધર્મોજય આખર થશે, તેહ ન જાણે કોય. ૧૧૭
ઓહો પાપી જન બુડશે, જાણ્યા વિણુ જગત;
પુણ્યવતા પ્રાણી પ્રીછશે, વપુ વિશે વિગત. ૧૧૮

## ચોપાઈ.

કળિયુગ મધ્યે વસે બહુ કુડ, મમત માર્ગ ચલાવે મૂઢ;
રાંધણુ નીચતણાં રાંધશે, શુદ્ર સેવામાં તત્પર થશે. ૧૧૯
વિષમ જાત ભણુશે વિદ્યાય, નિર્મળની હોશે નિંદાય;
શિષ્ય થશે શુભ સુંદરીતણા, એહ અધર્મ આચરશે ઘણા. ૧૨૦
ગુરુપત્નીશું ગમન જ હોય, સંખ્યા ન ગણે તેની કોય;
.જુવતીજન કરશે બહુ જાર, ભરતાર તણો નહિ રાખે ભાર. ૧૨૧
જાર વિના જુવતી નહિ જમે, પરણ્યા પિયુને દુઃખે દમે;
અલ્પ વૃષ્ટિ ને મોઘાં અન્ન, વગર જોઇતાં વરશે ધન. ૧૨૨
સ્વર્ગે વિશે સંચરશે ગંગ, સકળ તીર્થ જશે તે સંગ;
પંચ સહસ્ર કળિયુગના થશે, ગ્રામ દેવતા જોતાં જશે. ૧૨૩

---

* પ્રત ૪. "વલ્લભ કુળના વિપ્રવર, ધર્મવત ધારે ધર્મ; તેના સેવક મમતી થશે."

દશ સહસ્ર થાશે કળિ કામ, શ્રદ્ધાથી નહિ લે કો નામ;
કથા કીર્તન શ્રવણે નહિ સુણે, ભાવે ભાંડ ભાષાઓ ભણે. ૧૨૪
શત હસ્તનાં મોટાં ઝાડ, દશ હસ્તનો હોશે તાડ;
સાત વર્ષે હોશે સ્ત્રી ધર્મ, સોળ વર્ષે કુળ કેરાં કર્મ. ૧૨૫
વર્ણાવર્ણી નહિ વ્યવહાર, એકવીસ હજારે એકાકાર;
ભલે ભણ્યા વિણ પંડિત થાય, વેદ નીચ ગ્રહે વેચાય. ૧૨૬
તિથિ જાણે તે જોશી થશે, એવો કાળ કઠિણ આવશે;
પુરુષાર્થ પુરુષ કરે નહિ કોય, સતવાદી જેવરલે જોય. ૧૨૭
પુરાણ જૂઠાં કહેશે પાઠ, ઠૌકું બોલે કરશે ઠાઠ;
નવા નવા નિપજાવશે ધર્મ, પિતા પુત્રની ન રહે શર્મ. ૧૨૮
વૃદ્ધ મર્યાદા વહેતી જશે, એવા કળિ કાળે નર થશે;
વિરલા જોગી વિરલા જતિ, લડ પુરુષ ગ્રહે સ્ત્રી માહ સતી. ૧૨૯
વિરલા સાધુ વિરલા સુખી, વિરલા લાયક વિરલા રુખિ;
વિરલા સિદ્ધ મુનિને શૂર, પાખંડી નિપજશે પૂર. ૧૩૦
સાચ સ્વલ્પ ને ઝાઝું જૂઠ, પાપ પકડશે સૌની પુંઠ;
સાચા બોલા વિરલા કવિ, કલ્પિત વાતો કરશે નવી. ૧૩૧
એમ જગત બાધુ આચરે, મહા પાપી કહો કંઈ પેર તરે.

દોહરા.

સનત્કુમારે પૂછિયું, કીર્તાર આગળ કરજોડ:
મહારાજ મુને નથી સૂઝતુ, મૂકી કહુ મનનો મોડ. ૧૩૨
પાપી કયમ પાવન થશે, કરનારા કુડાં કામ;
મહારાજ જણાવો તે મુને, ઠરવા કેરો ઠામ. ૧૩૩
સનત્કુમારને શિવ કહે, વેદ વચન વિખ્યાત;
એક ઉપાય તરવા તણો, સ્વલ્પ વ્યયે સાક્ષાત. ૧૩૪
ધરે વિભૂતિ વપુ વિશે, ત્રિપુડ્ લલિત લલાટ;
એજ ઉપાયે ઉધરે, વામન કે વૈરાટ. ૧૩૫
પંક જ જળ પરઠે નહિ, ચંપે ભ્રમર ન જાય;
ભરણીશ ભૃત્ય ભુલા ભ્રમે, કાયા નિર્મળ થાય. ૧૩૬
ભક્તને જગત અડે નહિ, સિદ્ધને ન અડે શાપ;
ભસ્મ ધારીથી જમ ડરે, વેદ પુરાણે છાપ. ૧૩૭
ભૂખ્યાને સુખ ના અડે, નકુળથી નાસે નાગ;
યમદૂત અડે નહિ ભસ્મને, કરી નાસે પડે ભાગ. ૧૩૮
હંસ માંસને ના અડે, બ્રહ્મને ન અડે ભેદ;
યમ કિંકર અળગા રહે, વાણી બોલે વેદ. ૧૩૯

ભસ્મ થકી ભવજળ તરે, વેદ લખાણુા વર્ગ;
અંતે આપે મોક્ષપદ, સહજે પમાડે સ્વર્ગ. ૧૪૦
અગ્નિથી સૌ ઓસરે, લોહે નહિ કોલિક;
જંમને માથે જૂલમ છે, બલિષ્ટ ભસ્મની બીક. ૧૪૧
દરિદ્રને દુ:ખ દામનું, માનવને દુ:ખ મર્ણ;
યમકિંકરને ભસ્મનું, હંસ ન થાયે હર્ણ. ૧૪૨
હનમંત નમે જયમ રામને, ભક્ત નમે જયમ બ્રહ્મ;
યમદૂત નમે એમ ભસ્મને, ધારી રુડો ધર્મ. ૧૪૩
સનત્કુમાર કહે સુખ થયું, પૂછું બીજી પેર;
વંદે છે કયમ વિષ્ણુજી, મા'રાજ કરજો મહેર. ૧૪૪
સંદેહ ટાળે કુંણુ શિવ વિના, ભાંગે કુણુ મન ભેદ;
સદ્ય સકળ મહિમા કહો, ખરા ટાળો મુજ ખેદ. ૧૪૫
અધિક અધિકાર કુંણુ વર્ણને, કોણુ ભણીજે મત્ર;
ક્યમ ધરવી કયમ ધારવીં, ત્રિપુરારિ કહો તંત્ર. ૧૪૬

ચોપાઈ.

શિવજી કહે સાંભળરે સિદ્ધ, ભસ્મ વિખાણુ કરું વિધવિધ,
મોટો સૌથી વિપ્રજ વર્ણ, ચૌદ લોક પૂજે છે ચર્ણ. ૧૪૭
અગ્નિહોત્ર આવસતનો ધર્મ, તે પાળે તે ભારે બ્રહ્મ;
ધરવી ભસ્મ તેમાં ના ઘટે, રુડા વિપ્ર જે શિવને રટે. ૧૪૮
ક્ષત્રિજન આવસતની ધરે, તે પણ સિદ્ધિ સહેજે વરે;
વૈશ્ય જાતિ કહેવાયે જેહ, સહજ હોમની ધારે તેહ. ૧૪૯
જોગી જંગમ ને અબધૂત, તેને ધરવી સર્વ વિભૂત;
વિપ્રને કરવી સોળે અંગ, વેદ મંત્રથી રૂડે રગ. ૧૫૦
ક્ષત્રિ અંગ વિભૂતિ સાત, પચાક્ષર જપતાં પુર પ્રાત;
વૈશ્ય ભસ્મ ધરે અંગ ત્રણુ, લલાટ કંઠ ને સોહે કર્ણ. ૧૫૧
શુદ્ર વિભૂત અધિકારી એક, વર્ણાવર્ણ તણા વિવેક;
ભસ્મ ધરતાં નવ રાખો નૂન્ય, પગલે પગલે વાધે પુણ્ય. ૧૫૨
ભસ્મતણા ભારે ભોગિયા, જરુર સિદ્ધ તાપસ જોગિયા;
અઘોર મંત્ર આરાધે જેહ, ચિતા ભસ્મ અધિકારી તેહ. ૧૫૩
તેને ભસ્મ સંગાતે વાત, ભસ્મ માત ને ભસ્મજ તાત;
નખ શીખ પર્યંતે ભસ્મ જ કરે, અહર્નિશ વિભૂતિ અંગપર ધરે. ૧૫૪
ભસ્મ સ્નાન વિભૂતિ દાન, રીઝે વિષ્ણુ દે વિમાન;
નાવણુ ધોવણુ જપતપ કૃત્ય, વળે વિભૂતિથી સૌ વ્રત. ૧૫૫

થઈ જોગી ને ભસ્મ ન ધરે, તે પ્રાણી દુર્ગતિને વરે;
શિવ કહે સાંભળ સિદ્ધ સુજાણ, કહું વિભૂતિ પુણ્ય પુરાણ. ૧૫૬
ગોમયતણું અડૈયું એક, વણ થાપેલું ગ્રહો વિવેક;
પાવક પ્રજવાળી દ્યો આંચ, પુરણ યવ આહુતિ પાંચ. ૧૫૭
ત્ર્યબક મંત્ર બ્રાહ્મણ જો ભણે, અન્ય વર્ણ પંચાક્ષર ગણે;
જ્યાં ભસ્મ ત્યાં શિવનો વાસ, પુરણ આત્મજ્ઞાન પ્રકાશ. ૧૫૮
જ્યાં શિવજી ત્યાં શોભે શકત્ય, જગદંબા સાથે બાધુ જક્ત;
ભસ્મ ધરે નવ સહેવુ કષ્ટ, સહજ વાતે અમૃતની વૃષ્ટ. ૧૫૯
ભસ્મ ધરે નવ સહેવો ભાર, સહજ વાતે તરવો સંસાર;
વિભૂતિ ને નવ લુટે કોય, હેત ઘણું હરિહરનું હોય. ૧૬૦
ગર્જું થોડું ને ગુણ છે ઘણો, તે માનીતો શિવજી તણો;
અમૂલક હીરો આગળ પડે, અંધ અભાગિયાને કયમ જડે. ૧૬૧
રહે રત્ન અર્ણવની સાથ, અભાગિયાને નાવે હાથ;
કોડ ધનુર્ધર શિવના ફરે, તે શંભુને જાણ જ કરે. ૧૬૨
સુમ દાટી મેલે છે દામ, કર્મહિણાને નાવે કામ,
ઘરમાં અમૃત હોય અલેખ, અભાગિયો નવ પામે રેખ ૧૬૩
અપ્સરા સરખી નારી ફરે, નપુંસક નીચ તેને શું કરે;
ગંગા લહેર જગતમાં જાય, નીચ અકર્મી કયાથી નાહ્ય. ૧૬૪
ધર્મહિન થયા જે ધૂર્ત, ભાવે કયમ તેને વિભૂત;
નીચ કેટલા નિંદા કરે, કેટલાક ફોકટ ધંધે ફરે. ૧૬૫
ઓછી બુદ્ધિએ આળસ થાય, ગુણહિણા નર અવગુણ ગાય;
કેટલાક અણસમજણમાં અડે, તેને જગદીશ્વર ક્યમ જડે. ૧૬૬
પાસે ગર્થ વિદેશે જાય, ખોટા કર્મના કયાંથી ખાય;
ગર્જું થોડું ને પુણ્ય પ્રચંડ, ભસ્મ ટાળે છે જમના દંડ. ૧૬૭
ધરે ભસ્મ જશવંત જોગીયા, ન ધરે ભ્રષ્ટ ભુડા ભોગિયા,
ધરે વિભૂતિ સિદ્ધ સુજાણ, ન ધરે પાપી પ્રૌઢા પહાણ. ૧૬૮
સાકર કડવી જેને તાવ, ત્યમ ભૂંડાને ભસમપર નવ ભાવ;
કૃપા શિવ જે ઉપર કરે, તેહ વિભૂતિ અંગે ધરે. ૧૬૯
ધરે સહસ્ર અઠયાસી ઋખિ, શીળ સંતોષ સત્વાદી સુખી;
વિભૂત ધરે સુર તેત્રીસ ક્રોડ, મહાલે સ્વર્ગમાં મોડામોડ. ૧૭૦
નિચ જાત જો વિભૂતિ ધરે, તેના પિત્રિ સહેજે તરે;
જ્યાં નહિ ભસ્મ તણી થાપના, બોળ્યા બોતેરે બાપના. ૧૭૧
ન ધરે વિપ્ર વિભૂતિ અંગ, કરવો ન ઘટે તેનો સંગ;
રુદ્રાક્ષ વિભૂતિ ઉપર નેહ, સુપાત્ર વિપ્ર દેવાંશી દેહ. ૧૭૨

ત્રણ વર્ણને તુળસી માળ, રુદ્રાક્ષ પહેરે બ્રાહ્મણ બાળ;
ત્રણ વર્ણને બીજા તંત્ર, બ્રાહ્મણને ગાયત્રી મત્ર. ૧૭૩
ત્રણ વર્ણને ભારત ભેદ, વિપ્ર વર્ણને ભણવો વેદ;
ખટદર્શન એકેકો મર્મ, બ્રાહ્મણને કરવાં ખટકર્મ. ૧૭૪
એકેક વિદ્યા જાણે જોગિયો, બ્રાહ્મણ સર્વ વિદ્યા ભોગિયો;
એકેક ઉપાસન સર્વે વર્ણ, અષ્ટાદશ દ્વિજતણાં આચરણ. ૧૭૫
સાચો બ્રહ્મ હોય બ્રહ્મનું બીજ, રુદ્રાક્ષ ભસ્મશુ રાખે રીઝ,
વિપ્ર વિભૂતિ ન ધરે ભાલ, ચિત્તે તેને જાણ ચંડાળ. ૧૭૬
ભસ્મ ધરે જે નર ને નાર, પામે તે ભવસાગર પાર;
બ્રહ્મરાક્ષસ પાગે લાગિયો, મહાદેવ તણો મહિમા માગિયો. ૧૭૭
મહારાજ મુજ પર કૃપા કીજીએ, મુક્તિ દાન મુજને દીજીએ;
મસ્તક ઉપર મૂકયો હાથ, અમૃત વચન બોલ્યા તે સાથ. ૧૭૮
માનુંભાવે કરુણા કરી, બાધે અંગ વિભૂતિ ભરી;
પંચાક્ષર સંભળાવ્યો કર્ણ, વૈભવ વૈકુંઠ દિવ્ય વિમાન. ૧૭૯
મહા શોભા તે ઠામે હવિ, કોટાન કોટિક ઉદ્યા રવિ;
છત્ર ચામર પુરંદર પાસ, પામ્યો પદવી ગિરિ કૈલાસ. ૧૮૦
લક્ષ ચોરાસી તે વામિયો, પદ પકજ શિવના પામિયો;
સહસ્ર જન્મનાં જે માબાપ, ઉદ્ધાર પમાડયા આપો આપ. ૧૮૧
અમૃત ધન તેવો વુઠિયો, જન્મમરણ છેડો છુટિયો;
જે પદ ઇચ્છે બ્રહ્મા ઇન્દ્ર, તે પદ ચાહે સૂર્યને ચંદ્ર. ૧૮૨
સત્સંગે ઉધરિયો આપ, વિભૂતિ કેરો પૂર પ્રતાપ;
ભાળે જેઅક્ષર લખિયા, ભસ્મે તે ભુંસી નાંખિયા. ૧૮૩

## દોહરા.

શૌનક પ્રત્યે સૂત કહે, વાણી વેદ વિલાસ;
વૈભવ એહ વિભૂતિનો, કોડે વસે કૈલાસ. ૧૮૪
શિવ મહિમા અમૂલ્ય છે, તરણતારણ એ તત્વ;
વેદ તણો એ વેદ છે, સકળ શાસ્ત્રનું સત્વ. ૧૮૫
સાંભળતાં શિવ પદ જડે, ભલાં તિલક જશ ભાળ;
ઇકોત્તેર શત ઉદ્ધરે, તજે મોત અકાળ. ૧૮૬
સોળ અધ્યાય તણી કથા, કહી બ્રહ્મોત્તર ખડ;
ગાય શીખે ને સાંભળે, ટળે યમ કિકર દંડ. ૧૮૭
દાન કરે દયા ધરે, ધણી લક્ષ્મી ધર સૂત્ર;
મન વાંછિત માગ્યાં મળે, વંધ્યા પામે પુત્ર. ૧૮૮

જશ વાધે સૌ જગતમાં, પદાર્થ પામે પાંચ;
ત્રિવિધ તાપ અગ્નિ થકી, નાવે ઉની આંચ. ૧૮૯
રાજ ભય કે રોગ ભય, ગ્રહ દોષ ઘનઘોર;
પનોતી પીડે નહિ, ચોતે નહિ ચિત્ત ચોર. ૧૯૦
શિવ મહિમા જે સાંભળે, તે ઈશ્વરનો અંશ;
અખુટ લક્ષ્મી વાસો વસે, વિમળ વધે નિજ વંશ. ૧૯૧
કુડાને કહેતો નથી, મમતીને ન દેઉં માન;
નિંદકને નવ નિરખાવિયે, ફુટા એના કાન. ૧૯૨
સાંભળતાં સુખ ઉપજે, ગુણ અક્ષર ગૌદાન;
અષ્ટ સિદ્ધિ ઓળગ કરે, રુદ્ર તણાં માહ માન. ૧૯૩
ગુર્જર દેશ ગરુવો ઘણો, સાભ્રમતી શુભ ગંગ;
જે નાહતા નિર્મળ ઘણુ, ઓપે સઉના અંગ. ૧૯૪
શ્રી ગોડ માળવી વિપ્ર શુભ, વિરેશ્વરનો તન;
ઉપાસક શિવ શક્તિનો, અન્ય ન માણું મન. ૧૯૫
શિવ પૂજે શિવ શિવ કહો, વાણી શિવ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૧૯૬

(ઇતિ શ્રી બ્રહ્મોત્તરખંડે) ભસ્મ મહાત્મ્યે 'બ્રહ્મ પિશાચ ઉદ્ધરણો' નામનો ષોડશો ધ્યાયઃ

---

## અધ્યાય ૧૭ મો.

### દોહરા.

શ્રી કૃષ્ણ કરુણાનિધિ, કરુણાસિંધુ કૃપાળ;
વિશ્વપતિ વિશ્વેશ્વરો, દિનબંધુ દયાળ. ૧
ગોવિંદ ચારી ગાવડી, માવડી બાંધ્યા હાથ;
પિતાંબર પ્હેરી પાવડી, ચૌદ લોકનો નાથ. ૨
હંસ હર્યાં કુડ કંસના, જદુવંશ જદુપત્ય;
અંશપતી એ અવતર્યો, સઘળી જેને છત. ૩
તોળ્યો પર્વત ત્રિવિક્રમે, ઘોળ્યો ઇન્દ્ર અહંકાર;
રોળ્યાં રાક્ષસકુળ લક્ષધા, ભૂનો હર્યો ભાર. ૪
કાળ આણ્યો શિશુપાળનો, પાંડવનો પ્રતિપાળ;
કુબ્જાને કંદર્પવત કરી, હોડે શુદ્ધ હવાલ. ૫
નીર રાખ્યું નારીતણું, ધારણ દીધી ધીર;
વીર પાંચે વધારિયા, ચતુર્ભૂજ પૂર્યાં ચીર. ૬

પંડિત પારાયણુ કરે, નારાયણુ નિજ નામ;
સારાયણુ સુખ સ્વર્ગનો, ઠારાયણુ થિર ઠામ. ૭
તત્ત્વ બાધા ત્રિલોકનું, રાધારૂપ અનૂપ;
માધવ ઘરમાં માનની, ભારે પોતે ભૂપ. ૮
નંદનંદન વંદન જગત, આનંદ કંદ ઉદ્યોત;
ચંદન શીતળ સુખકરણુ, બંધન ટાળણુ જ્યોત. ૯
શ્યામ ઠામ સુખ ધામનો, રામ નામ વરેણ્ય;
ગામ અયોધ્યા ધામ ઘર, કરુણાનિધ કામ કરેણુ. ૧૦
ચિંતા તજ ભજ શ્રીપતિ, સ્મર્ણ કર્ય ભીતા ભ્રાત;
પઠન કર ગીતા પાઠને, મૂળ જ્ઞાનની માત. ૧૧
સરસ્વતી સુખદેયણી, ગતિ સુખસાગર ગેહ;
રતિપતિ સમરે શ્રીપતિ, જતિ સતી સુંદર દેહ. ૧૨

## ચોપાઈ.

શ્રી ગણપતિને નામુ શીશ, આરાધુ ઉમાપતિ ઈશ;
જેહ પ્રતાપે ગ્રંથ પૂરો થાય, મતિ આપે જો મોટી માય. ૧૩
સૂત વદે સુણે સૌ સિદ્ધ, નૌકા ભવસાગર નવનિદ્ધ;
સંક્ષેપે મહિમા છે એક, કહું તમ આગળ વડો વિવેક. ૧૪
યથાર્થ હું જાણું જેટલુ, તમ આગળ બોલુ તેટલું;
ખરચ ન થાએ એક બદામ, પામે અવિચળ સ્થિરતા ઠામ. ૧૫
કવચિત્ત માત્ર ન કરવુ કષ્ટ, અમૃત ધનની થાએ વૃષ્ટ,
શિવ ઉપર જો શ્રદ્ધા થાય, ઘરમાં બેઠો ગંગા નાહય. ૧૬
શ્રદ્ધા મોટી શ્રદ્ધા માન, શ્રદ્ધા જપ તપ સાધન દાન;
શ્રદ્ધા હોવ તો સઘળુ ફળે, મહારુદ્ર શ્રદ્ધાથી મળે. ૧૭
શ્રદ્ધાથી ફળે મંત્ર તંત્ર, શ્રદ્ધા તે ત્રિલોકિત જંત્ર;
વિના શ્રદ્ધા ફળે નહિ કોય, કહું આખ્યાન તે જુગને જોય. ૧૮
પૂર્ણ શ્રદ્ધાએ પાળો નેમ, તન મન ધનથી આણો પ્રેમ;
નિયમ કદાપિ નવ ચૂકવો, માણ્યો તેને નવ મૂકવો. ૧૯
નિયમ ખરો એ શ્રદ્ધા નામ, શ્રદ્ધા હોય તો શિવનું ધામ;
નિયમ પળે તો સર્વે પળ્યું, નિયમ ચૂકે તો સાધન ટળ્યું. ૨૦
શ્રદ્ધા નિયમથી સરશે અર્થ, બાકી બીજું સર્વે વ્યર્થ.

## દોહરા.

મંત્ર લેવો દ્વિજ દેવથી, વૈદ્ય જ્યોતિક વિધવિધ;
ગુરુવર દ્વિજ વાણી વિશે, શ્રદ્ધા કારજ સિદ્ધ. ૨૧

નિયમ પાળે સર્વે પળે, પદ્ધત પૂજા પાઠ;
શ્રદ્ધાથી નીમ ન સાચવે, તે ઠગ વિદ્યા ઠાઠ. ૨૨
આકિનથી ઈશ્વર મળે, જીવ તું આકિન ઝાલ;
આકિન વિના આરાધના, સર્વે આળપંપાળ. ૨૩
શ્રદ્ધાએ કરીએ એકધા, તો તે લક્ષધા થાય;
શ્રદ્ધા વિણુ સાધન કશું, આળપંપાળે જાય. ૨૪
શ્રદ્ધાએ નાહે સરોવર વિશે, વા ગુણવંતી ગંગ;
શ્રદ્ધાએ પૂજિ પ્રતિમા, તો રાચે રુડો રંગ. ૨૫
પંચ મહાભૂતનું પૂતળુ, વિપ્ર શૂદ્ર બે દેહ;
શ્રદ્ધાએ વિપ્ર તો વિષ્ણુ છે, નિશ્ચે આણો નેહ. ૨૬
ઉત્તમ, મધ્યમ, અધમની, કાયા દુજી નહિ કોય;
વિપ્ર તારે સૌ વર્ણને, ચિત શ્રદ્ધા જો હોય. ૨૭
પશુ ઘણાં પૃથ્વી વિશે, ઓપે રૂડાં અંગ;
શ્રદ્ધાથી સૌકો નમે, ગાયને કહે છે ગંગ. ૨૮
વનસ્પતિ ભાર અઢાર છે, ચતુરપણે સૌ ચાહય;
તુળસી બિલ્વિ પીપળો, શ્રદ્ધાથી પાવન થાય. ૨૯
પાષાણુ ધાતુની પ્રતિમા, નિર્મળ જુજવાં નામ;
પરમેશ્વર ઠામ પૂજાય છે, શ્રદ્ધા કેરુ કામ. ૩૦
સોમલમાં સાકર તણી, શ્રદ્ધા ન ગણિયે સાર;
શ્રુતિ સ્મૃતિ ને વેદનો, લીજે ત્યાં આધાર. ૩૧
વળતી શ્રદ્ધા રાખીએ, જેમાં દૈવત દીઠ;
શ્રદ્ધાથી સૌ નીપને, પૃથ્વી કેરી પીઠ. ૩૨
સારી ખોટી સૂચના, મન બતાવે માપ;
અક્કલ આપી ઈશ્વરે, આ પુણ્ય આ પાપ. ૩૩
કારણુ સર્વે મન તણું, હર્ખ શોક સંસાર;
આત્મ તત્વ વિચારતાં, પામે સર્વે પાર. ૩૪
વિપ્ર તુળસી ને પીપળો, અડસઠ તીર્થ એ અદ્ય;
પુજો પ્રભુની પ્રતિમા, શ્રદ્ધાએ ફળે સદ્ય. ૩૫

## ચોપાઇ.

શૌનક પ્રત્યે સૂત કહે કથા, જરુર નિયમ પાળોને જથા;
પંચાળ દેશતણો એક રાય, સિંહકેતુ નામે કહેવાય. ૩૬
મહા મોટો સતવાદી ભૂપ, રુડુ ઈંદ્રિ સરીખું રૂપ;
દેવાંશી દાખ્યો દાતાર, જશ જીતણુ શૂરો સરદાર. ૩૭

પરનાર સહોદર જાણો પ્રીત, રામ સરીખી રાજસ રીત;
એક વાત ન ઉનમ કશી, મહા લક્ષ્મી ઘેર વાસો વસી. ૩૮
જશવંતો કહે બદ્ધ જગત, ભલપણુ શિવ તણો છે ભક્ત;
શુભ માર્ગ જાણે સર્વને, ગુણવંતો ના'ણે ગર્વને. ૩૯
પ્રતાપ પુરંદર જેવો પૂર, ન્યાવટ શાવટ કેરો નૂર;
એક સમય ગયો શીકાર, સાથે સૈન છે અપરંપાર. ૪૦
કટક સંખ્યા કો નવ કળે, રાજકુળી છત્રિશે મળે;
મતનો માન્યો સામદ ભીલ, ગયા એક ત્યાં પર્વત બીલ. ૪૧
ત્યાં હુતો શિવનો પ્રાસાદ, ઉતર્યા સહુ આણી ઉલ્લાદ;
નાહ્યા સરવે સરોવર નીર, કર્યાં વસ્ત્ર ને શુદ્ધ શરીર. ૪૨
દેવ શિવનાં કર્યાં દર્શન, પરબ્રહ્મ પૂજિને થયાં પ્રસન્ન;
પૂજી અર્ચી પાછા વળ્યા, મારગ મદિર જાવા મળ્યા. ૪૩
થયો એક સરોવર સગ, ઔંઢું દીઠું ત્યાં શિવ લિંગ;
જળાધારીથી છુટું પડ્યું, જરુર ભિલ્લને તે તો જડ્યું. ૪૪
હેડામાંહે પ્રગટ્યુ હેત, સોંપ્યું તન મન ધન સમેત;
હેતેથી લીધુ હાથમાં, આવ્યો સર્વ સભા સાથમાં. ૪૫
પુરણુ મનમાં આણી પ્રીત, રાયે દીઠી રૂડી રીત;
કહો ભાઇઓ આને શું કરું, તમે સૌ કહો ત્યાં હું ધરું. ૪૬
શંબર નામ છે ભિલ્લજ તણું, રાજાને વહાલો છે ઘણું;
સિહકેતુએ કહી એક વાત, શંકરનું લિગ એ સાક્ષાત. ૪૭
મનવાંછિત મન માન્યાં મળે, શ્રદ્ધા હોય તો સફળે ફળે;
પૂર્ણ હોય જો તુજને પ્રેમ, કાંઈક મનમાં રાખો નેમ. ૪૮
કોડે લિંગની પૂજા કરો, પૂર્વ જન્મ પાતિક પરહરો;
વારુ રાજા બોલ્યો વાણુ, સાંભળ ભિલ્લ તુ ચતુર સુજાણુ. ૪૯
લિગ સ્થાપન કર તારે ઘેર, પૂજન અર્ચન રૂડી પેર;
આકિન રાખીશ તો થાશે કામ, કલ્પવૃક્ષ ચિંતામણિ નામ. ૫૦
મન સાચે મહાદેવજ મળે, કારણુ કોઈનુ નવ તે કળે;
અમૃત ધનનો હોશે ઠાઠ, વણુ શ્રદ્ધા એ સર્વે વાટ. ૫૧
સઉનું વચન ચઢાવ્યું શીશ, અધિક હેતથી લીધા ઈશ;
તમે કહો ત્યમ પૂજા કરૂં, પલક વચન કરૂં નહિ પરુ. ૫૨
પૂજા કરવા ઉપર પ્રેમ, જે કહો તેવો રાખું નેમ;
જીવ ગયે શ્રદ્ધા નહિ જાય, જડી કૃત રાખું નિજ કાય. ૫૩
રાજા કહે ભાઈ તું છે રાંક, નિયમ પળે નહિ આડે આંક;
નિયમ પાળવો દુઃસહ ઘણું, એ તો કામ છે શ્રદ્ધાતણું. ૫૪

આકિન જાય તો સર્વે ગયું, નિયમ પળે તો કારજ થયું;
ત્યારે શંબર બોલ્યો વાણ, નિયમ ન ચૂકું ઘટમાં પ્રાણ. ૫૫
કહે રાજા તે સુખે કરો, ચિતા ભસ્મ શિવ ઉપર ધરો;
ચિતા ભસ્મ તું ચોળે અંગ, રાખો નિયમ એ રહેશે રંગ. ૫૬
ઘણું ગજુ એમાં તો નથી, એટલો નિયમ રાખો સર્વથી;
નહિ બેસે એમાં કાંઈ દામ, શ્રદ્ધા હોય તો થાશે કામ. ૫૭
જ્યાં શ્રદ્ધા ત્યાં શિવજી હોય, શ્રદ્ધા હિન ન દેખે કોય;
સહજ એમ રાજાએ કહ્યું, શબર ભિલ્લે સાચું લહ્યું. ૫૮
ચિતા ભસ્મ પ્રતિજ્ઞા કરી, મનસા વાચા શ્રદ્ધા ધરી;
પરઠી એવી મનમાં પેર, ગુણવંત ભિલ્લ આવ્યો તે ઘેર. ૫૯
વાત જેટલી રણમાં થઈ, કામની આગળ માંડી સૌ કહી;
સંબરને ઘેર નારી સતી, રૂપે રભા રૂડી રતિ. ૬૦
ભલે મહા રણથી આવિયા, શિવલિંગ રૂડું રહિયા શું લાવિયા;
ભલે નિર્મળ એ રાખ્યો નેમ, પ્રેમદા અંગે વાધ્યો પ્રેમ. ૬૧
મહારે તો શિવજી છો તમો, કહો તે કારજ કીજે અમો.

દોહરા.

ભામની રૂડી ભિલની, પતિવ્રતા પુણ્ય પૂર;
વચન ન લોપે કંથનું, નારીમાં બહુ નૂર. ૬૨
જાણે અપ્સરા ઇન્દ્રની, હેત ઉર્વશી હોય;
રામા રૂપ રતિ સમી, કળી શકે નહિ કોય. ૬૩
સુખ દુઃખ સાંખે ધરતણું, રુદે ન રાખે રોષ;
સ્વામીને શિવજી કહે, દેહ ન દીસે દોષ. ૬૪
સંતોષ શીળ સતી સાધવી, દાતા ગુણ શુભ દેહ;
પ્રણમીને પ્રભુ ચિતવે, નારાયણશું નેહ. ૬૫
કંથ આવ્યો કામનિ કને, વનની કહી શુભ વાત;
મુખ આગળ પછી મૂકિયું, શિવ લિંગ સાક્ષાત. ૬૬
તુજ ભરુસે લાવિયો, નિશ્ચય કીધો નેમ;
નિરખી હરખી નાર તે, પ્રમદા વાધ્યો પ્રેમ. ૬૭
કહો તો પૂજા શિવની કરું, અબળાશું બોલે એમ;
ચિતા ભસ્મ તણો કર્યો, નિશ્ચય મેં તો નેમ. ૬૮
નિયમ જે દહાડે ચૂકિયે, વેદ વચનથી વાણ;
તે દહાડે ધરવો નહિ, પિંડ પોતાનો પ્રાણ. ૬૯
શિશ નામી તે સુંદરી, કામની કહે કર જોડ;
એકવાર તમે કર્યો, કીધો વાર મેં કોડ. ૭૦

ભામની કહે ભલે કર્યો, સફળ થયો સંસાર;
પ્રભુ પધરાવ્યા પ્રીતથી, કરૂણાનિધ કીર્તાર. ૭૧
મંત્ર જંત્ર જાણે નહિ, નહિ પૂજા કે પાઠ;
આચાર વિચાર કશ્યો નહિ, નહિ ઠગ વિદ્યા ઠાઠ. ૭૨
ભિલ ભસ્મ લાવે ઘણી, ભરી મૂકે ભાજન ભેદ;
થોડી થોડી વાવરે, ખરો ન પામે ખેદ. ૭૩
ઓપાવે અંગ પોતાતણે, સમર્પે શિવને શિશ;
ભાવ જોવા તે ભિલ્લનો, આપ વિચારે ઈશ. ૭૪
કામ કરે કોકિલતણાં, ભિલ્લ નવ રાખે ભ્રાંત;
અલખત ઘરમાં અતિ ઘણી, આપ રહે એકાંત. ૭૫
શીકાર રમે સવારથી, રણમાં મંદિર રોખ;
આનદ કરે અહર્નિશા, ઝાઝી તેને જોખ. ૭૬
સમર્પે ભસ્મ શિવલિગને, પ્રીતે પ્રાતસ્કાળ;
નિવેદ કરે નીત નવનવાં, પુરે સુંદરી થાળ. ૭૭
આરતી કરે આનંદમાં, ગાય નર નારી ગીત;
નૃત્ય કરે નાચે ઘણું, પૂરણ આણી પ્રીત. ૭૮
તન મન ધનથી સાધતો, સોંપે શિવને સર્વ;
શિવમય દેખે સર્વને, તજે સદા મન ગર્વ. ૭૯
ચિતા ભસ્મ જો થઈ રહે, લેવા જાએ વન;
ખોળી લાવે ખાંતથી, કોડે કોકિલ જન. ૮૦
કામ કોકિલ કુળનું કરે, ઘણાં જંતુ ક્ષય ઘોર;
તાકે માલ નિત પરતણો, ચિત્ત ચોહો પક્ષે ચોર. ૮૧
અવગુણ તો તેમાં અદિક, નીચ કર્મમાં નેક;
શિવ પૂજન ચૂકે નહિ, તનમાં રાખે ટેક. ૮૨
વાટ પાડે વગડે જઈ, ભૂડાપણુમાં ભિલ્લ;
જતુ નીત ઝાઝા હણે, બાળે બાધાં બિલ.* ૮૩
અધર્મ કરે નીત અતિ ઘણો, ખાંતે આમિષ ખાય;
અપેયાપાન મદિરા પીએ, જંતુ હણવા જાય. ૮૪
કુડા કર્મ કંઈ કોટિધા, પાપ ઉપરે પ્રેમ;
મહાદેવ પૂજન મૂકે નહિ, ચિતા ભસ્મનો નેમ. ૮૫
નેહ ઘણો નર નારીને, શિવ પૂજે તે સિદ્ધ;
આકિન જુવો એ ભિલ્લમાં, કામ કોકિલે કીધ. ૮૬

* જન જનાવરનાં રહેવાનાં સ્થાનો.

નાહ્યાવણુ નીર નવ પીએ, પૂજનવિણુ ન જલ અન્ન;
ધ્યાન વિણુ નિદ્રા નવ કરે, મહાદેવ સંગાથે મન. ૮૭

## ચોપાઈ.

નીત પ્રભાતે પૂજા કરે, આસન પર શિવજીને ધરે;
પળાલે શિવને પાણીએ, વિખાણુ કરે રૂડી વાણીએ. ૮૮
ધૂપ દીપ ચંદન ચર્ચાય, અક્ષત પુષ્પ અદિકાં થાય;
ચિતા ભસ્મ સમર્પે શીશ, રીઝે તેથી ભોળો ઈશ. ૮૯
ભાવે થાળમાં ભોજન ભરે, નવિન નૈવેદ નીત પ્રત્યે ધરે;
નર નારી કરે આરતી, ભણે ભેદ જાણે ભારતી. ૯૦
ઉગ્યો હોય જ્યમ કલ્પજ વૃક્ષ, હૈડે રાખે એવો હર્ષ;
અખિલ વરસે છે અમૃત ધન, મહાદેવ પૂજતાં એવું મન. ૯૧
દશ કોટિ દીવાળી દિશ, હરખે જ્યારે નરખે ઈશ;
નૃત્ય કરે ને ગાયે ગીત, પૂજન ઉપર રાખે પ્રીત. ૯૨
ઘણા દિવસ એમ કરતે ગયા, સમાચાર વળતા શા થયા;
એક દિવસ પૂજા કારણે, બેઠો ભિક્ષ પોતે બારણે. ૯૩
ઝાઝી કીધી દીપક જ્યોત, આસન ઉપર ઈશ ઉદ્યોત;
સાંભળરે સકુળની નાર, ચિતા ભસ્મ લાવો આ ઠાર. ૯૪
વારુ સ્વામી લાવું અમો, સુખે ઠામ બેસી રહો તમો;
વિભૂત લેવા ઘરમાં ગઈ, ભસ્મ જડી નહિ ચિતા થઈ. ૯૫
જ્યાં જુવે ત્યાં ઠાલો ઠામ, નિમેષ ભસ્મતણું નહિ નામ;
અરી પરી અથડાઈ ઘણું, મન વરત્યુ તે તરુણીતણું. ૯૬
શકે વિભૂતિ તો નવ જડી, ઔંઢી પેટમાં ફાળજ પડી;
તરુણી શું બોળો છો તમો, ભસ્મ જરુરી માગું અમો. ૯૭
પ્રદોષ તણી વેળા જાય છે, વાર ઘણી અમને થાય છે;
ખંખેર્યાં જુવતિએ હાથ, સ્ત્રી બોલી સ્વામીની સાથ. ૯૮
નિમેષ માત્ર વિભૂતિ નથી, ક્રોડવાર કહું શું કથી;
જુવતિ કહે હવે શું થશે, નિયમ સંધાતે જીવ મુજ જશે. ૯૯
કામની કહો હવે શું કરું, આત્મઘાત કરીને મરું;
ભસ્મ વિના પૂજા નહિ થાય, નિયમ લીધો તે કેમ તજાય. ૧૦૦
આકિન જો આપણુનું ગયું, વળતું દૈવત શાનું રહ્યું;
પૂજાની વેળા વહી જશે, અનર્થ ત્યારે અધિકો થશે. ૧૦૧
જાગ્ય જોઈ મસાણો ભણી, ન જડી ભસ્મ ચિતા થઈ ઘણી;
ગુણવંત પાછો આવ્યો ઘેર, પ્રમદાને માંડી કહી પેર. ૧૦૨

આ ઘરસૂત્ર ભોગવ તાહરું, મરવા ઉપર મન માહરું;
ઘણાક દહાડા ઘડીઆ ઘાટ, તે સર્વેપર ઉઠી વાટ. ૧૦૩
સ્ત્રી કહે વાટ ઉઠવા નહિ દેઉં, ભલે લાખિણો લાવો લેઉ;
જીવ આપે વિભૂતિ મળે, પ્રતિજ્ઞા કીધી તે પળે. ૧૦૪
શંબર કહે ધિક્ક મહારો મર્મ, ચૂકું નિયમ તો જાયે ધર્મ;
એમ કહીને પાળી લીધ, કાયા પાડવા મનડું કીધ. ૧૦૫
હેને વનીતા વળગી હાથ, સતી બોલી સ્વામીને સાથ;
તજો તન શા માટે તમો, એક ઉપાય બતાવું અમો. ૧૦૬
પ્રાણ તજો તમે જો પતિ, મહારે થાવું પડશે સતિ;
જીવ આપણ બે જણનો જાય, શિવ પૂજન પૂરું નહિ થાય. ૧૦૭
લાભ એમાં તે શો લિજીએ, કહ્યું એક મારું કીજીએ;
મનુષ બળે ત્યાં હોય મસાણ, કરો કહ્યું મારું પ્રમાણ. ૧૦૮
ચિતા રચીને પેસું અમો, તેહ ભસ્મ લેજોજી તમો;
ચઢાવજો શિવજીને શીશ, પ્રસન્ન થાય ઉમાપતિ ઈશ. ૧૦૯
પૂજન આપણ પુરું થશે, જીવ મહારો વૈકુંઠે જશે;
કરો તમે બીજી કામની, સુખ માણો ભર્તા ભામની. ૧૧૦
તેથી રહેશે દોહોણી ને દૂધ, સાચી શિક્ષા માનો શુદ્ધ;
જે જાયું તે સર્વે જાય, ચિત્તમાં તેની શી ચિતાય. ૧૧૧
ધન્ય પુલ જે શિવને ચઢે, ધન્ય પિંડે પ્રભુ કામે પડે;
ધન ધન જેહ કમાયો ગર્થ, જે આવે પરમારથ અર્થ. ૧૧૨
નામ તેનો નિશ્ચે નાશ, અસ્થિર દેહ તણી શી આશ;
ઉંચ નીચ જે કો અવતરે, શ્રીમત ગરીબ જન સર્વે મરે. ૧૧૩
આજ કાલ કે કોઇક પર્મ, ધારે જન્મ મર્ણના ધર્મ;
પાણી પરપોટે જીવડો, દશ વાયુ મધ્યે દીવડો. ૧૧૪
કાળ કુંપો ઝાકળનું નીર, સાચાં નહિ આ સર્વ શરીર;
ખોટી માયા ખોટો દેહ, નારી કહે શિદ ધરીએ નેહ. ૧૧૫

### દોહરા.

પુત્ર જીવે પિતા મરે, નાહો જીવતે નાર;
પુણ્યવંત તે પ્રાણીઓ, જીતે જુગ સંસાર. ૧૧૬
પુત્ર મરે પિતા છતે, નાર જીવે મરે નાહો;
પાપી પેલા ભવ તણો, ધણના માથે ઘાઓ. ૧૧૭
ધન અવતાર ધન ભાગ્ય મુજ, ધન આજનો દીશ;
ધન મરવું મનસા સિધે, પ્રસન્ન થશે જો ઈશ. ૧૧૮

કશી અજર એમાં કરો, કાં વેળા વહી જાય;
ચિતા ભસ્મ મારી કરો, પૂજન પૂરૂ થાય. ૧૧૯
કોકિલ કહે સુણુ કામનિ, ઓહ સુખમાં તું ગર્ક;
સ્ત્રીહત્યા બેસે મુને, નિશ્ચે પડીએ નર્ક. ૧૨૦

## ચોપાઈ.

સ્વામી કહેરે સ્યામા સુણો, ભારે વચન શા માટે ભણો;
સ્વર્ગ લોકમાં જાશો તમો, ભારે નર્ક ભોગવિયે અમો. ૧૨૧
સંસાર માર્ગે પામુ શોક, લક્ષધા મહેણાં દેશે લોક;
ત્રિજું તુજ કોપે માબાપ, તુ કલ્પે તે બેસે પાપ. ૧૨૨
વગોવાય પૂજન ને પાઠ, ઠગ વિદ્યાના કહે સૌ ઠાઠ;
વગોવાય પાર્વતીનો પતિ, કહે સૌ મારી નાંખી સતી. ૧૨૩

## દોહરા.

નારી કહેરે નાહોલા, શીદ ધરે છે શોક;
માબાપ દાવો નહિ કરે, મહેણાં નહિ દે લોક. ૧૨૪
ઔઢાં મંદિરિયે પરવરું, તરણ તણો ઢગ જેહ;
અગ્ન્ય પ્રવેશ આપે કરું, દહન થાય જ્યમ દેહ. ૧૨૫
ચઢી ધઢુલીએ માનની, પ્રજવાળ્યો નિજ મહેલ;
ભસ્મ થઈ તે ભામની, સતવાદીને સહેલ. ૧૨૬
ભીલે ભસ્મ તેની ગ્રહી, હરખ્યું આપે મન;
એક ચિત્તે આરાધના, કીધુ શિવ પૂજન. ૧૨૭
નારી વહાલી નવ કરી, વહાલુ ન કર્યું ધર સૂત્ર;
ધાન્ય ધન વહાલુ નવ કર્યું, નહિ પુત્રી કે પુત્ર. ૧૨૮
સ્વાર્થ વહાલો નવ કર્યો, નવ ગણ્યો સજ્જન સાથ;
હર હરખ્યા હૈડા વિશે, હેત હજારા હાથ. ૧૨૯
આકિન અધિક વહાલું કર્યું, નિશ્ચય વહાલો નેમ;
શ્રદ્ધા વહાલી શત વસા, શિવ પૂજન પર પ્રેમ. ૧૩૦
ચિતા ભસ્મને કારણે, દહન કરી નાંખ્યો દેહ;
ચિત્ત થકી ચૂક્યાં નહિ, નિયમ પાળવા નેહ. ૧૩૧
દુઃખ ના'ણ્યું કાંઈ દેહમાં, વહાલું ન કર્યું ધર ગર્થ;
પ્રલય થઈ ગઈ પ્રેમદા, ચિતા ભસ્મને અર્થ. ૧૩૨
એક ચિત્તે આરાધના, હેત હરીશું હોય;
તન મન ધન સમર્પિયું, કળી શકે જશ કોય. ૧૩૩
ફાડી નાંખે જ્યમ પાંદડું, તોડી નાંખે જ્યમ તર્ણ;
કાયા વહાલી નવ કરી, માનની પામી મર્ણ. ૧૩૪

આકિન વિણુ ઇશ્વર કયમ મળે, પ્રેમ વિના ન પ્રસન્ન;
શ્રદ્ધા હોય તો શિવ ફળે, દાખે નિત્ય દર્શન. ૧૩૫
સુખે સૌ જપ તપ કરો, સુખે નદિએ નાહો;
પ્રીત વિના પ્રભુ નવ મળે, ગાણું ગમતાં ગાઓ. ૧૩૬
ભિલ્લને મન તો ભાવ છે, કોડ દિવાળી દીશ;
નારી મુઈ નથી જાણતો, અંતઃકરણમાં ઈશ. ૧૩૭
તરુણી નૈવેદ્ય લાવો તમો, દહાડી કહેતો એમ;
સ્ત્રી મુઈ તે સુરતા નથી, પૂજન ઉપર પ્રેમ. ૧૩૮
જાણે નારી જીવતી, હર્ષ સમુદ્રમાં હામ;
મન તો છે મહારુદ્રમાં, કરવાં પૂજન કામ. ૧૩૯
મહેલ સહિત બળી માનની, બળ્યા છે કણ કોઠાર;
એ કાંઈ નથિ તે જાણતો, શિવ પૂજન સુખસાર. ૧૪૦
ભોજન લાવો ભામની, નૈવેદ્ય કારણ નીત;
આરતી અજવાળું અમો, ગાવો ગમતાં ગીત. ૧૪૧
દશે દિશા દીપક કર્યા, જુગતે ઝાકઝમાળ;
ઘંટ વગાડો ગોરડી, ધર્યો આસન પર થાળ. ૧૪૨
વામાંગે વનિતા રહી, શિવ સાનિધ્યે શૂલ;
શંબર શિવને કારણે, ભર્યાં પસલીમાં ફૂલ. ૧૪૩
અંજલી આપી ઈશને, આણી મન ઉલ્લાદ;
ભાવેથી ભોજન કર્યો, પ્રીતે શિવ પ્રસાદ. ૧૪૪
દહાડી કરતો ત્યમ કર્યું, ભલી ભોળાઇએ ભાવ;
જુવતિ મુઈ નથી જાણતો, જુઓ જગદીશ બનાવ. ૧૪૫
વિશંભર મન વિચારિયું, પ્રીતતણો છે પાસ;
જો નારી મુઈ જાણશે, નિશ્ચય પામે નાશ. ૧૪૬
મોટું કલંક મુજને થશે, સ્ત્રીહત્યા હોય શીશ;
પ્રાણ તજશે એ ભીલડો, એમ વિચાર્યું ઇશ. ૧૪૭
કો પૂજા કરશે નહિ, શ્રદ્ધા કોને ન થાય;
ભલુ થયું શુ ભિલ્લનું, એમ જગત સૌ ગાય. ૧૪૮
હેત કરીને હર હસ્યા, મા'દેવ કીધી મહેર;
અમૃત ધન આનંદમાં, લક્ષ્મી લીલા લહેર. ૧૪૯
તે વેળા તેની ઘડી, પલક એકમાં પ્રીત;
ઇન્દ્રાસનથી અદિકું દીધું, રવિ મંડળની રીત. ૧૫૦
વિશ્વકર્માએ વાસિયો, મઘવા સરખો મહેલ;
કિરતારે કરુણા કરી, સઘળી શોભા સહેલ. ૧૫૧

મંદિર માંહે માનની, કરમાં કનકની થાળ;
પંચામૃત શુભ પિરસિયાં, વિવિધ પ્રકારે વહાલ. ૧૫૨
અધિક કપૂરે આરતી, ગાવા માંડ્યાં ગાન;
નૃત્ય કરે નર નારી ત્યાં, ત્રાહપક્ષ મેળ્યું તાન. ૧૫૩
પૂજા સર્વ પૂરણ થઇ, તે ભિક્ષ ચેત્યો તર્ત;
ક્યાંથી આવી કામની, મેળ પામી'તી મર્ત. ૧૫૪
ક્યાંથી મંદિર માળિયાં, ભર્યાં કયાથી ભંડાર;
ક્યાંથી હાથી ઘોડલા, ક્યાંથી કણ કોઠાર. ૧૫૫
સમણું કે સાચું હશે, હર્ષ ઘણેરો હોય;
એકે સૂઝ પડે નહિ, સુતું ન જીવે કોય. ૧૫૬
હવણાં મુઇ'તી માનની, હવણાં બળિયો મહેલ;
જુવતિને દેખું જીવતી, સુઝ પડે નહિ સહેલ. ૧૫૭
સન બોલોરે સુંદરી, સતીરૂપ સાક્ષાત;
પાવકમાં કયમ પર્જળી, વિગત તણી કહો વાત. ૧૫૮
સતી કહે પતિ સુણો, પડી હું પાવક માંય;
બરાસ ચંદન બાવના, સુધામય સુખડ તાંય. ૧૫૯
સાક્ષાત્કાર ત્યાં શિવ હતા, પાર્વતી સહિત પ્રસન્ન;
કરુણાનિધિ કૃપા કરી, દાખ્યું મેં દર્શન. ૧૬૦
અગ્ન્ય આંચ અડી નથી, દેહ નવ વેઠ્યું દુઃખ;
નારાયણ મેં નિરખિયા, ભાગી ભવની ભૂખ. ૧૬૧
કોકિલ મનમાં કલ્પીઓ, મેં નવ દીઠા ઈશ;
પ્રસન્ન કરું પરબ્રહ્મને, સમર્પુ શિવને શીશ. ૧૬૨
કરે મનમાં એમ કલ્પના, સદ્બુદ્ધિ શુભ સેવ;
પ્રસન્ન થઇને પ્રગટિયા, મોટા શ્રી મહાદેવ. ૧૬૩
કોટિ અરુણ ઉદય થયા, ઇન્દુ કોટિ અપાર;
ભોળોનાથ ભવતારણો, કરુણાનિધ કિરતાર. ૧૬૪
અર્ધાંગે ઉમા સહિત, જગત જનેતા જેહ;
જગત પાવિની જગત જશ, દિવ્ય દેવાંશી દેહ. ૧૬૫
બાંહ્ય બાજુબંધ બેરખા, વાસુકિ વપુ વિશેષ;
કુંડળ કાને ઓપતાં, ગળે શોભિત છે શેષ. ૧૬૬
પુંડરિક પાણે બાંધિયા, કાળી ધરિયો કંઠ;
વંદન કરે શ્રી વિષ્ણુજી, વાસી જે વૈકુંઠ. ૧૬૭
જટા જુટ શિર મુકુટ ધર, ગુણનિધ ગુણવતી ગંગ;
ત્રિલોકપાવિની ત્રિવિધે, અધિક અઘનાશા અંગ. ૧૬૮

સૂર્ય ચંદ્ર ને અગ્નિનાં, પાવન નેત્ર પવિત્ર;
પંચ વદન પાતિક હરણ, ચતુરાનન ચાહ ચરિત્ર. ૧૬૯
આકિન જોઈ ભલા ભિલ્લનું, પરબ્રહ્મ થયા પ્રસન્ન;
પ્રદક્ષણા દેઈ પાગે નમ્યો, દીધુ દિવ્ય દર્શન. ૧૭૦
ઇન્દ્ર ઉતારે આરતી, ગુણ બ્રહ્માદિક ગાય;
સનકાદિક સેવા કરે, વેણા નારદ વા'ય. ૧૭૧
સૃષ્ટિકરણ શક્તિ સહિત, સેવે સુર સૌ સાથ;
નારાયણ સુદ્ધાં નિરખિયા, ક્રોડ બ્રહ્માંડના નાથ. ૧૭૨
નરનારીને નેહ છે, પ્રૌઢાં મદિર પીઠ;
ધુમપાની ધ્યાને ધરે, પ્રત્યક્ષ દૈવત દીઠ. ૧૭૩
મહાદેવ કહેરે માગ્ય તું, હૈયે જે ઇચ્છા હોય;
ઉન્મપ કાંઈ રાખેશ મા, કળી શકે નહિ કોય. ૧૭૪
વાસુ કહેતો વૈકુંઠમાં, કહે તો ગિરિ કૈલાસ;
બ્રહ્મસદન ભૂપત કરું, અદિકી પુરું આશ. ૧૭૫
મા'રાજ કાંઇએ માગું નહિ, ચિત્ત વર્તુ તુજ ચરણ;
ઇચ્છા મારે એટલી, સદા રહું તુ જ શરણ. ૧૭૬
માગે તે મુરખજનો, તેમાં શાનું તોલ;
મહારે ઉનમ કંઈ નથી, ઉત્તમ વસ્તુ અમોલ. ૧૭૭
ઇન્દ્ર પડે બ્રહ્મા પડે, પડે ઇન્દુ રવિરાજ;
અચળ પદ જે ઇશનાં, માગું એ મહારાજ. ૧૭૮
ભોળોનાથ કહે ભક્ત સુણ, અલખત અપરંપાર;
લીલા લહેર ભૂ ભોગવો, વરસાં વિસ હજાર. ૧૭૯
ઇન્દ્રપુરીથી અદિક સુખ, વનિતા સુખ વિલાસ;
પધારજે પ્રીતે થકો, કોકિલ તું કૈલાસ. ૧૮૦
વરદાન આપ્યું ત્રિશભરે, પામ્યા અંતર્ધાન;
સુખ સાગરમાં ઝીલિયાં, પામ્યા અઢલક માન. ૧૮૧
સદાવ્રત શોભાવિયા, ભોગવા ભારે ભોગ;
રતિ કામવત રીઝમાં, જાણ્યા સઘળા જોગ. ૧૮૨
પુણ્યવંતા પુત પ્રગટિયા, સપૂત શિરોમણ સાત;
જશ જિત્યો આખા જગતનો, જશવંત કહેવાણો જાત. ૧૮૩
શિવ દહેરાં સમરાવિયાં, ઘણાં નવાણો ઘાટ;
વારુ વૃક્ષ વવરાવિયાં, ચાલે ધર્મની વાટ. ૧૮૪
નરનારીમાં નેહ છે, સતી સતવાદી રૂપ;
જીવ એક દેહ જુજવા, ભિલ્લ ભામની ભૂપ. ૧૮૫

આયુષ સુધી આકિન પળ્યું, ચૂકયાં નહિ તે ચંત;
જીવન્મુક્તિ ભોગવી, તે કામની તે કંથ. ૧૮૬
વૈભવ વિશ સહસ્ર વર્ષ, ખાન પાન ધન ધાન;
અંતકાળે અંત્રિક્ષથી, આવ્યા શિવ વિમાન. ૧૮૭
પુણ્ય કીધાં પૃથ્વીપરે, હરિહર ઉપર હેત;
તેડવા આવ્યા તે સમે, શિવ શક્તિ સમેત. ૧૮૮
દેવ દુદુભી વાજતે, ગુણનિધ ગુણગંભીર;
નિયમ પાળ્યે નિર્દોષ પદ, ધારણ રાખી ધીર. ૧૮૯
જન્મ મરણ જીતી ગયાં, થઈ પુષ્પની વૃષ્ટ;
પિત્રિને પ્રભુ કર્યાં, શોભાવી સહુ સૃષ્ટ. ૧૯૦
આકિન રાખે અતિ ઘણું, નિર્મળ પાળે નેમ;
ઈકોતેર શત ઉતરે, શિવ પૂજનપર પ્રેમ. ૧૯૧
સહસ્ર કમળ પૂજા કરે, સહસ્ર મણ આપે હેમ;
પા સંગ પુર આવે નહિ, જો નહિ પુરણ પ્રેમ. ૧૯૨
ભગુવા વેશ કરો ભલે, જટા ભાર વહો શીશ;
ભગવાન વશ છે ભાવને, ધર્મ ધુરંધરધીશ. ૧૯૩
પૃથ્વી બાધી સુખે ફરો, તીર્થ ઠામે ઠામ;
પરબ્રહ્મ વસે છે પ્રીતમાં, કુડાના નહિ કામ. ૧૯૪
તિલક છાપ માળા ધરો, ગાઓ ઝાઝાં ગીત;
ઉમાપતિ ત્યારે મળે, સંપૂર્ણ હૃદયા પ્રીત. ૧૯૫
પાપીથી પ્રભુ રહે પરો, કપટિથિ નાસે કોસ;
વિશંભર વાસો વસે, જ્યાં દેખે નિર્દોષ. ૧૯૬
જૂઠથી જોજન વેગળો, ચોર થકી ચાળીસ;
શર્ણાગત સાચાતણો, એવો છે એ ઈશ. ૧૯૭
દાતા દેખી દિલ હશે, શત્રુ સુમ નહિ સાથ;
નિર્મળતા દેખે નમે, હરિજન જોડે હાથ. ૧૯૮
વિષ્ણુજનની વહારે ચડે, નિંદકને નાખે નર્ક;
ઉદ્ધારે આકિનથી, વેદ લખાણુ વર્ગ. ૧૯૯
મહાદેવથી મોટો નથી, કૈલાસ થકી નહિ કોય;
સાધન નહિ શિવ પૂજન સમુ, જો શ્રદ્ધા શુભ હોય. ૨૦૦
ચંદ્ર સમાન નિર્મળ નહિ, તરુણી સરખું નહિ તેજ;
શિવ સરખો દાતા નહિ, જો હૈડે હોય હેજ. ૨૦૧
શેષ સમો સમર્થ નહિ, શારદ સમી નહિ સિદ્ધ;
શિવ સમો દાતા નહિ, રુડો દેયણ રિદ્ધ. ૨૦૨

ગંગા સરખી ગુણવંત નહિ, નર્મદા સમુ ન નીર;
શિવ સમો દાતા નહિ, જો ધારણ હોય ધીર. ૨૦૩
કૃષ્ણ સમો બળવંત નહિ, રામ સમુ નહિ નામ;
શિવ સમો દાતા નહિ, જોજો ઠામો ઠામ. ૨૦૪
અજ સમો આત્મા નહિ, નીર સમુ નહિ ધીર;
શિવ સમો દાતા નહિ, વિક્રમ સમો નહિ વીર. ૨૦૫
વેદ સમુ વર્ણન નહિ, ગીતા સમુ નવ જ્ઞાન;
શિવ સમો દાતા નહિ, મૂકો સઘળા માન. ૨૦૬
પાવક સમો તાતા નહિ, પરમાર્થ સમુ ન પૂણ્ય;
શિવ સમો દાતા નહિ, ન કરે આપતાં નૂન્ય. ૨૦૭
વૈકુંઠ સમો વૈભવ નહિ, લક્ષ્મી સમા નહિ લહેર;
શિવ વિના સિદ્ધિ નહિ, મનમાં રાખો મહેર. ૨૦૮
મંત્ર નહિ પંચાક્ષર સમો, પાર્થિવ સમુ નહિ પૂજ્ય;
ભસ્મ સમુ ઉત્તમ નહિ, ગુણ કહ્યા સૌ ગુહ્ય. ૨૦૯
તીર્થ નહિ કાશી સમુ, મણિકર્ણિક મહામુલ્ય;
શિવ સમો દાતા નહિ, ત્રિલોક મોહન તુલ્ય. ૨૧૦
રાવણ સરખો રિધપતિ નહિ, હરિશ્ચંદ્ર સત્ય સમર્થ;
શિવ સમો દાતા નહિ, વખાણ બીજાં તે વ્યર્થ. ૨૧૧
રુડું દૈવત રુદ્રાક્ષમાં, પ્રદોષતણું શુભ પૂણ્ય;
મહારુદ્ર સેવા મન વસી, નિમેષ રહે નહિ નૂન્ય. ૨૧૨
ભવ પુજન બ્રહ્મા કરે, અહર્નિશ પૂજે ઇન્દ્ર;
વંદન કરે નીત વિષ્ણુજી, કરે પૂજન રવિ ચંદ્ર. ૨૧૩
શિવ પૂજન શક્તિ કરે, કરે શિવ પૂજન ગંગ;
પૂજે દાનવ દેવતા, ઉજ્વળ જેનાં અંગ. ૨૧૪
વિષ્ણુ જન વંદો સૌ, સુર લોક આદ્ય સંસાર;
નીચ જન નિંદા કરે, પાપી નર્ક પડનાર. ૨૧૫
હરિહરમાં અંતર નથી, ઇશ નહિ દશવીસ;
અખિલ બ્રહ્માંડમાં એક છે, ત્રિગુણાત્મક રૂપ ઇશ. ૨૧૬
સૃષ્ટિ બાધી શંકરતણી, સાચી ધરણી શાકત્ય;
મંડાણ મહામાયાતણુ, કીધું જોગ્ય જગત. ૨૧૭
મમતી માયાને શું લહે, અહંકારી તો અંધ;
પુણ્ય પિપિલિકા શું કરે, ધારે બીજા ધંધ. ૨૧૮
કુડા આગળ કથવું નહિ, મૂર્ખ કરે મમત;
ગુણ હિણાને ક્યમ ગમે, છત્રપતિની છત્ય. ૨૧૯

બધીર નાદને શું કરે, ગુંગો ગાયે ગીત;
ભૂંડો ભક્તિ શું કરે, ચંડાળવત જે ચિત. ૨૨૦
ઉડાય કયમ આકાશમાં, ઔઢી નમળે પંખ;
મહિમા કહેવો મૂઢને, બહેરા આગળ શંખ. ૨૨૧
અકર્મી અમૃત કયમ પીએ, ઝાઝું વખાણે ઝેર;
લાભ વની લવરી કરે, વિષ્ણુશું રાખે વેર. ૨૨૨
મંદમતી જે માનવી, ભવના (નવ) જાણે ભેદ;
જેને સમરે શારદા, વખાણુ કરે છે વેદ. ૨૨૩
સનકાદિક શોધે સદા, ધુમ્રપાની નિત ધાય;
સ્વપ્નામાં શિવ નવ મળે, ગુણિજન જશ બહુ ગાય. ૨૨૪
શુકદેવ સરીખા સિદ્ધ નર, વ્યાસ સરીખાં પાત્ર;
બ્રહ્મ દશા ભેદ્યા નહિ, જોતાં હીંડ્યા જાત્ર. ૨૨૫
ખટ પુરાણે વિષ્ણુજી, ખટ પુરાણે શક્ત;
ખટ પુરાણે શિવ સ્વયે, જાણે બાધું જક્ત. ૨૨૬
અદિક ઓછું રચિયું નહિ, પડી એમ વ્યાસને સૂઝ;
સહજ માર્ગ છે શિવ તણો, ગુણ રહ્યા છે ગુહ્ય. ૨૨૭
શુભ માર્ગ શિવ ધર્મનો, વાકી વસમી વાટ;
ઉંડે પાણી નવ પેસવું, તો બુડે શા માટ? ૨૨૮
ભજન કરવું ભસ્મ ધારવી, પંચાક્ષર માણી મૂલ્ય;
આક ધંતુર કહલારનાં, ચઢાવવાં ફળ ફુલ. ૨૨૯
પાંચ કણ તિલ તંદુળ તણા, ઘણા વજાડવા ગાલ;
જળ રેડે રીઝે ઘણું, કરે નિમેષે ન્યાલ. ૨૩૦
ધંતુરો ને આકડો, પ્રીતે બિલ્વિપત્ર;
રીઝે રાજરાજેશ્વરી, આપે સોના છત્ર. ૨૩૧
વિભૂત દીઠે વૈભવ દીએ, ભગવા પે'રે ભૂપ,
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો, એ છે અકળ સ્વરૂપ. ૨૩૨
વિષ્ણુને ચંપો કેવડો, ચંદન બેહેક બરાસ;
શિવને ભસ્મ વહાલી સદા, વિવિધ પ્રકારે વિલાસ. ૨૩૩
શિવનું આપ્યું ભોગવે, બ્રહ્મા વિષ્ણુ શક્ર;
કર પોતે કુતકો ધરે,* ચતુર્ભૂજને ચક્ર. ૨૩૪
વિષ્ણુને વૈભવ આપિયો, લક્ષ્મી લીલા લહેર;
દુઃખ ભાગ્યાં સૌ દેવનાં, જગદીશે પીધું ઝેર. ૨૩૫

* પ્રત ૧ માં. "કરે કુકર્મિ કુતર્ક, વખાણે વિષ્ણુ ભક્ત"

એથી બીજો બળવંત કુણ, ખાંતે ઝેર કુણ ખાય;
પળમાત્ર પડે પૃથ્વી વિશે, પ્રલય પલકમાં થાય. ૨૩૬
શિવજીને સરખું સદા, અમૃત ઝેર છે એક;
લક્ષ્મી લીલા લાકડા, વૈભવ નહિ વિવેક. ૨૩૭
હીરા માણેક મોતીઆ, કંકર કંચન કથીર;
પુણ્ય પાપ અડતું નથી, શુદ્ધ શિવ શરીર. ૨૩૮
આપતાં ન કરે ઓરતો, ગુણનિધ ધરમાં ગર્થ;
આપણહારો એક છે, શિવ દાતા સમર્થ. ૨૩૯
જેવું જેનું કર્મ છે, તેને ત્યમ વિશ્વાસ;
દ્વિધા વના ફળ દાખો સદા, પુણ્ય પાપ પ્રકાશ. ૨૪૦
કનક કોઇના કર્મમાં, કોને કર્મ કથીર;
કુપોદક જે કર્મમાં, ક્યાંથી ગંગા નીર. ૨૪૧
શેષ નાગ સમર્થ છે, ઉપાડે અવની ભાર;
તે શિવ બાંહે બેરખો, કે'તાં ન આવે પાર. ૨૪૨
વાસુકી સરખા વિધ વિધે, કહ્યા ભારત જે ભેદ;
હરની કોટના હારડા, વિખાણ કરે છે વેદ. ૨૪૩
હરને વાહન વૃષભનું, શોભે બ્રહ્માંડે શીશ;
વિશંભર વૃષભ વાહન કરે, આદ્ય ઉમાપતિ ઈશ. ૨૪૪
વિષ્ણુને વાહન ગરુડનું, બ્રહ્માને વાહન હંસ;
શક્તિને વાહન સિહનું, પરાક્રમ પ્રૌઢ પ્રશંસ. ૨૪૫
ગુણ ગણાએ ગરૂડનો, છ્યાસી જોજન પાંખ;
અંગ કળાતું છે નહિ, શાસ્ત્ર સકળની સાખ્ય. ૨૪૬
શત જ્યોજન શૂંઢ સિહની, બેસે જેપર શક્ત;
વેદ મધ્યે વર્ણન કર્યું, જાણે બાધુ જગત. ૨૪૭
નંદિનો નિર્ણય નથી ચાર વેદ ચૌદ કાંડ;
એક શીંગડા ઉપર, ધરેરી કોટિ બ્રહ્માંડ. ૨૪૮
કવિ વિખાણ કરતો નથી, કળે કુણ શિવનું કામ;
અલખત અકળ અભેદ છે, નિરંજન જેનુ નામ. ૨૪૯
અવિનાશી ને મરણ નહિ, સઉ સૃષ્ટિનો તાત;
ઉમા અર્ધાંગે જે વસે, તેહ જગતની માત. ૨૫૦
નિર્મળ નામ જે નર્મદા, વખાણ જેના વેદ;
ત્રિલોકને પાવન કરે, પ્રભુ તણો પરસ્વેદ. ૨૫૧
ગુણહિણાને નવ ગમે, વિશંભર કેરાં વ્રત;
બુડે ભવસાગર બાપડો, તન તરફડે તર્ત. ૨૫૨

આપે ફગલા દોટિયો, શીત કાળની શર્ત;
પૃથ્વી કરે પસાયતે; શિવ પદ પામે તર્ત. ૨૫૩
ભાર્યાવે વિદ્યા ભાવથી, કરે પરમાર્થ કૃત્ય;
સંકટ હેતે પરહરે, શિવ પદ પામે તર્ત. ૨૫૪
સેવે જે શુળપાણુને, અમૃત મુખ ઝરત;
બ્રહ્મભોજન પર ભાવ છે, વિષ્ણુ પદ તેહ વસંત. ૨૫૫
દેહ દાઝે પર દુઃખથી, ઠીક પર સુખ ઠરત;
મમત કોથું માણે નહિ, વિષ્ણુ પદ તેહ વરંત. ૨૫૬
પાપી પાપે અવતર્યાં, પાપ કરંતા જાય;
પાપી સંગ પામર રહ્યા, તેણે કયમ શિવ પૂજન થાય. ૨૫૭
મમત ગ્રહી મરી ગયા, મમત ગ્રહી મરંત;
શિવ પદને શું ઓળખે, કયાથી ઠામ ઠરત. ૨૫૮
નર્ક માંહેથી નિસર્યાં, નિશ્ચે પામે નર્ક;
શિવ પદને શું ઓળખે, ઘણા પાપમાં ગર્ક. ૨૫૯
સ્વર્ગ માંહેથી સાંપડ્યા, સોંઢવું જેને સ્વર્ગ;
ગુણ તેને શિવના ગમે, વેદ લખાણા વર્ગ. ૨૬૦
ડાહ્યાપણુ દિલ દશ કોટિધા, ઘણો કમાયો ગર્થ;
શિવ પૂજન સમજ્યો નહિ, વપુ ધર્યું તે વ્યર્થ. ૨૬૧
પુરાણ ભણી પંડિત થયો, પ્રૌઢા શિખ્યો પાઠ;
પરબ્રહ્મને પ્રીછ્યા નહિ, વપુ ઉઠાડી વાટ. ૨૬૨
રાજ પામ્યો ને રિધ ઘણી, ઘરુણી સાથ ઘેંઘાટ;
શિવ સેવા સમજ્યો નહિ, વૈભવ ઉઠી વાટ. ૨૬૩
વ્યાકરણુ સમસ્ત આઠે તણા, આદિકા જાણે અર્થ;
વપુ વિશંભર નવ વશા, વખાણુ થયાં તે વ્યર્થ. ૨૬૪
મમત કરી મોટો થયો, ફોકટ હાંકી પુલ્ય;
ઈશ નવ આરાધિયા, ધંધા તેના ધૂળ્ય. ૨૬૫
પુરંદર સમો પરાક્રમી, પામ્યો પ્રૌઢો પાટ;
શિવ મહિમા સમજ્યો નહિ, વીરપણું તે વાટ્ય. ૨૬૬
નાત પટલિયો નર થયો, કુળ રુડું કહેવાય;
ઈશ્વર નવ આરાધિયા, તે નર નરકે જાય. ૨૬૭
રુડી રામા ઘેર પદ્મની, અલખત અપરંપાર;
પુણ્ય વાત પ્રીછી નહિ, અફળ ગયો અવતાર. ૨૬૮
ભક્ત કહેવાણો જગતમાં, કુડ કપટ કરનાર;
બોળ્યા બહોત્તેર બાપના, લુંટાણો લક્ષવાર. ૨૬૯

અષ્ટમા સિદ્ધ નવનિધ રિધ, અથવા દારુણ દુ:ખ;
સાચે દિલ શિવ સેવતાં, ભાગે ભવની ભૂખ. ૨૭૦
સાચે રાચે શ્રીપતિ, સાચે રાચે રામ;
સાચાને શિવજી મળે, કુડતણું નહિ કામ. ૨૭૧
પરમેશ્વર નિત્ય પૂજતો, વળી પરમારથ પુણ્ય;
શોભ્યો તે સંસારમાં, ન રહી એકે નૂન્ય. ૨૭૨
ત્રિપુંડ્ર કરે વિભૂતિનું, રુદે ધરે રુદ્રાક્ષ;
શિવ પૂજે સિદ્ધિ વરે, શોભે સૂત્ર ને સાક્ષ. ૨૭૩
ડાહાપણ દાખો દિલ વિશે, ભોળા ઉપર ભાવ;
લે તે નામ હરિહરતણું, ભવ તરવાનું નાવ. ૨૭૪
લેવું નામ હરિહરતણું, દેવું અન્ન જળ દાન;
ત્રીજું તત્વ એથી અદિક, કો દીન સુણ્યું ન કાન. ૨૭૫
અભય દાન એક અદિક છે, જિવનદાન જશ જોર;
બીજાં ડહાપણ બાપડાં, નીત અંધારું ઘોર. ૨૭૬
જશ અજવાળ્યો જગતમાં, લાખિણી કીર્તિ લે'ર;
મધુરું તે અમૃત થકી, જૂઠું કડવું ઝેર. ૨૭૭
સહજ પૂજનથી શિવ ફળે, ઈશ્વર આપોઆપ;
માને નહિ મારું કહ્યુ, તેનાં પુરણ પાપ. ૨૭૮
ભસ્મ ત્રિપુંડ્ર ભાલે કરે, વળે તીર્થ વ્રત વેદ;
સહજ વાતે શિવજી મળે, ભણવા ન ભારથ ભેદ. ૨૭૯
સૂત કહે શૌનક સુણો, કહું બ્રહ્મોત્તરખંડ;
ત્રિપુડ્ર ભાલ વિભૂતિનુ, તેને નહિ યમ દંડ. ૨૮૦
તત્વપદ શિવ ત્રિલોકનું, પુરણ પ્રૌઢ પ્રતાપ;
જન જવરલા જાણશે, ઈશ્વર મળશે આપ. ૨૮૧
ગાય શીખે ને સાંભળે, દે મન ગમતાં દાન;
આ લોકે જશ પામશે, પરલોકે બહુ માન. ૨૮૨
સાંભળતાં સુખ નિપજે, પાતિક દૂર પળાય;
જમને શિર પાગ દેઇ, સહજ સ્વર્ગમાં જાય. ૨૮૩
ઉંચ નીચ સઉ સાંભળે, સાંભળે નર ને નાર;
ઇકોત્તેર શત ઉધરે, શું કહું વારંવાર. ૨૮૪
જૂઠાને નથી જણાવતો, નિંદકને ન કહું નેટ;
સત હિણો શિવને શું કરે, પાપે પોખે પેટ. ૨૮૫
પરાણે કહું પુણ્યવંતને, ધાર્મિક ધરજો ધ્યાન;
ભાવે કહું છું ભક્તને, માગી ઝાઝાં માન. ૨૮૬

દાતા આગળ દાખવું, વૈષ્ણવને કહું વેદ;
બ્રહ્મ દશા શું ભાખવું, જેને મન નહિ ભેદ. ૨૮૭
સંભળાવું સતવાદીને, રુષિને કહેવું રીઝ;
શૌનક પ્રત્યે સૂત કહે, બહુ સુખકારક બીજ. ૨૮૮
કાગ રૂપ કાળા કપટ, કરે ધર્મનો ધ્વંસ;
માનસરોવર ગુરુ મળે, હેતે થાય તે હંસ. ૨૮૯
શિવને દેખો સર્વમાં, કીડી કુંજર રંક,
અહંકાર તજવો પડે, એ છે આડે અંક. ૨૯૦
શત પ્રકારે શિવજી મળે, જો હઠ તોજ હજૂર;
જૂઠાથી લક્ષ જોજન વસે, દંભીથી બોહ દૂર. ૨૯૧
સત્યશીળને ભક્તિ ભર, વારુ વર વિશ્વાસ;
જૂઠી માયા શિવ સત્ય છે, પ્રભુ રહે તેની પાસ. ૨૯૨
કાયા જાણે કારમી, માયાશું નહિ મેળ;
સંસાર શમણા સરખો લહે, હરિહર મળવા સે'લ.* ૨૯૩
મહિમા સુણે મહાદેવનો, પરબ્રહ્મ થાય પ્રસન્ન;
પુણ્ય ચાંદ્રાયણ વ્રતનું, નિત નર્મદા દર્શન. ૨૯૪
ગયા ગંગા ને ગોમતી, કાશી ને કેદાર;
અડસઠ તીર્થથી છે અધિક, પામે ભવજળપાર. ૨૯૫
શિવ મહિમા જે સાંભળે, છાજે છત્રની છાંય;
કર ઝાલે કરુણાનિધિ, પકડે બુડતાં બાંય. ૨૯૬
પૃથ્વીતણી પ્રદક્ષિણા કરે, કનકે તોળે કાય;
શિવ મહિમા જો સાંભળે, કોટિ યજ્ઞ ફળ થાય. ૨૯૭
સત્તર અધ્યાય સંપૂર્ણ આ, કહી કથા કરજોડ;
એક અક્ષર શ્રવણે સુણી, ભવનાં બંધન છોડ. ૨૯૮
ગુર્જર દેશ ગરુવો ઘણો, વેગનપુરમાં વાસ;
શ્રી ગોડ માળવી વિપ્ર શુભ, કહે કવિ શામળદાસ. ૨૯૯
શિષ્ય છું નાનાભટતણો, પુરુષોત્તમનો તાત;
સુત શ્રી વીરેશ્વર તણો, ઇષ્ટ અન્નપૂર્ણા માત. ૩૦૦
સુબુદ્ધિ દીધી શારદા, વક્તા વિશંભર નાથ;
જશ દેનારો જગત્પતિ, શિરપર હરનો હાથ. ૩૦૧
કર્મને વશ ધન ધર્મ છે, વાયુને વશ તર્ણ;
કવિની ગત્ય છે કેટલી, શોભા શિવને શર્ણ. ૩૦૨

*પ્રત ૪. "૦ માયાશું નહિ મોહ, સસાર શમણા સરખો લહે, હરિવત્ તે નર હોય."

શિવ સેવો શિવ શિવ કહો, વાણી શિવ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૨૦૩

ઇતિ શ્રી બ્રહ્મોત્તરખંડે ) 'ભસ્મ મહિમા નિરુપણો' નામનો સપ્તદશોધ્યાય:

---

## અધ્યાય ૧૮ મો.

### ચોપાઈ.

શ્રી ગણપતિના પૂજું પાય, જેહ પ્રતાપે ગ્રંથ રચાય;
શ્રી શારદાને નામુ શીશ, આરાધું ઉમાપતિ ઈશ. ૧
શ્રી ગુરુજીના વંદુ ચર્ણ, આદ્ય પુરુષ રાખો નિજ શર્ણ;
કૃષ્ણ કૃપાળ કરૂણાનિધ કામ, સમરું શ્રી સીતાપતિ રામ. ૨
જગદંબાએ જાયો જક્ત, આરાધુ અન્નપૂર્ણા શક્ત;
ગુણ રુડા શિવકેરા ગાઉં, પલક એકમાં પાવન થાઉં. ૩

### દોહરા.

સુખકરણ ને દુ:ખહરણ, ગુણ અયોધ્યા ગામ;
દશરથ કુળ દીપાવિયું, રાજીવલોચન રામ. ૪
ભુક્તિ મુક્તિ જશ જગત, કરણ કોટિધા કામ;
અધમ ઉદ્ધારણ રઘુપતિ, રાજીવલોચન રામ. ૫
લક્ષ્મણ બંધુ લાયકો, સીતાપતિ સુંદર શ્યામ;
કુંવર કૌશલ્યાતણો, ઉજવળ રૂપ અભિરામ.* ૬
તારણ તરણ ત્રિલોકનો, નિર્મળ જેનું નામ;
દાતા દિવ્ય દિલીપ કુળ, રઘુવર સીતા રામ. ૭
શલ્યાની અહલ્યા કરી, હેત ઘણેથી હામ;
સ્વર્ગ અયોધ્યા નિર્મીયું, જગલોચન શ્રીરામ. ૮
એક બાણે હણી તાડિકા, ગૌઢ સિંધુએ પાજ્ય;
રાવણ રણમાં રોળીયો, ભલું વિભિષણ ભાગ્ય. ૯
સોળ કળા સંપૂર્ણ છો, પ્રિયજનના પ્રતિપાળ;
અવની ભાર ઉતારિયો, કૃષ્ણ રૂપ કૃપાળ. ૧૦
પરાજય કીધી પુતના, કંસનો આણ્યો કાળ;
સંહાર્યો શિશુપાળને, રામકૃષ્ણ ગોપાળ. ૧૧
હિરણ્યાક્ષ હિરણ્યકશ્યપ હણ્યો, પ્રહ્લાદતણા પ્રતિપાળ;
નૃસિંહ રૂપ નિર્ભય ધર્યું, રામ કૃષ્ણ ગોપાળ. ૧૨

---

* પ્રત ૨. "રાજીવલોચન રામ."

વિશંભર તે વામન થયા, બળ ચાંપ્યો પાતાળ;
પ્રભુ થયા છો પોળિયા, રામ કૃષ્ણ ગોપાળ. ૧૩
મુક્તિ પુર મથુરાં કર્યું, વસુદેવ તણી શુભપેર;
આપ ગોકુળમાં ઉછર્યાં, નંદ યશોદા ઘેર. ૧૪
તસ્કર દધિ માખણતણા, વૈકુંઠ કર્યો વ્રજ વેશ;
ગિરિધર ગોવર્ધન ધર્યો, દિયો અક્રુર ઉપદેશ. ૧૫
નિશાયે વાસ્યુ દ્વારકા, છત્રપતિ છાપન ક્રોડ;
કામ કર્યાં કંઈ કોટિધા, રિધિપતિ શ્રી રણછોડ. ૧૬
અનેક ભક્ત ઉધારિયા, પાંડવ પાળ્યા પાંચ;
દુર્યોધન દર્પ ઉતારિયો, ઉંની ના'વી આંચ. ૧૭
સભા સર્વને દેખતાં, ધારણ દીધી ધીર;
પંચાળીના પુરિયાં, નવસેં નવાણું ચીર. ૧૮
સર્વ કૃપા એ શિવ તણી, વિકટ કામ એ વક્ર;
શિવે સુદર્શન આપિયું, ચતુર્ભુજને ચક્ર. ૧૯
ચક્રવર્તિ એ ચક્રથી, ઈશ્વર કહેવાણા આપ;
વૈકુંઠ વૈભવ પામિયા, પુરણ શિવ પ્રતાપ. ૨૦
દિવ્ય દેહ દશે ધર્યાં, નિર્મળ રુડું નામ;
સર્વ કૃપા એ શિવતણી, કીર્તાર તણાં છે કામ. ૨૧
તે શિવનો મહિમા કહું, સાંભળતાં સુખ થાય;
ભાવ ધરે ભવજળ તરે, પાતિક દૂર પળાય. ૨૨
શૌનક પ્રત્યે સૂત કહે, ઉમા માહેશ્વર વ્રત;
નૌકા નામ એ શિવતણું, તારે ભવસાગર તર્ત. ૨૩
સૌભાગ્ય વ્રત એ શિવતણું, જુવતિ ન કરે જેહ;
શ્વાન શુકરી કે ગર્દભિ, યોનિ પામે તેહ. ૨૪
એહ વ્રત જે આચરે, સદા સૌભાગ્ય શુભ રૂપ;
લીલા લક્ષ્મી સારખી, ભામનિ ભારે ભૂપ. ૨૫
સાવિત્રીએ વ્રત કર્યું, ઉમાએ કીધું આપ;
લાખિણું વ્રત લક્ષ્મી કરે, પુરણ શિવ પ્રતાપ. ૨૬
કૃપા કરે કરુણાનિધિ, વ્રત કરે વિવેક;
સૂત કહે શૌનક સુણો, આખ્યાન કહું છું એક. ૨૭

## ચોપાઈ.

ઉમા મહેશ્વર વ્રત કહેવાય, મહારુદ્રતણો કહીએ મહિમાય;
નારી જાતિ વ્રત ન કરે, શ્વાન શુકરી તે અવતરે. ૨૮

નારી થઈ વ્રત કરતી નથી, નીચ જાત તે તો સર્વથી;
કામનિ વ્રત કરે જે કોય, સ્વપ્ને રંડાપો નહિ હોય. ૨૯
ભારત માંહે વ્યાસે ભખ્યું, લક્ષ ગ્રંથ બીજામાં લખ્યું;
હેત સૌભાગ્ય ભોગવવું હોય, કામનિ વ્રત ન મૂકો કોય. ૩૦
શૌનક પ્રત્યે સૂત કહે બોલ, તેહ વ્રતનું કહીએ તોલ;
આનંદ દેશ ગુણવંતુ ગામ, વેદવ્રત બ્રાહ્મણનું નામ. ૩૧
ગુણવંતો ગુણ સઘળા ગણ્યો, ભારે વિદ્યા ભાવે ભણ્યો;
વેદવ્રત મહા વિદ્યાવંત, સાધકમાં શિરોમણિ સંત. ૩૨
ઘર મધ્યે ઘણેરા ગર્થ, શુભ કામે શોભિત સમર્થ;
ખરો ખટ કર્મ પાળવે, ચતુરાઈ સમચિતે ચાળવે. ૩૩
ઘેર શિરોમણિ નારી સતી, પતિવ્રત પૂર પ્રેમે પાળતી;
કંથ ઉપરે ન કરે કોપ, સ્વામી વચન ન કરતી લોપ. ૩૪
અકલવંતી પુત્રી એક, વિદ્યાવંત વિવિધ વિવેક;
ચતુરાઇ ચિત્તે બહુ ચઢી, સ્વયંવિધાતા હાથે ઘડી. ૩૫
ચાતુર ચિત્રણી કેરાં ચેન, ઇન્દુ મુખી આકારે એન;
અમૃતભરી અણિઆળી આંખ, પાંપણ જયમ ભમરાની પાંખ. ૩૬
પ્રૌઢું નીલવટ અંગુળ પાંચ, ચતુરા નાસીક શુકની ચાંચ;
બત્રીસી દાડમનાં બીજ, રુદયામાં નિરંતર રીઝ. ૩૭
દયાવંત ને દાતા ઘણી, તારુણ ઉપમા તરુણી તણી;
દયાવંત ડાહી દાતાર, કોડે ઘણે કીધી કિરતાર. ૩૮
માત તાતનું હરખે મન, નિત્ય દીપોત્સવી કેરા દિન;
ચોહ પ્રકાર ચતુરાનાં ચિહ્ન, ભાસે ઉર્વશી નમળે ભિન્ન. ૩૯
દેવાંગના કે નાગાગના, નહિ સતી તેની સંજ્ઞા;
રંનાદે અથવા રોહિણી, પુરણ જળ મધ્યે પોયણી. ૪૦
નાગ ફણી અંબોડો શીશ, ધર્મવંત ધુરંધર ધીશ;
રૂપે દમયંતીથી દશ ગણી, ભાવે ચૌદ વિદ્યા તે ભણી. ૪૧
શીળવતી શોભે સતવતી, રૂપે જાણે રંભા રતિ;
બોહગુણ લક્ષણ બત્રીસ, છતે રાગ જાણે છત્રીસ. ૪૨
'બોતેર ચોસટ બુદ્ધ નિધાન, વખાણતાં તે વીસ વિધાન;
સતી શારદા તેનું નામ, કરે કુળ આચારિક કામ. ૪૩
અબ્દ* થયાં પુરાં અગિયાર, નિરખી માત તાતે તે નાર;
મળે વર રુડો જો માન, કોડે દીજે કન્યાદાન. ૪૪

---

* વર્ષ.

લાખિણો લાહવો લીજીએ, પ્રીતે પુણ્યામૃત પીજીએ;
એમ વિચાર કરે જેટલે, ત્યાં એક વિપ્ર આવ્યો તેટલે. ૪૫
રૂડા કુળનો રૂડે રૂપ, ભારે બ્રહ્મ વિદ્યામાં ભૂપ;
કાયા રૂડી કોડામણો, સુંદિર રૂપ તે સોહામણો. ૪૬
વિદ્યાવત વિવેકી વંશ, જાણે કોઇ ઈશ્વરનો અંશ;
નાત્ય પોતાની વિદ્યા ભણ્યો, ગુણવંતો સઉ લોકે ગણ્યો. ૪૭
આસન બેસણુ દીધાં માન, પ્રીતે આપ્યાં ફોફળ પાન;
કહો ક્યમ આવ્યા છો મહારાજ, શુ ઇચ્છો છો દેવું કાજ. ૪૮
બોલ્યાં તેનાં માત ને તાત, વિપ્ર સાચી કહો મનની વાત;
કહો આજ આવ્યા છો ક્યમ, સાચુ ન કહો તો મારા સમ. ૪૯
હેતે પ્રીતે જોડ્યા હાથ, શુભ વચન બોલ્યો તે સાથ;
સમ દીધા તો સાચું કહું, રૂદિયામાં શીદ રાખી રહું. ૫૦
લક્ષવસા કહેતાં છે લાજ, મનમાં તે સમજો મહારાજ;
અંતરમાં લાજું છું અમો, શાણા સમજુ ડાહ્યા તમો. ૫૧
તનયા શારદા જે તાહરી, પરણ્યાની ઇચ્છા માહરી;
અંતરમાં રીઝે તો આપ, કષ્ટ અમારાં કોડે કાપ. ૫૨
જાચીકતુચ્છ તરણાથી ઘણો, અવતાર અફળ છે જાચિક તણો;
જાચીક જનને શાનું જોર, બીહે માગતાં હોયે ચોર. ૫૩
જાચીક જનને ન મળે માન, જાચીક હળવો પીપળ પાન;
ભૂંડામાં તો ભૂડી ભીખ, શુદ્ધ સતવાદી માને શીખ. ૫૪
ભીખ માગતાં મનમા બીહુ, ભીખથી ભુંડું બીજું કીયું;
જન જાચવા જ્યારે જાય, તે તરણાથી હળવો થાય. ૫૫
મરણ સમે ચિહ્નો જેટલાં, જાચીકને વળગે તેટલા;
પ્રથમ તો ચાલે નહિ ચર્ણ, વળતા બહેરા થાએ કર્ણ. ૫૬
થરથર ધ્રુજે તેનો દેહ, વપુ માંહે વડે બહુ વેહ;
તર્ત નેત્રનુ વામે તેજ, હેતુ જનનું ઉતરે હેજ. ૫૭
દાતા હોય તો મનશુ મો'ય, સુમ પ્રાણી સામુ નહિ જોય;
દાતા હોય તો ચિત્તમાં ચા'ય, સુમ તે વેળા નાસી જાય. ૫૮
દાતા હોય તો નામે શીશ, સુમ પાણી કરે બહુ રીસ;.
સુદાતા કરે પ્રતિપાળ, સુમ જોતાવત્ બોલે ગાળ. ૫૯
દાતા હોય તો અન્નજ ખાય, સુમ પ્રાણી ખાઉં નવ પાય;
રિધ દેખીને નવ રાચવું, નીચમાં નીચ ભૂંડું જાચવું. ૬૦
જાચીક જાચવા જ્યારે જાય, ગુણ દેહથી સર્વ ગમાય;
માન મટાવે પોતાતણુ, અપમાન ગાંઠે બાંધે ઘણું. ૬૧

ગુણ્ય સઘળી મૂકે બારણે, જશ તજે જાચ્યા કારણે;
જાચીક હોય તો સુંદર રૂપ, ફુટયું ડહાપણ પડે જઈ કૂપ. ૬૨
જાચીક હોય જો વિદ્યાવંત, આવે તેના ગુણનો અંત;
જાચીક હોય જોરાવર જાત, ભળે ન તેની એકે ભાત. ૬૩
જાચીક હોય તો સામદ સુર, નિમેષ ન રહે તે નરનું નૂર;
જાચીક જન જો હોયે ભક્ત, પાખંડી કહે સર્વે જક્ત. ૬૪
જાચીક જન જો હોયે કવી, કહે લપલપી વધારી નવી;
જાચીક હોય જો અધિકે અંશ, વપુ વાટ ઉઠે નીજ વંશ. ૬૫
જાચીકમાં હોય રૂડા ઠાઠ, વરણાગીમાં ઉડી વાટ;
જાચીક જો રાખે અહંકાર, ભલા લોક ન માને ભાર. ૬૬
પડે કહેવો કરપિને કર્ણ, માગ્યાથી રૂડું છે મર્ણ;
પડે કહેવો કાયરને શૂર, જાચવા જાતાં જાયે નૂર. ૬૭
અક્કલહિનને કહેવો ઇન્દ્ર, ચક્ષુહિનને કહેવો ચંદ્ર;
ધાકડ જનને કહેવો ધીંગ, વડાં જાચીકને વળગે વિંગ. ૬૮
કહેવો રાય ને હોય રાંક, વડો જાચીકપણામાં વાંક;
ભિક્ષાથી ભૂંડું નહિ કશું, શામળ સત્ય વિવેક વસ્યું. ૬૯
જાચીક જન જો ઘોડે ચઢે, તોયે નીચને નમવું પડે;
જાચીક ભણે ભલેરી ભાત્ય, લોક લહે લીધાની વાત. ૭૦
અવગુણ એક કરોડાં આથ, સદ્ય સોંઢે જાચીકની સાથ;
ખાસા ગુણ ક્ષિતિમાં ખરા, જાચકથી સહુ રહે છે પરા. ૭૧
કરે અહંકાર પોતાની કાય, ભિખારી બીજે ભવ થાય;
એકલો આપ્યા વિણ જે ખાય, બીજે ભવ ભિખારી થાય. ૭૨
ગોવિંદ તજી બીજા ગુણ ગાય, ભવોભવ ભિખારી થાય;
પાટ ઉપર મહેલે જે ધાય, ભવોભવ ભિખારી થાય. ૭૩
ન કરે પુણ્ય તણો ઉપાય, ભવોભવ ભિખારી થાય;
ચાડી ચોરી ચિત્તમાં ચાહ્ય, ભવોભવ ભિખારી થાય. ૭૪
પાણી ઉષ્ણ કાળે નવ પાય, ભવોભવ ભિખારી થાય;
જાચીક ઘેરથી પાછો જાય, ભવોભવ ભિખારી થાય. ૭૫
હાઝે પરઘેર મેલે લાહ્ય, ભવોભવ ભિખારી થાય;*
રૈયતને જો લુટે રાય, ભવોભવ ભિખારી થાય. ૭૬
સભા સત્ય ન તોળે ન્યાય, ભવોભવ ભિખારી થાય;
ઔઠું પરધન ખોદી ખાય, ભવોભવ ભિખારી થાય. ૭૭

* મત ૪. "તો તે નર ભિખારી થાય"

પિતા સહિત દુભે જે માય, ભવોભવ ભિખારી થાય;
કરે જારી જે કુડાં કામ, પરજન્મે ભિખારી નામ. ૭૮
પાપ કામમાં જે જન જશે, કોટિ ભવ ભિખારી થશે;
અદત્તા દાનની કરશે આશ, સહજ વાતે થાશે સુખ નાશ. ૭૯
જુઠાઇથી જે જર જોડવો, ભવોભવ પરશું કર ઓડવો;
ભજન ફળે પૂજો પરબ્રહ્મ, ધનનું ફળ ધારો શુભ ધર્મ. ૮૦
ધર્મ ફળથી ધન પામવું, દયા ફળ છે દુ:ખ વામવું;
શાસ્ત્ર વેદ પુરાણે જોય, આપ્યા વણુ ન પામે કોય. ૮૧
આપે ધન જે પરને હાથ, સ્વર્ગે ગાંઠડી બાંધે સાથ;
દાટયું ધન જે ધૂળે ચઢે, મર્ણ વેળા મુખ ઉપર પડે. ૮૨
ઘણો કમાઈ ભર્યો હોય ગર્થ, આપે એટલો આવે અર્થ;
નવ આપે ખરચે કે ખાય, ભારે ઝેરી ભોરંગ થાય. ૮૩
આપ્યો ઘર તે મેડે ચઢયા, ના'પ્યાં તે રણમાં રડવડ્યા;
આપ્યાં તે ભોજન અમૃત મળ્યા, ના'પ્યું તેણે કુશકા દળ્યા. ૮૪
મહાલે વસ્ત્ર પહેરી મગન, ના'પે તે તો નીચ નગન;
આપ્યાં તે સુખ પાલે સાર, ના'પ્યાં ખાંધે વહેતા ભાર. ૮૫
આપે તે તો અલખત કરે, ના'પ્યાં નયણે અશ્રુ ધરે;
આપવું તે વાતો આકારી, ના'પે તે ચાહે ચાકરી. ૮૬
આપ્યા તેને કુડળ કર્ણ, ના'પ્યે ચાંપે પરના ચર્ણ;
આપ્યાં તે પોખે નિત બ્રહ્મ, કરે ના'પ્યાં તે કુડાં કર્મ. ૮૭
આપ્યાં કરે પાણીના ધાટ, ના'પ્યાં પાડે વગડે વાટ;
આપનારને ઘેર વાડીઓ, ના'પે તે ચાહે ચાડીઓ. ૮૮
આપે તે ભારે ભોગિયા, ના'પે તે રૌરવ રોગિયા;
આપે તેહ સદાવ્રત શીખ, ના'પ્યું તે માગે છે ભિખ. ૮૯
આપ્યાં તે ઘર હુલે હાથિયા, ના'પે તે સેવક સાથિયા;
આપી શિવ પૂજનથી ઠરે, ના'પ્યે પરની નિંદા કરે. ૯૦
આપ્યાં તે ગોવિંદ ગુણ ગાય, ના'પે દંભી ડાહ્યા થાય;
આપ્યાં તે ગંગાજળ નાહ્ય, ના'પ્યાં નબળા સગે જાય. ૯૧
આપ્યાં તે તો પામ્યા વહેલ, ના'પ્યાં તે નાખે નીત ટેલ;.
આપનાર ચાવે છે પાન, ના'પ્યાં તે ભટકે થઈ શ્વાન. ૯૨
આપે ને વળી જોડે હાથ, સમૃદ્ધિ આવે તેની સાથ;
આપે છે તે ભારે ભૂપ, ના'પે તે હોય નર કુરૂપ. ૯૩
આપ્યાં તેહ સદાવ્રત કરે, પાપે પેટ ના'પ્યાં તે ભરે;
આપ્યાં તે ઘેર પ્રૌઢાં પુત્ર, ના'પ્યાં ત્યાં ભાંગ્યાં ઘર સુત્ર. ૯૪

આપ્યાં તે તો સુણશે કથા, નાં'પ્યાં વાદ કરે છે વૃથા;
આપનારને શુદ્ધ સંતોષ, રોજે નાં'પ્યું તેને રોષ. ૯૫
આપ્યાં તે હરી ગુણ ગાય છે, નાં'પ્યાં તે ગોદા ખાય છે;
આપ્યાં તે કન્યાઓ વરે, નાં'પ્યાં તે કુંવારા મરે. ૯૬
આપ્યાં તે પામ્યા પદ્મની, નાં'પ્યાં ત્યાં ન મળે શંખની;
આપવું તે સારું સર્વથી, માગ્યાથી ભૂંડું કાંઈ નથી. ૯૭
આજ જાચવા આવ્યો તુને, કૃપા કરી જો આપો મુને;
દેવથી દશ ઘણો દાતાર, ભિક્ષુક જનનો ન મળે ભાર. ૯૮
પરોપકાર એ ઉત્તમ કામ, નીચમાં નીચ ભિખારી નામ.

### દોહરા.

દયા ઉપની તે દેવને, મનમાં થયા મગન;
વિવાહ કીધો વિપ્રનો, લાધ્યું લાભ લગન. ૯૯
મન ગમતો મંડપ રચ્યો, નેહે તેડી નાત;
કન્યાદાન કોડે કર્યું, બ્રાહ્મણ જેવી ભાત. ૧૦૦
રૂડી રીત રૂખિ તણી, વેદતણા વહેવાર;
પ્રીતે ગોત્રજ પુજીયાં, ન્યાય રીત નિરધાર. ૧૦૧
પંડિત જાતે પરાક્રમી, માગણ પામ્યો માન;
હેત પ્રીતને હરખશું, દીધુ કન્યાદાન. ૧૦૨
શારદા કન્યા શુભ સતી, શિવશર્માં વર નામ;
સરખી જોડ નિરખી સઉ, હરખ્યુ બાધુ ગામ. ૧૦૩
રવિ રંનાદે પરણિયાં, જ્યમ ઇન્દ્રાણી ઇન્દ્ર;
શિવશર્માં ને શારદા, જ્યમ રોહિણી ને ચંદ્ર. ૧૦૪
લીલા વાંસ લવરાવિયા, ચર્ભક્ષ કીધો સાર;
મંગળ ફેરા ફેરવ્યા, આરોગ્યાં કંસાર. ૧૦૫
ભોજન કર્યાં ભલી ભાતનાં, પોખ્યાં વિપ્ર પકવાન;
રીત ભાત કોડે કરી, દીધાં દક્ષણા દાન. ૧૦૬
આનંદ ધન અમૃત અદિક, દૂધે વુઠયા મેહ;
જુવતી જોવા સારખી, દિવ્ય દેવાંશી દેહ. ૧૦૭
કલ્પવૃક્ષ છે કારમો, રુડાં ચિંતામણિ રત્ન;
જાચક જશ બોલે ઘણા, કરે છે ઝાઝાં જત્ન. ૧૦૮
ઝાઝાં વિખાણ જેનાં થયાં, તેને લાગે ટોક;
ઝાઝો હર્ષ જ્યાં પ્રગટિયો, સાથે આવે શોક. ૧૦૯
ઝાઝું હેત ને હર્ષમાં, વિખવાદ ઉપજે વેર;
ઝાઝું હોય અમૃત ભર્યું, જોતાં થાએ ઝેર. ૧૧૦

અલખત હોય જ્યાં અતિ ઘણી, હોંશ ઘણેરી અઘ;
જોતાં જોખમ લાગશે, કોઈ વેળાએ સઘ. ૧૧૧
અતિશ બળિ રાજા થયો, દાનવપતિ દયાળ;
ચતુરાઈ ત્યાં ચાલી નહિ, પ્રભુ ચાંપ્યો પાતાળ. ૧૧૨
અતિ સત્ય હરિશ્ચંદ્રજી, શોભ્યો સાર સંસાર;
વેચાણો પોતે નીચ ઘરે, ગણકા ઘેર નિજનાર. ૧૧૩
અતિશે સીતા સાધવી, અતિ રૂપ સુરૂપ;
પડી પરવશ તે પ્રેમદા, હરી ગયો રાવણ ભુપ. ૧૧૪
દશકંધ અતિ ગર્વે ચઢયો, વપુ ધર્યો બહુ વંક;
જીવ જોખ ને જર ગયો, લુટાણિ બાધી લંક. ૧૧૫
અતિ પાંડવ પરાક્રમી, મચ્છવેધ પામ્યો માન;
વૈરાટ ઘેર વાસો વસ્યા, દાસપણનું ખાધુ ધાન. ૧૧૬
અતિ અહંકાર દુર્યોધને, ફોકટ કીધી ફુલ;
કૌરવ કુળ કપાવિયુ, ન રહ્યું ડાળ કે મૂળ. ૧૧૭
અતિ જોરાવર જાદવા, કળ્યા ન કોટિ કલ્પ;
પળમાં પ્રાજે થઈ પડ્યા, સહજ થયા સૌ સ્વલ્પ. ૧૧૮
કૈયાકિચક કારમા, ભરી સતીશું બાથ;
એક ચિતામાં તે બળ્યા, સોયે બાંધવ સાથ. ૧૧૯
અતિ ધર્મીષ્ટ થઇ દ્રુપદી, પતિ હતા જે પાંચ;
દુર્યોધન દુષ્ટે દમી, અદિકી દીધી આંચ. ૧૨૦
અતિશે વહાલા ગોપિને, પરબ્રહ્મ ઉપર પ્રીત;
વિયોગ થયો વ્રજનાથનો, એવી છે એ રીત. ૧૨૧
અતિશે કાંઇ છાજે નહિ, રૂડું ભુંડું કામ;
રૂડાનુ રૂડું રહે, નિર્મળ જુગમા નામ. ૧૨૨
અતિ જેણે રૂડા કર્યા, શોભ્યા સતવાદી સ્વર્ગ;
રુડાનું રૂડું થશે, વેદ લખાણા વર્ગ. ૧૨૩
ભૂડું કરનારા ભોટશે, ઠરે નહિ એકુ ઠામ;
આ ઉગ્યા આ આથમ્યા, કરતા કુડાં કામ. ૧૨૪
અતિ સુખ પામી શારદા, ભાંગી શિવશર્મા ભૂખ;
તે વેળા તેણી ઘડી, દારુણ પ્રગટયુ દુઃખ. ૧૨૫
અમૃતનું તે વિષ થયું, થયુ શ્વેતનું શ્યામ;
કથીર થયું કંચનતણું, રુઠયા જે શિર રામ. ૧૨૬
વિવાહનું વરસી થયું, માહ જોર થયું મંદ;
ષણમાસીક પંચમાસીનું, જો જો ગત ગોવિંદ. ૧૨૭

ઉદયનું આથમવું થયું, ઉજેસ થયો સૌ અંધ;
શોક થયો બહુ હર્ષમાં, ધર્મમાં પ્રકટયો ધંધ. ૧૨૮
મધ્યાન સંધ્યા કારણે, ગયો વરરાજા વર્ત;
જળમાંથી નાગે ડસ્યો, મેળે પામ્યો મૃત્ય. ૧૨૯
પ્રહર એક પરણ્યે થયો, જીવ તજ્યો જરૂર;
હસ ઉડ્યો હજુરથી, ગયું ચૈન્યનું નૂર. ૧૩૦
સમિપ હતા જે સાથીઆ, ધાર્યું તેણે દ્રષ્ટ;
કુંઇક સુધી તો કળકળ્યા, કાયે પ્રગટયું કષ્ટ. ૧૩૧
કંકોતરી થઇ કાળોતરી, કહી પેર જઇ ઘેર;
સમજી સરવે શારદા, પરણ્યાની ભુંડી પેર. ૧૩૨
હર્ષમાં વૃષ્ટિ શોકની, ફળ લાગ્યાં જખ ઝેર;
ચતુરાઇ ત્યાં ચાલે કશી, વિસ જન્મનું વેર. ૧૩૩
જન સર્વે જોવા ગયા, સૌકો પામ્યા શોક,
જીવ ગયો જામાત્રનો, ત્રાહ્ય ત્રાહ્ય કહે લોક. ૧૩૪
ઉપાય નહિ એકું તેહનો, જીવ્યાનો નહિ લાગ;
વાર લાગે વહાલા કહે, દીજે અગ્નિ દાઘ. ૧૩૫
જેને હિત હોય જેટલું, તેટલુ ટલવે તન;
કુટે પીટે કળકળે, વળતુ વાળે મન. ૧૩૬
અન્ન પાણી કો નવ તજે, તજે ન તડકો ટાઢ;
ખારું પાણી નવ પીએ, રુદન કરે લબાડ. ૧૩૭
સગા વહાલાં સહોદરાં, સોંઢે મહિ કો સાથ;
હીરા માણેક મોતિયા, અવનીમાં રહે આથ્ય. ૧૩૮
મૃત્ય દીઠે માઠું થયું, નડે પ્રિય જનને પ્રીત;
કર્યું કામ સૌ કળકળ્યાં, મનુષાચારી રીત. ૧૩૯
અવની આદ્ય અંબર અદિક, જો કાંઇ ઉથલે હોય;
કરે ઉપાય તેનો કશો, મુવું ન જીવે કોય. ૧૪૦
કાં રાંક કાં રાજવી, હરિ સમોવડ હોય;
કાં સિદ્ધ કાં સાધવી, મુવાં ન જીવે કોય. ૧૪૧
કાં દેવ કાં દાનવી, જશવંતા જરપતિ જોય;
સૂરપૂર જાતી સતી, મુવાં ન જીવે કોય. ૧૪૨
જળ સ્થાનક સ્થળ નિપજે, કથીરનું કંચન થાય;
મુવાને જીવાડવો, ન મળે એકું ઉપાય. ૧૪૩
જ્ઞાની ને વળી ગુણનિધિ, વિપ્ર ને ભણિયો વેદ;
શિક્ષા દીધી સર્વને, ભાગ્યા મનના ભેદ. ૧૪૪

દાણો પાણી દિલથકી, દશાયે ખરચ્યો દામ;
માનવી મન વાળી રહ્યાં, કરી કલ્પાંત તે ઠામ. ૧૪૫
શારદા કન્યા શુભ સતી, રૂપ તણી રિધ રેખ;
બાળ રંડ રહી બાપ ઘર, વિધવા કેરો વેશ. ૧૪૬
મનવાળ્યું તે માનની, જીવત લીધો જોગ;
કાયા વશ કરી કામની, ભાવે તજીઆ ભોગ. ૧૪૭
ભસ્મ ચોળે નિત ભામની, ગોપીચંદન ભાળ;
અહનિશ જપ ઈશ્વર તણો, રામ કૃષ્ણ ગોપાળ. ૧૪૮
ઈન્દ્રિ વશ આપે કરી, સર્વે તજીયા સ્વાદ;
કાળક્ષેપ કરે કામની, અંતર નહિ ઉલ્લાદ. ૧૪૯
વેઠે દુઃખ બહુ બાળીકા, વનિતા જોબન વેશ;
કરૂપ કર્યું કાયાતણું, સુખ ન ભોગવે લેશ. ૧૫૦
પેટ ભરે પિતા ઘરે, કરે શિવ પૂજન કામ;
અવિદ્યા અગ એકે નહિ, નિત્ય જપે હરિ નામ. ૧૫૧
અનેક દિવસ એમ વહી ગયા, ધાર્યો રુડો ધર્મ;
જૈમુન્ય ઋષિ એક આંધળો, ભમતો આવ્યો બ્રહ્મ. ૧૫૨
તેજસ્વી એ અરુણવત, અંધો અને અપગ;
કંધ તુંબી કર લાકડી, શિષ્ય એક છે સંગ. ૧૫૩
ભટકે ભિક્ષા કારણે, પેટ કારણે પેર;
અચાનક તે આવિયો, શારદા કેરે ઘેર. ૧૫૪
આવી દ્વાર ઉભો રહ્યો, દીધો આશીર્વાદ;
એટલે કાને સાંભળ્યો, શારદા કુંવરી સાદ. ૧૫૫
આતિથ્ય આવ્યો આંગણે, જો તે નિર્મુખ જાય;
સુક્રિત હોય શત વર્ષનુ, પ્રલય પલકમાં થાય. ૧૫૬
પ્રસન્ન રહે આતિથ્ય જો, પરમેશ્વર પ્રસન્ન;
નિર્મળ જન તો નિરખશે, દેવરૂપ દર્શન ૧૫૭
શાસ્ત્ર શાસ્ત્ર સુણે સકળ, નિર્મળ કુળની નાર;
આતિથ્ય જનને આપવા, બાળા આવી બહાર. ૧૫૮
બાંહે ગ્રહી બેસારિયો, આપ્યું શુભ આસન;
ભક્ત્ય કરી ભલી ભાતથી, ભાવતાં દીધ ભોજન. ૧૫૯
ખાનપાન સન્માન શુભ, ખાટ તળાઈ સે'જ;
પોઢાડયો પ્રીતે કરી, હેતે આણી હેજ. ૧૬૦
શિવ રૂપ જાણી સેવા કરે, વારું સંભળાવે વાત;
માત તાત શિક્ષા કરે, પરવરજો પ્રભાત. ૧૬૧

અરૂણોદય તે ઉઠિયો, કુળાચાર શુભ કર્મ;
બમણી ભક્ષ્ય બીજે દિવસ, ધાર્યો રૂડો ધર્મ. ૧૬૨
સુંદર વસ્ત્ર સોહામણો, દીધાં દક્ષણા દાન;
અમૃત મેવા અતિ ઘણા, પ્રીતે આપ્યાં પાન. ૧૬૩
આભૂષણ ઓપાવિયાં ડગલા ડોટી દીધ;
પ્રદક્ષિણા દઈ પાગે નમી, કામનિ કરુણા કીધ. ૧૬૪
અંધો આંખ્ય દેખે નહિ, વપુએ નહિ વિચાર;
સધવા કે વિધવાતણો, શાથી જાણે સાર. ૧૬૫
ચીર પહેર્યાં કે ચીંથરાં, રિધ ગ્રહી કે રાખ;
દેહ અંધ દાખ્યો નહિ, ભાખી અજાણે ભાખ્ય. ૧૬૬
આંખ સાથે અક્કલ ગઈ, ગઈ સાન ને શર્મ;
અઘોર પાપે અંધાપણું, કુડું જ્યારે કર્મ. ૧૬૭
નર્ક દુઃખ છે દોહલુ, દઢ અધર્મથી ધંધ;
ત્રીસ ઘણું દુઃખ તે થકી, આંખ અપંગા અંધ. ૧૬૮
અર્ઘ પાદ્ય પૂજા કરી, સુધા સુખડના સોડ;
ઋષિ રીઝયા રુદિયા વિશે, પહોંચ્યા મનના કોડ. ૧૬૯
જૈમુન્ય કંઈ જાણે નહિ, અક્કલ ન ઉપની અર્ધ;
વિધવા કે સધવા સતી, બાળ યૌવા કે વૃદ્ધ. ૧૭૦
ભોળો ને વળી બ્રાહ્મણો, ઘરડો ને ગુણવંત;
બોલિ જાણ્યું નહિ બાપડે, સત્ય શિરોમણિ સંત. ૧૭૧
કુડ કપટ કંયે નહિ, વિવેક વિચાર કે વાદ;
હર્ષ હેત ઉલટ થકે, દીધો આશીર્વાદ. ૧૭૨
પાગે લાગી પ્રેમદા, પાસે માત ને તાત;
સગા સહોદર સૌ મળ્યાં, વિપ્રે કીધી વાત. ૧૭૩
અખંડ સોભાગ્ય તુજને હજો, પુત્ર તણે ઘેર પુત્ર;
રાજ્ય કરો સ્વામી સહિત, ઘણી લક્ષ્મી ઘર સૂત્ર. ૧૭૪
અખંડ ચૂડો ને ચાંદલો, અખડ નર ને નાર;
અખંડ વહુ ઘેર દીકરો, કહે એમ વારંવાર. ૧૭૫
નિચુ જોઈ નારી કહે, ફોકટ શો એ ધંધ;
હું તો વેશ વિધવા તણો, આખ ન દેખે અંધ. ૧૭૬
લવ કરો લેખાવની, કહે ન ડાહ્યા કોય;
આંખ ફુટા દીસે ઘણા, હૈયા ફુટ કોઈ હોય. ૧૭૭
પાણી ખુવો પોતાતણું, ખુવો છો જશની જાગ્ય;
વિપરીત વાણી શું વદો, અક્કલમાં ઉઠી આગ. ૧૭૮

કુંણ ધણીઆણી કુંણ ધણી, કોણ પુત્રી કોણ પુત્ર;
હું વિધવા છું વિપ્ર સુણ, ક્યાંથી ઘર ઘર સુત્ર. ૧૭૯
પરણ્યા કેડે પ્રહર એક, દેહે વાધ્યો દર્પ;
કાયામાં ઘણું કળકળી, સ્વામીને ડસીઓ સર્પ. ૧૮૦
પૂર્વ જન્મ પાપે કરી, વિધવા થઇ છું વેશ;
ચિંતની કહે નહિ ચુડલો, શિર મુડાવ્યા કેશ. ૧૮૧
લવ કરી લેખાવની, બોલ્યા જૂઠાં બોલ;
વચન અફળ તુજ વૃદ્ધનું, તે નહિ તારુ તોલ. ૧૮૨
વચન ભ્રષ્ટ તુજ વૃદ્ધનું, વિવેકિ બોલો વાણ;
વાંક નથી કાંઇ તમ તણો, આંખો હિણ અજાણ. ૧૮૩
વાંક એ વિધાતા તણો, તજના મજના પાપ;
લક્ષણ હિણ લજવી મુને, પાસે માને બાપ. ૧૮૪
પહોંચી આશીષ તમ તણી, સાંભળે છે સૌ સાથ;
વાટ ઉઠી તુજ વેદમાં, છો કોઇ આપ અનાથ. ૧૮૫
નાસી જાઓ આ નગરથી, માંહદેખાડો પુઠ;
બીજીવાર રખે બોલતા, મેળી રાખો મુઠ. ૧૮૬
ઋષિ કહે રામા સુણો, અજાણે કહ્યુ છું એહ;
વચન ન જાએ માહરું, નિશ્ચય નિઃસદેહ. ૧૮૭
રવિ ઉગે જો પશ્ચિમે, વહે દક્ષિણમાં ગંગ;
બ્રહ્માંડ સહિત ભૂમિ ડગે, વચન ન થાએ ભંગ. ૧૮૮
અર્ણવ મર્યાદા મૂકશે, કિરતારનો જ્યારે કોપ;
ખ ક્ષિતિ થાએ એકઠાં, પણ લહો વચન નહિ લોપ. ૧૮૯
શેષ નાગ સળકે કદા, ડોલે દશ દિગ્પાળ;
ઉલટ સુલટ અવની ફરે, વચન ન જાએ આળ. ૧૯૦
વિપ્ર બોલો શીદ વાધતુ, માર્ગ જાઓ મહારાજ;
ફરી ફળ જો કાઢશો, લોપે કોઇક લાજ. ૧૯૧
શૃંગ ગયાં જયમ ઉંટના, ગયો અર્ણવ જળ તોલ;
વંશ જાય જ્યમ વાંઝનો, ગયો તમારો બોલ. ૧૯૨
ગયા સ્તંભ આકાશના, ગયો જૂઠાનો કોલ;
શીલ ગયું ગુણિકાતણું, ગયો તમારો બોલ. ૧૯૩
દરિદ્રનું ડહાપણ ગયું, લંપટની ગઇ લાજ;
તે રીતે બોલ તવ ગયો, માનોને મહારાજ. ૧૯૪
સંધ્યા હિનનું બ્રહ્મત્વ ગયું, ગયું દંભીનું દાન;
વચન ગયું તમ વૃદ્ધનું, મિથ્યા રાખો માન. ૧૯૫

આંખો ગઈ જયમ અંધની, ગયા બધિરના કાન;
તેમ વચન તારું ગયું, મિથ્યા રાખે માન. ૧૯૬
અરુણ ઉદય તિમિર ગયું, લોભી પુણ્ય ન મૂળ;
તે રીત વચન તારું ગયું, નથી ડાળ કે મૂળ. ૧૯૭

## ચોપાઈ.

હિત જન સર્વે સુણતે હસ્યા, વિપ્ર બોલ મનમાંહે વસ્યા;
ગુણ વચન તમારું ગયું, આળપંપાળ ડહાપણ થયું. ૧૯૮
ફળ તારા બોલ્યાનું ફોક, હસે લક્ષધા તુજને લોક;
પતિ મુવાં થયાં વર્ષ પાંચ, સત્ય વાત કહીએ સાચ. ૧૯૯
દેવિનો વર નાગે ડસ્યો, સંદેહ નથી એ વાતે કસ્યો;
બાળી ભસ્મ કીધો તેહને, દુ:ખ પામી દુનિયાં દેહને. ૨૦૦
દેશ દેખતાં દહન જ કર્યો, પુનર્જન્મ હશે અવતર્યો;
તરુણીએ કીધુ સૌ ત્યાગ, વિધવા વેશ ગ્રહ્યો વૈરાગ. ૨૦૧
ખોટો ધંધ કશો નવ ખપે, જુવતિ પંચાક્ષર નિત જપે;
ઘર મૂકી નવ જાએ બહાર, નિર્મળ કુળની છે એ નાર. ૨૦૨
જુવતિ કો સામુ નવ જુવે, પુણ્ય કરીને પાતિક ધુવે;
સતીપણું સીતાથી ઘણું, ભાવ ભેદ કાંયે નવ ભણું. ૨૦૩
તમે કથન અજાણે કહ્યું, સતી શારદાએ તે સહ્યું;
જાતા હો ત્યાં સુખે જાઓ, શાને કાજે દુ:ખિયા થાઓ. ૨૦૪
વૃદ્ધ વેશ ને અધા આંક, નથી વિપ્ર તમારો વાંક;
કથન સારું મનાવા કહ્યું, તે તો સર્વે વહેતું ગયું. ૨૦૫
કળકળ્યો વિપ્રને ચઢિયો કોપ, લજ્જા વચન થયું મુજ લોપ;
જશ ગયો ને લાગી જ્વાળ, કાયામાં પ્રગટ્યો બહુ કાળ. ૨૦૬
વિપ્ર કહે વચન મુજ વટે, જરૂર જીવવું તો નવ ઘટે;
પ્રત્યક્ષ જોશો સૌ પારખું, સિદ્ધ બોલ્યો કૌતુક સારખું. ૨૦૭
કદી મેં ભૂલે ચૂકે કહ્યુ, તો એમાં શું તારું ગયું;
વનિતા કહું તે કરને વ્રત, કાયા કલ્યાણ તુજ થાશે તર્ત. ૨૦૮
ચિંતની તુજ ટળશે ચિંતાય, ન કરે તો આપું હત્યાય;
કામની કહું તે કરને કામ, ઉમા માહેશ્વર વ્રતનું નામ. ૨૦૯
ઉમા માહેશ્વર વ્રત આચરો, કોડવસા કહું તમ કરો;
વિશંભર સેવે દુ:ખ વામિયે, પ્રૌઢાં પુણ્ય પ્રીતે પામીએ. ૨૧૦
કોટિ બ્રહ્માંડ તણો કિરતાર, સફળ થાય તારો અવતાર;
અવની આકાશ પવન ને પુર, નારાયણનું સઘળે નૂર. ૨૧૧

પલક એક પરબ્રહ્મનો થાય, કોટિ કલ્પ મનુષ ભવ જાય;
ક્રોડ બ્રહ્માંડ નવાં નિત કરે, હરિહર દુઃખ સર્વનાં હરે. ૨૧૨
વનિતા રાખો દૃઢ વિશ્વાસ, પંડિત કહે રહું તુજ પુર પાસ;
વચન બોલ ઓશિકળ થશું, જશ ગ્રહી દુઃખ ટાળી જશું. ૨૧૩
માનની બોલ રાખો માહરો, સાચે શ્રેય થશે તાહરો;
સાચી પેરે દીજે શીખ, વ્રત કરતાં રાખો મા બીક. ૨૧૪
હસે તેને હસવા દીજીએ, ઉમા માહેશ્વર વ્રત કીજીએ;
પ્રેમદા તેને પ્રણુમી પાગ્ય, જડી મુને જશવંતી જાગ્ય. ૨૧૫
ઉમા માહેશ્વર વ્રત કેમ કરૂં, કિયે દિવસથી એ આચરૂં;
કોણુ નક્ષત્ર ને કોણુજ વાર, કોણુ માસ તિથિ છે સાર. ૨૧૬
કોજ ઇષ્ટ ઉપાસીક સેવ, કોણુ પૂજવો દૈવત દેવ;
વેદ ધર્મ જે જાણો જયથા, કહો મુને માંડીને કથા. ૨૧૭
કહો વિધિવત રહો આદિશ, કોણુ પ્રકારે પૂજું ઇશ;
શા શા પુણ્ય કરું શા દાન, કેવો ધર્મ ને કોનુ ધ્યાન. ૨૧૮

## દોહરા.

માર્ગશિર કે ચૈત્રમાં, શુકલ પક્ષ શુભ વાર;
તિથિ આઠમ કે ચૌદશ, પુષ્પ નક્ષત્રે સાર. ૨૧૯
અષ્ટ દળ તાંદૂળનું કરો, કળશ સ્થાપી કર જોડ;
સુવર્ણમય બે મુર્તિયો, ઉમા સાથે હર જોડ. ૨૨૦
શ્રી ફળ સોપારી સહિત, તાંબૂળ વસ્ત્ર વિવેક;
બ્રાહ્મ દશાની ભાવના, ઇશ્વર જાણો એક. ૨૨૧
શીળ સંતોષ સુધર્મથી, પૂજા પદ્ધત પાઠ;
એક વર્ષ એમ આચરો, માનની મારે માટ. ૨૨૨
તજો કામ ને કલ્પના, તજો લાલચ ને લોભ;
તજો અહંપદ પ્રેમદા, ક્ષણુ ન પામો ક્ષોભ. ૨૨૩
મન મારી મન વશ કરો, હૈડું રાખો હાથ;
તન મન ધન અર્પણુ કરો, ઉમા માહેશ્વર સાથ. ૨૨૪
પંદરે પંદર દિવસે, ઉપવાસ પૂજન કામ;
ઉમા માહેશ્વર વ્રત એ, નિર્મળ રુડું નામ. ૨૨૫
ઉદ્યાપન એક વર્ષનું, જ્યારે પૂરું થાય;
હોમ હવન બ્રાહ્મણુ જમે, એ વ્રત એમ કરાય. ૨૨૬
પ્રસન્ન થશે પરબ્રહ્મએ, કળી શકે નહિ કોય;
વીસ લક્ષ જન્મ વૈભવ મળે, વિધવાપણુ નહિ હોય. ૨૨૭

મહારાજ રહો આ ગામમાં, વિવેક કરાવો વ્રત;
શણુ ગાંઠ બાંધી સુંદરી, તે વેળાએ તર્ત. ૨૨૮
પંડિત રાખ્યો પ્રીતથી, લેશ ગણી ન લાજ;
માત તાત ને વાત કહી, કહો તો કરીએ કાજ. ૨૨૯
મા કહો તો નિશ્ચે મરું, પિંડ ધરું નહિ પ્રાણ;
સાચી વાત વપુ વસી, વિપ્ર તણી વરવાણ. ૨૩૦
માતા પિતાએ મન ધર્યું, ધર્મવંતી દૃઢધીશ;
ના કહેવે નિશ્ચે મરે, સ્ત્રીહત્યા હોય શીશ. ૨૩૧
સજ્જન મળ્યા સૌ એકઠા, વચન કહ્યાં વિવેક;
વનિતા વ્રત સુખે કરો, ન્યાય શાસ્ત્રનો નેક. ૨૩૨
ઋષિ રાખ્યો ઘેર રોખમાં, આપે નિત અન્ન દાન;
ગાયત્રી જપ માંડિયો, શિવ પૂજન સન્માન. ૨૩૩
મનોહર માર્ગશિર માસમાં, શુદ આઠમ ગુરુવાર;
પુષ્ય નક્ષત્રે પ્રીતથી, થાપ્યા દેવ દાતાર. ૨૩૪
જે જ્યમ લખિયું શાસ્ત્રમાં, રાજસ ખરચી રિદ્ધ;
વિપ્રે વ્રત મંડાવિયું, જૈમુન્ય સાચો સિદ્ધ. ૨૩૫
પ્રીતે નિત્ય પૂજા કરે, પદર દિવસે પુણ્ય;
તન મન શિવને સોંપિયું, નેક રહી નહિ ન્યૂન. ૨૩૬
સૂત કહે શૌનક સુણો, મહાદેવ તણો મહિમાય;
શિવ પુરાણ સુંદર કથા, સુખ સાગર સીમાય. ૨૩૭
જન્મ મરણ જોખમ ટળે, ટાળે જમમાં દંડ;
અષ્ટાદશ અધ્યાય આ, ભવ બ્રહ્મોત્તરખંડ. ૨૩૮
ગાય શીખે ને સાંભળે, ભણે ગણે કરી ભાવ;
ભવ જળમાં બૂડે નહિ, નૌતમ એવું નાવ. ૨૩૯
શિવ પૂજન સૌ કો કરો, વિવિધ પ્રકાર વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૨૪૦

(ઇતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'ઉમા માહેશ્વર વ્રત કથન' નામનો અષ્ટાદશોધ્યાયઃ

---

## અધ્યાય ૧૯ મો.

### દોહરા.

પ્રથમ પૂજું પરબ્રહ્મને, સેવું શારદ શક્ત્ય;
જાપ જપું જગદંબનો, જાયો સરવે જક્ત. ૧

વિદ્યા રૂપી વિરંચીને, વર્ણવ્યા ચારે વેદ;
વળતી ઝુઠી વ્યાસને, ભણિયા ભારત ભેદ. ૨
આદ્ય, મધ્ય ને અંત પણ, અકલદેયણી આપ;
પંડિત કહેવાણા પ્રીતથી, એ ઇશ્વરી પ્રતાપ. ૩
હીંડવું હોંસે ચાલવું, વાણીતણી વિગત્ય;
તે કાયે સુઝે નહિ, સહાય નહિ જો શકત્ય. ૪
લક્ષ્મીવર લક્ષ્મીવડે, શક્તિથી શિવ સ્હોય;
બ્રહ્મા બ્રહ્માણીવડે, પૂજાતા જગમાં જોય.* ૫
પુરુષ થકે છે પ્રકૃતિ, પ્રકૃતિ થકે પુરખ;
અદિકું ઓછું ઇમાં નથી, મમત કરે તે મૂરખ. ૬
બીજ થકી સૌ નિપને, વૃક્ષ થકી હોય બીજ;
આગળ પાછળ એક નહિ, રૂડા સુણતે રીઝ. ૭
નારી વણ નર એકલો, વેદ ન વાધે વંશ;
વર વિણ વનિતા વાંઝણી, પાપતણો પ્રશંસ. ૮
વિશંભરથી વાધી વિગત, જગદંબે જાયું જક્ત;
એકીભૂત એ જાણવાં, સાચાં શિવ ને શક્ત. ૯
મમત કરે તે મૂરખા, હરીહર એ છે એક;
ઉમા લક્ષ્મી બે એક છે, વિચાર ગ્રહે વિવેક. ૧૦
સૂત કહે શૌનક સાંભળો, કહુ બ્રહ્મોત્તરખંડ;
જનમ મરણ જોખમ ટળે, ટળે યમદૂતના દંડ. ૧૧
મનવાંછિત માગ્યાં મળે, ધર્માર્થ કામ ને મોક્ષ;
પૂરણ પાપ પ્રલય કરે, દાખો નહિ કોઉ દોખ. ૧૨
ઓગણીસમા અધ્યાયની, કહું કથા કરજોડ;
કૌતુક તેમાં કારમા, જશ ઉપાર્જન જોડ. ૧૩
વેદ વચન વાણી વિમળ, શાસ્ત્ર પુરાણે સાખ;
શિવ પુરાણ માંહે સ્તવન, ભવ બ્રહ્માની ભાખ. ૧૪

### ચોપાઈ.

ગુણીજન રહ્યો ગુણવંતી ઘેર, પ્રીતે પૂજા માંડી પેર;
કોડે વરણ વિપ્રનાં કીધ, દાન દક્ષિણા બોહ વિધ દીધ. ૧૫
ધ્યાન ધરણીધરનું ધર્યું, કરુણાનિધનું સ્થાપન કર્યું;
સુમુહુર્ત આવ્યો જે દીશ, સ્થાપ્યા તવ ઉમાપતિ ઈશ. ૧૬

* પ્રત ૪. "કળી શકે નહિ કોય."

પુરણ પ્રીત માંડી પ્રેમની, હેત અતિમા કીધી હેમની;
સહજ પૂજન તો નીતે કરે, પંદરે દિવસ મંડળ ભરે. ૧૭
તે દિન અદિકા ઉત્સવ થાય, શિવના ગુણ શિવ સેવક ગાય;
વાજે ઢોલ મૃદંગ નિશાણ, પ્રમદા પુન્યવંતી પ્રમાણ. ૧૮
લક્ષધા જોવા મળિયા લોક, શામાએ તો તજીઓ શોક;
કોઈ સ્તુતિ કોઈ નિંદા કરે, ધર્મવંતી મન લવ નવ ધરે. ૧૯
એક મનને એક જ ચિત્ત, પરબ્રહ્મ પૂજે આણી પ્રીત;
છક બળ ભેદ સર્વે છાંડિયું, ઉમામહેશ્વર વ્રત માંડિયું. ૨૦
મનસા વાચા કાયિક કામ, નિમેષ નિમેષ ઉમા શિવ નામ;
એમ કરતાં સવત્સર થયું, કોટિ જન્મનું પાતિક ગયું. ૨૧
ઉદ્યાપન કીધુ જે દીશ, પુજ્યા તવ ઉમાપતિ ઈશ;
વર્યા વિપ્ર વારુ વેદિયા, બ્રહ્મવિદ્યાના જે ભેદિયા. ૨૨
મનોદ્ધાર ત્યાં પૂરણ કીધ, દાન દક્ષા દિલથી દિધ;
મધ્યરાત્રી તે માનનિ, ધરે ધ્યાન શિવનું કામનિ. ૨૩
રૂડો અંધ બેઠો છે ઋખિ, મહાદેવ મંત્ર જપે છે મુખિ;
મહાદેવે વિચાર્યું મન, શામાએ સોંપ્યું તન મન ધન. ૨૪
એ શામાનો ટાળુ શોક, સ્વર્ગ મૃત્યુ જાણે ત્રિલોક;
માત તાત ને જાણે ગામ, કરું સર્વથા એનું કામ. ૨૫
ગુણ વધારુ ઋખિનો ઘણો, વધે મહિમા એ વ્રત જ તણો;
અબળાની પહોંચાડું આશ, પુરણ થાએ પુણ્ય પ્રકાશ. ૨૬

દોહરા.

સ્થાપન કીધુ જે ઠામમાં, હેતે પ્રતિમા હેમ;
કુંભમાંથી પ્રગટયું કારમુ, શિવલિગ શુધુ ક્ષેમ.* ૨૭
જયમ આભથી ઈન્દુ નીસરે, ઝહળહકારે જયોત;
પ્રતિમાથી પ્રગટ થયુ, ઉદયકાર ઉદ્યોત. ૨૮
શતકોટિ સૂર્ય ત્યાં ઉગિયા, જયજયકારે સૌ જોય;
જાણે ઈન્દુ અયુતધા, હર્ષ હેત બહુ હોય. ૨૯
પ્રગટ થયા પોતે પ્રભુ, દેવાધિદેવ તે ઈશ;
કારણ કોટિ બ્રહ્માંડના, આદ્ય નિરંજન ઈશ. ૩૦
ઉઘડી આંખ અધા તણી, થયો દેખતો તર્ત;
પ્રથમ એને સફળે ફળ્યું, વનિતા કેરું વ્રત. ૩૧
કામ સરખી કાયા થઈ, ચાતુર નિર્મળ ચંદ્ર;
સઉ ઋખિમાં શોભિયો, તેત્રીસ ક્રોડમાં ઇન્દ્ર. ૩૨

* મત ૪. "પ્રમદા ઉપર પ્રેમ."

વેદ જ્યારે વદને વસ્યા, દીઠું દિવ્ય દર્શન;
એક* ઉનમ ત્યાં નવ રહી, પ્રભુ થયા પુર પ્રસન્ન. ૩૩
દેવાંશી દેહે થયો, અગમ નિગમ ગુણુ જ્ઞાન;
સકળ વાતે સિદ્ધિ થઈ, ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન. ૩૪
વિસ જન્મની વાર્તા, વસી વિપ્રને વાસ;
સ્તુતિ કીધી શૂળપાણુની, પહોંતી પ્રેમે આશ. ૩૫
કરતા હરતા કરુણાનિધિ, ભરતા ધરતા ભોગ;
વિશ્વપતિ છે વિશ્વમાં, શિવ સિદ્ધિ સંજોગ. ૩૬
દુશ્મન સૌ ડરતા થયા, ધારણુ આવી ધીર;
પંચમહાભૂત કરતા પ્રભુ, નગ નાગ નવાણે નીર. ૩૭
કોટિ બ્રહ્મા કરતા તમો, ચૌદભવનના નાથ;
તું ભૂધર ધરણિધરા, સ્તુતિ માંડી બે હાથ. ૩૮
કરજોડી ઋખિએ કહ્યું, વિશંભર વિશ્વ વિલાસ;
આશાપુરી માહરી, પૂરો સ્રીની આશ. ૩૯
જશ વાધે જયમ જગતમાં, વિધવાપણું ન હોય;
શારદા રુદય સરખી ગણો, નિંદા ન કરે કોય. ૪૦
વૈભવ વાસવ સારખો, ધણી લક્ષ્મી ધરસૂત્ર;
ઈશ્વર એને આપિયે, પુત્ર તણે ઘેર પુત્ર. ૪૧
ઉમા સહિત ઈશ્વર હસ્યા, નારીએ નિરખ્યા નેહ;
પુરાતન પાપ પ્રલય થયાં, થઇ દેવાંશી દેહ. ૪૨
જગત જનેતા જગતપત્ય, જગપાવન જગદીશ;
અનેક સ્તુતિ એવી કરી, પાગ નમાવ્યું શીશ. ૪૩
કરુણાનિધ દૃષ્ટે કામની, ભવતારણુ ભૂ ભૂપ;
દુર્લભ દર્શન દેવને, રામા દીઠું રૂપ. ૪૪
પચવદન ત્રિનેત્ર ધર, ઈન્દુ ભાળ શીર ગંગ;
અર્ધાંગે ઉમા વસ્યાં, શોભા સુંદર અંગ. ૪૫
બાંહે વાસુકી બેરખા, હૈડે શેષનો હાર;
કાને કુંડળ ઝળમળે, અપરમપાર અપાર. ૪૬
સૂર્ય ચંદ્ર અગ્નિતણાં, તરતીબ નેત્ર એ ત્રણ;
અષ્ટ સિદ્ધ નવનિધિ રિધ, ચાતુર ચાલે ચરણુ. ૪૭
વિષ્ણુ લક્ષ્મી વંદન કરે, બ્રહ્મા સ્તુતિ ભાખંત;
અર્ધાંગે ઉમા વસ્યાં, દિલમાં નિત્ય દાખંત. ૪૮

* પ્રત ૪. "સંગ."

જેના દર્શનથી ટળે, લક્ષ ચોરાશી ખાણ;
મહાદેવ નિરખ્યા માનની, પૂર્ણ ત્રિશૂળ છે પાંચ. ૪૯
ગદ ગદ કંઠ ગળી ગઈ, શોભા અદ્ભૂત સંગ;
હવે મારે ઉનમ કશી, રાચું રૂડો રંગ. ૫૦
ધુમ્રપાની ધ્યાને ધરે, કાયા વેઠે કષ્ટ;
કોણ પુણ્ય પ્રગટ થયું, ધરણીધર નિજ દ્રષ્ટ. ૫૧
બ્રહ્મા થાક્યા ભણી ભણી, વર્ણી થાક્યા વેદ;
સ્વપ્ને શિવ નિરખ્યા નહિ, ભ્રમ્યા ભૂતલે ભેદ. ૫૨
ખટ દર્શન હિંડે ખોળતા, નિમેષ ન નારાણ;
જોગી જંગમ જશ જપે, પંડિત કરે પારાણ. ૫૩
ધન્ય અવતાર ધન ભાગ્ય મુજ, ધન્ય માત ધન્ય તાત;
ઉમા માહેશ્વર વ્રત ધન્ય, ધન જશ રૂપી જાત. ૫૪
ધન્ય વિપ્ર વિદ્યાનિધિ, ધન્ય બ્રાહ્મણનો ભાવ;
ધન્ય સુખ દુઃખ પુણ્યને, મળ્યું ભવ તરવા નાવ. ૫૫
ધન્ય પૂજન ધન્ય પ્રતિમા, ધન્ય ઋષિનું રૂપ;
ઉમા માહેશ્વર વ્રત ધન્ય, ધન્ય એ ભોળો ભૂપ. ૫૬
પરબ્રહ્મ પ્રત્યક્ષ બોલિયા, પ્રમદા પાગે લાગ;
અંતર ઇચ્છા ઉપજે, મન ગમે તે માગ. ૫૭
ઉનમ કાંઈ રાખેશ મા, મનમાં હોય જે હામ;
ઇન્દ્ર લોક વૈકુંઠવર, સ્થિર પદ આપુ ઠામ. ૫૮
નરેન્દ્ર કરું નવખંડ નિધ, બ્રહ્મલોક ભરપૂર;
ચૌદ લોક ચિંતામણિ, જ્યાં લગ ચંદ્ર ને સૂર. ૫૯
કહે કામની ઉનમ કશી, જુગતે જોડ્યા હાથ;
કોટિ બ્રહ્માંડ કરનાર કૃત, નિરખ્યો ભોળોનાથ. ૬૦
જન્મ મરણ જોખમ જરા, ટળી ગયું મુજ તર્ત;
પરબ્રહ્મ તમ પ્રતાપથી, સફળ ફળ્યું મુજ વ્રત. ૬૧
સનકાદિકને સ્વપ્ને નહિ, બ્રહ્મા ભમે છે ભેદ;
નિરંજન તમને નિરખીયા, વિખાણ જેના વેદ. ૬૨
ચર્ણાંરવિદ એક ચિત્ત ધરું, વૈકુંઠ કૈલાસે વાસ;
આ લોકે મુજ મન રહ્યું, પૂર્ણ માયાનો પાસ. ૬૩
વ્રત મુને સફળે ફળ્યું, શમ્યો મારો શોક;
વિપ્રતણી ગત શી થશે, લક્ષધા હસશે લોક. ૬૪
આશીર્વાદ વિપ્ર કહ્યો, અખંડ સૌભાગ્ય એ પુત્ર;
તેહ વચન ક્યમ થિર થશે, સાચો અક્ષર સુત્ર. ૬૫

વ્રતતણું ફળ પામિયાં, સત સહસ્ત્રધા સુખ;
વચન જાય એ વિપ્રનું, દારુણ તે તો દુઃખ. ૬૬
દુનિયાં વારી નવ રહે, હસું કરતામાં હાણ;
તરણાથી હળવો થશે, પંડિત તજશે પ્રાણ. ૬૭
તે હત્યા ક્યમ છૂટશું, પ્રલય થાશે પુણ્ય;
બાકી તમ દર્શન થકી, નેક રહી નવ ન્યૂન્ય. ૬૮
કંથ મુવો કયમ જીવશે, પતિ વિણ ક્યાંથી પુત્ર;
ભાર રહેશે કયમ બ્રહ્મનો, સાચપણાનું સૂત્ર. ૬૯
પુત્ર પ્રસવતાં પાપ છે, વિશ્વ બાધામાં વંક;
સૂત ક્યાંથી સ્વામી વિના, શિરપર ચઢે કલંક. ૭૦
એહ વાત નવ સંભવે, માને નહિ જન કોય;
મુવાં ન થાએ જીવતાં, હાણ હસારત હોય. ૭૧
પરબ્રહ્મ કહે સુણ પ્રેમદા, તનથી શોક કર તાજ;
વિશ સહસ્ત્ર વર્ષ ભોગવો, ભરતખંડનું રાજ. ૭૨
મહા માયાના વચનથી, હૈયામાં ઘણું હેત;
સ્વામીનાં સુખ ભોગવો, પરિવાર પુત્ર સમેત. ૭૩
સાત પુત્ર સલક્ષણા, પંડિત પ્રતાપિક પ્રૌઢ;
પરણ્યા પતિના વીર્યથી, ગુણસાગર ગુણગૂઢ. ૭૪
સમુદ્રાંત પૃથ્વીતણુ, ભોગવો વિવિધ વિલાસ;
અંતે વિમાન વૈકુંઠનાં, ગિરિ કૈલાસે વાસ. ૭૫
કરજોડી કહે કામનિ, અચરજ એહ અપાર;
પરણી એક પ્રહરે મુવો, ભામનિ કહે ભરતાર. ૭૬
નાહો નદીએ નાહવા ગયો, સર્પે ડસિયો સાચ;
મૃત્યુ પામે તેને થયાં, પૂરણ વર્ષજ પાંચ. ૭૭
બાળી ભસ્મ તેને કર્યો, ઘણું દુઃખ પામ્યું ગામ;
તે મુજને કયાંથી મળે, એનું તે શું નામ? ૭૮
બુદ્ધિ વિણ બોલુ અમો, રેખ ન કરશો રીસ;
કહો વચન તે કયમ ફળે, આપ કહોને ઈશ. ૭૯
હસારત બાધા દેશમાં, ઘણા અવગુણ સૌ ગાય;
માતા પિતા સહિતે મુને, દેશે દંડ જગરાય. ૮૦

## ચોપાઈ.

નિર્મળ કુળની સાંભળ નાર, ફરી ફરી પૂછે શું સાર;
શિવ સાચું કહે છે સાક્ષાત, પૂર્વ જન્મની સાંભળ વાત. ૮૧

દાખ્યો દ્રાવિડ રુડો દેશ, વનિતા વિપ્રની તું સુવેશ;
જરવંતી જોબનનું જોર, તન મન ધનથી રાખે તોર. ૮૨
અદિકો રાખતી તું અહંકાર, વશ વર્તિક બ્રાહ્મણ ભરતાર;
શોક્ય તારે હુતી એક, તે ઉપર બહુ વૈર વિવેક. ૮૩
કુંથને તો વશ વર્તિક કીધ, તન મન ધન તેનું તો લીધ;
કામણ ટુમણ મોહણ માર, વશ કીધો બ્રાહ્મણ ભરતાર. ૮૪
બેસે બેસાર્યો તુજથી જમે, કરે કામ જે તુજને ગમે;
તે નરને તુંજ સાથે નેહ, બાંધી લીધો તેનો દેહ. ૮૫
સ્ત્રી બીજીનો ન કરે સંગ, ભોગ શોકનો કીધો ભંગ;
વેર વનિતાનો કર્યો વછોહ, ધર્મ લોપ તેં કીધો દ્રોહ. ૮૬
ચિત્ત રહ્યું નહિ તારું ચોકય, શતધા દુઃખ પામી તુજ શોક;
કામ વાસનાથી કળકળી, કો દિન સ્વામીશું નવ મળી. ૮૭
અપુત્રવંત ને રહી અભોગ, તેથી કાયામાં પ્રગટ્યો રોગ;
માનની દુઃખે પામી મૃત્ય, શાપ મરતાં દીધો તુજ તર્ત. ૮૮
તુંએ વાંઝણી રહેજે ઘણું, તુજને વચન ફળજો મુજ તણું;
વળી એક બીજું છે પાપ, એક ચિત્તે સાંભળ તું આપ. ૮૯
કર્યાં કર્મ છૂટે નહિ કોય, જુવતિ તારું પાતિક જોય;
પૂર્વ જન્મની છે પાપણી, શોક્ય વધ સાચી સાપણી. ૯૦
તારી પાસે રહેતો એક બ્રહ્મ, સાચવતો સંધ્યા ખટ કર્મ;
શિવ પૂજન કરતો તે સુખે, વેદ સાર ઉચરતો મુખે. ૯૧
વનિતા હુતી તું જોબનવેશ, સમારતીતી શિરના કેશ;
હાવભાવ કટાક્ષ જ કરે, હેતે પુરુષતણાં ચિત્ત હરે. ૯૨
વિપ્ર પડોશી તારો જેહ, તેણે દીઠો એક દિન તુજ દેહ;
સ્નેહ કરવા આવ્યો તુજ સાથ, વિહ્વળ થઈ ઝાલ્યો તુજ હાથ. ૯૩
તિરસ્કાર તેં તેનો કીધ, મુખથી ગાળો દશવિશ દીધ;
વિપરીત તેને લાગી વાત, તેણે કીધી પોતાની ઘાત. ૯૪
મરણ સમે મન તુજમાં રહ્યું, તુને પાપ બ્રહ્મહત્યાનું થયું!
કોઈક કાળ તારો દેહ પડ્યો, જીવ અન્ય યોનિમાં જઈ અડ્યો. ૯૫
કંઈક વર્ષ ભોગવિયું નર્ક, ઘણાં પાપમાં તુ થઈ ગર્ક;
કાંઈક પુણ્ય પ્રભાવે કરી, આ વિપ્ર મંદિર અવતરી. ૯૬
તુજ મોહથી તે પામ્યો મૃત્ય, તે પ્રગટી પરણ્યો તો તર્ત;
પરણતાં વોહોત મુવો તુજ સાથ, રણસંબંધે ઝાલ્યો હાથ. ૯૭
કોડવાર કહું શું કથી, નર એ તારો સ્વામી નથી;
અલ્પ આવ્યો ને અલ્પજ ગયો, તારો તુજને આશીફળ થયો. ૯૮

રંડાપો દીધો કીધી રાંડ, માટી કહેવાણો મિથ્યા માંડ;
તે તેને મારગ લાગિયો, વનિતા ઘાવ તુજને વાગિયો. ૯૯
શામા જાણી નવ કીધો સંગ, નથી અભડાયું તારું અંગ;
મહાદુઃખ પામી શોક જ મુઈ, તે હત્યા પણ પૂર્વે થઈ. ૧૦૦
કાંઈક પુણ્ય પ્રતાપે કરી, ભલા બ્રાહ્મણ કુળમાં અવતરી;
બ્રાહ્મણ આ ભિક્ષાને આવિયો, તે તારા મનમાં ભાવિયો. ૧૦૧
તેણે વ્રત કરાવ્યું તુને, મહાસુખથી સંતોષ્યો મુને;
સંકટ તારું સર્વે ટળ્યું, પાતિક પૂર્વે જન્મનું વળ્યું. ૧૦૨
તારું સંકટ આવ્યો ટાળવા, વચન પડિતતણું પાળવા;
ઉતારવા માંથેથી ગાળ, પુર બાધુ કરશે પ્રતિપાળ. ૧૦૩
ઉપાય તેનો કહું છું એક, વનિતા સાંભળ ધરી વિવેક.

દોહરા.

પહેલા ભવ કેરો પતિ, પરણ્યો તારો જેહ;
તે પાંડરપુર અવતર્યો, નારી તુજશું નેહ. ૧૦૪
વશ કીધો જે વિપ્રને, સોંપ્યું તન મન ધન;
અંતકાળે તેનું રહ્યું, માનની તુજમાં મન. ૧૦૫
મરણે યા મતિ સા ગતિ, પુરાણ કહે એ પેર;
પંડિત પાંડરપુર વિશે, ગુણવંત કેરે ઘેર. ૧૦૬
વિદ્યાવંત તે વિપ્ર છે, સેવે છે શિવ શક્ત્ય;
અવિદ્યા એકે નથી, બ્રહ્મવિદ્યામાં ભક્ત. ૧૦૭
સ્વામી મળે એ સ્વપ્નમાં, સુખ સાગર સંજોગ;
પૂર્ણ સુખ પ્રમદા પતિ, ભાવતા ઉપભોગ. ૧૦૮
પૂર્ણ ગર્ભ તેનો થશે, સ્વામી તારો સૂત્ર;
બત્રીસ લક્ષણ આગળો, પામીશ તેથી પુત્ર. ૧૦૯
શિવની વાત એમ સાંભળી, ઢળી તે નારિ ધર્ણ;
એ સુખથી તો દુઃખ ભલુ, એથી રૂડું મર્ણ. ૧૧૦
ત્રાહે ત્રાહે કહે તારુણી, શામા પામી શોક;
વચન શિવનું નહિ ટળે, લક્ષધા હસશે લોક. ૧૧૧
શિવ મહારાજા સાંભળો, અદિકો થયો ઉત્પાત;
વ્રતતણું ફળ પામીઆ, કરિશ નિજ તન ઘાત. ૧૧૨
શમણામાં લાડુ જમે, સહેજે પામે સુખ;
જાગે ત્યારે જીવડો, ભુંડી વેઠે ભૂખ. ૧૧૩
સાત કન્યા પરણે સ્વપ્નમાં, હર્ષ ઘણેરો હોય;
અથડાય જાગતાં એકલો, કંથ કહે નહિ કોય. ૧૧૪

પાંચ પુત્ર વૈભવતણું, સ્વપ્ને પામે સુખ;
વનિતા વહાણે વાંઝણી, માનવી ન જુવે મુખ. ૧૧૫
હેમ જડે બહુ હર્ષમાં, ઘણો દેખે છે ગર્થ;
વહાણે નવ ટળે વાણિયો, એક ન સરે અર્થ. ૧૧૬
સુખ સજ્યા પોઢે સ્વપ્નમાં, ખાંતે હીંચે ખાટ;
જાગે ત્યારે તરફડે, શિત ટાળવા માટ. ૧૧૭
સ્વપ્ન સાચું હોયે નહિ, એ તો આડો અંક;
વચન તમારું જો ફળે, કુડા ચડે કલંક. ૧૧૮
વ્રત મહારું વહેતું ગયું, ગયો બ્રાહ્મણનો ભર્મ;
સૌવસા જાય સતિપણું, ગયો નિયમ ને ધર્મ. ૧૧૯
આત્મહત્યા સદ્યે કરીશ, ગુણ જાશે સૌ ગર્ક;
વૈકુંઠતણા તો વાયદા, પડવું પડશે નર્ક. ૧૨૦
પાપે પડિત આવીયો, પાપે કીધુ વ્રત,
પાપે તમો મુજને મળ્યા, નારી રોઈ તર્ત. ૧૨૧
પરબ્રહ્મ તવ પ્રસન્ન થયા, કોટિ બ્રહ્માંડના નાથ;
ઉઠાડી આદર કરી, હેતે ઝાલ્યો હાથ. ૧૨૨
કરજોડી કહે કામની, એ તો મહા ઉત્પાત;
કલંક ઉપજે કુળ વિશે, વિપરીત ભૂંડી વાત. ૧૨૩
સ્વપ્ન સાચુ કયમ માનીએ, કયમ માને લક્ષ લોક;
એ તો દુઃખનું મૂળ છે, સમુદ્ર સમાને શોક. ૧૨૪
જાય સ્વપ્નમાં જાતરા, અડસઠ તીરથ માણ;
જાગે તવ જંજાળમાં, ઘરમાં ગોથાં ખાય. ૧૨૫
સ્વપ્નામાં હાથી ચઢે, ઘેર ઘોડા સુખપાલ;
જાગે જર દેખે નહિ, કૂટે નીત કપાળ. ૧૨૬
મહારુદ્ર કરે સ્વપ્નાવિખે, પોખે ચોરાશી નાત;
નિશા નિર્ગમે નેહથી, પાંગણ (?) નહિ પ્રભાત. ૧૨૭
ભોળા શિવ છો ભૂપતિ, અપરમપાર અપાર;
પ્રસન્ન થયા જો પ્રીતથી, કરો શિશ સંહાર. ૧૨૮
મા બાપ મુજને મારશે, પંચઈંટાળી લોક;
અડધી અવનિએ ડાટશે, સજ્જન પામે શોક. ૧૨૯
મહાદેવ કહે શું માનવી, વચન મિથ્યા નહિ થાય;
સ્વપ્ન તારું સાચું થશે, તજ તું મન ચિંતાય. ૧૩૦
વર તારો છે વેગળો, જોજન ત્રણસે સાઠ;
પ્રત્યક્ષ પતિ મળશે તુને, વ્રત મહિમાને માટ. ૧૩૧

ચતુરા કલંક ચઢે નહિ, પલક ન બેસે પાપ;
સંકટ પડે સંભારજે, આવીશ આપો આપ. ૧૩૨
નમશે નરેન્દ્ર નવ ખંડના, દૂર જશે સહુ દુઃખ;
સતી કહેવાશે સર્વથી, સ્વર્ગતણાં નિજ સુખ. ૧૩૩
જગ બાધામાં જાણશે, નિર્મળ નારી નામ;
ઉમા માહેશ્વર વ્રતથી, થિર પદ પામીશ ઠામ. ૧૩૪
પ્રેમદા પતિને પ્રીતથી, કહેશો જ્યારે વાત;
મનનો સંદેહ ભાગશે, સપૂત પ્રગટશે સાત. ૧૩૫
અલખત ભોગવ ઇન્દ્રની, વીસ હજારાં વર્ષ;
ઈકોતેર પરિયા સહિત, પ્રગટે પૂરણ હર્ષ. ૧૩૬
એમ કહી ઈશ્વર ગયા, પામ્યા અંતરધ્યાન;
બીજું કોઈ જાણે નહિ, મહાદેવતણાં એંધાણ. ૧૩૭
વિપ્ર હેતે વોળાવિયો, દાન દક્ષિણા દીધ;
કરજોડી કહે કામની, સાચા છોજી સિદ્ધ. ૧૩૮
જાણ થયું બહુ જગતમાં, વિપ્રને ફળીઉં વ્રત;
નર પંગુ અંધો હતો, થયો દેખતો તર્ત. ૧૩૯
વિપ્ર વૃદ્ધ વરુવો હતો, થયો તે યૌવનવેશ;
કંચન જેવી કાયા થઈ, દાખ્યો બાધે દેશ. ૧૪૦
શારદાને સારુ થશે, વિશ્વ વખાણે વર્ગ;
કંથ તો જાયે ક્યાં થકી, સુખ ભોગવશે સ્વર્ગ. ૧૪૧
પિયર માંય પોતે વસે, ગુણવંત પિતાને ઘેર;
સૂત કહે શૌનક સુણો, પ્રેમદાની કહું પેર. ૧૪૨
કૌતિક સરખું કારમુ, મૂરખ નવ માને મન;
ઈશ્વર ઇચ્છા બળવત છે, જાણે ડાહ્યા જન. ૧૪૩
કોટિ બ્રહ્માંડ ભાજે ઘડે, રચના રચે અપાર;
સાચુ કરતાં સ્વપ્નનું, વિશ્વંભરને શી વાર. ૧૪૪
ક્યાં સંયોગ છે મયુરને, અગસ્ત કળશથી હોય;
વિચિત્ર વિશ્વભરની ગતિ, કળી શકે નહિ કોય. ૧૪૫
નિદ્રાવશ નારી થઈ, સ્વપ્નમાં પામી સુખ;
ભરતાર પોતાનો ભેટિયો, દીઠું જાગતાં દુઃખ. ૧૪૬
અરે દૈવ આ શુ થયું, શું કહેશે સંસાર;
શિવ વચન સાચું થશે, મહોકમ ખાઇશું માર. ૧૪૭
નિત નિત પ્રત્યે નેહથી, નર નારી સુખ નેટ;
વનિતાને તો વાધિયો, પુરણ ગર્ભ જ પેટ. ૧૪૮

રૂપ રંગ વાધ્યું ઘણું, વાધ્યું ઉરધર એન;
કટિ પશ્ચાત છે કારમું, નૌતમ શોભે નેન. ૧૪૯
લજ્જા વાધી લક્ષધા, કોટિધા વાધી કાય;
અષ્ટ ઘણું ઉદર હવું, ચતુરા ચિંતા માંહ્ય. ૧૫૦
સંદેહ ઉપજ્યો સર્વને, માત પિતા મન મેલ;
રંડાપણુમાં સુખ શું, ખોટો એનો ખેલ. ૧૫૧
દાવાનળ સરખું દુઃખ થયું, હૈડેથી ઉતર્યું હેત;
કન્યા દીઠી કારમી, વસંત વૃક્ષવત્ વેત. ૧૫૨
રવિ વાધે ઉતરાયણે, દક્ષિણાયન વાધે ઇન્દુ;
રૂપ વાધ્યું રામા તણું, સલિતા પૂરે સિંધુ. ૧૫૩
ષષ્ટ માસ છાનું રહ્યું, થયું જગ મધ્યે જાણ;
કલંક ચઢ્યું શિર કામની, પુર બાધે પ્રમાણ. ૧૫૪
માત તાતે વિચારીયું, હણીએ તો તો હાણ;
સ્ત્રી હત્યા કયાં છૂટીએ, પડીએ નર્કની ખાણ. ૧૫૫
એનું કર્યું એ ભોગવે, પ્રગટચાં પાપ બહુ પુર;
વાત ચાલી સૌ વિશ્વમાં, હાકેમ તણે હજુર. ૧૫૬
નર નારિ મળિયાં વિપ્રનાં, સજન સહોદર સર્વ;
ફટ ફટ કહે સૌ સર્વદા, ઘણો આણી મન ગર્વ. ૧૫૭
કુળ લજાવ્યું કામનિ, શિર પર શામ કલંક;
અંગારો કુળમાં અવતરી, આડો વાળ્યો અંક. ૧૫૮
મુખ દાખવ માં માનની, પાપણિ પૂરણ પેર;
કુવે પડરે કામની, ભક્ષ હળાહળ ઝેર. ૧૫૯
બાળ વ્રત એ તાહરું, બાળ તુજ ભાવના ભક્ત;
બાળ અવતાર તું તાહરો, જૂઠી કહે જક્ત. ૧૬૦
દેખે તેવું દુનિયાં કહે, સોંઢે જોવાને સાથ;
કાજળ કંકુ કોટિધા, હેત સર્વને હાથ. ૧૬૧
વનિતા વેશ લજાવિયો, વશ ઉઠાડી વાટ;
જાર વિદ્યા જુવતિ કરી, દુર્મતિ વાળ્યો દાટ. ૧૬૨
કહ્યું હાકેમે હઠ કરી, બ્રાહ્મણનો નહિ રહે ભાર;
માનનીને જો મારશો, કોટિધા ખોશો કાર. ૧૬૩
અવતાર ધિક અભાગણી, ધિક્કાર જપ તપ વ્રત્ત;
ધિક્કાર શાણીને સતીપણું, તાત લજાવ્યો તર્ત. ૧૬૪
વિપ્રે વ્રત કરાવિયું, ઇશ્વર તે તો આપ;
પ્રત્યક્ષ તેને પ્રભુ મળ્યા, પાપિણી તારાં પાપ. ૧૬૫

એમ ભણે રિષ રાવળે, પાટવી પુર પ્રધાન;
નાત જાત નર નારિએ, અધિક કર્યું અપમાન. ૧૬૬
માત તાત મોસાળ પક્ષ, સગાંસંબંધી સાથ;
સ્થંભ આગળ ઉભી કરી, બાંધીને બે હાથ. ૧૬૭
હસે રમે ઘણું હેતથી, હર્ષ ઘણેરો હોય;
ચિંતા ના'ણે ચિત્તમાં, જગત બધુ તે જોય. ૧૬૮
રાજા કહે રામા સુણો, બોલો સાચા બોલ;
જુઠામાં જશ નહિ રહે, તરત ઉતરશે તોલ. ૧૬૯
સાચે રાચે રામજી, સાચે રીઝે ઈશ;
સાચું બોલ તું સુંદરી, નરપતિએ નામી શીશ. ૧૭૦
જુવતી તારો જાર કોણ, નારિ કહે નરનું નામ;
તુજને મૂકું જીવતી, કુડું કીધુ છે કામ. ૧૭૧
નારિ કહે નરપતિ સુણો, પરબ્રહ્મ મુને પ્રસન્ન;
ઉમા સહિત ઈશ્વર મળ્યા, દીઠું મેં દર્શન. ૧૭૨
વિશ્વંભર વ્રત પ્રતાપથી, પ્રગટ્યું પૂરણ પુણ્ય;
નારાયણ મેં નિરખિયા, નેક રહી નહિ નૂન્ય. ૧૭૩
મહાદેવે મુજને કહ્યું, પ્રેમદા પાગે લાગ;
ઉનમ કાંઈ રાખીશ માં, મન ગમે તે માગ. ૧૭૪
કરજોડી મેં તો કહી, વિશ્વંભર આગળ વાત;
વચન જાય છે વિપ્રનું, એ તો મહા ઉત્પાત. ૧૭૫
પ્રાણ તજશે એ પંડિતો, નર તો થશે નિરાશ;
તે હત્યા મુજને બેસશે, હેતે થાશે હાસ્ય. ૧૭૬
વરદાન દીધુ વિશ્વેશ્વરે, ચિત્તની તજ ચિતાય;
લક્ષ કરોડ વીસે વસા, અફળ વચન નહિ થાય. ૧૭૭
પ્રતાપ વ્રતના પુણ્યથી, પામીશ રુડો પુત્ર;
સ્વામી પહેલા ભવ તણો, સ્વપ્નામાં મળશે સૂત્ર. ૧૭૮
ભોગ ભોગવજે ભામની, નર ઉપર ધરજે નેહ;
પ્રત્યક્ષ તે તારો પતિ, તુજને મળશે તેહ. ૧૭૯
કર જોડીને મેં કહી, વિશ્વપતિને વાત;
અણુ ઘટતું અદિકું થશે, વરતાશે ઉત્પાત. ૧૮૦
જખ મારે છે જગત સૌ, જખ મારે લક્ષ લોક;
સંકટ પડે સંભારજે, સમાવીશ તારો શોક. ૧૮૧
અંતરધ્યાન ઈશ્વર થયા, કીધું વિપ્રનું કામ;
કંચન જેવી કાયા કરી, જશ વાધ્યો ગુણ ગામ. ૧૮૨

સ્વપ્ન માંહિ સ્વામી મળ્યો, ભોગવિયા બહુ ભોગ;
ઉદર ગર્ભ મારે રહ્યો, સાચો એ સન્જોગ. ૧૮૩
જૂઠું જાણો તો મારજો, સાચું જાણો તો સાખ;
સૂર્ય ચંદ્ર બે સાખિયા, ભાખું નહિ જૂઠી ભાખ. ૧૮૪
મહીપતિએ સાચું માનિયું, ધર્મ ધુરંધર ધીશ;
એને દુઃખ દઇ દુભીએ, તો તો કોપે ઈશ. ૧૮૫
ભોળાનાથ એ ભૂપતિ, કોટિ બ્રહ્માંડ કરનાર;
અવળાનું સવળુ કરે, એને શાની વાર. ૧૮૬
નગ્ન થઇ નાગો ફરે, રીઝે ચોળે રાખ;
સહજે આપે સ્વર્ગ સુખ, હજાર કરોડ લાખ. ૧૮૭
ન્યાલ કરે નિમેષમાં, તિલ તાંદુલથી તર્ત;
એક વર્ષ એણે કર્યાં, વનિતા જાતે વ્રત. ૧૮૮
નરપતિ કહે નિજ નાતને, કરો ગમે તે કાજ;
વનિતા જાતે વ્રતવતી, લોપું નહિ એની લાજ. ૧૮૯
કામની જાતે બ્રાહ્મણી, એને પૂજ્યા ઈશ;
તમે તમારુ ભોગવો, શા માટે છેદું શીશ. ૧૯૦
વદે વિપ્ર વાણી સઉ, કુડું એ છે કર્મ;
દંડો નહિ કેમ દેશ પતિ, ધરતી રહેશે શો ધર્મ. ૧૯૧
કાલે કોઈ બીજી કરે, ફંદ રચીને ફોક;
કાન નાક છેદો તમો, લક્ષધા કહે એમ લોક. ૧૯૨
મહીપતિ કહે માનું નહિ, વિપ્ર જૂઠી એમ વાત;
પામે દુઃખ જો પ્રેમદા, અતિ થાય ઉત્પાત. ૧૯૩
ઈશ છે પ્રત્યક્ષ એહને, નિશ્ચે માનો નિરધાર;
સ્વપ્નામાં સ્વામી મળ્યો, ભોગવ્યો, ભવ ભરતાર. ૧૯૪
કિરતાર ચાહ્ય તેવું કરે, સો મણુને કરશે શેર;
કીડીને કુંજર કરે, કરે તરણાનો મેર. ૧૯૫
મૂરખ સૌ માનો નહિ, કરો છો જૂઠાં જોર;
કિરતાર તમ ઉપર કોપશે, નથી ચતુરા એ ચોર. ૧૯૬

## ચોપાઇ.

રીઝ થકી બોલ્યો રાજન, મેદની સઉ વિચારો મન;
સઉકો જેમ જાણો તેમ કરો, પૂજો કે એને પરહરો. ૧૯૭
એ કહે છે મેં પૂજ્યા ઈશ, તે ઉપર મહારે નહિ રીસ;
કદાચ સ્વપ્નું સાચું હોય, તે માટે દુભો માં કોય. ૧૯૮

ભારે ન્યાતના બોલ્યા બ્રહ્મ, મુકાશે કેમ અમારો ધર્મ;
સૌઢા તે નારીને સાથ, એક કહે હું છેદું નાક. ૧૯૯
એક કહે હું છેદું કર્ણ, ચોથો કહે છેદું હું ચર્ણ;
નીચ એક કહે છેદું નાક, વિપરીત વિપ્ર બોલે એમ વાંક. ૨૦૦
એક કહે તજાઓ ગામ, ઠગ કહે એનો ફેડો ઠામ;
લખ લખ લવરી બોલે લોક, શ્યામાના મનમાં નહિ શોક. ૨૦૧
હર સંભારી હેતે હસે, ધર્મ ચૂકતા બ્રાહ્મણ ધસે;
શિવ મારો જો સાચો હશે, જખ મારતા સર્વે જશે. ૨૦૨
જૂઠાને મન જૂઠું હોય, રખે પાછી કાઢો કોય;
જેના મનને ફાવે જેહ, તેવા વાકય વદે જન તેહ. ૨૦૩
નિર્મળ નારી હું છું નેટ, પતિનો ગર્ભ રહ્યો છે પેટ;
વિપરીત બોલ વનિતાના વસ્યા, હડહડ સૌકો એને હસ્યા. ૨૦૪
સ્ત્રી ચરિત્ર કરે છે ઘણું, તોલ ઉતારો તરુણી તણું;
રામા ઉપર સૌ રૂઠીયા, અન્યાયી અંગ દમવા ઉઠ્યા. ૨૦૫
એક હાથે એક વળગ્યો ચર્ણ, એક છેદ નાસીકા બે કર્ણ
જૂલમ કરવા માંડ્યો જેટલે, કૌતિક એક થયું તેટલે. ૨૦૬

## દોહરા.

કર જેણે સ્ત્રીના ગ્રહ્યા, ત્રુટયા તેના હાથ;
ગ્રહેતાં ચર્ણ પગ ત્રુટિયા, વિપરીત થઇ એમ વાત. ૨૦૭
મસ્તક ઝાલ્યું જેમણે, તેનું મસ્તક તર્ત;
કંઇને શિત જ્વર ચઢ્યા, મૃત્યુ પામ્યા તર્ત. ૨૦૮
નિંદા કરતા જે નારની, લાલચુ લોભી લંડ;
તે પ્રાન્ય થઇને પડ્યા, દૈવે દીધો દંડ. ૨૦૯
નમતા જે જન નારીને, તે ઉગરીયા તર્ત;
બાકી સર્વે બાપડા, મેળે પામ્યા મૃત્ય. ૨૧૦
રાજા રામાની સ્તુતિ કરે, હું અપરાધી રાંક;
કરનારે કૃત ભોગવ્યું, ક્ષમા કરો મુજ વાંક. ૨૧૧
મેં તારું માન્યું ખરું, ઈશ્વર મોટા આપ;
શોભ્યો ગર્ભ સ્વામી તણો, ન માને તેનાં પાપ. ૨૧૨
સતી શોક સમાવિયે, ધારી રૂડો ધર્મ;
અલ્પ બુદ્ધિ શું ઓળખે, કુંડાં જેનાં કર્મ. ૨૧૩
સ્થળ સ્થાને શિવ જળ કરે, જળ સ્થાને સ્થળ હોય;
શિવ કૃપાએ સૌ થશે, ફળી શાકે નહિ કોય. ૨૧૪

ગામ વજાડે ગુણ વધે, આપે લાખ કરોડ;
નિર્મળ કરે નિમેષમાં, ક્ષણ માત્ર નહિ ખોડ. ૨૧૫
ધંતુરો ચઢાવે ધન દીએ, પાનીય સમર્પે પુત્ર;
આર્ક થકી અલખત દીએ, ઘણી લક્ષ્મી ઘરસૂત્ર. ૨૧૬
વનિતા વ્રત કર્યું તમો, ઉમા માહેશ્વર નામ;
રાજ રાજેશ્વર રીઝિયા, કર્યું તમારું કામ. ૨૧૭
પાર ઉતારે પલકમાં વિશ્વંભરને શી વાર;
સ્વપ્નામાં સાચો મળ્યો, ભામની તુજ ભરતાર. ૨૧૮
સાચાં તમો જૂઠું જગત, કાં રાજા કાં રાંક;
શર્ણ આવ્યાં તારે સઉ, ક્ષમા કરોજી વાંક. ૨૧૯
શત્રુનો ગુણ માનજો, ચઢાવ્યું જેણે આળ;
ગુણ વાધ્યો બાધા ગામમાં, ઘડીમાં ઉતરી ગાળ. ૨૨૦
કલંક ચઢ્યું'તું કુળ વિષે, થયું તે આળપંપાળ;
મહિમા વાધ્યો માતુની, ઘડીમાં ઉતરી ગાળ. ૨૨૧
ચપટ થશે કપટીતણું, હસશે તેને હાણ;
આરાધે તે ઉગરે, પાપી તજશે પ્રાણ. ૨૨૨
નિંદા કરશે એ નારની, વનિતાશું રાખે વેર;
કીરતાર તે ઉપર કોપશે, કારમો થાશે કેર. ૨૨૩
મર્યાદા રહી માબાપની, વાધી કીર્તિ કુળ ગામ;
પ્રગટ દીઠું જ્યાં પારખુ, નિર્મળ ચાલ્યું નામ. ૨૨૪
કપટીએ કર જોડિયા, પાપી લાગ્યા સૌ પાગ;
અહંકાર તજ્યો સૌ અનમીએ, ઓલૈ સઘળી આગ. ૨૨૫
પુણ્યવંતા પૂજા કરે, ચતુરાને લાગે ચર્ણ;
વનિતાને વંદે સહુ, વિપ્ર આદિ સૌ વર્ણ. ૨૨૬
અધિક લે બાધા આખડી, બીજો નહિ ઉપાય;
ભાગ્યાં અંગ ભૂમિ પડ્યા, તે સ્તુતિથી સાજા થાય. ૨૨૭
માનતા ચાલી મહી વિશે, કો કહે ઉમા એહ;
આદ્ય શક્ત આ અંબિકા, દેવી કેરો દેહ. ૨૨૮
જૂઠાનાં જોર ઉતારિયાં, પાપીએ ખોયા પ્રાણ;
અવતરીયા એ અંબિકા, જશ જગતમાં જાણ. ૨૨૯
એમ દિવસ બહુ વહી ગયા, પાકો ગર્ભ છે પેટ;
જન જાયે સૌ જાતરા, ગોકરણેશ્વર ઠેઠ. ૨૩૦
ગોકરણેશ્વર ગુણનિધિ, પૂજે પ્રાણી માત્ર;
દર્શન દુર્લભ દેવને, જન જાએ સહુ જાત્ર. ૨૩૧

માઘ કૃષ્ણ ચતુર્દશી, લક્ષ કોટિધા લોક;
મળે ત્યાં મોટી મેદની, શમે સર્વના શોક. ૨૩૨
જગત કરે સૌ જાતરા, દે મન ગમતાં દાન;
મનવાંછિત માગ્યાં મળે, મહાદેવ તણાં બહુ માન. ૨૩૩
અસંખ્ય લોક છે સંઘમાં, ગામ પરગામ પ્રદેશ;
માત તાત સંગે ખરાં, શારદા નામ સુવેશ. ૨૩૪
દેવતાઈ ધરતી દાક્ષણી, સ્થિર પદ રુડો ઠામ;
ગોકરણેશ્વર શિવ સ્વયે, નારાયણ નિર્મળ નામ. ૨૩૫
ધનહીનને ધનવંત કરે, ચક્ષુહીન થાએ ચંદ્ર;
મૂરખ કવિતા કરે, અલ્પ કર્મીને ઈન્દ્ર. ૨૩૬
સોમવતી અમાસ શુભ, સૂર્ય ગ્રહણ તે દીશ;
જગત કરે સૌ જાતરા, આદ્ય નિરંજન ઈશ. ૨૩૭
પ્રગટ પીઠ પરાક્રમી, પ્રત્યક્ષ દેવ પરબ્રહ્મ;
એહ સમાન એકે નહિ, ધારી જોતાં ધર્મ. ૨૩૮
નામ લેતાં નવનિધ દીએ, સેવા કરતાં સુખ સ્વર્ગ;
શિવ સમો દાતા નહિ, વેદ લખાણા વર્ગ. ૨૩૯
જન્મ મરણ જોખમ ટળે, શિવ દાતા સમર્થ;
શિવ સેવા સમજ્યો નહિ, વપુ ધર્યું તે વ્યર્થ. ૨૪૦
ગોકરણેશ્વર જાતરા, પૂજે તેને પૂણ્ય;
શિવ સમીપ સદા રહે, ન રહે એકે નૂન્ય. ૨૪૧
મળી અસંખ્ય ત્યાં મેદની, અપરંપાર અપાર;
ત્યાં આવ્યો તો જાતરા, ભામનીનો ભરતાર. ૨૪૨
સ્વપ્ન માંહે એ સ્વામી મળ્યો, તનયા દીઠો તેહ;
શારદા કહે સ્વામી માહરો, નારીને પ્રગટ્યો નેહ. ૨૪૩
દહાડી સ્વપ્નમાં દેખતી, ભાવે કરતી ભોગ;
પ્રગટ દીઠો તે પતિ, જાત્રામાં મળીઓ જોગ. ૨૪૪
કૌતિક દીઠું કારમુ, અચરજ પામી આપ;
કોને વાત કહી નવ શકી, પાસે છે માબાપ. ૨૪૫
વાતો કરતી વનિતા નિત, હેતે કરતી હાસ્ય;
તે દ્રષ્ટે દીઠો ધણી, પ્રેમદા ઉભી પાસ. ૨૪૬
દર્શન કીધુ દેવનું, બુધ નિધ આવ્યા બહાર;
એક એકને ઓળખ્યાં, તે નરને તે નાર. ૨૪૭
નારી નિત્ય નિરખતી, સ્વપ્ના માંહે સુર;
પ્રગટ તે દીઠો પ્રભુ, ન્યાળી જોયું નૂર. ૨૪૮

તેજ દેહ તેવું વદન, તેજ આંખ્ય તે ચર્ણ;
તેવું બોલવું ચાલવું, તદવત્ નાસિકા કર્ણ. ૨૪૯
તેજ મુછ તે ચોટલી, તેજ વપુ તે વેણુ;
તેજ કામ કટાક્ષ કૃત, નરનાં રૂડાં નેણુ. ૨૫૦
પાંચ તરફથી પરખિયાં, સ્વામીનાં સેંધાણુ;
અરસપરસ મીટે મળ્યાં, ઓળખિયાં એંધાણુ. ૨૫૧
લક્ષ કરોડ વિસે વસા, એ સ્વામી મહારો આપ;
સ્વપ્ન જે સાચું થયું, પરબ્રહ્મનો પ્રતાપ. ૨૫૨
કંથ ભોગવતી કામની, સ્વપ્ના માંહે સુખ સાર;
પ્રત્યક્ષ દીઠો તે પ્રેમદા, વાધ્યો સ્નેહ અપાર. ૨૫૩
દિવસ નથી બહુ વહી ગયા, નથી ગયાં કો ગામ,
સવારે સૂતાં ઉઠીને, તુરત મળ્યાં તે ઠામ. ૨૫૪
પૂજી શિવ પાછાં વળ્યાં, પૂરણ વાધી પ્રીત;
નિરખ્યા હર જઈ નારિએ, ચંચળ થઈ ચિત્ત. ૨૫૫
કંથ કામનિ કામાતુર થયાં, લેશ ગણી નહિ લાજ;
મુખનો કીધો મટકલો, મટી ગઈ મન માઝ. ૨૫૬
મનમાં વિચાર્યું માનુની, ક્રોડવસા મુજ કંથ;
મેદનીમાં મળશે નહિ, પરવરશે જો પંથ. ૨૫૭
સદ્ય સ્વપ્ન પેરે થશે, હેતે આવે હાથ;
ઉભો રાખ્યો આદર કરી, સ્નેહ ઘણો તે સાથ. ૨૫૮
કામનીએ કર ઝાલિયો, ચેતાવ્યાં માબાપ;
ઉદર ગર્ભ મારે રહ્યો, આ પુરુષ પ્રતાપ. ૨૫૯
એનું વીર્ય મૂજ પેટમાં, ભાવે કીધો ભોગ;
માજમ રાતે નીત મળે, સ્વપ્નામાં સંજોગ. ૨૬૦
નીશા વિશે નીતે રમે, પૂર્ણ સ્વપ્નમાં પેર;
ક્રીડા કરી કલોલ શું, ગુણવંત આવે ઘેર. ૨૬૧
નિશા વીતે નાશી જતો, હેતે આવ્યો હાથ;
જુવો પેરથી પારખું, સત્ય પ્રકારે સાથ. ૨૬૨
સૂર્ય ચંદ્ર બે સાખીઆ, વચમાં ઉમા ઈશ;
જૂઠી વાત જપું નહિ, બ્રહ્મહત્યા મુજ શીશ. ૨૬૩
ગામના લોક અહીં છે ઘણા, નિજ પોતાની નાત;
વગોવાશે સદ્ય વિશ્વમાં, જુવતિ તારી જાત. ૨૬૪
છાની રહે તું છોકરી, પુરુષનો લીજે પાર;
સર્વે એકાંતે તેડિયો, ભામની ને ભરતાર. ૨૬૫

બેસાર્યો ત્યાં બળકરી, માત પિતાનાં માન;
સમ દીધા તેને ઘણા, કથન સંભળાવ્યાં કાન. ૨૬૬
કહો મહારાજ કોણુ છો, કોણુ તમારી જાત;
અહીં રહો છો કે વેગળા, કોણુ માત કોણુ તાત. ૨૬૭
કુંવારા છો કે પરણિયા, કોણુ ગામ કોણુ ઠામ;
શાં તમારાં છોકરાં, શું છે તમારું નામ. ૨૬૮
જોવા આવ્યા છો જાતરા, જોતા તમારી વાટ;
સાચું બોલો સલક્ષણા, ઉભા હતા શા માટ. ૨૬૯
રહ્યા નારીને નિરખવા, જોઈ જુવતિની જાત;
મન મુખ મકલાયુ ઘણું, વારું કહો તે વાત. ૨૭૦
પ્રથમ નિરખી છે પ્રેમદા, કે તેં નિરખી આજ;
સાચું બોલ સલક્ષણા, લેશ ધરિશ મા લાજ. ૨૭૧
ફરી ફરી ફેરા ખાઓ છો, માનનીનું નિરખી મુખ;
વિહ્વળ ઘણો તારો વપુ, કહો વિતગ સુખ દુઃખ. ૨૭૨
આજ્ઞા તુજને ઈશની, શત સ્ત્રીહત્યા શીશ;
કુડું બોલ્યાથી કોપશે, ગોકરણેશ્વર ઈશ; ૨૭૩
રામ દવાઇ રુદે ધરો, એમ પૂછે મા બાપ;
પહેલી દીઠી કે આજ તે, અલ્પ ન બોલો આપ. ૨૭૪
વાંક ગુન્હો કે પાપ પુણ્ય, રુડી કે ભુંડિ રીત;
આજ અથવા પહેલી હતી, પ્રમદાશું તુજ પ્રીત. ૨૭૫
કોઇ તારો ગણુતુ નથી, વૈર પ્રીત કે વાંક;
જે હોય તે સાચું કહો, આજ દીન અક્ષર આંક. ૨૭૬
નેહ શો નજરે દેખતાં, માન્યું કયમ તુજ મન;
હશી નજર કયમ હેતથી, તલપ્યું કેમ તુજ તન. ૨૭૭
બ્રહ્મહત્યા ઘણી ભોગવો, જૂઠ જો જલ્પો જાપ;
રૂડું કે ભુંડું હશે, વાંક ગુન્હો સૌ માફ. ૨૭૮
બુદ્ધિવંત તે બોલિયો, નારીને નિરખું નીત;
ભામનીને નિત ભોગવુ, પૂર્ણ સ્વપ્નમાં પ્રીત. ૨૭૯
ખવરાવું ને ખાઉંછું, ચવરાવું ચાવુ પાન;
સુખ સર્વે શમણાતણું, માનની દેછે માન. ૨૮૦
કોણુ જાણે કોણુ દેશમાં, છે પાસે કે દૂર;
નિદ્રા માંહે નારી મળે, હેત ઘણે હજૂર. ૨૮૧
સાત મહિના મેં સામટી, ખરી ભોગની ખ્યાત;
માનની ઉદરે ગર્ભ છે, વનીતા કહેતી વાત. ૨૮૨

પૂર્વ જન્મની પ્રેમદા, સંજોગે મળતું સુખ;
આળપંપાળ જાગે થતું, દેહ દાવાનળ દુઃખ. ૨૮૩
પ્રત્યક્ષ દીઠી તે પ્રેમદા, સૂખ પામ્યો શરીર;
હેત સમણાનું સાંભર્યું, નેન ભરાણાં નીર. ૨૮૪
દેખંતાંમાં દુઃખ ગયું, સાભરે થાતો શોક;
પ્રગટ ક્યાંથી પ્રેમદા, લક્ષ ઘણા છે લોક. ૨૮૫
આજ્ઞા શ્રી ઈશ્વર તણી, જપું નહિ મુખ જૂઠ;
માનો કે નવ માનો તમે, રીઝો કે ખીજો રૂઠ. ૨૮૬
સુખ થાતું સ્વપ્ના વિશે, તે મેં પ્રત્યક્ષ દીઠ;
અહીં કયમ જુઠું બોલિયે, પ્રૌઢા દેવળ પીઠ. ૨૮૭
મનુષ ઘણાં છે નાતનાં, તે નરનાં મા બાપ;
સજ્જન એમાં સાથ્ય છે, જુગતે કહ્યો જવાબ. ૨૮૮
ઘણાં મનુષ છે ગામનાં, લક્ષધા બીજા લોક;
મનુષ સાથ મહીપતિ તણાં, ફજેત કરતા જે ફોક. ૨૮૯
અરસપરસ એનાં સગાં, નાત જાત ને ગામ;
સંદેહ ભાંગવા સર્વનો, ઠરી રહ્યા તે ઠામ. ૨૯૦
સાથે નર નારી હતાં, સાથ પિતા ને પૂત્ર;
સાથ સહોદર સજ્જનનાં, ત્યાંહાં બાધ્યુ ઘરસૂત્ર. ૨૯૧
પૂર્ણ ન્યાય એમ પંચમાં, સ્ત્રીને ખાંપણુ શીશ;
સ્તુતિ કીધી શંભુતણી, જ્યાં ગોકરણેશ્વર ઈશ. ૨૯૨
સ્વપ્ન સાચું હોએ નહિ, અસંભવ એ તો વાત;
પુરુષ જુઠો પંચે કહ્યો, જુવતિ જુઠી જાત. ૨૯૩
સ્વપ્ને ગર્ભ રહે નહિ, સ્વપ્ન તો આળપંપાળ;
પ્રપંચ રચ્યો છે પ્રેમદા, શીર ઉતારવા ગાળ. ૨૯૪
જાર કર્યું છે જુવતિ, રંડાપણુમાં રોક;
નામ લેછે શમણાતણું, ફજેત થાય છે ફોક. ૨૯૫
માને એની માવડી, માને એનો બાપ;
ધણી વિણ ગર્ભ રહે નહિ, વેદ પુરાણે છાપ. ૨૯૬
નથી દીઠું નથી સાંભળ્યું, શમણાનું સાચું સૂખ;
ન્યાય કીધો એમ નાતમા, ભાગે ન સ્વપ્ને ભૂખ. ૨૯૭
મહેણું શિરનું ટાળવા, જુવતિનું મુખ બાળ;
લવરી છે લેખાવની, એ તો આળપંપાળ. ૨૯૮
નિંદા થઈ તે નગરમાં, થયું નરપતિને જાણ;
કૌતિક સાંભળ્યું કારણુ, વિપરીત સરખી વાણ. ૨૯૯

જૂઠું કો જલ્પે નહિ, જૂઠો નવ દે દંડ;
જૂઠા ન્યાય તોળે નહિ, નહિ લોભી નહિ લંડ. ૩૦૦
દેહેરે આવ્યો દેશપત્ય, પૂછી લીધો પાર;
સાચની સાક્ષી પૂરશે, હર ઉપર આધાર. ૩૦૧
નગર બાધું કૌતક જુએ, કોણ સાચ ને જૂઠ;
કો જુવતિને નિંદતા, નરને દે સૌ પૂઠ. ૩૦૨
ફટપુટ સૌ એને કરે, જુઓ નારી ને જાર;
લજ્જા રાખે ઇશ્વિરી, નોધારાં આધાર. ૩૦૩
નર પાસે બાધુ નગર, નારી પાસે નિજ નાત;
સ્વદેશી પરદેશીયાં, ઉભા જોવા ખ્યાત. ૩૦૪
કૌતિક જોવા કારણુ, મેદની સંઘ સમેત;
વનિતા ને વિશ્વાસ છે, હર ઉપર બહુ હેત. ૩૦૫
નરપતિ કહે નર નારીને, જો સાચો હોય સાર;
માને કયમ આ મેદની, પ્રીછે કયમ સંસાર. ૩૦૬
બોલ બોલો છો બાદલા, કથન ન માને કોય;
સાખ પૂરે શિવજી સ્વયે, હેત ઘણેરું હોય. ૩૦૭
સાચું માન્યું સુંદરી, વિશભર વિશ્વાસ;
તરત સૌ આવ્યાં ત્યાંહાં, પરબ્રહ્મ કેરી પાસ. ૩૦૮
કામનીએ કર જોડિયા, કથન સંભળાવ્યાં કર્ણ;
સાચાનો શિવ સાખિયો, અશરણુ કેરો શર્ણ. ૩૦૯
લખ્યાં કર્યાં સૌ લોકમાં, લીધો લાખેણો લાવ;
શિવજી સાખ જો પૂરશે, હું નારી એ નાવ. ૩૧૦
એહ પતિ હું પ્રેમદા, પેલા ભવની પ્રીત;
સંગ થયો છે સ્વપ્નમાં, રૂડી છે એ રીત. ૩૧૧
બીજી વાર જો બોલશે, લાડકવાયો લડ;
કિરતાર તે ઉપર કોપશે, દૈવ તણો શિર દંડ. ૩૧૨
લિંગમાંથી સર્વે લહ્યો, શિવજી કેરો સાદ;
એ ભર્તા એ ભામની, નહિ જૂઠો અપવાદ. ૩૧૩
માને નહિ માઠું થશે, કારમો ધરશું કોપ;
ધરા હતી નહોતિ કરું, લેશ માત્રમાં લોપ. ૩૧૪
પુરપતિ કહે પરબ્રહ્મ સુણો, પૂરણુ સૌ પ્રસન્ન;
દિલ માને દુનિયાંતણું, દ્યો જો તમ દર્શન. ૩૧૫
મહાદેવે મન વિચારિયુ, પ્રેમદા પુણ્ય પ્રતાપ;
નિર્મળ કરવાં નર નારીને, ઈશ વિચાર્યું આપ. ૩૧૬

પંચવદન ત્રિનેત્ર તન, ગુણવંતી શિર ગંગ;
કર્પુર ગૌર કરુણાનિધિ, અઘનાશા અર્ધંગ. ૩૧૭
ચંદ્ર કોટિ ચિંતામણિ, અરુણ કોટિ ઉદ્યોત;
દર્શન દુનિયાં દાખિયું, જગપતિ જાગ્રત જ્યોત. ૩૧૮
સફળ થઈ સૌ જાતરા, નારીપે વાધ્યો નેહ;
નારી નહિ એ નિર્મળા, દિવ્ય દેવાંશી દેહ. ૩૧૯
મોતી વધાવી માનની, મોટમ પામી માન;
લાજ વધારી લોકમાં, ઈશ ત્યાં અંતર્ધાન. ૩૨૦
જાતિ સ્મર્ણું તેને થયું, વિસ જન્મની વાત;
પ્રકાશ કર્યો તે પુર વિશે, શિવ મહિમા સાક્ષાત. ૩૨૧
રૂડું રત્ન ચિંતામણિ, હેતે જડિયું હાથ;
પુરુષ પરવાર્યો પુર વિશે, સ્ત્રી સોહાવી સાથ. ૩૨૨
ધણી ધણીઆણી તે ખરાં, ગામથી આવે ઘેર;
ગાળ ઉતરી ને ગુણ વધ્યો, પવિત્ર કર્યું પુર પેર. ૩૨૩
માત પિતા ને નાત જન, કાં રંક કાં રાય;
માન્યું સાચું મેદની, શિવથી શું નવ થાય. ૩૨૪
પુત્ર પ્રસવિયો પ્રેમદા, તે આકાર તે મુખ;
આકાર એધાણે ઓળખે, સજ્જન પામે સુખ. ૩૨૫
ધણી ધણીઆણી ધર્મવંત, ઠરી રહ્યાં તે ઠામ;
નર નાર થયાં તે નિર્મળાં, નવે ખંડમાં નામ. ૩૨૬
રાજ્ય રાજવતીતણું, ઇન્દ્ર સરીખો આપ;
ભોગ સકળ સુખ ભોગવ્યા, પરમેશતણો પ્રતાપ. ૩૨૭
યજ્ઞ કર્યો જર ખરચીને, દીધાં વિપ્રને દાન;
ધ્વજ બધાવી ધર્મની, માગણ પામે માન. ૩૨૮
સાત પુત્ર શિરોમણિ, એકથી એક સરેસ;
વૈભવ ઘેર વાસવ તણો, નરપતિ જેવા નેક. ૩૨૯
પ્રજા પાળી પુણ્ય પ્રીતથી, રિદ્ધ ભોગવ્યું રાજ્ય;
રાજ્ય ચલાવ્યું રામવત, અસત્ય અન્યા તાજ્ય. ૩૩૦
દશ હજાર વર્ષ ભોગવ્યું, આપ કહેવાણો ઇન્દ્ર;
સૌભાગ્ય સપુત સમસ્તમાં, જયમ તારામાં ચંદ્ર. ૩૩૧
અંતે પદ વૈકુંઠ વસ્યા, વિમાન ચઢી વહંત;
કોટિ ઇન્દ્રાસન કલ્પકૃત, રીઝે કૈલાસ રહંત. ૩૩૨
શિવ સાનિધ્ય શોભિત સદા, રાજ રાજેશ્વર રૂપ;
જન્મ મરણ જીત્યું જગત, તે ભામનિ તે ભૂપ. ૩૩૩

સફળ મનખો સહેજે કર્યો, સફળ કર્યો અવતાર;
ઇક્કોતેર શત ઉધર્યાં, પરિયાં સહિત પરિવાર. ૩૩૪
દુંદુભિ વાગ્યાં દેવનાં, ગડગડીઆં નિશાન;
જીત નગારાં દેઇને, પરવર્યો પુણ્ય પ્રમાણ. ૩૩૫
ઉમા માહેશ્વર વ્રતનું, માણ્યો જશ મહિમાય;
અક્ષય અજરામર અચળ પદ, સુખ સાગર સીમાય. ૩૩૬
માત તાત મોસાળ પક્ષ, અરસ્પરસનો નેક;
પરિયાંને પ્રભુવત કર્યાં, વડો એહ વિવેક. ૩૩૭
સૂત કહે શૌનક સાંભળો, ઉમા માહેશ્વર વ્રત;
જાણ અજાણે જે કરે, તેહ ઉધરશે તરત. ૩૩૮
મોટો કુંણ મહાદેવથી, દાતા દુજો ન દેવ;
એવું જાણી સૌ કરે, વિષ્ણુ વિરચી સેવ. ૩૩૯
નેતિ નેતિ નિગમ કહે, પુરાણ ન જાણે પાર;
વેદ થાક્યા વર્ણન કરી, વિશ્વતણો આધાર. ૩૪૦
પાલક પોષક એ પ્રભુ, એ અવની આકાશ;
કરતા સંહરતા સૃષ્ટિનો, તેજ પુંજ પ્રકાશ. ૩૪૧
એ લઘુ એ દીર્ઘ પદ, એ વર વાણી વેદ;
કરતા હરતા ધરણી ધરા, ભ્રાંત ન રાખો ભેદ. ૩૪૨
ભૂર ગૂણ ભેદે નહીં, મમતી મૂરખ મન;
દેવ સરખા દાખે નહિ, શું જાણે માનવ જન. ૩૪૩
ભોળો શિવ એ ભૂપતિ, વરદાતા વર વેદ;
શ્રદ્ધાવંતા ઓળખે, ભૂર ન જાણે ભેદ. ૩૪૪
ખટ દર્શન ફરે ખોળતા, ધુમ્રપાની નીત ધ્યાય,
વિરંચી નવ વર્ણી શકે, કોણે કળ્યો ન જાય. ૩૪૫
કલ્યાણરૂપ કરૂણાનિધિ, શિવ નામ એ સત્ય;
પુણ્યવતા નર પ્રીછશે, મૂરખને નવ ગત્ય. ૩૪૬
શિવ કહેતાં સ્વર્ગ પામીએ, હર કહેતાં હજૂર;
ભવ ભણતાં ભવ જળ તરે, નિર્મળ નારાણ નૂર. ૩૪૭
ચોખા ચાર ચઢાવતે, ચક્રવર્તી પદ હોય;
વિભૂતિ ધરે વૈકુંઠ પદ, કળી શકે નહિ કોય. ૩૪૮
રૂદ્રાક્ષ ધરે રિધ સિધ મળે, પામે પૂરણ પેર;
વિસ કોટિ વાસવતણી, ઘણી સમૃદ્ધ હો ઘેર. ૩૪૯
નર્મદા નીર એ નિર્મળાં, અઘનાશા થઈ આપ;
પરસ્વેદ પરબ્રહ્મનો, શિવતણો પ્રતાપ. ૩૫૦

વિષ્ણુ દેવ થયા વડા, વિવાદી બોલે વક્ર;
સહસ્ત્ર કમળ સેવા થકી, ચતુર્ભુજ પામ્યા ચક્ર. ૩૫૧
ગોદાવરીમાં ગુણ ઘણો, પાપ પ્રજા લણ પટ્ટ;
ગૌતમ કાજે મોકલી, એક જ છોડી લટ્ટ. ૩૫૨
સાબરમતી સુખદાયની, કશ્યપ કાજ કિરતાર;
પાર્વતીના ભય થકી, ભવે ઉતાર્યો ભાર. ૩૫૩
લોભી લાંચી લંડીઆ, કુડ કપટ કરનાર;
વિશ્વંભર છે વેગળો, સર્વ વસ્તુનો સાર. ૩૫૪
અહંકારી અળખામણો, દભીથી શિવ દૂર;
પુણ્યવંત પાસે વસે, હરિ જનને હજૂર. ૩૫૫
દામ એમાં બેસે નહિ, નામ લેતાં કરે ન્યાલ;
જળ ધારાથી જશ દીએ, રીઝે વગાડે ગાલ. ૩૫૬
યોગી શિર જટા ધરે, રાખે ઘરમાં રિદ્ધ;
સ્વમામાં હોતિ નથી, સાચા દિલ વિણુ સિદ્ધ. ૩૫૭
ગુર્જર દેશ ગરુવો ઘણું, વેગનપુરમાં વાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૩૫૮
શિવ સેવો શિવ શિવ કહો, વાણી શિવમય વેદ;
ઓગણીસમા અધ્યાયમાં, ભ્રાંત ન રાખો ભેદ. ૩૫૯

**(ઇતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'ઉમા માહેશ્વર વ્રત મહિમા નિરુપણુ' નામનો એકોનવિંશોધ્યાય**

---

## અધ્યાય ૨૦ મો.

### દોહરા.

સરસ્વતી મતિ દાયિની, અતિ ગુણુ વાણી વિલાસ;
છત્યે છત્રપતિ કરણુ, પૂરે મનની આશ. ૧
પામરને પંડિત કરે, બ્રહ્માને ત્રુઠી ભાવ;
વેદ ચાર વર્ણન કર્યાં, ભવ જળ તરવા નાવ. ૨
નેહ ઘણો નારદ પરે, વેણા ધરી ગાયું ગાન;
તન મન ધન તે વિષ્ણુનો, માત તમારું માન. ૩
શારદા રૂપે સુંદરી, વસ્યાં વ્યાસને મુખ;
પુરાણુ અઢાર પ્રકાશિયાં, ભાવિકની ભાગી ભુખ. ૪
જશ દીધો જયદેવને, માનની પામી'તી મૃત્ય;
અષ્ટપદી આરાધતે, તરુણી જીવી તર્ત. ૫

કળિયુગમાં કાલિદાસને, પ્રસન્ન થઇ તું પુણ્ય;
કાવ્ય રચ્યાં કૃપા થકી, ન રહી એકે નૂન્ય. ૬
શંકર સ્વામી સિદ્ધિ વર્યાં, પુણ્યવત ચલાવ્યો પંથ;
અનેક આગમ શાસ્ત્રના, ગુણુનિધ રચિયા ગ્રંથ. ૭
તત્ત્વ તમો ત્રિલોકનું, અવ્યક્ત કર્યા બહુ વ્યક્ત;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, જાપ જપે જક્ત. ૮
આદ્ય અંત ને આજ પણુ, હેત તારું જો હોય;
પડિત કહેવાય પરાક્રમી, કળી શકે નહિ કોય. ૯
ગુણુ અહું ગણુપતિ તણા, દેવાધિ દેવ દાતાર;
સિંદૂર અગે શોભતું, મોદિક તણો આહાર. ૧૦
જગદંબા મા જેહની, ત્રિપુરારિ છે તાત;
સિદ્ધિ બુદ્ધિ સ્ત્રી જેહની, વિશ્વ વિષે વિખ્યાત. ૧૧
દુડાળો દુઃખ ભંજનો, સુઢાળો સમર્થ;
પ્રથમ એહ પૂજાય છે, એ વિણુ ગાવુ વ્યર્થ. ૧૨
આદ્ય શક્તિ અન્નપુર્ણા, જીવાડણુ જશ રૂપ;
એથી કો મોટુ નહિ, ભાળે જેને ભૂપ. ૧૩
સસ્યે સૃષ્ટિ જીવશે, સસ્ય વિના સૌ શૂન્ય;
ખટ દર્શન ખોળે સદા, ધારક વેદની ધૂન્ય. ૧૪
અન્ન આધારે સૃષ્ટિ સૌ, રક રાય ઋષિ જન,
અન્નપૂર્ણા એ ઇશવત, જે પૂરે છે અન્ન. ૧૫
માણેક હીરા મોતીઓ, દૈવત જર બહુ દાખ;
એક દિવસ અન્ન નવ મળે, રિદ્ધિ સર્વે રાખ. ૧૬
હાથી ઘોડા માલ ધન, ઘરમાં લીલા લહેર;
અન્ન વિના ઓપે નહિ, લાગે કડવા ઝેર. ૧૭
જપ તપ સંધ્યા સ્નાન એ, સજ્જન લાગે સાર;
સૂઝે સર્વ શરીરને, અન્ન તણો આધાર. ૧૮
આરાધુ અન્નપુર્ણા, ચૈત વંદન ગુરુ ચર્ણ;
કથા બ્રહ્મોત્તરખંડની, કવિ સુણાવું કર્ણ. ૧૯
એક અક્ષર એક પદ તણું, સુણુતે ગગા સ્નાન;
ભણે ગણે જો ભાવથી, પગ પગ પુણ્ય ગૌદાન. ૨૦
નિર્મળ નૈમિષારણ્ય, સહસ્ર અઠયાસી ઋખ;
શૌનક સનકાદિ સહુ, મુનિવર મોટા મુખ્ય. ૨૧
સૂત પુરાણીકને કહે, પ્રીતે પ્રણમી પાગ;
શિવ પુરાણુ સંભળાવિયું, જડી સ્વર્ગની જાગ. ૨૨

એકાનવિશ અધ્યાયની, ખરી સુણાવી ખ્યાત;
અમૃત પાયું અતિ ઘણું, વિસમાની કહો વાત. ૨૩
તમો પુરાણ બીજાં કહ્યાં, વૈકુંઠ પામતાં કષ્ટ;
શિવ મહિમામાં સુખ ઘણુ, સહજ અમૃત ઘન વૃષ્ટ. ૨૪
શિવ શિવ કહેતાં સુખ જડે, જશ આપે જળધાર;
ભવ કહેતાં ભવ જળ તરે, પર બ્રહ્મ ઉતારે પાર. ૨૫
સૂત કહે શૌનક સુણો, વહાલી રુદ્ર રુદ્રાક્ષ;
અંગ ધરે ઈંદ્ર પદ જડે, શાસ્ત્ર પૂરે છે સાખ. ૨૬

## ચોપાઈ.

રુડા સહસ્ર અઠ્યાસી ઋષિ, મહાનુભાવ મોટા જે મુખી;
ભારદ્વાજ દુર્વાસા દેવ, શુદ્ધ કરે સૌ શિવની સેવ. ૨૭
અગસ્ત્ય પૌલસ્ત અત્રિ અંગિરા, સુંદર શોભે છે તે ધરા;
ગૌતમ ગર્ગ તથા ગાંગેય, માર્કંડેય દેવાધિદેવ. ૨૮
સૂત પુરાણીક બોલ્યા વાણ, સુણજો શૌનક ચતુર સુજાણ.
તરણ તારણ ત્રિલોકજ તણું, કહુ કથાંતર ગુણનિધ ઘણું. ૨૯
ઉચા રાખવા ન પડે હાથ, સ્નેહ કરો શિવજીની સાથ;
હેઠું રાખવું ન પડે શીશ, આદ્ય નિરંજન રીઝે ઈશ. ૩૦
ભારે વેઠવી ન પડે ભૂખ, શતધા સ્વર્ગ થકી બહુ સુખ;
મનુષ દેવ પિતૃ ઋણ મટે, શુદ્ધ ભાવે જો શિવને રટે. ૩૧
કાયા વેઠવું ન પડે કષ્ટ, અમૃત ઘનની થાએ વૃષ્ટ;
શાસ્ત્ર વેદ પુરાણે સાખ, રૂડું રત્ન એ છે રુદ્રાક્ષ. ૩૨
રુદ્રાક્ષ ધરતાં શિવ પદ રૂપ, રુદ્રાક્ષ ધરો સૌ ભોગી ભૂપ;
રુદ્રાક્ષ વિષ્ણુ મસ્તક ધરે, કોડે શિવની પૂજા કરે. ૩૩
રુદ્રાક્ષ બ્રહ્મા ધારે કંઠ, અખિલ રુદ્રાક્ષ ધરે વૈકુંઠ;
નીચ જન રુદ્રાક્ષને નડે, તેને અડકે ના'વું પડે ૩૪
રુદ્રાક્ષ ધરે તે શિવ પદ લિયે, રુદ્રાક્ષ ધરે જમ શિર પગ દિયે;
રુદ્રાક્ષ દેખે જેની કાય, જમ જોરાળા નાસી જાય. ૩૫
રુદ્રાક્ષ ધરે જે નર નારીઓ, મનુષા દેહ સુખે તારીઓ;
રુદ્રાક્ષ ધરે અષ્ટાદશ વર્ણ, ચતુર્ભુજના ચાંપે ચર્ણ. ૩૬
બ્રહ્મા રૂદ્રાક્ષનો જાણે ભેદ, જેણે વર્ણન કીધા વેદ;
રુદ્રાક્ષ રુદ્રમાં અંતર નથી, કોડ પુરાણ કહે છે કથી. ૩૭
રુદ્રાક્ષ ધરે તે સ્વર્ગે જાય, રુદ્રાક્ષ ધરે તે સ્થિર પદ થાય;
રુદ્રાક્ષ ધરે ઇકોતેર તરે, રુદ્રાક્ષ ધર્યાથી પાતક હરે. ૩૮

રુદ્રાક્ષ ધરે નવ લોપે પાપ, એ તો વેદ પુરાણે છાપ;
રુદ્રાક્ષ મહિમા કોણુ જ કળે, અડસટ તીર્થ તે સફળે ફળે. ૩૯
હેતે જાણ્યે અજાણે ધરે, શિવ લોકે તે તો સંચરે;
રુદ્રાક્ષને નિંદે કો આપ, તેત્રીસ કોટિનો શિર શાપ. ૪૦
હેત ઉપાસન બીજાં હોય, રુદ્રાક્ષને નિંદે નહિ કોય;
પારસથી લોહ કચન થાય, રુદ્રાક્ષ ધરે તે સ્વર્ગે જાય. ૪૧
બગ જો માન સરોવર નાહ્ય, બગ ફીટીને હંસ જ થાય;
રુદ્રાક્ષ સમુ તારક નહિ કોય, જગદીશ ઈશ મહિમા જોય. ૪૨
નિંદક રુદ્રાક્ષના નરકે પડે, વંદનારા વિમાને ચઢે;
રુદ્રાક્ષ ધરે નહિ ઉની આંચ, પામે પ્રીત પદારથ પાંચ. ૪૩
ધર્મારથ કામ ને અંતે મોક્ષ, રુદ્રાક્ષ ધરે તે નર નિર્દોષ;
રુદ્રાક્ષ ધરે તે શિવ પદ સત્વ, રુદ્રાક્ષ રત્ન ત્રિલોકિક તત્વ. ૪૪
તે ઉપર કહું એક આખ્યાન, તે સાંભળતે શિવ વિમાન;
આવાગમન સાંભળતાં ટળે, મોક્ષ પદવીનો મહિમા મળે. ૪૫
સાંભળે વેદ પુરાણે વાણુ, ટળે લક્ષ ચોરાસી ખાણુ;
રુદ્રાક્ષ તણો મહિમા મહા મૂલ્ય, બ્રહ્મા વિષ્ણુ રુદ્ર સમતુલ્ય. ૪૬
રુદ્રાક્ષ ધરે તે જાણે ઉંચ, ન ધરે તે નમેરો નીચ;
અધમ જાતિ રુદ્રાક્ષ જ ધરે, તેના શત ઈકોતેર તરે. ૪૭
ઉચ થઈ ન ધરે રુદ્રાક્ષ, પડે નર્ક સુશાસ્ત્રે સાખ;
વિપ્ર પાસ રુદ્રાક્ષ ન હોય, રખે પ્રમાણુક રોતાં કોય. ૪૮
ભસ્મ રુદ્રાક્ષ ધરે નહિ બ્રહ્મ, જાણો તેનાં કુડાં કર્મ;
રુદ્રાક્ષ વિનાનો બ્રાહ્મણુ શુન્ય, સંધ્યા વદનનુ નહિ પુણ્ય. ૪૯
વિપ્ર રુદ્રાક્ષ અંગે નવ ધરે, રખે વરુણુ તેનું કો કરે;
વિપ્ર અંગ રુદ્રાક્ષ ન અડે, પૂજે તે નર નરકે પડે. ૫૦
રુદ્રાક્ષ ન ઘાલે દ્વિજ જો ગળે, બ્રાહ્મણુ ભોજનમાં નવ વળે;
પવિત્ર બ્રાહ્મણુનો જે પુત્ર, મણુકો એક શિખાને સુત્ર. ૫૧
એક મણુકો જો ન ધરે અંગ, સદ્ય ન કરશો તેનો સંગ;
વિભૂત રુદ્રાક્ષતણું નિત કામ, નિર્મળ બ્રાહ્મણુ તેનું નામ. ૫૨
વિદ્યાવંત કે મુરખ હોય, જરૂર રુદ્રાક્ષ ધરો મા કોય;'
કંઠી બીજી બાંધે બ્રહ્મ, ધર્મ શાસ્ત્ર તણો નહિ ધર્મ. ૫૩
પાપે પેટ પોષણુ કારણે, બીજો ધર્મ બાંધે બારણે;
શિવને નિંદે શિવ નવ કહે, તે રુદ્રાક્ષના ગુણુ શું લહે. ૫૪
એક મુખીને ત્રણુ મુખ ચાર, પંચ મુખી શિરોમણી સાર;
એકાદ રુદ્રાક્ષ માણજો, સાક્ષાત શિવ તેને જાણજો. ૫૫

રુદ્રાક્ષને ષોડશ પણ મુખ, ટાળે જન્મ મરણનાં દુઃખ;
કોડે રુદ્રાક્ષ ધરી નહિ કંઠ, વેગળું છે તેને વૈકુંઠ. ૫૬
સાચો બ્રહ્મ શિવ પૂજન કરે, અગિયાર સહસ્ર રુદ્રાક્ષો ધરે;
પગલે પગલે ગંગોદક પુણ્ય, રુદ્રાક્ષ ધરી તેને શી ન્યૂન. ૫૭
સહસ્ર ધારી તે શિવનું રૂપ, ભાગ્યશાળી ભવસેવક ભૂપ;
અયુત ધરે વિરંચી હોય, મહિમા કળી શકે નહીં કોય. ૫૮
સોળ સોળ બાહુ એક શિખાય, બાર મણકે બેરખો રખાય;
બત્રીસ તણી કંઠી તે કંઠ, ચોવીસ સાર બાંધે વૈકુંઠ. ૫૯
ખટી ખટિકાને કુંડળ ઠાઠ, ગણવા મણકા એકશત ને આઠ;
એક રુદ્રાક્ષ ઉપવીત બાંધવી, તદ્ પશ્ચાત્ સંધ્યા સાધવી. ૬૦
શત અગિયાર મુકુટ હોય શીશ, આપ જાણવો તેને ઈશ;
ત્રણસે સાઠ ધર્યે બહુ ધર્મ, છૂટે જન્મ મરણનાં કર્મ. ૬૧
રુદ્રાક્ષ ધરીને પૂજે ઈશ, તેને દેવ નમાવે શીશ;
અરુણ ઉદય અજવાળું થાય, રુદ્રાક્ષ ધરે અઘ નાસી જાય. ૬૨
થોડું કામ ને પુણ્ય છે ઘણું, શું વખાણ કરું તે તણું;
અતકાળે જો અંગે અડે, નિશ્ચે જમદૂતો ના નડે. ૬૩
જમ કિંકર જુગતેથી જોય, રખે રુદ્રાક્ષ એ પાસે હોય.
યમદૂત જાણે જો શિવ કોપશે, લક્ષ વસા લજ્જા લોપશે. ૬૪
પોકારીને કહે પુરાણ, અલ્પ બુદ્ધિ ન લહે અજાણ;
મૂરખને યમે મારિયા, હરિહર નિંદીને હારિયા. ૬૫
નથી બેસતો એમાં ગર્થ, અન્ય વાદ કરે તે વ્યર્થ;
પાપી કળિયુગ હોય પ્રચંડ, દૈવ તણો મમતી શિર દંડ. ૬૬
પાપી ઔંઢાં પાપ જ કરે, તે રુદ્રાક્ષ અંગે કયમ ધરે;
અભાગિયાનાં ઉંધાં કર્મ, તે શું જાણે શિવનો ધર્મ. ૬૭
ચાંપા સુખડ તુળસી તણી, રુદ્રાક્ષ પવિત્ર તેથી લક્ષ ઘણી;
રામ સેવક વા વિષ્ણુ રટે, દ્વીજને તો રુદ્રાક્ષ જ ઘટે. ૬૮
પલક પુણ્યથી છૂટે પાપ, કિંકરને આપે કૈલાસ;
ચાર કણ ચોખા જેથી ચઢે, અવતરવુ તેને નવ પડે. ૬૯
રુદ્રાક્ષ ધારે તો રુદ્રવત થાય, મહાદેવ તણો એવો મહિમાય;
ઈશ્વર ઉધારે લાખ કરોડ, જશ પામ્યા બેઠા શિવ જોડ. ૭૦
આખ્યાન કહું એ ઉપર એક, વિશ્વંભર કેરો જુવો વિવેક;
શાસ્ત્ર સાખ વદે છે વેદ, ભ્રાંત ન રાખો એમાં ભેદ. ૭૧
શૌનક પ્રત્યે સૂત કહે કથા, જશવંત વ્યાસથી જાણી જથા;
લક્ષ્મીવરે લક્ષ્મીને કહી, પ્રસિદ્ધ પુરાણમાં ત્યાંથી થઈ. ૭૨

ગુપ્તમાં ગુપ્ત ઘણું છે ગુહ્ય, સતવાદીને એની સુઝ;
અકરમી કયાંથી ઈંદ્ર જ થાય, ગુણહિણા કયમ ગંગા નાહ્ય. ૭૩
મૂકી દો મનનો આંબળો, શિવ મહિમા સુખે સાંભળો.

દોહરા.

નગર કાશ્મીરનો નરપતિ, ભદ્રસેન ભડ ભૂપ;
રામ રાજ્ય સરીખડું, રતિ પતિ જેવું રૂપ. ૭૪
દાતા દાન દરિયાવ દીલ, સમૃદ્ધિ શુભ ઘર સૂત્ર;
ધર્મ સુત એક તેહને, પ્રતાપવંતો પુત્ર. ૭૫
બત્રીસ લક્ષણ આગળો, ચૌદ વિદ્યા ગુણ જાણ;
સુર પુર સુલક્ષણો, ભલપણ કેરો ભાણ. ૭૬
સોળ કળા સપૂર્ણ તે, બાબત બોત્તરી બુદ્ધ;
ચોસઠ માંહે ચાતુરી, સકળ શાસ્ત્ર ગુણ શુદ્ધ. ૭૭
ઉચ વાત અગે ધરે, નીચ વાતનો નેમ;
હીરા માણેક મોતિયાં, પલક ધરે નહિ પ્રેમ. ૭૮
શિવશિવ શિવ મુખથી કહે, ચતુરાઈતણો એ ચાલ;
સહસ્ર હાથે શિવની કૃપા, માહે ઘણેરા માલ. ૭૯
મહા રુદ્ર કહે મા બાપને, સઘળે દેખે શિવ રૂપ;
નીરખે હરખે જન સઉ, ભદ્રસેન ભડ ભૂપ. ૮૦
પુત્ર બીજો પ્રધાનનો, રૂડો રાજ રતન;
તારક નામ છે તેહનું, જોગ વાત જતન. ૮૧
ધર્મને તારક મિત્ર બે, એક રૂપ એક દેહ;
પ્રીત મીન ને જળવત, જ્યમ દાદુર ને મેહ. ૮૨
એકઠા સુવે એકઠા રમે, જમે એકઠા અન્ન;
સ્વભાવ પ્રકૃતિ શાણપણ, મહિમા એક મગન. ૮૩
એક એકને દીઠે ઠરે, વિજોગ થકે દુઃખ થાય;
શિવ પૂજન સાથે કરે, નિત ગગામાં નાહ્ય. ૮૪
બીજા શું મન માને નહિ, બીજા શું ન કરે વાત;
જાણે જીવ બે એક છે, જોતામાં જુઈ જાત. ૮૫
એક ઘડી અળગા નહિ, અંતર ન ધરે એક;
ધર્મ ઉપર બુદ્ધિ ધરે, ન્યાય શાસ્ત્રના નેક. ૮૬
જૂઠી વાત જલ્પે નહિ, જાય ન જૂઠા જોડ;
સાચા સાથે સ્નેહ છે, ક્ષણું માત્ર નહિ ખોડ. ૮૭
લાડકવાયા લક્ષ પતિ, સામદ પ્રૌઢા સંગ;
રુડાં આભૂષણ રત્નનાં, એકે ન ધરે અંગ. ૮૮

ન પહેરે કલૈયો કડાં, ન પહેરે કંચન હાર;
પહેરાવે માબાપને, એને મન અંગાર. ૮૯
મુક્તાફળ કંઠી સાંકળી, સોના રૂપાં સુળ;
માત તાત મોંઘાં ઘણું, ધારે તે એ ધુળ. ૯૦
માત પિતા પહેરો તમો, ભલી બોલે એમ ભાખ;
અમને તમો આપો ધણી, રુડી જે રુદ્રાક્ષ. ૯૧
સ્નેહ સોના ઉપર નથી, મોતી ઉપર નહિ મન;
હેત નહિ હીરા પરે, તલસે રુદ્રાક્ષપર તન. ૯૨
કાને કુંડળ રુદ્રાક્ષનાં, મુકુટ રુદ્રાક્ષનો શીશ;
બાંહે રુદ્રાક્ષના બેહેરખા, દિલ રીઝે તે દિશ. ૯૩
કંઠે માળ રુદ્રાક્ષની, હેતે રુદ્રાક્ષ બે હાથ;
શોભે સોળે અંગમાં, શોભે રુદયા સાથ. ૯૪
પૂજે નિત્ય રુદ્રાક્ષને, રુદ્રાક્ષ ધરીને નાહ્ય;
રજ માત્ર ગણે નહિ રત્નને, રુદ્રાક્ષ તણા ગુણ ગાય. ૯૫
શિવ શિવ કહે રુદ્રાક્ષને, સઉને દે એમ શીખ;
નીચ પુરુષ નિંદા કરે, કહેશે માગવી ભિખ. ૯૬
રુદ્રાક્ષ જેણે ધારી હશે, ઈંદ્રવત થાય છે અંક;
નિંદક તો નરકે ગયા, રઝળે છોકરાં રંક. ૯૭
જર કારણ જૂઠું વદે, કરે પરધર્મ શું પ્રીત;
ભસ્મ રુદ્રાક્ષ બ્રાહ્મણ તજે, વર્ણસંકરની રીત. ૯૮
નીચું જોઇ નરપતિ રહ્યા, પંડિત સભા સમેત;
ધર્મ બીજો ધારે નહી, હર ઉપર બહુ હેત. ૯૯
અજાણ્યા અર્ભક એ નહિ, વિપરીત કરે નહિ વાત;
સાક્ષાત શિવ પુરાણના, વારુ કહે છે વાત. ૧૦૦
ડાહ્યા પંડિતને દેશપત્ય, શિખામણ દેતા સર્વ;
હેતે હાથ જોડાવિયા, ગુણવંત તજાવ્યો ગર્વ. ૧૦૧
માબાપ સહોદર સજ્જનાં, રુદયામાં રાખે રીસ;
રુડા પુત્ર રાજા તણા, રુદ્રાક્ષ ધરે કયમ શીશ. ૧૦૨
નવખંડના નરપતિ જુવો, પ્રતાપવંતના પુત્ર;
હેમ મુકુટ હરખે ધરે, સોનાં રૂપાં સૂત્ર. ૧૦૩
તમ સરખા અભાગિયા, કુળમાં નવ દીઠા કોય;
જોગી જેહ જટા ધરે, રુદ્રાક્ષ સિદ્ધને સોય. ૧૦૪
કોણ પરણશે કામનિ, કયમ રહેશે રિદ્ધ રાજ્ય;
મુકુટ ધરો માણેક તણા, રુદ્રાક્ષ કરો તન તાજ્ય. ૧૦૫

પિતા પ્રત્યે પુત્ર કહે, સોએક ખાઈ સમ;
આગળથી ચેતાવિયે, કહેશો જે કીધું કેમ. ૧૦૬
રાખ ચોળી રણમાં જશું, પરાણે તજશું પ્રાણ;
નિંદા મા રુદ્રાક્ષને, વિપરીત વદો કેમ વાણ. ૧૦૭
તમ ડાહપણ તમ કને, રેહેવા દ્યો રૂડી રીત;
માણેક મોતી ઉપરે, પલક ન પરઠે પ્રીત. ૧૦૮
હઠ મૂકી સૌ હારિયા, ધંધે સૌ સાને ધાય;
હવે જો એમને વારીએ, જોગી થઇને જાય. ૧૦૯
વિશ્વ કહે સૌ વાંઝીયાં, લક્ષધા નિંદે લોક;
પુત્ર ગણાય એ પાટવી, શત સહસ્રધા શોક. ૧૧૦
એક સમય તે રાજ ઘેર, પધાર્યાં પરાશર ઋખ;
શ્રુતિ સ્મૃતિ વાણી વિમળ, વેદ વસ્યા છે મુખ. ૧૧૧
કોટિ સૂર્યથી કોટિધા, તપે તેજ તપ ત્યાંય;
મહારાજ રાજ રાજેશ્વર, પધાર્યા પુરમાંય. ૧૧૨
ચતુર ભૂપ સામો ચાલિયો, જશવંત પુરુષ જે જાગ;
પ્રદક્ષિણા પંદર કરી, પ્રીતે પ્રણમ્યો પાગ. ૧૧૩
ચંદ્ર બિબ ચિંતામણિ, ઉદય કાર ઉદ્યોત;
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર રેવ, જળહળતી જયમ જોત. ૧૧૪
અબર અજવાળું થયું, પૂર્ણ તેજ પ્રમાણ;
રાજા રીઝ્યો રુદયમા, ભલે ઉદિયો ભાણ. ૧૧૫
ભરી છાબ પૂજા તણી, ધસમસ ધાયો ધીર;
અર્ઘ્ય પાદ્ય પૂજા કરી, નિર્મળ ગંગોદક નીર. ૧૧૬
ચર્ણાંમૃત મુખમાં ધર્યાં, ભક્ષ ભોજન સર્વત્ર;
સિંહાસને સોહાવિયાં, શિરપર છાજે છત્ર. ૧૧૭
પુર પતિ પ્રેમદા સહિત, ચાંપે ગુરુના ચર્ણ;
અરસપરસ સુખ દુઃખની, કથા સુણાવે કર્ણ. ૧૧૮
વાયુ વ્યંજન વિધવિધ, શુભ સેવા સાક્ષાત;
અરસપરસ આનંદમાં, વિનોદ તણી થઈ વાત. ૧૧૯
મહીપતિ સહિત સુણ માનની, મલિન કયમ તારું મુખ;
અલખત છે ઘેર ઈંદ્રની, દેહ ધરે શે દુ.ખ. ૧૨૦
સાચું બોલ સુલક્ષણા, દુર્બળ કાં તુજ દેહ;
અષ્ટધા સિદ્ધ નવ નિદ્ધ ઘેર, ધરે ચિંતા શીદ તેહ. ૧૨૧
રળિયાત થયા તવ રાયજી, હેતે જોડ્યા હાથ;
અલ્પ વાત દુઃખ દેહમાં, સાચું કહું તમ સાથ. ૧૨૨

દેશમાં દુઃખ કોને નથી, કિંચિત માત્ર નહિ કષ્ટ;
કૃપા તમારી મુજપરે, નિત નિત અમૃત વૃષ્ટ. ૧૨૩
પુત્ર ડાહ્યો પરાક્રમી, શુભ લક્ષણુ સુજાણુ;
અંગ આભૂષણુ નવ ધરે, એવો એહ અજાણુ. ૧૨૪
ધરે માળા રુદ્રાક્ષની, અતિ ઓપાવે અંગ;
પુખરાજ ઝવેરને પરહરે, રુદ્રાક્ષ ઉપરે રંગ. ૧૨૫
રુદય રીઝે રુદ્રાક્ષથી, ધરે રુદ્રાક્ષનું ધ્યાન;
રુડી કહે રુદ્રાક્ષને, મોટમ આપે માન. ૧૨૬
લાજું છુ હુ લોકમાં, વરુવાં દેખી વાન;
જશ એ તો જોગી તણો, કુંડળ ધારે કાન. ૧૨૭
દીકરી દે કોણુ દેશપતિ, શત્રુ માને કયમ શર્મ;
જશ ગમાવે જગતમાં, ધરણીપતિનો નહિ ધર્મ. ૧૨૮
મુકુટ મણી ના પેંહરે, હેત મુક્તાફળ હાર;
પુત્ર પાસે બેસારતાં, ભાગે છે મુજ ભાર. ૧૨૯
પુત્ર એક પ્રધાનનો, જુગતે એની જોડ;
અંગ રુદ્રાક્ષ ધરે અતિ, ખરી એ બેમાં ખોડ. ૧૩૦
બે જણુને દેખી બળું, વાર્યું ન કરે વીર;
જોખમ થાય જોરે કરે, સદ્ય તજે શરીર. ૧૩૧
રાખ ચોળે જઈ રાજવી, ક્ષણું મેં નવ ખમાય;
વારુ ઠામ વિવાહ મળે, પરણાવા કેમ જવાય. ૧૩૨
જાન પહેરે ઝવેરનાં, આભૂષણુ ઓપે અગ;
જુવો મુકુટ રુદ્રાક્ષનો, રુડો વરનો રંગ. ૧૩૩
વાઘા કસબી કાયા નહિ, રુદ્રાક્ષને જોડે રાખ;
ડાહ્યા કયમ દે દીકરી, સાચા દુઃખની સાખ. ૧૩૪
ભાવે વિભૂતિ ભૂપને, રાણી કેમ રીઝત;
દુઃખ મોટું એ દિલમાં, ખાંતે મન ખીજંત. ૧૩૫
હસ્યા પરાશર હેતથી, પુત્ર એ બે પવિત્ર;
ઇકોતેર એથી ઉદ્ધરે, ચારુ એહ ચરિત્ર. ૧૩૬
હીરા હેમથી હાનિ છે, માણેક મોતીથી મર્ણું;
રુદ્રાક્ષ સમાન રુડું નથી, કથા સાંભળ તે કર્ણું. ૧૩૭
તત્ત્વ રુદ્રાક્ષ ત્રિલોકમાં, હેતે આવ્યું છે હાથ;
મહીપતિ ચિંતા મેલ તું, સંદેહ ભાગ્યું તુજ સાથ. ૧૩૮
ભૂત ભવિષ્ય વર્તમાન જે, ત્રણુ તત્ત્વ ગુણુ જ્ઞાન;
ઉત્પત્તિ અર્ભક તણી, આદ્ય જન્મ અનુમાન. ૧૩૯

પવિત્ર એ એ પુત્ર છે, શાણા સમજુ સત્ય;
મૂરખ છે તું મહીપતિ, શિદ મૂકાવે પત્ય. ૧૪૦
જાતિ સ્મર્ણ છે એહને, તોળ્યું એમણે તત્ત્વ;
આળપંપાળ તનથી તજ્યાં, સિદ્ધ તણું એ સત્વ. ૧૪૧
વિશ્વ બાંધ્યા વિભૂતિથી, આખર વિશ્વ વિભૂત;
કનક રત્ન એ કારમાં, ધરે હેત જે ધૂર્ત. ૧૪૨
લોભીને વહાલી રમા, કામીને વહાલો કામ;
સતીને વહાલો નિજ પતિ, રૂડાને વહાલા રામ. ૧૪૩
હેત અમૃત છે હાથમાં, પીએ અન્ય કેમ ઝેર;
આભૂષણ વહાલાં તેહને, વિષ્ણુથી જેને વેર. ૧૪૪
ધન ધરતીમાં નિપજે, જોડ તે જંજાળ;
કોની સાથે સૌંઢે નહિ, અલખત આળપંપાળ. ૧૪૫
પૃથ્વીથી પથ્થર નીપજે, રૂડાં રાજ રતન;
રીઝે કેમ રુડા તે થકી, જાણી કરે જતન. ૧૪૬
જેમ લોઢું ને લાકડું, જેમ એ કાચ કથીર;
હીરા, માણેક, મોતીયાં, જેમ ઝાકળનું નીર. ૧૪૭
જર જોડે જમ મૂકે નહિ, હર નહિ પહેરે હેમ;
મમત કરે તે મૂરખા, પવિત્ર ન આણે પ્રેમ. ૧૪૮
સાચો સિદ્ધ શુકદેવજી, ગૌતમને ગંગેવ;
શાં આભૂષણ એહને, નમે દેવાધિ દેવ. ૧૪૯
બુડાડે શોભા બહુ, જર ઝાઝે જમ લોક;
તારો પુત્ર જાણે સર્વ, શીદ ધરે છે શોક. ૧૫૦
સર બધ સોનાના શિર પરે, તરતીબ પાઘડી એ તાર;
દોહ્યલા દંડ જમદૂતના, મહોકમ ખાવો માર. ૧૫૧
પુણ્ય કરશે તે પામશે, શિવ સેવાથી સ્વર્ગ;
જર જોડી જખ મારતા, નિશ્ચય પડશે નર્ક. ૧૫૨
ઉપવીત દે છે જે સમે, વિભૂત ધરાવે વેદ;
કેસર આજ્ય કરે નહિ, ભ્રાંત શું રાખે ભેદ. ૧૫૩
મુંજ્યા બાંધે મુઝની, કછોટો વાળે કાય;
ઉપવિત કર્મ તેને ઘટે, કાં રાંક કાં રાય. ૧૫૪
ઉપવિત દેજો ઈન્દ્રને, ભારે કહેવાયે બ્રહ્મ;
સુવર્ણથી સિદ્ધિ નહિ, ધારે ભસ્મ તો ધર્મ. ૧૫૫
રાજસુ યજ્ઞ રાજા કરે, ઘણાં હોમે છે ઘૃત;
વિભૂતિ અંગ ધર્યાવિના, વેદ વળે નહિ વ્રત. ૧૫૬

મહારુદ્ર કરે જ્યાં મહીપતિ, નેક ન રાખે ન્યૂન;
વિભૂતિ અંગ ધર્યાં વિના, પ્રલય થાય છે પુણ્ય. ૧૫૭
પુત્રે દીઠું છે પારખું, રુદ્રાક્ષ થકી તો રાજ;
હેતે આવ્યું હાથમાં, તે કરે કયમ તાજ્ય. ૧૫૮
માને તે તો મૂરખા, ભૂંડા મમતી ભૂપ;
તે તો નર નરકે પડે, કર દીવો લઈ કૂપ. ૧૫૯
ગંગા જળને પરહરી, પીએ નવાણાં નીર;
બાવના ચંદન પરહરી, બાવળ ઘસી ધરે શરીર. ૧૬૦
પ્રભુ નામને પરહરી, ભજે કુણ ભૂંડાં ભૂત;
પુણ્યવંતને પરહરી, કોણ ધારે ધૂત. ૧૬૧
પેંડા ઘેબર પરહરી, કોણ ખડ કુણ ખાય;
નિંદે તે નરકે પડે, સાચા સ્વર્ગે જાય. ૧૬૨
પદ્મનીને કોણ પરહરી, શંખણી સાથ સુહાય;
પરમેશ્વર પૂજન પરહરી, ખોટે ધંધે કયમ ધાય. ૧૬૩
કોણ કલ્પવૃક્ષ પરહરી, ગોખરુની શી ગોઠચ;
કોણ સુખ સજ્યા પરહરી, ખરા લાભમાં ખોટચ. ૧૬૪
કોણ પંડિતને પરહરી, લે ભૂડાશું ભેટ;
માયા ભૂંડી મરણથી, વૈભવ સઘળી વેઠ. ૧૬૫
કોણ અમૃતને પરહરી, પીએ હળાહળ ઝેર;
કોણ રત્નને પરહરી, કોડી લાવે ઘેર. ૧૬૬
કોણ વિપ્રને પરહરી, નીચને નીચ દે દાન;
કોણ પ્રભુને પરહરી, મહાપિને દે માન. ૧૬૭
કોણ ગાયને પરહરી, ગર્ધવ રાખે ઘેર;
વરજ્યું એહ કુંભારને, મહારાજે કીધી મહેર. ૧૬૮
કોણ રેવા જળ પરહરી, તડાગ દાખે દર્શન;
પુણ્યવંતાને પરહરી, પાપીશું કોણ પ્રસન્ન. ૧૬૯
માત પિતા કોણ પરહરી, કરે ગણિકાની સેવ;
રુદ્રાક્ષ ભસ્મને પરહરી, દુજો કોણ દાખે દેવ. ૧૭૦
જેને કર્મે જે લખ્યું, તેને બુદ્ધિ તે થાય;
ડહાપણમાં ડુલી જશે, કાં રંક કાં રાય. ૧૭૧
વિપ્ર વેરાગી વર્તિયા, જોગી જંગમ સિદ્ધ;
મમત કરી સરવે મુવા, રજમાત્ર ન પામ્યા રિદ્ધ. ૧૭૨
માયા મોહે મારિયા, હીરો નાં'ખ્યો હાથ;

વિદ્યા સૌ વહેતી ગઈ, રુદ્રાક્ષ તજી તે સાથ. ૧૭૩
પુત્ર તારાએ પરખિયું, દૈવત મોટું દીઠ;
ઝાલી બેઠા જુગતે કરી, પુણ્ય પરાક્રમ પીઠ. ૧૭૪
મેલાવ્યું મેલે નહિ, જોર કરે જીવ જાય;
નિશ્ચે પડશે નરકમાં, ઉલટી હત્યા થાય. ૧૭૫
તારું મન નિશ્ચળ કરું, નરપતિ તુજશું નેહ;
સાચી વાત સંભળાવશું, ટાળું મન સંદેહ. ૧૭૬
આખ્યાન કહું એ ઉપરે, પ્રત્યક્ષ રૂડી પેર;
તારા પરિયાં તારવા, પુત્ર પ્રગટ્યો તુજ ઘેર. ૧૭૭

## ચોપાઈ.

નગરખંડમાં નંદીગામ, નરેન્દ્રપાળ નરપતિનું નામ;
રુડો સતવાદી સુંદર રૂપ, ભારે ભલપણુ કેરો ભૂપ. ૧૭૮
વશ વરતે અષ્ટાદશ વર્ણ, ચતુર્ભુજનાં સેવે ચર્ણ;
પુર મધ્યે કાંઈ નહિ પાખંડ, વણુ વાંકે કોને નહિ દંડ. ૧૭૯
મોટો રાજા મહીપત્ત સુખી, સુખ સંપત્ત પ્રજા છે સુખી;
ભર્યા પુર ભારે, ભંડાર, રિદ્ધ સિદ્ધ ને કણુ કોઠાર. ૧૮૦
તેહ ગામમાં ગણિકા એક, વડું કર્મ ને વડો વિવેક;
રુડું રૂપ ને રુડો રંગ, રુડા જનનો શોભિત સંગ. ૧૮૧
જોબનવંતિ મદવંતિ મૂળ, કામની જેમ કમળનું ફુલ;
સુંદર વાહન પુરપાલખી, સંગ શોભિત ઝાઝી સખી. ૧૮૨
વડી ધર્મે ને કર્મે વડી, સ્વય વિધાતા હાથે ઘડી;
અલખત તેને અપરમપાર, કંઠે મુક્તાફળના હાર. ૧૮૩
જાત ગુણુ ગાયન સુજાણુ, વદે વદનેથી અમૃત વાણુ;
મોટાં મંદિર મોટા મહેલ, કોડપતિને સઘળું સહેલ. ૧૮૪
પોપટશાળા પાસે પાટય, કનકતણી હીંચોળા ખાટય;
દાસી દાસ ગણિકાને ઘણાં, મણિ માણેક તણી નહિ મણા. ૧૮૫
આભૂષણુ ને અલખત ઘણી, ચાર લક્ષ કરોડો તણી;
મંડપ ઉપર રુડા રોખ, ચંદન કાષ્ટ ચિત્રામણુ ચોક. ૧૮૬
લીલા લહેર ને લીલ વિલાસ, કસ્તુરી કેસર બેહેક બરાસ;
ગુલાબ અર્ગજાનાં છાંટણાં, માણુયક રત્ન જડ્યાં છે ઘણાં. ૧૮૭
કીધી બહુ ધર્મશાળા ધીર, નિર્મળ નવાણુતણાં ત્યાં નીર;
પંથી જન આવી ઉતરે, ભાત ભાતનાં ભોજન કરે. ૧૮૮
કરે પુણ્યનાં પોતે કાજ, સદાવ્રત શોભાવે સાજ;

લક્ષપતિની લક્ષ્મી લીએ, દાન જાચક દુર્બળને દીએ. ૧૮૯
દાખી સૌ લોકે દાતાર, ભૂપતિ સરખા માને ભાર;
જર આપે તે જારી રમે, ભિક્ષુક હોયતે ભોજન જમે. ૧૯૦
અલખત ભોગવે પોતે આપ, કુળ ઉદ્યમ ગણે શું પાપ;
કુળાચાર તે કારજ કરે, દેશપતિથી શાને ડરે. ૧૯૧
કામની પૂરે મનની કામના, નગરનારમાં છે નામના;
શુભ રૂપે સુંદિર સારખી, પદ્મની રૂપ પુરણ પારખી. ૧૯૨
ગણિકા કેરા કુળમાં પડી; જશ જીતવા બુદ્ધિ જડી;
શિવ પૂજન કરાવે સત્ય, મહાદેવ મંત્ર ઉપર બહુ મત્ત. ૧૯૩
શિવ ભક્તને મોટાં માન, શિવ કથા રસ ગ્રહે કાન;
નીત નીત દર્શન શિવનું કરે, શિવ પૂજન માટે દ્વિજ વરે. ૧૯૪
એક મર્કટ કુઃકટ છે એક, પાસે બાંધી રાખ્યા છેક;
નાચ નચાવે તેને તાન, ગણિકા પોતે ગાયે ગાન. ૧૯૫
ધાલે રુદ્રાક્ષની માળા ગળે, બાંધે નીત તે મેડી તળે;
બાંધે રુદ્રાક્ષ ચરણ ને હાથ, હાસ્ય ચર્ચા યુદ્ધ મર્કટ સાથ. ૧૯૬
જીવ થકી તે વહાલાં ઘણું, શું વખાણ કરું તે તણું;
પશુ નાચે ને ગણિકા ગાય, રીઝે દેખી સર્વ સભાય. ૧૯૭
શિવ પૂજનનાં ગાણાં ગાય, વળતી બીજે ધંધે ધાય;
કંઠે હાથે પાગે ઘણી, બાંધે માળ રુદ્રાક્ષ જ તણી. ૧૯૮
સહજ માર્ગ રમતની રીત, મર્કટ કુઃકટ ઉપર પ્રીત;
રમતની શોભા દાખે સહુ, એમ કરતાં વિત્યા દિન બહુ. ૧૯૯
જુવતી ઘેર આવે બહુ જાર, વનિતાનો ચાલે વ્યવહાર;
જેવા જાર તેવું લે મૂલ, સહસ્ત્ર દાસીનું સહેજે સૂળ. ૨૦૦
જેવો જારી જર જોગવે, ભામાની તે રીતે ભોગવે;
એક થકી તે એક કરોડ, ખરુ મૂલ તેમાં નહિ ખોડ. ૨૦૧
ઉપમા છે અલખત આડીએ, વનિતાની શોભા વાડીએ;
વારૂ વનસ્પતિ ત્યાં ફળે, કારણ તેનું કો નવ કળે. ૨૦૨
ભાત ભાતનાં ફળ ને ફુલ, ઉપમા દેતાં એહ અતુલ;
પંથી જન આવી ઉતરે, ઠામ દેખીને મનડું ઠરે. ૨૦૩

### દોહરા.

એક દિવસ એક વૈશ્ય જન, કોટિધ્વજ કૃત કામ;
વનિતાની વાડી વસ્યો, નિર્મળ ચંદ્રશા નામ. ૨૦૪
આકાર ઇન્દ્ર સરિખડો, રાજેન્દ્ર સરીખું રૂપ;

કુબેર સરિખો કલ્પતરુ, ભાગ્યશાળી નર ભૂપ. ૨૦૫
આભૂષણુ અંગ આપતાં, શોભિત શુભ શણગાર;
અલખત ઘેલો અવનવો, ભાગ્ય તણો ભંડાર. ૨૦૬
કર કંકણુ છે કનકનાં, અતીશે રત્ન અમૂલ્ય;
ચંદ્રબિંબથી ચોગણી, શોભા શરદસમ તુલ્ય. ૨૦૭
નવ ગ્રહ જડિયા નંગમાં, જડ્યાં નક્ષત્ર સત્તવીસ;
મણિ મનોહર મેળવ્યાં, દીપ જ્યોત જ્યમ નિશ. ૨૦૮
જળહળ જ્યોત ઝળકી રહી, જેવરલો નહિ જોડ;
કોણ મૂલ્ય કરી શકે, લાખ કરોડાં કોડ. ૨૦૯
હાથે પહેર્યું'તું હોંશીએ, ધાર્યું ગણિકા દ્રષ્ટ;
હૈડે હેમ ઠરી ગયુ, થઈ અમૃત ધન વ્રષ્ટ. ૨૧૦
નારી હરખી નિરખતે, દેહ સહિત ધન દેઉં;
રીઝવું એ રાજેન્દ્રને, કોડે કંકણુ લેઉં. ૨૧૧
લક્ષ વસા લોભી ધણી, નિર્મળ કુળની નાર;
સૌથી ગણિકા સો ધણી, શું કહું વારંવાર. * ૨૧૨
લોભી સ્વર્ગના દેવતા, માનવીનું શું મૂળ;
લોભ બીજ છે પાપનું, પામે સંકટ શૂળ. ૨૧૩
મન ખુચ્યું ત્યાં માનની, કરે નહિ ઘરનું કામ;
રીઝવવા રાજેન્દ્રને, ઠરી રહી તે ઠામ. ૨૧૪
હાવભાવ કટાક્ષ કૃત, છત પોતાની છાપ;
ઈન્દ્ર આગળ જ્યમ ઉર્વશી, એમ દેખાતી આપ. ૨૧૫
કોકિલ બીજી કામની, લોભી જન કહેવાય;
હોય શાહુકાર જો સો વસા, જર ઉપર મન જાય. ૨૧૬
ચતુર ચોર ચતુરા ચતુર, તાકે તે લે તર્ત;
એ વાતે સંદેહ શો, પડે જો એની શર્ત. ૨૧૭
નિહાળ્યું કંકણુ નારીએ, કાલી ઘેલી થઈ;
પ્રૌઢ પ્રતાપ પોતા તણો, ગુણુ દેખાડવા ગઈ. ૨૧૮
સુંદર સોળ શોભિત સજ્યા, દિલ રીઝણુ સંગ દાસ;
કામ બાણુ વૃષ્ટિ થઈ, પ્રેમી જનની પાસ.' ૨૧૯
ચક્ષ દેખાડી ચિત્ત હર્યું, મુખ દાખી હર્યું મન;
કેશ દાખી કાયા હરી, પરવશ પડીયું તન. ૨૨૦
નથી દીઠી નથી સાંભળી, પ્રતાપ પ્રેમદા પાસ;

* પ્રતર. "એ ગણુકા વ્યવહાર."

અવની માંહેથી નીસરી, કે ઉતરી આકાશ. ૨૨૧
છત છત્રીસે રાગણી, ત્રાવિધ તેનાં તાન;
વનિતાને કાણુ વર્ણવે, અક્કલ તણો અનુમાન. ૨૨૨
ચોરાસી આસન ચાતુરી, બોત્તેર કળા બુઝંત;
સોળ બત્રિસ ચોસઠ ચિત્તે, શામાને સુઝત. ૨૨૩
સંકટ હરણુ નામ શુભ, રાખે નામનું નીર;
ધૂતીને ધન લે સહિ, ધર્મ ન ચૂકે ધીર. ૨૨૪
પધારો કહીને પ્રીછવ્યો, આવો આવો આજ;
કાંઈકિ માન મૂકે મને, કાંઇક રાખે લાજ. ૨૨૫
મંદ હાસ્ય માનની કરે, છંદ કરંતી છેક;
આનંદકંદ કૃત કામની, વ્યભિચાર તણો વિવેક. ૨૨૬
બગ વેશ્યા માર્જાર એ, ત્રણેયના ગુણ તેહ;
ધીરે ધીરે પગ ધરે, ગ્રાહે પરનો દેહ. ૨૨૭
સ્ત્રી ધૂર્તમાં ત્રણ ગુણ, અમૃત હિતસન્માન;
બીજી ખડતાળે કરે, રીઝી દે દેહ દાન. ૨૨૮
મહા મનોહર મોહની, મોહન મંત્ર શુભ સિદ્ધ;
મોહન રૂપ મદની ભરી, નિહાળે નર નવનિદ્ધ. ૨૨૯
જશ નીકળે છે જાળથી, જુવતી રૂપ જે જાળ;
પાપી પુરુષ પલટાય છે, નિશ્ચ ખુટે કાળ. ૨૩૦
ગાન તાન સન્માનથી, વશ કીધો તે વીર;
સોભાણો ભગ લાલચે, ધારણ ન રહ્યું ધીર. ૨૩૧
આદ્ય અંત ને આજ પણ, શાણા ડાહ્યા શૂર;
વનિતાએ સૌ વશ કર્યાં, નારીએ લીધું નૂર. ૨૩૨
પંડિત પુરાણિ પરાક્રમી, રાણા રાય ને રંક;
જોગી ભોગી સિદ્ધ શુભ, અબળા આડો અંક. ૨૩૩
અજીત કહાવે એકલી, મહા માયા મહેરાણ;
જશવંત જીત્યા જગતમાં, સમજુ શૂર સુજાણ. ૨૩૪
પામર પશુ ને પંખીઆ, દાતા ને ઝુંઝાર;
વશ વર્ત્યા વનિતા તણે, ભામનીશું બોયો ભાર. ૨૩૫
અહંકાર રાખે અર્ણવતણો, લુંટે બાધી લંક;
નામ મોટાં નરેન્દ્રનાં, રામા આગળ રંક. ૨૩૬
ગમન કાજ ગુરુપત્નીઘેર, ચડ્યો ચતુર મન ચંદ્ર;
સહસ્ર ભગ અંગે સજ્યાં, અહલ્યા કાજે ઇન્દ્ર. ૨૩૭

પંડિતો પારાશર સમા, મછગંધાશું માણ્યુ;
સરસ્વતી સાથ બ્રહ્મા ભમ્યા, આપ હસું જગહાણ. ૨૩૮
બીલડી રૂપ ઉમા ધર્યું, દેખી ભવ ભમિયા આપ;
ભામની ભરવાડાં તણી, શ્રી કૃષ્ણે મૂક્યું માપ. ૨૩૯
બીજા જન કોણ બાપડા, પડ્યા પ્રેમને પાશ;
કામ કામની વશ સૌ, સુંદરીને શાબાશ. ૨૪૦
ચતુરા ચતુરને ચૂકવે, ધૂમપાની ચૂકે ધ્યાન;
કવિતા કરજોડી રહે, માનનીશું મૂકે માન. ૨૪૧
શુકદેવે જીતી સુંદરી, સાંભળ્યાં કાને સૂત્ર;
કોઈક ગ્રંથાંતરમાં કહ્યું, પ્રગટ્યો છે એ પુત્ર. ૨૪૨
વૈશ્ય કહે વનિતા સુણો, કહો મુજ સરખું કામ;
પરદેશી પંથી અમો, નિર્મળ માહરું નામ. ૨૪૩
અધર્મ થકી બીહું અમો, કરું નહિ કુડું કાજ;
ગણિકાનો સંગ ગમે નહિ, લોપું કયમ કુળની લાજ. ૨૪૪
ગણિકા કહે સુણ ગુણ નિધિ, વચન મારું સ્થિર થાપ;
કંકણ તારા કર તણું, ઇચ્છા હોય તો આપ. ૨૪૫
પંથી કહે સુણ પ્રેમદા, એનું મૂલ્ય અમૂલ્ય;
જ્યમ તમ કયમ તુજને જડે, ચિંતામણિ સમતુલ્ય. ૨૪૬
ગણી આપ્યા છે ગાંઠથી, શત કોટિ સુવર્ણ;
દામ નથી તુજ દેશમાં, કામની સાંભળ કર્ણ. ૨૪૭
પામે આભૂષણ પંડિતો, બ્રાહ્મણ માગે ભિખ;
લંડ કોઈ લઈ શકે નહિ, સ્યામા સાંભળ શીખ. ૨૪૮
લાભ લેઉં નહિ તુજ કને, મૂળગુ આપો મૂલ્ય;
રિદ્ધ વેચી શરવરી રમુ, શોભે તુજ સમ તુલ્ય. ૨૪૯
નારી કહે સુણ નિર્મળા, જુવતી હું ગણિકા જાત;
તાલેવંતને તાકીને, રાજ કરુ દિન રાત. ૨૫૦
ભરતારની પેરે ભોગવું, પતિવ્રત આણું પ્રીત;
ધણી બીજો ધારું નહિ, રૂડી રાખું રીત. ૨૫૧
નારી વચને નિર્મળ હસ્યો, એ તો સાંભળ્યું ઓણ;
ડાહ્યાં થઈ દાખો મુને, કંથ તમારો કોણ. ૨૫૨
પાતરને પતિ નવ મળે, વંઝ્યાને નહિ પુત્ર;
અકર્મીને ઉદ્યમ કશો, સાચું કહું એ સૂત્ર. ૨૫૩
આપું તે આરત કશી, પ્રભાતે ચાલું પંથ;

પરઠે કેટલા દિવસ તું, તું કામની હું કંથ. ૨૫૪
ધારું નહિ બીજો ધણી, વચન મારું નહિ જાય;
ચિત્ત થકી ચૂકું નહિ, જો ધરતી ઉથલ થાય. ૨૫૫
પાળું પ્રતિજ્ઞા એટલી, દાખું નહિ બીજો દેહ;
સતી કહે જો કે સંખણી, તારું મન માને તેહ. ૨૫૬
ભૂપ નવા નિત ભોગવું, જરનું જેને જોર;
રીઝવીને રાજી કરું, નહિ ચાડી નહિ ચોર. ૨૫૭
અમો નાર કોની નહિ, કો નહિ મારે કંથ;
રીઝો તો વાસો રહો, પળો ગમે તો પંથ ૨૫૮
કંકણ આપે તો કંથ તું, વેચી તુંજ વેચાઉં;
ત્રણ દિવસ હું તાહરી, થિરતા રાખી થાઉં. ૨૫૯
પુરુષ બીજો પરહું નહિ, ધારું નહિ કો દ્રષ્ટ;
તન મન ધન જેમ જીવડો, સોંપું તુજશી સ્પષ્ટ. ૨૬૦
સૂર્યચંદ્ર બે સાખિયા, સાખી ઉમા ઈશ;
ત્રણ દિવસ હું તારી, સાખી શ્રી જગદીશ. ૨૬૧
ભૂપ બીજો નવ ભોગવું, કાં રાય કાં રંક;
સમૃદ્ધિ આપે શત ધણી, અવલોકું નહિ અંક. ૨૬૨
સ્વામી કહીને સોવરાં, ધણી કહી લઇએ ધન;
વેચાઈ એ દિન વાયદે, મળે જો જેશું મન. ૨૬૩
રોજગાર એહ રુડો નથી, મજ સરખી નહિ કોય;
જમ તમ જર ઝાલીલિયે, હરામશુ હેત ન હોય. ૨૬૪
મહિમા મુજ મોટો નથી, ધારું છું નીત ધર્મ;
બોલી બોલ ચૂકું નહિ, કુંડાં ન કરું કર્મ. ૨૬૫
ત્રણ દિવસ તો તું ધણી, ભોગવ મુજને ભૂપ;
મનસા વાચા કર્મણા, રામાએ સોંપ્યું રૂપ. ૨૬૬
સ્વામી જાણી સેવા કરું, વેચાણ ખરીદી દાસ;
માઠું થાય તો હું મરું, પરલોકે રહું પાસ. ૨૬૭
હેતે વૈશ્ય હસ્યો ઘણું, કંકણ સોંપ્યું હાથ;
સ્વામીવત સંતોખિયો, સંગ કરવા તે સાથ. ૨૬૮
વૈશ્ય પાસે એક વસ્તુ છે, લાખેણું શિવલિંગ;
પૂજા નિત્ય પ્રીતે કરે, શોભાવે છે સંગ. ૨૬૯
ધીરે નહિ ધનવંતને, ધીરે નહિ માબાપ;
કોડેથી કંઠે ધરે, આભૂષણવત આપ. ૨૭૦

ઝવેર લિંગ કનૈકે જડયું, મહાદેવ ઉપર મન;
તન મન ધન તે વૈશ્યને, પ્રીતે કરે પૂજન. ૨૭૧
નર કહે નિજ નારી સુણો, આનો કરવા સંગ;
પવિત્ર પાસે કયમ રાખીએ, લાખેણું શિવ લિંગ. ૨૭૨
અંગ થકી અળગું કર્યું, પરઠ મુજને પાપ;
જીવ થકી વહાલું ઘણું, જાણું આપો આપ. ૨૭૩
જીવે જીવ જે માહરો, વપુએ શિવનું વ્રત;
લાખેણું લિંગ દેખું નહિ, તે વેળા મુજ મૃત. ૨૭૪
મહેલ તારામાં માનની, જોઉં પવિત્ર કુણુ જાગ;
પ્રીતે પ્રભુ પધરાવીએ, પૂજન પ્રણમી પાગ. ૨૭૫
મૂકો કહી મજુસમાં, પવિત્ર ઠેકાણા પાસ;
એ છે મારો જીવડો, દેખે ન દાસી દાસ. ૨૭૬
પ્રાણ મારા એ પિંડનો, જરુર મહારો એ જીવ;
પરબ્રહ્મ તણી એ પ્રતિમા, દૈવત મુજનું શિવ. ૨૭૭
આત્મા એ છે તો ધરું, એહ સુધી પિંડ પ્રાણ;
એહ વડે અલખત કરું, એહવણ હોશે હાણ. ૨૭૮
રિદ્ધિ લાખ કરોડની, તન સહિત સર્વ તાજ્ય;
એ સંગ આયુષ્ય બાંધિયું, એ સાથે રિદ્ધ રાજ્ય. ૨૭૯
એક પલક તો એ વિના, પરઠું નહિ દેહ પ્રાણ;
ઉપદેશ ગુરુએ આપિયો, વદ્યો તે વેળા વાણ. ૨૮૦
જળ વિયોગે મચ્છ મરે, નર કહે મુજને નેહ;
પૂજનથી રહે પ્રાણીઓ, દુઃખ પામે બહુ દેહ. ૨૮૧
ચિંતા ન કર કહે ચિંતની, કાળજડું થિર રાખ;
દગો દેઉં નહિ દિલ થકી, શ્રી સૂર્યની સાખ. ૨૮૨
શાળિગ્રામ તુળસી પીપળો, પુરાણ ચંડી પાઠ;
રુઠે તેને રામજી, કરે ઠગાઈના ઠાઠ. ૨૮૩
મૂકયું લિંગ મંડપવિષે, ભાંગી મનની ભ્રાંત;
રંગ ભોગ બન્ને થયા, આટારીએ એકાંત. ૨૮૪
મન માન્યા મેવા મહત, ખાનપાન ભોજન;
રાગ રંગ તરતિબ તર, ઝળ હળમાં બહુ ધન. ૨૮૫
ડાહાપણ બેહુના દેહમાં, આસન ભેદ અપાર;
સુખ સાગરમાં શોભિયાં, જયમ ભામની ભરતાર. ૨૮૬
ઝાઝું સુખ સાગર જયાં, પડે દાવાનળ દુઃખ;

અમૃત મેવા જ્યાં અતિ, પડે વેઠવી ભુખ. ૨૮૭
સાત પુત્ર છે જેહને, હર્ષ ઘણેરા હોય;
દુઃખ વેળા દીસે નહિ, કાઢી દહને કોય. ૨૮૮
એટલે એક કૌતુગ થયું, ઉઠયો અગ્નિ અઘ;
પાવક બાધિ પરજળ્યો, શોભા ટળી ગઈ સઘ. ૨૮૯
ઈશ્વરની ઈચ્છા થકી, જાજ્વલ્યમાન થઈ જ્વાળ;
મહેલ મેડી મંડપ બળ્યા, અલખત આળ પંપાળ. ૨૯૦
આવ્યાં નહિ કો આંચમાં, નાઠાં સૌ નર નાર;
બૂમ પડી દશે દિશા, ઠર્યાં નહિ કોઈ ઠાર. ૨૯૧
માંડવ * નાઠા મહેલથી, કુરકુટ મર્કટ બે માંહ્ય;
કાઢો કાઢો કહે કામની, તનના જન પેઠા તાંહ્ય. ૨૯૨
કાઢ્યાં મર્કટ ને કુકડો, તે વેળાએ તર્ત;
સુખ પામ્યા સજ્જન સૌ, મોડી નાંખ્યું મૃત્ય. ૨૯૩
વૈશ્ય બિચારો વલવલે, લેવાને શિવ લિંગ;
પાવકમાં કયમ પરવરે, કોઈ રહ્યું નહિ સગ. ૨૯૪
કુટે પીટે કળકળે, પોકાર કર્યો ઘડી પાંચ;
જોરાવર નવ જઈ શકે, અગ્નિ તણી જ્યાં આંચ. ૨૯૫
લક્ષ ઉપાય લોકે કર્યાં, લિંગ ન આવ્યું હાથ;
બળી ભસ્મ મંડપ થયો, શત કટકા તે સાથ. ૨૯૬
રાય સહિત રૈયત સઉ, લક્ષધા મળિયા લોક;
જીવતા જન સૌ નીસર્યા, શમીયો સૌનો શોક. ૨૯૭

## ચોપાઈ

મળ્યા લોક પુર કેરા બહુ, જીવતાં નીસર્યાં હરખ્યા સઉ;
કામની મહેલ કરાવે કાલ, ચતુર તણી એમાં છે ચાલ. ૨૯૮
ગણિકાએ સભાળ્યો ગર્થ, આવ્યા હાથ સર્યો નિજ અર્થ;
માનનીને સૌ માનવ મળ્યા, વૈશ્યતણાં તો જીવતર બળ્યાં. ૨૯૯
શિવલિંગને દીઠું બળ્યું, ચૈતન વૈશ્યતણું તો ટળ્યું;
પડયો ધાસકો ઔઢો પેટ, થયો નિરાશ નિર્મળશા નેટ. ૩૦૦
નિર્મળ કહે નારી સાંભળો, મૂકયો મેં મનનો આંબળો;
તમો કરો તમારું કામ, જુવાર મારો ને રામરામ. ૩૦૧
મેં કર્યું તે હું પામિયો, વૈભવ પુણ્ય સઘળું વામિયો;
હોંશ કરી હોડે હારિયો, ખુટયો કાળ માત તેં મારિયો. ૩૦૨

---

* રખેવાળ.

ઉચ નીચ નારીને નમે, ગુણવંતા શિવને કયમ ગમે;
કોડ વાત કહીએ શું કથી, નિમેશ વાંક તમારો નથી. ૩૦૩
જે કરે તે જન ભોગવે, જશ અપજશ જગમાં જોગવે;
ચાકર ચિત્તના માન્યા ધણા, મન માન્યા જન પોતા તણા. ૩૦૪
સામદ જે સતવાદી સાત, વૈશ્યે કરી તે આગળ વાત;
શોશો કળકળશો મા કોય, હોનાર હરી કરે તે હોય. ૩૦૫
ઘેર જઈ કહેજો સૌ જથા, કર્મ મારા કેરી જે કથા;
ધણોક આપ્યો તેને ગર્થ, વૈભવ સરવે જાણ્યો વ્યર્થ. ૩૦૬
ખજાના સૌ ખુટાવિયા, લક્ષ્મી ભંડાર તે લુટાવિયા;
ગણિકા કહે ઘડાવું ઘણાં, શિવ લિંગ સોના રૂપા તણાં. ૩૦૭
જડાવું ઝવેરની જોત, હીરા માણેક હોય ઉદ્યોત;
માંગ્યું લિંગ તે કયાંથી જડે, એ વાતે તો અચરજ અડે. ૩૦૮
કહે વૈશ્ય સાંભળ સુંદરી, ચેત વાત કહું ચિત્તે ધરી;
બોલ્યું અબોલ્યું મેં નહિ થાય, કોડવસા પાડું છું કાય. ૩૦૯
શિવલિંગ પાસેથી ગયું, મારું આયુષ્ય આવી રહ્યું;
આમે જીવ ધર્યો તે જાય, શા માટે કરીએ અન્યાય. ૩૧૦
મો'તે મરતાં નરકે પડું, સત્ય પાળતાં સ્વર્ગે ચઢું;
ધણોક મારી ગાંઠે ગર્થ, એકે ન સરે તેથી અર્થ. ૩૧૧
સત્ય પાળવે શિવપદ જડે, નિંદા થાય તે નરકે પડે;
રજ વચનનું જોખમ થયું, વળતું દૈવત મુજમાં શું રહ્યું. ૩૧૨
સત્યનો બાંધ્યો ઉગે સુર, સત્ય નીર પવન ને પુર;
સત્યની બાંધી વરસે વૃષ્ટ, સત્ય આધારે સરજી સૃષ્ટ. ૩૧૩
સત્ય થકી ઋતુ વન ફળે, સત્યે સઘળુ આવી મળે;
સત્યે ધરતી પાકે ધાન, સત્યે અર્ણવ મર્યાદા માન. ૩૧૪
સત્યે હરિશ્ચંદ્ર રાજન, નીચ ઘેર વેચાણો વન;
તેના ઘરનું કારજ કર્યું, ચોપાં *ચાર્યાં પાણી ભર્યું. ૩૧૫
સત્યે ધર્મ ધુરંધરધીશ, પાંડવ વન ભમિયા દશદિશ;
સત્યે કરણે દીધી કાય, સત્યે અગ્નિ શીતળ થાય. ૩૧૬
સત્ય પાળે તેને સંતોષ, નિર્મળ નામ તેને નહિ દોષ;
આમે કર્મે લખ્યું તેમ થાય, શા માટે મુજ સત્ય મૂકાય. ૩૧૭
કેટલા કાળ જીવીશું આપ, શિવ પદ જડશે સત્ય પ્રતાપ;
જેકો જાયું તે તો મરે, પુણ્યવંતા કયમ સત્ય પરહરે. ૩૧૮

---

* ચોપગાં.-પશુ.

એમ કહી આવ્યો તે બહાર, ગુણવંતિ ગંગા જે ઠાર;
તેઆ જાચક બ્રાહ્મણ સર્વ, દીધાં દાન લુટાવ્યું દ્રવ્ય. ૩૧૯
મળી મેદની જોવા કાજ, ઇન્દ્ર વૈભવ પણ કીધો ત્યાજ;
અગર ચંદન મગાવ્યાં કાષ્ટ, ચિતા રચી મરવાનો ઠાઠ. ૩૨૦
શ્રીફળ ફોફળ ગોના ધૃત, ચિતા યજ્ઞ ભખવો છે તર્ત;
સ્નાન દાન કીધાં પૂજન, મરવા ઉપર તેનું મન. ૩૨૧
મનસા વાચા કર્મણા કીધ, શતવસા મરવું તે સિદ્ધ;
ગણિકા રહી પોતાને ઘેર, તે પણ આપ વિચારે પેર. ૩૨૨
ધિક્ક ધિક્ક છે મારો અવતાર, હસશે સઉ સૃષ્ટિ સંસાર;
કહેશે કંકણ લીધું સેહેલ, હાથે પ્રજવાળ્યો એ મેહેલ. ૩૨૩
આ લોકે તો મહેણું શીશ, પરલોકે કાપ્યો રહે ઈશ;
ત્રણ દિવસ એ મારો ધણી, એની સમૃદ્ધ મેં લીધી ઘણી. ૩૨૪
અણે એનું સત રાખિયું, ભલું વચન જે મુખ ભાખિયું;
મારું બોલ્યું મિથ્યા થયું, સત વહેતા પાણીમાં ગયું. ૩૨૫
કંથ કહ્યો તે કુડું થશે, પચાસ પરિયાનું પાણી જશે;
સૂર્ય ચંદ્ર સાખી રાખિયા, ભર્તાર મુખથી મેં ભાખિયા. ૩૨૬
કામની કંથ સાથે જે બળે, ત્યારે વચન પોતાનું પળે;
લાખેણું કંકણ મેં લીધ, કંથ લોભે પોતાનો કીધ. ૩૨૭
પ્રીતે તે બોલ્યું પાળીએ, વચન જતું પાછું વાળીએ;
એમ કહી લુંટાવે ગર્થ, વૈભવ સર્વે જાણ્યો વ્યર્થ. ૩૨૮
રાય પ્રજા સતવાદી સૌ, દે શીખામણ બાબત બહુ;
ગણિકાને તે શાની લાજ, શાને પ્રાણ કરે છે ત્યાજ. ૩૨૯
લક્ષ આવે ને લક્ષજ જાય, ચતુરા તારે શી ચિંતાય;
કુળાચાર તારો કીજીએ, પંથીને મરવા દીજીએ. ૩૩૦
ગણિકા કહે સુણજો સૌ લોક, ફજેત કરો છો શાને ફોક;
ત્રણ દિવસ વચન આપિયું, સ્વામી પદ થિરતા થાપિયું. ૩૩૧
સ્ત્રી ન બળે સ્વામીની સાથ, પડે યમકિંકરને હાથ;
કંથ સાથ કાષ્ટ નવ ચઢે, પંદર સહસ્ર વર્ષ નરકે પડે. ૩૩૨
સ્વર્ગવાન સ્વામીશું થઈશ, એની સાથે સ્વર્ગે જઈશ;
વિપ્ર તેડાવી દીધા દાન, મહાદેવ દર્શન દ્વિજ સન્માન. ૩૩૩
કુંમ કુંમ હાથા કુંમકુંમ રોળ, કામની મનથી કરે કલોલ;
ઇન્દ્ર સરખી રિધ્ધ સિદ્ધ રાજ, તરુણીએ સઉ કીધું તાજ. ૩૩૪
એક ગણિકાને બીજો વૈશ્ય, સંબંધ ન ત્રુટે સુણજો કેશ;
શોભી સ્વામી કેરે સંગ, ગુણવંતી વહે છે જ્યાં ગંગ. ૩૩૫

## દોહરા.

અગ્નિ જ્વાળ અદિકી કરી, પાવક પુરણ પ્રીત;
ઝપલાર્યાં તે જગ્નમાં, રાજસ રૂડી રીત. ૩૩૬
જુવે જગત જશ ગાય ગુણ, શોભિત બાધી સૃષ્ટ;
અમૃત ઘન ઉઠયો અદિક, થઈ પુષ્પની વૃષ્ટ. ૩૩૭
હોલાયો અગ્નિ અલ્પ, પ્રગટયા પુરુષ પ્રતાપ;
સાક્ષાત્કાર શિવજી સ્વયે, આદ્ય નિરંજન આપ. ૩૩૮
અકસ્માત જ્યમ અભ્રથી, અરુણ ઉદય કે ઈન્દુ;
હેમ ઠર્યું હર્ષ વાધિયો, અમૃત કેરો સિંધુ. ૩૩૯
અંધારે અજવાળિયું, દીપક જ્યોત દશ લાખ;
જયજય બોલ જગતે કહ્યો, ભૂપત આદે મુખ ભાખ. ૩૪૦
પંચવદન ત્રિનેત્ર ધર, ગંગાધર ગંભીર;
જટા મુકુટ ઉપવિત અહી, ધર્મ ધુરંધર ધીર. ૩૪૧
નારાયણ દર્શન નિર્મળા, વેદ વિમળ જશ વાણ;
અર્ધાંગે ઉમા આદ્યશક્તિ, નગર જુએ નિર્માણ. ૩૪૨
છપન્ન કોડ ચામુંડ ચિત્ત, અષ્ટોત્તર શત વહેરાઇ;
ચૌદ લાખ ચેલી સહિત, જગદંબા ગુણ ગાઈ. ૩૪૩
કૃત્રિમ રૂપ કાળિ તણું, કૃષ્ણા કૃષ્ણ અવતાર;
અનેક એવી એકમાં, નોધારાં આધાર. ૩૪૪
વ્યાઘ્ર ચર્માંબર ધરા, ગજ ચર્માંબર ગાત્ર;
મૃગ ચર્માંબર મલપતિ, નિરખી માણુસ માત્ર. ૩૪૫
દુર્લભ દર્શન દેવને, બ્રહ્મા વિષ્ણુ ઈન્દ્ર;
સૌ પ્રગટ દીઠા પ્રભુ, ચૌદ લોક ચિત્ત ચંદ્ર. ૩૪૬
સહસ્ર ફ્ણા જે શેષને, ધરતીનો ધરનાર;
શોભે શિવની કોટમાં, હરખે હૈયે હાર. ૩૪૭
બાંહે વાસુકિ બેરખા, જે ધર રત્નની ખાણ;
કાને કુંડળ ઝઘમઘે, જગત પતિ તે જાણ. ૩૪૮
ઉપમા કોણ આપી શકે, વર્ણવી થાકયા વેદ;
નેતિ નેતિ નિગમ કહે, બ્રહ્મ ન જાણે ભેદ. ૩૪૯
રૂંઢમાળ રુદ્રાક્ષ ધર, ત્રણ કોટિ રવિ તેજ;
વરદાતા એ વિશ્વપતિ, હરિ પ્રગટે છે હેજ. ૩૫૦
માગય માગય મહા રુદ્ર કહે, દેવ તણો જે દેવ;
વિષ્ણુતણો એ વિષ્ણુવર, સુર સનકાદિક સેવ. ૩૫૧

ઇન્દ્રતણો એ અધિપતિ, ધર્મતણો એ ધર્મ;
વેદતણો એ વેદવર, કર્મતણો એ કર્મ. ૩૫૨
કાળતણો એ કાળ છે, સત્યતણો એ સત્ય;
ત્રિગુણતણો એ આત્મ છે, પુણ્યવંતનાં રાખે પત્ય. ૩૫૩
સરજણ પાલણ સંહારણે, એથી પામો પાર;
ચૌદ લોક ચિંતામણિ, દેવ વડો દાતાર. ૩૫૪
પુણ્ય પ્રગટયું એ પુર તણું, જડી સ્વર્ગની જાગ;
ગણિકા વૈશ્ય બે હરખિયાં, પ્રીતે પ્રણમ્યાં પાગ. ૩૫૫
અંતરિક્ષ વિમાને દેવતા, દેવાધિદેવ દર્શન;
માનની સૌ મહિમા જુવે, પ્રભુ થયા પ્રસન્ન. ૩૫૬
ધુમ્રપાની ધ્યાને ધરે, ચારે વેદ ગુણ ગાય;
પ્રત્યક્ષ કોને નવ મળે, શોધે સ્વપ્નાંમાંય. ૩૫૭
પુરણ પાપી પ્રાણિયા, નીચ કર્મે શી ન્યૂન;
દીઠું દર્શન દેવનું, પ્રગટયું પ્રૌઢું પુણ્ય. ૩૫૮
સુકૃત તો સ્વપ્ને નથી, અધર્મ અપરમપાર;
કાયા વિષે કુટિલતા, કરુણા કરી કિરતાર. ૩૫૯
નગરમાં નીચ જાણે સૌ, કરે છ કુડાં કાજ;
પતિતને પાવન કર્યાં, રીઝયા કયમ શિવ રાજ. ૩૬૦
વિશંભર કહે વૈશ્ય સુણ, પાળ્યું આકિન માન;
સત્ય ન મૂકયું સો વસા, દીધું દેહનું દાન. ૩૬૧
આકિન એક જ પાળવા, તન કર્યું તેં તાજ;
વૈભવ વાસવ સરખો, રિધવિધ મૂકયું રાજ. ૩૬૨
શિવલિંગ કાજ સમર્પિયું, વૈશ્યે દૈવત દેહ;
અલખત કરી અળખામણી, તો ફળ પામ્યો એહ. ૩૬૩
બોલતાં તો બોલે સઉ, પાળે તે પુણ્યવંત;
તે બન્નેયે પાળિયું, અધિક ફળ અનત. ૩૬૪
અંધ બધિર દીઠા ઘણા, ભુખના વેઠણ હાર;
તેને મોત વહાલું નથી, લાગે શુભ સંસાર. ૩૬૫
દરિદ્ર દુઃખ દશ કોટિધા, કરે જાતનાં જતન;
તેને મોત વહાલું નથી, જાણે કાયા રતન. ૩૬૬
એક આકિનને કારણે, ચિત્તમાં મૃત્યુ ચાય;
રાખે ભરોસો ઇશનો, તો તે નિર્મળ થાય. ૩૬૭
નૃપ મુજને વહાલો નથી, વહાલો નહિ ધનવત;
પ્રીતે વહાલો પરમાર્થી, સતવાદી જે સંત. ૩૬૮

ઉંચ જાત વહાલો નથી, વહાલો નહિ ભૂપ ભંડાર;
પુણ્યવંત વહાલો પરમાર્થી, દેહ વહાલો દાતાર. ૩૬૯
ભણ્યો ગણ્યો વહાલો નથી, જીને બાંધું જગત;
જોરાવર વહાલો નથી, ભાવિક વહાલો ભક્ત. ૩૭૦
અહંકારી અળખામણો, જરૂર અળખામણો જાર;
શિવજી તેને કયમ મળે, જેહ કરે વ્યભિચાર. ૩૭૧
ભાવે બ્રહ્મ વિદ્યા જેને, વેચ્યો તેનો વેચાઉં;
બ્રહ્મ ભોજન ભાવે કરે, ખવરાવી હું ખાઉં. ૩૭૨
રીઝે રામ સેવક પરે, ખોટા ઉપર ખીજ;
વશ વસ્તુ વૈરાગ્યને, હોય જો બુદ્ધિ બીજ. ૩૭૩
દંભી દેખી દુઃખ ધરું, જશ ગાઉં જ્યાં દેખું જોગ;
ભેખ વગોવી જે ફરે, તેના કર્મના ભોગ. ૩૭૪
નગરતણી જે નાયકા, જર કાજ કરતી જાર;
કંથ કર્યો માટે બળે, અચરજ એહ અપાર. ૩૭૫
પરબ્રહ્મ કહે પ્રસન્ન છું, માગ માગ તું માગ;
ઉનમ કાંઈ રાખેશ માં, જડી અમૂલક જાગ. ૩૭૬
ગણિકા કહે તમો ગુણનિધિ, અદિકું માગું એહ;
ચર્ણાવિંદ ચાહું ચિત્તથી, ફરી ન ધરીએ દેહ. ૩૭૭
આવાગમન ફેરો ટળે, લક્ષ ચોરાશી ખાણ;
અધ ટળે ગર્ભવાસના, વદું વદને શું વાણ. ૩૭૮
જંજાળ જન્મ ને મર્ણની, ટળે યમદૂતના જોગ;
વસું વાસ કૈલાસમાં, રૌરવ ટાળો રોગ. ૩૭૯
વિશંભર કહે રે વૈશ્ય તું, માગી લે મનનો મેલ;
ઉનમ કાંઇ રાખેશ માં, ખરો જાણજે ખેલ. ૩૮૦
વૈશ્ય કહે મહાદેવને, અજાણ પુરુષ હું અદ્ય;
સારું જે તમને ગમે, શિવજી આપો સદ્ય. ૩૮૧
મળો તમો મા બાપને, ધરુણીને ધર સૂત્ર;
પાંચ પ્રતાપિ પ્રગટશે, પુણ્યવંતા તુજ પુત્ર. ૩૮૨
સાત સહસ્ર વર્ષ સામટું, સ્વર્ગ સરીખું સુખ;
ભોગવરે તું ભવ કહે, દેહમાં રહે નહિ દુઃખ. ૩૮૩
અંતકાળે તુંને આવશે, વૈકુંઠતણાં વિમાન;
સુખ સાગરમાં ઝીલશો, મહા રુદ્ર તણાં બહુ માન. ૩૮૪
દુઃખ ગયું બધા દેશનું, દીઠું દિવ્ય દર્શન;

ધન્ય અવતાર ગણિકા તણો, પરમેશ્વર થયા પ્રસન્ન. ૩૮૫
મર્કટ બીજો કુકડો, પશુ જાત અનાથ;
રુદ્રાક્ષ દેખી શિવ રીઝીયા, હેતે મૂકયો શિર હાથ. ૩૮૬
ભોળાનાથ એ ભૂપતિ, પ્રસન્ન સહજમાં થાય;
શિવ કહેતાં શિવ પદ જડે, ગુણ હરના જો ગાય. ૩૮૭
ઈશ અંતર ધ્યાને હવા, દેવ પણ અંતરધ્યાન;
અલ્પ રહ્યું એ ઠામમાં, વસુધા રવિ વિમાન. ૩૮૮
વૈશ્યને કીધો વાયદો, વનિતાએ કહી વાત;
રિદ્ધ સિદ્ધ ઘેર ભોગવો, સહસ્ર વર્ષ એક સાત. ૩૮૯
શિવ આજ્ઞા નવ લોપિયે, માત તાત જુવે વાટ;
આપણ મળશું એકઠાં, તજો મન ઉચ્ચાટ. ૩૯૦
ચતુરા ચઢી વિમાનમાં, પ્રીતે પાર્ષદ પાસ;
જગતમાંહે જશ જીતીઓ, પહોંચી ગિરિ કૈલાસ. ૩૯૧
મંદીર ગયો તે વૈશ્ય જન, મળ્યાં માત ને તાત;
કવિ કહે સંક્ષેપમાં, વિત્યાં સહસ્ર વર્ષ સાત. ૩૯૨
પાંચ પુત્ર તેને થયા, રિદ્ધ સિદ્ધ સોંપ્યું રાજ;
ધ્વજ બધાવી ધર્મની, કીધાં રુડાં કાજ. ૩૯૩
અંતકાળે ઈશ પ્રતાપથી, વડાં વેદ વિમાન;
ગિરિ કૈલાસે પરવર્યો, હરનું ધરતો ધ્યાન. ૩૯૪
ઈકોતેર શત ઉદ્ધર્યાં, ન રહી એકે ન્યુન;
શૌનક પ્રત્યે સૂત કહે, પાળો ધર્મ તો પુણ્ય. ૩૯૫
નર નારી નેહે મળ્યાં, પ્રેમદાને તે પત્ય;
પરિયાને પ્રભુવત કર્યાં, જેણે પાળ્યાં સત્ય. ૩૯૬
પ્રીતે સત જે પાળશે, કાં રંક કાં રાય;
વિમાન વૈકુંઠથી આવશે, કે કૈલાસે જાય. ૩૯૭
એ રીતે આકિન પાળશે, એ રીતે ધારે ધર્મ;
એ રીતે સત્ સુહાવશે, છૂટશે સઘળાં કર્મ. ૩૯૮
વૈકુંઠ નથી કાંઈ વેગળું, વેગળો નહિ કૈલાસ;
ધર્મ સત્ય આકિનથી, પરબ્રહ્મ તેની પાસ. ૩૯૯
અચરજ દીઠું અતિ ઘણું, જગમાં થયો જયકાર;
મહિમા એ મહાદેવનો, મુકિતનો દાતાર. ૪૦૦
પિતા પ્રત્યે પારાશરે, કહ્યું મહાત્મ્ય સાક્ષાત;
મર્કટ ને કુકુટ તણી, વિખાણુ કરી તવ વાત. ૪૦૧
રુદ્રાક્ષ ધરી નચાવતી, પ્રગટયું તેનું પુણ્ય;

પશુ યોની તો પરહરી, ન રહી એકે ન્યૂન. ૪૦૨
મર્કટ કુક્કુટ એ જણા, ક્ષય પામ્યા જે કાળ;
તે તારો પ્રધાનનો, બુદ્ધિસાગર બાળ. ૪૦૩
ધર્મ પુત્ર ધનવંત છે, તે ને તારો તન;
પુર્વ ભવમાં માંકડો, મહા મનોહર મન. ૪૦૪
તારક પુત્ર પ્રધાનનો, તે કુક્કુટની કાય;
જાતિ સ્મરણ છે એહને, ગુણ ગોવિંદના ગાય. ૪૦૫
રૂદ્ર રુદ્રાક્ષ પ્રતાપથી, હેતે હરનો હાથ;
પ્રત્યક્ષ દીઠા છે પ્રભુ, ચૌદ લોકનો નાથ. ૪૦૬
સોનાં રૂપા એ શું કરે, ધનને જાણે ધૂળ;
હીરો હાથ જે આવિયો, મૂકે ન મોંઘે મૂલ. ૪૦૭
વિશંભર કેરી વારતા, પ્રીછ્યા છે અપાર;
કહોળ નોળ કચ્છપ તજી, પામ્યા મનુષ અવતાર. ૪૦૮
મહીપતિ તુજ સુત મરકટો, કુક્કુટ સુત પ્રધાન;
અજાણ નથી એ જાણ છે, મહાદેવતણાં બહુ માન. ૪૦૯
માયા ઉપર મન નથી, રાજ ઉપર નહિ રીજ;
અથઈતિ માંડી કહ્યા, એ ઉત્પત્તિ બીજ. ૪૧૦
રુદ્રાક્ષ ધરે રાજા થઈ, સહજ વાતમાં સૂત્ર;
જાણ્યો મહિમા મુકે નહિ, રાય પ્રધાનનો પુત્ર. ૪૧૧
જીવતા સુખી જોખ છે, મુવા પાછળ મોક્ષ;
શત જન્મનું જ્ઞાન છે, નર બન્ને નિર્દોષ. ૪૧૨
ટળી છે જમની જાતના, જન્મ મર્ણ જંજાળ;
સોનાં રૂપા શાને ધરે, માળામાં દીઠો માલ. ૪૧૩
સ્વર્ગે સહજ વાતે જશે, વહેશે એ વિમાન;
ઇકોતેર શત ઉદ્ધરે, ઘણું ઉપને જ્ઞાન. ૪૧૪
પારાશર તો પરવર્યા, નારાયણ પર નેહ;
પ્રધાન સહિત રાજા તણો, ભાગ્યો મન સંદેહ. ૪૧૫
રુડો મહિમા રુદ્રાક્ષનો, કળી ન શકે કોય;
રુદ્રવશ રુદ્રાક્ષથી, હરિ ઉપર ચિત્ત હોય. ૪૧૬

## ચોપાઈ.

રુદ્રાક્ષ જે ધરે છે કંઠ, વહે વિમાન ચઢી વૈકુંઠ;
રુદ્રાક્ષ મસ્તક મૂકી નાહ્ય, નવાણુ નીર ગંગાજળ થાય. ૪૧૭
રુદ્રાક્ષનું જે આપે દાન, વિશંભર તેને આપે માન;

રુદ્રાક્ષ ધરી શિવ પૂજન કરે, ઇકોતેર શત તેના ઉતરે. ૪૧૮
રુદ્રાક્ષ ધરી જપે જે જાપ, રજ ન લેપે તેને પાપ;
રુદ્રાક્ષ ધરી મૃત સજ્યા પડે, યમકિંકર તેને નહિ અડે. ૪૧૯
રુદ્રાક્ષ ધરો સૌ નર ને નાર, ઉંચ નીચ જે વર્ણ અઢાર;
વિધવા સ્ત્રી પણ ધરો વિશેક, ન્યાય શાસ્ત્ર તણો છે નેક. ૪૨૦
મોટું મહાત્મ્ય શું જાણે મૂઢ, પાપી પાપ કરે છે પ્રૌઢ;
અભક્ષાં ભક્ષ જે ભુંડાં ભખે, આદ્ય પુરુષને શું ઓળખે. ૪૨૧
ગાંડા ઘેલા કથાંતર ગણે, શિવ મહિમા તે ક્યાંથી શણે;
દાતા માણસને જે દમે, ગુણ તેને શિવના કયમ ગમે. ૪૨૨
સુણે શૃંગાર ને ગીતા તજે, ભુંડા તે કયમ શિવને ભજે;
સાચા શિવ વિષ્ણુના ભક્ત, ઈશ્વર ઉપર તે આસક્ત. ૪૨૩
જેનાં પૂરણ હોયે પાપ, રુદ્રાક્ષ તણી અભક્તિ આપ;
રુદ્રાક્ષ તણાં ભારે છે ભેદ, વર્ણન કરી શકે નહિ વેદ. ૪૨૪
રુદ્રાક્ષ તણો જે ધારે ધર્મ, તે બ્રાહ્મણ તે ભારે બ્રહ્મ;
રુદ્રાક્ષ તણી સદ્ભક્તિ સેવ, જાણે વિષ્ણુ કે મહાદેવ. ૪૨૫
જાણે વ્યાસ જાણે શુકદેવ, ધરી રુદ્રાક્ષ કરે નિત સેવ;
મંદ મતિ મૂરખ માનવી, જેની બુદ્ધિ દિસે દાનવી. ૪૨૬
તેને મન કયમ સાચું વસે, હરિ નિંદા કરતો તે હસે;
કહેશે રાખ ચોળે શું થાય, રુદ્રાક્ષ ધરે કયમ સ્વર્ગે જાય. ૪૨૭
મૂરખ એવું મનમાં ધરે, કર્મહિણ કયમ પૂજન કરે;
જનક સરખા જાણે જોગિયા, ભસ્મ રુદ્રાક્ષ ધરે ભોગિયા. ૪૨૮
ધરે સહસ્ર અઠયાસી ઋખિ, સદા સંતોષ સુખ માને સુખી;
મારું મારું કરતાં મરે, ભસ્મ રુદ્રાક્ષ કયમ અંગે ધરે. ૪૨૯
જાણે નારદ તે મહિમાય, સામ ગાનમાં ગુણ બહુ ગાય;
માને શારદા જાણે શેષ, જેને શિવના છે ઉપદેશ. ૪૩૦
ચંડાળ એક ધાલ્યો'તો સૂળીએ, આવ્યો'તો સૌની મૂળિયે;
તે શૂળીથી ત્રુટી પડયો, ભાગ્યો મણકો અગે અડ્યો. ૪૩૧
બીજે જન્મ અવતરિયો ભૂપ, રુદ્રાક્ષ પ્રતાપે રૂડું રૂપ;
અવિદ્યા નહિ તેમાં કશી, શિવ ભક્તિ તેને મન વસી. ૪૩૨
શિવની પૂજા શિવનું ધ્યાન, શિવભક્તને દે બહુ માન;
ભસ્મ રુદ્રાક્ષ તે ધરતો અંગ, પૂજે લાખેણું શિવ લિંગ. ૪૩૩
અંતકાળે અર્થ તેનો સર્યો, ઇકોતેર સુદ્ધાં ઉદ્ધર્યો;
પાંચમે ભવ શિવ પદ પામીઓ, વેદના જન્મ મર્ણ વામિયો. ૪૩૪

જેણે નહિ સુણી હોય કથા, તેને મન તો સઘળું વૃથા;
પશુ પક્ષી માનવ કે દેવ, ઉદ્ધરે શિવની કરતાં સેવ. ૪૩૫
અડસઠ તીર્થ જો પૂર્વે કરે, તે પુણ્યે રુદ્રાક્ષ જ ધરે;
અંગ રુદ્રાક્ષ ધરે સર્વથી, ભૂત પ્રેતાદિક ભય ત્યાં નથી. ૪૩૬
અકાળ મૃત્યુ તેથી નહિ હોય, કુડ કપટ વળગે નહિ કોય;
અડે ન કામણ ટુમણ અગ, રુદ્રાક્ષ તણો જો હોયે સંગ. ૪૩૭
કોડ પુરાણ કહે છે સૌ કથી, રુદ્રાક્ષ સમું કોઇ ઉત્તમ નથી;
રાજ ભય ચાડી કે ચોર, પરઠે નહિ જો શિર પર જોર. ૪૩૮

### દોહરા.

મહિમા શ્રી મહાદેવનો, ન કહિયે ઠામો ઠામ;
કુળહિણને કહેવુ નહિ, નિંદક જેનુ નામ. ૪૩૯
કહેવુ ઉભયકુળ શુદ્ધને, જેનું નિર્મળ મન;
સાત્વિક વૃત્તિ જેહની, જોવા તેવા જન. ૪૪૦
હરિહરમાં અંતર નવ ગણે, વડો હોય વિવેક;
ભક્ત જન તેને જાણવો, લક્ષ કરોડે એક. ૪૪૧
સૂત કહે શૌનક સુણો, વેદ વચન વ્યવહાર;
એક જીંહાએ શું કહું, શિવ ગુણ અપરમપાર. ૪૪૨
સેવક સાધુ સાંભળે, ગુણ જ્યાં શિવના ગાય;
તેના પાપનો પોટલો, નિંદક ઘેર લઇ જાય. ૪૪૩
આદ્ય નિરંજન એક છે, લક્ષ કોટિધા નામ;
જે નામે જે જન જપે, થાયે તેનાં કામ. ૪૪૪
લેખ લખાવી આપતાં, પુરાણ તણો જે પાઠ;
વીસ ડગલાં નહિ વેગળી, વૈકુંઠ કેરી વાટ. ૪૪૫
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૪૪૬
શિવ પૂજો શિવ શિવ કહો, શિવશું રહો કરજોડ;
શામળ કહે રાજી રહે, રમાપતિ રણછોડ. ૪૪૭

(ઈતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'રુદ્રાક્ષ માહાત્મ્ય નિરુપણ' નામનો વિશોધ્યાયઃ

---

## અધ્યાય ૨૧ મો.

### ચોપાઈ.

શ્રી ગણપતિને નામુ શીશ, આરાધુ ઉમાપતિ ઈશ;
સિદ્ધિ બુદ્ધિ નિર્મળ નારીઓ, રિધ વિધ તનયા ધર્મ ધારિયો. ૧

લક્ષ લાભ જોવાની જાત્ર, ક્ષેમ કલ્યાણ જેના જામાત્ર;
પરબ્રહ્મ પિતા જગદંબા માત, સ્વામી કાર્તિક ભાવિક ભ્રાત. ૨
શ્રી શારદની કીજે સેવ, દુઃખ ભંજની દાતા દેવ;
હંસવાહની મોટી માત, વેણા પુસ્તક વેદ વિખ્યાત. ૩
નિર્મળ નામ નિરંજન રૂપ, બ્રમે ખોળતા ભારે ભૂપ;
જેને ત્રુઠયાં શુભ સરસ્વતિ, તેને* દુઃખ રહે નહિ રતિ. ૪
તેત્રીશ કોટી તેને પ્રસન્ન, જેને શારદનાં દર્શન;
જેહ ટાળે યમ કેરા દડ, કથા કહું બ્રહ્મોત્તર ખંડ. ૫
સાંભળવા ઇચ્છે મોટા સિદ્ધ, નિમેષ માત્રમાં પામે નિધ;
શ્રીજી જેહનાં વર્ણન સુણે, ભાવે બ્રહ્માદિક નીત ભણે. ૬
ગંગા મહાત્મ્યમાં ગુણ છે ઘણો, સહસ્ર ઘણો શિવપૂજન તણો;
બાવીસ અધ્યાય બાવીસ આખ્યાન, વર્ણન વેદ કરે વ્યાખ્યાન. ૭
કોડે સુણી નહિ શિવની કથા, વહ્યો જન્મ તેનો તો વૃથા;
સાંભળ્યું તેણે જગ જીતીયો, રૂડા પુરુષ તણી રીતીઓ. ૮
એક સમે ગંગાની તીર, ધ્યાન ધરે મોટા દઢ ધીર;
મનનાં માન સહુકો મોડિયા, કર સૂત આગળ જોડીયા. ૯
ગુણ રૂડા શિવ કેરા ગાઓ, જન્મ સફળ કરી લો હરિ લાહો;
અમૃત રસ પિયો ને પાઓ, અમૃત ફળ ખવરાવી ખાઓ. ૧૦
અક્ષરે અક્ષરે અમૃત ઝરે, સાંભળતાં સૌનાં મન ઠરે;
નિર્મળ ક્ષેત્ર નિમિષારણ્ય નામ, સહસ્ર અઠયાસીનો તે ઠામ. ૧૧
સૂત કહે શૌનક સાંભળો, મૂકી દ્યો પ્રપંચનો આંમળો;
કહુ પ્રથમ મનોહર કથા, સ્કંધ પુરાણે જાણી જયથા. ૧૨
છાનામાં છાનુ ગુહ્યમાં ગુહ્ય, શિવ ઉમા સંવાદે સુઝ;
નારાયણે લક્ષ્મીને કહ્યું, ત્યાથી પ્રગટ જગતમાં થયુ. ૧૩
વિરચી બોલ્યા ચારે વેદ, માંહી મંત્ર એક ભારે ભેદ;
રુદયા માંહે પામ્યો રીઝ, પ્રથમ તેનું ગાયત્રી બીજ. ૧૪
એક શામ ને એક જ રઘુ, એ બે વેદ તો જાણો લઘુ;
યજુર્વેદ ત્રીજો જાણીયો, સમુદ્રવત વર્ણન વાણિયો. ૧૫
અથર્વેદ ચોથો ચાહ્યકા, લક્ષ કોડ લક્ષણ લાયકા;
માંખણ રૂપ તેમાંથી સાર, શિવ મહિમા છે અપરમપાર. ૧૬
તેનું દોહન જાણો દામ, રુદ્રાધ્યાય ધરાવ્યુ નામ;
કષ્ટ થોડું ને ફળ છે ઘણું, વર્ણન કરું તમથી તે તણું. ૧૭

---

પ્રત ૨. "તેને અગે દુઃખ નહીં રતી."

ક્રોડ પુરાણુ હરિ હરનાં હોય, રુદ્રાધ્યાય આગળ નહિ કોય;
રુદ્ર જાપથી શિવજી ફળે, એકાદશ વાર ભણે તો વળે. ૧૮
અગિયારસ તે મહારુદ્રજ હોય, મહિમા કળી શકે નહિ કોય;
એથી અધિક કરે જે કામ, અતિરુદ્ર તો તેનું નામ. ૧૯
રાજસુય યજ્ઞનો રંગ, પલક ન આવે તે પાસંગ;
અશ્વમેધ આદ્યે જે યજ્ઞ, રુદ્ર જાપથી માણે મગ્ન. ૨૦
ક્રોડ યજ્ઞ ત્રિવિધના તત્ર, સર્વે એ સહિતાના મંત્ર;
સૌનું બીજ ગાયત્રી એક, ચારે વેદનો એહ વિવેક. ૨૧
વિષ્ણુયાગતણા ગુણ ગણે, તેએ મત્ર સહિતાના ભણે;
ઝાઝાં હોમવાં જવ તલ ધૃત, રુદ્રાધ્યાય ભણવો ત્યાં તર્ત. ૨૨
એ સઘળો દ્વિજને અધિકાર, ત્રણેયવર્ણ મહિમન આધાર;
દક્ષે રુદ્રનો કીધો લોપ, કર્યો ત્યાંહાં કિરતારે કોપ. ૨૩
ક્રોડવાર કહું શું કથી, રુદ્રાધ્યાય સમુ કાંઈ જગમાં નથી;
રુદ્રાધ્યાય મહિમાની રિદ્ધ, જાણે તે તો મોટા સિદ્ધ. ૨૪
તરણતારણ ત્રિલોકજતણું, શું વખાણુ કરુ તે તણું;
કોટિ પૂજન શિવનાં કથી, રુદ્ર જાપ સમુ કો નથી. ૨૫
રુદ્ર જાપ જે ભાવે ભણ્યો, તે અવતાર છે ઈશ્વર તણો;
રુદ્રાધ્યાય કરે અભિષેક, લક્ષ પૂજન તે આગળ લેશ. ૨૬
રુદ્રાધ્યાય ભણી જળ ધરે, પૂર્ણ ઇકોતેર પરિયાં તરે;
રુદ્રાધ્યાય વડે આ વૃષ્ટ, રુદ્રાધ્યાયથી શોભે સૃષ્ટ. ૨૭
રુદ્રાધ્યાય કરે સૌ ઋષિ, બ્રહ્મા આદ્ય સુરેશ્વર સુખી;
રુદ્રાધ્યાય પ્રતાપિ રૂપ, રુદ્રાધ્યાય છે ભારે ભૂપ. ૨૮
રુદ્રાધ્યાય પ્રતાપિ ઇન્દ્ર, રુદ્રાધ્યાય પ્રતાપિ ચંદ્ર;
રુદ્રાધ્યાય પ્રતાપિ રવિ, રુદ્રાધ્યાય પ્રતાપિ કવિ. ૨૯
રુદ્રાધ્યાય એ વાણી વેદ, જન્મો જન્મના ટાળે ખેદ;
જુવો ભાગ્ય તણી થઈ દશા, પ્રથમ વેદ વિષ્ણુ મુખ વસ્યા. ૩૦
વિશંભરે તો વર આવીયો, સૃષ્ટિ પાલણ કરી થાપીયો;
વળતો વેદ વિરંચી ભણ્યો, ગુણ સૃષ્ટિ રચનાનો ગણ્યો. ૩૧
રુદ્ર વિધાન રુદ્ર ગણને હાથ, સૃષ્ટિ સંહારણ શોભ્યું સાથ;
કર્યાં દશરથે યજ્ઞ જ કામ, રિધપતિ ઘેર પ્રગટ્યા રામ. ૩૨
એવા આદ્ય અંતે ને આજ, રુદ્ર જાપથી સરશે કાજ;
બીજું તત્વ એથી શું કહે, દધિ ધૃત પય મધ્યે રહે. ૩૩
મમતીનો મળશે નહિ મેળ, રેત પીલ્યે નહિ પામે તેલ;
હઠીલા જુઠી હાકો હોડ, રુદ્ર વિધાનની ન મળે જોડ. ૩૪

*

આગિયા અરુણ ઉદય નહિ થાય, મિથ્યા ખોટે રસ્તે ધાય;
ન પામે કોડી કાછ જતન, ક્યાંથી દેખે રાજ રતન. ૩૫
રુદ્રાધ્યાય સકળ સુખ ધામ, ધર્માર્થે મોક્ષ પદ કેરું કામ;
રુદ્રાધ્યાયથી રીઝે ઈશ, રુદ્રાધ્યાય ભણે જગદીશ. ૩૬
રુદ્રાધ્યાય માર્કંડેય મુનિ, ધુમ્રપાની કરે નીત ધૂની;
સહસ્ત્રજીહ્વાય ભણે છે શેષ, ઇશ તણો એમ છે ઉપદેશ. ૩૭
આદ્ય અંત છે રુદ્રવિધાન, પહોંચાડે વૈકુંઠ વિમાન;
રુદ્રાધ્યાયનું પરઠે પુણ્ય, વળતી શી તેને રહે નૂન્ય. ૩૮
રુદ્રાધ્યાય ભણે નિશ દિશ, પ્રસન્ન રહે ઉમાપતિ ઈશ;
રુદ્રાધ્યાયથી વિદ્યા ફળે, મહિમા કો એનો નવ કળે. ૩૯
રુદ્રાધ્યાયથી વાચક સિદ્ધ, રુદ્રાધ્યાય એ રુડી રિદ્ધ;
રુદ્રાધ્યાયથી આયુષ્ય વધે, પુરાણ પડે પોકારી વદે. ૪૦
મૃત્યુંજય જપ તેનું નામ, જુવો વેદમાં ઠામો ઠામ;
રંક બાપડા મૂરખ મર્મ, શું જાણે શિવજીના ધર્મ. ૪૧
ભૂંડા બોલા ભૂંડું ભખે, તે મૃત્યુંજય શું ઓળખે;
ખરા નર્કની જેને ખપ, તે શું જાણે શિવના જપ. ૪૨
પાપી ઝેર હળાહળ પિયે, તે ઉગરે નહિ મારગ કિયે;
અલ્પ ભાગ્ય ને અલ્પજ બુદ્ધ, તે શું જાણે શિવને શુદ્ધ. ૪૩
જાણે નારદાદિક નર રૂપ, જાણે સિદ્ધ બ્રહ્માદિક ભૂપ;
જાણે વ્યાસ સનક શુકદેવ, જેને મન નથી અહમેવ. ૪૪
જાણે નવગ્રહ વિષ્ણુ વ્રત, કાળ મૃત્યુંજય જીતે તર્ત;
રુદ્ર જાપે મૃત્યુંજય લખો, રામાદિક રુદયમાં રખો. ૪૫
શુક્રાચાર્યનો જશ જામિયો, સંજીવક મૃત્યુંજય પામિયો;
જાણે વરુણ વાયુ કુબેર, સાચા જેના હોયે શેર. ૪૬
જાણે વસિષ્ટ વાલ્મિક અગસ્ત, જાણે પારાશર પૌલસ્ત્ય;
રુદ્રાધ્યાય જપ જાગે જ્યથા, કહું આખ્યાન એ ઉપર કથા. ૪૭
મૃત્યુંજય મૃત સંજીવન હોય, એમાં સંદેહ ન રાખો કોય;
મૃત્યુ કાળના ભાગે તંત્ર, એવો એ મૃત્યુંજય મંત્ર. ૪૮

## દોહરા.

શુભ રાજા સિદ્ધપુર તણો, સિદ્ધસંધ સુજાણ;
વૈભવ ઘેર વાસવ તણો, ભલપણ કેરો ભાણ. ૪૯
રાજા બેઠા રીઝમાં, ઘણી લક્ષ્મી ઘર સૂત્ર;
પાસે બેઠા પાટવી, પ્રતાપવતો પુત્ર. ૫૦

સિદ્ધસંધ તો શૂર છે, ત્રિસ ધણો વળી તન;
નિરખે હરખે નિત ઘણું, મહીપતિ કેરું મન. ૫૧
બત્રીસ લક્ષણ આગળો, કળા બોહોતેરી શુદ્ધ;
ચૌદ વિદ્યા ચોસઠ કળા, સોળ સંપૂરણ શુદ્ધ. ૫૨
સજે શણગાર બહુ શોભિતા, મસ્તક બાંધે મોળ;
સામુદ્રિક છે શોભિતાં, દીર્ઘ બાહુ કપોળ. ૫૩
કર્ણ પર્યંતે ચપળ ચક્ષ, ચક્રવર્તીનાં ચેન;
વરુણ વાયુ કુબેરવત, ઇન્દ્ર અધિપતિ એન. ૫૪
ઇન્દ્ર ચંદ્રથી અવનવો, પ્રતાપ પુરંદર પૂર;
કાયા કામ થકી અધિક, દાતા ભક્ત ને શૂર. ૫૫
ધ્વજ ચર્મ ને છત્ર ધર, સામુદ્રિક સેંધાણ;
પ્રતાપ પ્રદ્યુમ્ન સારખો, અશપતિ એંધાણ. ૫૬
શરદ ચંદ્ર જેવું વદન, નિર્મળ અણુજ નેણ;
દંત પંક્તિ દાડમ કળી, વદને અમૃત વેણ. ૫૭
પિતા નિરખે નિત નેહથી, હરખે હેત બહુ હોય;
નથી દીઠો નથી સાંભળ્યો, કદર્પ સરખો કોય. ૫૮
કાલો ઘેલો કોટિધા, સુતનું દેખી શાણ;
રાજ બીજ રળિયામણો, પંચ કરે પ્રમાણ. ૫૯
શુભ દિવસ શિરોમણિ, કાંઇક પર્વણી પુણ્ય;
કોડે ઋષિ સૌ તેડિયા, નિમેષ ન રાખી નૂન્ય. ૬૦
શકર શ્રીધર ચ્યવન ચિત્ત, ગર્ગ ગૌતમ ગાંગેવ;
અત્રિ અંગિરા ને અગસ્ત્ય, દીર્ઘ દેવાધિદેવ. ૬૧
વૈશંપાયન વાલ્મિક ઋષિ, માર્કંડેય મુનિ રાજ;
જાબાલી જમદગ્નિજી, ગુરુ ભૃગુ કરતા કાજ. ૬૨
પારાશર ત્યાં પરઠિયા, દુર્વાસા દિવ્ય રૂપ;
અર્ઘ પાદ્ય પૂજા અતિ, ભક્તિ કરતો ભૂપ. ૬૩
સનક સનાતન સાત્વિકી, જનક જયદેવ જગદીશ,
ધામ ધારક ને કચ્છ સિત, રાજા નામે શીશ. ૬૪
આસન બેસણ અધિક પદ, અમૃત તણા આહાર;
કદળી દાડમ કોટિધા, સિતા ફળ સહકાર. ૬૫
વસ્ત્ર આભૂષણ વિધ વિધે, રત્નમય દક્ષણાય;
રુખિ નિરખે રાજા સુખી, આનંદ અંગ ન માય. ૬૬
જન્મપત્રિકા પુત્રની, મેલી ઋષિને ચર્ણ;
સુખ દુઃખ હાણ ને વૃદ્ધ ખોટ, ધર્મ કર્મ કહો કર્ણ. ૬૭

પુત્ર મિત્ર કલત્ર સુખ, વદો વિપ્ર શુભ વેણુ;
તમને જ્ઞાન ત્રિકાળનું, કહો જે કારણ કહેણુ. ૬૮
જેમાં બુદ્ધિ જેટલી, તેવું કહો તતખેવ;
આ અવસર જાણું અમો, છો દેવાધિદેવ. ૬૯
આયુર્દા છે કેટલો, કેટલી પરણશે નાર;
મારા સમ સાચું કહો, વાણી જે વહેવાર. ૭૦
જ્યોતિષ જગદિશવત ગણું, અંતર નહિ લગાર;
પૂર્વ ભવ જાણો તમો, સઘળા સાર અસાર. ૭૧
લિલાટ વિધાતાએ લખ્યું, કળી શકે નહિ કોય;
જણાવશે જન્મોત્તરી, હોનારત તે હોય. ૭૨
વેદ પુરુષ જે વિશ્વ પત્ય, જ્યોતિષ તેનાં નેણુ;
બીજી વિદ્યા બાપડી, જ્યમ દીપક છે રેણુ. ૭૩
નવ ગ્રહ નિરખ્યા ગુણનિધિ, દશા ભેદ દિન નિશ;
મેલી જન્મોત્તરી મેદની, વળતી ધૂણાવ્યું શીશ. ૭૪
મહાદશા અંતર દશા, રિષ્ટ પતાકા જોઈ;
સર્વે નીચું નિહાળિયુ, બોલી ન શકયું કોઈ. ૭૫
મૂકયો નિસાસો મુનિવરે, અધિક મૂકયો મન આપ;
ગદ ગદ કંઠ ગળી ગયા, સમજે સુતનો બાપ. ૭૬
કાંઇક કૌતુક કારમુ, હોંશ કરતે હાણુ;
પંડિતને સૌ પરણમ્યા, પુરપતિ જોડ્યા પાણ. ૭૭
જે છે તે સાચું કહો, કિરતારે લખ્યું કર્મ;
હોનાર હશે તે તો હશે, શાને રાખો શર્મ. ૭૮
મહાનુભાવ મોટા તમો, કહો અક્ષર એ આંક;
છઠ્ઠીએ લખ્યું ભાલમાં, વિપ્ર તણો શો વાંક. ૭૯
મુખ કરમાણાં મુનિ તણાં, સમજ્યો શાણો રાય;
કાંઈક કષ્ટ છે કુવરને, ઘણનો જાણે ઘાય. ૮૦
મહારાજ સાચું કહો મુને, વિઘ્ન તણું જે વ્રત;
લખ્યા લેખ છૂટે નહિ, ન્યાળું તે તો તર્ત. ૮૧
ઋષિ કહે રાજા સુણો, ગ્રહ મોટા ગભીર;
સુખ દુઃખ સર્વે ગ્રહ થકી, શોભિત સર્વ શરીર. ૮૨
ગ્રહથી આયુષ્ય ભોગવે, ગ્રહથી ધારે ધર્મ;
ગ્રહથી પુત્ર પરિવાર છે, ગ્રહ બધાણું કર્મ. ૮૩
જન્મ મર્ણ ને પરણની, બધાણી જે રીત;
ટાળ્યું કોનું નવ ટળે, પ્રમાણુ કરે સઉ પ્રીત. ૮૪

પાપ પુણ્ય પવિત્રતા, ખરી ખોટી જે ખ્યાત;
ગ્રહ દોષ ટાળ્યો નવ ટળે, જ્યમ પટકુળે ભાત. ૮૫
ચૌદ લોક સુધી ચોગણું, ગ્રહનું સઘળે જોર;
ડહાપણ કોનું નવ રહ્યું, હોય પવિત્ર કે ચોર. ૮૬
ગ્રહ જોગથી રાજ રિધ, ગ્રહ જોગેથી ભીખ;
ભોગ જોગ તે ગ્રહ થકી, ગ્રહ સિદ્ધાઈ શીખ. ૮૭
લેખ લખ્યો લલાટમાં, હાર હોડ કે જીત;
તે તો ટાળ્યું નવ ટળે, પ્રમાણ કરે સૌ પ્રીત. ૮૮
વેદ પુરાણ ષટ્ શાસ્ત્ર છે, શ્રુતિ સ્મૃતિના સાર;
સર્વે અંગ એ વેદના, નિર્ણય એ નિરધાર. ૮૯
મહીપ કહે સૌ મુનિવરો, ઉતાવળા કહો આંક;
રુદે ધીરજ રહેતી નથી, કર્મ તણો શો વાંક. ૯૦
પારાશર કહે પૂછીશ મા, તન દાઝે તુજ તર્ત;
સુત તારો દિન સાતમે, નિશ્ચે પામે મ્રત. ૯૧
રાખ્યો કોનો નવ રહે, કિરતાર મળે જો ક્રોડ;
માથે મૃત્યુ સર્વને, ખરી લખાણી ખોડ. ૯૨
દેવ દાનવી રાય રંક, ચતુર વિચારો ચાલ;
સર્વે કાળની ચાંચમાં, કોઈ આજ કોઈ કાલ. ૯૩
ચવેણું ચારે ખાણનું, અળગો ન રહે ઊઠ;
કેટલુ ખોળે ઘાલિયુ, કો મુખમાં કો મૂઠ. ૯૪
બેઠી દળવા બાળકી, હલાવે કર ને કોટ;
થોડે થોડે ઓરતાં, સર્વે થાએ લોટ. ૯૫
નીસરે કો દરણા થકી, પાંચ મણે કણ પાંચ;
કાળ કોને મૂકે નહિ, ઉગરે નહિ કો આંચ. ૯૬
ઇન્દ્ર બ્રહ્મા રવિ ચંદ્રમા, સત્ય સુધી એ શીખ;
સપ્ત પાતાળ સહિત સૌ, માથે કાળની બીક. ૯૭
ડગે મેરુ અચળા ચળે, અથવા સળકે શેષ;
કે ગંગા ઉલટિ વહે, લખ્યું ન ભૂલે લેશ. ૯૮
જે અક્ષર છઠ્ઠીતણા, જેવો કર્મનો લેખ;
જાયું સઉ જાવા કારણે, કોઈ મીન કોઈ મેષ. ૯૯
પૃથ્વીપતિ પૃથ્વીપર પડ્યો, પામ્યો મુર્છા મર્મ;
ચેતન શ્વાસ કે ચેતના, શિથિલ શરીરનો ધર્મ. ૧૦૦
હાલક હુલક બહુ થયું, હિત જણ હાહાકાર;
સર્જન શોક સાગર પડ્યાં, અતિ દુઃખ અપરમપાર. ૧૦૧

કલ્પાંત કરે ને કરગરે, હૈડું હણે બે હાથ;
રાય રાણી પ્રધાન પુર, શોક ધરે સૌ સાથ. ૧૦૨
પુત્ર વિજોગ ક્યમ સહી શકું, કર્મ તણો જે કેર;
અન્ય ઉપાય એકે નથી, સજ્જન પીજીએ ઝેર. ૧૦૩
વચન ન જાયે વિપ્રનું, નિશ્ચય થાશે નેટ;
પહેલો પિંડ આપણું તજો, પાળી મારી પેટ. ૧૦૪
આમાં દુઃખ ઘડી એકનું, જીવ જરૂરી જાય;
પ્રૌઢ વિજોગ એ પુત્રનો, સાચે નહિ સહેવાય. ૧૦૫
પુત્રવડે પરિવાર સુખ, પુત્રથી પુણ્ય પ્રસંશ;
પુત્ર મરે તવ શું રહે, વટે માહરો વંશ. ૧૦૬
વિશ્વ કહે સૌ વાંઝિયો, દારુણ મોટું દુઃખ;
શુકન કોઇ વાંછે નહિ, માનવી ન જુવે મુખ. ૧૦૭
વંઝયાથી વિપરીત કિયું, વંઝયાથી કુણ ગાળ;
કોઇ રહે નહિ સારવા, મર્ણ પામે જો બાળ. ૧૦૮
મહેણાં દે આ લોકમાં, પરલોકે યમદંડ;
બીજો કો મૂકે નહિ, પુત્ર વિના કર પિંડ. ૧૦૯
નિર્મુખ સૌ પિત્રિ રહે, જો પડશે એ પુત્ર;
લક્ષ્મી લહેર લીલા જશે, રોળાશે ઘર સૂત્ર. ૧૧૦
જોર થકે જીવે નહિ, નહિ સિપારસ સદ્ય;
લાંચ લેનાર નહિ એહમાં, હાણ દુઃખ એ હદ્ય. ૧૧૧
સુત વિના શી સાહેબી, સુત વિના શી સિદ્ધ;
સુત વિના તે સુખ કિયું, વંશ વિના શી વિધ. ૧૧૨
ચઢયા ઢાળ ઉતરે બહુ, કુવર ન આવે ઘેર;
પનોતો કોઈ કહે નહિ, પુણ્ય તણી શી પેર. ૧૧૩
દેવ પિત્રિ ને મનુષ રણ, ત્રણેય માથે હોય;
પુત્ર વિના કુંણ છોડવે, સગાં સંબંધી કોય. ૧૧૪
કુટુંબ હોય કોડાં ગમે, લક્ષધા વા'લા લોક;
સુત વિના સમતો નથી, માત પિતાનો શોક. ૧૧૫
પાળક પુત્ર પરાક્રમી, બીજા ભ્રાતના બાળ;
પુત્ર મુવે કયમ પરહરે, માથા કેરી ગાળ. ૧૧૬
પ્રસવ નહિ તે વાંઝણી, મટે અવન અવરે બાળ;
પ્રસવ્યા કેડે સુત મરે, તે પણ આળપંપાળ. ૧૧૭
પિતા મુવે જે પિંડ ધરે, કરે શ્રાદ્ધ અમૂલ્ય;
સુત સંવત્સરી સાચવે, બાકી સરવે ધૂળ. ૧૧૮

અપુત્રવંત અભાગીયો, અપુત્રવંત અટોળ;
પિત્રાઈ પુંઠે બોલશે, તે કયમ સહેશું બોલ. ૧૧૯
રાજા દુઃખે ઋષિ તણા, તનમાં પ્રગટયો તાપ;
એને ઘેર કયાં આવિયા, પરઠયું પ્રૌઢું પાપ. ૧૨૦
એણે પ્રશ્ન ક્યાં પૂછિયો, સો એક ખાઇને સમ;
આત્મહત્યા કરી મરે, કરશું તેનું કયમ. ૧૨૧
વિચાર કર્યો ઋષિયો મળી, ચિત્તમાં ધરી ચિંતાય;
કરવું ઘટે તે કીજીએ, શિર બેસે હત્યાય. ૧૨૨
હાથી ઘોડા માલ ધન, જર રૂપી જે જોર;
પુત્ર વિના સઉ પારકું, ઘણું અંધારું ઘોર. ૧૨૩
પુત્ર વિના પાપી પિતા, પિત્રી નિર્મુખ જાય;
પુત્ર વિના પુણ્ય શું કરે, ઘણુના મોટા ધાય. ૧૨૪
ધિક્કાર અવતાર અપુત્રનો, લક્ષધા કહે એમ લોક;
પુત્ર વિના જે પ્રાણિયો, જીવત હોયે ફોક. ૧૨૫
ચિતા રચાવું કાષ્ટવત, દહન કરુ મુજ દેહ;
પુત્ર વિના જીવું નહિ, નિશ્ચય મરતાં નેહ. ૧૨૬
રાણી કહે સુણ રાયજી, જળ મૂકું તમ હાથ;
પુત્ર વિયોગે પિંડ તજું, અમો તમારી સાથ. ૧૨૭
પ્રધાન કહે સુણ પુરપતિ, અતિ દુઃખ દિલ અપાર;
તમો મરો જીવુ અમો, વિમળ નહિ વ્યવહાર. ૧૨૮
ડમડોળ થયું તે દેશમાં, અધિકો ઉલકાપાત;
પ્રાણ તજવા તત્પર થયાં, પ્રધાન માત ને તાત. ૧૨૯
વિમાસે વિપ્રો સઉ, કયમ જઇએ નિજ ઘેર;
રાજા રહે કયમ જીવતો, શી કરવી એ પેર. ૧૩૦
અન્ન જમું છું એહનુ, લીધાં દક્ષણા દાન;
એને મરવા દીજીએ, એ વાતે અપમાન. ૧૩૧
શાસ્ત્ર સમજાવ્યાં સહસ્રધા, ગીતાવત્ બહુ જ્ઞાન;
પ્રતિત તોય પડે નહિ, કાંય સુણે નહિ કાન. ૧૩૨
પંચમહાભૂતનાં પુતળાં, કાચી કાયા કૂડ;
જળ પરપોટા જાત જ્યમ, માને સાચી મૂઢ. ૧૩૩
જગમા કો જીવ્યો નથી, જે જાયું તે જાય;
રાખ્યું કોનુ નવ રહે, કાં રંક કાં રાય. ૧૩૪
કાયા માટી કારમી, ચર્મે વિટયું ચિત્ત;
બહુ નસોએ બાંધિયું, વપુ માંહે શું વિત્ત. ૧૩૫

દાણો પાણી અવતરે, લેહેણે દેણે જાય;
સુખ દુઃખ ભાવે ભોગવે, કાળ સરવને ખાય. ૧૩૬
પેસ જો પાતાળમાં, બેસે મેરુ મોટ;
નાઠે કો છૂટે નહિ, કાળ તણી ચિત્ત ચોટ. ૧૩૭
મમત કરે તે મૂરખા, રાખ્યું કો ન રહંત;
સર્વે કાળની ચાંચમાં, વારા ફેર વહંત. ૧૩૮
કો એંશી કો નેવું સો, કો પંચાણું પૂર;
ન થયો મોતને વાયદો, જાવું એહ જરૂર. ૧૩૯
માત તાત કોયે નથી, નહિ પુત્ર પરિવાર;
વારા ફરતી અવતરે, કુવે ઘેડ* અપાર. ૧૪૦
મંકોડો એક તે સમે, માલંતો તો મંદ;
પારાશરે પરખાવિયો, એકવીસવાર થયો ઇન્દ્ર. ૧૪૧
દેવ દૈત્ય થઈ પડે, દૈત્ય થાય કંઈ દેવ;
કીડી થાએ કુંજરી, કુંજર કીડી સેવ. ૧૪૨
વૃક્ષ ઉગે વસુધા પરે, કો દિન વાસવ થાય;
ઘટમાળ ફરે કુવા તણી, એક ભરે એક ઠલવાય. ૧૪૩
શિયાળ સિંહ થઈ અવતરે, સિંહ થાય શિયાળ;
એમ જ ફરતી છાંયડી, જીતે નહિ કો કાળ. ૧૪૪
એક મેલે એક ઉપડે, ખલ માંકડીનો ખેલ;
જીવ કયારે મરતો નથી, મૃત્યુ તણો શો મેળ. ૧૪૫
મરે તે મોટો જાણીએ, ધરે જો ન અવતાર;
ભટકે સઉ ભૂમિ પરે, સકળ સૃષ્ટિ સંસાર. ૧૪૬
સઉ ઋષિએ સંભળાવિયાં, પુરાણ શાસ્ત્ર શુભ પેર;
માયા જાળ મહીપત્ય પડ્યો, તે કયમ ઉતરે ઝેર. ૧૪૭
મહારાજ મુનેશ્વર છો ઘણા, અગમ નિગમ ગુણ જ્ઞાન;
અર્ભક ઊગરે માહરો, માગું છું એ માન. ૧૪૮
શાસ્ત્ર પુરાણ શોધી જુવો, કયમ ચૂકે એ કાળ;
જીવે જરૂર કયમ માહરો, લાડકવાયો બાળ. ૧૪૯
તપોબળ છે તમ કને, જાણો સઘળા જંત્ર;
કરો મૃત્યુને વેગળું, માણો એવો મંત્ર. ૧૫૦
મળ્યા એકઠા મુનિવર સઉ, વપુએ કર્યો વિચાર;
જીવે સુત કયમ એહનો, નિશ્ચય કરો નિર્ધાર. ૧૫૧

---

* ઘેડ–ઘટમાળ. કુવા ઉપર પાણી કાઢવાના જે માટીના ઘડા, તેને એક બીજા સાથે સાંકળી તેની ગોળ હાર કરવામાં આવે છે તે.

સનકાદિક કહે શક્તિ વડી, ચ્યવન કહે મોટા ચંદ્ર;
ધરણી મોટિ ધર્મે કહ્યું, અંગિરા કહે ઈન્દ્ર. ૧૫૨
વસિષ્ઠ કહે વિષ્ણુ વડા, ગાંગેવ કહે ગંગ;
નરસિંહ કહે મોટિ નર્મદા, રાખી શકશે રંગ. ૧૫૩
વાલ્મિક કહે મોટા વરુણ, કોઈક કહે કુબેર;
શેષ મોટા શુકદેવ કહે, જેહ ઘેર અમૃત મેર. ૧૫૪
નારદ કહે નરહરિ વડા, અત્રિ કહે ના યજ્ઞ;
માર્કંડેય ચંડી કહે, ભૂપ ન થાએ ભગ્ન. ૧૫૫
કસ્યપ કહે મોટા કૃષ્ણજી, બગદાલ્ય કહે બળદેવ;
કૃપાચાર્ય કાર્તિક કહે, સઉ સઉની કહે સેવ. ૧૫૬
જેને જેહ ઉપાસના, વિશ્વાસ તણો વિવેક;
મન કોનું માન્યું નહિ, આદ્ય પુરુષ છે એક. ૧૫૭
વ્યાસ કહે વિપ્રો સુણો, શમાવું સૌનો શોક;
એ સૌ ડાળાં પાંખડાં, ફાંફાં મારો ફોક. ૧૫૮
પોતે મરે ને અવતરે, કરશે તે શું કામ;
જનમ મરણ જેને નહિ, સંભારો આ ઠામ. ૧૫૯
જેને માત પિતા ઘણા, જેને બાળકિ બાળ;
જેને માથે કાળ છે, તે કયમ જીતે કાળ. ૧૬૦
કાળનો કાળ તો એક છે, જેને જન્મ નહિ મર્ણ;
માત પિતા જેને નહિ, સુતને નાંખ તે શર્ણ. ૧૬૧
આદ્ય અંત જેને નહિ, મારું તારું નવ હોય;
આદ્ય પુરુષ તો એક છે, કળી શકે નહિ કોય. ૧૬૨
મર્ણ જીતી કો નવ શકે, વિખાણુ કરે તે વ્યર્થ;
તેત્રીસ ક્રોડ છે દેવતા, શિવથી સરશે અર્થ. ૧૬૩
એહ કાળની આંચમાં, આવ્યા બ્રહ્મા ક્રોડ;
આવ્યા ઈન્દ્ર અનેકધા, ઈશ તણી નહિ જોડ ૧૬૪
કાળને વશ સૌ કલ્પિયા, અધો ઉર્ધ્વ આકાશ;
જળ થળ વનસ્પતિ સૌ, સૃષ્ટિ કાળની ખાધ. ૧૬૫
એકવીસ ક્રોડ બ્રહ્માંડ લગ, સૌ કાળની ચાંચ;
કાળ કરે છે કોળિયો, અધિકી મારે આંચ. ૧૬૬
પાતાળે પગ પરઠિયા, સત્ય લોકમાં શીશ;
કાળ તણો એ કાળ છે, આદ્ય નિરંજન ઈશ. ૧૬૭
કાળ તણો એ કાળ છે, સુરિનર મુનિવર સેવ;
જન્મ મરણ જેને નહિ, મૃત્યુંજય મહાદેવ. ૧૬૮

જરૂરી જીવાડી શકે, મૃત્યુંજય મહારાજ;
રુદ્રવિધાન રાજા જુવો, અર્ભક કાજે આજ. ૧૬૯
જશે કાળ જમ મારતો, મુવાં જીવતાં થાય;
એ સમાન બીજો નથી, અર્ભક તરણુ ઉપાય. ૧૭૦
હઠ તજી હિમત ધરો, વરો વિપ્ર હજાર;
કરો થાપના કુંભની, વિધિવત્ત કહું બહુ વાર. ૧૭૧
મૃત્યુંજય મૃત્યુ જીતશે, વાર નહિ ઘડી એક;
રુદ્રાધ્યાય રીઝી કરો, વિશ્વંભર તણા વિવેક. ૧૭૨
છયે શાસ્ત્રમાં છાપ છે, મૃત્યુજય મોટે મન;
રુદ્રાધ્યાય રાજા વડો, અવર ન ધારો અન્ય. ૧૭૩
બીજા દેવ સૌ બાપડા, માથે જેને મોત;
જાયા તે સર્વે જશે, ગોફણુ ગોળા સોત. ૧૭૪
મૃત્યુંજય મત્ર મહાદેવનો, તેહ જપાવો તર્ત;
આયુષ વધશે એ થકી, જમ મારે છે મૃત્ય. ૧૭૫
શુક્રાચાર્ય સાખે કરો, આણી મનમાં રીઝ;
મૃત્યુજય ત્યાં મર્ણું શું, ઝાઝું જીવન બીજ. ૧૭૬
રાજા ઉઠયો રીઝમાં, શમ્યો સર્વનો શોક;
ઢગલા બહુ ધન ધાન્યના, તેઓ લક્ષધા લોક. ૧૭૭
સો કહેતામાં સહસ્રધા, એક કહેતાં એકવીસ;
રુદ્ર વિધાન ઋષિ કરો, જેથી રીઝે ઈશ. ૧૭૮
વસિષ્ટ આદ્ય વિપ્રો વર્યા, ગૌતમ ગુણુ ગંભીર;
જાબાલી જમદગ્નિ છે, ધર્મ ધુરંધર ધીર. ૧૭૯
માર્કંડેશ્વર મુનિવરા, પારાશર પરબ્રહ્મ;
ચંદ્ર ચવન ને ગુરુ ભૃગુ, ધ્યાની મોટા ધર્મ. ૧૮૦
અન્ન વસ્ત્ર દક્ષિણા અધિક, કંકણુ કુંડળ હેમ;
ધેન સવચ્છી ધણુ ધણાં, પુણ્ય પદારથ પ્રેમ. ૧૮૧
પૂજન ચલવ્યું પ્રીતથી, મૃત્યુંજય રુદ્ર વિધાન;
બાળક મુવાની બીક છે, ગાય ગોવિંદ ગુણુ ગાન. ૧૮૨
ઉલટ અતિ આનંદ ભેર, શોભ્યા દિન જ્યાં સાત;
ભાવિક કુણુ ભાગી શકે, વિપરીત થઈ ગઈ વાત. ૧૮૩
ગ્રહ દોષ કયમ ટાળ્યો ટળે, લલાટ લખાણો લેખ;
કિરતાર કયમ ચૂકો પડે, નારાયણુ ઘેર નેક. ૧૮૪
સાતમે દિન સંધ્યા સમે, નૃપસુત નદીએ નાહ્ય;
અકસ્માત ધરણી પડ્યો, મૂર્છાગત તે થાય. ૧૮૫

શ્વાસ નહિ ચેતન નહિ, વદને ન વદે વેણ;
તન સર્વે ત્રુટી ગયું, નમી ગયાં બે નેણ. ૧૮૬
હાહાકાર સઘળે હવો, પુરણ દુઃખની પેર;
સુખપાળે સુવારીને, ગુણવંત આણ્યો ઘેર. ૧૮૭
બીક હતી બહુ દેશને, મરશે રાયનો બાળ;
ઋષિ બિચારા શું કરે, કોને ન મૂકે કાળ. ૧૮૮
પડિત જપ માળા જપે, ફજેત થશે તે ફોક;
પુંઠે બોલે પુર સઉ, લાડકવાયા લોક. ૧૮૯
વિપ્ર સૌ વિસ્મય થયા, ભોંય પડ્યા બે હાથ;
ભાર રાખ્યો બ્રાહ્મણ તણો, ચૌદ લોકનો નાથ. ૧૯૦
મૃત્યુંજયને કુંણ માનશે, કરે કુંણ રુદ્ર વિધાન;
વિપ્ર વચન જૂઠું પડે, ઉતરે રુદ્રનું માન. ૧૯૧
પૃથ્વી બહુ પ્રલય થશે, ડોલશે દશ દિગપાળ;
શેષ નાગ તો સળકશે, જો મરશે એ બાળ. ૧૯૨
એનું આપણ અન્ન જમ્યા, ધાર્યું એનું ધન;
લડ કહેવાશું લોભિયા, એમ કહે મુનિ જન. ૧૯૩
વેદ વચન વહેશે નહિ, મૃત્યુંજય તજે માન;
રુદ્ર જાપ રોળાય ક્યમ, દેહેવટ ન જાયે દાન. ૧૯૪
લોકે જાણ્યું લક્ષવસા, માબાપ કહે પામ્યો મૃત્ય;
કલ્પાંત કરી સૌ કળકળ્યાં, તે વેળાએ તર્ત. ૧૯૫
પ્રાણ પ્રયાણ વેળા થઇ, ઋષિ કરે શિવ સેવ;
ઉગારો મહારુદ્રજી, મોટા છો મહાદેવ. ૧૯૬
મુનિ કહે મહીપતિ સુણો, ધારણ રાખો ધીર;
તુજ મરતે સર્વે મરે, સોંપ્યાં સદ્ય શરીર. ૧૯૭
નિરંજનને નહિ નિંદશો, અમને છે વિશ્વાસ;
બહાદુર થઈ બેસો તમો, પરબ્રહ્મ કરી ગાસ. ૧૯૮
સાંભળો શ્રુતિઓ વેદની, રુદ્ર વિધાનની રીત;
મૃત્યુંજય મહિમા સાંભળો, પ્રભુશું રાખી પ્રીત. ૧૯૯
કુટી રોઈ જીવ કાઢશો, નર નહિ જીવે નેક;
કરવું હોય તે કીજીએ, વહાણુ માંહે વિવેક. ૨૦૦
પુત્ર પોઢાડો પારણે, કર્યાં દીપક દશ વીસ;
કલ્પાંત કાઢી નાંખિયું, આરાધ્યા પાછે ઈશ. ૨૦૧
રુદ્ર જાપ ઋષિ કરે, મૃત્યુંજય જપ મુન્ય;
સહસ્ર પાઠ સંહિતા તણા, ધારવા માંડી ધુન્ય. ૨૦૨

પ્રસન્ન કર્યાં પરબ્રહ્મને, ભલી સાંભળી ભાખ્ય;
એકતણું તો શું ગજું, જીવે જન દશ લાખ. ૨૦૩
વિશ્વાસ વિના શિવ ના ફળે, વિશ્વાસ વિના સૌ શૂન્ય;
વિશ્વાસ વિના શિવ વેગળા, પ્રલય થાય છે પુણ્ય. ૨૦૪
આકિન ખરું જો આપમાં, હોય જો દૃઢ વિશ્વાસ;
વિશંભર નથી વેગળો, પગલે પગલે પાસ. ૨૦૫
વિશ્વાસ વિના જપ કોટિધા, મનમાં નહિ જો શુદ;
અફળ જશે અનેકધા, જ્યમ વાયે વૃષ્ટિ બુંદ. ૨૦૬
તળ્યો સુધન્વા તેલમા, વિશ્વાસ હતો જો વર્ત;
દુનિયાં બાધી દેખતાં, શિતળતા થઈ તર્ત. ૨૦૭
વિશ્વાસ પાંડવ પાંચને, નારાયણ રાખ્યું નીર;
પ્રભુએ પુર્યાં પ્રીતથી, પાંચાળીનાં ચીર. ૨૦૮
ખરું પોતાનું મન નથી, ખરો નથી વિશ્વાસ;
તેને મંત્ર શાનો ફળે, નિત્યે રહે નિરાશ. ૨૦૯
દૃઢ વિશ્વાસ ઋષિને રુદે, મૃત્યુંજય જેનું નામ;
કોટિ બ્રહ્માંડ ભાજે ઘડે, કરશે એનુ કામ. ૨૧૦
સરજે સૃષ્ટિ પલકમાં, અપરંપાર અપાર;
તે તે જૂઠો ક્યમ પડે, કહાવે જે કિરતાર. ૨૧૧
મંત્ર જૂઠા નહિ વેદના, વડો સાચો છે વેદ;
વિશ્વાસ રાખે સૌ મુનિવરા, ભ્રાંત ગણે નહિ ભેદ. ૨૧૨
પ્રણમ્યા ભવ પ્રાતરકાળમાં, રુદ્ર કળશનાં નીર;
અભિષેક કર્યો શિવ મંત્રથી, શુદ્ધ થયું શરીર. ૨૧૩
મૃત્યુજય મંત્રથી છાંટણાં, ત્રોવિધ કીધાં તર્ત;
અંધકાર નાસે જ્યમ અરુણથી, મોડી નાખ્યું વ્રત. ૨૧૪
છત્રપતિ મંત્રનાં છાંટણાં, પુરણ કીધા પૂઠ;
આશીર્વાદ અધિકા થકી, આળસ મોડી ઊઠ. ૨૧૫
નિદ્રા આવી'તી નર કહે, ઉઠયો મોડી અંગ;
આશા પુરી ઈશ્વરે, ઘરમાં આવી ગંગ. ૨૧૬
પુણ્યથી પાપ ડરે ઘણું, ડરે સાચથી જૂઠ;
મૃત્યુંજયથી મૃત્યુ ડરે, પલક ન પરઠે પૂઠ. ૨૧૭
નાસે હસ્તી સિંહથી, વ્યાઘ્રથી નાસે હરણ;
ગરુડથી નાસે ઉરગ જ્યમ, મૃત્યુજયથી મરણ. ૨૧૮
અન્યાય નાસે ન્યાયથી, ધર્મ થકી કુકર્મ;
મૃત્યુંજયથી મૃત્યુ તમ, સત્સહિનથી શર્મ. ૨૧૯

જીભને ચીકટ નવ અડે, અધર્મીને ઉપદેશ;
હરિહર ત્યાંથી વેગળા, જ્યાંહાં પાપ પ્રવેશ. ૨૨૦
કાગળ ડરે જ્યમ નીરથી, કુડથી ડરે કૃષ્ણ;
મૃત્યુંજયથી મૃત્યુ ડરે, પંડિત પૂરે પ્રશ્ન. ૨૨૧
રાયથા રંક બીએ ઘણું, તડકેથી નાસે ટાઢ;
મૃત્યુંજયથી મૃત્યુ ડરે, વહારથી નાસે ધાડ. ૨૨૨
લોભીને લાજ અડે નહિ, દાતાશું ન રહે દામ;
મૃત્યુંજય પાસે મૃત્યુ કશું, રજો ગુણ શું નહિ રામ. ૨૨૩
દુ:ખ સુખનાં ડોકુંવાં, રાખો જ્યોગ કે ભોગ;
મૃત્યુંજય મૂકાવશે, રૌરવ ટળશે રોગ. ૨૨૪
ઘેર ઘેર સદ્ગવિદ્યા નથી, ઘેર ઘેર નહિ સંતોષ;
મૃત્યુંજય ત્યારે ફળે, જો થઈએ નિર્દોષ. ૨૨૫
માથે મર્ણ સઉને લખ્યું, સઉને માથે કાળ;
સાચા દિલ વિણુ શિવ ક્યાં, સર્વે આળપપાળ. ૨૨૬
અમરીષને એકાદશી, બીજો રુખમાંગદરાય;
વ્રત વિશ્વ બાધુ કરે, જગમાં એહ જણાય. ૨૨૭
સર્વે ભાગવત સાંભળે, વસે કરી વિવેક;
શુભ કહ્યો શુકદેવજી, ઉધર્યો પરીક્ષત એક. ૨૨૮
પામ્યો જયદેવ પદ્માવતી, લીધો લાખણુ લાહો;
અષ્ટપદી આખો દિવસ, ઘણા બીજા ગુણ ગાઓ. ૨૨૯
હરિશ્ચંદ્ર સત્યે તર્યો, આપ ઉદ્ધર્યો એક;
બીજા સોયેક સાંભળ્યા, જેના શુદ્ધ વિવેક. ૨૩૦
જ્યમ ત્યમ જીતાતું નથી, મૃત્યુ કાળની આંચ;
જ્યમ ત્યમ ટાળ્યું નવ ટળે, પ્રમાણુ કરે એમ પાંચ. ૨૩૧
સદ્ગ ગુરુ તો શોધે મળે, ન્યાવટ શાવટ નેક;
શિવ ભક્ત શોધે મળે, લક્ષ હજારે એક. ૨૩૨
સ્વર્ગ સુધી સાચું નથી, કાળ ન જીતે કોય;
સત જુગે સત્ય લોકમાં, હરિજન એવા હોય. ૨૩૩
લાલચને વશ લોભિયા, સત પાખી કુંણ સિદ્ધ;
કયમ જીતે તે કાળને, રંકને ક્યાંથી રિદ્ધ. ૨૩૪
અઠ્યાસી સહસ્ર થઈ એકઠા, શિવ પૂજે છે તર્ત;
બીજે ટાળ્યું નવ ટળે, મુનિવર મોડે વ્રત. ૨૩૫
ત્રણુ મુષ્ટિ તાંદુલ થકી, કર્યું સુદામા કામ;
બીજા દાતા આપે બહુ, લક્ષ કરોડાં દામ. ૨૩૬

ઘેર ઘેર ઈશ્વર આપતો, તનમન ધનથી તર્ત;
દુનિયાં શાને દુઃખ ધરે, માથે નહિ જો મર્ત. ૨૩૭
આનંદ ફેલ્યો અતિ ઘણો, શોભી બાધી સૃષ્ટ;
જયજયકાર જગમાં થયો, વર્ષી પુષ્પની વૃષ્ટ. ૨૩૮
હોમ યજ્ઞ હર્ષે કર્યા, બ્રહ્મભોજન ભરપૂર;
ગામ જમાડ્યું ગુણનિધિ, નિત નિત નવલે નૂર. ૨૩૯
ઢોલ મૃદંગ ધ્વજ ધર્મની, ઘણાં સદાવ્રત ઘાટ;
જશ વાધ્યો બધ જગતમાં, શિવ પૂજન બોહ ઠાઠ. ૨૪૦
ગુણ ગંધર્વ ગાયે ઘણા, નાચે અપ્સરા નૃત્ય;
વેદ મત્ર વિપ્રો વદે, છયે શાસ્ત્રમાં છત્ય. ૨૪૧
વોળાવ્યા સઉ વિપ્રને, ખાનપાન સન્માન;
સંતુષ્ટ કરી સંતોખિયા, દીધાં દક્ષિણાં દાન.* ૨૪૨
રાજા રાજસભા વિષે, બેઠો જશ રૂપી જ્યાંય;
એટલે શ્રી નારદ મુનિ, તરત પધાર્યા ત્યાંય. ૨૪૩
પુરપતિ સામો પરવર્યો, ધર્મ ધુરંધર ધીશ;
અર્ધ પાદ્ય પૂજા કરી, ધન્ય આજનો દિશ. ૨૪૪
કોણ જન્મ પુણ્ય પ્રગટિયું, પૂર્ણ ભાગ મુજ પેર;
ઋષિ નારદ પધારિયા, ઘણા હેતથી ઘેર. ૨૪૫
આજ મારે ઘેર શ્રી હરિ, આજ મારે ઘેર ગંગ;
આજ મારે ઘેર ઈશ છે, ઋષિ પધાર્યા રંગ. ૨૪૬
આનંદ ઉત્સવ અતિ ઘણો, કોડ દિવાળી દીશ;
પ્રીતે આજ પધારિયા, બ્રહ્મા વિષ્ણુ ઈશ. ૨૪૭
આસન બેસાર્યા અધિપતિ, પુખરાજ સોના પત્ર;
વાયુ વ્યંજન વનિતા કરે, શિરપર ધાર્યું છત્ર. ૨૪૮
મહારાજ રાજરાજેશ્વરી, સુખ સાગર સુખ ધામ;
મહારાજ મુજને દીજીએ, સેવક સરખું કામ. ૨૪૯
નારદ કહે નરપતિ સુણો, સાંભળી સ્વર્ગ વાત;
તે જોવાને કારણે, શુભ વાણી સાક્ષાત. ૨૫૦
કૌતિક કાને સાંભળ્યું, કૌતિક દીઠું દ્રષ્ટ;
અર્ણવ ઉલટયો હર્ખનો, થઈ અમૃત ઘન વૃષ્ટ. ૨૫૧
યમપુરીમાં હું હતો, સહજ વાતમાં સુખ;
ધર્મે અનુચર મોકલ્યા, શું કહું તુજને મુખ. ૨૫૨

* પ્રત ૨. "દીધાં ક્રાગ્રાં દાન."

તેડવા તારા તનને, સહસ્ત્ર તણો સરદાર;
પાછા આવ્યા એક પલકમાં, ઠપકાનો નહિ પાર. ૨૫૩
કુંવર ક્યાં રાજા તણો, તેડી લાવો ત્યાં તર્ત;
આયુષ્ય તો આવી રહ્યું, માથે ઢુંક્યું મર્ત. ૨૫૪
ધર્મ કહે કયમ આવિયા, પાછા વળીને પીઠ;
ક્યાં રાજાનો બાળકો, તમ પાસે નહિ દીઠ. ૨૫૫
દૂત કહે સુણ દેવતા, વિપરીત થઈ ત્યાં વાત;
જીવ ગયો જોતાં અમે, વેદ વચન વિખ્યાત. ૨૫૬
લેઈ આવતા'તા તમ ભણી, વાટે થયુ એક વ્યર્થ;
વીરભદ્રે મૂકાવિયો, શિવનો ગણ સમર્થ. ૨૫૭
વિંટયા અમને વાટમાં, માર્યો મો'કમ માર;
મૂકાવ્યો તે માનવી, નરપતિ સુત નિરધાર. ૨૫૮
મહિમા મૃત્યુંજય તણો, જપવ્યો જાપ જપન;
સજીવન કીધો સ્વપ્નવત, મહીપતિ માણો મન. ૨૫૯
ચાલે કયમ શિવ ગણ પ્રતિ, જેહ આપણો સ્વામ;
જીવ દેહે આરોપિયો, લીધો'તો તે ઠામ. ૨૬૦
ઉઠી ઉભો એ પલકમાં, ક્ષણ ન લાગી વાર;
ફરી આયુર્દા આપિયું, વર્ષો દશ હજાર. ૨૬૧
કર્યો વાયદો શિવગણે, મહા સુખ દીધાં માન;
આયુર્દા અંતે આવશે, વૈકુંઠતણાં વિમાન. ૨૬૨
ત્યાર સુધી અલખત કરો, સહસ્ત્ર ઈન્દ્રની સિદ્ધ;
પૂજો નિત પરબ્રહ્મને, રાજ વૈભવે રિદ્ધ. ૨૬૩
યમદૂતે યમ આગળ કહ્યુ, તે મેં સુણ્યું કાન;
નારદ કહે જોવા આવિયો, સાચ જૂઠ પરમાણ. ૨૬૪
નિર્ભય થયો તે નરપતિ, રુડી સાભળી રીત;
અંતર્ધ્યાન નારદ હવા, પૂરણ આણી પ્રીત. ૨૬૫
સંદેહ ભાગ્યો મન તણો, સજીવન સૂત આપ;
મૃત્યુંજય રુદ્ર વિધાનને, પૂરણ જશ પ્રતાપ. ૨૬૬
રુદ્ર સમાન રુડું નહિ, રુદ્ર સમાન નહિ સેવ;
મૃત્યુથી ઉગારશે, મૃત્યુંજય મહાદેવ. ૨૬૭
સૂત કહે શૌનક સુણો, રુદ્ર વિધાનની રિધ;
દુર્લભ મોટા દેવને, શિવ પૂજનની સિધ. ૨૬૮
મૃતગ થાયે જીવતાં, નિરધનિયાં ધન હોય;
મહિમા શ્રી મહાદેવનો, કળી શકે નહિ કોય. ૨૬૯

જન્મ મર્ણ શિવને નહિ, નહિ આદ્ય નહિ અંત;
બ્રહ્મા વિષ્ણુ નિત ભજે, ભજે સાધુ ને સંત. ૨૭૦
મહા કલ્પાંત પ્રલય સમે, સત્યલોક સુધી નીર;
તેહ સમે શિવ શક્તિનું, શોભે જ્યોતિ શરીર. ૨૭૧
પોતે મરે ને અવતરે, કાયા ભેદે કાળ;
તે કયમ જીતે કાળને, એ તો આળપંપાળ. ૨૭૨
જેની પાસે જેટલું, જે કામે સમર્થ;
તેટલું તે આપી શકે, અન્ય વખાણો વ્યર્થ. ૨૭૩
વંઝ્યા પામે પુત્ર ફળ, ટળે અગ્ન્યની આંચ;
મનવાંછિત માગ્યાં મળે, પામે પદારથ પાંચ. ૨૭૪
ન સહે યમની યાતના, નર્ક તણી નહિ ભેટ;
જન્મ મર્ણ વ્યાધી નહિ, પુનરપિ ના'વે પેટ. ૨૭૫
રુદ્ર વિધાન બ્રાહ્મણ કરે, હેતે પોતે હાથ;
ત્રણે વર્ણ બ્રાહ્મણ વરણ, શિવ પૂજન તે સાથ. ૨૭૬
અધિકાર વિપ્રને વેદનો, રુદ્ર જાપનો રીજ;
સર્વે વર્ણ શિવ શિવ કહે, મૃત્યુંજય એ બીજ. ૨૭૭
રુદ્ર વિધાન રુદ્રી કરો, અહર્નિશ પૂજો ઈશ;
બ્રહ્મોત્તરખંડે કથા, યથાર્થ એક ને વીસ. ૨૭૮
જીવન મુક્તિ ભોગવો, મુવે મુક્તિપદ હોય;
સપ્તવિસ નર્ક સ્વપ્ન નહિ, ગાંજી ન શકે કોય. ૨૭૯
અષ્ટ મહાસિદ્ધ નવ નિધ રિધ, વિધ વિધ સુખ વિલાસ;
પિતા પુરુષોત્તમ તણો, કહે કવિ શામળદાસ. ૨૮૦
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ;
શિવ મહિમા સંક્ષેપમાં, હરપુરો નિજ આશ. ૨૮૧
ગાય શિખે ને સાંભળે, દયા ધરી દે દાન;
આ લોકે યશ પામશે, પરલોકે શિવ વેમાન. ૨૮૨
અડસટ તિરથ થકી અદિકુ, પ્રાપ્ત થાય છે પુણ્ય;
શિવ મહિમા જે સમજીયા, તેને શાની નૂન્ય. ૨૮૩
ગંગા ગયા ને ગોમતી, કાશી ને કેદાર;
ફળ દર્શન રેવા સમુ, મુક્તિ પદારથ ચાર. ૨૮૪
વિમાન વહે વૈકુંઠનાં, વિવિધ ભોગ વિલાસ;
શિવ સેવો સુખ પામશો, કહે કવિ શામળદાસ. ૨૮૫

(ઇતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'મૃત સંજીવન મૃત્યુંજય મંત્ર કથન' નામનો એકવિંશોધ્યાય

---

## અધ્યાય ૨૨ મો.

### ચોપાઈ.

પૂજું શ્રી ગણપતિના પાય, રિદ્ધિ સિદ્ધિ તણો જે રાય;
દુઃખભંજન દુંડાળો દેવ, સમ્યક્ પ્રકારે કરીએ સેવ. ૧
શોભિત સેવંત્રે સિંદૂર સાર, ઉત્તમ મોદિકના શુદ્ધ આહાર;
પવિત્ર પાર્વતી કેરા તન, ચિંતામણિ સમ તે પાવન * ૨
શુભ કામે પૂજે સર્વથા, યોગ્યવાત બોલાવે યથા;
ઉત્પન્ન હવો ઉમાને અંગ, સિદ્ધિ બુદ્ધિ સેવે સત્સંગ. ૩
રિધ વિધ તનયા પૂજન પાત્ર, ક્ષેમ કલ્યાણ જેના જામાત્ર;
લક્ષ લાભ એ પુત્ર લાયકા, શર્ણાગત કેરા સાહકા. ૪
સ્વામી કાર્તિક બોહો ગુણ બંધુ, કરુણાનિધ કૃપાનો સિંધુ;
બુદ્ધિ દેયણ નિર્મળ નામ, કરે મનવાંછિત પૂરણ કામ. ૫
સિદ્ધિ દાયક શુભ સરસ્વતી, બહો મનોહર મોટમ મતિ;
સરસ્વતી સેવે પામે સિદ્ધ, પામર જેણે પંડિત કીધ. ૬
હંસવાહિની શોભિત સાથ, વિણા પુસ્તક હેતે હાથ;
વસિષ્ટ વાલ્મિક વ્યાસ શુકદેવ, સિદ્ધિ પામ્યા જો કીધી સેવ. ૭
ચાર વેદ ભણિયા મુખ બ્રહ્મ, સરસ્વતીથી ધાર્યો ધર્મ;
નેત્ર વિના સસાર જ શૂન્ય, સરસ્વતી પાખી સર્વે નૂન્ય. ૮
મંત્ર જંત્ર ને ઔઢાં પાપ, સરસ્વતીએ ઠરાવ્યા ઠાઠ;
ભણવા ગણવા લખવા લેખ, બાવન માત્રિકા માંહે વિવેક. ૯
બાધુ બ્રહ્માડ બાંધ્યું બત્રીશ, વર્ણવ હરિહર બ્રહ્મા ઈશ;
ગાન તાન રાગો ને રંગ, સરસ્વતીથી શોભે સૌ સંઘ ૧૦
ચૌદ વિદ્યા ને ચારે વેદ, ભારતીએ બતલાવ્યા ભેદ;
કૃપા શારદા કેરી હવી, તે કહેવાણા મોટા કવિ. ૧૧
સૃષ્ટિ મંડાણ તે તો સરસ્વતી, એમાં સંદેહ ન રાખો રતિ;
કાળની કાળ ને બ્રહ્મની બ્રહ્મ, ધાર્યા એણે સઘળા ધર્મ. ૧૨
કૃપા કરો તો ગ્રંથ જ કરું, ચરણ રેણુકા મસ્તક ધરું;
ગુણ નિરંજન કેરા ગાઉં, પલક એકમાં પાવન થાઉં. ૧૩
સૂત કહે શૌનકશું જથા, સ્કંધ પુરાણ માંહે એ કથા;
બ્રહ્મ રૂપ બ્રહ્મોત્તરખંડ, ટાળે યમદૂતોના દંડ. ૧૪
શિવ ભક્તને પુન્યાતણુ, કારણ પુણ્યતણું છે ઘણું;
શિવ ભક્તની પૂજા કરે, પાતિક પંચ જન્મનાં હરે. ૧૫

---

* પ્રત ૪. " પવિત્ર પાર્વતી કેરા પુત્ર, શોભે ચિંતામણી ધર સૂત્ર. "

શિવ ભક્તને દે જે માન, વૈકુંઠતણું તેને વિમાન;
શિવ ભક્તની પ્રદક્ષિણા કરે, તેને દેખી યમકિંકર ડરે. ૧૬
શિવ ભક્તશું જોડે હાથ, તેને વશ વિશંભર નાથ;
હેતે ભક્તને દેખી હસે, તેને ઘેર મહા લક્ષ્મી વસે. ૧૭
શિવ ભક્તના ચાંપે ચર્ણ, તેને વહાલા અશરણ શર્ણ;
શિવ ભક્તને પેખે આહાર, હરના તે હૈડાનો હાર. ૧૮
શિવ કથા જો નિત સાંભળે, આવા ગમનનો ફેરો ટળે;
શિવ કથા ગુણ જેણે ગણ્યા, ચાર વેદ તેણે તો ભણ્યા ૧૯
શિવ કથા સત માની લીધ, કોટિ યજ્ઞ તો તેણે કીધ;
શિવ ઉપર રુદયાનો રંગ, ઘેર બેઠો નાહે નિત ગંગ. ૨૦
શિવ કથા જેને ચિત્ત ચઢે, અડસઠ તીરથ ન ફરવાં પડે;
શિવ મહિમા જો નવ ધારિયો, જન્મારો તે તો હારિયો. ૨૧
શિવ કથાથી નવ રાચિયો, બુદ્ધિ હિણની બારે કાચિયો;
શિવનિંદામાં જે નર ભર્યો, શ્વાન યોનિ શતધા અવતર્યો. ૨૨
શિવ કથામાં ન રહ્યો ગર્ક, અવશ્ય ભોગવશે એ નર્ક;
સમજ્યો નહિ શિવનાં પુરાણ, ભટક્યો લક્ષ ચોરાસી ખાણ. ૨૩
શિવ કથા સમજ્યો જે સાર, ઉદ્ધરતાં તેને શી વાર;
શિવ કથા જો શ્રવણે ધરી, અવતરવું નહિ તેને ફરી. ૨૪
શિવ દાતા અતિશે અંક, એ આગળ બીજા સૌ રંક;
એ ઉપર એક કહુ આખ્યાન, વનિતા પાપણી ચઢી વિમાન. ૨૫
દક્ષણમાં એક બાષ્કળ ગામ, નહિ પુણ્ય તણું ત્યાં નામ;
કુડાં માણુસ કપટી જન, નીચ કર્મ ઉપર બહુ મન. ૨૬
કથા કીર્તન કે નહિ કાંઈ વ્રત, પડે નર્ક જો પામે અંત;
નહિ પુણ્ય કે ન મળે દાન, મોટા પુરુષ ન પામે માન. ૨૭
તેમાં બ્રાહ્મણ રહેતો એક, વિપરીત તેનાં કર્મ વિવેક;
અધિકિ વાત કરે આડીઓ, ઇચ્છે ચિત્ત ચોરી ચાડીઓ. ૨૮
કુસંગા સંગે તે તો રહ્યો, તુચ્છ બુદ્ધિ ત્યમ તસ્કર થયો;
વગડે જઈ પડાવે વાટ, લુંટે સોહાશણના ઘાટ. ૨૯
બ્રાહ્મણ સૌને પાડે ભીડ, પવિત્ર જનને દે બહુ પીડ;
કુડાં કામ એમ નિત્યે કિયે, પાપી પાન અપેયા પીએ. ૩૦
અધમ જાતશું બેસી જમે, ગુણ ગણિકાઓ કેરા ગમે;
સતીઓ શિર ચઢાવે આળ, બુદ્ધિ હિણો મારે બહુ બાળ. ૩૧
આમીષ ભક્ષ અતિશે કરે, દુનિયાં તેને દેખી ડરે;
ગુણ હિણો જાયે ગણિકા ઘેર, ઇચ્છે નહિ પુણ્ય કેરી પેર. ૩૨

બ્રાહ્મણતણું ન પાળે કર્મ, આચરે અનેક રીતે અધર્મ;
તેને ઘેર કામનિ શુભરૂપ, અતિશે કામાતુર અનૂપ. ૩૩
કદી નવ બોલાવે કંથ, ચતુરાએ વિચાર્યું ચંત;
ભૂંડો ન આવે ભરતાર, જુવતિ કરતાં શીખી જાર. ૩૪
જેનું જેવું ખાઇએ અન, તેનું તે પર માને મન;
જેને જેવો હોયે સંગ, તેને તેવો બેસે રંગ. ૩૫
તે તેના ધણીએ જાણિયું, અંતરમાં અદિકું આણિયું;
લીધું ખડ્ગ તેણે તે દીશ, છેદવા માંડ્યુ સ્ત્રીનું શીશ. ૩૬
સાચું બોલ ક્યમ કીધુ જાર, કેટલા તેં ભોગવ્યા ભરતાર;
ત્યારે તેણીએ માન્યું છેક, મેં ભોગવિયા નર શત એક. ૩૭
ત્યારે તે નર હેતે હસ્યો, વનિતા બોલ રુદયમાં વસ્યો;
શા માટે તું જારી કરે, મુજથી દિલમાં શે નવ ડરે. ૩૮
કામની કહે રે સાંભળ કંથ, ચતુર વિચાર કરોને ચંત;
તું દાહાડી પરમંદીર જાય, શા માટે ગણિકાસંગ ખાય. ૩૯
હું છું કામાતુર કામની, ભર જોબન ભાસુ ભામ્યની;
જો એ છે ભોગી ભરતાર, કરું જાણી તે માટે જાર. ૪૦
જો ગમે તો મારી નાંખ, સમજે તો તો સર્વે સાંખ;
તું મૂકે ગણિકાનો સગ, પરને હું ના સોંપુ અંગ. ૪૧
ભામનીનો બોલ્યો ભરતાર, નીચ બુદ્ધિની સાંભળ નાર;
કહ્યું એક કરો માહરું, જો દિલ રીઝે તાહરું. ૪૨
જાર કને નિતે જઈ આવ, દામ તે પાસેથી લાવ;
ન ગણીશ જાત ભાત કોઇ ઠામ, દેહ આપીને લાવો દામ. ૪૩
તે આપુ ગણિકાને અમો, ત્યારે જીવતાં રહેશો તમો;
કારજ તેણે તેવું કીધ, દામ લોભથી કાયા દીધ. ૪૪
ઘણાક કાળ એવુ આચર્યું, કુડું કંથ કામનિએ કર્યું;
અભક્ષાભક્ષ ને મૂકયો ધર્મ, વળતી તેને શાની શર્મ. ૪૫

## દોહરા.

નગરતણો જે નરપતિ, જુગત થયું ત્યાં જાણ;
બ્રાહ્મણ ભૂંડું આચરે, દેશ તણી ,છે હાણ. ૪૬
દુકાળ પડે મજ દેશમાં, દુનિયાં દેંવટ જાય;
મારી નાંખ એ મૂઢને, ગુણ એવા સૌ ગાય. ૪૭
કહ્યું રૈયતે ભૂપને, ચઢી રાયને રીસ;
હત્યા એ ગણવી નહિ, છેદી નાંખો શીશ. ૪૮

અધિપતિ ત્યાંથી ઉઠિયો, સામદ દશ વિશ સાથ;
તોલ જોઉ એ ધરતણો, ખડ્ગ ધર્યું નિજ હાથ. ૪૯
રાણી રાજાને કહે, વિપ્ર વિપ્રમાં વેર;
વણુ સમજે ના મારશો, અમૃતમાં ભળશે ઝેર. ૫૦
ભકત શિવના છો ભૂપતિ, થોડું હોય તો સાંખ;
કાને સુણ્યું ન માનશો, સાચું દેખો આંખ. ૫૧
તે ગણિકાએ સાંભળ્યું, ત્યાંથી આવી તર્ત;
ચેતો હોય જો ચાતુરી, માથે આવ્યું મર્ત. ૫૨
બ્રાહ્મણને એ બ્રાહ્મણી, અદિકાં ફૂજીયાં આપ;
મારે નિશ્ચે મહીપતિ, ન ગણે પુણ્ય કે પાપ. ૫૩
ગણિકા ચેતાવી ગઈ, રહ્યાં ગુણહિણાં ઘેર;
મારવા આવે મહીપતિ, પરઠાણી શી પેર. ૫૪
નારી કહે રે નાહોલા, પુરમાં નાશીશું પેસ;
ચતુર રમાડું ચાતુરી, બહાર આવીને બેસ. ૫૫
ચોકા કીધા ચિંતની, ચૂલેથી ચોળી રાખ;
અબોટ આપ અંગે ધર્યાં, ભણે શિવ શિવ મુખ ભાખ. ૫૬
માટી મસળે માનની, ગોળા કર્યાં દસ વીસ;
દીપક જ્યોત દશે દિશ, પૂજવા માંડ્યા ઈશ. ૫૭
વાંકા ચુંકા ને વામણાં, શોભ્યા પાર્થીવ સંગ;
જળાધારી જુવતિ કરે, લાખિણાં શિવ લિંગ. ૫૮
ધર્મ હિણી ધૂમાડો કર્યો, દીધો બીનો ધૂપ;
એટલે આવ્યો મારવા, બ્રાહ્મણ ઘરમાં ભૂપ. ૫૯
કૌતિક દીઠું કારમું, ભૂપતિ શિવનો ભક્ત;
ભૂંડો એ બ્રાહ્મણ નથી, જખ મારે છે જગત. ૬૦
સાચું માન્યુ સર્વથા, તજી રાયજી રીસ;
પ્રદક્ષિણા પંદર કરી, સહજ નમાવ્યું શીશ. ૬૧
મુખ આગળ મહોરો હિમની, પુરપતિ મૂકી પાંચ;
મંદીર ગયો તે મહીપતિ, ઉંની ન આવી આંચ. ૬૨
કુડાં કથન જેણે કહ્યાં, દીધો તેને દંડ;
બ્રાહ્મણ બ્રાહ્મણી છે ભલાં, લોકો બીજા લંડ. ૬૩
કપટે કંથને કામની, રાજા ભોળવ્યો રીઝ;
પરાણે પાર્થીવ પુજીયા, ખોયું પુણ્યનું બીજ. ૬૪
હાથ તાળી દેઈ હસ્યાં, કેવો ભોળવ્યો ભૂપ;
પાર્થીવ ઉપાડી નાંખિયા, ઘરમાં ઉંડે કૂપ. ૬૫

સ્વભાવ પ્રકૃતિ જાએ નહિ, કરીએ કોડ ઉપાય;
ગૌ ખીલે બાંધી ગર્દભી, વણુ ભૂખે ના ખાય. ૬૬
લાવ લીધાં એ લાખિણા, પણ સાકર શુભ પેર;
સ્વભાવ તેનો નવ ટળે, તે ફળ કડવાં ઝેર. ૬૭
લસણુ વાવીએ લક્ષ વસા, બરાસ કસ્તુરી બંધ;
બદબોહી ઉઠે બોહો ત્યાં, અતિશે વાધે ગંધ. ૬૮
વછનાગ પ્રીતે વાવીએ, ખાતર ખાંડ ને ઘ્રત;
સ્વભાવ ટળે નહિ તેહનો, ખાય તે પામે અંત. ૬૯
એ વાત રહી એટલે, નર નારીને નેહ;
સ્વભાવ ટાળ્યો નવ ટળે, તે તો તેનાં તેહ. ૭૦

## ચોપાઈ.

બમણું પાપ તેથી નીત કરે, દેશપતિથી તે ના ડરે;
જેણે ધર્મ કુળનો મૂકિયો, ચાતુરી સર્વે ચૂકિયો. ૭૧
ચૂકયો વિવેક વિદ્યા ને વ્રત, ઘણેક દિવસે પામ્યો અંત;
જીવત પર્યંતે કુડાં કામ, મુખથી નવ કહ્યા શ્રી રામ. ૭૨
અવધિ અન્યાય અપરમપાર, વિપ્રતણા તજ્યા વહેવાર;
યમ યાતના નીચાં નર્ક, ઘણા કષ્ટમા પડિયો ગર્ક. ૭૩
જેવું પાપ તેવો ત્યાં માર, વેદવચન બોલે વ્યવહાર;
શિપારસ કોની નવ હોય, મારું તારુ ન કરે કોય. ૭૪
ડાટયું સાટયું ના'વે અર્થ, આપ્યું હોય તે આવે અર્થ;
વસ્ત્ર આપ્યાં તે અંગે ધરે, ના'પ્યુ તે શું ઓઢી ફરે ૭૫
પાયાં તે મીઠાં જળ પીએ, ન પાયાં તે કયાંથી દીએ;
આપ્યાં તે તો ભોજન ખાય, ના'પ્યાં તેને ચિંતા થાય. ૭૬
સુખ દીધાં તે પામે સુખ, દુઃખદાયકને વળગ્યાં દુઃખ;
જુવતિ તેની જીવતી રહી, વળતી ગત્ય તેની શી થઇ. ૭૭

## દોહરા.

ગોકરણેશ્વર જાતરા, જાય નગરના લોક;
સંઘ મળ્યો છે સહસ્રધા, સમિયો સૌનો શોક. ૭૮
કુમકુમ ચંદન લક્ષ તે, પાન પુલ ફળ દામ;
શિવ પૂજને સચર્યું, ગુણવંત બાધું ગામ. ૭૯
પદ્ધત પાઠ પૂજા ઘણી, શિવ કથા બહુ ઠામ;
ઘર ઘર ઉત્સવ અતિ ઘણો, અહરનિશ આઠે જામ. ૮૦

નીચ કર્મની નાર જે, વિધવા તેનો વેશ;
માગી ખાવા સંચરી, પુરજન સાથ પ્રવેશ. ૮૧
કરે કામ લક્ષ લોકનાં, પીરસે રાંધે પ્રીત;
અર્ભક તેડે લોકના, રાખે રુડી રીત. ૮૨
અન્યાય કર્યો છે અતિ ઘણો, ધાર્યો નહિ કાંઇ ધર્મ;
સંગે પાપ વળગી રહ્યું, જુવો પાછલાં કર્મ. ૮૩
અતિ અર્ભક જેણે હણ્યા, અન્યાય અદકો કીધ;
વ્યભિચાર અતિશે આચર્યો, લક્ષ્મી લોકની લીધ. ૮૪
ભટકે ભિક્ષા કારણે, તાકે સૌનો માલ;
ચાહે તેવી ચોરી કરે, ખોટો એનો ખ્યાલ. ૮૫
કોનાં વાસણ ને લુગડાં, લહે કોઇનું ધન;
અસત થકી ના ઓસરે, માઠું એનું મન. ૮૬
ગોકરણેશ્વર જાતરા, કીધુ દીવ્ય દર્શન;
પ્રલય સૌ પાતિક થયાં, પુરણ મન પરસન્ન. ૮૭
જેનું સામર્થ્ય જેટલું, કીધા તેણે તે પુણ્ય;
કથા કીર્તન શ્રવણે સુણ્યાં, નેક રહી નહિ ન્યૂન. ૮૮
પાપણીએ પૂજા નવ કરી, ન કર્યાં દર્શન દેવ;
પાપીને પુણ્ય કયમ ઉકલે, તુચ્છ છે જેની ટેવ. ૮૯
વિધવા જાતી'તી વાટમાં, કથા કહેતો'તો વ્યાસ;
સાંભળવા સેજે ગયાં, પલક બેઠાં તે પાસ. ૯૦
તાકવા કોનું લુગડું, ઘરેણું કરવા હરણ;
વ્યાસ વચન કાંઇ સાંભળ્યાં, અક્ષર બે ચાર કર્ણ. ૯૧
કથા કયારે નથી સાંભળી, પલક ન કીધુ પુણ્ય;
હર નામ કયારે લીધુ નથી, સદા હૃદય છે શૂન્ય. ૯૨
પુરાણ વાંચ્યું તે પંડિતે, કહેવાણી કૃત કામ;
નાર કહે પડવું નર્કમાં, અરે રામ શ્રી રામ. ૯૩
જંતુ પડશે જીવતાં, કરે જન જે જાર;
સપ્ત કલ્પ તે સામટાં, મોહોકમ ખાશે માર. ૯૪
લોહ પાસે બંધન કરે, દે યમરાજ બહુ દંડ;
આલિંગન હોયે અતિ ઘણાં, તપ્ત લોહના સ્થંભ. ૯૫
કાં પુરુષ કે પ્રેમદા, કાં રાય કાં રંક;
કરે તેવું ભોગવે, નિશ્ચય પદ નિઃશંક. ૯૬
વિસ કોટિધા વેદના, તરુણી ભોગવે તેહ;
દ્રવ્ય હરી લે પારકું, દગ્ધ થાય તે દેહ. ૯૭

કામનીને કાને પડ્યા, વચન રૂપી આ બાણ;
થરથર તે ધ્રુજી પડી, જાણે છુટ્યો પ્રાણ; ૯૮
ચટકો લાગ્યો ચિત્તમાં, શોષ્યું આપ શરીર.
વચન કહ્યું જે વ્યાસજી, તરુણી વાગ્યા તીર. ૯૯
ઝટકો વાગ્યો જોરાવરી, બેથી ઘસ્યા હાથ;
પંડિતને કયમ પૂછિયે, સભા દેખતાં સાથ. ૧૦૦
હાથ ઘસે હૈડું હણે, વળી ધુણાવે શીશ;
કૃત્ય પોતાનાં સાંભરે, શું થાશે જગદીશ. ૧૦૧
એક પાપ એણે કહ્યું, કર્યાં મેં તો કંઈ ક્રોડ;
મજ સમોવડ પાપણી, ન મળે જગમાં જોડ. ૧૦૨
અનેક કર્મ એવાં કર્યાં, લીધું દ્રવ્ય અપાર;
તે દુ:ખ કયમ વેઠ્યાં જશે, જમ દૂતોના માર. ૧૦૩
કયમ વેઠાય લોહ સાંકળો, કયમ વેઠાશે ભૂખ;
અગ્નિ આંચ કયમ વેઠશું, દિલ એ દારુણ દુ:ખ. ૧૦૪
કીટ કરડતા વેઠવા, કયમ વેઠાશે બંધ;
ચંતની ચેતી ચિત્તમાં, ધાર્યો મનમાં ધંધ. ૧૦૫
નેત્ર સિંચાણા કાઢશે, કાક ખોતરશે માંસ;
દેહ અગ્નિમાં દાઝશે, એહ રહે આકાશ. ૧૦૬
એમ દુ:ખ અનેકધા, વેઠવાં પડશે વેદ;
ઉકાંટો આવે અતિ ઘણો, ખરો પામે મન ખેદ. ૧૦૭
કથામાં બેઠી કામની, ગાંઠે બાંધ્યા બોલ;
પૂછી જોઉં પંડિતને, કરું તેહનો તોલ. ૧૦૮
ઉઠી લોક આશ્રમ ગયા, રહ્યો એકલો વ્યાસ;
કર ઝાલી ઉભી કામની, પ્રમદા પડિત પાસ. ૧૦૯
એકાંત તેડ્યો તે વિપ્રને, વિસ્તારી કહી વાત;
મેં કરતુત માઠાં કર્યાં, અતિશે એ ઉત્પાત. ૧૧૦
અભક્ષાભક્ષ અદકાં કર્યાં, અપેયા પાન અપાર;
કહેતાં લજ્જા પામિયે, શું કહું વારંવાર. ૧૧૧
પ્રકાશ્યાં પાપ પોતાતણાં, કલક કહ્યાં કંઈ ક્રોડ;
પંડિતને પ્રિય ઉપન્યું, રીઝ્યા શ્રી રણછોડ. ૧૧૨
હાથે મેં હત્યા કરી, ઘણા કર્યા ગર્ભપાત;
છિદ્ર તમને કહું કેટલાં, વિપરીત ભૂંડી વાત. ૧૧૩
મ્હારી તે શી ગત ત્યાં થશે, કયમ વેઠાશે નર્ક;
પંડિત જાણી પૂછિયે, ઘણા દુ:ખમાં ગર્ક. ૧૧૪

વિપ્ર કહે વનિતા સુણો, દુઃખ ન આણો મન;
સવેળાં ચેત્યાં તમો, પ્રગટ્યું કાંઈક પુણ્ય. ૧૧૫
બુદ્ધિથી બાંધો તમો, પાણી પે'લી પાજ;
કહાડી નાંખ એ કલ્પના, તજો લોકની લાજ. ૧૧૬
પ્રથમ કરતુત પ્રલય થશે, હરિહરપર જો હેત;
દઢ બુદ્ધિ વિશ્વાસથી, ચતુરા કહું તે ચેત. ૧૧૭
દંશ હોય જ્યમ સર્પનો, લાગ્યાં પે'લી લહેર;
એટલુ અંગ અળગું કરો, ન ચઢે વળતું ઝેર. ૧૧૮
ઉપાય છે એક એહનો, સાચો સદ્‌ગુણ હોય;
પ્રીછે જન જે પરાક્રમી, કષ્ટ ન પામે કોય. ૧૧૯
પ્રૌઢ સમાસરે પ્રેમદા, શર્મ તજી આ ટાણુ;
કહ્યું કરને કામની, વેદ શાસ્ત્ર નિર્વાણુ. ૧૨૦
એક વાર તેં સાંભળ્યું, વારું કથા વચન;
પલક માંહે પલળી ગયું, માનની તારું મન. ૧૨૧
આત્મા રાખ આનંદમાં, શ્યામા છોડ તું શોક;
આજથી હું કહું તે કરો, જખ મારે જમ લોક. ૧૨૨
સાચું બોલને સર્વથી, તજો અસતનો સંગ;
શિવ પૂજો શિવ શિવ કહો, રામશુ રાખો રંગ. ૧૨૩
કાઢી નાંખો કલ્પના, તજો લાલચ ને લોભ;
રુડા ઉપર રીઝજો, ખોટા ઉપર ક્ષોભ. ૧૨૪
કથા માંહે જો સાંભળો, પાળો તેટલી પ્રીત;
સંતોષ રાખો સર્વદા, એ છે રુડી રીત. ૧૨૫
પરનિંદાને પરહરો, પરદ્રવ્યથી મૂક પુંઠ;
શિવ મહિમા જ્યાં સાંભળે, આળસ મરડી ઊઠ. ૧૨૬
અતિશે મેલું વસ્ત્ર છે, સાબુ રૂપ શિવ નામ;
વારંવાર ધો વસ્ત્રને, તરત થશે તુજ કામ. ૧૨૭
કામવાસના કલ્પના, હર્ષ શોક વૃદ્ધ હાણુ;
સમદ્રષ્ટિ હોય સહજમાં, જશ અપજશ સમ જાણુ. ૧૨૮
વિપ્ર ગયો એવું કહી, બાંધ્યું નારીએ ગાંઠ;
નિત્ય કથા એમ સાંભળે, હરશુ આરત આંટ. ૧૨૯
અંતકાળે એ ઉદ્ધરી, હરિશુ આણી હેત;
પિયર સ્વસુર મોસાળના, પરિયાં સ્વર્ગે સમેત. ૧૩૦
સ્વામી સ્વર્ગ પહોંચાડિયો, કરતો જે કુડ કામ;
વસિયા તે વૈકુંઠમાં, સ્થિર પદ મળિયો ઠામ. ૧૩૧

મૂકાવ્યો મહાનર્કથી, ટાળી જમ જન્જાળ;
બુધવંતા નર બાંધશે, પાણી પે'લી પાળ. ૧૩૨
હાવો અવસર નહિ મળે, મનુષા દેહ મહા મૂળ;
અહંપદ મૂકો વેગળું, પામો લાભ અતુળ. ૧૩૩
સગાં સહોદર મળતિયાં, માત તાત મોસાળ;
ઉદ્ધાર પામે પલકમાં, મોટો વો'રો માલ. ૧૩૪
જૂઠાને જગ જીતવો, સાચાને છે સે'લ;
શિવ શિવ કહેતાં સ્વર્ગના, માણે મોટા મે'લ. ૧૩૫
જાણીતા જે જન છે, શાણા સમજુ સત્ય;
કથા પુરાણુ નિત સાંભળી, નિર્મળ રાખે મત્ય. ૧૩૬
સાંભળવું ને સમજવું, પૂછવું આણી પ્રીત;
પોતે સરવે પાળવું, રુડાની એ રીત. ૧૩૭
ગુરુની વાતો માનવી, નિંદા ન કરવી નેટ;
દૃઢ વિશ્વાસ જે રાખશે, સ્થિર પદ પહોંચે ઠેઠ. ૧૩૮
નિંદાથી નરકે જશે, વંદે વૈકુંઠ હોય;
અહંકારી ના ઉદ્ધરે, કપટી ન તરે કોય. ૧૩૯
પંચ પર્વણી સાંભળે, કથા પ્રભુની કાન;
તે નર તો ભવ જળ તરે, મહાસ્દતણાં બહુ માન. ૧૪૦
શાસ્ત્ર માંહેથી શોધિયે, દુધ માંખણુ ને છાશ;
ગુણુને ગાંઠે બાંધિયે, ન વસ પાપી પાસ. ૧૪૧
ચારણી ગુણુ ચિત્ત ન લાવિયે, વિચાર કરીએ મન માંય;
લાભ ખોટ મનમાં ધરી, રહીએ સુખ છે જ્યાંય. ૧૪૨
સંગ્રહ ગુણુ સુપડા તણો, વારુ સાંચીએ વસ્ત;
કાઢી નાખીએ કુશકા, હારદ રાખીએ હસ્ત. ૧૪૩
વ્રત કરીએ વિધ વિધનાં, તીર્થ ફળ જ્યાં જણાય;
પાપ પુણ્યને પરખીએ, કથાથી કિલ કળાય. ૧૪૪
વર્ણાવર્ણુ ભેદે કરી, ઉંચ નીચ અનત;
કરવું ઘટે ત્યાં કીજીએ, સેવા સાધુ સત. ૧૪૫
પ્રાકૃત પૂજન પુણ્યનાં, સેવા સ્મરણુ સાખ;
કથા માંહ્ય સર્વે કહ્યાં, ભલપણુ રુડી ભાખ. ૧૪૬
કથા કર્ણુ ન સાંભળી, ઘણોક જોઓ ગર્થ;
બુદ્ધિ હોય તો બુડીઓ, ગયો જન્મારો વ્યર્થ. ૧૪૭
મારું મારું કરતાં મુવો, હોડે ઘસતો હાથ;
શિવ પૂજન સમજ્યો નહિ, આપ થયો અનાથ. ૧૪૮

નવ ખાધું નવ ખરચિયું, દાટયું ધન તે ધૂળ;
અલ્પ બુદ્ધિ ઉડી ગઈ, નહિ ડાળ નહિ મૂળ. ૧૪૯
કૃષ્ણ કથા કે રામરસ, વિષ્ણુ પુરાણ કે શક્ત;
સાંભળવું પુણ્યવંતને, ભાવે ભજવી ભક્ત. ૧૫૦
શિવ કથા શિરોમણિ, રૂડો રેવાખંડ;
ગંગા મહાત્મ્યમાં ગુણ ઘણો, ટાળે જમના દંડ. ૧૫૧
સૂત કહે શૌનક સુણો, કથા સાંભળો કર્ણ;
ઈકોતર શત ઉદ્ધરે, જાય જો શિવને શર્ણ. ૧૫૨
પાપિણી હુતી પ્રેમદા, કુડો પાપી કંથ;
કથા સાંભળી ઉદ્ધર્યાં, નિર્મળ થયું જો ચંત.* ૧૫૩
પરીક્ષત તર્યો પૃછા થકે, સંભળાવ્યું શુકદેવ;
વર્ણન કર્યું તે વ્યાસજી, તજ્યો મન અહમેવ. ૧૫૪
ધર્મરાજ ધર્મે તર્યો, કનક દાનથી કર્ણ;
સત્યેથી હરિશ્ચંદ્ર તર્યો, પામ્યા હરિનાં ચર્ણ. ૧૫૫
બ્રહ્મ વિદ્યા બ્રહ્મા તર્યાં, દાને તર્યો બળિરાય;
નારદ ગુણ ગાતાં તર્યો, ગૌતમ ગંગા ના'ય. ૧૫૬
એમ અનેક કંઇ કોટિધા, જાણે બાધુ જગત;
શિવ નામે સે'જે તરે, ભવના ભાવિક ભક્ત. ૧૫૭
ધતુરો ને આકડો, ચઢાવતાં શી વાર;
પવિત્ર થાયે પલકમાં, પામે ભવજળ પાર. ૧૫૮
ગાલ વજાડે ગર્થ શો, બેસે નહિ રાખમાં રિદ્ધ;
નાણુ ન બેસે નીરનું, શિવ આપે છે સિદ્ધ. ૧૫૯
જાત ભાત જોશો નહિ, કરો ન કાંઇ કોસેર;
પાપીજન પાવન થશે, હોય તરણાનો મેર. ૧૬૦
રુદ્ર તો રુદ્રાક્ષે મળે, રિદ્ધપતિ† ચોળે રાખ;
સેવક પામે સાહેબી, લક્ષ કરોડાં લાખ. ૧૬૧
બેસે પોતે બળદપર, ધારે ભગવી ધ્વજ;
ગરુડ આપ્યો ગોવિંદને, ઈન્દ્ર ઐરાવત ગજ. ૧૬૨
ભંડાર આપ્યો કુબેરને, ચતુર્ભૂજને ચક્ર;
બ્રહ્માને વેદ સમર્પિયા, સિંહાસન પામ્યો શક્ર. ૧૬૩
ચૌદ રત્ન દીધાં દેવને, મનમાં આણી મે'ર;
ટળી ચિંતા ચૌદ લોકની, જિરવ્યું પોતે ઝેર. ૧૬૪

* ચિત્ત. † કુબેર.

દેવનો દેવ મહાદેવ છે, કાળ તણો એ કાળ;
સત્ય નામ છે શિવતણું, બાકી આળપંપાળ. ૧૬૫
ઉત્તમ અધમ કે બાળ વૃદ્ધ, રાય રૈયત કે રંક;
નરનારી કે નરપતિ, કથા સુણો નિઃશંક. ૧૬૬
અપેક્ષા રાખો આરસી, માંહે દીસે જ્યમ મુખ;
શરીર શુદ્ધ થાયે સહી, પળાય દુરિતને દુઃખ. ૧૬૭
પ્રૌઢ મેરુ પર્વત કહ્યો, સૌથી મોટા શેષ;
એ સૌનો આધાર તો, મોટા દેવ મહેશ. ૧૬૮
વૈભવ મોટો વૈકુંઠનો, સ્વર્ગનું મોટું સુખ;
સૌને સરજ્યું મહાદેવજી, દુર કરનારો દુ:ખ. ૧૬૯
તેજ મોટું તરણી તણું, અમૃત મોટો ઇન્દુ;
એ સૌ શિવે સરજીયુ, કૃપાનિધ કરુણાસિંધુ. ૧૭૦
ક્ષીરસાગર મોટો સર્વથી, ધાતુમાં મોટું હેમ;
સૌ સરજ્યું મહાદેવજી, પુણ્યવંત ઉપર પ્રેમ. ૧૭૧
બ્રહ્મા વિષ્ણુ ઇન્દ્ર રવિ, નવ ગ્રહ તારા ક્રોડ;
શશિ શારદ નારદ સૌ, રહે શિવશુ કરજોડ. ૧૭૨
વેદ ચાર દ્વિજ ઉચરે, પુરાણુ તણા બહુ પાઠ;
શિવ પૂજન સમજ્યો નહિ, વિદ્યા ઊઠી વાટ. ૧૭૩
ડાહ્યા પણ છે દશ કોટિધા, ઘણા ઘડે છે ઘાટ;
શિવ સેવન સમજે નહિ, વખાણ થયા તે વાટ. ૧૭૪
ભેખ ધરી ભટકે ઘણા, દુનિયા ડાહ્યા દીઠ;
શિવ સેવન સમજે નહિ, ધ્યાન કુટિયાં ધીક. ૧૭૫
વેપાર ચલવ્યો વહાણનો, હીરા માણેક હાટ;
શિવ પૂજન સમજ્યો નહિ, વૈભવમાં ઉઠી વાટ. ૧૭૬
સાધુ માંહે શિરોમણિ, કાયા કપટનો કાટ;
શિવ સેવા સમજ્યો નહિ, વેશ વગોવ્યો વાટ. ૧૭૭
હોય કાળો ને કુબડો, નિર્ધન દુર્બળ રાંક;
શિવ સેવામાં સમજીયો, અલખત આડે આંક. ૧૭૮
સાચા બોલો સર્વથા, સેવા સિધુ સંત;
તેને લ્યો સૌ ઓળખી, એ તો વિદ્યાવંત. ૧૭૯
સતોષ શીલ સાચે દિલે, દક્ષ મોટા દાતાર;
શિવ કૃપા તે ઉપરે, કરે વહાલો કિરતાર. ૧૮૦
નીચ નિંદક જે નારકી, જેની આખમાં ઝેર;
મનસા વાચા કર્મણા, વિશભર સાથે વેર. ૧૮૧

રામ કૃષ્ણ ગોવિંદ ગુણ, તંત્ર ઘણેરુ તોલ;
શિવ શિવ શિવ અક્ષર વિના, બીજું કાંઇ ન બોલ. ૧૮૨
ગ્રંથ તણો મહિમા કહું, સમજો શાણા સિદ્ધ;
ઈશ ઉમા પ્રત્યે કહ્યાં, વચન શુદ્ધ વિધ વિધ. ૧૮૩
વીસ જન્મનો વાઝિયો, અપુત્રવંત અપાર;
માઘ મહિનામાં સાંભળે, પામે પુત્ર નિર્ધાર. ૧૮૪
સુત પામે સંદેહ નહિ, નિમેષ રહે નહિ ન્યુન્ય;
શ્રાવણમાં સંકટ હરે, પ્રગટે પ્રૌઢાં પુણ્ય. ૧૮૫
દેહ રોગી હોય દામણો, પીડાતો હોય પિંડ;
પૂર્ણ સાંભળે પોષમાં, શિવ બ્રહ્મોત્તરખંડ. ૧૮૬
કુંવારો હોય કોઇ નર, કન્યા ઇચ્છે કામ;
આશ્વિન માસમાં સાંભળે, પામે કન્યા ને વળિ દામ. ૧૮૭
વશીકરણ હોય વિશ્વનું, કાર્તિક સુણે કથાય;
સાંભળતાં સ્નેહ વાધે ઘણો, વચન ન હોય વૃથાય. ૧૮૮
મૂરખ છે કોઇ માનવી, કાંય સમજે નહિ કાય;
વૈશાખે વર્ણન સુણે, પુરણ પંડિત થાય. ૧૮૯
મોક્ષાર્થી મહિમા સુણે, બારે માસ શિવ નામ;
અતિ સુખ પામે આપથી, મુક્તિપદ થિર ઠામ. ૧૯૦
સદા નિરંતર સાંભળે, પામે શુભ* જે પાંચ;
કૈલાસ વાસ પામે સદા, ના'વે ઉંની આંચ. ૧૯૧
અનેક કોટિ ગુણ ગ્રંથમાં, જાણે જવરલા જન;
જરા મરણ જીતી શકે, મહાદેવપર રહે મન. ૧૯૨
ગુર્જર દેશ ગરુવો ઘણું, વર્ણાવર્ણ વિવેક;
પુણ્ય ઘણું જે પુર વિશે, ન્યાવટ કેરા નેક. ૧૯૩
શામળ કવિ વસે ત્યાંહાં, ગરુવો કીધો ગ્રથ;
સત્ય માર્ગ શિવજી તણો, પવિત્ર પુણ્યનો† પંથ. ૧૯૪
સૂતે કહ્યું શૌનક સુણ્યું, ગ્રંથ સાંભળતાં પુણ્ય;
શિવ ભક્તિ જો મન વસી, નેક રહે નહિ ન્યુન્ય. ૧૯૫
શ્રોતા વકતા સાંભળે, ભણે ગણે ને ગાય;
પ્રસન્ન તેને પરમેશ્વરી, આશા પુરણ થાય. ૧૯૬
અષ્ટ મહાસિદ્ધ નવનિદ્ધ રિધ, ઘણી લક્ષ્મી ઘર સુત્ર;
સપુત સૌભાગ્ય સુલક્ષણો, પ્રમદા પ્રસવે પુત્ર. ૧૯૭

* પ્રત ૪. "પામે પદાર્થ શુભ પાચ." † પ્રત ૪. "પવિત્ર પરમારથ પંથ."

ધર્માર્થ કામ ને મોક્ષ પદ, ચા'ય પદારથ જે ચાર;
શિવ કથા રસ સાંભળી, દેહ કહાવે દાતાર. ૧૯૮
સંવત સત્તર ચોલોતરો,* શ્રાવણ માસ સુજાણ;
ગુરુવાર શુદ પંચમી, સપૂર્ણ કર્યું પુરાણ. ૧૯૯
શુભ બુધ દેયણ શારદા, અકલ દેયણ એ ઈશ;
બ્રાહ્મણ ભાટ ચારણ કવિ, સૌને નામુ શીશ. ૨૦૦
કવિ પૂર્વે તો કોટિધા, પડયું જમતાં જે જૂઠ;
શામળ ભટે સંધી કર્યું, માન દેઈ રાખ્યું મૂઠ. ૨૦૧
વિચાર કર્યો નિજ મનમાં, સંસ્કૃતનો છે સાર;
કરવો અર્થ પ્રાકૃત પડે, પ્રાકૃત પાખી ન પાર. ૨૦૨
સંસ્કૃત રૂડી શાળ છે, ખાંડ્યા વિણ ન ખવાય;
પ્રાકૃત તાંદુલ પાધરા, ઝટ ચવાય ગવાય. ૨૦૩
સંસ્કૃત મો'ર સોના તણી, પંડિત વિણ ન પરખાય;
પ્રાકૃત પૈસા તેરના, વારવાર વપરાય. ૨૦૪
સારુ સંસ્કૃત સર્વથી, જવરલે સમજે કોય;
એવો ગ્રંથ કઠિણ છે, અદિક રુચિ હૈં હોય. ૨૦૫
જેનું મન જ્યાં માનશે, તે તો સાભળે ત્યાંય;
એમાં વારતા એક છે, સંસ્કૃત પ્રાકૃત માં'ય. ૨૦૬
મમત કરે તે મૂરખા, અહંકાર કરે અજાણ;
મહિમા બાવન માત્રિકા, પ્રૌઢું પુણ્ય પુરાણ. ૨૦૭
સસ્કૃતમાં વાચે સઉ, જુગતે રુડી જાગ;
પ્રાકૃત વિના જો પ્રીછવે, તો નિત પ્રણમુ પાગ. ૨૦૮
નામાં લેખાં નાણાવટાં, ભણતર ગણતર ભાર;
પ્રાકૃત વિના પ્રીછે નહિ, પામે 'ક્યાથી પાર. ૨૦૯
પોત પોતાની બોલિયો, પોત પોતાનો ગર્થ;
પરદેશીને પ્રિય નહિ, સ્વદેશમાં નહિ વ્યર્થ. ૨૧૦
વિષ્ણુ શિવ ને શક્તિનાં, નિર્મળ રુડાં નામ;
પ્રાકૃતમાં પ્રીછે સઉ, જો જો ઠામો ઠામ. ૨૧૧
રામ કૃષ્ણ ગોવિંદ ગુણ, શિવ મહાદેવ કે શકત;
પુણ્ય નામ એ પ્રાકૃતે, જાણે બાધુ જગત. ૨૧૨
કનૈયો રીઝે કિરતને, રુડા છત્રીસે રાગ;
જગદંબને ગરબા ગમે, પ્રાકૃત લાખિણો લાગ. ૨૧૩

---

* પ્રત|૪. " સંવત અઢાર ચાડોતરો."

સ્થૂળ સૂક્ષ્મ લઘુ દીર્ઘમાં, ભગણુ તગણુના ભેદ;
લેશ માત્ર લે'તો નથી, વાણી વ્યાકરણુ વેદ. ૨૧૪
તેત્રીસ કોટિ દેવતા, સહસ્ર અઠ્યાસી ઋખ;
સંસ્કૃત નામ શોધી જુવો, પ્રાકૃત સૌને મુખ. ૨૧૫
હોડ કરશે તે હારશે, મમત કરે તે મૂઢ;
ઈશ્વરને મન એક છે, પુણ્યવંત પ્રાકૃત પ્રૌઢ. ૨૧૬
નાનાભટ ગુરુ ચરણુની, પુરણુ રજ પ્રતાપ;
આદ્ય શક્ત અન્નપુરણા, અકલ દેયણી આપ. ૨૧૭
બટુક નાથ બલિહારી તુજ, પરાક્રમ અપરમપાર;
કર્યું કામ મન ચિંતવ્યું, નોધારાંં આધાર. ૨૧૮
ઈશ્વરની ઇચ્છા થકી, સરસ્વતી દીધી સિદ્ધ;
પૂર્ણ કૃપા પરમેશ્વરી, રસનામાં શિવ સિદ્ધ. ૨૧૯
જે કો ગ્રંથ આ સાંભળે, દે સ્વશક્તિ દાન;
કરુણાનિધ કૃપા કરે, મહાદેવ તણાં બહુ માન. ૨૨૦
એહ ગ્રંથ જે સાંભળે, આણી મનમાં ભાવ;
ટાઢો, ઉનો, ચોથિયો, સ્વપ્ને ન ચઢે તાવ. ૨૨૧
એહ ગ્રંથ જે સાંભળે, પુરણુ થઈ પ્રસન્ન;
પુણ્ય ચાંદ્રાયણુવ્રતનું, ને રેવાનું દર્શન. ૨૨૨
એહ ગ્રંથ જે સાંભળે, નેહે નમાવે શીશ;
તેને કોડ પૂજા વળે, પ્રસન્ન રે' ઉમા ઈશ. ૨૨૩
શ્રીગોડ માળવી વિપ્ર છે, વિરેશ્વરનો તન;
પિતા પુરુષોત્તમ તણો, મહાદેવ ઉપર મન. ૨૨૪
લઘુ બાંધવ લાધા તણો, નાનાભટનો શિષ્ય;
કિંકર સૌ કવિયોતણો, ઇષ્ટ દેવ મુજ ઈશ. ૨૨૫
પામર છું પંડિત તણો, ઋખિ સૌનો રાંક;
સેવક એના સેવક તણો, હું છું આડે આંક. ૨૨૬
ઇચ્છા શ્રી ઈશ્વર તણી, એહ કર્યો અભ્યાસ;
શિવ પૂજો શિવ શિવ કહો, કહે કવિ સામળદાસ. ૨૨૭
શિવ સમરે સુખ પામિયે, લીલા લહેર વિલાસ;
શિવ પૂજે શિવ પદ જડે, કહે કવિ સામળદાસ. ૨૨૮

શિવ પૂજે સુખ સ્વર્ગનું, ઇન્દ્રાદિક અભ્યાસ;
શિવ પૂજો શિવ શિવ કહો, કહે કવિ શામળદાસ. ૨૨૯
શ્રોતા વક્તા સમજતા, કહે કવિતા કરજોડ;
શામળ કહે શિવ શિવ કહો, રીઝે શ્રી રણછોડ. ૨૩૦

**(ઇતિશ્રી બ્રહ્મોત્તરખંડે) 'કથા શ્રવણ ફળ વર્ણન' નામનો દ્વાવિંશોધ્યાયઃ**

મૂળ પ્રત કવિ નર્મદાશંકરના સંગ્રહમાંથી પ્રાપ્ત થયેલી. તે કોની લખેલી છે તે જણાતું નથી. કવિએ, કોઈ બીજી પ્રત ઉપરથી સુધારો કીધો છે, પરંતુ બંને મૂળ પ્રતો મળી નથી. કવિની પ્રત મેં પ્રથમ પ્રત ગણી છે. લખ્યા સાલ નથી. બીજી પ્રત સુરતના વ્યાસ ભુલાભાઇ રામજી જાનીની, સંવત ૧૮૭૭ ના ફાલ્ગુણ ૯, વદ કે સુદ તે જણાવ્યું નથી. લેખક લલુભાઇ ગીરજાશંકર, ગામ સીસોદ્રા. ત્રીજી પ્રતનાં આગલાં પાછલાં પાનાં ગયાં છે અને અશુદ્ધ ઘણી છે. ચોથી પ્રત અમદાવાદમાં છપાયલી તે.

કવિ શામળે આ ગ્રંથનું નામ શિવપુરાણ રાખ્યું છે, પણ તે સાર્થ નથી. શિવપુરાણ તો જૂદું જ છે. આ તો માત્ર શિવમાહાત્મ્ય છે.



# હરિદાસ.*

—

## ધ્રુવાખ્યાન.

—

### કડવું ૧ લું.

રાગ કેદારો.

પ્રથમે શિવસુત પ્રણમુ, બ્રહ્મસુતા પાયે નમું;
જેમ સ્તવું ધ્રુવ ચરિત્ર, મતિ માંગવાજી. ૧
શ્રી ગુરુ ચરણ કૃપા કરી, માગું મતિ વાણી ખરી;
મને કરી કહું ચરિત્ર, ભકત ધ્રુવનાંજી. ૨

ઢાળ.

કહું ચરિત્ર જન ધ્રુવજી કેરું, આપો અવિચલ વાણી;
ચિંતા અશુભ અવિદ્યા આળસ, વિઘ્ન હરે બ્રહ્માણી. ૩
અનેક દોષ આઈ મનના ટાળો, અક્ષર મતિ ઉલ્હાસ;
ધ્રુવ ચરિત્ર કહું જેથી આનંદ, પામે શ્રી હરિના દાસ.† ૪
સ્કંદ પુરાણે એહ કથા છે, કાશીખંડે સાર;
વળી કથા તે શ્રી ભાગવતમાં, સંક્ષેપે વિસ્તાર. ૫
કાશીખંડે જેહ કહ્યું છે, ધ્રુવજીનું આખ્યાન;
કહે હરિદાસ મારી મતિ મંદે, કહેશું તેહ નિધાન. ૬
મૂળ કથા કહું છૌં માંડીને, સાંભળજો શ્રી કાર;
પંચાશ કોટિ યોજન પૃથ્વી, ત્યાં પર્વતનો વિસ્તાર. ૭
અષ્ટે કુળ પર્વત છે મોટા, તેહેમાં પ્રૌઢ અતિ મેર;
ચંદ્ર સૂર્ય ને તારા મંડળ, જે પાછળ દે ફેર. ૮

---

* આ કવિ સ્તંભતીર્થ-ખભાતનો રહીશ, સં ૧૯૭૪ માં હૈયાત હતો, એમ જણાય છે. એનું પ્રહ્લાદ ચરિત્ર પણ છે. ધ્રુવાખ્યાનની બે પ્રત મળી છે, જેમાંની એક સં ૧૮૫૭ ના આષાડ સુદી ૩ ને શુક્રવારની લખી છે. એ પ્રત ઘણી અશુદ્ધ છે. બીજી પ્રત બહુ શુદ્ધ છે, અને તેની લખ્યા સાલ ૧૯૭૪, આષાડ શુદ ૬-૭ વાર ગુરુ છે. મૂળ પાઠ તેનો જ રાખ્યો છે. જૂની પ્રતથી બીજી પ્રતમાં જ્યાં કડી, કે પદનો ફેર છે તે ટીપ્પણમાં આપ્યા છે. આધુનિક પ્રતમાં ને જૂની પ્રતમાં શબ્દોનો ઝાઝો ફેર છે, તે આપ્યા નથી.

† પાઠ. "અનેક દુ:ખ મનના ટાળો, અક્ષર શુભ મતિ આપો;
કહું ચરિત્ર ધ્રુવજી કેરું, શ્રી હરિને જે વહાલો."

સહસ્ર ચોરાશી જોજન ઊંચો, સ્વર્ણમયી નિજ દેહ;
અનેક રત્ન શૃંગમાં તેહના, સહુપે અધિકો એહ. ૯
એક સમે વિંધ્યાચળને ઘેર, નારદ ઋષિ ત્યાં આવ્યા;
પૂજા કરીને આસન આપ્યું, ભકિતએ રૂડા ભાવ્યા. ૧૦
નારદજી તે આસને બેઠા, મૂકયો મન નિશ્વાસ;
વિંધ્યાચળ પૂછે કાંઈ ઇચ્છા, સ્વામી લીલ વિલાસ. ૧૧
નારદ કહે વિંધ્યાચળ સાંભળ, મેરુ કરે છે ગર્વ;
બીજા પર્વત તે શું મુજ આગળ, મુજથી નાહાના સર્વ. ૧૨
તજને પણ મનમાં નથિ ગણતો, એમ કહી ઋષિ જાય;
વિંધ્યાચળ મનમાં દુઃખ પામ્યો, ક્રોધ ધર્યો મન માંય. ૧૩
મેરુ તણી મોટમ જાણીને, વિંધ્યાચળ અભિમાન;
મનમાં ક્રોધ ધરીને વાધ્યો, ઉંચો ગગન સમાન. ૧૪
સર્વ લોકના મારગ રુંધ્યા, ચાલે નહી ખટ કર્મ;
ચંદ્ર સૂર્યના રથ નવ ચાલે, રહ્યો સુધર્માધર્મ. ૧૫
અંધકાર થયો બ્રહ્માંડે, વ્યાકુળ થયા સર્વ દેવ;
બ્રહ્મસદને તેહ સઘળા, આવ્યા મળી તતખેવ. ૧૬
બ્રહ્મા ઈંદ્રિ કહે અમ એ શું, બલપરાક્રમ નવ ચાલે;
અગસ્તિ ઋષિને શરણે જાઓ, તેહ નિવારે કાળે. ૧૭
કાશીમાંહે વસે તે બ્રાહ્મણ, કરશે સહુનાં કાજ;
અગસ્તિ વિના કો વિંધ્યાચળને, ન શકે વારી આજ. ૧૮
દેવ સર્વ આવી કાશીમાં, ઋષિજીને કહી ગત્ય;
વિંધ્યાચળને કરો નિવારણ, રાખો અમારું સત્ય. ૧૯
અગસ્તિ ઋષિ તે મોટા તાપસ, જેણે કાલાનલ વશ આણ્યો;
સુર નર સહુને આસન આપી, બોલ્યા મધુરી વાણ્યો.* ૨૦
જાઓ દેવો તમો પધારો, માનો સાચી વાત;
દુઃખ તમારું થશે નિવારણ, ન કરો આંસુપાત.† ૨૧
કોટિ કલ્પ બહુ તીર્થ કીજે, થઇને યતિ સંન્યાસી;
તે પુન્ય માટે એક જ ક્ષણ, જો પમાય ક્ષેત્ર જ કાશી. ૨૨
અનેક યજ્ઞ દાન વ્રત કીજે, થઇએ બ્રહ્મ અભ્યાસી;
તે પુન્ય માટે એકજ ક્ષણ જો, રહેવા લાભે કાશી. ૨૩

* પાઠ. "અગસ્ત ઋષિ મહા મોટા તાપસ, જાણે અગ્નિ ઝલહળત;
આસન આપી દેવ બેસાડયા, બોલ્યા મુખથી વાત."

† પાઠ. "પણ કાશી મેલતે કેમ ચિત્ત થારો, આવ્યા આંસુપાત."

કહો દેવો એ ક્યમ મૂકાશે, કાશી તીરથ આજ;
તમો અમારે શરણે આવ્યા, તે પણ કરવું કાજ. ૨૪
દેવો કહે પધારો સ્વામી, તમ્હો હશો ત્યાં કાશી;
અમો તમારે શરણે રહેશું, સદા નિરંતર વાશી. ૨૫
એમ કહીને અગસ્તિ ચાલ્યા, કરવા દેવનાં કાજ;
વિંધ્યાચળ દૂતો ત્યાં આવ્યા, તાપસ ઋષિ મહારાજ. ૨૬
અગસ્તિ ઋષિને નારી સાથે, લોપામુદ્રા નામ;
વિંધ્યાચળે ઋષિને દેખીને, કીધા પ્રેમે પ્રણામ. ૨૭
નીચો થઈ ઋષિ સાથે બોલ્યો, દીજે આજ્ઞા સાર;
અમો આવું ત્યાંલગિ નીચા રહેજો, ગુરુ બોલ્યા તેણીવાર. ૨૮
દક્ષિણ દિશ જાવું છે મ્હારે, મારગ અમને આપો;
આવતા સુધી નીચા રહેજો, રખે ઉઠીને વ્યાપો. ૨૯
એહવું કહીને ઋષિજી ચાલ્યા, વિંધ્યાચળ રહ્યો હેઠા;
માર્ગે શ્રી શૈલ પર્વત આવ્યો, ત્યાં જઇ ઋષિજી બેઠા. ૩૦

ઉથલો.

નગશૈલ ઉપર ઋષિજી બેઠા, કહે એહ કાજ મોટું સહી;
કરજોડી શ્રી ઋષિજી સાથે, લોપામુદ્રા બોલ્યાં તહીં. ૩૧

---

## કડવું ૨ જું.

### રાગ ગોડી.

શ્રી શૈલ પર્વત તીર્થ જ સાર, ત્યાં અગસ્તિ કીધા નમસ્કાર;
સાંભળો લોપામુદ્રા સોય, આ તીર્થ કીધે મુક્તિ હોય. ૧
વળતું બોલે ઋષિ સુંદરી, તો શે સંભારો કાશી પુરી;
જો મુક્તિ એણે તીર્થે હોય, તો કાશી ન સંભારે કોય. ૨
કહે અગસ્તિ તમો સાંભળો સાર, એવ્હાં તીર્થ બહુ ભૂમિ મુઝાર;
નૈમિષ, હેમ ને ગંગા દ્વાર, સિંધુ, સરસ્વતી, પ્રયાગ, કેદાર. ૩
યમુના રેવા તાપી ખરી, મહીસાગર ને ગોદાવરી;
સેતુબદ્ધ* જગન્નાથ વળી, ત્રિવેણી ગંગામાં મળી. ૪
માનસરોવર, બદ્રિકાશ્રમ, શૂલપાણિ જે બાળે કર્મ;
મહામોટું તીર્થ પ્રભાસ, જે કીધે છૂટે ગર્ભવાસ. ૫
તીર્થ પૃથ્વી ઉપરે બહુ, હવે મનસા તીર્થ છે તે કહું;
સત્ય, અહિંસા, ક્ષમા, દયા, દાન, સહુપે ઉંચ શ્રી ભગવાન. ૬

---

* પાઠ. 'સેતુબદ્ધ' સ્થાને 'શ્વેતબિંદુ' છે.

દૃઢ ઇંદ્રિય વિશ્વાસ જ હોય, દાન, વિવેક, વૈરાગ્ય જ સોય;
સાધુ સંગતિ ને નિર્મળ જ્ઞાન, તેહ પમાડે મુક્તિ નિધાન. ૭
મુક્તિ ભક્તિ સત્સંગતિ સ્નાન, પુણ્યમાંહે જે તીરથ જ્ઞાન;
પુણ્યતીર્થ એ કહ્યાં સંસાર, સાત તીર્થ અળગાં છે નાર. ૮
અયોધ્યા, મથુરાં, માયાપુરી, કાશી, કાંતિ,* અવંતી ખરી;
અને સાતમી દ્વારામતી, અહિયાં મુક્તિનો સંશય નથી. ૯
જે ફળ એટલે તીર્થે કરી, તેહ પમાડે કાશીપુરી;
કાશી વિના શુદ્ધ મુક્તિ ન હોય, સાંભળ લોપામુદ્રા સોય. ૧૦
લોપામુદ્રા કહે સુણો કંથ, તેનું મુજને કહો દૃષ્ટાંત;
કાશી પામ્યો કોણ તીર્થ કરી, સાયુજ્ય મુક્તિ કોણ પામ્યો મરી. ૧૧
વળતા અગસ્તિ કહે સુણ નાર, એક બ્રાહ્મણ હુતો નગર મુઝાર;†
ભણ્યો શાસ્ત્ર અને ચારે વેદ, સંગીત જ્યોતિષ વૈદકિ ભેદ. ૧૨
સકળ પુરાણ વેદાંત જ વળી, વૃદ્ધ થયો ગયું યૌવન ટળી;
શિવશર્માં તેનું નામ જ સાર, તે તીર્થે ગયાનો કરે વિચાર. ૧૩
વિમાસ્યું મનમાં મરવું ખરું, તે માટે જઇ તીર્થ જ કરું;
ત્યાંથી‡ તેહ અયોધ્યા ગયો, સાત દિવસ તે ત્યાં જઇ રહ્યો. ૧૪
પછી તે આવ્યો કાશી ભણી, રાજધાની દિઠી શીવ તણી;
વિશ્વનાથ પૂજ્યાં બહુ લિંગ, ગંગામાંહે પખાળ્યું અંગ. ૧૫
તર્પ્યાં પૂર્વજ ને કુળદેવ, સાત દિવસ લગી કીધી સેવ;
જે મરણ પામે એણે સ્થાને, તારક મંત્ર કહે શિવ કાને. ૧૬
વિપ્ર અંત્યજ ગતિ સરખી હોય, વેદવાકયને માને સોય;
કાશી એવું તીરથ સાર, ત્યાં રેહ તેને નહી અવતાર. ૧૭
ત્યાં થકી તે બ્રાહ્મણ જાય, વેગે આવ્યો કાંતી માંય;
કાંતિ તીર્થ પુણ્યનો ન અંત, જ્યાં વસે છે કમળા કંથ. ૧૮
વિષ્ણુપુરી વાસી ભગવાન, સર્વ લોક તે વિષ્ણુ સમાન;
ત્યાંહાં વાસ રહે જે વીર, ચતુર્ભુજ તેનું થાય શરીર. ૧૯
બ્રાહ્મણને તે યાત્રા થઈ, ચાલ્યો સાત દિવસ ત્યાં રહી;
વેગે આવ્યો અવંતીપૂરી, ત્યાં શ્રી શભુની પૂજા કરી. ૨૦
કોટિ લિંગ ત્યાં શિવજી તણાં, અનેક તીરથ બીજાં ઘણાં;
અવંતી એવું ઉત્તમ નામ, પાતક ન કરે ક્ષણ વિશ્રામ. ૨૧
બ્રાહ્મણ ચાલ્યો યાત્રા કરી, વેગે આવ્યો દ્વારિકાપૂરી;
તેજ.પુંજ દીઠા રણછોડ, ઝીલ્યો ગોમતી પહોંત્યા કોડ. ૨૨

* કાંચિ. † પાઠ. "એક બ્રાહ્મણ હુતો મથુરા મોઝાર." ‡ પાઠ. 'મથુરાથી.'

ત્રિકમ, કલ્યાણુ, માધવ, દેવકી, પવિત્ર થઇયે શ્રી કૃષ્ણજી થકી;
ધર્મ અર્થ ને પ્રાપ્તિ કામ, મુક્તિ પમાડે દ્વારિકા નામ. ૨૩
અષ્ટ તીર્થ પૂજા રુકિમણી, રાજધાની દિઠી હરિ તણી;
મુક્તિક્ષેત્ર તે દ્વારિકાં કરી, બ્રાહ્મણુ ચાલ્યો તે માયાપૂરી.* ૨૪
જ્યાં ગંગા સંગમ હરિનું દ્વાર, સર્વ તીર્થ માંહે જે સાર;
એકવાર ત્યાં ઝીલે જેહ, પુનરપિ જન્મ ન પામે તેહ. ૨૫
નિર્મળ નીર વહે જાન્હવી, ત્યાં વસે માયા વૈષ્ણવી;
તે માટે માયાપુરી નામ, બ્રાહ્મણુ પામ્યો ઉત્તમ ઠામ. ૨૬
સાત દિવસ તે સ્થાનકે રહ્યો, તેણે સમે તેને જ્વર આવિયો;
સંભાર્યું ઘર કુળ પરિવાર, જાણ્યું વણુસશે પોથાં સાર. ૨૭
એવી ઘરની માયા થઈ, અતિશે અંગે પીડા થઈ;
વિમાસ્યું મન કે શું કરું, ચિત્ત ચતુર્ભુજ ચરણે ધરું. ૨૮
માયાપુરી અતિ ઉત્તમ સ્થાન, મરતાં ચિત્ત હવું ભગવાન;
પડી દેહ થયો મૃત્યુ સમાન, વૈકુંઠથી એક આવ્યું વિમાન. ૨૯
પુણ્ય, સુજશ,† બે ગણુ સાર, ચતુર્ભુજ જાણે વિશ્વાકાર;
સહસ્ર સખિ અતિ સુદર સહી, ચમર ઢાળે ઉભી રહી. ૩૦
સુવર્ણનું તે છે વિમાન, વિપ્ર બેસાર્યો તેણે સ્થાન;
શિવશર્મા ચતુર્ભુજ કર્યો, બેસી વિમાને વૈકુંઠ સાંચર્યો. ૩૧
શિવશર્મા વૈકુંઠે ગયો, પિશાચ લોક સર્વ હેઠા રહ્યો;
તે જોઇને ઉંચેરા જાય, સિદ્ધ લોક દિઠા નભમાંય. ૩૨
તે જોઈ ગયા મેહેલી ટળી, ગાંધર્વ લોક ત્યાં દીઠા વળી;
એમ કરતાં દીઠી યમપુરી, ધર્મરાયે આવી સ્તુતિ કરી. ૩૩
એમ કરતાં પુરી દીઠી ઘણી, આવ્યું વિમાન ધ્રુવ મંડળ ભણી;
શિવશર્મા પૂછે કોણુ એહ, કોણુ પુરુષ એ નૂતન દેહ. ૩૪
ઉત્તમ દીસે એવું ધામ, કોણુ પુરુષ એનું શું નામ;
હરિગણુ કહે સુણો બ્રાહ્મણુ વાત, ઉત્તાનપાદરાય એનો તાત. ૩૫
હરિનો જન એ ધ્રુવ અવિધાન, એણે આરાધ્યા શ્રીભગવાન;
તે માટે અવિચળ પદ લહ્યું, વિષ્ણુ ગણે બ્રાહ્મણુને કહ્યું. ૩૬
શિવશર્મા પૂછે હરિજન, કહો વિસ્તારી એહ વચન;
કયમ પામ્યો એ ઉત્તમ પુરી, કયમ આરાધ્યા અવિગત હરી. ૩૭

* પાઠ. "માયાપૂરી એવું તીર્થ મહંત, જાહાં વસે કમળા કંથ."

† પાઠ. 'નંદ સુનંદ.'

એ આખ્યાન કહો મુને નાથ, હરિગણુ કહે સુણુ બ્રાહ્મણુ વાત;
સાંભળવા મન અતિ ઉલ્હાસ, હરિગણુ બાલ્યો વચન પ્રકાશ.* ૩૮

—※※※※※※※※※—

## કડવું ૩ જું.

### રાગ દેશાખ.

હરિગણુ કહે સુણો બ્રાહ્મણુ વાત, એણે આરાધ્યા વૈકુંઠનાથ;
જગતાતે આવીને એહેને ઉદ્ધર્યો રે. ૧
કલ્પાંત તણે સમે સહી, પૃથિવી તો જળમય થઈ;
બીજ ગૃહી જગદીશ જળમધ્ય રહ્યા રે. ૨

### ઢાળ

એક સમય પૃથિવી જળમાંહિ, હૂતી તે પાતાળ;
ત્યારે શેષતણે ઉછંગે, પોઢ્યા શ્રીગોપાળ. ૩
તેમની નાભિથકી એક અંબુજ ઉપનું, વિશ્વ થયો વિસ્તાર;
તે મધ્યેથી બ્રહ્મા ઉપના, કરવા સૃષ્ટિ આકાર. ૪
શ્રી હરિની તવ હવી આજ્ઞા, સૃષ્ટિ કરો તત્કાળ;
કમળમાંથી વિરંચિયે જોયું, પૃથ્વી છે પાતાળ. ૫
તવ નાસિકાથી પ્રગટ્યુ અદ્ભુત, વરાહ કેરું રૂપ;
તેણે પૃથ્વી કાઢી લીધી, હણ્યો હિરણ્યાક્ષ ભૂપ. ૬
તે ઉપર સૃષ્ટિ આરભી, બ્રહ્માએ તે વાર;
પ્રથમ આરંભે પુરુષ નિપાવ્યા, પુત્ર તે સાત અઢાર.† ૭
મરિચિ, ભૃગુ, કૃત, અંગિરા, વસિષ્ટ ને કર્દમ;
દક્ષ, પુલસ્ત્ય, પુલહ, દશપાપા, ધર્મ, અત્રિ, મુનિ કુચિમ. ૮
એ સોળ પુત્રે મળી સૃષ્ટિ જ કીધી, નવ રહ્યા યોગીશ;
એણીપેર એ પુત્ર કહ્યા જી, બ્રહ્માના પંચવીશ. ૯
નવ પુત્રજ રહ્યા જે યોગી, તેહ તણાં એ નામ;
રિભૂ, હંસ ને અરણ્ય પતિ, નારદજી હરિનું ધામ. ૧૦
સનક, સનાતન અને સનંદન, ચોથા સનત્કુમાર;
એ નવપુત્ર રહ્યા યોગેશ્વર, નારાયણુના અવતાર. ૧૧
પછિ બ્રહ્માએ જોયું વિચારી, એમ નહિ ચાલે સૃષ્ટિ;
સ્વાયંભુવ અને સત્યરૂપા, પ્રગટ્યા મુનિની દૃષ્ટિ. ૧૨

---

* પાઠ. "મૂળ થકી તુજને કહું મર્મ, જેણે પામ્યો એ હરિ બ્રહ્મ;
બેહુ કર જોડી કહે હરિદાસ, સુણુ બ્રાહ્મણુ વાણી વિશ્વાસ."

† પાઠ. "પ્રથમ આરંભે ઋષિ પતિ નિપાયા, વેગે કરી અઢાર."

મનુ સત્યાને હવાં જે બાળક, ત્રણ કન્યા બે તંન;
તેનો વંશ વિખ્યાત નિર્મળો, નારાયણના જંન.* ૧૩
ઉત્તાનપાદ એ ધર્મી રાયને, સુંદર બે ઘેર નારી;
સુરૂચિ સુનીતિ નામ તેહેનાં, વિદુરે કહ્યાં વિસ્તારી. ૧૪
સુરૂચિ તો માનીતી રાયને, સુનીતિશું નહીં માન;
પુત્ર એકેકો બેને સુંદર, ઉત્તમ ધ્રુવ અભિધાન. ૧૫
એકવારને સમયે રાજા, બેઠો સિંહાસન;
સકળ સભા સુંદર તે દીસે, ધર્મ વિવેકી જન. ૧૬
ઉત્તમ કુંવર રાયને ખોળે, રમતો પાસે રાણી;
રાજા સાથે હાસ્ય વિનોદે, વદે સુરૂચિ વાણી. ૧૭
તેણે સમે કો આવીને, સુનીતિ બાઇજીને કહી એ વાત;
ધન્ય જીવ્યું એ માત પુત્રનું, લાડ લડાવે તાત. ૧૮
બોલ સુણીને સુનીતિએ ધ્રુવ, તેડ્યા તેણીવાર;
હમણાં તમો સભામાં જઇ, રાયને કરો નમસ્કાર. ૧૯
દાસી સુત સાથે મોકલી, વસ્ત્રથી શણગાર્યો બાળ;
જઇ પ્રણામ કરી રાજાને, ઉભા રહી તત્કાળ. ૨૦
ઉત્તમ† બાંધવ ખોળે દીઠો, પોતે કીધુ મન;
સુરૂચિ જાણ્યું રખે રાજાને, ખોળે બેસે તંન. ૨૧
પિતાજીને પ્રણામ જ કીધો, સભામાંહે શીઘ્ર;
સપત્નિ કેરો પુત્ર જોઈ, સુરૂચિ મન થઈ વ્યગ્ર. ૨૨
સભામાંહે જવ સાંચર્યો એ, પિતા કેરે પાસ;
સુભટ સહુ મન રીઝ પામ્યા, સુરૂચિ મનમાં ત્રાસ. ૨૩
ઓછંગે આવે બેસવા, તવ અપર માએ દીઠો તંન;
વિદુરને મૈત્રેય કહે, સાંભળો એહ વચંન. ૨૪
આગળ બાંહે ગ્રહીને બોલી, સાંભળ કાલા વાત;
તું અંક રાયનો કેમ પામે, દુર્ભાગી તાહારી માત. ૨૫

* પાઠ. આ લીટીઆ વધુ છે:—"ઉત્તાનપાદ ને પ્રવૃત્ત રાજા, મન ભાવન પાવન.
દેવહુતી અદિતી સુતી, એ કન્યા તણે સાર;
કહે મૈત્રી વિદુર તું સાંભળ, તેહ તણો વિસ્તાર."
દેવહુતી દીધી કર્દમને, આહુતી રુચિને જેહ;
પ્રસુતિ દીધી દીક્ષ પ્રજાપતિને, જે ઘેર ઉમિયા દેહ.
પ્રવૃત્તરાયને પુત્ર હવો, અગ્નેય તેનું નામ;
તેહ તણો સુત નામજ કહીયે, તેનો ઋષભદેવ અભિધાન.
હવે ઉત્તાનપાદ રાજા મહા બળિયો૦"

† પાઠ. "જ્યારે અપર બાંધવ૦"

પુણ્ય નહીં કાંઈ તાહારે, તું માનજે નિરધાર;
એ દૃષ્ટાંત જ પેખજે, જે સુનીતિ ઉદર અવતાર. ૨૬
મારી કૂખે અવતરત તો, બેસત રાય ઓછંગ;
પણ ભાગ્યહીણિને ઉદરે આવ્યો, પૂજ્યા નહીં શ્રીરંગ. ૨૭
આ જોને કુંવર માહરો, રાય ખોલે ઉત્તમ ભાવે;
સર્વ લોકનો રાજા તેહને, અનેક પેરે લડાવે.* ૨૮
ઇચ્છા હોય જો બેસવાની, તો આરાધો જઈ ઈશ;
મુજ કુખે અવતાર માંગો, જો તુષ્ટે જગદીશ. ૨૯
તવ સિંહાસન યોગ્ય થાશો, સાભળ કાલા તંન;
તે રાજા નારી વશ્ય હુતો, બોલી નવ શકયો વચંન. ૩૦
બાળક મનમાં દૂખ પામી, પોતે આશ્રમે જાય;
ચખુ રાતાં, રોતો દેખી, હૃદે ચાંપ્યો માય. ૩૧
અરે પુત્ર તુજ કોણે દૂભ્યો, કહેની સાચી વાત;
અપરમાએ માન્યો નહિ કે, નવ માન્યો તુજ તાત.† ૩૨
માતા તમો રાણી, એ પણ રાણી, એહેને શે છે માન;
એ પટંતર અમને કહો માજી, નારી સર્વે સમાન. ૩૩
ઉત્તમ એ પણ કુંવર રાયનો, મારો પણ એ તાત;
એહ અધિક ને હું શે ઓછો, કહો મા મુજને વાત. ૩૪

ઉથલો.

કહો આઈ વાત મુજને, માતા દુઃખ પામ્યાં ઘણું;
વળતી વાણી સુનીતિ બોલી, વચન સુણી બાળકતણું. ૩૫

## કડવું ૪ થું.

### રાગ વિરાડી.

સુનીતિ બોલ્યાં ધ્રુવજી સુણો, એ વાંક આપણા કર્મ જ તણો;
જન્માંતરે બહુ દીધાં હશે દુ ખ, તો કયમ પામિયે આ ભવે સુખ. ૧
મારું નામ તો રાણી સહી, પણ મુને રાયનું દર્શન નહીં;
સુરૂચિને વશ્ય વર્તે રાય, એ સર્વ આપણા તપ મહિમાય.‡ ૨
તે માટે વડો એહનો તન, આપણશું નહી રાયનું મંન;
પૂર્વ કર્મ ભોગવિયે આજ, જો પૂજ્યા નહી શ્રીમહારાજ. ૩

---

* પાઠ. "સર્વ દેશના રાજા એને, પેર પેર લાડ લડાવે"

† પાઠ. વધુ કડી. "શિલે ઘણો કર ધર્યો હૃદયે, રોવા લાગ્યા બેયેજ;
ત્યારે ધ્રુવજી કહે સાભળ માતા, કારણ પુછુ એહ."

‡ પાઠ. "તે તો આપ આપણા તપ મહિમાય."

કીધાં નહીં તીરથ વ્રત દાન, તો ક્યમ તુષ્ટે શ્રીભગવાન;*
રાજપાટ સિંહાસન માન, ધન વિદ્યા શોભા યશ જ્ઞાન. ૪
સુખસંપત્તિ સત્સંગતિ સાર, ઉત્તમ કુળ ઓહોળો પરિવાર;
ગજરથ અશ્વ ઉત્તમ અધિકાર, નહિ વૈરી તને વ્યાધિ લગાર. ૫
ઈંદ્રિય વશ્ય ચિંતા નહિ શેષ્ટ, ક્ષમા દયા વૈરાગ્ય વિવેક;
મન વાણી સમ દૃષ્ટ જ ખરી, એ સર્વ હોય જો સન્મુખ હરી. ૬
હરિપૂજ્યા વિણ કાંઈ નથી, સાંભળ કુંવર કહું વીનતી;†
પૂજ્યા હોય જો શ્રી અવિનાશ, તો સર્વ પોહોંચે મનની આશ. ૭
શિવ પામ્યા કૈલાસ જ પુરી, જો આરાધ્યા અવિગત હરી;
સુરપતિ પામ્યા અમરાવતી, જો આરાધ્યા શ્રીલક્ષ્મી પતિ. ૮
ઉત્તમ પદ પામ્યા દિગ્પાળ, જો આરાધ્યા શ્રી ગોપાળ;
જળપતિ પદ પામ્યો જે વરુણ, જો આરાધ્યા અશરણશરણ. ૯
પર્વત પદવી પામ્યા સાર, જો આરાધ્યા જગદાધાર;
ચંદ્ર સૂર્ય પામ્યા સ્વસ્થાન, જો આરાધ્યા શ્યામલવાન. ૧૦
મનોરથ હોયે મન માંહે, તે સફળ હરિ પૂજે થાયે;
લક્ષ્મી હરિની નિજ કિંકરી, સદા કાળે આરાધ્યા હરી. ૧૧
શેષ નાગ સકળમાં પ્રૌઢ, જો આરાધ્યા ગરુડારૂઢ;
અનેક યજ્ઞ તીર્થ વ્રત દાન, સઘળી સેવા શ્રી ભગવાન.‡ ૧૨
આરાધ્યા પાખે શ્રી રામ, એકે સિદ્ધ ન પામે કામ;
એહવો દાતા સમરથ હરી, તેને પામીએ મહાતપ કરી. ૧૩
સુરુચિએ કહ્યું તુને સાચું સહી, તપવિન સુખ કો પામે નહીં,
પૂર્વે જેણે તપ મહા કર્યાં, આ ભવે ફળ તે અનુસર્યાં. ૧૪
તે માટે સુણ ધ્રુવજી વાત, આપણું તપ છે થોડું તાત;
કુંવર એહેનું તપ છે ઘણું, તે સૌ પૂર્વે કીધા તણું. ૧૫
એને તપે એ ભોગવે રાજ, આપણ શું દુ:ખ ધરિયે આજ;
કહે માતા મૂકી નિશ્વાસ, બોલ્યા ધ્રુવ વાણી વિશ્વાસ. ૧૬

## કડવું ૫ મું.

### રાગ આસાવરી.

વચન સુણી નિજ માતા કેરાં, બાળક બોલ્યો વાણરે;
તપવડે જો હરિ મળે તો, મા મન આનંદ આણરે ૧

---

* પાઠ. "પ્રેમે પૂજ્યા નહિ શાલિગ્રામ"
† વધુ કડી "જો પુજ્યા હોય શ્રી મહારાજ, તો મનવાંછિત ફળ સીધે કાજ."
‡ વધુ કડી. "પંખી માંહે તારકરાય, તે ત્યાં હરિ પૂજા મહિમાય."

પુત્ર હું તુજ લઘુ વય તણો, પણ કહું તે માનો સારરે;
તપ કરી હરિને રીઝવું, મારો સમરથ જગદાધારરે. ૨

ઢાળ.

સમરથ જગદાધાર ધ્યાએ, આપે ફળ જેણીવાર;
એવ્હો પાપી કોણુ જે માગે, માત ઉદર અવતાર. ૩
સુરૂચિયે મુને વાક્ય કહ્યું છે, સાંભળો કહું તે આજ;
હરિ આરાધી આવ ઉદર મારે, જો તું ઇચ્છે રાજ.* ૪
એ વચન મુજને કહ્યાં રુડાં, તપ આરાધન નાથ;
પછે કહ્યુ મુજ ઉદરે આવો, તેહ કૂડી વાત. ૫
તે માટે હું તપ કરું, વનમાં જઈ મહા પ્રૌઢ;
આશિષ માતા દો તમે, આરાધુ ગરુડારૂઢ. ૬
આજ્ઞા આપો માતજી, મનમાં ધરી આનંદ;
જેણે કરીને મળે મુજને, પૂર્ણ પરમાનંદ. ૭
પુત્ર તું વરસ પાંચનો, કયમ મોકલું મહાવંન;
તુને જોઇને શાંતિ પામે, દુ:ખ મારાં મંન. ૮
સપત્નીનાં વાક્યરૂપી, બાણુ વાગ્યાં એહ;
દેહ મારે છિદ્ર મોટાં, કયમ સમાવું તેહ. ૯
પુત્ર તુજને રુદે ધરતાં, થાય મને આનંદ;
જ્યમ સાગરમાં પૂર વાધ, દેખી પૂરણ ચંદ. ૧૦
અનમેખ અળગો જો જાયે તો, પ્રાણુ મારા જાય;
તે મે તુજને એકલો, વન જાઓ કયમ કહેવાય. ૧૧
પુત્ર એવ્હું સાંભળીને, માને લાગ્યો પાય;
આંસુપાત એવ્હાં ઝરે, માનાં ચરણુ ક્ષાલન થાય. ૧૨
માતાને પ્રણામ કરીને, સાંચર્યા તે વીર;
તવ સુનીતિએ આશિષ દીધી, આણીને મન ધીર. ૧૩
પુષ્પ માળા કંઠે આરોપી, પુત્રને જુવે માય;
વૈરાગ્ય ધરિને સાંચર્યો, મહાવંન મધ્યે જાવ. ૧૪
એકલો બાળક સાંચર્યો, શુકન પુંઠે દેવાય;
વિમાસે મન દિશ ન સૂઝે, ધર્મ તેહને સહાય. ૧૫
તવ સપ્તર્ષિ દષ્ટે પડ્યા, ને બોલાવ્યો તે બાળ;
પ્રણામ કરીને પાયે લાગ્યો, અઘ બળ્યાં તત્કાળ. ૧૬
જાણે સાત સાગર ઉર્વિવંતા, એવ્હા છે ઋષિ દેવ;
પૂજ્યા અર્ચ્યા માહંત દેખી, બોલ્યા ધ્રુવ તતખેવ. ૧૭

* આ સ્થળે આધુનિક પ્રતમાં ૯મી કડીના પૂર્વાર્ધના ભાવની ટુક છે.

સ્વામી ઉત્તાનપાદ પિતા મારો, સુનીતિ મમ માત;
હું મુક્તિ અર્થે નિકળ્યો છૌં, સાંભળો ઋષિ વાત. ૧૮
અરે કાલા બાળક તુજને, તેં તો વૃદ્ધ આચર્ણ કીધ;
કારણ કહેરે મુક્તિ શી, વૈરાગ્ય કોણે દીધ. ૧૯
સ્વામી મુજને રાય પાસે, મોકલ્યો માયે જેહ;
પિતાજીને ખોળે રમતો, ઉત્તમ બાંધવ તેહ. ૨૦
સ્વામી મુજને થઈ ઇચ્છા, બેસવા ઓછંગે;
અપર માએ કર્યો અળગો, ઝાલીને દક્ષિણ અંગે. ૨૧
તે માજીએ મુને એમ કહ્યું, વન તપ કરો જઇ તંન;
પછિ મારી કુક્ષે અવતરી, કરો સિંહાસનપર મંન. ૨૨
તું પુત્ર છૌં હીનભાગિણીનો, હીન તાહારું કર્મ;
મમ ઉદરથી રાજ્ય પામો, વચન બોલ્યાં મર્મ. ૨૩
પિતાજી બોલ્યા નહીં, તવ સાંભળી રહ્યો હું એવ;
વૈરાગ્ય મુજને ઊપનો, તમે ભાગ્યે મળ્યા ઋષિ દેવ. ૨૪
અરે બાળક શું ઇચ્છે છે, કહે અમને સત્ય;
અભિલાષ હોય તે કહે કુંવર, અમો સાંભળું તુજ ગત્ય. ૨૫
બાળક ધ્રુવજી બોલિયો, સાંભળો કહું ઋષિરાજ;
સિંહાસન જે પિતાતણું, તેનું નથી મારે કાજ. ૨૬
જે આસન કોઇએ ભોગવ્યું, હોય તે ઉપર શું મંન;
પિતાની ઋદ્ધિ ભોગવી, શું યશ વધારે તંન? ૨૭
જે ઉપાર્જ્યું હોય પોતે, બાંહે બળે કરી સાર;
તે વડે યશ પોતે વધારે, ધન્ય તે અવતાર. ૨૮
તે માટે સ્વામી પિતા કેરું, રાજ્ય કરો તે તંન;
મારે તેનો ખપ નથી, સાંભળો ઋષિજી વચંન. ૨૯
જે પદ કોણે ભોગવ્યું હોય, તે શું નહીં મારે કામ;
અણભોગવ્યું સર્વેપેં ઊંચું, કહો ઋષિ તે ઠામ.* ૩૦
દેવ મુનને જે પદ દુર્લભ, કાળે ન પામે કોય;
અવિચલ પદ જે અતિ ઉત્તમ, કહો ઋષિ મુને સોય. ૩૧

ઉથલો.

કહો ઋષિ મુને સોય, સ્વામી જેહ પામુ વેગે કરી;
મનોહર વચન ધ્રુવનાં સુણી, પછિ બોલ્યા ઋષિ કરુણા કરી.† ૩૨

* વધુ કડી "સ્વામિ એક સ્થાનક અપૂર્વ, મુજને આપો સત્ય;
ચતુરભુજનું કરું ચિંતન, મુજને આપો અત્ય."

† પાઠ. "કરજોડી હરિદાસ કહે, પછે ઋષિ બોલ્યા કરુણા કરી."

## કડવું ૬ હું.

### રાગ ધન્યાશ્રી.

ઋષિએ વિચારી મન ઘણું, જોય તેજ તે ક્ષત્રિયતણું;
આપણું મન ન આવ્યું એહ લગે રે. ૧
એકલો એ બાળક સહી, મન છે સ્થિર ચંચળ નહીં;
મતિ થઈ ઉત્તમ પદને પામવા રે.* ૨

### ઢાળ.

મતિ થઇ ઉત્તમ પદને લેવા, વળી વળી પૂછે બાળ;
વિધિ વિસ્તારી કહિયે સ્વામી, જે પામુ તત્કાળ. ૩
મરીચિ ઋષિ બોલ્યા સુણ બાળક, તું પદ વાંછે જેહ;
હરિ આરાધ્યા પાખે ધ્રુવજી, કો નવ પામે તેહ. ૪
હરિના ચરણ કમળ હોય પૂજ્યાં, તો નિશ્ચળ પદ લહિયે;
હરિ પૂજ્યા પાખે બાળક, નથિ કો વિધિ જે કહીએ. ૫
અત્રી કહે સાંભળરે બાળક, આણી મન આહ્લાદ;
એ પદ ગૃહીએ તો જો લીજે, હરિપદપંકજ સ્વાદ. ૬
કહે અંગિરા સાંભળ ધ્રુવજી, કહુ એક સાચી વાત;
રુદે કમળમાં ધ્યાને રાખી, જોએ વૈકુંઠનાથ. ૭
પુલસ્તિ કહે હરિને તો મળિયે, નિશદિન લીજે નામ;
કેશવ કૃષ્ણ મુકુંદ મુરારી, સમરી જે હરિ નામ. ૮
પુલહ કહે નિશ્ચળ પદ લહિયે, સુણ બાળક કહું સાર;
અવિગત અખા વાસ બ્રહ્મનો, જોજે નિરાકાર. ૯
કુંત કહે કુંવર હરિ સઘળે, વ્યાપક છે સુણ ગત્ય;
પણ ધ્યાજે તારો અંતરાત્મા, પામિશ હરિપદ સત્ય. ૧૦
વસિષ્ટ કહે હરિ કૃપા દૃષ્ટે, જો નિહાળે ક્ષણ એક,
અષ્ટ મહા સિદ્ધિ આદિ લઇ, લહિએ અર્થ અનેક.† ૧૧
ધ્રુવજી કહે સ્વામી એ સઘળુ, તમો કહ્યું તે સત્ય;
પણ કેવા છે હરિ કેઈ વિધિ, ધ્યાઇએ તે કહો ગત્ય. ૧૨
તવ સાતે ઋષિ નિરધારી બોલ્યા, સુણ બાળક અમ વાત;
સાંભળ રૂપ સુદર શ્રી હરિનું, ધ્યાય તું વૈકુંઠનાથ. ૧૩
અલશી પુષ્પ સમુ તન સુદર, પીત વસ્ત્ર ઘનસ્યામ;
જાણે કમલદલ દીર્ઘ લોચન, વિશ્વ ઉદ્ભવ ધામ. ૧૪

---

* પ્રત બેમાં ચારે લીટી નથી, અને બીજી ઘણી કડીઓ પણ નથી. † બીજી પ્રતમાં સાત ઋષિનાં આ પ્રમાણે નામ આપ્યાં છે, મરીચિ, અત્રિ, અંગીરા, કલસત, કલત, કૃત ને વસિષ્ઠ.

મસ્તક મુકુટ ને કૌસ્તુભ કંઠે, કુંડળ મીનાકાર;
નિર્મળ નાસિકા અધર કોમળ, દંતરત્ન મણિ સાર. ૧૫
વિચિત્ર શોભા દેહ ચતુર્ભુજ, વજ્ર અંકુશ એંધાણ;
ધ્વજા પદ્મ ને પાયે રેષા, કરે નિગમ વખાણ. ૧૬
શંખ ચક્ર ને ગદા પદ્મ ધરિ, ગરુડાસને કરે ગત્ય;
સદા ચરણ તે સેવે લક્ષ્મી, જગતની માતા નિત્ય. ૧૭
એહ્વા હરિને નિત્યે ધ્યાઇએ, આણી હ્રદયે રૂપ;
જેવું કહ્યું તેહ્વુ ચિતવજો, સદા નિરંતર ભૂપ. ૧૮
એવા હરિ ચિતવતાં ભાઈ, મન અતિ નિર્મળ થાય;
સેવકને હરિ નહી વિસારે, દયાળ વૈકુંઠરાય. ૧૯
આ મત્ર છે દ્વાદશ અક્ષરી, સ્મરજે શ્રી વાસુદેવ;
જેવા કહ્યા તેવા ચિતવજે, તુને મળશે દેવાધિદેવ. ૨૦
એમ કરી એક મંત્રજ આપ્યો, કૃપા કરી ઋષિ રાય;
માળા જપજે "ૐ નમો, ભગવતે વાસુદેવાય." ૨૧
બ્રહ્માએ શ્રી વિષ્ણુ આરાધ્યા, કમળે રહી જે વાર;
એણે મંત્રે પ્રકટ થઇને, વેગે કીધી વાહાર. ૨૨
મનુ રાજાએ રાજ્ય પામવા, શીઘ્ર જપ્યો એ મંત્ર;
વાસુદેવ ત્યાં વેગે આવ્યા, ક્ષણ નવ કીધો અંત્ર. ૨૩
નારદ ઋષિજી એણે મત્રે, કીધુ હરિનું ધ્યાન;
સદાય જપતાં એહ મંત્રથી, પામ્યા શ્રી ભગવાન. ૨૪
બાળક તું તો એણે મંત્રે, પામિશ વૈકુંઠરાય;
જેવું કહ્યું છે તેવું તું તો, ધ્યાન ધરે મનમાંય. ૨૫
સુતાં બેસતાં અને જાગતાં, કારજ કરતાં જેહ;
જેવા કહ્યા તેવા ચિતવવા, મળશે શ્રી હરિ સ્નેહ. ૨૬
ધ્રુવજીને એમ કહી ઋષીશ્વર, ચાલ્યા તેણી વાર;
મધુવન દેશે બાળક ચાલ્યો, ઉલટ અંગ અપાર. ૨૭

---

## કડવું ૭ મું.

### રાગ ગોડી—પૂર્વછાયો.

સપ્ત ઋષિની શીખ લઇને, સાંચરયો તે બાળ;
મારગે જાતાં સહજે મળિયા, નારદ ઋષી દયાળ. ૧

### ચોપાઈ.

ધ્રુવે દીઠા નારદજી સહી, વેગે ચરણે લાગ્યો જઈ;
પૂછે નારદ તું કોણ બાળ, કહે મુજને સાચું તત્કાળ. ૨

શા માટે તું આવ્યો વન, કહે બાળક તું કોનો તન;
સ્વામી સાંભળો સાચી વાત, ઉત્તાનપાદ રાય મારો તાત. ૩
સુનીતિ મારી માતા સહી, તેને રાય કંઈ માને નહીં;
એક વાર હું મોકલ્યો રાજ, સેવા કરવા પિતાને કાજ. ૪
બીજા બાળક મોકલ્યા સાથે, રાજ્ય દ્વારે ગયો હુ પ્રભાતે;
સિંહાસનપર બેઠા રાય, અનેક સભા સુંદર જોડાય. ૫
અપર માત બેઠી છે સંગે, તેનો સુત રાયને ઓછંગે;
અનેકપેર લડાવે રાય, તે દેખી મુને થઈ ઇચ્છાય. ૬
મેં તો મન વિમાસ્યું તહી, એનો પિતા તેમ મારો સહી;
અંકારોહણ કરવા ગયો, અપર માતને દ્વેખ જ થયો. ૭
અળગો રાખી કહી એક વાત, મંદભાગિણી તારી માત;
તેને ઉદરે તું આવ્યો તન, કયમ પામીશ રાજ આસન. ૮
મારે ઉદરે જો આવતો, તો તો રાજ્યાસને બેસતો;
હવે કરો જઈ તપ તત્કાળ, આરાધો સુત શ્રી ગોપાળ. ૯
જે વારે તુષ્ટે જગદાધાર, તવ મુજ કુક્ષે માગ અવતાર;
તો તો આસન યોગ્ય જ થશો, સુણી મુજ મન વૈરાગ્ય વસ્યો. ૧૦
તે માટે સાંભળીએ સ્વામ, મુજને આપો ઉત્તમ ઠામ;
સદા કાળ જ્યાં બેસું રહી, મુજને કોય ઉઠાડે નહીં. ૧૧
દેવ ઇંદ્રને છે દુષ્પ્રાપ્ય, એવું પદ સ્વામી મુને આપ્ય;
કરુણાલુ બ્રહ્માસુત સાર, કરંતા હીંડો વિશ્વ ઉપકાર. ૧૨
નારદજી કહે સુણ શુભમતી, તુ બાળક તપ જોગ જ નથી;
હવડાં શું તપ, શું તારે માન, તું બાળક છો રમત સમાન. ૧૩
નાના ઉપરે કરવી દયા, એજ્હાં વચન માહતે કહ્યાં;
સરખા જાણી કરવી પ્રીતિ, એ તો ધર્મ શાસ્ત્રની નીતિ. ૧૪
મોટા જાણી કરવી સેવ, તે વિધિ સાચી અવશ્યમેવ;
પાછા વળી કહે નારદ વાત, બાંહે ગ્રહી શિર મૂક્યો હાથ. ૧૫
આનંદી નારદનો પાણ, એજ્હું જ્ઞાન બાળક તું આણ;
તે માટે પાછો વળ બાળ, શા તપ, કયમ મળશે ગોપાળ. ૧૬
વળતા ધ્રુવજી એણી પેર વદે, માતવાક્ય વાગ્યાં મુજ રુદે;
તે માટે રહું છૌં સાંભળી, છિદ્ર પડ્યાં રસ જાયે ગળી. ૧૭
સ્વામી તું છૌ દીનદયાળ, કેવો છે મુને કહે ગોપાળ;
દયા કરીને કહો મુને જ્ઞાન, જેણી વિધે પામું ભગવાન. ૧૮
કરુણા આવી બાળક ભણી, નારદ ઋષિ બોલ્યા દયા આણી;

## કડવું ૮ મું.

### રાગ કેદાર ગોડી.*

નારદ વળતા બોલિયા, ધન્ય ક્ષત્રિય કેરા બાળ;
મધુવનમાં જઈ તપ કર, તુજને મળશે શ્રી ગોપાળ.† ૧
હસતુ વદન હરિતણું જોવું, કુંડળ લેહેકે કાન;
રેષા રુડી તિલકની, તન શોભિત ભીનેવાન. ૨
ગ્રીવા કંબુ ચિબુક સોહિયે, અધર રાતો રંગ;
દશન પંક્તિ હીરાવળી, મધ્યે વિદ્યુત શોભે સંગ. ૩
ચાર ભુજ આયુધ સંયુત, ગદાધર ચક્ર પાણુ;
કટિમેખળા સકુમાર સુંદર, પીતવસન પરિધાન. ૪
ચરણુતણી શી કહું શોભા, નખરત્ન સુંદર શોભે;
ખટ દશ ચક્રે અંકિત જેથી, ભક્તતણાં મન લોભે. ૫
મુનિવર શંકર શિર ધરે, સૂર ચર્ણોદક લે શીષ;
તેહ્‌નું ચરણુ પખાળિયે, બાળક સુણો તજી રીશ. ૬
એવ્હા હરિને રુદે ધરિયે, જાણીએ લક્ષ્મી પાસ;
એકે મને જવ દૃષ્ટિ લાગે, દીસે વિશ્વ મોહન હાસ. ૭
દ્વાદશ અક્ષર મંત્ર ભણુવા, પ્રથમ કરજે સ્નાન;
એ મત્રે હરિ પૂજજે, નમો વાસુદેવ ભગવાન. ૮
દુર્વા તુળસી પુષ્પ ફળ, નાના વિધનાં પૂજન જોય;
સકળ વ્યાપક હરિ જાણી, પરમ પ્રીતિ આણી સોય. ૯
સ્નાન કરજે જઈ યમુના, દિન પ્રત્યે ત્રણુ વાર;
માસ સુધી દિન ત્રણુ ત્રણે, કરવો બોર ફૂટનો આહાર. ૧૦

---

* પાઠ. રાગ આદોલ.

† વધુ કડી. "જેનાં ચર્ણું પવિત્ર કરે વિશ્વને, નખમણી જાણે ભાણ;
પાંહાંની સુદર આંગુલી, અતિ સુદર તેજ સમાન.
કટી શોભે અતિ મેખલા, ને નાભી રુદિયા સાર,
શિવ લાંછન રુદિયા શોભિત, કંઠે કૌસ્તુભ હાર.
ચતુર્ભુજ બાહે બેરખા, કાને તે કુંડલ સાર;
મસ્તક મુગટ સોહામણો, કંઠે તે એકાવળ હાર.
મુખે સોહે અતિ નાસિકા, નયણાં સકોમળ જાણુ;
ધજા અકુશ ને ધજા કલશ છે, શંખ ચક્ર ગદા પાણુ.
પિતાંબર ને ગરુડ આસન, લક્ષ્મી રહે જેની પાસ;
એવા હરિને ધાએ, જેનું સુખકારી છે હાસ."

બીજી પ્રતમાં બેથી તે સાતસુધીની કડી નથી. એમ આ કડવાંમાં ઘણી કડી વધુ છે, ઘણી કડીમાં ફેર છે ને ઘણી કડી નથી.

બીજે માસે છઠ્ઠે દિન, પત્ર સૂકાં આહારજ હોય;
ત્રીજે માસે દિવસ નવમે, લઈ રહેજે તોય. ૧૧
ચોથે માસે દ્વાદશમે દિન, કરે પવનનો આહાર;
પાંચમે માસે લેહે લાગશે, તવ વીસરશે વ્યાપાર. ૧૨
છઠ્ઠે માસે શ્રી હરી પામશે, એમ કહી નારદ જાય;
ઋષિજીને ચરણે નમી, ધ્રુવ આવ્યો મધુવન માંય. ૧૩
કાલિંદી કાંઠે ગયો, એક દીઠું તટ પાવંન;
ત્યાં કીધું મન તપ કરવા, આરાધવા જગજીવંન. ૧૪
પવિત્ર વન વનસ્પતિ રુડી, નિર્મળ યમુના નીર;
સદા વાસ વસે શ્રી હરી, દર્શન જેહેને ધીર. ૧૫
ધન્ય તરુવર તે વંનતણાં, ધ્રુવ દીઠે પામે આનંદ;
ભાગ્યે માહારે મળ્યા ઋષિજી, મળશે શ્રી ગોવિંદ. ૧૬
શ્રી નારદજીએ મારગ દાખ્યો, હવે રચુ તેહ ઉપાય;
વેણા વાતાં વળ્યા ઋષિજી, આવ્યા નગરી માય. ૧૭

### ઉથલો.

આવ્યા નગરી માંહિ નારદ, પ્રજા મન વિસ્મે ઘણું;
ધ્રુવજીને શોક રાજા આદે, સહુએ ચિંતાતુર ભણું. ૧૮

---

## કડવું ૯ મું.

### રાગ રામગ્રી.

શુકજી કહે સુણુ પરીક્ષિત વાતજી, થયો મહા દુ:ખી ઉત્તાનપાદજી; ૧
પુત્ર વિયોગે ઝૂરે અપારજી, અન્ન ઉદક તે ન કરે આહારજી. ૨

### ઢાળ.

અન્ન ઉદક રાયે આહાર મૂકયો, થયો હાહાકાર;
પ્રજા સઘળી શોક પાળે, કરે નહિ વ્યાપાર. ૩
નારી હુસું ચારે વર્ણની, કો ધવરાવે નહીં બાળ;
કાજ કોય કરે નહીં, ચઉટે પડી હડતાળ. ૪
સુનીતિ એક ઠામે બેઠી, ચિત્રામણ લખી હોય;
ધ્રુવજીના વિયોગ માટે, પશુ પંખી સૌ રોય. ૫
ઉત્તાનપાદ રાય મોહોલે નાવે, ઝરે નીર તે ચખ;
તેણે સમે ત્યાં આવિયા તે, પવિત્ર નારદ ઋખ. ૬
ચિંતાતુર રાજાને દેખી, બોલિયા ઋખિ એહ;
રાજા તું કાં દુ:ખી દીસે, કહેની અમને તેહ. ૭

સ્વામી હું નારીવશ્ય હતો, બોલ્યો નહીં તેણી વાર;
પુત્ર વિરાધ્યો બાળક ધ્રુવ, જે ગયો વંન મુઝાર. ૮
ઉછંગે આવ્યો બેસવા, તવ મેં ન બોલાવ્યો તંન;
અપરમાએ દુષ્ટ વચન બોલ્યાં, ક્રોધ આણી મંન. ૯
સ્વામી કઠિણ વનમાં બાળ મારું, ત્યાં વાઘ મહા વિકરાળ;
દારુણ દીઠે સબળ બીહીશે, તવ કોણ કરશે સંભાળ.* ૧૦
તરસ્યો જાણી કોણ નીર પાશે, ભૂખ્યો કોણ ભોજન;
બીહીશે તવ કોણ પાસે આવી, કહેશે મધુર વચંન. ૧૧
માખણપેં તન કોમળું, તેણે તડકો ક્યમ વેઠાય;
એણે દુઃખે વજ્ર માહારી, નથી પડતી કાય. ૧૨
નારદ વળતા બોલિયા, સાંભળો કહું રાજાન;
દુઃખ ન ધરવું પુત્રનું, તેહેને રાખશે ભગવાન. ૧૩
જેહો હરિને શરણે ગયા, તેને રાખે વૈકુંઠ નાથ;
એવ્હો કોણ જે હરિના જનને, કરી શકે ઉપઘાત. ૧૪
અગ્નિ જળ ને શસ્ત્ર રાક્ષસ, દૈત્ય ને નર નાગ;
કિન્નર ગાંધર્વ ને યક્ષ આદે, ભૂત ને વળી વાઘ. ૧૫
એટલા દુષ્ટ જંતુ આદે લઇને, કરે કોટિ ઉપાય;
પણ હરિના જનશું કાંઈ ન ચાલે, સત્ય માનો રાય. ૧૬
એહ પુત્ર તે ધન્ય તારો, યશ વાધ્યો ત્રૈલોક્ય;
સર્વ કુળ તુજ ઉદ્ધર્યું, સસારડો કીધો ફોક. ૧૭
રક્ષા કરે તેની દેવતા, સાંભળો સાચું રાય;
થોડે દિને ઘેર આવશે, એમ કહી નારદ જાય. ૧૮

ઉથલો.

એમ કહી નારદ સાંચર્યા, એણે વચને હરખ્યો રાયરે;
હરિગણ કહે સાંભળો શિવશર્માં, ધ્રુવનો તપ મહિમાયરે. ૧૯

---

## કડવું ૧૦ મું.

### રાગ આંદોલો.

સ્વામી સાંભળો શિવશર્માં વાત એ, નાથ ન મૂકે ધ્રુવજી મને થકી જી. ૧
આવિયો એ, બાળક મધુવન માંહે એ, જ્યાંહાં નિર્મળ શ્રી યમુના વહેજી. ૨

---

* પાઠ. "સ્વામી વનમા વાઘ સિંઘે, વધ્યો હશે તે બાળ;
અરણ્યમાહે એકલો, ને ખાતાં હશે શિયાળ." ૧૧-૧૨ કડી બીજી પ્રતમાં નથી.

## ઢાળ.

પવિત્ર જળ જમુનાનાં વહે, જ્યાંહાં ઉત્તમ છે મધુવંન;
સદા હરિ વાસો રહે ત્યાં, વૃક્ષ ભૂમિ પાવંન. ૩
કાલિંદી કાંઠે ગયો, એક દીઠું તટ પાવંન;
ત્યાં ધ્રુવજી તપ માંડિયું, આરાધવા ભગવંન. ૪
અંગુષ્ઠાભર રહી ઉભો, ઉંચા રાખ્યા હાથ;
પવન રોધી રુદે માંહે, જુવે વૈકુંઠનાથ. ૫
દશ દ્વાર રોધી કરીને, જાગવી બ્રહ્મ આગ્ય;
દ્વાદશ અક્ષર મત્ર જપે તે, ધરી મન વૈરાગ્ય. ૬
એમ કરતાં દિવસ કેટલે, લાગ્યું હરિશું મંન;
છઠ્ઠે માસે સર્વ દીઠું, વિષ્ણુમય દિશિ વંન. ૭
ચદ્ર સૂર્ય ને પશુ પક્ષી, મીન ને પાતાળ;
નાગ નગ વિષવેલી મુદ્રા, વિષ્ણુમય વાઘ શિયાળ. ૮
ત્રૈલોક્ય દીઠું વિષ્ણુમય, સર્વ ચતુર્ભુજનું રૂપ;
જેંહો કહ્યો છે સપ્તઋષિએ, એંહો વ્યાપક ભૂપ. ૯
વિષ્ણુ વૈકુંઠનાથ વ્યાપક, અવિનાશી અવિકાર;
હૃષીકેશ ગોવિંદ માધવ, મોહન વિશ્વાધાર. ૧૦
અગણિત ને અવિનાશ અવિછિન્ન, અનાદિરૂપ અભેદ;
અવ્યક્ત આનંદી અગમ્ય આત્મા, જ્યોતિરૂપ અછેદ. ૧૧
એંહો વિશ્વાધાર દેખી, ધ્રુવે માંડયું ધ્યાન;
એકાદશ ઇંદ્રિય સમર્પી, રાખ રાખ ભગવાન. ૧૨
દષ્ટે સર્વને વિષ્ણુ દેખે, હરિ આગળ પદ જાણે;
એંહા એ જગદીશ સમરે, જાણે હરિ પૂજું પાણે. ૧૩
નાસિકાએ હરિ ચરણ કમળનો, જાણે લેઉં છૌં વાસ;
મન રુદે મોહન નિહાળે, ચિંતવે અવિનાશ. ૧૪
અષ્ટાંગ યોગે કરી મન શુદ્ધ, ભજે શ્રી ગોપાળ;
ભય પામ્યા ત્રૈલોક્ય તપથી, ઉપની ધૂમ્ર જ્વાળ. ૧૫
પૃથ્વી તો આકુળ થઈ, જયમ હસ્તિ ભારે નાવ;
ભય પામ્યા સર્વ દેવતા, કરી ઇંદ્ર આગળ રાવ. ૧૬

## ઉથલો.

ઇંદ્ર આગળ રાવ માંડી, ભય પામ્યા સુરનર સહી;
હરિગણ કહે સુણો શિવશર્મા, ઇંદ્રિ ત્યાં જોયું જઈ. ૧૭

——※※※※※※※※——

## કડવું ૧૧ મું.

### રાગ ધનાશ્રી.*

સુરપતિને વિમાસણ થઈ, એણે ધ્રુવ જોયો ત્યાં જઈ;
મતિ કરી બાળકને ઉઠાડિયેજી.† ૧
સર્વ દેવ તે ટોળે થયા, ધ્રુવજીને પાસે ગયા;
વચન કહ્યાં બાળક તપથી પાડશુંજી. ૨

ઢાળ.

ઇંદ્રે જાણ્યું તપથી પાડું,‡ એવું વિમાસ્યું મંનજી;
અનેક અપ્સરા તેડી આણી, મોકલવા મધુવંનજી. ૩
અરે સહુ મધુવનમાં જાઓ, જ્યાં તપ સાધે છે બાળજી;
પ્રપંચ કરી તેને ઉઠાડો, તપ ભાજો તત્કાળજી. ૪
સ્વામી અમોથી ત્યાં શું ચાલે, યૌવન હોયે કામીજી;
એ બાળકને કામ ક્રોધ નહિ, ક્યમ ઉઠે કહો સ્વામીજી. ૫
કામ ક્રોધ ભય આળસ તૃષ્ણા, નિદ્રા પાખંડી જેહજી;
મોહ મત્સર મદ માયી લોભી,§ તપને ભાંજે તેહજી. ૬
એવું સાંભળી ઇંદ્રે પ્રેર્યા, અનેક પેરના ભૂતજી;
આવીને તે ધ્રુવને બિહાવે, જાણે રૂપ યમદૂતજી. ૭
એક આવ્યો ભાલાને રૂપે, લાંબી કોટ કરડે દંતજી;
બીજો તે પાડાને રૂપે, ભાંજે પર્વત પંથજી. ૮
ત્રીજો આવી સ્ત્રીને રૂપે,¶ મૂકે શ્વાસોશ્વાસજી;
એક આવી વૃક્ષ ઉમાલીયું, જાણે પડે વને ત્રાસજી. ૯
એક આવ્યો છે વાઘને રૂપે, મેઘ તણી પેરે ગાજેજી;
એક પવન અતિ વસમો વાયે, શૃંગ પર્વતનાં ભાજેજી. ૧૦
એક આવ્યો બાળક લેઈ, વધ કરવા ધ્રુવ પાસેજી;
એકે અજગર થઇને વીટ્યો,** જાણ્યું બાળક નાસેજી. ૧૧
એક અગ્નિના ભડકા થઈને, સમીપ ચાલ્યો આવેજી;
અનેક પેરના ભૂત જ એવા, બાળકને બીહાવેજી. ૧૨
ધ્રુવ પાછળ વીંટીને બેઠા, ચિહ્ન કરે બહુ ત્રાડેજી;
અત્યંત પેરનાં રૂપ કરી કરી, બાળકને ભય પમાડેજી. ૧૩

---

* પા. રાગ ધવલ ધન્યાશ્રી. † પા. "મત થઇ તપથી પાડવાજી."
‡ પા. "ઇંદ્રે જાણ્યું તપ તીવ્ર માંડયું." § પા. "મોહ મદ મત્સર લોભ ને તૃષ્ણા, જા વનમાં જે ધ્રુવજી." ¶ પા. "હસ્તીને રૂપે." **પા. "એક અગ્નિરૂપ થઈ આવ્યું."

## કડવું ૧૨ મું.

### રાગ વિરાડી.*

શુકજી કહે સુણુ પરીક્ષિત વાત, એક આવ્યો થઈ ધ્રુવની માત;
અરે ધ્રુવજી સાંભળ વાત, હું સુનીતિ છૌં તાહારી માત.† ૧
મુને મુકી વન આવ્યો સહી, ક્ષુધા તૃષા મુજ નિદ્રા ગઈ;
પુત્ર તું મુજને ચાલ્યો કહી, બીજે દિવસ હું પુંઠે થઈ. ૨
ગુફા ગહ્વર ગિરિ જોયાં વન, કો ગ્રામ નજર નવ દીઠો તંન;
શું કરું કુંવર બહુ પરિવાર, મારે ધ્રુવજી તું આધાર. ૩
હવડાં શું તપ તુજને બાળ, ઉઠો ઘેર જઈએ તત્કાળ,‡
તેં અંગૂઠે મૂકી આગ્ય, તું જ બાળકને શો વૈરાગ્ય. ૪
બાળક બાળ સંઘાતે રમો, પેહેલો આશ્રમ એ નિર્ગમો;
બિજે આશ્રમે આવે નાર, ક્રીડા કીજે પુત્ર વિચાર. ૫
ત્રીજે આશ્રમે સુત ધન ધાન્ય, યજ્ઞ તીર્થે વ્રત કીજે દાન;
ચોથે આશ્રમે તપની વાત, વનમાં જઈ આરાધો નાથ. ૬
હવડાં શું તપ તુજને તન, હાસ્ય કરે છે વૈરી મંન,§
જાણે ભલે ગયો વનવાસ, વૈરી બેઠા કરે છે હાસ. ૭
તે માટે થાઓ મુને સહાય, તુજ પાખે મેં કયમ રહેવાય;¶
સપત્નીએ વાયક જે કહ્યાં, તે તો મેં નવ જાયે સહ્યાં. ૮
આક્રંદ કરીને આગળ રોય, ચક્ષુ ઉઘાડી ધ્રુવ નવ જોય;
મનમાંહે કાંઈ નવ ધરે, મીંચી આંખ આરાધન કરે. ૯
ભૂતે કીધા કોટિ ઉપાય, લાગે નહિ ધ્રુવને મન માંય;
ગયા વળગવા સઘળા મુખી,** આવ્યું ચક્ર તવ વૈકુંઠ થકી. ૧૦
ચક્ર સુદર્શન પાછળ ફરે, બાળકની વને રક્ષા કરે;
દીઠું ચક્ર રવિ તેજ પ્રકાશ, નાઠા ભૂત ગયા આકાશ. ૧૧
પડિયો ત્રાસ અતિ ત્રૈલોક્ય, દેવ ઇંદ્ર ગયા બ્રહ્મલોક;
કમળભૂ કને કહી વારતા, સાંભળો વચન અમારા પિતા. ૧૨
ધ્રુવના તપ આગળ ન રહેવાય, જ્વાળાએ સહુ આકુલ થાય;
કોનું આસન લેશે બાળ, આરાધે છે શ્રી ગોપાળ.†† ૧૩
સ્વામી વચન કહો તત્કાળ, કોનું પદ એ લેશે બાળ;
સ્વામી અમને ચિંતા થાય, ત્રિલોક આકુળ વ્યાકુળ થાય. ૧૪

---

* પા. રાગ ગોડી. † પા "આવી બોલ્યુ વાણુ, સાભળ કુઅર ચતુર સુજાણ."
‡ બીજી પ્રતમાં આ કડી નથી § પા. "હાંસી કરે બેઠા દુર્જન."
¶ પા. "અરે પુત્ર તું નાનું બાળ, ઉઠો ઘેર જઈએ તતકાળ." ** પા "સૂકી."
†† તેરનું પૂર્વાર્ધ ને ચૌદમી કડી, બીજી પ્રતમાં નથી, અને એમ ઘણી કડીઓ બીજી પ્રતમાં નથી.

સુરનર આગળ બોલ્યા બ્રહ્મ, અરે દેવ સૌ સુણજો મર્મ;
એ આરાધે છે શ્રી હરી, તમો જાઓ ચિંતા પરહરી. ૧૫
એ આરાધે વૈકુંઠનાથ, કેનો એ ન કરે ઉપઘાત;
હરિનો જન એ દૂભે નહીં, બ્રહ્માએ વાણી એમ કહી. ૧૬
એ માગે છે અવિચળ ધામ, અમો તમો તે ન લહું ઠામ;
એવું સાંભળી દેવ જ જાય, શું વીત્યું વળતું વન માંય. ૧૭

## કડવું ૧૩ મું.

### રાગ મલ્હાર.*

હરિગણ કહે સાંભળ શિવશર્મા, ધ્રુવના તપની વાતજી;†
બાળપણે એણે સતોષ્યા, તપ કરી વૈકુંઠનાથજી. ૧
દયા ધરી પછિ મધુવન આવ્યા, ગરુડ ચઢી ગોપાળજી;
પાસે રહીને ધ્રુવ બોલાવ્યો, બાંહે ગ્રહીને બાળજી. ૨
જાગ પુત્ર તેં બહુ શ્રમ કીધો, હુ જાણું સૌ તેહજી,
તેં બાળક મન શુદ્ધિ વિષે, આણી મુને રાખ્યો સ્નેહજી. ૩
એવું સાંભળી દૃષ્ટિ ઉઘાડી, દીઠા દીનદયાળજી;
રુદે મધ્યે ઉપાસ્યા જેવા, ગરુડાસન ગોપાળજી. ૪
લઈ ઓછંગે બેસાડ્યો બાળક, શિરે ધરયો હરિ હાથજી;
જાણ્યું પિતા મળ્યા બહુ દિવસે, આવ્યાં અશ્રુપાતજી. ૫
ધ્રુવ કહે મમ પિતા તમો સાચા, મન ઉલસ્યું હરિ સાથજી;
ગદગદ કંઠે થયા ગોવિંદજી, ધ્રુવને રુદે ધર્યો હાથજી. ૬
હરિગણ કહે સાંભળ શિવશર્મા, ધ્રુવને આવ્યું જ્ઞાનજી;
સ્તુતિ કરવાને ઇચ્છા મનમાં, તે જાણ્યું ભગવાનજી. ૭
શંખપાણિનો પોતે નાથે, સ્પર્શ કપોળે કીધોજી;
વાણીતણા કલોલ ઉપન્યા, અનંત અભયા દીધોજી. ૮
હિરણ્યગર્ભ નમો વિશ્વપિતા, જય રુદ્ર નમો મહા રૂપજી;
વિષ્ણુ નમો સર્વ દેવ ઈંદ્ર તુ, વ્યાપક વૈકુંઠ ભૂપજી; ૯
દૈત્ય વંનને દહન અગ્નિ તુ, દેવ અભય કરી પાનજી.
સર્વ વાસ આભાસ દેવ તું, સકળ રૂપ ભગવાનજી; ૧૦
સરજો પાળો અને સંહરો, સઘળે તાહારો વાસજી;
તું ઉપહાર પૂજીએ તે તુ, પૂજનહાર અવિનાશજી. ૧૧

* પા. રાગ પ્રભાતી. † બીજી પ્રતમા 'જી' નથી, પણ કડવાં ૧૪ માં છેલ્લે 'જી' છે.

અગ્નિરૂપ તું ઉદક જ કહિયે, પૃથ્વી તું આકાશજી;
વાયુરૂપ તું વ્યાપક કહિયે, તત્વ સકળ છંદ શ્વાસજી. ૧૨
ચારે ખાણુ તું સ્વેદ જરાયુજ, ઈંડજ ઉદ્‌ભિદ કહિયેજી;
ચંદ્ર સુરજ તું તારા મંડળ, ગિરિસાગર નદી લહિયેજી. ૧૩
તીર્થ દાન તું યજ્ઞજ કહિયે, જપ તપ સેવા વર્તજી;
સત્ય સંતોષ મોક્ષ તું માધવ, ધર્મ ધ્યાન સમર્થજી. ૧૪
મન બુદ્ધિ ચિત્ત ને વિગત બ્રહ્મ તું, ક્ષમા વૈરાગ્ય વિવેકજી;
એ‌ન્હા માંહે સકળથી અળગો, અવિગત બ્રહ્મ અશેષજી. ૧૫

## કડવું ૧૪ મું.*

### રાગ વસંત.

સ્વામી જ્ઞાની તમને સઘળે દેખે, સર્વ રૂપ તાહારું એક;
ઉત્તમ મધ્યમથી પ્રભુ અળગો, જાણે એહ વિવેક. ૧
વિશ્વરૂપ અંબુજ એક ઉત્પત્તિ, કરવા રમત વિસ્તાર;
સઘળે અંગે પ્રકટ થયા, કયમ કહેતાં આવે પાર. ૨
ઉત્તમ અંગે સેવ કરાવો, થઇને આપો આપ;
અમ સરખા તુજ ગતિ કયમ જાણે, બ્રહ્માને દુઃપ્રાપ્ય. ૩
દેવ સર્વમાં ઇંદ્ર તું સ્વામી, ગ્રહ સર્વેમાં અર્ક;
નક્ષત્ર મધ્યે ચંદ્ર જ્યોતિ તું, ટાળો તિમિર જ નર્ક. ૪
લોક સર્વમાં સત્યલોક તું, સમુદ્ર સર્વમાં ક્ષીર;
નદી સર્વમાં ગંગા તુ હરિ, નિર્મળ નામ શરીર. ૫
સરોવર માંહે માન સરોવર, પર્વતમાં હેમ જાણુ;
ધેનુ સર્વમાં કામદુધા તું, સમર્થ સારંગપાણુ. ૬
ધાતુ સર્વમાં સુવર્ણ તુ હરિ, મણિમા સ્ફટિક સાર;
કમલ નીલ તું વનસ્પતિમાંહિ, તુળસી જગદાધાર. ૭
શિલા સર્વમાં શાલિગ્રામ તું, મુક્તિક્ષેત્રમાં કાશી;
સર્વ તીર્થમાં પ્રયાગ શિરોમણી, રંગ શ્વેત† અવિનાશી. ૮
મનુષ્ય વર્ણમાં બ્રાહ્મણુ તું હરિ, ગરુડ પક્ષીમાં રૂપ;
વ્યવહારમાં સત્યવાણી તું હરિ, વેદ ઉપનિષદ ભૂપ. ૯
મંત્ર સર્વમાં પ્રણુવ તે તું હરિ, યજ્ઞમાંહે સોમ પાન;
અક્ષર સર્વમાં મકાર તુ હરિ, તાપ અગ્નિ ભગવાન. ૧૦

---

* બીજી પ્રતના આ કડવામાં કડીઓ ઘણી ઉલટપુલટ છે. † પા. 'શ્વેતબિંદુ.'

ક્ષમાવંતમાં પૃથ્વી ગોવિંદ, દાતામાં વરસાદ;
પવિત્રમાંહે ઉદક જ કહિયે, ધનુષ શસ્ત્રમાં નાથ. ૧૧
વેગ સર્વમાં વાયુ વેગ તું, નિર્ભય સર્વમાં હાથ;
ઈંદ્રિ સર્વમાં મન તું મોહન, આકાશ વ્યાપક નાથ. ૧૨
જીવાત્મા તુ ચલણુ વલણુમાં, નિત્ય કરવા સંધ્યા સ્નાન;
યજ્ઞ મધ્યે અશ્વમેધ જ કહિયે, દત્ત મધ્યે અભયદાન. ૧૩
નાગ સર્વમાં શેષ નાગ તું, ષડઋતુ માંહે વસંત;
યુગ ચારેમાં કૃતયુગ તું હરિ, તિથિ અમાસ ભગવંત. ૧૪
નક્ષત્ર મધ્યે પુષ્ય તે તુ હરિ, પર્વ મધ્યે સંક્રાંત;
યોગ સર્વમાં વ્યતિપાત તું, તૃણમાં દર્ભ શ્રીકાંત. ૧૫
ઉદ્યમમાંહે મોક્ષ જ તું હરિ, વૃક્ષમાં અશ્વત્થ કહિયે;
વેલી સર્વમાં સોમવેલિ તું, નામે કલિમલ દહિયે. ૧૬
સાધન સર્વમાં પ્રાણાયામ તુ, પૂજનમાં વિશ્વનાથ;
મિત્ર સર્વમાં નારીરૂપ તું, ધર્મરૂપ મહા ભ્રાત. ૧૭
તુજ પાખે કો સ્થળ નહિ ઠાલો, સઘળે તાહારો વાસ;
એવ્હુ કહી ધ્રુવ ચરણે લાગ્યો, બોલી વાણિ વિલાસ. ૧૮

—※※※※※※※※※※—

## કડવું ૧૫ મું.

*રાગ—

સ્વામી એ સાંભળો, શિવશર્માં વાત એ;
નાથ આનંદે ધ્રુવશું, બોલિયાજી; ૧
બેસાર્યો લઇનેરે, બાળક ઓછંગેરે;
રંગે હસી બોલ્યા, ત્યાં શ્રી હરિજી. ૨

ઢાળ.

રંગે ધરી કુદે બાળશું, બોલિયા વૈકુંઠનાથ;
ધ્રુવ ઇચ્છા તુજ મન વશી, તે જાણું છૌં હું વાત. ૩
કમલનયન વિશાલ બાળક, તું તો માહારો જન;
જે પદ કાળે કો ન પામે, ત્યાં ધર્યું તેં મંન. ૪
આ પ્રાણી સઘળા અવતરે છે, અને રડવડે સોય;
અંનવૃષ્ટિથી ઉત્પત્તિ, વૃષ્ટિ સૂર્યથી હોય. ૫
સૂર્યને આધાર થા તું, સર્વ કેરો રાય;
ગ્રહ નક્ષત્ર ને ચંદ્રમાળા, તેમને તું સહાય. ૬

---

* પ્રથમ પ્રતમાં રાગનું નામ નથી; બીજીમાં અંદોલ છે.

જ્યોતિષ ચક્રે આધાર તારો, સર્વનો ધ્રુવ રાય;
મધ્યસ્થ થઇને ફેરવો, ચક્રને ધરી જ્યમ થાય. ૭
કો કો પદ જુગ ચાર રહેશે, કો યુગ દસ ને બાર;
પણ સહસ્ર ચોકડી રાજ્ય તુજને, ચૌદ મન્વંતર સાર. ૮
એ પદ બ્રહ્મા ઈંદ્ર સુર તે, કો ન જાણે વાત;
શ્રી મહાદેવજીને મેં આપ્યુ, સર્વપેં સાક્ષાત. ૯
એણે પદે રહી રાજ્ય કરજે, કહે જગદાધાર,
તારું ચરિત્ર ગાય સાંભળે, તેને નહી ફરી અવતાર. ૧૦
શ્રોતાજન કો સાંભળે, અને વક્તા ગાયે જેહ;
બ્રહ્મહત્યા આદે સધળાં, પાપ છૂટે તેહ. ૧૧
અનેક સ્તોત્ર ભણે મારાં, દૃઢ ભક્તિ જ્ઞાન વૈરાગ;
પણ તારાં ચરિત્ર સમીપ નાવે, સાંભળે તે માહભાગ. ૧૨
આવ આપણ કાશી જઈએ, સાંભળ મારી વાત;
ભક્તિ મુક્તિ તો પામીએ, જો પૂજીએ શંભુ નાથ. ૧૩
સાંભળ ધ્રુવ હું કાશી આવું, દિન પ્રતિ એકવાર;
પૂજા કરવા શિવ તણી, જવું દિન પ્રત્યે નિરધાર.* ૧૪

## કડવું ૧૬ મું.

### રાગ ધનાશ્રી.

હરિગણ કહે સુણો બ્રાહ્મણ વાત, ધ્રુવ પ્રતિ બોલ્યા શ્રી વૈકુંઠનાથ;
હાથ ગ્રહી બાળક, ઓછગે ધર્યોજી. ૧

### ઢાળ.

ગરુડાસને બેસાર્યો બાળક, બોલ્યા વૈકુંઠનાથ;
આવ આપણ કાશી જઈએ, સાંભળ મારી વાત. ૨
જે કાશી વૈકુંઠપે અધિકી, સદા વસે જ્યાં ઈશ;
વિશ્વનાથનું દર્શન કીજે, નામીજે જઈ શીશ. ૩
જે મહાદેવ આધાર સર્વનો, હું પૂજું તે નિત્ય;
તે માટે હું પૂજ્ય વિશ્વને, શંભૂ માટે સત્ય.† ૪

---

* પ્રત બેમાં આ પ્રમાણે ઉથલો છે —
"સત્ય માને નિરધારરે, ધ્રુવજી હું કાશીએ આવું સહી;
કરજોડી હરિદાસ કહે, ધ્રુવ પ્રત્યે નાથ બોલ્યા સહી."
† પા. "અઘ ટાળે શત જન્મનાં, તુ માન કહું તે સત્ય."

જે કાશી આનંદ વન કહી, મુક્તિ તણો ભંડાર;
સદા નિરંતર ત્યાં છે શિવજી, કહું તે છે આકાર. ૫
પાંચ વદન ને પંદર નેત્ર છે, શ્રવણુ દૂય દશ હાથ;
જટામાંહે તે ગંગા રહે છે, એહ્નો ઉમિયા નાથ. ૬
સર્પાભરણ હલાહલ કંઠે, પાણે ધર્યું ત્રિશૂલ;
કાશીમાહે વસે તે શિવજી, છેદે અઘનાં મૂળ. ૭
એવ્હા શિવને હું ધ્રુવ પૂજું, અનેક ધરું ઉપહાર;
વૈકુંઠથી હું કાશી આવું, દિન પ્રત્યે એકવાર. ૮
એક સમે મેં શંભૂ પૂજ્યા, કમળ ચડાવ્યાં નેત્ર;
મહાદેવે મુને ચક્ર સુદર્શન, આપ્યું એક પવિત્ર. ૯
તે ચક્રવડે સહુ વિશ્વ રક્ષું છૌં, માનો ધ્રુવ નિરધાર;
તે ચક્રે તપ કરતાં તારી, આવી કીધી સાર. ૧૦
આવો આપણુ કાશી જઇએ, શિવનું દર્શન કીજે;
વિશ્વનાથની પૂજા કરતાં, પૂર્ણ અર્થ સર્વ સીજે. ૧૧
વરી નહીં એહ્નું રાજ્ય તજીને, થઇએ અતિ ઉદાસ;
પિશાચ ઘેર ભિક્ષા માગી, પણુ કાશી કીજે વાસ. ૧૨
સંસાર ગતિ અંધકાર નિવારે, જે રહે જૈ કાશી;
ગરુડાસને બેસાર્યો બાળક, ચાલ્યા વૈકુંઠવાશી. ૧૩
ત્યાં જઇને સર્વ તીર્થ કરાવ્યાં, ધ્રુવને વૈકુંઠરાયે;
ધ્રુવેશ્વર એક લિંગ જ સ્થાપ્યું, કાશી તીરથમાંહે. ૧૪
હવે ધ્રુવ તું ધ્રુવ પદ પામિશ, સંગે લઈ તુજ માય;
એકવાર તું બાળક તારા, નગર વિષે હવે જાય. ૧૫
તારો પિતા તારા ભ્રાતને, સર્વે આપશે રાજ્ય;
પછી તેહ તો વનમાં જાશે, સર્વે કરીને ત્યાજ્ય. ૧૬
તારો બાંધવ રાજ્ય કરંતાં, જાશે મૃગયા વંન;
ત્યાં થકી તેને યક્ષ મારશે, રાજ્ય થશે સર્વ શૂન્ય. ૧૭
માતા તેની વનમાં જાશે, બાળવા સુતને નેહ;
પુત્ર વિયોગે પ્રવેશ કરશે, ચિતામાંહે નિજ દેહ. ૧૮
પછી ધ્રુવ તું રાજ્ય જ કરજે, વર્ષ સહસ્ર છત્રીશ;
વળતો તુને ધ્રુવપદે રાખીશ, બોલ્યા શ્રી જગદીશ. ૧૯

ઉથલો.

એમ કહે જગદીશ ધ્રુવ તુ, નગરે જા વેગે કરી;
માતા પિતા શું મળો સુતજી, એમ કહી ચાલ્યા શ્રી હરી. ૨૦



## કડવું ૧૭ મું.

### રાગ ભાનુમાત મલ્હાર.

ધ્રુવને પદ આપી શ્રી હરી, અંતરા થયા;
નગર ભણી વળ્યો બાળ, હરિ વૈકુંઠે ગયા.
મંન વિમાસે બાળ, પુર ભણી આવતાં;
તેહેના નવ ચાલે ચરણ, પોતાને ઘેર જતાં.* ૨
વળી વળી વિચારે બાળ, કે મેં કંઈ નવ લહ્યું;
મૂકી હરિ અમૃત પાન, રાજ્યનું વિષ ગ્રહ્યું. ૩
આરાધે હરિને જેહ, જેહેવી મતિ કરી;
સકળ ફળ આપે તેહને, તેહેવું શ્રી હરિ. ૪
રાજ્યના સુખને કાજ, વૈરાગ્ય મુજ મન નવ વસ્યો;
મુને વાહ્યો વિશ્વાધારે, એ આપીને હરિ હસ્યો. ૫
અજ્ઞાનપણે નવ જાણ્યું, માગી મેં હરિ કને;
તજી મોક્ષ સંબંધી રત્ન, એ શી ઇચ્છા મુને. ૬
જે નવ પામે કોય, યોગી કલ્પે કરી;
તે હું પામ્યો રામ, છ માસે શ્રી હરી. ૭
જ્યમ સ્વપ્નું દીસે રાતે, મુને તો ત્યમ થયું;
પામ્યો હું તો પરમનિધાન, હરિપદ શે ગયું. ૮
ઋષિએ કહ્યુંતું વચન, બાળક તુને તપ કરશો;
જવ મળશે તમને નાથ, તમો શું માગશો? ૯
તે તો સાચું થયું સૌ મારે, આજ માગી જાણ્યું નહીં;
શું જાઉં છૌં હું ઘેરે, પાછો ઠાલો થઈ. ૧૦
એમ ચિંતાતુર થયો બાળ, વિમાસે મંનમાં;
હળવે ઉપાડે પાગ, જવાને પતંનમાં. ૧૧
સાંભળો કૌરવ વાત, નગરે આવ્યો તદા;
શુક કહે સુણ હો રાય, માગે હરિ પદ સદા. ૧૨

---

* એના પછી બીજી પ્રતમાં નીચેની કડીઓ છે:—
"હું મૂરખ રે, માંગી ન જાણ્યું હરિકને; તજી આશ્રમરે, રાજ્ય ઇચ્છા થઈ મુજને.
રાજ્ય માટેરે, માહારે વૈરાગ્ય વસ્યો, રાજ્ય આપીરે, મુજને મારો હરિ ખસ્યો."

## કડવું ૧૮ મું.

### રાગ ભૂપાળ.*

મૈત્રેય કહે સુણ વાત, ધ્રુવજી નગરે ગયારે;
હરખ્યાં માત ને તાત, કાંણે આવ્યા કહ્યારે. ૧
સામો ચાલ્યો રાય, સાથે સેના બહુરે;
આનંદ પામ્યા લોક, પુંઠે નર છે સહુરે. ૨
સુતને મળવા જાય, રાય પાળો થઈરે;
સુરૂચિ સુનીતિ માય, તનની પીડા ગઈરે. ૩
સુતને ભેટચો તાત, પ્રેમ રુદયે ધરીરે;
આવ્યો આસુપાત, શીશ આઘ્રણું† કરીરે. ૪
માતાને ભેટયો તંન, સૂતવિયોગ જ ટળ્યારે;
હે મા તમ આશીષે, મુને શ્રી હરિ મળ્યારે. ૫
ભેટચો ઉત્તમ ભ્રાતે, પછી પરધાન‡ લળીરે;
આવ્યા પુરે સર્વ સાથે, પોહોતી મન રળીરે. ૬
ઓછવ મગળ થાય, કરે રાય દત્ત બહુરે;
કદળી સ્થંભ રોપાય, સતોષ્યા ઋષિ સહુરે. ૭
ચંદન ચોકે વાટ, હાટ ઘર સોહે ઘણારે;
મંદિરે ચોક પુરાય, કે સર્વ મોતી તણારે. ૮
ધ્વજા પતાકા સાર, પાલખી અસંખ્ય કહુંરે;
હસ્તીનો નહિ પાર, તે નિહાળે નગર સહુરે. ૯
સુતને લાવ્યારે ઘેર, આનંદ્યો રાજા સહીરે;
સુનીતિને સુખ સાર, મનસા સકળ થઈરે. ૧૦
ધ્રુવજી આવ્યા ઘેર, શોભા વાધી ઘણીરે;
હરિગણ કહે સુણો વાત, કૃપા ગોવિંદ તણીરે. ૧૧

——:o:——

## કડવું ૧૯ મું.

### રાગ ધનાશ્રી.§

મૈત્રેય કહે છે વિદુર સાંભળો, ધ્રુવ આવ્યા ઘેર જેહ;
ઓછવ મંગળ અતિ હવા, તુને કહું કથા ગતિ તેહ. ૧

---

* રાગ દેશાખ. † સુધીને. ‡ પા. "લાગ્યો સુરુચિને પાય, મન અતિ પ્રેમે ધરી; હું હરિપદ પામ્યો માત, વચન તમારે કરી." § પા. રાગ ભૂપાલ.

ધ્રુવજી પુર આવ્યા પુઠે, આનંદ પામ્યા લોક;
માત પિતા પરિવાર સહુને, હર્ષ ઘણો નહિ શોક. ૨
રાજ લોકને પ્રીતિ વાધી, ધ્રુવ દીઠે આનંદ;
પુરમાં જાણે વિષ્ણુ વાસે, લક્ષ્મીશું ગોવિંદ. ૩
એમ કરતાં બહુ વર્ષ હવાં, પછિ વૃદ્ધ હવો તે રાય;
ધ્રુવજીને તે રાજ્ય દઈને, પોતે ગયો વનમાંય. ૪
રાજ્ય ધ્રુવ કરતા હવારે, સકલ પૃથ્વીનું સાર;
ચારે પાગે ધર્મ જ ચાલે, સદા જેજેકાર. ૫
એક જ વાર બીજ વાવીને, કણ લઇએ સત વાર;
વનસ્પતિ તે સદા પ્રેમથી, ફળે ભાર અઢાર.* ૬
જ્યાં માગે ત્યાં મેઘ જ વરસે, કશો નહીં ઉપદ્રવ;
માબાપ પેહેલાં શિશુ મરે નહીં, કરે આનંદ જ સર્વ. ૭
મૈત્રેય કહે છે વિદુર સાંભળો, થયો એક ઉત્પાત;
ઉત્તમને તો યક્ષે માર્યો, ધ્રુવજીનો જે ભ્રાત. ૮
વિદુર કહે છે સ્વામી કહિએ, શાથી માર્યો એહ;
યક્ષ તણો ક્યાં વાસ હતો, પ્રભુ કહો કથા ગતિ તેહ.† ૯

વલણ.

કહો કથા ગતિ તેહ સ્વામી, સુણતાં હોય ઉલ્લાસ;
વળતા મૈત્રેય બોલિયા, સાંભળો હરિના દાસ. ૧૦

---

## કડવું ૨૦ મું.

### રાગ સામેરી.

મૈત્રેય વળતા બોલિયા, સાંભળો વિદુર વિખ્યાત;
તમો વૈષ્ણુવ જંન છો, તો સત્ય માનો વાત. ૧
માતા જે ઉત્તમતણી, ખોળવા નિસરી તેહ;
પુત્ર વિયોગે કષ્ટ પામી, પડી તેહેની દેહ. ૨
એમ કરતાં વાત આવી, ધ્રુવજી ફેરે ઘેર;
ભ્રાત તમારો યક્ષે માર્યો, ઉપન્યું તેશું વેર. ૩

---

* વધુ કડી. "નદી વહે સર્વ નિર્મળી, દધી મધુ ધૃત ખીરરે;
સુખ શરીરે ઉપજે, નહિ વ્યાધિ લગારરે."

† પ્રત બીજીમાં અહીંયાંથી કડવા ૨૧ ની એવી ભેળસેળ કીધી છે કે, તેને છૂટા પાડવા મુશ્કેલ હોવાથી પ્રથમ પ્રતનો જ પાઠ આપ્યો છે.

મનમાંહે અતિ ક્રોધ વાધ્યો, બોલિયો ધ્રુવ ત્યાંહે;
યક્ષનો સંહાર વાળું, વસે છે કહો ક્યાંહે. ૪
નગરમાં સાવધાન કીધા, જોધ લીધા સાથ;
ભ્રાત માહારો યક્ષે માર્યો, તેહેને કરશું ઘાત. ૫
મેરુગિરિની ગડાસંધે, ગુફા હૂતી એક;
ધ્રુવજી તેણે ઠામ આવી, જોવા લાગ્યા છેક. ૬
ત્યાં રહીને શંખ પૂર્યો, ધાઈ આવ્યો યક્ષ;
ધ્રુવજી આવ્યા ક્રોધ સાથે, તેણે દીઠું ચક્ષ. ૭
ઉત્તમના વૈરી દેખીને, ધ્રુવે મુક્યાં બાણ;
એક યક્ષ નાસી ગયો, તવ બહુના લીધા પ્રાણ. ૮
તેણે જઇને જાણ કીધુ, કોઈ એક આવ્યો બાળ;
યક્ષ સઘળા તેણે માર્યા, ઉપન્યો બહુ કાળ. ૯
યક્ષે એવું સાંભળી, આયુધ લીધાં હાથે;
ગુર્જ ગુપ્તી ખડગ ફરશી, અર્ધ ચંદ્રા સાથે. ૧૦
હળ મુશળ ને કરણ ચામર, સાંગ ને તરવાર;
સનાહ પાખર અંગે પેહેરી, આવિયા તે ઠાર. ૧૧
શરીર તો લોઢે જડયું, તવ ઉઘાડા બે ચક્ષ;
ધ્રુવજી જેણે ઠામે હુતા, ત્યાં સહુ આવ્યા યક્ષ. ૧૨
ધ્રુવજીએ તવ બાણ મૂકયાં, સમરિયા શ્રીરંગ;
સનાહ પાખર સર્વ છેદ્યાં, ઉઘાડાં થયાં અંગ. ૧૩
સર્વ યક્ષ સાવધાન થઇને, મૂકિયાં બહુ બાણ;
ધ્રુવજી ઉપર વૃષ્ટિ કીધી, ઢાંકિયા સહકેકાણ.* ૧૪
અંતર મારગ દેવ આવ્યા, જોવાને નિરધાર;
બાળ ઢાંકયો દેખિયો, તવ થયો હાહાકાર. ૧૫
દેવ સર્વે એમ વિમાસે, જાણે હાર્યો બાળ;
પ્રગટ થઇને બાણ મૂકયાં, સમર્યા દેવ દયાળ. ૧૬
સિંહની પેરે સૂર ધાયો, મારિયા રણ છેક;
યક્ષ સર્વના પ્રાણ લીધા, અળગો રહ્યો તવ એક. ૧૭
ધ્રુવજી તો જીતી વળ્યા, જાણ્યું નથી યક્ષ કોય;
એવે વળતો એક આવ્યો, જાણે પર્વત હોય. ૧૮
ચિત્રરથ યક્ષ નામ તેહેનું, એકલો આકાશ;
અંતરિક્ષ રહી રચી માયા, નથી બીજો પાશ. ૧૯

---

* ઘોડા સહિત.

જળ શિલાની વૃષ્ટિ માંડી, રહ્યો કરડે દંત;
અમરગણે અંતરે જાણ્યું, કે હમણાં થશે કલ્પાંત. ૨૦
મળ મૂત્રને રુધીર નાંખે, અંધકારે છાયો સૂર;
વૃષ્ટિ તો એવ્હી કરે, કલ્પાંતનું જયમ પૂર. ૨૧
ઘડિયે શબ્દ બિહામણો, ઘડિયે ઉડાડે અગ્ન;
ઘડિયે ઘોર અધારજ માડે, એમ કરે યુદ્ધ લગ્ન. ૨૨
એવ્હો માર યક્ષે કર્યો, તવ હવો હાહાકાર;
પછી ધ્રુવજીએ ધ્યાન માંડ્યું, સમર્યા દેવ મોરાર. ૨૩
જ્ઞાન દૃષ્ટિએ જોયું જગજીવન, પીડાએ છે જંન;
રખે એહેને યક્ષ મારે, એ તો મારો તંન. ૨૪
બ્રહ્માસ્ત્ર બાણુ તે મૂક્યું, ને કરી ધ્રુવની સાર;
અળગા રહીને માર કરતાં, વાળિયો સંધાર. ૨૫
રુધિરની તવ નદી ચાલી, ધડ તણાયાં જાય;
યક્ષની જે રચી માયા, તે તો મિથ્યા થાય. ૨૬
મનુરાય ને યક્ષ બીજા, ધ્રુવ તણો જે તાત;
તે દુઃખ ધરતા સર્વ આવ્યા, કહી સુતને વાત. ૨૭
તું તો વૈષ્ણવ સંત દીસે, કાં ચડાવે રીસ;
બ્રહ્મા આદે ત્રણ રૂપે, જાણીએ જગદીશ. ૨૮
સાધુ જનને ક્ષમા જોઇએ, ન કરે આમ ઉત્પાત;
પાદ જેહેના પૂજ્યા જોઇએ, તેને કરે કો ઘાત. ૨૯
જાણું છૌં તેં વૈર લીધુ, ઉત્તમ કેરું આજ;
તારી હવે શી સ્તુતિ કીજે, જેને મળ્યા શ્રી મહારાજ. ૩૦
તવ શંભૂના ભંડારી આવ્યા, કુબેર તેહેનું નામ;
ધ્રુવે દીઠા આવતા, તવ કીધા પ્રેમ પ્રણામ. ૩૧

### ઉથલો.

ધ્રુવજીએ પ્રણામ કીધો, બોલ્યા વાણી હાસ્ય;
કુબેર કહે કાંઇ માગીએ તમ્હે, કહે સેવક હરિના દાસ. ૩૨

## કડવું ૨૧ મું.

### રાગ પ્રભાતી.

કુબેર કહે સાંભળ ધ્રુવ વાત, ઉત્તાનપાદ રાય તાહારો તાત;
તે કુળમાં અવતરિયા તમ્હો, કાંઇએક માગો આપું અમ્હો. ૧

તે માટે હું છૌં તુષ્ટમાન, જે માગો તે આપું દાન;
ધ્રુવજી કહે સાંભળો શિવદાસ, વિષ્ણુ ભક્તિની માહારે આશ. ૨
સ્વામી આપો તો એહ દાન, સદા સેવા મહારે ભગવાન;
કુબેર કહે તમે યુદ્ધ પરહરો, એ તો મારું ગમતું કરો. ૩
એ બાપડા છે ઉપદેવ, સદાકાળ કરશે તમ સેવ;
વૈર તમ્હારે એ શું નહીં, તે તો સત્ય જ માનો સહી. ૪
ધ્રુવજી તું છૌં વૈષ્ણવ જંન, તારું જોઇએ નિર્મળ મંન;
સપ્ત ઋષિએ કહી તુને વાત, સઘળે જોજે શ્રી રઘુનાથ. ૫
તે શે તમ્હારે નાવ્યું મંન, એ તો છે શ્રી શિવના જંન;
ધ્રુવજી છો તમો મ્હોટા રાય, અંતર્ધ્યાન કુબેર જ થાય. ૬
તવ ધ્રુવજી આવ્યા સ્વસ્થાન, બ્રાહ્મણને બહુ દીધાં દાન;
છત્રિશ સહસ્ર વર્ષ કીધું રાજ્ય, સર્વ લોકનાં સીધ્યાં કાજ. ૭
પચાશ કોટિ પૃથ્વીનું માન, ત્યાં સઘળે ધ્રુવજી રાજાન;
એમ કરતાં તે વૃદ્ધ જ થાય, રાજ્ય સુતને સોંપી વંન જાય. ૮
કલ્પ વત્સને(?) આપી રાજ, આરાધ્યા સ્વામી મહારાજ;
ગંગા તીરે માંડયું ધ્યાન, આરાધન સ્વામી ભગવાન. ૯
વૈકુંઠથી આવિયું વિમાન, ઝળકે મોતી સૂર સમાન;
નંદ સુનંદ ગણ બે જેહ, વિમાન સાથે આવ્યા તેહ. ૧૦
જેણે સ્થાનકે કરે છે ધ્યાન, તેણે સ્થળે આવિયું વિમાન;
પાસે આવી ઝાલ્યો હાથ, ધ્રુવ કહે સાંભળીએ વાત. ૧૧
શ્રી નાથે મુન્હે કહી વાત, સાથે હશે મ્હારી માત;
તે માટે તો મંદિરમાં જઈ, સાથે માતાને લેશું સહી. ૧૨
તવ હરિગણ તે આવ્યા ઘેર, સંતોષ્યા ધ્રુવે બહુ પેર;
માત પુત્ર માંહે બેઠાં એવ, વિમાન ચાલ્યું અવશ્યમેવ. ૧૩
ચંદ્ર સૂર્ય ગ્રહમાળા જેહ, વાયુ તારા મંડળ તેહ;
તે પર અવિચળ પદ કરે રાજ, સ્થાપ્યો છે સ્વામી મહારાજ. ૧૪
એ આખ્યાન સાંભળશે જેહ, ચાર પદારથ પામે તેહ;
કવિતા કહે સેવક શ્રી રામ, વાસો છે ત્રંબાવટિ ગામ. ૧૫
મહિ સંગમ છે અતિ ઉલ્હાસ, ગાય સાંભળે વૈકુંઠવાસ;
વહાલેજીએ આપ્યો અધિકાર, કૃપા કીધી દેવ મુરાર. ૧૬
મનસા વાચા દ્દઢ વિશ્વાસ, સદા રામને જાણો પાસ;
સેવક જનની પૂરે આશ, એહ કરજોડી કહે હરિદાસ. ૧૭

બીજી પ્રતમાં કડહું ૨૨ મું રાગ પંચમ, કરી, નીચેની લીટીઓ વધુ આપી છે.

કર્યો આરંભ કેદારો સ્વામી, કરવા ધ્રુવ આખ્યાન;
સાધુ સ્મર્યાં માટે સ્વામી, પામ્યો શ્રી ભગવાન
ગોડી માહે કહ્યો તીર્થ મહિમા, શિવશર્માં ઓદ્ધરીયો;
દેશાખે નાભી કમળથી હરિ, બ્રહ્માજી અવતરીયો.
વેરાડીએ વૈરાગ્ય પામ્યો, માત વચને ધ્રુવ બાલ;
આશાવરીએ પછે વન જ આવ્યો, ત્યાં સપ્ત ઋષિ મળ્યા દયાળ
ધનાશ્રી એમાં ધ્રુવને પદ વિધ કહી, સપ્ત ઋષિ સધાવ્યા;
વળી ગોડીમાં મારગ જાતાં, નારદ ઋષિજી આવ્યા
અંદોલે ધ્રુવને હરિ ઓળખાવ્યા, મોકલ્યા મધુવન;
રામગ્રીએ ઉત્તાનપાતનું, ટાળ્યું દુ:ખ યશ માન
વળી અંદોલે મહા તપ માંડયો, લાગ્યું હરિસુ ધ્યાન;
ધવલ ધનાશ્રીએ મુક્તિ ભેટયા, આવ્યુ ચક્ર સત્ય માન
ગોડીમાં પછે દેવ સતોખ્યા, બ્રહ્માએ તેણી વાર;
પ્રભાતીમાં પ્રકટ થયા હરિ, કીધી ધ્રુવની સાર.
વસતમાં હરિની સ્તુતિ કીધી, ધ્રુવને ધ્રુવપદ આપ્યું;
અદોલ ગોડીમાં રાજ રીઝી, ભવબધન દુ ખ કાપ્યુ.
વળી ધનાશ્રીમાં શિવ દર્શન પામ્યા, ધ્રુવજી કાશીએ આવ્યા;
ભાણાવલીએ ધ્રુવ પુર ભણી આવ્યા, હરિ વૈકુઠ સધાવ્યા
મલારમાં ધ્રુવ મારગમાં જાતાં, ચિંતા બહુ મન આણી;
ભૂપાલો સામો ગયો રાજા, ધ્રુવજી આવ્યા જાણી.
દેશાખે ધ્રુવ પુરમાં આવ્યા, પરણ્યા નારી હવા પુત્ર;
પછે રાજ્ય કર્યું પ્રજા બહુ પાળી, યજ્ઞ કર્યાં બહુ સુત્ર.
પોતે રાજ્ય પુત્રને આપી, વંન ગયા તેણી વાર;
અરણ્ય જઈ અતર આરાધ્યો, ગયા ધ્રુવ મડળ, મેહેલ્યાં માત.
મૈત્રી કહે વિદુર તુ સાંભળ, ધ્રુવ ચરિત્ર વિશાળ;
પરમેશ્વરના પદને પામ્યો, પાચ વરસનો બાળ.
એહ ચરિત્ર ધ્રુવનું સાંભળતાં, પહોંચે મનની આશ;
નિર્મળ યશ અહરલોક પરલોક, પામે વૈકુઠ વાસ
એકાદશી વૈધૃત વ્યતિપાતે, પૂર્ણમાસી અમાસ;
એ યોગે હરિ ચરિત્ર કહેતાં, પૂરે શ્રી હરિ આશ.
સંવત્ સોલસેં સાડત્રી વર્ખે, ધ્રુવજીનું આખ્યાન;
એકાદશી શનિવારે પુરણ, કથારસ પાવન.
શ્રી ભગવત કથારસ પીવાને, શ્રવણે કીધુ પાન,
કોઈએક કથા કાશીખડની, સમર્યા શ્રી ભગવાન
સ્તભતીર્થપુર વૈકુઠ તોલે, કવિતાનો તાંહાં વાસ;
સાભળતાં વૈકુંઠપદ પામે, કહે સેવક હરિદાસ.

☞ આ કાવ્યની લખ્યા સાલ વિ. સંવત્ ૧૮૫૭ આષાડ સુદી ૭ ને શુક્રવાર છે.

ધ્રુવાખ્યાન સમાપ્ત.

# વિષ્ણુદાસ.*

## રુક્‌માંગદ આખ્યાન.

### કડવું ૧ લું.

રાગ ગોડી.

પ્રથમે પ્રણુમુ ગણુપતી રાય, જેથી કાર્ય સરાડે થાય. ૧
દયા કરો મને દુંદાલાદેવ, નીર્મળ મતિ આપો અવશ્યમેવ. ૨
હંસવાહની સરસ્વતી માય, અણે મુંજને કરો કીપાય. ૩
દેહ થકી ટાળો દૂર્મતી, નીર્મળ યશ આપો સરસ્વતી. ૪
માહારા ગુરુને ચરણે ચીત ધરું, હ્રદય માંહે હરી ચિંતન કરું. ૫
હરી ભટને કીયાએ કરી, ગાવું ચરીત્ર રુક્‌માંગદ પૂરી. ૬
વૈષ્ણુવ જનને નમું કરજોડ, ભૂલ્ય જાણી મા દેતા ખોડ. ૭
નારદ પુરાણુ વીષે ઇતિહાસ, બેઉ કરજોડી કહે વિષ્ણુદાસ. ૮
એકવાર માંધાતા રાય, વસિષ્ઠ ઋષિને લાગ્યા પાય. ૯
સ્વામી મુજને કહીયે સોય, કર્મ કાષ્ટ શી વીધનાં હોય. ૧૦
તેમાં શુષ્ક ને આદ્રક જેહ, સ્વામી મુજને કહીએ તેહ. ૧૧
કરે પ્રાશ્ચિત ને તે દહન, તે ત્યાં કોહોની હુતાશન. ૧૨
વળતા વસિષ્ટ બોલ્યા વાણુ, સુણુ માંધાતા ચતુર સુજાણુ. ૧૩
માનસીક વાચી કાયીક જેહ, કર્મ કાષ્ટ ત્રીવીધના એહ. ૧૪
વણુ જાણે જે પ્રાશ્ચિત થાય, શુષ્ક કર્મ જાણો તે રાય. ૧૫
જાણી નવાં નીપાવીએ જેહ, આદ્ર કર્મ ત્યાં કહીએ તેહ. ૧૬
વ્રત હરીવાસર હુતાશન, ત્રીવીધ કર્મને કરે દહંન. ૧૭
તેનો મહિમા છે અતી ઘણો, કહે વસીષ્ટ માંધાતા સુણો. ૧૮
શુકે કહ્યું સૌનકને જેહ, હું ત્યાં તમને કહું છું તેહ. ૧૯
એક સહસ્ર દીને ત્યાં યાગ, ના આવે વ્રત્ત ષોડસમો ભાગ. ૨૦
સકળ તીર્થ કરે ફળ જેહ, વ્રત તુલ્ય ન આવે તેહ. ૨૧
માત પીતા પક્ષ દશદશ હોય, દસ પ્રેમદા પક્ષે સોય. ૨૨
ત્રીશે પૂર્ણ વિભાગી થાય, વ્રતધારી સૌ વૈકુંઠ જાય. ૨૩
એકાદશી ઉદે વેળા હોય, તે દહાડે વ્રત કરવું સોય. ૨૪

---

* સુક્ષ્મ દૃષ્ટિયે અવલોકન કરતાં હરિદાસ તેજ વિષ્ણુદાસ હશે. દેશ ને કાળ એક જ જણાય છે.

અન્ન આહાર ત્યાં લીજે નહીં, રજની જાગ્રણ કરવું સહી. ૨૫
કરીએ દ્વાદશીએ પારણું, એહ વ્રત શ્રીનારાયણ તણું. ૨૬
આગે કર્યું છે જેણે રાય, સાંભળ તેહ તણો મહીમાય. ૨૭
જેહ કરતા સારેધાર, મહા પાપ છૂટે નર નાર. ૨૮
વિદેહ નગ્ર રુક્ષ્માંગદ રાય, સૂર્યવંશી બળીઓ કહેવાય. ૨૯
જેહ તણે મન છે આનંદ, સદા કાળ સેવે ગોવિંદ. ૩૦
રાણી ત્રણસે રાયને વળી, તેમાં મૂખ્ય છે સંધ્યાવળી. ૩૧
તેને પૂત્ર ધર્માંગદ એક, જે જાણે મન જ્ઞાન વિવેક. ૩૨
રિદ્ધ સિદ્ધ સંપત્ય અતી ઘણી, એવી રાજધાની રુક્ષ્માંગદ તણી. ૩૩
ઉત્તમ વ્રત હરીવાસર જેહ, રાય રુક્ષ્માંગદ પાળે તેહ. ૩૪
વર્ષ આઠથી એશી માંહ્ય, રાયની આણ ફરે નગ્ર જ્યાંહ. ૩૫
હરી ભજન કરે નહીં જે કોય, તેને દંડ રાજાનો હોય. ૩૬
દશમી તણે દીન સારોધાર, પડે. વગડાવે નગ્ર મોજાર. ૩૭
એવું રાજા કહે વચન, વાહાણે વ્રત હરીવાસર દીન. ૩૮
હરીવાસર વ્રત જે લોપશે, તેને દંડ રાજાનો થશે. ૩૯
સૌ રાયની આજ્ઞા શીર ધરે, હરીવાસર વ્રત સૌકો કરે. ૪૦
એણી પેરે કરાવે વ્રત રાય, પ્રાણી માત્ર સૌ વૈકુંઠ જાય. ૪૧
જમ સદનનો માર્ગ જેહ, દિવસ કેટલે ભાગ્યો તેહ. ૪૨
ઉદ્ધસવાસ થયો સૌ ત્યાંહે, એવે નારદ આવ્યા જમપુરી માંહે ૪૩
ધર્મરાય બહુ માન જ દીધ, રૂષિને પ્રણામ જ કીધ. ૪૪
નારદ પૂછે કહો રાય ધર્મ, તારું સ્થાનક દીશે એમ. ૪૫
ઋષિનાં વચન સુણી અવશ્યમેવ, ધર્મરાય બોલ્યા તતખેવ. ૪૬
ભૂતળ રાય રુક્ષ્માંગદ જેહ, હરીવાસર વ્રત પાળે તેહ. ૪૭
તેના પુંન્ય તણો મહીમાય, પ્રાણી માત્ર વૈકુંઠે જાય. ૪૮
જમસુદન કો આવે નહી, તે માટે થયું ઉદ્ધસ અહી. ૪૯
બ્રહ્માને સંભળાવું એહ, તો મારું દુઃખ ટાળે તેહ. ૫૦
ત્યાંથી નારદ ને ધર્મ રાય, વેગે પોહોંચ્યા બ્રહ્મ સભાય. ૫૧
ત્હાં વેદગીરી ને સાગર જેહ, મૌર્તવંત બેઠા છે તેહ. ૫૨
ગ્રહ નક્ષત્ર નદી ગુણસાર, રજની દિવસ ને યુગચાર. ૫૩
પક્ષ માસ સંવત્સર હોય, મૌર્તવત બેઠા સૌ કોય. ૫૪
મહા મોટા બેઠા મુનિજન, જમને દેખી વિમાશે મન. ૫૫
કોઈએક સાધુ અંશે અવતર્યો, તેણે ભંગ એ માર્ગ કર્યો. ૫૬
તે માટે ઇહાં આવ્યો એહ, તેહ વાતમાં નહીં સંદેહ. ૫૭
ધર્મરાય પછે આવ્યા ત્યાંહે, ચતુરાનન બેઠા છે જ્યાંહે. ૮૫

મહા શોક દુઃખ આણ્યું મંન, ચર્ણે લાગે ને કરે રુદંન. ૫૯
પૂછે વિરંચી સુણો ધર્મ રાય, કોણે ભંગ કીધો તુંજ મહીમાય. ૬૦
એવાં વચન સુણ્યાં નીર્ધાર, ધર્મરાય બોલ્યા તેણીવાર. ૬૧
સ્વામી ધીક જીવ્યું કહીએ આપ, જેવી ખંડીત હોય પ્રતાપ. ૬૨
સ્વામી હું સેવક તાહરો, મહીમા સર્વ ગયો માહરો. ૬૩
સ્વામી કાર્ય સેવક નવ કરે, રૌં રૌં નરકે તે સંચરે. ૬૪
તે માટે તારી આજ્ઞા જેહ, મેં તો કાંઈ નથી લોપી તેહ. ૬૫
તે લોપી રુક્ષ્માંગદ રાય, પાપી પુંન્ય વૈકુંઠે જાય. ૬૬
તજ્યાં કર્મ ને ધર્મ અનેક, હરીવાસર વ્રત પાળે એક. ૬૭
તે ત્યાં સર્વ વૈકુંઠે જાય, આપણે શો કરવો ઉપાય. ૬૮
જમસુદન કો આવે નહીં, તે માટે થયું ઉદ્દસ તહી. ૬૯
ધર્મ તણું વાયેક સાંભળી, બ્રહ્માજી પછે બોલ્યા વળી. ૭૦
હરીના નામનો મહીમા જેહ, સાંભળ હું તને કહું તેહ. ૭૧
કાશીને કુરુક્ષેત્ર જ જાય, પૂષ્કર તીર્થ ભલાય ગવાય. ૭૨
પ્રયાગ જઇને કરે વિશ્રામ, તે પામે અદકું હરિનું નામ. ૭૩
રતવતી સર્વ પતીને પાણુ, મદ માંસ રચ્યું નિર્વાણુ. ૭૪
વિપ્ર થકી તે ભોજન કરે, હરીને નામે તેઓ પણુ તરે. ૭૫
એવો નામતણો મહીમાય, બ્રહ્મા કહે સાંભળો ધર્મરાય. ૭૬
તે હરિનું વ્રત પાળે જેહ, કેમ વૈકુંઠ ન પામે તેહ. ૭૭
શિવ ભાસ્કરનો અનુચર જેહ, કદાચમેં વશ થાયે તેહ. ૭૮
પણુ હરી સેવક સાથે નીરધાર, મેં નવ ચાલે એક લગાર. ૭૯
એવાં વચન સુણીને સારોધાર, કાગળ લંપટ (?) મેહેલ્યા તેણીવાર. ૮૦
નારદ કહે બ્રહ્માને વાત, એમ કરતાં નવ ચાલે તાત. ૮૧
કહે વિષ્ણુદાસ એવું સાંભળી, બ્રહ્મા મંન વિમાશે વળી. ૮૨

———:o:———

## કડવું ૨ જું.

### રાગ આશાવરી.

કાંઇ બ્રહ્માજીએ સાંભળીઉં જેહરે, ત્યારે વચન શ્રી નારદ કહેરે. ૧

### ઢાળ.

સનમાન દીધું અતિ ઘણું, દુઃખનો કરવા ભંગ;
પંચતત્વથી પ્રગટીઉં, એક નારી રૂપ સુચંગ. ૧
લાવણ્ય શોભા અતિ ઘણી, જેના તેજનો નહી પાર;
અવલોક મન ત્યાં બ્રહ્મા તણું, વિહ્વળ થયું તેણીવાર. ૨

તે માટે વશીષ્ટ કહે, માંધાતા તું અવિધાર;
માન ભાવ જે જન હોય તે, નૈણે નવ નીર્ખે નાર. ૩
પછી જ્ઞાન દ્રષ્ટે જોયું બ્રહ્માએ, વિચારીઉં તતખેવ;
ધર્મ પ્રત્યે બોલવાને, થયા તત્પર ભૂદેવ. ૪
પછે બ્રહ્મા પ્રત્યે બોલે કન્યા, મુજને કહો નીર્ધાર;
દર્શણે પર્વત કરું પાણી, હેલાં માત્ર મોઝાર. ૫
તહાં લગી સુમાર્ગ આચરે, જ્યાં લગી ઈંદ્રી વશ હોય;
જપ તપ તીર્થ ત્યાં લગી, સર્વ આદરે નર સોય. ૬
તહાં લગી દેવાર્ચન કરે, ત્યાં લગી દે બહુ દાન;
ત્યાં લગી કર્મ ક્રિયા કરે, ત્યાં લગી હરીનું નામ. ૭
ત્યાં લગી શ્રુતી સ્મૃતી ભણે, ત્યાં લગે શ્રવણ ગુણ જાણ;
જ્યાં લગે વાગ્યાં નવ હોય, સ્ત્રી તણાં કટાક્ષ બાણ. ૮
તે માટે આજ્ઞા આપો તે, કરું હું મારા તાત;
વળતી ત્યાં બ્રહ્માજી વદે, સાંભળ પૂત્રી વાત. ૯
સંસાર કારણ આપણાં, ભગવંત વહાલા ધર્મ;
તે માટે તુજને કહું તે, કરોને કારજ કર્મ. ૧૦
પૃથ્વીતલ પધારીએ, નિર્મળ તારું મંન;
જે ધરા ધર્મ કેવા ધરે, પૃથ્વીતણા રાજંન. ૧૧
એક રુક્ષ્માંગદ રાજા ભલો, અવની તળ અવતાર;
વેગે વિશેષે કરી જઈ, છલ પાડને એકવાર. ૧૨
તે તણું વ્રત મૂકાવજે, માગું છું એ માન;
મદ્રાચળ ઉપર જઈ તું, કરજે સંગીત ગાન. ૧૩
તેણે વને મૃગયા જશે, આવશે રમતો ત્યાંહે;
ગાયન તારું સાંભળી રાજા, મૂર્છા થશેની જ્યાંહે. ૧૪
ત્યારે ગ્રહી તું બેઠો કરજે, સત્ય વચન માંગજે સાર;
કો સમે માગ્યું ના ન કહેતો, હું છું ધરની નાર. ૧૫
તે રાય તુજને ત્યાં પરણશે, આપશે એ નિર્ધાર;
કો સમે રંગે વિલાસ ત્યાં, છંડાવજે વ્રત સાર. ૧૬
હવે પૂત્રી તું સાંભળ સહી, મોહણી તારું નામ;
ત્યાંહાં થકી પ્રેમદા પર્વરી, તાતને કરી પ્રણામ. ૧૭
બ્રહ્મસુદનથી સાંચરી તે, ઘટીકા ચાર મોઝાર;
મંદ્રાચળ ગીરી ઉપર પોંહોંચી, જે છે મોહણી નાર. ૧૮
અવલોકતાં દ્રષ્ટે પડી, શલ્યા એક સુચંગ;
તેના ઉપર પ્રાચીન છે માહા, રુદ્ર કેરું લિંગ. ૧૯

શિવલિંગની શોભા ઘણી, તે તહાં કહી નવ જાય;
મોહણીએ ત્યાં પૂજા કરી, આનંદ અંગ ન માય. ૨૦
અભિનવા ત્યાં નાદ કરીને, આપને ઈશ્વર માન;
મહાદેવજીની આગળ રહીને, આરંભે નૃત્ય ગાન. ૨૧

વલણ.

આરંભ્યું નીજ ગાન એવી, વાણી વશીષ્ટે કહી;
રુક્ષ્માંગદ મૃગયા ગયો, હવે તે કથા સાંભળ સહી. ૨૨

---

## કડવું ૩ જું.

### રાગ—આસાવરી.

કાંઈ વશીષ્ટ રુષિ ઓચરે એમ વાણીરે;
કાંઈ રાણી તેડી સંધ્યા સાથે મન જાણીરે. ૧
કાંઈ એમ બોલે રુક્ષ્માંગદ રાયરે;
મૃગયા રમવા જવા મન થાયરે. ૨

ઢાળ.

ઇચ્છા થઈ મૃગયા જવા, આશા પુરી ચંત્ત;
સંધ્યા વળી વળતું વદે, સાંભળો મારા કંથ. ૩
મૃગયા જઈ બહુ જંતુ હણી, બધાશે મોટાં કર્મ;
તમે ઈંદ્રીનો નીગ્રે કરી, આરાધો પરિબ્રહ્મ. ૪
વળતી તે રાજાજી કેહે, રાણીજી સુણીએ વાત;
તારાં વચન માટે જંતુને, નહીં કરું ઉપઘાત. ૫
ધર્માંગદ પૂત્રને તેડીને, ભળાવું સૌ આ રાજ;
પછી અસ્વારૂઢ થઇને, રાય સાંચર્યાં વનમાં જ. ૬
પછી જોજન અઠયોતર આવ્યા, નગ્ર થકી તે રાય;
એક દીઠું વન રળીયામણું, આણંદ અંગ ન માય. ૭
વનસ્પતિ ભાર અઢાર શોભા, અનેક અતિ ઉત્તમ;
તે મધ્યે છે રળીયામણો, વામદેવનો આશ્રમ. ૮
અશ્વ થકી પછી ઉતર્યાં, આશ્રમ પોહોંચ્યા રાય;
પછી અન્યોઅન્ય ભેટ્યા સહી, આણંદ અગ ન માય. ૯
રાજા કહે મેં પૂર્વ ભવે, શાં શાં કીધાં છે પુન્ય;
જેણે કરી સર્વે સુખ પામ્યો, તે મને કહો મુનીજંન. ૧૦

વલણ.

મને કહો મુનીજંન એવી, રાજા વાણી આચરે;
વિષ્ણુદાસ કહે ઋષિ ઓચર્યા, તે વચન ત્યાં શ્રવણે ધરે. ૧૧



## કડવું ૪ થું.

### રાગ આસાવરી.

વામદેવ કહે સાંભળો રાયરે, મહીમારે કહું કર્મ તારા તણોરે; ૧
પૂર્વે તું હતો શુદ્રનો અવતારરે, આચાર વિવેક તું જાણુતો સહીરે. ૨

ઢાળ.

આચાર વિવેક તું જાણુતો પણ, દુષ્ટ હતી ઘરનાર;
તે દુઃખે ચાલ્યો તીર્થ કરવા, મહાવન મોઝાર. ૩
મહા તીર્થ કરતાં તું ગયોરે, મંદ્રાચળ છે જ્યાંહે;
એક વ્યાસ પણ કરતો સહી, પછી તું રહ્યો જઈ ત્યાંહે. ૪
અસુંન્ય શયની વ્રત મહીમા, તેં સાંભળીયો ત્યાંહે;
પછે કેટલેક દીવસે આવીયો, પોતાનો આશ્રમ જ્યાંહે. ૫
પછી વ્રત આરંભ્યું શ્રાવણે, દ્વિતીયા શુક્લ પાવંન;
નારાયણ લક્ષ્મી તણી પુજા, કરી તેં દીનપ્રતીદીન. ૬
અર્ધ દિવસ પ્રત્યે જુજવા, બહુ પુષ્પ ચંદન સાર;
એક ભુક્ત તું ભોગી રાજા, કરી તે માસ ચાર. ૭
તે માટે સંતોષજ પામ્યા, સ્વામી શ્રી હરી જેહ;
ત્યાં થકી તારું રીષ્ટ થયુ, પછી પામ્યો આ દેહ. ૮
તે પુન્ય માટે રાજ ગૃહે, તુ પામીસો અવતાર;
ધર્માંગદ પછી પૂત્ર તારે, સંધ્યાવળી ઘેર નાર. ૯
પછી રાય વળતો એમ કહે, ઋષિને કરી પ્રણામ;
મદ્રાચળ તે પર્વત જાવા, છે ઇચ્છા મુજને શ્યામ. ૧૦
આશીષ માગી ત્યાં થકી રાયે, સાંચર્યાં તતખેવ;
પછી થોડે દીવસે આવીયા, જ્યાંહાં મંદ્રાચળ અવશ્યમેવ. ૧૧
ત્યાં અશ્વ હેઠળ બાંધીને, પર્વત ચડ્યા ભૂપાળ;
એટલે મોહણી કેરું ગાયન, સાંભળીયું તત્કાળ. ૧૨
ત્યાં નાદ બાણે વીંધીઓ, ત્યાં આવ્યો અવશ્ય મેવ;
તેનું રૂપ દેખી રાયજી, મુર્છા થયો તતખેવ. ૧૩
પછી કર ગ્રહીને બેઠા કર્યો, પટકૂલે નાખે વાય;
અમૃત વાક્યો ઉચરે ને, બેઠો કર્યો તે રાય. ૧૪

રાજા કહેરે કામની, તું કોણ કેની નાર;
અહીંઆં આવી કોણ કારણે, મુજને કહે નીરધાર. ૧૫
હું તનયા બ્રહ્માતણી, મોહણી મારું નામ;
તું સરખો કો કંથ વરવા, આવી આણે ઠામ. ૧૬
ત્યાં રાજા વળતો એમ કહે, મોહની તું અવિધાર;
જે માગે તે આપું તને, તું થાય મારી નાર. ૧૭
મોહણી કહે હું જ્યારે માગું, ઈચ્છા મુજને થાય;
તમે તે વારે ના નહીં કહો તો, વરું તમને રાય. ૧૮
સત્ય વચન રાયે આપીયું, આણંદ પામી નાર;
ગાંધર્વ વિવાહ કર્યો પછી, ને થયો જેજેકાર. ૧૯
કેટલાક દીવસ ત્યાં રહ્યા, આનંદ અંગ ન માય;
હવે કહો તો આપણ દેશ જઈએ, એમ બોલ્યા રાય. ૨૦
અબળા કહે તે કીજીએ, જે ચિત્ત માને શામ;
પછી રાય મોહણી આવીયાં, હય બાંધ્યો જે ઠામ. ૨૧
ત્યાં ગ્રેહેગોધા એહનીરી,* ચંપાઈ અશ્વને પાય;
આપદા ભાંગી એહની, તેને ઉદક છાંટયું રાય. ૨૨
આપદા ભાગી દેહની, તતક્ષણ તેણીવાર;
તેને મનુષ્યની વાચા થઇ, જળ છાંટતાં નીરધાર. ૨૩

વલણ.

હેલાં માત્ર મોજાર, રાજાપ્રત્યે બોલી સહી;
વિષ્ણુદાસ કહે ગત જન્મની, તેણે કથા કઈ પેરે કહી. ૨૪

---

## કડવું ૫ મું.

### રાગ કેદારો.

ગ્રેહેગોધા એમ ઓચરે, રાજા તે શ્રવણે ધરે;
પેહેલા જન્મની વાર્તા કરે, તે સાંભળવા એક ચિત્ત કરે. ૧

ઢાળ.

પેલા જન્મની વાત કહું, રુક્માંગદ અવિધાર;
સાંબ નગ્ર વીષે હતી, બ્રાહ્મણ ઘેર અવતાર. ૨
રૂપકળા લાવણ્ય વિશેષ, હું હતી બળવંત;
પીયુ પરરામાની સાથે રમે, મુજ સાથે નહી ચીત. ૩

---

* ગ્રેહેગોધા—ઘરોળી—એક પ્રાણી. એહનીરીનો અર્થ ખબર પડતી નથી.

મેં મનમાં વીચાર કીધો, કેમ પીયુડો વશ થાય;
પછી કોઇએક સૈયર સાથે જૈને, કહ્યો સર્વ ઉપાય. ૪
પછી સૈયર કહે સાંભળરે, બાઈ મારે હતી એ પેર;
કોઇએક સ્ત્રી ગુણવંત સાંભળી, હું ગઈ તેને ઘેર. ૫
તેણીએ ત્યાં કામણ કરી આપ્યું, મુંજ વશ થયો ભરથાર;
એમ કહી મને મોકલી, તેહ તણા ધર દ્વાર. ૬
પછી તે સ્ત્રીને મેં નૈણે નીર્ખી, આણંદ અંગ ન માય;
પાણ તણી એક આપી મૂદ્રિકા, હું લાગી તેને પાય. ૭
પછે તેણીએ પુછયું શું બાઈ તારે, વશ નથી ભરથાર;
મેં કહ્યું માતાજી તમારું, વચન સારોધાર. ૮
પછી તેણીએ એક ચૂર્ણ આપ્યું, મેં પીયુંને દીધુ તેહ;
પછે દુઃખ જતાં રોગ ઉપન્યો, ક્ષીણ થયો તેનો દેહ. ૯
સજ્યાથી ઉઠે નહીં, મૂખે મેહેલે નિઃશ્વાસ;
હવે અબળા મને કર સુખી, હું થઇશ તારો દાસ. ૧૦
પછી હું વળી તે સ્ત્રી કને, ફરી આપ્યું ચૂર્ણ જેહ;
તે ત્યાં મેં સ્વામીને દીધુ, દિવ્ય થયો તેનો દેહ. ૧૧
પછી કંથ મારે વશ વરત્યો, અનુદીન સારોધાર;
પછી મૃત્યુ પામી હું અબળા, નાખી નર્ક મોજાર. ૧૨
યુગ પદર મેં ત્યાં કષ્ટ વેઠયું, ઘણું પામી વેદના ત્યાંહે;
પછી ધરોળીનો દેહ રાજા, પામી છું હું આંહે. ૧૩
તે માટે કો વળી ઇચ્છે, વશ કરવા ભરથાર;
તે સ્ત્રીનો ત્યાં અંતકાળે, નર્કમાં નહીં ઠાર. ૧૪
માટે શ્રાવણ દ્વાદશીનું પુન્ય મુજને, જો આપો તમે રાય;
તો નિશ્ચે હું હરીપદ પામુ, નથી બીજો ઉપાય. ૧૫
તેણે સમે ત્યાં રાય પ્રત્યે, એમ કહે મોહણી નાર;
એ અધમ જાતને પુન્ય આપવા, તમને નહીં અધિકાર. ૧૬
જેણીએ ભરથાર વશ કીધો, તે પ્રાશ્ચિત કેમ મૂકાય;
પય વીષધરને પાઇએ તો, વીષ શરાડે થાય. ૧૭
જેમ જેમ સૂકાં ત્રણ ચરે, તેમ તેમ દૂઝે ગાય;
પાત્ર કુપાત્રતણો એ અંતર, સત્ય જાણજો રાય. ૧૮
પછી રાજા કહે જેમ સૂર્યની, સઘળે સરખી દ્રષ્ટ;
તેમ મારે મન સર્વ સરખું, ટાળું એનું કષ્ટ. ૧૯

રાય હરીચંદ્રે આપ* વેચ્યું, ઋષિને સોંપ્યું રાજ;
પ્રારથાં† હસ્તી દધીચે આપ્યાં, સત્ય રાખવા કાજ. ૨૦
શંખે માંસ પોતાનું આપ્યું, કપોતનું દુઃખ ટાળ્યું;
જીવાત્માને જીવતવ્ય આપ્યું, સત્ય વચન ત્યાં પાળ્યું. ૨૧
એમ કહી રાયે સુક્રીત આપ્યું, મન કૃષ્ણ સાથે સાર;
પછી દીવ્ય દેહને કન્યા પામી, હેલાં માત્ર મોઝાર. ૨૨
આવી રાયને ચરણે લાગી, હૈડે અતિ ઉલ્લાસ;
તતક્ષણ ત્યાં વૈમાન આવ્યું, પામી વૈકુંઠવાસ. ૨૩
વશીષ્ટ ઋષિ વાણી વદે, સુણ માંધાતા રાય;
પછી ત્યાં થકી તે રાણી રાજા, નગ્ર પોતાને જાય. ૨૪

વલણ.

નગ્ર ભણી તે જાય રાજા, તેમાં નહીં સંદેહ;
કહે વિષ્ણુદાસ ધર્માંગદ પૂત્રે, વાત સાંભળી તેહ. ૨૫

---

## કડવું ૬ હું.

### રાગ કેદારો.

ધર્માંગદે જાણી વાત, આવે છે મારો તાત;
રળીયાત થયો તે મનમાં અતી ઘણોરે. ૧

ઢાળ.

મનમાં ઘણું રળીયાત થયો, ધર્માંગદ તેણીવાર;
સૈન્ય સકળ સંગાથે સામો, ચાલ્યો સારોધાર. ૨
એક જોજન ગયા પછી, ત્યાં સામા દીઠા રાય;
અશ્વ થકી ઉતરી ધર્માંગદ, લાગ્યો પીતાને પાય. ૩
પછી અન્યોઅન્ય આલિંગન દીધાં, આણી પ્રેમ અપાર;
કુશળ વાર્તા નગ્ર તણી મને, કહો કુંવર નીરધાર. ૪
કહે કુંવર રાય તમારી, આજ્ઞા સર્વકો પાળે;
પ્રાણી માત્રકો ધર્મ ધીરજથી, અન્ય માર્ગ નહીં ચાલે. ૫
એમ વચન શ્રવણે સાંભળીને, રાય થયા રળીયાતઃ
વળી પૂત્ર ધર્માંગદ પ્રેમે પૂછે, પીતાને સૌ વાત. ૬
આ ભાર્યા તે કોણ છે, તેના તેજનો નહીં પાર;
નાગ કન્યા કે સમૂદ્ર તનયા, કહો મુજને નીરધાર. ૭

---

* શરીર. † પ્રાર્થના કરવાથી.

પછી રાય કહે સુણુ ધર્માંગદ, બ્રહ્મા એનો તાત;
નામ મોહણી મારી ભાર્યા, પૂત્ર તારી માત. ૮
મંદ્રાચળ તપ કરતી હતી, મૂજ કારણુ નીર્ધાર;
સત્ય વચન જમણે કર આપીને, મેં ત્યાં વરી એ નાર. ૯
ત્યાર પછી દીન કેટલાક ત્યાં, સુખે રહ્યા તેણે ઠામ;
ત્યાં થકી હું ત્રોતેર દીવસે, આવ્યો આપણે ગામ. ૧૦
ધર્માંગદ એવાં વચન સાંભળી, મોહણીને લાગ્યો પાય;
અંબે મુજને કરો કૃતારથ, હૈડે હર્ષ ન માય. ૧૧
ત્યાં થકી પછે સૈન્ય સાથે, આવ્યા નગ્ર મોઝાર;
પ્રાણી માત્ર સહુ હર્ષ પામ્યા, થયો ત્યાં જયજયકાર. ૧૨
મા બાપને સાથે ચાલ્યો, ધર્માંગદ મન ભાવ્યો;
પછી પૂત્ર મોહણીને તેડી, ઘેર પોતાને આવ્યો. ૧૩
પછી માતની ભક્તિ કરે ઘણી, બહુ આપ્યા ત્યાં શણુગાર;
નાના વિધનાં પટકૂળ આપ્યાં, તેનો લેઉં નહી પાર. ૧૪
પછે સંધ્યા ત્યાં તત્કાળ આવ્યાં, મોહણીને લાગ્યાં પાય;
સેવાભાવ ભક્તિ કરે, આનંદ અંગ ન માય. ૧૫
સ્વપત્નીનો ભાવ ન આણે, રાણી મન રળીયાત;
સંધ્યાવળીને અળગાં તેડી, કહે ધર્માંગદ વાત. ૧૬
ઘણી ભાર્યા હોય પુરુષને, સાંભળ સાચું માય;
લઘુએ વૃદ્ધની સેવા કરવી, એવો સંમૃત* ન્યાય. ૧૭
માહાન વૃદ્ધપણું તુ જાણજે, પીયુને વલ્લભ હોય;
તેની ભક્તિ વિશેષ કરવી, સતીનો ધર્મ ત્યાં સો'ય. ૧૮

વલણ.

તે સતીને નીર્ભે પક્ષે, સાર કરે ભગવાન;
તું માતાજી સાંભળ સહી, તે ઉપર કહું આખ્યાન. ૧૯

---

## કડવું ૭ મું.

### રાગ સામેરી.

વશિષ્ટ કહે તે રાણી ગુણુવંતરે, ચીત વીષે તે ત્યાં નવ ચળીરે;
કહે કુંવર ધર્માંગદ વાતરે, સાંભળો માત સંધ્યાવળીરે. ૧

---

* સ્મૃતિનો.

## ઢાળ.

સંધ્યાવળી તમે સાંભળો, હું કહું સારોધાર;
બ્રાહ્મણ એક હતો સહી, શંકક નગ્ર મોઝાર. ૨
તેને વેશ્યા સાથે સ્નેહ ઘણો, ક્રીડા કરે અનુદીન;
પણ ઘેર ભાર્યા સાધવી, તેથી ન માને મંન. ૩
તે બ્રાહ્મણે ત્યાં સહુ તજ્યું, ધર્મ કર્મ આચાર;
સેવા તે બેઉની કરે, સાધવી ઘરની નાર. ૪
એક દીવસ માંસ મહીષતણું, તેણે કર્યું ભોજંન;
પછી પિંડ પાપે પૂર્ણ પણ, શંકા ન આણે મંન. ૫
ધર્માંગદ કહે છે તે વિપ્રને, તે પાપને સંજોગ;
દેહ વખે દુઃખ ઉપજ્યું જે, ભગંદર કેરો રોગ. ૬
વેશ્યાએ રાખ્યો ત્યાં લગી, જ્યાંહાં લગી હતું ધંન;
પછી મેલ્યો પરહરી, મહા દુઃખ પામ્યો મંન. ૭
પછી દીન વાક્યો ઉચરે, સ્ત્રી પ્રત્યે તત્કાળ;
તું અરે અબળા સાધવી, તું કરે મારી સંભાળ. ૮
ધીક ધીક જીવતવ્ય માહારું, હું ત્યાં થયો અનાથ;
સાધવી તુજને પરહરી હું, મોહ્યો વેશ્યા સાથ. ૯
જે કોઈ સાધવીને પરહરી, અન્યથી રાખે સ્નેહ;
આ જન્મથી પંદરમે જન્મ, તેને નપુંસક દેહ. ૧૦
પછી ઉલૂકની તે દેહ પામે, ભોગવે દુઃખ આપ;
સાધવી સ્ત્રીને ત્યાગ કર્યાનો, એવો છે પ્રતાપ. ૧૧
પછી સ્ત્રી કહે રખે મનમાં, ધરો દુઃખ લગાર;
મેં સેવા તેની કરી, એહ તમારો ઉપકાર. ૧૨
ચંડિકા માતાજી કીજીએ, આરોગ્ય મુજ ભરથાર;
નવદુર્ગા વ્રત તમારાં હું, કરીશ ત્યાં નિર્ધાર. ૧૩
સૂર્ય તમારી સ્તુતિ કરું ને, નમી નમી લાગું પાય;
હું હર્ખે દેઇશ વધામણાં, સ્વામીને જો સુખ થાય. ૧૪
સ્વામી તણી જે કોઇ સેવા, કરે વિવિધ પ્રકાર;
પણ સ્ત્રી તે તેની શંકા મનમાં, નવ ધરે કાંઇ લગાર. ૧૫
એણી પેરે કરતાં રોગ વધ્યો ને, સાધવી કરે છે સેવ;
પછી સ્ત્રીએ અવની વિશે, પીયુને પોઢાડ્યો તતખેવ. ૧૬
તેનું મન ગયું વેશ્યા કને, મૂખે થકી ન બોલાય;
પછી સ્ત્રીએ મંન વિમાસીયું, હવે કોણ કરું ઉપાય. ૧૭

પછી ગઈ વેશ્યા કને, જૈને કહી તે પેર;
તેણીએ આપી કંચુકી, લાવી પોતાને ઘેર. ૧૮
તે દેખાડી જૈ કંથને, તે લીધી રુદયા બાર;
તત્કાળ તેના પ્રાણ છાંડ્યા, હલાં માત્ર મોઝાર. ૧૯
પછી સ્ત્રીએ મન વિચાર કરીને, સગપણ કીધું સાથ;*
ભર્થાર સાથે બેહુને, ઉદ્ધાર્યા વૈકુંઠનાથ. ૨૧
સતી કેરા ધર્મ મેં ત્યાં, કહ્યો તમોને માત;
મોહણી ઉપર દ્વેષ માતા, મિથ્યામાં કરતી માત. ૨૧
સંખ્યા વળતી એવું સાંભળી, ત્યાં થયાં મન રળીયાત;
ધન્ય ધર્માંગદ કુંવર મારા, તેં કહી ઉત્તમ વાત. ૨૨
ત્યાં મોહણીને ખટરસ, નિત્ય કરાવે ભોજન;
સંખ્યાવળી રલીયાત થૈને, આણંદ આણે મન. ૨૩

વલણ.

આણંદ પામી મંન માતા, તેમાં કાંઈ સંદેહ નહી.
વિષ્ણુદાસ કહે હવે ધર્માંગદ, મોહણીને કેહે છે સહી. ૨૪



## કડવું ૮ મું.

રાગ ધનાશ્રી.

વશિષ્ટ વાણી ઓચરેરે, સુણ માંધાતા રાયજી;
ધર્માંગદને કેહે છે મોહણી, આણંદ અંગ ન માયજી. ૧
સાંભળ પૂત્ર ધર્માંગદ સાચું, તુજને કહું છું આજજી;
હવે રાજાને આંહી તેડી લાવો, ક્રીડા કરવા કાજજી. ૨
એવુંરે સાંભળી પૂત્ર પિતાને, તેડી લાવ્યો ત્યાંહેજી;
વદન જોઇ વીનતાતણું પછે, રાય રીઝયા મન માંહેજી. ૩
વળતી વાકય કહે મોહણી, રાય સુણો નીરધારજી;
તમઘેર વિનતા સાધવી, સંખ્યાવળી નાદજી. ૪
સતી સકળમાં શિરોમણી છે, સર્વ ગુણની જાણજી;
જેને શ્રાપે મુંજ પીતા પડે તો, હું તે કોણ માત્રજી. ૫
આપણ બેહુંને આશા જે, તે આપે ત્યાં નારજી;
તો તો સ્વામી ક્રીડા કાજે, નીર્ભે થઈએ અપારજી. ૬
એવાંવચન ત્યાં શ્રવણે સાંભળી, ચિંતાતુર થયા રાયજી;
તવ ધર્માંગદ જઇ વિનવ્યા, સંખ્યાવળી માયજી. ૭

* અર્થાત્ તે બ્રાહ્મણી સતી થઈ.

બેઉ કરજોડી કરું વિનતી, સાંભળ મારી માતજી;
રાજાને હવે આજ્ઞા દ્યોને, વિલાશ મોહણી સાથજી. ૮
પૂત્ર તણાં એવાં વચન સાંભળી, વળતી બોલ્યાં માયજી;
શીશ છેદાય આપણું પણ, વચન કહ્યું નવ જાયજી. ૯
ખાઇએ વિષ અથવા જળ વેહેતે, પુરે આપ મૂકાયેજી;
અથવા અગ્નિ પ્રવેશ થાય પણ, વચન કહ્યું નવ જાયેજી. ૧૦
વૈરે આપણો હાથ સકોમળ, વશીયર મૂખ મૂકાયેજી;
અથવા વ્યાઘ્ર વદને જઇએ, પણ વચન કહ્યું નવ જાયેજી. ૧૧
અથવા ઘર ઘર વાત આપણી, થાતી સર્વે અપાયેજી;
પડે દંડ શીર ખમી રહીએ, પણ વચન કહ્યું નવ જાયેજી. ૧૨
વળતી ધર્માંગદ એમજ બોલ્યો, સાંભળ મારી માતજી;
હવે પ્રાણ તજીશ હું તારી આગળ, જો નહીં માનો વાતજી. ૧૩
વળી માત પ્રત્યે પ્રતી બોધ કારણે, કુંવર બોલ્યો વાણુજી;
મારા પિતાને દુઃખ દેશે તેને, ઘાત કરીશ નીરવાણુજી. ૧૪
એવું વાકય શ્રવણે સાંભળી, મનમાં કંપી માતજી;
પછી પુત્ર પ્રત્યે એણી પેર બોલે, સુણ ધર્માંગદ વાતજી. ૧૫
આગે એવી રીત છે જે, સુણો કુંવર નીરધારજી;
વૃદ્ધ વિનતાને સંતોષે તો, અવર વરે પીયું નારજી. ૧૬
બીજી સ્ત્રી વરતાં ધન લાગે, તેથી દ્વિગુણ પ્રમાણુજી;
જો આપે તો આપું આજ્ઞા, વિલાસ રાજ સુજાણુજી. ૧૭
એવું વાકય શ્રવણે સાંભળી, પુત્ર થયો રળીયાતજી,
પછે કોટીક ઘણું તેને ધંન આપ્યું, આયુષ દીધુ માતજી. ૧૮
પછી પિતા પ્રત્યે જઈ સૂત બોલ્યો, આનંદ અંગ ન માયજી;
આજ્ઞા આપી અમ માતાએ, ક્રીડા કીજે રાયજી. ૧૯
ધર્માંગદનું વાકય સાંભળી, થયો તે મન ઉલ્લાસજી;
હવે રાજા રાણીશું રમે, કરજોડી કહે વિષ્ણુદાસજી. ૨૦



## કડવું ૯ મું.

### રાગ—સામેરી.

વશિષ્ટ વાણી આચરેરે, સુણ માંધાતા રાયે;
પૂત્રનું વાકય સાંભળી, આનંદ અંગ ન માયે. ૧
પછે ધર્માંગદને ભાળવ્યું, જે રાજ્ય રીદ્ધ ભંડાર;
પ્રજા પાળજે પુત્ર તું, મનધરી પ્રેમ અપાર. ૨

પીતાનાં વાકયો થકીરે, પુત્ર ચલાવે રાજ;
ત્યાં પ્રજા સૌ સુખ ભોગવે, દુઃખ માત્ર કીધાં ત્યાજ. ૩
વણું ખેડી વસુધા અંન પાકે, માગ્યા વરસે મેહ;
મનમાં જે ઈચ્છા ધરે, તત્કાળ પામે તેહ. ૪
બ્રાહ્મણ જન પાળે સહી, વેદનાં સઘળાં કર્મ;
કદાચ કોઇ ચૂકે નહી, પોતાતણો કૂળ ધર્મ. ૫
સૌ સત્ય માર્ગ આચરે, કો નહી કરે અન્યાય;
એક હરીવાસર વ્રત પાળતાં, સર્વ કો વૈકુંઠ જાય. ૬
એણી પેરે રાજ્ય કરે સહી, ધર્માંગદ જે તંન;
મોહણી સાથે મોહે વર્યો, જે રુક્ષ્માંગદ રાજંન. ૭
અહો રાત્ર રાજા રાણી સાથે, કરે ક્રીડા વિવિધ પ્રકાર;
રાય કામ બાણે થયો વિહ્વળ, સૌ તજ્યા ધર્મ આચાર. ૮
એમ આઠ માસ વહીને ગયા, બહુ ક્રીડા કરતાં રાય;
નવમે માસે ધર્માંગદ, દિગ્વીજે કરવા જાય. ૯
મંદ્રાચળના પર્વત વિષે, રહેતા વિદ્યાધર જેહ;
ત્યાં ત્રીસ દીવસ ધર્માંગદે, યુદ્ધ કરી જીત્યા તેહ. ૧૦
પછી પંચમણી જે વિદ્યાધરના, લીધા ત્યાં તતખેવ;
મણી એક કોટીક સુવર્ણ આપે, દીન પ્રત્યે અશ્વમેવ. ૧૧
બીજો મણી બહુ વસ્ત્ર આપે, અભીનવાં પ્રતીદીન;
ત્રીજો નીત્યે અમૃત શ્રવે, ચોથો તે આપે અંન. ૧૨
પાંચમો મણી આકાશ ગતને, આપે સારોધાર;
તે લીધા ધર્માંગદે ત્યાં, હેલાં માત્ર મોઝાર. ૧૩
પછી દાનવ માત્ર જીત્યા સહુ, યુદ્ધ કરી તતખેવ;
નાગ લોકને વરુણ જીત્યા, કન્યા લાવ્યા અશ્વમેવ. ૧૪
ગજ અશ્વ રથ ધર્માંગદ સોંપી, લાગ્યો પિતાને પાય;
પૂત્રનું પ્રાક્રમ જોઇ કરીને, મનમાંહે હરખ્યા રાય. ૧૫
અતિ પર્મ સુંદર વરુણની, એક હતી કન્યા જેહ;
ધર્માંગદ રાજા સંગ પરણી, પ્રાણિ ગ્રહણ કીધાં તેહ. ૧૬
પછી રાજ્ય ધર્માંગદ કરે, એમ દીન પછી દીન જાય;
વિષય બાણે વીધી નાખ્યો, રાણી વિલાસે રાય. ૧૭
હરીવાસર દીવસ જાણી, કરે ન અન્નનો આહાર;
અપવાસ માત્ર કરે સહી, બીજો તજ્યો સર્વ વિચાર. ૧૮
એણી પેરે કરતાં આવીયો, ઉત્તમ કાર્તિક માસ;
ધર્માંગદ રાજા તણો, મન થયો ઉલ્લાસ. ૧૯

કાર્તિકે કીજે દાન પુન્ય, તે અક્ષય સુકૃત થાય;
સંસાર બંધન છૂટીએ, ઉદ્ધારે વૈકુંઠરાય. ૨૦

વલણ.

ઉદ્ધારે વૈકુંઠરાયરે, તેમાં કાંઈ સદેહ નહી;
વશિષ્ઠ વાણી ઓચરે, માંધાતા તું સાંભળ સહી. ૨૧

## કડવું ૧૦ મું.

રાગ નટ.

રાજા રાણીશું રમે, એકગમે ભોગ વિલાસ;
અવર વાત નવ આદરે, ક્રીડા આસન અભ્યાસ. ૧
કામ બાણે વેંધ્યો સહી, અહોરાત્ર મોહણી સંગ
એણીપેર કરતાં આવીયો, અધિક માસ સુચંગ. ૨
શુક્લપક્ષ દીન દશમને, પુત્ર પામ્યો મંન આનંદ;
દેવતા સૌકો પોઢીઆ, એક જાગે છે ગોવિંદ. ૩
ધર્માંગદ મન હરખીયો, આનંદ અભ્યંતર આણુ;
પ્રબોધ ઓચ્છવ કારણે, નગ્રમાં કરાવું જાણુ. ૪
ધર્માંગદ હસ્તી ચઢ્યો, ડંકો વાગે નગ્ર મોઝાર;
આજ દીવસ દશમી તણો, ઈશ આજ્ઞા આહાર એકવાર. ૫
વાહાણે વ્રત એકાદશી, નીરાહાર રહો સૌ કોય,
જાગરણ હરીના જ્ઞાનશું, નિર્ગમો રજની સોય. ૬
ડંકો વાગતો આવ્યો સહી, રાય મોહોલ મોઝાર;
વાહાણે પ્રબોધ એકાદશી, સ્મૃતિ રાયને થઈ નીર્ધાર. ૭
તવ તંબોળ મૂખથી રાજાએ, તજ્યો તેણી વાર;
સેંજ્યા તજી બેઠો થયો, કર ગ્રહ્યા મોહણી નાર. ૮
સ્વામી સેંજ વિલાસતાં બહુ, મનગમતા કરતા રંગ;
વદન તંબોળ તજ્યો સહી, મુજને કરી મન ભંગ. ૯
વળતા રાજા એમ કહે, સાંભળ મોહણી નાર;
વાહાણે પ્રબોધ એકાદશી, મુજ ઇષ્ટ વ્રત નિરધાર. ૧૦
આજથી આસન ભોંમી કરવુ, પ્રભાતે જમવુ અન્ન;
રેણી જાગ્રત જાગવું, દ્વાદશી કરવું ભોજંન. ૧૧
પ્રબોધ વ્રત મહીમા ઘણો, સુણ સુંદરી કહુ તેહ,
બ્રહ્મહત્યાદિક પાપ છૂટે, કાર્તિ વ્રતની એહ. ૧૨

દીપક ધન મહીમા ઘણો, એમ વદે ભૂપાળ;
રજની ત્યાં વહી ગઈ, ને થયો પ્રાત:કાળ. ૧૩



## કડવું ૧૧ મું.

### રાગ—આંદલ ગોડી.

સ્વામી રાયનું વાકય જેહરે, તે મોહણી શ્રવણે ધરેરે;
પછી રાણીએ રચ્યો કપટ ઉપાયરે, રાય પ્રત્યે એમ ઉચરેરે. ૧

ઢાળ.

રાય પ્રત્યે એમ ઓચરે, મોહણી સારોધાર;
સ્વામી તમને નવ ઘટે, એ વ્રતનો અધિકાર. ૨
જતી અથવા સંન્યાસી, વિધવા નારી સોય;
સ્વામી તેને વ્રતતણો, અધિકાર નિશ્ચે હોય. ૩
સ્વામી પ્રજાને પ્રતીપાળીએ, ને દૂષ્ટનો સંહાર;
ત્રીજો તમને રાયજી એક, દાન તણો અધિકાર. ૪
વ્રત કર્યાથી દેહ તણો ત્યાં, બળ વીર્યનો ક્ષય થાય;
પછે દૂષ્ટ ઝીતી નવ શકો, વળી દેહ વ્યાધીએ જાય. ૫
જે થકી આગળ દુ:ખ હોય, તે નવ કરવાં આચર્ણ;
તે કનકને શું કીજીએ, જેણે થકી ત્રુટે કર્ણ. ૬
તે માટે તમને કહુછું, એ તજો વ્રત અપવાસ;
આપણ બે જણ રાયજી, કરીએ ભોગ વિલાસ. ૭
એવાં વચન ત્યાં સાંભળી, વળતી બોલ્યો રાય;
જે ઇષ્ટ વ્રત વિષ્ણુતણું, મોહણી કેમ મૂકાય. ૮
પછે મોહણી વળતુ વદે, સાંભળોરે ભૂપાળ;
મદ્રાચળ તેં કોલ દીધો, સ્વામી તે સંભાર. ૯
હવે સ્વામી પોતાતણું જો, પાળો સત્ય વચંન;
તો તમને હું કહુંછું જે, કરોને આજ ભોજંન. ૧૦
સત્યને આધાર સર્વકો, ચંદ્ર ભાસ્કર ને વાય;
એમાં જે ઘટતું હોય તે, કીજીએ હવે રાય. ૧૧
રાજા કહે તુ માગ આપું, સપ્તદ્વીપનું રાજ;
પણ હરીવાસર છંડાવાને, એ શું માગે આજ. ૧૨
મોહણી કહે મારે રાજ્યનો, અર્થ નથી લગાર;
તુજ કને આવી વિલસવા, મારા પ્રાણના આધાર. ૧૩

હવે શીશ છેદીને જો આપો, તોહે ન પ્રીછું આજ;
તમારું વ્રત છંડાવવાનું, મારે છે ત્યાં કાજ. ૧૪
હે મૂરખ રાજા મન વીષે, તું વીચારીને જોય;
એ અન્ન આધાર વરતે, વિશ્વ સૌ કોય. ૧૫
એ અન્નપૂર્ણા વિશ્વ માતા, વિશ્વ રક્ષણી જેહ;
વિશ્વકર્તા વિશ્વહર્તા, વિશ્વમૂર્તિ એહ. ૧૬
એને તજે તું સુખી નહી, સુખ દુઃખ કારણ એહ;
એ પ્રસંને વિષ્ણુ પ્રસન, અન્ને રહે આ દેહ. ૧૭
રાજા કહે જો હવડાં મુજને, મૃત્યુ આવે દેહ;
તોય પણ હું વિષ્ણુ વ્રતને, નહી મૂકું ત્યાં તેહ. ૧૮
મેરુ સ્થાનક ચળે ને વળી, સાગર સાતે જેહ;
તોપણ મોહણી વિષ્ણુવ્રત હું, લોપું નહી આ દેહ. ૧૯
મુજ પ્રજા સર્વ પાળે એ વ્રત, વિષ્ણુ વાસર જેહ;
હું રાજા સુણ મોહણી, કેઈ પેરે લોપું તેહ. ૨૦
ચંદ્ર ભાસ્કર ચળે અથવા, વેદ ચારે જેહ;
તોયે પણ હું રાય હરી, વાસર ન મૂકું તેહ. ૨૧

વલણ.

કેઈ પેરે લોપું તેહ એવી, રાજાએ વાણી કહી;
વશિષ્ટ વાણી આચરે, માંધાતા સાંભળ સહી. ૨૨

---

## કડવું ૧૨ મું.

### રાગ પરજ.

રાજા કેરાં વાયક જેહરે, મોહણીએ સાંભળ્યાં તેહરે;
ચિંતાતુર થઇ મન રુદેરે, પછે મૂખ વાણી તે વદે. ૧

ઢાળ.

મોહણીએ સાંભળ્યાંરે, વચન જે રાજા તણાં;
પછી ક્રોધે ઉઠી નીસરી દુષ્ટ, વચન બોલે અતી ઘણાં. ૨
અરે દુષ્ટ રાજા પાપી, ધીક્ક જીવ્યું તાહરું;
સત્ય વચન પાળી નવ શક્યો, માગ્યું તેં ન આપ્યું માહરું. ૩
તેને ધર્માંગદ સામો મળ્યો તેણે, એમ ત્યાં વાણી કહી;
સત્યવાદી તાતને દુષ્ટ, વચન કહે છે ક્યમ સહી. ૪
મોહણી કહે રે ધર્માંગદ તું, સાંભળ વાત કહું ખરી;
સત્ય વચન જમણે હાથ આપી, ત્યાં રાજાએ મુંને વરી. ૫

હવે આજ માગ્યું માહરું, તે રાજા આપે નહી;
તે માટે હું જાઉંછું, તું ધર્માંગદ સાંભળ સહી. ૬
તેને સંતોષી રાજા કને, તેડી લાવ્યો બાંહે ધરી;
શેં નવ આપે તાત વેગે, લાવો ઘેર આદર કરી. ૭
સત્ય વચન જેહેવું રાયજી, તમે એને આપ્યું જે સહી;
ધર્માંગદ કહે વળી વળીને, તાત આજ કેમ પાળો નહી ? ૮
પછી રાય કહેરે પુત્ર એનું, માગ્યું તે કેમ અપાય;
કહે છે હરીવાસરને દીવસે, ભોજન કરો તમે રાય. ૯
જો નર્ક હોય તો આજ હો, બોલ બોલાયો સહી;
પણ હરીવાસરને દિવસ રાજા, હું ભોજન કરું નહી. ૧૦
પુત્ર એવું સાંભળીને, ચિંતા મન પામ્યો ઘણી;
પછે આવ્યો જ્યાં સંધ્યાવળી, જનેતા પોતા તણી. ૧૧
હે માત મારી સાંભળો મુજ, તાત દુઃખ પામે ઘણું;
મોહણીને વર આપ્યું રાયે, સત્ય વચન પોતાતણું. ૧૨
જે વારે હું કાંઇ પ્રારથું, ત્યારે નકારો કરવો નહી;
આજ હરીવાસરને દીન ભોજન, કરો તે કેહે છે સહી. ૧૩
હરીવાસરનો ભંગ ન હોય, સત્ય વચન રાયનું રહે;
ઉપાય તે વેગે કરો, એમ ધર્માંગદ વાણી કહે. ૧૪
પછી સંધ્યા વળતી આવીયાં ને, એવી ત્યા વાણી કહી;
કાં દમે છે તું નાથને, મોહણી તું સાંભળ સહી. ૧૫
પ્રેમદા પીયુને દમે તે, વાગોળ વનમાં અવતરે;
વળી બે મૂખવાળી ચાકળી, અવતાર સ્ત્રી તે ત્યાં ધરે. ૧૬
કાષ્ટએલા* થઇ અવતરે ને, તેમાં કાંઇ સંદેહ નહી;
હું તે તણું દ્રષ્ટાંત કહું, મોહણી તું સાંભળ સહી. ૧૭

વલણ.

મોહણી તુ સાંભળ સહી, સંધ્યાવળી એમ ઓચરે;
વિષ્ણુદાસ કહે માહા પાપ છૂટે, નરનાર તે શ્રવણે ધરે. ૧૮

## કડવું ૧૩ મું.

### રાગ રામગ્રી.

એણી પેર બોલ્યાં સંધ્યાવળી નારજી, સુણ મોહણી તું સારોધારજી;
જેને દુખી કીધા ભરથારજી, તે કથાનો કહું વિસ્તારજી. ૧

* ઈઅલ.

ઢાળ.

તે કથાનો વિસ્તાર કહું, મોહણી તું અવધાર;
હું કુંવારી કન્યા હતી, મુજ પિતાને ઘર દ્વાર. ૨
તેણે સમેની કથા કહું છું, મોહણી સાંભળ વાત;
અગ્નિહોત્રને પાળે સહી, માનભાવ મારો તાત. ૩
ત્યારે કાષ્ટ તાતને આંગણે, ત્યાં આવી કાપે સુથાર;
સખી સાથે રમતી ગઇ હું, કાષ્ટ હણે તે ઠાર. ૪
લઘુ વેશ માંહે હું હતી, જાણતી નહી વિવેક;
ત્યાં કાષ્ટમાંથી વીડારતાં, નીકળી ઇએળ એક. ૫
આંગળી ટચલી પ્રમાણુ તે, નવનીત તે આકાર;
મૂખશામ કર્જળ અધિક કોમળ, તેનો ન જાણું પાર. ૬
તે વાયશની દ્રષ્ટે પડી, તે ગ્રહી ચંચ મોઝાર;
કરશબ્દ પ્રહાર મેં કર્યો, નાખી ગયો તેણી વાર. ૭
અવની ઉપર તે પડી, ટળવળે દુઃખ અપાર;
આપદા જાણી દયા આણી, પાણી છાંટયું મેં તે વાર. ૮
સાવધાન કાષ્ટ એલા થઇ, આપદા ભાગી દેહ;
તેને મનુષ્યની વાચા થઈ, મુજ સાથે બોલી તેહ. ૯

વલણ.

મુજ સાથે બોલી તેહ, અણી પેરે કાષ્ટ એલા કહે વળી;
ગત જન્મની કથા કહુરે, તે સુણો નાર સંખ્યાવળી. ૧૦

## કડવું ૧૪ મું.

રાગ—રામગ્રી.

કાષ્ટએલા એમ બોલી વાણુજી, સુણો સંખ્યાવળી માત સુજાણુજી;
પેલા ભવનું કારણુ જેહજી, સાંભળ તુજને કહું છું તેહજી. ૧

ઢાળ.

સાંભળને તુજને કહું, કર્ણકુબ્જ* દેશ મોઝાર;
કૌડીલ ઋખિને ઘેર પુત્રી, હતી હું નિરધાર. ૨
તે નગ્રમાં રેહેતો સહી, સત્ય કુલીન બ્રાહ્મણુ એક;
તેને પુત્ર બહુ ગુણુવાન હતો, જાણુતો મંન વિવેક. ૩
તે સાથે પાણી ગ્રહણુ કરાવ્યું, મુજ પીતાએ અશ્વમેવ;
અનેક આભ્રણુ કનક ભૂષણુ, આપીયાં તતએવ. ૪

* કાન્યકુબ્જ.

સાસરેથી મુંજને ચઢર્યાં, આભ્રણુ અંગ અનેક;
તે સાસુ સસરાતણે મન હું, વાહાલી વહુ વર એક. ૫
કેટલાક દહાડે મર્ણ પામ્યો, સ્વસુર મહારો જેહ;
સાગવન* કીધું સાસુએ, પતી સાથે છાંડ્યો દેહ. ૬
પછે ક્રિયા કર્મ તે તણી, કીધી અમો નિરધાર;
પછી માસ બીજે કંથ મારો, ગયો રાજદ્વાર. ૭
ત્યાં ગુણુકા એક દ્રષ્ટે પડી, વિહ્વળ થયું તેનું ચંત;
પાણુ ગ્રહી તેને ઘેર લાવ્યો, પ્રેમ સાથે કંથ. ૮
પછી વિવિધ ક્રીડા ત્યાં કરે, જે મુજ તણો ભરથાર;
વિષયામદે માતો સહી, તેણે તજ્યા ધર્મ આચાર. ૯
આભ્રણુ ધન વિક્રે કરીને, ખાય તે સંગાથ;
એમ વિકલ કંથ થયો સહી, સંધ્યાવળી સુણુ વાત. ૧૦
એણીપેર રમતાં ધન રહીત, ત્યાં થયો મુજ ભરથાર;
પછે અન્ન ત્યાં પામે નહી, મન ધરે દુઃખ અપાર. ૧૧
મુજ કને એક રહ્યું હતું, કર્ણુ આભ્રણુ સાર;
તેણે સમે પીયુડે પ્રારથ્યું, તે આપ મુજને નાર. ૧૨
પતિનું વાયક સાંભળીને, કીધો મેં તીરસ્કાર;
પછી રીસાઈ પીયરમાં ગઈ, મુજ પિતાને ઘરદ્વાર. ૧૩
ત્યાંથી અલ્પ ધન મેં મોકલ્યું, સબળ કર્યું ભરથાર;
પછે નાવે બેસી સાંચર્યો, મહાસમુદ્ર બેટ મોજાર. ૧૪
એક સહસ્ર જોજન નાવ ગયું, ભગ્ન થયું તેણીવાર;
મારા કંથને લાધ્યું સહી, એક કાષ્ટ પટ આધાર. ૧૫
તેને વળગી પરવર્યો, એક બેટ આવ્યો ત્યાંહે;
ત્યાં પર્વત દીઠો પીઉડે, વિસ્મય થયો મનમાંહે. ૧૬
બહુ શૃંગ છે શીખર તણાં, બહુ વૃક્ષ ઝર્ણું અપાર;
કોકીલા શબ્દ કરે ઘણા, વ્યાઘ્ર વરુણુ નિરધાર. ૧૭
ભયભીત થયો તે દેખીને, કયાં જાય મારો કંથ;
એક વૃક્ષને ઓળવે રહી, પીયુડો થયો આશ્રમ. ૧૮

વલણ.

પીયુડો થયો આરામ ત્યાં, કાષ્ટએલા વાણી કહે;
વળતું વાયક ઓચરે, તે સંધ્યાવળી શ્રવણે ગ્રહે. ૧૯



* સહગમન.

## કડવું ૧૫ મું.

### રાગ મલ્હાર.

કાષ્ટએલા વાણી કહે, સાંભળ સંધ્યાવળી વાતરે;
તે પર્વત ઉપર ગફા એક, હતી ત્યાં શાક્ષાતરે. ૧
સુણ બાઈ તેણે સમે, એક રાક્ષસ રહેતો ત્યાંહરે;
તેને વૃદ્ધ વિનતા ઘેર છે, તેણે દુઃખી હૈડા માંહરે. ૨
પછી એકવાર રાક્ષસ ગયો, વરાણશી નગ્ર મોઝારરે;
અદ્રષ્ટ થઇ જોતો ફરે, અતી સુંદર કોની નારરે. ૩
ત્યાં કાશીરાજને ઘેર છે, એક કન્યા સારો ધારરે;
આભ્રણ અંગે ઝળહળે, તેને કંઠે એકાવળ હારરે. ૪
લઘુ વયે ઘણું શોભતી, રત્નાવળી અભિધાનરે;
સુંદર ચાલ ને ચાતુરી, કો નવ આવે રૂપ સમાનરે. ૫
નિશ્ચંતે પોહોઢી હતી ત્યાં, પિતાના ઘર માંહરે;
ત્યાં દીપ શ્રેણી ઝગમગે, સુંદર શોભે બાંહરે. ૬
મૂખ ચંદ્રવત્ શોભા ધરે, વેણી સેંજયા પર નાગરે;
ભ્રમર ભ્રગુટી શોભતી, જોતાં હોય અનુરાગરે. ૭
ત્યાં યુગ્મસ્તન શોભા ધરે, તે નાળીકેર સમાનરે;
ઉપર બિંદુ શોભતાં, શિવલિંગ શોભામાં જાણરે. ૮
ઉદર કોમળ પત્ર કમળ, ઉરુ જંઘા કદળી સ્થંભરે;
દસ આંગળીઓ મગફળી, ત્યાં દૂષ્ટ જોતો દંભરે. ૯
તેને નિદ્રામાં સેંજ સંગાથે, હરી ગયો દૈત્ય દુષ્ટરે;
વેગ અપરમીત જાગી ઉઠી, મનમાં ધરે બહુ કષ્ટરે. ૧૦
પણ ધીરજ ધારી કામની, માનની મુખ ગોવિંદરે;
હરી ધર્મ મારો રાખજો, દુષ્ટે તે કીધો ફંદરે. ૧૧
તે સમે પીયું મારો વંનમાં, વૃક્ષ હેઠળ જાણરે;
નિદ્રામાં જાણે નહી જે, દુષ્ટ ચાલ્યો પ્રમાણરે. ૧૨
ઉતાવળો તે રાક્ષસ આવ્યો, પોતાનારે સ્થાનરે;
આશ્ચર્ય થઈ કહે રાક્ષસી, આ કોણ રૂપ નિધાનરે. ૧૩
એ અબળાને તું શાને લાવ્યો, શું ધાર્યું છે મન કાજરે;
સત્ય કહો મુજને વળી, મુજને કરી શું ત્યાગરે. ૧૪
રાક્ષસ વળતો એમ કહે, સાંભળ સાચું નારરે;
એ ભક્ષ આણ્યું તારે કાજે, મારે છે એક બાહારરે. ૧૫
રત્નાવળી વળતું વદે, તમો બાઈ સાંભળો વાતરે;
તમને વૃદ્ધ જાણી કરી, મને લાવ્યો કીડા કાજરે. ૧૬

ત્યાં રાક્ષસી બોલી સહી, સાંભળ મારા કંથરે;
મુંજ ઉપર એહને લાવીયો, તો તારો આણું અંતરે. ૧૭
મનમાં રોષ ધણો ધરી, તે આવી રાક્ષસી ત્યાંહરે.
કાષ્ટએલા કહે સંધ્યાવળી, મારો પીયુડો પોઢયો જ્યાંહરે. ૧૮
મધુરે વચન મારો પીયુ જગાડયો, રાક્ષસીએ તેણીવારરે;
તેનું રૂપ દેખી કરી, ભય પામ્યો મુંજ ભર્થારરે. ૧૯
માનવી મન બીહીતો રખે, સત્ય વચન સાંભળ આજરે;
તારા હીતને કારણે, હું આવી છું એક કાજરે. ૨૦
મારો પીયું મુજ ઉપર લાવ્યો છે, અપૂર્વ સુંદર નારરે;
તે તુંને પરણાવું સહી, તું માર મુજ ભર્થારરે. ૨૧
એક આયુદ્ધ આપું તુંજને, કરજે રુદેમાં પ્રહારરે;
તત્કાળ મૃત્યુ પામશે, તું માનજે નિર્ધારરે. ૨૨
ત્યાં વળી હું તુંજને કહું, માનજો મન વિશ્વાસરે;
આજ તણા દહાડે થકી, થઇ રહીશ તારી દાસરે. ૨૩

---

## કડવું ૧૬ મું.

### રાગ કાલેરો.

સંધ્યાવલી સાંભળ સહી, કાષ્ટએલા બોલે વાણ;
મારા કથને કહે રાક્ષસી, તું ચતુર મનમાં જાણ. ૧
અનર્થ વાયક જો બોલુતો, કરું પ્રતિજ્ઞા હું સાર;
ગૌ હત્યા ગૌ માંસ આહારી તે, પાપ મુજ શિર ભાર. ૨
બ્રાહ્મણ થઇ વેદ ન જાણે, ક્ષત્રી લોપે કુલ આચાર;
સેવાદાન શૂદ્ર તજે, તે પાપને મુજ શીર ભાર. ૩
કુળવંતી કંથને તજે, કંથ તજે સુંદર નાર;
પૃથ્વીમાં જે અનર્થ થાય, તે મારે શિર ભાર. ૪
તે માટે હું કહું તુંજને, આણો મન વિશ્વાસ;
આ શસ્ત્રે મારા કંથને, મારીને કરજે નાશ. ૫
વૃક્ષ દેખાડે રાક્ષસી, રહો ગુપ્ત આણે ઠામ;
અણે સ્થળે એ આવશે, તું કરજે સોપું કામ. ૬
તે કામવશ થઈ આવશે, કામની સાથે કંથ;
નિશ્ચે કરી ત્યાં કંથ મારો, આવતાં લેજે અંત. ૭
એમ કહી અળગી રહી, વૃક્ષ થડે નિરધાર;
જોયું ધરે તે કામની, વેગળેથી શ્રીકાર. ૮

તેણે સમે તે પાપી રાક્ષસ, થયો કામવશ તેણીવાર;
રત્નાવળી સંગે લેઈ, આવ્યો ક્રીડા કરવા નિર્ધાર. ૯
કામાંધ દીઠો રાક્ષસને, રત્નાવળી જે નાર;
એ મને ભ્રષ્ટ કરે સહી, ક્રીડા વીષે નિર્ધાર. ૧૦
તે કામાતુર દીઠો સતી, કુંવરી કર્યો વિચાર;
પછે મધુર કોમળ વાકયવાણી, વદે વળતી નાર. ૧૧

## કડવું ૧૭ મું.

### રાગ મેવાડો.

રાક્ષસ પ્રીને પ્રારથે, રત્નાવળી હે નાર;
કર કામક્રીડા હું સાથે, એમ કહે નિર્ધાર. ૧
રત્નાવળી વળતી વદે, ક્રમળ કોમળ વાણ;
જે કુંમારી સંગે રમે, મહા પાપી નિશ્ચે જાણ. ૨
કર્મ પ્રભાવે તુંને પામી, સાચું માનો એહ;
કર્મે મુંજને અહીયાં લાવ્યાં, તેમાં નહી સંદેહ. ૩
વળી વચન એક તને કહું, માનજે સાચી વાત;
વિધિ યુકત પાણી ગ્રહણ, કરી વિલાસજે મુંજ સંગાથ. ૪
બ્રાહ્મણ પેલા તરુવર હેઠળ, પોઢયો હતો જેહ;
કાર્જે વિવાહતણું કરવા, તેડાવો અહીં તેહ. ૫
બ્રાહ્મણ કેરાં વિધિ વાયક, વિના વિવાહ જે હોય;
શ્રુતી સ્મૃતિ એણી પેરે વર્ણવે, અશુભ કહીએ સોય. ૬
વિપ્ર વચનથી જે કાંઇ કીજે, જય સર્વ પામે તેહ;
સુખ સપત્ય નિશ્ચે પામીએ, આપણ કરીએ એહ. ૭
એમ વાકય શ્રવણે સાંભળી, હર્ખ્યો તે હેડા માંહે;
પછી બ્રાહ્મણને તે ગયો તેડવા, તત્ક્ષણ આવ્યો ત્યાંહે. ૮
તે સ્થળે તો દીઠો નહી, મારગ ભૂલ્યો હુંય;
ચોપાસ જોઇ ત્યાંહાં આવ્યો, મન વિમાશે શુંય. ૯
જે વૃક્ષ ઉપર વિપ્ર બેઠો, તે તળે બેઠો વીર;
વિચાર મન સાથે કરે, મનડું ન પામે સ્થીર. ૧૦
ધૈર્ય ત્યાં વીપ્રે ધરીને, આણી મન વિશ્વાસ.
ઉપર થકી તેણે શાંગ મારી, થયો ભસ્મ કીધો નાસ. ૧૧
તે સમે આવી રાક્ષસી, પામી તે મન ઉલ્લાસ;
વિપ્રને સ્થાનક લેઇ ગઇ, કહે સેવક વિષ્ણુદાસ. ૧૨

## કડવું ૧૮ મું.

### રાગ પરજીયો.

કાષ્ટઐલા એમ આચરે, સંખ્યાવળીશું વાતરે;
મારા પીયુને લઇ ગઈ, રાક્ષસી થઈ રળીયાતરે. ૧
રાક્ષસી ને વિપ્ર બહુ કરે, હાસ્ય આણંદ હોયરે;
મણી માણક ધન જે હતું તે, સોંપ્યું સર્વ સોયરે. ૨
રાક્ષસી કહે તું સાંભળ સ્વામી, આ કન્યા છે જેહરે;
વણારશીમાં જૈ કરી, હું ઉપર લાવ્યો તેહરે. ૩
ત્યાં સ્થાનક વિશ્વેશ્વરતણું, પાપનો નહી પ્રવેશરે;
ત્યાં કાપે બંધન ભવ તણાં, પછી ઓદ્ધારે દેવેશરે. ૪
કાશીરાજા ત્યાં રહે, તે થાય એનો તાતરે;
દુઃખ પામતો તે ત્યાં હશે, રાજા દીવસ ને રાતરે. ૫
એહને એના તાતને ઘેર, પોંહોચતી કરીએ શામરે,
માહા પ્રાશ્ચિતને છેદવા, આપણ જઇએ તે ઠામરે. ૬
પછી મણી માણેક જે ધંન હતું તે, લીધું સારોધારરે;
હસ્તણી રૂપ ધર્યું સહી રાક્ષસી, તેણે એણી વારરે. ૭
ત્યાં વીપ્રને રત્નાવળી, આરૂઢ બે જણ હોયરે;
બીજે મુર્તે આવીયાં, વણારશીમાં સોયરે. ૮
દીઠું નગ્ર પોતાતણું, મંન થયું ઉલ્લાસરે;
અતુલ્ય મહીમા સતી તણો, કરજોડી કહે વિષ્ણુદાસરે. ૯



## કડવું ૧૯ મું.

### રાગ બીલાવલ.

રત્નાવળી આવ્યાં ત્યાહે, પોતાના નગ્ર માંહે;
વશેરે વશે શંભૂજી જયાંહે, રત્નાવળી આવ્યાં ત્યાંહે. ૧
પછે તલાર? ત્યાં આવ્યો સહી, રત્નાવળીએ વાણી કહી;
પિતાને મળવાને તેડી લાવો અહી. રત્નાવળી. ૨
એવી વાણી રત્નાવળી તણી, તલારે ત્યાં વાણી સુણી;
વેગે આવ્યો તે રાજાજી ભણી. રત્નાવળી. ૩
આવીયો તે હર્ખને પામી, રહે રાજાને શિર નામી;
પુત્રીને મળવા પધારો સ્વામી. રત્નાવળી. ૪
તેને હૈડે હર્ખ ન માય, ભૂપતી ભેટવાને જાય;
પુત્રી દેખી આણંદ પામે રાય. રત્નાવળી. ૫

પ્રેમથી પુત્રી સંગાથ, આલિંગન દીધુંરે તાત;
શી પેર થૈ બાઇ કોહોની વાત. રત્નાવળી. ૬
પછી રત્નાવળી બોલ્યાં સહી, અથ ઈતી વાર્તા માંડી કહી;
આ વિપ્ર પ્રસાદે આવી જીવતી અહી. રત્નાવળી. ૭
એક આસને અમે બેઠા તાત, સાંભળોને મારી વાત;
મુંજને પરણાવો પિતાજી એ સંગાથ. રત્નાવળી. ૮
રાક્ષસી સ્ત્રી વેશે થાય, હસ્તણી વળી ધરતી કાય;
આપ્યું ઘણું દ્રવ્ય સુણજો રાય. રત્નાવળી. ૯
હૈડામાં હર્ખ રાજાને ન માય, ત્રણે તેડીને લાવ્યા ઘેર રાય;
પછી આનંદે ઓચ્છવ થાય. રત્નાવળી. ૧૦
ત્યારે ત્યાં વરત્યો જે જે કાર, રાજાએ કીધો વિચાર;
વિપ્રને કન્યા પરણાવી નિર્ધાર. રત્નાવળી. ૧૧
* * * * *
* * * * *

---

## કડવું ૨૦ મું.

### રાગ વસંત.

સંખ્યાવળી તે કહે કાષ્ટએલા, સાંભળ બાઇ તું વાત;
રત્નાવળી રાયે પરણાવી, મારા પીયુ સંગાથ. સંખ્યાવળી. ૧
મણી માણેક જે ધન હતું, સર્વ સમર્પ્યું રાયે;
જે જે કાર ત્યાં થઈ રહ્યોરે, આનંદ અંગ ન માયે. સંખ્યા. ૨
પછી ઘણા દીવસ ત્રણે રહ્યાં, ત્યાં વિશ્વનાથને ઠામ;
કહે રાક્ષસી સ્વામી આપણુ જઇએ, જેહ પોતાને ગામ. સંખ્યા. ૩
પછી આજ્ઞા માગી ગઈ રાક્ષસી, સ્વસ્થાનક અશ્વમેવ;
વળી ધન હતું તે લઈ આવી, આપ્યું તે તતખેવ. સંખ્યા. ૪
પછી બ્રાહ્મણ ગામ પોતાને આવ્યો, બેહુ સ્ત્રી સગાથ;
પછી કાષ્ટએલા કહે પીયુ આવ્યાની, મેં સાંભળી વાત. સંખ્યા. ૫
વળતી કંથ કને જાવાની, ઈચ્છા થઈ અતિ મુજને;
ત્યારે સ્વજન બંધુ સર્વે કહેરે, સાંભળ બાઈ કહું તુજને. સંખ્યા. ૬
એક આભ્રણ ત્યાં તુજ કને માગ્યું, તેં નવ આપ્યું તેહ;
આગે દુઃખમાં તે દૂભવ્યો, સ્વામી તારો જેહ. સંખ્યા. ૭
પછી પીયુડે મને તેડું મોકલ્યું, હું અતી રુડું ભાવી;
ભાઈ મારા આનંદ પામ્યા, મને સાસરે વળાવી. સંખ્યા. ૮
દ્રષ્ટે દેખી પીયુ આનંદ પામ્યા, માન દીધું અપાર;
મારે હાથે સર્વ સમર્પીયું, અર્થ ગર્થ ભંડાર. સંખ્યા. ૯

પછી બેઉ સ્ત્રીને ત્યાં વચન કહ્યું, મારો જે ભરથાર;
આજ પછી અન્યોઅન્યથી, સેવા કરવી સારોધાર. સંખ્યા. ૧૦
તેણે સમે બાઈ મારા મનમાં, ગર્વ ઘણેરો હોય;
મુજ સરખી સૌભાગ્ય સુંદરી, બીજી નવ દીસે કોય. સંખ્યા. ૧૧
ઘણા દીવસ રહી રાક્ષસી, પછી સ્વસ્થાનક ગઈ તેહ;
પીયુને કહું તે વચન નવ લોપે, મારું વાયક જેહ. સંખ્યા. ૧૨
એક સમે એકાત સમે, બેઠાં પ્રેમદા સ્વામી;
ક્રીડા હાસ્ય વિનોદમાં, હું મૃત્યુ ત્યાં પામી. સંખ્યા. ૧૩
પછી જમ દૂત આવી મુજને, લેઇને ગયા તેણીવાર;
કંથ તજ્યો માટે મુજને, નાખી નર્ક મોજાર. સંખ્યા. ૧૪
પછી ભોગ નર્ક બહુ ભોગવ્યા, તેનો નવ લહું પાર;
હવે કાષ્ટઐલાતણો, જન્મ ધર્યો નીરધાર. સંખ્યા. ૧૫
તે માટે વળી સ્ત્રી કોઈ જે, જો નવ માને ભરથાર;
તે કામનીને કયાંઈ નર્કમાં, નવ મળે ત્યાં ઠાર. સંખ્યા. ૧૬
કાષ્ટઐલા પ્રણમીને માગે, એક વચને વ્રત માગું આજ;
સંખ્યાવળી તું માતા માહરી, કર નીશ્ચે તું કાજ. સંખ્યા. ૧૭
કાષ્ટઐલાવળી એમ કહે, સંખ્યાવળી તું છે માત;
માઘ શુદ એકાદશી તણું, પુન્ય આપો મારી માત. સંખ્યા. ૧૮
સંખ્યાવળી કહે મેં તેને, પુન્ય આપ્યું સારોધાર;
દિવ્ય દેહ તે પામી ત્યાં, હેલાં માત્ર મોજાર. સંખ્યા. ૧૯
તતક્ષણ ત્યાં વિમાન જ આવ્યું, પામી વૈકુંઠવાસ;
કારણ કંથ તજ્યાનું એ, કરજોડી કહે વિષ્ણુદાસ. સંખ્યા. ૨૦

## કડવું ૨૧ મું.

### રાગ વેરાડી.

સંખ્યાવળીનાં વાયક જેહ, મોહણીએ સાંભળીયાં તેહ;
વળતી કહે તે મોહણી નાર, સંખ્યાવળી સુણ સારોધાર. ૧
જો તું એમ જાણે છે મન, તો પીયુ દુઃખ ટાળો શે ન;
રાય તણું ત્યાં વ્રત છે જેહ, મારે અર્થે છંડાવવો તેહ. ૨
અથવા વચનમાં કહેશો ઘણું, આપો શીશ ધર્માંગદતણું;
તોહે પાપ છેદંતાં શીશ, રાજા મનમાં ધરશે રીશ. ૩
તો તે આવે ન મારે કાજ, વળી તમ પાસે માગું આજ;
એવાં વચન સુણી અશ્વમેન, સંખ્યાવળી ધ્રુજ્યાં તતખેન. ૪

પછે દઢ વિશ્વાસ રુદેમાં કરે, સંખ્યાવળી વાયક ઓચરે;
તજીએ રાજ્ય રીધ ભંડાર, ગામ દેશ તજું નિર્ધાર. ૫
ઘેર તજીએ પૂત્ર ભાર્યા સહી, પણ હરી વાસરવ્રત તજીએ નહી;
તજીએ મીત્ર ને બાંધવ જેહ, ધર્મ રાખવા તજીએ તેહ. ૬
એવો મનમાં કરી વિચાર, રાય પ્રત્યે બોલ્યાં તેણીવાર;
હવે પુત્રનું શીશ આપો રાય, જેમ વચન ઓશીગણ થાય. ૭
પણ હરીવાસર વ્રત કરે દીન, સ્વામી નહી લીજે ભોજન;
એમ વચન સુણી નિર્ધાર, રાજા હરખ ધરે તેણીવાર. ૮
*દઢ વિશ્વાસ રુદેમાં ધરો, શોક મોહ મનથી પરહરો;
ત્યારે પૂત્ર ધર્માંગદ જેહ, રાજાએ તેડાવ્યો તેહ. ૯
તતક્ષણ આવ્યો નિરધાર, બાલાર્ક રૂપ શ્રીકાર;
માત પિતાને લાગ્યો પાય, શી આજ્ઞા કરો મુજ માય. ૧૦
માતા કહે સાંભળરે બાળ, ધર્મ રાખતાં વાધે કાળ;
વ્રત રેહે વળી વચન જ રેહે, સુણો પીતાજી વચન જે કેહે. ૧૧
પિતા કેહેરે પુત્ર છો ઈશ, ધર્મ રાખવા માગુ શીશ;
પ્રસન્ન થઈ આનંદો ઘણું, તેજ વધ્યું ત્રિભોવનતણું. ૧૨
ગંગા જળે કીધાં સ્નાન, ધરણીધરનું ધર્યું ધ્યાન;
કીધાં દ્વાદશ તિલક વિશાળ, માત પીતા કને આવ્યો બાળ. ૧૩
રુદે સ્મરણ ગોવિદનું કર્યું, શીશ બાપને ખોળે ધર્યું;
ધર્માંગદ કહે સારોધાર, વેગે વધેરો રખે લાગે વાર. ૧૪
એવાં વચન સુણી અશ્વમેવ, રાજાએ ખડ્ગ ગ્રહ્યું તતખેવ;
તેણે સમે થયો હાહાકાર, કંપ્યા દેવ અસુર નરનાર. ૧૫
કંપ્યા જક્ષ ને કીંનર જેહ, ગુણ ગાંધર્વ સૌ કંપ્યા તેહ;
કંપ્યા સાગર દીનકર સોય, નાગ લોક કંપ્યા સૌ કોય. ૧૬
સ્વર્ગ સદનના જે મહારાજ, તપ ધ્યાન મૂકયાં સૌ કાજ;
ચિંતાતુર થઈ કરતા વાત, પૃથ્વી તળે છે કાંઈ ઉત્પાત. ૧૭
તેહ તણું સત્ય જોવા દેવ, સ્વર્ગ થકી સૌ આવ્યા તતખેવ;
વિમાન અંત્રીક્ષે સૌ ભમે, રાયે ખડ્ગ ગ્રહ્યું જે સમે. ૧૮
વળી આવ્યા ત્યાં શ્રી માહારાજ, રાય તણુ જોવા સત્ય કાજ;
મોહણી કરે મનમાં વિચાર, શીશ આપશે એ નિર્ધાર. ૧૯
પણ હરીવાસર નહી મૂકે રાય, મેં ત્યા શો કરવો ઉપાય?
મેં બ્રહ્માની આગળ જઈ, શો ઉત્તર દેવાશે તહી. ૨૦
પછી રાજાને નમાવ્યું શીશ, પુત્રનું શાશ કાં છેદો ઈશ;
એ હરીવાસર કરો છેદંન, કાં નથી કર્તા રાય ભોજંન. ૨૧

રાય કહે વ્રત લોપું આજ, મારા કુળને લાગે લાજ;
એવાં વચન કહ્યાં નિર્વાણ, તતક્ષણ ગ્રહ્યું ખડ્ગ રાયે પાણ. ૨૨
શીશ છેદવા માંડ્યો પ્રહાર, સાહ્યો કર ત્યાં જુગદાધાર;
ભૂવન કોટી પરીપાલન જેહ, ક્ષમા ક્ષમા એમ બોલ્યા તેહ. ૨૩
માગ માગ આપું વરદાન, હું તને આજ થયો તુષ્ટમાન;
રાય કહે તું શ્રી હરી મલ્યો, હવે માગવા સંદેહ ટળ્યો. ૨૪
પછી રાય રાણી ધર્માંગદ જેહ, આપસરીખાં કીધાં તેહ;
પુષ્પ વૃષ્ટિ થઈ નિર્વાણ, અમ્મર તણાં વાગ્યાં નિશાણ. ૨૫
હરીવાસર વ્રતનો મહીમાય, વશિષ્ટ કહે માંધાતારાય;
જે કો વ્રત આચરશે જેહ, શ્રી હરી પદને પામશે તેહ. ૨૬
રાય તણે મન બહુ ઉલ્લાસ, બેઉ કર જોડી કહે વિષ્ણુદાસ;
સર્વ સભા મન એક ચીત ધરી, મૂખ વાણી બોલ્યા શ્રીહરી. ૨૭

---

## કડવું ૨૨ મું.

### રાગ ધન્યાશ્રી.

રૂક્ષ્માંગદ પરીવાર સાથે પામ્યો ઉત્તમ ઠામજી;
તેને દયાળે દયા કરીને, પોંચી મનની હામજી. ૧
તેણે સમે બ્રહ્મા પ્રત્યેરે, બોલ્યા ધર્મરાયજી;
સ્વામી આપણો નહી અર્થ સરીયો, હવે શો કરીએ ઉપાયજી. ૨

### ઢાળ.

હવે શો ઉપાય કરશું, મને કહોને આજ;
તે રાજા તો છળ નહી પડ્યો, સ્વામીએ કીધુ કાજ. ૩
આપણે અહીંથી મોકલી, સુંદર મોહણી જેહ;
મનમાં ઘણું નિરાશ થૈને, બેશી રહી છે તેહ. ૪
એવાં વાયક સાંભળીને, વીમાસ્યું મન માંહે;
ત્યારે બ્રહ્મા સુર ટોળે મળી, તત્કાળ આવ્યા ત્યાંહે. ૫
તાતને દેખી મોહણીને, લજ્યા આવી મંન;
માહા દીન રૂપે ઉભી થૈ રહી, બોલાય નહી વચંન. ૬
ચંદ્રવિન જેમ નીશા શોભે, નદી જળ વીણ જેમ;
પતિ વિના સ્ત્રી દેહ પ્રાણ વિણ, મોહણી શોભે તેમ; ૭
વાણી જેમ વ્યાકરણ વિના, પ્રજાવિના રાય જેમ;
ગ્રહસ્થ સ્ત્રી વિણ શોભીએ, મોહણી શોભે તેમ. ૮

પત્ર વિના જેમ વૃક્ષ શોભે, ધંન વિના નર જેમ;
વિપ્ર શોભે વૃત્તિ વિના, મોહણી દીસે તેમ. ૯
પછી દુઃખ ધરી પ્રેમદા વદે, મારા પિતાજી અવિધાર;
મેં દ્રોહ કીધો કંથનો, ધિક ધિક મારો અવતાર. ૧૦
પછી બ્રહ્માજી વળતું વદે, મોહણી શોક મા આણ;
અહી અમારો તો અર્થ કરવા, તુ આવી છે નિર્વાણ. ૧૧
તેં અમ્મર સૌ સંતોષીયા, કો નહી તુજ સમાન;
હવે માગ કન્યા વરદાન તું, આપીએ તે વરદાન. ૧૨
મોહણી કહે હું શું માગું, સાંભળો સાચૂં દેવ;
જો અર્થ એકો તમારો મેં, નહી થયો અશ્વમેવ. ૧૩
પછી અમ્મર કહેરે મોહણી, ધન્ય ધન્ય ચતુરસુજાણ;
તું માગ વર પ્રેમે કરી, મનમાં લજ્યા મા આણ. ૧૪
તેણે સમે પુરોહીત રાયનો, ત્યાં આવ્યો અશ્વમેવ;
મહા ક્રોધ મનમાં ધરીને, ઓચર્યો તતખેવ. ૧૫
જીવતવ્ય તમારાં ધીક છે, ધિક ધિક તમારાં જ્ઞાન;
તમે શું જાણી અહી આવીયા, એને આપવા વરદાન. ૧૬
એ દુષ્ટ નારી અવતરી, ધીક ધિક એનો અવતાર;
એણે તરછોડ્યો કંથને, એનો નર્કમાં નહી ઠાર. ૧૭
પછી નેત્રમાંથી ઉપનીરે, અગ્ની કેરી જ્વાળ;
મોહણી તે ત્યાં બળીને, ભસ્મ થઈ તત્કાળ. ૧૮
અનેક સ્થાનક તે ભમી, કો નવ આપે ઠાર;
ચોખૂણુમાં તે ત્યાં ભમી, તોહે ન પામી પાર. ૧૯
ઘણેક કાળે પાર પામી, છેદાયાં સૌ કર્મ;
કરજોડીને ઉભી રહી, જ્યાં બેઠા રાજા ધર્મ. ૨૦
ત્યાં કરજોડીને કરગરે, સૌ અમ્મર બેઠા જ્યાંહે
મોહણીને દેખી કરી, દેવતા બોલ્યા ત્યાંહે. ૨૧
દશેમવેધા જે કરે, એકાદશી વ્રત સાર;
સૌ દેવતા કહે મોહણી તે, ગ્રહ તું નિરધાર. ૨૨
દેવાર્ચન દીપ વિના, સાક્ષી વિના ભોજંન;
સૌ દેવતા કહે મોહણી ત્યાં, તું રહે અનુદીન. ૨૩
જેને માથે ગુરુ નહી, નહી જાણે ગુરુગમ્ય;
તે સ્થાનક કહે દેવતા, ત્યાં તારું સ્થાનક રમ્ય. ૨૪
અપવિત્ર સ્થળ સૌ તમારાં, જે ઘેર નહી હરી સેવ;
મોહણીને ત્યાં વરદાન દે, સર્વે મળીને દેવ. ૨૫

એમ કહીને દેવ ત્યાંથી, સ્વસ્થળે સૌ જાય;
વશિષ્ટ વાણી ઓચરે, સુણ માંધાતા રાય. ૨૬

વલણ.

સુણ માંધાતા રાય એવી, વશિષ્ટે વાણી કહી;
એ ચરીત્ર રુક્ષ્માંગદ કેરું, મેં તને સંભળાવ્યુ સહી. ૨૭
એ પવિત્ર વ્રત સર્વે કરો, મન પોતાને નીશ્ચેકરી;
વૈકુંઠ પદવી પામવા, એકવાર બોલો શ્રી હરી. ૨૮

———:૦:———

## કડવું ૨૩ મું.

### રાગ પ્રભાતી.

વશિષ્ટ ઋષિજી બોલ્યા વાણ, સુણ માંધાતા ચતુરસુજાણ;
રુક્ષ્માંગદનું એ આખ્યાન, કથા અનોપમ પર્મનીધાન. ૧
જે કો સાંભળે નર ને નાર, મનવાંછીત પૂરે મોરાર;
પ્રયાગ ત્રિવેણી કરીએ સ્નાન, મેરુ કનકગીરી આપે દાન. ૨
તે થકી ફળ પામે ઘણું, ચરીત્ર સુણે રુક્ષ્માંગદતણું;
હરીવાસર દીન શ્રવણે ધરે, અષ્ટોતર પિત્રુ ઓદ્ધરે. ૩
ત્રણે પક્ષના પૂરવજ જેહ, વૈકુંઠ પદને પામે તેહ;
તેહ થકી ફળ પામે ઘણું, નિર્ભે પદ પરમેશ્વર તણું. ૪
ચરીત્ર સુણે રુક્ષ્માંગદ તણુ, એક રસનાએ ફળ શું ભણું;
પુન્યતણો હું પાર ન લહુ, હવે રાગ મરજાદા કહું. ૫
પ્રથમ ગોડી જે ધર્મરાય, રાય ચાલ્યા બ્રહ્મસભાય;
આશાવરી રાજાને સહી, પૂર્વ કથા વામદેવે કહી. ૬
પછી કેદારે ગ્રેહેગોધા તણો, પૂર્વ વૃત્તાંત રાજાએ સુણ્યો;
દેશી બે ધર્માંગદ કહે, સતી ધર્મ માતા શ્રવણે લહે. ૭
ધવળ ધન્યાશ્રીએ કરવા વિલાસ, સંધ્યાત્રળીએ દીધી આશ;
સામેરીએ જય કામી થયો, કરી દિગ્વિજય પુત્ર આવીયો. ૮
નટે રાય રાણી શું રમે, બાકી વાત અવર નહી ગમે;
આદોલે મોહણી વાક્ય ઓચરે, રાણીરાય વિચાર જ કરે. ૯
ભીમ પલાસીયે રાજા તણી, કરે મોહણી નિંદ્યા ઘણી;
રામગ્રીએ કાષ્ટઐલા જેહ, સર્વ વૃત્તાંત મૂખ બોલી તેહ. ૧૦
મલ્લારે કાશીમાં ગયો, રત્નાવળી રાક્ષસ લાવીયો;
કાલેર રાક્ષસી રાક્ષસી ઠરી, વિપ્ર આગળ પ્રતીજ્ઞા કરી. ૧૧

મેવાડે મન થયો ઉલ્લાસ, વિપ્રે રાક્ષસ કીધો નાશ;
બિલાવલે જઇ ભેટ્યાં રાય, રત્નાવળીનો કર્યો વિવાય. ૧૨
વસંતે આશા પૂરણુ થઇ, કાષ્ટઐલા વૈકુંઠે ગઇ;
વેરાડીએ ભેટયા અવિનાશ, રાજાની મન પોતી આશ. ૧૩
પરજીયે સુખ પામ્યા અપાર, આવ્યા વણારશી મોજાર;
ધન્યાશ્રીએ બ્રહ્માદિક સોય, મોહણી પાસ આવ્યા સૌ કોય. ૧૪
પ્રભાતીએ મરજાદા કહી, મનની આશા પોંચી સહી;
નારદીક કથા પુરાણુ કથા સાંભળી, પોંચી મારા મનની રળી. ૧૫
ઉત્તમ રાગ રાગણી ઓગણીશ, સુણતાં પાપ હરે જુગદીશ;
સંવત સોળ ચોત્રીશો સાર, જેષ્ટ સુદી દશમી ગુરુ વાર. ૧૬
પદ પાંચશે ઉપર વીશ, સક્ષેપે કડવા ત્રેવીશ;
અજાણે કીધો અભ્યાસ, કરજોડી કહે વિષ્ણુદાસ. ૧૭
સકળ સભા હરી પદ ચીત ધરી, એક વાર બોલો મુખ હરી;
ભજો ભક્તવચ્છળ ભગવાન, સુખ દુ:ખને જાણો સમાન. ૧૮

---

## રુક્માંગદ આખ્યાન સમાપ્ત.

---

# આ ધા ર ભ ટ્ટ.

## શામળશાહનો વિવાહ.

### કડવું ૧ લું.

રાગ રામગ્રી.

પ્રથમે પ્રણુમુ દેવકીનંદરે, સુરનર વંદે મહા મુનિજંનરે;
કરુણાસિંધુ અતિ પાવનરે, વિઘ્ન હરવા કરું પ્રયત્નરે.

ઢાળ.

વિઘ્નહરણ ગુણ પૂરણ, તેજનો અંબાર;
પિતા પતિ કૈલાસનો, સુધબુધ સુંદર નાર.
માત ઉમિયા હેમતનયા, સ્વામી કાર્તક ભ્રાત;
લક્ષ લાભ સુત શોભતા, સેનાપતિ વિખ્યાત.
સિંદૂર લેપન સદા સોહીયે, એક ઉજ્વળ દંત;
મુષક વાહન મલપતો, દુંદાલો જશવત.*
પુષ્પ સેવંત્રાં સદામણી, મુક્તાફલ કંઠે માલ;
મોદક ભોજન ગણપતિ, છે ભકતનો પ્રતિપાલ
આયુદ્ધ ફરસી પાણ સોહે, મહા પરાક્રમ ગુણરાય;
પ્રથમ પૂજન આદ્ય તુ, શુભ કાર્યે જ્યા કહેવાય.
બ્રહ્મા સુરપતિ ઈશ મુનિવર, શેષગણ ગાંધર્વ;
તાંહાં આદ્ય પૂજા ગણપતિ, તુજ કૃપાએ સુખ સર્વ.
મૂઢ બાળક અજ્ઞાન ગતિ હુ, શરણ આવ્યો આજ;
દાસ જાણી આશ પૂરણ, કરો તુ મહારાજ.
સન્મુખ જોજે સીદ્ધે દાતા, એવાં દીવ્ય લોચન આપ,
દેખાડીને શુભ વાટડી, મુજ રુદીયા તણી જડ કાપ.
વર્ણન મુખ કેમ કરું તારું, એક મુખ એક રસનાય;
નખ શિખ આભ્રણ રૂપથી, રવિ ચંદ્રમા ઓળગાય.
સ્તુતિ કરી ભાવ ધરી, કરજોડી માગું માન;
સાહે કરજો વિઘન હરજો, રુદે રહેજો ભગવાન.

* પાઠ. "દુદાલો દુ.ખ ભજન"

પિતાંબર પહેરે સદા, ગુણપતિ ગુણગંભીર;
આપ વાણી દયા આણી, રુદીયા રહો રઘુવીર.
અપરિમિત આપે કવિ, તુજ ચરણે આવ્યા ક્રોડ;
તેં કૃપા કીધી બુધ દીધી, સિદ્ધ કીધા કવિ પ્રૌઢ.
બ્રહ્મતનયા ભાવ સાથે, રાવ સુણીએ માત;
દિન દુર્બળ દાસ તાહારો, મેહેલ મસ્તક હાથ.
હંસવાહની હસીત વદની, શ્વેત અંબર સોહે;
કમળ મુખી કમળનયણી, કૃપા દૃષ્ટે તું જોયે.
એક હસ્તે કનક કળશ તેં, સુધા પૂરણ પ્રમાણ;
એક હસ્તે અક્ષયમાળા, સ્ફાટિક મણિની જાણ.
એક કરમાં ધરી વીણા, એક હસ્તે પુસ્તક સાથ;
મુક્ત માળા મનોહર ધરી, વરદાયીની વિખ્યાત.
વર્ણન ન થાએ તુજ તણું, મુજથી કેમ વર્ણવાય;
સહસ્ર જીહ્વા શેષ મુખમાં, તોહે પાર ના તારો પમાય.
ભુવનેશ્વરી તુજ ભક્ત છઊં, મુજ નામ માત્ર આધાર;
દાસ જાણી દયા આણી, કરો મારી સાર.
મૂરખ મન ઇચ્છા કરે, ભણવા ચારે વેદ;
તુજ કૃપા વિના માતાજી, કેમ પામે રાંકડો ભેદ.
મીન ઇચ્છે ચદ્ર મંડળ, અપગ ગિરિવર શૃંગ;
નિર્ધન ચિંતામણિ ઇચ્છે, મુને હરિ જનસુ રંગ.
મહા ગણપતિ સરસ્વતિ, ગુરુ ઈશ કરુણા સર્વ;
દયા કરજો વિઘન હરજો, તજયો છે મન ગર્વ.
હરિ ભક્તનાં ભુવન મુજને, સદા વાહાલાં તેહ;
જેહ તણે સગે કરીને, થાય નિર્મળ દેહ.
હાવે કથા કહુ શુભ ઉત્તમ, ભકતનો મહિમાય;
નરસિંહ મહેતો ભક્ત જેહ, તેહેના કુંવરનો વિવાહ.

———:o:———

## કડવું ૨ જું.

### રાગ ગોડી.

નરસિહ મહેતો નાગરની નાત, માનુભાવ વૈષ્ણવ વિખ્યાત;
જુનાગઢમાં વાસો રહે, વિષ્ણુ ભકતનો મહિમા લહે.
મહિમા જાણી સેવે હરિ, દૃઢ વિશ્વાસ અંતરમાં ધરી;
કામ ક્રોધ નહિ લવલેશ, અંતરગત પૂરણ દેવેશ.

તૃષ્ણા લોભ વિષે નહિ મન, મિથ્યા ગ્રહ દારા સુત ધન;
મિથ્યા મોહ માયા અહંકાર, મિથ્યા જાણે મન સંસાર.
ક્ષણભંગુર કાયા છે જોય, આ સંસાર સ્વપ્નવત હોય;
અસ્થિર વાત જગતની કરી, સ્થિર પક્ષ સાચી હરિતણી.
એવું મન જાણીને તદા, લક્ષ્મીવર સેવે સર્વદા;
કમલાકાન્તની સેવા કરે, રામ કૃષ્ણ વાણી ઉચ્ચરે.
હરિ મંદિર સુદર ઘરમાંહે, નવ રંગિત મંડપ છે તાંહે;
ચિત્રામણ શોભા અતિઘણી, લીલા જે લક્ષ્મીવર તણી.
પ્રથમ ચિત્રામણ મચ્છરૂપ, વાળ્યા વેદ ત્રિભોવન ભૂપ;
બીજો કચ્છપનો અવતાર, ઉદધીમથન કીધુ મોરાર.
ત્રીજો વરાહ રૂપ વિશાળ, રાખી મહી જાતાં પાતાળ;
ચોથો નરસિહ પરિબ્રહ્મ, હીરણ્યકસ્યપ વધ કીધો કર્મ.
પાંચમો પ્રભુ વામન થઈ, બળિરાય પ્રતે જાચી મહી;
છઠ્ઠે પરશુરામ જગદીશ, નક્ષત્રી કીધી વાર એકવીશ.
સાતમે શ્રીરઘુપતિ મહારાજ, રાવણ વધ વિભીષણ રાજ;
આઠમો હરિ પૂર્ણ પ્રકાશ, સ્વયભુ પ્રકટયા અવિનાશ.
નવમે બુદ્ધ સ્વરૂપે હરિ, દશમે દેહ કલંકી કરી;
ભક્ત માત્રનાં કરવા કાજ, એ અવતાર ધર્યા મહારાજ.
નરસિહ મેહેતે સેવ્યા હરિ, ચિત્ત ચતુરભુજ ચરણે ધરી;
ચૌદ ભુવન તણો જે ઈશ, પૂરણ પ્રીત ધરે જગદીશ.
કોણ કૃપાથી કરુણા કૃષ્ણ, સંભળાવું સાંભળો પ્રશ્ન;
પૂર્વ કથા નરસિહા તણી, ના જાણે અક્ષર એકો ભણી.
એક સમોવડ બધવ જન નાર, હાસ્ય વચન બોલી નિર્ધાર;
નાગર નાત લજાવી તમો, દીયરજી મહા મૂરખ તમો.
સુણતાં ખેદ અંતર પરજળ્યો, ભાભી વચન વળ્યો આમળો;
પૂરણ દુ ખ પામ્યો મનમાંહે, ચાલ્યો શિવ દેવસ્થળ જાહે.
એક આસન બેઠો દૃઢ કરી, શિવ શંકર ચરણે ચિત્ત ધરી;
ધિક્ક જીવ્યુ વિદ્યા નહિ આવડી, અન્ન ઉદક લીધી આખડી.
દિવસ સાત થયા ઉપવાસ, ઉમિયાપતિ આવ્યા અવિનાશ;
વૃષભારુઢ ઉમિયાપતિ દેવ, કૃપા કરી બોલ્યા તત્‌ખેવ.
માગ માગ ઇચ્છાવર આજ, જો ઇચ્છે ભૂમંડળ રાજ્ય;
ભોળા ચક્રવત બ્રહ્મસ્વરૂપ, દયાસિધુ ગિરિજાપતિ ભૂપ.
કૃપાનિધિએ કરુણા અતિ કરી, માગ માગ વાણી ઉચ્ચરી;
નરસિહ મહેતો શ્રવણે ધરે, માગ માગ વાણી ઉચ્ચરે.

નરસિંહ મેહેતો શ્રવણે ધરે, શું માગું મન શોચ કરે;
મૂરખ મન સુઝે નહિ વાત, શિવ ચરણે લાગ્યો સાક્ષાત.
મસ્તક કર મૂકયો ભગવાન, તવ મહેતાને ઉપન્યું જ્ઞાન;
નરસિંહ મેહેતો વર માગશે, જન્મ જન્મ તણાં દુ ખ જશે.
ભટ આધાર કથા તે કહે, જે નર ભીતર હરિ રહે;
ભાવ ધરી સુણશે નરનાર, પુનરપી જન્મ ટળે સંસાર.
સાંધિ હુ સમજાવુ વાત, મસ્તક કમળાપતિનો હાથ,
હાવે સકળ સભા ચિત્ત ધરી, એકવાર મુખે બોલો હરિ



## કડવું ૩ જું.

### રાગ ધનાશ્રી.

નરસિહ મેહેતો શિવ સ્તુતિ કરે, પ્રકટયું ભીતર જ્ઞાન;
દયા કરી મુજ દિનને, ધન્ય ધન્ય શ્રી ભગવાન.
આજ વર મુજને આપીયે, માગું કરજોડી મન;
જે વસ્તુ તમને વાહાલી પ્રભુ, તે મુજને આપો વરદાન.

### ઢાળ.

વરદાન મુજને આપીયે, દુ:ખ કાપીયે ત્રિપુરાર;
જે સદા વલ્લભ પ્રભુ દુર્લભ, તે આપીએ નિરધાર.
સદાશિવ આનંદ પામ્યા, પ્રેમ વલ્લભ વદન વિશાળ;
વરદાન તુજને આપીયુ, એમ વદે દીનદયાળ.
ગહન ગતિ જે સદા સુર મુનિની, પાર ના પામે શેષ;
સનક સનકાદિક આદ્યે, વિધિ ના જાણે લેશ.
તે સદા વાહાલો મુજને, જે કૃષ્ણ બ્રહ્મ સ્વરૂપ;
તે આવ તુજને દેખાડું, એમ વદે ગિરિજા ભૂપ.
પછે નરસૈંયો કર ધર્યો ને, સચર્યા શિવ તાહે;
વૈકુંઠપુરીમાંહાં પધાર્યા, શ્રી કૃષ્ણ બેઠા જાંહે.
કનક ભોમ વિશાળ સુંદર, તેજનો અંબાર,
સદા ભોમ વિશાળ સુદર, થઈ રહ્યો ઝલકાર.
રત્ન માણેક મણિ મનોહર, સ્તભ જડીયા સાર;
છજાં ઝરુખા રાવટી, જાલીયાં ગોખ અપાર.
નવરંગી મંડપ મનોહર, ચદ્રવા ચોવટાં જેહ;
મુકતાફળ રત્ન ઝગહળે, ત્રિલોક શોભા તેહ.

ગાલીચા જાજમ તકીયા, સુકળાત શુભ વિશાળ;
મધ્યે વિરાજે સિંધાસન, તે દીસે ઝાકઝમાળ.
સભા મધ્યે સુભટ બેઠા, શ્રી કૃષ્ણ મહા રણધીર;
અક્રૂર ઓધવ ઉગ્રસેન, બળીભદ્ર બાંધવ વીર.
વાસુદેવ નંદન વિશ્વવંદન, ભક્તનો વિશ્રામ;
સિંધાસન શોભા વિરાજિત, પૂરણ શ્રીઘનસ્યામ.
ચોપાસ તકીયા ઝગમગે, રવિ ચંદ્ર કોટી પ્રકાશ;
પ્રણામ કરતા પરવરે, જે અનેક હરિના દાસ.
તાલ તાન ને છંદ માને, જંત્ર નારદ હાથ;
ગુણ ગાંધ્રવ ગાન કરી કહે, ધન્ય ધન્ય વૈકુંઠનાથ.
બાવના ચંદન અગર બેહેકે, સુગંધ બહુ પેરે થાય;
કસ્તૂરીનો પરમ પીમલ, મદન મારુત વાય.
ભકતવત્સળ ભૂપ બેઠો, ત્રિભોવનનો રાય;
હું દિન દુર્બળ દાસ પ્રભુનો, વર્ણન કેમ કરી થાય.
મુગટ મસ્તક પરમ સુંદર, તેજનો અબાર;
કરણ કુંડળ મકરાકૃત, કંઠે મુકતા હાર.
શ્રીવત્સલાંછન મણિ કૌસ્તુભ, કંઠ વિજયંતિ માળ;
પિતાંબર પરિધાન અંગે, ભકતનો પ્રતિપાળ.
અજાનબાહુ શંખ ચક્ર, ગદા પદ્મ વિશાળ;
મુદ્રિકા કંકણ બેરખા, તે દીસે ઝાકઝમાળ.
કટીમેખળા વળી ક્ષુદ્રઘંટા, ચરણ નેપૂર સાર;
પદ કમળ વંદિત વિશ્વને, એવો અખિલ પ્રાણાધાર.
એહેનું નામ માત્ર પ્રેમ સાથે, ધર્યું ત્યાંહાં શ્રી કૃષ્ણ;
હાવે નરસૈંયાને કરી કરુણા, તે કહેશું પ્રશ્ન.

વલણ.

તે કહેશું પ્રશ્ન ભાવે, સંત જન શ્રવણે ધરો;
આધારભટ્ટ કહે હર્ખ સાથે, હરિહરિ મુખ ઉચ્ચરો.

---

## કડવું ૪ થું.

### રાગ કેદારો.

સદા શિવજી સાચર્યા, નરસિંહ મહેતો બાંહે ધર્યા;
પરવર્યા જાંહાં બેઠા ત્રિભુવન ધણીરે.

સભારે મધ્યે આવી રહ્યા, હરિ દીઠે હર્ખીત થયા;
મહા રળિયાત મળવા નાથનેરે.

ઢાળ.

મળવા નાથને શિવજી પધાર્યાં, હઇડે હર્ખ ન માય;
વેગળેથી વિશ્વનાથને દેખી, ઉઠયા શ્રી જદુરાય.
અવિનાશી આસનથી ઉઠયા, ઉઠયા શ્રી બળદેવ;
અક્રૂર ઓધવ સર્વે, પ્રણમ્યા મહાદેવ.
જય જય શબ્દ સભામાંહ ઉઠ્યો, હરિહર ભેટ્યા જ્યારે;
ધંન કરુણા મુજને કીધી, શ્રી હરિ બોલ્યા ત્યારે.
સિંધાસન બેસાડ્યા શંકર, પૂજા રચી પરિબ્રહ્મ;
દીનદયાળ કૃપાનિધિ કે'છે, આજ સફળ શુભ કર્મ.
બાવનાચંદન લેપન અંગે, કૃષ્ણાગરના ધૂપ;
કરી આરતી હાર સમરપ્યા, હર્ખ્યાં વૈકુંઠ ભૂપ.
શ્રી શંકર પ્રતે કરજોડી બોલ્યા, ત્યારે શ્રી મહારાજ;
સ્વામી સીઘ્રે થઇને કહેતુ, અમ સરખું જે કાજ.
રખે વિલંબ કરો વિશ્વંભર, અતર ભેદ ન આણો;
તમો સમોવડ કો નહિ વલ્લભ, પોતાના કરી જાણો.
તદા કાળ શકર એમ બોલ્યા, સાંભળીયે અવિનાશ;
આ નરસૈંયો ભક્ત માહરો, તે કરવો તમ દાસ.
વચન સુણી વિઠ્ઠલજી ઉઠ્યા, કરુણા કીધી નાથે;
નરસૈંયાને રૂદીયે લીધો, ભીડીયો* રુદીયા સાથે.
માધવજીએ કર મસ્તક મૂક્યો, જન્મ મરણુ બે ભાગ્યો;
અરે નરસૈંયા ભક્ત કર્યો, મન ઈચ્છા વર કાંઈ માગો.
ભક્ત વદે કરુણાનિધિ સુણીયે, નવ ઇચ્છું સુખ સાજ;
લક્ષ્મીથી મુનિવર ચિત્ત ચળીયા, તેહ તણું નહિ કાજ.
એ સંસાર વિખે સચરાચર, વસ્તુ સકળનો નાશ;
નિર્ભે પદ તારું ત્રિભોવનમાં, એમ જોતાં અવિનાશ.
તે માટે તમ ચરણે રાખો, ભક્ત કરી ભગવંત;
અવશ્ય કષ્ટ પડે તું મોટો, સમર્થ શેઠ શ્રીમંત.
સાંભળ સ્વામી ગરુડગામી, ભક્તવત્સલ ભૂપાલ;
આશા એક મારા મન તણી, પૂરો પરમ દયાળ.
જે લીલા લક્ષ્મીવરે કીધી, વ્રજપુર ગોકુળ માંહે;
તે લીલા દ્વારામતિમાંહે, વૈકુંઠ પદ્મી માંહે.

* પાઠ. "ચાપ્યો."

તે લીલા પ્રભુ ગુપ્ત રચી છે, તે બ્રહ્મા ના લહે ભેદ;
જે લીલારસ દુર્લભ તે સુર મુનિ, પાર ના પામે વેદ.
હાસ્ય વિનોદ ક્રીડારસ સાગર, પ્રેમ ચપળ ચતુરાઈ;
ભોગ વિલાસ વિવિધ શોભા, જુક્ત રચી ચતુરાઈ.
તે લીલા પ્રભુ નયણે નિરખું, શ્રવણે સુણું મુખ ગાઉં;
લીલા શ્રી કૃષ્ણ સુધારસ સાગર, તે મધ્યે નિત્ય નહાઉં.
તે માટે ત્રિકમજી સુણીયે, પૂરણ પ્રેમાનંદ;
ઈચ્છા છે હરિ લીલા કીર્તનની, ગાવા ગુણ ગોવિંદ.
સુણી વચન શામળીયો હર્ખ્યાં, સુંદરવર એમ બોલે;
ધંન ધંન રે તુ નરસિંહા, નહિ ભકત કો તુજ તોલે.
કુંજ લીલા ગુપ્ત અગોચર, તેહતણું તુને જ્ઞાન;
એહેવું કહી કર મસ્તક મૂકયો, ત્રુઠયા શ્રી ભગવાન.
અરે નરસૈંયા મુજ લીલાના, તુ જ કીર્તન જે ગાશે;
ભૂતલ માંહે નર નારી સુણતાં, પાપી પાવન થાશે.

વલણ.

પાપી પાવન થાશે સહી, તેમાં કાંઈ સદેહ નહિ;
આધારભટ્ટ કહે શ્રોતાજન, સહુ હરિ હરિ મુખ ઉચ્ચરો સહી.

---

## કડવું ૫ મું.

### રાગ, દોહરી રામગ્રી.

હાવે હરિજન સહુ શ્રવણે ધરો, કહુ અમૃત વાણી;
નરસિંહ મહેતાને કૃપા હવી, ત્રુઠ્યા સારંગપાણી.
મેહેતાને* લીલા દેખાડવાને, રાખ્યા શ્રી ભગવાન;
શંકરને આજ્ઞા કરી, હવા અંતરધ્યાન.
નરસૈંયાનો કર ધરી, ઉઠયા શ્રી યદુરાય;
સભા સહુ આજ્ઞા કરી, ઉઠી આસને જાય.†
સોલ સહસ્ર શત આઠનાં, મદિર છે વળી જાંહે.
નરસૈંયાને લાવીયા, પ્રેમે પ્રભુજી તાંહે.
મણિમાં સ્તંભ જડાવીયા, મધ્ય માણેક ચોક;
છજાં ઝરૂખાં રાવટી, મુક્તાફળના ગૃહ ગોખ.

---

*પાઠ "નૃસિંહ મેહેતાજીને લીલા૦"

† પાઠ. "ઉઠયા શ્રી યદુનાથ; ગોપાંગનાને આજ્ઞા કરી ઉઠયા લક્ષ્મી સઘાથ"

કનક થાળ ભરી કામની, મુક્તાફળે વધાવે;
નિરખે મીટ માંડી શ્રી હરિને, મંદિરમાં પધરાવે.
સાંભળો સર્વે સુંદરી, શ્રી હરિ એમ બોલે;
આ ભકત ઘણું વલ્લભ મુને, કો નહિ એહેને તોલે.
એક સુદર મદિર શોભતુ, છે તેજનો અંબાર;
તાંહાં નરસૈંયો પધરાવીયો, સાંપ્યા સેવક ચાર.
પછે પેસે પ્રણામ કરી પ્રભુ, રંગમેહેલ પધારે,
એ લીલા કહુ ભૂતલ વિષે, નરસિહો મન વિચારે.
પછે નરસૈંયાને પ્રેમે અતિ, ઘણી તાહાં સેવા થાય,
ભોજન સમે શ્રી નાથ ઉઠિયા, નરસી સગ શ્રી જદુરાય.
પછે ઉષ્ણોદક મેહેલ્યાં ભરી, મોગરેલ મર્દાય,
પિતાંબર પેહેરણુ ભજે, કેશર અંગ ચર્ચાય.
બાવના ચંદન અર્ગજા, અંગ લેપન થાય,
કૃષ્ણાગર ઉવેખીએ, બહુ સુગધ તાહ વાય.
સત્યભામા સન્મુખ રહ્યા, રુકિમણિ કરજોડ;
આરોગી ઉઠયા શ્રી હરિ, રાજા શ્રી રણછોડ.
હરિને રત્ન જડિત પાવડી, ચરણે ચિત્ત માહારૂં;
પદ નખ શોભા નાથની, રવિ ચંદ્ર કોટી ઓવારૂં.
મહાપ્રસાદ મહારાજનો, ફળ પાર ના જાણુ,
તે નરસૈંયે આરોગીયો, કો કોણુ ભાગ્ય વખાણુ.
બાજટે બેઠા શ્રી હરિ, મુખવાસ આરોગે;
બીડી બરાસ લવગની, સદા લેઈ સંજોગે.
રુકિમણિના હાથની, પ્રભુજી બીડી લે;
તે નરસૈંયાના મુખમાં, પ્રેમે પ્રભુજી મે'લે.
એમ લીલા લાડ કરાવતા, દીન વીત્યા વીશ;
એક સમે કરુણા કરી, બોલ્યા શ્રી જગદીશ.
અરે નરસૈંયા છાનો રહી, તુ જોજે આ ગોખ;
આજ રાસ થાશે અર્ધ રાતનો, મધ્ય માણેક ચોક
આશ્વિન શુદની પૂર્ણિમા, રહ્યો ચદ્ર પ્રકાશ;
વળી રત્ન મણિની જ્યોતમાં, દીપક ચોપાસ.
ઝળહળ મંદિર થઈ રહ્યાં, વળી તેજ અંબાર;
તેણે સમે પહેલી નીશા, ગઇ ઘટીકા ચાર.
સન્ધ્યા સમે સહુ સુંદરી, મલી બેઠી વાત;
આજ માણેકઠારી પૂર્ણિમા, ભલી શોભે છે રાત.

રુકિમણી કહે છે સાંભળો, સર્વ સુંદરી આજ;
મોટો દહાડો સહુ મલી કહો કૃષ્ણને, પ્રભુ રાસ રમાડ.
સભાથી ઉઠ્યા પ્રભુ, પછે વિનતિ કહેજો;
વાજાં વસ્ત્ર શણુગાર સહુ, તતપર થઇને રહેજો.
સભા થકી ઉઠ્યા પ્રભુ, મંદિરમાં આવ્યા;
મણિ મુકતાફળ પુષ્પથી, મહારાજને વધાવ્યા.
બેઠા તાંહાં સિંઘાસને, પાસે આવી નાર;
કરજોડી કહે સુંદરી, પ્રભુ વિનતિ અવિધાર.
.દીન વચન કહે કામની, પ્રભુજી સુણીયે રાવ;
ના રખે કહેતા નાથજી, એક મનનો ભાવ.
જે લીલા વ્રજપુર ભોમમાં, કર્યો રાસ વિલાસ;
તે દિવસ ફરી આવીયો, જુઓ ચંદ્ર પ્રકાશ.
આશ રાશ રમવા તણી, સર્વને ઇચ્છાય;
માન માગે છે માનુની, માનો શ્રી જદુરાય.
વચન સુણી વીનતા તણું, ઉઠ્યા શ્રી અવિનાશ;
હા ભણી સિદ્ધે થયા, પ્રભુ રમવા રાસ.

વલણ.

રાસ રમવા સિદ્ધે ઉઠ્યા, તે સુણો શ્રોતા ચિત્ત ધરી;
આધારભટ્ટ કહે ધન હરિ જન, જે બોલો મુખથી શ્રી હરિ.

---

## કડવું ૬ ઠું.

### રાગ સામેરી.

વચન સુણી વીનતાતણું, ઉઠ્યા શ્રી અવિનાશ;
નરસૈયાને દેખાડવા, વળી રચ્યો તાંહાં રાસ.
રૂપ કળા ગુણ ચાતુરી, નટવર લીધો વેશ;
મદન મોહન શોભા ભજે, તે બ્રહ્મા ના લહે લેશ.

ચાલ.

લેખ ભેખ ને વેખ હરિનો, પાર ન આવે ઇશરે;
રાસ લીલાતણી રચના, રચી શ્રી જગદીશરે.
મોર મોગટ ધર્યો હરિએ, જડિત નંગ અપારરે;
રત્ન મણિ માણેક મુકતા, તેજનો અંબારરે.
તિલક કેશર મધ્ય મૃગમદ, કરણ કુંડળ જ્યોતરે;
વદન સુંદર વિશ્વ મોહન, ત્રિભોવન ઉદ્યોતરે.

કંઠ કૌસ્તુભ હાર મુકતા, કંઠે વૈજયંતિ માળરે;
પિતાંબર કટી કાછ કછ્યો, મોહન મદન ગોપાળરે.
કટીમેખલા અતિ ઝળહળે, બાજુબધ વિશાળરે;
મુદ્રિકા પોહોચી પરમ સુદર, દીશે ઝાકઝમાળરે.
ચરણ નેપૂર ઘુઘરી, રણુકાર ખટકે મનરે;
મોરલી મોહને ધરી, શબ્દ ગર્જીત ઘનરે.
કૃષ્ણાગર મૃગ અંગ અર્ચન, અખીલ બ્રહ્મ સ્વરૂપરે;
સુંદરી પ્રત્યે રહી સન્મુખ, વદે વૈકુંઠ ભૂપરે.
જીજવાં વાજાં ધરો કરમાં, નથી નિરખ્યો રાસરે;
સુદરી સહુને સમીપ તેડી, શિખવે અવિનાશરે.
અંગે સોલ શણગાર સાર્યાં, રૂપ અનંગ માનરે;
ભક્તવત્સલ ભૂપ પાસે, ભજે ભાયગ નિધાનરે.
ચોકે દીપક ચોગયા, રત્ન મણિમાં જ્યોતરે;
મદન મોહન રહ્યા મધ્યે, કોટી શશી ઉદ્યોતરે.

ચાલ.

એમ રાસ રચ્યો અવિનાશી, ત્યારે સાંભર્યાં વ્રજવાસી;
લીલા રસ કુંજ સદન માહાં, સુખ બાળપણાનું મન માંહાં.
જે રાસ વૃંદાવન કીધો, તે શ્રી ભાગવત પ્રસિદ્ધો;
ત્યારે સાંભરી વ્રજની નારી, સંભારી રાધા પ્યારી.
સાંભર્યાં સકળ વ્રજ બાળ, સાંભર્યાં નંદ ગોવાળ;
જ્યારે સાંભર્યાં જશોદા માત, ત્યારે નેત્રે વહે આંસુપાત.
બહુ નીર નયણેથી ઢાળે, સહુ સખી વદન નિહાળે;
જદુરાયતણી પટરાણી, પછે બોલ્યાં રુકિમણી વાણી.
મારા સમ જો કહોની મોરારી, કાં રોયા શ્રી ગિરિધારી;
પછે વચન વદે જદુનાથ, ગદગદ કંઠ કહેતા વાત.
મુને સાંભર્યો વ્રજનો સાથ, નંદ તાત જશોદા માત;
જે લીલા વ્રજપુર માંહે, તેહેનો લક્ષમો ભાગ નહિ આંહે.
એહેવું કહેતામાં મૂર્છા પામ્યા, એક મુહૂર્ત મહી સ્થળ વામ્યા;
પછે ઉઠાડ્યા મલી સર્વ શામા, કરજોડી વદે સત્યભામા.
ઉઠો રાસ રચો મહારાજ, નહિ તો દેહ કરશું તાજ;
એમ વિવિધ વચન કહ્યાં નારી, ત્યારે ઉઠ્યા શ્રી ગિરધારી.
તજ્યો શોક સકળ અવિનાશી, પણ વિસરે નહિ વ્રજવાસી;
પછે રાસ રસીક રમે રસીયો, નરસૈંયાના મનમાં વસીયો.
હરિ લીલા નિરખે ને રાચે, થેઈ થેઈ કરીને નાચે.

દુહો.

નરસૈંયો નિરખી રહ્યો, રાસ રમે વ્રજરાજ;
નિઃશંક હરિ નિર્ભે થયા, તજી તારુણી લાજ.

ચાલ.

ત્યારે લાજ તજી ગિરધારી, ઉલટચો દધી કુંજવિહારી;
મોરલી કર મોહન ધારી, કરે રાગ રસ ઠસક ભારી.
માનુની કર જત્ર મૃદંગ, કરે થેઈ થેઇ નવલો રંગ;
સોલ સહસ્ર શત આઠ નારી, ઉલટચો રસ સાગર ભારી.
જાણે સોળ કળાનું રૂપ, ઉલટચો રસ સાગર ગુણ ભૂપ,

દુહો.

રસ સાગર ગુણ ઉલટચો, ચંદ્રશા તાન તુરંગ;
કળા કમળનયણા તણી, પ્રકટયા કોટી અનંગ.
વિદ્યા ચૌદ ચોશઠ કળા, ગુણ લક્ષણ બત્રીશ;
વાજાં વીશ ષોડશ સાંભળ્યાં, રાગ રંગ છત્રીશ.
લીલા નવ રસ નટવરે, એકેકપેં અનુક્રમ;
સોળ સહસ્ર શત આઠમાં, સચરાચર પરિબ્રહ્મ.

ચાલ.

પરિબ્રહ્મ તણી જે લીલા, પરિબ્રહ્મ પારની ક્રીડા;
મંડળી માંહે મોહનજી રે સોહે, દેખી સુરનર મુનિવર મોહે.
પિતાંબર કીધાં પરિધાન, ફરતા ભમરી ભમે ભગવાન;
ત્યારે શ્રી હરિ શોભે જેમ, ધન દામની ચમકે જેમ.
આવ્યુ માનુનીને અભિમાન, હરિ હવા તે અંતરધ્યાન;
તેહેનો પાર ના પામે કોઈ, આવ્યા નરસૈંયો જ્યા હોઈ.

દુહો.

શ્યામા સહુ વીહીવલ થઈ, રહી ઝખે જગદીશ;
અમ અપરાધ કશો પ્રભુ, એમ ના કીજે રીશ.
એ રાસ રસીક મન નવ ગમ્યો, તે તજી ગયા મોરાર,
કહે રુકિમણિ આપણુ કશા, જો એણે તજી વ્રજનાર.

ચાલ.

એણે વચને વિઠ્ઠલજી રે હસીયા, નરસૈંયાના મનમાં વસીયા;
ત્યારે હાસ્ય વચન સુણી કૃષ્ણ, ઊંચું જોયુ તો આવ્યા વિષ્ણુ.
પછે તાંહાં આવી સહુ નારી, જાંહાં બેઠા કુંજ વિહારી;
જઇ ચરણે નામ્યું શીશ, અપરાધ વણ શી રીશ.

કહે વચન રસીક રઢીઆળી, પછે બોલ્યા શ્રી વનમાલી;
કહે કૃષ્ણ રાસ રમુ ત્યારે, નરસૈંયો આવે જ્યારે.
કહે પ્રભુ પ્રત્યે પટરાણી, તમો સાંભળો સારંગપાણી;
હરિ ભક્ત સદા તમ વહાલો, નરસૈંયાને લેઈને માહાલો.
હરિભક્તમાં અંતર કરશો, તો લક્ષ ચોરાશી ફરશો;
એહેવું વચન સુણી ગિરધારી, કહે ધન ધન બુધ તમારી.
માહારા ભક્તને નમે જેહ, મુજને જન વલ્લભ તેહ,
માહારા ભક્તસુ હીંડે દૂખ, તે શત્રુ સમાન મુજ લેખ.
હરિભક્તનો દૂખી થાશે, તે તો રૌ રૌ નર્કે પચાશે;
એમ શ્રી મુખ પોતે બોલે, માહારા ભક્ત સદા મુજ તોલે.
એહેવો ભકતવત્સળ બરદધારી, હરિ જન કરે હિતકારી;
નરસૈંયાને કરુણા કીધી, ઉપમા સમ તોલે દીધી.
પછે નરસૈંયો તે લાવ્યા, મધ્ય માણેક ચોક આવ્યા;
વળી રાસ રચ્યો ગોપાળ, આપી નરસૈંયા કર તાલ.

દુહો.

નરસૈંયો કાંઇ નવ લહે, તાલ તાન રગ ગાન;
પછેસ્મરણ કીધુ સતગુરુ તણું, જે શંકર શ્રીભગવાન.
શ્રી શકર ગુરુ સભારતાં, પ્રકટચું જ્ઞાન રસાળ;
નરસૈંયાના તનમા, રીઝ્યા દીન દયાળ.
તે માટે શ્રોતા સુણો, સદ્દગુરુ કરવો શિશ;
ગુરુ કરુણા વિના કેમ લહે, જય જગત્ ગુરુ જગદીશ.

ચાલ.

વળી રાસ લીલા મધ્યે રોપી, નરસૈંયો થયો તાંહાં ગોપી;
જે વ્રજપુર રાસ રચીયો, તેહેવો નરસૈંયાથી મચીયો.
નરસૈંયાને મધ્યે લીધો, પ્રભુ આપ સરીખો કીધો;
સમો દાણ માનનો જ્યારે, પ્રભુએ પ્રેમ જણાવ્યો ત્યારે.

દુહો.

માન કરે મૃગ લોચની, નંદાનંદકુમાર;
ત્યારે નરસૈંયો દૂતી થઇને, મનાવે મનોહાર.
દાણ માન રસ રાસમાં, ન્યૂન રહ્યો નહિ ભેદ;
એ લીલા રાસ સિંધુનો, પાર ના પામે વેદ.
પછે નરસૈંયાને રીઝ્યા, કહે શું આપું અવિનાશ;
અરે નરસૈંયા જાણજે, હું સદા રહું તુજ પાસ.

પછે પિતાંબર જે અંગનો, આપ્યો દેવ મોરાર;
પછે રુકિમણિ રીઝયાં ઘણું, આપ્યો ઉરનો હાર.
રાસ રસિક પૂરણ રમ્યા, સકળ ભુવનનો નાથ;
રંગે રજની વહી ગઈ, પ્રેમે ભયો પ્રભાત.
એ રાસલીલા શ્રવણે સુણે, નરનારી જે ગાય;
મહીમા શ્રી મહારાજનો, પાપી પાવન થાય.
ઈચ્છા મનમાં જેવી ધરે, તેહેવી પહોંચે આશ;
હાવે નરસૈંયાના કુંવરનો, હું વિવાહ ભાવે ગાશ.
હરિ લીલા અથાગ જળ, ભક્તતણો મહિમાય;
સાત સમુદ્ર કરો એકઠા, અંજલિમાં કેમ સમાય.
કૃપા હવી હરિ ભક્તને, કરુણા સાગર સારંગપાણ;
મન વાંચ્છિત ફળ આણીયું, પદ પામ્યા નિર્વાણ.
દયા કરી મુજ દીનને, સમજાવ્યો સન્મુખ થઇ;
આધારભટ્ટ કહે હરિ કૃપાએ, ભવ તણી ભાવટ ગઈ.

---

## કડવું ૭ મું.

### રાગ મલ્હાર.

હરિ કરુણા રે, નાથે ભક્તને અતિ ઘણી;
સ્તુતિ માંડી રે, નરસૈંયે હરિ તણી.
કરજોડી રે, દિન વચન બોલે તદા;
પ્રભુ પદ રજ રે, ટાળે ભવની આપદા.
નહિ સ્વપ્ને રે, ઈંદ્ર બ્રહ્મા શિવને તમો;
તે લીલા રે, આજ રહી નિરખી અમો.
હું તો દીન છઉં રે, દાસ તમારો શ્રી હરિ;
એક વિનતિ રે, મહારાજ લો તમો ચિત્ત ધરી.
સન્મુખ જુઓ રે, તાંહાં પ્રભુ કહેવાયજી;
તુજ નામે રે, પાપી પાવન થાયજી.
બહુ આધે રે, પાપી જન પાવન થયા;
તુજ નામે રે, ઉદધી માંહી પર્વત તર્યા.
જો હા ભણો રે, અનોપમ વાતની;
ઘણું ઇચ્છા રે, લીલા ગાવા નાથની.
જે લીલા રે, કૃષ્ણ કૃપાળ કરી આંહાં;
તે લીલા રે, ગાઉં જઈ મૃત લોક માંહાં.

માહારે મંન રે, ભાવ હવો એ વાતજી;
તે માટે રે, હા ભણીયે શ્રી નાથજી.
એહેવું સુણી રે, હર્ખ ભરાણા નાથજી;
હસી વદને રે, બોલ્યા શ્રી ભગવાનજી.
તેણે સમે રે, નાથ હુતા સુખભોગમાં;
નરસૈંયા રે, લીલા ગાઓ મૃતલોકમાં.
તું જ વાણી રે, પ્રેમ આણી જન જે સુણે;
તેહેને મુજ પદ રે, સત્ય કહું શ્રી હરિ ભણે.
પછે શીખ જ રે, નાથ પાસે દાસે કરી;
તેણે સમે રે, ગદગદ કંઠે શ્રી હરિ.
આલિંગન રે, ભક્તને દીધુ પ્રેમથી;
જઇ કહાવજો રે, પોહોત્યા કુશળી ખેમથી.
માન આપ્યુ રે, સીખ કહુ કેમ પરવરો;
પણ મોકલું રે, ભૂતલ જન પાવન કરો.
નરસૈંયા રે, તુજ વાણી કીર્તન હશે;
જન્મ જન્મનાં રે, પાતીક સહુ પ્રલયે થશે.
પછે કર ગ્રહી રે, હરિ રુકિમણિ પાસે ગયા;
કરી આજ્ઞા રે, ભક્ત જાવા તતપર થયા.
તેણે સમે રે, લક્ષ્મીજી વાણી વદે;
કેમ સીખજ રે, આપુ જે વસીયા રુદે.
સ્વામી માસજ રે, દીન જાતાં જાણ્યા નહિ;
પછે લાવ્યાં રે, સાકર મધ ભેલાં દહી.
દધી વંદન રે, મહેતાજી સીગ્રે કરો તમો;
હાવે ક્યારે રે, દર્શન પામુ અમો.
વળી બોલે રે, પટરાણી શ્રી હરિ તણી;
ઘણી ઇચ્છા રે, મૃત્ય લોક જોવા તણી.
મેહેતાજી રે, પુત્ર પગરણ માંડો તમો;
તમો તેડજો રે, શ્રી કૃષ્ણજી સાથ આવું અમો.
મેહેતાજીએ રે, સાષ્ટાંગ પ્રણામ તદા;
માતા પાળજો રે, તે દિવસ આવે જદા.
શરણ ગાઠજો રે, મેહેતે બાંધી દ્રઢ કરી;
તેણે સમે રે, સુદરવર બોલ્યા હરિ.
નરસૈંયા રે, તુજ વાણી પ્રકટે જાંહી;
સત્ય જાણજો રે, હુ આવી ઉભો તાહી.

પછે ચરણે રે, ભક્ત નમી તાંહાંથી ફરે;
દેવ દુંદુભિ રે, પુષ્પવૃષ્ટિ તાંહાંથી કરે.
બળીભદ્રજ રે, ઓધવ અક્રૂર આવીયા;
તાંહાં ભકત રે, પ્રેમ આલિંગન ભાવીયા.
સહુ સાથજ રે, વળાવીને વળ્યા;
ફરી જોજો રે, શ્રી હરિ મુખથી ઉચ્ચર્યા.
પાછી ચાલી રે, મેહેતો મન નિર્ભે થયા;
હરિની કરુણાએ રે, પાપ તાપ ભવના ગયા.
મુહૂર્ત એકમાં રે, જૂનેગઢ પહોંત્યા જઈ,
થયા આશ્ચર્ય જ રે, શ્રી હરિની કરુણા થઈ.

વલણ.

કરુણા થઈ મહારાજની, ત્રુઠયા જગજીવન;
ભટ્ટ આધાર કથા કહે, હરિ બોલો હરિજન.



## કડવું ૮ મું.

### રાગ આંદોલ ગોડી.

સ્વામીએ નરસૈંયાને, કરુણા કીધી નાથે રે;
વાત રે સચરાચરમાં વિસ્તરી રે.
સ્વામીએ વૈષ્ણવને, કીધો સાક્ષાત રે;
નાથે દેખાડી લીલા આપણી રે.

ઢાળ.

નાથે દેખાડી લીલા આપણી, તેનો બ્રહ્મા ના લહે પાર;
તે લીલા નિરખી હરખી, પછે આવ્યા નગર મોઝાર.
તેત્રીશ કોટી સહસ્ર અઠયાસી, અગમ ગત ત્રિપુરાર;
આનંદ સાગર ઉલટયો, જઈ મળ્યા કુટુંબ પરિવાર.
પછે જેષ્ટભ્રાત તણી ગૃહણી, હુતી જેણે ઠામ;
નરસૈંયો તાંહાં જઈને, કર્યો દંડવત પ્રણામ.
અરે માતા તુજ વચને કરી, હું પામ્યો વૈકુંઠનાથ;
તે કથા હું માંડી કહું, સાંભળો સર્વ સાથ.
મૂરખ મુજને કહ્યો ભાભી, ચઢી સબળી રીસ;
અપવાસ સાતમે હવું દર્શન, પ્રકટયા ઉમિયા ઈશ.
પછે મુજને લેઇ ગયા, શ્રી કૃષ્ણ હુતા જાંહે;
અપરમિત સુખ નાથનું, અમો રહી નિરખ્યું તાંહે.

તે સર્વ કરણા તમારી, તમ વચન માટે સોહે;
હાવે માતા મસ્તક હાથ મેહેલો, ત્રિભોવન જશ હોયે.
એહેવું કહીને નમ્યા ચરણે, વેગે બીજી વાર;
ત્યારે ભ્રાત ગૃહણી વદે મુખથી, ધંનધંન તમ અવતાર.
પછે આસન આપીર્યાં, ઉલટ અંગ ના માય;
નરસૈં મેહેતો થયો નિર્ભય, રહ્યા હરિ ગુણ ગાય.
પછે સગાં સમ્બન્ધી મિત્ર આદે, સહુકો મળવા જાય;
નરસૈંયાનું કરે દર્શન, જન્મ સાર્થક થાય.
અયાચક વ્રત ધરે પોતે, ભકત નિર્ગુણ ગાન;
અન્ય વાત ન ઉચ્ચરે, મન ભજે શ્રી ભગવાન.
પછે એમ કરતાં દિવસ પુઠે, દિવસ તે વહી જાય;
કુટંબ વાયક કઠિન બોલે, તું રળ્યું કોહોનું ખાય.
પછે મેહેતાએ કુટંબ થકી, કર્યોં જુજવો વહેવાર;
કહે લોહ સાંકળ સર્વથા ભાગી, ત્રુઠયા દેવ મોરાર.
પછે ધરમાંહાં પરમ સુંદર, રચ્યું મદિર જેહ;
ઉપમા તોલે અવર નહિ, વૈકુંઠ શોભા તેહ.
સિંધાસન ઉપર બિરાજે, શ્રી લક્ષ્મીવરની જોડ;
સકળ સેવા પ્રેમ પૂરણ, કશી પેર નહિ ખોડ.
એક મુહૂર્ત ઉત્તમ દિવસ, આવ્યો * * * સાર;
નરસૈં મહેતે રચી પૂજા, પ્રેમ પ્રાણ આધાર.
આરતી ઓવારણાં કરી, રહ્યો બેહુ કરજોડ;
મહારાજ ઇચ્છા દાસની, પ્રભુ પૂરો મનનાં કોડ.
હા ભણજો હર્ખ સાથે, પૂરણ પરમાનંદ;
લીલા નિરખી નાથની, તે ગાવા ગુણ ગોવિંદ.
જયારે પુષ્પ આપ્યું શીશથી, સન્મુખ શ્રી જદુરાય;
ઘંટા વાજે વીણા વાજે, ભક્ત આશ્ચર્ય થાય.
પછે અંજલી ઉદક ભરીને, ભકત કહે મુખ વાત;
સવા લાખ કીર્તન પ્રભુનાં, પૂરણ કરજો નાથ.
ત્યારે મેહેતે કર્યો પ્રારભ, પ્રેમ કીર્તન જાણ;
અભોગ વાળ્યો નરસૈંયાનો, પ્રેમે સારંગપાણ.
પ્રથમ કીર્તન લક્ષ્મીવરનું, સાનિધ્ય બોલ્યા સોહે;
અકસ્માત મંદિર વિષે, પુષ્પ વૃષ્ટિ હોયે.
પછે ધંન ધંન વદે મેહેતો, ઉલટ અંગ ના માય;
એમ અહરનિશ આનંદમાં, હરિ ભકિતમાં દીન જાય.

પછે જેષ્ટ પુત્ર થયો પ્રૌઢો, વર્ષ દ્વાદશ જેહ;
નાત નાગરમાં કઠિણ છે, કળા પડશે દેહ.
આદ્ય ઘર આપણું મોટું, સદા કુળ પાવન;
દ્રવ્ય જોતાં આપણે, હરિ નામ રૂપીયું ધન.
સુણી વાણી વચન મહેતો, વદે વચન સાર;
કુંઅરની તું રખે ચિંતા, ધરે મનમાંહે નાર.
કુંઅરનો તે વિવાહ થાશે, આવશે લક્ષ્મીનાથ;
હાવે મુજને રખે કહેતી, ફરી મુખથી વાત.

વલણ.

રખે મુખથી વાત કહેતી, થઇ નિર્ભે હરિ ભજોરે;
આધારભટ્ટ કહે હરિ હરિ ભજો, નિર્ભે થઇ ચિંતા તજોરે.

---

## કડવું ૯ મું.

### રાગ ધવલ ધનાશ્રી.

હાવે હરિ બોલો હરિજન સહુ, ભાવે પ્રેમ ધરી નરનારજી;
નરસિંહ મહેતાના કુંઅરનો, વિવાહ સંભળાવું સારજી.
જગત તળમાંહે વાત પરસ્પર, ચાલી જાંહાં હરિજનજી;
નરસિંહ મહેતો જૂનાગઢમાં, વિષ્ણુ ભક્ત પાવનજી.
કરે ઠગાઇ સહુ માહોમાંહે, નાગરી નાત મોઝારજી,
વર જોઇયે તો નરસિંહ મહેતા ઘર, વર્ષ થયાં છે બારજી.
એમ કહેતા શ્રોતા સુણજો, કરુણા કીધી નાથજી;
નરસિંહ મહેતાનો પુત્ર પરણ્યો, તે વિસ્તારી કહું વાતજી.
વડનગર નાગર બહુ વસે, તાંહાં સઉની ઉત્પત્યજી,
મદન મહેતો વજીર રાયનો, નાત માંહે અધિપત્યજી.
તેહેને ઘેર એક કન્યા સુંદર, વર્ષ સાતમાં સારજી;
કાંતિ કળા ગુણ પૂર્ણ ચાતુરી, રૂપ રૂપતણો ભંડારજી.*
એ સરખો વર જૂનાગઢમાં, હોશે રૂપ નિધાનજી;
જોવા મોકલીયો જેહને, જેહેને સામુદ્રિકનુ જ્ઞાનજી.
ત્યારે દીક્ષિત ગોર તેડાવ્યા પોતે, શિઘ્રે પધાર્યા ઘેરજી;
આસન આપી પૂજા કીધી, સંતોખ્યા બહુ પેરજી.
મદન મહેતો કહે દિક્ષીતજી, શિઘ્રે કરો એક કાજજી;
આ કન્યા સરખો વર જોજો, શિઘ્રે થઇ મહારાજજી.

---

* પાઠ. "રૂપે અખાનો અવતારજી."

ચોપક્ષ પૂરો ન કલંક એક, સાખ સદા શુભ જેહેનીજી;
વાટ ખર્ચ જે જોઇયે તે લોની, ન્યૂન વાત નહિ તેહેનીજી.
વાહન અશ્વ ને સેવક સોંપ્યા, જૂનાગઢ ભણી જાઓજી;
તાંહાં વાસ નાગરનો સબળો, દિક્ષીત વેગે પળાઓજી.
ગોર પિતામાં ભેદ ન ગણવો, ધર્મ શાસ્ત્ર એમ બોલેજી;
વિદ્યા વેદ સકળ ગુણ જોતાં, અવર કોણ તમ તોલેજી.
સામુદ્રિક લક્ષણ ગુણ જોતાં, તમ ચિત્ત ગોઠે જેહેવોજી;
પછે વિધાતાએ ભાયગે લખ્યો છે, આવી મળશે તેહેવોજી.
લેઇ આજ્ઞા દિક્ષીતજી ચાલ્યા, જૂનેગઢ જઇ પહોંતાજી;
પરસ્પરે નાગરમાં જઇ મલીયા, વર ઘર લક્ષણ જોતાજી.
આમત્રણ આવે અતિ સબળાં, વિદ્યાવત ગુણ ખ્યાતજી;
દિક્ષીત ગોર મદન મહેતાના, સચરાચર વિખ્યાતજી.
વાત પરસ્પર નાગરમાં પૂછે, શું આવ્યા છો આજજી,
વજીરની પુત્રીને અર્થે, વર જોવાને કાજજી.
જેહેને ઘેર વર છે પ્રૌઢા, તે દિક્ષીત પાસે આવેજી.
વિનય કરી ભોજનને તેડે, મોટમ ભાવ જણાવેજી.
અકેકપેં ચઢીયાતા વર ઘર, પરમ પેર વખાણેજી;
સામુદ્રિક સકલકે જોતાં, દિક્ષિત મન ના આણેજી.
નાગર લોક કોહોની લાજ ના રાખે, બોલે શુભ વચનજી,
એક દિવસ દિક્ષીતને પૂછે, કો વર ના આવે મંનજી.
વજીર સાથે હોય સમોવડ, વર ઘર સરખી જોડજી;
તેહેવો વર આ જ નરસૈંયાને ઘેર, પૂરે મનનાં કોડજી.
શુભ વચન શિદ્યે દિક્ષીત, ઉઠયા તેણી વારજી;
નરસિહ મહેતાને ઘેર આવ્યા, વણ તેડે નિર્ધારજી.
ભકતરાજ આસનથી ઊઠયા, દીધાં બહુ પેર માનજી;
કુળ મદિર પાવન મુજ કીધુ, બોલ્યા ભકત ભગવાનજી.
આ જ કૃતાર્થ કરવા દિક્ષીતજી, પધાર્યાં અમ ઘેરજી;
કાર્યે કોહ અમ સેવક સરખું, વિનય કરી બહુ પેરજી.
દિક્ષીત કહે તમ જેષ્ઠ પુત્રને, જોવા તણી ઇચ્છાયજી,
નરસિહ મહેતે શિદ્યે તેડાવ્યો, ઉલટ અંગ ન માયજી.
સુદરવર સકલાંગે વિચીક્ષણ, સામુદ્રિક શુભ દેહજી;
દિક્ષીતજી વર જોતાં હર્ખ્યાં, વદે વચન મુખ તેહજી.
નરસિહ મહેતા તમ કુળ પાવન, નાગરી નાત મોઝારજી;
નિર્ધન છો પણ હરિ સાથે નેહ, તૃણવત્ આ સંસારજી.

વલણ.

તૃણવત્ સર્વ સંસાર ભક્તને, અમો મન એહેવું લહું;
આધારભટ્ટ કહે હરિ બોલો, તો કથા રસ માંડી કહું.



## કડવું ૧૦ મું.

રાગ ગોડી.

દિક્ષીતજી મુખથી ઉચ્ચરે, નરસિંહ મહેતો શ્રવણે ધરે;
દિક્ષીત કહે મહેતાજી સુણો, વિષ્ણુ ભક્તનો મહિમા ઘણો.
વેદશાસ્ત્ર ભાગવત હું લહુ, તેહેમાં તત્વ કથા તે કહુ;
ધર્મશાસ્ત્ર બોલે જેહ, વિષ્ણુ ભક્તને નિર્મળ દેહ.
વિષ્ણુ ભક્તમાં વાસો હરિ, વેદ વચને તે સિદ્ધ કરી;
વિષ્ણુ ભક્તની સેવા કરે, તે ચોરાશીમાં નવ ફરે.
વિષ્ણુ ભકતની દ્દષ્ટે પડે, તેહેને યમ કિંકર નવ અડે;
વિષ્ણુ ભકતપર આણે દયા, તે ઘેર લક્ષ્મીવરની મયા.
વિષ્ણુ ભકતપર કરુણા દષ્ટ, તેહેને જન્મમાં નહિ કષ્ટ;
વિષ્ણુ ભકતની પૂજા કરી, તે પૂજા પોહોંચે શ્રી હરિ.
વિષ્ણુ ભકતને સંગે રહે, તેહેને શ્રી હરિ મારો કહે;
વિષ્ણુ ભકત તણો મહિમાય, મહા પાપી જન પાવન થાય.
વિષ્ણુ ભકતપર દૂષી ખંડ, તેને જન્મજન્મ યમદંડ;
જેહેને સદ્દગુરુની કરુણા હશે, વિષ્ણુ ભકતને વહાલો થશે.
દ્દઢ વિશ્વાસ રૂદેમાં ધરે, વિષ્ણુ ભકતની સંગત કરે;
નરસિંહ મહેતાને દિક્ષીતજી કહે, વિષ્ણુ ભકતનો મહિમા લહે.
મહેતાજી તમો પરમ પવિત્ર, સદા શ્રી હરિ સરખા મિત્ર;
સદા શિવે તમ કરુણા કરી, તો પદ પામ્યા શ્રી હરિ.
હાવે અમને પાવન કરો, કહું વચન તે શ્રવણે ધરો;
જેષ્ટ પુત્ર તમારો જેહ, વડનગર પરણાવો તેહ.
મદન મહેતા તણી દીકરી, કન્યા રત્ન અતિ સુંદરી;
વજીર મહારાજનો જેહ, જ્ઞાતિમાં અધિકારી તેહ.
તેહેની પુત્રી તમ સુત વરે, એહેવું દિક્ષીતજી ઉચરે;
એહેવું કહીને દિક્ષીત રહ્યા, મહેતો ગદગદ કંઠે થયા.
રૂદીયામાંહે વિમાસે ઘણું, પાળે વચન પ્રભુ રુકિમણિ તણું;
ઘેર બેઠા વિવાહની વાત, હા ભણું હરિ તારો હાથ.

એહેવું વિચારી મહેતાજી વદે, દિક્ષીતજી સાંભળીએ રુદે;
હા ભણતાં જીહ્વા ખેંચાય, અમો રાંક ને તે છે રાય.
વિચારોની રુદીયા સાથ, કેમ નીપજશે આગળ વાત;
બાકી મુજને ચિંતા નથી, માહારે માથે કમળાપતિ.
જેહેની આશ સદા હું કરૂં, અવર વાત અન્ય ચિત્ત નવ ધરૂં;
ઘેર બેઠાં આવે કન્યાય, જો સન્મુખ મારે યદુરાય.
તો કાં ના કહીયે સુખ આજ, પણ અમો રાંક ને તે મહારાજ:
લીધુ શ્રીફળ પાછું નવ થાય, ફોક કરો તો સહુ મહિમા જાય.
પણ ઈશ્વરી ઇચ્છા જેહ, સત્ય કહું નીપજશે તેહ;
એવું કહી મહેતાજી રહે, ફરી વચન દિક્ષીતજી કહે.
અમો શ્રીફળ આપ્યું આજ, થાઓ શિઘ્રે કરવું કાજ;
હા ભણી મહેતાજી હસે, પનોતું પગરણ કેમ થશે.
દિક્ષીત મુહૂર્ત વિચારી જોય, આજ શ્રીફળ આપ્યું શુભ હોય;
મહેતા મન પામ્યા આનંદ, કરે કાર્ય માહારૂં ગોવિંદ.
કુટુમ્બ નાતમાં તેડાં કીધાં, આદરમાન બહુ પેરે દીધાં;
પાન સોપારી શ્રીફળ સાર, સોંઘો તેલ સુગંધ અપાર.
ચૂઆ ચંદન ચર્ચે સાથ, શુભ શ્રીફળ લેઇ મૂક્યું હાથ;
સ્વજન કુટુમ્બ ગજયાં સુખ થાય, મળી માનની મંગળ ગાય.
વેદ વચન વાડવ ઉચ્ચરે, મહેતા શ્રી હરિનાં કીર્તન કરે;
હાસ્ય વચન મુખ બોલ્યા જેહ, રહ્યા વદન વણસાડી તેહ.
પછે દિક્ષીતજીને આજ્ઞા કરે, મહેતો વસ્ત્ર આચ્છાદન કરે;
નરસિંહ મહેતા આજ્ઞા કરે, દિક્ષીત પંથ વિષે સંચરે.
વડનગર પહોંત્યા તીણીવાર, આવ્યા મદન મહેતાને દ્વાર;
વજીર પ્રત્યે દિક્ષીતજી વદે, આણ્યો હર્ષ તે સબળો રૂદે.
મેલ્યો વિવાહ કન્યા તણો, અર્થ કર્યો પ્રભુએ આપણો;
વર સામુદ્રિક જોતાં સાર, કૃપા કરી શ્રી દેવ મોરાર.
વાત કરે પૂરણ વિસ્તરી, ભટ્ટ આધાર કહે કહો હરિ;
પૂરણ પ્રેમ ધરીને મન, હરિ બોલો ભાવે હરિજન.

## કડવું ૧૧ મું.

### રાગ પરજીયો સોરઠી.

દિક્ષીત ઘેર આવીયા, કરુણા કીધી નાથેરે;
મદન મહેતો વજીર રાયનો, પૂછે માંડી વાતેરે.

કોણ વર ઘર, નામ તેહેનું, કહો મુજને નિર્ધારરે;
દિક્ષીતજીની પાસે આવી, મળ્યું કુટમ્બ પરિવારરે.
દિક્ષીત કહે મહેતાજી સુણો, અમો વર જોયો વિખ્યાતરે;
તેહ તણો મહિમા કહું, સાંભળો સહુ વાતરે.
વર પરમ સુંદર પરમ મનોહર, સામુદ્રિક એંધાણરે;
ચોપક્ષે પૂરો પરમ કુળવંત, શુભ ભકત શારગપાણરે.
કુટુમ્બ સર્વે પરમ સુદર, તેજનો અંબારરે;
વદન જોતાં નામ લેતાં, છૂટે ભવ સંસારરે.
જૂનાગઢમાં રહે વાસો, નરસિહ મહેતો નામરે;
તેહ તણો વર આવશે, રૂપ તણો નિધાનરે.
વદન સુણતાં મદન મહેતો, હવા ઓહ કુધાતરે;
હણી જીહ્વા દાંત સાથે, જાણે થયું કલ્પાંતરે.
વદે ગરુણી* રહી ઘરમાંથી, સુણી દિક્ષીતની વાતરે;
નરસિહ મહેતો નિર્ધન સોધ્યો, કીધો મહા ઉત્પાતરે.
રાંકને કેમ રાય નમશે, રત્ન કોડી માટ રે;
કુટમ્બ સર્વે મળીને એઠું, કરે મન ઉચ્ચાટરે.
મહેતી કહે છે મદનનાથને, મેં દેહ કરવો ત્યાજરે;
નરસિહ ઘેર કન્યા મહારી, કેમ ખમુ મહારાજરે.
તાલ કુટીને પેટ ભરે છે, સદાનો નિર્ધનરે;
જ્ઞાતમાહે અપમાન જ પામુ, કેમ ઠરે મુજ મનરે.
સ્વામી સાચુ કહુ તમને, ઉપકીર્ત્તિ સહુ સસારરે;
ફોક કરવા દિક્ષીતીઓ મોકલો, ફરી જાયે બીજી વારરે.
નીઠીઓ† નથી પજો વરનો, આજ નાગરી નાત મોઝારરે;
ફોક કરતાં લાજ જશે તો, ખમીશુ મહારાજરે.
દિક્ષીત કહે શુ બડબડો છો, ના લહો તેહેની પેરરે;
નરસિહ મહેતો દ્વારીકા જઇને, ફરી આવ્યો ઘેરરે.
અમો જઈ ત્યાં શ્રીફળ આપ્યુ, નાત મેહલી જાણ રે;
નામ લેશો જો ફોકનુ તો, તજુ માહારા પ્રાણ રે.
નરસિહ મહેતો સદા પાવન, ભક્ત હરિનો જેહ રે;
બ્રહ્માદિકને સ્વપ્ને નહિ આવે, તે સાથે બહુ સ્નેહ રે.
તેહેનું મન એક નિર્મે છે, સાહે શ્રી યદુરાય રે;
ક્ષણભંગુર છે દેહડી જોબન, દેખતાં અઘ જાય રે.

---

* ગૃહિણી—ઘર ધણિઆણી. † તોટો.

એહેવું સુખ સંસારનું, મધ્યાહ્ન છાયા જાણુ રે;
એહેવું મન જાણી તે મહેતો, ભજે શારંગપાણુ રે.
વચન એહેવું સાંભળીને, વચન બોલ્યા મુખ રે;
થનારું હવે થઈ રહ્યું, હાવે ફોકટ ધરવું દુઃખ રે.
શીખામણ દીધી ગરુણીને, વાર્યો સઘળો સાથ રે;
વિધાતાએ જે નિર્મ્યું, તે હવું સાક્ષાત રે.
મદન મહેતે ધીરજ રાખ્યું, વિચાર્યું મન સાથ રે;
હરિભક્તની પૂજા કરીએ, તો પૂજ્યા વૈકુંઠ નાથ રે.
કુટંબ સર્વે પ્રીછવ્યું, પ્રીછવી ઘરની નાર રે;
દિક્ષીતજી હાવે શિઘ્ર થઈને, લગ્ન લો નિર્ધાર રે.
દિક્ષીતજીને સંતોખીને, સબળ દીધા માન રે;
લગ્નનું નિશ્ચય કરીને, તેડાવો વર જાન રે.

વલણ.

તેડાવો વર જાન દિક્ષીતજી, શિઘ્રે થઈ ચિંતા તજોરે;
આધારભટ્ટ કહે તરો ભવ જળ, ભાવ સાથે હરી ભજોરે.

---

## કડવું ૧૨ મું.

### આશાવરી.

વડનગરમાં વારતા, પરસ્પરે સહુ થાયેરે;
વિવાહ મલ્યો વજીર કન્યા તણો.
કંઈ નરસિંહ મહેતા તણો વર જેહ રે;
કંઈ તેહરે મદન મહેતાતણે ઘેર આવશે રે.

ઢાળ.

આવશે ઘેર તેહ વર, એ લખીતના સજોગ;
જોવા સરખો રે થશે વિવાહ, એમ વદે નાગર લોક.
પછે દિક્ષીત પ્રત્યે વદે મુખથી, મદન મહેતો જાણ;
સ્વામી લગ્નનો નિશ્ચય કરીને, જુઓ જોષ પ્રમાણ.
પછે દિક્ષીતજીએ લગ્ન જોયાં, જોષી વેદ વિચાર;
મદન મહેતે લખી તાંહા, કંકોતરી નિર્ધાર.
સ્વસ્ત શ્રી ગઢ પૂરાતન, નાગરી નાતમાં શ્રીમંત;
*　*　*　*　*
પૂજા આરાધન પરમ કુળવંત, પરમ તેજ પવિત્ર;
દાસ પ્રભુના શુભ શાંતિગુણ, શ્રી હરિ સરખા મિત્ર.

સકળ વિદ્યા વિચીક્ષણ, ઉપમા જોગ અપાર;
નાત નાગર માંહે શ્રી હરિ, ભક્તનો અધિકાર.
આનંદ સાગર અંગ ઉલટ્યો, પ્રેમ વદન પ્રસન્ન;
સદા રાસની ધર્મ ચર્ચા, રસિક હરિ કીર્તન.
અવતાર સાર્થક તેહનો, જેને સદા તમ દર્શન;
હમો દાસ છું હરિદાસના, વિનતિ ધરજો મન.
વડનગરથી લખીતંગ, સેવક મદન મહેતા નામ;
વજીર કહાવે રાયનો, તે કરે દંડ પ્રણામ.
અમ સુતાને તમ કુઅર વરતાં, થયું કુળ પાવન;
હાવે શિઘ્રે થઈ બહુ જન સાથે, પધારો હરિ જન.
વૈશાખ શુદિ પચમી પાવન, યોગ શુભ ગુરુવાર;
તે દિવસ ઉપર પધારો, કરો લગ્ન શુભ વિચાર.
એમ લગ્ન પત્રિકા લખીને, મોકલ્યો બ્રાહ્મણ એક;
મુખ વચન કહેજો મહેતાને, પ્રણીપત કરી વિવેક.
વેગે વિપ્ર સંચર્યો તાંહાંથી, તે સીધો માર્ગ માંહે;
જૂનેગઢ જઈને પોહોત્યો, ભક્ત પ્રભુનો જાંહે.
કંકોતરી શિઘ્રે આપી, નરસિંહ મહેતાને હાથ;
હરિ ભકતે વાંચી કરી, થયા મન રળિયાત.
પછે સેવા કીધી વિપ્રની, શિઘ્રે તેણી વાર;
ભક્ષ ભોજન દાન દક્ષિણા, સંતોષ્યો નિર્ધાર.
વિપ્રે વેગે વળાવી, તેની કરી પ્રણીપત બહુ પેર;
વડનગર પહોત્યો જઇ, આવ્યો મદન મહેતાને ઘેર.
વાત સર્વે માંડી કહી, વર ઘર અનુપમ હોય;
નિર્ધન છે પણ તે સમોવડ, તેજવત નહિ કોય.
વાત કરતાં કુટુમ્બ સર્વે, ઉલટ અંગ ના માય,
પછે કાર્ય વિવાહ સામગ્રી, પુઠે પરિવાર તત્પર થાય.

વલણ.

પરિવાર સઘળો પનોતો, કરે સામગ્રી વિવાયરે;
આધારભટ્ટ કહે હરિ બોલો, ભક્ત દર્શને જન્મ સાર્થક થાયરે.

—※※※※※※※※※—

## કડવું ૧૩ મું.

હરિજન હઇડે હર્ખના માયજી, નરસિંહ મહેતાને કરુણા થાયજી;
તેહેના કુંવરનો કહું વિવાયજી, દેહનાં દુષ્કૃત દૂર પળાયજી.

ઢાળ.

જાય દુર્મતિ દેહની, અતિ અંગ નિર્મળ થાય;
મન સ્થિર કરી શ્રોતા સુણો, કહું ભક્ત રસ વિવાય.
નરસિંહ મહેતો ભક્ત ભાવે, ભજે શારગપાણ;
પતિવ્રતા ઘેર માનુની, મન વદે મધુરી વાણ.
પ્રણિપત કરી વિનવે, નરસિંહ મહેતાને જેહ,
સ્વામી લગ્ન દહાડા ઢૂકડા, કાંઈ નથી ચિંતા તેહ.
સ્વામીજી સન્મુખ જુઓ, મન વિચારો મહારાજ;
સામગ્રી ઘરમાં નથી, ઘેર પગરણ પુત્ર કાજ.
કુટુમ્બ સ્વજન નાત તેડવાં, જાનની શી પેર;
નથી ચિંતા મન વિષે, શું રહ્યા બેસી ઘેર.
પછે નરસિંહ મહેતો વદે મુખથી, સુંદરી સાંભળ વાત;
મુજ જાનતણું કારજ કરશે, દ્વારીકાનો નાથ.
મેં પ્રથમ જાવું દ્વારિકા, તેડવા લક્ષ્મી જોડ;
ભકત કારજ કરે સદા, પોતે શ્રી રણછોડ.
પતિવ્રતા મુખ વદે વળતી, સુણો સ્વામી વાત;
કારજ કોહોના કર્યાં કૃષ્ણે, તે કહો મુજને ખ્યાત.
સુણી વાયક વદે મહેતો, કૃપાનિધી અવિનાશ;
વિષ તણે સ્થાનક કરી વિષયા, ઉગાર્યો ચંદ્રહાસ.
દુર્વાસાના શાપથી, અમરિષ રાખ્યો ભૂપ;
અવતાર દશ સુધા ધર્યા, એહેવો ભક્તવત્સલ ભૂપ.
અપર માતાએ નિભ્રાંછો,* ધ્રુ તો નાહાનું બાળ;
વનમાં પ્રકટયા અવિચલ પદ, કર્યો ધ્રુ શ્રી ગોપાળ.
ભકત રક્ષા કાજ નાથે, થંભ પૂર્યો વાસ;
હરિણ્યકશ્યપ નિપાતીયો,† પ્રહ્‌લાદ રાખ્યો દાસ.
દ્રૌપદીની લાજ રાખી, સભામાંહે યદુવીર;
નવસેં નવાણું પૂરીયા, આકાશ માર્ગે ચીર.
પંચ પાંડવ તણી રક્ષા, કરી સર્વે જગદીશ;
કારજ આવે દાસનું, પ્રભુ લેઇ ચઢાવે શીશ.
તે માટે સુણ માનુની, મુને સદા વહાલા નાથ;
પ્રથમ તેડું કૃષ્ણ રુકિમણિ, પછે વિવાહની વાત.

---

* નિંદ્યો-ટોણો માર્યો. † માર્યો.

એહેવું કહીને વસ્ત્ર પહેર્યું, ઉલટ અંગ ના માય;
લક્ષ્મીવરને નમી મહેતો, મારગ તતપર થાય.
દ્વારિકા પ્રત્યે સંચરે, અતિ હર્ખે ધરતા મન;
આજ મુજને કરો કરુણા, મલે જગજીવન.
અનેક ભક્તને કરી કરુણા, દિનાનાથ દયાળ;
દીન જાણી દયા આણી, કરો મુજ સંભાળ.
નરસિંહ મહેતો પરવરે, શ્રી કૃષ્ણ મળવા કોડ;
એક પહોર રાત્રે ધજા ઝળકી, શિખર શ્રી રણછોડ.
રત્નાગરની ગર્જના, અતિ શબ્દ સુંદર થાય;
ગોમતીજી પડ્યાં દૃષ્ટે, ઉલટ અંગ ના માય.
સમીપ આવી સ્નાન કીધુ, સર્યાં સેવકનાં કાજ;
જન્મ સાર્થક આજ માહરો, કર્યો શ્રી મહારાજ.
ગોમતી મર્જન અખીલ પાવન, વસે શ્રી યદુવીર;
સ્નાન જળ ફળ સુણો શ્રોતા, થાયે ચક્ર શરીર.

વલણ.

થાય ચક્ર શરીરરે, તે જળ સુણો શ્રોતા ચિત્ત ધરી;
આધારભટ્ટ કહે હરિ બોલો, કથા કહુ વિસ્તરી.

---

## કડવું ૧૪ મું.

### રાગ ધનાશ્રી.

નરસિંહ મહેતો હર્ખ્યો ઘણુ, શ્રી કૃષ્ણ મલવા કોડ;
પછે ત્યાંથી નિસર્યા, જાહાં છે શ્રી રણછોડ.
પછે પ્રભુજીએ મન વિમાસીયુ રે, આવે ભકત મારો આજ;
શિઘ્ર સન્મુખ સાચર્યા રે, સ્વામી ત્રિભોવન મહારાજ.

ઢાળ.

મહારાજ પોતે શિઘ્રે સામા, સંચર્યા મોરાર,
એહવે દૃષ્ટે પડ્યો સેવક, નરસૈંયો નિર્ધાર.
દંડવત્ કરતો જઈ નમ્યો, શ્રી હરિ ચરણે દાસ;
તત્ક્ષણ કર ગ્રહી ઉઠાડ્યો, રુદીયે ધર્યો અવિનાશ.
મહારાજે એક મુહૂર્ત સુધી, રાખ્યો રુદીઆ સાથ;
પુનરપિ ચરણે ભકત લાગ્યો, ધર્યો મસ્તક હાથ.
પછે પ્રેમ આણી ધર્યો પાણી, નરસૈંયાનો તાંહે;
મંદિર માંહાં તેડી ગયા, રુકિમણિ હુતાં જાંહે.

મહારાજની ઘર નાર જે, પટરાણી લક્ષ્મી નામ;
તાંહાં નરસૈંયો ઉભો રહીને, કર્યો દડ પ્રણામ.
સાષ્ટાંગ પ્રણામ તદા, જઇ ચરણે નામ્યું શીશ;
આશિષ દીધી ભકતને, તમ કૃપા શ્રી જગદીશ.
પછે સિહાસન મણિ રત્ન હીરા, જડિત માંડ્યો જોડ;
એક આસન ભકતને, એકે વિરાજે રણછોડ.
કહો મહેતા કુશળ છે, ઘેર સ્વજન સુત પરિવાર;
કારજ કહેવું અમ સરખું, એમ વદે જગદાધાર.
ત્યારે નરસિહ મહેતો કહે પ્રભુ, ત્રિલોક તાહારે હાથ;
હુ દીન દુર્બળ કેમ લહુ, ઘર ક્ષેમ તાંહા શુભ વાત.
દયા તાહારી જાહાં હશે, તહીં સદા છે કલ્યાણ;
હાવે વિનતિ છે દાસની, તે સુણો શારંગપાણ.
શ્રી લક્ષ્મીજી ચિત્તમાં ધરો, ને સાભળો મહારાજ;
સસારમાંહાં છે વારતા જે, ગ્રહ્યા કરની લાજ.
તમ દાસને ઘેર કામ પ્રકટ્યુ, પુત્રનો વિવાહ;
તે તમે પાખે નથી થાવુ, સાંભળો યદુરાય.
શ્રી લક્ષ્મીજીએ મુજને કહ્યુ, શ્રી મુખ મહારાજ;
જે પુત્ર પગરણે આવશુ, તે દિવસ આવ્યો આજ.
વાત કહેતાં વિલમ થાયે, ઢુકડો છે વિવાય;
એક માસ માંહે દીન સાત વીત્યા, સુણો શ્રી યદુરાય.
વિના તેડે નથી જાવું, પ્રતિજ્ઞા મુજ એહ;
ના કહો જો નાથજી, તો તજું માહારો દેહ.
એહેવુ કહીને નમ્યો ચરણે, કંઠ ગદગદ થાય;
એહવે સમે રુકિમણિ પ્રત્યે, વદે શ્રી યદુરાય.
સુદરી સત્ય બોલજો, શી સુજ આપો આજ;
ભકતવત્સલ બરદ તજો, કે કરો સેવક કાજ.
દધીસુતા વાણી વદે, સાંભળો માહારા નાથ;
અર્જુનતણો રથ ખેડતાં, મુજને ના પૂછી વાત.
ત્રિલોચન ઘેર વહી કાવડ, ઉદકની પ્રમાણ;
ત્યારે મુજને શે ના પૂછ્યું, સુણો શારંગપાણ.
પાંચ પાડવ તણાં કારજ, કર્યાં ઠામો ઠામ;
રાજસૂયમાં દાસની પેઠે, કર્યાં ઘરનાં કામ.
બાળપણામાં ગોપ ગોકુળ, ઉગાર્યો વ્રજ સાથ;
ગોવર્દ્ધન કેમ કર ધર્યો, કેમ ગ્રહ્યો કાળી હાથ.

નહિ પહોંચે પરાક્રમે, કો બ્રહ્મા ના લહે પાર;
મુજ દાસની કેમ આશ પૂરી, તે કરવી સાર.
એ નરસિંયો ભક્ત પ્રભુનો, કર્યો આપ સમાન;
તે માટે પ્રભુજી શિઘ્રે થાવું, સુણો શ્રી ભગવાન.
એહેવું કહી રુકિમણિ રહ્યાં, પછે વદે શ્રી યદુરાય;
અરે નરસૈંયા આવશું, તુજ પુત્રને વિવાય.

વલણ.

આવશું વિવાહ તુજ ઘેર, વાત એ નિશ્ચે કરી;
આધારભટ્ટ કહે શ્રોતા જન સહુ, ભકિત ભાવે કહો હરિ.

---

## કડવું ૧૫ મું.

### રાગ ગોડી દોહોરી.

નરસૈંયાને કરુણા કીધી, દીનાનાથ દયાળ;
સેવક કષ્ટ નિવાર્યાં, ભકતવત્સલ ભૂપાલ.
હા ભણી હરિએ વિવાહ જાવું, હઇડે હર્ખ્યો દાસ;
આરોગવા ઉઠ્યા યદુનંદન, શિઘ્રે શ્રી અવિનાશ.
સોધો તેલ સુગંધ લાવ્યા, સેવક તેણીવાર;
માર્જન કીધાં મોહનજીએ, જીવન જગદાધાર.
નરસૈંયાને શ્રી હરિ, ઉઠાડે અવિનાશ;
ઉઠો ભકત ઇચ્છા મુજ મનમાં, ભોજન કીજે પાસ.
ગદગદ કંઠે થયો નરસૈયો, બોલ્યો મધુરી વાણુ;
મુજ દિનપર કરી કરુણા, સમર્થ શારગપાણુ.
મહા પ્રસાદ મહારાજનો, ઇચ્છે બ્રહ્મા ઈશ;
સ્વપ્ન વિષે નહિ સુર મુનિને, તે મુજને જગદીશ.
એહેવું કહી આસનથી ઉઠ્યા, ભોજન કરવા દાસ;
કનક કચોલે તેલ સુગંધી, સેવક ઉભા પાસ.
મહેતેજીએ માર્જન કીધાં, ઉષ્ણોદક શુદ્ધ સ્નાન;
કનક પાવડી ચરણુ મેલી, પિતાંબર પરિધાન.
કરી સ્નાન મંદિરમાં આવ્યા, સાથે શ્રી રણુછોડ;
રત્ન જડિત આસન તાંહ માંડ્યાં, સરખાં શોભિત જોડ.
કેશર ચંદન ને કસ્તૂરી, સુગંધ લેપન થાય;
ગોપીચંદન તીલક ધર્યાં, ને ઉલટ અંગ ના માય.

કંચન થાલ કચોલાં પૂર્યાં, નાહાના વિધ પકવાન;
શાક પાક પંચામૃત ભોજન, આરોગ્યા ભગવાન.
મહા પ્રસાદ આપ્યો હરિએ હાથે, કરુણા કીધી નાથે,
ભક્તામાં પ્રભુ ભેદ ન આણ્યો, વેદ પુરાણે વાતે.
પટરાણી પીરશે અતિ પ્રેમે, શ્રી લક્ષ્મીજી નામ;
નરસૈંયો રુદીયામાં વિમાશે, હું મોટો ભાયગવાન.
આરોગ્યા શુદ્ધ આચમન કીધાં, ઉઠ્યા શ્રીઅવિનાશ;
રત્ન જડિત બાજટ હરિ બેઠા, પાસે તેઓ દાસ.
બીડી બરાસ તંબોલ મનોહર, આપે શ્રી હરિ હાથ;
પુંગીફળમાંહે લવંગ એલચી, આરોગે ત્રિભોવનનાથ.
નરસૈંયો તબોલ આરોગે, હઇડે હર્ષ ના માય;
કૃષ્ણાગર ઉવેખ્યી મેહેલ્યાં, સુગંધ વીજણુ વાય.
કર જોડી નરસિંહ મહેતો કહે, પરમ કૃપા મુજ આજ;
લગ્ન દિવસ સંગત થાએ માસમાં, શિઘ્રે થાવું મહારાજ.
કૃપા કરી કરુણાનિધિ બોલ્યા, સુણ નરસૈંયા આજ;
અમો પહેલાં તમે શિઘ્રે પધારો, કરવા મંદિર કાજ.
જાન માન મડપ ઘેર રચના, કરજો જ્ઞાત વહેવાર;
સામગ્રી સર્વ કરવા અર્થે, સેવક સોંપ્યા ચાર.
તે ચારે તણાં અભિધાન સાંભળો, પરાક્રમવંતા જેહ;
સકળ કળા રૂપ વિચક્ષણ, હરિએ સોંપ્યા તેહ.
એક ઇચ્છા ભોજનનો દાતા, બીજો હેમ દાતા જાણ;
ત્રીજો વસ્ત્રઅલંકૃત પૂરે, ચોથો વાહન પ્રમાણ.
બીજી વસ્ત એથી બહુ પ્રકટે, જોઇયે જાંહાં અનેક;
શ્રી હરિએ શીખામણ દીધી, કરજો પરમ વિવેક.
કહે નરસૈંયો કરુણાનિધીને, સુણીએ મહારી વાત;
એ શોભા સહુ શોભાવજો, આવશે લક્ષ્મીનાથ.
વદે પુરુષોત્તમ જાન સમે, તું કરજે માહારું સ્મર્ણ;
લક્ષ્મી સહિત તુજ સાથ આવીશ, બોલ્યા અશરણ શર્ણ.
વદે નરસૈંયો નમી ચરણે, પ્રતિજ્ઞા મુજ એહ;
જાન સમે માહારો નાથ ન દેખું, તો તજું માહારો દેહ.
ગ્રહ્યું વચન શ્રી લક્ષ્મીજીનું, ગ્રહ્યું વચન યદુરાય;
નમ્યો સેવક સાષ્ટાંગ ગત, ગદ ગદ કંઠે થાય.

વલણ.

ગદ ગદ કંઠે થાયરે, પ્રભુજીએ આલિંગન દીધાં સહી;
આધારભટ્ટ કહે હરિ બોલો, સેવકને આજ્ઞા કરી.

---

## કડવું ૧૬ મું.

### રાગ રામગ્રી.

હરિજન હઇડે હરખીયા અપારજી, સેવક સોંપ્યા હરિએ ચારજી;
આજ્ઞા કીધી દેવ મોરારજી, કુશળ પધારો નગર મોઝારજી.

ઢાળ.

પધારો રે પ્રભુજી વદે, તમે સેવક આજ;
વળી વેગે કહાવજો, અમ સરખુ હોય કાજ.
રથ એક સુંદર સજ કરાવ્યો, વળાવવાને દાસ;
મહેતાજી ચરણે નમી કહે, ધન શ્રી અવિનાશ.
પ્રણામ કીધો પ્રેમશુ, રથ ચઢ્યા જીણી વાર;
જૂનેગઢ પોહોંચ્યા તાહ, એક પહોરમાં નિર્ધાર.
હરિકૃપાથી હર્ષ સાથે, આવ્યા મંદિર માહે;
સારથીને સતોખીને, રથ શિઘ્રે વાળ્યો તાંહે.
હાવે સેવક ચાર સાથે છે જેહ, પ્રભુતણા નિર્ધાર;
તેહેને મંદિર આપ્યું ઉતરવા, નરસિંહ મહેતે સાર.
તે કારજ ઘરનાં કરે ચાહારે, મંડપ રચના થાયે;
સામગ્રી વીવાહ તણી, વિવિધ પેર નિપાયે.
પકવાન નાહાનાં વિધ તણાં, કહેતાં ના આવે પાર;
ખાજાં ઘેવર જલેબી, સેવ કળી કસાર.
કુટુમ્બસ્વજન નાત મળી, કરે વાત અન્યો અન્ય;
હુતો નિર્ધન આજ સુધી, પૂર્વ પ્રકટ્યું પુણ્ય.
ભાઈ સદા સેવક કૃષ્ણનો, તેહેને તાહાં શી ન્યૂન;
મૂરખ મન લહેતા નથી, જેહેનું હ્રદય શૂન્ય.
શેઠ મોટો શીશ જેહેને, ત્રિભોવનનો નાથ;
સમે અવસર શિઘ્રે આવી, ધરે મસ્તક હાથ.
હાવે રચી રચના મંદિર મંડપ, વિવિધ ચિત્રામણ;
સ્વજન સુત પરિવારને, વિવિધ વસ્ત્ર આભરણ.
ચંદરવા ચોકમાં વિરાજીત, વિવિધ પેરના તાંહે;
ગાલીચા જાજમ તકીયા, રાજે મંડપ માંહે.

સુગન્ધે છંટકાવ કીધા, છાંટર્યાં કુંકુમ દ્વાર;
તોરણ ટોડે ઝગમગે, તેજનો અંબાર.
વાજીંત્ર દ્વારે ગર્જના, ઉલટ અંગ ના માય;
મલી મંડપમાંહે માનુની, સૌભાગ્ય મંગળ ગાય.
મિષ્ટાન્ન ભોજન સહુ કરે, ઘર સ્વજન સુત પરિવાર,
મહેતા તણે મંદિર વિષે, થઈ રહ્યો જે જે કાર.
મહેતો લક્ષ્મી કાન્ત સેવે, રાચે હરિ કીર્તન;
તેહેવે પતિવ્રતા આવી વદે, મુખથી પરમ વચન.
સ્વામી પ્રભાતે ઘેર વૃદ્ધશાન્તક, દિવસ ચોથો જાણ;
જ્ઞાત મહાજન તેડવાં, પ્રણિપત કરી નિર્વાણ.
પછે શિઘ્રે મહેતો સાંચર્યા, જ્ઞાત મેળવી સર્વ;
માન માગી વદે મુખથી, તજી મનનો ગર્વ.
હરિ ભક્તને અભિમાન નહિ, ઉપવાદ નહી અંગ જેહ;
પરદારા ને પર દ્રવ્ય નહિ, તેહેની સદા પાવન દેહ.
મહેતો કહે સર્વ સાંભળો, મુજ દિન મુખની વાત;
હાવે શિઘ્રે થવુ જ્ઞાત મહાજન, જાન અર્થે સાથ.
વિનય વાયક કરીને, હા ભણાવે મુખ;
કેટલાક નાત અદેખા, તે સબળ પામ્યા દુઃખ.
વદે મુખથી હાસ્ય વાયક, સુણો મહેતા વાત;
વસ્ત્ર વાહન આપશો તો, આવશું તમ સાથ.
સજાઈ શિઘ્રે કરો, કહે મહેતો મુખ વાણ;
જે જોઇયે તે પૂરશે, સમર્થ શારંગપાણ.
પછે તે પધરાવીયા, સહુ સાથ મંડપ માહે;
હાવે સ્વાર્થી નાગર હરિથી, સતોષ પામ્યા તાંહે.
તેલ પાન સુગન્ધ શ્રીફળ, સકળ ચર્ચે સાથ;
કર્યાં કેસર છાંટણાં, તે કૃપા વૈકુંઠનાથ.
પછે સજાઈ શિઘ્રે કરી, જાહાં જાન જુગત અપાર;
સુખપાલ અશ્વ રથ મેગલ, શણગાર્યાં નિર્ધાર.
વસ્ત્ર આભ્રણ સુખડી, મેવા વિવિધ વિખ્યાત;
ડેરા તંબુ ગલેચા, કનાત તકીયા સાર.
નાગર લોક વહેવારીયા, વળી રાંક આદિ શોહે;
તે જાન લીલા નિરખવાને, સર્વ તતપર હોયે.
વરરાયને નવડાવીયા ને, ધરાવ્યો શણગાર;
વસ્ત્ર આભ્રણ તેલ અંગે, રૂપ રૂપનો ભંડાર.

વરરાય અર્થે તેજી તતપર, હણુ હણે કેકાંણુ;
મોહોરડે મણિ રત્ન હીરા, જડિત નંગ પલાણુ.
કકુએ અર્ચીને શુભ શ્રીફળ, ધર્યું વરને હાથ;
લક્ષ્મીવરને નમી ચરણે, થયો તતપર સાથ.
ગ્નાત મહાજન સર્વ તતપર, અવર બીજા જન;
વાજીંત્રના નિર્ઘોષ વાજે, શબ્દ ગર્જીત ઘન.
શબ્દ જય જય સર્વને, ધંન ધંન શોભા જાન;
નરસિંહ મહેતે સ્મરણુ માંડયું, પધારો ભગવાન.

———:૦.———

## કડવું ૧૭ મું.

### રાગ વેરાડી.

નરસિહ મહેતો હરિ ચિંતન કરે, દિન વચન વાણી ઉચરે;
કરજોડી માગું માન, સાર કરો માહારી ભગવાન.
કાં વિલબ કરો મહારાજ, સમે જાન તતપર થઈ આજ;
ફરી ફરી શું કહીએ ઘણું, પાળો વચન પ્રભુ રુકિમણી તણું.
પ્રથમ કૃપાથી કર્યો સનાથ, લીલા સર્વ દેખાડી નાથ;
ઉખાણો જગતે મહારાજ, બાંહે ગ્રહ્યાની મોટી લાજ.
નરસૈંયો તેં તાહારો કર્યો, સદાશિવે તમ ખોળે ધર્યો;
તે દિવસનો તાહારો હાથ, ત્રિભોવનમાં છે ચાલી વાત.
તે માટે ત્રિભોવનના ધણી, લાજ રાખો હવે સેવક તણી;
નરસૈંયો જાને નહિ જાય, તો લોકહસારત તારી થાય.
પ્રતિજ્ઞા પ્રભુ કરો ખરી, તમ પાખે દેહ તજવો હરિ;
તે માટે પ્રભુજી કહું આજ, ભકત લાડ પાળો મહારાજ.
જાન સકળ તાંહાં તતપર હોય, તેડે મહેતાને સહુ કોય;
મહેતે મન વિમાસણ કરી, અમો રાંક મહારાજા હરિ.
ઉખાણો આઘે કહેવાય, પ્રીત સમોવડ ચાલી જાય;
અમો દુર્બળ વિપ્રને મન, કંઠે તાલ ને હરિકીર્તન.
તે માટે લાજ્યા જગદીશ, ભુવન ચતુરદશ કેરા ઈશ;
અષ્ટમા સિદ્ધ સરખી ઘેર દાસ, અર્ધાંગે લક્ષ્મી અવિનાશ.
નિરાકાર સાકાર સ્વરૂપ, બ્રહ્મ પુરાતન વૈકુંઠ ભૂપ;
બ્રહ્મા ઈંદ્ર ઉમિયાપતિ દેવ, ભકિત ભાવે ઇચ્છે હરિ સેવ.
ઓધવ અક્રૂર સરખા દાસ, મુજ સરખા કાંઈ ભૂતલ વાસ;
દિન દુર્બળ હું કાં થયો, કૃપા કરી મમ સાંહામું જુઓ.

દિનાનાથ કરવી સંભાળ, તમો તાત ને હું છું બાળ;
જાન સકળ તતપર સહુ સાથ, તજું દેહ ના આવ્યા નાથ.
એહેવો વિચાર કરે જેટલે, અંત્રીખ રથ જોયો તેટલે;
ગર્જના રથની ગોવિંદ, મહેતો મન પામ્યા આનંદ.
દીઠો રથ આવ્યા અવિનાશ, ગદ ગદ કંઠે હવો તાંહાં દાસ;
મુજ દીનને કરુણા કરી, લક્ષ્મી સહિત પધાર્યા હરિ.
કનક રત્ન મણિ મુક્તા જ્યોત, ત્રિભોવનમાં થયું ઉદ્યોત;
અશ્વ ચાર જોતરીયા રથ, ભકતવત્સલ બેઠા સમર્થ.
અખીલ બ્રહ્મ અવિનાશી સોહે, મહેતા વણુ ન દેખે કોયે;
મહેતાને મન હર્ખ ના માય, નમી નાથને તતપર થાય.
હાવે હર્ખ ને ભાગ્યો શોક, વાજે વાજંત્ર નાહાના ઘોષ;
સુખપાલ સમીતે કરી, બેઠા મહેતો બેઠા હરિ.
મહેતો કહે ધંન ધંન મહારાજ, સેવક જનની પૂરી આશ;
આધારભટ્ટ કહે ચાલી જાન, હર્ખ્યાં હરિજન કહો ભગવાન.

---

## કડવું ૧૮ મું.

### રાગ આંદોલ ગોડી.

સ્વામી નરસિહ મહેતો હર્ખે ઘણું;
જગજીવન સાથે જાનમાંહિ, સ્વામી પોતે.
મહેતો જાન માંહે જાયરે;
તેહેને થાય માર્ગમાં શુકન ભલ ભલારે.

### ઢાળ.

થાય શુકન તે અતિ ભલા, તે સુણો શ્રોતા જન;
સુંદરી કુંકુમ કુંભે, પૂરણ વદન પ્રસન્ન.
શ્રીફળ મૂક્યું કુંભ ઉપર, વંદના સહુ સાથ;
મહેતો કહે માહારે શુકન શા જોવા, સાથે વૈકુંઠ નાથ.
જૂનેગઢથી સાંચર્યા, શોભાતણો નહિ પાર;
તેર દિવસ જઈ પોહોત્યા, વડનગર મોઝાર.
વધામણિયા વેગે આવ્યા, મદન મહેતો જાંહે;
મહારાજ તારી જાન આવી, રહી વાડી માંહે.
વજીર મહારાજા તણો, તે વદે મુખથી વાત;
કહો જાનનું શું માન છે, ને કવણ મહેતા સાથ.

વધામણિયા વદે વળતા, જાનનો બહુ સાથ;
મદન મહેતા સાંભળો, તે વિસ્તારી કહું વાત.
ગજ એક આગળ મદ ગલિત છે, પાંચ પરમ નિસાણ;
સુખપાલ સાથે ચાર કુંતલ, સબળ શોભા જાન.
ત્રીશ ઉપર ત્રેણસેં રથ, વીશ બે તોખાર;
પાલા શત બંધુક કરમાં, સબળ ને ઝંઝાળ.
નગારાંની જોડ ઉંટે, ગડગડે બહુ પેર;
જૂનાગઢમાં મદન મહેતા, નવ રહ્યું કો ઘેર.
નાગરના અધિપતિ જાને, અવર બીજો સાથ;
સહુ કુટુમ્બ નાત નાગર, શી વખાણું વાત.
વાટ ઘાટે જાંહાં વાસો, રહે મહેતા જાન;
તે સ્થાનક ભજે તેમ, શું લોક તેજ નિધાન.
બજાર સાથે વિવિધ મેવા, વસ્તુનો નહિ પાર;
નથી નિરખી સાંભળી, એવી જાન છે નિર્ધાર.
મદન મહેતે વધામણીયા, સંતોખ્યા બહુ પેર;
સાહામા જવા હર્ષ સાથે, તેડાં દીધાં ઘેર ઘેર.
કેશર ઘોળી તૈયાર કીધાં, શ્રીફળ ફોફલ જેહ;
તેલ પાન સુગન્ધ સોંધા, કર્યાં તતપર તેહ.
વહેવારીયા ધનવંત મોટા, અવર મિત્ર જે હોય;
મદન મહેતા તણી સાથે, સાહામા ગયા સહુ કોય.
સુખપાલ મેગલ શોભતા, શોભા તણો નહિ પાર;
વાજીંત્ર નાહાના વિધનાં, તાંહાં થઈ રહ્યો ધમકાર.
ત્યારે મદન મહેતે જાન નિરખી, સબળ છે શોભાય;
વહેવાઇને મહેતો મળ્યા, ઉલટ અંગ ન માય.
પ્રણામ કીધા મદન મહેતે, અવર બીજો સાથ;
તેલ પાન સુગન્ધ શ્રીફળ દેઈ, સતોખ્યા ભલી ભાત.
નરસિહ મહેતે પ્રભુ પૂજ્યા, પ્રેમશું પરિબ્રહ્મ;
અંત્રિખ માર્ગે રહ્યા છે, તે કો ના જાણે મર્મ.
પ્રણીપત સબળી થઈ રહી, વહેવાઇને બહુ માન;
પરમ શોભા સહિત આવે, નગર મધ્યે જાન.
ઉતારા આપ્યા ભલા મંદિર, મહા મનોહર સાર;
હરિભક્ત આવી ઉતર્યાં, હવો જય જયકાર.
ત્યારે મદન મહેતો આજ્ઞા લેઇને, શીઘ્રે મારગ જાય;
સામગ્રી પુઠે થઇ જે, થશે પ્રભાતે વિવાહ.

વલણ.

પ્રભાતે વિવાહ થશે જે, હર્ષ મનમાંહાં અતિ ઘણો;
આધારભટ્ટ કહે શ્રોતાજન, સહુ ભાવ સાથે હરિ ભણો.



## કડવું ૧૯ મું.

રાગ ધનાશ્રી.

હરિજન હરિ હરિ મુખ ઉચરે, કહું હરિભક્તનો મહિમાય;
નરસૈંયો નિર્ભે થયો, જેની જાનમાં શ્રી જદુરાય.
નરસિંહ મહેતો સ્તુતિ કરેરે, મંદિર પધારો મહારાજ;
પ્રેમે પૂજ્યા શ્રી હરિરે, જેથી સરે સકળ શુભ કાજ.

ઢાળ.

શુભ કારજ કરવા દાસને ઘેર, પધારો પરિબ્રહ્મ;
અર્ધાંગ લક્ષ્મી સહિત શ્રી હરિ, કોઇ ના જાણે મર્મ.
ભોવનમાંહાં ભંડાર સ્થાનક, વિરાજે ભગવાન;
ભક્ત મોટો નરસૈંયો, જેની કૃષ્ણ રુકિમણિ જાન.
આનંદ અંગે રંગ* સંગે, ઉલટ અગ ના માય;
પ્રભાતે મલીયાં માનુની, સૌભાગ્ય મંગળ ગાય.
લગ્ન ઉત્તમ તેહ દિવસે, હઇડે હર્ષ ના માય;
મદન મહેતા તણે મંદિર, વૃદ્ધશાંતિ થાય.
માનુની મલપતી મંડપ માંહે, સાંચરી તેણીવાર;
વરરાયને કરવા કલુઆ, જ્ઞાતનો આચાર.
નરસિંહ મહેતા તણે મંદિર, પરવરી સર્વ કોય;
ગીત માંગળ પરસ્પરે ગાયે, આચાર સઘળો હોય.
ત્યારે સામગ્રી શીઘ્રે કરો, વરઘોડાની વિખ્યાત;
નરસિંહ મહેતા તણે મંડપ, જ્ઞાત મહાજન સાથ.
લગ્ન ઘડીયાતાં ખરાં, જે જ્ઞાત નાગર જાણ;
રાત ઘટિકા તેર ચઢતે, લગ્ન શુભ કલ્યાણ.
સાબેલા સુંદર ભજે, વરરાય તતપર થાય;
મલી મંડપ માંહાં માનિની, સૌભાગ મંગળ ગાય.
નરસિંહ મહેતો સિધારે, જાંહાં વિરાજે જગદીશ;
પ્રણીપત પરિ બ્રહ્મની કરી, ચરણે નામ્યું શીશ.

---

* પાઠ. "નીશાસંગે."

મહારાજ શીઘ્રે આજ થાવું, નાથ રુકિમણિ જોડ;
તમ દાસ વરઘોડે ચઢે, ભક્તના પહોંચાડો કોડ.
મહેતા તણો જે પુત્ર શ્રી વર, શીઘ્રે આવ્યો તાંહે;
નરસિંહ મહેતો જઈ બેઠો, કૃષ્ણ રુકિમણિ બેઠાં જાંહે.
નાથ નિરખ્યા નિર્મળા, થયો મન આશ્ચર્ય બાલ;
પામ્યો મોહ મૂર્છાગત હવી, તે દેખતાં તતકાળ.
નરસિંહ મહેતે ઉઠાડ્યો, સુત શીઘ્રે સાહી પાણ;
અરે કુંવર નમો પ્રભુ ચરણે, નિર્ખો નાથને નિર્વાણ.
લક્ષ્મી નાથની જોડ નિરખી, હરખ પામ્યો બાલ;
કોટી કોટી પ્રણામ કીધા, રીઝયા દિન દયાળ.
(ત્યારે) પ્રદ્યુમનના અંગનાં, આપ્યાં આભ્રણ વાગા સાથ;
તે કુંવરને પહેરાવે, પરિબ્રહ્મ પોતે હાથ.
પછે પ્રભુએ તેડાવી, મહેતાતણી જે નાર;
માણેક મહેતી પધારે, એકાન્ત છે જણ ચાર.
પુત્ર કહે રે માત નમીયે, નાથને નિર્ધાર;
લક્ષ્મીજીની સાન્નિધ્ય છે, જીવન જગદાધાર.
મહેતી મન આશ્ચર્ય હવી, જઇ ચરણે નામ્યું શીશ;
આશીશ દીધી રુકિમણી, તમ કૃપા શ્રી જગદીશ.
મહારાજજી અવિધરીએ, વિનતિ વિઠ્ઠલરાય;
લાજ રાખી આજ તેં, રાખો હરિભક્તનો મહિમાય.
શીઘ્રે થાવું શ્રી હરિ, શ્રી લક્ષ્મીજીની કરુણાય;
વરઘોડો વિખ્યાત શોભા, સર્વ તમ પસાય.
પછે કૃષ્ણજીના અંગના, આભ્રણ હતાં જેહ;
તે નરસિયાને સર્વે સોંપ્યાં, હરખ સાથે તેહ.
આલિંગન દેઈ પ્રેમ સાથે, વદે શ્રી અવિનાશ;
અમ તમ વચ્ચે નથી અંતર, માટે શીઘ્રે થાવું દાસ.
ત્યારે કળા પ્રકટી અંગમાંહા, અતિ રૂપનો ભંડાર;
મહેતી તણે અંગે બહુ, તેજ લક્ષ્મી નાર.
પછે મહેતો નમ્યા હરિ ચરણે, નમે નમે નાથને નિર્ધાર;
આજ્ઞા આપી પુઠ થાપી, હવો જયજયકાર.
મહેતા તણી ઘર નાર જે, કુંવર જીઆવરરાય;
વેગે મંડપમાંહાં આવ્યા, ઉલટ અંગ ન માય.
વરઘોડે વરરાય ચઢશે, સર્વ તતપર જાન;
કર્યાં કેશર છાંટણાં, આપ્યાં ફોફલ બીડાં પાન.

ચૂઆ ચંદન સુગંધ સુધા, સર્વ ઝાકમઝોલ;
વરરાય વરઘોડે ચઢે, કામની કંકુમ રોળ.
વરરાયના કરમાંહાં, કુંકુમે અર્ચી શ્રી ફળ ફોફલ પાન;
વાજીંત્ર વાજે વિવિધ પેર, તે સમળ શોભા માન.
લીલવટ કુંકુમ સાથ અક્ષત, નયણે કાજળ સોહે;
વરરાય કંઠે હાર શોભા, વિશ્વ મોહન હોયે.
તોખાર તેજીવત ઉપર, થયા વર અસવાર;
મણિ હીરા રત્ન જડિત ખૂપે, તેજનો અંબાર.

વલણ.

તેજનો અંબાર પ્રકટચા, કૃષ્ણ કરુણા કેમ લહુ;
આધારભટ્ટ કહે હરિ કૃપાથી, હરિ બોલો કથા માંડી કહું.

## કડવું ૨૦ મું.

રાગ * * *.*

વરરાય વરઘોડે ચઢે, હરિ કરુણારે,
સાહાબેલા શત ચાર, શ્રી હરિ કરુણારે;
અશ્વ ગજ રથ ને પાલખી, હરિ કરુણારે,
વાજીંત્રનો નહિ પાર, શ્રી હરિ કરુણારે.
મહાજન માનિની ન્યાતે, હરિ૦ નગર લોક બોલે જયજયકાર; શ્રી૦
શીઘ્રે થઈ સહુ સાચર્યું, હરિ૦ મદન મહેતાને દ્વાર. શ્રી૦
મસ્તક મોડ મહેતી ભજે, હરિ૦ રામણ દીવો લીધો હાથ; શ્રી૦
મદન મહેતાને માડવે, હરિ૦ આવ્યો સઘળો સાથ. શ્રી૦
પાંહાંકવા આવે પ્રેમશું, હરિ૦ મદન મહેતાની સુંદર નાર; શ્રી૦
ચાર સોહાસણ સંગ છે, હરિ૦ ઉલટ અંગ અપાર. શ્રી૦
બાજોઠે વર ઉભા રહ્યા, હરિ૦ સાલકે છાંટયાં નીર; શ્રી૦
તેહેને ઉચીત આપીયાં, હરિ૦ જે જે મન ઇચ્છાય. શ્રી૦
ઘાટ બધો અતિ શોભતો, હરિ૦ નિરખીને સાસુએ સાહ્યું નાક; શ્રી૦
મહેતી હરખે કરી વદે, હરિ૦ હુ મોટી સૌભાગ્ય. શ્રી૦
માંહેરે વર પધરાવીયા, હરિ૦ વિપ્ર વદે સાવધાન; શ્રી૦
તાંહાં સામે કન્યા પધરાવીયાં, હરિ૦ બોલો જય જયશ્રી ભગવાન. શ્રી૦
મુહૂર્ત સમે શુભ લગ્નમાં, હરિ૦ હસ્તમેલાપક થાય; શ્રી૦
વાજીંત્ર વાજે સોહામણા, હરિ૦ પુષ્પવૃષ્ટિ કરે સુરરાય. શ્રી૦

* એ પ્રતમાં રાગનું નામ નથી.

આશ્ચર્યજ લોક હવા તદા, હરિ૦ ગાઓ ભક્તતણો મહિમાય; શ્રી૦
હાવે મધુપર્ક વેળા થઈ, હરિ૦ બોલે જે જદુરાય. શ્રી૦
નરસિંહ મહેતો તેડાવીયા, હરિ૦ માણેક મહેતી સાથ; શ્રી૦
મદન મહેતો તેડાવીયા, હરિ૦ પત્ની કર જળ પાત્ર. શ્રી૦
વર વહુઅર જોડાં ત્રણ, હરિ૦ પાસે દિક્ષીત સોહ; શ્રી૦
કન્યા સ્વસ્ત ભણાવતાં, હરિ૦ પુષ્પવૃષ્ટિ તાંહાં હોય. શ્રી૦
મદન મહેતો નિરખી રહ્યા, હરિ૦ નરસિંહ મહેતાનું રૂપ; શ્રી૦
ચતુરભુજ રૂપે દેખીયા, હરિ૦ જાણે વૈકુંઠ ભૂપ. હરિ૦
મોર મુગટ હીરે જડ્યો, હરિ૦ કુંડલ કર્ણે મકરાકાર; શ્રી૦
કૌસ્તુભ મણિ કંઠે ભજે, હરિ૦ પિતાંબર ઝાતકાર. શ્રી૦
શંખ ચક્ર ગદા પદ્મશું, હરિ૦ આભ્રણ અંગ અપાર; શ્રી૦
મદન મહેતો આશ્ચર્ય થાય, હરિ૦ કરજોડીને રહી નાર. શ્રી૦
નરસિંહ મહેતાની સુંદરી, હરિ૦ જાણે કમળાનો અવતાર; શ્રી૦
મદન મહેતો ચરણે નમ્યો, હરિ૦ ભાગ્યું દુઃખ સંસાર. શ્રી૦
વર વહુઅર ચરણે નમી, હરિ૦ બોલ્યા જગદાધાર; શ્રી૦
એ વધુ વાણી પ્રકટશે, હરિ૦ યશ જગતે વિસ્તાર. શ્રી૦
શિશ ધર્યો કર કૃષ્ણજી, હરિ૦ ત્રુઠ્યા જગજીવન; શ્રી૦
મહેતો હુતા તેહેવા થયા, હરિ૦ હરિ બોલો હરિજન. શ્રી૦

વલણ.

હરિ બોલો હરિ જન ભાવે, એમ કૃપા શ્રી હરિ કરે;
આધારભટ્ટ કહે શ્રી કૃષ્ણનામે, ભવસાગર હેલાં તરે.

## કડવું ૨૧ મું.

### રાગ કેદારો.

નરસિંહ મહેતો નિર્મળ કીધો, મસ્તક મોહનજીએ કર દીધો;
વહુઅર મોહોજાણાં કરે સર્વ, તજ્યો મદન મહેતે ગર્વ.
આવી નરસૈંયાની નાર, મુખ જોઈ આપ્યા સર્વ શણગાર;
પૂર્વે આપ્યા કમળા માત, તે સાંપ્યા સહુ વહુને હાથ.
શીઘ્રે મગળ વર્ત્યાં ચાર, ભણે વેદ પછે કંસાર;*
હર્ખે આરોગે બેહુ જોડ, પોહોત્યા પ્રભુ કરુણાથી કોડ.
સખી સહુ મલી પ્રેમ વચન બોલે, નહિ કો વહુવર એ તોલે;
કુળ ગોર ગોત્રને નમસ્કાર, હરિ કરુણાથી જયજયકાર.

* પાઠ. "બ્રાહ્મણ વેદ ભણે પછે કંસાર."

રાખી સાત દિવસ લગી જાન, ભોજન ન્હાના વિધ પકવાન;
સેવા પરમ મનોહર થાય, તેહેની શોભા કહી નવ જાય.
હવો સમો પહેરામણી ધંન ધંન, હર્ખે મદન મહેતાનું મન;
પ્રણીપતજ્ઞા કરી તેડે, વહુવર ગાંઠ પટોલી છોડે.
મંડપ મલીયો સઘળો સાથ, જનને માન પૂજા ભલી ભાત;
કેશર છાંટા ઝાકમઝોળ, કામિની હર્ષિત કુંકુમ રોળ.
ચૂઆ ચંદન ને મોગરેલ, શ્રીફળ ફોફળ નાગરવેલ;
બેઠા નરસિંહ મહેતો જાંહે, મદન મહેતો આવ્યા તાંહે.
બોલ્યા કરજોડી તેણીવાર, માહારો સફળ થયો અવતાર;
પહેરામણી વારુ વિધ થાય, તેહેની શોભા કહી નવ જાય.
વરને આપ્યાં વસ્ત્ર આભ્રણ, મદન મહેતો નમ્યા ચરણ;
સુંદર મહેતી ચરણે લાગે, વચન માન દિન થઈ માગે.
મહેતાને શુરમાની જોડ સાર, મહેતીને મુક્તાફલ હાર;
હર્ખે સકળ પહેરાવી જાન, જે જેહેવા યોગ તેહેવે તેહેવું માન.
મહેતા મદનની પુત્રી સાર, તેહેને વસ્ત્ર સહિત શણગાર;
સુખપાલ એક સજ કરી સાજ, સાથે દાસી સેવા કાજ.
બ્રાહ્મણ ભાટ બંદીજન જેહ, દીધાં દાન સંતોખ્યા તેહ;
નરસિંહ મહેતો હુતા જાંહે, મદન મહેતો આવ્યા તાંહે.
સોંપી કન્યા કર ચરણે લાગ્યો, માહારો જન્મ મરણ ભે ભાગ્યો;
સેવા ચોર સદા છઉં શ્યામ, તમો હરિ ભક્ત મહા નીજ નામ.
મુર્ખ હું નવ જાણું વાત, તમને કરુણા વૈકુંઠ નાથ;
એહેવું કહી ચરણે લાગ્યો સોહે, હરિજન હરિ બોલો સહુ કોયે.
ત્યારે આજ્ઞા માગી ચાલી જાન, એ સર્વ કરુણા શ્રી ભગવાન;
વાજે વાજીંત્ર ભલી ભાત, આવ્યો જાનીવાસે સાથ.

વલણ.

જાની વાસે સર્વ સાથ આવ્યો, જાન સહુ આનંદ અપાર;
વાણી વદે ભટ્ટ આધાર, હરિજન હરિ બોલો એક વાર.

## કડવું ૨૨ મું.

### રાગ ધવલ ધનાશ્રી.

મહેતો હર્ખભેર આવ્યા તાંહે, જાંહાં રુકિમણિ રણછોડજી;
નમી ચરણે ગદ ગદ થઈ બોલે, દિન વચન કરજોડજી.
મહારાજા તમ દાસ તણો સુત, વરી આવ્યો વિખ્યાતજી;
જે દર્શન સ્વપ્ને નહિ સુર મુનિને, તે કરુણા મુજ નાથજી.

જાન માંહાં જગદીશ પધાર્યા, રાંકતણે ઘેર રાયજી;
જૂનેગઢ જાવું જદુનંદન, શીઘ્રે સજાઈ થાયજી.
તતક્ષણ ત્રિકમજી ઉઠ્યા, રુકિમણિ પ્રાણ આધારજી;
કનક રથ શ્રી નાથનો વિરાજે, વર્ત્યો જયજયકારજી.
શુભ મુહૂર્ત સમે સહુ તતપર, જાન સકળ ભલી ભાતજી;
નગર લોક વળાવવા સહુ કો, મદન મહેતાની સાથજી.
તાલ મૃદંગ નફેરી નગારાં, ઉલટ અંગ ના માયજી;
ઢોલ જત્ર શરણાઈ રસિક જન, માનિની મંગળ ગાયજી.
યોજન એક વળાવી પાછા, મદન મહેતો આવ્યાજી;
નરસિંહ મહેતાને ચરણે નમીને, પ્રેમ વચને બોલાવ્યાજી
સદા સેવક છું હરિજનનો, કહેવું દાસને કાજજી;
તમ સરખી સેવા નથી કીધી, કૃપા નથી મહારાજજી.
એહેવું કહી ચરણે નમીયા, વહેંચ્યાં સાકર પાનજી;
નરસિંહ મહેતે આલિંગન દીધું, બોલ્યા દેઈને માનજી.
તેણે સમે રથ અંત્રીખ પ્રકટ્યો, સમર્થ શ્રી જદુરાયજી;
વિદ્યુત વર્ણે સર્વે દીઠો, પુષ્પવૃષ્ટિ સુર રાયજી.
ધંન ધંન મુખ સહુકો બોલે, વર્ત્યો જયજયકારજી;
નરસિહ મહેતો સુખપાલ વિરાજે, હરિ બોલો એકવારજી.
તેર દિવસ માર્ગમાં વીત્યા, વાટ ખર્ચે ભલી ભાતજી;
દિવસ ચૌદમે જૂનેગઢ, પધાર્યો સહુ સાથજી.
નરસિહ મહેતા તણે મંદિર, આવી હર્ખભેર જાનજી;
પંચામૃત ભોજન પકવાને, ઉપર ફોફલ પાનજી.
સંતોખીને વસ્ત્ર સમર્પ્યાં, કરી પ્રણિપત બહુ પેરજી;
મહેતા પાસે આજ્ઞા માગી, શીઘ્રે પધારે ઘેરજી.
મહેતોજી મંદિરમાંહાં આવ્યા, જાહાં રુકિમણિ રણછોડજી,

* * * * *

દિન વચન મુખ ગદ ગદ વાણી, બોલે ત્યાં નરસિહ દાસજી;
મુજ રાંકને કરુણા કીધી, પરમ કૃપા અવિનાશજી
તેણે સમે વહુઅર આવ્યાં, જ્યાંહાં વિરાજે નાથજી;
ચરણે નમીયાં ચત્રુભુજને, ત્યારે મસ્તકે મૂક્યો હાથજી.
કહે કૃષ્ણ વાણી વધુને, માગો મન ઇચ્છાયજી;
વધુ કહે વિશ્વંભર સુણીયે, કૃપાનિધી જદુરાયજી.
તમ સરખા સ્વામી સસરા શીર, જન્મ જન્મ પાયે લાગુંજી;
જેહેવી કરુણા નરસિહ મહેતાને, તેહેવી કૃપા હું માગુંજી.

એહેવું કહી વધુ ચરણે નમીયાં, ત્યારે મસ્તક મેહેલ્યો પાણ
કરી કરૂણા નરસિહના સરખી, બોલ્યા ત્યાં પુરૂષ પુરાણ
મહેતા કને હરિ આજ્ઞા માગે, પોતે અશરણશરણ-
નરસિહ મહેતો પરિવાર સંઘાતે, નમીયા હરિને ચરણજી.
કૃપા કરી કરૂણાનિધિ બોલે, સુણ નરસૈંયા દાસજી;
અહરનિશ હું તુંથી નથી અળગો, ભક્ત હૃદે મુજ વાસજી.
ગદ્દગદ્દ કંઠે નરસૈંયો બોલે, સાંભળો શ્રી મહારાજજી;
આ ધન વૈભવ વાહન ભૂષણ, એહે તણું નહિ કાજજી.
સેવા કરું શ્રી લક્ષ્મીવરની, સંત સમાગમ પાઉંજી;
હરિલીલારસ સિંધુમાં, આનંદે નિત્ય ન્હાઉંજી.
ભક્તવત્સલ મુને ચરણે રાખો, ભવોભવ ભક્તિ તાહારીજી;
કષ્ટ સમે હરિ ભક્તને ઉગાર્યો, નિત્ય કરી સાહે અમારીજી.
તેણે સમે ત્રિકમજી બોલ્યા, સુણ નરસૈંયા સાચુંજી;
પ્રેમ ભક્તનો બાંધ્યો છઉં, કુડ કપટે નવ રાચુંજી.
નરસૈંયા તુજ સુતનો વિવાહ, જે સુણે ને ગાશેજી;
તેહેને પુનર્પી જન્મ નહીંરે, પાપી તે પાવન થાશેજી.
એહેવુ કહી કર મસ્તક મુકયો, ત્રુઠયા શ્રી ભગવાનજી;
લક્ષ્મી સહિત હરિ આજ્ઞા માગી, હવા ત્યા અંતરધાનજી.
સેવક ચાર ચતુરભુજતણા, આવ્યા હુતા જેહજી;
નરસિહ મહેતાની આજ્ઞા લેઇને, શીઘ્રે સધાર્યા તેહજી.
નરસિહ મહેતો સેવે નિત્ય હરિને, મન દૃઢ એહેવું જાણીજી;
પૂર્ણ કૃપા પુરુષોત્તમ કેરી, કવિ કહે શું વખાણીજી.
એ કથા પરિપૂરણ કીધી, કર્તા શ્રી ગોવિંદજી;
સર્વ જનની પૂરણ કૃપાથી, અતિ ઉપન્યો આનંદજી.
પ્રભુજી મુજ મસ્તક ગાજે, આપી અવિચલ વાણીજી;
દીન જાણી કરૂણા મુજ કીધી, પદબધ પૂરણ પ્રમાણીજી.
કવિજન કો ખોડ ના દેશો, છું સૌ ભક્તતણો દાસજી;
આધારભટ્ટ પ્રેમે ગાએ, પુરે હરિ સૌ આસજી.

—⁂—

* પ્રથમ પ્રતની લખ્યા સાલ વિ. સ. ૧૮૪૩ પ્રથમ શ્રાવણ શુદિ ૯ વાર સોમ. લેખક, ટ્ટ પ્રભુરામ સુત રૂપરામે ઝાડેશ્વરમાં લખી છે. બીજી પ્રતની લખ્યા સાલ વિ. સં. ૧૮૧૬, પોસ વદ તીયા ને વાર શુક્રે, લેખક કણબી પુંજા રામનાથ, ગામ વસોનો રહીશ. સાધારણ રીતે બંનો ત બહુ મળતી છે, સહજ પાઠ ફેર છે તે ટીપણમાં આપ્યા છે.

# ગો પા ળ દા સ.*

## વલ્લભાખ્યાન.

### આખ્યાન પેહેલું.

**રાગ કેદારો.***

વદુ શ્રીવિઠ્ઠલ સુંદરવર, † નવઘન શ્યામ તમાલ; ‡
જગતીતલ† ઉદ્ધાર કરેવા, પ્રગટ્યા પરમદયાલ. ૧

---

* એ વૈષ્ણવ ભક્ત કવિ શુદ્ધાદ્વૈત સંપ્રદાયના આચાર્ય વલ્લભના પુત્ર ગુંસાઇજી વિઠ્ઠલનાથના સમયમાં એટલે સંવત ૧૬૨૫–૩૦, ઇ. સ. ૧૫૭૦–૭૫ માં હૈયાત હતો. 'વલ્લભાખ્યાન' સિવાય એનો એક બીજો ગ્રંથ કરેલો કહેવાય છે: 'ભક્તિપિયૂષ;' પણ એ ગ્રંથ કોઈ પણ વૈષ્ણવ પાસેથી મળતો નથી, પણ તેમાંનાં કેટલાંક પદો વૈષ્ણવો ગાય છે. ગોપાળદાસના ચરિત્ર સંબંધી આ પ્રમાણે કિંવદંતી છે. અમદાવાદથી એક ગાઉ ઉપર અસારવા ગામ છે, જ્યાં આજે વલ્લભાચાર્યની બેઠક છે ત્યાં ભાઇલા કોઠારી નામે ગુંસાઇજીનો કોઇ ભક્ત રહેતો હતો. એને ગંગા ઉપનામ ગોમતી—અર્થાત્ ગંગાગોમતી નામે કન્યા હતી. ગોપાળદાસ કડી પ્રાંતના રૂપાલ ગામનો રહીશ હતો તેની સાથે એ કન્યાનાં લગ્ન પાચ વર્ષની બાળવયમાં થયાં હતાં. પાછળથી ખબર પડી કે ગોપાળદાસ કેવળ મુંગો છે. ભાઇલા કોઠારી ગોપાળદાસને પોતાને ઘેર રાખતો. એક સમે ગોસાંઇજી વિઠ્ઠલનાથ, દ્વારકાંની જાત્રા જતાં ભાઇલા કોઠારીને ત્યાં ઉતર્યા. ત્યાં ગોપાળને ફરતો જોઇ પૂછ્યું કે, 'આ મુંગો છોકરો કોણ છે?' ઇલા કોઠારીએ કહ્યું, "એ તો ગંગાગોમતીનો વર છે." વિઠ્ઠલનાથે કહ્યું, 'ગગાગોમતીનો વર તે સાગર હોવો જોઇએ!' પછી ગોસાંઇજીએ ભોજન લીધુ ને પાનબીડી ચાવતાં, ગોપાળને પાસે બોલાવી તેના મ્હોંમાં તે ચર્વિત બીડી મૂકી, અને ગોપાળદાસની જીભ છૂટી થઇ. તત્સમયથી કે તે પછીથી તે સારો કાવ્ય કરનારો થયો અને ગોસાંઇજીની આજ્ઞાથી તેણે આ કાવ્ય લખ્યું છે. એમ કહે છે કે જે રાત્રીના ગોપાળના મુખમાં ગોસાંઈએ બીડુ મૂક્યું, તે રાતના તેને રાસલીલાનાં દર્શન થયાં હતાં. 'ભકિત પિયૂષ' કાવ્યમાં તેનું વર્ણન છે.

† આ કાવ્યની પ્રથમ પ્રત રા. રા સાકરરામ દલપતરામ દીવાને, ૧૮૬૦–૬૧ માં છપાવી હતી. તે પછી મુંબઇના બાલકૃષ્ણજીના મંદિરના મહારાજશ્રી જીવનલાલે, પડિત શ્રી ગટ્ટુલાલજીની સાથે રહી, એ કાવ્યનું સંપૂર્ણ સંશોધન કરી, એ ઉપર વ્રજભાષામાં ટીકા લખી, વલ્લભાખ્યાન અથવા નવાખ્યાન એ નામે પ્રસિદ્ધ કર્યું છે. કોઇ પણ ગુજરાતી કાવ્યપર વ્રજભાષામાં ટીકા થઇ હોય તો તે માત્ર આ એક જ કાવ્ય છે

‡ આ કાવ્યનાં મૂળમાં શ્રી જીવનલાલજી મહારાજની પ્રતનો પાઠ મુખ્ય રાખ્યો છે. તે ગોપાળદાસનો જ મૂળ પાઠ છે એમ કહેવું મુશ્કેલ છે. મૂળ પાઠવાળી પ્રત શ્રી જીવનલાલ મહારાજને પણ મળવી દુર્લભ થઈ પડી હતી. બીજી પ્રત સુરતના કાયસ્થ નૌતમરામ લાલાની પ્રતપરથી ઉતારેલી વલ્લભરામ વૈષ્ણવે લખેલી સંવત ૧૯૧૩ ની છે. એ શિવાયની બીજી પ્રતો પણ મેળવી, પણ તેમાં ઘણો પાઠાંતર જણાયાથી, શ્રી જીવનજી મહારાજની પ્રત જ મેં મુખ્ય રાખી છે અને લાલાની તથા ગોરધનદાસની પ્રત ગૌણ રાખી; પણ તેનાં તથા બીજી પ્રતોનાં પાઠાંતર અહીં આપ્યા છે, તેમજ

શ્રીપુરુષોત્તમ સ્વતંત્ર ક્રીડા, લીલા દ્વિજતનુ ધારિ;
સાત દિવસ ગિરિવર કર ધાર્યો, વાસવ* વૃષ્ટિ નિવારિ. ૨
તે પ્રગટચાનું કારણ કહિયેં, જો સુરતા† મન આણો;
કરો કૃપા હું કરું વીનતી, પોતાનો કરિ જાણો. ૩
વ્યાપકરૂપ અદ્વૈત બ્રહ્મ જે, તેજોમય કેહવાય;
આરજપંથ‡ અધિકારી મુનિજન, તે માંહે લય થાય. ૪
અક્ષર આદિ અખંડ અનૂપમ, ઉપમા કહી ન જાય;
અસ્તિ§ વસ્તુ સઉકો મલિ બોલે, નિગમ નેતિ નેતિ ગાય. ૫
નિર્ગુણનો નિર્દેશ અટપટો, રસના શિ પેરે કહિયે;
રૂપ વર્ણ વપુ દૃઢ પદારથ, ત્યાં એકો નવ લહિયે. ૬
તેહથકી પુરુષોત્તમ અલગા, લીલા અચલ વિહાર;
બ્રહ્મજ્ઞાની ને મુક્તિમારગી, સપને નહિ વેહેવાર. ૭
જ્યાં વૃંદાવન આદિ અચલ શશી શારદરેણુ બહુ વેશ;
વનદેવી પદ કુમકુમ મુખ સુખ, પરસે રંગ વિશેષ. ૮
જ્યાં સરિતા ચામીકર¶ મણિગણ, ઉભયબદ્ધ સોપાન;‖
કમલ કુમુદ નાના અલિ સુંદર, મધુર કરે ત્યાંહાં ગાન. ૯
કનકલતા માલતી મલ્લિકા, વિવિધ કુસુમ મકરંદ;
શીતલ પવન ઝુકોરે લહરી, પરસે અતિ આનંદ. ૧૦
પદ્મરાગ મરકતમણિ સ્ફાટિક, શ્રીગોવર્દ્ધન સોહે;
બ્રહ્મ રુદ્ર ત્યાં કોણ બાપડા, શ્રીહરિનાં મન મોહે. ૧૧
નાના પક્ષીની શબ્દ માધુરી, શોભાતણો નહિ પાર;
વિવિધ પ્રકારે જુજવા કેહેતાં,[1] ગ્રંથ થાય વિસ્તાર. ૧૨
શ્યામા શતદલ** નયન સુંદરી, જુથતણો નહી પાર;
અનેક રાસમંડલ રચના[2] રચી, ખેલે શ્રીનંદકુમાર. ૧૩
એણીપેરે નિત નવલી લીલા, ઘોષ વાદ†† ઝંકાર;‡‡
અંગ સ્વેદ મકરંદે મોહ્યા, મધુપ કરે ગુંજાર. ૧૪

---

—આ આખ્યાનનાં પદો નિત્ય શ્રી વલ્લભ સંપ્રદાયના વૈષ્ણવો સમય સમયે ગાય છે. તેથી તેના તાલ વગેરે સંપ્રદાયે નિર્માણ કીધા છે તે પ્રમાણે આપેલા છે. ૧ કેદારા રાગનું ૧ લું આખ્યાન દોઢ પોહોર રાતે ગવાય ૨ પાઠ. "વન્દુ શ્રી વિઠ્ઠલવર સુંદર." ૩ મહારાજ જીવનજીની પ્રતમાં પ્રથમ પંક્તિની છેવટે 'જી' આપેલી છે, પણ તે ભૂલ હશે. † પૃથ્વી ઉપર.

* ઇન્દ્ર. † સ્વરૂપની સ્મૃતિ. ‡ આર્યનો અપભ્રંશ આરજ. આરજનો બીજો અર્થ વેદ તેનો જે પંથ તે નિષ્કામ કર્મમાર્ગ. § અનિર્વચનીય. ¶ સુવર્ણ. ‖ પગથિયાં. ૧ પાઠ. "કહેતાં." ** સો પાંખડીનું કમળ. ૨ પા૰ મૂળ પ્રતમાં "રસના" છે તે ભૂલ જણાય છે. †† મૃદંગ વીણા આદિનો શબ્દ. ‡‡ અવ્યક્ત મધુરી શબ્દ,

એ પ્રભુને મન ઇચ્છા ઉપની, જશ થાવા વિસ્તાર;
અધિકારી પાંખે એ વાણી, નહિ કોયને ઉચ્ચાર. ૧૫
ભ્રુભંગેથી સૃષ્ટિ નીપની, અતિ સુંદર બ્રહ્માંડ;
ચૌદ લોક નાના વૈચિત્ર્યે, ભૂમંડલ નવખંડ. ૧
પર પોતાનિ વ્યક્તિ કરેવા, સૃષ્ટિ તે દ્વિધા પ્રકાર;
દૈવી આસુરી બે ઉપજાવી, પ્રભુ મન કરી વિચાર. ૧૭
ભક્તિ સુંદરી ને માયા દાસી, એ મૂરત પ્રગટાવી;
તેમાં પહેલી નખશિખ સુભગા,* શ્રીહરિને મન ભાવી. ૧૮
કૃપાકટાક્ષે હુવા અક્ષરમાં, ઉપના સત્વ† અનત;
ભક્તિલીન હુવા સોભાગી, તે વૈષ્ણવ ગુણવંત. ૧૯
બીજે કટાક્ષે જે જન ઉપનાં, માયામાં થયા લીન;
કર્મજડ આસુર અન્ય ઉપાસક, ભજન ધર્મથી હીન. ૨૦
એણીપ્રકારે સૃષ્ટિ દ્વિધા, ગુણમિશ્રિત ચાલિ જાય;
ભક્તિમારગી જીવ સ્વતંતર, કેવલ ભક્ત ન થાય. ૨૧
શ્રીપુરુષોત્તમે વળિ વિચાર્યું, હવે પ્રકાર શ્યો કરિયે;
મ્હારી સેવા અને કથારસ, નિરૂપવા તનુ ધરિયે. ૨૨
ભક્ત જીવનાં ભાગ્ય વિસ્તર્યાં, ઇચ્છા કરી હરિ સાર;
તેને હિતે આપોપે પ્રગટ્યા, શ્રીવલ્લભરાજકુમાર. ૨૩
પૂર્ણબ્રહ્મ શ્રીલક્ષ્મણ સુત, પુરુષોત્તમ શ્રીવિઠ્ઠલનાથ;
શ્રીગોકુળમા પ્રગટ પધાર્યાં, સ્વજન કીધાં સનાથ. ૨૪

## આખ્યાન બીજું.

### રાગ રામકલી તાલ આડો ચોતાલો. ‡

લક્ષ્મણસુત શ્રીવલ્લભરાયે, સ્મરણકરતાં દુષ્કૃત જાયે;
કલિજન તરેવા નહી અવર ઉપાય,
યજ્ઞપુરુષ હરિના શ્રુતિ ગુણ ગાય. ઢાળ—ટેક. ૧
ગાય શ્રુતિ ગુણ રૂપ અહર્નિશ, કરી ધ્યાન વિચાર;
આનંદરૂપ અનુપ સુંદર, પામે નહિ કોય પાર. ૨
પ્રાણપતિ પ્રાગટ્ય કારણ, કાંઈ એક કહું મતિમંદ;
હર સુર વિધાતા નવ લહે, સાક્ષાત્ બ્રહ્માનંદ. ૩
શ્રીવૃંદાવન ચંદ મુખ રુચિ, અગ્નિ તે અવતાર;[1]
દ્વિજતિલક ત્રિભુવન નામ, નિરૂપમ રૂપ અંગીકાર. ૪

* સુંદર. † જીવ. ‡ દિવસ ઉગતે ગવાય છે [1] પાઠ "અગ્નિનો અવતાર."

દેવલોક દુંદુભિ વાજ્યાં, આનંદ કરે રે નિ:શંક;
અસુરતિમિર ઉછેદવા, ભુવિ વલ્લભદેવ મયંક.* ૫
પૂરણ પુરુષ પ્રમાણ પંથા, વ્યાખ્યાતા વેદાંત;
ગ્રંથ સર્વે રસરૂપ કીધા, પોતાને સિદ્ધાંત. ૬
રસિક રસના રસિક વાણી, જાણી નર નવખંડ;
ઉર્ધ્વપંથા સુજસ પસર્યો, વાધયો બ્રહ્માંડ. ૭
એક બ્રહ્માંડે જેના જસ ન માયા, તેના હુવા કોટિ અનંત;
તોએ ત્યાં થકી વાધિયો જઈ, વસ્યો મુખ ધીમંત.† ૮
અતુલ અમલ ઉદ્યોત ઉદયો, ભૂતલ દ્વિજમાર્તંડ;
ભક્તિ મારગ કેસરી, ગજ માયિકમત શતખંડ. ૯
દિગ્વિજય દશ દિશાયે કીધો, પરિક્રમાને વ્યાજ;‡
તીરથ સકળ સનાથ કીધાં, ચરણ રેણુ સમાજ. ૧૦
પત્રાવલંબે પંડિત જીત્યા, માયિક મત્તમાતંગ;
શ્રીકૃષ્ણ પૂરણ બ્રહ્મ થાપ્યા, જેનાં રૂપ કોટિ અનંગ.[1] ૧૧
સ્વમારગ સ્થિર થાપવા, આપવા ભજનાનંદ;
નામ આપ્યાં જીવને, શુભ મિષ્ટ મુખ મકરંદ. ૧૨
અનેક જીવને કૃપા કરવા, દેશાંતર પરવેશ;
કોમલ પદ જ્યાં કમલ વિલસે, ધન્ય કહું તે દેશ. ૧૩
અંગ વંગ કલિંગ કીકટ,§ મગધ મરુ સુર સિંધ;
તે તામસના અઘ હર્યાં, પરતાપ પદ રજ ગંધ. ૧૪
કનકસ્નાન શતમણ સુવર્ણે, કરાવ્યું મહિપાલ;
તે મુકીને વેગે ચાલિયા, રાય દૃષ્ટિ ન પાછી વાલ. ૧૫
ત્યાંથી દક્ષિણ પ્રભુ પાવ ધરિયા, પાંડુરંગ શ્રી વિઠ્ઠલનાથ;
નેત્ર મળતાં વાત કીધી, વચન દીધું હાથ. ૧૬
વચનાનશ્રે શ્રી નાથે માગ્યું, કીધી શ્રી વલ્લભજીસું વાત;
અમને તે ઇચ્છા એહ છે જે, હું નંદન તમે તાત. ૧૭
તે પુરુષોત્તમ પ્રગટસે, શ્રી વિઠ્ઠલ રૂપનિધાન;
નેત્ર કમળે નાના ભાવે, દેશે ભક્તને સન્માન. ૧૮
ત્યાંહાંથી વૃંદાવન પાંઉ ધારિયા, જ્યાં મધુપ કરે ઝંકાર;
કુસુમ દ્રુમ નવમલ્લિકા, મકરંદનો નહિ પાર. ૧૯
તરુ તમાલ અતિ શોભતા, હેમ જૂથિકા સંઘોડ,¶
લલના તે સુભગા લટકતાં, હિંડે તે મોડામોડ. ૨૦

* ચદ્ર. † બુદ્ધિમાન. ‡ બાહનું; મિષ. ૧. "પાઠ અનંત." § ગયાજીની પાસેનો પ્રદેશ.
¶ સઘાત શબ્દનો અપભ્રંશ અર્થ સઘ થાય છે.

તાનધુનિ મુનિ મથુરરૂપે, સાંભળે ધરિ ધ્યાન;
નિત્ય લીલા ગાન શ્રવણે, કરે તે મધુપાન. ૨૧
કુંજસદન સોયામણા, શોભાતણો નહિ પાર;
વિવિધ રાસમંડલ રચના રચિ, ખેલે શ્રી નંદકુમાર. ૨૨
રંગે તે રમતા દીઠડા, બલદેવ શ્રી ગોવિંદ;
એ પુત્રભાવે પ્રગટશે, મન ઉપન્યો આનંદ. ૨૩
બલદેવ શ્રી ગોપીનાથ કહિયે, શ્રી વિઠ્ઠલ નંદનંદ;[1]
એ વેદપંથ વિસ્તારશે, જન આપશે આનંદ. ૨૪
ત્યાંથી કેશી ઘાટ પાંઉ ધરિયા, કહિ કથા તત્વ સમાધિ;
રસપુજ પુરુષોત્તમ પ્રમાણ્યા, સરસ્વતિ તજી આધિ.* ૨૫
ગિરિરાજને આશ્વાસ દીધો, ધરી કોમળ ચરણ;
હરખે તે સામા આવિયા, શ્રી ગોવર્દ્ધન ઉદ્ધરણ. ૨૬
હલી મલીને ચાલીયા, ચરણાટ† જ્યાં નિજધામ;
નવરંગ નાગર પ્રગટિયા, મન પૂરવા બહુ કામ. ૨૭
તત્વસંખ્યાયે કહ્યાં પદ, સારમાંહે સાર;
હવે કાંઈએક સ્તુતિ કરું, શ્રી વલ્લભ રાજકુમાર. ૨૮

---

## આખ્યાન ત્રીજું.

### રાગ ધન્યાશ્રી–તાલ ચર્ચરી.‡

આ પોસ મધ્યાંને નામે શ્રીનાથજી, અક્કાજી§ ઉર ઉપનો આનંદ;
આ ચંદ વૃંદાવનતણો પ્રગટિયો. ૧
સૌભાગ સુંદરી મલી ધવલ ગાયે, સુહાય રૂડા કંઠના નાદ;
આલ્હાદ ઉપનો તે અંગોઅંગ ઘણો. ૨
સૂતિકા સદન સુહામણું, શોભા રૂડી લેહેરડે જાય;
આ વાય વાદિત્ર તે સમેતણાં. ૩
સર્વસ્વ દાન તેણે સમે, કરે રે શ્રી વલ્લભજી ઉદાર;
સુકુમાર સુત ઉદયો શ્રવણે સુણી. ૪
પાતાલે શેષ નાગ રીઝિયા, ઉપર ઈંદ્રાદિક દેવ;
તતખેવ સુણિ નિસાન વજડાવિયાં. ૫
સિદ્ધ ગંધર્વ ગણ અપછરા, ઉલટિયા નૃત્ય ને નાદ,
આલ્હાદ ભર્યા શ્રી વલ્લભજીયે માનિયા. ૬

---

૧ પાઠ. "નંદાનંદ." * મનોવ્યથા. † કાશીથી સાત ગાઉ દૂર ચરણાદ્રિ નામનું સ્થળ.
‡ દિવસ ઉગતે ગવાય છે. § માતા–મા.

બ્રહ્મા મહાદેવ મુનિ હરખિયા, વરખિયા કુસુમ સમૂહ;
આ મોહ ટાળ્યો જગતના જીવનો. ૭
નિગમ સામ શાખા સહસ્રસું, કરે રે ભલા નિર્ઘોષ;
આ ઘોષપતિ ભગવંત ભેટતાં. ૮
વેદવિહિત કૃત્ય સર્વે કીધાં, દીધાં બહુપેરે ગૌદાન;
માનસું સજન સંતોષિયાં. ૯
કનક કચોળાં કુમકુમ ભર્યાં, અક્ષત દૂર્વા ભર્યા રે સુથાળ;
માલ પારિજાતની મહમહે.* ૧૦
તોરણ પરણ† સહકારના,‡ ધરણીયે ચંદનતણાં નીર;
વીર શ્રી ગોપીનાથ શ્રી વિઠ્ઠલ પ્રગટિયા. ૧૧
દધિ દૂધ ઘૃત મધુ માંડવે, સોરડિયે વહેરે સુગંધ;
સુગંધે મોહ્યા અલિકુલ આવિયા. ૧૨
સૂત માગધ સાધુ સર્વે મળ્યા, ભળિયા તે માંહોમાંહ;
ઉચ્છાહ ભર્યા કો કોને જાણે નહીં. ૧૩
શુકદેવ સબલ આનંદિયા, વંદિયા શ્રી વલ્લભજીનાં ચરણ,
ગિરિધરણ શ્રી ભાગવત માહારું નિરખશે. ૧૪
સકલ કલા કલિકાલમાં, કલ્પદ્રુમ પ્રગટિયો આજ;
કાજ મનવાંછત પૂરવા.[૧] ૧૫
તૈલંગ તિલક ત્રિભુવન ધણી, મણી મરકત ધનવાન;
સમાન રૂપ નિરખતાં કોયે નહીં. ૧૬
ગણક§ ગર્ગાદિક આવિયા, દિયે રે આશીશ;[૨]
જગદીશ શ્રી વલ્લભ ઘેર પ્રગટિયા. ૧૭
ધવળ ધન્યા¶ ગાન જે કરે, ઉચ્ચરે શ્રી વિઠ્ઠલજી અવતાર;
સારસ્વત[૩] લીલા તે જન લહે. ૧૮
દાસનો દાસ જાય વારણે, બારણે રહ્યો રે ઉચ્છવ જુવે;
કો કો ન ભાગ્યવંત તે સમે. ૧૯

---

## આખ્યાન ચોથું.

### રાગ[૪] ભુપાલિ–તાલ આડોચોતાલો.$

તે પદ વંદુ શ્રી વલ્લભનંદ, ત્રિભુવનમંગલ પરમાનંદ;
સકલ જીવનો ટાળ્યો દૂંદ, જગમાં વ્યાપ્યો સુખ મકરંદ. ૧

---

* મધમધે. † પાંદડાં. ‡ આંબો, ૧ પાઠ. "કારજ મન વાચ્છત પૂરવા ભક્તજન તણા." § જ્યોષિ, ૨ પાઠ. "હિયે નાનાવિધના આશિશ." ¶ ધન્યાશ્રી રાગ. ૩ પાઠ. સાર સુખ લીલા, ૪ પાઠ. ફેર ૧મ ભૂપ કલ્યાણ. $ પ્રહર દિવસ ચઢે ગવાય છે.

સુખદ વંદૂં શ્રીવલ્લભસુતના, પદાંબુજ સુકુમાર;
નિગમ રહસ્ય વિચાર કીધો, સકલજન નિસ્તાર.* ૨
બ્રહ્મકુલ હરિ અવતર્યા, તે ટાલવા ભૂમિભાર;
શ્રીનાથ વિઠ્ઠલ નામ, નિરૂપમ વૃંદાવન શૃંગાર. ૩
એક રસના કેમ કહું ગુણ, પ્રગટ વિવિધ વિહાર;
નિત્ય લીલા નિત્ય નૌતન, શ્રુતિ ન પામે પાર. ૪
સકલ શાસ્ત્ર પ્રમાણુ બોલે, સારમાંહિ સાર;
તત્વમાંહે તત્વ ત્રિભુવન, ભક્તનો આધાર.[1] ૫
સર્વે અંગોઅંગ રસ ભર્યાં, રસ ભર્યાં લોચન ચાર;
ચલણવલણે બોધ્યા, હૃદે ભાવ અનેક પ્રકાર. ૬
મુખ સુગંધે મોહ્યા અલિ સકલ, તે આવી†કરે રે ગુંજાર;
સરસ વચન ઉચ્ચાર માત્રે, સંશયનો પરિહાર. ૭
નામવ્યાજે પ્રગટ કીધો, મુક્તિ શત્રુકાર;
ભુજદંડ પરસેં ભયહર્યા, એવા નાથ †અમિત ઉદાર. ૮
સ્વસ્વરૂપ અર્થે પ્રોજીયા,‡ કૃત હુંતા જે સંસાર;
રાજકાજ જોડિયા જન, ઉચ્ચાવચ નરનાર. ૯
આગલ અંશે પ્રગટિયા, તે ગ્રંથ કહ્યા બહુવાર;
શ્રી યશોદા ઉત્સંગ લાલિત, પૂરણ અતિ સુકુમાર. ૧૦
અનેક ધર્મ કહ્યા પ્રભુજીયેં, નિગમને અનુસાર;
ગિરિરાજધરનો તાપ ટાળ્યો, લક્ષ્મણ સુત નિરધાર. ૧૧
પોતે તે પ્રગટ પોતાતણો, રસતણો કરયો રે ઉચ્ચાર;
પોતે તે અંગોઅંગ સુખદ, શોભા સદન અંગીકાર. ૧૨
સ્કંધસંખ્યાએ કહ્યાં પદ, શ્રીભાગવત રસરાજ;
ભક્તજન પદ રજ પ્રતાપેં, સકલ સરીયાં કાજ. ૧૩

---

## આખ્યાન પાંચમું.

### રાગ સામેરી–તાલ પ્રથમની–તુકો આડા ચોતાલામાં અને પાછળની દીપચંદીમાં.§

શ્રી વિઠ્ઠલ સુખકારી, નામેં નિષ્પાપ થાય નરનારી;
દુર્ગતિ સકલ નિવારી, પ્રગટ્યા શ્રી વ્રજપતિ રાસવિહારી. ૧
માયિક મત જેણે ખંડ્યો, ભક્તિ મારગ જેણે બહુપેરે મંડ્યો;
ઉત્પથ જન સરવે દંડ્યો, મૂરખ હેતુ કુશબ્દ વિતંડ્યો. ૨

---

* ઉદ્ધાર. ૧ પાઠ. "નોધારાનો આધાર." ‡ અપરિચ્છિન્ન–પ્રમાણ અથવા માપથી ર પ્રયોજ્યાનું અપભ્રંશ તે પ્રોજીયા. § સંખ્યા પછી ગવાય છે.

વદન સુધાકર જોતેં, વચન સરસ રસ રાસ ઉદ્યોતેં;
નવ જલ ધન વપુ પોતેં, ભક્તિસરસ કીધાં પ્રભુ હો તેં. ૩
ભક્તિપક્ષ દૃઢ કીધો, વચનસુધારસ જન શ્રુતિ પીધો;
અર્થ સકલ જેનો સીધો, તે લીલામાંહેં તાંણીને લીધો. ૪

### વલણ અથવા ઢાળ.*

જે લીલામાંહેં અંગિકરિયો, તેનો સકલ તાપ નિસ્તરિયો;†
જેને વિઠ્ઠલનાથ વિચારે, તેનેં પ્રગટ પદારથ ચારે. ૫
ઉપરાંત ભજનફળ આપે, વ્રજમડળ સ્થિર કરિ થાપે;
તેને દેવ મુની સરવે ગાયે, તે સર્વ ઉપરાંત સુહાયે. ૬
તેહને કાલ કરમ નવ બધે, જમ તે શિર ધનુષ ન સંધે;
એહવો મારગ શ્રી વલ્લભવરનો, જ્યાંહાં નહી પ્રવેશ વિધિહરનો. ૭
જ્યાંહાં નિત્ય રાસ બહુપેરેં, મધ નાયક નિરતત‡ ઘેરેં;
જ્યાંહાં રત્નજડિત તટ સરિતા, નવપલ્લવ ભૂમિ હરિતા. ૮
જ્યાંહાં રત્નધાતુ ગિરિ રાજે, વાદિત્ર વિવિધપેરે વાજે;
જ્યાંહાં યુવતિ યૂથ બહુ માય, શ્રીજી શ્યામલવર્ણ સુહાય. ૯
એણીપેરેં શ્રી ગુસાંઇજીને જાણે, જાણી અહર્નીશ ગાય વખાણે;
તે જીવજાત હોય કોય, તેને તતક્ષણ સરવે સુખ હોય;
સેવકજન દાસ તમારો, તેને રૂપવિયોગ નિવારો. ૧૦

—— ૦.——

## આખ્યાન છઠ્ઠું.

### રાગ પરજ. તિતાલ અથવા દીપચંદી.§

સગુણ સનેહી સાંમળા વા’લા, અહર્નિશ દરશન આપો;
પરમસુખ દેવાને કાજેં, વ્રજમડલ સ્થિર કરિ થાપો. ૧
શ્રી વલ્લભકુવર કોડામણા, તમારું નામ નિરતર લીજે;
રૂપ સુધા રસ માધુરિ તે, લોચન ભરિ ભરિ પીજે. ૨
તે પદ ક્યારે દેખીશું, જે ગોધન પૂઠે ધાયે;
વ્રજસુંદરી સુખ સુખ પામીને, વારંવાર અધાયે.¶ ૩
દિવસ સઉ શ્યામાં મલી, રસરૂપતણો જસ ગાય;
ગોપમંડળી મધ્ય દેખીને, વારંવાર સુખ થાય. ૪
વાસર§§ નિર્વાહ એમ કરે, સખી સાયંકાલે પેખે;
અલક** મુખ ખુર રજ†† લાગી તે, કમલ ભમર વિસેખે. ૫

* બીજી પ્રતમાં અત્રે વલણ અથવા ઢાળ નથી. † નિવૃત્ત થયો. ‡ નૃત્ય. § રાતના બે વાગતે અથવા તે પછી ગવાય છે. ¶ તૃપ્ત થાયે. §§ દિવસ. ** વાંકડીઆ કેશ. †† ગાયની ખરી.

ગોપબાલક મંડળી મધ્યે, રગ અનેક ઉપજાવે;
મત્તગજગતિ મલપતા તે, શ્રી ગોકુલમાંહે આવે. ૬
લોચનભૃંગ પીયે ઘણું તે, પ્રગટ મુખ મકરંદ;
કમલપત્ર જેવી આંખડી તે, જોઈ જોઈ ટાળ્યા દંદ. ૭
જોતાં તૃપ્તિ ન ઉપજે પ્રભુ, અધર સુધારસ પાયે;
ભુજ લતા બીડી ભામિની તારે, દિવસ તાપ બુઝાયે. ૮
પૂરણ સુખ દઈ ગોષ્ટમાં* પ્રભુ, આઘેરા પાઉ ધારે,
જસોદાજી લે ભામણા ને, રાઈ† લૂણ ઉતારે. ૯
વસ્ત્રાંચલ‡ મુખરજ પોંછિને,§ રૂપ સકળ નિહારે,¶
ઉભી થાય રોમાવલી કર, કોમળ અંગ સંભારે ૧૦
કરી પેરે પેરે|| વારણા સુતને, સદનમાંહે પધરાવે,
સુદરી ગૃહકારજ મિષે વળી, નિરખવાને આવે. ૧૧
ઉષ્ણોદક સોંધા$ ભેલી વલી,[1] અંગ અઘોલ કરાવે;
અંગવસ્ત્ર કરી સ્વચ્છ વપૂને, પછે તેલ ચઢાવે. ૧૨
અનેક સુગંધ વસન ને ભૂષણ, ફૂલ અબોડે ફાવે;
ઠણુઠણુતો વા'લો લાડકડો, તે ભોજનશાલાયેં આવે. ૧૩
રાધા અધર સુધા વના હરિને, બીજું કાંઈ નવ ભાવે;
પ્રાત પધારે ને નિશાયે આવે, પ્રીત નવી ઉપજાવે. ૧૪
માતાનુ મન રંજવા વા'લો, આરોગ્યા બહુ સ્વાદે,
સુગંધ બીડી કર ધરીને, ઉઠચા નૂપુરનેં નાદે. ૧૫
સકલ વ્રજમાં પોઢિયા વા'લો, વિવિધ[2] રસ સુખ દાન:
એ લીલા મ્હારે મન વસો તે, ભક્ત માંગે માન. ૧૬
શ્રીવિઠ્ઠલ દ્વિજરૂપ તમારી, લીલા એણીપેરે ઝાઝી;
ઓડવે** કેમ ચાલશે તે, પ્રીત અમસુ બાઝી. ૧૭

---

## આખ્યાન સાતમું.

### રાગ બિલાવલ.†† ચાલ ચર્ચરી.[3]

આપ સેવા કરી શીખવે શ્રીહરિ, ભક્તિપક્ષ વૈભવ સુદઢ કીધો;
પોતાની લીલા તે વદન પોતે કહી, ઉચ્ચાર આનદ અધિક દીધાં. ૧
વેદ દધિ મધ્ય નવનીત જે ભજનરસ, મથિત માધુરી જીવે શ્રવણે પીધો;
તક્રસમ‡‡ કર્મપથ સ્નેહ રસ હીન જે, શ્વેત જાણી વિમુખ તાણી લીધો. ૨

---

* ગાષ–ગાઠ, ગાયન રાખવાના વાડો. †એક ગોપીનુ નામ. ‡ વસ્ત્રનો છેડો. §લૂછીને. ¶ નિખરવુ. ||અનેક પ્રકારે. $ એક જાતની સુગધી. ૧ પાઠ અલી. ૨ પાઠ. ત્રિવિધ **ઉડાવવું, ઠગવું. †† સૂરજ ઉગ્યા પહેલાં ગવાય છે. ૩ પાઠ. રાગ સામેરી. ‡‡ છાસ.

એ ચરણ શરણ વના લોક દશચારમાં, કહો કેહેનો કાંઈ અર્થ સીધો;
શું કહુ ચતુર થઈ થઈ અને વિસ્તરે, ભજે નહી પણ જમ વિષય કીધો. ૩
બોલ વલ્લભ સુવન વિમલ વાણી;
જેની ગતિ બ્રહ્માદિદેવે ન જાણી. ૪
નદનંદનરૂપે રાસલીલા કરી, પોતે ન ઉચ્ચરી છાની રાખી,
દિવસ એકાદની ઉત્તરાકુંવરપ્રત, વ્યાસનંદન વિમલવદન ભાખી. ૫
બ્રહ્માદિ મહામુની અતિજ્ઞાન પારંગત, તે મધુ સિંધુની કહિયે માંખી;
ન કોય હુવો ન હોય એ રૂપસમ, તેહના સકલ નિજ નિગમ સાખી. ૬
એ પ્રભુ રસપુંજ ભૂમિપર રુચિ કરી, ભાગ્યહીન જીવ જેણે કણિકા ન ચાખી;
તેને દેવ ઉપર રહ્યા ધિક્કાર બોલે, મંદમતિ કહી અને નિંદા દાખી. ૭
વિબુધ* વાંછે વાસ વસુમતી† ઉપરે, શ્રી વલ્લભકુંવરની ટેહેલ‡ કરવા;
ઘોષથી વેગે પાઉ ધારે તે ગિરિભણી, શ્રી ગિરિરાજ ધરણનો તાપ હરવા. ૮
ફુલ ફેંટે ભર્યા વસન વાધાતણા, વિવિધ ભુષણ તે અંગ ધરવા;
તુરંગ§ ચાલ્યો વાયુ વેગે ઉતાવળો, જાણે નૌકા ચાલી સિંધુ તરવા. ૯
દિવસ એકાદનો વિરહ તે જુગ સમો, નીરાજન¶ મિષે રૂપ હ્રદય ધરવા;
જીવને એ કૃત્ય નિત્યપ્રતિ ક્ષણક્ષણે, શ્રી વિઠ્ઠલનાથ એવા ઉચ્ચરવા ૧૦
રૂપ બેઉ એક તે ભિન્ન થઈ વિસ્તરે, વિવિધ લીલા કરે ભજન સાર;
વિવિધ વચનાવલી નેણુસેંણે‖ કરી, સગના$ સૂચવે નિસવિહાર. ૧૧
રત્નમુક્તાવલી પાટસૂત્રે** કરી, ગલસરી†† શોભિતા કરે સિંગાર;
વિવિધ કુસુમાવલી ગ્રથિત‡‡ હાથે કરી, એકએકને કંઠે આરોપે હાર. ૧૨
વિવિધ મેવા ભોગ મધુર મિષ્ટાન્ન રસ, રસમસ્યા અર્પે તે બહુ પ્રકાર;
વિવિધ બીડા સુગધ કર્પુર એલચી, લવગ પુગી§§ અને ખેરસાર. ૧૩
વ્યજન*૧ શીતલ વાયુ મુકુર†૨ કર કમલ ધરિ, દેખાડતાં મોહે સકલ સસાર;
એ અહર્નિશ ધ્યાન વિઠ્ઠલાધીશનુ, સકલ કલિમલ‡૩ દુરિત કોટિ ક્ષાર. ૧૪
એ પ્રભુ ભુમિ પ્રગટ વિપ્ર વરતનુ ધરી, દીઠડે ત્રિભુવન ચિત્તચાલે;
હાવભાવાદિક કોટિકોટિક કરે, મદનજુરવિથા§૪ તે વેગે ટાળે. ૧૫
જાલરંધ્રે‖૫ સખી જાણે ચિત્રે લખી, વાંછિત નાથની છબિ નિહાળે,
કમલ ખજન¶૬ મીન**૭ મધુપ જયાહાંત્યાંહાંથકી, વક્રલોચન††૮ પ્રાત પાછાં વાળે.
* * * * *
દાસનો દાસ ભણે સકલ સજજન સુણે, શ્રી વિઠ્ઠલ આપનો‡‡૯ વિરદ પાલે. ૧૭

---

* દેવતા † પૃથ્વી ‡ સેવા. § ઘોડો. ¶ આર્તિ. ‖ સંજ્ઞાનુ અપભ્રંશ. $ સાને. ** રેશમ. ગળાની શેર. ‡‡ ગુંથેલી §§ સોપારી. *૧ પંખો. †૨ આરસી. ‡૩ પાપ. §૪ મદન કહેતાં કામ. [જુ]ર એટલે તાપ. વિથા એટલે પીડા. ‖૫ જાલીઆંના છિદ્ર. ¶૬ અતિ ચચલ એક જાતનું પક્ષી, [**]૭ માછલું. ††૮ વાંકી દૃષ્ટિ. ‡‡૯ બિરદનું અપભ્રંશ

## આખ્યાન આઠમું.

### રાગ ધન્યાશ્રી—તાલ આડો ચોતાલો.*

લલિત મનોહર, શ્રીવલ્લભ સુવન સુજાણુ, નખશિખસુંદર, વ્રજજન જીવનપ્રાણુ. ૧
વદનકાંતિ જાણે ઉદયા કોટિક ભાણુ, દ્વિજકુલમંડન પ્રગટ્યા પુરુષ પ્રમાણુ.[1] ૨
નામ તે નિરૂપમ, ઉચ્ચરે સકળ કલ્યાણુ, તેના સાખી ચારે વેદપુરાણુ. ૩
અસુર હણેવા, બ્રહ્મવાદ કરપાણુ,† ભક્તિ કરેસહુ, વાજંતેરે નિસાણુ. ૪
વૈષ્ણવજનને આપે પદ નિર્વાણુ, મારગ મુગતો,‡ કોય ન માગે દાણુ. ૫
ચરણુચાંખડી,§ વદે રાણોરાણુ, સરસ થયા તે હુતા જે પ્રેત પાષાણુ. ૬
હતિતપતિતનું, જુવો તમે પ્રગટ એંધાણુ, શેષ સહસ્રમુખ, ઉચ્ચરે જેહેનાં વખાણુ, ૭
ચૌદલોકમાં, વરતે જેહની આણુ, ત્રાસતિમિરનું, જાણે સકલ વિહાણુ.‖ ૮
અધર્મ સકલનું, પેરે પેરે કીધુ વિત્રાણુ, ધર્મ સકલનું, પ્રભુજીયે કીધુ ત્રાણુ.¶ ૯
સન્મુખ કીધા, જે હુતા ભ્રષ્ટ અજાણુ, નિર્ભય કીધા શિર ધરી નિજ પાણુ.** ૧૦
નિગમ તત્વરસ, જસભર કરી સંધાન, રૂપસુદરતા, શું કહુ નહીં કો એ સમાન. ૧૧
કૃપા કરી હરી, રાખી બહુવિધ કાન,†† સેવકજનને, રાખી લ્યો એહ લા'ણુ.‡‡ ૧૨

### વલણ અથવા ઢાળ.

એહેવા તે ગુણનિધિ નાથ ગાતાં બ્રહ્મહત્યાદિક અઘ ટલે;
લીલા તે લહરીસિંધુ ઝીલે, રાસ[2] રસિકને લઈ મલે. ૧૩
નિઃસાધન જનહિત કરેવા, શ્રીનાથવિઠ્ઠલ આવીયા;
વ્રજમા તે હીંડે મલપતા તે, વ્રજસખી મન ભાવીયા. ૧૪
કમલનેણે ને અમૃતવેણે, વાકય માધુરી રેડતા;
વેદધ્વની મિષે હસ્તચલણે, શોભે સૌને તેડતા. ૧૫
ભાત ભાત લીલા કરે પ્રભુ, સાત સરૂપ સોહામણા;
એકએકથી અધિક શોભે, વ્રજસખી લે ભામણા.§§ ૧૬
પેરપેરે પરિવાર સોહે, દેવ મોહે નિરખતાં;
ઉચ્છાહ આનંદ અધિક વાધ્યો, કુસુમ વરખે હરખતાં. ૧૭
રંગે તે રંગ્યા રસભર્યા, પ્રભુ ઘોષમાં લીલા કરે;
અધિક અધિક પ્રતાપ પૂરણ, જસ દસોદિશ વિસ્તરે. ૧૮
અતઃપુર લીલા કરે પ્રભુ, સકલ જન સંતોષતા;
જાણે મત્તમાતગ છૂટયા, નુપૂરને નિરઘોષતા.‖‖ ૧૯

---

* પોહોર દિવસ ચહડે ગવાય છે. ૧ પાઠ. "પુરુષ પુરાણુ." † કૃપાણુનો અપભ્રંશ—ખાડુ ‡ મુક્ત, પ્રતિબંધ રહિત. § પાદુકા ‖ વાહણું. એક જાતનું શસ્ત્ર. વિહનનનો અપભ્રંશ. ¶ રક્ષા. ** હાથ. †† મર્યાદા. ‡‡ લાભ. ૨ પાઠ. "રાધા." §§ ઓવારણાં; બલૈયાં. ‖‖ વગાડતા.

હાર કંકણુ કર્ણુભૂષણુ, નાદ નાના હીંડતાં;
ગાન ગાયે ને સૂર સુહાયે, શ્રી નવનીતપ્રિયાજીને પોઢતાં. ૨૦
સંધ્યાસમેં સિગાર નૌતન, ફુલ ગુંથે સઉ મલી;
સદન શોભા નિરખતાં તે, લક્ષ્મી મન પામ્યા રલી. ૨૧
વાસ વાંછે વ્રજ વસેવા, એણીપેરે સુખ પામવા;
શ્રી પુરુષોત્તમ ઉત્તમવરને, સમે જોઈ શિર નામવા. ૨૨
પ્રતિસદન શોભા અતિઘણી, ભણી વેદ વદને ન જાય;
મકરદ માતા ભ્રમર ગુંજે, પક્ષી નાદ સુહાય. ૨૩
લીલાને અનુસાર કલરવ,* કૂજતા† દ્વિજ‡ શોભતા;
સ્વસ્વભાવ ત્યાગી ધ્યાન રાગી, કોઇક ભાવે લોભતા. ૨૪
સહચરી રત્ન સુકંઠનાદે, ગાન સુજસ પ્રકાર;
રસિકજન સૌ સગી મલિને, કરે તે ઉચ્ચાર. ૨૫
એણીપેરે લીલા કરે, શ્રી વલ્લભ રાજકુમાર;
ભક્તજનના કોડ પૂરે,[૧] આપે ચરણુવિહાર. ૨૬

## આખ્યાન નવમું.

### રાગ બિભાસ. તાલ આડો ચોતાલો. §

નિતપ્રતિ ક્ષણુ ક્ષણુ સુમરિયે, શ્રી વલ્લભનો પરિવાર રે રસના;
શ્રી પુરુષોત્તમ પ્રગટિયા, જગત કરેવા ઉદ્ધાર રે રસના. ૧
કલિમાં કારણુ એહ છે, બીજુ સરવ ભૂમિનો ભાર રે રસના;
એ વિના બીજું સરવે બોડવું,‖ ચૌદલોક શણુગાર રે રસના. ૨
શ્રી ગોપીનાથજી સુહામણા, નવ જલ ધન તનુ ભાણુ રે રસના;
સુખ દાતા લઘુ ભ્રાતના, પૂરણુપુરુષ પ્રમાણુ રે રસના. ૩
કમલલોચન કરુણા ભર્યાં, શ્રી વિઠ્ઠલ સુખરાસ રે રસના;
દીઠડે તાપ વિવિધ ટળે, સ્મરણુ માત્ર અઘનાશ રે રસના. ૪
શ્રી ગિરિધર નર ભૂષણુ, ભ્રાત સકલ ધુરિધાર રે રસના;
વક્તા વેદશાસ્ત્ર તણા, શ્રી ભામિનીજી ભરતાર રે રસના. ૫
શ્રી ગોવિદ આનદમય, ધર્મસકલનું ધામ રે રસના;
શ્રી રાણીરંજન રૂડલાં, ભક્તસકલ વિશ્રામ રે રસના. ૬
શ્રી બાળકૃષ્ણજી બાલુવા, સુદર બીનલેવાન¶ રે રસના;
કમલ લોચન કમલાપતિ, છબી કો નહી એ સમાન રે રસના. ૭

---

* અતિ મધુર. † મધુર શબ્દ કરવો તે. ‡ પક્ષી. ૧ પાઠ. પૂરો. § સવારમાં ગવાય છે. ‖ હજામત કરવી. ¶ શ્યામવર્ણો.

શ્રી ગોકુલપતિ અતિ ગુણનિધિ, તાતતણો પ્રતિબિંબ રે રસના;
પારવતીપતિ પ્રેમસું, શોભા સકલ કુટુંબ રે રસના. ૮
શ્રી રઘુપતિ અતિ ગજગતિ, રતિપતિ કરુ બલિહાર રે રસના;
જાનકી જીવન એ સદા, મધ મણિરત્નમય હાર રે રસના. ૯
જદુપતિ જીવન જગતના, સદા મન પ્રસંન હુલાસ રે રસના;
નાહ* તે માહારાણી તણા, સુખ માધુરી વિલાસ રે રસના. ૧૦
શ્રીઘનશ્યામજી સીંચે સુધા, જીવન સકલબ્રહ્માંડ રે રસના;
નાહ તે કૃષ્ણાવતીતણા, લીલા નિત્ય અખંડ રે રસના. ૧૧
લક્ષ્મી સત્યભામા એ બેહુ, અગ્રજની અનુહાર રે રસના;
શ્રીનવનીતપ્રિયાજીને રીઝવ્યા, સેવા વિવિધ પ્રકાર રે રસના.[1] ૧૨
શોભા યમુના કમલા દેવકા, જેહને સાતબંધવ સોભાગ રે રસના;
એહના ચરણ સ્મરણ કરી, શ્રીવિઠ્ઠલ પદ રજ રતિ માગ રે રસના. ૧૩
પુત્ર પૌત્રાદિક સુખ શુ કહુ, જો તુ મુખમાં એક રે રસના;
શ્રીવિઠ્ઠલકલ્પદ્રુમ ફલ્યો, તેની સાખા પસરી અનેક રે રસના.† ૧૪




* પતિ—નાથ. ૧ પાઠ. "શ્રી નવનીત પ્રિયાજીને જેણે રીઝવ્યા, સેવ્યા વિવિધ પ્રકાર."
† રસના—જીભ.

# પો ઠા *

## મોરધ્વજાખ્યાન

### કડવું ૧ લું.

રાગ કેદારો.

પ્રથમે પ્રણુમુ ગણુપતી રાયજી, સુરીનર વાંછે જેની સાયજી;
સરસ્વતી માતા માગુ માનજી, કૃપા કરજો ગુરુ ભગવાનજી. ૧
મણીપુરથી ત્યાં ચાલ્યો અશ્વજી, પદ ખુરીએથી ઉડે ભસ્મજી;
પાછળ સૈનાનો નહી પારજી, અર્જુન રક્ષણી છે નીરધારજી. ૨
નરનારાયણુ સાથે જોડજી, તે સાથે છે છપન ક્રોડજી. ૩

ઢાળ.

સૌ સૈન અગ્રે બભ્રુવાહન, ને વ્રષકેતુ વીર;
સૌ સૈન્ય પાછળ ગાજતું, આવતા રાય રણુધીર. ૪
પરિક્ષિત પ્રશ્ન પૂછે તદા, અશ્વતણો ઉદ્દેશ;
આજ્ઞી થકી ઉત્તર દિશા, સકળ રાજ્ય દેવેશ. ૫
ત્યાં સૈન્યાને સામો મળ્યો, તામ્રકેતુનો તોરંગ;
તો એ અભિલાખી યજ્ઞનો, બને અશ્વ મળ્યો પ્રસંગ. ૬
પાદઘાત ચુંબન શ્રવણુ, જાત પરસ્પર પ્રીત;
હીસારવ કીધો ઘણો, અશ્વતણી એ રીત. ૭

ચોપાઈ.

મોરધ્વજ સુત તામ્રધ્વજ નિધાન, બકુલધ્વજ બળીઓ રાજાન;
વાંચ્યું પત્ર લખ્યું જે ભાલ, એ હય પાંડવનો ભૂપાલ. ૮
નરનારાયણુ છે રક્ષણી, પાછલ અનંત દેશના છે ધણી;
સુવેદ વૃષકેતુ પ્રદ્યુમ્ન, અનુશાલવ અનિરુધ બભ્રુવાહન. ૯
હસધ્વજ ને લીલધ્વજ રાય, પ્રાક્રમ ધર્મ અતુલ મહીમાય;
ગ્રહો અશ્વ એમ રાજા ભણે, જુગમ જજ્ઞ થાશે આપણે. ૧૦
પ્રથમ જજ્ઞ કીધા છે સાત, દીક્ષિત સદા અમારો તાત;
વાસુદેવ લીજે સંજુક્ત, મોરધ્વજને જીવનમુક્ત. ૧૧

---

* કોઇક પ્રતમાં પોડા પણુ નામ છે એ જ્ઞાતે બારોટ હતો. એ ક્યારે થયો તે નક્કી નથી; પણુ આ કાવ્યની પ્રત સંવત ૧૭૭૩, શાકે ૧૬૬૭–૬૮ માં લખાયલી મળી છે.

પ્રધાન કહે સાંભળો ભૂપાળ, પડતો આભ ગ્રહે કોણ બાળ;
વિષધર બિલ* કર આપો અગ, અંધ કુપ જેમ દીપ પતંગ. ૧૨
અસંખ્ય સૈના પાંડવતણી, ક્ષત્રી મધ્ય છે મુગટામણી;
નહીં કો વાત સુણી મહારથી, જેને વિશ્વંભર ભારથી. ૧૩
અલ્પસેન સ્વામી આપણું, થાશે વેળુ† પર લીપણું;
અતિહઠ ગર્વ વિપત મહારાજ, અર્જુન દ્રવ્યતણું એ વ્યાજ. ૧૪
રાજા કહે અગ્ની સસ્કાર,‡ મારુત એક અષ્ટાદશ ભાર,
ચિંતામણી આગળ સૌ દ્રવ્ય, તેમ હુ એકને એ છે સર્વ. ૧૫
એ સૈન્યા મધ્યે બે બળસેત, બભ્રૂવાહન ને વ્રષકેત;
તે સમ ત્રૈલોકે નવ લહ્યા, આજ મુને શ્રીનારદે કહ્યા. ૧૬
અદ્યપિ અનિરુધ ને પ્રદ્યુમ્ન, પરમેશ્વરના પ્રાણુ જીવન;
બ્રહ્માત્મજ કહે શું કહું કથી, પણ પેલા બે સરખા કો નથી. ૧૭
ચતુરગણી સૈના મલી બહુ, અર્ધચંદ્ર આકારે સહુ;
દશોદીશા સેના વીસ્તરી, તવ અર્જુનને કહે છે શ્રી હરી. ૧૮
મોરધ્વજ મુજ સરખો જાણુ, તેનો સુત બળીયો મુજ પ્રાણ;
લીધો અશ્વ કરે હયમેધ, પવિત્ર વાણી જેમ સુરમુખ વેદ. ૧૯
રેવાતીરે એ ભક્ત ગભીર, ગરન્તપુરીનો પાવન વીર;
શ્રીમદ§ ભકિત વિષે સ્વારથી, સદા સુમત બુધ પરમારથી. ૨૦
શમ દમ જીત ઈંદ્રિય વૈરાગ્ય, વાચા અચલ સદા સૌભાગ્ય;
એ અજીત જોધ જીત્યો નવ જાય, જો પારથ અહીં શી વિધ થાય. ૨૧
ત્યારે રથે બેઠા દીનદયાળ, ગરુડવ્યૂહ રચ્યો તતકાળ;
ચચે રહ્યા છે બભ્રુવાહન, પાંખે અનિરુધ પ્રદ્યુમ્ન. ૨૨
નીલધ્વજ હસધ્વજ બે દષ્ટ, કટિ વ્રષકેતુ અનુશાલવ પ્રષ્ઠ;
પારથ રુદે સાત્યકી ચોહ¶ ચર્ણ, યૌનાશ્વ રાખે ધન વર્ણ. ૨૩
રણ આંગણે સનમુખ વોહ મલી, દ્વાદશઘન વૃષ્ટિ મહી રલી,
તવ તામ્રધ્વજ કહે ત્રિભુવનરાય, સદા તમે અર્જુનને સહાય. ૨૪
હવે એક ક્ષણુ રહો જો તાત, તો હું દેખાડું મારા હાથ,
પછી માર્યાં કપિધ્વજને શર સાત, આવ્યાં બાણુ જેમ પ્રલયઘાત. ૨૫
ત્રણ બાણે કરી શર્ણાંશર્ણ, ખટ બાણે પાડ્યો હનુચર્ણ;
ચાર બાણે કરી હયમાર, વિરથ કીધા વિશ્વાધાર. ૨૬
નવ શરે સાત્યકિ પ્રદ્યુમ્ન, અન્ય જોધ જે નાના જંન;
તામ્રધ્વજનું પરાક્રમ જેહ, જોતામાં હરી આવ્યા તેહ. ૨૭

* બિલ—સર્પને રહેવાનું ઘર—દર † રેતી ‡ સ્પર્શ થતા—રજ જેટલો અગ્નિ હોય તો તે ઍમ તેનો નાશ કરે છે. § મદ—મારી. અથવા શ્રી—લક્ષ્મી તેનો મદ—ગર્વ ¶ ચાર

### વલણ.

તે જોઈ હરી આવીયા, મન ધરીને ક્રોધરે;
અનિરુધને આજ્ઞા કરીને, ચઢ્યો જાદવ જોધરે. ૨૮

—

## કડવું ૨ જું.

### રાગ રામગ્રીની ચોપાઈ.

તે સામા પ્રેર્યા અનિરુદ્ધ, ધર્મ ધોરિધર વિદ્યા સિદ્ધ;
સન્મુખ આવી બોલ્યા વાણ, ચેત ચેત તું ચતુરસુજાણ. ૧
આપ અશ્વ શો કરે વિચાર, છેદીશ જેમ શાલી કેદાર;
જેમ વહ્ની બાળે નવખંડ, તેમ જોધ સર્વને દેશું દંડ. ૨
તામ્રધ્વજ કહે પ્રાક્રમ તુજ તણું, જાણું છું મા બોલીશ ઘણું;
મદનપુત્ર અબળાશું જોર, અબળા ગ્રહી ચાલો ચીક્કાર. ૩
તુને બાણાસુરે બાંધ્યો બળકરી, તુ તસ્કર નૃપ કન્યા વરી;
લલિત કિશોર કુસુમવત કાય, એકે બાણે અંતરિક્ષ જાય. ૪
તવ કોપ્યો અનિરુદ્ધ જાણ, ધનુષ ચડાવી લીધાં બાણ;
તામ્રકેતુ મુર્છાગત કર્યો, વિશ્વરૂપ વઢતાં વિસ્તર્યો. ૫
બાણસુતાપતિ અદ્દ્ભુત કોપ, જાણે રાહુ ચદ્ર અનોપ,
ઉડે સૈન્યા વિપરિત વાય, અધો મુખ જોધા ઉર્ધપાય. ૬
તવ તામ્રકેતુ કોપ્યો વિકરાલ, અનિરુધને વિંટ્યો શરજાલ;
રતિસુત મુર્છા થઈ જાણ, પ્રદ્યુમ્ન તાત પધાર્યા પ્રમાણ. ૭
મુકે બાણ જાય પ્રાણ અંગાર, સૈન સર્વ નાઠું નીરધાર;
તામ્રકેતુ સન્મુખ રહી વઢે, ત્રૈલોક્યે પડછદા પડે. ૮
કામ વિરામ કીધો બળ ઘણું, એ ભૂપતિ તિલક ત્રિભુવનતણું;
એમ દેખી ધાયો વ્રષકેત, ચઢી આવ્યો જેમ સાગર સેત. ૯
તામ્રકેત આવ્યો નીરધાર, મુર્છા પમાડ્યો ભોમિમુઝાર;
વજ્ર લાખે જેમ પર્વત ખસે, જાણે વ્યાધીપે ઓષધ ધસે. ૧૦
યૌવનાશ્વ સાલવ સાત્યકી, કૃતવર્મા માર્યા રણ થકી;
તવ બભ્રુવાહન કહે બળવંત, જોજે સન્મુખ આવ્યો અંત. ૧૧
તે પ્રાજ્ય* પામ્યો હતદર્પ,† જાણે મંત્રે ખીલ્યો સર્પ;
હંસધ્વજ રાયે છાંડી હામ, અન્યરાયે રણ કર્યા વિરામ. ૧૨
એ જુગતે સૌ સૈના હણી, જાણે અલ્પ આયુષના ધણી;
રુધીરનદી યોગીની મઠતીર, વિપરીત વીતર(?) વિકલ શરીર. ૧૩
કરે કુલાહલ આમીલ (?) અન્ન, જુધજય ઇચ્છે સદા પ્રસન્ન;
કહે રાજા અર્જુન અવિધાર, ક્યાં સૌ સૈન્ય પમાડશું પાર. ૧૪

---

* ગર્વ ભંગ † પરાજય.

ગોત્ર નિકંદન પાતીક જન્ન, જે હત્યા લાગીશ તેં લન્ન;
સાથે કૃષ્ણ માટે જશ સોય, તમ પ્રાક્રમથી જશ નવ હોય. ૧૫

વલણ.

અર્જુન જશ પામે નહીં, જો સાથે ન હોય કૃષ્ણરે;
ધનજય ક્રોપ્યો ઘણું, એમ સાંભળીને પ્રશ્નરે. ૧૬

——·૦:——

## કડવું ૩ જું.

### પૂર્વછાયા.

પ્રશ્ન એવાં સાંભળીને, ક્રોપ્યો કુંતા તન;
ધનવત ત્યાં ગર્જી રહ્યો, સૌ સંહારું એમ મન. ૧
કવચ ટોપ ભાથા સજ્યા, ત્યાં વામદક્ષિણ જેહ;
પ્રતિચા ધનુષે ચઢાવી, રથ મધ્ય બેઠો તેહ. ૨
સારથી શ્રી કૃષ્ણ હવા, ને ગડગડે નીશાન;
તે સમે રાજા શોભતો, જેમ શોભે ગગને ભાણ. ૩
ટંકાર ધનુષ તણો કર્યો, તેણે કડકડયું બ્રહ્માંડ;
મહી મડળ ધ્રૂજી રહ્યું, ગ્રહતણાં ભાગે ભાંડ. ૪
મેડી અટારી સૌ પડે, ન ગ્રહવું ઝુંબાણ;
એણી પેરે અર્જુન ચડ્યો, તવ રાય ચેત્યો જાણ. ૫
તાસ્રધ્વજે કર ધનુષ લીધુ, મન ભજે વૈકુંઠનાથ;
સુધર્મના સાક્ષી હરી, જો વિદ્યા જશ વિખ્યાત. ૬

### ચોપાઈ.

ત્યાં અર્જુને માર્યા શત બાણ, તાસ્રકેતુએ છેદ્યાં ભુજ પાણ;
મલ જુદ્ધ વળગ્યા બેઉ શૂર, પરમેશ્વરે રથ કીધો ચૂર. ૭
ગગન ચઢે પેસે પાતાળ, જાણે જેઠી કાલ દુકાલ;
તલ ઉપર ધંધોલી ધરા, મોહ પામ્યા અજરામર નરા. ૮
અંતરિક્ષ જુધ અપર્મિત થાય, ચંદ્રસૂર્ય ઝાંખા ક્ષીણ વાય;
અર્જુનને નાંખ્યો ભૂપાસ, પડતાં ઝીલ્યો શ્રી અવિનાશ. ૯
તાસ્રકેતુ કહે રાખો હરી, નીકર જુદ્ધ ન કરતો ફરી;
ક્રોધાક્રાંત હવા હરી તદા, મારી રાયતણે શીર ગદા. ૧૦
વિશ્વે જાણ્યું આવ્યું મર્ણ, મુર્છા પામ્યા શ્રર્ણાશર્ણ;
પ્રભુ વખાણે કીર્તિ વિવેક, આપણ સકળ મધ્યમાં એક. ૧૧
પછી અર્જુન રથ બેઠા ગોવિંદ, રાજા પામ્યો પર્મ આનંદ;
સાત દિવસ એ વિધી સગ્રામ, નિશા પ્રભાત નહીં વિશ્રામ. ૧૨

ધૂજે ધરા અમર દીગપાળ, ગ્રહગણ જક્ષ ઋષી સુરવ્યાલ:
દારૂણ જુધ દીઠું સુરનાથ, લીધુ ચક્ર સુદર્શન હરિયે હાથ. ૧૩
અતક આયુધ ધ્રુજે ત્રૈલોક, અખિલ ચરાચર સર્વે શોક;
રાજાએ કર્યો મનમાં વિચાર, વિશ્વ સર્વથા થાશે સંહાર. ૧૪
કૃપાનાથનો જાણી ક્રોપ, ભૂપતિ આવ્યો શરણે અગોપ;
જાદવેંદ્ર પુજી કરે સ્તુતી, કૃપા કરો હરી કમલાપતિ. ૧૫
નાથ સુદર્શન કરો નિવાર, તુ વિશ્વંભર વિશ્વાધાર;
પાંડવ સાથ અતરગત પ્રીત, પુણ્ય આપી દીધા જુગજીત. ૧૬
જગ્નતણા પોતે રક્ષણી, તું સે ન સાર* કરે અમતણી;
એ'કરશે અમે કીધા સાત, નવધા ભક્તિ ભજે મુજ તાત. ૧૭
અમ દેઇ છેહ રાખો એ તણું, ત્યારે કોણ અન્ય આપણું ?
વ્યાપક ચૌદભુવન દેવેશ, મેરુ મશક† સરખો આવેશ. ૧૮
દીનાનાથ દયા સુમતી, સમુ‡ ચક્ર આનંદા અતી;
વંદી ચર્ણ માંગુ ગોપાળ, જઈ અર્જુનને વીટો તતકાળ. ૧૯
ફર્યું ચક્ર વળ્યું નીરધાર, અર્જુન સૈન્ય વીંટચું અપાર;
અર્જુન પારથ હવો રાજન, એવે આવ્યું સુદર્શન. ૨૦
બાણ પ્રાણ છેદ્યાં તન ત્રણ, કીધુ સૈન્ય વિશે ભંગાણ;
નારાયણ સાથે સવાય, મોહ પામ્યા રણ જીત્યો રાય. ૨૧
દેવ દુંદુભિ શબ્દ નિશાન, યુગ્મ અશ્વ લેઈ કર્યું પ્રયાણ;
રણ નીધી મગ્ન કર્યા ઋષીકેશ, પ્રાતઃકાળે પુરી પ્રવેશ. ૨૨
તામ્રધ્વજ સાથે બહુ રાય, પિતા પ્રત્યે જઈ લાગ્યો પાય;
તવ ગુરુ પુછે આપો આપ, સમય વિના કેમ આવ્યો બાપ. ૨૩
અન્ય અશ્વ પરનો કે આપણો, નાસ્વામી એ પાંડવ તણો;
ગોત્ર નિકંદની જુધિષ્ટિર રાય, કરે જગ્ન વિશ્વંભર સહાય. ૨૪
દક્ષિણ દીશા જાતાં હય વળ્યો, મુજને જાતાં સન્મુખ મળ્યો;
નર નારાયણનો સંગ્રામ, આ બકુલધ્વજને પુછો સ્વામ. ૨૫
મત્રી કહે તમે મહિમાવત, પુત્ર પ્રાક્રમી મહા બળવત;
મંત્ર જુક્ત જાણે સૌ ભેદ, ક્રીયા શુદ્ધ ત્યાં વીધી નિશેદ.§ ૨૬
ચક્ર ભાવ સંતોષ્યા હરી, અશ્વ આણ્યા એ બંધન કરી;
નિશ્ચય કરીને આવ્યો તન, હરી સાથે છે સાચું મન. ૨૭
પાંડવ સૈના હુતી ઘણી, વીશ બાર ક્ષોહિણી આપણી;
ધર્મ પરાક્રમ શું કહું કથી, હરી મુર્છા પામ્યા શુદ્ધ જ નથી. ૨૮

---

* સાર—સહાય. † મચ્છર. ‡ શાત થયુ. § નિષેધ.

વલણ.

શુદ્ધ નથી શ્રી કૃષ્ણને, એમ શ્રવણે સાંભળી;
આ પુણ્ય સર્વે વ્રથા થયું, દેહી ત્યાં ધરણે ઢળી. ૨૯

---

## કડવું ૪ થું.

પૂર્વછાયા.

મોરધ્વજ મુરછા ગયો, રત્વીજ* સભા સૌ શોક,
હરિ હરિ એ શું કર્યું, સમો† આવ્યો ત્યાં શ્લોક. ૧

શ્લોક—परित्यज्यै व संप्राप्तो, हृषीकेश धनंजयः ॥
हयाज्या नैव मे यज्ञे भविष्यन्ति मंतिर्मम ॥ १ ॥ ૨

ચબોલો,

વણુરેળો‡ રિદ્ધસપતિ, આળસુ પામ્યો ગંગ;
મદભાગ્ય શ્રી મહાનિશા, પામી પતિ પ્રસંગ. ૩

શ્લોક—यथा हि दुर्भगा नारी, पति प्राप्ती निद्रा समे ॥
कदापि दैवयोगेन, निद्रा कुर्वाति ते स्त्रिया ॥ २ ॥ ૪

દુહો.

મદાશકતે મણી ગયો, હાર્યું રાજ્ય અનૂપ;
ભૂત ભજે ભગવંત તજી, જેમ ગંગા સાનિધ કૂપ. ૫

શ્લોક—वासुदेवं परित्यज्य, अन्यदेव मुपासते ॥
तृषितो जाह्नवी तीरे कूपं खनति दुर्मति. ॥ ३ ॥ ૬

ચોપાઇ.

હરી તજી હય લાવ્યો શું ભણી, ક્યાં કોડી ક્યા કૌસ્તુભમણી,
ક્યાં તુલસી ક્યાં વિજયાવન,§ ક્યાં નરકટક ક્યાં સજ્જન. ૭
ક્યાં હાટક ને ક્યાં હરીઆલ, ક્યાં શુધ સાલ ને ક્યાં દુષ્કાળ,
કાં મેરુ શંખો પાષાણ, ક્યાં કસ્તુરી ક્યાં પોશાણ.‖ ૮
ક્યાં અન્ય કવિ ને ક્યાં વેદ વ્યાસ, ક્યાં મહારાજપતિ ક્યા અન્યદાસ;
ક્યાં કાયર ને ક્યાં અન્ય ધીર, ક્યાં શુદ્ધ ચંદન ક્યારે ખદીર. ૯
ક્યાં સૂરજ ક્યાં ગ્રહ ઉદ્યોત, ક્યાં ચંદ્રમા ને ક્યાં ખદ્યોત.¶
યોગયજ્ઞ તપતીરથ કથા, શ્રી વાસુદેવ વિના સૌ વૃથા. ૧૦
મન મારે નિત્ય લાલચ હતી, જોવા ચર્ણ શ્રીકમલાપતિ;
ચર્ણરજ શીવ શીશે ધરે, ચર્ણરજે સૌ પાતક નીસ્તરે. ૧૧

---

* ઋત્વિજ. † સાંભરી ‡ વગર શ્રમે § ભાગનું વન. ‖ કાદો. ¶ આગિયો.

ચર્ણરજથી અક્રૂર જેહ, મનવાંછિત ફળ પામ્યો તેહ;
તે રણુમાં છે ત્રિભુવનરાય, મેં યજ્ઞાસન તજ્યું નવ જાય. ૧૨
નો'તો જાત હું જ્યાં શ્રીપતિ, અન્ય પદારથ મનને નથી;
એક ચર્ણરજનો અભિલાષ, સદા હું સ્વામિનો દાસ. ૧૩
દયાશીલ મયાકર આજ, મુજને મળજો શ્રી મહારાજ;
અંતરજામી અંતરવાસ, સ્થાવર જગમ રહ્યો પ્રકાશ. ૧૪
પ્રેમ લહી પુરુષોતમ જેહ, માયા શુદ્ધ રચે ત્યાં તેહ;
તવ રણુ સ્વચ્છ થયા નરનાથ, ભાગ્યું સૈન્ય નહી કો સાથ. ૧૫
કુતુહલ એમ રણુમા થાય, ધૈર્ય પુરુષની ધીરજ જાય;
શુ દાવાનલ ચાલ્યો વહી, કે હીમાચલ આવ્યો અહીં. ૧૬
એમ સૈન્યમાં શુદ્ધ કોને નથી, રણુથી ચાલ્યા કમળાપતિ;
એવી માયા રચી જુગદીશ, પોતે દ્વિજ પારથ મહાધીશ. ૧૭
રત્નપૂર જોવા પ્રપંચ, રાયનું ધૈર્ય જોવાને સંચ;
વળી પ્રજાનું જોવા મન, નગ્ર મધ્ય આવે ભગવંન. ૧૮
ગૃહસ્થાશ્રમ રાજાનો જેહ, અર્જુન સાથ દેખાડે તેહ. ૧૯

વલણ.

અર્જુનને દેખાડવા, હરીએ ગ્રહ્યો છે હાથરે;
અહકાર ભક્તનો ભાંજવા, ત્યાં ધનજય છે સાથરે. ૨૦

---

## કડવું ૫ મું.

### રાગ મારૂની ચોપાઈ

જગત ગુરુ વૃદ્ધ ને અર્જુન બાળ, હાથે જોષ્ટિકા કંઠે માળ;
દીઠું પૂર આનંદ્યા ઘણું, સપ્તભોમ ઘર કંચન તણું. ૧
મણી મુક્તા વિદ્રુતમય સ્થંભ, ઘર ઘર ઓછવ નાટારંભ;
ફેડો (?) ભણે શું કહું વિવેક, શું કહું રસના છે એક. ૨
સ્તવતાં શેષ ન પામે પાર, કિંચિત બુદ્ધિ હરિનો આધાર;
વર્ણાવર્ણ ધનવંત છે ઘણા, પર્મ ભક્ત પરમેશ્વર તણા. ૩
કો ઘર કીર્તન કો ઘર વેદ, લીલા વરતે બુદ્ધિ અભેદ;
કો સત્કાર કરે ઉપકાર, ખાંચે જોવન (?) અંન અપાર. ૪
નર હરી નામ તણો વિશ્વાસ, જ્યાં જમરાણો પામે ત્રાસ;
મધ્ય નીશા ગઈ માથે શશી, કમલવાસ અહમાં રહ્યા વશી. ૫
સત્ય સ્વરૂપ શયન આંગણે, દંપતિ પરસ્પર એમ જ ભણે;
સ્ત્રી તુ મુજને વલ્લભ અતિ, જેમ મદનવશ વલ્લભ શ્રી પતિ. ૬

શામા મુખ ચુબન ઘનશ્યામ, જાણું છું શુદ્ધ શાલિગ્રામ;
તુજ અંગ કોમલ કમલ સમાન, જેમ ચર્ણુ કોમલ શ્રી ભગવાન. ૭
ચંદ્ર વદન મુખ તારું શુભ હાસ્ય, જેમ હરિનામ જીભે વાસ;
નીજ અંગના કહે મારા કંથ, તમને હું દેખું ભગવંત. ૮
તવ કૃષ્ણુ કહે અર્જુન સુણુ વાત, એમ પ્રેમ જોતાં હવો પ્રભાત;
પ્રજા સર્વનું જોતા મન, રાજદ્વારે આવ્યા ભગવત. ૯
વૈભવ આગળ વળીયો છેક, શું કહુ મુખ રસના છે એક;
રાજદ્વાર ગ્રહ ગંધર્વ જક્ષ, યજ્ઞમંડપમાં સુર સમ રક્ષ. ૧૦
રવી સભા જેમ સુરપતી તણી, ચૌદ ભુવનથી શોભા ઘણી;
રમ્ય સ્થળ શોભે નિરધાર, રાજ્યાસન છે હારોહાર. ૧૧
આચાર્ય રત્વીજ શોભા માન, રાજાને મન હરિનું ધ્યાન;
દીક્ષાસન બેઠો રાજાન, ત્યાં પધાર્યાં શ્રી ભગવાન. ૧૨
વૃદ્ધ વેશ દાતાશું કામ, જઇ રાજાને કર્યો પ્રણામ;
જોઈ સ્વરૂપ ને વિસ્મય થાય, ઘણું વૃદ્ધ શોભા કહી નવ જાય. ૧૩
ઉજ્વલ કેશ ઉજ્વલ ઉપવીત, વેદાધ્યયન વાડવ સૌ જીત;
આંગળીએ વળગાડ્યો બાળ, નીલવટ ચંદ્રવત શોભે ભાલ. ૧૪
ભૂપતિ જાણે નિત્યાનિત્ય,* કાં તમે વિપ્ર કર્યું વિપરીત;
પ્રથમે હું કરુ દંડ પ્રણામ, પછી ભદ્ર કહે કરે સ્વામ. ૧૫
રાજા ઉઠી લાગ્યો પાય, ઉલટચો આનદ અંગ ન માય;
ભલે કૃપા કીધી ઋષિરાજ, પતિત પાવન કહો શું કાજ. ૧૬
વિપ્ર કહે રાજા અવિધાર, અર્થી દોષ ન કરે વિચાર;
પ્રીછે નહી પીડા પરતણી, હોય આરત† મીઠી આપણી. ૧૭
રાજા કહે આરત હોય જેહ, માગો સર્વસ્ત આપુ દેહ;
પ્રભુ કોણુ તમારુ નામ, કોણુ સ્થળ સ્વામી સ્વસ્થાન. ૧૮
વળતુ બોલ્યા વિપ્ર સુજાણુ, સાંભળો રાજા દીક્ષાવાન;
ધર્મપુર મારો વિશ્રામ, કૃષ્ણુશર્માં તે મારું નામ ૧૯
પુત્ર પ્રજાપતિનો વીહીવાય, શીલાનામ કન્યાનું રાય,
આવુ દ્રવ્ય જાચવા તારે રાજ, વિપરીત વાત હવી છે આજ. ૨૦
સભા સર્વ સુણે દઈ કાન, વિપ્ર વારતા જે ભગવાન;
વાટે વિપરીત વેરી મળ્યો, સિંહે સુત ઝાલ્યો આકળો. ૨૧
નખે વિદાર્યો તલ તલ કરી, ત્યાં મેં નરસિંહ સ્મરીયા હરી,
કહ્યુ ન માન્યું દીધા દંત, મેં કલ્પી કીધુ કલ્પાત. ૨૨

---

* ધર્મ ને અધર્મ. વિવેક ને રીતિ † ઇચ્છા–ગરજ.

સિંહ કહે જા મંદિર વહી, અમે કાલ કોને વશ નહી;
આશ્ચર્ય પામ્યો કહે નીજ રાય, શી ઈચ્છા આપુ કહો ફીપાય. ૨૩
એવું કહેતામાં બોલ્યો રાય, અન્ય દેહ, દ્રવ્યે કાજ ન થાય;
પંચાયને* એક વાચા કહી, તે કો સાચું માને નહીં. ૨૪
તીર્થ રૂપ કહો નીશ્ચે કરી, શું માગ્યું છે વન કેશરી;
જે ઈચ્છા સ્વામિને મન, તે લો માગી કરો પાવન. ૨૫
વળતી વિપ્ર વદે છે વાણુ, સાંભળો રાજા ચતુર સુજાણુ;
શાર્દૂલને છે એવો ભાવ, ધર્મ અંગ રાજાનું લાવ. ૨૬
દક્ષિણુ અંગ નૃપતીનું જેહ, મુજને આમીશ વલ્લભ તેહ;
સુણી વિસ્મય પામ્યા લોક, આવ્યો એક અપૂરવ શ્લોક. ૨૭

**રાજોવાચ.** **श्लोक**

मित्रार्थे प्रभुकायषु, द्विजस्त्रीसुरभीशिशौ ॥
परोपकारं गतः प्राण. तस्य भूमि सनातन ॥ ४ ॥ ૨૮

**વલણ.**

મોરધ્વજે મનમાં ગ્રહ્યુ, જન્મનું સાર્થક આજ;
મને પવિત્ર જાણી પિંડ માગ્યો, ભલે પધાર્યા મહારાજ. ૨૯

## કડવું ૬ ઠું.

**સારંગ.**

તેડ્યાં સુત પત્ની પ્રધાન, નગ્રવાસી પ્રજા પ્રધાન,
ગણુ ગાંધ્રવ સૂર રત્વિજ રૂક્ષ, સૂરદ સંબંધી સ્વસુર સુપક્ષ. ૧
તેડી ગાંધ્રવની સભા, સુર વિમાન જોતા રહી નભા,†
ત્યાં રાજા બોલે અમૃત વાણુ, મનસા ઉદય હવો છે ભાણુ. ૨
આવો વિપ્ર બેસો આસન, પૂજી પદને આપું તન;
વિપ્ર કહે તો પુજા કરો, મનસા શુદ્ધ અગે ધરો. ૩
નહીં તો એક ઉત્તરની વાત, તમે વિચારો તમારી જાત;
વળતી ગ્રહ પૂછો સૌ મિત્ર, મનસમાં‡ કાંઈ ન રહે અંત્ર.§ ૪
તે તો ધર્મ ન કીજે ક્ષેવ, જે ઉપયોગ ન આવે દેવ;
ના સ્વામિ બેસો આસન, મેં વિમાસ્યું મારે મન. ૫
જન્મનું ફળ પામ્યો આજ, મુજ ભુવને આવ્યા મહારાજ;
મનસા શુદ્ધ ગ્રહો મુજ દાન, પ્રસન્ન થયા મન શ્રી ભગવાન. ૬
બેશી પાટ કર આગળ ધર્યો, દંડ પ્રણામ રાજાએ કર્યો,
વિધિપૂર્વક પૂજે રાજાન, કેમ અર્પણુ કરું એ દાન. ૭

* સિંહે. † આકાશમા. ‡ મન. § ખતરો.

વેદ માર્ગ દેખાડો ખરો, હું દાસનો અનુગ્રહ કરો;
વળતા શ્રાપતિ બોલ્યા વાણુ, સાંભળો રાજા ચતુરસુજાણ. ૮
તેડો સુત પત્નિને સંગ, વેહેરી આપે અર્ધું અંગ;
માયા મમતા શોક ન કરે, ત્રણે જણુ સરખું ચિત્ત કરે. ૯
શુચિ શૈલ* સંતોષ સંગાથ, હાસ્ય વદન નહીં આંસુપાત;
અસત્ય અવિદ્યા અનિત્ય અધર્મ, કંપે વિચલતાં કૈ કર્મ. ૧૦
કશી વાત ન ધરવી મન, એ પશુ ને રહેતા વંન;
એમ જાણી રાખો દઢ મન, ફરી ફરી ભોમ્ય ન પ્રગટે તન. ૧૧
પંચેંદ્રિસહ જુગતે સહી, ચૈતન્ય દેહ એ પામે નહી;
એ અવસર જાણી નીરધાર, હરી સ્મરણથી પામે પાર. ૧૨
જગ્ન દાન જપ તપનાં કર્મ, વિન જાણે એ સહુ શ્રમ;
ત્યા શુચિલ† સ્નાન કર્યું રાજાન, દેહસાધન આપ્યાં બહુ દાન. ૧૩

### વલણ.

દાન આપે રાયજી, મન ધરી ઉલ્હાસ રે;
પવિત્ર મન પોતાતણું, હરી પામવાની આશ રે. ૧૪



## કડવું ૭ મું.

### રાગ રામગ્રી.

આશ હરીની કરે રાજનજી, પાટે બેઠા પ્રભુ પાવનજી,
પુજા હરીને રાય એક મનજી, કુટુંબ મળી આવ્યું કહે રાય ધનજી. ૧

### ચોપાઈ.

રાજા આગળ આવ્યાં સર્વ, જયજયકાર કરે હત ગર્વ;
સિદ્ધ સ્થળ રોપ્યા બે સ્થંભ, ત્યાં ચારે વેદ તણો પ્રારભ. ૨
રૂષી સર્વ ભણે ધન ધન, ભણે વેદ ત્યાં ગરજે ધન;
શ્રીપતિ અર્જુન સાથે ભણે, જાણે વામન બળીને આંગણે. ૩
પતિવ્રતા શ્રી કુમોદવતી, તામ્રધ્વજ સ્વરૂપે અતી;
મોરધ્વજ મોટો પુન્ય પાત્ર, ના આવે તોલે કોણુ માત્ર ૪
રાજા કહે શો કરો વિચાર, અનિત્ય દેહ મૃગજળ સંસાર;
પદ્મ પત્રવત્ પગ જે સદા, મનસા શુદ્ધ રાખોની યદા. ૫
એ ક્ષણભંગુર કાયાનો બંધ, તે સાથે શો કરો સંબંધ;
સ્વાર્થ અર્થે મળી સદા, હરી સ્મરો ભાગે આપદા. ૬

* શિળ † સચૈલ—સર્વ વસ્ત્રાલંકાર સાથે.

વ્યાધી વિઘ્નકર બોહોલી બાંહે, આશા અમર મરણ ક્ષણ માંહે;
શત સંવત્સર પૂરણ થાય, મર્ણ પામે મોહ મત નહીં જાય. ૭
બાળ કીશોર ને યૌવન જરા, સદા દિવસ નહીં પાધરા;
નિરર્થક મોહ મનોરથ ઘણા, તન ધન યુવતી પુત્ર ઈશણા.* ૮
જાણે અજરામર અવતાર, ન કરે મર્ણ તણો વિચાર;
ભવ ભૂલ્યો માયા જંજાળ, આશાપાસ ભમે શીર કાળ. ૯
છૂટે નહીં વગૂતો અતી, પામે ઉર્ણનાભની† ગતી;
જન્મ મર્ણ પુનર્પ અવતર્ણ, લક્ષ ચૌર્યાશી વર્ણો વર્ણ. ૧૦
એ અવતાર તણો એ અંત, ટળે કલેશ ભજે ભગવંત;
કપટ રહિત ચિત્ત નિશ્ચલ કરી, પૂર્ણ પુરુષ આરાધે હરી. ૧૧
દેહી માંહે વસે દેવેશ, શોધ્યો લાધે શાસ્ત્ર ઉપદેશ;
ગુરુ કૃપાથી જાએ વ્યથા, સિધવ સિધૂ માંહે જથા. ૧૨
જ્યાંથી આવે દૃઢ વિશ્વાસ, આપ ઉજવલ જોત પ્રકાશ;
ભાગે ભ્રાંત મન થાયે નાંત, શ્રીપતી ભજી લેને એકાંત. ૧૩
પગથી પગથીએ ચઢતો જાય, જે વિધિ ઈયળી ભમરી થાય;
બળે કર્મ કરી પુણ્ય ને પાપ, બાહ્યાભ્યતર દેખે આપ. ૧૪
અરૂપ બ્રહ્મ અલીપ્ત અવ્યક્ત, ઘટઘટ વ્યાપીક પુરુષ પ્રકૃત;
પિંડ બ્રહ્માંડે સરખો રમે, મેરુ પ્રમાણુમાં સમ સમે. ૧૫
ભક્તિ શું રસ ભગવંતમાં મળે, કનક મેલ વન્હીમાં ગળે;
ત્યાં ભવબંધન કષ્ટ અનંત, જ્યાં લગી ભક્તિ નહીં ભગવંત. ૧૬
વાધે વાય શાને નિરગમૂં, જ્યાંથી ચેતે ત્યાંથી શમૂં;
વારે નહીં ભજતા ભગવાન, યથા તીર્થમાં કરતા સ્નાન. ૧૭
જળ સીતળ સંગ પાવક તાપ, અર્ક તર્જની તેમ જુગ વ્યાપ;
જાણે એક ઈશ્વર એક આતમા, જેમ દર્પણ કંકણ હાથમાં. ૧૮
નિર્ગુણ સગુણ સદા સાનિધ, જેવી મનસા તેવી સિદ્ધ;
કેવળ બ્રહ્મ ઉપદેશી રાય, તેડી વિપ્ર પખાળે પાય. ૧૯
જો જો ભક્ત ભાગ્યનો ધણી, સ્વય પૂજા કીધી પ્રભુ તણી;
વાંગ્મન કાયે શુદ્ધે ભૂપ, તમે પ્રત્યક્ષ પરમેશ્વર રૂપ. ૨૦
હું રંક ઉપર કીધી મયા, વિપ્ર સ્વરૂપે તારી દયા;
ઘટ ઘટ વ્યાપીક શ્રી ભગવાન, પ્રેમે પ્રભુજી લીજે દાન. ૨૧
પોતે દાતા અતીથિ દેવ, કલેવર સ્વસ્ત ભણું તતખેવ;
વળતી ઉઠ્યા પોતે ભૂપ, ચિત્તે ચિત મેળવ્યું સ્વરૂપ. ૨૨
તીવ્ર ધાર કરવતની જેહ, દ્રષ્ટે દેખી હરખ્યો તેહ;
આયુધરૂપે વિશ્વાધાર, મોહ સાગર ઉતારે પાર. ૨૩

---

* કામના. † કરોળિયો.

બેઠો સ્થંભ વચ્ચે ભૂપાલ, હાથમાં સ્મર્ણીય તુલસીમાલ;
નૃપનારી સુત છે એકમના, ચૌદલોક વાધી ગર્જના. ૨૪
નારાયણ નારાયણ નામ, મનસા શુદ્ધ મુખ કેવળ રામ;
કૃષ્ણ કૃષ્ણ કૃપાલ દયાલ, મોહ સાગરની પાડે પાળ. ૨૫
અંતરિક્ષ આવ્યા સર્વ ઋષિદેવ, દુંદુભી પુષ્પ વૃષ્ટિ તતખેવ;
અમર નાર બેસી વૈમાન, પુષ્પે વધાવી કરતાં ગાન. ૨૬
રાખ્યો રથ જોવા શ્રી ભાન, દીઠી દીક્ષા શોભામાન;
વજ્ર ધાર લઈ મૂક્યું શીશ, વિશ્વ જપે જયજય જગદીશ. ૨૭
આગળ સ્ત્રી રુદયા પર પાય, પાછળ તામ્રકેતુ સુતરાય;
એક ચિત્ત હરી સ્મરતાં મુખે, કરવત ધાર તણાંતાં સુખે. ૨૮
વેદ ઉપવેદ દશોદિશ ભણે, ત્યાં કરવત તાણ્યું બળ ઘણે;
આવ્યું રુદે સ્મર્યાં શ્રી રંગ, આંસુપાત હવું વામાંગ. ૨૯

વલણ.

વામાંગ આંસુ જે પડ્યું, તે દીઠું શ્રી ઘનશ્યામ;
નકારવ મુખથી ભણે, ઉચ્છિષ્ટ નહી એ કામ. ૩૦



## કડવું ૮ મું.

### રાગ સામેરી.

રાખો કરવત વિપ્ર કહે, ભાંગો મન સંદેહ;
આંસુ બિંદુ વસુધા પડ્યું, નવ ગ્રહું ઉચ્છિષ્ટ દેહ. ૧
ત્રૈલોક્ય સૌ અચરત થયું, આશ્ચર્ય પામી સભાય;
શ્રમ માત્ર વ્રથા થયો, ઉપયોગ ન આવી કાય. ૨
કુમોદવતિ ધીરજ ધરી, સતી સાધવી સુજાણ;
પંચમહાભૂતનું સ્મર્ણ કરતી, કર્મ સાક્ષી ભાણ. ૩
તવ ભીજ્યાં અંગ કુમોદવતીએ, સતીએ બોલાવ્યો રાય;
નાથ નયન જળનો દોષ દઈ, પ્રભુ દેહ મૂકી જાય. ૪
વચન સુણી રાજા ભણે, હરી જમણું અંગ વિખ્યાત;
વામાંગ ઉપયોગ ન આવ્યું તે, કરે આંસુપાત. ૫

દુહો.

जे एक देह संजोग, अर्ध आव्युं उपयोग;
अर्ध अंग भुजंग भूक्ता, मुक्ताकीह पतंगयो. ६

ચોપાઈ.

એમ અંગ અવસ્થા જાણી, ગદગદ કંઠ વદે નૃપ વાણી;
ભલું જાણી ભજ્યા ભગવાન, હરી એકો સવું નહી માન. ૭

અર્ધ ઉર્ધ્વ અધોગત જેહ, હરી મહા દુઃખ પ્રગટ્યું એહ;
હરી કોણુ ગત મારી થાશે, હરી નામે પાતક નાશે. ૮
હરી કોણુ જન્મનાં કૃત્ય, હરી વચન કહો પ્રત્યક્ષ;
હરી યજ્ઞનું ફળ નહી પામ્યો, ગર્ભવાસ વ્યથા નહી વામ્યો. ૯
હરી કર્મસાક્ષી છો ભાણુ, સ્તુતી કરતો અમૃત વાણુ;
કરજોડીને લાગ્યો પાય, પ્રત્યક્ષ હવા યદુરાય. ૧૦
નરનારાયણુ નૃપ—સાનિધાન, પ્રભુ આપે છે વરદાન;
ધન્ય ધન્ય સત્ય તું માન, કો નવ આવે નીશ્ચે તું સમાન. ૧૧
મેં ભૂમંડલ દ્રષ્ટી ધરી, તે મન દ્રઢ રાખ્યું જ્યાં હરી.
તું નીજ ભકત સમો નહીં અન્ય, તેં સંતોષ્યું મારું મન. ૧૨
ધન્ય સ્ત્રી ત્રિકુલ તારણી, પ્રભુએ પ્રશંસા કીધી ઘણી;
ધન્ય પુત્ર તું ઊપમા અતી, અમો રણુમાં સંતોષ્યા જતી. ૧૩
ધન્ય દેશ પ્રજા ને પ્રધાન, હરીએ કીધા આપ સમાન;
પછી રાય મન વિચારી કરી, અંજલી એક જલનીભરી. ૧૪
પેલા યજ્ઞ કર્યાં છે જેહ, પુન્ય હરીને આપ્યું તેહ;
પુણ્ય પ્રસંગથી રાજાએ જેહ, અરુણુ સહિત અર્ક મઇ દેહ. ૧૫
હરી ભણે ઇચ્છે તે માગ, નિત્યે યજ્ઞ કરો સૌભાગ્ય;
રાજા ભણે સફલ મુજ શ્રમ, નીજ આત્મા કૈવલ્ય બ્રહ્મ. ૧૬
મન ઈચ્છિા પુરણુ હવી, કૂપ કર્યો જેવો જાન્હવી;
જે રણુ જોધા હુતા બહુ, તે તેડાવી આણ્યા સહુ. ૧૭
ભેટ્યા ભૂપતિ ઓછવ થાય, પંચ શબ્દ નિશાને ધાય;
ભક્તિ ભાવ રીઝ્યા ભગવાન, ત્રણુ દિવસ રહ્યા બહુ માન. ૧૮
કરી સૈન્ય માત્રને પેહેરામણી, વસ્ત્રાભૂષણુ માલા ઘણી;
કરજોડીને લાગ્યો પાય, ગદગદ કંઠે હવો તે રાય. ૧૯
પુત્રે દુખ દીધાં છે ઘણાં, તે દૂષણુ સાંખો અમ તણાં;
પ્રણિપત કીધી ત્યાં ઘણી, મોરધ્વજ રત્નપુરીનો ધણી. ૨૦
પ્રીત રીત આનંદ્યા સર્વ, સકળ ભૂપ અર્જુન હત ગર્વ;
બેહુ અશ્વ રત્ન રીધ રાય, આપી હરીને લાગ્યો પાય. ૨૧
સેવા કરવા શ્રીપતી તણી, અશ્વ પાળવા થયા અગ્રણી;
ગજે ચઢી ગોવર્ધનરાય, મોરધ્વજ ઉભય ત્યાં જાય. ૨૨
જૈમુનિ કહે જન્મેજયરાય, એ હરી ભકત તણો મહિમાય;
જાણો તે જો જાં આચરી, દેહને પ્રાણુ જશે પર હરી. ૨૩
પોઠા કહે ફળ પામ્યા ઉક્ત, વિષ્ણુભકત ને જીવનમુક્ત;
એમ જાણી ને મનસા ધરી, એક વાર ભણો મુખે હરી. ૨૪

# મૂળજીભટ્ટ.*

## નરસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ.

### કડવું ૧ લું.

### રાગ—સામેરી.

શ્રી શિવ સુત લાગું પાયજી,
સ્મરણ કરતાં કારજ સિદ્ધ થાયજી. ૧

ઢાળ.

થાય કારજ તેહનું, જે સમરે ગૌરીનંદન;
શીવ તણો સુત સેવીયે, તો હૃદય થાય પાવન. ૨
મસ્તક મુગટ સોહામણો, કુંડલ ઝલકે કર્ણ;
તેની શોભા શી વર્ણવું, એવાં શોભીએ આભર્ણ. ૩
સર્પતણું ઉપવીત સોહીએ, ઉર સેવંત્રાનો હાર;
મુષક વાહન મલપતો, મોદિક અમૃત અહાર. ૪
સુધ બુધ સોઇએ સુંદરી, લક્ષ લાભ બે તન;
રીધસીધ બેઉએ કુંવરી, તે રૂપ કળા પાવન. ૫
પૂત્ર કેરી વધૂ કહાવે, મન કામના કહેવાય;
જામાત્ર ક્ષેમ કુશળ કહીએ, પિતા કૈલાસનો રાય. ૬
સ્વામિ ભંડારી તાહરો, કુબેર જેનું નામ;
સ્મરણ કરે જે તાહેરું, તેનું સિદ્ધ થાયે કામ. ૭

વલણ.

કામ થાયે તે તણું, જે પૂજે તારા પાયરે;
હરી ગુણ ગાવા હરખ મુજને, ઉલટ અંગ ન માયરે. ૮

### કડવું ૨ જું.

### રાગ સામેરી.

સરસ્વતી તમ ચર્ણે લાગુ પાયજી;
અવિચલ મતિ હુ માગું માયજી. ૧

ઢાળ.

માગું અમૃત વાણી અવિચળ, સુધો અક્ષર આપીયે;
સેવક જાણી માત મારી, મુને થીર કરીને થાપીયે. ૨

* આ વ્યાસ કવિ સંવત ૧૮૧૧ માં હૈયાત હતો; અમદાવાદમાં રહેતો હતો એના પિતાનું નામ બાઇભટ્ટ હતું.

હવકવ* કંઇ જાણું નહીં, હરી ગુણ ગાવા મન થયું;
વેદ ભેદ પામે નહીં તો, કેમ જાએ મેં કહ્યું. ૩
તેં અનેક કવિના કષ્ટ ભાજ્યાં, જેને તમે મયા કરી;
ક્રિપાદ્રષ્ટ કરો કરુણાનિધ, આશા પૂરો માતા ઇશ્વરી. ૪
માત મહારી ક્રિપા કરીને, અવિચળ વાણી આપીયે;
તારા ત્રિપુરા તોતળા, અબુધને ઉથાપીયે. ૫
આકાશે તું પાતાળે તુ, મૃતલોક સચરાચર ખરી;
જ્યાં જોઉં ત્યાં નહીં તું વિન, સધળે રહી છો વિસ્તરી. ૬
આદ તું અનાદ તું, સ્થાવર જંગમ જાણીયે;
સેવક જાણી દયા આણી, ચિત્તમાં તમો આણીયે. ૭

વલણ.

આપીયે ચિત્ત દિલ જાણી, સેવકનાં કારજ સરે;
ચરણે તારે આવીયો, આઇ તું ભવસાગર ઉદ્ધરે. ૮

## કડવું ૩ જું.

### રાગ સામેરી.

હરિ ગુણ ગાતાં નિર્મળ થઇએજી;
એકાગ્રચિત્તે નીજ નામ ગ્રહીએજી. ૧

ઢાળ.

ગ્રહીએ નામ એક ચિત્તે, ભાવ ધરીને મન;
અનેક ભકત ઉદ્ધારીયા, સ્વામી તે જુગજીવન. ૨
નરસઈ મેહેતો ગ્નાત નાગર, જેનો જુનાગઢમાં વાસ;
તેના પિતા કેરા શ્રાદ્ધ અર્થે, આવ્યા શ્રી અવિનાશ. ૩
મેહેતા તણો વડ ભ્રાત કહીએ, બંસીધર તેનું નામ;
તેણે ત્યાં મનમાં ધર્યું, કરું પીતા શ્રાદ્ધનું કામ. ૪
શ્રાદ્ધ દિવસ તેનો આવીયો, મેહેતે કર્યો વિચાર;
નરસૈંયાને પ્રીછીએ તો, તે કરે નકાર. ૫
તે તો વેરાગી થઇને બેઠા, આપણે ગૃહસ્થા ધર્મ;
શ્રાદ્ધ જો નવ કીજીએ તો, નાતમાં નવ રહે શર્મ. ૬
પિત્રિ આશા કરીને બેઠા, તેનો લાગે દોખ;
શ્રાદ્ધ જો નવ સારીયે તો, પિત્રિ ન પામે મોક્ષ. ૭
પિત્રિ તૃપ્ત થાયે નહીં તો, ધણો લાગે સંતાપ;
તે કુલમાં દુઃખ પામે ઘણું, તે પિત્રિ દે જમ શ્રાપ. ૮

* હવ્ય ને કવ્ય.

વરસમાં બે દિવસ આવે, સંવત્સરિ ને શ્રાદ્ધ;
તે દિવસ જે જાણે નહી, તો મોટો કુળ અપરાધ. ૯
માટે આપણુ કીજીએ, એ પિતા કેરું કાજ;
ભાઈને દો નોતરું, તમો જમવા આવજો આજ. ૧૦
સગા કુટુંબીને તેડીએ, પુજ્ય ને પરિવાર;
રૂડી રીતે શ્રાદ્ધ સારીયે, તે આપણો આચાર. ૧૧

વલણ.

આચાર આપણો એ ખરો, સાંભળ સુધું નારરે;
ધન્ય દિવસ આપણો જે, દ્વીજ આવે બારરે. ૧૨

## કડવું ૪ થું.

### રાગ રામગ્રી.

મહેતા બંસીધર કહેવાયજી, મેહેતાને ઉલટ અંગ ન માયજી;
આવ્યા અધિપત નાતનો જાણીજી, ભલે પધાર્યા બોલ્યા વાણીજી. ૧

ઢાળ.

વાણી એવી બોલીયા, તમે ભલે પધાર્યા સ્વામ;
અહીં લગી કેમ કૃપા કરી, કંઈ હમ સરખું કહો કામ. ૨
ત્યારે બંસીધર મેહેતો, બોલ્યા કરી પ્રણામ;
નાતમાં દો નોતરાં, સ્વામિ તમારું એ કામ. ૩
શ્રાદ્ધ છે મુજ પિતાનું, તમને કહું છું નાથ;
માટે વહેલા આવજો, તેડીને સરવ સાથ. ૪
એવું કહીને ઉઠીયા, મેહેતાજી તેણીવાર;
વહેલા આવજો સ્વામિ, તમે તેડીને પરિવાર. ૫
વાટે જાતાં વિપ્ર મળ્યો, તેને કર્યો નમસ્કાર;
કાલે વહેલા આવજો, કરાવવા શ્રાદ્ધનો આચાર. ૬
ત્યાંથી મેહેતા આવીયા, નિજ ભ્રાતકેરે દ્વાર;
દેખી કરી દુઃખ પામીયા, ભાઇનો જે આચાર. ૭
તીલક છાપા અંગ શોભે, કંઠે તુલસીની માલ;
વેરાગીમાં મળીને બેઠા, કરમાં લીધી તાલ. ૮
અરે નરસૈંયા તુને નોતરું, કાલે પિતાકેરો દન;
વેહેલો થઇને આવજે, તું કરવાને ભોજન. ૯
એવું કહી બંસીધર મેહેતો, આવીયો નિજ દ્વાર;
શાક સામગ્રી મંગાવી ઘણી, ને હઇડે હરખ અપાર. ૧૦

આવી નારી બંસીધરની, જ્યાં મેહેતાનું દ્વાર;
વેરાગી દશ વીશ મળીયા, તેમાં મેહેતા સાર. ૧૧
નાર બંસીધર કેરી, મેહેતા પ્રત્યે કહે વાણ્ય;
વેહેલો આવજે ભોજન કરવા, તારા બાપનું શ્રાદ્ધ જાણ્ય. ૧૨
પિંડ પુત્ર જેટલા તે સત્ય, જાણો તમે બેઉ વીર;
વહુને વહેલો મોકલજે, ભરવા લાગે નીર. ૧૩
એવું કહીને આવી તે, જ્યાં પોતાનું ઘર દ્વાર;
સામગ્રી કરતી ઘણી, હઇએ તે હરખ અપાર. ૧૪

## કડવું ૫ મું.

### રાગ મારુ.

મેહેતા બંસીધર નોતરાં દઇને, નીજ મંદિર આવ્યા;
સેવકને આજ્ઞા દીધી, તે સામગ્રી સર્વ લાવ્યા. ૧
કુટુંબ સૌ તેડાવીને, કારજ સૌ ચાલતાં કર્યાં;
ભલો ભલો સૌ કહે છે, તે કામ કરે હરખ ભર્યાં. ૨

### ઢાળ ચોપાઇ.

તેણે સમે મેહેતા મંદિર આવીયા, નારીને મન ભાવીયા;
નારી પ્રત્યે વાત જ કરે, નરસૈં મેહેતા વાણી ઓચરે. ૩
શ્રાદ્ધ પિતાનું છે જેહ, વડો ભ્રાત કરે છે તેહ;
તેહ નોતરું કહીને ગયા, ત્યાર પછી ભાભી આવીયાં. ૪
કહ્યું વહેલા તમો આવજો, કુટુંબ સર્વને લાવજો;
નાત નાગર સૌ આવે સહી, તમો વહેલા આવજો તહીં. ૫
નારીને મોકલજો સાંજ, ભરવા નીર ને કરવા કાજ;
એવું વચન સુણીને નાર, બોલી મેહેતા પ્રત્યે તે વાર. ૬
નારીને મન નવ આવી વાત, મહા દુઃખ ધરે મન સાથ;
કરમેં કર દઈ કહે નાર, તમો એક પિતાનો પરિવાર. ૭
એને તો રીધ છે ઘણી, તમારે ભક્તિ પ્રભુતણી;
તમારો મહિમા મોટો ઘણો, ઉદ્યમ પ્રભુના નામ જ તણો. ૮
માળા તો તુલસીની સાર, પુંજીમાં વેરાગી દશ બાર;
હાથ માળા રાખો છો તાળ, વળી તિલક છાપા ને માલ. ૯
નિશદિન ભજો છો હરી, કર માંહે જપમાળા ધરી;
કંથ તમને શું કહીએ એહ, શ્રાદ્ધ આપણે કીજે તેહ. ૧૦
આ કરમ તણી છે વાત, તમ બેનો સરખો તાત;
નાથ નિર્ધનનો અવતાર, તોએ શ્રાદ્ધ એ કીજે સાર. ૧૧

જ્ઞાત નાગરની કહીએ સાર, કુટુંબ સ્વજન ને પરિવાર;
પુન્ય ભાણેજને નોતર્યાં, કહો કેમ દીજે નિર્ધન ખરાં. ૧૨

વલણ.

દીજે કેમ નોતરાં, સંપત નહીં લગારરે;
ધન વિના જે માનવી, તેને માને નહીં સંસારરે. ૧૩

## કડવું ૬ ઠું.

### રાગ મારુની ચાલ ટુકડી.

ધન વિના સૂનો સંસાર, ધન વિના જીવવું ધિક્કાર;
ધન વિના મિથ્યા અવતાર, ધન વિના લુખો સસાર. ૧
ધન વિના માને નવ કોય, ધન વિના સુખ નવ હોય;
ધન વિના ચેષ્ટા સહુ કરે, નિર્ધન દુઃખે ઊદર ભરે. ૨
ધન વિના પિયર નહી માન, ધન વિન નર પશુ સમાન;
ધન વિન સગાં ન લેખે કોય, ધન વિન કુટુંબ ન માને કોય. ૩
ધન વિના સગું નવ કોય, ધરણીધરને પ્રીત નવ હોય;
ધને કરીને ધન જોડાય, ધને કરી સગું સહુ થાય. ૪
મહા ધને કરી બાળક વરે, ધને સુકુલની કન્યા જડે;
ધનવંતની સૌ આશા કરે, પુન્ય પરવણીએ પાછા નવ ફરે. ૫
ધન વિના સુનો સંસાર, ધન વિના જીવવું ધિક્કાર;
ધન વિના સુકીત શુ કરે, ધન વિના અરથ નવ સરે. ૬

વલણ.

સુકીત શું કરે બાપડો, જેને દ્રવ્ય નહીં લગાર રે;
ધન વિના જે માનવી, તેનો એળે ગયો અવતાર રે. ૭

## કડવું ૭ મું.

### રાગ રામગ્રીની ચોપાઇ.

એવાં વચન પ્રકાશ્યાં નારજી, ધન વિન જીવવું ધિકારજી;
ધન વિના સુનો સંસારજી, ધન વિના દુઃખ અપારજી. ૧

ઢાળ.

ધિક જીવવું સંસાર તેનું, સગું ન માને કોય;
માન વિના જઇએ બેસીએ તો, મર્ણથી અદકું હોય. ૨
એવાં વચન સુણી નારનાં, મેહેતોજી બોલ્યા વાણી;
નવેનિધ છે આપણે, તમો ભજો સારિંગપાણી.

ધને મદ વાધે ઘણો, ધને કરી દુઃખ પામીયે.
માટે ધનને તજીને, શ્રી હરી ચરણે શીર નામીયે. ૪
માયા મોહ વળી લોભ લાલચ, ધને કરી બહુ હોય;
ત્રિવિધ તૃષ્ણા અધિક થાયે ત્યારે, મુક્તિ મારગ ખોય. ૫
સ્મરણ કરો શ્રી કૃષ્ણનું, જે થકી હોય આનંદ;
ભાવે ભક્તિ કરો ભૂધરની, પ્રીતે પ્રેમાનંદ. ૬
ધરણીધરને ધાઇએ, ગુણ ગાઇએ ગોવિંદતણા;
તે મુકિત આપે અતિ સુંદર, સુખ ભોગવીએ ઘણા. ૭
સંત જનની સેવા કરતાં, સુખ ઉપજે તતકાળ;
વચન મારું માનીને, તમો ભજો શ્રી ગોપાળ. ૮
ઘેલી કાં થઇ કામિની, મનમાં ધરો કાં દુઃખ;
જેને ઘેર ધન અતિ ઘણું, તેને શરીરે નહિ સુખ. ૯
ચિંતા ઘણી રાતે ભય ઘણો, વળી ચોરનો ભય હોય;
રખે મારું મારું કરે તું, રટણ ન કરવું સોય. ૧૦
વિશ્વાસ રાખો ભગવંતનો, તો હરી પૂરે આશ;
ત્રિવિધ પાતક મટે સહી, જો રાખો હરિ વિશ્વાસ. ૧૧
કીપા હોય જો કૃષ્ણજીની, તો સગું સર્વ સંસાર;
તે વિના શું કીજીએ, અંતે સગો વિશ્વાધાર. ૧૨

વલણ.

સગો વિશ્વાધાર નિશ્ચે, તું સત્ય માનજે સુંદરી;
સંગે નવ આવે ધન, માયા મોહ મેલો પરહરી. ૧૩

## કડવું ૮ મું.

### રાગ સામેરી.

સગું નહીં આપે ધનમાલ, સમરો સુંદરી શ્રી ગોપાલ;
એવાં વચન સુણી તે નારી, મેહેતા પ્રત્યે બોલી વિચારી. ૧

ઢાળ.

બોલી વિચારી મેહેતા પ્રત્યે, સાંભળો સ્વામિ વાણી;
વચન સારું કહ્યું સ્વામિ, મદ ભરી બોલી જેઠાણી. ૨

રાગ ફેર.

તે સહ્યું નહીં જાય સ્વામિ, માટે કહું છું મસ્તક નામી;
વળતું તે શું કહીએ ઘણું, મન નહીં માને મુજતણું. ૩
દુર્બલ જાણીને બોલે વાણી, ધન જોબન મદભરી જેઠાણી;
તે તો મર્મે મેહેણા બોલે, ગણે છે તરણાને તોલે. ૪

નવ ગણે મુજને જેઠાણી, સુંદરી વદે એમ વાણી;
નથી જાવું ને નથી ખાવું, કંથ તમો કહેશો અહાવું. ૫
એ શ્રાદ્ધ સારોજી તમો, વારે વારે શું કહીએ અમો;
શ્રાદ્ધ સારો કહે સુંદરી, એમ બોલે પ્રણામ જ કરી. ૬
મલે તેવું કરીએ એમ, જઇ નોતરીએ બ્રાહ્મણ તેમ;
હેતે જમાડીએ રુડી રીત, તો પિત્રિ પામે ઘણું પ્રીત. ૭
જો વિપ્રને દીજે દાન, તો પિત્રિ પામે મોક્ષ માન;
નાકની વાળી મારી જેહ, જઈ ઘરેણે મુકો તેહ. ૮
તે ઉપર કર્જ લીજીએ, કીજે શ્રાદ્ધ દીવસ ન ચુકીયે;
ઘઉં ચોખા વેહેલાં લાવીએ, કુટુંબને નોતરાં કહાવીએ. ૯
વાળી લીધી ને તોલ કીધી, વણીકને ઘેર આપવા દીધી;
ભલે આવ્યા મારે મન ભાવ્યા,હમ ઉપર તમે કીધી મયા. ૧૦
કારજ કહીએ ને સુખીઆ થઇએ, જે કામ હોય તે અમને કહીએ;
લો વાળી હમ કારજ કરો, હમને નાણું આપો મન ધરો. ૧૧
શ્રાદ્ધ દિવસ આવ્યો કાલે ખરો, એટલું કારજ અમારું કરો;
લો જનસ અર્થ સારો આપણો, તો મહીમા રહે અમતણો. ૧૨

ઉથલો.

અર્થ સારો મેહેતા ભણે, કરો એટલું કામ રે;
આ ઘરેણું રાખી કરીને, હુમને આપો દામ રે. ૧૩

## કડવું ૯ મું.

### રાગ રામગ્રી.

અર્થ સારો અમારો આજજી, કહું છું તમને રાખો લાજજી. ૧

ઢાળ.

લાજ રાખો એમ મેહેતા ભણે, નાણું આપો મુખે ઉચરે;
કારજ કરો હમારું સાર, રખે કહો મુને નકાર. ૨
વચન મેહેતાનુ સાંભળી, નાણાવટી તે બોલ્યો વળી;
નાણું લીજે ને કારજ કીજે, લાખ રાખે સ્વામિ નવ બીહીજે. ૩
સામગ્રી સહુ લઈ તેણીવાર, મેહેતાજી આવ્યા સાર;
નોતરાં નાતે દેવાને સાર, કરે મેહેતા મન વિચાર. ૪
મેહેતા કહે સ્રીને વાત, નોતરાં કહેવાં વિખ્યાત;
કુટુંબને કહ્યાં નોતરાં, તે કોઈ ન માને ખરાં. ૫
નારી નોતરાં કહે ઘણું, કો માને નહીં તે તણું;
વિશ્વાસ નહીં તે તણો, મહીમા બંસીધરનો ઘણો. ૬

જાવું બંસીધરને ઘેર, એમ વિચારે પેર પેર;
નિરાશ થઇને નારી આવી ઘેર, કહે મેહેતાને માંડી પેર. ૭

ચાલ.

નારી કહે છે નાથને, સહુ કહે છે નકાર;
હવે કહીશું કોને નોતરાં, મેહેતા કરે વિચાર. ૮
તત્ક્ષણ મેહેતા આવીયા, જ્યાં નાતનો અધિકારી;
મેહેતાજી વચન ઉચરે, તમો સાંભળો વિનતી મારી. ૯
કાલે પિતા કેરું શ્રાદ્ધ છે, તમને કહું એક વાત;
સર્વ કુટુંબ નકાર કહે છે, તમો આવો અમારા નાથ. ૧૦
તમને જાણી દિખત આવીયા, મુને મોટા કરે મહારાજ;
ઝાઝું તમને શું કહું, તમો રાખો મારી લાજ. ૧૧
માન દો ધનવંતને, જેને ધનનો અહકાર;
તમારે તો સર્વ સરખું, ન કરતા નકાર. ૧૨

ઉથલો.

ન કરતા નકાર, એમ મેહેતો વાણી ઉચરે;
તમો આવો પરિવાર સાથે, તો કારજ અમારું સરે. ૧૩

## કડવું ૧૦ મું.

રાગ—

વચન મહેતાજીનાં સુણીને, અધિપતિ એમ ઉચરે રે;
બંસીધર નોતરાં દઇને, હવડાં તે પરવરે રે. ૧
તારે મેહેતા વાણી ઉચરે, સાંભળીએ સ્વામી આજરે;
રંક જાણી મુજને, તમો પાવન કરો મહારાજ રે. ૨
વિલંબ ન કરશો અધિપતિ કેહ, સીધું સામગ્રી કરો રે;
હમો સૌને તેડી આવશું, તમો મંદિર પરવરો રે. ૩
આતુરશું મેહેતાજી ઉઠ્યા, હરખે ઘેર આવ્યા રે;
ગોળ ઘઉં ચોખા મગ સાથે, સર્વ સામગ્રી લાવ્યા રે. ૪
રજની વીતી વાત કરતાં, હરીના ગુણ ગાનમાં રે;
આનંદ મંગળ ઓચ્છવ થાયે, હરિના રસ તાનમાં રે. ૫
કંથ પ્રતે કામની કહે છે, ઘી લેવા જાઓ તમો રે;
હવે વિલંબનું કામ નથી, માટે કહું છઉં અમોરે. * ૬
નાણું વટલોઇ લઇને મેહેતો, ચૌટા મધ્યે જાયેરે;
પ્રેમ આણે અતિ ઘણો, ઉલટ અંગે ન માયેરે. ૭

નારીને તો હરખ ઘણો, મેહેતા હરીને સંભારેરે;
મેહેતાજી તો ચૌટે આવ્યા, વૈષ્ણવને મન ભાવેરે. ૮
પછી વૈષ્ણવ આદર કરી કહે, તમે ભલે આવ્યારે;
પર્મ વૈષ્ણવ મેહેતા તમો, હમારે મન ભાવ્યારે. ૯
પ્રભાતનાં કાંઈ કીર્તન બોલો, ભલે હરીરસ આચરીયેરે;
હરીરસ સંભળાવીને, અમને પવિત્ર કરીએરે. ૧૦
તારે કીપા કરી મેહેતાએ, કીર્તન આરંભ્યું સર્વથીરે;
ચીની સુધ ગયા વીસરી, વૈષ્ણવ કો લેહેતો નથીરે. ૧૧
નરસૈં મેહેતા કરે કીર્તન, ભક્તિ રુદેમાં ધરીરે;
શ્રાદ્ધ વીસરી ગયા મેહેતો, તે જાણે છે શ્રી હરીરે. ૧૨
સૌ ભેળા થઇને નાગરા, માંહો માંહે એમ ઊચરેરે;
જમીશું નરસૈંને ઘેરશું, માંહો માંહે વાતો એમ કરેરે. ૧૩
ચાલો આપણ સર્વે જઇએ, નાત સહુ પરિવારરે;
ઝાઝાં દેખી નરસૈંઓ સરશે, તો આવશું કરીતુછકારરે. ૧૪

ઉથલો.

તુછકાર કરશું નાગર ભણે, એમ સર્વ કરે વિચાર રે;
શું કરે દુરીજન લોક, જેને માથે જુગદાધાર રે. ૧૫

## કડવું ૧૧ મું.

### રાગ સામેરી.

નાગર નરસૈં મેહેતાને ઘેર આવ્યા, બાળ ગોપાળ સર્વેને લાવ્યા;
તે જાણે દેવાધિ દેવ, નાગરને ઠગ વિદ્યાની ટેવ. ૧

ઢાળ.

ટેવ ઠગ વિદ્યા તણી, નાગર સર્વે આવીયા;
કહે બહાર આવો સીધું લાવો, નરસૈ મેહેતા ક્યાં ગયા. ૨
અસુર થાયે એમ દ્વિજ ભણે, મહેતોજી ક્યારે આવશે;
શાક સામગ્રી ને પાત્ર, મેહેતા ક્યારે મંગાવશે. ૩
આદર તો દીસે નહીં, નરસૈંના નોતરે આવીઆ;
મેહેતા બંસીધરને તજી કરી, સૌ તમારે મંદિર આવીયા. ૪
સીધું દીજે રસોઇ કીજે, જમવાને સર્વ આવશે;
અસુર થાયે જમતાં બ્રાહ્મણને, રસોઇ તત્પર કેમ થશે. ૫
નારી મુખે નિશ્વાસ મૂકે, મેહેતે કહ્યા હતા ખટ ને ચાર રે;
હવે શરમ રાખો શ્રી હરિ, વારે ધાઓ વિશ્વાધારરે. ૬

હરખ હતો મુને અતિ ઘણો, મારે ક્યાંથી આવ્યો શોકરે;
ઠગવિદ્યા કરી નાગરે, મુને મેણાં દેશે લોકરે. ૭
બ્રાહ્મણ ફરી જાશે ને કૌતુક થાશે, હું મોઢું દેખાડું કેમ કરી;
વારે ધાઓ વિઠ્ઠલા, મારી સાહે કરોને શ્રી હરી. ૮

ઉથલો.

સાહે કરજો શ્રી હરી, સેવકની પત રાખીએ;
કૃપા સિંધુ સ્વામિ મારા, સેવકનાં દુઃખ કાપીયે. ૯

## કડવું ૧૨ મું.

### રાગ મેવાડો.

હરખ હુતોરે, હરી મુને અતી ઘણોરે, હવે શોક થયો અપાર;
નાગરી નાતે ઠગ વિદ્યા કીધી ઘણીરે, વારે આવો વિશ્વાધાર. હરખ૦ ૧
નોતરાં દીધાંતાંરે, મેહેતે તો ખટને ચાર;
સગાં સગાં તે સૌરે, નાગર તો આવ્યા દુવાર. હરખ૦ ૨
સીધુ તો છે થોડુંરે, તો કેમ થાશે આવાર;
બીજું મળવાનું નથીરે, લજ્જા રાખો જુગદાધાર. હરખ૦ ૩
બ્રાહ્મણ ઘણા આવ્યારે, તે જાશે પાછા નિરધાર;
મેહેણું મુજને દેશે રે, સૌ આખો સંસાર. હરખ૦ ૪
કૃપાના સિંધુ અમને કૃપા કરોરે, લાજ રાખોની આણીવાર;
દીન જાણી અમને દયા કરોરે, નાતમાં તમો રાખો વેહેવાર. હર૦ ૫

વલણ.

વેહેવાર રાખો વિઠ્ઠલા, નાગર આવ્યા અનેકરે;
દીધાં હતાં દશ નોતરાં, કેમ કરું વિચાર વિવેકરે. ૬

## કડવું ૧૩ મું.

### રાગ મારુ.

તેણે સમે કૃષ્ણ ઓધવ, બેઠા વાતો કરે રે;
આનંદમાં બેઠા પ્રભુજી, અક્રૂરસું ઓચરેરે. ૧
જુનાગઢમાં ભકત નરસૈં, તે મારે મન ભાવ્યારે;
તેને ઘેર નાગર સહુ મળી, જમવાને સર્વે આવ્યારે. ૨
નરસૈં તો ભકિત કરે મારી, કીર્તન મુખે ઓચરેરે;
નાગર સર્વે નાત મળીને, ત્યાં બેઠા કૌતુક કરેરે. ૩
દાસ મારો દુઃખ ધરશે, ત્યાં તો હું પરવરૂંરે;
તમો વહેલા આવજો ત્યાં, પરથમ તમને નોતરૂં રે, ૪

રૂપ નરસૈંયા કેરું કીધું, નાના પ્રકારનું રસાલરે;
કંઠે માળા તુલસી કેરી, અંગે શોભે વિશાળરે. ૫
તિલક લલાટે અંગે છાપા, કર માંહે જપ માલરે;
રૂપ વિપ્ર નરસૈંયાનું ધરીયું, ભક્ત જન પ્રતિપાલરે. ૬
વટલોઈ હાથમાં ઘૃત તણી છે, ઘી લઇ ઘેર આવ્ય રે;
પોતે આવ્યા મંદિર માંહે, નારને મન ભાવ્યારે. ૭
સ્વામિ હવે કેમ જશ રહેશે, નાગર તો આવ્યા ઘણારે;
મેહેતો કહે શ્રી કૃષ્ણ સારું કરશે, ગાઓ ગુણ ગોવિંદ તણારે. ૮
એવું કહીને બહાર પધાર્યા, નાગર સહુ આવી મળેરે;
આવો બેસો પ્રણિપત કરે પ્રભુ, તમો આવ્યા તે ભલેરે. ૯

વલણ.

આવ્યા ભલે ઉતાવળ કરો, એમ બોલ્યા દીન દયાળરે,
જે જોઇએ તે લીજીએ, પાક નીપવાવો તતકાળરે. ૧૦

## કડવું ૧૪ મું.

### રાગ મારૂ.

એવું વચન સુણીને વિપ્ર બોલ્યા, કહો રસોઇનો કીયો ઠાર રે;
ધર્મશાળા દેખાડી, વાડી પરમરસાર રે. ૧
એટલે ઉદ્ધવ આવ્યા, વણીક રૂપે તત્કાલ;
કૃષ્ણનું કારણ કોન જાણે જે, ભક્તનો પ્રતિપાળ. ૨
આવીને પ્રણામ કર્યો ત્યારે, મેહતા બોલ્યા વાણ રે;
જે જોઈએ તે આ વિપ્રોને આપો, એમ બોલ્યા સારિંગપાણ રે. ૩
ત્યારે બ્રાહ્મણ મન આનંદ પામ્યા, ઉલટ અંગ ન માય રે;
વાણીઓ કોઇ એક આવીયો, તેણે રાખ્યો મેહેતાનો મહિમાય રે. ૪
શેઠ સામગ્રી આવીને લાવ્યા, ગોધુમ* પિષ્ટ અપાર રે;
મગ તાંદુલ ઘ્રત શરકરા, શાકનો કીધો અંભાર રે. ૫
જે જોઇએ તે લીજીએ, આ સામગ્રી સામાન રે;
ઊઠો નાહો તત્પર થાઓ, રસોઇમાં રહો સાવધાન રે. ૬
સ્નાન કરી વીપ્ર સૌ આવ્યા, પાકશાળાને ઠામ રે;
લીધાં સીધાં કારજ કીધાં, થર્યા ચાલતાં કામ રે. ૭
હાક વાગી નાતમાં આજ, ભોજન નરસૈંયાને ઘેર રે;
ત્યારે વિચારે બંસીધર મેહેતો, એ કોણે કીધી પેર રે. ૮

* ગોધૂમ—ઘઉં—પિષ્ટ—લોટ.

વેહેલા થઇને વિપ્ર આવ્યા, નાગરનો નહિ પાર રે;
કુટીલ વિદ્યા શું કરે, જ્યાં બેઠા શ્રી ગોપાળ રે. ૯
સગા સંગાથે આવ્યા મેહેતા, બંસીધર ભાઈ જેહ રે;
કુટુંબ સૌ મેહેતાતણું, આવી બેઠા સૌ તેહ રે. ૧૦
પ્રેમ કરી વિપ્ર સૌ બોલ્યા, પ્રભુ નરસૈંયા કેરે રૂપ રે;
વિપ્રકો જાણતા નથી, જે લીલા વૈકુંઠ ભૂપ રે. ૧૧
આદર અતી દેખી કરીને, આચારજ બોલ્યા વાણુ રે;
મેહેતાજી શ્રાદ્ધ સારીએ તો, થાય મહા કલ્યાણુ રે. ૧૨

### વલણ.

કલ્યાણુ થાયે આપણું, આચારજ એમ ઉચરે રે;
પ્રેત માર્ગને પરહરી, પિત્રિ મોક્ષ મારગ સાંચરે રે. ૧૩

## કડવું ૧૫ મું.

### રાગ કલ્યાણ.

પ્રભુ શ્રાદ્ધ સારે તેણી વાર રે, દ્વીજ બેઠા વેદના અધિકાર રે. ૧
શ્રીહરી સ્નાન કરીને આવ્યા રે, પ્રભુ આચારજને મન ભાવ્યા રે. ૨
પ્રથમ આવાહન કીધાં જ્યારે રે, પિત્રિ આનંદ ઉપન્યો ત્યારે રે. ૩
ધન્ય કુળમાં નરસૈંયો અવતાર રે, જેને ઘેર આવ્યા જુગદાધાર રે. ૪
અંત્રીક્ષથી જુએ સૌ દેવ રે, પ્રભુ શ્રાદ્ધ સારે તતખેવ રે. ૫
પ્રથમ દેવ તર્પણુ ત્યાં કીધું રે, હરીએ હેતે જળ કરમાં લીધું રે. ૬
પછી પિત્રિ તરપણુ કીધાં રે, પિત્રિ દેવે આશીષ દીધાં રે. ૭
હરીએ હાથે શ્રાદ્ધજ કીધાં રે, પિત્રિને મોક્ષ પદવી દીધાં રે. ૮
પ્રિત્રિ દેવ બોલે ધન્ય ધન્ય રે, કુળમાં દીવો નરસૈંયો તન રે. ૯
ધૂપદીપ નૈવેદ્ય આરતી કીધી રે, પિંડ ખાંધે ચડાવીને શીખ* દીધી રે. ૧૦
દેવ દુંદુભિ વાગે અપાર રે, પિત્રિ મોક્ષ પામે નીરધાર રે. ૧૧
વિપ્ર તિલક કરી આશિર્વાદ દે છે રે, કૃષ્ણુ પ્રતે તે એમ કહે છે રે. ૧૨
તમો શ્રાદ્ધ કીધું અપાર રે, દક્ષિણા આપો વિશ્વાધાર રે. ૧૩
પોતે પીતાંબર ઓઢયુંતું સાર રે, તે આચારજને આપ્યું તે વાર રે. ૧૪
એવે વિપ્ર આવ્યા ઘણુા દ્વાર રે, તેને આદર દે છે મોરાર રે. ૧૫
મોહોર પાંચ પાંચ દક્ષિણુા આપી રે, વિપ્રનાં દરિદ્ર નાખ્યાં કાપી રે. ૧૬

* વિદાય.–પિંડવાળા દર્ભની સેર હલાવવાવડે પિતૃ પિંડનું વિસર્જન કરવામાં આવે છે તથા લો પિંડ સુંઘવાથી એમ દર્શાવવામાં આવે છે કે, પત્નીને બદલે તે પિંડનું યજમાનથી ભક્ષણુ છે, જેથી પુત્રરૂપે પિતામહ તેના વંશને વિશે ઉત્પન્ન થાય.

તમો શીદે થાઓ કહે ભગવાન રે, હવે રસોઈ થઈ સાવધાન રે. ૧૭
વિપ્ર આવ્યાની વેળા થઈ રે, ઓધવ પુછે છે હરીને જઈ રે. ૧૮
જે જોઇએ તે માંગી લીજે રે, હમો જે કારજ હોય તે કીજે રે. ૧૯
પછી વિપ્ર નાહીને આવ્યા રે, દ્વિજનારી તણે મન ભાવ્યા રે. ૨૦
મુને આવડી આશા નહોતી રે, આજ મુજને કીધી સમોતી રે. ૨૧
દેખી કુટુંબ ને પરિવાર રે, નારીને હઇડે હરખ અપાર રે. ૨૨
વિપ્ર બેઠા છે હારોહાર રે, તેને પૂજે છે જુગદાધાર રે. ૨૩
સુકડ કેસર કુંકુમની આડ રે, ચોખા ચોંડે છે લેલાડ* રે. ૨૪
જાઈ જૂઈ ચપકના હાર રે, કંઠે આરોપે વિશ્વાધાર રે. ૨૫
હરીએ પૂજા કરી રસ રીતે રે, પછી પીરસણુ માંડ્યાં પ્રીતે રે. ૨૬
સુદર ચોહોટઇઆ લાડુ જેહ રે, પીરસ્યાં દહીંવડાં પુરી તેહ રે. ૨૭
પીરસે દૂધપાક લેહેચી અપાર રે, પીરસી શર્કરા ઘૃતની ધાર રે. ૨૮
જેણે જેવી ઇચ્છા કીધી રે, તેને તેવી રસોઇ દીધી રે. ૨૯
રસોઇમાં શાક કીધાં અપાર રે, બ્રાહ્મણને પીરસે વારંવાર રે. ૩૦
વાલોર ચીભડાં ને વંતાક રે, છત્રીશ ભાતનાં કીધાં શાક રે. ૩૧
બ્રહ્માર્પણ કીધું જેવારે રે, અકરૂરજી પધાર્યા ત્યારે રે. ૩૨
કૈલાસથી અન્નપૂર્ણા આવ્યાં રે, સાથે કામધેનને લાવ્યાં રે. ૩૩
અક્રુર દોશી થઇને આવ્યા રે, પ્રભુએ સાન કરી સમજાવ્યા રે. ૩૪
પીતાંબર આપો અપાર રે, એમ બોલ્યા જુગદાધાર રે. ૩૫
લાડુ પુરી લેહેચીનાં ભોજન કીધાં રે, શાક દાળ જમી આચમન લીધાં રે. ૩૬
સર્વે જમ્યાં નાગરની રીતે રે, મુખવાસ આપ્યા પ્રભુએ પ્રીતે રે. ૩૭
મૃગમદ† પુગી બીડી પાન રે, લવિંગ એલચી આપે ભગવાન રે. ૩૮
ધન્ય ધન્ય નરસૈંયા અવતાર રે, નાત મધ્યે રાખ્યો વહેવાર રે. ૩૯
આપણે જાણ્યું એને ઘેર શું ખાશું રે, ઠગ કરી બંસીધરને ઘેર જાશુ રે. ૪૦
એવું જાણી લાવ્યા સામટી ધાડ રે, લજ્જા રાખી જુગદાધાર રે. ૪૧
નાગરમાં નહી કોઈ નરસૈં જેવો રે, માથે શેઠ શામલશા તેવો રે. ૪૨
અંતરજામીએ વાત નાગરની જાણી રે, અક્રુરશું બોલ્યા સારંગપાણી રે. ૪૩
અક્રૂર તમો ઓરા આવો રે, પેલાં પીતાંબરની ગાંઠડી લાવો રે. ૪૪
એકેકું પિતાંબર દ્વિજને દીજે રે, એટલું કારજ અમારું કીજે રે. ૪૫
વચન સુણીને ગાંઠડા લાવ્યા રે, જેમ સમુદ્રમાં પુર આવ્યાં રે. ૪૬
ગાંઠડા છોડ્યા જુગદાધાર રે, નાગર હઇડે હરખ્યા અપાર રે. ૪૭
નાતે કર્યો અધિપતિ જાણી રે, તેને બોલાવ્યો સારિંગપાણી રે. ૪૮
એટલે અર્જુન પારેખ થઇને આવ્યા રે, બાંધે મોહોરની થેલી લાવ્યા રે. ૪૯

* લલાટ. † કસ્તુરી.

આવી ઉભા રહ્યા તતકાળ રે, બ્રાહ્મણ પ્રત્યે બોલ્યા શ્રી ગોપાળ રે. ૫૦
એક કારજ હમારું કીજે રે, એકકું પીતાંબર દ્વિજને દીજે રે. ૫૧
એવું સુણી દ્વિજ એમ બોલે રે, નહીં કો નર નરસૈંયાની તોલે રે. ૫૨
નાતે કર્યો અધીપતિ જાણી રે, તે શું બોલ્યા સારિંગપાણી રે. ૫૩
એકક પીતાંબર ને પાંચ મોહોર વેહેંચી રે, દક્ષિણા આપો સમોતી મેહેતો રે. ૫૪
એકક નાગરને તેડાવે રે, તે તો હરખભેર ત્યાં આવે રે. ૫૫
આસને બેસાડી તીલક કીધું રે, મોહોર પાંચ ને પિતાંબર દીધું રે. ૫૬
એમ વસ્ત્ર આપ્યાં અનેક રે, હેતે હરી આપે કરી વિવેક રે. ૫૭
નાગર કહે બંસીધરને વાત રે, ધન્ય નરસૈંયો તારો ભ્રાત રે. ૫૮
ભોજન રૂડાં થયાં અપાર રે, પિત્રિ સંતોખ્યા અપાર રે. ૫૯
ભલી કહી સ્વામિ તમો વાત રે, એ નહીં બીજો, કનિષ્ટ મુજ ભ્રાત રે. ૬૦
એવાં વચન સુણી બોલ્યા મોરાર રે, એ તો એક પિતાનો પરિવાર રે. ૬૧
નરસૈં મેહેતો બંસીધર એક રે, અક્રુર સમજાવે કરી વિવેક રે. ૬૨

વલણ.

વિવેક કરી સમજાવીયા, સાંભળોને દ્વિજરાજ રે;
પિતા એક ને પૂત્ર બે, તે એક ઘરમાં મહારાજ રે. ૬૩

## કડવું ૧૬ મું.

### રાગ ધનાશ્રી.

નાત નાગરી વિદા કીધી, હરીએ તેણીવારજી;
અજીઠ ત્યાંહાં પડયુ ઘણું, તે પ્રભુ કરે વિચારજી. ૧
કેડ કસીને કાહાડી નાખ્યું, પોતે જુગદાધારજી;
પેહેરામણી પરીપૂરણ કીધી, વરત્યો જય જયકારજી. ૨
નાગર સર્વે આનદ પામ્યા, મનમાંહે ઉમગજી;
બાળગોપાળ સર્વે સંતોખ્યા, પૂરણ પ્રેમાનંદજી. ૩
ભલો નાગર તું નરસૈંયા, ધન્ય તારો અવતારજી;
આજ્ઞા માગી અધિપતિ સાંચર્યાં, કર્યો સર્વને નમસ્કારજી. ૪
આપ આપણે સ્થાનક જાએ, રહ્યા જુગદાધારજી;
પછી અક્રુર ઓધવ અર્જુન પરવર્યાં, વરત્યો જયજયકારજી. ૫
પત્ની કહે છે પ્રભુ પ્રત્યે, સાંભળો સ્વામી વાતજી;
અસુર થાયે ભોજન કીજે, ઉઠો મારા નાથજી. ૬
વચન સુણી વીનતા પ્રત્યે, પછી બોલ્યા વિશ્વાધારજી;
ભોજન કીધાં બ્રાહ્મણે, ત્યારે હું આરોગ્યો તેણીવારજી. ૭
એવું કહીને અંતરપિયા પોતે શ્રી જુગદાધારજી;
જ્યાં કીર્તન કરે છે નરસૈં મેહેતો, તેને સાંભર્યું તે વારજી. ૮

બ્રાહ્મણ જાએ ને કૌતુક થાયે, એમ કરે મન વિચારજી;
એવે ભોજન કરીને વિપ્ર આવ્યા, મેહેતો છે જે ઠારજી. ૯
મેહેતાજીને મસ્તક નામીને, બોલે પ્રેમ વચનજી;
ભોજન કીધાં પીતાંબર લીધાં, એ નરસૈંયા તુને ધન્યજી. ૧૦
ઠગ નાગર તે કરે ઠગાઇ, મેહેતા મન એમ જાણેજી;
વગર જમ્યા બ્રાહ્મણ ગયા, તે મેહેતો મન દુઃખ આણેજી. ૧૧
નિર્મુખ બ્રાહ્મણ નાગર જાયે, ગદગદ કંઠ મન વિચારજી;
પછી ઘી લીધુ રુપઇયાકેરું, મંદીર જાએ તેણીવારજી. ૧૨
મેહેતાજી મદિરમાં આવ્યા, ઘીની વટલોઈ હાથજી;
ત્યારે મેહેતી કહે વળી શાને લાવ્યા, જમ્યો સઘળો સાથજી. ૧૩
તવ મેહેતાજીએ મનમાં જાણ્યું, આવ્યાતા જદુનાથજી;
કીધી કૃપા કમલા કંથે, અંતર દીધો હાથજી. ૧૪
ભકતતણો મહિમા છે મોટો, સાંભળરે તુ નારજી;
લજ્જા રાખવા પોતે આવ્યા, સ્વામિ દેવમોરારજી ૧૫
આનંદ ઓચ્છવ સરવે તેનો, વરત્યો જય જયકારજી;
નારે સરવે માંડી કહ્યું તે, કીધુ દેવમોરારજી. ૧૬
ત્રણ જણા સાથે હતા બીજા, તેણે કર્યો કારભારજી,
નરસૈં કહે છે નારને, તે સ્વામી મુજ દેવમોરારજી. ૧૭
એ શ્રાદ્ધ મેહેતાના પિતાનું, પામ્યાં છે ઓદ્ધારજી,
ભાવે કભાવે સાંભળે, તેને નહી પુનરપી અવતારજી. ૧૮
સવત અઢારસેં પરીપૂરણ, તે ઉપર અગિયારજી,
ચૈત્ર સુદ એકાદશી, ચદ્રસુત બુધવારજી. ૧૯
તે દિવસે થયું પરિપૂરણ, મેહેતાના પિતાકેરું શ્રાદ્ધજી,
સુણતાં સુખ ઉપજે ઘણું, ને ટળે સૌ અપરાધજી. ૨૦
ગાયે શીખે ને સાંભળે, વળી તેની પોહોંચે આશજી;
શ્રવણે સુણતાં સુખ ઉપજે, ને મળે શ્રી અવિનાશજી. ૨૧
સેવક જ્ઞાતિ અવતર્યો, રાજનગરમાં વાસજી;
ભાઇભટસુત એમ ઓચરે, મૂલજી હરિનો દાસજી ૨૨

**ઉથલો.**

નામ નારાયણતણું, ભેદ ભવ જંજાલરે;
શ્રોતાજન શ્રવણે સુણીને, ભજો શ્રી ગોપાળરે. ૨૩

# નાકર.*

## ચંદ્રહાસનું આખ્યાન.

### કડવું ૧ લું.

રાગ રામગ્રી.

મહિષાવતીથી સહુ ઈજાઈ સાથે મલુ એ. ૧

ઢાળ.

કટક સહી† સાથી પરવરીઉં, આવ્યું ચંપકપુર દેશ;
હંસધ્વજ તાં રાજા મોટુ, એક પત્નીવ્રત નરેશ. ૨
તેહતણા બે કુંઅર ચઢીઆ, સુધન્વા સુરથ;
જેણે નર નારાયણ હારી મનાવ્યા, એહવા તે સમરથ. ૩
પછે તે બેહુનાં કમળ‡ ઉતાર્યા, પુરાણે પરસિદ્ધાં;
શ્રી મહાદેવે કઠિ બાંધવા, ગગા માંહેથી લીધાં. ૪
ત્યાંહાંથી ઘોડુ§ ચાલી આવ્યુ, મણિપુર આશ્રમ જોયું;
કુટંબ નિકંદન કયાહાં કરાવ્યુ, માહારું મન તાં મોહ્યુ. ૫
તહીં કૃષ્ણજીએ કથા કહી, વેદ પુરાણુ વદીતાં;
*　　*　　*　　*　　* ૬
તેપે હવડાં રૂમૂ છે, એ તજને સંભળાવુ;
જન્મ કોટિના પાતક જાએ, સસાર પાર ઉતારું. ૭
વલતા નારદ એણીપેરે બોલીઆ, સાંભળોને અર્જુન;
એકે મને થઈ તમ્હો સાભળો, જીવત તમારુ ધન્ય. ૮

---

* આ કવિ વડોદરાનો રહીશ, જ્ઞાતે વણીક દેશાવાળ હતો એના પિતાનુ નામ વિકાભાઇ. એના રચેલા ગ્રથો શિવ વિવાહ, ધ્રુવાખ્યાન, મહાભારતનો કેટલોક ભાગ, ચદ્રહાસાખ્યાન અને કેટલાંક છુટક પદો છે. શિવ વિવાહના ગ્રથ ઉપરથી જણાય છે કે એ સ ૧૭૧૬ માં હૈયાત હતો. સંવત ષટ દશ શત ઉપર'' એટલે ૧૭ સેં, તેના ઉપર ૧૦ ને તેના ઉપર ૬ એટલે ૧૭૧૬ માં ધ્રુવાખ્યાન'' અને "શિવ વિવાહ" ની રચનાની ભાષા જેવી છે, તેના કરતા ચંદ્રહાસાખ્યાનની ચનાની ભાષા નિરાળી છે, અને તેટલા માટે મેં આ આખ્યાન તેજ ભાષામા રાખ્યું છે. એની એક પૂર્ણ પ્રત મારી પાસે છે, જેના આગલા પાછલા પત્તાઓ નથી, માત્ર ચાર જ કડવાં છે. બીજી ત છગનલાલ વિધારામ રાવલ પાસે છે, જેની નકલ મળી છે અસલ પ્રત તેણે આપી નથી. મારી પાસેની પ્રત ઘણી અશુદ્ધ છે. † કટક=સૈન્ય. સહી=સૌ. ‡ મસ્તક. § અશ્વમેધનો અશ્વ.

કઈઅલ નગરનો રાજા મોટો, સુધર્મ તેહનું નામ;
પ્રજા પાળે પવિત્ર પોતે, કરે તે ઉત્તમ કામ. ૯
તેહને ઘેર નહિ તન ને તનયા, હુતું અપુત્રવાન;
અહર્નિશે મનમાંહિ હરે, સમરે શ્રી ભગવાન. ૧૦
એમ કરતાં તે અનંગસેનાએ,* એક પુત્ર તાં જણીઉં;
કહે રાજા એ કાંઈ નહી સારું, એ કો આવીઉં રણીઉં.† ૧૧
પત્રિકા જોષીએ કીધી, મૂળ માંહિ આવ્યું દ્રષ્ટ;
ગમે તેવું થાએ રાજા, તારે આવ્યું અરિષ્ટ.‡ ૧૨
કહે રાજા ભાઇઓ શું કરીએ, મનશું કરો વિચાર;
હુનાર પદારથ હશે સહિ,§ કાંઇ તેહનુ નથી પ્રતિકાર. ૧૩
વળતા જોષી એણીપેરે બોલે, એહને અધીકું અગ;
એક વરસનુ બાલક થાશે, તારે દેશમાં પડશે ભંગ. ૧૪
એક વરસનુ બાલક થઉ, ને દલ પરેઠી‖ આવ્યું;
દેશમાંહાં તાં ભંગજ પડીઉ, અને નગર તેહનું વેડાયુ.¶ ૧૫
કહે નારદ સાંભળો રે અર્જુન, તહને કહુ દ્રષ્ટાંત;
નગર તે કહી પેરે વેડાઉ, ભાવે તે સુણુ માહંત. ૧૬
શ્વાસ ખાંસ, અને ખલખણુ, કઠ ક * * ધાએ;
વાત પીત ને સીત સનેપાત, અને ધડેડ ધાએ. ૧૭
અખીલ રોગ કલેવરને વીટે, મરતી વેળા તે અવસાન;
ત્યમ તેનું નગર જ વેડઉ, વળી મૂઉ રાજાન. ૧૮
તેહની સ્ત્રીએ સારવાન** કીધુ, મૂગત†† પદારથ પેઠી;
એહેવા માહે ધાત્રી ત્રાહ પામી, બાલકને લેઇનાઠી. ૧૯
ભેભીત‡‡ તાં એ હવી ત્રાઠી,§§ કુંતલકપુર માહે પેઠી;
રમ્ય સ્થાનક બ્રાહ્મણનાં દીઠા, ત્યાંહાં આવીને બેઠી. ૨૦
ખાંડે દળે ને પાણી આણે, વત વાસીદું કરાએ;
એમ કરતાં કો કાંઇએક આપે, એણીપેરે પ્રાણ ધરાએ. ૨૧
એમ કરી બાળક ઉછેરે, બોલે મધૂરી વાણી,
રાજકુઅર તા ઉએરે, સધુ જુએ રદેશુ જાણી. ૨૨
પુરુષ કેરા કર્મ તણું રે, કહી છે નથી છેહ;‖‖
કદવ્ય બાળકજુ ઉછરી, મજને પાળે એહ. ૨૩

* સુધર્મ રાજાની રાણી. † રણીઉ=ઋડણીઉં. ‡ અરિષ્ટ=મહા દુઃખ § સહિ=નક્કી ‖ પરેઠી=શત્રુનુ. ¶ ઉજડ થયુ=લુટાયુ. ** સહગમન–સતી થઇ. †† મુક્તિ પામી. ‡‡ ભયભીત. §§ ત્રાસ પામી ‖‖ છેહ=છેડો

પાળી પોષી પ્રોઢું કીધું, વરસ ત્રણ્યનું તંન;
અકસ્માત તાં તેહની, ધાત્રી પામી તાં પતંન. ૨૪
સકોમળીને દહન દેવરાવ્યું, અન્યો અન્ય બોલે વાણી;
નમાઉ નબાપુ બાલક, એ કયમ ધરશે પ્રાણી. ૨૫
આઈ આઈ* તાં કરતું હીંડે, અને કરે આક્રંદ;
અંન ઉદક તાં કાંઇ ન ગમે, દીન દામણું† મંન. ૨૬
એમ કરતાં તે કો આવે, રાખે તેહને વાહી,‡
રહે રહે રે છઇયાં તું તાં રોતુ, આવે છે તાહરી આઈ. ૨૭
એમ કરીને કપિત રાખે, અહરુ પહરુ§ તાંહાં જોએ;
આવતી ન દેખે અંબા‖ તાં, રાતેલોચને રોએ. ૨૮
બીજા બાલક જે કો આવે, પૂછે પરપંચ વાહી;
કહે રે છઇયા તાહરી કયાં અંબા, માહરી માતા મૂઇ. ૨૯
નારે ભુંડા નથી મૂઇ, આ શેરી માંહા જાએ;
કરે આક્રંદ ને પેટજ કૂટે, અબા પૂઠે ધાએ. ૩૦
ધાતાં ધાતાં પડે આખડે, ઊઠી ઉભો થાએ,
તેવડ તેવડા આપે સુખડી, એમ બાળકને વાહે. ૩૧
એમ કરતાં તે રમતે લાગ્યું, રુમે સખા તે જોડી;
એક સખુ¶ તેવડે તેવડે, આપ્યુ ગાંઠેથી છોડી. ૩૨
એક વારને સમે શેરી માંહાં, ચાલ્યું રમતુ રમતું બાલ;
એક સખુ તેહને પડયું લાધ્યું, માહા સુંદર વિશાલ. ૩૩
અતિ ટોટલું અને વાટલુ, અધીકું તેહનું તેજ;
લૂહી લૂછી મુખમાંહાં મૂકયું, અને કરે સહુ હેજ.** ૩૪
ગલકી નદીની સલા†† શૂધ રે, કચીત માત્ર કનેરું;
લક્ષ્મીનારાયણની મુર્તીજ, પાંમ્યું રહ્યું રહ્યું હેરું. ૩૫

## કડવું ૨ જું.

### રાગ—

માંહો માંહે તે રમે, તેવડે તેવડા તાં સ્તવે;
બોલે ને બોલતે, વડતે વડાએ. ૧

### ઢાળ.

તેવડ તેવડા એમ બોલ, બાલે બાલને અણગમતું;
જે રમકડું તુને પડયું લાધ્યું છે, તેણે સે નથી રમતું? ૨

---

* મા. મા. † દામણુ=દયામણુ. ‡ સમજાવી. § આમ તેમ—અરુ પરુ. ‖ માતા. ¶ રમકડુ
** હેત. †† સલા=શીલા, શાલિગ્રામની મૂર્તિ.

શા માટે તેણે રમૂ, તે તો જીવન માહારૂં;
એણે સમે અહમે ત્યારે રમશુ, જ્યારે ખાશું મહારૂં. ૩
સદા સર્વદા હું જીતું, અલ્પ જીવડુ આપ;
હું ન હારૂં તમને હરાવું, તે સખાનું પ્રતાપ. ૪
કહે નારદ સાંભળ રે અર્જુન, અલ્પ જીવડુ આપ;
કૃલીઆ માંહાં સહુ દયા કરે, તે લક્ષ્મી નારાયણનું પ્રતાપ. ૫
જેહવાં જમણ તેહના કુંઅરને, તેહેવાં તેને અંન;
જેવાં સૂખડાં તેહના કુંઅરને, તેહવાં તેહને દયણ.* ૬
જેહવાં વસ્ત્ર તેહના કુંઅર પેહેરે, તેહવાં તેહને શીવડાવે;
ઢોલ† તલાઈ તેહના કુંઅરના પુઢે, ત્યાંહાં તેહને પુઢાડે. ૭
ઉત્તમ શિરરખ‡ ને ગાલમસૂરીઆં, તે તાં તેહેને ઓઢાડે;
* * * * * ૮
એક વારને સમે તે નગરનું, દુષ્ટમુખ્ય પ્રધાન;
તેહને ઘરે મુનિ જન, પધાર્યાં કરવાને અંન. ૯
તેણે સમે તે ત્યાંહાં ગઉ, રમતું રમતું બાલ;
બ્રાહ્મણની દષ્ટે પડ્યું રે, * મનોહર વિશાલ ૧૦
બેસ બેસ રે સુદર બાલક, પછે તુ તાં રમજે;
આજ અમ્હો આંહાં ભોજન કરશું, સાથેથી તું જમજે. ૧૧
બ્રાહ્મણ સઘળા તે તાં આવ્યા, અને કીધાં સ્નાન;
સાથેથી તે બાલક ઉઠાડી, કરાવ્યું પય પાન. ૧૨

## કડવું ૩ જું.

### રાગ વેરાડી.

આરોગીને ઉઠ્યા બભ,§ કહે પ્રધાન માહારૂં જીવતવ્ય ધંન;
લ્યવંગ કપૂર એલચી પાન, બીડી કરી આપે પરધાન. ૧
ચૂઆ ચદન ને મલીઆગર્યાં, બ્રાહ્મણને અંગે લેપન કર્યાં;
વાલા વેજન‖ નાંખે વાય, કેહે અમ્હારૂ જીવતવ્ય ધંન રાય. ૨
આપ્યા મુગતાફલના હાર, આપ્યાં દિવ્ય વસ્ત્ર તે સાર;
આપ્યાં મુગટ કુંડળ કાન, બ્રાહ્મણ પુજ્યા અતિ વિધાન. ૩
પૂજ્યા બ્રાહ્મણ અતિ વિશાળ, સાથેથી તાં બાલ પૂજાય;
આરોગી બ્રાહ્મણ સુખીઆ થાય, બાલક ઉઠી રમવા જાય. ૪

* આપવું–આપે. † ઢોલિયો–ખાટલો. ‡ ઓસીકા. § બ્રાહ્મણ જુઓ, કાહાનડદે પ્રબંધ વૃક ૧૩ મી. 'તિણિ અવગુણિઉ માધવ બભ.' ‖ વિજન–વિંજણો

જાગ્યા બ્રાહ્મણ તેડયું પ્રધાન, કાં એક પ્રશ્ન કીજે કાન;
અમ્હ સાથે જે જમીઉં બાલ, શોધી કા'ડુ તેની ભાલ. ૫
એ બાલ્ય તાં કહેનૂઅ છે, એહનું કારણ કહેશું પછે;
સામુદ્રિક તાં પાઠે ભણું, જાણું લક્ષણ બાલ્યક તણું. ૬
એહવાં બાલ્યેક ઘણાં રડવડે, પેટ ભરે ને પાધર* પડે;
એહને નથી માત ને તાત, હું શું જાણું એહની વાત. ૭
અમ્હો ધણુંએ કહીએ આજ, રાજ્ય તણાં ત્યાં મોટાં કાજ;
રાજ્ય થકી અમ્હો આવું જસા,† ભોજનના ત્યાં સ્વાદ જ કસા.‡ ૮
તમ્હો એવડી શી પૂછુ છુ સાખ્ય, એણીપેરે બોલ્યા દૃષ્ટબુધ્ય;
હમારી વાણી સત્ય જ હશે, તારી લક્ષ્મીનું ભોગતારી§ થશે. ૯
વળી માહારી સાંભળ વાત, એ તારું થાશે જામાત્ર;
એહવુ કહેતાં ચડી રીસ, ડસણુ ડસે‖ હલાવે શીશ. ૧૦
સકલ શાસ્ત્રને તમ્હો સ્તવું, ઉદર ભર્યાંનું ગમે ત્યા મલવું;
એવડુ તમ્હો શો કીધુ બરો,¶ કેવળ વેદીયાસુ કહાતું ઢોરો. ૧૧
પચ્છમ બુધીઆઓ લાગી શીખ, નીગમી** પૃથવી ને માગી ભીખ;
એમ તમ્હારી વાણી સત્ય જ હશે, માહારું જામાત્ર એ બાલ્યક થશે ? ૧૨
સભારે છે ઇમ†† ધડીય ધડી, ઉઠી પેટમાહાં ફાલ જ પડી;
શુ જાણીએ મનોભાવની વાણ, કેવારે સુધી થાએ નિર્વાણ. ૧૩
પછે તેડાવ્યા બે પસાચ,‡‡ કરી પ્રણામ ને બોલ્યો વાચ;§§
સમસ્યાએ તાં કીધી સાન, બાલ્યેક દેખાડયું પરધાન. ૧૪
એ બાલ્યેકને લેઇ જાઉં ત્યાંહાં, મહા આરણ્યક ને ઉદ્દસ્ત‖‖ જ્યાંહાં;
માહા વન ને કંટક ઘણા, સ્થાનક વાઘ સઘન¶¶ તણા. ૧૫
સાંભલુને તાં માહારી વાત, એહને જઈ કરજો ઉપઘાત;***
એટલુ દેજો મજને માન, રખે કો જાણે કાનોકાન. ૧૬
કરી કામ આવું મૂ††† ભણી, આપું મહિષી બે દૂઝણી;
એક સાંભલું માહારી વાણ, માર્યાનું લાવજો એધાણ. ૧૭
એહવું સાંભળી પસાચ જાય, આપે સૂખડી બાલ્યકને વાહાય;
બાલ્યેક વાહાયું તે તાંહાં જાય, પૂછે રમત્ય હજી કેટલેએક થાય. ૧૮
હવે આવી રંમત તે ઢૂકડી,‡‡‡ વળી આપી બીજી સુખડી;
એમ વાહીને લેઈ ગયા, નગરથી યોજન બાર જઇ રહ્યા. ૧૯

* ગામનો સીમાડો. † જેમ તેમ. ‡ કેવા ભોગવનારો ‖ હોઠ કરડે ¶ ગર્વ. ** રખડવુ. †† એમ ‡‡ પિશાચ=મારા. §§ વાણી. ‖‖ ઉજડ. ¶¶ સિંહ. *** મારી નાખજો. ††† મારી. ‡‡‡ પાસે.

બાલ્યક ઉતાર્યું તાં ભોમ, વડઉ કાંટુ* રોમે રોમ;
એક ખડગ ઉઘાડીઉ, ત્યારે ધૂજ્યું બાલ્યકનું હઈઉં. ૨૦
એક કહે તું વહેલું થાએ, બીજું કહે ભાઈ નારે નાએ;
પૂર્વે કાંઈ ચાલ્યા પાપ, તે અવતાર પામ્યા છે આપ. ૨૧
વળી આહાવાં રતનને હણું, તું નથી ક્યાંહાં ઠામ આપણું;
કશું કરીએ તે મહિષી સાર, શું કરીએ તે અરથ ભંડાર. ૨૨
ખાવા મળશે સઘળુ સાથ, સૈહેસે આપણું એક જ હાથ;
ધીકય ધીકય આપણુ અવતાર, આહવા રત્નને કયમ કીજે પ્રહાર. ૨૩
આહવા રત્નને કયમ મારીએ, ભુડું ઉદર તે કયમ ઠારીએ,
નારદ તાં અર્જુનને કહે, બાલ્યકને ત્યાંહાં એકજ ભેએ. ૨૪
બાલ્યકને મંન્ય એહ જ પખુ, રખે માહારું લેઇ જાએ સખુ;
લઘૂલાઘવી વિદ્યા કરે, સખુ લેઈ મુખ માંહે ધરે. ૨૫
એ સખાને લેઈ જશે, વલતૂ મૂને નહીં આપશે;
બીજા સખાને લેઈ જાએ, તેનું મજને દખ નવ થાએ. ૨૬
તેહનું દખ ન થાએ લગાર, મુખમાહાં છે તે પ્રાણાધાર;
બાલ્યક રુદંન કરે અપાર, વાહારે ધાજો વિશ્વાધાર. ૨૭
રામ કૃષ્ણ ગોવ્યંદ ગોપાળ, દીનાનાથ તું દીન દયાલ;
માધવ મધુસુદન મોરાર, તું જુગજીવન જુગદાધાર. ૨૮
ભૂધર ભૂપત્ય સારગ્યપાણ, દામોદર નરસિહ નારાણ;
સ્વામી ધ્રુવની કીધી સંભાળ, મારી લમ કરજો તતકાળ. ૨૯
સ્વામી અમરીખને† ઉધાર્યું, ચરણોદક કીરીટનુ કર્યું;
રાખ્યું ગોવરધન કર ધરી, રાખ્યુ અજામેલ ઉધરી. ૩૦
સ્વામી રાખ્યા વેદ જ ચાર, રાખ્યું ધરા ધરીને ભાલ;
રાખ્યા નદ ને દેવકી માત, કારાગ્રેહથી તે જગતાત. ૩૧
સ્વામી હિરણ્યકસ્યપને હણ્યુ, સ્તંભ ફોડી નરસી પ્રગટયું;
સ્વામી સ્તંભમાહે પૂર્યુ વાસ, સ્મરતાં આવ્યા શ્રી અવિનાશ. ૩૨
પછે પસાયને આવી દયા, છેદી આંગળી ને મૂકી ગયા;
આવી હરણી ચાંપે પાય, ધરે હર્ખ આણે વેરાય. ૩૩
હરણી મનશું કરે છે વાત, આ સ્યુ દીસે છે ઉત્પાત;
પંખી જાતે તા છાંહડું કરે, ચમરી ગાય તાં ચમરજ ધરે. ૩૪
મારુત તે તાં મધૂરા વાય, સનઉ સનઉ‡ તે સૂરજ તપાય,
બાલ્યક રુદન કરે અપાર, કુલંદ આવ્યુ તેણીવાર. ૩૫

* વગડાના કાટા † અંબરીષ. ‡ શનૈ શનૈ–ધીમે ધીમે

કુલંદ મૂકયું રાખવા દેશ, કુંતલકપુર તણું નરેશ;
દેશ પાળે ને રક્ષા કરે, બોલ્યું હુતે પુહુતુ કરે. ૩૬
રાજા કુલંદ હેઠા ઉતર્યા, બાલ્યકની પાસે આવી ઠર્યા;
પાંચ વરસનુ સુંદર મખ,* કરે આક્રંદ ને આણે દ.ખ. ૩૭
રાજા કુલંદ પૂછે વળી, કહે કેહેણે છેદી આંગળી;
છેદી આંગળી ને ગયા કહીં, કહે રે બાલ્યક અમ્હો જાઉ તહી. ૩૮
સાચી કહે રે મજને વાત, કુણ માત ને કુણ છે તાત;
ગોત્ર ગદાધર ત્રિકમ તાત, ભાઈ ભૂદર ને મોહન માત; ૩૯
માહરે વડાઉ વસુદેવ, વડી આઇ વામન અવશ્યમેવ.
રાજા કુલંદ હેઠા ઉતર્યા, બાલ્યક પાસે આવી ઠર્યા. ૪૦
ફઈ ફણુધર મર્દન જેહ, માંમુ માધવજી તાં તેહ.
દામોદર માહરે મુસાળ, બાકી સઘળા આળપંપાળ; ૪૧
કુલંદ રાએ જોઉ ગ્નાન, હુ તું છુરે અપુત્રવાન;
જુ મુજને ત્રુઠયા ભગવાન, તુ એહને લેઇ જાઉ કાંહાં ન. ૪૨
એહેને તાં લઈ જાઉ ઘેરે, પુછ્યું પડિત પેરે પેરે;
દશ વિધિ કેરા પૂત્ર કે'વાય, એહવું છે શ્રુતિનું ન્યાય. ૪૩
એક પૂત્ર સ્વદારા સાર, એક પુત્ર પુત્રનુ નિર્ધાર;
એક પુત્ર તે તનઆ† તણું, એક પુત્ર તે ભાઇનું ગણું. ૪૪
એક પુત્ર જે આપે કોય, એક પુત્ર વિક્રે‡ લીજે સોય;
એક પુત્ર ગોલક કહેવાય, એક પુત્ર ક્ષેત્રપતિ થાય. ૪૫
એક પુત્ર કુડલક જેહ, એક પુત્ર કો નાંખે તેહ. ૪૬

## કડવું ૪ થું.

### રાગ ગોડી.

કુલંદે વેગે થઉ સ્વાર, લીધુ પુત્ર પ્રેમે કર સાર;
પંપુઆલીને ચાંપ્યું રદે, વળતું કુલદ એમ વાણી વદે. ૧
આજ અમ્હારું જીવતવ્ય ધન, પામ્યું પુત્ર હું વૈષ્ણવ જન;
ઉતાવલું મંદિરમાંહાં જાય, ઉલટ અંગે તાં ના માય. ૨
વેગે આવ્યા ચંદનાવતી, વાટ જુએ ઘેરે મેધાવતી;
આવી ઉભાં રહ્યા તે દ્વાર, આવમ§ દેવા આવી નાર. ૩
મેધાવતીએ પખાલ્યા પાયે, આપ્યાં આસન બેઠા રાયે;
સ્વામી સુંદર અતિ વિશાળ, આપણુ એ કેહેનું બાલ્ય. ૪

* મુખ, ચહેરો. † પુત્રી ‡ વેચાનો લીધેલો. § આવકાર

સાંભળરે તું મેધાવતી, આપણને ત્રુઠ્યા કમળાપતિ;
હું ગઉં તુ વનમુઝાર, જોવાને તાં ચર* ચોર ચખાર. ૫
પાંચ વરસનું રોતું બાળ, જપે રામકૃષ્ણ ગોપાલ;
મેં પૂછ્યું તે મજને કહ્યુ, કારણ સઘળું મેં તાં લહ્યુ. ૬
મેં તાં પ્રીછ્યું સહી નીરધાર, એ કુંઅર ઉતારશે પાર;
તેઆ જાણીતા જોતકી,† જન્મપત્રિકા મૂને આપુ લખી. ૭
એ બાલ્યેકથી થએશ સુખી, કુલંદે એહેવી વાણી ભખી;
સ્વામી એહની શી જન્મોતરી, અમો વાત તાં કહેશું ખરી. ૮
અમ્હો તાં એહના જોઆ પાણ,‡ વળતા જોષી બોલ્યા વાણ;
સ્વામી ઘણુ શુ કહીએ કથી, એહેવુ ભાગ્યવાન કો નથી. ૯
ન હઉ ન હવડાં હશે, નહીં સરજીયા સ્વામી પછે;
એહનું વદન એવુ વિકાસ, એહનું નામ ધરુ ચંદ્રાસ. ૧૦
અમારી વાણી માનો નરેશ, જીતી આવશે ચારે દેશ;
સુખીઆ હોશો તહમારા લોક, ક્ષમા દયા મંન સદા સંતોષ. ૧૧
આ લ્યુ એહેની જન્મોત્તરી, અમ્હો વાત તાં કેહેશુ ખરી;
પ્રશ્ન ન મલ્યે તુ કરજો રોષ, આજ પછે નહી જોઉ જોષ. ૧૨
અતિ સંતોખ્યા તે જોતકી, આપ્યાં આભ્રણ તે ઘર થકી;
આપ્યા મુગતાફલના હાર, આપ્યાં દિવ્ય વસ્ત્ર તાં સાર. ૧૩
નારદ કહે અર્જુનને વાત, તેહેને વરસ થયાં તાં સાત;
સાત વરસનુ થઉં તે બાલ્ય, જપે રામ કૃષ્ણ ગોપાળ. ૧૪
માએ બાપને હરખ ન માએ, આંખડીએ તાં અમી ઝરાએ;
તેઆ ગુરુ કીધુ જાતિકકર્ણ,§ અને સતોખ્યા બહુ બ્રાહ્મણ. ૧૫
ચુડ કર્ણ તાં કીધુ અછે, યજ્ઞોપવિત તાં દીધુ પછે;
આઠ વરસનુ બાલ્યક થયુ, તેવુ અખ્યારુને ઘેર ભણવા ગયુ. ૧૬
અખ્યારુ ભણાવુ ચદ્રાસ, માઇતણ‖ કરાવુ અભ્યાસ;
નિશાળગરણુ કરે કુલંદ, મેધાવતી મન અતિ આનદ. ૧૭
સહસ્ર ખડીઆ સોના તણા, બે સહસ્ર રૂપાના ઘણા;
તે માહે સરકરા ભરાએ, દશ દશ બાલ્યકને કૃપા કરાએ. ૧૮
બંદીજન તાં જેજે કરે, કુંઅર નિશાળે સાચરે;
ગાએ ગીત તાં સોભાગવતી, ત્યમ ત્યમ આનદ મેધાવતી. ૧૯
બીજે દાઢે ગઉ નિશાળ, લેઇ બેઠું સઘળાં બાલ્ય;
અખ્યારુ કેહે ચદ્રાસ, માઇતણુ તમ્હો કરું અભ્યાસ. ૨૦

* દૂત †જ્યોતિષી. ‡ હાથમાની રેખા. § સસ્કાર. ‖ સરસ્વતી તણો. "સરસ્વતી સરસ્વતી તુ મોરી માય." એ.

આ તો પે'લૂં ભલે **ભણ્યે** ભણ્યૂં, પછે તાં તમો મીંડાં ગણૂં;
બારાખડી કુહુ મારા તંન, સકળ વિદ્યા ભણું અનુદિન. ૨૧
**ભણ્યે મીઠું** ને બારાખડી, અખ્યારું ભણુવા આખડી;*
માઇકાકલાં ને સધ્યો† સમાન, તે તું મારે વિષ સમાન. ૨૨
અખ્યારું ભણુાવૂં ધાત, કૃષ્ણ નામ વિના સર્વ કધાત;
નસકટ કહેતાં એ સો અર્થ, રામ નામ વિના સર્વ અનર્થ. ૨૩
અધ્યારુ કહે કહૂં ગ્નાન, જેહમાંહે નાહી નામ મુક્તિ નિધાન;
એ ભણ્યે અખ્યારુ શું હોએ, ગ્નાન દષ્ટે નિહાળી જોએ. ૨૪
એહ વિદ્યા અવિદ્યા જાણ, જેમાંહાં નહી સારંગપાણ;
પોથાં થોથાં સર્વસ્વ પરહરુ, સહસ્ત્ર નામનું સંગ્રહ કરું. ૨૫
ભોળે ભાવે ભૂધરને ભજો, વિષ પીઉ કાં અમૃત ત્યજો;
અમ્હો ભાવ રાખુ રદે રામ, નિજ પદ આપે શ્રી ભગવાન. ૨૬
અખ્યારું આવ્યુ રાં‡ પાસ, સ્વામી એક વિનતિ છે આશ;
અમ્હારુ ભણુાવ્યું એ નવિ ભણે, એ તો કાંઈ અભિનવું ગણે. ૨૭
જુ સુની મૂકું નિશાળ, લેઈ બેસે સધળા બાળ;
અરે ભૂડા તુ એ શુ ભણું, હું કહું તે શ્રવણે સુણું. ૨૮
કુહુ રામકૃષ્ણ ગોવ્યંદ ગોપાળ, દીનાનાથ તુ દીનદયાળ;
માધવ મદન મુકુદ મોરાર, તુ જગજીવન જુગદાધાર. ૨૯
ભૂધર ભૂપત્ય સાર્ગંગપાણ, દામોદર નરસિંહ નારાણ;
એક નવઉ§ તાહારું બાલ, વણુસાડી સધળી નિશાળ. ૩૦
વળતા એણીપેર બોલે રાએ, અખ્યારુ વળી લેઇ જાએ;
વેહેલુ ભણુાવું સંહિતા વેદ, અસ્ત્ર વિદ્યા પછે ભેદાભેદ. ૩૧
માહારા કુઅરને સર્વ કરૂ, વિદ્યા પાઠે વિસ્તરૂ;
બીહાવી ભણુાવૂ બભ, વિદ્યાતણું કરાવું પ્રારભ. ૩૨
અખ્યારુ કહે ચંદ્રાસ, મુજને રાએ દીઠા છે આજ;
બીહાવી લીધી કામડી,¶ ઉભા રહી તે ઘડીએ ઘડી. ૩૩
અખ્યારું તુ અક્ષર કહે, તે તું મારે હૈએ ન રહે;
તે તુ મજને વિસરી જાએ, એકજ વાહાલું વૈકુંઠરાએ. ૩૪
અખ્યારુ તું અક્ષર કળે, એક નવી ભણું તાં ભલે;
ગર્ભ વાસના‖ છોડે પાસ, ભકતવચ્છલ એહવું અવિનાશ. ૩૫
ભલે "**ભણું**"** તાં કારણુ વડું, કારણુ કાયા આભ્યંતરે જડયું;
આભ્યતર માંહે જે ખટલુ મલે, અકળ ભલો ને કો નવી કળે. ૩૬

---

* બાધા. † સધ્યો=સિદ્ધો. ‡ રાય—રાજા. § નવાઇનો. ¶ બીહવડાવવાને સોટી લીધી. કારણુવાસના. ** "ભણ્યે."

શૂન્ય મડળ **માંડાર્** નામ, સકળ ભૂત કેરું વિશ્રામ;
મીડું મંડળ વૈકુંઠવાસ, કર્મબંધકના છોડાવે પાસ. ૩૭
**બે લીટીમાં** બહુ વિસ્તાર, વિસ્તારતાં નવી લાધે પાર;
**एक लीटी तां परठी पंड, बीजी अइ वागी ब्रह्मांड.** ૩૮
ઓ અંકાર* આરાધુ જ્યોતિ, આપે મુક્તિ જે છે અણુછતી;†
ગુરુ પ્રસાદે જાણું મર્મ, એ અકાર તે કેવળ બ્રહ્મ. ૩૯
**नन्यु** નારાયણ જાણ્ય, જગ સચરાચર સારયગપાણ;
સકળ ભૂત મહિ સરખું જેહ, બહુ ઘટ ભીતર વ્યાપે તેહ. ૪૦
**मम्मु** કહેતા માયા છાંડ, પ્રેમ પ્રિતનાં બ્રહ્મસું માંડ,
એક અભ્યતર અંતર નથી, બાહેર શુ કહીએ બીજું કથી. ૪૧
**बे मींडां** તાં બાહ્ય જ કહું, માંહેલ્યુ તાં મર્મ ન લહુ;
પાપ પુણ્ય જે છે જૂજૂઆં, તે**मम्मा हाथे बे लाडुआ.** ૪૨
**शुद्ध** હુએ તો સાધુ શ્વાસ, જૂગતે કરીને યોગ અભ્યાસ;
ઉડીઆણ જાલંધર બધન, સહુ એ અજરામર કદ. ૪૩
**धाम** સંધુ ફોકટ માટ, કરશુ જઈ ડરગમ ધાટ;
સાધુ સહીએ સકલ્ય કૂતલી,‡ તે કહે એ **ढांई ढोकली.** ૪૪
અલખ નિરજન એકાકાર, અકળ સ્વરૂપ ન જાણું પાર;
એક માંહે જડીઆ જેહ, અન્યે છન્ને ભાઇડા તેહ. ૪૫
પવન બાંધી મન રાખુ સ્થિર, મન રાખે તે વીરલા વીર,
કામ ક્રોધ ને મોહ અહકાર, તે કારણ મીંડા એ ચાર. ૪૬
અકળ માહે **ओ उ** આંકડા, બુધ્ય માહે બીજાં ફાંકડાં;
**सेहेज मांहे सुतां सापलां,** આપોઆપ રમે એકલા. ૪૭
અલખ નિરજન નહીં દીન રાત, છેઠા એઈ બીજી માત્ર,
મન પવન બેહુ બલદીઆ, પરસંગે કાંધી પોઠીઆ. ૪૮
રાસ પરાણું સાથે લીધ, તે કારણ **बे मींडां** કીધ;
કવણ પ્રકારે સ્થિર મંન રહે, સાધક પૂછે સદ્દગુરુ કહે. ૪૯
આદ્ય પુરુષ જે છે એકલુ, તે કહીએ **क क्कु** કેવળુ;§
ખગપતિ પૂછે કુહુ શ્રી રામ, માયારૂપ કુહુ પ્રસગ. ૫૦
**ख खखु** ખૂણે બોસી રહ્યુ, સદ્દગુરુ વચને તે મેં લહ્યુ;
**ग ग्गु** જે કહે એ ગોહરી, જેણે વિશ વાર વિપ્ર કરે ધરી. ૫૧
શૂન્ય મડળ માંહે તેહનું નાશ, સોધુ લાધે જો શ્રી અવિનાશ;
થોડું કહેતાં ઘણી બુદ્ધ, પરમાનંદ તણી પરસિદ્ધ. ૫૨

* ઓકાર. † પ્રત્યક્ષ. ‡ કુતુહળી. § કૈવલ્ય

ઘણું કહેતાં થોડું કહેવાએ, **ઘ ઙ્ઘ** ઘંટ ચહડી વ્યોમ જાએ;
ઈડા પીંગલા સાધે યોગ, અંન ઉદક ન પામે ભોગ. ૫૩
પૂર્વ છાંડી પશ્ચિમ પલ્યું, તે કહીએ **ન ન્નુ*** આવલ દુબલુ;
ચત્રુભુજ ચરણ કમળ પ્રસાદ, આદ્ય પૂર્વનું જાણું આદ્ય. ૫૪
પ્રકૃતિ કરી વાણી વિસ્તરી, તે **ચચ્ચા**જીની ચોપડી;
**છછ્છા** વિદ્યા વાદ ન કરુ, કારણ થકી કાર્ય મન ધરું. ૫૫
મદનરૂપ મન માંહે મલ્યુ, તે **છછ્છા** વિદ્યાનું પોટલુ;
**જજ્જુ** જે હરિ આપો આપ, **જજ્જુ** જે સચરાચર વ્યાપ. ૫૬
**ઝઝ્ઝુ** જેવુટિ પાણીઉ, તે **ઝઝ્ઝુ** જે હશે વાણીઉ;
દોંગાઈ ન કીજે વિદ્યાવાદ, ના દેવદકે છેદ દે નાદ. ૫૭
ડગલું પશ્ચમ દલ સગ્રામ, ગ્નાન ખડગ ખેટુ હરિનામ;
બીજતણી તાં સાજે જસું, ધનૂક તણે આકારે તસું. ૫૮
સર્વ ઔષધી કેરું રાએ, **નન્નુ†** ખાંડુ ચંદ્રમાએ;
નગરતણી ચારે પાંખ જ, જોતાં જોતાં મારે જખ જ. ૫૯
બે ઢાંકી બે જોઇ શકૂ, તે **ટટ્ટા** ટોપલી ખાંડેકૂ;
અમૃત ભરી આણ્યુ ગાડઉ, પીતાં પીતાં અમર થઉં. ૬૦
બાલકૃષ્ણ બોલે બાટીઉ, તે **ઠઠ્ઠે** ઘીનુ ગાડીઉં;
આ સંબધ તેણે વસે જડ્યુ, પખી છૂટી વન તડફડયુ. ૬૧
ગયા પ્રાણ રુંધાણા કંઠ, **ડડ્ડા** રામણ વલીઉ ગઠ;
માયા મોહ લગાયુ ચત, માયારૂપ રગ અનંત. ૬૨
માયા કાયા આભ્યતરે જડી, તે **ઢઢ્ઢા** સરવણની પુછડી;
ત્રણ ગુણ કહેઇ ત્રવેણી સગ, ત્રણગુણ માયા રૂપ પ્રસગ. ૬૩
ત્રણ ગુણ કહીએ જે તીરથ ત્રટી, તે **ણ ણ્ણા** ની ત્રણ્યે લીટી;
સકળ લોકમાંહા સતનું રાજ, ઘટપટ માંહે તેહનું કાજ. ૬૪
ગનાન સહિતામાંહે જે કહ્યુ, તે **તત્તુ** બોલે કાનઇઉં;
સોલ સધાણ બુતેર જાળીયાં, અહુઠ કોમ જહાં પીએ નાવીયાં. ૬૫
**દમન** કરીને દીસે આપ, તેહને ન લોપે પુણ્ય ને પાપ;
ચદ્ર સૂર્યની દીવા સા'ય, તેહ વડુ રાવળ કહેવાય. ૬૬
ધનુષ ધરીને તાણુ બાઆણ, પણુછ સાહીને પાછું આણુ;
યોગ તણે સંગ્રામે મરે, તે **ધધ્ધુ** ધાંણુક ધંધુડી ધરે. ૬૭

* દરેક વર્ગનો અંત વ્યજન અનુનાસિક હોવાથી તેને ઠામે નકાર લખ્યો છે અહીંઆં એનો ઙ એ અર્થ થાય છે. † આ ચાર લીટીનો અર્થ સ્પષ્ટ નથી. અનુમાનથી એનો અર્થ ઞકાર સમજાવવાનો છે એમ લાગે છે ‡ અહિંયા ન નો અર્થ ણ થાય છે.

नन्नु नाम नाराએણુ જાણ્ય, સીલા શુદ્ધ જે શાલીગ્રામ;
સાર કરુ સ્વામી ભજતણી, नन्नु પોલર પરઠૂં નામ અણી. ૬૮
પરદારા માતા જે ગણે, પર દ્રવ્ય પરઠું પાષાણે;
પરનિંદા કીજે સાંભળે, पप्पा પોલી પરઠી પલે. ૬૯
ફણાગર સાથે ખેલી આલ્ય, નાથ્યું નાગ પેસી પઈઆલ;*
નાટક નાચે ત્રિભોવન રાએ, फफ्फा ફગડે જોતરે જાએ. ૭૦
જોત્ય પ્રકાશે ઉગ્યું સૂર, ચમતકાર ત્યાંહાં થઉ છે દૂર,
બાહેર થકી ન જ જાય ગણી, बब्बा માની તે ચાંદ્રણી. ૭૧
ભક્તિ કરી મળે ભગવાન, રદે કમળમાંહે રાખું ધ્યાન,
સાત સમ્આર માંહે પેર, ત્યાહાં ભજ્જે જઈને म भार्जीमेर. ૭૨
મન માંહે જપુ અજપા મત્ર, કરી મેખલા સાધુ યંત્ર,
મન પવન બાંધી વંલુ કાળ, ત્યાંહાં मम्मे જઈને બાંધી પાળ ૭૩
યતન કરુ ચોર છે ચાર, એહ ન સે રુધુ પશ્ચમ દ્વાર,
જે કો મરમ જાણે એકલું, જે यय्यु પારસ પોટલું. ૭૪
રયણી જાગુ જુગતે કરી, મોહ માયા નિદ્રા પરહરી,
વિષય તૃષ્ણા ટાલુ સલ, તે रह રાય કટાર મલ. ૭૫
લલાઉ ટાલુ અધકાર, આસન દારુ દશમે દ્વાર;
ગગન મડળમાં ભમતુ જાએ, તે लल्ला ઘોડી કહેવાએ. ૭૬
કરુ વિનતિ સૂણું શ્રી કાંત, પ્રેમ પ્રીતડી બાંધુ ચત;
રમે રમે તે દ્વાદશ માહે, वव्वे વાડી માડી ત્યાંહે. ૭૭
સસલુ ચરતુ વન મુઝાર, સત સંગત્ય લાગી એણીવાર;
પશ્ચિમ નેત્ર કરી પરઠીઉં, તે शस्सु કોટે મરડીઉં. ૭૮
આગે સમ ધાતનુ સ્થભ, ત્યાહા પ્રગટયુ અયોની શંભ;
હિરણ્યકશ્યપ હરે મારીઉ, તે षष्षु ખૂણે ફાડીઉં. ૭૯
સપનાંતર જસુ સસાર, જૂઠું સુત ને જૂઠી નાર;
ચત્રુભુજ ચરણે રાખું ચત, તે સસાર તુ છેદત. ૮૦
નમૂ દેવ ત્રિભોવન નાથ, અમૃત આપ્યુ રુદ્રને હાથ;
કોય ધણુ કરી વેચ્યુ ભાગ, તે हृहा હરણુ બે પાગ. ૮૧
ગનાન ખડગ ખેટુ વૈરાગ, મદન માયા દેજો માગ;
અનહદ સ્પષ્ટે વાસે મોર, તે ખડીઉ ખડખડગ મોર ચોર. ૮૨
અધ્યારુ અક્ષર પચાશ, એ માઈનું કરુ અભ્યાસ;
જેહણે ધ્રૂહું ભવના પાસ, કરજોડીને કહે ચદ્રાસ. ૮૩

---

* પઈઆલ=પાતાળ

અખ્યારું આવ્યું રા પાસ, સ્વામી એક વિનતિ છે હાસ;
એક ભાઈ એણે ભવ કરી, તે તાં મજ આગળ વિસ્તરી. ૮૪
તેનું મેં તાં અર્થ ન થાએ, કલકી તમારી કળી ન જાએ;
ખોળે બેસાર્યું ચદ્રાસ, માય બાપને દીધુ આસ. ૮૫
માય બાપને દેખાડ્યુ ભણી, મેધાવતીએ શ્રવણે સુણી;
વળતાં એણીપેરે બોલ્યાં માત, કુઅરે કીધાં સનાથ. ૮૬
અતિ એનું બ્રહ્મજ્ઞાન, એ તું જાણે જનક રાજાન;
કી જાણે શ્રી શુકદેવ, કી જાણે પરિક્ષત અવસ્યમેવ. ૮૭
અખ્યારુ આવ્યું નિશાળ, ગમે તે ભણવા દ્યુ બાળ,
એ તું લે છે જેહેનુ નામ, જેહ અપાવે વૈકુઠઠામ. ૮૮
છોરુ કછોરુ હુઅરે માત, તોહે માત ન મૂકે હાથ;
એણે અંગ આપનુ કીધુ આપ, મનબાણુ તાં આપોઆપ. ૮૯
વેજૂ કીધુ વાસુદેવ, અહનસે નાખે અવશ્યમેવ;
સોલ વરસનુ થયું ચદ્રાસ, માય બાપનું દીધું આશ. ૯૦
અમને આજ્ઞા દયુ નરેશ, જીતી આવું ચારે દેશ;
વલતુ એણીપેરે બોલે કુલદ, અભાગીઉ હું ભુડું મદ. ૯૧
માહરા કર્મતણુ તા વાંક, રતન પામ્યું હુતું રાંક,
ચદ્રાસ તાં ચાલ્યાં સમરથ, સાથે લીધાં પાંચ જ રથ. ૯૨
અને અશ્વ તાં લીધા સાત, સાથે સ્વામી વૈકુંઠનાથ;
બણુબઢે મળ્યા સર્વ ભૂપ, પ્રતાપ પાસે અકલ્ય સ્વરૂપ. ૯૩
આપ્યા રથ ગરથ ભડાર, આપ્યા તેજી ને તોખાર;
આપ્યા મેગળ મહા પ્રોઢ, અને સંતોખ્યા ગરુડારૂઢ. ૯૪
આપ્યા દાસી ને તા દાસ, અતિ સતોખ્યા તે ચદ્રાસ,
તેઆ ઠાકૂર બાળગોપાલ, સાંભળુને સહુ ભુપાલ. ૯૫
હવે અમ્હારુ કહ્યુ કરૂ, વિષ્ણુ તણી સેવા વિસ્તરૂ;
દશમે દશ વાના કરું ન્યવેદ્ય, એણીપેરે બોલે સહિતા વેદ. ૯૬
તેણે દાઢે જમો એકવાર, હવિષ્યાન્નનો કરજો આહાર;
અને સાથરે શયન જ કરૂ, સ્ત્રી સેવા પહરી પરહરૂ. ૯૭
એકાદશીએ બોલે વેદ, દતધાવન તાં કરજો નખેદ;
અને કુગલા કરજો બાર, વ્રત પ્રારભુ તે નિરધાર. ૯૮
જુ મનમાંહે હુએ ભાવ, તુ ફલ આહાર કરજો તાં જાવ;
એકાદશીએ કરુ જાગ્રણ, સંતોખુ અશરણુશરણ. ૯૯
દ્વાદશી તાં સાધુ ખરી, જેહવી તાં અમરીખે કરી;
કે કરી રુકમાંગદ રાએ, એણે વ્રતે વૈકુઠ જાએ. ૧૦૦

આઠ વરસને એથી માંહે, ચંદ્રાસ તાં સાદ પડાએ;
એકાદશી નહી કરે અખંડ, તે કને રાજા લેશે ડંડ. ૧૦૧
કહે નારદ સાંભળુ અર્જુન, તાંહાં બ્યણુ બેડે નીપજે અંન;
અને વરસે માગ્યા મેહ, સ્ત્રી ભરથાર માંહે અતિ સ્નેહ. ૧૦૨
એહવૂ રાજ કરે ચદ્રાસ, ફળે વનસ્પતિ બારે માસ;
માહારી વાણી માણે શુધ, ગાય કરે સવાદયહુ દૂધ. ૧૦૩
અઠોતરશુ જે તાં વાપ્ય, તે કહેને ન કરે અસાધ્ય;
એક આશ્રજ મૂને અર્જુન, માયબાપ પહેલું ન મરે તન. ૧૦૪
કહેતાં નારદ મેં વાણી કહી, પ્યલા ચદ્રાસ ક્ષજમતી લેઈ.

## કડવું ૫ મું.

### રાગ ભૂપાળ.

દેશ જીતી આવ્યું ચંદ્રાસ, હઇઆ માંહો અતિ ઉહુલાસ;
વધામણીઆ આગળથી જાએ, આપુ મુને મેધાવતી માએ. ૧
તહમારુ બ્યજય આવ્યુ ચદ્રાસ, તમ ત્રુઠા શ્રી અવિનાશ;
તેહેને આપી વધામણી, માયબાપે તાં અતિ ઘણી. ૨
નગર ઢુકડા આવ્યા રાય, ઉલટ તાં અગે ન માય;
સાથે કટકતણુ નહી પાર, ઊંટ તે તા સહસ્ર બે ચાર. ૩
ખુરાસાણી સહસ્ર બે ચાર, વૃષભ પોઠીઆ સહસ્ર અઢાર;
માણ્યક હીરા મોતી ભર્યા, સીમાડે તે આગલ્યે ધર્યા. ૪
સોના રૂપા તણુ નહીં પાર, વસ્તુ લાવ્યા એક લાખસાર;
અને લાવ્યા ગજ રથ છતરીશ, પ્રનાપ તેનાં શ્રી જુગદીશ. ૫
માએ બાપ તાં સાહાંમાં જાએ, ઉલટ તાં અગે ન માએ;
ચંદ્રાસ તે તાં હેઠા ઉતર્યા, માય બાપ ભણી સામા સાચર્યા. ૬
કર્યાં દંડવત ને લાગ્યા પાએ, ગદગદ કંઠે વાણી બોલાએ;
અબા કરે છે ઓવારણા, વિઘન વે'લા જાઉ તમ તણાં. ૭
અતિ અજરામર રહેજે, તાહારુ દુખ મજને આવજે;
હઇઆ સાથે ચાંપ્યું માત, ઢાલે આંસુ ને કરે વાત. ૮
વાજે પચ શબ્દ નીશાણુ, દેવ દુદભી વાગ્યાં પરમાણુ;
બંદી જન તાં જે જે કરે, કુઅર નગરમાંહાં સાંચરે. ૯
વિણા વસન ચગ મૃદગ, કૃષ્ણુ કીર્તન હુએ અતરંગ;
શંખતણા હોય નિર્ઘોષ, હરિ નામે સદા સંતોષ. ૧૦
સૌભાગ્યવતી અક્ષણુ* ભરી, માંહાં તે તાં શ્રીફળ ભરી;
ચંદ્રાણુ વધાવ્યું લીની ભરી થાળ, ચદ્રાસ વધાવ્યુ અતિ વિશાળ. ૧૧

* અક્ષત ચોખા તાદુલ, ચારણીમા ભરી, કઇ શુભ કામ માટે લાવવુ તે.

પુષ્પ તે તાં સોનાતણાં, છે કુસુમ રૂપાનાં ઘણાં;
વધાવા આવે સુંદર નાર, અને ઉઘાડાં મેહેલી દ્વાર. ૧૨
ચંદ્રાસ આવ્યા આપુલે* અવાસ, હઇડા માંહે અતિ ઉહુલાસ;†
પુનરપિ‡ સાંઇ§ દે મેધાવતી, રોતી ન રહે તે તા રતી. ૧૩
કહે માતા પુત્ર હવે નહિ, * * *
ચંદ્રાસે તાં કીધુ સ્નાન, અને પૂજ્યા શ્રી ભગવાન. ૧૪
ભાવે ભક્તિ કીધી તે ઘણી, નવધા ભક્તિ તે ગોવિંદતણી;
કરી નૈવેદ્ય આગલ્ય મુખવાસ, એણીપેરે પૂજ્યા શ્રી અવિનાશ. ૧૫
સ્વામીની સ્તુતિ કીધી સહી, એકાગ્ર એકી પગે ઉભે રહી;
વળતા એણી પેરે બોલ્યાં માએ, ભોજન કરવા ઉઠો રાએ. ૧૬
કરી ભોજન ને આસુદા¶ થાએ, પ્રભાત થઇને ઉઠીઆ રાએ;
કરી દંતધાવન ને કીધુ સ્નાન, ઉઠીઆ પૂજા કરવા ભગવાન. ૧૭
કહે નારદ દેખાડું ભણી, પૂજા વિધિ તે ચંદ્રાસજ તણી;
પે'લુ પખાલ્યા શાલીગ્રામ, લક્ષ્મી નારાએણ લેતાં નામ. ૧૮
બાવના ચંદન ચરચ્યા પાણે,** કપૂરકાચલી તે તાં આણે;
જાતિક પુષ્પ ને ચપક વેલ, માંહે મોગરુ આણી મેલ. ૧૯
તુલશીમંજર મુકયા ભરી, પેરે પેરે પૂજ્યા નરહરિઃ
કૃષ્ણાગર ઉવેખુ ધૂપ, સ્વામી પામ્યા અકલ્ય સ્વરૂપ. ૨૦
સ્વામી આગળે દીપ ઘણા, અને નિર્ઘોષ તે શંખજ તણા;
કપૂર આરતિ કીધી બરાસ, કરી નૈવેદ્ય મુકયા આગળ મુખવાસ. ૨૧
સ્વામીની સ્તુતિ કીધી સહી, એકાગ્રે એક પગે ઉભે રહી;††
કરી ડંડવત અતિ ઉહુલાસ, સભા માંહે આવ્યા ચંદ્રાસ. ૨૨
તેડાવ્યા નગર નિવાસી લોક, અંતરસું તાં આવે શોક;
આવ્યા રાએ ને કીધું જૂહાર, હું કહું તે માનુ નિરધાર. ૨૩
વિષ્ણુંતણી તાં સેવા કરું, મોહ માયા નિદ્રા પરહરુ;
સાંભળું તે દેખાડું ભણી, નવધા ભક્તિ તે ગોવિંદ તણી. ૨૪
દશમે દેવર વાડી કરું, શ્રી ભરથાર કંધે પાલખી ધરું;
સેવક આગલ્ય દીપક ઘણું, અને નિર્ઘોષ તે શંખજ તણું. ૨૫
વૈષ્ણવ જન તે કીર્તન કરુ, ને નિવેદ્ય સમે દશ વાંના ધરું;
* * * * નખેદ, એણીપેરે બોલે શામવેદ. ૨૬
તેણે દાઢે જમુ એકવાર, હવિષ્યાન્નનું કરવુ આહાર;
અને સાથરે સેનજ કરું, શ્રી સેવા પરહરી ન પરવરું. ૨૭

* પોતાને. † આનંદ. ‡ ફરીથી. § ભેટવું તે; આલિંગન. ¶ સ્વસ્થ નિદ્રા લેવી. ** હાથે.
†† આ લીટી ૧૬ મી કડીમાં આવેલી છે.

એકાદશીએ બોલે વેદ, દંતધાવન તાં છે નખેદ;
અને કુગલા કરજો બાર, વ્રત પ્રારંભુ તાં નિરધાર. ૨૮
જો કાંઇ ભાવ હુએ મન માંહે, તુ ફલ આહાર કરવું તાંહે;
એકાદશી કરતો જાગ્રણુ, અને સતોખુ અશરણુશરણુ. ૨૯
દ્વાદશી તમ્હો સાધુ ખરી, જેહવી તા અમરીખે કરી;
કરી જીમ રુકમાંગદ રાએ, એણે વ્રતે વૈકુંઠ જ જાએ. ૩૦
[અષ્ટ વરસથી એંહસી માંહે, ચંદ્રાસનું તાંહા સાદ પડાયે;
એકાદશી નહી કરે અખંડ, તે કને રાજા લેશે ડંડ.] ૩૧
હ્રદે કમલમાંહે રાખો ધ્યાન, એહવું છે તે શ્રી ભગવાન;
શાખ ચક્ર અને ગદા પદ્મ મનઆણુ, એકે પાણે કમલ તું જાણુ. ૩૨
મસ્તકે મૂગતા મકર કુંડલ કાન, શ્યામ સુંદર તાંહાં છે ભગવાન;
કૌસ્તભ મણિ હ્રદે શ્રી રગ, વાહન અંગ સારચગ ધનુષ સોહે શ્રી રંગ. ૩૩
મદ મૃગ ચંદન પીત પાગ્રણુ, વેણા વંસધર અશરણુશરણુ;
[બાવના ચદન ચરચ્યા પાણે, કપૂરકાચરી કેસર આણે. ૩૪
જાતિક પુષ્પ ને ચંપક વેલ, મ્યાંહે મોગરુ આણે મેલ;
તુલશી મંજર મુકયા ભરી, પેરે પેરે પૂજુ નરહરિ.]* ૩૫
કામ ક્રોધ મદસું રીસ, પર્સે મહો મછર અડતાલીશ;
ભિન્ન મ જાણુસું બ્રહ્મ વિષ્ણું ને ઇશ, ત્રણુ મૂરત એક જગદીશ. ૩૬
ઇમ લોકને આપ્યું ઉપદેશ, નીજ ગુણુ કહે ચદ્રાસ નરેશ;
વિષ્ણુ તણી તમો કરજો સેવ, નરહરિ સંતોષજો અવસ્યમેવ. ૩૭
કેહે નારદ તુ સાંભળ વિવેક, જેહના કુળમાંહાં વૈષ્ણુવ એક;
એકોતરશૂં કુળ ઉધરે, વૈકુંઠ વાસ વેગે કરે. ૩૮
પીયું પ્રતે કહે મેધાવતી, આપણા પૂન્યનું પારજ નથી;
આપણે કીધાં ધૂમરપાન, એકાગ્ર ધરીને ધરિયું ધ્યાન. ૩૯
ઉર્ધ પાણે કાંટ ઉહુલાસ, તુ કુંઅર પામ્યાં ચંદ્રાસ;
પંચાગ્નિ સાધી નરનાર, એક મને રહી વન મૂઝાર. ૪૦
હિમ હાડ ગાલ્યાં ઉહુલાસ, તુ પૂત્ર પામ્યાં ચંદ્રાસ;
મકર માધવટો નાહ્યાં સહી, ત્રવેણી ત્રટી સંગે રહી. ૪૧
બેહુ માધવ પૂજ્યા ઉહુલાસ, તુ પૂત્ર પામ્યાં ચંદ્રાસ;
વિશ્વેશ્વરની પૂજા કરી, એકાગ્ર એકે પગે રહી ખડી. ૪૨
કોએક કમલ ચડી પૂજ્યા ઇશ, એણી પેરે પૂજ્યા જગદીશ;
એકાગ્રમને પુજા ઉહુલાસ, તુ પૂત્ર પામ્યાં ચંદ્રાસ. ૪૩

* મૂળ પ્રતમાં પેરેન્થીસથી ત્રણુ લીટી બેવડી છે.

આપણે યજીઆ મોટા યાગ, કીધાં વ્રત મોટાં સોભાગ્ય;
એકાંત્ય ઉજવ્યાં વ્રત ઉહુલ્લાસ, તુ કુંઅર પામ્યાં ચંદ્રાસ. ૪૪
ખટ દરશનને દીધાં માન, આપણે દીધાં કન્યાદાન;
ઘણું ઘણું શૂં કહી કથી, આવાંવેનાશ, તુ કુંઅર પામ્યાં ચદ્રાસ. ૪૫
કેહે જૈમુનિ મેં વાણી કહી, કહી કથા એટલેથી રહી;
અર્જુને નારદને કહ્યું, સ્વામી ત્યાર પછે શૂં થયું.* ૪૬

## કડવું ૬ ઠું.

### રાગ રામગ્રી.

રાજા કુલંદ કેહે વિનતી, પુત્ર સાંભળુ ચદ્રાસ રે;
એકાંતર શૂ ઉધાર્યો, તું વિષ્ણુજીનું દાસ રે. ૧
એક સાંભળુ વિનતિ, માહારી પૂત્ર અવિધાર રે;
આપણું ધર્મજ રાખીએ, એમ બોલે સંહિતા સારરે. ૨
આપણુ જેણે મૂકયાં અંઈ, એ તે કુંતલકપુર રાજંન રે;
તેહુને ઘરે એક મંત્રિય છે, તે પ્રધાન દષ્ટબુધ્યનરે. ૩
આપણે બોલ છે ઉધરુ તેહ, તે ભીનનૂ હા રાય રે;
વરસ બેહુનું પુહુતુ નથી, શૂં કરવૂ ફાવે ઉપાય રે. ૪
અપાર બાપા જે મોકલું, દશ ગણી તાં ભેટ રે;
હું તાં કહેવા હીંડતુ, જોઉ તમારી ત્રાટ રે. ૫
એહેવી વસ્ત આંહાં થકી મોકલુ, નએણે નરખી શકે રાય રે;
કુંતલપુરનુ રાજીઉં તે, રળીઆત અતિ ઘણું થાય રે. ૬
દષ્ટબુધ્યને મોકલુ, કાંઈ એક તાં વિશેષ રે;
ગાલવ ગુરુએ મોકલું, કાંઈ એક તાં વિશેષ રે. ૭
સેવક તાંથિ ચલાવીઆ, ઉલટ અંગે ન માય રે;
વસતિ દીઠી દીપતી, ઉલટ અંગે ન માય રે. ૮
એમ કરતા આવીઆ, સરોવર કેરી તીર રે;
પૂજા અર્ચા ત્યાંહાં કરી, સંતોખ્યા યાદવ વીર રે. ૯
પૂજા કરી પધારીઆ, મંનશૂં કરે વિચાર રે;
પ્રધાન તે તાં બોલીઆ, ઉભા રાજ દૂઆર રે. ૧૦
કહુ રે કયાંહાંથી આવીઆ, તાહારે શૂં કામ રે;
સ્વામી અહમો આવીઆ, રાયના લેઈ દ્રામ રે. ૧૧

---

* આકડવામાં જ્યાં 'જુ' છે તે 'જે' ના અર્થમાં, 'તુ' 'તે' ના તથા 'તો' ના અર્થમાં
યા છે.

કુહુરે કુલંદ મૂઉં શૂં, તમ્હો આવ્યા આણે ઠામ રે;
સ્વામી કૂલંદ તુ આવી ન સકયા, કાંઈ એક હુતુ કામ રે. ૧૨
કુહુરે તમ્હો છું કેટલા, તમને અપાવૂં ધાન રે;
સ્વામી આજ વ્રત એકાદશી, અમ્હો નહી જમુ પ્રધાન રે. ૧૩
કરજોડી કરું વીનતી, સાંભલો ચતુરસુજાણ રે;
એકાદશી નહી મૂકીએ, જુ નીસરી જાએ પ્રાણ રે. ૧૪
સાંભલો સ્વામી વીનતી, એટલુ દેયો માન રે;
પ્રભાતે કરાવી પારણું, અલાવજો ભર ધાન રે. ૧૫
દ્રવ્ય લેઈ ઉતારીઆ, તે તાં રાજાને દ્વાર રે;
પ્રધાન તે તાં બોલીઆ, કુંતલપુરના રાય રે. ૧૬
એ થઉં માથા ઉફરુ, પેલુ પાપીઉં કુલંદ રે;
આફણીએ રહ્યુ માનતું, અળાગીઉ તે મંન રે. ૧૭
સ્વામી મૂકો ને કૂદુ અગ્રાતુ, હું થઉં અસ્વાર રે;
દ્રવ્ય તેનું લેઈ આવું, જોઈ આવું સમાચાર રે. ૧૮
આગ્રા લેઇને સાંચરાયા, ઉતાવલાં તાં જાય રે;
દશ દિશે દીસતુ આશ્રજ,* મંનમાં કોતુક થાય રે. ૧૯
ઠામ ઠામ વાવ્ય કૂવા, સરોવરને પાળ રે;
દેવલ દીશે દીપતાં, પરબનો નહી પાર રે. ૨૦
વાટે સાંહામુ જે મલે, તેહેને કઠે ઉતરી માલ રે;
કરે જપ માલ તુલશી તણી, જપે રામ કૃષ્ણ ગોપાળ રે. ૨૧
એહેવું જોતુ આવીઉં, કુલદ કેરે દ્વાર રે;
પૂત્ર પીતા ઉભા મંત્રી, ને કીધૂં જૂહાર રે. ૨૨
ઉતારા અપાવીઆ, આનંદે સેવક જન રે;
અંન તો નીપાઇઆરે, અષ્ટાદશ ભોજંન રે. ૨૩
આરોગીને ઉઠીઆ, સખા કાં ગયા પરધાન રે;
પછે લાગા પૂછવા, તમ્હો કુલદ કુહુને કાન રે. ૨૪
કુહું ને કયો હાંનું દીકયરું, તમારે ચંદ્રાસ રે;
એણે ઇકોતરસ્યું ઉધાર્યા, એ વિષ્ણુજીનું દાસ રે. ૨૫
સ્વામી આજ્ઞા તમ્હારી, હું ગઉતું વંન મૂઝાર રે;
અન્યાયીને મારવા, જોવા ચોર ચખાર રે. ૨૬
કુંતલપુરથી નીકલ્યા, ચ્યાર જોયણ જાણુ રે;
બાલ્ય રોતું સાંભલ્યું, મુખે જપે સાર્ય્ગ પાણુ રે. ૨૭

---

* કૌતુક.

એક છેદી આંગળી, અધીક તેહેનું અ ગ રે;
ન જાણીએ તે કહીં ગયા, કરી ને ત્યાં અંગ ભંગ રે. ૨૮
પછે મેં તાં જોઇઉં, હું છું અપુત્રવાન રે;
પૂત્ર કરી મેં પાલીઉં, મૂને ત્રૂઠા શ્રી ભગવાન રે. ૨૯
સ્વામી અમ્હો અનુચર તમ્હારા, આપ જીવતાં આપ રે;
પુત્ર જે હું પામીઉ તે, તહમારુ પ્રતાપ રે. ૩૦

## કડવું ૭ મું.

### રાગ ધનાશ્રી.

મંત્રીય મંન માંહે ચેતીઉંરે, દુઃખ તે હઇડે ન માય;
ઝૂરે મંનનું મંન માંહાંરે, વાત તું કહોને ન કહેવાય રે. ૧

### ઢાળ.

વાત કેહેને કહેવાય નહી, ધૂરત ને ધૂતાર;
હસીને તાં બોલીઆરે, કુલંદ તું અવિધાર. ૨
ભાગ્ય તાહારા વંશનુ, રે પુત્ર તાં ચંદ્રાસ;
એકોતરશૂં ઉધાર્યાં રે, એ વિષ્ણુજીનું દાસ. ૩
એક સાંભલો વિનતી, અમ્હારી તા આજ;
ઉતાવલુ કાંઈ ઉપન્યું, કુતલકપુરમાં કાજ. ૪
પૂત્ર તાહારું તેડને, ચદ્રાસ વેગે જાય;
પત્ર આપવા મદનને, વેગે વિલમ મ થાય. ૫
હાં સ્વામી હુ અપારા થએશ, એમ બોલીઆ ચંદ્રાસ;
આતા તુહુને તેણે મોકલૂં, મૂને તાહારું વિશ્વાસ. ૬
એકાંત બેસીને પત્ર લખીઉં, ત્યાંહાં નહીં બીજું કોય;
ગુપ્ત અક્ષર મન માહ, લખીઆ ધૂરત લક્ષણ સોઅ. ૭
સ્વસ્તે શ્રી કુંતલકપુર, સ્થાને પૂજારાધે મદંન;
આ પત્ર માંહે જે લખ્યું, છે તે વેગે કરયે તંન. ૮
એક ઉલ એહેવી લખીરે, મંનશૂં કરી વિચાર;
વાચીને વેગે કરે, પુત્ર સારોધાર. ૯
સારોધાર સહી કરજે, રખે લાગે વાર;
વિષ દેજે વેગે કરી, ચંદ્રાસને નિરધાર. ૧૦
તું કુળ મ જોએશ કુલંદનુ, રૂપ મ જોએશ જાત્ય;
વે* મ જોએશ, વાત મ જોએશ, શૂર મ જોએશ સાત. ૧૧

* વય.

આચાર મ જોએશ, વિચાર મ જોએશ, લક્ષણ ન જોએશ એક;
હિવ મ જોએશ, સેવ મ જોએશ, વિષ્ણું ભક્ત વિવેક. ૧૨
વેગે કરીને વિષ દેજે, મોકલ્યું છૂં એહ;
આપણને બ્રાહ્મણે કહ્યુ હુતુ, એ બાળક છે તેહ. ૧૩
મુખે વચન મદનને કહ્યો, વાંચે બેસી એકાંત્ય;
રખે બીજું કો સાંભલે, મનમાંહે આવશે ભ્રાંત. ૧૪
આજ્ઞા લેઇને સાંચરાયા, માતા તણે અવાસ;
દેઈ પ્રદક્ષણા ચરણે લાગ્યા, આઈ દ્યુ મૂને તુ આશ.* ૧૫
હું પ્રધાને મોકલ્યો, કુંતલપુર કાંઈ કામ;
પત્ર આપવા મદનને, રાયને કરવા પ્રણામ. ૧૬
વલતાં તે માતા બોલીઆં, સાંભલો કુંઅર વચન;
શ્રી પ્રધાનને કહુ એટલુ, જે જાશે માહારું તન. ૧૭
કુલંદ આવી ઉભા રહ્યા, પ્રધાનને કીધું જૂહાર;
સ્વામી મુજને દીજે આગ્ના, તુ હુ થાઉં અસવાર. ૧૮
વલતા તે પ્રધાન બોલીઆ, મદનને ઉહુલાસ;
આવતા મૂને એહ કહું, જે મોકલજે ચંદ્રાસ. ૧૯
મેં તુ શ્રવણે સાંભલ્યું, એ વિષ્ણુંજીનુ દાસ;
ચરણ જોવા કોડ છે, અતિ મદનને ઉહુલાસ. ૨૦

## કડવું ૮ મું.

### રાગ દેશાખ ગોડી.†

મેધાવતી રાણી કરે વિનતી, સાંભલોને પુત્ર ચંદ્રાસ;
મેં માતાએ કાંઈબળ નઇચાલે, મૂજને કાં મૂકું છું નિરાશ.
કુંઅર વહેલું આવજે.
હવે કયમ પ્રાણ ધરેશ કુંઅર, તારા દૂખ લેઈ મરેશ. ૧
જળ વિના જળચર ક્ષણું એ ન જીવે, વૃક્ષ વિના પંખી જાત; કુંઅર.
અપત્ય અંબા વ્યના કેહી પેરે જીવે, તે ઝૂરે દિવસ ને રાત. કુંઅર. ૨
જોડા વિછોઉ કપોત ન જીવે, ટોળા વિછોઉ કુરંગ; કુંઅર.
ગાય વ્યના વાછરુ ન જીવે, સાર કહુ શ્રી રંગ. કુંઅર. ૩
વીન પંજર કરી માતા ચલાવે, અને દે આશીષ; કુંઅર.
વિધન તારાં વૈલાં જાઉ સહુ, તુને રક્ષા કરજો જગદીશ. કુંઅર. ૪
તારા ચરણ કમળને ચત્રુભુજની રક્ષા, આંગળીને અવિનાશ; કુંઅર.
તાહારી પીંડીને પરબ્રહ્મની રક્ષા, જંગલની જગનાથ. કુંઅર. ૫

---

* આશીર્વાદ. † મૂળ પ્રતમાં "ગુડી" પાઠ છે.

## કડવું ૯ મું.

### રાગ ધનાશ્રી.

મેધાવતી કહે કુંવર મારા, રણ રાખો રણદેવજી,
મસ્તકે મહાદેવની રક્ષા, ભ્રગુટીએ બ્રહ્માદેવજી. ૧
કપોલે કાળીકાની રક્ષા, નાશીકાએ નારાણજી,
આંખડીએ અંબીકા રેજો, પ્રષ્ટે સારંગપાણજી. ૨
જંઘાએ યાદવની રક્ષા, કટીને કમળા કાંતજી;
ઉદરને આદ્ય પુરુષની રક્ષા, દુંટીને દેવ અનંતજી. ૩
તાહારી પૂંઠને પીતાંબરની રક્ષા, કૂખને કૃષ્ણ કૃપાળજી;
ભુજડંડને ભૂધરની રક્ષા, દેહેને દેવ દયાળજી. ૪
દસનને દામોદરની રક્ષા, જીહવાને જુગપાળજી;
દંતને દામોદરની રક્ષા, ગળાને ગોપાળજી. ૫
તાલુઆને ત્રીકમની રક્ષા, નીલવટને નંદજી;
શ્રવણને સારંગધરની રક્ષા, મસ્તકને માધવ મુકુંદજી. ૬
શરીરને શામળીઆની રક્ષા, વેળાકવેળા વિષ્ણુંજી;
વાટે ઘાટે વિશ્વભરની રક્ષા, કૃપા કરજો તુને કૃપાળજી. ૭
દેઇ પ્રદક્ષણા ચરણે લાગ્યુ, માતાનું માન્યુ મંનજી;
મેધાવતીએ આપી સૂખડી, આરોગો માહરા તંનજી. ૮
પુનરપિ વળી પગે લાગ્યુ, અને કીધૂં જુહારજી;
એમ કુશલીએ જઇ આવો, પરણી લાવો એ નારજી.* ૯

## કડવું ૧૦ મું.

### રાગ ધનાશ્રી.

માતાએ મોકલાવીઉં રે, ચતુર તે ચાલ્યું ચદ્રાસજી;
મૂરત લીધૂં મન ધરે રે, લક્ષ્મી નારાએણ પાસજી. ૧
દંતે દીનાનાથની રક્ષા, રશનાએ રણછોડજી;
કંઠે રક્ષા કમળાકરની, સ્કંધે તેત્રીશ ક્રોડજી. ૨
પેટે રક્ષા પંચાનનની, વાંસે વિશ્વાધારજી;
કટીએ કેશવજીની રક્ષા, જંઘાએ જુગદાધારજી. ૩
રણ† વેળા દશો દિશ રખેવાલી, અંધારે તો ઇશજી;
અજવાળે અંબીકાની રક્ષા, એકુ ધરજો શીશજી. ૪

---

* કવિ પ્રેમાનંદ કૃત અભિમન્યુ આખ્યાનમાં અભિમન્યુને રણમાં જતી વખતે કુંતા માતાએ માજ પ્રમાણે આશિષ દીધી છે. † સંધ્યાકાળ.

ઢાળ.

લક્ષ્મી નારાયણ પાસે લીધા, રદે માંહાં શ્રીરંગ;
અશ્વ એહેવૂં પલાંણીઉં, અથક ને અભંગ. ૫
એક પોતે એક પાલુ,* આયુધ ષોડશ વીશ;
માંહાં રાતુ મનમાંહાં છે જે, રાખશે યુગદીશ. ૬
એહેવ કહીને સાંચર્યું, ચદ્રાસ વેગે જાએ;
નગર માંહેથી નીસરતાં, શુકન સારા થાએ. ૭
પંચ શબ્દ વાજીંત્ર વાજે, આગળ રંભા નૃત્ય કરાએ;
બંદીજન જે જે કરે, એક વર પરણીને જાએ. ૮
કામની વર કોડામણું, અને ગાતી અતિ રિસાળ;
શ્યામા સમીપ્ય સાહમી મલી, શ્રીફળ સંજૂક્ત થાળ. ૯
કામધેન કોડામણી, અને સવત્છી† ગાયે;
પેરે પેરે પાલી પેજલી, એક વિપ્ર સાહી હાથે પળાયે. ૧૦
કામની મસ્તકે બેડલાં, અને અંબુ ભરીઆ કુંભ;
શુકન વંદી સાચર્યાં તે, સમરીને શ્રી શંભ. ૧૧
ખર ડાબૂ બોલઉ, અને તોરણ ચાર બંધાય;
પહેલે પુહુરે અધૂરડાં તે, કુરગ યમણાં જાય. ૧૨
શુકન વદી સાંચર્યા, આવ્યા નગર સમીપ;
સરોવર તીર અતિભલ, નિર્મળ તેહનું નીર. ૧૩
નીર નિર્મળ તેહનુ દીઠું, અને કીધૂં સ્નાન;
ભક્તિ નવધા ત્યાંહા કરી, અને પૂજ્યા શ્રીભગવાન. ૧૪

ઢાળ.

એક મને ઉલટ કરી, સ્થાનક સ્થિર કરી મન;
માતાએ આપી સૂખડી, અને આરોગ્યા તે તંન. ૧૫
વળતા નારદ બોલીઆ, સાંભલુ અર્જુન,
ત્યાર પછે શૂં થઉ તે, સાંભળું એક મંન. ૧૬
પછે તે ત્યા પૂઢીઆ,‡ ને થઆ આશાંત;§
અશ્વ તે ચરતુ કીધૂં, મન માહે ન આણી ભ્રાંત. ૧૭
મહા નિદ્રામાહે ઉધ્યા, આગળ અશ્વ ચરાએ;
સેવકને નિદ્રા પડી, સજગ એકુ થાએ. ૧૮
તેણે સમે ત્યાંહાંથી નીસરી, કુંતલકપુરથી નાર;
દષ્ટબુધ્યની દીકરી, વિષયા બાલ કૂંઆર. ૧૯

* પદાતિ–પગે ચાલતો સીપાઇ † વાછરડાવાળી. ‡ સુતો. § આસુદા.

બીજી ચંપક માલણી, રાયની તનયા જાણે;
સહી સમાણી સાંચરી, પ્રેમ મનમાંહ આણે. ૨૦
વાટ માંહી આવીઆંરે, દૃષ્ટે તેણે ઠાર;
કુસુમ વેલી કામનીરે, ઉલટ અંગ અપાર. ૨૧
ઉલટ અંગે અપાર, ફળ પડે તે કરે પ્રહાર;
ત્યાંહાં બૂંબારવ વુહુલુ, કરે સહી તે નિરધાર. ૨૨

ઢાળ.

એમ કરતાં આવીઆં, સરોવર કેરી તીર;
વારુ દીઠું પદ્મની, નિર્મળ તેહનું નીર. ૨૩
લ્યુ રે આપણુ હાલીએ, સહી સમાણી સાથ;
પાણી માહે પરવર્યાં, યાં હાથ ઉપર હાથ. ૨૪
મહા જળમાં પરવર્યાં, વાઅ ને ઝોલણાં થાએ;
તરતાં તરતાં તારુણી, અનેક ડુબકી ખાએ. ૨૫
એક એકનું પગ તાંણે, અને બે સાહે પાણુ;
એક એકની ગ્રીવા પંજે, અને બોલે નવલી વાણુ. ૨૬
એકએકના કેસ સાહે, ચાંપે પાણી માંહે;
વિષયા થઈ છે આકુલી, વાણી ત્યા ન બોલાએ. ૨૭

## કડવું ૧૧ મું.

### રાગ ઉપર પ્રમાણે.

મર્જન કરીને સાંચર્યાં રે, જલથી આવ્યા બાહર;
વસ્ત્ર જ બીજાં પાલટયાંરે, મહા અનોપમ સાર. ૧

ઢાળ.

વસ્ત્ર બીજાં પાલટયાં, આપોપરે જાયે;
હેલૂં ચંપકમાળણી, આગળથી પલાયે. ૨
વિષયા ત્યાં પાછે રહી, એક જ દાસી પાસ;
એક પુરુષ પુઢું નરખીઉં, તે સૂર્ય કોટી પ્રકાશ. ૩
મહા અનોપમ નરખીઉં, લોચન કમળાકાર;
દસન હીરા તગતગે, કો કામનું અવતાર. ૪
નેપૂર તાં ઉતારીઆં, આપ્યાં દાસી કેરે પાણે,*
શનૌ શનૌ† સાંચરે, પ્રેમ મનમાંહ આણે. ૫
પટકૂલ પાણે સાહીઉં, અને ઉર્ધ રાખ્યું તેહ;
રખે શબ્દ તાં સાંભળે, અને જાગે એહ. ૬

* હાથે. † ધીમે ધીમે.

અશ્વને કરી વિનતી, તૂરી* તું અવિધાર: ૭
દેઈ પ્રદક્ષણા ચરણે લાગી, રખે કરે ફૂતકાર.
પાસે આવી ઉભી રહી, અને પુઢું દીઠું પાત્ર;
બાકી કાગળ ફાંટ માંહ, બાહેર કિચીત્ માત્ર. ૮
શનૌ શનૌ કાઢીઉં, અને વાંચીઉં તાં તેહ;
વિષયાને ઠારે વિષ લખી, અને વિમાસે તાં એહ. ૯

## કડવું ૧૨ મું.

### રાગ આશાવરી.

વિષયા મન્ય વિમાસે છે વાત રે, વેરાસીઉં માહારૂ તાતરે;
વિપરીત કાં લખ્યું રે. ૧

### ઢાળ.

વિપરીત શા માટે લખ્યું, એહવું આલપંપાલ;
હવે માહરે હાથે કાંઇએક, (કરું) મારું વેવીશાળ.† ૨
વિષને ઠારે વિષયા કરું, એહ માહારુ વિવેક;
* * * * *
પાસે પરત્યથી નરખીઉં, દેવદાર કેરું દ્રુમ;
દૂધ કાઢી તેહનું ને કીધું, * * * મર્મ. ૩
ચમણે કરે ટચી આંગળી, તેહનું ભરીઉં દૂધ;
કાજળ કિચીત્ નેત્રનુ, અક્ષર કીધુ શુદ્ધ. ૪
એઉં લેવયે ટબકે, વચે લખીઉં ન્યાયે;
વિષયા દેયો વેગે કરી, અત્ય ત્યાંહાં લખ્યું વિષયાએ. ૫
લેઇ કાગળ બીડીઉં, અને ગાહાલીઉ ફાટ મુઝાર;
અવશ્ય એમ તું નીપજે, જુ ત્રુઠે શ્રી ત્રિપુરાર. ૬

## કડવું ૧૩ મું.

### રાગ ધનાશ્રી.

વિષયા મન વિમાસે છે વાત રે;
હુ ત્રુઠે શ્રી ત્રીપુરારીયે ત્રુઠાતાં કેમ ખ્યાત રે. ૧

### ઢાળ.

પુત્ર રાય ત્રુઠશે, એમ કુએકે જગદંબા માય;
‡આઇ તાહારી સ્તુતિ કરું, ગવરી ગુણ પમાએ. ૨

---

* ઘોડો † મૂળ પ્રતમાં "વિશેષણ" છે. ‡ માતા.

આઈ અંબા ચંડી ચારૂં, હું એ વરને પામેશ;
અખીલ વ્રત છે તાહારાં, ને ભાવતું કરેશ. ૩
નવ દાઢા નવરાતના, અપવાસ તાં કરેશ;
જવારા વાવી કરી, કનક કુંભ થાપેશ. ૪
આઈ આદ્યે* એમ સાંભળીયું, ઉખાને આપ્યું વરદાન;
તે માટે આઇ અંબકે, મુજને દેયો માન. ૫
એક મંન આઈ તુ, વરાહ્ાં સાવીત્રીય અપાર;
શ્રેષ્ઠ કરતાં તુ પામી, બ્રહ્મા સરખું ભરતાર. ૬
એક મને તું સ્તવી થાનકે, સ્થીર કરીયા વર ક્ષમક્ષણી,†
તું કુજ પામી, કૃષ્ણ સરખુ કંથ ખમખમી. ૭
એહવું કહીને સાંચરી, ઉતાવળી જંજાય;
ચંપક માળણીને જઇ મલી, ઉલટ અંગ ન માય. ૮
ચંપકમાળણી તાંહાં હસી, આનંદશું અપાર;
વિષયા શું પુછે રહી, જોઉં તેં ભરથાર. ૯
અરે બાઈ એહવું શું કહે, પોતાના મનની વાત;
મજને તાં વર શોધશે, માહારું તાં તાત. ૧૦
વળતા તે નારદ બોલીઆ, તમ્હો સાંભળો અર્જુન;
તાર પછે શું થઉ, તે સાભળો એકે મન. ૧૧
પછે તે તાં જાગીઉં, બેઠા થઆ ચંદ્રાસ;
કોગલા કરીને મુખ પખાલ્યું, આરોગ્યા મુખવાસ. ૧૨
એક પુહુર રહ્યું પાછલુ, અને થયા અસ્વાર;
વેગે પછે તે આવીઆ, પ્રધાન કેરે દ્વાર. ૧૩

## કડવું ૧૪ મું.

### રાગ ધનાશ્રી.

કાંઈ ચંદ્રાસ આવી ઉભા રહ્યા, કાંઈ આજ્ઞા તે માગે મદનની રે;
આ સાત પોળે અબે પાટી, કહેવરાવીઉ માંહોમાંહે. ૧

### ઢાળ.

માંહો માંહે કહાવીઉં, મોકલ્યો છે દ્રષ્ટબુધ્ય;
પત્ર લેઇને આવીઆ, સમા તે ચાર છે શુદ્ધ. ૨
સાત પોલેય છે પોલીઆ, વળી છે રે અનેક,
છેહલ્યુ પોલીઉં મદનનું, તેહનૂં નામ વિવેક. ૩

---

* પૂર્વે. † રુકમણી.

વિવેક જઈ વિનવ્યું, મદનજી અવિધાર;
પોળે આવી કો ઉભુ રહ્યું છે, લાગી છે વડી વાર. ૪
તાત તમ્હારે મોકલ્યું છે, પત્ર લેઈને પાણ;
ઉતાવલૂં કાંઈ ઉપનૂં છે, સ્વામી મનમાંહે જાણ. ૫
મુખ વચન મજને કહ્યું, હું દાસનું છું દાસ;
નમણી કરી તું બોલે, મજનું છે નામ ચંદ્રાસ. ૬

## કડવું ૧૫ મું.

### રાગ ધનાશ્રી.

મદનના મન માંહે ઉલટ, ધન ધન અવતાર;
પીતુની આગના પાળવા, દીઠું તું અવિધાર. ૧

### ઢાળ.

ધન અવતાર માહરો, મલશે વિષ્ણુંજીનું દાસ;
મદન તાંઈ તેનો સેવક, વિષ્ણુનો ચંદ્રાસ. ૨
સભા સંજુકતુ ઉઠીઆ, ડંડવત કરતા જાએ;
ચંદ્રાસ તા દષ્ટે પડ્યા, ઉલટ અગે ન માએ. ૩
હઇઆ સાથે ચાપીઓ, જાણે પ્રાણાધાર;
આજ હુ કૃતાર્થી કીધૂ, સ્વામી સેવ્ય સેષે સાર. ૪
વળતા ચંદ્રાસ બોલીયુ, મોકલ્યુ તાહારે તાત;
એકાત બેસો ને પત્ર જ વાંચું, પછે કરશું વાત. ૫
વળતા તે મદન બોલીયું, એશું હુ કહુછું આજ;
એકાંત્ય બેઠા તેહ જ કીજે, જેહ માંહે લખ્યું ઉપાજ. ૬
લેઈ કાગળ વાંચીઉં, છાનોમાનો મંન માહે;
એહ વસ્ત એમ નીપજે, જુ ત્રુઠે કઇલાસ કેરુ રાએ. ૭

## કડવું ૧૬ મું.

### રાગ—

મદનના મનમાંહે ઉલટ છે અપાર રે; ત્રુઠા તાં યુગદાધારરે;
ત્રપુરાએ ત્રુઠે એમ હુંએ, વિષયાની પુહુચે આસ. ૧

### ઢાળ.

ત્રુઠે શ્રી ત્રિપુરાએ, તુ તાં એમ હુલાસ;
પૂજ્ય થાએ પ્રધાનનુ, જમાઈ ચંદ્રાસ. ૨
ગાલવ ગુરુને તેડીઆ, સાંભળુ ગુરુજી વાત એહ;
મૂને કાગળ મોકલ્યુ, અમારે તાતે તેહ. ૩

તું કુળ મ જોએશ કુલંદનું, રૂપ મ જોએશ જાત;
વે મ જોએશ, વપૂ* મ જોએશ, શૂ મ જોએશ સાથ. ૪
આચાર મ જોએશ, વિચાર મ જોએશ, લક્ષણ મ જોએશ;
તું દેવ મ જોએશ, સેવ મ જોએશ, વૈષ્ણવ મ જોએશ, ભક્તિ મ જોએશ. ૫
વેગે કરીને વિષયા દેજો, મોકલ્યૂં છે એહ;
આપણને બ્રાહ્મણે કહ્યું હુતુ, એ બાલ્યક છે તેહ. ૬
વેગે કરીને વિષયા દેજે, કારણ છે તાતાં તેહ;
* * * * * ૭
કારણ તાં જાણી કરી, મલીઉં તાં વાર;
જાણ જોષી તેડીઆ, લગન આપ્યું સાર. ૮

## કડવું ૧૭ મું.

### રાગ ભૂપાળ.

તેહુ તેહુ જોષી તે જાણ, લગન આપ્યું પરમાણ;
જાણ જોષી કહે વાત, લગ્નને રેખા આવી સાત. ૧
લગ્નને શુક્ર આવ્યુ ત્રીજુ, ગુરુ અગીઆરમુ રાશી બીજું;
ગોરજવે'લાએ હાથેવાલ, ચદ્રાસ થાશે ભૂપાલ. ૨
મદનજી છે। વાલે એણી, તેહુને માહારી તાડકો રાણી;
વિષયા બાઇને કરાવ્યુ સ્નાન, ચદ્રાસને દેજો ઘણું માન. ૩
મદનજી પખાલે છે ચરણ, તાડેક નામે છે વરણ;
સૌભાગ્યવતીને તેડાવૂં, તે વે મંગળ વરતાવૂં. ૪
જાણ જોષીને તેડાવૂ, મોટાં પડિતને પધરાવું;
એણી પેરે પૂછે છે મદન, કુળ કુણ રાજનિધાન. ૫
સાખ કુણ તમ્હારું ગોત્ર, માંડીને કહુ શાસ્ત્ર;
વલતા બોલે છે ચંદ્રાસ, મદનજી સાંભળને ઉહુલાસ. ૬
ગોત્ર ગદાધર ગોવિદ, વેદે વિશ્વ વિશાળ મુકુંદ;
માહારું કુળ તાં શ્રી કૃષ્ણ, શાખા સામળ વિષ્ણુ. ૭
માહારો ત્રીકંમજી છે તાત, ભાઈ ભૂધર લક્ષ્મી માત;
માહરો વડાઉઆ વાસુદેવ, વડીઆઈ વામન અવસ્યમેવ. ૮
ફૂઈ ફૂણાગરમર્દન જેહ, મામો માધવજી તાં તેહ;
માહારે મદસૂ સાલ, બાકી સરવે આલપંપાલ. ૯

### ઢાળ ફેર.

ચંદ્રાસ ચુરી માંહે પધરાવ્યા, સૌભાગ્ય રઇણાં;
સૂર મુનિ જોવાને ત્યાંહાં આવ્યા રે, સૌભાગ્ય રઇણાં. ૧

---

* શરીર—સૌંદર્ય.

વરત્યાં તે મંગળ ચાર રે, સો૦ આપ્યા તેજી ને તોખારરે; સો૦ ૨
આપ્યા મેગળ પ્રોઢારે, સો૦ સંતોખ્યા ગરૂડારુઢ રે. સો૦ ૩
આપ્યા દાસી ને તાં દાસ રે, સો૦ અતિ સંતોખ્યા ચંદ્રાસ રે; સો૦ ૪
આપ્યું સોનું રૂપુ સાર રે; સો૦ ઠાલા કીધા તે ભંડાર રે. સો૦ ૫
સર્વ આવીને રહ્યું રે, સો૦ પછે બોલ એહવું કહ્યું રે; સો૦ ૬
હવે સમર્યું છું પ્રાણ રે, સો૦ વર્તે મંગળ ચારે સાળચાલ રે. સો૦ ૭

## કડવું ૧૮ મું.

### રાગ દેશાખ.

એણી પેરે બોલે નારદ દેવરે, એ સુણું સવ્યસાચી અવસ્ય મેવરે. ૧

### ઢાળ.

સવ્યસાચી તાંહ લ્હે, દ્રષ્ટબુધ્ય ભૂંડું મૂઢ;
ચંદ્રાસને ચત્રુભુજ રાખે, એહેને કોપશે કૂડ. ૨
આગે એણે મારવાનુ, કીધુતું તાં મર્મ;
વિઘન તાં વે'લુ ગઉ વે*, રાખીઉં પરબ્રહ્મ. ૩
વિષ્ણુની સેવા કરીને, વિષયા પામ્યું ચંદ્રાસ;
ત્યાર પછે શુ થઉ તે, તજને કહુ ઉહુલાસ. ૪
પછે દ્રષ્ટબુધ્યે બાંધીઉં, કુલંદ અવલે બંધ;
ને હુકુમ કરીને તાડીઉ†, ભાંજીઆ સધેસંધ‡. ૫
એમ થઆ માથા ઉફરા, અને આણું છુ અભિમાન;
ચંદ્રાસે ચિત ફેરવ્યું, અમને નહી કાંઈ માન. ૬
સદાએ બેઠા લાવતા, રાયના તાં દ્રામ;
હવડાં સેવક મોકલ્યા, અમ્હારે છે કામ. ૭
સેવક જે કો મોકલો, તેહને અભિમાન;
અમ્હો જે અપાવીઉ, તેહેને નહી તાં ધાન. ૮
અમ આગલે એહવુ, કહ્યુ એકાદશી અપવાસ;
અમ્હો વૈષ્ણુવ છઇએ, બોલ્યા દાસના તાં દાસ. ૯
એમ દેશ દંડીઉ સર્વે, વરણ તે અઢાર;
થાણે લોભજ મેહેલીઉ, ને વિનતી અવિધાર. ૧૦

## કડવું ૧૯ મું.

### રાગ—

એણી પેરે ત્યાં પ્રધાન બોલિયું, સાંભલ્ય કુલંદ તાંહ;
અભિમાન કુલંદ એ બધુએ લહુ રે. ૧

---

* વહી જવું. † માર્યો. ‡ અવયવ.

### ઢાળ.

અભિમાન તજને એવડું, ચંદ્રાસ કેરી આણ;
થઓ માથા ઉફરું, અરે મૂઢ અજાણ. ૨
શંખ ચક્ર વંસ વેણુ, અને કરે છે તાં તાલ;
ઘરે ઘરે વાજે ઘંટડી અને કરે તુલશી વિશાળ. ૩
તિલક ટીલાં તેણે ભરીઆં, શંખના નિર્ઘોષ;
એતુ કાંઈ રુડું નહીં, એ શું કરું છું લોક. ૪
તમને કુંણે કહ્યુ હુતુ, એવડું કરજ્યો કામ;
પોતે પનુતા થાવા બેઠા, રાયના રાખી ઠામ. ૫
વળી અપાર તાડીઉં, અપાર પાડી રીર;*
કે'તાં મૂકાવે નહી, ને શીથલ થઉ શરીર. ૬
ત્રાહે ત્રાહે પ્રધાનને, લાગ્યુ લોક જંપત શીખ;
આ વાર મૂક્યાં† જીવતો, વેરૂં‡ માગી ખાશું ભીખ. ૭
પછે મેહેલ્યું જીવતુ, તે નહ જે ખાઈ;
સ્ત્રી ભરથારે પ્રીછીઉ, ને વિમાશું મનમાંહી. ૮
પૂત્ર તાં માહરુ હશે, યાંહાં મોકલ્યુ ચંદ્રાસ;
આપણે ત્યારે પ્રીછીઉં, મોકલ્યુ મદનને પાસ. ૯
આપણે જીવી શૂ કીજે, લ્યુ કાઢીએ પ્રાણ;
કે ઝરમર§ જઈ કીજીએ, એમ વદે વેદ પુરાણ. ૧૦
પ્રધાને ત્યાં સાંભલ્યૂં, એ બાળે છે દેહ;
મરહુમા બેસી રહ્યુ, હુઅ પૂતે લેય. ૧૧

## કડવું ૨૦ મું.

### રાગ રામગ્રી.

પછે પ્રધાને દંડીઉં દેશરે, દ્રવ્ય લેઈનિ સાંચર્યો રે. ૧

### ઢાળ.

દ્રવ્ય લેઇને સાંચર્યું, ઉલટ અંગ ન માએ;
પૂત્રે કામ કીધૂં હશે, રળીઆત મનમાં થાએ. ૨
પાલખી ઉપર તીષ્ટીઉ,¶ ડંડ લેઇને પાણ;
ભારવાહુ ઉપાડે ખીજીઉ, પ્રહાર કીધૂં નિર્વાણ. ૩
ઉતાવળા તમ્હો સાંચરુ, નહીતુ મારેશ ઠાર;
વહેલા થઈનિ સાંચરું, જાઉં નગર મૂઝાર. ૪

* બુમ-ચીસ. † મુકો ‡ ફરીથી. § અગ્નિથી બળી મરવું. ¶ બેઠું સ્થા-તિષ્ઠ-બેસવું.

પછે તે તાં બોલીઆ, સાંભળો કહુ તાં સોએ;
નીર્ઘોષને કુળે અવતર્યું, પાપીઉં તાં સોએ. ૫
એમ જાએ ઉતાવળુ, મારુતવેગે* જાએ;
શબકાઠપરે પંખી બોલે, ગ્રધ ને કાકકાયે. ૬
કાગ તાં ઉડાડીઆ અને, લવે સસલા શિયાલ;
એ તાં કાંઈ કુહુ નહી, એતાં આલપંપાલ. ૭
વળી આઘેરા સાંચર્યાં, વશીહર બોલ્યાં વાણુ;
અંત્રીક્ષથી તાં એમ કહે, પ્રધાન તું તાં જાણુ. ૮
હવે અમ્હો જાઉં છૂં, અમ્હારી તાં ઠામ;
મદનને તાં આપીઉં, જે હુતા કાંઈ દ્રામ. ૯

## કડવું ૨૧ મું.

### રાગ આંદોલ.

સ્વામી એ નગર સમીપે આવ્યું છે, પ્રધાન એ ઉલટ અંગે ન માએ. ૧

### ઢાળ.

ઉલટ અંગે માએ નહી, કુંઅરે કીધૂં હોશે કાજ;
વાણી તાં વ્રથા કીધી, વાડવ કેરી આજ. ૨
પાંચ શબ્દ તાં સાંભલ્યૂં, ચંગ ને મૃદંગ;
સહી કુંઅરે કાજ કીધૂં, રંગભેર બેઠું રંગ. ૩
નગર માંહે સાંચર્યું, સાહામા ભેટ્યા ભાટ;
પેરે પેરે પીલ્યાપે જાએ, આશીરવાદ દીધું વાટ. ૪
ભાગ્ય તાહારા વંશનું, દૃષ્ટબુધ્ય પ્રધાન;
ધંન ધંન કુંઅર મદનજી, અમને દીધાં બહુ માન. ૫
એકાતરશૂં ઉધરાયા, વિષયા મનની પુહુતી આશ;
જમાઈ તાહારુ નિરખીઉં, ચતુર છે ચંદ્રાસ. ૬
એહેવૂં કેહેતાં કોપે ચડીઉ, એ શ્યૂં બોલ્યા વાણુ;
યાચક માટે ઉસરૂ,† નહીતર કાઢું પ્રાણુ. ૭
વળી આઘેરુ સાંચર્યુ, તાં સાંહાંમા તે ભેટયા બંભ;
પેરે પેરે પીલ્યા પીજલ્યા, સ્વામી તુને ત્રુઠુ શ્રીશંભ. ૮
ભાયગ તાહારા વંશનું, તી ધંન તાહારુ અવતાર;
ધંન કૂંઅર મદનજીરે, અમ્હને આપ્યાં શણુગાર. ૯
એકાતરશૂં ઉધરાયા, વિષયાની પુહુતી આશ;
જમાઈ અમ્હો જોઈઉં, ચતુર છે ચંદ્રાસ. ૧૦

* પવનવેગે. † અટકું છું.

એહેવૂ કેહેતાં કોપીઉં, અને થઉં કૃતાંત કાળ;
આભ્રણુ તાં ઉલાળી લીધાં, વાડવનાં તતકાળ. ૧૧

## કડવું ૨૨ મું.

### રાગ કેદારો.

સ્વામી એ ત્રીજી પોલે, પેસે છે પ્રધાન એ;
વાત મંનમાંહ વિમાસતુ એ. ૧

### ઢાળ.

વાત મંનમાંહ વિમાસે, સાંહાંમી ભેટી નાર;
પેરે પેરે પીલી પીજલી, ગાતી ગુણ અપાર. ૨
પ્રધાન પત્યે એમ કેહે, તમારી પુહુતી આશ;
જમાઈ તે તાં જોઇઉં, વૈષ્ણવ ભક્ત ચંદ્રાસ. ૩
અરે રંડા ભૂંડી ભંડા, એ સ્યું બોલી આલ;
અબલા માટે ઓસરૂ, નહીતુ આણૂં કાલ. ૪
દંપત્ય બેઠાં નરખીઆં, તે તા ચોરી મધ્ય;
દ્રષ્ટબુધ્ય તે પાપીએ, ને ટળી સઘળી સધ્ય. ૫
મદન સાંહાંમુ સાંચર્યું, ઉતાવલું તાં જાય;
રળીઆત માહારું બાપ થાશે, અને વેગે વે'લો ધાય. ૬
ધ્રૂર ધ્રૂછરે ધર ધરે, અને કરડે ઓઠ ને દંત;
અરે ભૂંડા કુંઅર માહારા, તાહારું આવ્યું અંત. ૭
અરે કુંઅર મદન કાલા, તું જારે વંન મૂઝાર;
યતી સંન્યાસી થઇને, ભીખ માગ બારોબાર. ૮
વલતા તે મદન બોલીઆં, સ્વામી કાં કરું છું રીસ;
લખાણુ તમારું જે હુતું, તે મેં ચડાવ્યુ શીશ. ૯

## કડવું ૨૩ મું.

### રાગ રામગ્રી.

સ્વામી એઇણી પેરે બોલ્યો છે મદન રે;
કોપ ન કીજીએ તે અતિ ઘણું મંન રે. ૧

### ઢાળ.

કોપ ન કીજે અતિ ઘણું, દૃષ્ટબુધ્ય પિતા પ્રધાન;
હુતુ તે આપી રહ્યું, બુહુન બહન્યેવીને માન. ૨
સ્વામી તમ્હો કાંહુ હુતું વાણુ, તમારે મન એ વાત;
વિશેષ્ય કાંઇ કાચ્યું નહી, હુએને સંતોખ્યું યામાત્ર. ૩

કરજોડી કરું વિનતી, સાંભળો સ્વામી આપ;
વરાયુ એ કપડીઉં, ચંદ્રાસ નામ તે મા બાપ. ૪
અરે ભૂંડા કાલ મુવા મદન, વિચાર વિના કાં કીધૂં કામ;
સ્વામી મેં તે વાંચીઉં, સભા સુણ્યહું તેણે ઠામ. ૫
લાવ્ય પાપી વાંચીએરે, પત્ર માહારા પાણ;
અપાર સ્વામી અતિ ભલુ, મદન બોલે વાણ. ૬
વાંચતાં વાચતાં આવીઉં, અરધ ઉલે વચાલે;
વિષને ઠારે વિષયા દીઠી, અને થઉં તે ન ટાલે. ૭
મદન તું તા રક્ષે કુહુતા, અમે કરી છે રીસ;
લખ્યું માહરું જે હુતુ, તે ચડાવ્યૂં શીશ. ૮
અપાર હું રલીઆત થઉં, અને માહારી પુહુતી આશ;
એકોતરશું ઉધરાયા, એ જમાઈ પૂજ્ય ચંદ્રાસ. ૯
એમ કરતાં તે દીન ગયું, ગયા પૂરા ચાર;
વળી મંત્રીએ મંત્ર રચ્યું, રદેશું કરે વિચાર. ૧૦

## કડવું ૨૪ મું.

### રાગ રામગ્રી.

સ્વામી એઇને પેરે બોલા, પછે પ્રધાન એ;
દેઈ માન યામાત્રને અતિ ઘણું રે. ૧

### ઢાળ.

માન જમાઇને અતિ ઘણું દીધુ, માહરી પુહુતી આશ;
એકોતર ઉધરાયા, તું જમાઈ ચંદ્રાસ. ૨
અહમારે એહેવું રીત છે, પૂજે કુળમાતા કુળદેવ;
પરણ્યા પૂઠે દિવસ ચુથે,* પૂજીએ અવશ્યમેવ. ૩
એકમને તમ્હો જઇને, પ્રિતે પૂજુ યામાત્ર;
રખે કોપે ચંડીકા, અને કરે ઉપઘાત. ૪
કુહુ કેહે વે'લા જઇએ, સ્વામી સંઝા અપરાંત;
આવાર સ્વામિ અમ્હો જાશું, મનમાંહાં લહી ન ભ્રાંત.† ૫
કરજોડી કહુ વિનતી, ચરણે નમાવુ શીશ;
એહેવું કહી તેડીઆ, તતક્ષણ તાં પચાસ વીશ. ૬
આવીને ઉભા રહ્યા, અને બોલ્યા અઘાત;
શસ્ત્ર લેઇને સાંચરુ,‡ ચંડીને પરસાદ.§ ૭

* ચોથે † શંકા ‡ સાંચરો. § દેહરે.

સમી સાંજે જઈ રહુ, તતક્ષણ તેણે ઠામ;
રખે તમે તિમ કરો, એક વાર કીધૂં કામ. ૮
કુઅર તાં માર્યું નહી, એને વાત પડી વિરામ;
આણી વાર કરશું એટલૂ, તુ તમોને મારેશ ઠામ. ૯
એમ કહીને મોકલ્યા, સાંભલ્ય માહારી વાત;
વેગે શીર છેદો તેહેનું, કરજો ના ઉપઘાત. ૧૦
શીઘ્ર થઇને સાંચરીઆ, પચાસ ઉતાવલા જાય;
આવીને ઊભા રહ્યા, ચડીના દેહેરા માંહે. ૧૧

## કડવું ૨૫ મું.

### રાગ રામગ્રી.

એણી પેરે બોલ્યા નારદ દેવજી, સૂણ સવ્યસાચી અવસ્યમેવજી. ૧

### ઢાળ.

સવ્યસાચી તમ્હો સાંભળો, [દૃષ્ટબુધ્ય તાં મૂઢ;
ચદ્રાસને ચતુરભુજ રાખે, એહેને કોપશે કુડ. ૨
આગે એણે બે વાર, મારવાનું કીધૂં મર્મ;
તે વિઘન તાં વેહતા ગયા, જિનુ રાખીઉં પરબ્રહ્મ.] ૩
વિષ્ણું સેવા એમ કરે, વિપરીત કીધૂં મર્મ;
વિષને ઠામે વિષયા કરી, પરણાવ્યા પરિબ્રહ્મ. ૪
વૈષ્ણુવની દયા કરી, વિષયા પામ્યુ ચદ્રાસ;
ત્યાર પછે શ્યૂં થઉં, તે તુજને કહુ ઉહુલાસ. ૫
એમ કહીને મોકલ્યા, ચંદ્રાસ દેહેરે જાયે;
ઉતાવલૂં કાંઇ ઉપન્યુ, કુંતલકપુરમાં તાં રાયે. ૬
રાયે છે તોરંગ માંહ, દર્પણમાંહ મુખ જુએ;
વપૂ તાં વિપરીત દીઠું, અને આશ્રજ હોએ. ૭
અરીસા માંહે મૂખ જોતાં, વિરાંધ કેરુ વાર;
કમળ* પાખે ધડ નિરખ્યુ, એકલૂં શરીર * * * ૮
ગાલ્રવ ગુરુ તાં તેડીઆ, સાંભળો ગુરુજી વાત;
કમળ પાખે ધડ નિરખ્યુ, એ શ્યું કહીએ ઉત્પાત. ૯
માહાપુસ્તકમાં અરિષ્ટ લખ્યા, લાવી વાંચ્યું તેહ;
તે માંહે જે લખ્યું હુએ, પછે કીજે એહ. ૧૦
અરીષ્ટ સંધા વાંચઉં, તતીપુંતા પ્રયંત;
બૂ દાઢાનું આયુ તાહરું, ત્રીજે આવે અંત. ૧૧

* શીશ—મુખ.

આદ્યે અંતમાંહ ચેતીઉં, ખટમાંગદ રાજંન;
પછે વૈકુંઠ પામીઉં, આવીઉં વિમાન. ૧૨

## કડવું ૨૬ મું.

### રાગ રામગ્રી.

એણી પેરે વિમાસે કુંતલકપુર રાયજી;
તું શ્યું કરવું કાજ હવે, વિમાસે મન માંયજી. ૧

### ઢાળ.

કહેને પરણાવું દીકરી, અને કેહેને સૂપું રાજ;
* * * * * ૨
આત્મા સાધન હું કરુ, અને જાઉં વંન મૂઝાર;
વનફૂલ તે તાં પેહેરીઆં, મૃગવરમ તે તાં સાર. ૩
એમ તાં વિમાસતા, તાં રાએ આવ્યા બહાર;
મદન તાં ઉભો રહ્યો, રાયને કીધું જૂહાર. ૪
વલતા તે રાએ બોલીઆ, મદન સાંભળોને આજ;
કહેને પરણાવું દીકરી, અને કહેને સૂપું રાજ. ૫
વળતા મદન બોલીઆ, સ્વામી મુને મન વિશ્વાસ;
મજને જોતાં બીજું નથી, ચતુર છે ચંદ્રાસ. ૬
પૂજ્ય થઉં પ્રધાનનું, વૈષ્ણવ શિરોમણી સોય;
માહારી દ્રષ્ટે ન પડે, અવર બીજું કોય. ૭
અતિ જાઉં ઉતાવલો, વેગે વછેદે તેડે;
કુંતલક કહેરે કૂંઅર માહારા, રખે વાતુ જોડે. ૮
એહેવું કહી તાં મોકલ્યો, મદન વેગે જાએ;
ચંદ્રાસ અંતશું ચાલીઆ, ચંડીને દેહેરે ધાએ. ૯

## કડવું ૨૭ મું.

### રાગ રામગ્રી.

એણી પેરે બોલ્યા મદંનજી, ચંદ્રાસ સાંભળો રાજંનજી. ૧

### ઢાળ.

ચંદ્રાસજી તમ્હો સાંભળો, તમને તેડે કુંતલક રાએ;
ઉતાવલું કાંઈ ઉપનું છે, રાયના મન માંહે. ૨
મજને દીધી આગ્ના, તમાહરે તાં તાતે;
રખે કોપે ચંડીકા, ને રખે કરે ઉપઘાતે. ૩

સ્વામી એહવૂં શ્યું કહું, ભાવ ન કીજે ભંગ;
મેં તું ચુરી માહે સૂંપ્યું, છે માહારૂં તાં તંન. ૪
હું તમ્હો જૂજૂઆ નથી, એ તું એક શરીર;
તે માટે આઇ દયા કરજે, ચંડીકા મહાવીર. ૫
એહવૂં કહીને મોકલ્યા, આપીઉં ઉપહાર;
ચંદ્રાસ ચ્યંતશું ચાલીઉં, ચંચલ ચડી તોખાર. ૬
સેવક લાગ્યા આવવા, તે વાલીઆ મદન;
ચંદ્રાસ પૂઠે પરવડું, જીવતવ્ય માહે ધ્યન. ૭
હરિહર નથી જૂજૂઆ, એ તું એક જ અંગ;
એકલો જાઉ છું એટલે, રખે વૃતનું થાએ ભંગ. ૮
એમ કહીને મોકલ્યા, આવીઆ ચંદ્રાસ;
રાએ નેયણે નરખીઆ, હુએ વિષ્ણુજીનુ દાસ. ૯
પછે પરણાવી દીકરી ને વનમાંહ તે જાએ;
સુંપ્યું રાજ ગાંધર્વ વિવાહ, તાંહ સત્વરથે કરાએ. ૧૦

## કડવું ૨૮ મું.

### રાગ રામગ્રી.

અણી પેર બોલે નારદ દેવજી, સુંણું સવ્યસાચી તાંહાં અવસ્યમેવજી. ૧

### ઢાળ.

અવશ્યમેવ તમ્હો સાંભળો, રાએ ગયા વનમોઝાર;
વનકુલ તે તાં પેહેરીઆં, અને મૃગચર્મ તે સાર. ૨
એક મને આરાધીઆ, સ્વામી શ્રી અવિનાશ;
પછે કુંતલક પામીઉં, રાએ તે વૈકુંઠવાસ. ૩
વલતા તે નારદ બોલીઆ, તમે સાંભળો અર્જુન;
ત્યાર પછે શ્યું નીપન્યું, દેહેરે ગઆ મદંન. ૪
દ્વાર તાં ઉઘાડીઆં અને ખડ ખડાયા તતકાળ;
અસ્ત્ર લેઇને ઉઠીઆ, અખીલ સહુ તે ચંડાળ. ૫
આણી વેલા કુણ છે તું, મજને કહેને આજ;
મૃત્યુ તે તાં માથે ચડયું, તું આવ્યું કીયે કાજ. ૬
દીસે છે તું એકલું, કો નહી તારે સાથ;
કુણ પાપી પ્રાણીઉરે, મરેશ માહારે હાથ. ૭
ખાંડુ ખેડ્યું ભાલે ભાલા, ત્રિશૂલ કરી પ્રહાર;
મારીને કટકા કર્યું ત્યારે, બોલ્યા બોલ એ ચાર. ૮
આઈ મજને કાં મારે, ત્રિશૂલ કરી પ્રહાર;
મહિષાસુર તાં હું ન હુ, આઈ દેવી કરું વિચાર. ૯

શુંભ નિશુંભ તાં હું ન હુ, ન હું રક્તબીજ;
ત્રિશૂલ ધરીને કા મારે આઈ, એવડી શી ખીજ. ૧૦
ચુંડ મુંડ તાં હું ન હુ, ન હુ વળી જેહ;
મધુકેટભ તાં હું ન હુ, આઈ શત્રુ તાહરા તેહ. ૧૧
શત્રુ સર્વે સંધારીઆ, તેહનું કીધું નાશ;
આઈ મૂને કાં મારું, હું છું શિવનું દાસ. ૧૨
મજને મુઆનું દુઃખ નથી, સાંભળો માહારી વાત;
એક કરું વિનતી તે, તાં તમને માત. ૧૩
ભગ્ની દીધી ચંદ્રાસને, દીધું કન્યાદાન;
હુતુ તે આપી રહ્યું, બહન્યવીને દીધું માન. ૧૪
પછે મેં તો એમ કહ્યું તુ, તાં ચતુરસુજાણ;
મેં તુ ચુરી માહે માહેરો, બહન્યવીને સુંપ્યું પ્રાણ. ૧૫
તે માટ તજને કહુ છું, દષ્ટબુધ્યનું પૂત્ર;
આઇ અંબે ચંડકે તું, થાએ સાખીભૂત. ૧૬
તે માટે તમને કહુ છું, ચંદ્રાસને કરજે જાણ;
કૃત સંકલ્પ ઓર્શીકલ થઉં, મદને આપ્યા પ્રાણ. ૧૭

## કડવું ૨૯ મું.

### રાગ રામગ્રી.

એણીપેરે બોલ્યા નારદ દેવજી, સુણ તાંહાં સવ્યસાચી અવસ્યમેવજી. ૧

#### ઢાળ.

સવ્યસાચી તમ્હો સાંભળો, મદન બોલે વાણ;
રામકૃષ્ણ ગોવિંદ જપતાં, તતક્ષણ છોડ્યા પ્રાણ. ૨
સેવક તે તાં આવીઆ, મંત્રીને કીધું પ્રણામ;
સ્વામી તમ્હો આગ્ના દીધી, તે અમ્હો કર્યું કામ. ૩
વલતા નારદ બોલીઆ, સાંભળો અર્જુન;
ત્યાર પછે સ્યું થઉં (ઉપનું) તે, સંભળાવું એકે મંન. ૪
ચંદ્રાસના મનમાંહેથી, એક ઉપન્યું વિચાર;
હાવે હું તાં જઇને કરુ, પ્રધાનને જુહાર. ૫
આગળ ચંપકમાલણી, હસ્તીએ થઉ અસ્વાર;
નગરમાહે સાચર્યાં, ઉલટ અંગે છે અપાર. ૬
વધામણીઆ આગળથી થયા, સાંભળ પ્રધાન તું આજ;
યામાત્ર તે તાં પામીઉં, કુંતલકપુરજનનું જે રાજ. ૭

વળતા પ્રધાન બોલીઆરે, એ શું કહીએ દાસ;
કુંણ ચંપકમાલણી ને, કુણ તે ચંદ્રાસ. ૮
મજ આગળે એ શ્યું કહ્યું, આવી તે તાં આજ;
ભૂંડું વાંછયું રાયને, એ તહમારું કાજ. ૯
પછે આવ્યા ઢૂકડા, સહુકો જોવા જાએ;
દષ્ટબુધ્ય તે પાપીઉં, વિમાસે મનમાંહે. ૧૦
આવીને ઉભા રહ્યા, મંત્રીને કીધું પ્રણામ;
પ્રધાન મનમાહે ચેતીઉં, મદન માર્યું તેને ઠામ. ૧૧

## કડવું ૩૦ મું.

### રાગ સોરઠી.

પ્રણામ કરી પાછું વળ્યુ, ને વિમાસે મનમાહે; ૧
ઝૂરે મનમાનું મનમાંહાં, ચિત્ત કહેને ન કહેનાએ.
મેં શ્યૂં કીધૂં રે કીધૂં રે, કીધૂં માહારે હાથ; ૨
કુડ તાં મજને કોપ્યું કોપ્યું, એ રાખે વૈકુંઠનાથ.
મનમાંહાં ઝૂરે અતિ ઘણું, કહને ન કહેવાએ; ૩
અમલે તે આવ્યુ પૂછવા, મૂને કારણ કુંહુને તાહે.
અંગ ઉઘાડું વરણ ઉઘાડાં, અને ઉઘાડું શીશ; ૪
ચંડીને દેરે સંચરાયા, પાડતૂં અતિ ચીસ.
માતાએ કૂંઅર મોકલ્યો, અમલ જઇને વા'લ;
માહરે પુન્યે આવશે, એહનૂં ખૂટયું કાળ. ૫
એહવુ કહીને સાંચરાયા, ચંડીને દે'રે મશાણ;
ભૂત પ્રેત બે પામીઆં, કો આવ્યું પાપીઉ પ્રાણ. ૬
એક કહે થાપેણે મેલી લોપીશું, મંત્ર વિધી જેહ;
એક કહે હુ કૃતઘની, વિશ્વાસઘાતી તેહ. ૭
એક કહે હુ બ્રહ્મઘાતકી, બ્રાહ્મણ વિધીઆ સાજ;
એક કહે મુને ત્રણ્ય સ્ત્રી હત્યા, બાલ્યક કીધી ઉપઘાત. ૮
એક કહે મેં માતાગમની, ભગનીનુ દીધું ભોગ;
એક કહે મેં ગુરુપત્નીશું, કીધૂ તું તાં સંભોગ. ૯
એક કહે મેં માળા પાડ્યા, ભજાવ્યા બહુ ગામ,
એક કહે પરનિંદા કીધી, ને ન લીધું હરિનું નામ. ૧૦
એક કહે મેં દેવળ પાડ્યાં, ફાડી સરોવરની પાળ;
એક કહે મેં ગોચર ભાંજ્યાં, બાળી પીપલાની ડાળ. ૧૧

એક કહે મેં અપવાસ દોલી, અને લાજે ભરીઉં પેટ;
એક કહે મેં સાધ સંતાપ્યા, ખટ દરશનશું ખેટ. ૧૨
આવ્યું પાપીઉં આપણુ નાશી જઈએ, રખે સંસર્ગ થાએ;
આપણુપે એ મહા હત્યારું, અહીં થકું તાં જાએ.* ૧૩
વળતી ચાલ્યું લેઈ આવીઉં રે, ચાલ્યું દેરા માંહે;
દ્વાર ઉઘાડી ત્યાં જોઇઉં, માહરુ પૂત્ર પડયું છે કયાંહે. ૧૪
આવીને ઉભુ રહ્યું રે, પડ્યો દીઠો મદંન;
હઇઆ સાથે ચાંપીઉ, મુને બોલ દે માહરા તંન. ૧૫
એમ કહી આક્રંદ કરે છે રે, ભૂંડું મૂઢ અજાણુ;
અંગ આપાણું આછાડીને, તતક્ષણુ કાઢયા પ્રાણુ. ૧૬

## કડવું ૩૧ મું.

### રાગ ધનાશ્રી.

પ્રાતુસ કાળે પૂજારુ પ્રગટયું, કુસુમ ચંદન કરી પાણીજી,
આનંદ ભરીઉં જાતુ આવ્યું, જઈ પૂજું રુદ્રાણીજી. ૧
દ્વાર ઉઘાડીને તાં જોયું, આતાંઅ કહે કાણીજી;
પુત્ર પ્રધાન બે મારી નાંખ્યાં, આ વાત કહેણે નવી જાણીજી. ૨
સહી શત્રુએ કહેણે મરાયા, અહીં નાંખ્યા છે તાણીજી;
તાપસ મનમાંહાં એમ વિમાસે, આવડું શ્યૂં અણુજાણીજી. ૩
હત્યા માહરે માથે ચડશે, મિથ્યા મૂકયાં અનાહાતણીજી;
ચંડીના દેહેરા માંહે મારી નાંખ્યા, પડ્યાં તંન ને તાત મણીજી. ૪
સહી નરપત્ય કો નવૂં બેઠું, છે કરાવી ઉપઘાતજી;
હાવે તાં હુ રાજનીતિ રાખૂં, જઈ સંભળાવૂં વાતજી. ૫
ધાતું ધસમસુ ભરડક આવ્યું, સાસ ભરયું નહી સાંનજી;
સભા સંજુક્તી સિહાસને બેઠું, વિષ્ણુ ભક્ત રાજાનજી. ૬
કરજોડી કહુ વિનતી, સાંભળો સ્વામી કાનજી;
ચંડીના દહેરામાંહે મારી નાંખ્યા, પડ્યા પૂત્ર પ્રધાનજી. ૭
તે માટે હું કહેવા આવ્યો, વેગે દેવરાવૂં દહનજી;
એહવાં વચન તાં શ્રવણે સાંભળી, અને ઉઠયા ચંદ્રાસજી. ૮
અણુહણુ* પગે ચાલ્યું જાએ, અને થઆ નિરાશજી;
અરે આઈ એ કાં માર્યું, એહવું તું કાં કીધું નાશજી. ૯
હું અપરાધી તે સેને માર્યું, મદન તાં શિવનું દાસજી;
આઈ અંબે જે જગદંબે, એ શ્યું કીધું કાજજી. ૧૦

* ઉઘાડે પગે.

પ્રાણ આધાર એ તાં માહરું, એહની અદકી લાજજી;
હુ અપરાધી તે શેં ન માર્યું, મદન કાં માર્યું આજજી. ૧૧
ધિક્કય ધિક્કય તો જીવતવ્ય માહરું, ધિક્કય ધિક્કય માહરું તંનજી;
દ્વાર ઉઘાડીને તાં જોયું, પડ્યા દીઠા મદંનજી. ૧૨
કમળ સરખાં તેહનાં લોચન, અને તાં હસતુ વદંનજી;
કનક એરખા ભારે શોભે, મૂગટે જડ્યાં રતંનજી. ૧૩
અર્ધો ઉઘતાં બેહુ પડ્યા, તાત ને તંનજી,
પૂજા પાતરી સર્વ વિખરાણી, ઢલ્યુ બાવના ચંદનજી. ૧૪
ઉઠ મદન એવડી શી નિદ્રા, હું આવ્યું ચંદ્રાસજી;
તું આલિંગન દે હલવેસું, આનંદે ઉહુલાસજી. ૧૫
તારા મનમે એમ આવ્યું છે, મુસું કીધું વિશ્વાસજી;
મુખામુખે કહેવા આવું, વાણી કરો પ્રકાશજી. ૧૬
* * * * *
જુ મરું તુ કરું આતમહત્યા, કે જાઉં વન વાસજી. ૧૭
* * * * *
ઉઠ મદન એવડું શ્યુ સૂતુ, સાહ કરુ નહી સાનજી. ૧૮
વિષયા તાહરી બેહેન આવી છે, આલિગન દે કાં નજી;
દક્ષણુખ્ય લેઈ કાં તુ પુઢયું, તું મોટું પ્રધાનજી. ૧૯
હુતુ તાહરું પૂજ્ય પ્રધાન, શ્યું મુજને દેને માનજી;
તનયા તાહરી લાડ કરે છે, માગે કન્યાદાનજી. ૨૦
હવે મદનને પૂજ્યા કરી, અને આપું કાયાનું ડંડજી;
શરીર આપીને થાઉં ઓશીંકલ, જાણે તે બ્રહ્માંડજી. ૨૧
એહવું કહીને બાહર પધાર્યો, અને કરાવ્યું કુંડજી;
અતિ મનોહર અને ચૂખડું, જાણે તે બ્રહ્માંડજી. ૨૨
પાવક તાં પહેલું પધરાવ્યું, ઉપર મહેલ્યા વારીજી;
જવ તલ તાં પ્રથમે હોમ્યા, તે ગઉ પાવક આહીરીજી. ૨૩
પંચામ્રત તાં પછે હોમ્યુ, સ્ત્રી ભણીને સારીજી,
હવે માહરું શરીર જ હોમુ, આઈ ઉપર ઉતારીજી. ૨૪
રામકૃષ્ણ બોલો રે ભાઈ, જીવન જુગદાધારજી;
લેઈ અત્ર નેત્રનનેતાં, છે હુતાશન માહમેમારજી. ૨૫
કટકા કિંચીત કરીને મૂકે, એવડું દૂખ કયંમજી;
કરજોડીને કરે વિનતી, સાંભલો માહારી મા અંબજી. ૨૬
સુર મુનિવર અંતરિક્ષ જુએ, તેમને આશ્ચર્જ થાએજી;
ચંદ્રાસને શરણાંગત રાખે. વૈકુંઠવાસી રાએજી. ૨૭

પછે તે તાં શરીર સઘલુ, હુતાશન માંહ હોમ્યુંજી;
પછે એકલાં અસ્થી ઉગર્યાં, હુતાસનમાં નામ્યુંજી. ૨૮
લેઈ વસ્ત્ર તાં કમળ માંહે, મેલ્યું કૃષ્ણાર્પણ તાં કહીઉંજી;
* * * * * ૨૯
લેઇને ખડગ કમલ માંહે મેલ્યું, અને વિનતી સારી દાખીજી;
આઈ તું તાં શક્તિ વિષ્ણુની, વેદ પુરાણે સાખીજી. ૩૦
ભક્તવચ્છલ તાં બીરદ ભૂધરનુ, ભગતે વિનતી દાખીજી;
માહરૂં માંસ તા છે રે મીઠું, ચંડી જો જો ચાખીજી. ૩૧
વળી ખડગ કમલ માંહાં મૂકે, અને બોલે વાણીજી;
આઈ તું તાં રહી રહી જુએ, રંગ ભેર રુદ્રાણીજી. ૩૨
સુરનર મુનિજન અંતરીક્ષથી જુએ, તે મુખે બોલે વાણીજી;
મહાદેવ સાથે ગંગા આવ્યાં, ઈંદ્ર સાથે ઈંદ્રાણીજી. ૩૩
તુંબરુ સોતા નારદ આવ્યા, બ્રહ્મા સાથે બ્રહ્માણીજી;
* * * * * ૩૪
વિષયા કહે સુણ ચંપકમાળણી, વિનતડી હવે ધારુજી,
આપણે સ્વામી જોડે ઉધરીએ, બોલે સ્મૃતિ સારુજી. ૩૫
ચરણ કમલ લેઈ પાસે બેસૂ, અસ્થી લેઉં નિરધારજી;
શીશ સ્વામીનું ખોળે લેતાં, મંનશું કરજુ ન વિચારજી. ૩૬
જન્મ જન્મનાં સ્વામી કને, માગું ચંદ્રાસ તા ભરથારજી,
લેઈ ખડગ કમલ માંહા મૂકયું, અને વાવર્યું હાથજી. ૩૭
ત્રાહે ત્રાહે ત્રિભોવન નાએક, વાણી વૈકુંઠ નાથજી;
હશી હશી હરખે દે તાલી, ઉલટ અંગે કરે વાતજી. ૩૮
આપણ બેહુ એશાગવાંન કરશું, ઉધરશું આપણો નાથજી;
અમલ ભાઈ તાં સાહી સાહી, રાખે ભીડી ભીડી બાથજી. ૩૯
પછે ચંડી પ્રત્યક્ષ થઆં, આવી સાહ્યા હાથજી;
માગ્ય માગ્ય હુ તુજને ત્રૂઠી, આપું તાં વરદાનજી. ૪૦
જે માગે તે તુજને આપું, હુ થઈ તુષ્ટમાનજી;
અરે આઈ તુ મૂજને ત્રુઠી, મુજને દીધુ માનજી ૪૧
જન્મ જન્મ ભક્તિ ભૂધરની, ને રુદે કમલમાંહ ધ્યાનજી,
ચંદ્રાસતણા શરીર ચંડીએ, ત્રિશૂળ ફેરવ્યું હાથજી. ૪૨
દિવ્ય દેહ તાં થઈ દેખતાં, અને મુખે વાણી નાથજી;
અખીલ અભિલાખ પૂરું તારી, પૂરૂં મનોરથ મંનનીજી. ૪૩
તાહરે માથે સ્વામી મોટો, સમરથ સારંગપાણીજી;
વળી આઈ એક બીજું માગું, પૂરું માહરું લાડજી. ૪૪

માહરું સસરુ ને સાલુ, એ એહુને જીવાડજી;
કેહે ચંડી એહને નહી જીવાડું, એહનાં રડવડશે હાડજી. ૪૫
વૈષ્ણુવ જનમો એ તો દોખી, એહનું મ ચડાવેશ પાડજી. ૪૬

## કડવું ૩૨ મું.

### રાગ ગુડી.

વળી વળી પૂછે ચંદ્રાસ, આઈ એક મુને દયુને આશ;
આંહાં આવી મુઉં પ્રધાન, માતા કારણુ કુણે કામ. ૧
સાંભળને સાચું ચંદ્રાસ, તુ તો છે વિષ્ણુનો દાસ;
એણે તજને કીધું કૂડ, ત્રણ્ય વાર રાખ્યો ગરૂડારૂઢ. ૨
પ્રથમ કૂડ તાં કીધુ તહી, પાંચ વરસનું હુતુ જહીં;
સાંભળને તુ માહરી વાત, તુજને કરાવી ઉપઘાત. ૩
પછે પશાચને આવી દયા, છેદી આંગળીને મેલી ગયા;
પછે બીજું તાં કૂડ કર્યું, હસીને વાએક ઉચર્યું. ૪
કેહે કુલંદ તાં સાંભળ આજ, ઉતાવલુ ઉપન્યું છે કાજ;
તાહરો મોકલ્યને ચંદ્રાસ, મજને તેનો છે વિશ્વાસ. ૫
વિખ દેવરાવ્યું મદનને હાથ, વિષયા પરણાવ્યું વૈકુંઠનાથ;
તિ વિષ્ણુજીએ વિપરીત કર્યું, વિષને ઠામે અમૃત ધર્યું. ૬
વિષને ઠામે વિષયા કરી, તે પરણાવ્યા શ્રી નરહરિ;
દંપત્ય દીઠાં ચુરી મધ્ય, દુષ્ટબુધ્યની ટળી છે શુદ્ધ. ૭
સાંભળ બોલ અહ્મારા કહ્યા, તેહના મનોરથ મનમાં રહ્યા;
ત્રીજું કૂડ તાં તેહ એ કર્યું, હસીને વાએક આચર્યું. ૮
સાંભળને તું ચંદ્રાસ, તુ તો છે વિષ્ણુનો દાસ;
આજ અહ્મારી પૂરો આસ, જમાઈ તો તુ ચંદ્રાસ. ૯
અહ્મારે કુળે એહવી રીત, ચંડી પૂજુ એક ચત્ય;
સાંભળને તુ તાં સત્ય, ત્યાંહાં વિષ્ણુજીએ કીધૂં વિપરત્ય. ૧૦
રાએના મંનમાં એહેવુ થઉં, રાજ્ય મેહેલીને વનમાં રહું;
મદન ગયા તે રાજદ્વાર, કેહે કુતલક વિનતિ અવિધાર. ૧૧
સાંભળને તુ વિનતી આજ, કુણુ યોગ ગાદી છે રાજ;
સ્વામી મૂજને આવે છે વિશ્વાસ, ચંદ્રાસ છે વિષ્ણુનો દાસ. ૧૨
દેઈ દીકરી આપ્યૂં રાજ, આતમ સાધન કરવા કાજ;
વળતા એણી પેરે બોલ્યા મદંન, દેહેરે જાવા દ્યું દરશંન. ૧૩
સેવક આવતા હતા જેહ, મદને વાળી મોકલ્યા તેહ;
હુનાર પદારથ હુએ સહી, તેહનું કાંઈ પ્રતિકારજ નહી. ૧૪

ચંડી વાણી એમ ઊચરે, ચંદ્રાસ તાં શ્રવણે ધરે;
વૈષ્ણુવ જનશું દ્વેખજ કરે, પુત્ર વિયોગે તે તાં મરે. ૧૫
વળી વળી શ્યૂં કહીએ કથી, એટલા ઉફરું દુઃખજ નથી;
*પૂત્ર વિયોગે જાએ પ્રાણુ, તેહનું જીવ્યું તાં પ્રમાણુ. ૧૬
માહરું એહવું છે તાં સ્વામ, તે અપાવે અવિચલ ઠામ;
હવે આઈ માહરું પાલુ લાડ, એ બેહુને માતા તું જીવાડ. ૧૭
†જેહવું કીધૂં તેહવું લહ્યું, તે દુઃખ તાં એણી પેરે તરત સહ્યું;
ચંડી વાણી એણી પેરે કહે, દષ્ટબુધ્યને તાં મરવા દેએ. ૧૮
વૈષ્ણુવ જનના દ્વેખી જેહ, કહે સ્વામી શત્રુ મારા તેહ;
માહરું સ્વામી જે ભગવંત, તેહની ભક્તિ કરે જે સંત. ૧૯
તેહને દુઃખ દેખાડે જેહ, સ્વામી કહે શત્રુ માહારા તેહ;
ગુણુ ઉપરે ગુણુ કરે જેહ, શાનું આશ્રજ માતા દેહ. ૨૦
‡અવગુણુ ઉપરે ગુણુ કરાએ, તે આશ્રજ માતા કહેવાએ;
કૃષ્ણુ કહે જુધિષ્ટર પ્રતે, કે શ્લોક એક જ અર્થે. ૨૧

દુહો.

અવર પીડીઆ શંભુ નહી પાપ, વૈષ્ણુવ જનના દેહને દમે;
વૈષ્ણુવ જનના દેહને દમે, વિષ્ણું ભણે તે મજને નવી ગમે. ૨૨

રાગ ચાલતો.

સાંભળને કહુ દષ્ટાંત, વૈષ્ણુવ જન જે હુઆં મહંત;
દુર્વાસાએ દુહુભવ્યા§ અમરીખ, સુદર્શનને દીધી શીખ. ૨૩
હરણ્યકસ્યપે દુહુભવ્યા પ્રહલાદ, નરસિહએ ઉતાર્યું નાદ;
વિભીષણુ દુહુભવ્યા રાવણુ રાજન, તુ તેને ન રહ્યું સંતાન. ૨૪
કૌરવે દુહુભવ્યા પાંડવ અપાર, તુ તાં તેહનું કીધુ સંહાર;
વળી વળી કહેને ચંદ્રાસ, વાણી સત્ય પ્રકાશ. ૨૫
લોચન મીંચ્યાં મૂરત માત્ર, અગોપ્ય થઆં ચંડી ઉઠાતન તાત;
મંત્રીએ કીધું પ્રણુામ, મેં સ્યુ કીધુ હુતુ કામ. ૨૬
આવીને ભેલુ ચંદ્રાસ, હઇઆ માંહે અતિ ઉહુલાસ;
વિષ્ણુજીના વાહાલા જેહ, મનમાંહ દુઃખ ન આણે તેહ. ૨૭
બેહુને દીધૂં સનમાન, પાલખી માંહાં બેસુ પ્રધાન;
મદન તે તાં થયુ અસવાર, અને આવ્યા નગર મુઝાર. ૨૮
મહેલ તે આવ્યું ચંદ્રાસ, હઇઆ માંહે અતિ ઉહુલાસ;
દીધી આગ્ના પ્રેમજ ધર્યું, ધરે ધરે તાં મહોચ્છવ કર્યું. ૨૯

---

* અહીંથી ચન્દ્રહાસનાં વચન શરુ થાય છે. † અહીંથી દેવીનાં વચન છે.
‡ અહીંથી ચંદ્રહાસનાં વચન છે § મૂળમાં દુહુભવ્યાને સ્થાને ‘દુહુવ્યા’ છે.

સસરાને આપ્યું ઉપદેશ, નીજ ગુણ કહ્યું ચંદ્ર નરેશ;
સાંભળો મદન કહું જે અહો, કાંઈ એક ધર્મ આચરુ તહ્મો. ૩૦
આજ લગે જે કીધૂં પાપ, તે વિષ્ણુજી છોડવશે માબાપ;
હવે આંણુ સત્ય સંતોષ, પ્રજા પાળો રહીત નિર્દોષ. ૩૧
દેશ માહે વરતાવૂં ધર્મ, લવલેશ માત્ર ન અધર્મ;
સૌ કુટુંબને તું પરિવાર, તેહનો કરું વ્યાપાર. ૩૨
વિષ્ણુતણી તમ્હો સેવા કરો, માયા મોહ પેહેલું પરહરો;
સાંભલું ને દેખાડૂં ભણી, નવધા ભક્તિ તે ગોવિદ તણી. ૩૩
[એકાદશી નહી કરે અખડ, તે કને રાજા લેશે દંડ;]
નારદ કહે સત્ય સાચવો રાય, શાલીગ્રામતણો મહીમાય. ૩૪
ચંદ્રાસે રાખ્યા મુખ માંય, તેતાં જીવન જાદવરાય;
શિલ્લા શુદ્ધ જે શાલીગ્રામ, કોડ વિઘન હરે તે નામ. ૩૫
જન્મ કોટીનાં કીધાં પાપ, તે વિષ્ણુજી છોડાવે માય બાપ;
નામે અજામેલ ઉધર્યું, નામે ધ્રુવ અવિચલ કર્યું. ૩૬
નામે ત્યાં ઉગર્યો પ્રહ્લાદ, હરિ વિના સરવે મિથ્યા વાદ;
એહવા તે જે જપે નરહરિ, નહી રહે વિખની વેલડી. ૩૭
પાણે તે જે પૂજે ગોપાળ, નહીતર તે અરણી ડાલ;
નેત્ર તે જે હરિમુખ જુએ, નહીતર મોરપીછના ચાંદલા હોએ. ૩૮
મસ્તક તે જે નમે હરિલાડ, નહીતર તુ વિષનું ઝાડ;
કરણ તે જે હરિગુણ સૂણે, નહીતર તુ ઉંદરનાં કોતર ગણે. ૩૯
ચરણ તે જે ચતુરભુજ ભણી જાએ, નહીતર કે તેનો કહેવાએ;
નાશિકા તે જે કહીરે અપનાશ, નહીતર કેપય દોહલે પાસ. ૪૦
સાંભળો રે તમે તાં લોક, વૈષ્ણુવ વના જન્મ તાં ફોક;
અકલ સ્વરૂપનું ચરણોદક કરે, સકલ વ્યાધ તારાજ કરે. ૪૧
વાયુ* વાએ હુતાશન પ્રજાલ કરે, વિષ્ણુ પાદોદક મસ્તક ધરે;
જન્મકોટીનાં સંચીત કલે, કીધાં હોય તેતા ટળે. ૪૨
તે સઘળાં અવેલે જાએ, કરતાં ચર્ણોદક મહીમાએ;
કંઠે ધરું તુલશીની માળ, ગોપીચંદન તીલક વિશાળ. ૪૩
કરે જપ માલ તુલશી તણી, યમ ન જુએ તેતા ભણી;
શંખ ચક્ર શરીરે ધરૂં, ગોપીચંદન લેપન કરૂં. ૪૪
શંખતણા કરો નિર્ઘોષ, હરિ નામે તાં અતિ સંતોષ;
નવધા ભક્તિ ગોવિદ તણી, કહે ચંદ્રાસ કરો અતિઘણી. ૪૫

* મૂળમાં 'યમ' છે.

સસરાને દીધું પ્રતિબોધ, વેદ પુરાણ તા સંહિતા શોધ;
અવસ્થા મેહેલાવી સહી, દષ્ટબુધ્ય તાં શુદ્ધ જ થઈ. ૪૬
એણીપેરે પૂછે અર્જુન, વૈષ્ણવ કેહેવા કહીએ જંન;
સ્વામી મુજને ઘણેરી આશ, વૈષ્ણવ લક્ષણ કહું પ્રકાશ. ૪૭
*કામ ક્રોધ લોભ નહી અહંકાર, તૃષ્ણા રહીત નરનાર;
સંત સંગતે મળે જેહ, કહે નારદ પૂર્વે વૈષ્ણવ તેહ. ૪૮
છળ છબ્ય નહી વંચ દ્રોહ, પાપ રહીત મનમાંહ તેહ;
મિથ્યા અપવાદ બોલે નહી જેહ, કહે નારદ સર્વે વૈષ્ણવ તેહ. ૪૯
સ્વામી દ્રોહી નહી કૃતઘની, વિશ્વાસઘાતી નહી મઘની (?);
લીલા લંપટ નહી જેહ, કહે નારદ સર્વે વૈષ્ણવ તેહ. ૦
વૈષ્ણવ જનને દ્વૈષ નહી, દે માન, કરજોડીને કરે પ્રણામ;
બ્રાહ્મ વિષ્ણું અંતર નહી જેહ, કહે નારદ સર્વે વૈષ્ણવ તેહ. ૫૧

## કડવું ૩૩ મું.

### રાગ—

કહે ચંદ્રાસ સુણો અવિનાશ, નામ માત્ર છોડુ ગર્ભવાસ;
માહરે સરવે રણ થયું, વૈકુંઠ નાથનું દરશન થયુ. ૧
અપાર સંતોખાયા યુગનાતાત, તેણે નગરે રહ્યા દ્વિનાનાથ;
જૈમિનિ જન્મેજયને કહે, ત્યાંહાંથી ઘોડાં વાલ્યાં છે એહ. ૨
આવ્યા બગદાલ્યમને આશ્રમ, તાં પૂછે છે ધર્માધર્મ;
વૈકુંઠનાથ તાં બોલ્ય જ કહે, સ્વામી આશ્રમ કરી શે ન રહે. ૩
સાભળ સ્વામી શ્રી યુગદિશ, બ્રહ્મા સાંભળે એકશૂ વીસ;
એટલાને આશ્રમશું કરૂં, સત્ય સત્ય વાણી તાં વિસ્તરૂં. ૪
અશ્વમેધ તણી એ કથા, સાંભળો જનમેજય સરવથા;
એક મને સાંભળે નર ને નાર, તેહને ત્રુઠે દેવ મોરાર. ૫
જે જે સાંભળે ને તે તાં ગાએ, તેહનાં પાપ નિવારણ થાએ;
કેહેના કુળમાંહાં કેવા મન, સાંભળતાં પાપ થાએ નિકંદન.† ૬
* * * * *
જે સાંભળે તેહની પુહુચે આશ, બેહુ કરજોડી કહે નાકરદાસ. ૭

---

## ટીપ્પણી.

નાકરકૃત ચંદ્રહાસાખ્યાનના કડવા ૪ થાની કડી ૨૧ થી કડી ૮૨ સુધીનો કેટલે
ભાગ વાંચનારને સમજવો કઠિણ હોવાથી, તેને સમજુતીની જરૂર જણાય. આ

---

* અહીંથી નારદનાં વચન છે.

જન્મે છે ત્યાર પછી પોતાની માતા અને ઇતર સંબંધીજનો પાસેથી બોલવાની ભાષા શીખે છે. એ જે બોલે છે તે શુદ્ધ કેમ બોલે, અર્થનો અનર્થ કરતાં ન શીખે, સનાતન વર્ણોચ્ચાર અગાડી ન નાંખે એટલા માટે જ્યારે બાળક મોટું થાય છે, ત્યારે એના માતાપિતા કોઈ સદ્‌ગુરુને શિક્ષણ માટે સોંપે છે. બાળકની વૃત્તિ સદા ચંચળ છે. રમત ગમતમાં તેનું ધ્યાન સદા રહે છે. છતાં નૈસર્ગિક રીતે જ અનુકરણ કરવાની અને કહેલું સ્મરણમાં રાખવાની શક્તિ તેનામાં વિશેષ હોય છે. બાળવયમાં તે જે સાંભળે છે, જે જોય છે, જે કરે છે–તેની છાપ તેના મીણ જેવા હૃદય ઉપર એવી પડે છે કે બાળકાળની છાપ, આજન્મ પર્યંત તે ભૂલી જઈ શકતુ નથી. પ્રાચીન ઋષિ મુનિયોએ બાલકમાં રહેલી આ શક્તિને કેમ ખીલવવી તેને માટે સંસ્કૃત ભાષામાં અલૌકિક રૂઢી શોધી કાઢી છે. તેઓએ ભાષામાં વિકૃતિ ન થાય એ માટે, અને લખી રાખવાની કળ તે સમયમાં પ્રચલીત ન હોવાને લીધે, મ્હોડે યાદ રહી શકે એવા નાના નાના સૂત્રો રચી, વ્યાકરણ બનાવ્યું છે. અક્ષરો અને શબ્દમાં શું સામર્થ્ય છે તેના તેઓ સારી રીતે જ્ઞાતા હતા. એક રીતે જોતાં તેઓના ધ્યાનમાં આ ખાસ આવેલું કે શબ્દના સદુપયોગમાં મુક્તિનું સાધન સમાયલું છે.

**एकः शब्दः सम्यग्ज्ञातः सुप्रयुक्तः स्वर्गे लोके च कामधुग् भवति।**

જો માણસને એક શબ્દનું સારું જ્ઞાન થાય, અને તેને સારી રીતે યોજતાં આવડે તો સ્વર્ગ લોકમાં, તેમ જ આ લોકમાં તેને મનવાંચ્છિત પ્રાપ્ત થાય.

અક્ષરબ્રહ્મમાંથી અક્ષરોત્પત્તિ કેમ થઈ, સ્વર અને વ્યંજનમાં ભેદ કેમ પડ્યા, વ્યંજનોના કકા આદિ ભેદો સ્થાનને લીધે શા માટે થયા, જગતમાં પહેલું મનુષ્ય ઉત્પન્ન થયુ ત્યારે તેને બોલતાં કોણે શીખવ્યું, ઋષિ મુનિયોનો અભિપ્રાય એ વિષયમાં શું છે, આધુનિક શબ્દશાસ્ત્રીઓનો મત કેવો છે એ સર્વનો વિચાર જો કે અગત્યનો છે, તોપણ તેનું અત્ર સ્થાન નથી. અત્ર તો એટલુ જ જાણવું બસ છે કે, બાલકના મગજ ઉપર ભારરૂપ ન થતાં, સરળતાથી યાદ રહી શકે તે માટે પાણિની મહર્ષિએ સુંદર સૂત્રો રચી વ્યાકરણની યોજના કરી. પૂર્વકાળમાં તે શિષ્યોને ગુરુમુખથી શીખાડવામાં આવતું. પ્રાકૃત ભાષામાં તેજ પદ્ધતિને અનુસરીને તેવાં જ સૂત્રો રચવામાં આવેલાં છે.

આ ચંદ્રહાસ આખ્યાનમાં આવતો "सिद्धो" તેનો નમુનો છે. જુના સમાના એ सिद्धो वर्णसमाम्नाय સર્વ મેહેતાજીઓ ભણાવતા. નાગરી, ગુજરાતી, અંગ્રેજી, ફારશી આદિ લીપીની ઉત્પત્તિ ॐ માંથી થએલી છે. મેહેતાજીઓ તથા બીજા કેટલાકોનો એવો મત છે કે અખીલ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ પણ ॐ જ છે. ભગવાન્ પતંજલી કહે છે કે, "तस्य वाचकः प्रणवः, तज्जपस्तदर्थभावनम्." તે ઇશ્વરનો વાચક પ્રણવ છે, તેનો જપ કરવો, અને ભાવના કરવી એ મુક્તિનું સાધન અથવા ઈશ્વરપ્રણિધાન કહેવાય છે. એવા આ ૐકારને આર્ય પ્રજાએ મહામંત્ર માન્યો છે; વેદને ન માનનારા બૌદ્ધ જૈનો પણ તેને આદર આપે છે; મંત્રો એના પ્રથમ ઉચ્ચાર વગર નિષ્ફળ ગણાયા છે. અને વેદો ઉપનિષદાદિ ગ્રંથોમાં પણ અતિ ઘણું વિવેચન કરવામાં આવેલું છે. **सिद्धो**

વર્ણના પ્રારંભમાં એટલા જ માટે એને ઉચ્ચાર કરવો ચાલુ રાખવામાં આવેલો હોય એમ લાગે છે.

ૐકાર બે પ્રકારે લખવામાં આવે છે. પ્રથમ (૩) ત્રગડો કાઢી, તેના પેટામાંથી આવી (ઙ) માત્રા કાઢવામાં આવે છે. તે ઉપર (ˇ) ચંદ્રાકારે એક લીટી કાઢી તે ઉપર (૦) મિંડુ મૂકવામાં આવે છે. ૐ લખવાની પ્રાચીન બીજી રીતિ આવી છે. પહેલા પપ્પા જેવો પાંચડો કાઢવામાં આવે છે. તેના પૂર્વમાં આમ ≈ પાન કાઢવામાં આવે છે, ને તેની પાછલ એક ઉભી લીટી કાઢવામાં આવે છે. પછી તેનું માથું બાંધવામાં આવે છે. ને તેની ઉપર એક માત્રા ને એક મીંડુ મૂકવામાં આવે છે. આ ओं પ્રાકૃત ભાષાની રીતિનો જણાય છે, અને તેજ सिद्धोશીખવતા પૂર્વે બાલકોને કેમ લખવો તે શીખવવામાં આવતો હતો. "सिद्धो वर्ण" ને એ નામ તો એટલા માટે આપવામા આવ્યું છે કે તે સર્વ સિદ્ધિદાતા છે. તે સત્ય છે, કારણ કે ૐમાં સર્વ શક્તિ રહેલી છે, અને તે સિદ્ધ વર્ણ છે.

એટલા માટે બાલકને શિક્ષણનો પ્રારભ કર્યા પૂર્વે, મંગલવાચક નમસ્કાર કરાવી મેહેતાજીઓ સ્વર અને વ્યંજનનું જ્ઞાન આપવું શરુ કરતા હતા. મેહેતાજી જે પ્રમાણે ઉચ્ચાર કરે તેના મ્હોં સામુ જોઇને, બાલક તે પ્રમાણે ઉચ્ચાર કરતાં શીખે, અને મેહેતાજી જે પ્રમાણે લખતાં શીખવે તે પ્રમાણે બાલક પણ પાટી ઉપર લેખણ પકડી લખતાં શીખે છે. અહુણા શાળામા જેમ અક્ષરોના અંગના જુદા જુદા વિભાગ પાડી શીખાડવામાં આવે છે, તેમજ પૂર્વે પણ શીખાડવામાં આવતું હતું.

બાલક ૐ નો ઉચ્ચાર અને લખાણ આખું એમને એમ શીખવાને અશક્ત હોવાથી, મેહેતાજી તેના વિભાગ પાડી શીખવે છે. મેહેતાજી પ્રથમ " भणीए " એમ બોલી પપ્પા જેવો प કાઢે છે. બાલક પણ તે ઉચ્ચાર પકડી, તેમજ કરતાં શીખે છે. નાકર કવિ ચંદ્રહાસને પોતાના સમયનું સ્વર અને વ્યંજનનું શિક્ષણ અખ્યારુ દ્વારા અપાવે છે. અખ્યારુ હાથમાં સોટી લઇને ચંદ્રહાસ સામે ઉભો રહી પોતે સિદ્ધો વર્ણ બોલે છે, અને ચદ્રહાસને તે પ્રમાણે બોલવાની ફરજ પાડે છે. પણ ચંદ્રહાસ બીજા વિદ્યાર્થીઓ પ્રમાણે ન વર્તતાં, ચાલુ નિયમથી વિરુદ્ધ જઈ, મેહેતાજીનો બોલેલો શબ્દ પ્રથમ ઝડપી લઈ તેને વેદાંત અને પરમાત્મા પ્રત્યે ઘટાવે છે.

**सिद्धो वर्णसमाम्नाय:** અને સ્વર શિક્ષણ આ પ્રમાણે છે. ભણીએ अ, મીંડુ (•), બે લીટી અથવા બલાટી–બલાડી, એક લીટીમાં પંડ, બીજી ઉપર, થયો ઓગણુ પડાયો એટલે ૐ–ઓંકાર.*

નન્નો વિટાળો (न). મમા મોળ (म). મમ્માના હાથમાં બે લાડવા (:) સૈરાણી ચોકડી, પાસે વાળી કુડાળી (सि), ઢાણું ઢોકલું (द्ध) માથે છોકરું (૦). આ સર્વનો અર્થ ૐ नमः सिद्ध થાય છે.

---

* ઓગણપડાયાનો અર્થ ॐगणेशाय नमः ॐगणपतये नमः હોય એમ અનુમાન કરતા લાગે છે.

આટલું પ્રથમ શીખવ્યા પછી સ્વર શિક્ષણ શરુ કરવામાં આવતુ હતું

| અંક. | રૂપ. | મોં પાઠ. | ખરું સ્વરૂપ. | મોં પાઠનું કારણ. |
|---|---|---|---|---|
| ૧ | प<br>०<br>ॠा<br>—<br><br><br>ˋ | "ભણીએ"<br>"મીંડુ"<br>"બે લીટી-બલાંટી<br>"એક લીટી ત્યાં પંડ (કાનો માથા ઉપરની આડી લીટી માટે)<br>બીજી ત્યાં ઉપર (માત્રા)<br>(એ થયો ઓગણપડાયો) | ॐ<br>અથવા<br>ओं | લખતાં અક્ષરના અંગોના વિભાગ પાડી સહેલાઇથી શીખવવાની રીત. |
| ૨ | न ० | નન્નો વીંટાળો. | न | પહેલાં મીંડુ વાળીને કરવું પડે તેથી નન્નો વીંટાળો કહ્યો. |
| ૩ | म<br>: | મમ્મા મોળ<br>"મમ્મા હાથે બે લાડુઆ." | मः | મોળના જેવો આકાર માટે; વિસર્ગ તે બે લાડવા. |
| ૪ | ᐥम | સૈરાણી ચોકડી, પાછી વાળી કુંડાળી (કવિતામા શુદ્ધ—નો સિ કહ્યો છે.) | सि | स ચોકડી કરીને કરવો પડે છે તે માટે કુંડાળી તે હ્રસ્વ ઇ માટે. |
| ૫ | ढ<br>ᑫ | "ઢાણું ઢોકલું."<br>માથે છોકરું<br>(કાવતામાં નથી). | ढं | પ્રથમ ઢોકલાની માફક લખવું પડે છે માટે છોકરું તે મીંડુ. |
| ૬ | ।अ | એનબેન ભાયા.<br>"અન્યે છન્ને ભાઇઠા." | अ | અ અને આ બે ભાઈ સરખા છે. |
| ૭ | ।आ | બીજાને કાનો છે<br>(કવિતામાં નથી.) | आ | બીજા અને કાનો કરવો. |
| ૮ | ſ | ઓગણચાલીસમાં હેડકાં. | इ | કારણ સમજાતું નથી. હ્રસ્વ ઇકારનું ચિહ્ન હશે. |
| ૯ | ˘ | હેડલાં ઇકાસણાં. | ई | દીર્ઘ ઇકારનું ચિહ્ન હશે. |
| ૧૦ | ૩ | ઉપર વાળી ઉકારસી. | उ | હ્રસ્વ ઉકારનું ચિહ્ન. |
| ૧૧ | ઊ | "આઉં આઉં અંકોહા." | ऊ | દીર્ઘ ઉકારમાં આંકડો વાળવો. |
| ૧૨ | ᖷᖷᖷ | આંકડ "બીજા ફાંકેડાં." | ए | આંકડાની પેઠે કહાડવાનું માટે. |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩ | णा | "બીજી આઇ માત્રા." (નંબર ૮–૯–૧૦ કવિતામાં આપ્યા નથી તેને બદલે "કામ ક્રોધ, ને મોહ અહંકાર, તે કારણ મીંડાં બે ચાર" આપેલું છે.) | पे | ए કરી પાસે કાનો માત્રા વધારવી. એ હ્રસ્વ અને દીર્ઘઇકાર અને હ્રસ્વ અને દીર્ઘ ઉકાર માટે લખ્યું હશે. |
| ૧૪ | णो | "રહેજ માંહે સુતા સાંપલા." ઓગણ ઓગણ બળધીઆ "મન પવન બેઉ બળદીઆ." | ओ | ऋ ॠ ऌ ॡ ને માટે વર્ણ મૈત્રી રાખવા માટે ઓગણની સાથે ઓગણ વાપર્યો હશે. |
| ૧૫ | णौ | "પરસંગે કાંધી પોઠીઆ." | औ | આ ઉપર એક વધારે માત્રા કહાડવી છે, માટે કાંધે પોઠીઆ. |
| ૧૬ | ात्र | એક રાસ ને માથે મીંડું "રાસ પરાણુ સાથે લીધ." | अं | અકારને માથે મીંડું કહાડવાનું. |
| ૧૭ | ात्रः | બીજાને બે આગળ મીંડાં "તે કારણ બ મીંડાં." | अः | વિસર્ગ બતાવવા માટે. |

સામ્પ્રતમાં આપણે જે લીપીએ લખીએ છીએ તેજ લીપીએ પૂર્વના સમયમાં એટલે આજથી બસેં ત્રણસેં વરસ ઉપર લખાતું નહોતું એમ જૂના પુસ્તકોમાંના હસ્તાક્ષર ઉપરથી માલમ પડે છે. સ્વર અને વ્યંજન શિક્ષણની મોં પાઠ જે લેવામાં આવતી તેમાં કેટલીકવાર ફરક દેખાય છે. એ ફરક પ્રાંત ભેદને લીધે પડ્યો હશે એમ સમજાય છે. પણ એ ઉપરથી એટલુ તો સ્પષ્ટ છે કે મૂળ અક્ષરોના મરોડ (સ્વરૂપ) સમજવા તથા સરલતાથી સ્મરણમાં રહેવા માટે એ સર્વ રચના થએલી છે. ગ્રામ્યશાળાના મેહેતાજીઓ સ્વર અને વ્યંજનો અમુક રીતે ભણાવતા હતા, જે પૃથા ૧૮૮૦ સુધી પ્રચલિત હતી ને કોઇ કોઇ સ્થળે અદ્યાપિ ચાલુએ છે પણ ખરી. કવિવરોને ખપ પડતો ત્યારે પોતાના કાવ્યમાં તેને વેદાંતમાં કે ધર્મ ભાગમાં ગોઠવી દેતા. બૃહત્ કાવ્યદોહન ભાગ પહેલામાં આવેલા પ્રહ્લાદાખ્યાનમાં, વસાવડના કવિ કાલિદાસે, નાકર કવિથી જુદી જ રીતે રચના કરી છે. એજ પ્રમાણે જૈન ગ્રંથ કલ્પસૂત્રમા મહાવીર સ્વામી ભણવા જાય છે તે પ્રસંગે પ્રશ્નોત્તર રૂપે ધર્મ વિચારમાં મણ્યે સિદ્ધો અને કક્કો ઘટાવેલા છે. સમયના વહેવાસાથે આ મોંપાઠોમાં, કોઈ સ્થળે ધર્મ ભાવનાની મોંપાઠ કાયમ થઈ, કોઈ સ્થળે નીતિ વ્યવહારની કાયમ થઈ અને કોઈ કોઈ સ્થળે ધર્મ, નીતિ, વેદાંત, વ્યવહાર વગેરે સર્વનો શંભુમેળો પણ થઈ ગએલો જોવામાં આવે છે, તે એટલે સુધી કે તેમાંના કેટલાકનો અર્થ સમજવો આજે મુશ્કેલ થઇ પડ્યો છે. ઘણી ખરી મોંપાઠમાંથી તો અર્થ ગાંભીર્ય નીકળી જઈ બાળકોને

કેવલ હસવા જેવું પણ કરેલું દેખાય છે. સુસ્પષ્ટ ઉચ્ચાર ન કરવાથી આમ બન્યું હોય એમ લાગે છે. દાખલા તરીકે "ધધ્ધો ધુંટ ચડાવ્યે જાય, દદ્દો કહે દીવેટીઓ, ભભ્મે માર્યું ભેંસલું;" વગેરે.

આજ પ્રમાણે આંકની મોંપાઠમાં પણ રમુજ લાવવા બોલાતું;—જેવું કે

(૧) એક અઢીઉં અઢી, કુકડો બિલાડી વઢી,
કુકડે મારી ચાંચ, ને બે અઢીયામ પાંચ.

(૨) પંદર એકુ પંદર, પાડી કરે હુન્નર,
પાડીએ પાડી ચીસ, ને પંદર દુ ત્રીસ. વગેરે

પૂર્વના ભણતરની મોંપાઠમાં, માત્ર સ્મરણશક્તિથી કામ લેવામાં આવતું, તેથી કેટલીકવાર એ પ્રમાણે કપોલ કલ્પિત રચના ચાલતી, અને એકનું સાંભળી બીજા તેનું અનુકરણ કરતાં શિખતા.

પ્રાચીન અને નવીન સ્વર વ્યંજન લખવામાં જે ભેદ પડ્યો છે તે આ પ્રમાણે છે.

| પ્રા. | સં. | ગુ. | પ્રા. | સં. | ગુ. |
|---|---|---|---|---|---|
| ऋ | अ | અ | नुं | तुं | તુ |
| ਤੇ | उ | ઉ | दु | दु | દુ |
| क | क | ક | ध | ध | ધ |
| ष | ख | ખ | न | भ | ભ |
| ਹ | छ | છ | रया | र्यां | ર્યાં |
| ਨ | झ | ઝ | ल | ल | લ |
| ਨ | ड | ડ | ऋ | श्र | શ્ર |
| ਾ | ण | ણ | ह | हु | હુ |

ગામઠી મહેતાજીઓની શાળાઓમા કક્કાનો જે મોંપાઠો લેવામાં આવતો તેનો એક પ્રકાર આ પ્રમાણે છે.

| અક્ષર | મોંપાઠ. | કારણ કે સમજણ વગેરે. |
|---|---|---|
| ક | "કક્કો કેવેળો. | કૈવલ્ય. પરમાત્માનું સ્વરૂપ ક ઉપરથી નામ. |
| | કક્કો કે' વે'લો. | બાળકને મેહેતાજી ચપટી વગાડી કહે કે, કક્કો વહેલો વહેલો કહે. |
| ખ | ખખ્ખો ખાજેલો. | ખાજાજેવાઘાટનો, અથવા ખાજામાં ખ પહેલો છે. |
| | "ખખ્ખુ ખુણે બોસી રહ્યું. | જુની લિપમાં ખ, પાકુ ષ ની પ્રમાણે લખાતો, તેથી કાવતામાં "ખખ્ખુ ખુણે બોસી રહ્યું" એમ લખ્યુ છે; પણ નિચે એ પ્રમાણે "ષષ્ણુ ખુણે કાઢીઉં" એમ લખ્યું છે. ષકારની અંદર |

કાપો મુકવામાં આવે છે તેથી [?]મુણેથી ફાડીઉં કહ્યું છે. તેથી આ ખ (ष) અને ષ (ष) સરખા દેખાય છે, પણ વાંચવામાં તેનો ભેદ વાક્ય ઉપરથી સમજવામાં આવતો હતો.

| | | |
|---|---|---|
| ગ | "ગગ્ગા ગોરી ગાય વિયાય." | ગોરી=ધોળી—શ્વેત ગાયમાં ગ પહેલે આવે છે તેથી. |
| | "ધદ્દધો ધુંટ ચડાવ્યે જાય." | ધ માં વચ્ચે ગાંઠ આવે છે તે ધુંટો. |
| | "દ્ધધે ધુનસ માર્યો જાય." | આ નીતિનું વચન છે. |
| ઙ | "નન્નો આવલ દુમેલો." | ઙ માં આવલ—આમળો (વળ) દેવા પડે છે, પણ એક બીજાથી ઉલટાં મોઢાં છે તેથી દુ=બે+મેલો=બે મેલવેલા છે. |
| ચ | "ચચ્ચાજીની ચોપડી." | ચચ્ચો—ચાચો—કાકો. ચચ્ચો અને ચોપડીમાં ચ પહેલો છે. |
| છ | "છછ્છા વિદ્યા પોટલું." | છછ્છાનો આકાર પોટલુ—બોચકુ જેવો છે. |
| જ | જજ્જો જેર વાણીયો. | (અર્થ સ્પષ્ટ સમજાતો નથી) |
| | જજ્જે જેર વાણીએ. | એ નીતિનું વચન છે. વાણીથી કોઈ માણસ જેર—વશ થાય. |
| ઝ | ઝઝ્ઝારાની સેરિખો. | ઝઝ્ઝાના જેવો (સેરીખો—સરખો) |
| | ઝઝ્ઝારાની શેખીખોર. | ઝઝ્ઝો એટલે જંગલી—રાની, તેવા જે હોય છે તે શેખી—બડાસવાળો હોય. |
| ઞ | નન્નો ભાટ ચોરંટો. | અર્થ સ્પષ્ટ સમજાતો નથી. |
| | "નન્નો ખાંડુ ચંદરમા." | જુની ગુજરાતી લિપિ (વર્ણમાળા) માં સંસ્કૃત ज्ञ પ્રાકૃતમાં ઞ (ञ) આમ ખાંડા ચંદ્રમા જેવો લખાતો તે ઉપરથી. (જુવો વર્ણમાલામાં પડેલા ભેદના ઉપર આપેલા નમુના) |
| ટ | ટટ્ટાપોળી ખાંડે ખાઉ | પોળી (રોટલી) ખાડ સહિત ખાંઉ એવો અર્થ. |
| | "ટટ્ટા ટોપલી ખાંડકુ." | નાકરની કવિતામાં આપેલુ બરાબર નથી. |
| ઠ | "ઠઠ્ઠા જીનો ગાડવો." | ઘીના ગાડવા જેવો ઠનો આકાર છે માટે. ઉત્તર ગુજરાતમાં કેટલાક વિભાગમાં ઘીને જી કહે છે. |
| ડ | "ડડા રાવણ ગાંઠ." | રાવણની ગાંઠ—વાંકાશ. રાવણની પેઠે વાંકો એવી એક પ્રકારની ગાંઠ વાલી લખાય છે. (જુવો ઉપર) |
| ઢ | "ઢઢ્ઢા શરવણ પુંઠ." | ઢ નો આકાર કૂતરાની વાંકી પુંછડીને મળતો આવે છે તેટલા માટે તેને શ્વાનની અથવા શ્રવણ નક્ષત્રની પુછડી જેવો વળેલો કહ્યો છે. |

| | | |
|---|---|---|
| ણ | ણુણ્ણો તેને શલ્યો દેવ. | ણની ત્રણ પાણુ સિલાના—પત્થરા દેવ પેઠે. (શલ્યો દેવ—સિલા દેવ) |
| | "ણુણ્ણા ત્રણે લીટી." | |
| ત | તત્તો તાવેથો. | તાવેથા જેવો ઘાટ છે માટે |
| | "તત્તો બોલે કાનઈઉ." | (કવિતામાં આપેલું સમજાતુ નથી.) |
| થ | થથ્થા વળસક બોવળ દે. | થથ્થો કાઢવામાં બે વળ આપવા પડે છે. બાવળ—બે વળ શબ્દનો અપભ્રંશ હશે. (કાવ્યમાં એને વિષે કંઈ લખાણુ નથી. લહિયાની નજર ચુકથી રહી ગયું હશે.) |
| દ | દદ્દા કે દ્વિવેટીઓ. | દીવટમાં દ પહેલો આવે છે તેથી. |
| ધ | "ધદ્ધો કે ધંધોળીઓ." | ધધ્ધા માટે ધં (ધર્મ) ધોળીઓ શબ્દ યાદ કરો |
| | ધધો ધાણુક ધધુદીકરે. | કાવ્યમાં ધનુષ અને બાણુ સાથે ધધ્ધાને સરખાવ્યો છે તે એના આકારને લીધે છે. "ધાંણુક ધંધુડી" નો અર્થ ધંધોળીઓ હશે. |
| | ન ન ધોરીઓ. | |
| ન | નન્નો કાગળ પોલેરો. | કાગળ પોલો (ભુગળી વાલ્યા જેવો) હોય તેવો |
| | "નન્નું પોલર પરથી આણી." | ઘાટ. કાવ્યમાં જરા પાઠ ફેર છે. |
| | નન્નો પટલીઓ. | |
| પ | પપ્પા પોળી પાટ. | પહોળી પાટના જેવો ઘાટ. |
| | "પપ્પા પોળી પરઠી પળે." | |
| ફ | ફફ્ફા પગડું જીતે જાય. | ફમાં એક પાંખડુ જોઇએ તેથી. પગડુ છે ત્યાં પાંખડુ જોઇએ એમ લાગે છે. |
| | "ફફ્ફા ફગડે જોતરે જાએ." | |
| | ફફ્ફા ફગળું જોતું જાય. | ફ સમજાવતાં નીતિની રીતિએ જણાવ્યું છે કે, ફગળું—ફગાયલો—બોથો પડેલો, સામા માણુસ સામુ જોતો જોતો જાય છે તે પરથી. |
| બ | બબ્બામાં ચાંદરણુ થાય. | ब પ્રથમ આમ લખાતો અને તેમાં વચ્ચે લીટી દોરવી પડે માટે આકૃતિ સમજાવવા ब ચાંદરડું કહ્યુ. |
| | "બબ્બામાની તે ચાંદ્રણી." | |
| ભ | "ભભ્ભે ભાજી ભેર. | કાવ્યની મૉપાઠ સ્પષ્ટ નથી. |
| | ભભ્ભે માર્યું ભેસલું. | "ભેસલું મારવું" એમ બોલાતુ હશે. એમાં ભેંસ પ્રથમ છે તેથી ભેસલું. ભેંસ જનાવર—પશુ. |
| મ | "મમ્મે બાંધી પાળ." | ક થી મ સુધી પાંચ વર્ગ પૂરા થાય તે છે તે માટે પાલ બાંધી એમ બોલાતું હોય; અથવા |

| | | |
|---|---|---|
| | | મની પડખે કાનો કરવો પડે છે તેથી બાંધી પાળ કહ્યું. |
| | મમ્મો મોટકો. | મોટકો–મટુકી જોઇએ. મટુકીમાં મ પહેલો જોઇએ. |
| ય | "યય્યો પારસ પોટલું." યય્યો પારસ પેટકો. | યમાં પડખે પેટ કાઢ્યા જેવું લખાય છે તેથી |
| ર | રરુરા કટાર મલ. "રરુ રાય કટાર મલ." | કટારીના હાથા જેવો આકાર માટે. અર્થ સ્પષ્ટ સમજાતો નથી. |
| લ | "લલ્લા ઘોડી વારણુ." | ઘોડી વાળતા વકિ દેખાવ થાય તેવો ઘાટ તેથી! |
| વ | વવ્વા ઘોડી વાસુદેવ. | વાસુદેવમાં વ પહેલો છે તેથી (કાવ્યમાં સ્પષ્ટ ઉલ્લેખ નથી.) |
| શ | "શશ્શુ કોટે મરડીઉં." | ડોક આગળથી મરડેલો છે માટે. |
| ષ | "ષષ્ષુ ખુણે ફાડીઉં." | ખુણા ખુણુ લીટી દોરવી પડે છે. |
| સ | સસ્સા સડબે દંત. સસ્સા તુ બેદંત. | સમાં (ર કરીને બે લીટી દોરવી તે દંતી સ) બે દાંતા છે, એ સ દંતી છે. |
| હ | "હહહા હરણુના બે પગ." હહહા હડ બે પગ. | (કાવ્યની મુખપાઠ બરાબર નથી.) જેમ હડમાં બે પગ રાખતા આકાર થાય તેવો. |
| ક્ષ | "ખડીઆ ખાટક મોર ચોર." | ક્ષને માટે ચોરને જેમ બાંધે તેમ પાછળ લીટી ક્ ને મ ખેંચવો પડે છે તેથી. |

**તાણી બાંધ્યા બે મીંડા ચોર.** વિસર્ગનાં બે મીંડાં ભણી તે બાંધ્યા એવો ભાવ.

જે પ્રત ઉપરથી નાકર કવિનું આ ચંદ્રહાસ આખ્યાન અત્ર આપવામાં આવ્યું છે તે ઘણી અશુદ્ધ છે અને તેમાં લહિયાએ ઘણી અક્ષર ભૂલો કરેલી છે, તેથી કોઇવાર કવિ યોજીત અસલ શબ્દ કયો હશે તે ધ્યાનમાં નથી આવતુ. એટલા માટે ઉપલી ટીપ્પણુ આપવાની જરૂર પડી છે. એમાંના દોષ સાક્ષર વર્ગ જણાવવાની કૃપા કરશે તો બીજી આવૃત્તિ વખતે સુધારી શકાશે. જે વાકયોની આસપાસ અવતરણુ ચિહ્ન મૂકેલા છે તે કાવ્યમાંના છે એમ સમજવું. અવતરણુ ચિહ્ન વગરનાં વાકયો લોકમાં પ્રચલિત છે, તે છે.

મારી લખેલી મોંપાઠમા કેટલીક શંકા હોવાથી, તે ભાવનગરના મહેતાજી.રા. દેવશંકર વૈકુંઠજીને તપાસવા મોકલી હતી. તેઓ જૂના શિક્ષણુના એક સારા શોધક છે. રા. દેવશંકરે કેટલીક સારી સૂચના આપી છે, તે માટે તેમનો આભાર માનુંછું.

# વ્યાધ મૃગલી સંવાદ.

### ઢાળ.

ગંગા સાગર હેમગર, નીલ શિખર કૈલાસ;
મહિમા શંકર મન ધરે, ગાશું મૃગલી સંવાદ. ૧
સાંભળતાં સુખ ઉપજે, મનમાં ધર્મ વિચાર;
પારવતી પ્રત્યે કહે, ઉમીયાકંથ ઉદાર. ૨
તે પૃથ્વીમાંહે પરવર્યું, આરા માહે સાર;
તે વ્રત ઉમીયાએ આદર્યું, કીધો પરમ ઉપકાર. ૩
તે મહિમા મનમાં ધરીને, કરજો સઉ શિવરાત;
વદીને વર આપીયો, પ્રગટ હવું પરભાત. ૪

### રાગ સામગ્રી.

ગજ વદનને કરું પ્રણામ, જેમ સરાડે સીજે કામ;
વીણા પુસ્તક ધરીને પાણ, માતા મુજ આપો અવિચલ વાણ. ૫
કૈલાસ પર્વતનું કરું વખાણ, શિખર સહુ તે હંસ સમાન;
ઇશતણું ત્યાં છે સ્થાન, બેઠા મુનિ ધરીને ધ્યાન.* ૬
પંચવદન ને ભુજ ખટને ચાર, નેત્ર ત્રણ છે ત્રિપુરાર;†
પ્રીત પ્રગરણ જટા જોગેષ્ટ, હાથ રહે ભસ્મની ગોસ્ટ.‡ ૭
ઝોળી ખપ્પર કાંધે ધરે, વૃષભ વાહન ચઢી સંચરે;
એક કરમાં પિનાક એક તાલ, બીજા કરમાં બ્રહ્મ કપાળ. ૮
સંસારમાંહે એ જીવન, જેનો પાર ન જાણે બ્રહ્મ;
જપમાળા ઝાલી જગદીશ, ધ્યાન ધરી બેઠા ઉમિયા ઈશ. ૯
લેહ લાગી તીહાં ત્રિપુરાર, વિસ્મય પામ્યા ઉમીયા નાર;
ભુવન ચતુર્દશ તુજને ધાય, ધ્યાનતણો મુજને કહો મહિમાય. ૧૦

**પાર્વતિઉવાચ.**

સઘળા ગિરિમાં મોટો મેર, તે પાછલ રવિ શશી દીએ ફેર;
જે ગરમી જે અવની તોડે, તે જળ અવની ઉપર હોયે. ૧૧
તે અવની શેષે શિરધરી, તે તો ઉમીયાવરે વશ કરી:

---

* પાઠ. "વિશ્વંભરનું ધરીએ ધ્યાન." † પાઠ. "ત્રણ જટાજ ગોટ સાર."
‡ પાઠ. "પાસે રહે ભસ્મની ચોટ, કરે પિશાચ દોટાદોટ."

ઈશ્વરોવાચ.

હુ ગાઉ જે સંવાદ અનંત, તેનો મહિમા જાણે સંતઃ* ૧૨
માનવી સુરી નર સહુકો સાધ, પુછે પારવતી કહો પ્રાણ નાથ;

પાર્વતિઉવાચ.

તમો વ્રત કહ્યાં જે બહુ, મેં તે સઘ જ કીધાં સહુ. ૧૩
વળી કહો જે હોયે ગોપ્ય, તે મારા મનમાં લોપ્ય;
ન કીધું ને શ્રવણે સુણ્યું, નવ કોયે આગળ સ્વામીએ ભણ્યું. ૧૪
તે કરાવો શ્રવણે પાન, ગતતણું જો હોય વિધાન;
વળી વળી મુજને કરાવો શંભ, તે તણો માંડું આરંભ. ૧૫

ઈશ્વરોવાચ.

વળતા બોલ્યા ત્રિપુરાર, તું તો સાચું સાંભળ નાર;
એ વ્રત મેં કોને નથી કહ્યું, સ્થિર થઈ મારે હ્દે રહ્યું. ૧૬
એકમને જે કો આદરે, તે ભવસાગર દુસ્તર તરે;
માઘ મહીને મહિમા ભણુંત, અંધારી તે રાત અનંત. ૧૭
શિવરાત્ર છે તેહતું નામ, કૈલાસ પર્વત આપે ઠામ;
કહે પાર્વતી મુજને કહો સોય, સ્વામી નર તે ઓધરીઆ કોય. ૧૮

ઈશ્વરોવાચ.

સાંભળ જેહને કીધી સઘ, પ્રાધીઈ એક કરે પારધ; ૧૯
શુણુ દેવી તેની કહું કથા, જેથી જાય જમલોકની વ્યથા.
પૂર્વ કલ્પે કોઈ નિષાદ, જીવઘાતક મોટો વ્યાધ. ૨૦
બહુ પર્વત વન ફરી, આવ્યો પારધી કોઈ વાઘરી;
તેણે દહાડે કંઇ દીઠું નહિ, આહેડીને સંખ્યા થઈ. ૨૧
બેઠો આરત કરે અપાર, વાટ જુએ તે ઘરની નાર;
આજ મુને તે લાધ્યું નહિ, છોરુ વાટ જોશે સહી. ૨૨
છો છાનો રહિ ચડાવું બાણુ, આંહી બેઠો નવ હોએ હાણુ;
બોલ્યો લઈને બેસું આહાર, જળ પીવાને આવે તયાર. ૨૩
ત્યાં હતી સરોવરની પાળ, ઝુકી રહી બિલીની ડાળ;†
કહા કાળનું હતુ એક લિંગ, અપુજ્ય ગુપ્ત હતું તે બિંબ. ૨૪
પારધી જઈ ચડિયો વૃક્ષ, પાખલ હવી તીહાં પ્રત્યક્ષ;
ટાઢે તન કંપારવ કરે, શંભુને મન તપ જ સરે. ૨૫
ભોળા ચક્રવતી મનમાં ધરે, ભક્તિ ભાવે કોઈ પૂજા કરે;
પ્રગ જોવાને નામ્યું શીશ, નમસ્કારે રીઝયા ઈશ. ૨૬

---

* પાઠ. "એવો છે તે અનાદિ અનત, સુરનર સહુ આવે એકાત"

† પ્રા. કા. ત્રિ. માં આ લીટી વધારે છે.

"એક આમ્ર લેઈ બેસશું ત્યાંય, પાણી પીવા આવશે આંય."

પછી તેણે ચુંટયા વૃક્ષપાન, મ્રગલી ઉપર ધર્યું ધ્યાન;
શંભુ ઉપર પડ્યા જઈ, પહેલા પોહરની પૂજા થઈ. ૨૭
સુખ નહી રહ્યો ટળવળી, એટલે આવી મ્રગલી મળી;
વેગે કરી ચડાવ્યું બાણ, કોરંગીના* લેવા પ્રાણ. ૨૮
મ્રગલા કેરો એહ સ્વભાવ, દોહદશ ઉપર રાખે ભાવ;
દીઠો વ્યાધ ચઢાવ્યું બાણ, કોરંગીના ઢળ્યા ઓસાન. ૨૯
તીખટ તીખટ મ કરીશ પ્રહાર, સાંભળ મારા બોલ બે ચાર;
અચરજ હવો આહડી† હદે, વન ચરતે મુખ વાણી વદે. ૩૦
આગે મેં બહુ કીધા ઘાત, તે તો મુખ ન કરતા વાત.

**પારધી.**

સાચું વચન કહેની મુઝ, જેમ જીવતી મૂકું તુંજ;
પુછે આહડી વારંવાર, મુખ બોલી તે કવણ વિચાર. ૩૧

**મૃગલી.**

સાંભળ પારધી થઇ સાવધાન, કહું મુજ ગત જન્મનું જ્ઞાન;
મને નથી તારો વિશ્વાસ, માહારે છે મંદરની આશ. ૩૨
વળી વળી તારું કરું વખાણ, બીહું છું હું તારે બાણ;
તે ઉપર હું કહું વાર્તા, મારી ગતજન્મની કથા. ૩૩
ગતજન્મે હતી અપ્સરા, ઇશ્વર આગળ કીધી બરા;‡
રાખતી હરણ્યાકશ્યપની વ્રત,§ ઇશ્વર આગળ કરતી નૃત્ય. ૩૪
સાચું છે સાંભળ જે તું, રાચી રંક દાનવને હું;
મુજને લાગી ઘડી બે ચાર, રોષે ભરાયા ઈશ અપાર. ૩૫
અમો શાપ્યાં જણ તે ચાર, સાંભળ તેનો કહું વિચાર;
ઉર્વશી મેનકા રંભા ત્રણ, ચોથો હરણ્યક એકનો વર્ણ. ૩૬
ઇશ્વરને શ્રાપે હરણાં થયાં, અનુગ્રહ માગી આંહી રહ્યાં;
પુછ્યું વિગતથી ત્રિપુરાર, મુક્તિતણો કરો વિસ્તાર. ૩૭

**ઇશ્વર.**

વળી વળી કળી બોલ્યા શંભ, "તું તો સાચું માનજે રંભ;
એક અણપુજ્યું લિંગ હશે, વન માહે આહેડી આવશે. ૩૮
તે ધનુષ ચડાવી બેસશે, ત્યારે તુજને વાચા થશે;
સાંભળ આહડી સાચું તું, તેણે જાતિ સમરણ હું. ૩૯
ત્રણ ભારજા એક ભરથાર, મૂખ બોલે કોરંગી ચાર;
વળતું એમ વિચારે આપ, તે પારધીનાં જાશે પાપ." ૪૦

* મૃગલી. આ શબ્દનું મૂળ શુદ્ધ સ્વરૂપ કુરંગી છે. † પારધી.
‡ બરા-બડાઇ. § એ નામ એક બીજા સાથે પ્રેમ રાખતી હતી.

તે જાણી મુઝને કરી મયા, કરમ તજી ગ્રહી જીવ દયા;
તુ પંડ ભાઈ સગા સરવ, માહારે છે પરિ પુરણ ગરભ. ૪૧
હું છું પુત્રી તું છે પિતા, સ્ત્રી વેધ્યાની છે મોટી હત્યા.
મુજમાં નવિ લોહી ને માંસ, નવ પોંહચે તુજ કુટુંબની આસ. ૪૨
પાછળ આવશે મોટું હરણુ, તારા કુટુંબનું પોષણ કરણુ;
પારધી મને વિચારી જોય, આવ્યું ભક્ષ ન મેલે કોય. ૪૩
દયા કરું તો જાએ ખાજ, હુ જીવતી નહિ મુકું આજ;
પારધી મને વિચારી જોય, મરવાને નવ આવે કોય. ૪૪

મૃગલી.

વાચા દઇને વેધીશ કેમ, તારું મન મનાવું એમ;
પ્રસવ થયા પછી કરજે કર્મ, જઈ આવું મારે આશ્રમ. ૪૫
એવાં પાપ તે પડજો શીશ, જો ન આવું ઉગમતે દીશ;
દીવે દીવો જે કોઈ લાય,* ધોએ પાય સંઘાતે પાય†. ૪૬
છાણેછાણું ભાજે જેહ, મહા પાપી કહીએ તેહ;
જે કોઇ પ્રેમદા પીઉને દમે, પીઉ મેલીને પોતે જમે. ૪૭
ઘણા દિવસનું વલોવે દહીં, સગાં સ્વજન જશનામુ નહીં;
નર હોએ ને નિંદે નાર, બેલાજી‡ રાખે વેહેવાર. ૪૮
એક નહિ ને બીજીને માન, તે નરજાણવો સ્વાન સમાન;
જે બહુને રાખે સમ પ્રીત, નાર કહે તેહને નિત્ય હિત. ૪૯
અંતર આણે મનમાં જેહ, મહા પાપી તો કહીએ તેહ;
માતાતાતની ભકિત નવ કરે, રૌ રૌ નરકે તે સંચરે. ૫૦
નર નારીને કરાવે લાડ, ન દે શિખ ને થાએ કુહાડ;
શીશ ઉઘાડું મૂકે આપ, તેને પીઉ માર્યાનું પાપ. ૫૧
પોખે શ્વાન ને મંઝાર, મરકટને જે ઘાલે આહાર;
ગમન બ્રાહ્મણી જે કો કરે, રૌં રૌ નરકે તે સંચરે. ૫૨
ક્ષત્રી જે રણુ દેખી બીહે, વિપ્ર† આપત દેખીને કપે જેહ;
કુળ મેલી નાશે જેહ, મહા પાપીયા કહીએ તેહ. ૫૩
‡છતે ગર્થે નવ કરે ધર્મ, બ્રહ્મતણો નવ જાણે મર્મ;
છતે તુળશી વન વાવે નહિ, ધર્મ પૂર્વજ થાપે નહિ. ૫૪

---

* સળગાવિ. † પગ. ‡ લાજ વગરનો § પાઠ "અંબુ દેખીને ઓછપે વિપ્ર." (પ્રા. કા. ત્રિ.)
‡ પા. "બાધે અબાધ્યહે વેચે તળ, માને મહાત્મા ન માને મૂળ." (પ્રા. કા. ત્રિ')

પાવન પ્રતિજ્ઞા મૃગલી કરે, જળ પાન કરી તે પાછી સંચરે;
સુણ આહેડી તે પાપ મુજ, ન આવુ જો ઉગતે સુજ. ૫૫
આપણે આશ્રમે આવી ઠરે, પારધી બેઠો વિમાસણ કરે;
વળતા તેણે ચુંટ્યાં વૃક્ષપાન, મૃગલી ઉપર ધરવા ધ્યાન. ૫૬
ઇશ્વર ઉપર પડીયાં જઈ, બીજા પહોરની પૂજા થઈ;
સુખ નહિ રહ્યો ટળવળી, બીજી મૃગલી આવી મળી. ૫૭
આહીડે ચડાવ્યુ બાણ, કોરંગીના પાડવા પ્રાણ;
મહા પાપી કો દીસે વ્યાધ, અહી બેઠો તે મારે સાધ. ૫૮

**બીજી મૃગી વચન.**

તીખટ તીખટ મ કરીશ પ્રહાર, સાંભળ મારા બોલ વિચાર;
મોટું દુઃખ જો મુજને સહી, મારી બેન તે મારી અહીં. ૫૯
આણી વાટે કોઈ સ્ત્રી સંચરી, કહે મારી કે શી પેર કરી;
વળી વળી કોરંગી કહે, એકવારે મુવા ત્યાં બે. ૬૦
તેને ગર્ભ હતો જેહ, દશ માસવાડાનો ભાણેજ;
તુ એને ન કરત પ્રહાર, તો તારો જીવત અવતાર. ૬૧
બહેન વિના શું જીવ્યું સંસાર, હવે જઈ રહેશું કેને બાર;
સાચું વચન કહે મુજ સહી, કે મારી કે જીવતી અહી. ૬૨

**પારધી વચન.**

તારી બેન આવી હતી, તેને તો મેં મારી નથી;
તે પ્રતિજ્ઞા કરી ગઈ, તેણે મુજને કરુણા થઈ. ૬૩

**બીજી મૃગી વચન.**

ભણે કોરગી કરી સુવિચાર, કામ આકુલી છુ નિરધાર;
દેવરાવી તે ઋતુદાન, હુ આવીશ ઉગમતે ભાણ. ૬૪
પારધી મને વિચારી જોય, આ'વું ભક્ષ ન મુકે કોય;
પ્રથમ અહી તે તારી બેન, તુમા સઘળાં તેનાં ચહેન. ૬૫
તેની વાટ જોઉછુ સહી, કોઇ આવે કોઇ આવે નહીં;
એવાં પાપ પડજો શીશ, જો ન આવું ઉગમતે દીશ.
*ઉત્તમ થઈ કરે મધુપાન, ધર્મ છોડી હિંડે સ્વાન. ૬૬
જે કોઇ કરે મીનનો હાર, મહા પાપી કહે નિરધાર;
અણુગળ્યું પાણી જે કો પીએ, કરે ધર્મ દયા નહિ હીએ. ૬૭
જે કોઇ કરે ગળીનું કામ, તેને નરક વિના નહિ ઠામ;
કહે કોરંગી તે વળી વળી, જે કોઇ કર્ષણ વાવે ગળી. ૬૮

* પા. "મારી વાણી બોલું સત્ય, નહિ બોલું તે અસત્ય" (પ્રા કા ત્રિ.)

સઉ જનની નિંદા કરે, કર્મને છોડી અધર્મ કરે;*
વડ વાઢે પીપળ દે ધાય, બુદ્ધવિના અધિકારી થાય. ૬૯
વડ છે બ્રહ્મા વિચારી જોય, પીપળે પ્રત્યક્ષ વિષ્ણુ હોય;
બેએ બળદે જો હળ ન વહે, તેહને વીસામો નવ દીએ. ૭૦
જે કોઇ કરે પટેલ તલાટ, મહા પાપી લોપે કુળવાટ;
છળ બળે લોભે કરી, પુરે શાખ ખોટી કે ખરી. ૭૧
કુળ ધરમ નવ તે આચરે, લોકતણી ત્યાં નિંદા કરે;
વિશ્વાસઘાત ત્યાં જે કો કરે, કલ્પ કોટી નરકે સંચરે. ૭૨
થોડે વ્યાજે કો લીયે, બીજાને પરઠાવી દીયે;
મહા પાપી તાંહાં કહીએ તેહ, રૌ રૌ નરકે સંચરે એહ. ૭૩
બીજાને શીખામણ દે, આપણુ પુણ્ય કાંઈ નવ કરે;
ડાહ્યો થઇ નવ જાણે મર્મ, મંત્ર પાખે કરે મોટા કર્મ. ૭૪
અમાસે જે દીએ રૂતુદાન, મહા પાપી તે નરક સમાન;
જે કોઇ હોયે ઋતુવતી નાર, પાંચ દિવસ લગી રહેવું બહાર. ૭૫
આવે ઘેર વણુ કીધે સ્નાન, તેના પુરવજ નરક સમાન;
એવી પ્રતિજ્ઞા મ્રગલી કરે, જળપાન કરી પાછી સંચરે. ૭૬
આપણે થાનક આવી ઠરે, પારધી બેઠો વિમાસણ કરે;
તેણે પાછા ચુંટ્યા પાન, મ્રગલા ઉપર રાખ્યું ધ્યાન. ૭૭
અજ્ઞાન પર્બો એહે અંબુજ, ત્રીજા પહરની થઈ પૂજ;
હવે પ્રથમ વાયે પડીયાં પાન, આવ્યો મ્રગલો થયું જાણ. ૭૮
દરશને ત્યાં દીઠો કુહારો, પારધી હેઠે ઉતાર્યો;
હવે મારું સીધ્યું કાજ, દ્રષ્ટે તુજને દીઠો આજ. ૭૯

મૃગ વચન.

તીખટ તીખટ મ કરીશ પ્રહાર, સાભળ મારા બોલ બેચાર;
આણી વાટે કોઇ સ્ત્રી સંચરી, કહે મારી કે શી પેર કરી. ૮૦
સ્ત્રી વિનાનુ જીવિત સંસાર, હવે જઈ રહેશું કેને બાર;
વૈષ્ણુવ જન અને ભાણેજ, બ્રાહ્મણને કેમ ન કીજે હેજ. ૮૧
જતિ સંન્યાસી આવે બાર, જ્યાં લગિ મદિર નોહે નાર;
પારધી તું સુણ મમવિચાર, ખટ દર્શન કેમ કરું ઉપકાર. ૮૨
વળી વળી તું સાંભળ જ્ઞાન, સ્ત્રી વિના મંદિર સ્મશાન;
સાંભળ સાચું કહું છું માન, પુરવજ જગ ન પામે પિંડદાન. ૮૩

* વધુ લીટી. "તેને બાગે રાંધે ધાન, તે પાપી જાણજો સ્મૃતિ કાન;
શૂદ્ર હોઈને નવ માને બ્રહ્મ, માંડે ઉપાધ ને છોડે ધરમ;
ગૌ ગોચર ભંજાવે જેહ, મહાપાપી તેને કહીએ." (પ્રા. કા. ત્રિ.)

સ્રીને કાજે રામે મેલ્યું રાજ, ઈંદ્ર સરખો અહલ્યા કાજ;
*સ્રી કારજે તે સંચર્યો, રાજા નલ વન માંહે પરવર્યો. ૮૪
સાચું કહેની તું તો સહી, કહે મારી કે જીવતી ગ્રહી;
વળતો બોલ્યો પારધી, તારી સ્રી મેં વેધી નથી. ૮૫
સમ કરીને તે તો ગઈ, કહે આવશે કે આવે નહિ;
મૃગ વદે જાવા દે આજ, મારે સ્રી સંઘાતે કાજ. ૮૬
તારું મન મનાવું હમે, જઈ આવુ મારે આશ્રમે;
પારધી ભણે વિચારી જોય, મરવાને નવ આવે કોય. ૮૭

**મૃગ વચન.**

એવાં પાપ પડજો તે શીશ, જો ન આવું ઉગમતે દીશ;
જે વેચે મૂઢ ઘી તેલ ભેલ, ચોમાસે ખરે સંગ્રહે તેલ. ૮૮
લોઢાનો જે વકરો કરે, રૌ રૌ નરકે તે સંચરે;
પડવાને દિન તેલે ન્હાય, દિવસ કેટલાનું માખણ ખાય. ૮૯
†એકાદશીએ અનપાન જ કરે, રૌ રૌ નરકે તે સંચરે;
એકાદશી અમાવાસીયા સાર, સ્રી ઉપર જેને પ્રેમ અપાર. ૯૦
કામે પીડાય વિકર્મ કરે, રૌ રૌ નરકે તે સંચરે;
જે કોય કવિતા કુડી કવે, તેનું પાપ તેને શિર વસમે. ૯૧
‡વિપ્ર શૂદ્રની સેવા કરે, તે નિશ્ચે પાપે પેટજ ભરે;
ગીત ગાઇને જીવે બંભ, વિશ્વાસનો કરે જે ભંગ. ૯૨
જે કોઇ કણુસણુ કલથીનું કરે, છોડી કરમ ને ઉદર ભરે;
પુરુષ પુરુષ શું કરે વિરોધ, પડીકે વૈદ ન જાણે રોગ. ૯૩
કુડાં ઔષધ આપે જેહ, મહા પાપી તો કહીએ તેહ;
જળ માહે લઘુશંકા કરે, પાણી કાંઠે શુક્ર ક્ચ સ્વરે. ૯૪
બેએ ચીર ઉતારે ઓળ, તે કહીએ પાપી સમતોળ;
એવી પ્રતિજ્ઞા મ્રગલો કરે, જળ પાન કરી પાછો વળે. ૯૫
આપણે થાનક આવી ઠરે, પારધી બેઠો વિમાસણ કરે;
વળતાં તેણે ચુંટયા વૃક્ષપાન, મ્રગલા ઉપર ધરવા ધ્યાન. ૯૬
ઈશ્વર ઉપર પડીયાં જઈ, ચોથા પહોરની પૂજા થઈ;
સુખ નહીં રહ્યો ટળવળી, ચોથી મ્રગલી આવી મળી. ૯૭
સાત પાંચશું આવી ચડી, આહેડીની દ્રષ્ટે પડી;
હવે મારું સીધ્યું કાજ, પુરણ ભાતું આવ્યું આજ. ૯૮

* પા. "કૈયા કીચકનો કૂચો કર્યો"
† પા. "વેચે દુધ અને વળી દહીં, અમાવાસ્યારે સારે નહિ" (પ્રત ૨ જી માં.)
‡ પા "જે જન જાણીને દે ઋતુદાન, તે પામે નરક મહાન.
છંદે બોલે જે લાભે કરી, પૂરે શાખ જે ખોટી ખરી." (પ્રત ૨ જીમાં.)

મનમાંહે થયો આનંદ, સઘળાના ઉતારું બંધ;
વેગે કરી ચડાવ્યું બાણુ, નાના મોટાના પડીયા પ્રાણુ. ૯૯
બાળક માતાની પુઠે થાય, રખે પારધી ઘાલે ઘાય;
નાહાનડીઆં બાળક ટળવળે, અન્યો અન્ય તે પાછાં પળે. ૧૦૦
ધનુષ ઉપર ધરી રહ્યો ધ્યાન, હરણને ઘટે વિપ્રિત સાન;
પારધીને કહે મના કરતી માય, અમ ઉપર કરજો કુરપાય. ૧૦૧
એમ વિચારી જોની આપ, એક મારતાં બેનું પાપ;
જે તું કહે તે ખાઉં સમ, જઈ આવું મારે આશ્રમ. ૧૦૨
વળી વળી વિનતી કહી, વહાણે પાછી આવીશ સહી;
પારધી ભણે વિચારી જોય, મરવાને નવ આવે કોય. ૧૦૩
જે કોઈ આપોપું કરે વખાણુ, વા'ણું વાય ઉગમતે ભાણુ;
ભાઈ બેહેન મરાવે જેહ, ઘર જમાઈ રહ્યો નર તેહ. ૧૦૪
આપણથી દહાડે વડો, જે બોલે તે સામું ચડો;
વડા ભાઇને કરે તુંકાર, પાપી પ્રાણી તે નિરધાર. ૧૦૫
દોહાવાને જે કરે ત્રિકાળ, પાપી ભોલા મારે બાળ;
પરકાજે ધરે અભિમાન, પરઘેર જઈ કરે અન્ન પાન. ૧૦૬
સ્ત્રી વગર ને ઝાઝા ઝળો ? શબ્દ જે અંતર મુકે મોકળો;
જે પાપણી રડાવે બાળ, નિશ્ચે તેને કોપે કાળ. ૧૦૭
ગૌહત્યા બ્રહ્મહત્યા જેહ, સ્ત્રીહત્યા મોટી તેહ;
બાળકહત્યા જે કો કરે, રૌ રૌ નરકે તે સંચરે. ૧૦૮
બ્રાહ્મણ હોય ને ન ભણે વેદ, અને નવ જાણે જપ ભેદ;
દયા વિના આપે જે દાન, બ્રાહ્મણ મૂકે સંધ્યા સ્નાન. ૧૦૯
વેદ તણી જે નિંદા કરે, રૌ રૌ નરકે તે સંચરે;
વૈષ્ણવ જનની નિંદા કરે, છળ છેદન કરી ઉદર ભરે. ૧૧૦
બ્રાહ્મણ સિવાય જુએ જોષ, માહ પાપી કહીએ બોહ દોષ;
અસત્યવંત ને ક્રુટેકાછ,* મુખથી બોલે મિથ્યા વાચ. ૧૧૧
હિંસા પાપ કરી જીવે જેહ, મહા પાપી કહીએ તેહ,
એવાં પાપ ત્યાં લાગે મુજ, જો વાહણે નવ આપું હું જ. ૧૧૨
એવી પ્રતિજ્ઞા મ્રગલી કરે, જળ પાન કરી પાછી ફરે;
આપણે સ્થાને ગયા નીરધાર, કુટુંબ મળીને કર્યો વિચાર. ૧૧૩
મ્રગલો ભણે હું જાઉં આપ, તુને નહિ પ્રતિજ્ઞાનું પાપ;
આપણે તે આગળ લીધા સમ, જાવાનું કહે કરવું કેમ. ૧૧૪

* છીનાળવો.

મૃગી વચન.

ભણે ભાર્યા સ્વામી અવધાર, અમો છું તમારી નાર;
દીધો બોલ તે પાળીએ વાચ, તે પાળવી સ્વામી સાચ. ૧૧૫
ભૂખ તેના કુટુંબને દમે, તે કીજે જે પારધીને ગમે;
આપણે તેને દીધો કોલ, નિરાશ કેમ મેલીએ નિટોળ. ૧૧૬

મૃગ વચન.

હું એકલડો જાઉં ફેર, બાકી સઘળાં રહો તમ ઘેર;
આપણે થાનકે આનંદ ધરો, બેઠાં બાળની સેવા કરો. ૧૧૭
કદાચ જો જીવતાં ઉગરે, પિંડદાન મુખ માંહે ધરે.

મૃગી વચન.

ભણે કોરંગી સાંભળ કંથ, હવે અમારો આણીશ અંત. ૧૧૮
કણાં પડ્યા જૂઠાંની તોલ, અમ શું હતા બીલાંબોલ;
તમો મરો અમો રહીયે જીવતાં, અમો જાશું સ્વામી તમ છતાં. ૧૧૯
કો કુટુંબ કો પરિવાર, મિથ્યા મેળવ્યો આ સંસાર;
ઋણ દાણી ઋણ લેવા કાજ, ઉદર અવતર્યાં એ છે આજ. ૧૨૦
ક્રોડ ગાયનું દીજે દાન, તોયે વિધવા તૃણ સમાન;
જો કોઈ વિધવા દમશે દેહ, લોક ભણે રાંડ કૃપણ એહ. ૧૨૧
જો અગતણી સુશ્રુષા કરે, લોકને મન વેભિચારણી ઠરે;
તું પાખે પુત દેશે ગાળ, તે ન શહેશ પાછી મવાળ. ૧૨૨
કદાપિ જો માતા કહે, ઘરડી રાંડ બેસી કાં રહે;
એવા બોલ જ્યારે મજને દહે, ત્યારે કોણ આગળ જઇને કહે. ૧૨૩
જાશો તુ જ્યારે ભરથાર, તો આ તનને ઠોકર માર;
વળી વળી કોરંગી કહે, ભુંડી વિધવા બેસી રહે. ૧૨૪
તું પાખે કોણશાં લાડ, લોક માથે તોડેશ ઝાડ;
દીન દામણી દીસું અપાર, તું પાખે મજના ભરથાર. ૧૨૫
કંથ વિના છે સ્ત્રી અનાથ, ચુડલો કેમ ખળકાવું હાથ;
સગાં સ્નેહમાં છે સહુ કોય, જ્યાં લગી સ્વામી મસ્તક હોય. ૧૨૬
સ્વામી તે સંભારો વાચ, ઈશ્વર આગળ કરતાં નાચ;
એમ વિમાસી જોની તું, આ યોની પામ્યા તુજ હું. ૧૨૭
પૂર્વ કરતુકીયો બેના સ્નેહ, સ્વામી કેમ વિસારે નેહ;
વળી વળી સ્વામી તું અવિધાર, લઈ ચાલની સઘળો પરિવાર. ૧૨૮
મ્રગલી કહે તારો પાડ, એક વાર પાળો અમારાં લાડ;
મહારી જાશે પ્રતિજ્ઞા, જૂઠા બોલી એ અંગના. ૧૨૯
નીશ મધ્ય તારણી ઓગરે, બાલક બેઠાં કલકલ કરે;
બેઠો પારધી વિમાસું મન, મુને થયો છે ત્રજો દન. ૧૩૦

આવ્યું ભક્ષ મેલ્યું પરહરિ, છોરું વાછરુ જાશે મરી;
જાવાને મન કર્યો વિચાર, અગલો આવ્યો લઈ પરિવાર. ૧૩૧
આશ્ચર્ય જ થયો આહેડી હૃદે, વનચર બોલ તે આવ્યા રુદે;
ગયા ચાર ને આવ્યા ઘણા, બોલ પાળવા તે આપણા. ૧૩૨
વદે કોરંગો તું અવિધાર, વહેલો થા હવે કરની પ્રહાર;
કાં આહેડી ચિંતા કરે, તારું કુટુંબ ભૂખે નવિ મરે. ૧૩૩
આહેડીએ તવ કર્યો વિચાર, હુ સઘળાને કરીશ પ્રહાર;
ખાશે મળી સઘળો પરિવાર, મેં નિરવવું તાં નીરધાર. ૧૩૪
મન વિચાર્યું આપ સંઘાત, હુ નહિ લેઉં એનું પાપ.

વ્યાધ વચન.

તમારા સમ માનો ખચિત, જાઓ ચરો થઈ નચિંત. ૧૩૫
પારધી કહે સાંભળ રે તુ, એકને નહિ મારું હું;
તમો પ્રતિજ્ઞા સાચી કરી, મેં મારા મનની મત પરહરી. ૧૩૬
અગલીએ દીધી આશીષ, તુને પ્રસન્ન હજો જગદીશ;
તેને ત્રુઠયા શ્રી અવિનાશ, ભાંજ્યુ ધનુષ ને છુટ્યો પાસ. ૧૩૭
અજાણપણે જો ઈશ પૂજિયો, તો આહેડી નિર્મળ દેહ થયો;
પાપતણા જેમ પહોર જ ગયા, તેમ તેને મન ઉપની દયા. ૧૩૮
શિવરાત્રી જોયો વિચાર, ઉદ્ધરિયો બેઉનો પરિવાર;
એ વ્રત ઉમિયાને કહ્યુ, ઈશ્વરે ત્યાં મુખ ઉચર્યું. ૧૩૯
ઈશ્વર વળી વળી બોલ્યા બોલ, નથી વ્રત કોઇ એ સમતોલ;
આહેડી મદીર પરવર્યો, મંદ મંદ તાં ડગલાં જઈ ભર્યો. ૧૪૦
શામા પુછે કહે લાવા ખાજ, છોરુ વાછરૂ જુએ વાટ;
રામા પુછે કંઇ આવ્યુ હાથ, બે દીન જોઉં છું વાટ. ૧૪૧
આહેડો કહે સાંભળ નાર, વનચર આવ્યાં વન મોઝાર;
સત વચન દઈ તે સચર્યાં, પાછે પગલે તે પરવર્યાં. ૧૪૨
જોની મન વિચારી આપ, વેરી હોય તે ગણવો પાપ;
બેઠાં વેરી ન આવે ઘેર, કહે કામની વેધીએ કઇ પેર? ૧૪૩
ભણે ભારજા કંથ વારુ તેં કીધ, હવે આપણાં કારજ સીધ;
ભલે જીવતા મુકયા જંત, આપણુને છોડાવશે ભગવંત ૧૪૪
પેર પેર પ્રેમદા પ્રીછવી, આહેડીએ ભારજા રીઝવી;
પારધીને ત્રુઠયા લીલવિલાસ, ત્રી છુટી કરમના પાસ. ૧૪૫
માગ માગ કહે ત્રિપુરાર, આપું (તને) અરથ ભંડાર;
મ્હારી પુજા પ્રેમે કરી, તે સર્વે મેં મનમાં ધરી. ૧૪૬

પારધી માગે ઈશ્વરનાં ચરણ, તત્ક્ષણે પારધી ટળીઓ ધરણુ;
શિવરાત્રીનો મહિમા કર્યો, કુટુંબ સહિત પારધી ઓધર્યો. ૧૪૭
વ્રત શિરોમણિ છે શિવરાત, તેની કોઈ ન જાણે વાત;
ચતુર્દશી વ્રત જે કોય કરે, તેહનાં કારજ સઘળાં સરે. ૧૪૮
ઈશ્વરનું વ્રત આદરે જેહ, સંસાર પદારથ પામે તેહ;
તે મહિમા જાણો ઉમીયા નાર, તે વિધાતાએ કીધું નિરધાર. ૧૪૯
તેણે પારધી છુટચો પાસ, છુટયાં હરણ સ્વનો શ્રાપ;
વિકાસુત કહે કરજોડી હસ્ત, સાંભળતાં ઉપજે હરિ ભક્ત. ૧૫૦
ગાતાં સુણતાં ગંગા સ્નાન, કરે પારણું દઈને દાન;
તેને ઈશ્વર કૃપા કરે, સકળ કામ તેનાં સરે.* ૧૫૧

: :———

*પ્રા. કા. ત્રિ.માં ઉપસંહારની જે કડીઓ આપેલી છે તે અને અમારી પ્રતની કડીઓ વચ્ચે ...ટલો મોટો અંતર છે કે તે કેમ બનવા પામ્યુ હશે, તે સમજાતું નથી. કવિતાને અંતે એની ...હર નાકર કવિનું શુદ્ધ નામ આપેલું છે, જ્યારે અમારી પ્રતમાં કવિ પોતાને "વિકાસુત" તરીકે ...ળખાવે છે. નાકર કવિએ પોતે પોતાની હૈયાતિમાં સસ્કરણમાં કરેલી હસ્તલિખિત પ્રત ત્રિમા-...કના પ્રગટ કર્તાઓને હાથ લાગી હોય તો કહી શકાય નહિ. ઉપસહાર સરખાવવાને માટે પ્રા. કા. ... નો પાઠ નિચે આપુછુ. એ દશમું કડવું ને રાગ મેઘ છે.

"માગ માગ વર આપું એમ, બોલ્યા શ્રીત્રિપુરાર,
કૈલાસ પર્વત વાસિયા, સ્થાનક સ્થિર કરી ઠાર. ૧
વરત અનોપમ એ સહી, શિવરાત્ર અનોપમ સાર.
વ્યાધ મૃગ બેઉ ઉદ્ધર્યા, અંતરિક્ષ આપ્યો ઠાર. ૨
એ વ્રત જે કો આદરે, અને કરે અખંડ;
જાગરણ જે કો જાગશે, તેને ન વાજે જમ દંડ. ૩
એ વ્રત જે કો આદરે, માસ માસે કરે જાગરણ;
તેનો ઉપચાર તે કરે, જેમ બોલે તે બ્રાહ્મણ. ૪
મનોહર તે પૂરીએ, ઉપર શ્રી ફળ સાર;
તે આગળ જાગરણ કીજિયે, નિશાએ પહોર તે ચાર. ૫
સ્વજન સહુ સંતોખિએ, વિપ્રને દીજિએ દાન;
એક મને જે આદરે તેને ત્રુઠે શ્રી ભગવાન. ૬
મૃગ સ્થિર સ્થાનક સ્થાપિયે, અંતરિક્ષ આપ્યો તેને ઠાર;
વ્યાધ મૃગ બેઉ ઉદ્ધર્યા, શિવરાત્રે કર્યો ઉપકાર. ૭
એક મને જે સાંભળે, નરનાર નિર્મળ થાય,
જે જન ગાયે ને શિખે, તેના ટળે ત્રણ તાપ ૮
પાર્વતીએ પૂછિયું, કહ્યુ શ્રી અવિનાશ;
બેહુ કરજોડી વિનવે, નાકર હરિનો દાસ. ૯

—※※※※—

☞ "વ્યાધ મૃગલી સંવાદ" કાવ્યની એક પ્રત રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રીપાઠી પાસેથી મળી હતી. બીજી પ્રત મારી પોતાની પાસે છે. રા. તનસુખરામની પ્રત સામાન્યતઃ બહુ શુદ્ધ છે. મારી પાસેની પ્રતનાં છેલ્લા બે પાના નથી. પરતુ રા. તનસુખરામના જેટલી જ તે જૂની છે. એ કાવ્ય "પ્રાચીન કાવ્યમાળા ત્રિમાસિક" ના આઠમા વર્ષના ત્રીજા અંકમા છપાઈ ગયુ છે મારી બે પ્રત અને તે પ્રતમા બહુ મોટો પાઠ ફેર છે. રા તનસુખરામની પ્રતમાં "વિકાસુત કૃત મ્રગલી સવાદ," બીજી પ્રતમાં "વિકાસુત કૃત વ્યાધ મ્રગલી સવાદ," પ્રા. કા ત્રિ. માં "મ્રગલી સંવાદ અથવા શિવરાત્રીની કથા" એવાં નામો આપ્યા છે. પ્રા. કા. ત્રિ. મા ઘણી લીટીઓ વધારે જોવામાં આવે છે, અને જુદા જુદા રાગમાં ૧૦ કડવામા ભેદ પાડવામા આવ્યા છે, તે મૂળ છે કે શોધ કરનારા સંશોધકનો કરેલો ફેર છે તે મૂળ પ્રત જોયા વગર કહી શકાય નહિ તેમજ પ્રા કા ત્રિ. માં જે કેટલીક વિશેષ કડીઓ જોવામા આવે છે અને શબ્દના ફેરફાર જોવામાં આવે છે તે પણ અસલ છે કે નકલ, એને માટે પણ મને સપૂર્ણ શકા છે મને માનવાને કારણ છે કે એ કાવ્યના અસલ શબ્દોમાં કાંઈથી ફેરફાર કરવામા આવ્યો હશે, અને સસ્કૃત શિવરાત્રીની કથામાથી સંબધ મેળવવાને કેટલી કડીઓ નવી બનાવીને ઉમેરવામા આવી હોવી જોઇએ અને તેમ કરવા જતા કડીઓ અને લીટીએ ઉલટ પુલટ થઈ ગયેલી હોવી જોઇએ. વાચનારને એ ફેરફાર પ્રા કા. ત્રિ. માં અને આમાં જોવાથી સહજ માલમ પડી આવશે. પ્રા. કા ત્રિ. માં એક જ પ્રત ઉપરથી એ કાવ્ય છાપવામાં આવ્યુ છે તેથી એ ભૂલ સ્વાભાવિક છે.

# માધવદાસ.*

## રુક્મિણી હરણ.

### કડવું ૧ લું.

#### રાગ ગોડી.

ચરણ ચતુરભુજનાં મન ધરી, પ્રથમે સ્તુતિ પ્રેમે કરી;
ચૌદ ભુવન કેરો જે રાય, સેવક કેરી કરવી સહાય. ૧
ભક્તહિત ભૂતલ અવતરી, અવની ભાર નિવારણ કરી;
સેવકજનની રક્ષા કરે, શરણાંગતથી નવ ઓસરે. ૨
એહેવા પ્રભુ શ્રી દીન દયાળ, મુજ રંક ઉપર થાઓ કૃપાળ;
નિર્મળી વાણી આપો નાથ, કૃપા કરી શિર મેહેલો હાથ. ૩
રુક્મિણિ વિવાહ ગાવા મંન, આપો વાણી થાઓ પ્રસન્ન;
હાવે પરિક્ષત રાજા પૂછે પ્રશ્ન, કહો શુકજી વિવાહ શ્રી કૃષ્ણ. ૪
સાંભળતાં મન આનંદ થાય, રુક્મિણિ કૃષ્ણતણો વિવાહ;
તવ શુકજીએ વાણી ઉચરી, સાંભળ પરિક્ષત પ્રેમે કરી. ૫
રેવંત રાયની તનયા રેવતી, તેહેને તાંહાં પરણ્યા હળપતિ;
હાવે રુક્મિણિ પરણ્યા જાદવરાય, તેહેનો તુજને કહુ ઉપાય. ૬
એક વિદર્ભ દેશનો ભીમકરાય, સત્યવાદી સાહાસીક કહેવાય;
પ્રજાતણુ પ્રતિપાલન કરે, વેદ વિહિત ધર્મ આચરે. ૭
એહેવો રાજા ધર્મ સુજાણ, નિશદિન ભજતો પુરુષપુરાણ;
તેહ રાજાને ખટ સંતાન, પાંચ પુત્ર કન્યા રૂપવાન. ૮

---

* આ કવિ સુરતનો રહીશ, જ્ઞાતે વાલ્મિક કાયસ્થ હતો, એના પિતાનું નામ સુંદરદાસ. એણે શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ રચ્યો છે. એના જ હસ્તાક્ષરનો લખેલો આખો ગ્રંથ રાજપીપળા તાબે ઝઘડિયાના એક મંદિરમા, સાધુ ચરણદાસની સેવામા છે એમ મિ. છ. વિ. રાવલ કહે છે. મિ. રાવલ જણાવે છે, કે એ ગ્રંથની સમાપ્તિ સં૦ ૧૭૭૫ માં થઈ છે.

"સંવત સત્તર પચોતર ને શાકની સખ્યા કહું;
પંદરસેં ને એકોયતર તે દક્ષિણાયન રવિને લહુ.
ભાદ્રપદ કૃષ્ણ પક્ષ દ્વિતીયા, ચંદ્ર શુધવાસર વળી,
કૌલવયોગ તૈતલ કર્ણ ને, નક્ષત્ર રેવતીને મળી"

એમ ગ્રંથના છેવટમાં છે. મારી પાસે એ કવિનું જેટલું કવણ છે તે પરથી જણાય છે કવિતા રસ રહિત, પણ સાદી છે. છ. વિ. રાવળના જણાવ્યા પ્રમાણે જોડણી શુદ્ધ જ છે.

જેષ્ટ પુત્ર રુક્‍મૈયો જેહ, રાજ્યભાર શિર વહેતો તેહ;
પુત્રી એક રુક્‍મિણિ અવિધાન, વિવાહ જોગ હવી રાજાન. ૯
શ્રી કૃષ્ણજીતણા ગુણ રૂપ, શ્રવણે સાંભળીયા તે ભૂપ. ૧૦

## કડવું ૨ જું.

### રાગ ગોડી.

વિપ્રમુખે હરિના ગુણ જેહ, રુકમિણીએ સાંભળીયા તેહ;
માતપિતા કન્યા રુક્‍મિણિ, ધરે ધ્યાન નિત્ય વૈકુંઠધણી. ૧
લેહે લાગી લક્ષ્મીવર સાથ, મન વચન કર્મે વર્યા શ્રીનાથ;
રમતાં જમતાં સુતાં સહી, કૃષ્ણ રુદેથી મૂકે નહી. ૨
તવ દ્વારિકાં જૈ ઋષિ નારદરાય, રુક્‍મિણી કેરો કહ્યો ઉપાય;
કૃષ્ણ પ્રત્યે સંભળાવ્યો જઈ, વિવાહ જોગ તે કુંવરી થઈ. ૩
હવે ભીમકરાયતણો પરિવાર, મલી એકઠાં કરે વિચાર;
રુક્‍મિણિને વર રુડો રાય, શોધીને કરવો વિહીવાય. ૪
શ્રી કૃષ્ણ જાદવ દ્વારકાંપતિ, બળીયો ચૌદ ભુવનનો પતિ;
ગુણ રૂપ રસ લીલા અવતાર, અવની આવ્યા હરવા ભાર. ૫
તેહેને દીજે કન્યાદાન, પામીજે જે પુણ્યનિધાન;
રુક્‍મૈયો રાજાનો તંન, તેહતણું નવ માને મંન. ૬
રાય દમઘોષતણો સુત જેહ, શીશુપાળ વર સુંદર તેહ;
તમ્હો બોલ લહ્યો બોલો કશું, તેહેને કન્યા પરણાવશું. ૭
સુણી સર્વ અણબોલ્યું રહ્યું, કુંવરને નવ જાએ કહ્યું;
મહા મોટો તે સહી ભૂપાલ, પંચાણું અક્ષોણી શીશુપાલ. ૮
તેહેને કન્યા આપું સહી, એહ થકાં કો બળીયા નહીં;
તે સાથે કરશું વિવાય, જેહને દીધે હોય મહિમાય. ૯
એહેવાં વચન સુણી રુક્‍મિણી, મનમાં ચિંતા પામી ઘણી;
મેં મનસા વરીયા જદુનાથ, બાંધવ અન્ય વિચારે વાત. ૧૦

## કડવું ૩ જું.

### રાગ કેદારો.

એહવાં વચન રુક્‍મિણિ જાણી, અતિ ચિંતા નીજ મનમાં આણી;
મેં કોણ અપરાધ કર્યા સ્વામી, જે આંણે સમે મહા દુઃખ પામી? ૧
મેં પૂર્વભવે શાં પાપ કર્યાં, આણે ભવ આવીને નિસ્તર્યાં;
મેં વંચહો કીધા સહી, કે મેં બાલ વછોહ્યાં દુઃખ લહી? ૨
મેં થાપણ લેઈ પાછી ના'પી, કે અસત્ય વદી દુર્મતિ થાપી?
કે મેં ઋણ લેઇને પાછું નાપ્યું, કે મેં દુર્બળ દિન સંતાપ્યું? ૩

કે મેં દાનપુણ્ય*કીધાં નહીં, તેણે દુઃખ સાગર પડી સહી;
થયો વેરી*મુજ બાંધવ પાપી, એ શી દુર્મતિ તેહેને વ્યાપી. ૪
પ્રભુ પાખે કોયે નહી માહરે, દુઃખ સાગરથી કોણ ઉગારે;
સ્વામી માહરે એક તું વૈકુંઠનાથ, નિજ જન જાણીને ગ્રેહજો હાથ. ૫
એહેવું વિચારતી અબળા બાળી, શ્રી કૃષ્ણજીસુ લાગી તાલી;
પ્રભુ કૃપા સાધુ શ્રી મોરારી, ગોવચ્છ રક્ષક ગોવર્ધનધારી. ૬
જેહવા સાંભળ્યા છો અશરણ શરણ, તેહેવું ધ્યાન ધરું બુદ્ધવંત;
શુભ પીત વસન તન વનમાલી, કર્ણે કુંડળ વેણુ રસાળી ૭
કટીકિંકણી આભ્રણ બિરાજે, એહવા સુંદર જોઇને મન લાજે;
એમ રુક્મિણિએ ધ્યાન ધર્યાં જ્યારે, પ્રભુ અંતઃકરણ વસીયા ત્યારે. ૮
કામ ક્રોધ લોભ નહી જેહને, પુણ્ય પવિત્ર ભલી મહી તેહને;
પછે શીઘ્ર વિપ્ર એક તેડાવ્યો, વેગે વાડવ પાસે આવ્યો. ૯
પછે લખી પત્ર મુદ્રા કીધી, વાડવ કર દેઇ દક્ષિણા દીધી;
દ્વારકાં ચાલ્યો તેડવા જાય, એક દિવસે દ્વીજ પોહોત્યો ત્યાંય. ૧૦
એ શ્રી ભગવત ઇચ્છા જાણો, રખે મન શંકા આણો. ૧૧

## કડવું ૪ થું.

### રાગ ગોડી.

વિપ્ર વોલાવ્યો દ્વારકાં ભણી, પત્ર લખી આપ્યું રુક્મિણિ;
ઇશ્વરી આજ્ઞાએ આવ્યો તાંહ, દ્વારામતિમાં એક દિનમાંહ. ૧
બેઠા કૃષ્ણજી સભા મુઝાર, વિપ્ર રહ્યો જઈ તેહને દ્વાર;
પ્રભુને તવ કીધો નમસ્કાર, અર્ધ્ય પાદ્ય આદે પૂજા વિધિ સાર. ૨
આદરભાવ કીધો જદુરાય, પછે દ્વીજને લઈ ભુવનમાં જાય;
પછે નાંનાં વિધનાં જે પકવાન, ભોજન કીધાં દ્વીજ ભગવાન. ૩
પછે વિપ્રતણા પ્રભુ ચાંપે પાય, સમાચાર પૂછ્યા જદુરાય;
સ્વામી ધર્મ તમ્હારો જેહ, તમથી સુફળ છે સર્વ તેહ. ૪
ધર્મે તમ્હારી રક્ષા કરે, નિત્યકર્મ સંધ્યા આચરે;
સંતોખી તે બ્રાહ્મણ ભલો, સંતોખે જે મોક્ષને મલ્યો. ૫
તે માટે કહ્યો છે તોખ, જે વિધ જાયે સઘળો દોખ;
વળી આહર લોકે પરલોકે સુખી, સઘળા સાધનમાં જે મુખી. ૬
અસંતોખી હોયે જેહ, કહીં સુખ નવ પામે તેહ:
તૃષ્ણા કયમે ન પામે અંત, તેહ સદા લેહેવો દુઃખવંત. ૭
જો ધનવંતને તૃષ્ણા ઘણી, ઇચ્છા તેહેને અદકા તણી;
અદકા કારજ તેહેનું નવ થાય, નિશ્ચે નર દુઃખીયો કહેવાય. ૮

નિધન નર સંતોખી જેહ, મહા સુખીયો નર ભણીયે તેહ;
તે ચૌદ લોક અધિકારી થાય, અતિ સતોખી જે કહેવાય. ૯
સાંભળ બ્રાહ્મણુ સાચું ભણું, સંતોખી મુહુને વહાલો ઘણું;
વળી વળી તેહેને કરું પ્રણામ, એણી પેરે બોલ્યા સુંદરસ્યામ. ૧૦

## કડવું ૫ મું.

### રાગ સામેરી.

વળી પૂછે એમ વૈકુંઠરાય, સંતોખી સુખીયા થાય;
સાધવી રૂપે જેહેની ક્ષમાય, સર્વ ઉપર આણે દયાય. ૧
એહેવો બ્રાહ્મણુ હોય જેહ, મુને વહાલો નિશ્ચે તેહ;
તમ દેશતણો જે રાય, તેહેનો કેહેવો છે ધર્મ ન્યાય. ૨
નીજ પ્રજા કેહી પેરે પાળે, ન્યાય સ્મૃતિને સંભાળે?
કરે ધર્મતણી રક્ષાય, નવ ચાલે કો અન્યાય. ૩
જાંહાં રાય સુધર્મી હોય, તેહેને પ્રજા સુખ સર્વ કોય;
તમ્હો આવ્યા શું છે દ્વીજરાજ, કંઈ કહો અમ સરખું કાજ. ૪
કહો કારણુ તેહેવું તાત, ગુપ્ત હોયે તો જઈએ એકાંત;
નહી ગુપ્ત તો પ્રગટ કહીએ, આવ્યાનું કારણુ લહીએ. ૫
એહેવાં વચન સુણી દ્વીજરાજ, કહે સાંભળીએ મહારાજ;
અંતરનું કારણુ જાણો, વિનતિ કહું જે મન આણો. ૬
કુંદનપૂરી ભીમકરાય, તેહને સુંદર એક કન્યાય;
શ્રવણે સુણી તવ ગુણગ્રામ, તેહેને ચિત્ત વસ્યા છો સ્વામ. ૭
માત તાતનું માન્યું મંન, પણુ મૂર્ખ છે અગ્રજ તંન;
તેણે તેડાવ્યો શીશુપાળ, કન્યાને પ્રકટી જ્વાળ. ૮
પછે તેડી મુહુને એકાંત, લખ્યું પત્ર સકળ વૃત્તાંત;
બીડી મુજ કર સાંપ્યો જેહ, હરિ આગળ મેહેલ્યો તેહ. ૯
કારણુ સહુ કાગળ માંહે, વાંચી પ્રીછો મનમાહે;
સિંહ ભાગને ઇચ્છે શીઆળ, તે સરખું થાયે છે ગોપાળ. ૧૦

## કડવું ૬ ઠું.

### રાગ દેસાખ.

લખી લેખ કરી મુદ્રા જેહ, પ્રભુ આગળ પત્ર ધર્યું તેહ;
હું તો આવ્યો એ કારણુ સ્વામી, પ્રભુ લીધો કર આનંદ પામી. ૧
બીડીથ્યો ઉકલ્યો નાથ, લેઇને ચાંપ્યો રુદીયા સાથ;
સ્નેહ સબળ તેહેનો જાણી, મન રીજ્યા સારંગપાણી. ૨

વિપ્ર વાંચે લખ્યું પત્ર જેહ, પ્રભુ સાંભળતાં આણે સ્નેહ;
અતિ આદરશુ લખીયો લેખ, તે કાગલ માહ કાંચન રેખ. ૩
અતિ વિરહથકી વ્યાકુળ નારી, લખીએ વાણી સઘળી સારી;
પ્રભુ વિરહીણીનો વ્રેહ જાણીને, કહે હર્ખ સબળ સ્નેહ આણીને. ૪
ભલે વિપ્ર તહ્મો આવ્યા, સુંદરીના સંદેશા લાવ્યા;
વિપ્ર મુખ તે કાગળ સાંભળી, સુણે વેણુ સુંદર વનમાલી. ૫
જેમ મનુષ્યતણી હોય રીત, મનમાંહે અતિ આણે પ્રીત;
દ્વીજ વાંચે પ્રભુ શ્રવણે ધરે, રખે સ્વામી ચિત્તથી વિસરે. ૬
તવ દ્વીજ બોલ્યો પ્રભુ અવિધારો, રખે રુકૂમિણિને તમો વિસારો;
તેહેનું ચિત્ત તહ્મારે ચર્ણે રહ્યું, તેહનું નિર્મળ મન નવી જાયે કહ્યું. ૭
પ્રથમ લેખ લખીયો જ્યારે, જળ ધારા નયણે વહે ત્યારે;
તેહના સ્નેહની શી વાર્તા કહીએ, દુઃખ દેખી તેહેનું કયેમ રહીયે. ૮
પત્ર વિષે લખ્યું રુકૂમિણિ નારી, તે સાંભળીએ શ્રી ગિરિધારી;
તે સુણતાં મન આનંદ થાય, તેહેનો વિસ્તારી કહું ઉપાય. ૯

## કડવું ૭ મું.

### રાગ મારુણી.

સ્વસ્તિ શ્રી દ્વારાવતી દેશ, જ્યાંહાં વસે છે શ્રી દેવેશ;
રાય રણછોડ પ્રજાપ્રતિપાલ, દીન નાથ તહ્મો દેવ દયાળ. ૧
કુંદન પુરનો ભીમકરાય, તેહેની હું રુકૂમિણી કન્યાય;
કરજોડીને કરું પ્રણામ, માહારા અંતરજામી સ્વામ. ૨
ગુણસાગર સુણીયો જેહ, માહારા ચિત્તમાંહે વસીયો તેહ;
કરુણાસાગર સારંગપાણ, માહારું મન તમ ચર્ણે જાણ. ૩
તાહરું રૂપ જેણે નિર્ખ્યું હશે, તેહને ચિત્ત નવ બીજું વસે;
તાહરા ગુણની એહેવી રીત, અન્ય પદાર્થસુ નહિ પ્રીત. ૪
એહેવી કવણ હશે જે નાર, તમને મેહેલીને મોરાર;
અન્ય પુરુષસુ પ્રીત કરે, તેહેનો સ્વામી શું ઉગરે? ૫
આત્મ સમર્પણ મેં તુંને કર્યું, તવ ચર્ણે મુજ ચિત્ત જ ધર્યું;
પણ રખે સિહનો ભાગ શીઆલ, ઇચ્છા કરતાં દેવ દયાળ. ૬
પૂર્વે કીધાં હોયે દાન, નિયમ વ્રત પુણ્ય નિદાન;
તો કરજો પ્રભુ અંગીકાર, હુ દાસી તાહારી નિર્ધાર. ૭
અહીં જરાસંધ સાથે શીશુપાલ, તેઆ અવર બહુ મહીપાલ;
તાહારા દૂખી રાજા જેહ, આવી અનેક મલ્યા છે તેહ. ૮
તેહનાં મુખ કરવાને ભંગ, વેગે વાહાર કરો શ્રીરંગ;
હરિ આસંકા લેઇને નાર, પ્રભુ કરશો મન એહ વિચાર. ૯

સ્વેચ્છા સ્વયંવર કન્યા વરે, તે કાંઈ વાત નથી આચારે;
માત પિતા પ્રભુ ઇચ્છા ધરે, એક અગ્ર બાંધવ પરહરે. ૧૦
તમ્હો કહેશો હરણ કેઈ પેર થાય, તેહેનો તહ્માને કહું ઉપાય;
અમ કુળ કન્યાનો ધર્મ એહ, નગર બાહાર અંબીકા છે જેહ. ૧૧
પ્રથમ જઈ તેહેની પૂજા કરે, વળતી કન્યા વરને વરે;
લગ્ન દિવસ આડે દિન એક, અંબીકા પૂજન હોયે વિશેક. ૧૨
તે વેળા તહ્મો આવી નાથ, દાસીતણો પ્રભુ ગ્રેહેજો હાથ;
જો તહ્મો કરશો પ્રભુ પ્રમાદ, તો મેં એહ વિચાર્યું આદ. ૧૩
એક શત જન્મે કરી દેહ તજુ, પણ હું પ્રભુકેરાં ચર્ણ ભજું;
એહવું જાણી દીન દયાળ, સીઘ્ર થઈ માહારી કરો સંભાળ. ૧૪
જો પ્રભુ ચિત્ત નહીં આણો વાત, તો નીજ કરવી આત્મજ ઘાત;
વળી લોક વિષે હસારત થાશે, ભકત વત્સલ બિદ તહ્મારું જાશે. ૧૫
એહેવું પત્ર સુણીને જદુરાય, હવે નિશ્ચે દીજ મેં કરવી સહાય;
સુણતાં રુદે આનંદ પામીયા, બાવન અધ્યાય પૂરા થયા. ૧૬

## કડવું ૮ મું.

### રાગ વેરાડી.

એહેવું પત્ર સુણીને જાદવરાય, રુક્મિણિને મેં કરવી સહાય;
તેહની ચિતવૃત્તિ જાણી સહી, મુજ પાખે તે વરશે નહી. ૧
રુક્મૈયે તેડ્યો શીશુપાલ, મુજને ઉવેખી ભૂપાલ;
એણી પેરે બોલ્યા શ્રી ભગવંત, દુષ્ટ સકળનો થાશે અંત. ૨
હવે અંગીકાર રુક્મણિને કરું, શીશુપાલાદિક ચિત્ત ન ધરું;
પછે સારથીને વેગે તેડીયો, અશ્વ ચારશુ રથ લાવીયો. ૩
સૈનક સુગ્રીવ મુખ્ય બળીહક, કઇએ તે નવ પામે થક;
તે રથ આરૂઢ હવા જદુનાથ, વિપ્ર સંગ બેસાર્યો સાથ. ૪
રાત પાછલીએ વિદર્ભદેશ, ઉપવનમાંહાં આવ્યા દેવેશ;
બળદેવજી સબળ દલ લેઈ, પાછળ આવી પોહોંત્યા સહી. ૫
પછે હવું યુદ્ધ તાંહે, સંગ ચઢયું સૈન્ય રણમાંહે;
હવે કથા ભીમકની કહું, શીશુપાલ તેહેને સાથે લહુ. ૬
પૂર રચના કીધી અતિ ઘણી, શી શોભા કહું તેહ તણી;
ચોક ચૌટાં શણગાર્યાં હાટ, ચંદનવાસે છાંટી વાટ. ૭
ઘેર ઘેર મહિલા મંગળ ગાય, ધ્વજ પતાકા તોરણ બંધાય;
પછે ભીમકરાયે કીધું સ્નાન, વિપ્રતણે કર આપ્યાં દાન. ૮
વિનાયક પૂજન કીધું રાય, ગ્રહશાંતિ વિધિગત થાય;
જાચક જન સંતોખ્યા બહુ, અન્ન દાન આપે વિધે સહુ. ૯

પછે કન્યાયે કીધું મંગળ સ્નાન, દીવ્ય વસ્ત્ર કીધાં પરિધાન, ૧૦
સોળ શણુગાર સજ્યા રુકૂમિણી, વાટ જુવે જગજીવન તણી.
હવે જાન લઇ આવ્યો શીશુપાલ, તેહેનો મહિમા સુણ ભુપાલ. ૧૧

## કડવું ૯ મું.

### રાગ રામગ્રી.

દમઘોષ મન આનંદ થાય, શીશુપાલ કન્યા વરવા જાય;
દેશ દેશના ઊભા રાય, જે કોયે નિજ મિત્રો કહેવાય. ૧
મસ્તક મુગટ ધર્યો શીશુપાળ, સુંદર બહુ આવી જાન વિશાળ;
નાહાના વિધ કર્યો શૃંગાર, ભૂષણ રત્ન જડિત નહીં પાર. ૨
પહેર્યાં સુંદર વસ્ત્ર અપાર, સાથે તેઓ વર્ણ અઢાર;
ચતુરંગણી સૈન્યા સજ કીધ, પંચોણું અક્ષોણી સંગ લીધ. ૩
તેવીસ ક્ષોણી જરાસંધ તણી, મલ્યું સૈન્ય સંગ શોભા ઘણી;
અવર ભૂપ મલીયા છે અનેક, સૈન્યા શણગારી જે વિવેક. ૪
ગજ રથ હય પાલા નહિ પાર, પાખર ટોપ સૈન્યા હથિયાર;
ચ્યાહારે દિશા તણા નૃપ જેહ, સીધ્રે થઈ સઘ આવ્યા તેહ. ૫
દંતવક્ર અને શીશુપાલ, કાશી રાજા જરાસંધ બહુરાજ;
તે સઘળા જે છે રાજંન, ભય રામ કૃષ્ણનો ધરતાં મંન. ૬
કાળયવનનો કીધો અંત, જાદવ જોદ્ધ મહા બળવંત;
તેહેનાં વેધ્યાં છે અભિમાન, ઉચ્છકળ આવશે બળવાન. ૭
તેહેને જીતવાને કહું રાય, સૈન્ય સામગ્રી લેઈ જાય;
વાગે ઘુઘર ઘંટ વિશાળ, સૈન્ય સકળ તે ઝાકઝમાળ. ૮
વાજે પંચશબ્દ વાજંત્ર, રાયતણે શિર ધરીયું છત્ર;
મહા દલ મેલીને રાજાન, ભલે જુકતે આવે અભિમાન; ૯
ભૂપતિને મન આનંદ થાય, વિદર્ભ દેશ વિષે સહુ જાય;
ભક્ષ્ય ભોજ્ય થયાં વિવિધ પ્રકાર, સ્વાગતિ આદરમાન અપાર. ૧૦

## કડવું ૧૦ મું.

### રાગ વેરાડી

શુકજી કહે સાંભળ ભુપાળ, જાન લેઈ આવ્યો શીશુપાલ;
ઉતારા તેહેને આપ્યા સહી, સૈન્યતણી તાંહાં સંખ્યા નહી. ૧
સૈન્ય તેહ દેખી રુકૂમિણી, મનમાં ચિંતા વ્યાપી ઘણી;
રુકૂમિણી ઘરમાં જોતી વાટ, શ્રી કૃષ્ણ દેવ નાવ્યા શામાટ. ૨
રુદન કરે મનમાં દુ:ખ ધરી, પ્રભુએ મુહને વિસારી ખરી;
જન્મ જન્મ પ્રભુ તાહારી દાસ, માહારી સહાય કરો અવિનાશ. ૩

આવડી વાર કાં લાગે આજ, વેગે સહાય કરો મહારાજ;
સ્વામી હું તાહારી કિંકરી, માહારી સહાય કરો નરહરિ. ૪
સાચી પ્રીત ઉમિયા શિવતણી, મેં પૂજા નવ કીધી ઘણી.
ભક્તવત્સલ પ્રભુ તાહારું નામ, સાર કરો માહારી સુંદરશ્યામ; ૫
તવ વામ અંગ ફરકયું તેણીવાર, એહેવે આવ્યો બ્રાહ્મણ દ્વાર.
આનંદે દીઠા દ્વીજરાય, વેગે વધામણી તે ખાય; ૬
અહો માતા શ્રી કૃષ્ણ બળદેવ, સૈન્ય સહિત આવ્યા તતખેવ.
સાંભળતાં સુંદરી તેણી વાર, કંઠતણો નીજ આપ્યો હાર; ૭
રુક્મિણી લક્ષ્મીનો અવતાર, તેણે આપ્યો કંઠેથી હાર.
તેહતણે પ્રતાપે કરી, વિપ્ર તણે ઘેર રિદ્ધિ સિદ્ધ ભરી; ૮
ઈંદ્રના સરખી સમૃદ્ધિ સહી, બ્રાહ્મણને ઘેર ક્ષણમાં થઈ.
હવે રાય ભીમકે જાણી વાત, કૃષ્ણદેવ આવ્યા સાક્ષાત; ૯
પછે પૂજા સામગ્રી લેઈ રાય, શ્રી કૃષ્ણ દેવતા પૂજ્યા પાય;
આજ સફળ થયો મારો અવતાર, પછે ઉતારો આપ્યો મોરાર. ૧૦

## કડવું ૧૧ મું.

### રાગ ગોડી.

કુંદનપૂર આવ્યા જદુરાય, નગર લોક સહુ જોવા જાય;
પૂર્વે શ્રવણે સાંભળી વાત, રામકૃષ્ણહુ બે બળીયા ભ્રાત. ૧
સુંદર રૂપની શોભા ઘણી, ચૌદ ભુવન કેરો જે ધણી;
જોવા લોક તાંહાં આવ્યા સહુ, શોભા અદ્દભુત તેની કહું. ૨
શોભે તન હરિ શામળ વર્ણ, મસ્તક મુગટ ને કુંડળ કર્ણ;
પિતાંબર દામણી ઝળહળે, જાણે ઈંદુમાં આવી ભલે. ૩
સુંદર ચંચળ નેણ વિશાળ, કોટી તેજ શશી શોભિત ભાળ;
કૌસ્તુભમણિ મુક્તાહાર, તેહેના તેજ તણો નહી પાર. ૪
કટી રસણા કીંકણી ઝમકાર, લલીત મનોહર પરમ ઉદાર;
કંદર્પ કોટી શિરોમણિ રૂપ, ક્ષણ ક્ષણ છબી નૌત્તમ અનૂપ. ૫
જોતાં તૃપ્ત ન પામે કોય, કામિની જન મર્છાગત હોય;
નિર્ખતાં સુખ પામે ઘણું, ધન્ય ધન્ય ભાગ્ય આજ આપણું. ૬
ક્ષુધા તૃષા સુધ બુધ વિસરી, દુષ્કૃત દેહ ગયાં પરહરી;
આપણાં નેત્ર સફળ થયાં આજ, દર્શનથી સહુ સીધ્યાં કાજ. ૭
પુણ્ય તણાં ફળ પામ્યાં સહી, ત્રિભુવનમાંહ કો એહેવો નહીં;
એ આગળ શો વર શીશુપાલ, રુક્મિણિ ઘટતા કૃષ્ણ કૃપાળ. ૮
માંહોમાંહે સહુ એહેવું કહે, મૂર્ખ જન કો મર્મ ન લેહે;
કયાં ગુંજા કયાં રત્ન અમૂલ્ય, કયાં ચંપક કયાં આવલ ફૂલ. ૯

ક્યાં સરસવ ક્યાં કહીયે મેર, ક્યાં બદરી ને ક્યાં નાલીકેર;
રુક્મિણિ કન્યા સુંદર દેહ, તેહેને ઘટતો વર સહી એહ. ૧૦
પણ દેવ વચન સહી નિશ્ચે જાણ, કન્યા રુક્મિણિ સારંગપાણ;
એ નિશ્ચય કીધો નિર્ધાર, લોકતણે મન હર્ખ અપાર. ૧૧

## કડવું ૧૨ મું.

### રાગ સારંગ.

માંહો માંહે પ્રજા સહુ જેહ, કહે રુક્મિણિને વર ઘટતો એહ;
તેણે સમે રુક્મિણી કન્યાય, શ્રી અંબીકા પૂજવાને જાય. ૧
ષોડસ અંગ સજ્યા શણગાર, સુંદર તન શોભા નહીં પાર;
દીવ્ય વસ્ત્ર મણિમય આભ્રણ, રવિ તુલ્ય કુંડળ લલકે કર્ણ. ૨
કટીમેખલા નેપુર ઝમકાર, શોભે કંઠે એકાવળ હાર;
લાવણ્ય લલિત મનોહર વાણ, સર્વાંગે સુંદર સુખખાણ. ૩
સોળ કળા મુખમાન મયંક, શોભે સુંદર તે નિષ્કલંક;
સંગ સખીતણો નહીં પાર, નાંનાં વિધ કેરા ઉપહાર. ૪
ભેર મ્રદંગ વાજે નિસાણ, ઢોલ દદામાં શર્ણાઈ જાણ;
વૃદ્ધ વનિતા સંગ મંગળ ગાય, પ્રેમદા અડવણ ચાલી જાય. ૫
કળા નૃત્યકી આગળ કરે, વેદ આશિશ વાડવ ઉચરે;
મલ્યા ચારણ બંદીજન ભાટ, સુંદર રચના કીધી વાટ. ૬
આયુધ નગ્ન ધર્યાં નીજ હાથ, રક્ષા જોદ્ધ કરે સંગાત;
વળી સંગે બાંધવ ચાહારો હોય, સજી હથીયાર આવ્યા સર્વ કોય. ૭
પછે આવ્યાં સીદ્ધે અંબીકા દ્વાર, મનમાં વરવા છે મોરાર;
પછે ચર્ણ પખાળી આસન લીધ, કૃષ્ણ સ્મરણ રુદીયામાં કીધ. ૮
મન રંગે મંદીરમાં જાય, પૂજા કરી અંબીકા માય;
ધૂપ દીપ નૈવેદ અનેક, તાંબુલ અર્ચા કીધિ વિશેક. ૯
ભૂષણ વસ્ત્ર સમર્પણ કીધ, નૈવેદ ધૃતે ઉદ્ધારી લીધ;
દ્વીજ પત્ની સર્વ પૂજા કરી, દેવી આસિકાં અર્પણ કરી. ૧૦
પૂજા પૂર્ણ કરી કરજોડ, રુક્મિણી વર માગે રણછોડ;
મન વાંછિત વર અંબીકા દીધ, દુઃખ દોહેલાં દૂર જ કીધ. ૧૧
બહુ સ્તુતિ રુક્મિણી નાર, રંગ મડપમાંહે આવી સાર. ૧૨

## કડવું ૧૩ મું.

### રાગ સામેરી.

અંબીકાની પૂજા પ્રેમે કીધીરે, સ્તુતિ કરીને આસિકા લીધી રે;
આવી ઉભી મંડપ મુઝારરે, સાથે સખી જનનો નહીં પાર રે. ૧

પ્રેમે જોતાં પ્રભુની વાટરે, હજુ નાવ્યા નાથ શા માટ રે;
મન કીધો એહ વિચાર રે, રક્ષા કરે છે જોદ્ધ અપાર રે. ૨
હવડાં આવશે જાદવરાય રે, એટલે કરૂંછું એક ઉપાય રે;
દુષ્ટ દુષ્ટ જેમ વંચાય રે, પાપી તે પરવશ થાય રે. ૩
મોહનીયે મોહન કર્યું રૂપ રે, કોટી કળા કંદર્પ રૂપ રે;
કાંચનવત કોમળ દેહ રે, ચાલે ગજગતી ચાલે તેહ રે. ૪
તેહેની શોભાનો નહિ પાર રે, નાશીકા જાણે તેલની ધાર રે;
ભ્રૂ ભ્રમરની શોભા ધરતી રે, નેત્ર કટાક્ષ કામિની કરતી રે. ૫
વેણી જીત્યો વાસુકી વ્યાલ રે, શશી સોલ કળા શોભે ભાલ રે;
દંત દાડમ અધર પ્રવાલી રે, મધુર વાણી રસાળી રે. ૬
ગ્રીવા કંઠ કપોત સમાન રે, તેહેની શોભા પરમ નિધાન રે;
ભુજ શોભે સુઢ સમાન રે, નખ સુલ (?) શોભાવાન રે. ૭
કટી લંક કેસરી સાર રે, ઝંઘ કદલી શ્રીકાર રે;
સર્વ અંગે સોલ શૃંગાર રે, સુદરીની શોભા અપાર રે. ૮
એહેવુ જોઇ કામિનીનું રૂપ રે, મોહ પામ્યા જોદ્ધ સકળ ભૂપ રે;
મૂર્છા થઈ પડીયા ધરતી પીડ રે, સુધ બુધ નહી કોને શરીર રે. ૯
કરથાં પડીયાં હથિયાર રે, એહેવું પરાક્રમ કીધુ નાર રે;
દ્વીજ વનીતા વૃંદ કુમાર રે, સાથે સખી જનનો નહીં પાર રે. ૧૦
ચાલે ચતુરા મંદ ગતિ ચાલરે, પંથ જોતી નાથ કૃપાળ રે;
ક્ષણ એક ધર્યું ધ્યાન કુમારી રે, રમસ્યા સુખ સાગર બિહારી રે. ૧૧
પ્રીતે નેત્ર નિરખે રે, ચોહોદશે કૃષ્ણને પેખે રે;
એહેવે પ્રભુનો રથ દીઠો રે, અમૃતથી લાગ્યો મીઠો રે. ૧૨
દષ્ટે દષ્ટ મલી નર નારી રે, તવ શોભા પ્રકટી સારી રે;
તેહેનો મહિમા કહ્યો નવ જાય રે, શુકજી કહે સાંભળ રાય રે. ૧૩
શેષ મુખે સહસ્ર જીહ્વારે, તોહે હરિ વર્ણન નવ થાએ રે;
પ્રભુ રથ ચલાવી આવ્યા ત્યાં રે, રુકૃમિણી બેઠાં રથમાહે રે. ૧૪
બેહુ જણ મન હર્ખે ન માય રે, શુકજી કહે સાંભળ રાય રે. ૧૫

## કડવું ૧૪ મું.

### રાગ વેરાડી.

એમ કૃષ્ણે કર્યું રુકૃમિણીનુ હરણ, સકળભૂપ શિર મહેલી ચરણ;
એહેવે સાવધાન થયા સુભટ શરીર, આયુધ સંભાળે તે ધીર. ૧
રુકૃમિણી તાંહાં દીઠાં નહીં, મહા ચિંતા સહુ પામ્યા સહી;
હવે જઇને શું કહીયે શીશુપાલ, આપણ સહુનો આવ્યો કાળ. ૨

નીજ બળ માટે મલકાતા રાય, સકળ જોદ્ધ મનમાં પસ્તાય;
જે જે પરાક્રમ જાદવતણું, આંહાં આવી બળ કીધુ ઘણું. ૩
આપણુને કાંઈ નવ ઉગર્યું, અદ્દભૂત કર્મજ એણે કર્યું;
ક્યાંહાંથા એ આવ્યા ગોવાલ, અવગણુના કરતાં ભૂપાલ. ૪
આપણુ ભ્રમ પમાડ્યા સહુ, કર્યું કર્મ ભરુઆડે બહુ.
પરસ્પર એમ વદતા વીર, આપણુને શું કરવું ધીર; ૫
રાય પ્રત્યે કયેમ કહીશું વાત, એ આહીરે કીધો ઉત્પાત.
નિત્ય નિત્ય વન ચરાવે ગાય, આવી કોણુ કીધો અન્યાય. ૬
રાયને કહેશું રુક્મિણી હરણુ, સુણુતાં તતખેવ સહુને મરણ;
એણે ભૂરકી નાંખી કે શું કર્યું, આપણુને કાંઇ નવ ઉગર્યું. ૭
સૈન્ય સિધ મધ્યે શીઆળ, પરાક્રમ એ કીધું ગોવાલ;
આપણા કુળને લાગી લાજ, મોટી ખોડ લગાડી આજ. ૮
જરાસંધ જાણે શીશુપાલ, અવર બહુ બીજા ભૂપાલ;
ધિક ધિક રે જીવત આપણાં, ગોપે પરાક્રમ કીધાં ઘણાં. ૯
આપણુ છતાં હરીને જાય, એહેવુ વિચારી પૂછે શુંય;
ત્રેપન અધ્યાય પૂરા થાય, હવે કૃષ્ણુજી રુક્મિણી લેઇ જાય. ૧૦

## કડવું ૧૫ મું.

### રાગ મારુણી.

હરિ રુક્મિણી હરણુ કરીને જાય રે, બળદેવજી સંગ પળાય રે;
જાદવ દલ જય જય કાર રે, જીતી ચાલ્યા દેવ મોરાર રે. ૧
સુણુતાં રુક્મિણીનું હરણુ રે, સહુ નૃપ થયા વિવર્ણ વદન રે;
જાંહાં તાંહાંથી જોદ્ધા ધાયરે, સજી આયુધ ટોપ સૈન્યાય રે. ૨
ચતુરંગણી સૈન્યા સર્વ રે, મનમાંહે ધરે સહુ ગર્વ રે;
ગજ રથ પાલા નહીં પાર રે, પાખરીયા પ્રોઢા તોખાર રે. ૩
બંદી બોલે જોદ્ધ વખાણુ રે, વાજે વાજંત્ર ધ્રુની નિસાણુ રે;
નવા સુભટ ઉઘાડા અંગ રે, મદ ઝરતા સહુ માતંગ રે. ૪
દલ પૃથવી પૂર પ્રમાણુ રે, ખુરી રેણુપે છાયા ભાણુ રે;
શેષ નાગ સલકે વ્યાંહ રે, ધરણી તે ડુંમ ડુંમ થાય રે. ૫
રથા રાખી ભાર ભૂપાલ રે, રાય જરાસંધ શીશુપાલ રે;
યુદ્ધ કરવા વેગે જાય રે, બીજા રાજા પૂઠે ધાય રે. ૬
જોદ્ધાએ કર્યાં જઇ ભેલરે, જાદવ દલ થયું મુખ મેલરે.
જયમ વરસે અંબુદ જાણુ રે, જાદવપર મેહેલ્યાં બાણુ રે; ૭
જયમ અભ્રે છવાયો ભાણુ રે, વેરી કપટે લીધાં બહુ પ્રાણુ રે.
તવ રુક્મિણીને ભય થાય રે, મલ્યા દુષ્ટ ઘણા એ રાય રે; ૮

શું થાશે ને શું નીપજશે રે, હીરા હાથ થકી ઉખડશે રે.
એમ બીહીતાં જાણી નારી રે, તવ બોલ્યા દેવ મોરારી રે; ૯
ધર ધીરજ અબળા બાલી રે, ભય તજી રહો ચિંતા ટાળી રે,
એહેવું કહી સારંગપાણુ રે, પછે મેહેલ્યાં નાના વિધ બાણુ રે; ૧૦
ઘણા જોદ્ધ છડાવ્યા પ્રાણુ રે, બળદેવ કરે બહુ હાણુ રે.
હળે તાણીને મુસળે મારે રે, એમ સૈન્ય સકળ સંહારે રે; ૧૧
મહા મોટા આવ્યા રાય રે, તે નાહાસી સહુ જાય રે.
દમઘોષ સુત શીશુપાલ રે, ઘણું શોક ધરે ભૂપાલ રે; ૧૨
દેતો જરાસંધ પ્રતિબોધ રે, શા માટે ધર્યો દુઃખ ક્રોધ રે;
ક્યારે હાર એ ક્યારે જીત રે, ક્યા રે સુખ દુઃખ એહેવી રીત રે. ૧૩
એથી નાહાઠો હુ સત્તર વાર રે, તવ ન ધર્યું દુઃખ લગાર રે;
તે જીત્યો અઢારમી વાર રે, સુખ નવ પામ્યો તેણી વાર રે. ૧૪
આપણને વિમુખ મહારાજ રે, જાદવ સૈન્યને મુખ લહુ કાજ રે;
એક કાળ એહેવા છીએ રે, જાદવ દલ જીત્યા તેહને રે. ૧૫
જ્યારે સમય આપણો થાશે રે, ત્યારે જાદવ સર્વ જીતાશે રે;
એમ સમજાવ્યો શીશુપાલ રે, નીજ દેશ ગયો ભૂપાલ રે. ૧૬
બીજા અવની કેરા રાય રે, પોતાને દેશ પલાય રે;
તવ રુક્મૈયો એમ બોલે રે, જીતુ જાદવ નહી મુજ તોલે રે. ૧૭

## કડવું ૧૬ મું.
### રાગ માલવ ગોડી.

રુક્મૈયો રાજા શૂરો, બળ બોલે પરાક્રમમાં પૂરો;
જાદવને જીતી આવું, રુક્મિણીને વાળી લાવું. ૧
નહીંતર હુ નગરી નવ પેસુ, અન્ય સ્થાનક વિષે જઇ રહેશુ;
એહેવી કરી પ્રતિજ્ઞા રાય, એક અક્ષૌણી દલ લેઈ ધાય. ૨
દુર્વાચક મુખથી બોલે, જાણે નહી કો માહારે તોલે;
વાયુ વેગે રથ ચલાવ્યો, જાદવ દલપ્રત્યે આવ્યો. ૩
મૂક્યાં ત્રણ બાણ તે જાણ, શ્રી કૃષ્ણ ઉપર નિર્વાણ;
હરિ કર્યાં નિવારણ ત્યારે, મેહેલ્યાં ખટ સર તવ મોરારે. ૪
અશ્વ સારથીનો કર્યો અંત, શર છેદ્યા સહુ ભગવંત;
છેદી ધ્વજા પડી રણપાત, રુક્મૈયો હવો વિરથ. ૫
તવ રથ મેહેલી જદુનાથ, પછે ખાંડુ ગ્રહ્યું નીજ હાથ;
રુક્મૈયાને હણવાને જાય, તવ લાગ્યાં રુક્મિણી પાય. ૬
મનમાંહ બહુ પામ્યા દુઃખ, પ્રભુ પ્રત્યે વદે તવ મુખ;
સ્વામી બાંધવ જેષ્ટ એ મારો, નીજ શ્યાલક જાણી ઉગારો. ૭

તવ કૃષ્ણે મન વિચારી, રુક્મૈયાની પાઘ ઉતારી;
અળવે બંધ બાંધ્યો નાથે, કર્પોત્સ્ર મૂક્યું જદુનાથે. ૮
અરધ મૂછ કાતરી નાંખી, રથ પાછળ બાંધ્યો રાખી;
દલ અક્ષૌણી હતું તે માર્યું, કો વાત ન કહેવા ઉગાર્યું. ૯
પછે બળભદ્ર વીરે આવી, રુક્મૈયો મેહેલાવ્યો છોડાવી;
રુક્મિણી પ્રત્યે બોલ્યા નાથ, રખે દુઃખ પામો મન સાથ. ૧૦
કાંઈ વાંક નથી રે અમ્હારો, એહવો બાંધવ હુતો તમ્હારો;
તેહેવું ફળ પામ્યો આજ, મનમાંહે મ ધરશો લાજ. ૧૧
લક્ષ્મી કહે બાંધવ એહ, ઉન્માર્ગ આચરે તેહ;
જે ઉત્તમ જન જ હોય, સત્ય માર્ગે ચાલે સોય. ૧૨
તે જાણે વિવેક ઘણેરા, તજે માર્ગ અશુભ અનેરા;
માયાએ કરી દેહ ધારી, સુખ દુઃખતણા ભોગ્યની વારી. ૧૩
જે જ્યમ સર્જ્યું ત્યમ થાએ, અહી કોહોનો નહિ ઉપાયે;
રુક્મિણિને ઘણુ સમજાવી, તેહેની વેદના સર્વ સમાવી. ૧૪
રુક્મૈયાનો જાણી વિચાર, ત્યાંહાં નગર વસાવ્યું સાર;
તેણે બીરદ પોતાનું પાળ્યું, રુક્મિણીનુ કુળ ઉજવાળ્યું. ૧૫

## કડવું ૧૭ મું.
### રાગ સામેરી.

રુક્મિણી લેઈ કૃષ્ણજી જાયજી, જાદવ જન આનંદ થાય જી;
આવ્યા દ્વારીકાં નગર મોઝારજી, હરિ પરણ્યા રુક્મિણી નારજી. ૧
જુગતે કીધો વિવાહયજી, તેહેને હૈડે હર્ખ ન માયજી;
પુર વાસી જોવા જાયજી, મલી માનુની મંગળ ગાયજી. ૨
શણગાર્યાં ચૌટાં હાટજી, ચદન જળે છાંટી વાટજી;
તરીયા તોરણ દ્વારજી, પૂર વર્ત્યો જયજયકારજી. ૩
મલ્યા બ્રાહ્મણ ભાટ અનેકજી, તેહેને આપ્યાં દાન વિશેષજી;
મલ્યા દેશ દેશના રાયજી, જોવા આવ્યા હરિ વિવાયજી. ૪
દ્વારીકાની શોભા કહીયેજી, તેહેનો કહેતાં પાર ન લહીયેજી;
વિવાહની શોભા સારીજી, પ્રભુ પરણ્યા રુક્મિણી નારીજી. ૫
તેહેની શોભા કહી નવ જાય જી, શ્રી કૃષ્ણ રુક્મિણી વિવાયજી;
જાદવ જન આનંદ અંગ જી, રુક્મિણી હરિ પ્રસંગ જી. ૬
વસુદેવ દેવકીજી માય જી, તેહેને હૈડલે હર્ખ ન માય જી;
તાંહાં ઘેર ઘેર ઓચ્છવ થાય જી, હર્ખે રુક્મિણી હરણ ગાય જી. ૭
બહુ મહિપતિ કેરી નારી જી, ગાય રુક્મિણી હરણ સુખકારી જી;
તેહેને આનંદનો નહીં પારજી, વર્ત્યો ત્યાંહાં જયજયકારજી ૮

રુકૂમિણી હરણુ જે ગાશે રે, તેહેનાં ભવનાં દુષ્કૃત જાશે રે.
એહેવો કૃષ્ણતણો મહીમાયજી, વસુદેવસુ પ્રીતજ થાયજી ૯
થયા ચોપન પુરા અધ્યાયજી, શ્રી ભાગવત દશમ કથાયજી.
તેહનો જન્મ મર્ણ ભય જાયજી, સાંભળતાં કૃષ્ણ કથાયજી. ૧૦

—✲✲✲✲✲—

## લક્ષ્મણાહરણ.

### પદ ૧ લું–રાગ કેદારો.

શ્રી શુકજી કહે સાંભળ રાય, લક્ષ્મણા હરણનો ઉપાય:
અઘ જાય સુણતાં શ્રી હરિની કથા રે.
રાય દુર્યોધન પુત્રી જેહ, નામ લક્ષ્મણા તાંહાં તેહ;
તેહેનો તે સ્વયંવર વરવા તેહતણો રે.

ઢાલ.

સ્વયંવર તેહેનો વરવા અર્થે, મલ્યા રાણા રાય;
હવે સાંબપુત્ર શ્રી કૃષ્ણ તણો, તાંહાં નીજ ઇચ્છાએ જાય. ૧
પછે રથ સાંપ્રદ કરી અસ્ત્ર ધરી, રથ બેઠો રાઘવ વીર;
સીઘ્ર થઈ હસ્તીનાપુર આવ્યો, મનમાંહાં આણી ધીર. ૨
હવે દુર્યોધન ઘેર મંડપ રચના, વિવિધ પ્રકારે હોય;
પંચશબ્દ તાંહાં વાજીંત્ર વાજે, મલ્યા ભૂપત સર્વે કોય. ૩
તેણે સમે તે મંડપ મધ્યે, કન્યા આવી ત્યાંહિ;
સાંબ કુંવર તેહેનું રૂપ દેખતાં, વિચારીયું મનમાંહિ. ૪
પછે કન્યા હરણ કરી ચાલ્યો, તવ કોપ્યો મન ભૂપ;
નીજ આપ ઇચ્છાએ હરણ કર્યું એણે, જુઓ કર્મ એ બાલરૂપ. ૫
એ બળીને જાચી ભોમ ભોગવે, ઉન્મત્ત થયા પણ તૃણ;
એણે આણકરી મુજ કન્યાનું, કયમ કીધું સહી હરણ? ૬
એ જાદવ હવડાંના વાધ્યા, અધર્મ કર્મ એણે કીધું;
એ ઉછાંછળા થયા માથા ઉફરા, આવી અપજશ દીધું. ૭
એહને ભલી પેર શીખામણ દીજે, એહવું બોલ્યો રાય;
પછે નીજ સૈન્યા શત કૌરવ આદિ, સહૂકો સાંપ્રદ થાય. ૮
સંગ ભીષ્મ દ્રોણ ને કર્ણ, દુઃશાશન અશ્વસ્થામા જેહ;
શકુની સાથે રાય દુર્યોધન, સીઘ્ર સંચર્યા તેહ. ૯
પછે ખટ મહારથીએ આવી ઘેર્યો, વેગે કૃષ્ણ કુમાર;
ખટ ખટ વીર એક એક મહારથીએ, કર્યો સાંબને પ્રહાર. ૧૦
પછે કુંવર તે પર અસ્ત્ર પાઠવે, અન્યો અન્ય તેણી વાર;
વળી તીવ્ર બાણ એક એક પ્રત્યે, તેણે ખટ ખટ માર્યા સાર. ૧૧

એમ ઘણું યુદ્ધ કીધું તવ સાંબે, કૌરવ જોદ્ધ અપાર;
પછે સુત રથ હયગજ છેદી રાજાએ, કર્યો ભગ તેણી વાર. ૧૨
પછે નાગપાશ મૂકયું સહી રે, વીકટ બાણ વિક્રાળ;
તેણે કરી સાંબને બાંધ્યો, હેલામાંહે તતકાળ. ૧૩
સૈન્ય સંગાતે પાછ્યો વળ્યો, તેહેને હસ્તીનાપુર લેઇ જાયે;
કૌરવ મન આનંદ હવો, તું સાંભળ પરિક્ષત રાય. ૧૪
હવે તેણે સમે ઋષિ નારદ આવ્યા, મુક્તપુરી છે જાંહે;
સકળ સભાજન જાદવ સાથે, કૃષ્ણદેવ છે તાંહે. ૧૫
પછે આસન આપી પૂજા કીધી, કયમ કૃપા કીધી કહો આજ;
ઋષિ કહે હસ્તીનાપુરે સાંબ કુંવર, ગ્રહી રાખ્યો કૌરવ રાજ; ૧૫
દુર્યોધનની પુત્રી લક્ષ્મણા, સાંબે કર્યું તેહેનું હર્ણું;
એહવું કહી ઋખિ નારદ વળ્યા, તવ ઉઠયા અશરણ શર્ણું. ૧૬
નીજ સૈન્યા સજ કીધી શ્રી કૃષ્ણે, જાદવ જોદ્ધ બળવંત;
ઉગ્રસેન રાજા આદિ સર્વે, ચઢયા સુભટ ગુણવંત. ૧૮
ત્યારે બળભદ્ર કહે તહ્મો સર્વ રહો અહિ, તાંહાં કોહોનું નહિ કામ;
હું એકલો જૈ લાવું સાંબને, બોલ્યા એહેવું રામ. ૧૯
એણે અણપ્રીછે એ કર્મ કીધુ, સત્ય સાંભળો જોદ્ધ;
પણ સહસા સ્વજન સંગાતે, આપણ કયમ કરીએ વિરોધ? ૨૦
એહેવું કહી રથ બેઠા હળધર, ઉદ્ધવ સંગ લઈ જાય;
પછે હસ્તીનાપુર વાડીએ ઉતર્યાં, તે જાણ્યું કૌરવરાય. ૨૧
ધૃતરાષ્ટ્ર પ્રત્યે પછે ઉદ્ધવ મોકલ્યા, આવ્યા સભામુઝાર;
આદરયુક્ત સાથે ઉદ્ધવજીની, પૂજા કરી તેણી વાર. ૨૨
ઉદ્ધવ કહે અહિં રામ પધાર્યાં, ઉતરયા વાડીમાંહ;
મુજને તમ પ્રત્યે શીઘ્ર મોકલ્યો, પૂછવા કુશળ ઉપાય. ૨૩
એહેવું સાંભળી હર્ખ્યાં સહુ, પતિ કૌરવ સાંહાંમો જાય;
પછે અર્ધ્યપાદ્યે કરી પૂજા, પ્રેમે પ્રણમી લાગ્યા પાય. ૨૪
બળદેવ કહે સુણો કૌરવપતિ, તમો બાંધ્યો સાંબ કુમાર;
તે માટે ઉગ્રસેન કહાવ્યું છે, તમો અન્યાય કર્યો અપાર. ૨૫
તહ્મો વાત નવ વારૂ કીધી, અમો સાંખું છું તહ્મને;
તમો અમ સાથે વૈર કરો છો, દોષ ન દેશો અમને. ૨૬
ત્યારે ક્રોધ કરી દુર્યોધન બોલ્યો, જુઓ કાળની ગતિ વિપ્રીત;
ચર્ણ તૃણ કયમ ચઢે શીશ, જુઓ જાદવ કેરી રીત્ય. ૨૭
ઉગ્રસેન રાજા થઈ અમને, શીખામણ શી કહાવે;
અમ સાથે કોણનું નવ ચાલે. જાદવ કોણ કહાવે? ૨૮

એહેવાં કૌરવપતિનાં વાયક સુણી, મન કોપ્યા બળદેવ;
જો મુજ વાયક નવ માનું તો, ગર્વ ઉતારું તતખેવ. ૨૯
એહેવું કહી પછે હળ ગ્રહી, હાથે હસ્તીનાપુર તળે ઘાલ્યું;
હાહાકાર થયો ગામમાં કહે, પુર સારુ કેમ હાલ્યું. ૩૦
ત્યારે નગરલોક મહા દુઃખ પામ્યા, મન જાણ્યું હલ ચંત;
મહા આંદોલન હવું તે પુરમાં, હળધર મહા બળવંત. ૩૧
પછે મન જાણ્યું જે હસ્તીનાપુર, લેઈ નાંખું ગંગામાંહિ;
કૌરવપતિ મનમાંહ દુઃખ પામ્યો, ગર્વ રહિત થયો ત્યાંહિ. ૩૨
પછે તતક્ષણ દુર્યોધન ત્યાહાં આવ્યો, ભીષ્મ દ્રોણ સંગ થાય;
બળભદ્રતણી સ્તુતિ કરી ઘણી, પછે શીઘ્રે નમ્યો જઈ પાય. ૩૩
સ્વામી અપરાધ ક્ષમા કરો માહારા, તમશું કીધો ગર્વ;
શર્ણે રાખી સ્વામી મુજને, ચર્ણે નમ્યા પછે સર્વ. ૩૪
બહુ સ્તુતિ કરી સંતોષ્યા, હળધર નીજ ભુવન વિષે પધરાવ્યા;
સહુકો મન આનંદ હવું, સાંબના બંધ છોડાવ્યા. ૩૫
પછે તતક્ષણ લગ્ન સમે માંડી, તતક્ષણ ચોરી રચી તેણી વાર;
લક્ષમણા સાંબ પ્રત્યે પરણાવી, વર્ત્યો જયજયકાર. ૩૬
દ્વાદશ સહસ્ર હસ્તી આપ્યા, દશ સહસ્ર તોખાર;
વળી એક સહસ્ર ત્યાં દાસી આપી, કાંચન મણિ ભંડાર. ૩૭
પછે પહેરામણી લેઈ સાંબ કુંવર, સંગ સાથ લક્ષમણા નાર;
કૌરવ સાથે આજ્ઞા માંગી, રામ વળ્યા તેણી વાર. ૩૮
એક રત્ન જડીત રથ સુદર, તેણે વરકન્યા બેઠાં સાર;
રથે બેસી બળદેવ સંચર્યા, આણી પ્રેમ અપાર. ૩૯
કૌરવપતિ વોળાવા ચાલ્યો, માર્ગ વિખે તે સોય;
હળધર કેરી ગ્રહી આજ્ઞા, પાછા વળ્યા સર્વ કોય. ૪૦
હળ હસ્તીનાપુર તળેથી, ન કાઢયું અદ્યાપિ છે તેહ;
હવે બળદેવ દ્વારીકાં માંહે આવ્યા, કરી કૌરવ સાથે સ્નેહ. ૪૧
પછે ઉગ્રસેન આદે સર્વ કો, જાદવ સાહામા આવ્યા તાંહે;
પંચશબ્દ તાંહાં વાજીંત્ર વાજે, સહૂ આવ્યા પુરમાંહે. ૪૨
ઉગ્રસેન સભાએ બેઠા, સહુ કૃષ્ણ જાદવ વીર;
કહી વાત વિસ્તારી રામે, શૂર શિરોમણિ ધીર. ૪૩
ત્યારે ધન્ય ધન્ય જાદવ સહુ કહે રે, તમથી શુ નવ થાય;
શ્રી ભાગવત દશમતણા, પૂરણ થયા અડસેઠ અધ્યાય. ૪૪

# ઓખાહરણ.

## કડવું ૧ લું.

### રાગ કેદારો.

પ્રથમે પ્રણમુ ચરણ, સેવક જન વાછુ સહી;
અંતઃકરણ બુધ નિર્મળ માગવા રે. ૧
અનીરુદ્ધ વિવાહની કથા, સુણતાં જાયે ભવ વ્યથા;
બુધ નથી સંક્ષેપે કહું સાંભળો રે. ૨
હવે પરિક્ષિતરાજા પ્રશ્ન કરે, શુકજી પ્રત્યે ઉચરે;
મન ધરે ઓખાહરણ કથા કહો રે. ૩

### ઢાળ.

કથા કહો મુખ્ય ઓખાહરણની, બાણાસુર સંગ્રામ;
શ્રી કૃષ્ણ સાથે તેણે યુદ્ધ કીધુ, તે કહો મુજને સ્વામ. ૪
શુકજી કહે સુણ પરિક્ષત રાજા, કથા કહુ વિસ્તાર;
બલી રાજાનો પુત્ર મહા બળી, બાણાસુર નિરધાર. ૫
શ્રોણીતપુર કેરો તે રાજા, મહાસુભટ બળવંત;
મહા ઉગ્ર તપ જઇને કીધો, આરાધ્યા ભગવંત. ૬
ઉષ્ણ કાળે તે અગ્નિ જ સાધે, શીત કાળ મધ્ય વાર;
મેઘવૃષ્ટિ તે સહે તન ઉપર, ચાતુર માસ મુઝાર. ૭
મહા ઉગ્ર તપ કીધો બાણે, શંકર હવા પ્રસન્ન;
માગ્ય માગ્ય વર બાણાસુર, પ્રસન્ન થયો તુને મન. ૮
તવ રાય કહે ભુજ સહસ્ર આપીએ, માહરા પુરમાંહાં વાસ;
રક્ષા નિત્ય મુજ પુરની કરવી, જાણીને નીજ દાસ. ૯
પછે તતક્ષણ તે વરદાન આપીયું, મેં કરવી રક્ષાય;
પછે શંભુજી શ્રોણીતપુર વસીયા, આનંદ પામ્યો રાય. ૧૦
જોતાં તેને સહસ્ર ભુજ થયા, વાધ્યું મહાબળ પ્રાણ;
પછે ચાલ્યો દિગ્વિજય કારણ, નૃપ નાઠા સહુ નિર્વાણ. ૧૧
પર્વત ભાંજી ચૂરણ કરે, કર બળ પીડા ન સહેવાય;
પણ યુદ્ધ તણો કર્તા કો ન મળ્યો, આકુળ વ્યાકુળ થાય. ૧૨

### ઉથલો.

આકુળ વ્યાકુળ થાયે રાજા, પછે શંકર સંગે આવીયો;
સ્વામી મુજબળ પીડા વાધી, કહે ચરણે શીશ નામીએ. ૧૩

## કડવું ૨ જું.

રાગ—

બળની પીડા રાયને થાય જી, શંકર ચરણે નામ્યો રાય જી;
હવે સાહે સ્વામી જી, માહારી કરો રે. ૧

ઢાળ.

સાહે કરો સ્વામીજી માહરી, બળ પીડા બહુ થાય;
યુદ્ધ કરવા કોઇ યોદ્ધ મેલાવો, જેથી પીડા જાયે. ૨
પછે ક્રોધ ધરીને શંભુ બોલ્યા, તાહરા બળને ભાંજે;
એહેવો જોદ્ધ જે પ્રકટ થયો છે, જે બળ તાહારૂં ભાંજે. ૩
સ્વામી તે હું કેઇ પેર પામીશ, કેઈ પેરે પ્રાપ્ત થાય;
આ ધ્વજા ભગ્ન થૈ પડે, તે વારે જાણે મળશે રાય. ૪
ત્યારે જુદ્ધનો કરનાર મળશે, એમ બોલ્યા મહાદેવ;
રાજા મન રળીઆત હવો, પછે ઘેર આવ્યો તતખેવ. ૫
તે રાજાને ઘેર પુત્રી પ્રગટી, ઓખા ચતુર સુજાણી;
તે નીતે સેવા કરે શંકરની, મનમાંહાં આનંદ આણી. ૬
એક સમે ઓખા ગઈ, પૂજા કરવા શ્રી ત્રિપુરાર;
તેણે સમે ઉમિયા શંકર, કરે ક્રીડા કામ વિહાર. ૭
તેહ નિરખી ઓખા નીજ મન, અભિલાખ કર્યો ભર્તાર;
મન ઇચ્છા ભર્તાર તણી, થઈ આનંદ અંગ અપાર. ૮
તે કારણ જાણી પાર્વતી, ઓખા તણી મન વાત;
કૃપા કરીને તે ઉપર, પછે વર આપ્યો સાક્ષાત. ૯
વૈશાખ સુદિ દ્વાદશીની, રાત્રે પામીશ તું ભર્તાર;
સ્વપ્ન વિષે તુ પામીશ જેહેને, તે થાશે તુજ ભર્તાર. ૧૦

ઉથલો.

પ્રત્યક્ષ થશે ભર્તાર, એ વર ઉમિયાએ આપ્યો સહી;
આનંદ પામી ઓખા સુણતાં, વાત કોહોને નવ કહી. ૧૧

## કડવું ૩ જું.

રાગ ગોડી.

ઉમિયાનો વર ઓખા લેઈ, આવી નીજ મંદિર માંહાં સહી;
સાથે સખી તણો નહિ પાર, આનંદ પામી બાણકુમાર. ૧
નિશદિન સ્વામીનું ચિંતન કરે, સ્વપ્ન દિવસ તે રુદયે ધરે;
એવે તે દિવસ આવ્યો નિર્ધાર, વિવિધ પેરે કીધા શણગાર. ૨

મધ્ય રાત્ર જવ દારુણ થઈ, સ્વપ્ન વિષે પીયુ પામી સહી;
ક્રીડા કીધી વિવિધ પ્રકાર, મહા સુખ પામી ઓખા નાર. ૩
પ્રદ્યુમ્નનો સુત અનીરુદ્ધ જેહ, સુર શિરોમણિ ભણીએ તેહ;
મુગટ શિશ ને કુંડળ કાન, દિવ્ય વસ્ત્ર કીધાં પરિધાન. ૪
મુક્તાફળનો કંઠે હાર, કટી કીંકંણીનો ઝમકાર;
શોભા સુંદરનો નહિ પાર, મહા સુભટ તે પરમ ઉદાર. ૫
જઇ બેઠો ઓખાની સેજ, કોટી સૂર્ય કેરું જાણે તેજ;
સ્વપ્ન વિષે તેહેસુ ક્રીડા કરી, કુમારવ્રત ભાંગ્યું સુંદરી. ૬
અનિરુદ્ધ કુંવર ઉઠી જાય, સ્વપ્ન વિશે તેનો ભુજ સ્હાય;
એમ કરતાં જાગી સુંદરી, જોતાં માંહ સુદ્ધબુદ્ધ વિસરી. ૭
સ્વપ્નતણો નવ દીઠો કંથ, પામી પ્રેમદા શોક અનંત;
વીહીવલ ચિત્ત અબળાનું થયું, કુમારવ્રત મુજ ભાંગી ગયું. ૮
તે માટે બહુ વ્યાકુળ થઇ, દેહતણી ચૈતન્યતા ગઈ;
સ્વપ્નતણું સુખ સાંભરી ચંત, બાણસુતા થઇ મૂર્છાવંત. ૯
અહો દૈવ તે એ કાં કર્યું, મારે આજ કાંઈ નવ ઉગર્યું;
સ્વપ્નતણું સુખ મ્હારું ગયું, મહા દુઃખ મુજને પ્રગટ થયું. ૧૦

## કડવું ૪ થું.

### રાગ આશાવરી અથવા ગોડી.

સ્વપ્ને પામી ભર્તાર, ઓખા જાગી રે;
દીઠો નહિ તાંહાં કંથ, રોવા લાગી રે. ૧
ગદગદ કંઠે કામિની, આંસુ ઢાળે રે;
ચકીત થઈ ચોહોપાસ, પીયુને નિહાળે રે. ૨
ચિત્રલેખા ચતુરસુજાણ, કૌભાંડ કુમારી રે;
વળી સખી જનનો નહિ પાર, સ્વરૂપ તે સુંદરી રે. ૩
જઈ પૂછે સઘળી નાર, તું કાં દુઃખ આણે રે;
બાઈ બાણાસુર તાત, તે તુજ પરણાવે રે. ૪
તમ્હો બાળક અતિશય કુમારી, શોક નવ ધરવો રે;
મનની કહે મુને વાત, તો ઉદ્યમ કરવો રે. ૫
ઓખા કહે સુણો, મુજને વર પાર્વતી રે;
હું પામી સ્વપ્ને ભર્તાર, ક્રીડા કરતી રે. ૬
માહારું ભાંગ્યું કન્યાવ્રત, જાગી તો ન દેખું રે;
હાવે કયમ મલશે તે કંથ, કહે કયમ પેખું રે. ૭
માહારે પૂર્વ જન્મનું પાપ, મેં અધર્મ કીધા રે;
નવ કીધાં જપ તપ દાન, તે અપયશ લીધા રે. ૮

મેં ફોડી સરોવર પાળ, કે બાળ વછોયાં રે;
કીધો વિવાહ મલતો ભંગ, ને સર્વ સુખ ખોયાં રે. ૯
વળી કુડાં ચઢાવ્યાં આળ, લેઇ રણુ નાખ્યા રે;
કે મેં કુડી પૂરી સાખ, કે સાધુ સંતાપ્યા રે. ૧૦
પરધન કીધું હરણુ, કે થાપણુ રાખી રે;
મુજ દૈવે દીધો દંડ, દુઃખ સાગર નાખી રે. ૧૧
પીયુ પામી સ્વપ્ન મુઝાર, તે લીધો ઉજાલી રે;
વ્રેહે અનળ પ્રગટ્યો અંગ, દેહ પ્રજાળી રે. ૧૨
કો ધૂર્તે ચોર્યું ચિત્ત, તે નિર્ગુણુ નેહી રે;
ફરી પામીશ કવણુ પ્રકાર, કહો વિધિ કેઈ રે. ૧૩
ચિત્રલેખા તું મુજ માત, હું તો દુઃખે ભારી રે;
મુજ મેલવ મારો કંથ, સદા સુખકારી રે. ૧૪

ઉથલો.

સ્વપ્ન વિષે મેળવ મુજ કંથને, સુખકારી તે આવી ગયો;
સખી પીયુડા વિના માહરો, દેહ આજ પરવશ સહી થયો. ૧૫

## કડવું ૫ મું.

### રાગ દેશાખ.

એણી પેરે બોલી ઓખા નાર, ચિત્રલેખા મારા પ્રાણુાધાર:
તુજથી સહી થાશે કાજ, કરો સહાય સખી મારી આજ. ૧
સ્વપ્ન વિષે સુખ પામી ઘણું, તમ આગળ કેઈ પેરે ભણું;
પ્રત્યક્ષ આવી બેઠો સેજ, શ્યામ ગૌર શશી સુંદર તેજ. ૨
મણિ (એ) મુગટ કુંડળ કાન, પિત્ત વસ્ત્ર કીધાં પરિધાન;
મણિ રત્ન મુક્તાફળ માળ, સુદર ચપળ નયણુ વિશાળ. ૩
ભ્રકુટી ભમર તે સુદર ભાળ, મૃગમદ ચંદન તિલક વિશાળ;
અમૃત વદતો વાણી મુખ, સ્વપ્ન વિષે બહુ આવ્યું સુખ. ૪
મનોહર તેજતણો નહિ પાર, જાણે કામતણો અવતાર;
તેહેના રૂપ ગુણુ ન લહું, એક રસના કેઈ પેરે કહું. ૫
તે વર આણી આપો આજ, સખી જન માહારી રાખો લાજ;
નહિતર માહારા જાશે પ્રાણુ, ચિત્રલેખા તવ બોલી વાણુ. ૬
અરે બાઈ તેનું શું જાણે નામ, કોહોનો પુત્ર વસે કોણુ ગામ;
ઉમિયાવર મિથ્યા નવ થાય, જાણ્યા વિના શો કરૂં ઉપાય. ૭
વસમો ગઢ શોણીતપુર ગામ, રક્ષા કરે જેહેની સુંદરશ્યામ;
મહા બળીઓ બાણુાસુર રાય, સૈન્ય તણી સંખ્યા નવ થાય. ૮

આંહાં આવી કીધું જેણે કામ, મહા બળીઓ દીસે સંગ્રામ;
વિસમ વાત કયમ સાધી જાય, તવ ઓખા તેને લાગી પાય. ૯
ગ્રામ નામ તેહનું જાણું નહિ, દીઠે તેહેને ઓળખું સહી;
મેળવ મુને સ્વપ્ન ભર્તાર, ચિત્રલેખા મુજ પ્રાણ ઉગાર. ૧૦
જો નવ મેળવે મારો કંથ, તો સહી આણીશ દેહનો અંત;
એહેવું કહી પછે અબળા રોઈ, આળોટે અવની પર સોઈ. ૧૧
ચિત્રલેખા તવ ચતુરસુજાણ, પછે વિચારી મુખ બોલી વાણ;
કહું ધીરજ રાખ રે માહારી માત, વિચારવા સરખી છે વાત. ૧૨
પછે દિવસ સપ્તની અવધ જ કરી, શોધી કાઢું ઉપાય આચરી;
તાહારે દુઃખે મુજને દુઃખ ઘણું, કરવું કાર્ય સખી તુજતણું. ૧૩
ઉપાય મેં કરવો નિર્ધાર, સકળ ગ્રામ કર્મને અનુસાર;
ઓખા કહે મુજ છે વિશ્વાસ, તુજ વિના નહિ પોંચે મુજ આશ. ૧૪
ચિત્રલેખા તું માહારી માત, અવધ દિવસ તે આવ્યા સાત;
પણ હું માગું છું મૂકી માન, મુજને આપો જીવતદાન. ૧૫

## કડવું ૬ હું.

### રાગ આશાવરી.

કાંઇ ચિત્રલેખા મનમાંહે ચિંતા ધરતી રે;
કરતી રે ઉદ્યમ સખી સુખ કારણે રે. ૧
કાંઈ ઓખા કેરો હરવાને શોક રે;
ત્રિલોક્ય રે વરતું સપ્ત દિવસે સહી રે. ૨

### ઢાળ.

સપ્ત દિવસમાં સર્વ વરતું, સ્વર્ગ મૃત્યુ પાતાળ;
ગણ ગાંધર્વ ને યક્ષ કિન્નર, અસુર સુર ભૂપાલ. ૩
અમરાવતી સર્વે લખી, તેત્રીશ કોટી દેવ;
સુરપતિ સુર પરિવાર સાથે, સકળ રૂપ અવેવ. ૪
પાતાલ કેરા નાગ લખીયા, દશ દિશા દિગપાલ;
અવની તણા મહા સુભટ બળીયા, લખ્યા બહુ ભૂપાલ. ૫
કુટુંબ સહુ પરિવાર સાથે, લખ્યા ત્રણે લોક;
અનેક વિધિ વિચિત્ર રચના, ટાળવા સખી શોક. ૬
તે અવધ દિનમાંહાં વરતી લાવી, પટ વિષે ત્યાંહાં નાર;
પછે ઓખા અર્થે દેખાડ્યો, સખી શોધ તુજ ભર્તાર. ૭
પછે સ્વર્ગના સર્વ દેવ નિરખ્યા, દશે ત્યાંહાં દિગ્પાળ;
પાતાલવાસી સર્વ નિરખ્યા, ભૂમંડળ ભૂપાળ. ૮

મન વિષે જોતાં થાયે વિસ્મે, ચિંતાતુર પછે થાય;
હજી લગે નથી દિસતો, માહારો જીવન જે સુખદાય. ૯
પછે જોતાં જોતાં નગર દીઠું, પશ્ચિમ સાગર તીર;
જાદવતણો પરિવાર પ્રોઢો, જોદ્ધ મહારણધીર. ૧૦
શ્રી કૃષ્ણને નીરખતાં, મનમાંહાં પ્રમોદિત થાય;
એહેવા સરખું રૂપ તેહેનું, મહા મનોહર કાય. ૧૧
પછે આગળ જોતાં દ્રષ્ટ દીઠો, કામનો અવતાર;
પ્રદ્યુમ્ન કેરું સ્વરૂપ જોતાં, લજ્યા પામી નાર. ૧૨
કામ રૂપ પ્રતિબિંબ એહેનું, મનોહર મુજ નાથ;
સહી એહેના કુળમાંહાં, કંથ મારો વિચારે મન સાથ. ૧૩
પછે હર્ખ ધરતાં અતિઘણો, ઉમિયાને લાગી પાય;
આઈ બીરદ પાલે તમાહરું, સખી સફળ ઉદ્યમ થાય. ૧૪
જાદવ તણો પરિવાર જોતાં, દીઠો અનિરુદ્ધ વીર;
તત્ર લજ્યા પામી સુંદરી, મુખ ઉપન્યું ગંભીર. ૧૫

ઉથલો.

સુખ ઉપન્યું ગંભીર શ્યામા, આનંદ પામી મનજી;
સ્વપ્ને ભર્તારને દીઠો, તે શોધી કાઢ્યો તનજી.

## કડવું ૭ મું.

### રાગ વેરાડી.

લાવી પટ જોઈને બાણ કુમાર, શોધી કાઢ્યો નીજ ભર્તાર;
ચિત્રલેખાને લાગી પાય, ધન્ય ધન્ય રે સખી મુજમાય. ૧
માહારા મનનો તસ્કર જેહ, શોધી કાઢ્યો આપ્યો તેહ;
હાવે એ વર આપો આજ, મિત્ર વિના કોણ કરે કાજ. ૨
સખી સર્વ આશ્ચર્ય મન થઈ, અદ્દ્ભુત કર્મ કર્યું તે રહી;
ઓખા કહે સહી માગું માન, મુજને આપો જીવતદાન. ૩
માહારા પ્રાણ ઉગારો સખી, એ વર કારણ હું મહા દુઃખી;
પાર્વતીનો આપ્યો કંથ, સ્વપ્નવિષે માહારું ચોર્યું ચિત્ત. ૪
તુજ પાખે કેમ પ્રત્યક્ષ મળે, માહારો શોક સંતાપ જ ટળે;
સખી મુજને તાહારો વિશ્વાસ, માહારા મનની પૂરો આશ. ૫
નિશ્ચય કારજ તુજથી થાશે, દુઃખ સકળ કેરો ક્ષય થાશે;
સખી કહે બાઈ સાંભળ વાત, એ વર તારો વિશ્વ વિખ્યાત. ૬
ચૌદ ભુવનપતિ શ્રી કૃષ્ણદેવ, સુરનર આદિ કરે જેની સેવ;
જાદવપતિ કહીએ અગ્રણી, વડસસરો વૈકુંઠનો ધણી. ૭

તેહેનો કામ કુંવર અવતાર, જેહેના પરાક્રમનો નહિ પાર;
મહાદેવ સરખા જીતા જતી, જેહેને ઘેર પટ્ટરાણી રતી. ૮
તેહેનો પુત્ર અનિરુદ્ધ વીર, શુર શિરોમણિ મહારણધીર;
સાગર મધ્યે વાસી દ્વારિકા, મુક્તપુરી જે જીવતારિકા. ૯
ચક્ર સુદર્શન રક્ષા કરે, રાત દિવસ પૂર પાછળ ફરે;
ત્યાંહાં જાવા સમર્થ્ય નથી કોય, જદ્યપિ મહાબુદ્ધિવંત હોય. ૧૦
છપ્પન કોટી જાદવનો વાસ, મોટા જોદ્ધ વસે ચોહોપાસ;
બળદેવે બાંધવ શ્રી રણછોડ, જેણે દાનવ માર્યા કોડ. ૧૧
શ્રી કૃષ્ણતણો મોટો પરિવાર, સોલ સહસ્ર એક શત આઠ નાર;
એક લક્ષસહ એંસી કુમાર, પુત્ર પૌત્ર તણો નહિપાર. ૧૨
જેટલી સ્રી પુત્રી તેટલી, વળી વાર્તા કહું કેટલી;
સ્વશૂરપક્ષની સુણતાંવાત, ઓખા મનમાં થઈ રળીઆત. ૧૩
વળી વળી લાગે સખીને પાય, વર લાવો માહારી માય;
મુજ દીન ઉપર કરુણા કરી, મારી સહાય કરો સુંદરી. ૧૪
ઉમિયાનો વર આપ્યો એહ, તેસું મુજને લાગ્યો સ્નેહ;
દયા ધરી દીયો જીવતદાન, વળી વળી માગું એહજ માન. ૧૫

## કડવું ૮ મું.

### રાગ રામગ્રી.

ઓખા સખીને લાગી પાયજી, આજ તે માહારી કરવી સહાયજી;
નિશ્ચય કારજ તુજથી થાયજી, ઉપાય કરવો ત્યાંહાં તે માયજી. ૧

### ઢાળ.

માત માહારી ચિત્રલેખા, કરો ઉદ્યમ આજ વિશ્વાસ;
સહી મુને તારજે તું, કરીશ સહી મુજ કાજ. ૨
ચિત્રલેખા મનમાંહાં વિમાસે, ઉમિયાતણું વરદાન;
તે સહી નિશ્ચય સફળ થાશે, સત્ય કરી તું માન. ૩
જોવા લાગી સખી વિનય કરતી, વદે મુખથી આશીશ;
રક્ષા કરજો કૃષ્ણજી વળી, ઉમિયાપતિ ઈશ. ૪
કુશળે કારજ કરી વહેલી, આવજે તું માય;
આજ્ઞા લેઇને ઉતપની, આકાશ માર્ગ પલાય. ૫
ત્રિજે મૂહુર્તે આવી સહી, ગોમતી કેરી તીર;
મન વિચારે કેમ જાઇશ પુરમાંહાં, રાખ્યું નીજ મન ધીર. ૬
તેણે સમે સંગમ ગોમતી, સંધ્યા કરે નારદ દેવ;
જેહને સુરનર મુનિજન સર્વ, સેવે વિષ્ણુ વલ્લભએવ. ૭

અઘમર્ષણ સખી નાશિકા ગ્રહી, ધરી બેઠા ધ્યાન;
તેણે સમે આવી ચિત્રલેખા, નિજ રુખિતણે સાનિધ્ય ધ્યાન. ૮
સંધ્યા અંતે વિનતિ કરું, જો પ્રસન્ન મુજને થાય;
પછે સ્મર્ણ કીધું કૃષ્ણનું, સ્વામી થાઓ માહારી સ્હાય. ૯
હરિ હરિ નીજ મુખ ઊચરે, કરી સંપુટ પાણ;
તવટાંણે સંધ્યા કરીને, રુષિ વદે વળતા વાણ. ૧૦
તું કવણ નારી કાંહાં જાઇશ, કાંહાંથકી આવી આજ;
ગોમતી તીરે કરે ચિંતા, કશું તાહારે કાજ. ૧૧
પ્રસન્ન થઈ ઋખિ પૂછીયું, આનંદ પામી નાર;
કરજોડીને કરે વિનતિ, પ્રેમે કરે નમસ્કાર. ૧૨
સ્વામી બાણાસુરની ઓખા તનયા, રૂપ સુંદર સાર;
તેહેને ઉમિયા કેરો વર હવો, સ્વપ્ને આપ્યો ભર્તાર, ૧૩
સ્વપ્ન માંહાં રંગે રમી ગયો, તેણે હવી વ્યાકુલ નાર;
ચૌદ ભુવન વળતી દેખાડ્યું, પતિ ઓળખ્યો તેણી વાર. ૧૪
શ્રી કૃષ્ણ સુત જે પ્રદ્યુમ્ન, તેહતણો અનિરુદ્ધ તંન;
ચિત્ત વિત્ત તેણે હરી લીધું, કર્યું વીહીવલ મંન. ૧૫
તે કારણથી આવી અહિ હું, લેવા અનિરુદ્ધ વીર;
પૂર સુદર્શન રક્ષા કરે, મહા શૂર જાદવ ધીર. ૧૬
જો સહાય કરો ઋષિ માંહારું, તો નગરમાં મ્હેં જવાય;
જેમ ઓખાને અનિરુદ્ધ મલે, જે કહો શીઘ્રે ઉપાય. ૧૭

### ઉથલો.

મુજને કહો ઉપાય ઋષિજી, ચિત્રલેખાએ વિનતિ કરી;
જેણી પેરે પામું અનિરુદ્ધ તે, વિધિ કહો કરુણા કરી.

## કડવું ૯ મું.

### રાગ રામગ્રી.

ઋષિજી માહારી કીજે સહાયજી, જેણી પેરે દ્વારકા માંહે જવાયજી;
ચક્ર સુદર્શન કરે રક્ષાયજી, સહાય વિના ત્યાં શિર છેદાયજી. ૧

### ઢાળ.

છેદાય શિર સહાય પાખે, મજથી નગર નવ પેસાય;
જો તહમે મુજને કરુણા કરો, તો સફળ કાર્ય થાય. ૨
ઋષિ કહે તુંને ભય નહિ, મેં વર આપ્યો સહી એહ;
તામસી વિદ્યા સમર્પી, મોહની મંત્ર જ જેહ. ૩

જાતાં વળતાં ન દેખેકા, જા કરી નિશ્ચય આજ;
વળી વિઘ્ન રહીત માર્ગો હજો, સહી સફળ થાશે કાજ. ૪
પણ યુદ્ધ સમે મુજને સંભારે સહી, જોવા પ્રેમ અપાર;
એહેવાં વચન ઋષિનાં સાંભળીને, વદે વળતી નાર. ૫
મુને મારગે મળતાં કૃષ્ણજી, આવતાં જાતાં વાટ;
એ વિદ્યા તેહેને શું કરે, મુને એહજ ભય તે માટ. ૬
પછે શીઘ્રે આવી દ્વારીકાં, જાંહાં કૃષ્ણતણો અવાસ;
તેહતણી શોભા પરમ સુંદર, સૂર્ય કોટી પ્રકાસ. ૭
કદાચિત ઇજાય ઉપજે, તો કરવી માહારી સહાય;
નારદ કહે તુંને જાતાં વળતાં, કશું વિઘન નવ થાય. ૮
એહેવું વચન ઋષિનું શીર ધરીને, સંચરી વેગે ત્યાંહાય;
અંત્રીક્ષ માર્ગે ઉતપતી, ઋષિ સહાયથી તેણી વાર. ૯
તે જોતાં ત્રિભોવન તુલ્ય નાવે, ચકીત ચતુરા થાય;
હરિ હરિ જપતી ઋષિ સ્મરે, પછે ભુવન મધ્યે જાય. ૧૦
પ્રદ્યુમ્ન કેરા ભુવન પાસે, ભુવન અનિરુદ્ધ હોય;
તેહતણી શોભા નિરખતાં, આનંદ પામી સોય. ૧૧
હિમ વેદી સ્થંભ કાંચન, મરકત મણિ ઝાતકાર;
તોરણ મણિ મુક્તાતણાં, જેહની શોભાનો નહિ પાર. ૧૨
શ્યામ સુદર ચપળ લોચન, ભ્રકુટી સુંદર ભાલ,
આજાન ભુજ ને મુગટ મસ્તક, કુંડળ બેહુ રસાળ. ૧૩
કટીમેખલા રવી કોટી ઝળકે, ઝળકે કંઠે મુકતા માળ;
તેહેને દિવ્ય અંબર પહેરણ, હરિચંદન તીલક વિશાળ. ૧૪
નીજ ભુવન માંહાં ફેરાફરે, થીર નથી તેહનું મંન;
નીજ ભુવન ઉપર રહી, અત્રિક્ષ નીહાળે તતક્ષણ. ૧૫
ચિત્ત સ્થિર નહિ મનને વિચારે, નીજ સ્વપ્ન કેરી વાત;
તેહેને ખાનપાન ને ગાન સુંદર, ન ભાવે વળી વાત. ૧૬
ઉપાય કરે નીજ પણ, ન માને તેહેનું મંન;
ચિત્ત હર્યું તેહેનું ચંતની, તેણે વ્યાપીગો વ્રહે તંન. ૧૭
તવ ચિત્રલેખા મન વિચારે, મુજ સખી ગત્ય સહુ વીર;
પણ બોલાવી જોઉં એહને, એ જોદ્ધ મહારણધીર. ૧૮

## ઉથલો.

શૂર શિરોમણિ ધીર રે, તેહેને બોલાવું પ્રેમે કરી;
કારણ સઘળું પ્રીછું એહેનું, નીજ ચિત્ત માંહાં ધરી. ૧૯

## કડવું ૧૦ મું.

### રાગ આંદોલ ગોડી.

સ્વામી એ ચિત્રલેખા એણી પેરે બોલે, તોલે રે કોએ નહિ તુજ તણે રે. ૧
સ્વામી એ સુભટ શિરોમણિ વીર એ, ધીરરે તુજ વિના કો નહિ રે. ૨

### ઢાળ.

નહિ વીર કોયે તુજ વિના, તું સુભટ ચતુરસુજાણ;
કહે કુશળ છે તું કામકુંવર, તુંને હોયે કલ્યાણ. ૩
તુંને લેવા હું આવી સહી, એમ વદે અંત્રિક્ષ વાણ;
તે સુભટ શ્રવણે સાંભળી, વિસ્મે થયો નિર્વાણ. ૪
તેહેને સમીપ સ્ત્રી સર્વ મોહી રહી, કહોને નહિ દેહ સાન;
ચિત્રલેખાએ સહુ ચિત્ત કરી, પછે બોલાવ્યો બળવાન. ૫
તવ કામકુંવર વદે વાણી, કવણ છાં તું નાર;
કાંહાં થકી આવી કાર્ય શું છે, કવણ તાહારો ઠાર. ૬
નીજ કહે કારણ કામિની, નીજ તાહારા મનની વાત;
આણે સમે એવડું કાર્ય શું છે, કેમ આવી અર્ધરાત્ય. ૭
વૃત્તાંત કહું સ્વામી સુણો, તહમો છો ચતુર સુજાણ;
ઓખા કારણે લેવા આવી, સત્ય વાયક જાણ. ૮
તેહેને સ્વપ્નમાંહે તુ વરી ગયો, સહી ઉમિયાનું વરદાન;
તેં ઓખાનું ચિત્ત હરી લીધુ, નથી તેહેને સાન. ૯
તાહારે વ્રહે વ્યાકુલી સહી, હવે તજશે પ્રાણ;
એહેવું અનિરુદ્ધ સાંભળીને, વદે મુખથી વાણ. ૧૦
હવે કુશળ છે કહો ઓખા નારી, મહા ચતુરસુજાણ;
પછે ચિત્રલેખા એમ વદે, તેહેનેય છે કુશળ કલ્યાણ, ૧૧
તેહેના કુશળ કેરો કહું મહિમા, સુણો માહારી વાત;
પ્રહલાદ દાનવ પરાક્રમી, વિષ્ણુ ભક્ત જે વિખ્યાત. ૧૨
તેહતણો સુત વિરોચન, તેહનો બળી સત્યવંત;
તેણે કાર્ય કીધાં અપરના, તે રાય મહા બળવંત. ૧૩
વિષ્ણુ ભક્ત માંહે શિરોમણિ, જેણે કર્યો મોટો જાગ;
વામન રૂપે જાચી વિષ્ણુએ, મેદની ત્રણ પાગ. ૧૪
પછે દ્વારપાળ થઈ રહ્યા, હરિ ભૂતલ આદિ રાજ;
બાણાસુર સુત તેહ તણો, મહા સુભટ તે સહી આજ. ૧૫
મહાદેવ પ્રસન્ન હવા તદા, ભુજ સહસ્ર આપ્યા જાણ;
રક્ષા અર્થે રહ્યા પુરમાં, પાર્વતી પતિ નિદાન. ૧૬

તેહ તણી તનયા ઓખા નારી, તેહનો વિહીવલ દેહ;
તુજ વિના તે ક્ષણુ ન જીવે, તેહને સબળ વાધ્યો સ્નેહ. ૧૭
શુ જાણીએ તાંહાં શું થશે, સ્વામી હું તો આવી યાહે;
ચતુર છો તહમો શીઘ્રે થાઓ, હેલાં લેઈ જાઉં ત્યાંહે. ૧૮
કુશળ કારણુ કોણુ પૂછે, તુંને શીઘ્રે થા તું નાર;
મુને ઓખા મેલવ વેહે સબળ, સહી જશે મહારા પ્રાણુ. ૧૯
સ્નેહતણું પરાક્રમ છે સબળુ, ક્ષણું વાર સાંસો થાય;
ચિત્રલેખા અનિરુદ્ધને લેઇ, આકાશ માર્ગે પલાય. ૨૦
પાછલી રાત્રિ તણે સમે, આવી રહી ઘરમાહે;
ઓખાને મંદિર જઇ રહી, અનિરુદ્ધ સંગાતે ત્યાંહે. ૨૧

## ઉથલો.

અનિરુદ્ધ સાથે ચિત્રલેખા આવી, મનમાંહાં આનંદ થાયજી,
તનનો તાપ ટળ્યો ઓખાનો, મનમાં હર્ખ ન માયજી. ૨૨

## કડવું ૧૧ મું

### રાગ કલ્યાણ.

ચતુર ચિત્રલેખા સહી, અનિરુદ્ધને રે લાવી નીજ નાર;
ભુવન વિખે પધરાવીયા, ઓખાનો રે પ્રાણુ આધાર. ચતુર૦
નિરખતાં આનંદ ઉપને, તેહને હૈડે રે હર્ખ ન માય;
જોઇ જોઇ વદન પીયુ તણું, તેહેના મનમાંહાંરે આનંદ ના માય. ચતુર૦
ચિત્રલેખાને સખી વિનવે, તુ ધન્ય ધન્ય રે માહારી માત;
પ્રાણુદાતા મહારી પ્રેમદા, ત્રિભોવન માંહે તું થઈ વિખ્યાત. ચતુર૦
પ્રીત પૂર્ણુ તાહારી મેં લહી, તું ધન્ય ધન્ય રે કર્યો સફલ અવતાર;
તન મન ધન કરું વારણે, તેં કીધો રે મોટો ઉપકાર. ચતુર૦
તુને ઓસીંકળ થાઉં કયમ કરી, તાહારા ગુણુનો પાર ન થાય;
નિશદિન તુજ ગુણુ ગાઇશું, એમ જાણી રે મન આનંદ થાય. ચતુર૦
તેં સખી ધર્મ રાખ્યો સહી, આહ લોક રે કીધું શુભ કામ;
ટાળ્યો તાપ માહારા મન તણો, મુજ મેળવ્યોરે સ્વપ્ન કેરો સ્વામ. ચતુર૦
હાવે કાર્ય સીધ્યાં સખી મહારાં, તેં આપ્યું રે મુને જીવતદાન;
પ્રાણુવલ્લભ માહારો નાથજી, લેઈ આવી રે મુજ સાન્નિધાન. ચતુર૦
એક જીહ્વાએ ગુણુ શા કહું, જે કહેતાં રે નાવે પાર;
હાવે હું સહી દાસી તાહરી, વણુ મૂલ્યની રે તુ પ્રાણુદાતાર. ચતુર૦
એમ વિનય કરીબહુ વિનવે, કરજોડી રે સખી લાગે પાય;
પ્રાણુ રાખ્યા તેં માહરા, ઓસંકલ રે તુજને ન થવાય. ચતુર૦

એમ વિનય કરે સખી અતિ ઘણા, તેહેના મનમાં હર્ખ ન માય;
હવે અનિરુદ્ધની સ્વાગત કરે, હું તેહનો રે તુંને કહું ઉપાય. ચતુર૦

## કડવું ૧૨ મું.

### રાગ આલવ ગોડી.

નીજ મંદિર અનિરુદ્ધ આણી, કરે સ્વાગતિ ઓખારાણી;
તમ્હો આવ્યા મોટે પંથ, શ્રમ પામ્યા મ્હારા કંથ. ૧
કૃષ્ણાગરે મર્દન કીધાં, સ્વામીને બહુ સુખ દીધાં;
ઉષ્ણોદકે સ્નાન કરાવે, નીજ નાથને તે નવરાવે. ૨
તન મર્જન કરતાં અંગ, આપ્યાં વસ્ત્ર બહુ નવ રંગ;
છે ભૂષણ અંગ ધરાવે, તેહેની શોભા સુંદર ભાવે. ૩
પછે સ્મરણ કર્યું જગદીશ, મણિ મુગટ મનોહર શિશ;
મકરાકૃતિ કુંડળ કાન, ઝળકે રવિ કોટી સમાન. ૪
શશી કોટી તપે તેહેને ભાલ, કીધુ મૃગમદ તીલક વિશાળ;
મણિ મુક્તાફળનો હાર, લઈ કંઠે આરોપ્યો નાર. ૫
મનડુ મોહે જોઇ તેહને, ભૂષણ શોભે તન તેહને;
ભુજ અંગદ પેહેરાવે સોય, મણિ પોહોચી કર શોભિત હોય. ૬
કરમુદ્રિકા બહૂ ભાત, નવ ગ્રહ મધ્યે સાક્ષાત;
કટી કિંકણી રત્ન જડાવ, મણિ માણેક રત્ન પ્રભાવ. ૭
સહુ આભ્રણ અંગ ધરાવી, સખી દર્પણ વેગે લાવી;
તેહેમાં વદન દેખાડે નિહાળી, રહી આગળ ઉભી બાળી. ૮
સેવાએ સંતોષ્યા સ્વામી, પ્રેમદા મન આનંદ પામી;
પછે ગાંધ્રવ વિવાહ કરીયો, ઓખાએ અનિરુદ્ધ વરીયો. ૯
મણિને લેઇ અગ્નિ થાપ્યો, તે સાન્નિધ્ય લેઈ કર આપ્યો;
સખી જન સહુ મંગળ ગાય, મહિલા મન મોદ ન માય. ૧૦
વેદોકતિ વિવાહ કીધો, ચિત્રલેખાએ જશ લીધો;
પછે કરતાં કામ વિહાર, કરે ક્રીડા વિવિધ પ્રકાર. ૧૧
નર નારી વાધ્યો સ્નેહ, કહેતાં ગુણ નાવે છેહ;
ભક્ષ ભોજન સેવા સૂખ, જાયે દર્શન દુષ્કૃત દુઃખ. ૧૨
બોલે મધુર વચન મનુહારી, વદે લીલા આનંદકારી;
નિત્ય નવલ નવલ વિહાર, કરે ક્રીડા પ્રેમ અપાર. ૧૩
રહે કંથ તણે કંઠ લાગી, ક્ષણ રહે નહિ અબળા અળગી;
રંક હાથે ચડયું રે રત્ન, તેમ કરતી બહુ જત્ન. ૧૪
દિન વીત્યા બહુ તતકાળ, પછે જાણ્યું છે રાજપાલ.

## કડવું ૧૩ મું.

### રાગ સામેરી.

હવે નિશાચર નર જે રખવાળ, જોઇને વિચારે મન વાત;
તન કાન્તિ ઓખાની ફરી, એ શો ધટે ઉત્પાત. ૧
એહેના મનમાંહાં હર્ખ બહુ, પુરુષનો પામી સંગ;
અવેવ અંગ તણા ફરયા સહી, ઉદય થયો મુખ રંગ. ૨
રાજા પ્રત્યે જઈ જાણ કરીએ, વિપરીત ગતિ કહેવાય;
જો જાણશે તો આપણો, સહી અંત કરશે રાય. ૩
એહેવું વિચારી રખવાળ તે, આવીયા રાયની પાસ;
એકાન્ત સ્વામી વિનતી, તે કહેશું સત્ય પ્રકાશ. ૪
સ્વામી તમો ગુણવત છો, વળી વિશ્વમાંહાં વિખ્યાત;
સેવક થકી અમો કયમ કહું, માટે વિચારો વાત. ૫
તમો સમોવડ નહિ પરાક્રમી, મહા સુભટ બળીયો વીર;
તાહારે સહસ્ત્ર ભુજ શોહામણા, બળવંત મોટા ધીર. ૬
મન ગમે તે કીજીએ સ્વામી, કહીએ સાચું આજ;
પણ રખે અમપર રીસ કરતા, ક્ષમા કરો મહારાજ. ૭
વિપરીત વાત વિચારતાં, નીજ સંદેહ પ્રગટે મન;
પણ ઓખાના મંદિર વિખે, કાંઇ કારણ છે ઉત્પન્ન. ૮
નિજ કાન્તિ ફરી તેહના દેહની, જૂઓ કરી મન વિચાર;
બાળ અવસ્થા પ્રથમી, તે નથી લેશ લગાર. ૯
તમ મોટા કુળને ખોડ લાગી, અસંભવ થઈ વાત:
કયાંહાં થકી તે પુરુષ આવ્યો, થયો મહા ઉત્પાત. ૧૦
તેહેને કોણ જાતાં નિવારે, નિત્ય આવે ને નિત્ય જાય;
કો મહા બળીએ હામ કીધી, અન્યથી નવ થાય. ૧૧
રખવાળનાં વાયક સુણી, વિસ્મય થયો ભૂપાળ;
પગથકી તે મસ્તક વિખે, તેહેને અગ્નિ ઉઠી જવાળ. ૧૨
દિગમૂઢ રાય થઇ રહ્યો, સાંભળ્યાં વાયક વીર;
વ્યાકુળ હવો મન વિચારે, સુધ નહિ રાય શરીર. ૧૩

### ઉથલો.

સુધ નથી રાય શરીર, વળતો વિચારે બળવંત;
અરે દૈવ તેં એ શું કીધું, એમ કરતો સોચ્યાં ચંત. ૧૪

## કડવું ૧૪ મું.
### રાગ સામેરી.

રાય આરત કરતો ચંત, મન માંહે લાગી ખંત;
મન વિગ્રહ ઘણું તે થાય, પુત્રીને મંદીરીયે જાય. ૧
નિશ ચર્ચા જોઈ વીર, સુધ નવ રહી રાય શરીર;
દેખી મહા સુંદર રૂપ, જાણે ત્રિભોવન કેરો ભૂપ. ૨
સારે પાસે રમે નરનારી, કરે લીલા આનંદકારી;
મહા બળીઓ વિર પ્રકાશ, વાયુ વીંજન હોયે ચોહોપાસ. ૩
અંબુજવત નયન વિશાળ, મણિ મુક્તા કંઠે માળ;
શિર મુગટ ને કુંડળ કાન, અલકાવળી શોભાયમાન. ૪
કટીરસના મણિ ઝાટકાર, તેહેની શોભાનો નહિ પાર;
જોઈ રાજા વિસ્મય થાય, માહારા પુરમાં કયમ પેસાય. ૫
તાંહાં રક્ષા કરે ઉમિયા કંથ, તાંહાં કયમ આવ્યો બળવંત;
અવર ગણુ દેવ દિગપાળ, પ્રવેશ કર્યો કયમ બાળ. ૬
આવ્યો માહરા નગર મુઝાર, કો બળીઓ મહા રણધાર;
સુરપતિ અથવા કામ, તે વિણુ કો ન કરે હામ. ૭
એ બળીઓ મહા બળવંત, એહેનાં પરાક્રમનો નહિ અંત.
એહેવું રાયે વિચારી ચંત, અતિ ક્રોધે કરડે દંત. ૮
સાથે સૈન્ય તણો નહિ પાર, યુધ સામગ્રી ઝુઝાર;
તેહેને આજ્ઞા આપી રાય, પોતાને મંદિર જાય. ૯
હવે જોદ્ધ કરે સંગ્રામ, તત્ર શીઘ્રે થયો સુત કામ;
ગ્રહી પરિઘને ધાયો વીર, પ્રાજે કીધા સહુ ધીર. ૧૦
એહેવું જાણીને ભૂપાલ, રાયને તન પ્રગટી જવાળ;
સંગ તેડ્યા બહુ ઝુઝાર, તેહેના પરાક્રમનો નહિ પાર. ૧૧
ચતુરંગણી સેન્યા જેહ, સજ કીધી બળીએ તેહ;
શિર પાખર ટોપ સન્નાહે, ગજ રથની ગણુના નવ થાયે. ૧૨
ગજ હય રથનો નહિ પાર, મહા બળીયા સુભટ અપાર;
બત્રીશે આયુધ અંગ, સજી સૈન્યા થઇ ચતુરંગ. ૧૩

## કડવું ૧૫ મું.
### રાગ પરજીયો.

ઓખા સૈન્યને રે, દેખી ધરે મનમાંહાં ત્રાસરે;
ચતુરંગી સેન્યા બહુ, તે આવી મંદિર પાસ રે. ઓખા૦ ૧
આયુધ સંભાળે મહા બળીયા, તેહેનાં ઉઘાડાં નહિ અંગ રે;
હય રથ પાપી પેખે બહુ, મદ ઝરિત માતંગ રે. ઓખા૦ ૨

નીજ કાયા કંપે કામિની, નયણે વહે જળ ધાર રે;
હવે શી પેર થાશે શ્રી હરી, આક્રંદ માંડ્યું અપાર રે. ઓખા૦ ૩
મતિ કોણ પ્રગટી પિતા તુજને, મૂર્ખ માહારી માત રે;
સગાં સબંધી અંધ થયાં તે, ન પ્રીછે કાંઈ વાત રે. ઓખા૦ ૪
નિર્થક મુજને દુઃખ દીધું, નવ વિચાર્યું મન સાથ રે;
મુને ઉમિયાએ વર આપીયો, પામ્યો અવિચળ નાથ રે. ઓખા૦ ૫
વણ પ્રીછે વિપ્રીત કીધુ, મહાપાપી માહરો તાત રે;
સમજ્યા પાખે સૈન્ય પ્રેર્યું, કરવાને ઉત્પાત રે. ઓખા૦ ૬
ગાંધ્રવવિવાહએ વરયો છે, જે આપ્યો ઉમિયા કંથ રે;
તે મૂરખ રાય દેખી ન શકયો, કોપીયો બલવંત રે. ઓખા૦ ૭
માતા માહારી હિનમતિ, તેહેને ન સુઝે વાત રે;
વૈરણ થઇને વેર પોખ્યું, કાંઈ ન સમજ્યો મારો તાત રે. ઓખા૦ ૮
મે ધર્મ રાખ્યો કુળતણો, નથી અધર્મ કીધો એહ રે;
કોણ પિતાને કહે પ્રીછવી, મન લહે કારણ તેહ રે. ઓખા૦ ૯
એક ખોડ લાગી મંત્રી પાખે, પ્રેર્યું સૈન્ય અનંત રે;
પિતા પાપી પીડ ન લહે, દુષ્ટ કીધુ ચંત રે. ઓખા૦ ૧૦
હાવે સાર માહારી કરો ઉમિયા, શંકર લાગું પાય રે;
શ્રી કૃષ્ણને કરું વિનતિ, પ્રભુ કરો માહારી સહાય રે. ઓખા૦ ૧૧
વીરહીણી વિનીતા વલવલે, હવે શી થશે મુજ પેર આજ રે;
તેહેને નેત્રથી જળધાર ચાલે, સ્મર્ણ કરે મહારાજ રે. ઓખા૦ ૧૨
સુકૃત માહારું કાંહાં ગયું, પૂર્વનાં પ્રકટ્યાં પાપ રે;
વિઘ્ન પ્રકટ્યું આજ માહારે, પામી મન સંતાપ રે. ઓખા૦ ૧૩
હુ દાનવ કુળમાં પ્રકટ થઇ, પ્રભુને નહિ માહરી દાઝ રે;
પણ પુત્ર પ્રદ્યુમન્યુ તમારો, તેહ તણી કરજો સહાય રે. ઓખા૦ ૧૪
અનિરુદ્ધ કહે રે સુદરી, કાં પામે મન સંતાપ રે;
એ સૈન્યનો શો આશરો, જે મોકલ્યું તુજ બાપ રે. ઓખા૦ ૧૫
આયુધ વિના છો તમ્હો સ્વામી, સૈન્ય અસ્ત્ર અનંત રે;
તમને વઢવાડ કરવા નહિ દેઉ, સુકોમળ મુજ કંથ રે. ઓખા૦ ૧૬
કાં કાયર થા તું કામિની, ધર ધીરજ ઓખા નાર રે;
આ પરિઘ છે જે લોહતણી, તેણે કરું રણ સંહાર રે. ઓખા૦ ૧૭
સ્વામી તમ્હો નીજ એકલા, ને દુષ્ટ સૈન્ય અપાર રે;
કઈ પેર વઢશો કંથ માહરા, લઘુવય તું ભર્તાર રે. ઓખા૦ ૧૮
અમ મસ્તકે છે કૃષ્ણજી, ગાંજ્યો ન જાઉં નાર રે;
જે તુજ પિતાએ મોકલ્યા, તે માહારે મન સહુ ચાર રે. ઓખા૦ ૧૯

એમ રોતી દેખી કામિનીને, ધીરજ દેતો ધીર રે;
પછે પરિઘ લેઇને નિસર્યો, જે સુભટ શિરોમણિ વીર રે. આખા૦ ૨

## કડવું ૧૬ મું.
### રાગ ગોડી.

હવે આખાતણે મન દુઃખ અનંત, સહાય કરો માહરી શ્રી ભગવંત;
ધીરજ દેઇને અનિરુદ્ધ વીર, ભોગલ ગ્રહી ચાલ્યો રણુ ધીર. ૧
જેમ વનમાંહે સિંહ પરવરે, ત્યમ અનિરુદ્ધ વઢવા સાચરે;
કર ઝાલી ભોગળ હથિયાર, મંદિર થકી ચાલ્યો બહાર. ૨
દેખી સિંહ ગજ યુથ જેમ પળે, ત્યમ સૈન્ય સાહામુ ખલભલે;
પછે જઇ ભોગલનો કીધો માર, સૈન્યતણો વાળ્યો સંહાર. ૩
યોદ્ધાએ યુદ્ધ કીધુ ઘણું, અતિપરાક્રમ સહી અનિરુદ્ધતણું;
ચતુરંગણી સૈન્યા જે બહુ. મારી હાર મનાવ્યું સહુ. ૪
પછે શેષ રહ્યા તે નાશી ગયા, રાયતણે પાસે આવીયા;
અહો રાય શું કહીએ ઘણું, સકળ સૈન્ય માર્યું આપણું. ૫
બાળક છે પણુ બળીઓ સહી, સકળ સૈન્ય તેણે માર્યું તહી;
એહેવું સુણી રાય પામ્યો ક્રોધ, મહા બળીયા સહુ તેડ્યા જોદ્ધ. ૬
ભૂપતણે મન સબળી રીસ, પાઠવીયા યોદ્ધા લક્ષ ત્રીશ;
ચતુરંગણી સૈન્યા લેઈ, યુદ્ધ કરવા સહુ આવ્યા સઈ. ૭
મહાબળીયા જે કહાવે વીર, શૂર શિરોમણી જે છે ધીર;
તે આવ્યા તેહને કરતા માર, બાણુ ગદા ફરશીના પ્રહાર. -
આખા મંદિર ઘેર્યું જઈ, સાવધાન સુભટ સ્વસ્થ થઈ;
પરિઘ ગ્રહીને અનિરુદ્ધ રાય, જોદ્ધ ઉપર કીધો ઘાય. ૯
મહાસંગ્રામ સુભટ સહુ કરે, વઢતા પાછા નવ ઓસરે;
અનિરુદ્ધ સુભટ મહા બળવત, સુભટ સહુનો આણ્યો અંત. ૧૦
જેહેને ભોગલ મારે શિશ, તજે પ્રાણુ મુખ પાડે ચીસ;
મારી સૈન્ય સહારજ કર્યું, નાહાડું શેષ રહ્યું ઉગર્યું. ૧૧
આવી નૃપને પાસે રહ્યા, સમાચાર તે સઘળા કહ્યા;
નહાનકડો પણુ મહા બળવંત, સૈન્ય સર્વનો આણ્યો અંત. ૧૨
રાયતણે મન ચિંતા થાય, હવે કરવો મેં કવણુ ઉપાય;
એ બાળકનુ પરાક્રમ બહૂ, સૈન્ય માત્ર સંહાર્યું સહૂ. ૧૩
રાજાએ મન કરી વિચાર, પડો ફેરવ્યો નગર મુઝાર;
સૈન્ય સકળ તેડ્યું તેણીવાર, મહા બળીયા જોદ્ધ તે સાર. ૧૪
પચ શબ્દ વાજે રણુ તૂર, સુભટ સકળ સંગ ચઢીયા શૂર;
સૈન્યાએ ટોપ ધર્યા સર્વ અંગ, મદ ઝરતા શોભે માતગ. ૧૫

ગજરથ હય પાલા નહીં પાર, આયુધ છત્રીશે અંગ સાર;
ખુરી રેણુએ છાંહ્યો ભાણુ, ભેર મ્રદંગ વાજે નિશાણુ. ૧૬
સલકયો શેષ ને ધ્રુજી ધરા, પદ ઘા પ્રથવી વાજે ખૂરા;
એહેવે આવ્યું સૈન્ય (અસંખ્ય) અપાર, તવ દુઃખ પામી ઓખા નાર. ૧૭

## કડવું ૧૭ સું.

### રાગ દેશાખ.

દલ જોઈ આવતુ રે, ઓખા અતિ ચિંતાતુર થાય;
દલ સંખ્યા લેઈ રે, આવ્યો પાપી પોતે રાય. ૧
ઉમિયા વિનવું રે, તાહારો વર નવ મિથ્યા થાય;
દુઃખસાગર પડી રે, માહારી શિઘ્રે કરો પ્રભુ સહાય. ૨
દલ આવ્યું બહુ રે, સગે અસ્રતણો નહિ પાર;
અનિરુદ્ધ એકલો રે, માહારો સુંદર જે ભર્તાર. ૩
કોમળ કંથજી રે, આયુધ વિણુ છો આપો આપ;
હવે હું શું કરું રે, પાપી કોપ્યો માહરો બાપ. ૪
વદન નીહાળતી રે, માહરો કંથ સકોમળ અંગ;
દુષ્ટે શું કર્યું રે, રંગ વિષે સહી કીધો ભંગ. ૫
વાક કશો કર્યો રે, જે હું પામી બહુ સંતાપ;
આ જન્મે નહી રે, માહારે પૂર્વતણું કો પાપ. ૬
અનિરુદ્ધ બોલીયો રે, શ્યામા ટાળો મનથી શોક;
જુદ્ધ એહેવુ કરું રે, જયમ સહી જુએ સઘળા લોક. ૭
સહાય કરશે સહી રે, સમરથ સ્વામી જાદવરાય;
જુદ્ધે જીતશું રે, મુજને નથી એહેની ભ્રમણાય. ૮
દલ તૂજ તાતનું રે, જેમ કાંઈ અજાપયોધર કંઠ;
દુઃખ તજ સુંદરી રે, છોડી મેહેલ મનરથકી ગંઠ. ૯
અર્કતુલ જ્યમ મલે રે, નાંહાંનો અગ્નિતણો અગાર;
ગગન વાદલ ઘટા રે, ઉડાડી નાંખે મારુત સાર. ૧૦
તીમીર ન રહી શકે રે જ્યારે પ્રગટ હોય જેમ સૂર્ય;
તો ચિંતા કશી રે, ભય પામે કો ભામની ભૂર. ૧૧
આનંદભેર વળો રે, મંદિરમાં જાઓ ઓખા નાર;
ભોગલ ગ્રહી તદા રે, ધીરજ રાખી વિવિધ પ્રકાર. ૧૨
શોક સમે નહીં રે, અબલા ચિંતાતુર થાય;
પર પેર પ્રીછવે રે, બળીયો અનિરુદ્ધ રાયા (?) રાય. ૧૩
પરિઘ લેઈ નિસર્યો રે, કોઇ એક દીસે કૃતાન્તકાળ;
નિર્ભય ભય નહી રે, આવી ઉભો જાંહાં ભૂપાલ. ૧૪

## ઉથલો.

ભૂપાલ છે તાંહાં રહ્યો આવી, ભય કોહેનો નહી;
ભોગલ લેઇને વીર ઉભો, સ્મરે શ્રી હરિને સહી.

## કડવું ૧૮ મું.

### રાગ સામેરી.

દલ માંહાંદલ આવ્યું અપાર રે, મહાબળીયા જોદ્ધ ગુઝાર રે;
રાજા સંગ સકળ પ્રધાન રે, તેહેને બળનાં નાવે માન રે. ૧
ભડ અનિરુદ્ધ ભોગલ પાણુ રે, લેઈ ઉભોય બળ સુજાણુ રે;
તવ ચિત્રલેખાએ સંભાર્યું રે, ઋષિનારદવચન વિચાર્યું રે. ૨
યુદ્ધ જોવા ઋષિને કોડ રે, કર્યું ચિતવન તવ કરજોડ રે;
તવ નારદ વેગે આવ્યા રે, કર વીણા ઉત્તમ લાવ્યા રે. ૩
દલ અસંખ્ય જોઈઋષિરાય રે, મનમાંહ નીજ આનંદ થાય રે;
અંત્રિક્ષ બોલે ઋષિ ધીર રે, તુ ભલો અનિરુદ્ધ વીર રે. ૪
પ્રદ્યુમ્નના તન ધન્ય ધન્ય રે, તેં સંતોષ્યું મુજ મંન રે;
તાહારુ જુદ્ધ જોવા મન હીસે રે, તું સુભટ શિરોમણિ દિસે રે. ૫
તુજ ભય કોહેનો નહીં ધીર રે, કરશે રક્ષા યદુવીર રે;
જઈ દ્વારામતિ હરિ રાય રે, લેઇ આવીશ જાદવ સહાય રે. ૬
ઋષિ નારદ તુબરુ વાયે રે, યુદ્ધ જોતા આનંદ થાયે રે;
તાહારી ત્રિભુવન થાશે ખ્યાત રે, એહેવી નારદ તણી સુણી વાત રે. ૭
અનિરુદ્ધ મન આણી ક્રોધ રે, ગ્રહી ભોગલ ધાયો યોધરે;
જયમ જાય વાદલ વાયે રે, ત્યમ રણદલ ભંગ જ થાયે રે. ૮
જાહાં ઉભો રાજા બાણુ રે, તાહાં આવ્યો ચતુર સુજાણુ રે,
જઈ વેગે વીર અનિરુદ્ધ રે, ભોગલ મારી ઉર મધ્ય રે. ૯
તવ મુર્છાગત હવો રાય રે, દલ દોહાદિશ નાહાઠું જાય રે;
પછે પ્રધાનને કહે બાણુ રે, તહમો જઇ લો એહેના પ્રાણુ રે. ૧૦
એણે સૈન્ય સકળ સંહાર્યું રે, માહારું બળ કાંઇ નવ ઉગાર્યું રે;
તવ કૌભાંડ વદે વિચારી રે, સુણ્ય રાય કહુ મતિ માહારી રે. ૧૧
એ બળીયો બહુ ગુણવત રે, એનો કેમે ન આવે અંત રે;
એકલો વળી નાંહાંનો બાલ રે, સહુ દલનો આણ્યો કાળ રે. ૧૨
એ કો મોટા કેરો તંન રે, મહા યોદ્ધ સબળ બલવંત રે;
એહેને માથે મોટો સહાય રે, એહેને માર્યાથી સુખ જાય રે. ૧૩
એહેને હવડાં આપણુ હણીયે રે, પછે નિર્વાહ કહો ક્યમ કરીએ રે;
એહેને રાખે સર્વ સુખ થાય રે, વળી સાંભળો કહું ઉપાય રે. ૧૪

અહેનો કયમ કીજે સંહાર રે, જે ઓખાનો ભર્તાર રે;
નીજ ગાંધ્રવ વિવાહે વરીયો રે, એહેણે ક્ષત્રીનો ક્ષય કરીયો રે. ૧૫
એહેને મારે સુખ નહીં લેસ રે, વૃદ્ધ મધ્યે હોયે કલેશ રે;
એ મોટાનો તન જાણો રે, એહેને માથે છે અપરાણો રે. ૧૬
માહારા મનમાંહ એ વિચાર રે, નાગપાસનો કરીએ માર રે;
એહેને રાખો કરીને બંધ રે, જેમ આગળ ન હોયે ધંધ રે. ૧૭
એહેવું રાજા મંત્રી વિચારી રે, મેહેલ્યું નાગપાસ નિર્ધારી રે;
અનિરુદ્ધ બાંધ્યો તેણી વાર રે, દુઃખ પામી ઓખા નાર રે. ૧૮
અરે દૈવ તેં એ શું કીધું રે, રંક રત્ન હરીને લીધું રે;
અંત્રિક્ષથી નારદ નિર્ખે રે, અમૃત વાણી મુખથી વર્ખે રે. ૧૯
અનિરુદ્ધ ચિંતા નવ ધરવી રે, તાહારી સહાય હવડાં કરવી રે;
જઈ દ્વારકા જાદવરાય રે, હવડાં લૈ આવું સહાય રે. ૨૦
એહેવું કહીને જાય રે, બાહાસઠે અધ્યાય પૂરા થાય રે;
સંક્ષેપે ભાગવત સાર રે, હરિવંશે છે વિસ્તાર રે. ૨૧
કાંઇએક હરિવંશની કથાય રે, કહી સંક્ષેપે સુખ થાય રે;
કો કવિ જન ખોડ મા દેશો રે, મુજ મૂરખને નવ કહેશો રે. ૨૨

## કડવું ૧૯ મું.

### રાગ કેદારો ગોડી.

મોહનજી રે પ્રભુ કરો માહારી રે સહાય;
હું મહા કષ્ટે નાથ પામી સકોમળ ભર્તાર.
તેહેને બંધ કર્યો મુજ પિતાએ, નાગપાસનું દુઃખ થાય. મોહનજી રે.
મુને ઉમિયાએ વર આપીયો, જે સુંદર ચતુર સુજાણ;
તેહેને ચિત્રલેખા લાવી જઈ, મુજ જાતા રાખ્યા પ્રાણ. મોહનજી રે.
હું તો દુઃખસાગરમાં પડી, મર્જાદનો થયો લોપ;
અહો દૈવ તેં એ શું કીધુ, એવડો કર્યો કાં કોપ. મોહનજી રે.
કાળ ચક્ર આવ્યું સહી, અણચિંતવ્યુ મુજ આજ;
અપરાધ કાંઇ કીધો નથી, કરો સાહ્ય માહરી નાથ. મોહનજી રે.
દોહેલે સ્વામી સાંપડ્યો, માહારો પ્રાણ આધાર;
વિપત્ત પડી વહારે ચઢો, કમળાતણા ભર્તાર. મોહનજી રે.
દ્વારકાંવાંસી ત્રિકુલા, તું દીનનાથ દયાળ;
વિઘ્ન ટાળો માહરુ, પ્રભુ તમ્હો કૃષ્ણ કૃપાળ. મોહનજી રે.
કૌભાંડ મંત્રીએ ભલું કહ્યું, જીવતો રાખ્યો કંથ;
દુઃખસાગર મધ્યે પડ્યાં, હવે સહાય કરો ભગવંત. મોહનજી રે.

રાજાતણું ચિત્ત ફેરવો, પ્રભુ કાં લગાડો વાર;
એ દુઃખ સહ્યું જાયે નહિ, હાવે માહરા પ્રાણ ઉગાર. મોહનજી રે.
પાપી પિતા કોપ્યો ઘણું, દીસીઆ સહી મતિ મૂઢ;
વહેલા પધારો વિઠ્ઠલા, ગોવિંદ ગરૂડારૂઢ. મોહનજી રે.
વિશ્વનો પાલક વિઠ્ઠલો, ચૌદ ભુવન પ્રતિપાલ;
કરૂણા કરો કૃષ્ણજી, અમ્હો અજ્ઞાની છું બાલ. મોહનજી રે.
હું અસુર કેરી કન્યા, માહારી ન કરો સાર;
પણ પુત્ર અનિરુદ્ધ તમ તણો, તેહેના પ્રાણ ઉગાર. મોહનજી રે.
મુને છાંડતાં કેમ છૂટશો, અનિરુદ્ધે ગ્રહ્યા મુજ પ્રાણ;
તમ્હો ભક્તવત્સલ બીરદ પાળો, શિઘ્રે સારંગપાણ. મોહનજી રે.
પક્ષ કરો તમો કૃષ્ણજી, અનિરુદ્ધ તમ્હારો કુમાર;
એ ઉમિયાએ મુજ સમર્પ્યો, પ્રેમે સદા ભર્તાર. મોહનજી રે.
વિલાપ કરતી કામિની, સંભારતી મોરાર;
અનિરુદ્ધ પ્રભુને વિનવે, પ્રભુ જીવન જગદાધાર. મોહનજી રે.

## ઉથલો.

જીવન જગદાધાર સ્વામી, સહાય આવીને કરો,
એહેવે નારદ આવ્યા દ્વારકા, શિઘ્ર કહેવાને અનિરુદ્ધ હર્યો

## કડવું ૨૦ મું.

### રાગ મેવાડો.

દ્વારકાવાસી સહુ મન દુઃખ ધરે, જાદવ જન વળી જેહ;
રુકૂમિણિ બહુ પેર ચિંતા મન ધરે, બહુ દુઃખ પામી રે દેહ. દ્વારકા.
અનિરુદ્ધને તાંહાં કોયે દેખે નહિ, મંદિર માંહે નાર;
સખી જનને તે પૂછે પેર કરી, ન લહે કોણ લગાર. દ્વારકા.
કો નવ જાણે સુત કાંહાં ગયો, વિસ્મય સહુકો થાય,
પ્રદ્યુમ્ન માહા દુઃખ આણે, ઘણુ મૂર્છાગત સહુ થાય. દ્વારકા.
જાદવ જુવતી સહુ સ્વજન મલ્યા, કરતાં મન વિચાર,
સેવક મોકલ્યા છે પછે શોધવા, કરતાં દુઃખ અપાર. દ્વારકા.
રુકૂમિણિ વળતાં વાણી ઉચરે, સુણો પ્રભુ પ્રાણ આધાર;
કરૂણાવંત માહારો ક્યાં ગયો, સેં મન ન જાણો ગોપાલ. દ્વારકા.
પુત્ર ગયો કહી નીજ પોતતણો, થૈ બેઠાં નિચિંત;
આજ અતિ વેળા સબળ મુને પડી, તે તમ્હો ન ધરો રે ચિત્ત. દ્વારકા.
જો બીજાને દુઃખ જ્યારે પડે, તાંહાં તું તતક્ષણ ધાય;
તેહેને જઈને સહાય કરો તહમો, તાંહાં આળસ કેમ થાય. દ્વારકા.

જો સંભારે તમને દ્રુપદી, પાંડવની કરો સહાય;
ગજ ગ્રહ્યો તેને જેને તમ્હે છોડાવ્યો, એહેવા જાદવરાય. દ્વારકા.
લેહેણાદેણી એવી કૃષ્ણજી, એહ પ્રથમ મુજ પ્રાણ;
દ્વારામતિમાં આજ ખાતર પડ્યું, કયમ થૈ બેઠા અજાણ. દ્વારકા.
અંતરજામી સર્વ લહે સહી, જાણે સહુની વાત;
કઠિન થૈ કેમ બેઠા સહી, હુઓ છે મહા ઉત્પાત. દ્વારકા.
હાહાકાર તે નીજ પૂર થૈ રહ્યો, દુઃખનો નાવે પાર;
કારણ પ્રાછ્યું કાંઇ પડતું નથી, કરતાં સર્વ વિચાર. દ્વારકા.
શ્રી કૃષ્ણજી કહે જાદવ સાંભળો, હવે કાંઇ ન રહ્યો ધર્મ;
અનિરુદ્ધને તાં કોએ હરી ગયું, કીધુ દુષ્કૃત કર્મ. દ્વારકા.
વિસમ નગર સહી આપણુ તણું, વસીયાં સિંધુ મુઝાર;
ચક્ર સુદર્શન નીત રક્ષા કરે, જાદવનો નહિ પાર. દ્વારકા.
આંહાં આવીને જેણે એમ કર્યું, તેથી અવર શું નવ થાય:
તેણે આપણને તૃણવત કસ્યા, તીનો નવ સત્ય ઉપાય. દ્વારકા.
રુક્મિણિ પ્રત્યે શ્રી હરિ એમ કહે, ધીરજ રાખો મન;
અનુચર જોવાને અમ્હે જે મોકલ્યા, તે જોશે ત્રણ ભુવન. દ્વારકા.
શોધ જડે તો ઉપાય કીજીયે, જૈ ત્યાહાં કરીએ વાહાર;
અણજાણે તે શું કરીએ સહી, માનો સત્ય પ્રકાર. દ્વારકા.
રુક્મિણિ સાચું વાયક માનજો, સત્ય સત્ય ગણવું વચંન;
જાહાં હોયે તાંહાંથી આણી આપવો, જેમ રહે તહ્મારું મંન. દ્વારકા.
માસ ચતુર એમ કરતાં વહી ગયા, શોધ નહીં સમાચાર;
જાદવ જન સહુ દુઃખ પામ્યાં ઘણું, રોતી તે રુક્મિણિ નાર. દ્વારકા.

વલણ.

નાર રતીસુ જાદવ દુઃખ પામે ઘણું, સમાચાર જાણ્યો નહીં;
સભામાંહે બેઠા સકળ જાદવ, એહેવે નારદ આવ્યા ત્યાં સહી.

## કડવું ૨૧ મું.

### રાગ ધનાશ્રી.

હવે જાદવ જન સહુ ચિંતા કરે, ઋષિ નારદ આવ્યા અવસરે,
શ્રોણિતપુરથી વેગે કરી, ઋષિ નારદ આવ્યા દ્વારામતિ. ૧
અર્ધ્ય પાદ્ય પૂજ્યા ઋષિરાય, કંઈ સ્વામિ અહિં કરી કૃપાય;
બ્રહ્મ આત્મજ ઋષિ બોલ્યા વાણ, સાંભળ સ્વામી સારંગપાણ. ૨
સ્વામી માહરો પુત્ર અંશ અવતાર, કાંહાં ગયો કહો કામ કુમાર;
સ્વામી તું છે અંતર જામ, અનિરુદ્ધનો શોધ્યો કંઈ ઠામ. ૩

દુઃખસાગરમાં અનિરુદ્ધ વીર, નાગપાસે બાંધ્યું છે શરીર;
આપ ઇચ્છાએ ગયું કો હરી, દુઃખ દીઠું તેહનું દ્દષ્ટે કરી. ૪
શ્રોણીતપૂર બાણાસુર રાય, બળી સુત મહા બળીયો કહેવાય;
તેહેના પૂરની શંકર રક્ષા કરે, પૂર પ્રવેશ થકી તે મરે. ૫
તેહેની તનયા રૂપ નિધાન, ઉમિયાએ આપ્યું વરદાન;
સ્વપ્નાંતરમાં અનિરુદ્ધ રમ્યો, ઓખા કેરા મનમાં ગમ્યો. ૬
ચિત્રલેખા કીધી ધન્ય હામ, તેણીએ આવી કીધૂં કામ;
અનિરુદ્ધને લેઇ તાંહાં ગઈ, એક પહોરમાં પરાક્રમ સહી. ૭
બાણાસુરે જાણી તવ વાત, કોપ્યો મહા બળીયો સાક્ષાત;
પાઠવીયા યોદ્ધા મહા શૂર, અનિરુદ્ધે તે કીધા ચૂર. ૮
પછે કૌભાંડે વાર્યો ભૂપાલ, તવ નાગપાસે બાંધ્યો તત્કાળ,
તેહ સ્થકી તન બધન હવું, તેથી દુઃખ પામ્યો અભિનવું. ૯
મૂહુર્ત એક રહ્યો તે ઠાર, તેહેના દુ.ખનો નવ લહું પાર,
સૈન્ય મેલવતાં વિલમ્બ થાય, શિઘ્ર થઈ ચાલ્યા જદુરાય. ૧૦
જાવું જોજન સહસ્ત્ર અગિયાર, ગરુડ ચઢી જાઓ મોરાર;
મૂહુર્ત એક રહ્યો તેણે ઠાર, તેહેના દુઃખનો નાવે પાર. ૧૧
હવે શિઘ્રે સંચરો ત્રીભોવન તાત, વિલંબ તણી નવ કરવી વાત;
પછે ગરુડ સ્મર્યો શ્રી રણછોડ, તતક્ષણ આવી સ્તવે કરજોડ. ૧૨
સ્વામી આજ્ઞા દીજે આજ, શિઘ્રે ચઢાવી કરવું કાજ;
બળભદ્ર પ્રદ્યુમ્ન દેવ મોરાર, ગરુડારૂઢ હવા તેણી વાર. ૧૩
ઉભો પંખી બળ અતિ ઘણું, પરાક્રમ પ્રૌઢ છેય તેહ તણું,
શ્રોણિતપુર આવ્યો તેણી વાર, સહુકો પામ્યા હર્ખ અપાર. ૧૪
એ હરિવંશ તણી છે કથા, દશમ વિખે બોલી સર્વથા. ૧૫

## કડવું ૨૨ મું.

### રાગ સામેરી.

ગરુડ ચઢી પછે ગોવિંદજી, શિઘ્રે આવ્યા તાંહે;
આવરણ સઘળાં નિવાર્યાં, પૂર રક્ષા કારણ જાંહે. ૧
પુઠેસ્થકી સાત્યકી લાવ્યો, સૈન્ય અક્ષોણિ બાર;
ચતુરરંગી સૈન્યા મલી, જેદ્ધાતણો નહિ પાર. ૨
પુઠેસ્થકી આવી મળ્યા, સહી યોદ્ધ જાદવ શૂર;
દલતણી સખ્યા શોભીએ, ઉલટ્યો સાયેર પૂર. ૩
બાણાસુરનું નગર ઘેર્યું, ફરી વળ્યા ચોહોપાસ;
તવ રાયને કહેતા હવા, નીજ જોદ્ધ ધરતા ત્રાસ. ૪

સ્વામી સબળ સૈન્ય આવીયું, એક પંખી મોટો પ્રૌઢ
મહા પરાક્રમી દીસે ઘણું, તે વિષે ત્રણ આરૂઢ. ૫
તે રાય વાંહાં સાંભળી, ક્રોધથી ધ્રુજે કાય;
પછે યુદ્ધ કરવા સંચર્યો, બહુ સૈન્ય સાથે રાય. ૬
પછે પાર્વતી પતિ આવીયાં, તે લહી કરવા સહાય;
સંગ ભૂત પ્રેત પીશાચ, કિન્નર યક્ષ ગણના ન થાય. ૭
અનેક સંગે ભૂતાવળ, સાકીનીનો નહિ પાર;
પછે તુંબળ યુદ્ધ માંડયું ત્યાંહાં, વરત્યો હાહાકાર. ૮
એક એક સૈન્ય મુખ આવીયાં, કૃષ્ણને શ્રીમહાદેવ;
સાત્યકી સાથે બાણાસુર, કૌભાંડ ને બળદેવ. ૯
સ્વામી કાર્તિક કામ સાથે, કરે બહુ સંગ્રામ;
સમાન યુદ્ધ કરતા હવા, બળીયા સુભટ તેણે ઠામ. ૧૦
બ્રહ્મ અસ્ત્ર મૂકયું કૃષ્ણજીએ, તે દેખતાં તેણી વાર;
નાગાસ્ત્ર મેહેલ્યું શંકરે, તે ગરુડાસ્ત્ર જગદાધાર. ૧૧
વાયવાસ્ત્ર મેહેલ્યું શંકરે, પર્વતાસ્ત્ર શ્રી જગદીશ;
અગ્ન્યાસ્ત્ર પાર્વતી પતિએ, મેઘાસ્ત્ર લક્ષ્મી ઈશ. ૧૨
કર અસ્ત્ર લીધુ શંકરે, વિષ્ણુ વાટવાસ્ત્ર તત્ર યદુવીર;
એમ અન્યો અન્ય અસ્ત્ર મૂકે, યુદ્ધ કરે બેહુ વીર. ૧૩
અંત્રિક્ષ વિષે જોતા હવા, સુર બ્રહ્માદિક મુનિ જેહ;
મહા તુંબલ યુદ્ધ હરિહરતણું, રહી જુએ કૌતુક એહ. ૧૪
શ્રી કૃષ્ણ મંન વિમાસે, ભૂતાવલી નહીં પાર;
યાદવ સર્વને ભક્ષ કરતી, રખે એહ નિર્ધાર. ૧૫
મોહાસ્ત્ર મેહેલ્યું કૃષ્ણજી, તવ મોહ પામ્યા ત્રિપુરાર;
વૃષભ ઉપર રહ્યા પોઢી, એવા પરાક્રમી મોરાર. ૧૬
પછે હરગણ સહુ પ્રાજે કર્યા, પાડ્યાં નાંનાં બાણ;
કાર્તિકી કુંવર ગયો નાશી, કામ બળથી જાણ. ૧૭
બળીભદ્રે પ્રાજે કર્યો, કૌભાંડ નાહાશી જાય;
સાત્યકી સાથે બાણાસુરને, યુધ સબળુ થાય. ૧૮
મહારુદ્ર મોહ્યા બાણાસુરને, ચઢયો ક્રોધ અપાર;
સાત્યકી સંગ્રામ મૂકી, આવ્યો જાંહાં મોરાર. ૧૯
શ્રી કૃષ્ણ ઉપર બાણ મેહેલ્યાં, પાંચસેહે તેણી વાર;
તવ જૂંભ બાણે કૃષ્ણજીએ, કર્યો વેગે પ્રહાર. ૨૦
અશ્વ રથ સારથી, આયુધ કર્યાં તેહનાં ચૂર;
પચજન્ય પૂર્યો કૃષ્ણજી, બળવંત જાદવ શૂર. ૨૧

બાણાસુર પર ચક્ર સુદર્શન ફરે તેહ; *
તે ભહીને કોટરી આવી, નગ્ન કરી નીજ દેહ. ૨૨
નિઃવસ્ત્ર દેખી નારયને, તવ વિમુખ થયા મોરાર;
કોટરી લેઈ ગઈ બાણને, તુજ બરદ પાલ્યું નિર્ધાર. ૨૩

ઉથલો.

નિર્ધાર પાલ્યું બીરદ સહી, હવે યુદ્ધને કરવું નહીં;
રાજાને પ્રતિબોધ દેઇને, નીજ મંદિર તેડી ગઈ. ૨૪

## કડવું ૨૩ મું.

### રાગ સામેરીની ચોપાઈ.

કોટરી રાયને લેઇ જાય, એહેવે શિવને ચૈતન્ય થાય;
તરીયો જ્વર પ્રેર્યો ઈશ, ત્રણ વદન તેહેને ત્રણ શિશ. ૧
ત્રણ ઉદર અને ત્રણ ચર્ણ, તન કાળો ને વિપ્રીત વર્ણ;
મહા ક્રૂર રૂપ નીજ તેહ, જેહેનો મહા ભયકર દેહ. ૨
આવ્યાં જાંહાં છે બળદેવ, મૂઠી મારી ભસ્મની ક્ષેવ;
હરિ પ્રેર્યો અકાળે વાય, તેણે ભસ્મ હિમગિરિ જાય. ૩
તેણે શૃંગે ભસ્મ તે લાગી, પડયું તતક્ષણ પ્રથવી ભાગી;
ખાખ શેષને લાગી અંગ, તવ ગાત્ર થયાં સહી ભંગ. ૪
દેહે ધ્રૂજે વ્યાકુળ થાય, મેલી નેત્ર જૂંભા બહુ ખાય;
ત્રાહે ત્રાહે હો વૈકુઠરાય, આ પીડા નવ સહેવાય. ૫
હરિએ આલિગન દીધુ, તંન શીતળ બળતું કીધુ;
વિષ્ણુ જ્વર પ્રેર્યો સામ, એકાંતર્યો મહાસંગ્રામ. ૬
હરિએ આજ્ઞા તેહેને આપી, વિષ્ણુ તેહેની પુઠ થાપી;
જઈ * ને અંગ વળગ્યો, તે કયમ ન થાયે અળગો. ૭
શિવનો જ્વર કીધો ભંગ, તેહેનાં ભાંગ્યાં સઘળાં અંગ;
તવ મનમાંહ એહેવુ આવે, તુને હાર ન કોએ મનાવે. ૮
ત્રિલોક વિષે નહીં કોય, મુને યુદ્ધે જીતે સોય;
મન નિશ્ચય કીધો એહ, સહી આદ્ય પુરુષ તાંહા એહ. ૯
એહેવું તરીયે કીધો ચિત્ત વિચાર, જૈ પ્રણમ્યા દેવ મુરાર;
અપરાધ ક્ષમા કરો આજ, ત્રિલોક પતિ મહારાજ. ૧૦
તહ્મો કરુણાસિધુ કૃપાળ, દયાવંત તુ દેવ દયાળ;
તાહારી માયાએ મોહ્યા જેહ, તુને નવ જાણે પ્રભુ તેહ. ૧૧
નેતિ નેતિ કહે તુને વેદ, તે તાહરો નવ લેહ ભેદ;
અજ ઇશતણો તુ સ્વામી, આદ્ય પુરુષ તુ અંતરજામી. ૧૨

ભક્ત હેતુ ભૂતલ અવતાર, તાહરો કો નવ પામે પાર;
નિર્ગુણમય ધારી દેહ, સેવકપર ધરવો સ્નેહ. ૧૩
સૃજે પાળે ને સંહારે, ત્રિગુણાતીત દેવ મોરારે;
કેવળ બ્રહ્મ કૃષ્ણ અવતાર, તાહરો નિગમ ન જાણે પાર. ૧૪
તાહરા ગુણનો પાર ન જાણું, મંદ બુદ્ધિ છેક શુય વખાણું;
સ્વામી માહરો તાપ નિવારો, હું સેવક રંક તહ્મારો. ૧૫
એમ કીધી સ્તુતિ અનંત, પછે કરુણા કીધી ભગવંત;
તતક્ષણ તેહેનો ટાળ્યો તાપ, વળી વચન વદે પ્રભુ આપ. ૧૬
ઓખાહરણ સુણે નર જેહ, તેં ત્યજવો તેહેનો દેહ;
વળી તુજ મુજ મહિમા ગાય, તેહેને સમીપ રખે તું જાય. ૧૭
તવ ત્રિયો જોડીને પાણ, મુખથી એમ બોલ્યો વાણ;
તાહરો સેવક હોય જેહ, તેહેનો કર લાગે જેહેને દેહ. ૧૮
તેહેનું નવ લેવું નામ, મેં સત્ય કહ્યું સ્વામ;
જેહેને વહાલો વૈકુંઠરાય, તેહેને મેં પ્રભવ કેમ થાય. ૧૯
એહેવું કહીને લાગ્યો પાય, પછે આજ્ઞા ગ્રહી જ્વર જાય;
પછે સજ થઈ રાજા બાણ, લાવ્યો સૈન્ય તેહ સુજાણ. ૨૦

## કડવું ૨૪ મું.

### રાગ વેરાડી.

બાણાસુર બળીયો બળવંત, સૈન્યતણો નવ લાગે અંત:
પછે આવી યુદ્ધ માંડ્યુ તેણીવાર, મેહેલ્યાં બાણતણો નહિ પાર. ૧
વીર વઢે ધરતા મન રીસ, તવ કોપ્યા શ્રી જગદીશ;
ચક્ર સુદર્શન મેહેલ્યું નાથ, બાણાસુરના છેદ્યા હાથ. ૨
જુંભ અસ્ત્રે મોહ્યા ત્રિપૂરાર, ભક્તવત્સળ આવ્યા તેણીવાર;
શ્રીકૃષ્ણદેવને કર્યો પ્રણામ, સાહામા પ્રણમ્યા સુંદરશ્યામ. ૩
કર જોડી શંભુ સ્તુતિ કરે, ભક્ત કાર્ય નીજ દેહ તું ધરે;
નિરાકાર કેહે સાકાર, પ્રગટ્યા ઉતારવા ભૂ ભાર. ૪
તાહારો કો નવ પામે પાર, ભક્ત હેતુ ભૂતલ અવતાર;
તાહારી માયાયે મોહ્યા સહી, તે પ્રભુ તહમને જાણે નહીં. ૫
મૂર્ખ જીવ અજ્ઞાની અંધ, મિથ્યા પાસે બાંધ્યા બંધ;
અભિમાને આવરીયા દેહ, કેહી પેરે તુજને જાણે તેહ. ૬
કૃષ્ણદેવને જાણે નહી, આતમ હત્યારો તે સહી;
જયમ સૂરજથી પ્રગટે અંબ, આવી આછી દે તે બંબ. ૭
પ્રકાશ કહો શકે કયમ રહે, તેહની માયા તેહેને ગ્રહે;
તમથી માયા પ્રગટી જેહ, અજ્ઞાની ભીંતર માને તેહ. ૮

અજ્ઞાની તમને નવ લહે, દિનોદ્ધારણ તે માટે કહે;
વૈરાટરૂપ તહમારૂં દેવ, ચૌદ ભુવન તે તારાં અવશ્યમેવ. ૯
દાનવ દેવ ન જાણે ભેદ, નેતિ નેતિ તે કહે છે વેદ;
તમને ઇશ્વર જાણે નહિ, અંધ થયા અભિમાને સહી. ૧૦
સાંભળ સ્વામી જગદાધાર, હવે કરો તહમો એની સાર;
એ સેવક મુજ વલ્લભ ઘણું, રાખો તન એ રાજાતણું. ૧૧
પૂર્વે હિરણ્યકશ્યપનો અંશ, પ્રલ્હાદને વર આપ્યો ભગવંત;
તાહારો વંશ અવધ એ સહી, પાળો તમહો જે વાચા કહી. ૧૨
ભક્તતણો મદ ટાળ્યો સહી, હવે તમહો એને વધેરવો નહીં;
શ્રીકૃષ્ણ કહે શંભુજી સુણો, એ સેવક છે સહી તમહો તણો. ૧૩
અવશ્ય અમારે નિશ્ચે સહી, વળી પ્રભુજીએ વાણી કહી,
દ્વય ભુજ રાખ્યા તેણીવાર, ગમ ગણ મુખ એ સહી નિર્ધાર.[?] ૧૪
મુજ તમ વીચ અંતર જે કરે, રૈરવ નર્કે તે સંચરે;
એ મુજ તમ વીચ કાંઈ અંતર નહી, આપણ બેહુ તે એકજ સહી. ૧૫
પછે બાણાસુરને લગાડયો પાય, કર તેહેને ફેરવીયે થઈ સાહ્ય;
શ્રોણીત વહેતું રહ્યું તેણી વાર, દીવ્ય દેહ હુવો તેણી વાર. ૧૬
પછે ઓખા અનિરુદ્ધ આણ્યાં ત્યાંહે, રથ બેસાડી હરિહર જ્યાંહે;
નાગપાસ છૂટ્યા તેણી વાર, દીવ્ય દેહ હુવો તેણી વાર. ૧૭
હરિહર વિવાહની વિધિકરે, તે કથા હરિવંશની વિસ્તરે;
સંક્ષેપે બોલીશ તે કથા, સાંભળતા જાએ તે વ્યથા. ૧૮

## કડવું ૨૫ મું.

### રાગ ગોડી.

હરિહર મુહૂર્ત એક જ સહી, આનંદશું રે, અન્યો અન્ય કીધો વિવેક. મન ગોવિંદશું રે.
હરિહર મલી વિવાહ કરે, આ૦ સહુ પામ્યા હર્ખ અનેક મન૦
ગરુડને તેડ્યો ગોવિંદજી, આ૦ દ્વારિકાં મોકલ્યો તેહ. મન૦
લેઈ આવ્યો સહુ પરિવારને, આ૦ જાદવ જન સઘળા જેહ. મન૦
પછે આજ્ઞા ગ્રહી ખગ ચાલીઓ આ૦ શિઘ્રે ગરુડ તેડે જાય. મન૦
રુક્મિણિ પ્રત્યે એમ જે કહ્યું, આ૦ અનિરુદ્ધનો વિહીવાય. મન૦
શ્રોણિતપુર શોભા ઘણી, આ૦ બાણાસુર તાંહાંનો રાય. મન૦
ઉમિયા ઈશ્વર સહુ મલ્યા, આ૦ કરે વિવાહ મલી વિસ્તાર. મન૦
જાદવ તેડો જાન માંહાં, આ૦ હું લેવા આવ્યો પરિવાર. મન૦
તેહેને હૈડલે હર્ખ માયે નહિ, આ૦ આપે વધામણી નાર. મન૦
સજ થાયે જાદવ સર્વ કો, આ૦ તેહેમાં હર્ખ તણો નહી પાર. મન૦

શ્રી જન સાથે સજ થયાં, આ૦ મહા બળીયા સર્વ કુમાર. મન૦
સોલ સહસ્ત્ર ને એકસો આઠ, આ૦ તેહેમાં પટરાણી આઠે નાર. મન૦
વળી પુત્ર પૌત્ર દૌહિત્ર જેહ, આ૦ પરિવાર તણો નહીં પાર. મન૦
જુગ્તે જાન ચાલી સહુ, આ૦ આવી તાંહાં નિર્ધાર. મન૦
ઉતારા આપ્યા સહી, આ૦ સેવા કરે બહુ રાય. મન૦
ભક્ષ્ય ભોજન આવ્યા ભલાં, આ૦ હર્ખ્યો બાણાસુર રાય. મન૦
ઉમિયાના પરિવારસુ, આ૦ અષ્ટ કુલ પર્વત જેહ. મન૦
તે નોહોતરમાંહે આવીયા, આ૦ અષ્ટ કુલ પર્વત જેહ. મન૦
નગરતણી રચના કરી, આ૦ માનુની મંગળ ગાય. મન૦
પંચ શબ્દ વાજે ઘણા, આ૦ આનંદ મંગળ થાય. મન૦
રુક્મિણિ મન આનંદ ઘણો, આ૦ કહેતાં નવ આવે પાર. મન૦
વિધિવત્ વિવાહ તાંહાં થયો, આ૦ વર્ત્યો જયજયકાર. મન૦

## કડવું ૨૬ મું.

### રાગ માલવ ગોડી.

જદુપતિની આવી જાન, તેહેને કીધાં આદરમાન;
વિહીવાહની સજાઈ થાયે, મલી મંગળ માનુની ગાયે. ૧
બહુ મલીયા બળીયા વેહેવાઈ, મહારુદ્ર ને જાદવરાઈ;
પાર્વતીને મન હર્ખ અપાર, પરણાવે બાણકુમાર. ૨
વેદોગતિ કુળ આચાર, કરે રીત્ય સકળ વહેવાર;
મંડપની રચના રચાય, ચિત્રામણ કહ્યાં ન જાય. ૩
તેડ્યા દ્વીજ જોગ્ય અનેક, તેહેને આપે દાન વસેક;
ગ્રહપૂજા શાન્તિક જેહ, શ્રી શંભુએ કીધી તેહ. ૪
ભક્ષ ભોજ્ય તણો નહિ પાર, અન્ય કેરા કીધા અંબાર;
મલ્યા ચારણ ભાટ વૈતાલ, તેહેને આપે દાન ભૂપાલ. ૫
પછે અનિરુદ્ધને નવરાવે, શણગાર સકળ પહેરાવે;
શિર મુગટ ને કુંડળ કાન, શોહે સુંદર શોભા માન. ૬
પિતાંબર શોભે અંગ, તન શોભા કોટી અનંગ;
શશી સરખાં નયણ વિશાળ, ઉર ગજ મુક્તાની માળ. ૭
વરઘોડે વીર ચઢાવ્યો, બહુ, મુલ્યનો વાજી અણાવ્યો;
તેહેની શોભા કહી નવ જાય, શિર છત્ર ને ચમર ઢળાય. ૮
સાબેલાનો નહીં પાર, ગજ પાલખી અશ્વ અપાર;
કેસરીયા વાગા સોહે, સમવય જોઈ મોહે. ૯
વાજે પંચ શબ્દ નિસાણ, દુંદભીના નાદ પ્રમાણ;
છૂટી તાંહાં ગોળા હવાઈ, વળી અનેક હોયે સજાઈ. ૧૦

સાથે સ્વજન લોક નહી પાર, વર્ત્યો તાંહાં જેજેકાર;
માનુની મલી મંગળ ગાય, મન પ્રફુલ્લિત આનંદ થાય. ૧૧
નૃત્યકી તાંહ આગળ નાચે, તેહેને ગાને સહુ મન રાચે;
વર આવ્યો મંડપ દ્વાર, તેહેની શોભાનો નહિ પાર. ૧૨
તાંહાં શ્યાલક છાંટે નીર, તેહેને આપ્યાં ભૂષણ ચીર;
પછે આસન ઉભા વીર, ચઢી સોહોળી શ્યામ શરીર. ૧૩
જોવા મળ્યો સહીએરનો સાથ, ઓખાજીનો સુંદર નાથ;
વડસસરો વૈકુંઠરાય, એહેનું ભાયગ કહ્યું નવ જાય. ૧૪
સહુ કહે અન્યો અન્ય વાત, મહા સુંદર વર વિખ્યાત;
કોણ ભાયગ ઓખા નારી, વર્યો અનિરુદ્ધ વીર વિહારી. ૧૫

## કડવું ૨૭ મું.

### રાગ ભૂપાળ–ધોળ.

ઉમિયાજી પોહોકે છે રસ રીત્યે, અતિ આનંદ મન પ્રફુલ્લિત ચિત્તે;
શેષ ભરતી શંકર નારી, ઇંડીય પોંડીય નાંખે ઉતારી. ૧
સુત્ર જલપે ધુંસરીથી થાય, સુંદરવર જોઈ આનંદ થાય;
હેમ ઝારી દીધી જળ ધાર, સાંપડ મેહલ્યું તાંહાં લેઈ સાર. ૨
સખી જન મુખ કંચૂકી લહે, તેહને જોઈ જોઈ મનડાં મોહે;
જુસળ મુસળ રવૈ ત્રાક, ઉમિયાએ પોહોકયા ઝાલી નાક. ૩
ધાટ ગમે ધાલીને તાણે, જીયાવરને માંહેર આણે;
સાંપડ ભાંઠૂ મેહેલીને પાય, અતિ આનંદ હર્ખ ન માય. ૪
બેહુ પક્ષ માનુની મંગળ ગાય, આગળ અંતરપટ ધરાય;
દ્વિજવર બોલે છે સાવધાન, હસ્તમેલાપ કર્યો શુભવાન. ૫
વાજે દુદભી ભેર મ્રદંગ, તાલ પખાજ સરણાઈ સુચંગ;
વાજે વાજીત્રનો નહીં પાર, જાચક બોલે જયજયકાર. ૬
બેઠાં રાણી સુર રાજાન, જે રીત્યે આપે કન્યાદાન;
તેહેની સાર કરે ત્રિપુરાર, બળી સુત પુણ્ય તણો નહીં પાર. ૭
પાય પખાળે પ્રેમે રાય, આપી અનેક સવચ્છી ગાય;
આવ્યા ગર્ગાચાર્યજ મુન, વિપ્ર મલ્યા કરે વેદ ધ્યયન. ૮
ગોત્ર તણો નિજ થાય ઉચ્ચા, વેદ મંત્રે કરી પચ્યો કંસાર;
કીધો ચર ભક્ષનો આચાર, વનીતાના વર્ત્યાં મંગળ ચાર. ૯
પરણી ઉતારે પછે આવ્યા, રાણી રુક્મિણિને મન ભાવ્યા;
ભક્ષ ભોજ્ય તણો નહિ તાંહાં પાર, સેવા કીધી ત્રિવિધ પ્રકાર. ૧૦

જુગતે સર્વ જમાડી જાન, આપ્યાં શ્રીફલ ફોફળ પાન;
કીધી પહેરામણી તેણી વાર, વસ્ત્ર ભૂષણ આપ્યાં નહિ વાર. ૧૧
સુખ સેજ્યા સામગ્રી જેહ, આપ્યાં પાત્ર કનકનાં જેહ;
આપ્યા દાસી દાસ શણગાર, ગજરથ પાલખી ને તોખાર. ૧૨
મણિ માણેક કંચન ભંડાર, અમૂલ્ય આપ્યા મણિમય હાર;
બળી સુત પામ્યો મન આનંદ, પામ્યો ચર્ણ કમળ શ્રી ગોવિંદ. ૧૩
વસ્ત્ર ભૂષણ પેહેરાવી જાંન, જાદવને દીધાં બહુ માન;
પેહેરામણી કીધી ભલી રાય, દંડવત કરીને લાગ્યો પાય. ૧૪
હરિ હર ફેરી લેઇ આજ્ઞાય, દ્વારકાં ચાલ્યા જાદવરાય;
કડવાં અઠાવીશ હરિવંશની કથાય, સંક્ષેપે કર્યો સર્વ ઉપાય. ૧૫
વિસ્તાર કરતાં થયો વિસ્તાર, સુણતાં પુન્ય તણો નહીં પાર. ૧૬

## કડવું ૨૮ મું.

### રાગ ધનાશ્રી.

પેહેરામણી કીધી ઘણી રે, રાજા લાગ્યો પાય;
મહા રુદ્ર તણી લેઇ આજ્ઞા, હરિ સર્વ દ્વારામતિ જાય;
ગોપાળજીએ જીત્યું રે, જીત્યુ રે રુકૂમિણિ નાથ. ટેક.
સર્વ સૈન્ય શું આવ્યા, દ્વારકાં નગરી રચના રચાય;
ધ્વજા પતાકા શોભા ઘણી, તાંહાં સબળ સજાઇ થાય. ગોપાળ૦
તોરણ મણિ મુક્તાતણાં રે, ઘેર ઘેર બાંધ્યાં દ્વાર;
અગર ઉવેખ્યા આંગણે, તેહેના પરિમલનો નહિ પાર. ગોપાળ૦
ચંદન જળ લેઇ છાંટયાં, ઘેર ઘેર નાચે રંભ;
માંગલ્ય ગાયે માનુની ને, રોપ્યા કદલી સ્થંભ. ગોપાળ૦
વાજીંત્ર નાદ હોયે અતિ ઘણો રે, વર્ત્યો જયજયકાર;
વિશ્વ વધાવે ફુલડે, ચિત્ત મુદિત નર ને નાર. ગોપાળ૦
પુષ્પ વૃષ્ટિ દેવતાએ કરી, સુર આવ્યા બેસી વીમાન;
નૃત્ય કરે તાંહાં અપ્સરા ને, તાંહાં ગાંધ્રવ ગાયે ગાન. ગોપાળ૦
અનિરુદ્ધજી રે ઓખા વરીરે, જીત્યા જાદવ રાય;
આનંદ વરતી રહ્યો દ્વારિકા માંહે, જાદવ હર્ષ ન માય. ગોપાળ૦
ભાયગ ઓખા નારીનું રે, અનિરુદ્ધ પામી નીજ કંથ;
વડસસરો વૈકુંઠધણી, તેહેનો બ્રહ્માદિક ન લહે અંત. ગોપાળ૦
આનંદ પામ્યા કૃષ્ણજી ને, આપે દ્વીજને દાન;
જાચક સતોખ્યા સહુ, તેહેને દેઈ આદરમાન. ગોપાળ૦

વિવાહ હવો ઓખા તણોરે, અનિરુદ્ધ કામ કુમાર;
હરિહરના પરાક્રમ જશ ગાતાં, તે પામે પદ મોરાર. ગોપાળ૦
ત્રેહેસઠમો અધ્યાય થયો પૂરણ, શ્રી ભાગવત દશમ કથાય;
સુંદર સુત એમ વિનવે, હરિ કરજો માહારી સહાય. ગોપાળ૦
હું અલ્પમતિ સમજું નહીં, મુજ માંહાં નહીં પુરા જ્ઞાન;
અનેક કવિ આધાર ગ્રહીને, કીધું એ આખ્યાન. ગોપાળ૦
હુ અજ્ઞાની કાંઈ નવ જાણું, વિનય કરું કરજોડ;
સાધુ સંગતે ગ્રંથ જ સોતો, મુને મ દેશો ખોડ. ગોપાળ૦



# વિશ્વનાથ જાની*

—✲✲✲✲✲✲✲✲✲✲—

## નરસિંહ મેહેતાનું ચરિત્ર.

### કડવું ૮ મું.†

રાગ—

મેહેતીએ ધણું એક વાર્યા, સ્ત્રીએ કહ્યો સમાચાર;
હસિત વદને કહેવા લાગ્યા, નહિ નાચ્યું નિરધાર. ૧૨
એક દિવસ મેહેતાજી પાસે, આવ્યો વૈષ્ણુવ જંન;
નીચ વરણુ હુતો તે પોતે, ઘેર માંડયું કિરતંન. ૧૩

---

* આશરે બસેં સાઠ વર્ષપર રચાયેલા વિશ્વનાથ જાની કૃત નરસિંહ મેહેતાના ચરિત્રની આશરે, બસો વર્ષ ઉપર લખાયેલી ધણી જીર્ણ એક પ્રત મને મળી છે. એનાં પ્રથમનાં ૧૦ પાનાં ફાટી ગયાં છે, અને છેવટનાં પણ તેટલાં જ પાનાં ગયેલાં હશે એમ માનું છુ. જૂની જોડણીના નિયમ પ્રમાણે એ પ્રત લખાયલી છે. "ઉ"—"અ" ની નીચે વઢું કહાડીને લખ્યુ છે. ક્ષ, ડ, દ્ર, ઈ વગેરે કેટલાક અક્ષરો જુદી જ ઢબે લખાયેલા છે તેમ જોડણીમાં આવ્ય, લાવ્ય, પાગ્ય, તમાહારો, તાહારો એમ ય ને હકાર સહિત લખવામાં આવ્યું છે ડ અને દ્નો ભેદ રાખ્યો નથી—બહુ ભાગે ડ જ લખાયેલો છે. બહુધા દરેક પૃષ્ઠપર નવ નવ લીટીઓ છે. વચલા ભાગમાં ૫૫ થી ૬૩ પાના સુધીનો ભાગ કોઇએ ફાડી નાંખ્યો છે. એ ભાગ હારમાળાનો છે;—એટલે કમનસીબે હારમાળા સંબંધી જે ચર્ચા ચાલે છે, અને હારમાળા કોની છે, તેનો નિર્ણય થવામાં બહુ અગત્યનો ભાગ નાશ પામ્યો છે. વિશ્વનાથ જાનીના આ કાવ્યમાંના કુવરબાઈના મામેરાના વિભાગને અંતે કવિ લખે છે કે,

"સંવત સત્તર આઠ અભિનવો, ચૈત્ર વદ શનિવાર;
તાપતરણ તેરસને દાઢે, પુણ્ય તણો નહિ પાર."

* * * *

"ગોવિંદ કૃપાએ ગ્રંથ બાંધ્યો, પ્રેમે પાટણ દેશ."

અને એની ઇતિશ્રીમાં લખ્યુ છે કે "ઇતિશ્રી મહામેરુ નરસિંહ મેહેતાનું જાની વિશ્વનાથ કૃત સંપુરણ." અત્રે કડવાં ૪૦ પૂરાં થાય છે, અને "હાર ચરિત્ર" ૪૧ માં કડવાથી શરુ થાય છે. અપૂર્ણ છતાં આ કાવ્ય અત્ર દાખલ કરવાનું વાસ્તવિક મેં એટલા માટે ધાર્યું છે કે, સંવત ૧૬૯૫ માં જન્મેલા પ્રેમાનદની ૧૩ વરસની વયે, પાટણમાં વિશ્વનાથ જાનીએ કુંવરબાઇનું મામેરું રચી સમાપ્ત કીધું છે; અને બીજા પાંચ વરસ "હાર ચરિત્ર" અથવા જેને "હારમાળા" કહેવામાં આવે છે તે પૂર્ણ કર્યું હોય તો, પ્રેમાનંદની અરાડ વરસની વયે પાટણમાં એક કવિએ "હારમાળા" લખી છે; અર્થાત્ જેને પ્રેમાનંદની "હારમાળા" કહેવામાં આવે છે તે "હારમાળા" સંપૂર્ણ પ્રેમાનંદની હોઇ શકવી અશક્ય જ છે. વળી પ્રેમાનંદના મામેરા અને હુંડીમાં વિશ્વનાથ જાનીના કાવ્યની છાયા પ્રત્યક્ષ નહિ, પરંતુ તેના કેટલાક ચરણો જોવામાં આવે છે. એ જોતાં આ શંકા અસ્થાને નથી કે પ્રેમાનંદે વિશ્વનાથનું કાવ્ય જોયા કે સાંભળ્યા પછી હુંડી અને મામેરું રચ્યું પણ હોય!

કરજોડીને કરી વિનતિ, મેહેતાજીસુ ...
કીરતન છે આજ આપણે મંદીર, આવજો વેહેલા ... ૧૪
પ્રસન્ન થૈને હા ભણી, તે મનમોહાં આણી પ્રેમ;
મહેતીજીએ મન્ય વિચાર્યું, એ ભિયા તે એમના એમ. ૧૫
સમી સાંઝથી ઘરમાં ઘાલી, સાંકળ બાહાર દીધી;
મેહેતાજીએ હા ભણી તેસુ, * * * ૧૬
* * રાતે મેહેતાજી, દીઠા શુદ્ધતણે ભુવન;
મગન થઇને તાલ વજાડે, નાચી કરે કીરતંન. ૧૭
તતક્ષણ સૌકો મળીને આવ્યા, મેહેતાના ગ્રેહે મુજાર;
મેહેતીને કહે વાંક નહિ આવું, પ્રીછો આજે સમાચાર. ૧૮
* * * * *
મેહેતીજી બોલ્યા સૌ પ્રતે, આ સ્વામી મારો પોઢ્યો પોતાને ઘેર. ૧૯
દ્વાર ઉઘાડીને દેખાડ્યા, મેહેતો દીઠા સજ્યાએ;
હવડાં જોઈ અમો આવ્યા છું, વિસ્મે મન સૌ થાએ. ૨૦
વીપ્ર દોડાવી તાંહાં જોવરાવ્યું, જુએ તો નાચે ગાય;
ફરી આવ્યા તો મેહેતો દીઠા, મેહેતાના ઘર માંહાંય. ૨૧
માંહોમાંહે જોઇ રહા સહુ, લજ્જા પામ્યા મંન;
ખરો ભક્ત તે એ દિસે છે, અકલિત ગત એ ધંન. ૨૨
મેહેતાજીને જે કો નંદે, તે ગણવો અસંન;
પાગ્ય લાગીને સૌકો આવ્યા, પોતાને ભોવંન. ૨૩
દેવ ચરિત્ર મેહેતાનુ દીઠું, ટલી મનની ભ્રાંત;
તે દિવસથી તે સમસ્તે, મૂકી મનથી ખાંત. ૨૪

---

વિશ્વનાથ જાની કૃત બીજું એક કાવ્ય પણ એવી જ સ્થિતિવાળુ પ્રાપ્ત થયું છે. તેની અસલ પ્રત રા રા. તનસુખરામ મનસુખરામ પાસે છે તેના પ્રથમના અને છેવટના પાના ફાટી ગયા છે, પણ વચલા કડવાના અંતમાં વિશ્વનાથ એવી છાપ જોવામા આવે છે. એ કાવ્યનું નામ "ગનિમની લડાઇ" છે. એ લડાઇ ક્યારે થઈ તેનો નિશ્ચય થાય તો વિશ્વનાથ જાનીએ મામેરાને અંતે જે સાલ આપી છે તેની સત્યતા સંપૂર્ણ સિદ્ધ થઈ શકે. અને "ગનિમની લડાઈ" નો રચનાર વિશ્વનાથ અને નરસૈં મેહેતાના ચરિત્રનો રચનાર વિશ્વનાથ જાની એક જ છે કે ભિન્ન છે, એ પણ નિશ્ચય થવાની જરૂર છે.

આ કાવ્યમાં જ્યાં મને યોગ્ય ને આવશ્યક જણાયું છે ત્યાં જ જોડણી સુધારી છે.

† કાવ્યનો પ્રારભ ૮ માં કડવાની ૧૨ મી કડીથી થાય છે. નાગરોએ આવીને મેહેતાની ધણીયાણીને સમજાવ્યું કે, મેહેતો નીચ કે ઉંચ ગમે તેને ત્યાં જઇ નાચે છે, ગાએ છે, તેથી નાગરોની આબરુ જાય છે. મેહેતીએ, મેહેતાને સમજાવી તેમ ન કરશે, એમ ન્યાતિલાઓને ધીરજ આપી નાગરો ગયા પછી મેહેતાજી ઘેર આવ્યા, ત્યારે સર્વ વર્તમાન કહ્યા. મેહેતાએ હવેથી તેમ ન કરવાનું સ્વીકાર્યું. અહિંથી કાવ્યનો આરંભ છે.

વલણ.

આંત મૂકી સરવે કોએ, દીધી જ્યારે * દ;
મેહેતાજીની ભક્તિ ઉપર, સહુની વાધી બુદ્ધ. ૨૫

## કડવું ૯ મું.

### રાગ દેશી ચાલતી.

ભક્ત શિરોમણિ નરસિંહ મેહેતો, જેને અહરનીશ હરિનું ધ્યાન;
એક ક્ષણ ચિત્તથી ન વિસારે, કૃષ્ણ લીલાનું ગાન. ૧
જેવી લીલા તેણે નરખી, તેહની ક * * બંધ;
ઉપનિષદના સરખી જેની વાણી, પ્રભાસુકૃત (?) સ્તવન ગોવંદ. ૨
આગનાએ કરી કીરત વખાણું, નરખી લીલા સાર;
પામર પ્રાણી કલી કાલના, તેહને થયો ઉપગાર. ૩
નીત તેણે વંદાવન પેખે, દેખે સુંદર શ્રામ;
સમદરશી જે નર છે તેથી, ન હોએ વેગલો રામ. ૪
પ્રેમરસનું પાત્ર પોતે, પરમારથ જેની દેહ;
ગાન તાન ને કીરતન કરવું, ભક્ત વધારવા નેહ. ૫
જેહની ચંતા કરે શામલિયો, અળગો નહિ લગાર;
મેહેતાનું મન મોહન સાથે, મોહન ચલાવે વહેવાર. ૬
એક દિવસ મેહેતાને મંદિર, પ્રાહુણા સંત આવ્યા ઘેર;
* * * * * ૭
* * * * *
મેહેતાજીએ માન દઇને, સૌ કો ભુવન ઉતાર્યા. ૮
ભોજન કરી મેહેતોજી રહ્યા છે, દિવસ રહિ ધટી ચાર;
તોણુ વાસી રાખે નહિ, એક મનુષ * આહાર. ૯
આદરભાવ પ્રોહણાને કીધો, બહુ વિધ દીધું માન;
મેહેતીજીને આગ્ના આપી, કરો જમાડવાનો સામાન. ૧૦
અન સામગ્રી હવડા લાવ્યો, ક્ષણું નહિ લાગે વાર;
એમ કહીને ચૌટે ચાલ્યા, મેહેતો પરમ ઉદાર. ૧૧
વાટે જાતે મેહેતાજીને, મળીઆ વૈષ્ણવ જંન;
જેશ્રીકૃષ્ણ કરી કર જોડ્યા, બોલ્યો પ્રેમ વચંન. ૧૨
મેહેતાજી આજ કૃપા કરીને, આવો મારે ભૂવંન;
ઓચ્છવ છે આપણને મંદિર, આવી કરો પાવંન. ૧૩
મહેતાજી રલીઆત થઇને, ચાલ્યા તમના તમ;
હરિ કીરતનમાં મગન થયા, ને વિસર્યો ઘરનો મરમ. ૧૪

શામળિયે તેવી સમે વિચાર્યું, પ્રાહુણા જોશે વાટ;
મેહેતો લીન થયા હું માંહે, માહરે પડ્યો ઉચાટ. ૧૫
તતક્ષણ રૂપ ધર્યું નરસૈંનું, પોતે જુગજીવન;
અન સામગ્રી લઈને પોતે, આવ્યા મેહેતાને સદન. ૧૬
મેહેતીના મુખ આગળ મૂકયુ, ચાલ્યા કહી વચંન;
પાક રચી જમાડજો સૌને, હું જાઉછું કીરતંન. ૧૭
રસોઇ નીપાઈ સૌકો જમાડ્યા, મનમાંહાં થયા રલીઆત;
વિરામ પામ્યા નિદ્રા આવી, જાગ્યા થયે પ્રભાત. ૧૮
કીરતનથી મેહેતાજી ઉઠયા, સાંભરી ઘરની વાત;
પ્રાહુણા ઘેર ભૂખ્યા રહ્યા, ને એ તો મહાઉત્પાત. ૧૯
ચિંતાતુર આવ્યા ઘર માહે, સ્રીને પૂછ્યો સમાચાર;
ઘેલું લાગ્યુ સ્વામી મારા, કહેવા લાગી નાર. ૨૦
તમો સામગ્રી આપી ગયા છો, પૂછો છો શું આમ;
એટલી વારમાં કોહ કેમ વિસરીયાં. જુઓ વિચારી સ્વામ. ૨૧
મેહેતે ગત પ્રીછી મનમાંહે, જે શામળિયાનાં કામ;
કોણ લાડ પાલે એમ રંકના, વિના સુંદર શ્યામ. ૨૨
શીખ માગીને પ્રાહુણા ચાલ્યા, પ્રસંન છે જેનું મંન;
મેહેતો મગન થયા સેવામાં, નિરમળ બુદ્ધિ પાવંન. ૨૩
એક પલક સાધુની સંગતી, જે કો પામે જંન;
કોટી જનમના પાપ હરે, ને થાયે હરિ દરશન. ૨૪
મેહેતાજીની સંગત પામ્યા, પ્રાહુણા થયા પાવંન;
જેહના સીતને (?) અમર પામે, તેનું આરોગ્યા અંન. ૨૫

વલણ.

અન્ન આરોગ્યા હરિ હાથનો, મેહેતાજીને સંગે કરી;
હરિમળે હરિદાસ સેવતાં, સંદેહ નહિ એમાં ફરી. ૨૬

## કડવું ૧૦ મું.

### રાગ સામેરી.

જુનાગઢ મોઝાર, એક નાગરને ઘેર તહેવાર;
તેડી જમવા સઘળી જ્ઞાત, નોતરાં કરી પ્રભાત. ૧

ઢાળ.

નોતરાં કરી સૌને ગયા, પાક સામગ્રી કીધી ભલી;
તે નાગર સાધુ કહાવે, હરિજનસુ રહેતો મળી. ૨
આમંત્રણ કરવા પ્રેમસું, આવ્યો મેહેતાને ભુવંન;
આગ્રેહ કીધો અતિ ઘણો, મેહેતે માન્યું વચંન. ૩

મધ્યાહ્ન સમે તેડી ચાલ્યો, મેહેતાને વિનતિ કરી;
મનમાંહાં સંદેહ એમ રાખે, જે મેહેતો જમે જમ્યા હરિ. ૪
નાગર સૌ કો નાહિં બેઠા, જેને પૂરણ મદ અહંકાર;
ધને પૂરા, વિષે શૂરા, દૂષના કરનાર. ૫
નીઠાર નિંદા કરવા લાગ્યા, બોલ્યા આણી દ્વેખ;
* * * થાયે, નાગરને અવશ્યમેવ. ૬
નરસૈં મેહેતો તે સભામાં આવ્યા, બેઠા સ્નાતા થઈ;
હાસ્ય માંડયું નાગરે, ચેષ્ટિક વાણી મુખથી કહી. ૭
માળા ધરી ભક્ત આવ્યા, કીધા સૌને પવિત્ર;
પ્રસાદ ખાયે નીચના, કરે નાટીક બહુ ચરિત્ર. ૮
ઠીહાંસણા અતિ ઘણું, કીધો એમ વિચાર;
નરસૈંયાને સંગ અમો, નહિ જમુ નિરધાર. ૯
ઘર ધણીને કહ્યુ સરવે, વટાળવા તેડ્યા અમો;
અમે અમારે ઉઠી જાવું છું, ૮મો ને નરસૈં જમો. ૧૦
વિહલુ મુખ થઈ ગયુ તેનું, ટવળવા લાગ્યો સહિ;
નરસૈંયો જમશે નહિ, ને તમો તે બેસો અહિં. ૧૧
વિચાર્યું જે જ્ઞાત તજશે, જો નહીં માનું કહ્યું;
નરસૈંયેએ તો લાજ મૂકી, પણ હું તો કામ મૂકી રહુ. ૧૨
સત ચૂકી માન મૂકી, મેહેતાને વિનતિ કરી;
સ્વામી ન્યાત ઉપર કેમ થવાએ, આજે તો જાઓ ફરી. ૧૩
માયા કરી વાહાણ બુડા, વિષે જલની માંહે;
તાંહાં ભવસાગરનું નાવ આવ્યું, કેમ કરીને સમાયે. ૧૪
નરસૈં મેહેતો ચાલ્યા ઉઠી, નૈત્રમાંહા નહીં રીસ;
તીરસકાર પામ્યો ભક્ત જાણી, કોપ્યા શ્રી જુગદીશ. ૧૫
પ્રીસણાં ચાલતાં કર્યાં, વિપ્ર સૌ તત્પર થયા;
અન્ન લેવા કારણે, રસોઈશાળામાંહાં ગયા. ૧૬
પાક ઉઘાડ્યો જેટલે, વિપરીત્ત દીઠું તાંહાં,
નરકના ઢગલા વલ્યા, કચવચે તે કરમી તે માંહાં. ૧૭
દુર્ગંધ ચાલી તાંહાં થકી, સહી ન જાએ લગાર;
મોહ વણસાડી પ્રીસનારા, નીસરા સૌ બાહાર. ૧૮
કહેવા લાગ્યા માંહોમાંહે, જમણ તો ગયું રદ થઈ;
જોવા ચાલ્યા નાગર સરવે, પણ પાસે જવાએ નહિ. ૧૯
એક નાગર સમજુ હતો, તેણે વાત કહી ખરી;
મેહેતાજી ઉવેખ્યા સરવે, તે દોષે રુઠ્યા હરિ. ૨૦

વચન તેનું સત્ય માન્યું, ઉઠીને પુઠે ચાલ્યા;
મેહેતાજીની વાટમાંહે, વળતા એ જઈ મલ્યા. ૨૧
સ્વામીજી અમો હાસ્ય કીધુ, તે અપરાધ ક્ષમા કરો;
તમ વિના સૌ કેમ જમે, કૃપા કરી પાછા ફરો. ૨૨
સાંભળતા રલીઆત થઇને, પ્રસન્ન મુખે પાછા આવીયા;
સામા આવી પાયે લાગી, સૌ તણે મન ભાવીયા. ૨૩
મેહેતાજીને કહ્યો સઘળો, અન્નતણો વિસ્તાર;
તમો પધાર્યા એટલે તો, જમન થયું સૌ છાર. ૨૪
નાના મોટા ભૂખ્યા જાણી, મેહેતે મન કરુણા ધરી;
રસોઇશાળામાંહાં પધાર્યા, અમૃતદ્રષ્ટિ પ્રેમે કરી. ૨૫
પાક સમર્યો તે સમે, ક્ષણું ન લાગી વાર;
પકવાન માંહાથી પીમળ પ્રગટ્યો, શાક પાક ચમત્કાર. ૨૬
પાગ્ય નમીયા મેહેતાજીને, નાગર સૌ તેણી વાર;
ધન ધન વાણી ઓચરે, મેહેતો કારણ અવતાર. ૨૭
આગ્ના માગી મેહેતા પ્રતે, જમવા બેઠું સૌ સાથ;
મેહેતાજીની પંગતે, સૌકો થયું પુનાત. ૨૮
થાળ ગાઇ નરસૈં મેહેતે, પ્રસાદ કીધુ અન્ન;
ન્યાત સઘળી તે પ્રસાદે, થઈ તે પાવંન ૨૯
તે સમે શ્રીમુખ મેહેતે, પદ ગાયું પ્રેમે કરી;
સાંભળ્યું સૌ નાગર સાથે, ગાજીને બોલ્યા હરિ. ૩૦

રાગ કાલેરો.

વટલ્યો રે નાગર નરસૈંયો, બોટયું આહિરનું ખાધુ રે;
ને અવર રસ સહુ ઢોળી લીધો, અમૃત કચોળુ લાધુ રે. વટલ્યો.
નીત ઉઠી સુંદર શામલિયો, વૃંદાવનમાંહાં જાયે રે;
નરસૈંયાને માંહે બેસાડી, આહીરડામાંહ ખાયે રે. વટલ્યો.

રાગ ચાલતો.

જમી ઉઠ્યા સમસ્ત નાગર, હૈડે હરખ ન માયે;
મેહેતાજીને પાગ્ય નમીને, સૌકો મંદિર જાયે. ૩૧
જેને માથે શામળો, તેને ઉવેખે કોણ;
ભક્તની ખ્યાત વધારવા કેરું, પોતે પાળે પોણ. ૩૨

વલણ.

પોણુ પાળે, દોષ ટાળે, સમરીએ ભાંજે ભીડ;
એકમનો જે કો આરાધે, તેની શમે ભવ પીડ. ૩૩

## કડવું ૧૧ મું.

રાગ—

નરસૈં મેહેતો વૈષ્ણુવરાજ, હરિ આરાધ્યા મૂકીને લાજ; ૧
રાત દિવસ ભજે ભગવાન, પ્રેમ ધરીને કરે ગુણુગાન. ૨
હરખ શોક જેને નમળે લેશ, પરમાનંદ જેને આવેશ. ૩
વસ્ત્ર અંગે પેહેરે અતિસાર, વૈષ્ણુવના અંગે ધરે શણુગાર. ૪
તોરા છોગા મસ્તક ધરે, નટવર રૂપે કીરતન કરે. ૫
કૃષ્ણુ છબીલાનું ધરે ચિત્ત ધ્યાન, તેની ભક્તિ ને તેવો વાન. ૬
મંગળ રૂપ જેને હૈડે વસ્યું, અમંગળ તેને ન હોયે કશું. ૭
સ્વરૂપ સુંદર મેહેતાતણું, જેને ભક્તિ રસનું પોષણુ ઘણું. ૮
પહેરણો ઝીણો વસ્ત્ર અનૂપ, પાઘડીએ શોભે છે રૂપ. ૯
ઉપમા મેહેતાની કહેવાયે, લખપતિ જેથી ઝાંખા થાયે. ૧૦
અમૃત ભર્યું છે આંખ મોઝાર, નિર્મળ દ્રષ્ટિ રહિત વિકાર. ૧૧
કૃપા દ્રષ્ટિ જે ઉપર કરે, તે ભક્તિ હરિની આચરે. ૧૨
સંગત પામે નર ને નાર, તે નિર્લજ્જ થઇને ભજે મોરાર. ૧૩
સ્ત્રી પુરુષ સૌ કીરતન કરે, મેહેતાની જોડે તાલ ધરે. ૧૪
નગર લોક થયાં વૈષ્ણુવ જન, ઘેર ઘેર મેહેતો કરે કીરતન. ૧૫
એણીપેર મેહેતો સમરે ગોપાળ, એમ કરતાં વિત્યો બહુ કાળ. ૧૬
ઇશ્વરી ઇચ્છા એમ થઈ, મેહેતાની સ્ત્રી વૈકુંઠ ગઈ. ૧૭
મેહેતોજી થયા પ્રસન્ન, કુંવરબાઇએ ભર્યાં લોચન. ૧૮
મેહેતોજી કહે ટળ્યો જંજાળ, પુત્રી સમરો શ્રીગોપાળ. ૧૯
કેટલા દિવસ ગયા પછી વહી, ગોવિંદ ગતિ નવ જાએ લહી. ૨૦
શામળદાસ સુત હુતો જે, પામ્યો રામ શરણુ તાંહાં તે. ૨૧
ક્ષુદ્ર સુખ મેહેતાને ગયું, એદી સુખ અંતર ગત લહ્યું, ૨૨
રોયા સઘળા પૂરના લોક, મેહેતાને નવ વ્યાપે શોક. ૨૩
કુંવરબાઈ અતિ દુઃખીણી થઈ, આણું આવ્યું ને સાસરે ગઈ. ૨૪
તાતે મૂકયો મસ્તક હાથ, તાહારે માથે છે ગોકુલનાથ. ૨૫
મેહેતે વળી વિનતિ કરી, તાલ ધરીને સમર્યા શ્રી હરિ. ૨૬
વહુ વિધવા તે ઘરમાં રેહે, મેહેતાતણી તે પેરેજ લેહે. ૨૭
જાણો જે સસરો છે દેવ, ભાગ્ય હોય તો કરું એની સેવ. ૨૮
પછે હરખ શોક મનનો પરહરી, સસરાની સેવા આચરી. ૨૯
પૂજા વિધની સાધે પેર, હરી ભજે બેસી રેહે ઘેર. ૩૦
મેહેતાજીની વાણી જેહ, ગાયે શીખે ને સાંભળે તેહ. ૩૧
અવર સ્ત્રી શિખે તે કને, હરિ ભજે સૌ એક મને. ૩૨

માનબાઇ નામે એક નાર, તેહને ઘણું વાહાલા મોરાર. ૩૩
રતનબાઇ બીજી સુંદરી, તેહને વાહાલી ભક્તિજ હરિ. ૩૪
લાજ રહિત ને નિર્મળ મન, મેહેતા સાથે કરે કીરતન. ૩૫
ગાવા લાગે ને વાહે તાલ, સંસારની તેને છુટી જાળ. ૩૬
બીજી સખી એવી બે ચાર, તેણીએ મૂક્યો લોકાચાર. ૩૭
જાંહાં જાંહાં મેહેતા નીરતજ* કરે, ત્યાં પૂંઠે સૌ ગાતી ફરે. ૩૮
નૌતન રીત મેહેતાની ખરી, બે પાસા ઉભી સુંદરી. ૩૯
નાચે કંઠ ભરાવી હાથ, એણીપેરે વશ કીધા ગોપીનાથ. ૪૦
પુરુષ રૂપે નરસૈંયો જે, સખી ભાવ મન ધરતો તે. ૪૧
નિર્ધૂમ અગ્નિ હોયે જેમ, નરસૈં નિર્વિકારી તેમ. ૪૨
જેમ અગ્નિમાં ટાઢક નહિ લેશ, તેમ વિષય બુદ્ધિનો નહિ પરવેશ. ૪૩
મન જીતી એમ કીરતન કરે, મેહેતાના સરખું ચિત્ત ધરે. ૪૪
પંચાગ્નિ તપ કલ્પતું જે, પળસમ તાંથે નાવે તે. ૪૫
પણ મેહેતાજીનું છે વચન, શ્રી મુખે જે કહ્યું પાવંન. ૪૬
મારું ગાયું ગાશે જેહ, ઘણા ગોદા ખાશે તેહ. ✓ ૪૭
મારું ગાયું ગાશે જેહ, સુખે વૈકુંઠ જાશે તેહ. ૪૮
એ વચનનો ભેદ વિચાર, જાણ્યા હશે તે લેશે નિરધાર. ૪૯
કૃષ્ણ ભક્ત નરસૈં સમાન, કલજુગમાં નહિ હોયે નિદાન. ૫૦
નરસૈંની વાણી જો ચિત્ત ધરે, ભવસાગર તે નિશ્ચે તરે. ૫૧

### વલણ.

ભવસાગર તે તરે નિશ્ચે, જે જાણે ગત મેહેતાતણી;
લાડ પાળે સંકષ્ટ ટાળે, ભક્ત વત્સલ વૈંકુઠધણી. ૫૨

## કડવું ૧૨ મું.

### રાગ કેદારો.

પરવત મેહેતો નાગર જે, જુનાગઢમાં રેહેતો તે;
લેહેતો ભક્તિ શ્રીહરિ તણી એ. ૧
ગોવિંદના ગુણ ગાયે નિત્ય, હરનિશ ધ્યાન હરિનું ચિત્ત;
પ્રીતે પૂજે દ્વારકા ધણી રે. ૨

### ઢાળ.

દ્વારકાનાથની પૂજા કરવા, નેમ પાળે એહ;
માસ એકે દ્વારામતિ જઇને, હરિપદ પૂજે તેહ. ૩

---

* નૃત્ય=નાચવું.

સંવત્સરમાં દ્વાદશી એપ, કરે સ્થિર બુદ્ધ આણી
ભક્તિ જોઈ પર્વત મેહેતાની, ત્રુઠા સારંગપાણી.
સ્વપનમાંહે તેને દર્શન દીધું, આજ્ઞા આપી સાર;
હું માટે તું શ્રમ કરાં છાં, તો રહીશ તું ગ્રેહે મુઝાર.
પ્રાતઃસમે તુજ સિંધુ તીરે, પ્રતિમા છે એક મારી;
તેને લઇને પૂજન કરજે, મનસા ફળશે તારી. ૬
નિકટજ આવ્યો તારે મંદિર, કૃપા કહીને હુંય;
ત્યાં રહીને સેવા કરજે, ફરીશ મા હાવું તુંય. ૭
પ્રાતઃસમે ત્યાં જાઇ જોયુ, તો દીઠા શ્રી મહારાજ;
* * * * * ૮
દીનબંધુ દયાનિધી સ્વામી, ભક્ત વત્સલ પ્રભુ કહાવ્યા;
એક મને આરાધ્યા ભકતે, તો તેને મંદિર આવ્યા. ૯
પરવત મેહેતા નગર માંહે, વૈભવનો નહિ પાર;
રીધ સિધ સંપત સુખ સઘળું, પુત્ર કલત્ર પરિવાર. ૧૦
કીરતન ઓચ્છવ સદા નિરંતર, હોયે ભૂવન મોઝાર;
બાલગોપાળ સૌ કો તેના, ભક્તિ કરે મોરાર. ૧૧
એક દિવસ પરવત મેહેતે, કીધી સજાઈ કીરતન;
વિનતિ કરી નરસૈં મેહેતાને, તેડ્યા પોતાને ભુવન. ૧૨
નિશાએથી કીરતન આરંભ્યું, મળ્યો વૈષ્ણવ સાથ;
સખી સંગાથે મેહેતા નાચે, સમરે ગોપીનાથ. ૧૩
તાલ મૃદંગ ને વેણુ વાજે, ઝાલરી ને કરતાલ;
મગન થઈને મેહેતો નાચે, રંગ ઝામ્યો છે રસાળ. ૧૪
પરવત મેહેતો ગાવા લાગે, આણી મન આનંદ;
લોક સૌ તાંહાં જોવા આવ્યા, નરનારીનાં વૃન્દ. ૧૫
એક દ્રષ્ટિએ સૌ નિહાળે, મેહેતાજીનું રૂપ;
હરિરસ અમૃત રેડે વિણા, વાજીંત્ર શબ્દ અનૂપ. ૧૬
શુદ્ધ બુદ્ધ સૌકો ગયું વિસરી, જોઈ મેહેતાનું કીરતન;
મેહેતો નીરખે અંતરગતિ, આનંદ તણો નંદન. ૧૭
તે સમે ત્યાં તૃષિત થયા ને, મેહેતે માંગ્યું પાણી;
નર નારી ઉભા સૌ પાસે, પણ કોણે ન સાંભળી વાણી. ૧૮
ગાન તાનના રંગમાં ભુલ્યા, ઘરના માણુસ જેહ;
મેહેતાજીના સંગી જે કો, રસ મગ્ન થઈ ગયા તેહ. ૧૯
તતક્ષણ જાણ્યું છેલ છબીલે, જે જલ માંગ્યું ભક્ત મારે;
ઝારી ભરીને પ્રભુજી પધાર્યા, મેહેતે દીઠા તેવારે. ૨૦

નરસૈં મેહેતે પ્રણામ કરીને, જળ પીધું તેણી વાર;
કનક ઝારી આપી જળ પીને, હરિના કરમોઝાર. ૨૧
મેહેતાજી પોતે એકલા નીરખે, સુંદર શામળવાન;
ઝારી એકલી લોકે દીઠી, વિસ્મે થયા તે સ્થાન. ૨૨
ફરી ગગનમાં જાતી દીઠી, હેમતણી તે ઝારી;
પરવત મહેતા આદે લહીને, સૌ કો રહ્યાં મન વિચારી. ૨૩
મનમાં મરમ પ્રીછવો સૌ કોએ, જે મેહેતે માગ્યુ હતું પાણી;
આપણે કોએ ચિત્ત ન ધરીયું, કૃષ્ણે પાયું પાણી. ૨૪
જેજેકાર થયો તેણી વેલા, પુષ્પવૃષ્ટિ ત્યાં કીધી;
નરસૈં મેહેતા નૃત્ય કરે છે, મનસુ તાલી દીધી. ૨૫
ધન ભક્તિ નરસૈં મેહેતાની, તેની ચંતા ચતુરભૂજ જાણે;
હાથે કરી હરિ પાણી પાયે, જેને દેવ વખાણે. ૨૬
ધન ધન જીવ્યું તે પ્રાણીનું, જે સંગ મેહેતાના પામ્યા;
ભવસાગર તરીઆ તે સેહેજે, જનમના દુઃખ વામ્યા. ૨૭
કીરતન કરતાં રાત વિહાણી, અરુણ ઉદે થયો જે વારે;
થાળ ગાઈ ભોગ સમર્પ્યો, વેહેંચી આપ્યો તે વારે. ૨૮
પ્રભાત સમે સુધી કીરતન, નવ તે કીધ * ;
ગાયન કરતા મેહેતોજી પધાર્યા, ( મહેતોજી ) મહા ભાગ. ૨૯

વલણ.

મહાભાગ સાધુ શિરોમણિ, નરસૈં મેહેતો ધંન;
સદા નિરંતર અંતર ખાંતે, કરે કૃષ્ણ કીરતંન. ૩૦

## કડવું ૧૩ મું.

### રાગ મારુણી

મહેતાની ઘેર ઘેર વાત, જૂનાગઢમાં વર્તી ખ્યાત;
દૂરિજન લોક તે કરે બહુ વાત, કઠિણ હૃદયની નાગરી નાત. ૧
કો કહે એનો ભ્રષ્ટ આચાર, ઉઘાડો ગાએ શણગાર;
કો કહે એમાં પરાક્રમ ઘણું, દૈવત સાધન વીરજતણું. ૨
મંત્ર જંત્રનું કારણ ખરું, તેણે કરી સહુ કરે પાધરું;
કો કહે એ છે વૈષ્ણવ જન, હરિ છે એ ઉપર પ્રસન્ન. ૩
કો કહે કલિનાં કૌતક ઘણાં, મન સાચાં ન હોય કો તણાં;
હરિ મળવાની છે કઠણ વાત, કયાંહાંથી મળે કીધે ઉત્પાત. ૪
ઘણા લોક જાણે છે દેવ, પણ પાખંડીની છે એહેમાં ટેવ;
એહેવું સહુકો મનમાં ધરે, મહેતાની નિંદા આચરે. ૫

શું જાણે વૈષ્ણવની ગતિ, પશુજાત માણસ મંદમતી;
જેહેના દુષ્કૃત ક્ષેમ* પામશે, તો સાધુને શિર નામશે. ૬
જેહેને માથે છે પાપના ભાર, તે હરિ જનસું ધરે અહંકાર;
પૂર્વ જન્મનું જો છે પુણ્ય, તો વૈષ્ણવ વાહાલા હોયે મંન. ૭
કારણ રૂપ મેહેતો નરસૈં, તેહેની ગત દુષ્ટે નવ લહી;
જેહેને વાહાલા દેવ મોરાર, તે સાધુ સાથે રાખે મિત્રાચાર. ૮
શ્રી દામોદર જે રણછોડ, આરાધે તેહેને કરજોડ;
અંતરજામી જેહેનો સ્વામ, તેહેને નહીં બીજા શું કામ. ૯
કો આગળ શાહાને કાંઈ કહે, જેહેને સ્વામી પોતે લહે;
સમરતાં આવે તતકાળ, ભક્તવત્સલ હરિ દીન દયાળ. ૧૦
સકળ ભુવનનો મોટો દેવ, કામ પડે આવે તતખેવ;
એક ચરિત્ર મહેતાનું સાર, તેનો કહું માંડી વિસ્તાર. ૧૧
એક સમે જણ બે આવીયા, રૂપૈઆ સો સાત લાવીયા;
આવી પૂછ્યું નગ્ર મોઝાર, કો પારખ હુંડી કરનાર. ૧૨
ઓળખું નહીં કો પુરના લોક, પણ ગાંઠે છે રૂપૈઆ રોક;
નાગર લોક બેઠા છે જાંહાં, આવીને બોલ્યા એમ તાંહાં. ૧૩
હુંડી કરાવા આવ્યા અમો, કો પારખ દેખ્યા જો તમો;
રૂપૈઆ ગણી આપું રોક, દ્વારકાં જઈને લેશું થોક. ૧૪
તે પ્રત્યે બોલ્યા વચંન, કપટી નાગર ખોટાં મંન;
હા ભાઈ આંહાં મોટો ધનપાલ, હુંડી કરશે તે તતકાળ. ૧૫
જાંહાં તાંહાં સઘળે હુંડી કરે, કહીંઆંથી પાછી નવ ફરે;
ઠગ વિદ્યાએ બોલ્યા લોક, જૈ લેશો રૂપૈઆ રોક. ૧૬
નરસૈં નાગર વાસે આંહાં, ઓ પેલું ઘર જાઓ તાંહાં;
નાગર લોકે કીધુ હાસ, પણ વ્યાપારીને મન વિશ્વાસ. ૧૭
નવ્ય લહી કપટીની વાત, સાંભળતાં મન થયા રળીઆત;
ઘર પૂછીને આવ્યા તાંહાં, મેહેતાજી બેઠા છે જાંહાં. ૧૮
આવીને કીધા પરણામ, મેહેતાજીએ આપ્યો ઠામ;
માન દેઇને પૂછ્યું નામ, કહો કાંઈ અમ સરખું કામ. ૧૯
સ્વામ અમારી છે વિનતિ, જે હુંડી કરવી દ્વારામતિ;
રૂપૈઆ રોક લ્યો સો સાત, લખો હુંડી ચાલું પરભાત. ૨૦
મોટા વ્યાપારી જાણ્યા તમો, તે માટે આવ્યા છુ અમો;
મેહેતાને મન હરખ અપાર, હા મારો મોટો વ્યાપાર. ૨૧

* ક્ષય

પોતે મન જાણ્યું તતખેવ, નાગરને ઠગવિદ્યાની ટેવ;
જો સરવે મોકલીયા આમ, તો દામોદરજી કરશે કામ. ૨૨
રૂપૈઆ ગણી લીધા હાથ, સંભાર્યા શ્રી દ્વારકાનાથ. ૨૩

વલણ.

દ્વારકાનાથનું સમરણ કરી, રૂપૈઆ લીધા સેં સાત;
લખી હુંડી શામળશા નામે, પરદેશી કીધા રળીઆત. ૨૪

## કડવું ૧૪ મું.

### રાગ વેરાડી.

સ્વસ્તશ્રી દ્વારામતિવાસ, શામળશા હું તાહારો દાસ;
અનેક ઉપમાના છો જોગ્ય, શુભસ્થાન છો સદા આરોગ્ય. ૧
ગૌ બ્રાહ્મણુની લ્યો સંભાળ, વાચા અવિચળ ને પરમ દયાળ;
પ્રતિપત જશનો ભંડાર, કૃપાનિધિ પૂરણ ઉદાર. ૨
સદા સેવક જૂનાગઢ વાસ, લખિતંગ મેહેતા નરસૈં દાસ;
તમ કૃપાએ કુશળ છે આમ, મોટો આશરો તમારું નામ. ૩
શુભ ચિંતન તમારું કરું, જથા આજ્ઞાએ કારજ કરું;
અપરં આહાંની એ છે વાત, રૂપૈઆ લીધા સે સાત. ૪
ગોવર્ધન દામોદરદાસ, લાવ્યા છે હુંડી તમ પાસ;
રૂપૈઆ ગણી રોક આપજો, વાણોતરની પત રાખજો. ૫
મેં તમસું કીધો વ્યાપાર, તમે કરજો જેમ વાધે કાર;*
આડત જેમ ચાલે આપણી, કરવી ચિંતા સેવકની ઘણી. ૬
ક્ષણું એક વિસરતા નથી, શું કીજે જો કામારથી;
વળી વળી શાહજી એ વિનતિ, કાર ન કરવો એક રતી. ૭
થોડામાંહી ઘણું જાણવું, કૃપા કરી મનમાં આણવું;
અમને તમાહારો આશરો, વ્યાપાર આપણનો છે ખરો. ૮
તમાહારા નામ પ્રતાપે કરી, પેઢીની શોભા છે ખરી;
વાણોતરમાં ગણ્યા અમને, લાજ અમારી છે તમને. ૯
સેવકની હુડી છે એહ, શકારજો ઉતાવળી તેહ;
લખી હુડી ને દીધી આશ, ઉઠ્યા મન આણી વિશ્વાસ. ૧૦
મહેતાજીને નમીયા પાયે, લૈ હુંડીને થયા વિદાયે;
રૂપૈઆ સાત સાત અઢા જેહ, મેહેતે પરમારથ ખર્ચ્યાં તેહ. ૧૧
વેપારી ચાલ્યા તેણી વાર, મારગ માંહે કરે વિચાર. ૧૨

* કાર—શાખ, આંટ

વલણ.

વિચાર કરતા પરવરે, દ્વારામતીને પંથ;
વેપાર જોઈ મેહેતાતણો, વિસ્મે પામ્યા ચંત.* ૧૩

## કડવું ૧૫ મું.

### રાગ રામગ્રી.

હુંડીવાળા કરે વિચારજી, મહેતાજીનો દીઠો વહેવારજી. ૧
વેપાર એહનો કહો કયમ ચાલેજી, નામું લેખું ખાતે નવ લહેજી. ૨

ઢાળ.

ખાતાવહી દીસે નહીં, નહી નાણાવટની રીત;
હુંડી નામે નોંધી નહીં ને, સ્મરણ હરીનું ચિત્ત. ૩
સેવા શાલીગ્રામની, ને તુલસી દલ ને તાલ;
ખોટી હુંડી કયમ લખે, જેહેને ભકિત શ્રી ગોપાલ. ૪
સમરણ સેવા બહુ કરે, ને પાળે રૂડાં નેમ;
એહેવુ જોઇને શેઠ એસું, રાખે છે અતિ પ્રેમ. ૫
શામળશા જે શેઠ એનો, કહાવે છે ધનપાલ;
હુંડી નેણું નરખતાં, આપશે ગણી તતકાળ. ૬
મિથ્યા હુંડી કયમ લખે, જે હોયે હરિના જન;
કુડ કપટથી વેગળા રહે, ધરે બુધ પાવન. ૭
માંહોમાંહે વિચાર કરતા, ચાલ્યા બેહુ જાય;†
* * * * * ૮

વલણ.

* * * કીધો ફરવાનો વિચાર;
શામળશાનું રૂપ લીધું, શામળીએ તેણીવાર.

## કડવું ૧૬ મું.

### રાગ સામેરી.

જાત્રીજ બેહુ કરે વિચાર, શામળશા ન મળ્યા નિરધાર;
ફર્યાં પાછા મૂકી નિશ્વાસ, કામ ન થયું ને મન ઉદાસ. ૧
અંતરજામી દીનદયાળ, તતક્ષણ તાંહાં થયા કૃપાળ;
શ્રીવર સુંદર દ્વારકારાયે, જાણ્યું રખે હુંડી પાછી ફરી જાયે. ૨
નરસૈંયે દીધું મુને કાજ, વાર લાગે તો મુહુને લાજ;
તતક્ષણ પ્રકટ્યા ત્રિભોવન ભૂપ, શામળ પારખ સુંદર રૂપ. ૩

---

* ચિત્ત. † અહીંથી એક આખુ પાનું ફાટી જવાથી થોડો ભાગ ગયેલો છે.

દીસંતો મોટો ધનપાલ, તેજ ઘણું ને તીલક વિશાળ;
પારખના સરખી પાઘડી, કહો પ્રભુજી કયમ આવડી. ૪
નેત્ર વિશાળ ને ભીનેવાંન, ત્રિભોવન માંહાંકો નહિ સમાન;
મૂક્તાફળ કાને શોભંતાં, મુખે તાંબોલ અતિ ઓપંતાં. ૫
અણીઆળુ નાક શુક ચંચ સમાન, ભ્રકુટી સોહે આકાર કમાન;
નીચી એકતાઈને સુંદર ઢોલણ્ય,તતક્ષણ શીવી લાવ્યું કોણ. ૬
કાને કુંડળ જ્યોત પ્રકાશ, કંઠે પછેડી બેહુએ પાસ;
નીચા છેડા લટકે કણા, સોહે ગાંઠડી નહીં કાંઈ મણા. ૭
વેઢ વીંટી કર નંગે જડી, તતપર કોણે આણી ઘડી;
મોટી ફુંદ ને તેહવી ચાલ, ચરણે ચમકે મોજાં લાલ. ૮
ખભે દોત ને નીચી ચાલ, રૂપ શોભાવ્યું શ્રી ગોપાળ;
લેખણ એક બોશી છે કરણ, કયમ શીખ્યા એવાં આચરણ. ૯
લડસડતા ચાલે છે નાથ, પારખની પેરે નાખે હાથ;
વાણોતર છે સંગ બે ચાર, કો વહી કો કોથળી ધરનાર. ૧૦
નરસૈં કારણ ધરીયું રૂપ, કમળાને કહે વૈકુંઠભૂપ;
જેમ હુંડીવાળા પાછા વળ્યા, ચૌટાને નાકે જઈ મળ્યા. ૧૧
આવતા જોઇને અરથી બેહ, વિચાર કરવા લાગ્યા તેહ;
ફ્રી ફ્રી થાક્યા આપણ સહી, આ પારખ કો દીઠો નહીં. ૧૨
આ પારખ કો દીસે છે નવા, તતક્ષણ રહ્યા ઉભા પૂછવા;
ચૌટાં સઘળાં જોઈ જોઈ વળ્યા, (પણ) શેઠ આવાં કયાંથી નવ મળ્યા. ૧૩
ઉતાવળા જઈ પૂછે જેમ, પારખ મધુરે હસતા તેમ;
કહો શેઠજી તમો કાંહાં વસો, અમ સામુ જોઈ જોઈ શું હસો. ૧૪
વળતા શેઠ બોલ્યા વચંન, ચિંતાતુર સેં છો તમો મંન;
વાસ હમારાને શુ કરો, કાજ હોય તે મુખ ઉચરો. ૧૫
મસ્તક ધૂણે ને કર ઘસે, નરસૈં કો જૂનેગઢ વસે;
તેણે ત્યાં કીધુ ઉતપાત, રૂપૈઆ લીધા સેં સાત. ૧૬
લખી હુંડી શામળશાને નામ, જોઈ જોઈ થાકયા આખું ગામ;
ઘેર ઘેર હીંડુ છું પૂછતા, શામળશા નવ થાએ છતા. ૧૭
પણ મનમાંહાં મોટા સંદેહ, ભક્તજન કહાવે છે તેહ;
તીલક તાલ ને કીર્તન કરે, તે મિથ્યા પરધન કયમ હરે ? ૧૮
તમો દીસો છો મોટા ધનપાલ, કહો કંઈ શામળશાની ભાળ?
સુણી વાણી એવી પ્રકાશ, પારખની પેરે કીધું હાસ. ૧૯
અરે ભાઇઓ કાં ઊતાવળા, શા માટે થાઓ આકળા;
શામળશા તે મળશે આંહાં, લાવો હુંડી જોઇએ કાંહા. ૨૦

અરથી મન થયા રળીયાત, કાંઈએક ત્યાં દીસે છે વાત;
હુડી લઇને આગળ ધરી, વાંચીને બોલ્યા નરહરિ. ૨૧
ખોટા તે ચૌટાના લોક, નરસૈંના રૂપૈઆ રોક;
શામળશા તે મ્હારું નામ, છાના વસીએ આણે ગામ. ૨૨
હરિજન વિના કો નવ ઓળખે, જુઠી હુંડી નરસૈં કયમ લખે;
શામળશા છોડે ગાંઠડી, દીઠે ટાહાઢી થૈ આંખડી. ૨૩
શેઠ ઉભા રૂપૈઆ ગણે, પારખી લીધા બેહુએ જણે;
માંહોમાંહે થયા રળીયાત, મહેતાજીની પૂછી વાત. ૨૪
કાગળ વળતા જાજો લેઈ, મેહેતાજીને કેહેજો જઈ;
પ્રીતસું કરવો વેહેપાર, તમ કરજો જેમ વાધે કાર. ૨૫
દુર્જન લોકે કથની કથી, અમ તમ વચ્ચે કંઈ અંતર નથી;
જે વારે તમને જોઇએ જેહ, અમ સરખું વળી લખજો તેહ. ૨૬
અહરનિશ તમારા પત્રની જોઉં છું વાટ, તમ અરથે માંડયું છે હાટ;
તમ આધારે રહ્યા છું અમો, એમાં સંદેહ ન રાખશો તમો. ૨૭
એક ક્ષણું વિસરતા નથી, ઘણું શું કહીએ મોંહે કથી;
અરથી બેહુ થયા વદાય, ચાલ્યા ત્યાંથી નમીને પાય. ૨૮
ધંન ધંન રે સંગતિ સાધુની, સંભારોને ગત વિધિની;
મેહેતાની સંગત પામીએ, હરિ દર્શનથી દુઃખ વામીએ. ૨૯
સંગત સાધુની ક્ષણું એક જેહ, અક્ષય સુખ પમાડે તેહ;
સાધુ સંગતનો જે મહીમાય, સહસ્ર જીભ્યાએ ન કહેવાય. ૩૦
અરથી હીંડ્યા કરી પરણામ, જૈ પોહોત્યા પોતાને ઠામ;
કાગળનું કહ્યું જે શેઠ, કામ થયું ને પોહોત્યા ઠેઠ. ૩૧

### વલણ.

ઠેઠ પોહોત્યા અરથી બંને, આવ્યા જુનાગઢ માંહે;
આનંદ મનમાંહે આણી, આવી નમ્યા મેહેતાને પાએ. ૩૨

## કડવું ૧૭ મું.

### રાગ ધનાશ્રી.

વેહેપારીનાં સર્યાં સહુ કાજજી, મેહેતાની સંગતે મળ્યા મહારાજજી;
હુંડી નાણું પામ્યા રોકજી, કીધી જાત્રા શમ્યા સહુ શોકજી. ૧

### ઢાળ.

શોક શમ્યા સહુ મન તણા, રહ્યા માસ એક દ્વારામતી;
પછે જુનાગઢ માંહાં આવીયાને, કહી મેહેતાજીને સહુ ગતી. ૨

પ્રસન્નવદન દીઠાં બંનેના, મેહેતે મનમાંહે લહ્યું;
શામળશા તે મળ્યા દીસે છે, કારજ પણ દીસે થયું. ૩
કુશળ વાર્તા પૂછી મેહેતે, તે વારે કહી માંડી વાત;
શામળશા તતક્ષણ મળ્યા, આપ્યા રૂપૈઆ સો સાત. ૪
વાંચી હુંડી તમતણી, ચાંપી રુદીયા સાહાથ;
ઘણું વાહાલા છો શેઠને, તમ ઉપર અતિ રળીઆત. ૫
મુખ વચને જે કાહાવીયું, તે કહ્યું સર્વે કથી;
વારંવાર એમ ઉચર્યાં જે, મેહેતાશુ અંતર નથી. ૬
રોમાંચિત મેહેતો થયા, નયણે ચાલી આંસુ ધાર;
શેઠ માહારો દયાનિધિ છે, રાંકની કરે સાર. ૭
હું વાણોતર રંક એહેનો, કૃપા રાખે જેહ;
લાડ પાળે દીનનાં તે, લક્ષણ મોટાંના તેહ. ૮
આજ્ઞા આપી વહેપારીને, ગ્રહી કરમાં તાલ;
કીર્ત્તન માંડ્યું પ્રેમસું, સમર્યા શ્રીગોપાળ. ૯
જાત્રીને સહુ ઉભા રાખી, પૂછે પુરના લોક;
દઇ હુંડી શામળશાએ, આપ્યા રૂપૈઆ રોક. ૧૦
ધન્ય ધન્ય એહજ વાણોતરને, ધન્ય એહજ શેઠ;
અનેક બીજા શેઠ વાણોતર, તે સહુ દૈવની વેઠ. ૧૧
સમાચાર એમ સહુને કહેતા, પોહોત્યા પોતાને ઠામ;
હુંડીચરિત્ર સાંભળીને, આશ્ચર્ય જ પામ્યું ગામ. ૧૨

* * * *

કપટી લોકે હાસ્ય કીધું, સાધુને સાચું થયું. ૧૩
સાધુની સંગત નિર્મળી, જેહેવી રવિની જ્યોત;
ઉત્તમ મધ્યમ સ્થળ હોયે, સઘળે કરે ઉદ્યોત. ૧૪
હુંડી લીલ અતિ મનોહર, ભાવે કરી જે સાંભળે;
મહેતાજીની કૃપા થકી, શામળશા નિશ્ચે મળે. ૧૫

વલણ

મળે નિશ્ચે ભાવે સુણતાં, ટળે આવાગમ નિર્ધાર;
સંસારનાં બંધન ટળે, સુણે નર વા નાર. ૧૬



# મોશાળા ચરિત્ર.

## કડવું ૧૮ મું.

### રાગ આશાવરી.

દયાનીધિ શ્રી દામોદરને, ચરણે નામી શીશ;
કામના પૂરે મનતણી, સમરથ શ્રીજગદીશ. ૧
બ્રાહ્મણ ને વળી ભક્ત હરિનો, સોનું ને સુગંધ;
ધન નાગર નરસૈંયો જેણે, રચ્યા બહુ પ્રબંધ. ૨
ગ્રંથ સઘળાતણું સાધન, મન્ય વસ્યો વિશ્વાસ;
હરિ મલ્યાનું મન કરો તો, સેવો હરિના દાસ. ૩
દાસની પાસે સદા પ્રભુજી, સમરથ શ્રી મહારાજ;
સંકટ વેળાએ સંભારે તો, સારે સઘળાં કાજ. ૪
કેટલે ઠામે કરુણા કીધી, વિનતિ જાંહાં જાંહાં કરી;
દોશી પરજન અને પારખ, હાર આપ્યો શ્રી હરિ. ૫
વળી અનેક ઠામ લાડ પાલ્યા, તે કહ્યો વિસ્તાર;
નિશ્ચળ મન કરી હરિ આરાધ્યા, ન ગણીયો લોકાચાર. ૬
તદરૂપ પોતે થૈ રહ્યો, તેને કશી છે ન્યૂન;
કલિમાંહે અવતરીને, કીધુ સહુ પાવન. ૭
એક નામ નારાયણ તણું, કહો શું ન થાએ કામ;
કલ્પદ્રુમ અને કામદુધા, તે ભક્તને હરિ નામ. ૮
આઠ નવ ને ચાર ચર, (?) થઇ રહે ચરણે અનુસરી;
મોટમ શી (એ) મેહેતાતણી જે, છાબ સુંનૈએ ભરી. ૯
મેહેતા કેરો પુત્ર પરણ્યો, પછે વીતાં વરસ દશબાર;
તે કારજ તો સિદ્ધ પામ્યું, જોયા બાહુતા જણ ચાર. (?) ૧૦
સકળ પૃથવી સોના કેરી, દેખે છે હરિના દાસ;
જાની જેના રુદેમાંહે, રમાપતિનો વાસ. ૧૧

## કડવું ૧૯ મું.

### રાગ આશાવરી–રાગ ફેર.

મહેતાની પુત્રી છે જેહ, કુંવરબાઈ નામ કહાવે તેહ;
નેહશું પરણાવી માંગરોળ ગામમાં રે. ૧
સાસરીયામાં રહે સદા, સેવા કરે આણીને મુદા;
કદાચિત કોહોને દુવે* નહીં રે. ૨

* દુવે='દુભે'.

નાહાની વેહેમાં* મુઈ માત, પણ માથે છત્ર મેહેતાજી તાત;
વાત ન પ્રીછે કો રે તે તણી રે. ૩
તેહેને આવ્યું સીમત્ત સમે, કુંઅરીને સહુ મેહેણે દમે;
ક્યમે કરી મેહેતો મોહોસાળું લાવશે રે. ૪
પચમાસી પુત્રીતણું, અંબા વીણુ ગયું અણુમણું;
હવે ભાણું સીમંતની શોભા ઘણી રે. ૫
કુંઅરબાઈ કહે વાણી રે, મહારે જનકે વાત ન જાણી રે;
આણીવારકું કાગળ મોકલો રે. ૬
ખોખલો પંડ્યો નામ રે, તે સ્નેહે સાધશે કામ રે;
ધામરે† પિતાતણે જઈ આવશે રે. ૭
સ્વસ્તશ્રી જીરણા પ્રકાર રે,‡ તેડીને સહુ પરિવાર રે;
નરસૈને મેહેતા શીઘ્ર પધારજો રે. ૮
માંગરોળથી લખે રે, આવવુ લઈને વશેખ§ રે;
નિશેખ¶ તમ વિણુ અવસર નવ સરે રે. ૯
અવસર તમ પુત્રીતણો રે, મહિમા આવે રહે ઘણો રે;
હરિ ભણો પણ છે કારજ ધનતણું રે. ૧૦
ખર્ચ્યા જોઈશે દ્રામ રે, મોટાકુળની મામ રે,
ગામમાંહાં મહિમા રહે તમ આવજો રે. ૧૧
એહ્યું લખીયુ વચન રે, મેહેતા હસીયા મંન રે;
એ જન રે હરિ લીલામાંહાં શુ લહે રે. ૧૨
સમરથ વૈકુંઠ નાથ રે, સદા ભક્તને સાથ રે,
હાથ રે શિર છે શ્રી હરજીતણો રે. ૧૩
ગાંઠે બાંધી તાલ રે, ગોપી ચંદન તિલક વિશાળ રે;
માળારે કંઠે તુલસીતણી રે. ૧૪
બાઈનું છે સીમંત રે, તમો સૌ સઘળા સંત રે;
ભગવંત ભક્તને કરુણા કરે રે. ૧૫

## કડવું ૨૦ મું.

### રાગ રામગ્રી.

સંપુટ સાથે શાલિગ્રામજી, દામોદર જેહેનું નામજી.

### ઢાળ.

દામોદરજી નામ જેહેનું, શુભ સામગ્રી એહ;
હુંડી પત્રી ને ખર્ચી ખાવું, તે નાથજીશું નેહ. ૧

* વેહ=વય. † મૂળમાં "ધામ્ય." ‡ જીરણા=જૂનો તથા પ્રકાર=ગઢ. § વિશેષ. ¶ નિશેખ=નિ

એક રથ મનોહર માળી આણ્યો, સથલ* સઘળે અંગ;
એક વૃદ્ધ બળદ ને આખલો, જોતર્યો જોડી પ્રસંગ. ૨
સહસ્ર કટકે વણી સાંગી, શોભાનો નહિ પાર;
ખટખટ ચેંચૂં ચાલતાં, બહુ શબ્દ થાયે સાર. ૩
હાંકતાં બેસે બળદીઓ, આખલો તાણી જાય;
નાથે ઝાલ્યા નવ રહે, નકાંનતર બહુ થાય. ૪
ચઢે બેસે ને ઉતરે, તાણે ઝાલી નાથ;
જેકૃષ્ણ વાણી ઓચરે, એમ પોહોત્યો સઘળો સાથ. ૫
ખાંતીલો ઓખલો પંજ્ઞો, પેહેલો પેઠો ગામ મોઝાર;
વાટના જે ઢંગ દીઠા, તે કેહેતો સમાચાર. ૬
કુંઅરબાઇનાં સાસરીયાંમાંહાં, કહી સઘળે વાત;
કોણ સામગ્રીશું આવ્યો છે, ભાઈઓ કુંઅરવહુનો તાત. ૭
સ્વર્ગથી જેમ અપ્સરા દોડે, અમરાવતીને કાજ;
ખળકતી ચુડી રૂપે રૂડી, નેહે નમતી લાજ. ૮
અલછ અહીં શું રહી ઉભી, મેહેતો આવ્યા દ્વાર;
કારજ મૂકી કામીની, હસવા તે લાગી નાર. ૯
શંખણી સાંહામો ઉભો માંટી, શીશ અંબર ઓઢ;
કુઅર કેડે શુ ચઢાવ્યો, તરુણી પહરો અચોક્ષ. ૧૦
મેસ્ય અહીંથી રહે અળગી, ચપાણો માહારો પાગ;
ઉરજ† માહારે અંગ ખુંચે, જોવાનો નહી લાગ. ૧૧

વલણ.

જોવાનો કોહોને લાગ મળે નહી, એહેવી ભીડ ભરાણી મેહેતો જોવા કાજ;
અવસ્થા જોઇને સહુ હસે, બાઇ એ આવી શું કરશે કાજ.

## કડવું ૨૧ મું.

### રાગ રામગ્રી.

માંહાંમેરાનેસું આવીયો, જીતમાન વહુજીનો તાત;
જોવા નરનારી મળ્યાં, વિસ્મયે લહી વાત. માંહાંમેરાને. ૧
તરુણી એ તાલ વજાડશે, ફેરવશે માળા;
ટોપીવાળા સહુ નાચશે, ચતુરા જોની ચાળા. માંહાંમેરાને. ૨
જેજે કૃષ્ણ લાંબે સ્વરે, કહેશે કરજોડી;
કુંઅરબાઇને કામની, ચિંતા નહીં થોડી. માંહાંમેરાને. ૩
સાસરીયાં શેકે ઘણું, મેહેણું મુખ ભાખે;
તોપણ તાત વહુજી તણો, વાસી નવ રાખે. માંહાંમેરાને. ૪

* શિથળ, ભાંગો તૂટો. † સ્તન.

શાંહાને અહીં કૃપણુ આવીયો, સમજી કહે શાણી;
ધન વિના નાગરી નાતનું, કહો કયેમ રહે પાણી. માંહાંમેરાને. ૫
દુર્બળ પિયર જેહેનું, દુઃખસુખનું સેહેવું;
મેહેણાં નિશદિન સાંખવાં, કુંઅરી ક્યાંહા કહેવું. માંહાંમેરાને. ૬
નણુંદતણો નાકોટડો, મહીલા એ મરશે;
આ સામગ્રી સારુ જુઓ, માંહાંમેરુએ કરશે. માંહાંમેરાને. ૭
શોષિણ્ય સાસુ બોલશે, મુખ મર્મની વાણી;
લાડકી લોહોનારું નથી, કો નયણાંનું પાણી. માંહાંમેરાને. ૮
અવસર માથે સાંભરે, બાપ ને વીરો;
સગું સગાને ઠામ છે, માતા તે હીરો. માંહાંમેરાને. ૯
સાસુ સસરાના જણ્યા, સમજયા છે સાથી;
મન રાખે મહિલાતણું, તેહેવા ત્રિભુવન કાંહાંથી. માંહાંમેરાને. ૧૦
સુદરજી* સસરાથકી, લાજ્યો મનમાંહાં રંચ;
કુંઅરબાઇને એમ કહે, આ દીઠા સંચ. માંહાંમેરાને. ૧૧

વલણ.

સંચ જુઓ સસરાતણા, મણા નથી કાંઈ સંગ;
લજામણા થઇ આવીયા, વારુ નાતમાં રહેશે રંગ. ૧૨

## કડવું ૨૨ મું.

### રાગ દેશાખ.

આ રથ જો રળીયામણો, સુણ સુંદરી;
ભાગ્યો કટકા વીશ, ઘેહેલી કોણે કરી. ૧
બળદ નિર્બળ એ બાપડા, સુણ૦ એહેના ખેડુને ન ચઢે રીસ, ઘેહેલી૦ ૨
ગુપત ગાંઠડી દીસતી નથી, સુણ૦ નહીં રખતીઆં એ ચાર, ઘેહેલી૦ ૩
ચંગતણો જુઓ કોથળો, સુણ૦ હૈડે તુલસીના હાર, ઘેહેલી૦ ૪
કામિની રથે કાંઇએ નથી, સુણ૦ અહીં આવ્યાનું શું કામ, ઘેહેલી૦ ૫
પુરુષનાં મુખ નહીં રહે, સુણ૦ મહિલા કયેમ રહે મામ, ઘેહેલી૦ ૬
વૈષ્ણવ વૈરાગી ઘણા, સુણ૦ એ શાહાને તેઆ સાથ, ઘેહેલી૦ ૭
ટોપીવાળા ચોકય બેસશે, સુણ૦ તે વાર હસશે નાગર સાથ, ઘેહેલી૦ ૮
ફાટે કટકે કાંઈ બાંધીયાં, સુણ૦ તરુણી જો એ તાલ, ઘેહેલી૦ ૯
અંગ ચક્ર શું ચીતર્યાં, સુણ૦ શોભે સરસ રસાળ, ઘેહેલી૦ ૧૦
સંપુટ જો સોહામણું, સુણ૦ તેમાંહાં મૂર્તિ છે એક, ઘેહેલી૦ ૧૧
તે કને મેહેતો માગશે, સુણ૦ વારુ મળ્યો વિવેક, ઘેહેલી૦ ૧૨

* મેહેતાજીના જમાઈનું નામ હશે.

પડયું છાપરું છાણનું, સુણ૦ ઉતાર્યો અભિરામ, ઘેહેલી૦ ૧૩
હરિપ્રસાદે બે બળદીઆ, સુણ૦ તેહેને નરખે આખું ગામ, ઘેહેલી૦ ૧૪
પછે કુંઅરબાઈ ભેટી મળ્યાં, સુણો તાતજી;
સબળો દિસે સાજન, વિચારો વાતજી. ૧૫
પિતા પ્રત્યે પુત્રી કહે, સુણો૦ કેહી પેર રેહેશે લાજ, વિચારો૦ ૧૬
પુત્રી પ્રભુ સંભારીએ, સુણ કુંઅરી;
સમરથ વૈકુંઠનાથ, ઘેહેલી કોણે કરી. ૧૭
તે આપણાથી અળગો નથી, સુણ૦ સુખે હસો સહુ સાથ, ઘેહેલી૦ ૧૮
કૌતુક નિર્ખી સહુ વળ્યું, સુણો તાતજી;
પુત્રી ધુણે શીશ, વિચારો વાતજી. ૧૯
અહીંયાં નુહતું આવવું, સુણો૦ તાંહાં ભજત જગદીશ, વિચારો૦ ૨૦

## કડવું ૨૩ મું.

### રાગ વેરાડી.

પુત્રી ભણે પિતાજી સુણો, તમને ભરુસો પ્રભુજીતણો;
તેણે નાવે એક નાડાછડી, હું ન મુઈ મરતાં માવડી. ૧
હાંસી કરશે આખું ગામ, હળુએ હળુએ લો હરીનું નામ;
દ્રવ્યતણું કારજ ત્યાં જેહ, હરિ નામે નવ થાએ તેહ. ૨
સંસારીને શાં હરિ નામ, કહો પિતા કયમ સરશે કામ;
હરિ કેહેશો ને હસશે લોક, વિના સંપત અહીં આવ્યું ફોક. ૩
કેહેશે વૈષ્ણવની દીકરી, માંહામેરુ મુખ બોલો હરિ;
વહુને નહીં લાગે ભૂખડી, હરિ સમરો સારી સુખડી. ૪
વિણાઠાં (?) વાણી એણી પેરે કહે, પિતા પ્રાણ કહો કઇ વિધ રહે;
માડી વિના કો ન લહે મરમ, ખરો કઠિણ છે ગૃહસ્થા ધરમ. ૫
ધન પાખે ક્ષણું એક નવ સરે, ધનવંતની સહુ આશા કરે;
મરણ થકી માઠું છે ઘણો, દુર્બળ છે છાંનું કો ભણો ૬
ધન પાખે કુડું બહુ કલ,* નવ શોભે અતિ ગુણ નિર્મળ;
ચતુરપણું નિરધનનું જેહ, ઘેહેલાંમાંહે ગણાએ તેહ. ૭
કેહેશે દુર્બળની દીકરી, પિતા દાઝ મનમાં રહી ખરી;
જો સમરથ માથે છે હરિ, તો આવડું કાં ઓશીઆળી કરી. ૮
પિતાજી પ્રીછો નહીં ધરમ, સાસરીયાં બહુ બોલે મરમ;
ઉઠો, હરીશું લવ લવ કરે, હું એ માણુસ છું મન ધરે. ૯
વજ્રથકી વિસમ છે જેહ, અણલેહેતાંનાં† વાયક તેહ;
અણવિચાર્યું કાંઇએ બકે, મોટાને કોણ વારી શકે. ૧૦

---

* કલ=કુળ. † નહિ સમજનારાના.

**વલણ.**

વારી કો શકે નહીં, સાસરીયા વિકટ અપાર;
દુરબળ ઘરનું છોકરું જાણી, કો ન રાખે ભાર. ૧૯

## કડવું ૨૪ મું.

### રાગ વેરાડી દેશી ફેર.

મેહેતાજી કહે મારી પુત્રી, સમરો શ્રી અવિનાશી;
શ્રીકૃષ્ણ મહોસાળું તુહને કરશે, સુખે કરવા દે હાંસી. ૧
મનની ચિંતા મૂકો કુંઅરી, રાખો દૃઢ વિશ્વાસ;
વિશ્વંભરને વાર નહીં લાગે, તાહારી પુરશે આશ. ૨
કરી પ્રશંસા પુત્રી વાહાલી, મેળવો સ્વજન સહુ સાથ;
મેહેતેજીએ ઉતારા માંહે, સમર્યા વૈકુંઠનાથ. ૩
બ્રાહ્મણ વેદીઆ તેડવા આવ્યા, ભોજન કરવા આવો;
નષ્ટપણે એક નાગર બોલ્યો, વૈષ્ણવ વિપ્ર ન કહાવો. ૪
મહાપ્રસાદ મહારે મંદિર છે, મેહેતો આવીને ગ્રેહેશે;
સગપણ સાચું સદા સંતનું, દન પંચ સાત રેહેશે. ૫
મહાપ્રસાદ વૈષ્ણવને વાહાલો, એતો ઉત્તમ ધરમ;
ચેષ્ટાએ એણી પેરે બોલે, મેહેતાજીસું મરમ. ૬
ઉષ્ણોદક આકરું મૂકાવ્યું, મેહેતાજીને નાહવા;
પારખું જોઇએ મેહેતાજીનું, જે ભક્ત કહાવે છે આહાવા. ૭
સમણ ન આપશો સહુ કો વાર્યું, એ જળે કયેમ અડાશે;
અળગાં રહીને સહુ આલોકે, સ્નાન શી પેરે થાશે. ૮
મેહેતો આવ્યા મરજન કરવા, બેસવા માંડ્યો બાજટ;
નરનારી સહુ કૌતક કરવા, મળી રહ્યાં છે ઠઠ્ઠે ઠઠ્ઠ. ૯
એક સુંદરી આડી ઉતરી, ટાઢુ માગ્યું પાણી;
નિરધન માટે તે તરુણીએ, શ્રવણે સુણી નહીં વાણી. ૧૦
મેહેતેજીએ મનમાં વિમાસ્યું, આહાવું જળ કયેમ મૂકે;
કષ્ટ પડે શામળીઆ સંભાળું, ચતુર રાય નહીં ચુકે. ૧૧

**વલણ.**

ચતુર્ભુજ ચૂકે નહીં, લે ભક્તની સંભાળ;
ગર્જના કરીને મહલાર અલાપ્યો, સમર્યા શ્રી ગોપાળ. ૧૨

## કડવું ૨૫ મું.*

### પદ ૧ લું-રાગ મહલાર.

ગોપાળજી તમચી ભક્તિ દોહલી;
તારા દાસને છે સદા સોહલી રે. ગોપાળજી. ટેક.

---

* મેળવો નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ, પૃષ્ઠ ૫૪૫, પદ ૧૯ મું.

કોણે કહ્યો કામી, ને કોણે કહ્યો કપટી,
કોણે કહ્યો તાલ કુટીઓ રે આવ્યો;
આપવા મૂકવા નહીં કાંઇ એહેને,
કોહોની માંહામેરુ તે શું રે લાવ્યો. ગોપાળજી. ૨
તેણે સમે પુત્રીએ વચન એવું કહ્યું,
શું સભામાંહાં બેઠા ચંગ વાહો;
માંહામેરા વેળા તો મામ રહેવી નથી,
હજી ગોપાળને શું રે ગાઓ. ગોપાળજી. ૩
ચંગ ને તાલ મારા દેહ સાથે છૂટશે,
ધરણી આકાશ જે વારે એક થાશે;
લોકડાં બોલશે તે સહુ ખમશું પણ,
કૃષ્ણની ભક્તિ કયમ મૂકી જાશે. ગોપાળજી. ૪
તેણે સમે વેહેવાઇએ હાસ્ય એવું કર્યું,
આણીને મૂકીયું ઉષ્ણુ પાણી;
રાત દિવસ જેહેનું ભજન કરાંછાં,
તે તુહને સમણુ આપશે આણી. ગોપાળજી. ૫
ચૈત્ર સુદ દ્વાદશી મેઘ ઘટા ચઢી,
ગડગડી કુંડીમાંહે વુઠો;
સમણુ આપી જેહેવો, નરસૈંયો સુજળ્યો,*
તેહેવો સમસ્ત વૈષ્ણવને તું રે તુઠો. ગોપાળજી. ૬

પદ ૨ જું—શુદ્ધ મહલાર.

ધન વરસાવો, વિઠ્ઠલા સમણુને કાજે;
નરસૈયાને કૃપા કરી, લાડ પાળ્યાં મહારાજે. ધન. ૧
વેહેવાઇના મડપ વિષે, જળધારા ચાલી;
ઉમરમાંહાં† પાણી ચઢયું, ન શકે કો હાલી. ધન. ૨
ગાજે ગડગડે અતિ ઘણું, બોલે દાદુર મોર;
આંકાશ માંહે વરસે ઘણો, કરે બપૈયા સોર. ધન. ૩
નાગર સહુ વિસ્મે થયા, ધ્રુજે હૈડા માંહે;
જળધારા ખુટે નહીં, રખે વહી જાયે. ધન. ૪
મેહેતાને ચર્ણે નમ્યો, સહુ નાગર સાથ;
અપરાધ હમારો ક્ષમા કરો, રાખો વરસાત. ધન. ૫
વ્યાકુળતા જોઇ સર્વની, મેહેતે કરુણા આણી;
કૃષ્ણજીને વિનતિ કરી, રાખ્યું વરસતું પાણી. ધન. ૬

---

* અહીં મૂળ પ્રતમાં "પદ શ્રીમુખનું સમાપ્ત." † ઉમરા ઉપર.

## પદ ૩ જું—રાગ મેઘ મહલ્લાર.

મુખથી આલાપતાં મહલાર, ગ્રીષ્મ વિષે ઘન વુઠો;
ઠગ હાંસીવાળા સહુ હાર્યા, ત્રિભોવન નાથ તાંહાં ત્રુઠો. ૧
ભોજન કર્યું ભલી સામગ્રી, સમજીને મહાપ્રસાદ;
હરિ આરોગીને આપે, અંતરગત આલ્હાદ. ૨
કળ ન પડે કીર્તન વિના, મનશું મેહેતે માંડ્યું ગાન;
તાલ ગ્રહી મેહેલી મન ચિંતા,* સમર્યા શ્રી ભગવાન. ૩
ડાહ્યા શાણા સહુ વીરે જે,† એહેની કઠિણ છે જાત;
જંત્ર મંત્ર કામણો એ જાણે, તેણે વરસાવ્યો વરસાત. ૪
ઇંદ્રજાળનું બળ હશે એહેમાં, તે પરાક્રમ સહુ ફોક;
એ સારુ કાંઇ મોહોસાળું ન થાયે, ન મળે દ્રવ્ય કાંઇ રોક. ૫
પ્રબળ માયાએ ભૂલ્યા સહુકો, ફરી માંડી સર્વે હાંસી;
મેહેતેજી મગન થઇને, સમર્યા શ્રી અવિનાશી. ૬
કૌતક જોવા કુંવરબાઇનાં, સાસરીયાં સહુ આવે;
મૂરખ મોટા હાસ્ય કરે છે, આ માહમેરું શું લાવે. ૭

### વલણ.

શું કરશે મોહોસાળું એભીયા, ગાઢે કરે છે ગાન;
લાજ મૂકી નાગરી નાતની, તેહેમાં શી હોયે સાન. ૮

## કડવું ૨૬ મું.

### રાગ ગોડી.

મેહેતો માણસમાંહાં કીર્તન કરે, ભરુસો ભૂધરનો મન ધરે;
ચારતણાં બે વેદનાં પાત્ર, શાસ્ત્ર ભણ્યા સાથે બહુ છાત્ર. ૧
સુણવા આવી બહુ સુંદરી, મહેતા (ને) કરજોડી કહેજે હરિ;
પૂરણ પુણ્ય કરી અવતરી, આ જો મેહેતાની દીકરી. ૨
ગોરી હવડાં પેહેરશે આખું ગામ, એકવાર લેશે હરિનું નામ;
તુલસી તાલ ને શાલિગ્રામ, રામ રોકડો ગંઠિ દ્રામ. ૩
છાંદસજી કહે છાંનાં રહો, વાત વૈષ્ણવની ગતિ તમે નવ લહો;
મેહેતાને માથે શ્રી હરિ, તેહેમાં શુ સમજો સુંદરી. ૪
કરજોડી કરતાં વિનતી, રિદ્ધ પ્રકટ થાશે અણુછતી;
વામા વૈષ્ણવનો શો વાંક, દૈવે રાંન્યો‡ (?) લેહે છે રાંક. ૫
પંડિત વ્યંગ વચન ઉચરે, સુણીને દીકરી દુઃખ મન ધરે;
નિર્ધન નાગરને બહુ પાપ, સાંહાંને અહીં આવ્યો રે બાપ. ૬

---

* મૂળમાં ઘણે ઠેકાણે ચિંતાને બદલે ચતા છે. † વીરેજે—વાતો કરે. ‡ શબ્દ સમજાયો નથી.

નિશ્વાસા મૂકે ને રૂએ, કપટી બેઠા કીર્તન જૂએ;
મસ્તક ધુણે ને મુખ હસે, મેહેતાને મન રુડું વસે. ૭
જય કૃષ્ણ વાણી ઉચરે, ગાઢે કહી કંઠે કર ધરે;
મહા પ્રસાદ આણ્યો મોગરી, પખાળી પાત્રમાંહે ધરી. ૮
પછેડી આચ્છાદન કરી, આરોગ્યા ત્રિભોવન પતિ હરિ;
હસ્તતણી સ્મરણી જેહ, મેહેતે પાત્રમાંહાં મૂકી તેહ. ૯
તાલ ગ્રહીને થાળ જ ગાય, આરોગો આવી જદુરાય;
સિદ્ધ ભક્તનું રાખે મન, જાણ્યો રાય પ્રભુ જગજીવન. ૧૦
પુષ્પ પત્ર જળ આગળ ધરે, આદ્ય પુરુષ તું અંગે કરે;
અમૃતથી અતિ ભાવે ગ્રાસ, જેહ સમર્પે તુહુને દાસ. ૧૧

## કડવું ૨૭ મું.

### રાગ ધનાશ્રી.

આરોગો અવિનાશી આવી, રસોઈ સકળ વિધ સાજીજી;
ભરોસો ભૂધરનો છે ભાવે, તે જમ્યા ભક્તની ભાજીજી. ૧
ખાટું ખારું મીઠું મધુરું, કાંઈ ન આણ્યું મંનજી;
સમે અસમે સ્નેહ ધરીને, આવી આરોગો અન્નજી. ૨
કાચા કાંગુઆ કરથી ઝોટી, ખાતાં લાગે વારુજી;
સુદામાની શી સામગ્રી, પ્રભુ આરોગવા સારુજી. ૩
ભુંડી કયેમ કહીએ તે ભીલડી, બોર બાપડી લાવીજી;
ચાખી જોયાં તે ચિત્ત ન આણ્યું, ભૂધરને મન ભાવીજી. ૪
ઘણું ટળવળી તાંહ જળજાનું, પત્ર આરોગ્યા પ્રેમેજી;
દુર્વાસાથી દુઃખ નિવાર્યું, પાંડવ પામ્યા ખેમેજી. ૫
દ્રુપદ સુતાના કરથી કદલી, ફળની પ્રાશી છાલ્યજી;
કયેમ ભાવી તે કૃપાનાથને, વાત કરતાં વાહાલ્યજી. ૬
એઠા કુરમો મુખમાંહાં મૂકી, આળસ થયું કર ધોતાં જી;
કર બેહુ કૃષ્ણ કામળીએ લોહ્યા, ઇંદ્ર અમર અજ જોતા જી. ૭
લુખી ભાખરી કહો કયમ ભાવી, ભકતે આણી મહારાજ જી;
ત્યેમ મોગરી માહારા કરથી, આરોગોની આજ જી. ૮
તમને તે અતિ મીઠું લાગે, જે સમર્પે દાસ જી;
ઘણું ટળવળી વિજ વામાની, માગી પીધી છાશ જી. ૯
એ લાડુ લેહેચૈં ધારી ઘેવર, શાકતણા નહીં પાર જી;
એક સીત* જાની જાચ્યા છે, આરોગો વિશ્વાધાર જી. ૧૦

---

* મૂળ પ્રતમાં સીત શબ્દ છે, પણ તે ચિતને સ્થાને હશે

## કડવું ૨૮ મું.

### રાગ કેદારો.

પરસાદ પામીને સહુ વળીયું, નરનારી કરે હાંસી;
પ્રાણી માત્ર હજો સહુ સુખીયું, મેહેતે દીધી આશી.* ૧
આંસુડાં ભરતી આંખ રાતી, કુંઅરબાઈ કહે વાણી;
વૃદ્ધ થયા પણ પેર નાગરની, તાત તમે નવ જાણી. ૨
ગાઢે ગાન કીધે શું થાયે, માંહાંમેરા વીણ તાત;
શીખામણ મેં ઘણીએ કહી, પણ મનમાં ન આણો વાત. ૩
પુત્રી મેં માહાંમેરું નજ થાયે, કરનારો તે કરશે;
કષ્ટ મ પામીશ કુંઅરબાઇ રે, દુઃખ દામોદર હરશે. ૪
આપણે માથે સમરથ છે મોટો, લક્ષ્મીજીનો નાથ;
માંહાંમેરું પેહેરામણી પુત્રી, લખી લાવો સહુ સાથ. ૫
સગાં સહુ સાસરીયાં કેરાં, પ્રિય સ્વજન પાડોશી;
કુંઅરબાઈ કો રખે વિસરો, સાજન ડોસા જોશી. ૬
કામકાજ કરતાં કો ઘરનાં, કણબી માણસ માળી;
સોઈ† ધોબી સ્વજન સબંધી, પશુતણા રખવાળી. ૭
સ્નેહી જે કો કુંઅરબાઇનાં, જેહેવું આપવું જેહેને;
તાહારી ઇચ્છા હોય જાંહાં જેવી, સંભારી લખાવજે તેહેને. ૮
સુનું રૂપુ રોકડ લખાવજે, ખાંત્ય રખે મન રાખે;
સાવધાન થઈને સહુ સંભારજે, (નહીંતો) મેહેણું રેહેશે ભવ આખે. ૯
લાજ કુંઅરીનાં આંસું લોહ્યાં, શીશ ફેરવ્યો હાથ;
દીકરા કુંઅરબાઈ કાં દુઃખ આણ્યું, સમરો વૈકુંઠનાથ. ૧૦
મુખ પખાળી મંદિર પોહોતી, સાદ કરે સહુ આવો;
માંહાંમેરુ મોટા ઘર કેરું, સાસુજી સર્વ લખાવો. ૧૧

### વલણ.

લખાવો સાસુજી, ઘટે પેહેરામણીની રીત;
પિતાજી પૂરી પાડશે, જેહેને શામળીયાસું છે પ્રીત. ૧૨

## કડવું ૨૯ મું.

### રાગ સામેરી મહલાર.

મુખ મરડીને સાસુ બોલ્યાં, વામા કરો વિશ્વાસ, વહુજી.
કાગળનો કથલો‡ તો કીજે, જો જુની હોય આશ, વહુજી. ૧

---

* આશી—આશીષ. † દરજી. ‡ કથલો એટલે કથવો કે કુથળો.

મોટે મોંઢે નણુદલ બોલી, લખાવતાં શું જાય, માડી;
કટકો કાગદ ખરચ થયે, અધિક ન્યૂન નહીં થાય, માડી. ૨
વડસાસુ કહે રેહ રેહ છાની, હું રે લખાવું લેખ, વહુજી;
તે કાગળ મેહેતાને આપજો, વિગતે કરી વિશેખ, વહુજી. ૩
લખો પડીકાં કુંમકુંમકેરાં, પટોળાં દશ વીશ, વહુજી;
નારીકુંજર નાના વિધનાં, આપશે શ્રી જગદીશ, વહુજી. ૪
રેટ શણીયાં સાળુ સાવટુ, છાયેલ લખો સેં ચાર, વહુજી;
પામરી ને પટકા પછેડી, બહુ મૂલ્યનાં સાર. વહુજી. ૫
થોક લખો દશ થેરમા કેરા, ચોલેરાં પંચાશ, વહુજી;
કમખા કાપડાં ઘણેરાં જોઇએ, લોક કરે સહુ આશ, વહુજી. ૬
સહસ્ર મોર સુનાની, શ્રીફળ લખો સેં સાત, વહુજી;
વીશ મણુ વાંકડીયાં જોઇએ, મળશે નાગરી નાત, વહુજી. ૭
ખીરોદક મશરું ને મોળીયાં, મગીયાં અમરી ઘાટ, વહુજી;
તાજાં ને ટપકે સુરંગે, નિર્ખી* લેજો નાટ,† વહુજી. ૮
જેહેને જે ગમે તે લખાવો, એટલું તો જોઇશે આજ, વહુજી;
પછે પોશાય તેહેવું કરજો, જેમ ઘરની રહે લાજ, વહુજી. ૯
જો મહેતા માથે હરિ છે, તો તાં શાહાનો વાંક, વહુજી;
માંહેમેરું કરશે જોતાં, આડો આંક, વહુજી. ૧૦
નણુદી કહે સહુ સમજી લખાવ્યું, ભૂલ્યાં ખરાં નિરવાણુ, વહુજી;
લખ્યાથી મેહેતો નહિ ચૂકે, માટે લખાવો વળી બે પાંહાંણ, વહુજી. ૧૧

વલણ.

કહ્યા પ્રમાણે સહુ લખ્યું, ને હસીયો સઘળો સાથ;
કુંઅરબાઇએ કાગળ લઈ, આપ્યો તાતને હાથ. ૧૨

## કડવું ૩૦ મું.

### રાગ સામેરી.

પિતાજી શી પેર થાશે, આપણે આવડું કયેમ અપાશે;
સ્વપ્ને નવ મળે જેહ, સાસુએ લખાવ્યું તેહ. ૧

ઢાળ.

કાગળમાંહે લખ્યું ખરું, પણ લખ્યા પ્રમાણે નવ મળે;
અવસર વીત્યો હવડાં, અમો મેહેણું નહીં ટળે. ૨
માહારી પુત્રી પ્રભૂ સંભારીએ, સમરથ શ્રી ત્રિભુવન ધણી;
દામોદરજી દોસીને મન એ, સામગ્રી નહીં ઘણી. ૩

---

*નિર્ખી=પરખી, જોઇને. † નાટ—સારા.

કાગળ કુંઅરબાઇ કને રાખો, સાદ કરવા આવજો;
નોહોતરાં નાત્યે સગાં સબંધી, શીઘ્ર વેહેલાં કહાવજો. ૪
વ્યાકુલ થઇ તે વાયક સુણતાં, વચન પુત્રી ઓચરી;
હા! પિતાજી સર્વે આવ્યું, આંખેથી આંસુ ઝરી. ૫
ભુંડી ભરાંસે છબીલાને, છાબ મંડપમાંહાં ધરો;
જુઓ જદુપતિ શું કરે છે, લાડકી કાં લોચન ભરો. ૬
પ્રતીત આવી કુંઅરબાઇને, જનક જુઠું નવ કહે;
ભક્તવત્સલ બીરદ મોટું, સાસરીયાં તે શું લહે. ૭
શીઘ્ર થાઓ સ્વજન તેડો, વહુજી વાણી ઉચરી;
મેહેતાજી માંહાંમેરુ લાવે, સમરથ માથે શ્રી હરિ. ૮
તાલ લીધી તિલક કીધું, સ્મરણી શુભ કર ધરી;
મેહેતાજી મંડપ પધાર્યા, કરજોડી કહેતા હરિ. ૯
લાવ્યા છો વેરી છાબ કયાં છે, વચન બોલ્યા જેટલે;
નાગરના નરનારીએ, મહા હાસ્ય માંડયું તેટલે. ૧૦

## કડવું ૩૧ મું.

### રાગ દેશી ચાલતી.

આગે નાગર રૂપ મનોહર રસિયા, હાથે તાલી દેને હસીયા;
ચંદ્રવદની તે હસતાં રાજે, ઉપમા જે કહીએ તે છાજે. ૧
શુ અમરપુરી છે એહ, નરનારી નિરખે તેહ;
કો છુટી વેણીએ રે દોડે, પે* પીતાં પુત્ર ત્રછોડે.† ૨
કો કરે અહી ગુંથતી વેણી, ઉપમા અદ્ભુત મૃગનેણી;
કોહોને ચાલતાં ચુડી ખળકે, * * * ૩
ઝીણુ ઝીણુ ઝાંઝરીઆં વાગે, સુણી સુતો રતી પતિ જાગે,
જયકૃષ્ણ કહી કરજોડે, શીશ ધૂણે ને મોં મચકોડે. ૪
ખસે ઓઢણું શીશ, માટી નેત્ર ચઢાવી કરે રીસ;
શંખણી અવળી થઈ સાડી, સમું ઓઢ એમ કહે માડી. ૫
લટ મુક્તાફળની ત્રુટે, કટીથી ફાલી છુટે;
એક સરુએ સ્વરે કરે સાદ, સોહે નવલ વીછીઆનો નાદ. ૬
પ્રથુ (?) શોણી પાગ ભરંતી, ચાલે કૌતક કોટ કરંતી;
ઉન્મત્ત ઉરજ અતિ શોભે, કો કોહોને કાજે નવ થોભે. ૭
મેહેતાજી કરે માંહાંમેરું, માહારે મન ગમતું જઇ પેહેરું;
એમ વ્યંગ વદે મુખ વાણી, ગૃહશાળા ભીડ ભરાણી. ૮

---

* પે=પય. † તરછોડે,

ઝાંઝાં કુંકુમ મેહેલ્યાં છે ઘોળી, તાંહાં નાગરની મળી ટોળી;
હાથે સાન કરે મુખ વારે, મેહેતો શામળજીને સંભારે. ૯
છેડેથી છોડી એ તાલ, મેહેતે ગાજી કહ્યું ગોપાળ;
હાં હવડાં છાબ ભરાણી, એમ વ્યંગ વદે સહુ વાણી. ૧૦

વલણ.

વાણી વ્યંગ સહુકો વદે, મેહેતે ગ્રહી જે વારે તાલ;
કાગળ ધર્યો છાબમાં, સમસ્યા શ્રી ગોપાળ. ૧૧

## કડવું ૩૨ મું.

### રાગ કેદારો.

કૃષ્ણ કહીને કાગળ ધર્યો છાબમાંહાં, શામળા સાંભળ વાત માહારી;
વહાલા માહારા વાર લાગે રખે અધ ઘડી, કુંઅરબાઈ કુંઅરી તે છે રે તાહારી. કૃષ્ણ. ૧
શામા સંગે તેડજે, શીઘ્ર રથ ખેડજે, આળસુ થઈ રખે સુઈ રેહેતો;
માંહાંમેરુ તાહારા ઘરથી ઘટે જેહેવું, હુ કહુ તો જો તું હોય અલહેતો.* કૃષ્ણ. ૨
માહારે કાજે રખે જાય કંહી માગવા, કૃષ્ણ, મળ્યા વિષે કરજ કાઢી;
આ સમામાંહાં વેગે આવી કૃપા કરો, તો દીન તુજ દાસની થોભે દાઢી. કૃષ્ણ. ૩
દોસી દશા વીશા ને સુની† નાણાવટી, ઝવેરી નેસ્તી ને સુગંધી ગાંધી;
સરવને તેડી કરી તીલ એકમાં, આવજો મોટ મોટેરી બાંધી. કૃષ્ણ. ૪
ભક્તને બળ ઘણું, ભૂધરા તુજ તણું, લેખે કોહોને ગણું, તાહારો કાહાવી;
નાથ નાગર નરસૈંયો કરે વિનતી, મોટું માંહાંમેરુ તું આપ્ય આવી. કૃષ્ણ. ૫

## કડવું ૩૩ મું.

### રાગ રામગ્રી.

એણીપેરે મેહેતે માંડયું ગાનજી, સમર્થ સ્વામી શ્રી ભગવાનજી.

ઢાળ.

સમર્થ શ્રી ભગવાન સમસ્યા, અંતર ગતિ આહાલાદ;
ઘણે ઠામે આવી સાહાય કીધી, સાંભળી ભક્તની સાદ.‡ ૧
અજામેલને એકે નામે, આપ્યો વૈકુંઠ વાસ;
સાધન સાંહામુ ન જોયું, પ્રભુ મન ભાસો§ દાસ. ૨
ગજરાજ ગ્રહ્યો ગ્રાહે, તેની કીધી વાહાર;
અરધ નામે ઓધરીયો, હરિ સમરથ જગદાધાર. ૩
ગોવરધન ગિરિ કર ધરીને, રાખ્યાં વચ્છ ગોપાળ;
ગુરુપુત્ર આણી આપીયો, ને પીધી પાવક ઝાળ. ૪

* અલહેતો=નાદાન, વગર સમજનો, નાની ઉમરનો. † સોની.. ‡ સાદ=વાત. § ભાસ્યો.

અમરીષને ઊગારીયો, પંચાલી પુર્યાં ચીર;
દુર્જોધનના દુઃખથી, ઉગારીયા પાંચે વીર. ૫
સ્તંભ માંહાંથી પ્રકટ થાતાં, ક્ષણું ન લાગી વાર;
ઉષ્ણુ તેલથી ઉગારીયો, સુધન્વા કીધી તેહેની સાર. ૬
પય તક્ર માખણ મંદિર પેસી, પીધુ શ્રી મહારાજ;
ચતુર્ભુજને ચોરી કરતાં, મન ન આવી લાજ. ૭
ચંદ્રહાસની ચિંતા કરી, ધ્રુવજીને થયા પ્રસન્ન;
ઋષિપત્નીના આદરે, માગી આરોગ્યા અન્ન. ૮
કાંગુઆ ઝોટી મુખમાંહે, મૂકયા, રિદ્ધ સિદ્ધ આપી નાથ;
કામ ભાવે ઉધારિયો, ગોપિકા કેરો સાથ. ૯
કલબી* થઇને કૃપાસાગર, રહી ત્રિલોચન ઘેર;
વિશ્વંભરીઓ પટલ કાહાવ્યો, એ પ્રભુની પેર. ૧૦
કબીર નામે કાશી દક્ષણા, સંભાર્યા સુખધામ;
તમ નાથ નાગર નરસૈંયાને, છે માંહાંમેરાંનું કામ. ૧૧

વલણ.

કામ કીજે કૃષ્ણજી, લાડ પાળો આજ;
કુંઅરબાઇ છે તાહારી પુત્રી, રાખો આવી લાજ. ૧૨

## કડવું ૩૪ મું.†

### રાગ રામગ્રી.

ઉધ્રકી ઉડીયો વેગે વૈકુંઠપતિ, ગરુડ કર્યા ગરુડ કયાં વદ્યા વાણી;
ચાલ ચતુરા ચતુર્ભુજ ભણે ભામની, નિષ્ટ નંદીકે‡ માહારી ગત ન જાણી. ઉધ્રકી. ૧
જન ઘણા ઠગ ફરે, ગયા વના નવ સરે, રિદ્ધ સિદ્ધ અગર§ કરીને રે જાઓ;
નરસૈંયો નાગરો ભક્ત માહારો ખરો, છાબ તાંહા જૈ ભરો શીઘ્ર થાઓ. ઉધ્રકી. ૨
સાવટુ સૂત્ર પટકુલ સોવરણ કશી, રંગ નાના તણી રેલ વાહો;
આપણો નાગરો હાથ મસ્તક ધરો, હેત આણી તેહેને હાથે સાહો. ઉધ્રકી. ૩
દેશ પરદેશની ભાત જે જે ભલી, એકથી એક જે અધિકાં જાણો;
સ્વપ્ને જે નવ મળે, નામ કો નવ કળે, અંગ આળસ તજી તેહ આણો. ઉધ્રકી. ૪
હેમ હથસાંકળાં, નંગ નિરમલ ભલાં, સરસ શણુગાર જે સૃષ્ટે સારો;
રીત ને ભાત રોકડ રખે વિસરો, દીન થઈ કરગરે દાસ માહારો. ઉધ્રકી. ૫
છાબ મંડપ ધરી, મેહેતો મુખ કહે હરિ, કુંઅરી કમળા જઇ રાખ્ય રોતી;
ભક્તનો ભાવ પૂરણ કરય્ ભામની, સરસ સીમંતની રીત સોહોતી. ઉધ્રકી. ૬

---

* કલબી—કુણબી. † નરસિંહ મેહેતા કૃત કાવ્ય સગ્રહના પૃ. ૫૪૮ પદ ૨૪ મા સાથે, અને ...નદના મામેરાના કડવા ૧૩ માના ૧ લા, પદ રાગ પ્રભાતવાળા સાથે આ કડવું ૩૪ મું ખાવો. ‡ નદિકે—નિંદકે. § અગર—અગ્ર, આગળ

એક ગે તો અગીઆર ગણું આપીએ, આપણા ઘર તણી રીત રામા;
એહે ડી શીઘ્ર આવી ઉભા રહ્યા, વિશ્વ ઠગ કરે જુએ રે કામા. ઉધ્રકી. ૭
અ મજ ઈંદ્ર જે સ્વપ્ને દેખે નહીં, માગ્ય મુખ બોલતા વેગે વાણી;
નર નાથ લક્ષ્મી સહીત આવીયો, તેણે અણગણી ગાંઠડી અનત આણી. ઉધ્રકી. ૮

## કડવું ૩૫ મું.

### રાગ મેવાડો.

મંડપમાંહે થયો જ્ઞાતકારજી, દોસી થઇને આવ્યા મોરારજી;
રથથી ઉતર્યા શ્રીચક્રપાણીજી, સાથે સોહે શ્રીરમા રાણીજી. ૧
આવતાં જોઇને મેહેતો ઉભા થાયજી, હરિને ભેટી લાગ્યા પાયજી;
દોસેણ આવ્યાં મંદિર માંહેજી, કુંઅરબાઇને કરવા દયાયેજી. ૨
હેતે કરીને રુદીએ લીધીજી, પુત્રી તેં કાં ચિંતા કીધીજી;
મેહેતા સરખો તાહારે બાપ જી, તો શેં હોયે તુહને તાપજી. ૩
લખ્યાથી અધિકું લાવ્યાં અમોજી, વળી જે જોઇએ તે માગો તમોજી;
કુંઅરબાઇએ જાણ્યું મંન જી, મેહેતા કારણ આવ્યાં ત્રિભુવનજી. ૪
શકે શ્રી હરિએ કીધી કૃપાયજી, આ ભીયાં તે દીસે લક્ષ્મી માયજી;
પાય લાગી જોડી હાથજી, માથે કર મૂકયો દોસણ માતજી. ૫
કુંઅરબાઈ હરખ્યાં અપારજી, મેહેતા જાણ્યો દેવ અવતારજી,
મંડપ માંહે દોસી બેઠાજી, ત્રણ ભુવન નહી કો દીઠાજી. ૬
મેહેતા ઉપર ઘણું પ્રસન્ન જી, લ્યો મેહેતાજી જે ગમે મંનજી;
આપવા બેઠા જગદાધારજી, વસ્તુતણા વાળ્યા અંબારજી. ૭
ભાત ભલી જે લખીએ ન જાયજી, દીઠે નરનારી મન લલચાયજી;
અંબર અવનીમાં ન સમાયજી, કવિ એક જીભે કરી શુ ગાયજી. ૮
પાઘડીચીરા ને શિર બંધજી, પટકા બાદલાઇ દીઠે થાયે આનંદજી;
સુથણાં સાવ સુંદર ભાતજી, થરમા પામરી કશમેરી જાતજી. ૯
મશરુ અલાયચા બાસ્તા સારજી, કમરવેલી શેલાં અપારજી;
મુગટા શણીયાં ઢટી* લાલજી, મૂલ્ય ન જાણે કો દલાલજી. ૧૦
સાહબી સુશી† ચકલા અનેકજી, ધોતીયાં પોતીયાં દોરીયાં વશેકજી;
ચીર પટોલાં પીતાંબરજી, ચુંદડી કલઘર નીલાંબરજી. ૧૧
ટુકડી અનોપમ ને શુભ જામાજી, બાદલાઇ કીરતાસ જોની કામાજી;
વીજાપુરી અતલસ જુઓ રામાજી, ઝીણા બાદલાઇ શુભ શામાજી. ૧૨
રુડા કમખા ને પઠાણીજી, કરણાટકી તુરકીતર(?) કાંહાંથી આણીજી;
છીંટ આવી સ્વપ્ને ન જાણીજી, બુટ્ટીદાર સુંદર જુઓ બાઈ પાણીજી. ૧૩

---

* ઢટી–મુગટી. વીશનગરા નાગરોમાં આ શબ્દ હજી પ્રચલિત છે † એક જાતની સાડી રેશમી. કલઘર અથવા કલઘરની જાતની પણ સાડી.

દુઃખણીયાને દોરની સાડીજી, તાસ દુમાસ ને ઘીટલી વાલીજી
ત્રંધડો ગજીઓ જુઓ માડીજી, નાટીની જામપુરી કાંહાંથી કાહાડીજી
ભારે મૂલ્યતણા ભરુચીજી, ગોરે ગાત્રે ખરો રહે ખુંચીજી
આ એજદી કાંહાંથી કાઢયાજી, વિઠ્ઠલને નવ ઓળખે વાઢ્યાજી.*
સાડી સરસ ગોડીયા કેરીજી, બાંધણા જોની જઇને આઘેરીજી
ઘાટડી ચોળી બહુ ચીરજી, દોસી થઈ બેઠા શ્રી જદુવીરજી
શ્રીફળ સોપારી ને સુવર્ણ નાણું જી, કોડ જીભે કહીયે ન જાણ્યું જી
સુનાનાં દડબાં† બે પ્રોઢ જી, જુવોને લાવ્યા ગરુડારુઢ જી.
અંતરીક્ષ દેવ દુદુંભી વાજે જી, ઉપમા જે કહીએ તે છાજે જી;
કુંઅરબાઈ મંડપમાંહીં માલે જી, પિતાજી આપે મોસાળું વાહાલે જી.

વલણ.

વાહાલે મેહેતો મોહોસાળું આપે, સાન્નિધ ગોકુળનાથ;
મનગમતાં ને મનમાન્યાં, આવી પેરે સઘળો સાથ. ૧૯

## કડવું ૩૬ મું.

### રાગ મારુ.

મેહેતોજી બોલ્યા મુખથી વાણી, કુંઅરબાઇ તેડો ગોર ગોરાણી;
આપો અમારીને રે પટોળી, પૂજી પ્રેમે ચરણ ચોળી. ૧
સદા કરો શુકલ શુકલાણી, પાગ પખાળી શિશ ઘો પાણી;
રત્નાને રૂડી સાડી, આપો તિલક કરીને માડી. ૨
પૂજ્ય પ્રાહુણા દેશ પ્રદેશી, વિપ્ર વેદીયા નગર નિવાસી;
યુગ્મ વસ્ત્ર જણપ્રતે આપી, જથા જોગ્ય લહ્યું ગુરુ માપી. ૩
તેડો સાસુ ને જેઠી જેઠાણી, સાડી સરસ શુદ્ધ પઠાણી;
માહાલણા દેવરની માડી, ગરવે પેહેરે દક્ષિણની સાડી. ૪
જોડે લ્યો પુત્રી બે થરમા, સસરાને સોંપો લઈ કરમાં;
સરસ શોભિતો જામો, જામાત્રને અંગસું ખાંમો. ૫
હાર અલકાવલ મોટાં મોતી, કંઠે ધર, કુંઅરી શું જોતી;
આ બે મણિ સુંદરજીને કાજે, પ્રેમે મોકલ્યા શ્રી મહારાજે. ૬
સસરા સાસુની જે માડી, આપ કુંઅરી ઉત્તમ બેસાડી;
આંખે આંસુ ભરે બે ખુંધી, કૌતુકે ગ્રહશાળા રુંધી. ૭
દંપતી દીએર જેઠ જેઠાણી, અદ્ભુત રંગ પટોળી પાણી;
દીવ્ય દીપતી દુશાળા, આપો વેડાબાઇના સુત વહાલા. ૮

---

* વાઢ્યાજી—વઢવાડીઆ કે વાડીઆ—વાહાણનાં બાંધનારા? † દડબાં—પથરા.

સાદ કરો નણંદ નણદોઈ, આપો વસ્તુ અનોપમ જોઈ;
નણંદતણા જે કુંઅર નાંહાના, બાદલાઈ ચીર રેહેશે છાંના. ૯
તેડો માશીજી ને માસો, સાડી સરસ ભરૂચી ખાસો;
ઉભાં કાકીજી ને કાકો, આપો જેમ જગમાં રહે સાકો. ૧૦

## કડવું ૩૭ મું.

### રાગ મારૂ.

પુત્રી સાદ કરીને તેડો, આપો મામીજી ને મામો;
સાસુજીને પૂજી પ્રેમશું, પેહેલા મસ્તક નામો. ૧
ફોઇ ફુઆ વૃદ્ધ ત્યાલાનાં,* આપીને દો માન;
કોહોને આપવું ગાઢો† પૂછો, જે થોડું સાંભળે કાન. ૨
નાહાનાં મોટા સગાં સબંધી, પ્રિય જન પાડોશી;
કુંઅરબાઈ કો રખે વિસારો, સાજન ડોસાડોસી. ૩
પીતાંબર પેહેરીને પાંકડી, હીંડે મોડામોડ;
નાહાની વહુને નારીકુંજર, સોહે સરખી જોડ. ૪
કુંઅરબાઇને‡ કલઘેરની સાડી, ઘેડ ઉકલી જુએ;
કટી ધરતાં કટાક્ષસું નિરખે, રતીપતિ મંન મોહે. ૫
લાડકુંઅર જે લક્ષણવંતી, અબર ગ્રહે આધેરી;
રખે અંગ ઉઘાડું દેખે, હૈડા સાથે હેરી. ૬
લાછબાઇને લાખી તાસ્તો, જીવવહુને ઝુના સાડી;
માહારા સમ જો મુખ ઢાંકોતો, ત્યાત્યોજી કહે રહી આડી. ૭
રાજબાઇનું રૂપ નરખતાં, લટકે ત્રિભોવન નાથ;
મરકલડે મેહેતાજી આગળ, જોડે આવી હાથ. ૮
પુલબાઈ પુલી મંડપમાં, છોરી છોડે ચીર;
બુટ્ટીદાર દેખીને બાઇયાં, સંભારે જદુવીર. ૯

વલણ.

જદુવીરે ચીર પુર્યાં, ખૂટે નહીં કદાપ;
મેહેતા કારણ લોક સહુને, માધવસું થયો મલાપ. ૧૦

## કડવું ૩૮ મું.

### રાગ ધનાશ્રી.

મંડપ મલપતી મધુર મુખ બોલતી, મૃગાવતી કહે વાણી;
જગનકુંઅર કહે તાંહ જોરે કમળા, આ અંબરનું પાણી. ૧

* આ શબ્દ એવી રીતે લખાયલો છે કે જે 'ત્યાત્યા' 'તાતા' 'તાત' 'ત્યાત્ય' એમ ચાર રીતે બેસાડી શકાય છે. † ગાઢે—મોટે શબ્દે. ‡ બીજી કોઈ એ નામની સ્ત્રી હશે.

## રાગ ફેર.

ઉદ્યોતકુંઅર આનંદ પામી, માનબાઈ મન ફુલી;
ચાંપા ચિત્રલખીશા નિરખે, મોટી સુધ બુધ ભૂલી. ૨
લાખેણી લટ મૂકી મુખપર, મરકલડે મૃગનેણી;
મકરધ્વજ સરખો મોહ પામે, નાગફણા તુલ વેણી. ૩
લોચન ઉપર લટ લલીતાની, નાગેણુ સરખી લલકે;
લોકીક પુરુષતણું શું લેખું, જોતાં મહા મુનિના મન ટલકે ૪
હસવું રમવું કેહેવું સુણવું, કૌતુક કરે કોડ્ય;
સ્વર્ગભુવન સરખું જો કહીએ, કવિને મોટી ખોડ્ય. ૫
સહસ્ર ગણી સ્વર્ગથી શોભા, ભૂતલ ઉપર ભાસી;
લાડ પાળવા લક્ષ્મી સાથે, જાંહાં આવ્યા અવિનાશી. ૬
માંગરોળમા મોટો મહાજન, શેઠ સંઘ શ્રીપાલ;
મોહન મનજી ને પૂંજો પારેખ, કીધી ઝાકઝમાળ. ૭
ડેપો દોસી ને શૂરો સુંની, ગણાજી ગાંધી આવે;
સ્નેહી જે સસરાજી કેરા, સંભારી તેડાવે. ૮
કાંહાંનો કળબી ને ઘોળી ઘોએણુ, મોટી માળણુ ડાહાઇ;
નાહાનો નાપીક ઉભો નિરખે, કરમાં વીજણો સાહી. ૯
તેજપાલ તંબોલી તેઓ, ઉભા સારણુ શેઠ;
મેહેતાને મુખે ના ન નીસરે, લહી વિઠ્ઠલની વેઠ. ૧૦
પાણીહારી પુરુને આપો, નૂતન રંગની નાટી;
ભાટ રખે જો એક વિસરે, ગુણી પ્રગટ હોયે ધાટી. ૧૧
ટોળાં સર્વ ગાધ્રવનાં તેડી, માંડ્યું હરિગુણ ગાન;
પ્રેમેસું પટકુલ પામરી, આપે શ્રી ભગવાન. ૧૨
અશ્વતણા ખેડચું ને રક્ષક, દલવાડી ને દોસી;
કરભસીઓ ? કુનાંદ* ભર્યો, આપે શ્રી અવિનાશી, ૧૩
કર ઓઢી† જેણે જે માગ્યું, તેહેને તે આપ્યું સાર;
કારીગર કો ન વિસરે, પશુતણા પીંડાર. ૧૪
આપતાં ખુટ્યો નહીં, વસ્ત્ર તણો ત્યાં અંબાર;
પછે મેહેતેજીએ કૃપા કરી, વહેંચી આપ્યાં નગ્ર મોઝાર. ૧૫

### વલણ.

નગ્ર આખે વેહેંચી આપ્યાં, સહુનાં પુરી કોડ;
મેહેતા માથે હાથ મૂકી, લક્ષ્મી સહિત પધાર્યા શ્રીરણછોડ. ૧૬

---

* કુનાંદ કે કુશાંદ ? વચલો અક્ષર બરાબર વંચાતો નથી. † ઓઢી—ઓડવું, ધરવું.

## કડવું ૩૯ મું.
### રાગ બીલાવલ.

ચતુર્ભુજ ચોબે વિખાણો, મેહેતાજીનું મન;
ઝંડ ને ઝાં દવે ત્રવાડી, કહે જીવિત તવ ધન્ય. ૧
પ્રાગજી પારધી જોઈ, કેહ મેહેતા મોટી વાત;
વિસ્મે પામ્યા બ્રાહ્મણા, મેહેતો સ્વેદ ભરાણું ગાત્ર. ૨
ત્રિલોચન ત્રવાડી બોલે, પંચોલી પરિ પ્રીતે;
જીથો ઝાંખર જબકી ઉઠ્યો, લહી રસિકની રીતે. ૩
ડોહ્યો દવે ને રામો રાવળ, જશવંત જાની જોડ;
કેશવજી કરોતિયો તાંહાં, હસે હાર્યો હોડ. ૪
પાઠી ગોત્ર પ્રસન્ન થઇને, વદે મુખથી વાણ;
વ્યાસ વ્યાસણ અવિલોકતાં, કહે વૈષ્ણવને શી તાણ. ૫
કાહાનજી કણસારો, અને સરીયો સ્યામ;
પિતાંબર પંડ્યો નવ પ્રીછયા, પ્રભુજીનાં એ કામ. ૬
અષ્ટ દાસ અભ્યાસી, અદ્ભૂત વિદ્યાકેરા જાણ;
વ્યાકરણી વૈદ્ય જોષી, વિશ્વે કીધું વિખાણ. ૭
વેરાગી વિષ્ણુદાસના, એ દાસ નામે શિષ્ય;
વૃદ્ધ વામા વારણે જાય, દેતી બહુ આશીશ. ૮
ભવ્ય વસ્ત્રે ભરી ભાંજ્યાં, સંતોષ્યા સરવ લોક;
કલ્પતરુથી કુંઅરબાઇનો, ટળ્યો સઘળો શોક. ૯
કાપડું એક વિસર્યું, તે વિશ્વે જાણી વાત;
કૃષ્ણજીએ કાપડાંનો, વરસાવ્યો વરસાત. ૧૦
નરનારી સહુ વિસ્મે પામ્યા, વરત્યો જેજેકાર;
પ્રેમ આણી જોગ્ય જાણી, સર્વે કીધા મેહેતાને નમસ્કાર. ૧૧

વલણ.

નમસ્કાર કીધા પ્રેમશું, વદે વાણી મેહેતો ધન્ય;
નાગરી નાતમાંહ પ્રકટી, સહુ કીધુ પાવંન. ૧૨

## કડવું ૪૦ મું.
### રાગ ધનાશ્રી.

કુંકુંમ કેશર ઘોળીયાં ને વર્ત્યો જેજેકાર,
છેલ છબીલી છાંટે છમરકે, ઉપમાનો નહીં પાર;
વૈષ્ણવે જીત્યું રે જીત્યું, હાર્યા હરિના દ્વેખી રે. ૧
મેઠ* મનોહર ગાન કરે ને વાજે બહુ નીશાણ;
ટીલાં ટબકા ને ચોખા ચાંદલા, મહા સંતોષ મુખ વિખાણ. વૈષ્ણવે. ૨

* મેઠ, એક જાતિ.

ગીત ગુરુવાણી સાહામા સાહામી, સીમંત કેરાં ગાય;
લલીતા લાજ મૂકી લોકની, આનંદ ઉર ન સમાય. વૈષ્ણુવે. ૩
ફોફળ પાન ને ફૂલ શ્રીફળનો, વાળ્યો આડો આંક;
અનલેહેતાં અપરાધી પાપી, હરિ જનને કહે રાંક. વૈષ્ણુવે. ૪
ચાર વેદની આશીશ ઉત્તમ, વદે વિપ્રના વૃન્દ;
વૈકુંઠ શોભા અતિ વાધી, ધ્રૂટે નાહાના છંદ. વૈષ્ણુવે. ૫
આઠ ચાર ને નવ નિમેષ, ન મેહેલે ચરણુ નિવાસ;
જે હરિનો આશ્રય રેક તે, કયેમ દુઃખ પામે દાસ. વૈષ્ણુવે. ૬
ઉપમા એક જીભે શી કહીએ, કોડે કહી ન જાયે;
મેહેતાજી માંહાંમેરાં વેળા, નરખે વૈકુંઠરાયે. વૈષ્ણુવે. ૭
રીતભાત પરિપૂરણુ કીધી, મેહેતો થયા વિદાય;
મોટા મહાજન નગરતણા જે, પુઠે વળાવવા જાય. વૈષ્ણુવે. ૮
પાછા વળ્યા પુરવાસી ને, આગળ થયો પોતાનો સાથ;
મેહેતોજી જૂનાગઢ પધાર્યા, ભજતાં વૈકુંઠનાથ. વૈષ્ણુવે. ૯
કુંઅરબાઈપર સાસરીયાં, સહુ સદા રહે પ્રસન્ન;
મેહેતાજીની મામ દીઠી, પછે સહુકો રાખે મંન. વૈષ્ણુવે. ૧૦
માંહાંમેરા મેહેતાતણાનો, કહ્યો જથા બુધ વિસ્તાર;
ભાવે કરીને સાંભળે, તે તરે નર વા નાર. વૈષ્ણુવે. ૧૧
સંવત સત્તર આઠ અભિનવો, ચૈત્ર વદ શનિવાર;
તાપહરણુ તેરશને દહાડે, પુણ્ય તણો નહીં પાર. વૈષ્ણુવે. ૧૨
સુણે ભણે ને ગાય શીખે, સ્થિર રાખીને મંન;
વૈષ્ણુવના ગુણુ રસનાએ ભાખે, પ્રભુજી થાય પ્રસન્ન. વૈષ્ણુવે. ૧૩
હરિજનનો મહિમા અદ્ભૂત, કહ્યો ન જાયે લેશ;
ગોવિંદ કૃપાએ ગ્રંથ બાંધ્યો, પ્રેમે પાટણુ દેશ. વૈષ્ણુવે. ૧૪
ચાર પદારથ ભાક્તાના, સ્નેહે હરિ વશ થાયે;
ઇંદ્ર અમર અજ અણું ન જાણે, તો 'જાની' જશ શું ગાયે. વૈષ્ણુવે. ૧૫

इति श्री माहामेरुं नरसैं मेहेतानुं जानी विश्वनाथ कृत संपूर्णम्.

---

## હારચરિત્ર.

### કડવું ૪૧ મું

#### રાગ સામેરી.

હાર ચરિત્ર મેહેતાતણું, હાવાં તેહેને ભાવે ભણું;
સહુ દેખતાં આપ્યો હરિએ હાર, તેહેનો કહું વિસ્તાર. ૧

જુનાગઢ નગ્ર મોઝાર, વાધી ખ્યાત મેહેતાની અપાર;
મોહોસાળું કીધું ચક્રપાણી, ઘેર ઘેર ચાલી તે કાહાણી. ૨
સુણી જશ મેહેતાનો વારુ, લોક આવે દર્શન સારુ;
કેટલા દુષ્ટ બુદ્ધિને ધરતા, અજ્ઞાને નિંદા કરતા. ૩
જેહેને મંન નહીં વિશ્વાસ, તે હરિજનની કરે હાસ્ય;
આનંદી સદા ભક્ત જંન, પ્રાણી માત્ર ઉપર પ્રસંન. ૪
પુરમાંહાં એક ઉત્તમ ઠામ, જાંહાં દામોદરનું શુભ ધામ;
હરિ મંદિર શોભા છાજે, જાંહાં સ્વયં દામોદર વિરાજે. ૫
રાજ્ય સેવા તાંહાં નીત થાએ, બંદીજન ગુણ જશ ગાએ;
નીત દર્શન પામે સહુ લોક, તેણે ન મળે કોહોને શોક. ૬
રાજદ્વાર માંડલિક કેરું, તાંહાંથી સમીપ છે દેહેરું;
નરસિંહ મેહેતો વૈષ્ણવરાજ, નીત આવે દર્શનને કાજ. ૭
કરમાંહે ધરે બે તાલ, ગાતા આવે ગુણ ગોપાલ;
સાથે સોહે વૈષ્ણવની ટોળી, સ્ત્રી જે સખી સકળ મન ભોળી. ૮
જેમ ઉદ્ધવ શોભ્યા વ્રીજમાંહે, તેહેવી મેહેતાની શોભાએ;
લીલા રૂપનું ધ્યાન ધરતા, મેહેતો એણી પેરે દેહેરે સાંચરતા. ૯
આવે નીત આથમતે સૂર, જેને હૃદે હરિરસ પૂર;
ગાએ આરતી આનંદ આણી, રહી સન્મુખ સારંગપાણી. ૧૦
પ્રતિમા હરિની ઝાતકાર, લોકે પૂજી ચઢાવ્યા છે હાર;
એકઠી થઇ છે બહુ માળ, તેણે શોભે સ્વરૂપ ગોવાળ. ૧૧
મે'તો આરતી કરી નમે જેવારે, હાર આપે દામોદર તેવારે;
પ્રતિમાનું ચૈતન્ય જેહ, વૈષ્ણવ સાથી દેખે તેહ. ૧૨
હાર આપી મુકે માથે હાથ, મેહેતો ગાજી કહે ગોપીનાથ;
ગુણ ગાતા મંદિર આવે, અંગ હાર કરી શોભાવે. ૧૩
સહુ વિચાર કરતા ચાલે, હરિ પોતે હાર કંઠે ઘાલે;
ઘણા કાળ તપ સાધે, તો હેને એ ગત કેમ ન લાધે. ૧૪
જો હિમે ગાળ્યાં હશે અંગ, તો પામ્યા મેહેતાનો સંગ;
એહેની ચર્ણરજ અડકે જેહેને, ગર્ભવાસ ના હોયે તેહેને. ૧૫
એ કારણરૂપ કો કાહાવ્યો, આપણે ભાયેગે આંહાં આવ્યો;
મેહેતાની નિત્ય મંડળી જેહ, નીત રચના દેખે એહ. ૧૬
મેહેતાને કૃપા અપાર, એણી રીતે પામે નીત હાર;
વૈષ્ણવ કરે માંહોમાંહે વાત, અનુક્રમે વાધી છે ખ્યાત. ૧૭

વારતા ચાલી નગ્ર મોઝાર, વિસ્મયે પામ્યા મન આધાર;
સહુને મન એવો ભાવ, મેહેતો ભવસાગરનું નાવ.* ૧૮
એહેને સંગ પલક જો રહીએ, તો સહુ કૃતારથ થઈએ;
ઠામ ઠામ લીધી સંભાળ, એથી અળગો નથી ગોપાળ. ૧૯
એહેની ભાભીએ જો કામ દીધું, પ્રથમ તાંહાંથકી ફળ સીધું;
એહેને નાતે વાર્યો જે વારે, બે રૂપ દેખાડ્યાં તે વારે. ૨૦
જો ભોજન સમે હઠ કીધો, તો તાંહાં પ્રભુએ દંડ દીધો;
લોકે પ્રાહુણુ સંત આવ્યા, તેવા શીઘ્ર પોતે સામગ્રી લાવ્યા. ૨૧
પાણી માગ્યું તે વાત ન જાણી, આવી પાયું શ્રી ચક્રપાણી;
હુંડી માટે હસીયા લોક, તો રૂપૈયા પામ્યા રોક. ૨૨
પુત્ર પરણાવ્યો તે પ્રસિદ્ધ, * * * *
મોહોસાળું પુત્રીને કીધું, કહો કરજો કાંહાંથી લીધું. ૨૩
એ તો નિશ્ચે પ્રકટ્યો દેવ, એહેને ભાગ્યે પામીએ સેવ;
એહેવી સાધુએ વાત વિચારી, મેહેતાની કીર્તિ વધારી. ૨૪
અનુક્રમે મેહેતાની વાત, સાંભળી સૌ નાગરી નાત;
દ્વેષી જનને દ્વેષ જ આવ્યો, એ તો પાખંડે સિદ્ધ કહેવરાવ્યો. ૨૫
મહા મોટા વેદાંતી જેહ, અહંકારના ઢગલા તેહ;
હાર પામ્યાની ગતિ જાણી, બોલ્યા મચ્છરવંત એમ વાણી. ૨૬
જેહેનો વેદે ન જાણ્યો પાર, તે કલિમાંહાં ન મળે નિર્ધાર;
તે મેહેતાને હાર કયમ આપે, પ્રતિમા માંહે ચૈતન્ય નવ વ્યાપે. ૨૭
જેહેને પાઠે સહસ્ર પુરાણ, તેહેનો વિસમે પામ્યો**;
જોગી તપીય સંન્યાસી, તેહેને મનમાંહાં આવે હાંસી. ૨૮
સકળ તીર્થ હમો ફરીઆં, જાગ જપદાન કર્મ આચરીયાં;
ભાઇ તે સઘળો ધર્મ ખોટો, પેલો વિષયી નરસૈયો મોટો. ૨૯
નાચી કુદી વાહે રે તાલ, તેણે રીઝ્યા શ્રી ગોપાલ;
મૂરખ થયું આ ગામ, નરસૈયાને કરે પ્રણામ. ૩૦
નવ્ય પામીએ લીધે સમાધ, કયમ રીઝે કીધે ઉપાધ;
વૈરાગી હુતો જેહ, ભીમ આદે સિદ્ધડા તેહ. ૩૧
સહુએ વિસ્મયે વાત વિચારી, એક સુઝ અંતર નિર્ધારી;
સહુ એકમતો એમ કીજે, એહેની પરીક્ષા કાંઇએક લીજે. ૩૨
જૈ મંડળિકને એમ કહીએ, અમો તાહારા નગરમાં શું રહીએ;
નરસૈંયે નગરી ભ્રષ્ટ કીધી, એહેને શિક્ષા જોઇએ દીધી. ૩૩

* મૂળ પ્રતમાં "વાત" છે.

પછે રાજદ્વારે સહુ આવ્યા, મંડળિકને મને ભાવ્યા;
વૈરાગી જતી સંન્યાસી, બહુ કાળના જોગી અભ્યાસી. ૩૪
વિપ્ર આવ્યા પુરીના વાસી, આવી વાત મેહેતાની પ્રકાશી;
રાજા તાહારી નગરી માંહે, ઉત્પાત અતિશે થાએ. ૩૫
એક નાગર નરસૈંયો નામ, તેણે વણસાડ્યું આખું ગામ;
સહુ લોકને ભુરખી નાખી, તેહેની આ સભા સહુ સાખી. ૩૬
ઘેર ઘેર હીંડે છે ગાતો, પરસ્ત્રીને કંઠે બાંહ વાતો;
ગાય ઉઘાડો શૃંગાર, નિર્લજ કીધાં નર ને નાર. ૩૭
કરે એહેવો આંખનો ચાળો, સહુ લોકને લાગે વહાલો;
રુડાં વસ્ત્ર પહેરે છે અંગે, પરનારી સાથે રમે રંગે. ૩૮
એમ કરતાં બહુ દિન વિત્યા, અમો તમને કહેતા નોહોતા;
હાવું તો વાત ગઈ વાધી, મન માંહે તે તો ગાંઠ બાંધી. ૩૯
પરમેશ્વર એહેને મળીઆ, મેહેતો દેવ કરી સહુ ગણીઆ;
નિત્ય આપે હરિ એહેને હાર, દામોદર દેહેરા મોઝાર. ૪૦
ધર્મ તેણે લોપ થાએ, અમે તે દુઃખ કયમ સહેવાએ;
માટે બે વચન તેડી ભાખો, એહેને ઉપાધ કરતો રાખો. ૪૧
મંડળિકે સુણીયું જે વારે, અતિ ક્રોધે ભરાયો તે વારે.* ૪૨

## પદ ૧૭ મું-રાગ કેદારો.*

હો ઘેહેલા નાગરા ન કીજે વાદ;
જો વૈષ્ણવ નામ ધરાવીયું તો, વઢવાનો શો સ્વાદ. ઘેહેલા૦
ભક્તને બકવું કશું રે, જે લક્ષ્મીવર માંહે લીન;
પંચમુખે પંચવસ્ત્ર તજીને, સંધરો કૌપીન. ઘેહેલા૦
શુકદેવ દુર્વાસા વ્યાસજી, કરતાં ભગુઆં અંગીકાર;
નટુઆની પેરે તું રે કરાંછાં, ગાય ઉઘાડો શ્રૃંગાર. ઘેહેલા૦
શ્રીકૃષ્ણ સ્વામી સર્વનો રે, ભાઈ ભક્તનું એ છે રે કામ;
માધવાશ્રમ કેહે રે સંન્યાસી, નથી ભિન્ન કેશવરામ. ઘેહેલા૦

## પદ ૧૮ મું-રાગ રામગ્રી.

કોણ ઠાકુરને વિનવું વિઠલા, કમળાના નાથ મનશું વિચારો;
•દ્રૌપદી લાજને કાજે આવ્યા હરિ, દુઃખ પામે કયમ દાસ તાહારો. કોણ૦

* એ કડવા પછી વલણ છે. વલણ 'ક્રોધ' શબ્દથી શરુ થાય છે. તે પછીનાં આઠ પાનાં ફાટી ગયાં છે. ત્યારપછી મંડળિકે નરસિંહ મેહેતાને બોલાવેલો અને સંન્યાસીઓ સાથે વાદ શરુ થએલો, તેનાં ૧૬ પદ ફાટેલાં પાનાંમાં જતાં રહ્યાં છે. ૧૬ મા પદની છેલ્લી તુક "ભણે નરસૈંયો ભગુવા મૂકી, પેહેરો પંચ વસ્ત્રનો વાગો રે૦ મુડ;" છે, જે એ પદ નરસિંહ મેહેતાકૃત કાવ્ય સંગ્રહમાં હારમાળાનું ૨૮ મું આપેલું છે.

પ્રકટ થયું નામ ભૂતલ વિષે ભૂધરા, નરસૈયા નાથ એહેવું બીરદ કહાવો;
સેવક સંકષ્ટ ટાળીએ ત્રિકમા, તો તમો નાથ ભલા રે ભાવો. કાણુ૦
લોક દેખે સહુ, કૌતક કરે બહુ, મંડળિક મદ ભર્યો ક્રૂર જૂએ;
નરસૈંયાચા પ્રભુ હાર એક આપીએ, જોગીઓનાં બળ શાંત થાયે. કાણુ૦

### પદ ૧૯ મું—રાગ મારુ.

હાર ના આપે રે, મેહેતા તુંહુને સંન્યાસી શાપે રે. ટેક.
પુરી ભક્તિ વિના ભૂલ્યો ભમ્યો, જીવ જંજાળે વાળ્યો રે;
ઘણા દિવસ છાંનું દંભ ચલાવ્યું, આજ કંઠે સાલ્યો રે. મેહેતા૦
પરાત્પરબ્રહ્મ પરમેશ્વર, તે રહ્યો વિશ્વ વ્યાપી રે;
તે સાથે તાહારે મૈત્રી શાની, રખે તું જાતો નાશી પ્રકાશી રે. મેહેતા૦
તુ રામની નિંદા કરે ને, ઘેહેલા ગર્વ રાખે રે;
બીમ ભણે, તો હાર જડે, મુખ રામજી ભાખેં રે. મેહેતા૦

### પદ ૨૦ મું—રાગ મારુ.

*હલ્યા મુહુને શાપ ન લાગે રે, હાર્યો દુર્વાસા આગે રે. ટેક.
અમરીષ સા* * કરી, આડુઓ થૈને આડો રે;
ભક્ત સાહાય સુદર્શન ધાયું, કેહેવે જોગી નાહાઠો રે. હલ્યા૦
ફરી સંન્યાસી શરણે આવ્યા, ભક્ત મોટા કીધા રે;
અમરીષ કારણ કૃષ્ણજીએ, દશ જન્મ લીધા રે. હલ્યા૦
રાજા તો ઘેહલો થયો તે, સિદ્ધ જોગીએ જાણ્યો રે;
નરસૈંયો કહે નિષ્ફળ ન જાએ, મેં કૃષ્ણ વિખાણ્યો રે. હલ્યા૦

### પદ ૨૧ મું.

હલ્યા તુહુને હાર વિચારે જડશે, મેહેતા તુંહુને વિપત્ત પડશે રે. ટેક.
તું પાઘડી બાંધે ખુણાઆલી, ઝીહીણા જામા પટકા રે;
સ્ત્રી સાહામું જોઈ આંખ નચાવાં, કરે હાથના લટકા રે. હલ્યા.
નગર લોક મોહ્યું તેં, લંપટ દંભ ભેખ ધારી રે;
તેં કંઠે હાથ ધરી, નચાવી પારકી મારી રે. હલ્યા.
હેલાં હાર મંગાવો મેહેતાજી, ક્યાં છે દેવ મોરારી રે;
મંડળીક કેહે એ ઘડીનું સાટું, પછે નાખીશ મારી રે. હલ્યા.

### પદ ૨૨ મું—રાગ પરજીઓ.

હુંતો તાહારે ભરોસે વાદ વહુંચો, મહારા શામળીઆ છું સુધો રે. ટેક.
મંડળીક મુજને મારશે તો, લોક હસારત થાશે રે;
માહારે તો કાંઈ જાન નથી, તાહારું ભકતવચ્છલ બીરદ જાશે રે. હુંતો.

* એ લીટી અસ્પષ્ટ છે.

પ્રહ્લાદથી હિરણ્યકશિપ હાર્યો, અમરીષથી દુર્વાસા રે;
તમ નરસૈંયાથી મંડળીક હારે છે, તાહારી મુજને આશા રે. હું તો.
સંન્યાસી વૈરાગી વિસ્મય બોલે, એ ઘણા ને હું એક રે;
ભણે નરસૈંયો આવ્ય માહારા વાહાલા, હાવું વળ્યો છે છેક રે. હું તો.

## પદ ૨૩ મું–રાગ સામેરી.

હો ગુણવંતા નાગરા, ન કીજે હરિશું ગર્વ રે;
હઠે હાર આપે નહીં, તેં, સુકૃત ખોયું સર્વ રે. હો.
હઠે દાનવ પદ્વી પામે, તે રહે થોડા કાળ રે;
તપબળે વરદાન આપી, પછી ઉથાપે ગોપાળ રે. હો.
હિરણ્યકશિપુ રાવણ હઠે ગયો, હઠે ગયો દુર્યોધન રે;
અકળ સ્વરૂપશું અટક સાહની, તું માર્ય મમતા મંન રે. હો.
કયમ વારા વાજી તાહારી, હરિ ભજ્યા જમ તમ રે;
અટપટી ગત ગા [ગોપાળ] * કેહે અદ્‌ભૂતાશ્રમ રે. હો.

## પદ ૨૪ મું–રાગ રામગ્રી.

સદા તું [દયાળ, હું દીન] દામોદરા, કહું ગુણ તાહરા મન વિચારી;
શરણાગત જા[ણી, કૃપા નાથજી] આવીયો, કર ગોપાળ સંભાળ માહરી. સદા.
દેવના દેવ [સુણ દેવકી નંદન], વિશ્વપાળક એહેવું બીરદ તાહરે;
પોણ પોતાતણું પાળીએ, * * * ધાઇએ વાહરે. સદા.
જો માહરા કર્મને ભાળવાં ભૂ[દરા બેસશે, પતિત પાવન]તારી લાજ જાશે;
એહવું જોઇ આળશ કરે તું કૃષ્ણજી, છાંડશો તો ઉ[પહાસ થાશે.] સદા.
દુષ્ટ ભાવે થકી, તારી તે પૂતના, અઘોર નરક વિષેથી ઉગા[રી;
* * ]વતાં મામકી ઓધરી, શાપ મૂકાવી ગૌતમ નારી. સદા.
નામ [સંભારતા દ્રુપદી પ]ટ પુરીયાં, અવિચળ ધ્રુવ પદ પામો આગે;
ભણે નરસૈંયો હઠ * * * . સદા.

## પદ ૨૫ મું–રાગ રામગ્રી.

ગરવ ન કીજે ઘેલડા, શું [સાન ગુમાયો;]
સુકીત ત્યજ્યા ખોઇ હઠ વડે શું કામ કમાયો. ગરવ.
છતે ને[ત્રે થયો આંધળો,] જોને મન વિચારી;
છે મોટું ભારણ માયાતણું, તેણે મૂકયા રામ [વિસારી.] ગરવ.
શાંહાંને અરથે આંહાં આવિયો, આવી કારજ તેં શું કીધું;
વિવેક અમૃત [મેલી દઇને] કેમ હળાહળ પીધું. ગરવ.
અણુચિતવ્યું બોલીએ નહી, શું હદે થ[યું શુન્ય;
અચ્યુત]શ્રમ કહે હઠ તજી, કરો મેહેતા મુન્ય ગરવ.

### પદ ૨૬ મું–રાગ રામગ્રી.*

[ એક અવ ]ની ધરા, દેવ દામોદરા, કહું ગુણ તોરણ, કવણ વાણી;
શુક સાર[ દ, નારદ નિ ]ગમ હરી, અવિગતિ ગતિ નવ જાયેરે જાણી. એક.
વિશ્વપાળક તું [ પ્રભુ સહાય ક ]રી, ટાલ્ય ફેરા ગર્ભવાસ કેરા;
શરણ ઘો શ્રીહરી, દાસ જાણી કરી, અન્ય જીવ [ કોઇ ન ] હી અનેરા. એક.
સગુણ સારંગધર, સુંદર શુભમતિ, વિનતી જુગપતિ સુણો રે સ્વામી;
સંસાર પાર ઉતાર કરુણાનિધિ, [ ગોવિંદ ગોપાળજી ગરુડ ]ગામી. એક.
નંદના નંદ મુકુંદ મુરલીધરા, ગોકુલચંદ ગોવિંદ ગોવાળ;
ભણે નરસૈંયો સાહાય કર શ્રીહરી, દીન જાણી પ્રભુ લીજે સંભાળ. એક.

### પદ ૨૭ મું–રાગ રામગ્રી.

શ્રી રઘુનંદ મતિમંદ હું માનવી, દાનવી બુધ ટાળો રે દેવા;
માનના સ્વાદ ને વાદ કરી બોલીએ, ભુલીએ રામજી તોરી સેવા. શ્રી૦
અકળ અવિનાશ પ્રકાશ બુધ કીજીએ, દીજીએ દર્શન રામ રૂડા;
તાહારા નામનું નાવડું દઢાવ કીધું નહીં, તે નર ભવ જળ માંહે બૂડા. શ્રી૦
ભ્રાત વિભીષણ પ્રેમ વિચીક્ષણ, અંજની સુત તુલસી રે દાસ;
ભીમ ભણે જેણે રામ નવ ઓળખ્યા, તે પામીયા માતનો ગર્ભવાસ. શ્રી૦

### પદ ૨૮ મું–રાગ રામગ્રી.

દેવા ભક્તના ઇષ્ટ તે કૃષ્ણ કાહાવો સદા, આજ મામ મુકી કાં નંદ કાલા;
ઇંદ્ર વૈભવ સુદામાને તેં આપીયું, આજ કૃપણ થયો કાં રે વાહાલા? દેવા૦
* * * * જાઓ અધ ઉતરડીયા દાન ઘાટે;
તે ખરાપણું તાહરું કયાં ગયું નાથજી, આજ નાશી ગયો મંડળિક માટે? દેવા૦
નરકાસુર શિશુપાલ જરાસંધ જીતી, જોદ્ધાના તેં બંધ છોડ્યા;
પ્રલંબ બકાસુર તરણ તે તાડીયા, કેશી ને કંસના કંઠ મોડ્યા. દેવા૦
ભાવે કભાવે જેણે તું ઉપાસીયો, તે જનની ગર્ભ ન આવે વળતો;
ભણે નરસૈંયો મેધ તું માધવા, શખ્ય બાળકને બાપ બળતો. દેવા૦

### પદ ૨૯ મું–રાગ જેતશ્રી.

મેહેતા રામનું લીજીએ નામ તેણે છૂટીએ રે;
એ તો કૃષ્ણથી ન સરે કામ, મિથ્યા તાલ કૂટીએ રે.
નિર્મળ નામ શ્રી રામૈયાનું, પીતાં પાતક જાયે રે;
રામચંદ્ર જો નામે ગાયો તો, મોઇ જીવાડી ગાયે રે. મેહેતા૦
રાજીવલોચન હળાહળમોચન, દીનાનાથ દયાળ રે;
રામ મુકી મેહેતા શું ગ્રહે, ગોવિંદ ગોવાળ રે. મેહેતા૦

---

* આ પદનો કેટલોક ભાગ ચહેરાઈ ગયેલો છે, પણ હારમાળાની મી૦ અંબાલાલ જાનીવાળી પ્રતમાં એ પદ હોવાથી તેની સાથે મેળવી બરાબર કીધું છે.

તીતાસ્વામી અંતરજામી, નામે ભવ નિસ્તાર રે;
રઘુનાથાશ્રમ કહે નરસૈંયા, ભાગ્ય રામજી પાસે હારરે. મેહેતા૦

પદ ૩૦ મું–રાગ જેતશ્રી.

તાહારો રેહવાદે ભણુઆ રામ, રામનું મરતી વખતે કામ, અમો નવ માનીએરે.
કેશ ખળાય ને આંખ ગળાય, શ્રવણે સાંભળતા રેહીએ રે;
લવ લવ વાધે શ્વાનની પેરે, તે વારે રામ રામ કહીએ. અમો નવ૦
જનમનો જોગી કુટુંબ વિજોગી, ખોઈ બેઠા ધણીઆણી રે;
ઘરણી ગઈ તે વાનરે આણી, રામની ઉપમા જાણી. અમો નવ૦
રંગીલો છબીલો ને છોગાલો, ગોવાળો વૈકુંઠરાય રે;
ભણે નરસૈંયો એહેવાને મુકી, તાહારા રામજીને કોણ ગાય. અમો નવ૦

પદ ૩૧ મું–રાગ કાફી.

નરસૈં હાર મંગાવ્ય, તાહારો શામળો સુતો જગાવ્ય.
ક્રોધ કરી બોલે પરધાન, મેહેતાજી ઉતર્યું અભિમાન. નરસૈં૦
વાદ કરતાં થૈ વડી વાર, હલ્યા લંપટ નાગર નાખ્યો હાર. નરસૈં૦
તું સંત થઈ જગતને નમે, પરનારીસું રંગે રમે. નરસૈં૦
વૈષ્ણવ થૈ વણુસાડયું ગામ, હાવું નહીં નાઠાનું કામ. નરસૈં૦
* * રાય રીસે ભરાણો, મરણ માથે આવ્યું જાણો. નરસૈં૦
વડીવારનો માળા માગે, તાંહાં તાહરો શામળો શે નવ જાગે. નરસૈં૦
તુંહુને લોક હસારત થાશે, હવડાં તાંહાં વહાણું વાહાશે. નરસૈં૦
બોલ્યો પ્રધાન કરી રીસ, વાહાણું વાહાતે છેદું શીશ. નરસૈં૦

પદ ૩૨ મું–રાગ પરજ.

શામળીઆ શું સુતો સોડ તાણી રે;
મેં તો દુભણુ કાંઈ નથી જાણી રે. શામળીઆ૦
સમોવડ સાથે શોભીએ, દુભાતા જગદીશ રે;
કીડી ઉપર કોહાડો, હું રાંક ઉપર શી રીસરે. શામળીઆ૦
વૃન્દાવન દ્રુમ શીતલ છાયા, જમના ત્રટ સુગંધ સમીર રે;
રાધીકાજી પાગ તલાંસે, ઘણું ઉંઘ્યા શામ શરીર રે. શામળીઆ૦
જમ જાગ્યા દ્રૌપદીને કાજે, હાથીની કીધી વાર રે;
જરાસંધને જીતી મુકાવ્યા, રાજા વીશ હજાર રે. શામળીઆ૦
માનીતીને કારણુ લાવ્યા, પારિજાતિકનું ઝાડ રે;
નરસૈંયાને હાર આપતાં, કીયો ચઢશે પાડ રે. શામળીઆ૦
વસુદેવ નંદ અતે મુઆ તો, હું ઉપર શો ક્રોધ રે;
ભણે નરસૈંયો હવડા વાહાણું વાશે, જાગ્ય જાદવ જોદ્ધરે. શામળીઆ૦

પદ ૩૩ મું–રાગ પરજ.

શામળિયો તાહરે વેહેરે* સુતો, તું તો વિષે રસમાંહાં ચુઠયો. શામા;
જ્યાં વિષ્ણુ તાંહાં વિષ્ણુ નહીં, એમ વદે વેદ પુરાણ રે;

* માટે, કાજે.

રામ તજી જેણે વિષય સેવ્યો તેણે, પુરુષ થકોય હાણુ રે. શામ.
સનકાદિક શંકર શ્રી નારદ, શુકજી સનક સુજાત રે;
ગૌર મુની કપીલે ગાયો, નિર્મળ શ્રી રઘુનાથ રે. શામ.
નારાયણને નિદ્રા નથી, નરસૈ કરી જો વિચાર રે;
પ્રસાદપુરી કેહે સાચે હરિ સુતો, જેવારે તેં ગાયો શણુયાર રે; શામ.

### પદ ૩૪ મું—રાગ રામગ્રી.

દેવા ભક્તિ વહાલી, તુહુંને ભક્તિ વહાલી, વૈકુંઠથી ભોમ્ય આવ્યા ચાલી;
અખીલ સ્વરૂપ તું દેવને દુર્લભ, ગોપીયાંચે ગળે બાંધ્ય ઘાલી. દેવા.
શ્રી મુખે કોહો છો જે ભક્ત આધીન છું, દાસને પ્રાણુની પેરે રાખું;
સરવની સાહે કરી રે તું કૃષ્ણુજી, વાંકું કંઇ કર્મ મારું શું ભાખું. દેવા.
ભક્તિ માટ જસોદા ઘેર અવતર્યો, કંસ કુળ નાશન નાથ્યો કાળી;
ભક્તિ કારણુ અમરિષ ઉગારીયો, લીધા અવતાર વાળીય વાળી. દેવા.
કાષ્ટ માહે વાસ પૂર્યો ભક્ત કારણુ, દાસ પ્રહ્લાદને અભેદાન દીધું;
નરસૈંયાચા પ્રભુ, ભક્તવત્સલ હરિ, હારને કાં તેં અસુર કીધું. દેવા.

### પદ ૩૫ મું—રાગ સામેરી.

ટટલે અરથ ન થાએ ઘેલા, ટટલે અર્થ ન થાએ;
આઠ માસ વળવળે બપૈયો, પણુ મેઘ પાણી ન પાએ. ટટલે.
સાચી સેવા વિન રામ મળે નહી, જૂઠી તાહરી પ્રીત રે;
આફ્ણીયેં હરિ હાર આપશે, હોય જોગ સાધ્યાની રીત રે. ટટલે.
વાયુનું રોધન શરીરનું શોધન, ઘટ ઘટ મારગ પરખો રે;
બ્રહ્મભારતિ કહે નરસૈયા, તું જોગી થા અમ સરખો રે. ટટલે.

### પદ ૩૬ મું—રાગ સામેરી.

અમ્યો ભોગી રે, જેહેનું પૂર્ણું પાપ હશે તે થાશે જોગી. અમ્યો.
જટા ધરે જુગદીશ મળે તો, વડ અતિ ફાલે રે;
દં[ડ ધરે દીનાનાથ] મળેતો, અંધ જે તે ઝાલે રે. અમ્યો.
દંડ[ વતે દયાળ મળે તો ભોરિંગ ભોમે ] લોટે રે;*
ભસ્મ ચઢાવે ભગવાન મળે તો, * * * અમ્યો.

---

* આ કાવ્યની હસ્તલિખિત પ્રતના એ પછીનાં પાનાં ફાટી જવાથી, ખંડિત સ્થિતિમાં આ કાવ્ય મારે હાથ આવ્યું છે. હારમાળાના નિર્ણયને માટે જ, તેમ જ હુંડી મામેરામાં પ્રેમાનન્દનું કેટલું છે તેનો ગુજરાતી વિદ્વાનોને વિચાર કરવા માટે જ, એ અપૂર્ણું કાવ્ય મેં અત્રે દાખલ કર્યું છે. જો વિશ્વનાથ જાનીની સંપૂર્ણું હારમાળા પ્રાપ્ત થઇ હોત તો નિશ્ચયથી કહી શકાત કે, હારમાળામાં પ્રેમાનન્દ કૃત કેટલુ અને શું છે. આ વિષય વિશેષ જાણવાની જેઓને જિજ્ઞાસા હોય, તેઓએ નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહની મારી પ્રસ્તાવના જોવી.

બૃહત્

# કાવ્યદોહન

(વિભાગ ૨ જો)

## પ્રેમાનન્દભટ્ટ.

### રાધિકાના વિરહના દ્વાદશ માસ.

**મંગળાચરણ.**

પ્રણુમુ ગિરિજાનંદને,[1] શારદા લાગૂ ચર્ણુ;
ઉપન્યો હરિ રસ ગાવાને, વિનતિ ધરજો કર્ણુ. ૧

**રાગ સામેરી.**

ચૈત્રે ચતુર્ભૂજ નાવીઆ, રાધાજી કરે વિચાર;
જે લાવે પીયૂની વધામણિ, આપુ એકાવળ હાર. ૨
ચંદન ચીર ન ભાવે રે, ન સોહાવે સહિયર સાથ;
દિવસ ગયા અતિ દોહલે, વેરણ આવી રાત. ૩
આ પેલી ગોરજ દીસે, હીસે ધોળી ધેન;
મોહન મોરલી તુ વિના[2], કોણુ સુણાવે કર્ણુ. ૪
સાંજે સંજોગી સહુ મળ્યુ, દીસે છે રજની ભોગ;
સહિયર કેને ન કહી શકું, દોહેલો નાથ વિજોગ. ૫
ચીર ચમેલીના ચોસરા, ચપા કેરી માળ;
તનને રે તાપ સતાપે, ઉર તાપે મદનની ઝાળ. ૬
મેં નવ જાણ્યું જે મોહનજી, રેહેશે મથુરા માંય;
ગમન કરતાં ગોપાળને, ઝાલી રાખતી બાંય. ૭

**ચોપાયા–ઉથલો.**

. વલવલે વિરહિણી મેહ વાધ્યો, મન્મથે મોહનો બાણુ સાંધ્યો;
. પિયુ વિના ઘડી એક વર્ષ થાય, જિવ જદુનાથ જોવાને જાય.* ૮

---

૧ પા૦ પ્રથમે ગણુપતિ વર્ણુવું. ૨ પા૦ મોહક મોરલી મોહન વિના.

* મારી પાસેની ચારે પ્રતોમા વલણુને જૂદાં જૂદા નામ આપવામા આવ્યાં છે. પહેલી પ્રતમાં ચાલુ રાગ સામેરી અને વલણુ ચોપાયા છે. બીજી પ્રતમા શબ્દ ઉમેરીને વલણુને “દોહરા” કહેલા છે. ત્રીજી પ્રતમાં “ઉથલો” જણાવેલો છે, અને ચોથીમાં માત્ર “શ્લોક” એવું જણાવેલું છે અને પહેલી પ્રતનો પાઠ સ્વીકારી “ઉથલો” વિશેષ મૂકેલો છે.

## રાગ સામેરી.

વૈશાખે વન મોરિયું, ફુલી દાડીમ દ્રાક્ષ;
વાહલા વિયોગે વિરહિણી, મૂકે મુખ નિઃશ્વાસ. ૧
મોગરો, માલતી, મોતીઓ, જોતી ઝુમખે વન;
પોયણુ પરિમળ આવેરે, ત્યમ ત્યમ દાઝે તન. ૨
હજી પિયુ પાછો ના વળીયોરે, ટાળવા મનનો ખેદ;
ગ્રીષ્મ ઘોષ સુણી સુણી, હઇડે પડીઆ છેદ. ૩
સરખા સરખી સાહેલડી, બેલડી વળગી બે પાસ;
તન તાપે તરુણી તણુ, વસવાને શિતળ વાસ. ૪
ફુલડે સેજ સમારીને, નિહાળી થઈ નિરાશ;
ઢસકળે ઢાળે ઢળી પડી, ક્યાં છે મારો નાથ. ૫
જળ વિનાની રે માછલી, દૂધે દોહલડી રે થાય;
અણજાણ્યુ ઔષધ કરે, ત્યમ ત્યમ પીડા થાય. ૬
નીર વહે રે ખળો ખળી, ઉડત અબીલ બરાસ;
વહાલાજી કેરે વિયોગે, વિઝે સખી બે પાસ. ૭

## ચોપાયા–ઉથલો.

ઉપન્યો તાપ નિ શ્વાસ મૂકે, કામની કંઠથી હાર સૂકે;
તરફડે રાધિકા કૃષ્ણ પાખે, ઉલટા હાર શૃગાર નાખે. ૮

## રાગ સામેરી.

જયેષ્ઠ માસે જુગજીવન, જાણું પધારશે ઘેર;
પૂર્વ પુણ્ય ઘટી ગયું, કર્મે સાધ્યું વેર. ૧
સૂકી ગયું તન હેલી રે, બેલી ઉતરતી બે બાહ્ય;
અધર તંબોળ રસ લોહતી, જોતી અગુઠી માંહ્ય. ૨
ચપક ભારે ચપાતી, રાતી ઉજાગરે આંખ;
ભૂષણ દુષણ સખિ લાગેરે, પાયે પડું સખી સાંખ. ૩
કંચુકી ભીની કટાવની, આંસુડા કેરી ધાર;
કુચ શું કરે રે વધામણી, કામની કરે પોકાર. ૪
જોબન જળ નિધિ ઉપન્યો, કામિની કામ [1]તુરંગ;
કૃષ્ણ પાખે ક્ષણ કળ નહિ, ના ભાવે રાગ ને રંગ. ૫
વેરણ કોયળ કાળી રે, બેઠી આંબળા ડાળ;
પિયુ પાખે કોણ બાંધશે, પ્રેમ સરોવર પાળ. ૬

---

૧ પા૦ કામના કોટ તુરગ.

ઉંચે ચઢું રે ઉચેરડી, જોઉં મારા વાહલાંની વાટ;
હજીએ સંદેશો ના કાહવીઓ, હૈડું દુ:ખે શે ન ફાટ? ૭

### ચોપાયા-ઉથલો.

ઘડીએક પલકશું પલક લાગી, સ્વામિના સ્વરથી તુર્ત જાગી;
શોધતી સેજ શ્રીનાથ આશે,[1]બાધીઉં તન મન પ્રેમ પાશે. ૮

### રાગ સામેરી.

બે'ની ! હજી હરિ નાવિયા, આવ્યો માસ આષાડ;
શામળીયો મેહલી ગયો, પેહેલે લડાવી લાડ. ૧
દોહલે દાહડા નિર્ગમ્યા, લાગી વિરહની ઝાલ;
મહિયર મારું વેગળૂ, સાસુ નણુંદનુ સાલ. ૨
ઘોર ઘટા ઘન ગાજેદે, વાગે કામનાં બાણ;
મૂશળ ધારે વરસીને, ભરિયા નદી નવાણ. ૩
મોર કરે રે ટહુકડા, દાદુર બોલે બોલ;
વિજલડી ચમક્યાં કરે, તરુવર કરે કલ્લોલ. ૪
પિયુ પિયુ કરીને પોકારે, પાપી બપૈયો પાસ;
મેં જાણ્યુ આપે વધામણી, મોહન મળવાની આશ. ૫
કોયલ કઠ સુહાવે રે, બેઠી આંબાની ડાળ;
ત્યમ ત્યમ કામ કટારડી, વાગે છે હૈડામાય. ૬
એક અધારી ઓરડી, અતિ અધારી રાત;
કૃષ્ણ વિયોગે કામિની, રોતા થયુ પ્રભાત. ૭

### ચોપાયા-ઉથલો.

આ રતે નાથની સાથ રહીએ, વિરહની ઝાળ તે કેમ સહીએ ?
જળ ઝરે નૈણે અરુણ દીસે[2], શશી મુખી શેષ તે એક અશે[3].

### રાગ સામેરી.

શ્રાવણ વરસે સરવડ, આ વરસે, આ જાય;
કૃષ્ણ વિના ક્યમ રહીએ રે, ઘડી વરસની થાય. ૧
ગોર પૂજે સાહેલડી, બેલડી યમુના તીર;
ચપક વર્ણી ચોળીરે, પહેરણ નવ રંગ ચીર. ૨
ઉંચી સરોવર પાળેરે, ડાળે હિંડોળાની જોડ;
હીંચતી પીઉને હીચોલતી, જીતતી નિત્ય નવી હોડ.[4] ૩
કુકુમ કાજળ સાર્યા, સેંથે સમાર્યા સિંદૂર;
નાથ સાથે નિત્યે રમતી, યૌવન કેરે પૂર. ૪

---

૧ પા૦ શોધતી સેજ આસપાસે. ૨ પા૦ અધર ડસે-(કરડે) ૩ પા૦ શશી મુખે શેખર રહી એક ડંસે. ૪ પા૦ હીંચતી હીંચાવતી જીવતી નિત્ય નવી નવી હોડ.

જે દીઠે સુખ ઉપજે, તે દીઠે દુખ થાય;
પાપી પ્રાણ ન નીસરે, પેસી રહ્યો તનમાંય. ૫
ચંદ્ર વિના જ્યમ જામની, સૂરજ વિના જ્યમ દંન;
કૃષ્ણ વિના ત્યમ કામિની, દીસે દુર્બળ તન. ૬
જાત કુરંગની[1] રચના, અર્ચના કેશર ઘોળ,
બેહેકે બીડી બરાસની, ભાવે ન મુખ તબોળ. ૭

## ચોપાયા—ઉથલો.

ઘસ મસે રાધિકા કેશ છુટે, ઉર થકી ચોસરો હાર ત્રુટે,
ચીર ચોળી તજ્યા કૃષ્ણ પાખે, પીઉ પીઉ વદનથી નારી ભાખે. ૮

## રાગ સામેરી.

ભાદરવો ભર વરસે રે, ઘસે ક્યારડાની પાજ;
બેહેની બીહુ છુ એકલડી, સુઝે ન એકે કાજ. ૧
ગાજી ગરગડીને વરસે રે, ઝાઝો કરીને નાદ;
રાધા કેરા નયણને, મેહશુ લાગ્યો વાદ. ૨
ક્ષણું રાતો, ક્ષણ કાળો રે, ક્ષણમાં નૌત્તમ રંગ,
વિરહિણીને સંતાપવા, આવીઓ માસ ભૂજંગ. ૩
ઇંદ્ર ધનુષને તાણે રે, જાણી એકલડી વામ;
કયમ કરીને સખી! રહી શકું, નાથ નથી મારો ગામ. ૪
ચતુરા ચોપટ લાવી રે, આવી રમવા કાજ;
મેં જાણ્યુ રજની નિર્ગમુ, દિવસે થઈ છુ વાજ. ૫
પિંજરડે શુક સારીકા, કા કરે કૃષ્ણ ઉચ્ચાર?
પંખીએ પરમ સતાપીરે, મરતીને દીધા માર. ૬
નાથ રીસાયા રે સખી, કર્મને દીજે દોષ;
કર કંકણનો પટતરો, દર્પણ શાને જોશ? ૭

## ચોપાયા.

ગીષ્મે કમળની કમળ સૂકે, તરફડે મીન જ્યમ નીર સૂકે,
ચદ્રના કીરણ પામે જેહવી ચકોરી, કૃષ્ણ પાખે તપી તેહવી કીશોરી. ૮

## રાગ સામેરી.

આસો માસે અવધ થઈ, હજી એ ન વળીઆ નાથ;
મનમાં વિમાસણ ઉપની, ઘસવા લાગી હાથ. ૧
ઘર ઘર દીપ દીવાલડી, તોરણ લલકે બાર;
ભામની ભૂષણ ભાવતાં, સજ્યા શોળ શણગાર. ૨

પા૦ ૧ ફલ કરણની રચના.

કેસર ઘોળી ચોળી, ચમેલી ચોરસ હાર;
ચતુરા ચાલે ચમકતી, ઝાંઝરનો ઝમકાર. ૩
ઉરવર અતિ અણિયાળાં, કાળા લાંબા કેશ;
પુલ્યો મન્મથ મોગરો, વાહલાને ભેટ કરેશ[1]. ૪
જોબન આંબો મોરીયો, પ્રીત સરોવર પાળ;
કૃષ્ણ વિના સૌ સુનું રે, કોણ છે રખવાળ? ૫
નવ રે દિવસ નવ રાત્રના, ગોરી ગરબા ગાય;
કૃષ્ણ વિનાની કામિની, પળ પળ તન અવટાય. ૬
જોબન જાતુ ન જાણ્યુ રે, મન્મથ દમે વિશેષ;
લેખ વિધાતાના નવ ટળે, નિલવટ કેરી રેખ. ૭

### ચોપાયા–ઉથલો.

માસ ચારે રહ્યા મેહ વરસી, રાધિકા ચાતકી કૃષ્ણ તરસી;
ગદ્‌ગદ કંઠે નિશ્વાસ મૂકે, ઉરથકી કંચુકી હાર ત્રૂટે. ૮

### રાગ સામેરી.

કારતક આવ્યો હે સખી, વેલડી પુલી વન;
જમુના જળ નિર્મળ થયાં, હિસે રાધાનું મન. ૧
મારગડા થયા મોકળા, પંથીએ કર્યાં પ્રયાણ;
કૃષ્ણ વિયોગે કામિની, તનમાં તલપે પ્રાણ. ૨
શરદ શોહામણી જામની, ઉગ્યો પૂનેમ ચંદ;
વિરહિણી વિરહ વધારવા, દોહલાં દુઃખનો કંદ. ૩
પીઉ પાખે સતાપે રે, તાપે અભાગીઉં મન;
અબળા ઉપર શુ અરે! અધુરો દુઃખનો અંતર[2]. ૪
ચાંદલિયા! ત્યા જાજેરે, જ્યા હોય મારો નાથ;
વહેલો વળજે વીરલા, તેડીને તારી સાથ. ૫
ખાંપણ ખોઇશ તારું રે, મુજ મુખ ઉપમા દેશ;
આદરે ભાવે વધામણાં, ભામણાં તારાં લેશ. ૬
રાધાએ રજની નિર્ગમી, ઉગ્યો અરુણ ઉદ્યોત;
ઘર ઘર ઘોષ મહિતણા, બોલે સારસ મોર. ૭

### ચોપાયા–ઉથલો.

મહી મથે માનુનિ કૃષ્ણ ગાયે, મોરના સોર ચોપાસ થાયે;
પૂર્ણ પ્રગટ્યો અનુરાગે, ઉઘડ્યા દ્વારને ધટ વાગે. ૮

---

૧ પા૦ વાહલાને કર સોંપેશ. ૨ પા૦ અબળા ઉપર શૂરો રે, પૂરો અધુરો અંધ.

## રાગ સામેરી.

માગશરે મારગ હું રહી, જોવા જુગજીવન;
મૂખ કમળ મળવા ઘણું, તરશે કમળ લોચન. ૧
ફુલ્યો ગુલાબ રંગ રાતો રે, વાહલો વળીને જાય;
કેતકી સૌરભ સંતાપેરે, કાંપે હૈડા માંય. ૨
ફુલ્યા કમળ કુમુદિની, ભ્રમર કરે ગુંજાર;
શીતળ જળ જમના તણાં, હંસ [1]કરે પોકાર. ૩
આંહા સહિયર રમતાં અમે,જમતાં મોહનની સાથ;
રાસ રમતાં હરિ સાથે, સુંદર હાસ્ય વિલાસ. ૪
આ શરદ નિશા સાભરે રે, વિટ્ઠલ કા કરો વાર;
મદન તણાં દંડ દોહલા, કયમ સહેશે વ્રજની નાર? ૫
સુખ સ્વપ્નાંતર વહી ગયુ, દુઃખનો નાવ્યો પાર;
કામ સરોવરે બૂડતા, કૃષ્ણજી કરજો સાર. ૬
મનમાં ધૂંચણ ઉપની[2], ત્રિકમ તારી દાસ;
કંઠ સૂકે ન બોલી શકું, મુખ મૂકુ નિશ્વાસ. ૭

## ચોપાયા–ઉથલો.

હરિ વિના ઘડી ઘડી વર્ષ થાય, ચાંદની દેખીને પ્રાણ જાય;
ધીટ થઇને ધૈર્ય કેમ રાખુ? કૃષ્ણનું અધર કેઈ પેર ચાખુ ૮

## રાગ સામેરી.

પોસ માસે રે હીમે કર્યો[3], શીતળ કેવો સ્નેહ;
હાલ્યો હિમાચલ મારવા, બાળવા વિરહિણી દેહ. ૧
નવા નવા દુઃખ નિત્યે કર્યાં, નિરગમ્યા નવ માસ;
દશમે દેવ દામોદર જાણ્યુ, પૂરશે મારી આશ. ૨
ચીર પટોળી ને ચુંદડી, કુંકુમ કાજળ દાપ;
કૃષ્ણ વિના ના સોહાવેરે, તનથી ઉપન્યો તાપ. ૩
ભુવન ભયંકર લાગેરે, દીઠો દીપક ન શોભાય;
ફુલી ફાટેરે આંખડી, સેજડીએ ન શોહાય. ૪
હૈડાશુ હેડું હેલુ રે, જાણ્યું ભીડીશ બાથ;
મનના મનોરથ વહી ગયા, મળવાને વૈકુંઠનાથ. ૫
સેજ શિયાળાની સુની રે, નાથ વિનાની રે નાર;
મદ અભાગ્યણી એકલી, ધિક્ક તેહનો અવતાર. ૬

---

૧ પા૦ કરે પોકાર (અથવા) રમે અપાર  ૨ પા૦ માન માગુ છુ એટલું.
૩ પા૦ પોષે હેમંત હંકારીઓ, મૂકયા છે શીતનાં બાણ.

એક ઘડી અરધી ઘડી, પળ પળ પીઉની વાટ;
એ આવ્યા એ આવશે, મેં માંડ્યા ચંદન પાટ[૧]. ૭

### ચોપાયા-ઉથલો.

જાણું જંજરના બંધ ત્રુટ્યા, મન્મથ માન માતગ છુટયા;
તરુણીના તન થકી તાપ ટાળે, હરિ વિના અંકુશ કોણ વાળે ?[૧] ૮.

### રાગ સામેરી.

માઘે મનોરથ આબળો, મોરીયો મારે મન;
શરદ કમળ દળ લોચન, મળવાને જુગજીવન. ૧
દિવસ દોહલા દીસેરે, હીસે હૈયાનુ હેત;
પ્રોછુ થાશે પાધરા, મળશે સહી સંકેત. ૨
દોહલા દિન ઘટી ગયા, વેરણ વાધી રાત;
આંજણ નયણ શીતળ ઘણું, શમણે શમ્યો પરિતાપ.[૨] ૩
જાણ્યુ ગોવિંદ ઘેર આવ્યારે, ઝાલી માહરી બાંય,
લાજીને નયણે નિહાળતી, હરખી હૈડા માય. ૪
ઘણા દિવસની વિજોગણી, વાહલાને ભેટી ત્યમ;
કૃષ્ણજી કલ્પ તરુવર વિટી, રાધાજી વેલડી જ્યમ. ૫
સેજડીએ રહી શામળો, સાભર્યો ભોગ વિલાસ;
જાગીને જોવા લાગીરે, ચુબન દેવાની આશ. ૬
કયા હરિ કયાં હરિ કરતીરે, ફરતી હું મંદિર માય;
આંહાં મુને મોહન મળશે રે, એહેતી પોતાની બાય. ૭

### ચોપાયા ઉથલો.

સ્વપ્નના સુખ થકી શોક વાધ્યો, ઉલટયો ઉદધી રહે કેમ બાંધ્યો;
તરુણીના તન થકી તાપ ફૂટે, કૃષ્ણ પાખે સખી કાળ ખૂટે. ૮

### રાગ સામેરી.

ફાલ્ગુણ માસ ફુલી રહ્યો, કેસૂડાં રાતા ચોળ;
સૈયરડી રંગ રાતી રે, રાતો મુખ તંબોળ. ૧
રાતી ગુલાબ રગીળીરે, રાતી માંતી બે આખ;
પીઉ ભરે પીચકારી, રાતી કેસર છાટ. ૨
હોળી રમે સાહેલડી, વાજે ઝાંઝ પખાજ;
તાલ દેતી સર્વ તારુણી, ગાયન ઉત્તમ રાગ[૩]. ૩

---

૧ પા૦ ચંડી પાઠ. ૨ પા૦ આજે નયન નમી મળ્યા, શ્રવણે સુણી પ્રભાત.
૩ પા૦ સર્વ સહિ ટોળે મળી, ગાયે નવા નવા ફાગ.

આજ મગળ મન મારુરે, ફરકે ડાબું અંગ;
પ્રાણજીવન ઘર પધારશે, "આળસુને ઘર ગંગ." ૪
લાવની ભૂષણ ભાવતા, કામિની કેશ સમાર;
[1]મૃગમદશું રસ સુદરી, ચોશરો ચાંપાનો હાર. ૫
[2]કુકુંમ કાજળ સારીયા, સમાર્યાં નયણના બાણ;
ભ્રકૂટી કમાન કસી કરી, તાણી કર્ણ પ્રમાણ. ૬
હીંસ્યા હય હરિરથ તણાં, મોતીડે વરસે મેહ;
દુદુભી વાજે દેવના, પ્રગટ્યો પૂરવનો સ્નેહ. ૭

## ચોપાયા–ઉથલો.

રથ ચઢી ગોવિદ ઘેર પધાર્યાં, રાધિકા તન તણા તાપ ટાળ્યા;
[3]ભટ્ટ પ્રેમાનદ દિન દિન ગાય, તેહને શ્રીહરિ સાહ્ય થાય.* ૮

૧ પા૦ મૃગમદ શોધ્યો સજ્જ નરી.
૨ પા૦ કજ્જળ ચાપ ચઢાવીરે, સાધે મોહના બાણ
૩ પા૦ સહુ દેખતા શામળે બાહે સાહ્યા, દાસ પ્રેમાનદે ગુણ ગાયા.
પા૦ ભટ્ટ પ્રેમાનદે નેહ ગાયો, શ્યામે સ્નેહ કરી હાથ સાહ્યો.

* આ કાવ્ય સશોધન કરતી વખતે ચાર પ્રતનો આધાર લીધો છે આ ઉપરથી સારોદ્ધાર કરી ત્યા કંઈ પાઠાતર ગ્રાહ્ય લાગ્યો તે જ અત્રે આપવામાં આવ્યો છે પ્રત પહેલી વિ. સ ૧૮૫૬ મા લસુદ્રા ગામમા લખાયલી છે. પ્રત બીજી વિ સ. ૧૭૫૮–૬૦ના વર્ષની છે. ત્રીજી પ્રતમાં વિ. સં. ૧૭૬૮ની પ્રતનો પાઠાતર સાથનો ઉતારો છે, અને ચોથી વિ સ ૧૮૭૫ ઇ સ ૧૮૧૯ના વર્ષની છે.

બીજી અને ત્રીજી એમ બે પ્રતમા આ બાર માસનુ કાવ્ય ફાગણ માસના ચોપાયા પછી પૂર્ણ થાય છે નિયમ પ્રમાણે આ કાવ્યમા પ્રેમાનદે કાવ્યની રચના બાબત કે સ્થળ બાબત કશો ઉલ્લેખ કર્યો નથી. પણ રા. દેવશકરવાળી બીજી પ્રતપરથી એ નક્કી થાય છે કે, તે વિ. સ. ૧૭૫૮ પહેલા રચાયલુ હોવુ જોઇએ ઉતરાઈ આવેલી ત્રીજી પ્રતમા અને મારી પાસની પહેલી પ્રતમા અધિક માસના વિરહનું વર્ણન વિશેષ જોવામા આવે છે, અને ફાગણ માસનુ "વલણ" અધિક માસના "વલણ" તરિકે આપવામા આવેલુ જોવામા આવે છે. તેમ જ વળી ફાગણ માસના વલણને સ્થાને દશી રચના નથી, તે ઉપરથી એમ અનુમાન થાય છે કે પ્રેમાનદે મૂળ બાર માસ જ રચ્યા હોવા જોઇએ, અને વધારાનો અધિક માસ કોઈ ભક્તજને પ્રેમાનદને નામે પૂર્ણ કર્યો હશે. લખાઈ આવેલી ત્રીજી પ્રતમાં એ તેર માસ પૂર્ણ થયા પછી પણ કોઈ બ્રહ્માનંદ નામના કવિએ સંયોગ શૃંગારનું પદ્યમય વર્ણન કર્યું છે. એ પદો ક્ષેપક છે, તે કહેવાની જરૂર નથી.

## અધિક માસ-ક્ષેપક.

બારે માસ દોહલે કાઢયા, તેરમો તે કયમ જાય;
વિરહણિને રીઝાવવા, ત્યારે શો કીજે ઉપાય ? ૧
દિવસ દોહ્યલા બેહેનીરે, ત્રિશેમા એકુ ન ઉણો.
પાપીએ પરમ સતાપીઆ, 'દાધા ઉપર લૂણો.' ૨
મેં જાણ્યુ વર્ષ વહી ગયુ, વિઠ્ઠલ આવશે પાસ,
ભાગ્ય વિના સુખ કાહા થકી, તે રમે થઈ નિરાશ. ૩
જેહનો નાથ પર મદિર વસે, તેહને * * નજાઈ,
મદ અભાગણી એકલી, પલ પલ તન અવટાઈ. ૪
એક દુ ખે દેહ દાઝેરે, આવીને પડીયો ત્રાસ;
ઉખાણો સાચો થયો, 'દુકાળમા અધિકો માસ.' ૫
જોશીડા ઝાલુ તાહરા ટીપણા, શાને વર્ત્યો તેર,
મન્મથ નાખે મરડીને, હવે જીવ્યાની શી પેર ૬
વલવલતા સહુ વહી ગયુ, ભાગ્યો મનનો ખેદ;
પ્રેમાનદ પ્રભુ મળવાને, એહ રચ્યો રે વિવેક. ૭

## ક્ષેપક.

તેરમે માસ હરિ મળ્યા, તેરમે મહા સુખ થાય;
હાસ્ય વિનોદ ક્રીડા કરે, આનદ અગ ન માય. ૧
ઢોલ તળાઈ ઉશીસડાં, ચદરવા ચિતરાય;
રાતે કનક મણિ ઝળહળે, સજ્જાએ શામાને શામ ૨
હસી હસી ચુબન દેતીરે, કરતી નવી નવી વાત,
આજ લગી કા વિસારી રે, હવે સભારી લ્યો સાથ. ૩
શ્રી હરિ બોલ્યા સુદરી, તુ છે પ્રાણ આધાર,
એમ કહી ઉર લપેટીઆ, કામની કામ લગાર. ૪
રાધિકા ભલે આવીઆ, ભાવ્યાં માહરે મન;
પુરુષોત્તમ સુખ બેહુને, ઉપજાવ્યુ છે તન. ૫
રાધા કૃષ્ણ રગે રમે, સગમ ભોગ વિલાસ;
શીશે તેલ ધરાવતા, સુગધ તબોલ બરાસ. ૬
રગે રજની વહી ગઈ, ઉદીયો પૂરવ ભાણ;
આશા પોહતી મનતણી, સર્વને શુભ કલ્યાણ. ૭

## ઉથલો.

માસ તેરે સુણી વદન ગાયા, નીર ગગાતણે સ્નાન નાહ્યા;
કહુ બ્રહ્માનદે રાગ વસંત સિધિ, એક સો ચારને તું કીધી. ૮

# દેવીદાસ.

—ꕥꕥꕥꕥ—

## રાસ પંચાધ્યાયી

### સાખી.

મનવાંછિત પુરણ સદા, દામોદર દયાળ;
આરભુ ઉત્તમ કથા, તમો કૃપા કરોની કૃપાળ. ૧
શ્રી ગુરુ ગણપતિને શારદા, જેટલા હરિના દાસ;
કૃપા કરો તો બોલીએ, કવતાં કહે દેવીદાસ. ૨
શ્રી ગોકુળ બાળ કુંવારકા, વ્રત આરંભુ જેહ;
વર વછે સુત નંદનો, કાત્યાયની વ્રત તેહ. ૩
સખિ સમાણી સર્વે મળી, નીઝરણ નાહે નંત;*
અર્ક ઉદે વનાં જલ ગ્રહે, તે વ્રત સાચું સંત. ૪
કાંઠે મેલ્યાં કામની, પિતાબર પટ જેહ;
નગ્ન થકાં જમના નાહતાં, નરહરિ આવ્યા તેહ. ૫
વસ્ત્ર હર્યાં વિરુધ થઈ, કદમ ચઢયા કૃપાળ;
આપો તો અમે નિસરું, એમ કહે કુવારી બાળ. ૬

### ચાલ.

મ કરીશ અન્યાય મહિલા કહે, નંદ તણા સુત માટે સહે;
અમે કુળવંતીનો કુળાચાર, તમો આપણો રાખો ભાર. ૭
લાજ નહિ તમે નીર્લજ નાથ, કે'શું નદ જશોદા માત;
અબળા શું બળ દાખો ઘણું, ચતુરપણું જાણ્યુ તમ તણું. ૮
બોલી બળ દાખો આપણું, તમશું કામ અમારે ઘણું;
લાજે કેમ કહિયે વિસ્તાર, નદકુંવર શું નેહ અપાર. ૯
કૃપા કરો અમે માગું માન, આપો વસ્ત્ર અમારાં કા'ન;
કરજોડી તમે ઉભાં રહો, આપું વસ્ત્ર તમારાં ગ્રહો. ૧૦

### સાખી.

જળમાં તે નગ્ન ન પેસીએ, વરત વર્તે તે ખંડ;
તે માટે મેં તારુણી, તમને દીધો દંડ. ૧૧
વર આપો વાણી હવી, અછાનો નહિ સંગ;
થોડે દહાડે પામશો, હમ તમ હોશે સંગ. ૧૨

---

નંત=નિત્ય

### શ્લોક.

કામની કૃષ્ણુ ને મન ભાવી, એમ કરતાં વળી અવધ આવી;
માનવી જનતું મન હું લાહું, વેણુ વંદ્રાવને ગીત ગાઉં. ૧૩

### ઢાળ.

સરદની રાત સોહામણી, ઉતમ આસો રે માસ;
પુનેમ ચદ્ર વન ફૂલ્યા, જદુપતિ રમશે રાસ. ૧૪
મધરાતે મહાવન જઈ, વાહ્યો વેણુ રસાળ;
વ્રજ નારિ વીહ્વલ થઈ, સ્તન વછોર્યા બાળ. ૧૫
કંઠતણાં પાએ પહેરીયાં, પગનાં પહેર્યા રે કરણ;
એકે અંગ ન સાંભરે, ચિત વલુધા મન. ૧૬
કો કેને પડખે નહિ, કોય ન જાણે સચ;
કો કેને પકડે નહિ, પ્રીતતણો પ્રપંચ. ૧૭
મારગ મત સુઝે નહિ, નાદે મોહી રે નાર;
વંદ્રાવન ગઈ વ્યાકુળી, દીઠા દેવ મોરાર. ૧૮
કરજોડીને ઉભી રહી, નિરખે નંદકુમાર;
મુખ જોતાં સુખ ઉપજે, સુદર શ્યામ શરીર. ૧૯

### શ્લોક.

મળી મળી મડળી મોહ પામી, દીઠડા કંદ્રપ કોટી કામી;
બુધ કરી મર્મના બોલ કે'શું, ગોકુળની નારનો સ્નેહ જોશું. ૨૦

### ચાલ રાસની.

કૃષ્ણુજી કહે રે કામની, જોવા આવ્યાં વંન;
તે તમે દીઠો તારુણી, પાછાં વાળોની મન. ૨૧
વેદ તણી વિધ પરહરી, કાં વન આવ્યાં આજ;
બાળકને કાં પરહર્યા, કાં છોડ્યાં ગ્રહ કાજ. ૨૨
સ્વામીની આજ્ઞા વિના, જે જે કીજે કર્મ;
તે એ કો લાગે નહિ, નારિ તણો નહિ ધર્મ. ૨૩
લોક તણી લજ્જા તજી, ભજન તજ્યા ભરથાર;
વેદ તણી લજ્જા તજી, નારનો નહિ અધિકાર. ૨૪
તમને અન્યાય અતિ પડ્યો, અબળા અહોની અવાસ;
ભયંકર વન સંધનો, સુર પમાડો ત્રાસ. ૨૫
કૃષ્ણુતણી વાણી સુણી, વિનતા વ્યાકુળ મન;
બોલ વિચારીને બોલીએ, પરમાનંદ પ્રસન્ન. ૨૬

શ્લોક.

હવે અમને બોલ મ દાખો, તમે તમારો ધર્મ રાખો;
મર્મના બોલ મેલા ન કહીએ, શરણુ આવ્યા પછી સબળ થઈએ. ૨૭

ઢાળ.

તમે તેડ્યાં અમો આવીયાં, તમે લોપાવો ધર્મ;
તમને ભજતાં વેદ કહે, સકળ આચારી કર્મ. ૨૮
ચિત્ત અમારાં રે ચળવળ્યાં, આકર્ષિ લીધા અંગ;
કરી ભગવાને વ્યાકુળી, માંડો ધર્મ પ્રસંગ. ૨૯
અતિ વ્રેહે આકુળ વ્યાકુળી, કામે પીડે દેહ;
અવર સજન કેમ સાંભરે, નંદકુંવરશુ નેહ. ૩૦
અમને આલિંગન લીઓ, અચ્છા ભોગ વિલાસ;
કૃપા કરી મહાવન જઈ, શ્રીપતિ શ્રીઅવિનાશ. ૩૧

શ્લોક.

ગ્રેહની વ્રેહની વાત કીધી, કર ગ્રહી કામની કૃષ્ણે લીધી;
ભગતની ભાવના ભેદ કેહેસે, કામની સુરભી કામદેસે. ૩૨

ઢાળ.

શરદ સમે શશિ ઉગ્યો રે, પુનમ રાત સુચગ;
માનની સુરે મડપ રચ્યો, રમત માંડી અતિ રંગ. ૩૩
એકે એકે શ્રી કૃષ્ણજી, એક કોરે સર્વ નાર;
બેહુ બાંહે બેકંઠમાં, ખેલે મદન મોરાર. ૩૪
તે મહિમા કેમ કહું, શોભાનો અતિ સચ;
સૂર પુરે સરવે સુદરી, ગાન કરે ગોવિદ. ૩૫
તાળ સાથે ટુક મેળવે, નાચે વ્રજની રે નાર;
થેઈ થેઈ થેઈ થેઇ થેઈ કરે, મોહન મદન મોરાર. ૩૬
શ્યામા અગ સોહામણી, શ્યામ સુહાવે અનંત;
ચચળ ચિત કેમ ચાલવે, મારગની નહિ ગંત. ૩૭
મધરાતે માંથે રહી, રજની એક છમંસ;
જમુના જળ ચાલે નહિ, મધુરો વાયે બશ. ૩૮
પીતાંબરે પીઉ મુખલુહે, ચંદન ચરચે રે ગાલ;
સ્વર પુરે રામાતણો, કંદ્રપને શીર સાદ. ૩૯
રમતાં અતિ રે રગે ચઢી, કીધુ અંતરધ્યાન;
નહી મુકે મદ ટાળશે, ઉતારશે અભિમાન. ૪૦
નિરમલ કરશે નારને, નહિ મુકે નિરાધાર;
પ્રીત વિશેષે પાળશે, મ કરશો અવર વિચાર. ૪૧

### શ્લોક.

નીગમો નાથ નયણે ન દીસે, કહો હવે કામની કેમ કરીસે;
આજ આપણુ અનાથ કીધા, પ્રીત માંડી કરી પ્રાણ લીધા. ૪૨

### ઢાળ.

તન વશ નાવેરે તારુણી, કૃષ્ણ રહિત થઈ નાર;
અન્યો અન્ય એમ કહે, કીયા ગયા મદન મોરાર. ૪૩
રવિ ઉગ્યો રવિ આથમ્યો, રવિ વિના થયું રે અધાર;
કૃષ્ણ ઉદે વિના કેમ હસે, તે સખી કરોની વિચાર. ૪૪

### શ્લોક.

ચાલો સખી જઇએ વન નિહાળી, હમણાં હતા ક્યાં ગયા વનમાલી;
પીઉ પીઉ કરતાં સાદ સુકયો, એમ કાંઈ નાથ નાઠા ન છુટ્યો. ૪૫
મહા વનની જાડ ઉજાડ જોશુ, ગિરિ ગુફાપે સબળ થાશું;
ઘણા ધર્મની વાત મોટી, મળ્યાં મન પછી પ્રીતની રીત ખોટી. ૪૬
મુકું નહિ મનનો ચોર મારો, નથી વાંક વિનતા કહે કૃષ્ણ તારો;
મળી મંડળી સખી વન ચાલી, દેખે નહિ નાથને થઈ છે ઘેલી. ૪૭
નિર્લજ નાર કોઈ નાથ મૂકી જ જાયે, વલવલે વ્રેહણી વ્યાકુળ થાએ;
ઓપે નહિ આભરણ અધર સૂકે, શરણ આવ્યા પછી કોણ મૂકે. ૪૮
વ્યાકુળી વ્રેહે નયણે નીર આવે, અન્યોન્ય પૂછે પ્રભુ કોય મીલાવે;
ચાલોને પુછીએ દ્રુમ ભાવે, કૃષ્ણજીને સખી કોઈ મિલાવે. ૪૯
ચાલો પુછીએ દિનશુ દયારે આણી, નદી જુમનાં શ્રીકૃષ્ણજીનો પથ જાણી. ૫૦

### ઢાળ.

નયણે નીર ઝરે વ્રેહે, જેમ ઝરમર વરસે મેહે;
કૃષ્ણને ન દેખે કામની, પ્રીતે પરવશ દેહે. ૫૧
પગલાં જોતાં પદ્મણી, પદ્મતણું રે એંધાણ;
ઓળખુ શું રે અંતરધ્વજા, નહિ જાએ નિરવાણ. ૫૨

### શ્લોક.

પગલડે પગલડે પથ ચાલી, મળી અબળા એક કૃષ્ણ ભાવી;
સખી આપણાંમાં એક ધન્ય હુતી, ઘણા પુષ્પ લાવી કરી વેણ ગુંથી. ૫૩
સખી ધન્ય તે નાર મોરાર માણે, કૃષ્ણ આવડો અંતર કાંરે આણે;
કૃષ્ણજી અજાણ થયા કેમ કીજે, એક વળવળે એકને સગ લીજે. ૫૪
સખી એક અચરજ મેહે દીઠું, પગલાં નથી પદ્મની કંધ કીધી;
મહિલા મળી મંડળી વન જોતી, દીઠી અબળા એક વનરોતી. ૫૫

સુંદરી મળી ત્યાં સરવ આવી, આ તારુણી તેહ જે કૃષ્ણને ભાવી;
તમને કેમ તજી સખી અતિ વ્હાલી, અમને પરહરી તમશું પ્રીતપાળી? ૫૬
મેં સખી કામ ભાવે કંઇ ન જાણ્યું, મદ ભાગ્યણી મન અભિમાન આણ્યું;
હું તો વ્રેહે ચઢી અતિ કૂડ ભાખી, કરો કધ ગોવિંદ હુરે થાકી. ૫૭

ઢાળ.

જેટલે મેં આણ્યું અભિમાન, તેટલે પામ્યા અંતર્ધાન;
શીપેર સખી મન કરૂં ધીર, નયણે નવ દેખું શ્યામ શરીર. ૫૮
વ્રેહેની વેદના ઉઠી ઝાળ, મુજને તજી ગયા ગોપાળ;
તુજને તજી ગયા શ્રીકૃષ્ણ, શી પેર મળશે પુછ્યો પ્રશ્ન. ૫૯
પેહેલાં ગયા અમને પરહરી, ત્યારે તુજને મનમાં ધરી;
તે વળી તુજને દીધો છેહ, ધુર્ત કૃષ્ણતણો છે સ્નેહ. ૬૦
પગલે પગલે આવી રે અમો, તેનું કારણ દીઠું તમો;
તુ કહે છે હરિ હમણાં હતા, શોધી લેશુ બનબન થકા. ૬૧
કાયર થયે કારજ નવસરે, પગલાં પૃથ્વી ઉપર ભરે;
પગલે પડાળે પદ્મતણું એંધાણ, શોધી લેશું નર નિર્વાણ. ૬૨
વંદ્રાવન સઉ આવી મળી, કૃષ્ણ નવ દેખે થઇ વ્યાકુળી;
થાકી અબળા અગ થઈ દીન, કૃષ્ણ ઉદક ને મહિલા મીન. ૬૩
સઘળી મળી રચ્યો એક સંચ, પ્રીતમ તણો માંડ્યો પરપચ;
અબળા ચિન્હ શ્રીકૃષ્ણનાં કરે, અન્યો અન્ય અતિ ક્રીડા કરે. ૬૪
બંશ વગાડે મહીલા મળી, એક અઘાસુર થઈ નીસરી;
શંખપુડો એક શ્યામા થઇ, એક મારગમાં લુંટે મહિ. ૬૫
એક આવી સ્તન વિખે ભરી, એક રહી ગૌવરધન ધરી;
એકે નાથ્યો કાળી નાગ, એક કહે મહીમા લેશું ભાગ. ૬૬
એક કહે તૃણાવંત મેં હણો, એક કહે વચ્છાસુર મેં દમ્યો;
બકાસુર બળ દાખે ઘણું, જો જો સંકટાસુરને હણું. ૬૭
ગોવરધનમા ઓચ્છવ કીધ, ચક્ષુ મીચી દાવાનળ પીધ;
વારા ફરતી ગઉ ધેન રાખ, અન્યોઅન્યનાં ભાતાં સાચ. ૬૮
અબળા એક કહે હું કૃષ્ણ, સઘળી મળી મળીને પુછે પ્રશ્ન;
ફોકટ વ્રેહતણું દુઃખ સહે, કરજોડીને ઉભાં રહે. ૬૯

શ્લોક.

એમ આવી મલ્યા લવણ પાણી, શ્રીગોકુળની નારનો પ્રેમ જાણી;
નરહરિ આવીયા આદર આણી, ભક્તની ભાવના નેહ જાણી. ૭૦

ઢાળ.

સઘળી કામની કૃષ્ણુને, નરહરિ પામી નાર;
એમ કરતાં આવી મળ્યા, મોહન મદન ગોપાળ. ૭૧
કૃષ્ણુજી કહે રે કામની, પામી દુઃખ અપાર;
હુ તમથી નથી વેગળો, નીગમ કહે નિરધાર. ૭૨
ધન્ય નારી વ્રજલોકની, ભક્તિ ભાવે અતિરંગ;
ગ્રેહે વિશેષેક પામશો, પરમ પ્રીત પરસગ. ૭૩
કૃષ્ણુજી કહે કામની, આપણે રમશું રાસ;
તટ જુમનાં રળીઆમણું, ઉજવળ ચંદ્ર આકાશ. ૭૪

શ્લોક.

મધુરી વાણી સુણી ગ્રેહ છાંડ્યો, વળી વંદ્રાવનમાં રાસ માંડ્યો,
પ્રીતની રીત અધિક ચાલી, કંથ કોડામણે બાંહ્ય ઝાલી. ૭૫

ઢાળ.

એક એક થોકે રે કૃષ્ણુજી, એક એક થોકે રે નાર,
પીતાંબર પટ પહેરીયાં, ઉલટ અંગ અપાર. ૭૬
માનુનીશુરે મંડપ રચ્યો, મધ્ય ઉભા મોરાર;
શરદતણી શોભા ઘણી, તે કેમ કહું વિસ્તાર ૭૭
તાલ મૃદંગ ને ઘુઘરી, નેપૂરનો ઝમકાર;
અતિ આલાપે સ્યામજી, સુંદર રાગ મલ્હાર. ૭૮
પુષ્પવૃષ્ટિ કરે પદ્મની, દુલહો દેવ મોરાર;
અતિ આણુદ હવાં સહુ, ધન્ય શ્રી નંદકુમાર. ૭૯

શ્લોક.

કૃષ્ણુજી કહે કામની કામપીડે, અંગના અંગ તે અર્ધાંગ ભીડે,
દેવ દેવાંગના મળી વિમાસે, જીહાં શ્રીકૃષ્ણુજી એકવાર જાશે. ૮૦

ઢાળ.

ઘાટ ઘડો રસ નિપન્યો, અવર ન દેખે રે કોય;
વળી વિચારી દેયતાં, અતિ રસ શ્યામાજી હોય. ૮૧
કૃષ્ણુજી કંદ્રપને દમે, રમતા રમે વિલાસ;
ભોગ ભોગવે ભામની, આપે પરમ ઉલ્હાસ. ૮૨
રમતા રમતાં અતિ ભલી, રગ વિહાણી રાત;
જુમના જળમાં ઝીલવા, પીઉ ચાલ્યા પરભાત. ૮૩

શ્લોક.

જઈ જુમનામાં ઝીલ દીધી, આવતી નાર સર્વે ઉર લીધી;
નાર નાશી ગઈ જુમનારે કાંઠે, ઉદક અજલી ભરી શ્રીકૃષ્ણુ છાંટે. ૮૪

ઢાળ.

ઝીણા અંબર કંચુવા, ભીના શિરના રે કેશ,
હરિ હરિ કહીને હિયકે, જુવતી જોબન વેશ. ૮૬

શ્લોક.

કૃષ્ણ કહે કામની શીત વાયે, નીસરો બહાર હવે અસુર થાયે;
અતિ આનંદે ઝીલી ઝકોળી, સામટી સુંદરી મળીએ ટોળી. ૮૭

ઢાળ.

તટ મળી સર્વે તારુણી, અતિ સુંદર વ્રજનાર;
આભરણ અંગે ઉલટ કરી, સ્યામાજી ભુવન નિહાળ. ૮૮
સહુ સહુને મંદિર ગઈ, ભજતી દેવ મોરાર;
હરજી આવ્યા રે હેતશુ, પોતાને દરબાર. ૮૯

ત્રુટકો ઢાળ.

ધન્ય ધન્ય રે ગોકુળની નાર, જે શું ક્રીડા કરે મોરાર;
ચરણ રેણુ બ્રહ્માદિક ધરે, અવર દેવતા હસ્યા કરે. ૯૦
ક્રીડા કૃષ્ણ રભા રમ્યાસ, અબળા પો'તી આપ અવાસ;
અધ્યાય નેવું તણો વિસ્તાર, એકએકથી અધિક અપાર. ૯૧
તે માંહે વળી અધિકા વંચ, પ્રેમી જન ન જાણે પરપચ;
વીસે ઉણો પેલો જેહ, તેમાં ચાર વિશેષે કહે. ૯૨
સુત ભરથાર ન જાણે સચ, જો જો કૃષ્ણ તણો પરપચ;
પુછી લેજો પુરાણ અરાઢ, તે માંહે શ્રી ભાગવત વિસ્તાર. ૯૩
તે માંહે વળી દશમો સ્કધ, ભક્તજન જાણે પ્રપચ;
જે રસ પુર્ણ બ્રહ્માદિક ધાય, ગાતાં સુણતાં પાવન થાય. ૯૪

સાખી.

રાસ રસીક જે ગાવશે, તે વ્રજવાસી લોક;
અવર અવતાર દેવીદાસ કહે, શ્રમ કરવો તે શોક.* ૯૫

પદ ૧ લું–રાગ. કેદારો.

જીહ્વારે મુખ રામ જપોની, રસના તે રુડી વાણી;
કાયાતણું અભિમાન ન કીજે, જમ કાગળ ભીજે પાણી. જીહ્વા. ૧
મુરખ કુપ ખણવાને ચાલ્યો, જ્યારે મંદીર લાગ્યું;
જરા તણું દળ આવીને મળીયું, તનનું તે જોબન ભાગ્યું. જીહ્વા. ૨

---

* આ દેવીદાસની રાસપચાધ્યાયીની પ્રત સોજીત્રામાથી પ્રાપ્ત થયેલી છે. સવત ૧૯૦૨ ાસો સુદ ૮ ની લખેલી છે. બીજી પ્રત મેહેતાજી છગનલાલ વિધારામે ઉતારી મોકલાવેલી છે.

સકટ તળે જેમ સ્વાન જ ચાલે, મન અભીમાન જ આણે;
ભાર સઘળો પેલા ઘોરીડાને, વાંસે બળીયા વીના કોણ તાણે. જીહા. ૩
ખુણે બેઠો પ્રાણી કુકર્મ કરે, જાણે કોઇ નવ દેખે;
અંતરજામી એણીપર પેખે, જે કાગળ માંડે લેખે. જીહા. ૪
ચુવાચંદન અગર કસ્તુરી, ઇતર હીડે (?) આછો;
તારું મોટમપણુ ત્યારે જણાશે, જ્યારે જમને વાળીશ પાછો. જીહા. ૫
મારું મારું તુ મ કરીશ પ્રાણી, જાઇશ માયાનો લાગ્યો;
અંતકાળે સર્વે ઉભુ મેલીને, નિર્વાણ જઈશ નાગો. જીહા. ૬
ઠાલો આવ્યો ને ભુલ્યો જાઇશ, જીભે તે તાળું દીધુ;
પ્રાણી અંતકાળે તે કાંઇ નવ જાણ્યું, રુડું હરિનું નામ ન લીધુ. જીહા. ૭
કોનાં છોરું કોનાં વાછરું, ને કોહોના તે માયા ને બાપ;
અંતકાળે કોઇ સાથે ન આવે, આવે તે પુન્ય ને પાપ. જીહા. ૮
કૃપીએ ધન ખાધુ ન ખર્ચ્યું, કાંઈ નવ આવ્યુ સાથ;
મધપોળુ મધીએ જઇ લીધુ, જયમ માંખ ઘસે છે હાથ. જીહા. ૯
કુટુંબ પરિવારને સંગ સાહ્યો, દામલી બેઠા બાપ ને માય;
જમ દુતે કાયા ગદ ભેળ્યો, તે વારે વહારે કોઇ નહીં ધાય. જીહ્વા. ૧૦
પ્રાણી દશે દ્વાર આવીને રુંધાશે, ત્યારે મુખથી નહિ બોલાય;
દેવીદાસના સ્વામીને સમરો, મોટો તે વૈકુઠરાય. જીહા. ૧૧

# કૃષ્ણદાસ.

—✲✲✲✲✲—

## કર્મવિપાક.

પ્રથમ પ્રણમું ગુણવંત, અકળગત ગોવિંદ;
તેહ તણી કૃપાએ કરી, વર્ણવું કર્મપ્રબંધ. ૧
એક સમે કમળાપતિ, બેસી રથ મોઝાર;
ઈંદ્રપ્રસ્થમાં પરવર્યા, જહાં છે પાંડુ કુમાર. ૨
ભરી સભા પાંડુપુત્ર, બંધવ પંચ સુધીર;
તેણે સમે સભા મધ્યે, આવ્યા શ્યામશરીર. ૩
રાએ યુધિષ્ઠિરે નરખ્યા નયણે, જે ધર્મ તણો અવતાર;
ભીમ અર્જુન નીકુળ સહેદેવ, બેઠા સભા મોઝાર. ૪
અર્જુનને પ્રભુજી પ્રણમ્યા, ઘણું કર્યું સનમાન;
એમ સકળ બંધવે કરી વંદના, પુજ્યા શ્રીભગવાન. ૫
પછી બોલ્યા યુધિષ્ઠિર, સુણો ત્રિભોવનરાય;
સ્વામી આજે ઘણે દિવસે, કરી છે કરૂણાય. ૬
ત્યારે અર્જુન કહે સ્વામી, આવો મહારા નાથ,
ક્ષણ એક પછી દુવારકાં, જાશું આપણે સાથ. ૭
પછી રત્ન જડિત્ર સિંહાસને, બેઠા જુગજીવન;
શાસ્ત્ર ગત ઘણી કરે, પાંડવ કેરા તંન. ૮
ઘડી બે ત્રણ તીહાં રહી, રથ કરાવ્યો તૈયાર;
શ્રી કૃષ્ણ અર્જુન પરવર્યા, દુવારકાં નગર મોઝાર. ૯
અર્જુન કહે સુણો કૃષ્ણ, સત્ય વચન મહારાજ;
પુરણ બ્રહ્મ કથા કહો, પાવન કરો મમ આજ. ૧૦
ઘણું માન દીધાં કૃષ્ણે, અર્જુનને તેણી વાર;
સુણો પુરાતન કથા, કહું બેસો રથમોઝાર. ૧૧
બેઉ રથે બેઠા મળી, અર્જુન ને જદુનાથ;
કર્મ કથા કૃષ્ણે કહી, પુછી અર્જુન વાત. ૧૨
તેહ વર્ણવુ વિસ્તારી, જો આપે શુદ્ધ જ્ઞાન;
અકળગત કૃપા કરો, તો કહું કથા પરમનિધાન. ૧૩
પેરપેર ભાવે પ્રિછવે, અર્જુનને જદુરાય;
શ્રોતા જન સા સાંભળો, કથાતણો મહિમાય. ૧૪

## ચોપાઈ.

પાંડવને પરષોત્તમ રાય, બેઉ જણા રથ બેઠા જાય;
અર્જુન બોલ્યા આદર કરી, વાત કહુ સાંભળજો હરિ. ૧૫
કવણુ પાપે પાંગલા થયા, એક આસને બેસી રહ્યા;
કવણુ પાપે કિન્નર થયા, એ વસ્ત્રહીણુ ને દુર્બળ રહ્યા. ૧૬
અધા થયા તે કવણુ જ પાપ, તે કારણુ કહો જગનાથ;
કહો કૃષ્ણુ કમળાપતિ, વળી અર્જુન પુછે કરિ વિનતિ. ૧૭
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાંભળ અર્જુન એકે ધ્યાન;
ધાંટરવાળે જે નર નીસરે, હેલામાં જઇ હરણા હરે.* ૧૮
જે અલ્પ જીવની કરે ઘાત, પાંગળા થયા તેહેને પાપ;
વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહું સાંભળજો હરી. ૧૯
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાંભળ અર્જુન એકે ધ્યાન;
જેણે વસ્ત્ર હર્યા વિપ્ર તણાં, જન્મ પાપ ત્યાં કીધાં ઘણા. ૨૦
દીન જાણી નવ આણી દયા, તે વસ્ત્રહીણા ને નિરધન થયા;
કો કોહોને ઓલખે આવીયા, વેગળેથી ન દેખાડીયા. ૨૧
સાંભળે નહી ન કીધી સાન, તે પાપે અંધા અર્જુન;
વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહું સાભળજો હરી. ૨૨
એક એકનાં વસ્ત્ર જ હર્યાં, હેમ મોતીએ કંઠ જ ભર્યાં;
એક જ તહાં તુરગે ચઢે, પેહેરાવી તોબર લડસડે. ૨૩
એકજ પલગે પોઢયાં સતી, વળી અર્જુન પૂછે તે વિનતિ;
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાંભળ અર્જુન એકે ધ્યાન. ૨૪
સંતોષ્યા કુટુંબ પરિવાર, સતોષ્યા અભ્યાગત દ્વાર;
ગુપ્ત દાન ગોમતીમાં કીયાં, હીરા હેમ તે નર પામીયા. ૨૫
જે માને પિતા માને માય, માને ગોમતી માને ગાય;
જે ગૌ દ્વિજની દોડે વહાર, તે પિતાંબર પહેરે સાર. ૨૬
સારાં મહોલ માળીયાં કરી, આપ્યા વિપ્રને બાંહધરી;
જેણે પોતાનાં લુટાવ્યાં ધન, તે પલગે પોઢયા અર્જુન. ૨૭

## શ્લોક.

दीयमानं फलं यच्च, शुद्धभावेन दीयते ।
सुखं लभते सद्धर्म, सत्यं मन्वस्व चार्जुन ॥† ૨૮

---

* હરણને મોહ પમાડવાને ઘંટ વગાડવામાં આવે છે † અમારી પાસે કર્મવિપાકની બે પ્રતો છે. પણ તે બેઉ પ્રતોમા શ્લોકો ઘણા જ અશુદ્ધ આપેલા છે, અહીં અમારી બુદ્ધિ પ્રમા સુધારી આ શ્લોક મૂકયો છે.

## ચોપાઈ.

વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહું સાંભળજો હરિ;
નર નારિ સામટાં રહે, એક મદિરે વાસો સહે. ૨૯
વૃદ્ધ કાળ તે નારી થઈ, કવણ પાપે વાંઝણી રહી;
એક રૂપવંતિ રૂપ અપાર, સુંદરી દીસે તે શ્રીકાર. ૩૦
સુખ સંસારનું દીઠું નહિ, ભરજોબનમાં રાંડી રહી;
કવણ પાપ દાસી અવતરે, જે પરઘર વિનતા પાણી ભરે. ૩૧
માથે હાક પીયારી ધરતી, વળી અર્જુન પુછે વિનતિ;
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાંભળ અર્જુન એકે ધ્યાન. ૩૨
જેણે ગર્ભ ગાળ્યા અબળાતણા, ચાલવતાં નવ રાખી મણા;
ગર્ભહત્યા કીધી ઘણી, તે પાપે નારી વાંઝણી. ૩૩
કહ્યુ ન માન્યું કંથ જ તણું, ઉદ્ધતપણામાં માહલી ઘણું;
વણિક વિપ્ર ઘેર પુત્રી થઈ, તે ભર જોબનમાં રાંડી રહી. ૩૪
કીધાં કર્મ તે આગે દમે, તે નારિ સકટ ભોગવે;
એક નબળા પુરુષને હુતી નાર, સાસુસું કરતી વડવાડ. ૩૫
એક ઘડો જળ આપતી મરે, તે પરઘેર પાણી ભરે;
સાસુનાં સંતાપ્યાં મન, તે પાપે દાસી અર્જુન. ૩૬
વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહું સાંભળજો હરિ;
એક વરસુ રમે નીત્ય નાર, પેખે સુખ કેરું સંસાર. ૩૭
જે જોયે તે અતિ ઘણુ ગમે, નારિ નરસું નિત્ય નિત્ય રમે;
એક પોતાનો દીસે પરિવાર, ચાર પુત્ર ઘેર વહુ ચાર. ૩૮
સહુકો આવી પ્રણમે પાય, તે તણો પ્રભુ કહો મહીમાય;
એક પલંગે પોઢયા રહે, તેહના વતાં દાસી વેહે. ૩૯
સોવણ પાયે શોભતી સતી, વળી અર્જુન પૂછે વિનતિ;
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન ફરી, સાંભળ અર્જુન ધ્યાન જ ધરી. ૪૦
એક અબળા કો ફેરી ગઈ, દીઠું પાપ ને અળગી થઈ;
તાંસ(?) તણી જે વીષ્ટિ કરી, સુખ સજોગ તે પામી ફરી. ૪૧
જેને ભરતારસું પ્રીત નવી, તે સંસાર બીજે સાધવી;
દેવળ દીવો પુજા શ્રહી, તે પરીવાર ઘણીઆણી થઈ. ૪૨
જે ગૌ વિપ્રની વહારે ગયો, જશ લેતાં તેનો મરણ જ થયો;
તે પૂઠે જે થઈ સતી, સોવણ પાયે શોભતી સતી. ૪૩
તેને બાંદીઓ કરે લેપન, પટંતર સાંભળે અર્જુન
વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહું સાંભળજો હરિ. ૪૪

અગનોતર એક એંધાણુ,(?) ડાઢી મુછ સરીખાં એંધાણુ;
માતાએ પુત્ર જનમીયા, કવણુ પાપે તે વ્યંડળ થિયા. ૪૫
એક જન્મનો દુ:ખીઓ ફરે, કરે કષ્ટ ને ઉદર ભરે;
નયણે ન દેખે ઘરની નાર, જઈ પડે ગુણકાને દ્વાર. ૪૬
એક આઠ પહોર ભાર જ વહે, અધ ઘડી નવ ઉભો રહે;
નીત નીત ચિંતા નવેરી હતી, વળી અર્જુન પુછે વિનતિ. ૪૭
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાંભળ અર્જુન એકે ધ્યાન;
એક ચુવા ચદન અંગ લેપન કરે, અતિ શોભા અંગે આદરે. ૪૮
પરનારીસું પ્રિત જ ધરે, વળતાં વ્યંડળ થઇ અવતરે;
એક નાર પિતા પરણાવીયો, બીજી હરી પરાયી ઘર ગયો. ૪૯
તે વળતો ભવ દુખીયો ફરે, એક આણે ત્યાં બીજી મરે. ૯
તે કેમ દેખે સુખ સંસાર, જે નર હરે પરારી નાર. ૫૦
કોયે ગામનો હાકેમ થયો, તીહાં જઇને અહંકારીયો;
ચઢી રીસ ને આપી ગાળ, રક શિરે વેઠાવે કાળ. ૫૧
તો મુઓ પણુ મોખે નવ ગયો, વળતો નર વેહેતરીઓ થયો;
વહે ભાર ગાંઠે નહિ ધન, તે પાપે ચિંતા અર્જુન. ૫૨
વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહુ સાંભળજો હરિ;
એક નર દીસે વહેવારીઓ, થીરતાસુ થાનકે રીહો. ૫૩
તીહાં મહોલ ઉંચાં માળીયાં, ઝળહળ દીપે ઓપે જાળીયાં;
પતિવ્રતા તે પ્રેમદા થઇ, કવણુ દયા તે નારી કહી. ૫૪
આગે પ્રીત પ્રેમદાને હતી ઘણી, ઈશ્વર જાણી ઓળખીયો ધણી;
મરણુ કાળે આવી મળી, કથ કેડે કામની બળી. ૫૫
તે કવણુ પુન્યતણો પ્રકાર, જે નર મ્હેલી ચાલે નાર;
એક ઉત્તમ કુળ અવતરે, માત પીતાની સેવા કરે. ૫૬
પછિ પંદર વિસ વરસનો થયો, પરણાવી પાસે રાખીઓ,
સદા લગે સતવાદી જેહ, સ્વામી મુજને સભળાવો તેહ. ૫૭
કહો કૃષ્ણુ હો કમળાપતિ, વળી અર્જુન પૂછે વિનતિ;
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાંભળ અર્જુન એકે ધ્યાન. ૫૮
આગે પુરણુ લક્ષ્મી ઘણી, તટ કરાવ્યા કાશી ભણી;
કુરુક્ષેત્ર માંહે સંતોખીયા, વળતા તે વહેવારીઆ થયા. ૫૯
કાશી કરવત મહેલાવીયાં, આ સસારે શંભને નમીયાં;
અરધમાં અરધાંગના તેહ, પુરણુ પ્રીતે પાળે જેહ. ૬૦
એક અંગ અળગુ કેમ ટળે, તે કંથ કેડે કામની બળે;
સદા લગે સતવાદી જેહ, અર્જુન સુખીયા દીસે ન તેહ. ૬૧

થોડામાંથી થોડું આપતા, દુરબળ દીનની ચિતા રાખતા;
એ કણમાંથી કણ વાવરે, અતિથ અભ્યાગતની ચિંતા ધરે. ૬૨
થોડું દાન ને દયા ઘણી, પૂરણલીલા તે નરતણી;
કુડકપટથી વાર્યાં મન, સદા સુખીયા તે અર્જુન. ૬૩

શ્લોક.

दानशीला नरा ये च सन्ति ते सत्वगुणिनः ।
सदाश्नुते सुखं ते च शृणु तत्वांडुनंदन ॥ ૬૪

ચોપાઈ.

વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહુ સાભળજો હરિ,
નારીનર સમોતા રહે, કોય કેની ખબર નવ લયે. ૬૫
પરણીને નાખી કો ઠાર, કવણ પાપ થયું ગણુનાર,
એક નારી નરને બહુ ભાવતી, બેહુએ જઈ પ્રાર્થે સતી. ૬૬
બીજા ઘરે ઘરે માગે ભીખ, તે કારણ કશુ જગદીશ,
એકના માત પિતા નાનાથાં મરે, અન્ન કારણુ છોરા રડવડે ૬૭
પ્રેમદા પરદ્વારે જાય, અન્ન વિના ઉદર સીદાય;
જણુ જણુ આગળ જોડે હાથ, તે કારણ કહો જદુનાથ. ૬૮
કહો કૃષ્ણુ કહો કમળાપતિ, વળી અર્જુન કરે વિનતિ;
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાંભળ અર્જુન એક ધ્યાન ૬૯
એક વેશ્યા હતી નગ્ર દેશ, પુરુષ તણો લેતી પેરવેશ,
કો તપસી ચુકયો તપ કરી, તે માટે કુંવરી અવતરી. ૭૦
આગે અન્નોદક કીધો આહાર, તે પાપે કુળાગર નાર,
અસતવાદી અને અસાધો સગ, ધર્મવરામાં કરતો ભંગ ૭૧
આપતાં આડો થઈને ફરે, રકતણા તે રક અવતરે;
ધન પરાયા સંચે જેહ, નરનારી ભીખારી તેહ. ૭૨
એક ધન કારણુ દોડે ઘણું, લીધુ રૂપ કબાડીતણું,
ગૌ વિક્રય તેણે ઝાઝો કીયો, ગૌ વિહોણો વછેડો રાખીયો. ૭૩
તે વળતે ભવે દુ:ખીયો ફરે, માત પિતા નાનાથાં મરે;
ધન કારણુ વણુસાડે મન, કર્મકથા સાંભળ અર્જુન. ૭૪

શ્લોક.

यस्मिन्कुले दुष्कृतानि विद्यन्ते पांडुनंदन ।
ऋद्धिहीना नरास्तत्र न सुखं किंचिदेव तु ॥ ૭૫

ચોપાઈ.

તે માટે સત કરી જાણુ, તેહેને સુખ નહિ નિર્વાણ;
કુળ આચાર જે પરહરે, તે પ્રાણી ક્યાંહે નવ ઠરે. ૭૬

સત કરી તું ધરજે મન, એમાં સંદેહ નહિ અર્જુન;
વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહુ સાંભળજો હરિ. ૭૭
એકને મહોલ ઉંચા અવાસ, પાસે પગ ચાંપે ખવાસ;
આગળથા હસ્તિ ઘોડલે, પાળા જન તેને પંથે પળે. ૭૮
દોહોદિશે વાજે નિશાન, પાખર પાખરીયા કેકાણ;
સકળ સેના તેની રક્ષા કરે, ને નર શા ધર્મને આદરે. ૭૯
એકને નભ રથળશા આવાસ, કનક માળીયાં કરાવ્યાં દોપાસ,
એક મહોલમાં બેઠા રહે, એક ઉભા દ્વારે દાસ જ કરે. ૮૦
તેને પદતર દીએ પરધાન, કવણ પુન્યે થયા રાજાન;
અવર રૂપે દીસે અરવેસ(?), ત્રણ ભુવન સુધી તેનો પ્રવેશ. ૮૧
અવડી છત તેહને શાને હતી, વળી અર્જુન પૂછે વિનતી;
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાંભળ અર્જુન એકે ધ્યાન. ૮૨
કીહાંકનો કો રાજા દુઃખીયો, ચાલી ઈશ્વર* ઉપર ગયો;
તેણે કમળપુજા કરી, વિશ્વસે તેહની દેહ પડી. ૮૩
માટે ચઢે હસ્તિ ઘોડલે, બીજાં જન તે પંથે પળે;
આટલુ ત્યા ઈશ્વર આપિયુ, નવખંડ રાજા કરિ થાપીયુ. ૮૪
એક આગે હતો વેહોરિયો, તે તીરથવાસ સ્થાનકે રીહો;
એકવેળ અલપ પામતો આહાર, ભુખ્યો રહેતો નગરમોઝાર. ૮૫
સંન્યાસી રૂપે સાધવો, અડસઠ તીરથ કરવા ગયો;
જપ તપ સાધ્યુ એકે ધ્યાન, તેણે સંતોખ્યા શ્રી ભગવાન. ૮૬
વાચ કાછ †સાચો રાખીઆ, તે ચાર ખંડનો નરપતિ થિયો;
જન્મ જન્મ લેતો હરિનામ, રાગ‡ ટાળી નવ જાણ્યુ કામ. ૮૭
મન પવન ઇંદ્રી વશ કરી, સાચે મન ઓળખીયા હરિ;
સાતવાર વિશ્વાસે કરી, અડસટ તીરથ આવ્યો ફરી. ૮૮
તેહને હુ ત્યાં થયો પ્રસન્ન, તેહેને સહુ સુજે અર્જુન;
વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહુ સાંભળજો હરી. ૮૯
એકને ન રાચે§ ધરની નાર, ન રાચે કુટુબ પરિવાર;
એકની રાત દિવસ ગળે છે કાય, કવણ પાપે કોઢીયો થાય. ૯૦
એકને સો સાદ કીજીએ, સાભળતાં ચિતા નવ લીએ;
જે પ્રાણી નવ સુણે કાન, તે કારણુ કહો ભગવાન. ૯૧

* શકર † વાચા–વાણી, કાછ–લગોટબધ એટલે બ્રહ્મચર્ય પાળનાર. ‡ રાગ–મમતા, સંસાર સ્નેહ. § રાચે–ગમે, ગમવું.

ઓલખુ નહિ પોતાનુ આપ, બહેરો ખોડ તે કવણ જ પાપ;
જેહ ખુશીથી આહાર હાથે કરે, સાર વસ્ત્ર પહેરીને ફરે. ૯૨
સહુ સભામા બેસે મળી, એક બેસે અળગો ટળી;
તે કારણ કહો જદુપતિ, વળી અર્જુન પૂછે વિનતિ. ૯૩
પાંડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાંભળ અર્જુન એકે ધ્યાન;
જેણે પીપલના વૃક્ષ વેડીયા, જન્મ પાપ ત્યાં ઝાઝાં કીયાં. ૯૪
પાડી છલ વડ પીપળ તણી, તે પાપી કાઢીયો વળી;
ન રાચે કુટુંબ આપણા, ગોઠિઆ * પરજાળ્યા ઘણા. ૯૫
તે પ્રાણી ત્યાં મધ્યમ થાય, ધરમા પાતકના અંગ ન માય;
અધમ પાપ અગે આદરે, તે પ્રાણી સભામાંથી ટળે. ૯૬
લાજે નહિ જગદીશના જન, કર્મ કથા સાંભળ અર્જુન;
વળી અર્જુન બોલ્યા આદર કરી, વાત કહુ સાભળજો હરિ. ૯૭
એક પ્રાણી અવગતિયો ફરે, એક એકની સેવા કરે,
કોણ પ્રાણી જાયે કૈલાસ, કોણ પ્રાણી પડે જમને પાસ. ૯૮
કોણ પ્રાણી સ્વર્ગે ચઢે, કોણ પ્રાણી તે નરકે પડે,
કોણ પ્રાણી વૈકુંઠે વાસ, કોણ પ્રાણી તમારે પાસ. ૯૯
તે કારણ કહો કમળાપતિ, વળી અર્જુન પૂછે વિનતી;
પાડવ પ્રત્યે બોલ્યા ભગવાન, સાભળ અર્જુન એકે ધ્યાન. ૧૦૦
જેણે ગૌ વિપ્રની હત્યા કરી સહી, કીંહા તેહને ઠામ જ નહિ;
તે મુઓ પણ મુક્તે નવ ગયો, તે વળતો અવગતિયો થયો. ૧૦૧
દોહેલા દહાડા કાળા સ્યામ, વળતો અવતરીયો સંગ્રામ;
યુદ્ધ કરતાં તે નર મરે, તેહની સેવા સહુ કો કરે. ૧૦૨
એક પહોરમાં પુત્રી આવી સહી, તેણી તેણે હત્યા કરી,
એક તે ગાળવા ગયો ગાભ,† જમે ઝાલ્યો તેને પાપ. ૧૦૩
એક નરનારી પરણી જાય, વાટે આવી વિઘ્ન જ થાય;
તેહ તારુણી પતિ પેહેલી મરે, તે પ્રાણી સ્વર્ગે કલ્લોલ જ કરે. ૧૦૪
જેણે પુત્રી પોઢી ‡ ઘેર રાખી સહી, તેહ તણી નવ ચિંતા લહી;
પુત્રી ઉપરથી લીધા ધન, તે પાપે ત્યાં ઝાલે જમ. ૧૦૫
એક સકળ સેના કરી આવિયો, આવી ગામમાં વિઢ્ઢી થયો;
ગામ ભેરતાંડું ગૌની વહાર, મરે પ્રાણી તેનું મોક્ષ જ દ્વાર. ૧૦૬
નિંદા નરનારી કરે જેહ, નરક તણાં અધિકારી તેહ;
તે પ્રાણીને ઓછો પ્રકાર, માથે જમદુતનો છે માર. ૧૦૭

* ગોષ્ટનું અપભ્રષ્ટ, ગુજરાતી ગમાણ અથવા ગાયોને રહેવાનુ સ્થાનક. † ગર્ભ ‡ મોટી.
ગામમાં ધાડ પડે ત્યારે નાશ ભાગ કરવી તે ભેલાડવું.

એક નર બહુ આદર કરી, બહુ વેપાર તે માંડ્યા ફરી;
કુકર્મ રેખા પીપલ કરી, પાટે પગ પખાળ્યા વળી. ૧૦૮
કોણે કોશું હતો ખાર, અણદીઠું ચઢાવ્યુ આળ;
ભદ્ર કાઠે કુડી રડવડે, તે પ્રાણી તો તેમાં પડે. ૧૦૯
એક વિપ્રને આપે દાન, હરખ કરી તેડાવે જાન;
પુન્ય દાન જપ તપ કરે જેહ, સ્વર્ગતણા અધિકારી તેહ ૧૧૦

શ્લોક.

दान पुण्य प्रसक्तश्चेत् स स्वर्ग फलमश्नुते ।
सर्व पाप विनिर्मुक्तः, श्रणुतत्पांडुनंदन ॥

ચોપાઈ.

એક આગે મન ધર્યો અહંકાર, જોરે ઝાલી પયારી* નાર;
જેમ આંહી સુખ શરીરે હોય, તેમ પરે સ્થંભ સુખ સૂણિયે સોહ. ૧૧૧
એકાદશી કરે ઉપવાસ, તે પ્રાણીને વૈકુંઠવાસ;
જે મુજશુ રાખે વિશ્વાસ, તે મુવા પછે આવે મહારે પાસ. ૧૧૨

પૂર્વછાયો.

હે અર્જુન હુજ કહુ, તે તુ સત કરી જાણ;
કથા સકળનો મહિમા, કરો પરમ વખાણ. ૧૧૩
નિવૃત માર્ગે જે કહ્યુ, તે આરાધે જેહ;
અર્જુન સત કરી માનજો, સ્વર્ગે પમાડું તેહ. ૧૧૪

ચોપાઈ.

અર્જુન પ્રત્યે કહ્યો મહિમાય, તે સાંભળતા પાવન થાય;
વળી પમાડે વૈકુંઠવાસ, જો પ્રભુશુ રાખે વિશ્વાસ. ૧૧૫
વિશ્વાસે ફળ વાંછિત હોય, ગુણવંતા વિચારો રહોય;
સુકૃત કર્મે દુર્ગત નહિ, દુષ્કૃત કર્મે દુર્ગત સહી. ૧૧૬
એવો પ્રભુ તણો મહિમાય, વિશ્વાસે મન પાવન થાય;
જો પ્રભુએ કીધી સાર, કર્મકથાનો કહ્યો વિચાર. ૧૧૭
બુદ્ધિ પ્રમાણે કરી મેં કથા, કર્મ પ્રબંધ હુતો જથા;
સુકર્મીને વૈકુંઠવાસ, દુષ્કર્મીને નરક નિવાસ. ૧૧૮
સ્વર્ગતણુ ત્યાં સુખ અપાર, જહાં છે સ્વામી વિશ્વાધાર;
જો ન આચરે દુષ્કૃત રતિ, સ્વર્ગે પમાડે કમલાપતિ. ૧૧૯
જે નર નારી શીખે ગાય, કર્મકથા તણો મહિમાય;
કહે કૃષ્ણુદાસ એમજ કરી, શરણે રાખો ત્રિભોવન ધણી હરિ.† ૧૨૦

* પરાયી. † આ ‘કર્મવિપાક’ ની ત્રણ પ્રત મળી છે. કવિ દલપતરામે કાવ્યદોહન ભાગ ૧ નું નામ ‘કર્મકથા’ આપ્યુ છે. મારી પાસની બે પ્રતમાં ‘કર્મ વિપાક’ અને એકમાં ‘કર્મ વિભાગ’ નામ છે કાવ્યમાં ‘કર્મકથા’ છે.

# જીવણદાસ.



## જ્ઞાનકક્કો
### ચોપાઈની ચાલ.

કક્કા કહુ તે કહ્યુ માન, વચન ગુરુનાં ધરજે કાન,
ગુરુ વિના નવ પામે કોય, સાચી વાત માનજે સોય;
ગુરુ વિના અંધારું ઘોર, ગુરુ નહિ શિર તે જાણો ઢોર,
ગુરુ ગોવિંદ તુ જાણે એક, કક્કા લેહેજે એ વિવેક. ૧
ખખ્ખા ખરચી કરની ખરી, આદ્ય અંત ને મધ્યે હરિ,
જે સમરે તે પામે પાર ભવ સાગર તરતાં શી વાર:
જોને કંઇ ઓધરીયા દઈત, બળવત સરખા કુળ સહિત,
વારે વારે કહું છુ ભૂર, ખખ્ખા તુ તો થાજે સૂર. ૨
ગગ્ગા ગુરુની કરજે સેવ, ગુરુ નિરંજન આપે દેવ,
ગુરુથી કપટ મા રાખીશ કાંઈ, સરવે ગુરુ જાણે મનમાંહી,
ગુરુથી વાત જો ચોરીએ એક, તો પરમેશ્વર તજી દીએ છેક,
ગુરુકો દ્રોહી સો હરિકો દ્રોહી, ગગ્ગા ગુરુજી છે સોહી. ૩
ધધ્ધા ધરમાં ગુંચાઈ રહ્યો, નાહનો હતો તે મોટો થયો,
કાળા હતા ને થયા સ્વેત, તોએ મુરખ હજી ન ચેત,
ગઈ જુવાની આવી જરા, દીકરાને ઘેર થયા દીકરા,
કહે છે ઘરડા મા કરીશ સોર, ધધ્ધા ધરમાં એવું જોર. ૪
નન્ના નવરો તુ નવ થયો, કામ કરતાં જનમારો ગયો,
કરતાં તે કેમ ખૂટે કામ, અંધ થયો નવ ભજીયા રામ;
બાળ હીચોળે તાણે દોર, ગાએ હાલરુ કરે બકોર,
એમ કરતા તે આવ્યો કાળ, નન્ના સમર્યા નહિ ગોપાળ. ૫
ચચ્ચા મૂકી દે ચતુરાઈ, માથે મોત ફરે છે ભાઈ,
રાજા રંક ન રહેશે કોય, નાનુ મોટું કારણુ નવ જોય;
તે માટે તું ભજની રામ, ઉગરવાનું એ છે ધામ,
જેણે મારગ ન આવે જમ, ચચ્ચા મારગ મુકે છે કેમ. ૬
છછ્છા છણકો મુકી દે, માન તજીને રામજી કહે,
માન કીધુ જો રાવણરાય, તેની ન કીધી કોયે સ્હાય;
માન કીધુ જો કુબુદ્ધિ કંસ, ઠેકી હરિએ લીધો હંસ,
તે માટે તુ તજ અહંકાર, છંછ્છા છબિલો નીત સંભાર. ૭

જજ્જા જર તું પામ્યો ઘણું. સર્વે કરી જાણ્યું આપણું,
ખાધુ ખરચ્યુ નહિ દુરમતિ, સાથે નહિ આવે એકજ રતિ;
કેના દીકરા કેની વહુ, આપ સ્વારથમા મળીયાં સહુ,
મમા માથે સરસા જ સાપ, તે જજ્જા દુઃખ પામીશ બાપ. ૮
ઝઝ્ઝા ઝીણો થઈને રહે, ખોટું તજીને સાચું કહે,
સાચુ છે એક નારાયણ નામ, તે માટે તુ કર એ કામ;
* * * * *,
આપદાને તુ મેલને પરી, ઝઝ્ઝા ભજી લીજે શ્રી હરી. ૯
નન્ના નમતો રહેજે તુ, વારે વારે કહું છુ હુ,
શીશ નમાવે થાશે કાજ, સહુમાં તુ જાણે મહારાજ;
કઠણ વચન બોલે સહેજે સહી, કોઈ સામુ બોલીશ ન ભાઈ,
એવા થઈને રહેજો આપ, તો નન્ના નવ લાગે પાપ. ૧૦
ટટ્ટા મ રાખી શકે શુ ટેક, સ્થાવર જંગમ હરિ છે એક,
હરિ વિના ઠાલો નહિ ઠામ, તે માટે તું લેજે નામ;
* * * * *,
નામે નર ઓધરીયા કંઈ, ટટ્ટા નામ તું લેજે સહી. ૧૧
ઠઠ્ઠા મૂકી દે ઠગાઈ, કોની બાજી બગાડીશ ભાઈ,
બાજી તે કેમ કરે સુજાણ, બાજી પાજી કરે અજાણ;
ઠીગંઠોળ ને હસ્તનુ કામ, તેણે રાજી નથી શ્રી રામ,
આપદાને તુ મેહલની પરી, ઠઠ્ઠા ભજી લેજે શ્રી હરિ. ૧૨
ડડ્ડા ડહાપણ ડોળાઈ ગયું, જાણ છ મહિને ફુટ્ટુ હવું,
ડહાપણમાં તણાણો જાય, ભોળાને ફોસલાવી ખાય;
આંહી તો મળે છે તારું કાજ, આગળ નહિ પોતાનુ રાજ,
જ્યારે આવે જમની ધાડ, ત્યારે ડડ્ડા કેહેની વહાર. ૧૩
ઢઢ્ઢા આવી ઢુકયા ચોર, તે આગળ નવ ચાલે જોર,
આવી રોકર્યાં સર્વે દ્વાર, કંઠ રોકીને કરે પોકાર;
કાને આવી બેઠા બેય, શબ્દ સુણવા ન દે તેય,
આંખ ઉઘાડી હરિયું તેજ, અતે ઢઢ્ઢા થાશે એજ. ૧૪
ણેણા રણ છે તારે શીશ, ધંધામાં ભૂલ્યો જગદીશ,
ઉદરમા તું કરતો અરજ, તે તુને વિસરી ગઈ ગરજ,
આગળ આવા મુલગા દીહી, તેથી ભુંડા તું તે બીહી,
હરિ ભજન કરની કાજ, નહિ તો ણેણા નહિ રહે લાજ. ૧૫
તત્તા તાહારો નથી કોઈ, મિથ્યા માની બેઠો સોઈ,
કેનો દીકરો કેની વહુ, જોની કોઈ રત્તાં છે કહું;

ઝાડે પખી ભેળાં થાય, જોતાં જોતાં ઊડી જાય,
એમ જાશે આ સરવે સાથ, તત્તા ભજી લેજે રઘુનાથ. ૧૬
થથ્થા નથી રહેવું સ્થિર, તે માટે ધર સ્મરણે ધીર,
છેતરી જાશે માયા સાલ, કોઇ આજ ને કોઈ કાલ;
ઉપન્યું તે અલસાસે જાણ, તેની માંડી બેઠો કાંણુ,
તે માટે વિચારે મન, તો ત્યાં થથ્થા તુને ધન. ૧૭
દદ્દા કરની દેદેકાર, તો શામળીયો કરશે સાર,
સદા માનો મંત્ર હરી છતો, દત્ત વિના દાલદ્રિ હતો;
આપ્યા તાંદુલ મુષ્ટિ ભરી, તો ઝુપડી સોનાની કરી,
દયા વિના નવ રીઝે રામ, દદ્દા દામ કરે સઉ કામ. ૧૮
ધધ્ધા ધર્મ સમોવડ કોય, કેમ જાણે તુ પામે સોય,
લેજે દેજે કરજે ધર્મ, તો તુને નવ લાગે કર્મ;
ચાલે ચાલ ધર્મની એક, અધર્મને તુ મેહેલે છેક,
ધર્મ હરીને વહાલુ બહુ, ધધ્ધા ધર્મે પામે સહુ. ૧૯
નન્ના નાક નથી કે છે? મુજ આગળ તું ચુસા કહે,
નકટો દીસે છે નિરધાર, કોલ દઇને આવ્યો બહાર;
* * * * *,
હરી ભજની એ હૈયાફુટા, તો નન્ના ચોરાશી છુટા. ०૨
પપ્પા તારી જોની પોળ, પરમેશ્વર તો ભોળાભોળ,
ખાઇ ખાઇને ખડકવુ ડીલ, અજીયાની ઘોડે અબીલ;
વળતાં તે અજીયાના હાલ, તારે માથે માયા સાલ,
જેમ પાળી ફરી ખાટકી, પપ્પા તુ શુ રહ્યો છપી ૨૧
ફફ્ફા ફેરા ખાધા ઘણા, જાણુછ ને કાંઈ છે મણા,
જાણુ નહિ તો સુખે ફરે, સીદ કહ્યુ તુ મારું કરે;
જો ફેરામાં શું છે લાભ, સંસારમા ધરવો છે ગાભ,
એ સંસારના માઠાં સુખ, એ તે ફફ્ફા પામીશ દુઃખ. ૨૨
બબ્બા બારેવાટ જ થયો, જો પરનારી સામુ જોઇ રહ્યો,
નારી છે દીપકની ઝાળ, જેમ પતગનો આવે કાળ;
તે માટે તું રહેજે દૂર, પરનારી તજે તે શૂર,
પરનારી ચિતવે જેહ, બબ્બા જીવતે બાળી દેહ. ૨૩
ભભ્ભા તુને ભ્રમ થયો, કુડકપટ તુજ મનમાં રહ્યો,
કુડકપટ તેં કીધાં ઘણાં, લખચોરાશી તે જ તણાં;
કેટલાને તુ તો રોઇશ ભાઈ, સહુ સાથે તારે સગાઈ,
ભુંડા કહી કહી જોયા ભંગ, હવે ભભ્ભા થાશે સંગ. ૨૪

મમ્મા મનને જીતી લે, સર્વે કારણ તે મનનું છે,
મન છે તવંગર મન છે રાંક, ભુડો ભલો તે મનનો વાંક;
મન અકળ મન અપરમપાર, મનનો કોણ કરે નિસ્તાર,
પવન પેર મન અફકુ વહે, મમ્મા મનને જીતી લે. ૨૫
યયા જખ મારે છે જમ, બાનો હોય ત્યાં આવે કેમ,
જેના ઘટમા રામજી રહે, તેની સીમ કોણ ચાંપે કહે;
* * * * *,
તે માટે તુ ભજની રામ, યય્યા બીજું મુકી દે કામ. ૨૬
રેરા રામ રહ્યો ભરપૂર, છે પાસે કેમ જાણે દૂર,
જેમ કસ્તુરી મ્રગની પાસ, છેટે જાણી ફરે ઉદાસ;
* * * * *,
કે લઇ જાની પાછુ ફરી, તો રેરા તારી મુક્તિ ખરી ૨૭
લલ્લા ભજતા શુ લાગે લાજ, બીજા સઘળા કરે છે કાજ,
કહે તુ ચોરી કેને દેએ, કેના ઘરમા રાતે રહે,
* * * * *,
સ્વારથે સ્મરણ નવ થાય, લલ્લા ભગતીથી કા લજાએ. ૨૮
વવ્વા વારું તુ તો કર, બાહારવટીઆ તારે છે શર,
બાહારવટીઆ છે તારે ઘણા, કામ ક્રોધ ને લોભ જ તણા,
જમ સઘાતે તારે વેર, આવી ઘેર્યું કાં આ શહેર,
ઘટ માથાણુ રાખે રામ, તો વવ્વા કો ન લીએ નામ. ૨૯
સસ્સા કરે સતગુરુનો સંગ, તો તો રહેશે નિરમળ રંગ,
નહી તો રંગ જાશે મટી, જેમ કસુમો જાયે ઉવટી,
* * * * *,
જેને સતગુરુનો વિશ્વાસ, સસ્સા ન જાએ જમની પાસ. ૩૦
હહા હાથ રાખજે હઇયુ, કરજે સતગુરુનુ કહ્યુ,
સતગુરુ કહે તે સાચી વાત, માને જો માથે હોય જાત,
* * * * *,
મન મૂકી તુ પૂજે ભાઈ, હહા ગર્વ મા રાખીશ ભાઈ. ૩૧
એનું નામ તે કક્કો છેય, જે કોય સાંભળે ને કહે,
તેહની પ્રભુજી પૂરે આશ, રામ હ્રદેમાં કરે પ્રકાશ;
* * * * *,
કરતા હરતા શ્રી જગદીશ, લઈ જીવણે નામ્યું શીશ. ૩૨

પદ.

વહાલીડે મારે રે, એ પે'લી પે'લી પ્રીત ધ્રુએ કીધી;
એવી અવિચળ ગાદી લીધી રે; આ જેણે પ્રીતો કીધી.
એવા સાચાના સઘાથી રે, આ જેણે પ્રીતો કીધી;
એવા આવી અતર ઉભા રે; આ જેણે પ્રીતો કીધી. ૧
વહાલીડે મારે રે, એક મીરાંબાઈના વખ ચાખ્યાં,
એવા નેભામા બચ્ચાં રાખ્યાં રે. આ જેણે૦ ૨
વહાલીડે મારે રે, જળમાં ગજરાય ધાયો કીધી;
તેની તરત ખબરો લીધી રે. આ જેણે૦ ૩
વહાલીડે મારે રે, આ ચાખી વિદુર ઘેર ભાજી,
એવા દુર્યોધનના મેવા ત્યાગી રે. આ જેણે૦ ૪
વહાલીડે મારે રે, અહલ્યાની શુદ્ધ જાણી;
ચરણ ખડાણે ગોતમે માની રે. આ જેણે૦ ૫
વહાલીડે મારે, જીવણને ભગત જ કીધો,
એને ભવમાથી ઉચલી લીધો રે. આ જેણે૦ ૬

---

# ભોજો ભક્ત.

## ચંદ્રહાસાખ્યાન.

### કડવું ૧ લું.

#### રાગ ગોડી.

પાર્વતીસુત પ્રણમુ પાય, કૃપા કરો સરસ્વતિ માય;
ભોજો ભણે હયવર મેહેલીયા, કહુ કથા એક સ્થાનકે ગયા. ૧
સરસ્વતિ પૂરથી હયવર જાય, સકળ સૈન્ય પુઠે પલાય,
આકાશ માર્ગે ઉપરમી ગયા, કુંતલપુરમાં પહોચતા થયા. ૨
સકળ સૈન્ય જે પાડવતણું, રક્ષા કરે ઘોડાનુ ઘણુ;
અશ્વ ચર્ણ ન દીસે વન, તવ અર્જુન વિમાસે મંન ૩
શંકે અશ્વ પાતાળે ગયો, અંત્રિક્ષ માર્ગે પહોંચતો થયો;
અર્જુન વિમાસે મન માંહે, એટલે નારદ આવ્યા ત્યાંહે. ૪
અર્જુન મન આનંદ્યું અતિ ઘણું, પ્રેમ વચન સુણી ઋષિ તણું;
સકળ યોદ્ધ પ્રણામ જ કીધ, આશીર્વાદ ઋખેશ્વર દીધ. ૫

અર્જુન ભણે સાંભળો ઋખિરાય, સાર્થક જન્મ હવો અમ હાંય;
સ્વામી કહો કેમ કરી મયા, કોણુ ભોમ અમ ઘોડા ગયા. ૬
નારદ કહે સુણો અર્જુન એહ, કુંતલપુર નગર છે જેહ;
ચન્દ્રહાસ કુંતલપુર નાથ, માનુભાવ વૈષ્ણવ વિખ્યાત. ૭
અનેક ભક્ત નામે સાંભળ્યા, ના આવે તેની સોળમી કળા;
અર્જુન ભણે સાંભળો ઋખિરાય, સાર્થક જન્મ હવો અમ હાંય. ૮
ચરિત્ર ચંદ્રહાસતણુ છે જેહ, સ્વામી મુજ આગળ કહો તેહ;
નારદ કહે સુણો અર્જુનરાય, ચિંતાતુર તું માર્ગે જાય. ૯
ચરિત્ર ચંદ્રહાસતણું છે જેહ, સમા વિના કેમ કહીએ તેહ;
અર્જુન કહે સાંભળો સ્વામ, મેં કુરક્ષેત્રમાં કર્યો સંગ્રામ. ૧૦
ઉભય સૈન્ય તાંહા એકઠું મળી, એહેવે સમે ગીતા સાંભળી;
નારાયણુનો દાસ જ જેહ, ચરિત્ર સાંભળવા ઇછું તેહ. ૧૧
સ્વામી જન્મ લગી અવતાર, તે મુજ આગળ કહો વિસ્તાર;
પછે નારદ કહે સુણો અર્જુન, કથા કહું હવે એક મંન. ૧૨
કૌશલ્ય દેશ ધાર્મિક રાય, ચંદ્રહાસ જન્મ હવો છે ત્યાંય;
પ્રોઢું* દલ† તાહાં આવ્યું કોય, પ્રભાતે પૂર વિટયું‡ સોય. ૧૩
મારી રાય રાજ્ય સર્વે લીધુ, કાષ્ટભક્ષ§ તો રાણીએ કીધુ,
ચંદ્રહાસ બાલક જન્મ્યો જેહ, દાસી લેઇને નાઠી તેહ. ૧૪
કુંતલપૂર અનુપ સાર, બાલક લેઇ આવી તાંહાં નાર;
લોકતણાં વાસીદાં કરે, એહેવે ઉપાયે પેટ જ ભરે. ૧૫
જેમ જેમ બાળક મોટો થાય, તેમ તેમ દાસી ઝુરે મનમાંય;
માનભાવતણો‖ સુત જેહ, દૈવે વેળા¶ પાડી તેહ. ૧૬
રુદીયા સરીસો ચાંપે તન, તેમ તેમ દાસી કરે રુદન;
ત્રણ વરસનો થયો કુમાર, સુંદરરૂપ તણો નહિ પાર. ૧૭
દાસી રક્ષા કરતી જેહ, દૈવયોગે મૃત્યુ પામી તેહ;
બાલક રડી રહીને રહ્યો, રમતો શેરીમાં રમવા ગયો. ૧૮
નાના બાળક માંહે ક્રીડા કરે, રમતો શેરીમાં રમતો ફરે;
શીલા શુદ્ધ શાલિગ્રામ જેહ, રમતાં રમતા લાધ્યા તેહ. ૧૯
અહરનિશ તેહેની સેવા કરે, નિદ્રા સમે મુખ માંહે ધરે;
પચવરસનો બાળક થયો, ધૃષ્ટબુદ્ધને ઘેર રમવા ગયો. ૨૦
બ્રહ્મભોજન થાય તેહેને ઘરે, મુનિવર મળીયા તેણે ઠેર,
એક ઋખેશ્વર દીઠો બાળ, પ્રધાનપ્રત્યે બોલ્યો તતકાળ. ૨૧

---

* મોટું. † લશ્કર. ‡ ઘેરી લીધુ. § લાકડાનુ ભક્ષણ કીધુ, અર્થાત્ રાજા મરતા સતી થઈ. ‖ માનભાવ–મોટા મનુષ્યનો અર્થાત્ રાજાનો. ¶ વિપત્તિ.

સુણ પ્રધાન વચન અમતણું, કરો રક્ષા બાળકને ઘણું;
એ બાળક કુંતલપૂર ધણી, ભોગવશે લક્ષ્મી તમતણી. ૨૨
પ્રધાનને મંન વિમાસણ થાય, ગદ ગદ કંઠે પાછો વળાય;
પેરપેર આલોચે* ઘણું, ના જાણું બાળક કોણ તણું. ૨૩
ધૃષ્ટબુદ્ધ આલોચે મંન, નિશા નિદ્રા ના ભાવે અન્ન;
હાવે હું કરું એક ઉપાય, ઋખી વચન જેમ ખોટાં થાય.
આજ ઘાત કરાવું એ બાળને, જઈ એકાંતે તેડ્યા ચંડાળને. ૨૪

## કડવું ૨ જું.

### રાગ ધનાશ્રી.

ધૃષ્ટબુદ્ધે ચડાળ તેડાવિયા, સાંભળો કહુ એક વાત;
વનમાં જઈ આ બાળને, તમે વેગે કરજો ઘાત. ૧
મસ્તક છેદજો એહનું, મનમાં ના ધરશો કોણ;
કાંઈએક એહેના અંગનુ, તમો લાવજો એંધાણ. ૨

### ઢાળ.

એંધાણ લાવજો એહેના અંગનું, જેમ માને મારું મંન; ૩
મનવાંચ્છિત મહિખી† ચાર આપુ, કહુ સત્યવચંન.
ચંડાળ હર્ખ્યા અતિ ઘણું, પ્રતિવચન બોલ્યો વેણ;
મહારાજ એ બાળને મારવો, કવણ કારણ એણ.‡ ૪
ચંડાળ લેઇને પરવર્યા, પ્રધાનને ઉપદેશ;
મહા અરણ્યમાં જઈ રહ્યા, જાંહાં પશુ નહિ પ્રવેશ. ૫
ખડગ કાઢી હાથ લીધુ, ખંધખડ્યો§ બાળ;
તન રામ કૃષ્ણ ગોપાળ મુખે, બાળક જપે વારોવાર. ૬
(શા) નામના મહિમા થકી, ચંડાળ પામ્યા મોહ;
એ બાળકને કેમ મરાય, એ ગુણ સંપૂર્ણ હોય. ૭
આગે જો વિકર્મ|| કર્યાં, તો અવતર્યાં ચડાળ;
એ બાળકને જો મારીએ, તો નથી નર્કમાંહી ઠાર. ૮
એહેની ભેંસ માથે સલ્યા¶ પડો, અને નથી એસુ કામ;
પરદેશ જઇને પેટ ભરીશું, છાંડીશું એહેનું ગામ. ૯
અન્યોઅન્ય એમ ઓચર્યા, ચંડાળ બોલ્યા એમ;
એને દુષ્ટબુદ્ધિ ઉપની, પ્રધાનના મન કેમ. ૧૦

---

* વિચારે-વિચારવું. † ભેંસ. ‡ વિસાત. § ગભરાયો-ભય પામ્યો. || નઠારાં કામો
¶ પથ્થર.

બુદ્ધવંત બત્રીશ લક્ષણો, એનું રૂપ કળ્યું નવ જાય;
એહેની માત પિતાએ પરહર્યો, તે કવણ દોષ ઉપાય. ૧૧
વામચરણની* આંગળી, ષષ્ટમી તે દીઠી તાંહે;
સહી એણે કરી બાળક, કષ્ટ પામે કાયે. ૧૨
ચંડાળ હર્ખ્યાં અતિ ઘણું, હવે સર્યાં સઘળાં કાજ;
આંગળી કાપી લેઇ ગયા, પ્રધાન રીઝે આજ. ૧૩
ધૃષ્ટબુદ્ધ મન હર્ખિયો, ભેંસ ખમણી† આપી તત્કાળ;
તે બાળક વનમાં ટળવળે, આક્રંદ કરે અપાર. ૧૪
કર ચર્ણ બંધ બાંધ્યા, ને વનમાં પડ્યો તે ઠાર,
તે બાળક રોતાં વૃક્ષ રોયાં, સાંજે રહ્યો વન મોઝાર. ૧૫
પક્ષી કોટાનકોટ આવી, રહ્યાં તેણે ઠાર;
* * * * *. ૧૬
મુખમાંથી મેહેલે નહિ, શુદ્ધ શિલા શાલિગ્રામ,
મુખમાં છતે રડતો જપે બાળક, નારાયણનું નામ. ૧૭

ઉથલો.

નારાયણનુ નામ બાળક, એક મને રુદે ધરે;
એ કથા ચન્દ્રહાસની, તે અર્જુનને નારદ કહે. ૧૮

## કડવું ૩ જું.

### રાગ ધનાશ્રી.

ચન્દ્રાવતીનો રાજીયો રાય, કુલિંદ વીર વિખ્યાત;
તેણે સમે મૃગયા ગયો રે, સઘળુ સૈન્ય સંગાત. ૧
બાળક રડતો સાંભળી, અશ્વ ખેટીયો‡ તાંહે;
મુખ સુંદર રૂપ દેખતાં, વિસ્મય થયો મન માંહે ૨

ઢાળ.

વિસ્મય થયો રાજા ભણે, એ ઘટે કોહેનો બાળ;
કરચર્ણબંધ બંધન, તે છોડીયા તત્કાળ. ૩
તવ પૂછે રાય બાળને, તુ કહેને સાચી વાત;
એ વન તુજને કોણ લાવ્યું, કવણ તારી જાત. ૪
કવણ જનેતા§ તાહારી, કવણ તાહરો તાત;
તું બોલવાને યોગ્ય છે, માટે પૂછું એ વાત. ૫
તે બાળક વળતું બોલીયો, સુણો રાય વિખ્યાત;
આજ જનેતા જગદીશ માહારે, કૃષ્ણ માહારો તાત. ૬

*ડાબા પગની. † મારી-દુખ આપવાવાળી ‡ ખેટવું-હાંકવું. § માત.

તે વિના સંભાળ માહારી, નથી કરવા કોય;
ત્યારે રાયે મન વિમાસીયું, એ પરમ વૈષ્ણવ હોય. ૭
હર્ખ્યો રાયે રુદીયા સરસ્યો, બ્રહ્યો બાળક તેહ;
પરમેશ્વરે મુને પુત્ર આપ્યો, પરમ વૈષ્ણવ એહ. ૮
અશ્વ ચઢાવી લેઈ ગયો, પોહ્યો તે મંદિર દ્વાર;
મેધાવતી કર* સોંપીયો, પટરાણી જે નાર. ૯
તે રાણી અતિ આનંદ પામી, હવો મન સંતોષ,
સર્વે શહેરમાં મુને, ટળ્યો વંઝા દોષ. ૧૦
બ્રાહ્મણ તેડી જનની કર્મ† કીધુ, આપીયાં બહુ દાન;
તેણે દિવસે વિપ્રે પાડીયું, ચન્દ્રહાસ એહેવુ નામ. ૧૧
તે ઋખિ વળતુ એમ કહે, સુણ રાય વિખ્યાત;
*  *  *  *  *, ૧૨
તાહારા દેશમાંના લોક સહુ, લઘુ વૃદ્ધ હોશે જેહ;
તે સર્વને વૈષ્ણવ કરશે, પુત્ર તાહારો એહ. ૧૩
દિનદિન વૃદ્ધિ પામે ઘણું, જેમ બીજ કેરો ચંદ્ર;
બ્રહ્માંડતલ પૃથ્વીતણા, છે સર્વનો રાજેંદ્ર. ૧૪
પછે સાત વર્ષ પૂર્ણ થયાં, ભણવા મેહેલ્યો નિશાળ;
હરિ અક્ષર બે વિના, બીજા ના બોલે બાળ. ૧૫
પંડિત પેરેપેરે શીખવે, ટક્રી‡ ના લાગે તાંહે;
હરિ અક્ષર બે વિના, બીજો ન ગ્રહે જીંહાએ. ૧૬
ચંદ્રહાસ કહે માહારી, શત ખંડ કરશો દેહ;
હરિ અક્ષર બે વિના, શાસ્ત્ર મારું ન તેહ. ૧૭

ઉથલો.

શાસ્ત્ર મુખ પાઠ કરવા, સાભળજો એક મન;
જો ઇચ્છો ભવ છૂટવા તો, ભજો શ્રી ભગવંત રે. ૧૮

## કડવું ૪ થું.

### રાગ કેદારો.

પંડિતને રીસ ચઢી છે ઘણી, તે લેઈ ચાલ્યો રાજા ભણી;
સ્વામી એ મૂર્ખ સુત તાહેરો રે. ૧
મેં મારી ભણાવ્યો અતિ ઘણું, એ નામ લે હરિ તણું;
એ નિશાળે બેઠો હરિગુણ ગાય, એહેવો મૂર્ખ સુત તાહારો રાયછે રે. ૨

* હાથ. † પુત્ર જન્મે ત્યારે જે કર્મ કરવામાં આવે છે તે જાતકર્મ. ‡ ટીકકી—અક્ષર.

## ઢાળ.

મારા નિશાળિયા સહુ હરિ ભણે, હરિ ભણાવી નિશાળ;
ઉપર મુજને દે શિખામણ, છાંડો સકળ જંજાળ. ૩
* * * * *;
જો કંઇ ફળ અદકું ઇચ્છો તો, ભજો શ્રી ગોપાળ. ૪
પંડિત કેરાં વચન સુણીને, રાયે કર્યો પ્રણામ;
સ્વામી તમો પધારો વેગે, પોતા કેરે ધામ. ૫
દૈવસંજોગે હું એહેને પામ્યો, પ્રાણુની પેરે ઇચ્છું;
એ મૂર્ખ સુત કુળ ઇકોતેર, ઓદ્ધારશે ઈમ વાંછું. ૬
એ ચંદ્રહાસ મહિમા એહેવો, શુભ ને સુગાળ;
સર્વેકો ભકિત કરે ભૂધરની, વૃદ્ધ લઘુ જન બાળ. ૭
પછે વરસ આઠમે વેદ સઘળા, પડે ભણ્યો ચંદ્રહાસ;
વેદ ભણીને ને ધનુર્વિદ્યાનો, કર્યો તાંહાં અભ્યાસ. ૮
ભકિત ઘણી કરે બ્રહ્મજ્ઞાનની, કૃષ્ણ ચરણપર દષ્ટ;
અહોનિશ અંતર વેંધે, ધ્યાન ધરે જુગદીશ. ૯
અર્જુન કહે સાંભળો ઋષિ, પૂર્વ મહા પુણ્ય ઉદે;
આજનો દિન તમો ધન્ય જે, માનભાત્રનું હવુ દર્શન. ૧૦
તે ચંદ્રહાસ બાલક રૂપે, એહેવો ભકત અભ્યાસ;
સ્વામી તે કૃપા કરીને, કહો મુને વિસ્તાર. ૧૧
વળતી નારદ એણી પેરે બોલ્યા, સાંભળ અર્જુન વાત;
સોલ વરસ પૂરણ હવાં, પછે વિનવીયો તાત. ૧૨
કરજોડી ચંદ્રહાસ કહે, સ્વામી આજ્ઞા દોને અમને;
સકળ દેશના રાજા જીતી, સેવા કરાવું તમને. ૧૩
તાત કહે તારે મોટી સાહે, માથે ત્રિભુવન રાજ;
સકળ દેશ જીતીશ હવડાં, તેહ તણે પ્રસાદ. ૧૪
સુણ કુંવર કરું વિનતિ, કરો વચન અમ એહ;
ધૃષ્ટબુદ્ધ કુંતલપુર ધણી, નગર ન જાશો તેહ. ૧૫
પિતા કેરાં વચન સાંભળી, પ્રદક્ષિણા તાંહાં કીધ;
ડડ પ્રણામ કરીને ચાલ્યો, પંચ સહસ્ર યોદ્ધા સાથે લીધ. ૧૬

## ઊથલો.

પંચ સહસ્ર યોદ્ધા સાથે લીધા રે, મનમાં હર્ખ ઘણો;
જેને માથે ત્રિભુવન ધણી રે, તો ખપ શો સૈન્યાતણો. ૧૭

## કડવું ૫ મું.

### રાગ કેદારો.

જેણી ભોમ ચંદ્રહાસ જાય, તાંહાં તાંહાં થરથર કંપે રાય;
ભૂપત સર્વે પાયે પડે રે. ૧
તે સંપત સાંપે આપ આપણી, કરે ભેટ સોનાતણી;
ચંદ્રહાસ વળતુ તેહેને એમ કહે રે. ૨

### ઢાળ.

ચંદ્રહાસ એમ કહે રે, રાજા કેરાં વચન પ્રમાણ,
ભક્તિ આરાધો ભૂધર કેરી, જાંહાં લગી તાહારી આણ. ૩
હરિવાસરનાં વ્રત આચરજો, પૂજો કમળા કાન્ત;
એહેવી વાત જો નહિ સાંભળું તો, આણેશ તેનો અંત. ૪
એણે પ્રકારે અનેક રાજાને, ભાવે ભક્તિ ઉપજાવે;
પછે સકળ દેશના રાજા જીતી, ચન્દ્રાવતીમાં આવે. ૫
મણિમયમાંહ સિંહાસન શોભે, સૂરજ કોટી પ્રકાશ;
શાલિગ્રામની મૂત તેહેમા, ચમર ઢાળે ચન્દ્રહાસ. ૬
કોટી મણિ માણેક પુષ્કળ, હેમતણો નહિ પાર;
કુલિંદ આનંદે એમ બોલ્યો, પુત્ર ભરો ભગવત ભંડાર. ૭
મેધાવતિ માત મળવા સચરી, કુંવારીકાને હાથે અક્ષાણું;
પુત્રને વધાવે મણિમુક્તા, ફળ વધાવે ઘણું. ૮
મેધાવતી વળતુ એમ કહે, પુત્ર જીવો ક્રોડ બત્રીશ,
શાલિગ્રામને શિર વંદીને, વળતી માને નામ્યું શીશ. ૯
ચંદ્રહાસ પાલો થઈ, લાગ્યો માતાને પાય;
ચરણ રેણુ મસ્તક વંદી, ઉલટ અંગ ન માય. ૧૦
કુવારી કામિની એમ વિમાસે, આ વિશ્વમોહનો અવતાર;
કાશી જઈ કરવત મૂકાવીયે, તો પામીએ એ ભર્તાર. ૧૧
કુલિંદરાયેં મન વિમાસીયું, વૃદ્ધ થયો હું આજ;
પટાભિષેક કરાવીએ, પુત્રને સાંપું રાજ્ય. ૧૨
ચંદ્રહાસે વિપ્રને તેડાવી, દાન બહુ તાંહાં આપ્યાં;
નગરલોક તાંહાં સઉ હર્ખ્યાં, ઘેર ઘેર ઓચ્છવ કીધા. ૧૩
પરમેશ્વરની પૂજા વિના, જમશો તો આણેશ તેનો અત;
આઠ વરસથી એંશી ઉપર, હરિવાસર આચરો મન અંત. ૧૪
ઘેર ઘેર ઓચ્છવ વિધ વિશેકે, અતિ આનદે કરજો;
હરિભક્તિ ને હરિસેવા, નીત નીત સૌ આચરજો. ૧૫

આયુષ્ય એટલું સકળ લોકમાં, વચન નહિ પાળે જેહ;
કહે ચંદ્રહાસ સર્વે સાંભળો, શત્રુ મ્હારા તેહ. ૧૬
ચંદ્રહાસનાં વચન સાંભળી, લોક પામ્યા આનંદ;
સર્વેકો ભક્તિ કરે ભૂધરની, તે પૂજે પરમાનંદ. ૧૭

ઉથલો.

પૂજે પરમાનંદ રે, કહે નારદ સુણો અર્જુન;
ચંદ્રહાસ એહેવી ભક્તિ આદરે રે. ૧૮

## કડવું ૬ હું.

### રાગ કેદારો.

તાંહાં આવે લોક ખડખડ તણા, અનેક બ્રાહ્મણ ક્ષત્રીવંશતણા;
શુદ્ર ને ઋષિ તે સાથે પરવરે રે. ૧
જે ચંદ્રહાસનું દર્શન કરે, મન વાંચ્છિત મનોર્થ તેહેના સરે;
યાચક જનનાં દારિદ્ર હરે રે. ૨

ઢાળ.

સરે મનોરથ તેહના, વાચક જનના દારિદ્ર હરે રે;
કૃષ્ણાર્પણ ] કરીને આપે, જે માગે તેને તત્ક્ષણે. ૩
એક વાર કુલિંદ એમ બોલ્યા, સુણો કુંવર ચંદ્રહાસ;
ધૃષ્ટબુદ્ધ કુંતલપૂર કેરા, તેહતણો હું દાસ. ૪
સવા ભાર સુવર્ણ હુ આપુ, એક વરસનુ જેહ;
બે વરસનું થયુ એકઠું, આજ મોકલાવું તેહ. ૫
પિતા તમારું વચન પાળવા, લીધુ નહિ તેહેનુ રાજ્ય;
સાંહાંમો તેહેને દંડ આપતાં, લાગે મોટી લાજ. ૬
એ દ્રવ્ય બ્રાહ્મણને આપો, જે વાધે તમારુ પુણ્ય;
પિતા તેહેને દંડ આપતાં, ના માને માહારું મંન. ૭
કુલિંદરાય મન વિમાસીયું, સેવક જન બોલાવ્યા;
કુંવર છાંનુ સુવર્ણ આપી, કુંતલપૂર વલાવ્યા. ૮
ધૃષ્ટબુદ્ધ પ્રધાનને ઘેર, પોહોત્યા સેવક જંન;
કારણ શું કુલિંદ ના આવ્યો, વાત કરો મુકી મંન. ૯
સેવક કહે સ્વામી પુત્ર જ તેનો, સુભટ વીર વિખ્યાત;
તેણે તારો દંડ આપતાં, વારી રાખ્યો તાત. ૧૦
પછે કુલિંદે છાંનુ મોકલ્યું, દંડ દ્રવ્ય તમ નાથ;
સ્વામી કંઈ ગર્વ કરીને કુંવર, નથી આવ્યો અમ સાથ. ૧૧

ધૃષ્ટબુદ્ધ પ્રધાન બોલીયો, સાંભળો સેવક એહ;
આગે કુલિંદને પુત્ર નહોતો, કાંહાંથી પ્રગટ્યો તેહ. ૧૨
સેવક કહે અહો સ્વામી, કુલિદ બાળક પાળ્યો તેહ;
અતિ સુભટ સુંદર તન તેહનું, ચન્દ્રહાસ નામે બહુ નેહ. ૧૩
તે સકળ દેશના રાય જીતી, ચન્દ્રાવતી આવ્યો તેહ;
સ્વામી તમારા નગરે આવતાં, તાતે વાર્યો છેહ. ૧૪
ધૃષ્ટબુદ્ધ મનમાં આલોચે, જોવા જાઉં સૂત;
મદનકુંવરને દે શિખામણ, બેસ મંદિરમાંહી તુય. ૧૫

## ઉથલો.

બેસો મંદિર માંહ રે, એને શિખામણ દીધી ઘણી;
ચદ્રાવતી લગી જઈ આવુ, રક્ષા કરજો નગરતણી. ૧૬

## કડવું ૭ મું.

## રાગ ધનાશ્રી.

મદનકુંવર વળતું ઓચરે, સાંભળ વિનતિ તાત;
તમે જાઓ છો પરદેશડે, ઘરની વિસરી વાત. ૧
તમ પુત્રી કુવારીકા, વર જોજો વીર વિખ્યાત;
મદનકુંવરનાં વચન સુણીને, વળતું બોલ્યો તાત. ૨

## ઢાળ.

તાત વળતું બોલીયો, સાંભળો કુંવર વાત;
એ કન્યા કારણે આવેશ જોતો, સુભટ વીર વિખ્યાત. ૩
એહેવું કહીને સંચર્યો, પિતા તેણે ઠામ;
કુલિદ સાંમો ચાલી આવ્યો, કર્યાં દંડ પ્રણામ. ૪
દ્વિપંચ* ઘોડા ભેટ કીધી, કુલિદે વળી તાંહે;
અમૂલ્ય અશ્વ દેખી કરી, દુષ્ટ પરજળ્યો મનમાંહે. ૫
ધૃષ્ટબુદ્ધ કહે કુલિદને, તુજની ગઈ એવડી સાન;
પુત્ર તહારે પ્રસવ્યો, અમને ના કીધુ જાણ. ૬
જો તુ જાણ કરાવતો, તો હું આપતો બહુ દાન;
કુલિદ તેં અઘટતું કીધુ, એમ બોલીયો પરધાન. ૭
સ્વામી મેં તો પુત્ર પાળ્યો, નથી પ્રસવ્યો આંહે;
કોઈ ભાયગે કરી પામ્યો, સાંભળો કહુ તેહે. ૮
એકવાર હું મૃગયા ગયો, અઘોર વનમોઝાર;
એ બાળક આક્રંદ કરતો, પડ્યો દીઠો તે વાર. ૯

* દ્વિપંચ-દશ.

એહેના ડાબા પગની આંગળી, કોએ કાપેલી તાંહિં;
હુ વનમાંહિથી ઘેર લાવ્યો, પુત્ર પાળ્યો આંહે. ૧૦
બુદ્ધવંત બત્રીશ લક્ષણો, એના પરાક્રમનો નહિ પાર;
ત્રિલોકને આધારશે એ, આહેવો છે કુમાર. ૧૧
ધૃષ્ટબુદ્ધ એહેવુ સાંભળી, વિમાસે મનમાંહિ;
સહી ચડાળે નવ મારીઓ, જીવતો મેહેલ્યો તાંહે. ૧૨
એ તો વેરી માહારો, ઉછર્યો એણે ઠામ;
હાવે કોણ પ્રકારે મૃત્યુ પામે, કરું તેહવું કામ. ૧૩
પેલા ઋખેશ્વરનાં વચન સાચાં, થતાં દેખુ આંહે,
રિદ્ધ એહેની દેખતાં, પરજળ્યો મન માંહે. ૧૪
ચાર પહોર રાત વિમાસતા, નિદ્રા ના આવે ચખ;*
હાવે નગર માહારે મોકલી, વેગે દેવડાવું વખ ૧૫

### ઉથલો.

વેગે દેવડાવુ વખ રે, પછે ઋષિનાં વચન ખોટાં કરુ,
તે માટે ચંદ્રહાસને, પ્રેમ પ્રીતે ખોળે ધરુ. ૧૬

## કડવું ૮ મું.

### રાગ ધનાશ્રી.

ધૃષ્ટબુદ્ધે ચંદ્રહાસ બોલાવીયો રે, આવોજી વૈષ્ણવ વિખ્યાત,
પ્રાણજીવન તુ છે માહરો રે, સાભળ કહુ એક વાત. ૧
આ લેખ લેઈ મોકલુ રે, જાઓ અમારા નગર મોઝાર;
પ્રેમ ધરશે અતિગણો રે, તાંહાં છે મારો મદનકુમાર. ૨

### ઢાળ.

મદનકુવર છે માહારો, કાગળ આપો તેને હાથ,
ધૃષ્ટબુદ્ધ કેરાં વચન સુણીને, આનંદ્યો ચન્દ્રહાસ. ૩
ધૃષ્ટબુદ્ધે કાગળ લખ્યો છાનો, કુશળ ક્ષેમ સમાચાર;
તુ વિખ દેજે આવતાં, રખે કરતો વાર. ૪
નામ ઠામ ના પૂછેશ, ના પૂછેશ કુળ કર્મ;
અથવા રૂપ કદરૂપનો, રખે જોતો મર્મ. ૫
થોડામાં ઘણું કહુ છઉં, વળી લખ્યું મેં એહમાં જેહ;
મન વિમાસણુ કીધા વિના, આવતાં દેજો છેહ. ૬

---

* ચખ—ચક્ષુ-નેત્ર

કાગળ પાછો વાળીયો, બીડી આપ્યો ચન્દ્રહાસ કેરે પાણ;
તું રખે છોડી વાંચતો, માહારુ ભાંગશે એંધાણ. ૭
તું નારાયણનો દાસ કહાવે, તેહેની તુજને આણ;
ચન્દ્રહાસ એહેવું સાંભળીને, પિતાને કર્યાં પ્રણામ. ૮
આશીશ દીધું પુત્રને, મેધાવતી જેહ માય;
તાહારે મસ્તક રક્ષા મહાદેવની, કંઠે કમળાકાન્તની સહાય. ૯
નાસિકાએ રક્ષા નારાયણની, જિહ્વાએ જગદાધાર;
રુદયે રક્ષા રામજીની, પુઠે શ્રી મોરાર. ૧૦
બાંહે રક્ષા બળભદ્રજીની, નાભીએ વિષ્ણુ દેવ;
ચર્ણે રક્ષા ચત્રુભુજની, સર્વ અંગે શ્રીકૃષ્ણ દેવ. ૧૧
પચ યોદ્ધા લેઇને સંચર્યો, ગયો કુતલપુર જાંહે;
એક સુંદર વન રળિયામણું, ઉતર્યો વાડી માંહે. ૧૨
મારગ તડકો આકરો, વિશ્રાંત ધર્યો દેહ;
તાંહાં અશ્વ બાંધી શયન કીધુ, નિદ્રાવશ થયો તેહ. ૧૩
તેણે સમે રાજા પ્રધાનની, બેહુ સમોવડી કુમાર;
બેહુ સખી સાથે પરવરી, આવી તે વનમોઝાર. ૧૪
વિખીયા ને ચંપકમાળણી, બેહુ કરે ક્રોડા રંગ;
એકએક ત્યા હાસ્ય કરે, ને જગાડે અનગ. ૧૫
વિખીયા કહે સુણ રાજપુત્રી, ચપક ઉત્તમ હોય;
ધિક્ક પડો એ પ્રેમમાં, ઉપર ભમર ના બેસે કોય. ૧૬
વળતુ બોલી રાજપુત્રી, તાહારે જોઇએ ભોગ,
હુ હજુ બાળકી છુ, તુ થઇ ભરતારને જોગ. ૧૭
એહેવાં વાયક સાંભળી, ત્યારે કામ જાગ્યો વીર;
પછે વસ્ત્ર મેહેલી સચરી, ગઈ સરોવર તીર. ૧૮
સરોવરમાં મજ્જન કરી, નીકળી સર્વ કુમાર;
આભ્રણ પહેર્યાં અગનાં, આપઆપના શણગાર. ૧૯
તાંહાં વિખીયાની દ્રષ્ટે પડ્યા, પંચ પુરુષ સુતા જેહ;
મનમાંહે વિમાસણ કરી, કો મહિમાવત મોટા એહ. ૨૦
સર્વ સખી પાછી ફરી, વિખીયા રહી વનમાંહે;
વાડીમાં ચાલી ગઈ, ચદ્રહાસ સુતો જાંહે. ૨૧
નેપુર ચઢાવી ચર્ણનાં, જાણે રખે જાગે એહ;
પાસે જઈ ઊભી રહી, નિર્ખવા લાગી દેહ. ૨૨
બુદ્ધવંત બત્રીશ લક્ષણો, એ દીશે ભક્ત મોરાર;
પૂર્વે મહાપુણ્ય હોય તો, પામુ એ ભર્તાર. ૨૩

પછે અંગ સઘળું નિર્ખતાં, કાગળ દીઠો સોય;
હાથમાં ગ્રેહેતાં ઓળખ્યો, મમ તાત લખેલો હોય. ૨૪
બીડી ઉકેલી વાંચીઓ, વિપરીત દીઠું તાંહે;
તું વીખ દેજે આવતાં, રખે વિમાસે મનમાંહે. ૨૫
ના પૂછીશ તું નામ ઠામ, ના પૂછેશ કુળ કર્મ;
અથવા રૂપ કદરૂપનો, તુ રખે જોતો મર્મ. ૨૬
થોડામાં ઘણું કહું છું હું, વળી લખ્યુ એહેમાં જેહ;
મન વિમાસણુ કર્યાં વિના, આવતાં દેજો તેહ. ૨૭

### ઉથલો.

આવતાં દેજો તેહ રે, વિખીયા તે એહેવુ સાંભળી;
કાગળ એહેવો વાંચીયો, ત્યારે વિમાસણુ કીધી વળી. ૨૮

## કડવું ૯ મું.

### રાગ ધનાશ્રી.

વિખીયાએ મન વિમાસીયું, કાંઇ લખતાં તે ચુકયો તાત,
અક્ષર એક ઓછો લખ્યો, કાંઈ લખતાં થઈ હશે રાત. ૧
અંજન કાઢી આંખનું, પછે અક્ષર વધાર્યો એક;
વિખ ટાળી વિખીયા કરી, પાછો બીઓ ધરી વિવેક. ૨
પાછે પગલે પરવરી, આનંદસું ઘેર જાય;
ડગે ડગ પાછું મેલતી, ફરી જુએ તાંહાં શું થાય. ૩
હજુ કાંહાં નથી જાગતો, જે લગાડે છે વાર;
ટોળા વછોહી મૃગલી, વનપશુ પેઠે વિચાર. ૪
એણી પેરે વિખીયા જોતી, પોહતી તે સહીયરમોઝાર;
સર્વ સહીયર કહે સુંદરી, કાંહાં લાગી આવડી વાર? ૫
આજ નર કો કેસરી, તુંને મળ્યો વનમોઝાર;
કોહોને સખી તે કવણુ હુતો, ટોળે મળી પુછે સઉ નાર. ૬
પછે સખી કહે પ્રત્યક્ષ દીસે છે, આનંદે તુ મન આહે;
વિખીયા તે એહેવું સાંભળી, હસી રહી મનમાંહે. ૭
પછે ધોળ મંગળ ગીત ગાતી, આપ આપણે મદિર ગઈ;
* * * * * *. ૮
પછે દિવસ રહ્યો પહોર પાછલો, ચંદ્રહાસ જાગ્યો વીર;
તે નગરમાંહે ચાલી ગયો, સુભટ મહા રણુધીર. ૯
પ્રધાનને મંદિર ગયો, બોલાવ્યો પ્રતિહાર;
તુ મદનને જઇ જાણુ કર, ચદ્રહાસ ઉભા દ્વાર. ૧૦

પ્રતિહારે જઇ વિનવ્યો, તતખેવ મદન કુમાર;
કુલિંદરાયનો કુંવર જે, ચદ્રહાસ ભક્ત મોરાર. ૧૧
સ્વામી અમારી વિનતિ, સાંભળો એક મંન;
તમ પિતા કેરો લેખ લેઇને, ઉભા દ્વારપર રાય તન. ૧૨
મદન એહેવું સાંભળીને, ઊલટ અગ ના માય;
ડંડ પ્રણામ કરતો જઈ પડ્યો, ચદ્રહાસ કેરે પાય. ૧૩
અન્યોઅન્ય આલિંગન દેઇને, ભેટ્યા તાંહાં બેહુ વીર;
બેહુનાં ચિત્ત એકઠાં થયાં, જેમ ભેળ્યાં સાકર ખીર. ૧૪

ઉથલો.

જેમ ભેળ્યાં સાકર ખીર, તેમ બેહુનાં ચિત્ત એકઠાં થયાં;
મદિર માંહે તેડી ગયા, પરસાળે માંડ્યાં બેસણાં. ૧૫

## કડવું ૧૦ મું.

### રાગ ધનાશ્રી.

ચદ્રહાસ વળતું એમ કહે, ધન્ય ધન્ય દિવસ આજ;
સમાગમ હવો સતનો, સર્યાં સઘળાં કાજ. ૧
મદન પૂછે ચદ્રહાસને નગર કેરી વારતા, કહો હરિમહિમા જેહ;
પૂજ્ય આંહાં લગે પધાર્યા, કંઇ શુ કારણ જેહ. ૨
ચંદ્રહાસ વળતું બોલીયો, સર્વ સેવે સારગપાણ;
જગદીશની કૃપા થકી, તમ પિતા ક્ષેમ કલ્યાણ. ૩
તમ તાતકેરો લેખ લેઇને, હુ આવ્યો છુઉં આંહે;
આ કાગળ લો, વાંચી જુઓ, શુ લખ્યું છે એમાંહે. ૪
ત્યારે મદને સાનિધ્ય કાગળ, વાંચ્યો સભા સહુ મોઝાર;
વિખીયા તુ દેજે આવતાં, તું રખે કરતો વાર. ૫
ના પૂછીશ એહેનું નામ ઠામ, ના પૂછીશ કુળકર્મ;
અથવા રૂપ કદરૂપનો, તુ રખે જોતો મર્મ. ૬
થોડામાંહે કહ્યુ વળી, લખ્યું એહેમા જેહ;
મન વિમાસણ કીધા વિના, આવતાં દેજે તેહ. ૭
ત્યારે મદન એહેવુ સાંભળીને, જીવત માહારું ધન્ય;
અમ પિતાએ મોકલ્યો, કાંઈ પૂર્વ માહારું પુણ્ય. ૮
જો કન્યા દીજે એહેને, એ તો છે હરિનો દાસ;
ઇકોતરસે પૂર્વજ માહારા, પામશે પદ અવિનાશ. ૯
વિખીયા તે બેઠી મદિરમાંહાં, અવર શંકર નાર;
વૈશાખી તારા વ્રત કરેશ, તુ આપ એ ભરતાર. ૧૦

પછે નારદ કહે અર્જુનને, પછે હવો બીજો દિન;
પ્રભાતકાલે વિપ્ર તેડાવીયા, તેણી વારે કુંવર મદન. ૧૧
તાંહાં મદન પૂછે વિપ્રને, સ્વામી જુઓ જોષ વિચાર;
ચંદ્રહાસ વિખીયા પરણાવીએ, લગ્ન આપોને સાર. ૧૨
વિપ્ર ગ્રેહે સપ કરીને, જોયો જોશ વિચાર;
સ્વામી આજે લગન છે, ઉત્તમ રેખા અગિયાર. ૧૩
મદન એહેવું સાંભળીને, ઊલટ અંગ ન માય;
ઘેર ઘેર ગોડી ઊછળે, મોતિએ ચોક પૂરાય. ૧૪
તાંહાં સ્તંભ આણ્યા કેળના, રોપીઆ મડપદ્વાર;
વરકન્યાને પીઠી કરે, ચદન ચર્ચે શોભે નાર. ૧૫
મળ સ્નાન કરાવી બેહુને, પહેરાવે શણગાર;
પછે આણી બેસાડ્યાં, માંહરામાંહે તેણીવાર. ૧૬

ઉથલો.

બેસાડ્યાં તેણી વાર રે, ચદ્રહાસે કન્યા કર ગ્રહી;
નારદ કહે અર્જુનને, પછે વિખ ફેડી વિખીયા કરી. ૧૭

## કડવું ૧૧ મું.

### રાગ દેશાખ.

ગાલવ રુખિએ ચોરી મડાવી રે, વેદ વિદ્બોગત પેર કરી રે;
પહેલે મગળ આપ્યા બહુ દાન રે, ભાર પચીસ આપ્યાં કનક કેરાં માનરે. ૧

ઢાળ.

કનક ભાર પચીશ આપ્યાં, મદને ચંદ્રહાસને;
બીજે મગળ મુક્તાફળ આપ્યાં, માણેક ભાર પચાસરે. ૨
ત્રીજે મગળે ધેન મહિખી, તેહેના આપ્યાં દાન;
ચોથે મગળ રત્ન હીરા, અર્પી દીધાં બાહુ માન. ૩
વરકન્યા પરણીને ઉઠ્યો, સતોખ્યા સર્વ તેહ;
મદન કહે ચદ્રહાસને, મેં સાંપ્યો મારો દેહ. ૪
નારદ કહે અર્જુનને, એમ હવો તાંહાં વિવાય;
હાવે ધૃષ્ટબુદ્ધે જે કર્યું તે, સર્વ કહુ ઉપાય. ૫
ધૃષ્ટબુદ્ધે કુલિદ તેડ્યો, તે કરજોડીને આવી રહ્યો;
ચદ્રહાસનો પિતા જાણી, કર બંધ કરવા સજ્જ થયો. ૬
ધૃષ્ટબુદ્ધ કહે કુલિદ તુજને, ટળી એવડી સાન;
માહરે નગર દ્રવ્ય લાવ્યો નહિ, તુને આવીયું અભિમાન. ૭
તેં પુત્ર કેરો ગર્વ કર્યો, અલ્યા ના જાણ્યો હુ ધૃષ્ટ;
આ વાવ કુપ ને સરોવર, તેં ખણાવ્યાં પાપીષ્ટ. ૮

મુજ દ્રવ્ય વણુસાડ કીધો, ખુટાવ્યા ભંડાર;
તેં વિપ્રને બહુ દાન આપ્યાં, એવડો શો અહંકાર. ૯
એહેવું કહીને કુલિંદરાયને, બંધાવ્યો તત્કાળ;
ઉપર માર મજબુત મોગરીનો, કર્યો પાપીએ પ્રહાર. ૧૦
પછે નગરલોક વહેવારીયા, ધનવંત મોટા જેહ;
ગળે પાહાણુ બાંધી લેઈ ઉદકમાં, વળી નંખાવે તેહ. ૧૧
જળ બહાર કહાડી ઉંચા ટાંગ્યા, ઉંધે મુખ નિર્ધાર;
હેઠલ અગ્નિ પ્રવેશ કરીને, ફરી ફરી મગાવ્યા ભડાર. ૧૨
તે નગર સર્વે નિર્ધન કીધુ, પીડ્યા હરિના દાસ;
ધૃષ્ટબુદ્ધ કહે કુલિંદને, તાહારો કાંહાં ગયો ચદ્રહાસ. ૧૩
પુત્રને નયણે નિર્ખતો, ને હર્ખતો અતિ નેહ;
હાવે દેખીશ સ્વપ્નામાંહે, પુત્ર તાહારો તેહ. ૧૪
મેં કુડ કરીને કાગળ લખ્યો, પોહોંચાડ્યો તેહેને હાથ;
મદન તાંહાં છે માહરો, તે કને કરાવ્યો ઘાત. ૧૫
તેણે તાંહાં માર્યો હશે, તમે મુકી દ્યો તેની આશ;
માબાપે એહેવું સાંભળીને, મેહેલીઆ નિશ્વાસ. ૧૬
એહેવું કહીને સચર્યો, ઊલટ અગ ના માય;
પછે સેવક પોતાના મેહેલીઆ, કરવા પૂર રક્ષાય. ૧૭
કુલિંદરાયને સગ લીધો, બંધન કરીને તેહ;
સૈન્ય સર્વ આગળ કરી, ચંદ્રહાસ કેરુ જેહ. ૧૮
ધૃષ્ટબુદ્ધ બેઠો પાલખી, ત્રણુસેં ભોઇ તાંહાં સાર;
તે ચાલે અતિ ઉતાવળા, તોએ કરે ડાંગનો માર. ૧૯

### ઉથલો.

કરે ડાંગોના પ્રહાર, તવ ભારખમ દુખ પામીયા;
નગર જાતાં દુઃખીયો થાજો, ભારખમ વળતું ભાખીયા. ૨૦

## કડવું ૧૨ મું.

### રાગ રામગ્રી.

નારદ વળતું બોલીયા, સુણ અર્જુન રે;
પુઠે માતા કરે વિલાપ, દુઃખ આણી મનરે. ૧
મેધાવતી વળતું વદે, સુણો રાયજી રે;
તમો કીધું કુડું કામ, લાગું પાયજી રે. ૨
પ્રાણુજીવન સુત માહરો, સુણ૦ કેમ મોકલ્યો વેરીને ગામ. લાગું૦ ૩
જેણે પુત્રે સુખ પામ્યા બહુ, સુણ૦ ધૃષ્ટબુદ્ધે મરાવ્યો નેટ. લાગું૦ ૪

એ પુત્ર વિના અન્ન ખુટતાં, સુણું૦ કેમ ભરીએ પાપી પેટ. લાગું૦ ૫
જ્યારે એ પુત્ર પામીયા, સુણું૦ ત્યારે ટળી હુતી વંઝા ગાળ. લાગું૦ ૬
જેહેવી હુતી તેહેવી થઇ, સુણું૦ હું દુઃખણી ભવસંસાર. લાગું૦ ૭
મેં જાણ્યું પૂનમ શશી સુત આપણો સુણું૦ સોલ કળાનો નિઃકલંક. લાગું૦ ૮
તે ઉદય થઈ અસ્ત પામીયો, સુણું૦ જેહેવે બીજીયા કેરો ચંદ. લાગું૦ ૯
હું મુખ જોતાં મન હરખતી, સુણું૦ એહેવો સુંદર મનોહર તંન. લાગું૦ ૧૦
દૈવે તે નવ સાંખીયું, સુણું૦ એહવા રાંકને ઘેર રતંન લાગુ૦ ૧૧
મેં જાણ્યું કુળદીપક હવો, સુણું૦ કુળ કરવા ઉદ્યોતકાર. લાગુ૦ ૧૨
જેણે પુત્રે રાજ્ય કરાવીયાં, સુણું૦ દેખાડ્યા નાહાના ધર્મ. લાગુ૦ ૧૩
તે નેત્ર દેખાડી ફોડીયાં, સુણું૦ મેં શાં શાં કર્યાં વિકર્મ. લાગુ૦ ૧૪
મેં ગોચર ટાળ્યાં ગાયનાં, સુણું૦ કે કામણ કીધુ આળ. લાગુ૦ ૧૫
મેં બાળક થાન વછોડીયા, સુણું૦ કે સરોવર ફોડી પાળ. લાગુ૦ ૧૬
વળતુ રાજા બોલીયો, સુણ સુંદરી રે;
ના ધરશો મનમાં શોક, ઘેહેલી કાંણે કરી રે. ૧૭
પાતીક પેલા ભવતણાં, સુણું૦ અમો કીધાં નિર્ધાર. ઘેહેલી૦ ૧૮
એણે પુત્રે પ્રેમે બોલાવીયાં, સુણું૦ ના પ્રીછ્યું કપટીનુ કુડ. ઘેહેલી૦ ૧૯
શું જાણું એહેવુ થશે, સુણું૦ નહિ તો ચેતી ચાલત મૂળ. ઘેહેલી૦ ૨૦
એણે રાજ્ય રિદ્ધ સર્વ લીધલું, સુણું૦ નિર્ધન થયાં નિર્વાણ. ઘેહેલી૦ ૨૧
હું કુશળ કંઈ નથી દેખતો, સુણું૦ જાતાં રિધસિધ ભંડાર. ઘેહેલી૦ ૨૨
તમારો પુત્ર હોત જો જીવતો, સુણું૦ તો દુઃખ ન હોતુ લગાર. ઘેહેલી૦ ૨૩
એ કૃત્ય આપણાં કર્મનાં, સુણું૦ કોહોને દીજે દોષ. ઘેહેલી૦ ૨૪
આપણુ જીવ્યુ હુ નથી દેખતો, સુણું૦ લેઇ જાય છે એહેને ગામ. ઘેહેલી૦ ૨૫

### ઉથલો.

એમ વિલાપ કરતાં, બેહુ જણ જાયજી;
નારદ કહે અર્જુનને, કથા કહુ શું થાયજી. ૨૬

## કડવું ૧૩ મું.

### રાગ ગોડી.

કુંતલપુર આવ્યા રાય, ધૃષ્ટબુદ્ધ મન હર્ખ ના માય;
ચંદ્રહાસને વિખ દીધુ જેહ, આવી મુજ આગળ કહેશે તેહ. ૧
શીબિકાથી હેઠો ઉતર્યો, આગળથી પાલો સચર્યો,
એહેવે ચંડીપુત્ર* જેહ, સાંહામા આવતા દીઠા તેહ. ૨
ચડીપુત્ર કહે જેજેકાર, ધન્ય ધન્ય ધૃષ્ટબુદ્ધ તારો અવતાર;
ધન્ય જીવ્યું તુજ પુત્રજ તણું, ચદ્રહાસ જીવન્ને અતિ ઘણું. ૩

* બારોટો.

સાર્થક જન્મ હવો રે તાસ,* જે પુત્રી આપી ચદ્રહાસ;
ધૃષ્ટબુદ્ધ એહેવું સાંભળી, પડ્યો ધરણી મૂર્છાગત વળી. ૪
આલોટી ઊઠ્યો તત્કાળ, આવતા દીઠા વિપ્ર વિશાળ;
ખીરોદક પહેર્યાં અતિઘણાં, કંઠે ગંઠોડા સુવર્ણતણા. ૫
વિપ્રે તવ દીધી આશીશ, તુજપુત્ર જીવો ક્રોડ બત્રીસ;
ધન્ય જીવ્યું તારા કુંવરતણું, ચદ્રહાસ જીવજો અતિઘણું. ૬
સાર્થક જન્મ હવો રે તાસ, જે પુત્રી આપી ચદ્રહાસ;
એહેવો બોલ શ્રવણે સાંભળી, ક્રોધ કરી ધાયો તે ભણી. ૭
વિપ્ર દોડ્યા તે કમાયા, વસ્ત્ર મેહેલીને નાશી ગયા;
વેગે આવ્યો તે નગરમોઝાર, આવતાં ખેવ પૂછ્યુ એક નાર. ૮
ચદ્રહાસને વિખ દીધું જેહ, સાચુ મુખ આગળ કહે તેહ;
વળતું બોલી એક નાર, સ્વામી કાંહાં કરો અસ્ત†. વિચાર. ૯
ચદ્રહાસના વેરી હશે જેહ, સ્વામી વિખ તાંહાં ખાશે તેહ;
એહેવો બોલ ધૃષ્ટબુદ્ધ સાંભળી, પડ્યો ધરણ મૂર્છાગત વળી. ૧૦
ચદ્રહાસ બેઠા દીઠા તેણે ઠામ, ઉઠી સસરાને કર્યો પ્રણામ;
મદન તણે મન હર્ખ ના માય, ઉઠી પિતાને લાગ્યો પાય. ૧૧
ક્ષણ એક રહીને બેઠો થયો, રાજભુવનમાં ચાલતો ગયો;
પિતા ભણે રે સાંભળ દુષ્ટ, એવુ શું કીધુ પાપીષ્ટ. ૧૨
વળતુ મદન ભણે સાંભળો વાત, સુણો વિનતિ માહારા તાત,
સ્વામી તમારા મનમાં જેહ, મેં તો સઘળુ આપ્યું એહ. ૧૩
પહેરામણી આપી છે ઘણી, ચિતા ન કરશો તેહ જ તણી;
પ્રાણ લગી મેં સાંપ્યું આપ, સ્વામી કાંહાં કરો પ્રલાપ. ૧૪
પિતા ભણે તે કાગળ કાંહાં, જોઉંરે દુષ્ટ શું લખ્યુ તે માંહાં;
કાગળ અણાવી વાંચ્યો તાસ,‡ તવ અતરમાં મૂકયો નિઃશ્વાસ. ૧૫
જો હુ લખતાં ચુકયો ઘણો, તો શો દોષ કુંવર જ તણો;
હાવે હું કરું એક ઉપાય, ઋખિ વચન જેમ ખોટાં થાય. ૧૬
વિમાસી ઊઠ્યો તત્કાળ, જઇ એકાંતે તેડ્યા ચડાળ;
ધૃષ્ટબુદ્ધ કહે સાંભળો પશુઘાન, § કરો મહારું એક વચન પ્રમાણ. ૧૭
ચડીનું દેહેરુ છે જાહે, ખડગ લેઇ છાના રહો તાંહિં;
સન્ધ્યા સમે દેહરે આવે જેહ, મારી શતખડ કરજો દેહ. ૧૮
એહેવું વચન કરો અમતણું, દારિદ્ર છેદન કરું તમતણું;
એહેવું સુણી પશુઘાન ગયા, ખડગ લેઈ તાંહાં છાના રહ્યા. ૧૯

વારો. † નઠારો, ખરાબ. ‡ ત્યાં અથવા તત્કાળ એવો અર્થ હશે. § પશુઓને મારનારા.

## ઉથલો.

ખડગ લેઇને રહ્યા છાના, તત્ક્ષણ તેણે ઠામ રે;
પ્રધાન એ માહા દુષ્ટ છે, માટે કરવું કામ રે. ૨૦

## કડવું ૧૪ મું.

### રાગ ધનાશ્રી.

ધૃષ્ટબુદ્ધ કહે સાંભળો ચંદ્રહાસ રે, તું છે માહરો પ્રાણ રે;
કહ્યું કરો હાવે અમ તણું રે, જેમ હોયે કુશળ કલ્યાણ રે. ૧

ઢાળ.

કુળદેવી છે આપણી રે, ચડીકા નામે જેહ,
સંધ્યા સમે તાં જઈ, પૂજી આવો તેહ. ૨

ઢાળ ફેર.

પૂજી આવો ચડીકા, જેમ હોયે કુશળીક્ષેમ;
* * * * *. ૩
વળી વળી તુજને કહુ છું, તુ છે માહારો પ્રાણ;
ચદ્રહાસે એહેવું સાંભળીને, કર્યું વચન પ્રમાણ. ૪

સોરઠો.

લીધા સર્વ ઉપહાર, જગદંબે પૂજન કારણે;
બહુ ચદન પુષ્પ સાર, થાળ હર્ખે હસ્તે ધરી. ૫

ઢાળ.

નારદ કહે અર્જુનને, તાંહાં ચદ્રહાસ પૂજવા જાય;
એહેવે તાહાં ગાલવ ઋખિ, તેઆ કુતલપુરને રાય. ૬
તે રાય પૂછે વિપ્રને, સ્વામી જુઓ જોષ વિચાર;
મેં છાહ્યા મસ્તક વિના દીઠી, કવણ તે પ્રકાર. ૭
ગાલવ ઋખિ એમ ઓચરે, સુણ રાય વીર વિખ્યાત;
અતર અક્ષર તમતણો, સાભળો કહું છું વાત. ૮
અરુંધતી તારો, નયણે દેખે જેહ;
એક સંવત્સરમાં નિશ્ચે, મરણ પામે તેહ. ૯
ગુરુ કાળ દીસે વધુતા, તતક્ષણ દેખે જેહ;
સપ્તમાસમાં પુરુષ નિશ્ચે, મરણ પામે તેહ. ૧૦
છાહ્યા મસ્તક વિના, આપણે નયણે દેખે જેહ;
ખટ માસમા પુરુષ નિશ્ચે, મરણ પામે તેહ. ૧૧
મળસ્નાન કરતાં રુદે સ્થાનક, પ્રથમ સુકે દેહ;
દશ દિવસમાં પુરુષ નિશ્ચે, મરણ પામે તેહ. ૧૨

સ્નાન કરીને તેલમાં, ખર ઊંટે બેઠો જાય;
દક્ષિણુ દિશાએ પરવરે, તરત મરણુ તેનું થાય. ૧૩
અદષ્ટ અધ્યાય તમ કને, તુને કહ્યો સર્વ ઉપાય;
તે માટે સાધન કરો, એ મૃત્યું લક્ષણુ હોય. ૧૪
એહેવાં વાયક સાંભળીને, તેડાવ્યો રાયે મદન પાસ;
ઘેર જઈ ઉતાવળા, આંહાં મોકલો ચંદ્રહાસ. ૧૫
મદન એહેવું સાંભળીને, મારગ ચાલ્યો જાય;
મારગમાં સામા મળ્યો, ચદ્રહાસ ભેટ્યો રાય. ૧૬
મદન કહે ચદ્રહાસજી, અસુરુ શું કાજ;
તમ પિતાએ હુ મોકલ્યો, જગદંબે પૂજન કાજ. ૧૭
તવ મદન વળતુ એમ કહે, એ આપો અમારે હાથ;
તમો જાઓ ઘેર રાયને, કંઇ કહેવા તેડે છે વાત. ૧૮

### ઉથલો.

કઇ કહેવા તેડે છે વાત, તે માટે પધારો તમો;
લાવો સામગ્રી અમ પાસે, પૂજન કરી આવું અમો. ૧૯

## કડવું ૧૫ મું.

### રાગ ધનાશ્રી.

ચદ્રહાસ ગયા ઘેર રાયને, પોહોત્યા તેણીવાર;
કુંતલપૂર રાય હરખીયો, માન દીધુ તત્કાળ. ૧
સિંહાસન બેસાડીયા, રાજ્ય સોંપ્યું ચદ્રહાસ;
પુત્રી સોંપી રાય નીકળ્યો, વેગે ચાલ્યો વનવાસ. ૨

### ઢાળ.

વનવાસ રાજા સચર્યો, તાંહાં કર્યો યોગ અભ્યાસ;
અદષ્ટ કોટી પ્રાણુ છોડ્યા, પામ્યો પદ અવિનાશ. ૩
નારદ કહે અર્જુનને એ પેરે, તજ્યો રાજાએ દેહ;
હાવે મદનકેરી વારતા, સાંભળ કહું એક તેહ. ૪
મદન સર્વ ઉપહાર લેઇને, મારગ ચાલ્યો જાય;
એહેવે સમે મજાર બે, અફળાયાં તેહેને પાય. ૫
ઉપહાર સર્વે તૂટી પડ્યો, જમણાં ઉતર્યાં તેહ;
મદન વિમાસણુ કરે, શુ ઘટે કારણુ એહ. ૬
વળી વિચારીને સચર્યો, મનસુ કરે વિચાર;
તેટલે તાંહાં વહેવા લાગી, રુધીર કેરી ધાર. ૭

મદન ચિતાતુર થયો, ઉત્પાત કહીએ એહ;
વળી મુખમાંહેથી વહ્યું, શ્યામ રુધીર તેને દેહ. ૮
મદન કહે ચંદ્રહાસને, મેં મોકલ્યો તેણે ઠાર;
રખે કપટ કરી ચંદ્રહાસને, કઈ વિઘ્ન કરતો રાય. ૯
ઉતાવળો દેવળ જઈને, ઉઘાડ્યાં પછે દ્વાર;
પાછળથી આવી રહ્યા, ઉભા દીઠા ચાર.* ૧૦
તેણે ગુરજ ગુપ્તી સાંગ ફરસી, તણા કીધા ઘાય;
* * * * *. ૧૧
ભગવંતનુ સ્મરણુ કરીને, માર્યો વીર વિદોગત;
નારદ કહે અર્જુનને, તાંહાં એહેવુ થયુ ઉત્પત. ૧૨
ચદ્રહાસને તાંહાં રાજ્ય આપ્યુ, અભિષેક કર્યો ઋષિરાયે,
ચદ્રહાસને તે વરી કન્યા, ઉલટ અંગ ના માય. ૧૩
છત્ર ચામર વિરાજે, પછી વિજન થાએ અગ;
અનેક શંખ નિશાન વાજે, દીપક ને નાટારગ. ૧૪
સર્વ સૈન્યા સાથે સચર્યો, ગયો સસરા પાસ;
* * * * *. ૧૫
એક સેવક આગળથી ગયો, ધૃષ્ટબુદ્ધ સાભળ આજ;
કઈ આપ મુજને વધામણી, ચદ્રહાસ પામ્યો રાજ. ૧૬
ધૃષ્ટબુદ્ધ એહેવુ સાંભળીને, વિસ્મય થયો મનમાંહ;
કહે જીહ્વા કાઢું થડ થકી, અસત્ય બોલ્યો કાંહ. ૧૭
એટલે દીઠો આવતો, ચદ્રહાસ માતંગ ચઢ્યો તાસ,
નયણે તે નિરખ્યોં રાજ પામ્યો, ત્યારે મેલ્યો નિઃશ્વાસ. ૧૮

ઉથલો.

મેહેલીયો નિશ્વાસ રે, પછે મનમાં દુઃખ પામ્યો ઘણું,
જો જુગ્તિ દૈવતણી, વળી પામ્યો રાજ નગરતણું. ૧૯

## કડવું ૧૬ મું.

### રાગ વેરાડી.

ધૃષ્ટબુદ્ધ કહે ચદ્રહાસને, સાંભળો સુભટ સુજાણ;
મેં મોકલ્યા ચંડી ભણી, તમે કાંહાં કર્યું એ પ્રમાણ. ૧
ચંદ્રહાસ કહે સ્વામી સાંભળો, હું જતો હુતો તાંહે;
મદનકુંવર જે તમતણો, તે મળ્યો મારગ માંહે. ૨

* દૂત, મારા.

તેણે મુજને પાછો વાળ્યો, પૂજા કરવા ગયો માતતણી;
મુને મોકલ્યો ઘેર રાયને, પુત્રી પરણી આવ્યો તેહતણી. ૩

પૂર્વછાયો.

કુંતલપૂર રાયે મુને સોંપ્યું રાજ્ય, તે સર્વ કરી ગયો ત્યાજ્ય;
તે માટે હું આવ્યો આંહ, મદનકુંવર ગયા છે કાંહ. ૪
ધૃષ્ટબુદ્ધ આક્રંદે મનમાંહ, અરે દૈવ તેં એ શું કીધ આંહ;
કુડના ધણીને કુહાડો દીધ, મદનકુંવરની મેં ગત કીધ. ૫
જો મેં વિખ દેવડાવ્યું એહ, તો વિખિયાને પરણ્યો તેહ;
મેં મોકલ્યો મરવા કાજ, તો પામી આવ્યો રાજ. ૬
લખ્યું વિધાતાએ જેહ, તો મેં કેમ પાછું થાયે તેહ;
મેં દુષ્ટે નવ કર્યો વિચાર, ઉખાંણો આધે સસાર. ૭
જો રજ નાખીએ સૂરજ ભણી, તો દેહ છંટાયે આપણી;
જેહેવાં કર્મ પરને કીજીએ, તેહેવાં ફળ પોતે લીજીએ. ૮
જેહેની સહાય કરે ભગવંત, તેહેનો મેં કેમ લેવાય અંત;
એમ વિલાપ કરતો જાય, આવ્યો શ્મશાન ભૂમિ જાંહ. ૯
તાંહાં ભૂત પ્રેત પીશાચ ઘણા, હોય શબ્દ ભયંકર તણા;
એક ભૂત કહે સાંભળો સોય, હાવે નાશો ના રહેશો કોય. ૧૦
પાપી આવ્યો એણે ઠાય, રખે એહેનું દર્શન થાય;
એ છે વૈષ્ણવનો વધ કરનાર, મહા પાપી જુઠો સંસાર. ૧૧
આપણે છળ છિદ્ર જો કર્યાં, તો પ્રેત યોનિ અવતર્યાં;
જો વળી એહેનું દર્શન થાય, તો રૌ રૌં નર્કે પચાય. ૧૨
એહેવો બોલ ધૃષ્ટબુદ્ધ સાંભળી, પડ્યો ધરણ મૂર્છા વળી;
ક્ષણું એક રહી બેઠો થયો, દેવળ ભણી ચાલી ગયો. ૧૩
દેવળ ઉઘાડી નિહાળી જોય, વેધ્યો પુરુષ તાંહાં દીઠો સોય;

ઢાળ.

વેધ્યો પુરુષ તાંહાં દીઠો ભોમ, તવ આક્રંદ કરે તે ઠામ. ૧૪
પુત્ર તુંને મેં કર્યો તિરસ્કાર, તે દુ:ખ ધરીયુ રુદે મોઝાર;
ઉઠો કુંવર આવ્યા ચંદ્રહાસ, વિખીયાને પરણાવો તાસ. ૧૫
ચિંતા ના કરશો તેહ તણી, પહેરામણી આપો અતિઘણી.
અરે પુત્ર કાંહાં લાગ્યા ઘાય, ચિતા ખુચશે તેણે ઠાય; ૧૬
ઉઠો હેઠલ માહારું અગ ધરેશ, એણી પેરે તારુ દહન કરેશ.
ધૃષ્ટબુદ્ધ વિલાપ કરીને રહ્યો, પાષાણુ સ્તભ બેહુ હાથે ગ્રહ્યો; ૧૭
તેસુ શિશ પછાડ્યું જાણ, અફળાવીને કાઢ્યા પ્રાણ;
નારદ કહે અર્જુનને તાંહાં, અરીષ્ટ થયું તે દેવળ માંહાં. ૧૮

## કડવું ૧૭ મું.

### રાગ ગોડી.

ચંદ્રહાસ બારવણે ઉઠી, કરે વિમાસણ મંન;
ભાઇઓ એ કારણ શું રે, નથી દીસતો કુંવર મદંન. ૧
જગદંબે પૂજવા ગયો છે, તે વળ્યો નહિ શા માટ,
ચાર પહોર વચ્ચે વહી ગયા, હજુ જોવડાવે છે વાટ. ૨

### ઢાળ.

પેરપેર મનસુ કરે વિચાર, રથે બેસીને આવે વન મોઝાર;
વનતણા ઋખેશ્વર જેહ, ચડી પખાલ* કરવા ગયા તેહ. ૩
દેવળ ઉઘાડી નિહાળી જોય, વેધ્યા પુરુષ તાંહાં દીઠા સોય;
ધૃષ્ટબુદ્ધ મદન પડ્યા છે બેય, મારી શતખંડ કીધા દેહ. ૪
એહેવો બોલ સાંભળ્યો તાસ, તવ પાલો ધાયો ચંદ્રહાસ;
દેવળ ઉઘાડી નિહાળી જોય, વેધ્યા પુરુષ તાંહાં દીઠા સોય. ૫
એ મૃત્યુ પામ્યા મારી ખત, ઇશ્વરીએ એમનો આણ્યો અંત;
જો એણીએ કર્યું વિઘન, તો હવે આપું મારો હંસ. ૬

### દેશી ફેર.

અગ્નિકુંડ રચ્યો તેણે ઠામ, માંહે ધીકાવ્યા અગાર;
કાપે રે માંસ તનનુ તાંહા રે. ૭
નારાયણનો જ્યારે મંત્ર ભણાય, જગદંબાને લાગ્યો પાય;
હવે હવન કરુ માહારા મસ્તક તણું રે. ૮
જવ શિર કરવા લાગ્યો ઘાય, તવ ઇશ્વરીએ આવી ઝાલી બાંય;
કટકા તુજ તનતણાં કાં કરે રે. ૯

### ઢાળ.

પ્રત્યક્ષ થઇ બોલ્યાં જગમાત, સાંભળ ચંદ્રહાસ કહુ એક વાત;
એણે તુને મારવા કાજ, ચંડાળ મેહેલ્યા મજ મંદિર આજ. ૧૦
જેહેવું કર્યું તેહેવું લહ્યું, તમારે મનગમતું થયુ;
ચદ્રહાસ કહે સાંભળ માત, એ ના કરાવે મુજને ઘાત. ૧૧
એહેવું અસત્ય ન વદ રે માત સહી, તુજ વિના અનેકડે મારે નહિ;
ત્યારે શક્તિ વદે સુણ સત્ય વચન, જો તુજને થઈ તુષ્ટમાન. ૧૨
માગ માગ્ આપું વરદાન, મજ વચનથી સઉ કલ્યાણ;
જો માતા મુજને ત્રુઠી ઘણી, આપ ભક્તિ ભગવંતતણી. ૧૩

---

* સ્નાનાદિ ક્રિયા.

માતા મુજને કરો પસાય,* પિતા પુત્ર બેહુ બેઠા થાય;
નારદ કહે અર્જુન સુણો, એવો ચદ્રહાસ ભક્ત હરિતણો. ૧૪

## કડવું ૧૮ મું.

### રાગ દેશાખ.

આદ્ય શક્તિ કહે સાંભળ ચંદ્રહાસ, આંખ મીચો એક મુહુરત તાસ;
રૂપ સજીવન કર્યું જગ માત રે. ૧

### ઢાળ.

હાક દેઇ બેહુ ઉઠીયા, મદન ને દુષ્ટ પ્રધાન;
તતખેવ માતાએ રૂપ સમર્યું, હવાં અંતરધ્યાન. ૨
ધૃષ્ટબુદ્ધ વેગે ઉઠીયો, લાગ્યો ચંદ્રહાસ કેરે પાય;
ચદ્રહાસને આગળ કરી, પછે નગર મધ્યે જાય. ૩
ચદ્રહાસે વિપ્ર તેડાવ્યા, આપીયાં બહુ દાન;
ઘેર ઘેર ગોડી ઉછળે, સેવા કરે પુત્ર પ્રધાન. ૪
વિખીયા ને ચપકમાળણી, તેણે જાયા બેહુ કુમાર;
મકરધ્વજ ને પદમાક્ષ નામે, સુભટ વીર વિખ્યાત. ૫
અર્જુન વળતુ બોલીયા, કહો નારદ મુનિરાય;
કુલિદ બાંધી આણીયો, તેહેનો શો થયો ઉપાય. ૬
અર્જુનકેરાં વચન સાભળી, બોલ્યા ઋખિરાય;
ચદ્રહાસ જીવતો સાંભળી, મળીઆ માત પિતાય. ૭

### રાગ ફેર.

ચદ્રહાસને પરણ્યો સાંભળ્યો જ્યારે, દંત વચ્ચે લેઇ જીવ્યા હણે;
ધૃષ્ટબુદ્ધ પ્રધાન વિમાસે, કુલિદ બાધી મેં આણ્યો શી આશે. ૮
જો પેર જાણશે ચદ્રહાસ, તતક્ષણ મારો કરશે નાશ;
તેડ્યા સેવક ને પ્રધાન, કુલિદને બહુ દેજો માન. ૯
વેગે કરી કરો એ કામ, સતોખી વળાવો એને ગામ;
સેવકજન ચાલી ગયા, કરજોડીને ઉભા રહ્યા. ૧૦
ધૃષ્ટબુદ્ધે કહ્યા છે પ્રણામ, સ્વામી સુખે પધારો ગામ;
અશ્વ ગજરથ મહાપ્રોઢ, તેણે ચઢી જાઓ આરૂઢ. ૧૧
સ્વામી રીસ ન કરશો ધણી, ધૃષ્ટબુદ્ધે કરી છે વિનતી;
ધૃષ્ટબુદ્ધે કહ્યુ છે કહેજો કાજ, સુખે કરીને કરજો રાજ. ૧૨
પછે કુલિદને વિનતા પૂછે સહી, એ વાત કેમ અવળી થઈ;
દુષ્ટપણું જેને રુદે આવીયુ, વિનય વચન તેણે કેમ કહાવીયું. ૧૩

---

*બક્ષીસ.

મેધાવતી કહે સાંભળો કંથ, અમે તો જાણ્યું વૃત્તાંત;
સ્વામી મન આણો વિશ્વાસ, કુશળ પુત્ર છે ચંદ્રહાસ. ૧૪
વિનય વચન સેવકનાં સુણી, રાણી મનમાં હરખી ઘણી;
અંતરસુ રળિયાત થયાં, રથે બેસીને બેહુ આશ્રમ ગયાં. ૧૫

## કડવું ૧૯ મું.

### રાગ ભુપાલ ગોડી.

નારદ કહે સુણો અર્જુન, સર્વ ઉપાય પ્રધાન કરવા મંન;
કોને હૈડે હર્ખ ના માય, પછે પૂરમાં ચાલ્યા આવ્યા રાય. ૧

### ઢાળ.

ચંદ્રહાસને સૈન્યા ઘણી, પિતા તેડાવ્યા તાસ રે;
મેધાવતી માતા સંધાત, આવીયાં અતિ ઉલ્લાસ રે. ૨
કુલિંદ ભેટયા પુત્રને, ઉલટ અંગ ના માય રે;
ઘેર ઘેર ગોડી ઉછળે, મોતીએ ચોક પૂરાય રે. ૩
નારદ કહે અર્જુનને, એહેવો એ હરિનો દાસ રે;
શાલિગ્રામની સેવા થકી, રિદ્ધ પામીયો ચંદ્રહાસ રે. ૪
ગૌહત્યા બાળહત્યા કો કરે, કરે સ્ત્રીહત્યા જેહ રે;
તીર્થ ભૂમંડળતણાં, તાંહાં ગયે જે ફળ હોય રે. ૫
શાલિગ્રામને પૂજતાં, નર નિશ્ચે પામે તેહ રે;
શાલિગ્રામનો મહિમા ઘણો, મુખે કહ્યો નવ એહ રે. ૬
એહેવું કહી અર્જુનને, પછે સંચર્યાં ઋખિરાય રે;
અર્જુન કેરા અશ્વનો, તેહેનો શો થયો ઉપાય રે. ૭

### ઉથલો

થયો શો ઉપાય, ચંદ્રહાસે શી પેરે ગ્રહ્યો;
વિસ્તાર તે સર્વ કહો માંડી, કુંતલપુરમાં કેમ ગયો. ૮

## કડવું ૨૦ મું

### રાગ પંચમ.

જૈમુનિ એમ ઓચરે, સુણુ જન્મેજય મહારાજ રે;
અશ્વ બે અર્જુનના, ગયા કુતલપુર રાજ રે. ૧
તે દીઠા પુત્ર ચદ્રહાસને, તે ગ્રહી લાવ્યા નગર મોઝાર રે;
જઇ સંભળાવ્યું તાતને, સ્વામી વિનતિ અવિધાર રે. ૨

### ઢાળ.

વિનતિ અવિધારો અમારી, સ્વામી આગ્નશ દો અમ આજ રે;
અશ્વ ગ્રહ્યો અર્જુનનો, કહો શું કરશો કાજ રે. ૩

ચંદ્રહાસ એહેવું સાંભળી, ઉલટ અંગ ન માય રે;
કૃષ્ણનું દર્શન થાશે, સાથે હશે પારથરાય રે. ૪
અશ્વ બાંધી મોકલ્યો, પછે સાંહાંમા મળવા જાય રે;
તેણે સમે અર્જુન સાથે, બોલ્યા ત્રિભુવનરાય રે. ૫
અર્જુન તુને કહ્યું નારદે, જે નારાયણનો દાસ રે;
દર્શન કરો તેહનું, આ પેલો આવે ચંદ્રહાસ રે. ૬
શ્રી કૃષ્ણ હેઠા ઉતરી, સાહામા ચાલી જાય રે;
ચંદ્રહાસ દંડ પ્રણામ કરીને, લાગ્યો હરિને પાય રે. ૭
અન્યોઅન્ય આલિગન દેઇને, ભેટ્યા ત્રિભુવનરાય રે;
આજ તુજ મોટો ભક્ત મારે, થયો નથી નહિ થાય રે. ૮
પછે પિતાંબરે પારથને, જઈ મેળવ્યા ચંદ્રહાસ રે;
અન્યોઅન્ય આલિગન દેઈને, ભેટ્યા હરિના દાસ રે. ૯
અર્જુન કહે ચંદ્રહાસને, વૈષ્ણવ સર્યાં અમ કાજ રે;
એ યજ્ઞ કોટી કોટ માહરે, હવા પૂરણ આજ રે. ૧૦
શ્રી કૃષ્ણ તે અર્જુન સાથે, સૈન્યા સહિત પરવર્યાં પૂર માંહે રે;
ચંદ્રહાસ તે પાછળ આવે, ચમર ઢાળતો તાંહે રે. ૧૧
મહોચ્છવ ભગવંતના, ઠામ ઠામ ચાલતા થાય રે;
ધૃષ્ટબુદ્ધ પ્રધાન મદન બેહુ, લાગ્યા હરિને પાય રે. ૧૨
ચંદ્રહાસે સર્વ રાજ્ય રિદ્ધ, શ્રીકૃષ્ણને અર્પણ કીધ રે;
ડંડ પ્રણામ કરી ચરણે નમ્યો, ચર્ણામૃત તવ લીધ રે. ૧૩
શ્રીકૃષ્ણે પાછું આપ્યું, ચંદ્રહાસ પુત્રને રાજ્ય રે;
ચદ્રહાસ સાથે સંચર્યા, શ્રીકૃષ્ણ સેવા કાજ રે. ૧૪
ત્રણ દિવસ કુતલપુર રહ્યા, અશ્વ સંચર્યાં મેલ્યા તેહ રે;
આગળથી પછે અશ્વ સંચર્યા, ઉત્તર દિશાએ ગયા તેહ રે. ૧૫
એ કથા ચંદ્રહાસની, જે સાંભળે નર ને નાર રે;
તેહેને કૃપા હો શ્રીકૃષ્ણની, ઓદ્ધારે શ્રીમોરાર રે. ૧૬

### ઉથલો.

ઓદ્ધારે શ્રી મોરાર રે, તેહેને સંસારનો ફેરો ટળે;
કરજોડીને ભોજો ભણે, એક મંન જે સાંભળે.* ૧૭

* ભોજભક્ત કૃત આ કાવ્યની ત્રણ પ્રતપરથી સુધારી અત્ર આપ્યું છે. એક પ્રત રા. છગનલાલ રાવળ પાસેથી વિક્રમ સંવત ૧૯૧૫ ની લખેલી, બીજી પ્રત સ્વર્ગવાસી ડભોઈના ડાકતર વિજભુખણદાસ માર્ફતે વિક્રમ સવત ૧૯૧૨ ની લખેલી અને ત્રીજી પ્રત અપૂર્ણપરથી આ કાવ્ય તૈયાર કર્યું છે. રા. રાવળની ને ડા. ની પ્રત ઘણી અશુદ્ધ છે. ત્રીજી પ્રત શુદ્ધ છે, પણ તે અપૂર્ણ છે, તેમ વચ્ચે વચ્ચેથી પાનાં ફાટી ગયાં છે.

# વલ્લવ.

—✿✿✿✿—

## ગરબી ૧ લી.

વાંકા રે વાંકા શું રે હીંડો છો, આવડઃ શું ગુમાનજી;
પરનારીને અંગે અડકો, નથી વળી કાંઈ સાન. જોઇને ચાલોજી. ૧
નારી તું તારા મનમાં વિમળ છે, હું છું નાહનું બાળજી;
કેમ કરી મુને મોહોટો જાણી, જૂઠું ચઢાવે આળ. જોઇને ચાલોજી. ૨
નાહના છો પણ ગુણ મોહોટાના, નારી વિના કોણ જાણેજી;
અંગે અડકીને વિમળ કીધાં, માર્યાં લોચન બાણે. જોઇને૦ ૩
નારી તું પુરુષથી અળગી, અળગા અળગી ચાલોજી;
વલ્લવના પ્રભુ હસીને બોલ્યા, હાવે મળીશું કાલે. જોઇને૦ ૪

## ગરબી ૨ જી.

ઉભા રહો વિનતિ સાંભળજો, કાલે વહેલા મળજોજી;
વેણુ તમારાં મીઠાં લાગે, વચન બોલ્યાં તે પળજો. વહાલા મળજોજી. ૧
અબળાનું અડબગ બોલવું, નંદકુંવર છો નાનાજી;
ચતુર થઈ હૈડે શું ચુકો, જાઓ છો હમારાથી છાના. વહાલા૦ ૨
આ વર્ણાગી મેં સર્વે જાણી, જોયા તમારા ઢંગજી,
શાંત વિના જે માણુસ કહીએ, તેહ ના અડકે અંગ. વહાલા૦ ૩
તમારા તે બોલ્યા ઉપર, અમને તે ધા વાગેજી;
વલ્લવ નંદ પ્રભુ હરિને હર્ખ્યાં, પ્રભુજી પાવલે લાગે. વહાલા૦ ૪

## ગરબી ૩ જી.

પાયે લાગી ગોપી બોલ્યાં, નંદકુવર સાંભળજોજી;
વૃંદાવંનને મારગ જાતાં, નીત નીત સંભાળજો. બોલ્યુ પળજોજી. ૧
શા શા મસે મોહનજી, હું તો મહી વેચવા આવુંજી;
નંદકુવર સામા મળો તો, હેત કરી બોલાવું. બોલ્યુ૦ ૨
વદન કમળ શામળિયા તારું, નિરખી આનંદ પામીજી,
સહીયેરમાંહે સમોતાં થઇએ, સંસારનું દુઃખ વામી. બોલ્યું૦ ૩
કઠણ વચન કહ્યાં હોય તે, ક્ષમા કરો મહારાજજી;
વલ્લવનંદ પ્રભુ બેહુ કરજોડી, એમ બોલ્યાં વ્રજનાર. બોલ્યું૦ ૪

## ગરબી ૪ થી.

વળતા બોલ્યા નંદકુંવર તે, સાંભળિયે વ્રજનારજી;
રંક થઈ ગોકુળમાંહાં રહીએ, તમોતણે આધાર. કહે મોરારીજી. ૧

ઈંદ્ર ઈંદ્રાદિક શિવ સનકાદિક, શેષ ના જાણે પારજી;
ગાયતણા ગોવાળા થઈને, નવ લખ ચારું ગાય. કહે૦ ૨
આ વ્રજનારી સહુકો સારી, તમ સરખી નહિ વહાલીજી;
એમ કહી મુને આવી તેડી, કંઠે બાંહુડી ઘાલી. કહે૦ ૩
હેત કરી આલિંગન ચુંબન, બહુ પેરે લીધાંજી;
વલ્લભ નંદકુંવર સંગ રમતાં, કારજ સઘળાં કીધાં. કહે૦ ૪

પદ ૧ લું—રાગ કાફી.

રઘુકુળ માણુ, રામચંદ્ર રણુધીર ચઢ્યા વરઘોડે;
સહુ સજ થઈ, અનુજ ભરત શત્રુઘ્ન લક્ષ્મણ જોડે. ટેક.
ગુરુ વશિષ્ટ સંગ લીધે રાયજી, ઘણું ઉલટ અંગ ના માયજી;
બહુ ભીડ પોળે ના સમાયજી. રઘુકુળ૦ ૧
ચતુરંગની સૈન્યા સંગ થઈ, તેહેની ઉપમા નવ જાયે કહી;
બડભાગી નિરખે ઊભા રહી. રઘુકુળ૦ ૨
તાંહાં પંચ શબ્દ વાજા વાજે, વળી નભ વિષે દુંદભી ગાજે;
ઉડે આતશબાજી બહુ રાજે. રઘુકુળ૦ ૩
સુણી નાદ ધસ્યાં જોવા નારી, જોયા રઘુકુળકેતુ નેંણા ઠારી;
સિંધુસુતાસુત નાખે વારી. રઘુકુળ૦ ૪
આવ્યા મંડપ રાય જનક તણે, નર નારી પ્રેમે ગીત ભણે;
શી શી સામગ્રી પાકની ગણે. રઘુકુળ૦ ૫
પછે થાળ પૂરી પોંકણુ લીધાં, તાંહાં આડાં અંતરપટ દીધાં;
ઈંડી પિંડી ઉવરણાં કીધાં. રઘુકુળ૦ ૬
વર પોંકીને માહેરે લાવ્યા, ગુરુ શતાનંદ પાસે આવ્યા;
સંગે સીતાજીને પધરાવ્યાં. રઘુકુળ૦ ૭
આણી સન્મુખ પધરાવ્યાં સીતા, પાસે દંપતી બેઠાં માતા પિતા;
તાંહાં ચર્ણ પખાળી રાય જગજીતા. રઘુકુળ૦ ૮
હવો હસ્તમેળાપ શોભા સરે, સ્વસ્તિ વાચન શતાનંદ કરે,
વ્યોમ વિબુધ કરથી કુસુમ ઝરે. રઘુકુળ૦ ૯
વર્ત્યાં મંગળ ને યુવતી ગાયે, સાવિત્રી આદિ બહુ ભીડ થાયે;
બલીહારી દાસ વલ્લભ જાયે. રઘુકુળ૦ ૧૦

પદ ૨ જું—રાગ કાફી.

સુણ સાહેલી, રામચંદ્રને નિર્ખો મન આનંદ ભરી;
જશે અવધપુરી, ત્યાર પછે પસ્તાશો મન વિચાર કરી. ટેક.
લો લોચન લા'વો રાય નિરખો, સહુ જાયે ઘણું હેયે હર્ખો;
લ્યો મોતિ થાળ ભરી વરખો. સુણ૦ ૧

ઘેર ઘેરથી સહુ નીકળી નારી, રામચંદ્ર નિહાળવા સ્નેહ ભરી;
તે કથવાને સારદા હારી. સુણુ૦ ૨
કુળ મર્જાદા સર્વે ભુલી, ઘણું પ્રેમ વિવશ થઈ મંન ફુલી;
ના પાલક પડે રહ્યાં નયન ખુલી. સુણુ૦ ૩
ધરી ધીરજ સખી સહુ એમ કહે, જુઓ ભાગ્ય સીતાનું કવણુ લહે;
જેનું શિવ બ્રહ્મા દર્શન ચહે. સુણુ૦ ૪
કરી દર્શન સહુ ઘર ઘર જાયે, કહે ધન્ય ધન્ય જનકરાયે;
દાસ વલ્લવ ગુણુ પ્રભુના ગાયે. સુણુ૦ ૫

### પદ ૩ જું—રાગ કાફી.

રઘુકુળ મણિ, મહારાજ દશરથજી અવધપૂરી આવ્યા;
સંગ દુલહની, રામ સહિત સહુ ભ્રાતને મન ભાવ્યા. ટેક.
બાંધ્યાં તરીયાતોરણુ મહામણિ, શેરી સુગંધે સીંચી ઘણી;
ગાય મંગળ ગીત સોહાગણી. રઘુકુળ૦ ૧
તાંહાં પંચ શબ્દ વાજા વાજે, તેહેના પરછંદા ગગને રાજે;
દેવ દુંદુભી આકાશે ગાજે. રઘુકુળ૦ ૨
તાંહાં ચારે ભ્રાત ચઢ્યા વરઘોડે, સંગ સૈન્ય સકળ લીધુ જોડે;
છેલ સંગ સખા શોભે મોડે. રઘુકુળ૦ ૩
ફરી અવધ બીથુની જાનજ શોતી, નારી ઝરુખે શોભા જોતી;
ગાય ગીત વધાવે લેઈ લેઈ મોતી. રઘુકુળ૦ ૪
આવ્યા રાજ્યદ્વાર લક્ષ્મણુ રામ, સંગ ભરત શત્રુઘ્ન ગુણુધામ;
છબી જોઈ ચારે મૂકી મામ. રઘુકુળ૦ ૫
હોંસે માતા લીધા પાંકી પ્રીતે, વધુ મંગળ થાળ ભરી રીતે;
શોભા સાર બની યુવતી ગીતે. રઘુકુળ૦ ૬
આવ્યા ભ્રાત સહિત મંદિરમાં વળી, સંગ દુલહની રૂપ ના જાયે કળી;
કરી લોક વેદ કુળ રીત ભલી. રઘુકુળ૦ ૭
કરે પુષ્પવૃષ્ટિ આ સુરરાય, લેઈ આજ્ઞા સહુ ઘેર જાય;
સહુને હર્ષ ઘણો અંગે ના માય. રઘુકુળ૦ ૮
જે કો રામચંદ્ર લીલા ગાશે, તેહનાં પાતક સહુ પલયે થાશે;
કહે વલ્લવ તે વૈકુંઠ જાશે. રઘુકુળ. ૯

### પદ ૪ થું.

અરે જીવ જપી લે જગદાધાર રે, પગથીયું છેલ્લું છે;
આ મનુષ્યાદેહ અવતાર રે, પગથીયું છેલ્લું છે. ૧
ચેતી ચઢી જા થઈ શમશેર રે, પગથીયું છેલ્લુ છે;

ટળે લક્ષ ચોરાસીનો ફેર રે, પગથીયું છેલ્લું છે. ૨
ફરી નહીં આવે આવો લાગ રે, પગથીયું છેલ્લું છે;
તારો અપૂર્વ કરમાશે બાગ રે, પગથીયું છેલ્લું છે. ૩
તારા બાળકપણાનો રંગ રે, પગથીયું છેલ્લું છે;
તેના પાપનો રંગ તારે અંગ રે, પગથીયુ છેલ્લું છે. ૪
તેને ધોવાનો એક ઉપાય રે, પગથીયું છેલ્લું છે;
લે સ્મરણી કર માંહ્ય રે, પગથીયું છેલ્લું છે. ૫
રામ નામની દેજે ઝીક રે, પગથીયું છેલ્લું છે;
તારી ટળશે જનમની બીક રે, પગથીયું છેલ્લું છે. ૬
ભર્યું ભજન રૂપી જળ રે, પગથીયું છેલ્લું છે;
તેમાં દેહી થશે નિર્મળ રે, પગથીયું છેલ્લું છે. ૭
કરો જ્ઞાન દીપક વિદ્યાય રે, પગથીયું છેલ્લું છે;
વારે વારે વલ્લવ ગુણ ગાય રે, પગથીયું છેલ્લું છે. ૮

---

# ભટ્ટ વલ્લભ.

### પદ ૧ લું.

પાટણવાડુ માનું પ્રગણું રે મા;
વસીયાં ચુવાલચોક રે, બાળી મા બહુચરા રે. ૧
ફુલ કસબનો અંબે હો ઘાઘરો રે મા;
માને સાલુડે કસબી કોર રે; બાળી મા૦ ૨
લીલા તે જગનું અંબે હો કાપડું રે મા;
માને જગ મોતીનો હાર રે; બાળી મા૦ ૩
બાંહે બાજુબંધ હો બેરખા રે મા;
હાંરે માને કાંકણે રત્ન જડાવ રે; બાળી મા૦ ૪
લીલવટ ટીલડી અંબે હો શોભતી રે મા;
હાંરે માને ઝગમગ મોતીનો હાર રે; બાળી મા૦ ૫
પગે તે કડલાં અંબે હો શોભતાં રે મા;
માને કાંબીએ રત્ન જડાવ રે; બાળી મા૦ ૬
માથાં ગુંથ્યાં રે અંબે હો મીણીયાં રે મા;
હાંરે માને સેંથામાં શોભે સિંદુર રે, બાળી મા૦ ૭
ઓઢી પહેરીને અંબે હો સીધાવ્યાં રે મા;
માએ ભકતોની કીધી વાહાર રે; બાળી મા૦ ૮

ભટ્ટ રે વલ્લભની અંબે હો વિનતી રે મા;
માજી ઉતારોની ભવપાર રે. બાળી મા૦ ૯

પદ ૨ જું.

હુંતો બલીહારી, જાઉં વારી અંબે તારા નામને રે. ટેક.
આરાતેસુરમાં માજી અબા બિરાજે;
હોજી રે જીરે ગઢ પાવે તો મહાકાળી રે. જાઉં૦ ૧
દક્ષિણમાં તો દેવી તુલજાભવાની મા;
હોજી રે જીરે ચુવાળ બહુચર બાળી રે. જાઉં૦ ૨
પહેલા તે કરમાં માને ત્રિશૂલ સોહીએ મા;
હોજી રે જીરે બીજે તો નેજા ધારી રે. જાઉં૦ ૩
ત્રીજા તે કરમાં માને ખપ્પર સોહીએ મા;
હોજી રે જીરે ચોથે તો ઘંટા ધારી રે. જાઉં૦ ૪
ચતુર્ભુજની માએ શોભા વધારી મા;
હોજી રે જીરે સેવક લીધા ઉગારી રે. જાઉં૦ ૫
કર રે જોડી ભટ્ટ વલ્લભ કહે મા;
હોજી રે જીરે સેવક લેજો ઉગારી રે. જાઉં૦ ૬

---

# અખોભક્ત.

## જ્ઞાનોપદેશ.

કુંડલિયા.

સતકી સેન્યમે તેજ હે, સાહેર ઝલહળ પૂર;
ઉનકે મીન બતાય દેઉ, સુનહો સત ચતુર;
સુનહો સંત ચતુર, ડમરુધર ઉજવળ શામા;
જનક સનક શુક વ્યાસ, વસિષ્ઠ દત્તાત્રી રામા;
બ્રહ્માનદ ઉન દધીચી હનકે, મન કીયો ચકચૂર;
સંતકી સેન્યમે તેજ હે, સાહેર ઝળહળ પૂર.
કૃપા ભઈ ગુરુ દેવકી, તબ ચિહ્નયો આતમારામ;
ઘટ મઠ પટ સમ રસ ભયા, સુર સતંતર ધામ;
સુર સતંતર ધામ, ચામ દૃષ્ટે નહિ આવે
સુરત ભઈ લેહ લીન, દીપ જ્યુ અગન સમાવે;
બ્રહ્માનદ ભરપૂર મેટ, અટક રહે દો ઉચ શામ;
કૃપા ભઈ ગુરુ દેવકી, તબ ચિન્હયો આતમારામ. ૨

તત્વવેત્તા તત્વ જાનકે, પદારૂઢ ભયે એન;
એસે સેવાકે શૂર સુભટ્ટ, ભડ રહ્યા જ્યાં ભોમ;
સબ સ્થલ બોલન વાકે, આપ ગયા બીલાય;
કાયાકા કછુ ન કારન, લિંગ બિનાકી બાય;
સાચ નહિ તરન ને તારન, સહેજ સુભાવ આયા બિન;
અખા એશી સેન્ય તત્ત્વવેત્તા તત્વ જાનકે, પદારૂઢ ભયે એન. ૩

તત્ત્વજ્ઞ પુરુષકો સંગ, લિંગકો લેશ ન રાખે.
લેશ ન રાખે લિંગ, દંગ સબ વાકે ફરહી;
જેમ મેણુ મનિહાર, નારુકો મૂલ સો ટરહી;
જેસો હીંગકો બાસ, કણુકકો સત્વ ગુમાવે;
મણિ લાગે જેહી ડંખ, મોહોર મુખ ઝેર ગુમાવે;
બીજ મંત્ર સારે અખા, પૂરા નર જે જે ભાંખે;
તત્ત્વજ્ઞ પુરુષકો સંગ, લિંગકો લેશ ન રાખે. ૪

જીવ અપનો અજ્ઞાન, માન વહતહે મિથ્યા.
મિથ્યા વહતહે માન, કાન ગુરુ જ્ઞાન ન લાગે;
ભયો ન મૂળ ઉદ્યોત, જ્યોત આતમ નહિ જાગે;
ભમ્યો ભોવન સો તીન, કીન નહિ કહુ વિચારા;
મેં સો કોન કવન સો, પંડ ચલાવન હારા;
વિના વસ્તુ વિચાર અખા, ખટદર્શન બહુ પંથા;
જીવ અપનો અજ્ઞાન, માન વહતહે મિથ્યા. ૫

ઓર નહિ ઉપાય, સહાય બિના ગુરુ જ્ઞાની.
જ્ઞાની હે તોહે સહાય, કળા સો દેત અનેરી;
જ્યું વેદ્ય સલાકા મહેતી, પડળ ઉતારત ફેરી;
નેન નિર્મલ હોત, ઉદ્યોત હોત આતમ એસે;
અનુભવે હોત સાક્ષાત, પાત પક્ષ રહે ન લેસે;
નીજ પ્રતિત ઉપજે અખા, પૂરનતા અપની પાની;
ઓર નહિ ઉપાય, સહાય બિના ગુરુ જ્ઞાની. ૬

કરતાં શુદ્ધ વિચાર, પાર નર તતક્ષણુ પાવે.
પાર પાવનકી વિદ્યા, શુદ્ધ એહી અનુભે કીજે;
જેતો દેહ વિકાર, ભાર સબ દેહ શિર દીજે;
મેં તો અવ્યય અનૂપ, સદા અલેપક સાક્ષી;
પંચ પચીશ સત્તાએ, ચલત મુજ આક્ષી;
પ્રકૃતિ પુરૂષ વિવેક, છેક લોનીકે આવે;
અખા એ પરનાલિકા, પાર નર તતક્ષણુ પાવે. ૭

બંધ મોક્ષ નહિ પ્રાય, ભાર અપને સિર સેવે.
અપને સિર લેવે એહ, દેહકો હે સબ કરતો;
પાયા વિના વિવેક, માનત હે અન્ય આચરતો;
દેહ મલિન જડ રોગ, ભોગ સુખ દુઃખકો ભાંડો;
આત્મા અવ્યય અવિનાશી, પ્રકાશ કછુ છપે ન છાનો;
અખા વાત વિચાર, દોષ સબ દેહ સિર દેવે;
બંધ મોક્ષ નહિ પ્રાય, ભાર અપને સિર સેવે. ૮
દેહ દેહીકો વિવેક, છેક લોક રે સો જ્ઞાની.
જ્ઞાની કરત વિવેક, આપ વિચારત ન્યારો;
સબકો જીવન આપ, કોનો કો સાહારો;
ઇંદ્રિ દશ દશદેવ, ભૂત પંચ ચતુષ્ટે માયા;
તન્માત્રા સમેત કહ્યો, સબ કારન કાયા,
પ્રવર્તક સબકો અખા, હોત નહિ અબહુ માની;
દેહ દેહીકો વિવેક, છેકલો કરે સો જ્ઞાની. ૯
પ્રકૃતિ પુરુષ વિવેક, છેક મનસે જો પાવે.
એસો કરત વિચાર, સોહી નર જઠર ન આવે;
જઠર આયો સો કોન, અવનીયે અવની જનમી;
નીરે જન્મ્યો નીર, તેજ તે તેજકી કરની,
પવને જન્મ્યો પવન, ગગન કીનો આકાશા;
અચરજ સોહે એહ, દેહ દેખત ભયો સાંસા;
અખા શુદ્ધ વિચાર વિના, સહુસે સબ બોલ્યો ગાવે;
એસો કરત વિચાર, સોહી નર જઠર ન આવે. ૧૦
અખા પૂરનતા ચિહીને વિના, કલ્પત દુજી વાત.
કલપત દુજી વાત, આપ ભૂલેકી બાંની;
દષ્ટ પદારથ જેહ, સુરતહી જે જે ઠાંની;
ચિત્ત ચૈતન્ય કો અંશ, ગહન તામે ગરકાવે;
મણુ તાંબામાં હેમ પર્યો, કછુ હાથ ન આવે;
અતર આપા ભૂલ કે, ફ઼ાસફુસ સુરાત;
અખા પૂરનતા ચિહીને વિના, કલ્પત દુજી વાત. ૧૧
મૂલ તોલ રૂપ રંગ, ચીકનતા કછુ ન જાતો.
કછુ ન જાતો હેમ, પ્રેમ નીજ અપની ઓરુ;
ઘડત ભાજત ઘાટ, નેટ દુઃખ પાવન ભોરુ;
કારજ કારન એક, નેકતા હો તન ન્યારે;
કારજ જડ સ્વરૂપ, કારણુ સત્તાથી હારે;

ચિત્ત ચિદ્ ભિન્ન ન હોત, પોતકો દેખત તાતો;
મૂલ તોલ રૂપ રગ, ચીકનતા કછુ ન જાતો. ૧૨

અંતરના અવિલોક બિના, બાહેર રૂપકે લાલ સબ.
બાહેર રૂપકે લાલ, નામ રૂપનકે રાગી;
ભયો ન પોત પ્રકાશ, પરાતીતદેખ્યો ન જાગી;
કલપત દુર કીરતાર, આપ કર્મકે વશ જંતા;
ઐસી ચલી અનાદ્ય, નહિ કો કાલે અતા;
શીખ સુપૂરા ગુરુ મીલે, અખો કહે યોગમીલે તબ;
અંતરના અવિલોક બિના, બાહાર રૂપકે લાલ સબ. ૧૩

જ્ઞાની નર પરમેશ્વરસુ, રસબસ થઈ વર્તે સદા.
સદા રહે રસ રૂપ, આપન દેખે અલગુ;
મુકર મધ્ય ભાસો તજ, બિંબન અલગુ વલગુ;
તુજ ચલણે મુજ ચાલ, ફાલ તુજ બોલે બોલુ;
સબ તેરેહૈ ચહૈન, ગહૈન ગતે કરી ન ભૂલુ;
નિત્યા નિત્ય જાનત અખા, તત્ત્ર પુરુષ માણે મુદા;
જ્ઞાની નર પરમેશ્વરસુ, રસબસ થઈ વર્તે સદા. ૧૪

સહી કરી સાક્ષાત્, પૂરા નર તે પદે રહ્યા.
પદે રહ્યા પરમાણુ, અદ્રીવત આશે અચલ;
લોક ચૌદ લગી માંય, માયપર પદ તે નિશ્ચલ;
જેમ પારસ સ્પરશે ધાત, સાક્ષાત તે સોનું થાયે,
તમ પ્રકૃતિ કરે ચૈતન્ય, અતે તેમાંહી સમાયે;
માયા કેરા રંગ, માયા માંહી થયા ગયા;
અખા આપોપુ એન, પૂરા નર તે પદે રહ્યા. ૧૫

સકલ કૃત્યનું સાર, ભાર સમજણુમેં આણો.
સમજણુમાંહે બહુ વાત, મત હોયે પુરુષ જનની;
બોલણુહારો આપ, બીજી સર્વ શંકા મનની;
જાણી રહે સાક્ષાત, પાતક રસસેં સુણીયાં;
બ્રહ્મ કવચ કર દૂર, ઋષિ મુનિ જે જે ભણીયા;
સ્વે થઈ વર્તે સદા, એ નેડો ઉર જાણો;
સકળ કૃત્યનું સાર, ભાર સમજણુમેં આણો. ૧૬

આત્મ અર્ક ઉદયા વિના, કહો ઉદ્યોત કીનકુ ભયો?
ભયો નહિ ઉદ્યોત, જીન સૃષ્ટિ નઈ સમારી;
ભયો નહિ ઉદ્યોત, સુરજસેં શ્રદ્ધા ધારી;

ભયો નહિ ઉદ્યોત, જીન આગે જુગ જુગ વિચરણ્યો;
ભયો નહિ ઉદ્યોત, જીને અર્બુદ ક્ષુટ આચરણ્યો;
ભયો નહિ ઉદ્યોત, તજીને કૈલાસ અર્ક મલીયો;
અખા આત્મ અર્ક વિના, કહો ઉદ્યોત કીનકુ ભયો. ૧૭
બ્રહ્મ કવચ પેહેરે વિના, કાળ તેડે કો બચ્યો?
બચે ન શિવ બ્રહ્માય, ઉડાયન નવ ગ્રહ તારા;
શેષ ગનેશ દિનેશ, યક્ષ કિન્નર નર સારા;
ઇંદ્ર ચંદ્ર નરેંદ્ર, ઠોર દેવાંકે કેતે;
વીર દશે દિક્પાળ, જાહેર પેગંબર જેતે;
જે ધરી આએ કાય સો, સબ માયા રગ રચ્યો;
બ્રહ્મ કવચ પેહેરે વિના, કાળ તેડે કો બચ્યો? ૧૮
સર્વ અંગ સમ્યા વિના, જીવ જંજાળ જાતો નહિ.
જાતો નહિ જંજાળ, માન બડાઈ મનમાં;
અંતર હેત લોકાંઇ, જ્યુ દામનિ છપે ઘનમાં;
અવસર દેત દેખાય, જબ પાવત પ્રસંગા;
સ્થૂલ સંગી નર જેહ, દેહકે આવત સંગા;
અંતર મેં ભયો લીન સો, અંગ અંગ આતો નહિ;
સર્વ અંગ સમ્યા વિના, જીવ જંજાળ જાતો નહિ. ૧૯
ખરી રત ઉપજ્યા વિના, કારજ ખરો સરતો નહિ.
સરે ખરો તબ કાજ, બ્રહ્મ અતર મેં ધીકે;
જ્યું પજાવા આગ્ય, લાલ રંગ હોયે નીકે;
જ્યું ઉધેઇ કાષ્ટ, તાકો હોત કૃષ્ણાગર;
જેસેં પારા શુદ્ધ, ભેદત થાય ઉજાગર;
બ્રેહે વૈરાગ્ય આતુર ખરા, જાકે પાય ટીકે નહિ;
ખરી રત ઉપજ્યા વિના, કારજ ખરો સરતો નહિ. ૨૦
અજબ અખા સો જન હે, એસેહી વર્તત સદા,
વર્તત નહિ દેહ સંગ, ધ્યાન ન રાખત દુજે;
અધર રહત અમાન, અકળ કોઈ અનુભે સુજે,
દેહ ઈંદ્રિ બ્યાપાર, આપ તે દેખત ન્યારો;
ધરી ધુમ્ર દીન હોત, સુરજકુ લગે ન વિકારો;
દેહ વિકાર દેહ શિર દોયો, નહિ શોક માણત મુદા;
અજબ અખા સો જન હે, એસેહી વર્તત સદા. ૨૧
જ્ઞાન ભક્તિ ઓર યોગકે, માર્ગ તીન ઓર તીન લક્ષ.
તીન લક્ષ ઉર ધાર, સંસાર તે રહેત વિરાગ્યો;

અંતર આપા ટાર, તત્વસુ રહે તહે લાગ્યો;
યોગી આપા ટાર, જ્યું લો લાગે તારે ભક્તિકું;
ધ્યે ધ્યાતાય તબ, મીલત વનમાળી જ્ઞાનીકું;
સ્વે વિચાર અખા, નોહે પક્ષ પક્ષ;
જ્ઞાન ભક્તિ ઓર યોગકે, માર્ગ તીન ઓર તીન લક્ષ. ૨૨
સંત જો નિર્મલ હો રહે, જેસે અમલ અવિનાશ;
દર્શન કીજે તાહીકો, મીટે કાળકા ત્રાસ;
મીટે કાળકા ત્રાસ, પ્યાસ પ્યાસેકી ભાગે;
ઉપજે આત્મ જ્ઞાન, જાયે તૂર્યાતિત લાગે;
લાગ્યા રહે ગુરુ જ્ઞાનસે, અત્યંત હોત પ્રકાશ;
સંત જો નિર્મલ હો રહે, જેસે અમલ અવિનાશ. ૨૩

---

# હરિદાસ.

## કાળિકા માતાનો ગરબો.

દુંદાલો દુઃખ ભજનો, મહાકાળી રે; જે રે સદાય બાળે વેશ. પાવાવાળી રે.
ગણપતિને પાયે નમુ, મહા૦ મુખે માગુ સત્ય વચન. પાવા૦ ૧
સરસ્વતીને પાયે નમુ, મહા૦ મુજ ઉપર રાખો હેત. પાવા૦
સહાય કરો મા સરસ્વતિ, મહા૦ દેવીને ખેલ વશ પ્રવરેત. પાવા૦ ૨
પૂર્વે વાત જ નીપની, મહા૦ મુજ મુખડે ભાખુ એહ. પાવા૦
ચતુર દેશ ચપાવતી, મહા૦ વસે કરુણાનંદ જેહ. પાવા૦ ૩
નવતેરી નગરી વિષે, મહા૦ તેહેની શોભાનો નહિ પાર. પાવા૦
મહાલક્ષ્મી વાસો વસે, મહા૦ ત્યાંહાં દ્રવ્યતણો નહિ પાર. પાવા૦ ૪
ચોરાશી જેહનાં ચઉટાં, મહા૦ જેનાં બાવન છે બજાર. પાવા૦
ભુવન બારે અતિ ઘણા, મહા૦ વસે છે સુખીયા લોક અપાર. પાવા૦ ૫
અઢારે વર્ણ વાસો વસે, મહા૦ પ્રજાને પાળે ભૂપ. પાવા૦
પતાઈ પૂરનો રાજીયો, મહા૦ તેને રાણીઓ સોલ સુરૂપ. પાવા૦ ૬
જેને રાવત રાણા અતિ ઘણા, મહા૦ જેના બોતેર રાય ઉમરાવ. પાવા૦
પ્રધાન મોટો પરાક્રમી, મહા૦ અદેસિંગ ભાઈ ભૂપ. પાવા૦ ૭
સ્વામિ રાય રૂપે શોભતો, મહા૦ શોભે કામ તણો અવતસ. પાવા૦
મહાદેવી વસે અસમાનમાં, મહા૦ જાંહાં રાય તણો અવાસ. પાવા૦ ૮
દર્શન આવે અતિ ઘણા, મહા૦ દેવી કાલિને દરબાર. પાવા૦
દુઃખીયાંને સુખીયાં કરે, મહા૦ બ્રાહ્મણની પૂરે આશ. પાવા૦ ૯

ચતુર પુરુષ તે નરપતિ, મહા૦ જેનું ડહાપણુ અપરમપાર. પાવા૦
ડહાપણુ તે ડુબી ગયું, મહા૦ ચતુરાઈમાં ઉઠી વાટ. પાવા૦ ૧૦
તેને પ્રીત ઘણી પરનારસું, મહા૦ એ વિષે અદકું મન. પાવા૦
પાપ એનું પ્રગટ થયું, મહા૦ તે પડ્યું પોતાને તન. પાવા૦
લખ્યા લેખ મીટે નહિ, મહા૦ કરીએ જો કોટી ઉપાય. પાવા૦ ૧૧
આસો માસ આવીયો, મહા૦ આવ્યા નવરાત્રીના દંન. પાવા૦
નારી તે સહુ ગરબે રમે, મહા૦ મનમાં ઘણો આનદ. પાવા૦ ૧૨
એક દિવસ એમ નિપન્યુ, મહા૦ મહાદેવી ગયાં રમવા આપ. પાવા૦
પતાઈની નારી વિસ્મય થઈ, મહા૦ માનો રમતા જોયો પ્રતાપ. પાવા૦
સ્વરૂપ જોઇ માતાતણું, મહા૦ નારીમાં થઈ બહુ વાત. પાવા૦ ૧૩
ચચળ નાર પતાઈ તણી, મહા૦ જે સોલ તણી સરદાર. પાવા૦
મહા સુઘડ શિરોમણુ સુદરી, મહા૦ રાય આગળ અદકો અધિકાર. પાવા૦ ૧૪
તે નારી મોહેલે પરવરી, મહા૦ જ્યાં બેઠો નીજ ભર્તાર. પાવા૦
કરજોડી કહે કામિની, મહા૦ સાંભળિયે અમ ભર્તાર. પાવા૦ ૧૫
એક નારી આવી નરપતિ, મહા૦ તેહેના રૂપતણો નહિ પાર. પાવા૦
બત્રીશ લક્ષણી ગુણ આગલા, મહા૦ * * * પાવા૦ ૧૬
અદ્‌ભૂત રૂપ અતિ ઘણું, મહા૦ જેનું વીજળી સરખું તન. પાવા૦
જેમાં ચૌદ વિદ્યા ચોસેઠ કળા, મહા૦ ભેદ જાણે ચોરાશી આસન. પાવા૦ ૧૭
જાણે સાવિત્રી કે સરસ્વતિ, મહા૦ કે કમળાનો અવતાર. પાવા૦
રૂપ જોઈ વિસ્મય થયાં, મહા૦ એવી કારમી દીસે નાર. પાવા૦ ૧૮
શરદ પૂનમ સરખો ચાંદલો, મહા૦ કાંઈ કારમી દીસે કાય. પાવા૦
સુણી વાત રાય વિસ્મે થયો, મહા૦ મન આકુલ વ્યાકુલ થાય. પાવા૦ ૧૯
પાપીને ઉપની બુદ્ધિ પાપની, મહા૦ મૂરખને મોટી હોડ, પાવા૦
ઉલટ અંગે અતિ ઘણો, મહા૦ કાલે નિર્ખું એ ઉત્તમ નાર. પાવા૦ ૨૦
તે રાયે રજની નિર્ગમી, માહા૦ પછી થયો પ્રાતઃશુદ્ધ. પાવા૦
દીસે દીનકર દામણો, મહા૦ વિનાશે વિપરિત બુદ્ધ. પાવા૦ ૨૧
દુઃખે દિવસ નિર્ગમ્યો, મહા૦ પછી થયો સંધ્યાકાળ. પાવા૦
શણગાર સજી સજ્જ થયાં, મહા૦ પતાઈની રાણીઓ સોલ. પાવા૦ ૨૨
રાત પડી ને રવિ આથમ્યો, મહા૦ ઘેર ઘેરથી નિસરી નાર. પાવા૦
અમૂલ્ય આભ્રણ વસ્ત્ર ઓઢીયાં, મહા૦ ધર્યા મોતીના શણગાર. પાવા૦ ૨૩
ગરબા ગાય આનંદસું, મહા૦ રાય ઉભો તેણે ઠાર. પાવા૦
સુવર્ણ તોડો પગ વિષે, મહા૦ મોજડીઓ પહેરી ચરણ. પાવા૦
અમૂલ્ય માથે મોળીઉ, મહા૦ કંઈ કનક છરી કર ગ્રહણ. પાવા૦ ૨૪
અહંકાર છે મન અતિ ઘણો, મહા૦ જુએ ત્યાં નારીની વાટ. પાવા૦
ત્યાં વાર લાગી છે માતને, મહા૦ પાપીને થાય ઉચાટ. પાવા૦ ૨૫

મા પાવા તે ગઢથી ઉતર્યાં, મહા૦ એણે સોળ ધર્યા શણગાર. પાવા૦
સકળ અંગે શોભતા, મહા૦ તેની શોભાનો નહિ પાર. પાવા૦ ૨૬
કમળનેન વિશાળ છે, મહા૦ કાંઇ ટપકું કીધું ગાલ. પાવા૦
અણીયાલી આંજી આંખડી, મહા૦ કેસર કીધી આડ કપાળ. પાવા૦ ૨૭
અમૂલ્યક આભ્રણ પહેરિયાં, મહા૦ અંગ કરતૂરી લેપ સાર. પાવા૦
અમૂલ્યક હાર હીરાતણા, મહા૦ તેના તેજ તણો નહિ પાર. પાવા૦ ૨૮
હાસ્ય વદન મૃગલોચની, મહા૦ જાણે સૂર્ય પામ્યો ઉગ્યો જામ. પાવા૦
સોભાગ્યવંતી સુંદરી, મહા૦ સુંદર રૂપનું ધામ. પાવા૦ ૨૯
તાંહાં ભગવતી એમ બોલીયાં, મહા૦ સંગાત મોટી બહેન મા. પાવા૦
એ વાત જવા દો વીનતા, મહા૦ કાંઇ રમવું ન માનવી સાથ. પાવા૦ ૩૦
કહ્યું મારું માનીએ, મહા૦ કુમતિ કલિના લોક. પાવા૦
વાર્યાં વીનતાએ ના કર્યાં, મહા૦ ઘણા ગરબે રમવાનો કોડ. પાવા૦
ગિરિ શિખરથી ઉતર્યાં, મહા૦ ગયાં રાણીઓ રમતી ઠાઠ. પાવા૦ ૩૧
નરપત બેઠો હતો નિર્ખવા, મહા૦ નિર્ખ્યું માનનિનું રૂપ. પાવા૦
અંગ રંગ ને આંખડી, મહા૦ જોઈ વિસ્મય પામ્યો ભૂપ. પાવા૦ ૩૨
નારી નહિ કોઈ દેવાંગના, મહા૦ નહિ કોઈનામાં એવું રૂપ. પાવા૦
વાત ખરી વીનતાતણી, મહા૦ * * * *. પાવા૦ ૩૩
રૂપ જોઇને ભૂલ્યો રાયજી, મહા૦ તેને વાગ્યું મોહનું બાણ. પાવા૦
કામ વશ તહી થઈ ગયો, મહા૦ વિપરિત બુદ્ધિથી થઈ હાણ. પાવા૦ ૩૪
રમતાં રજની ગઈ ઘણી, મહા૦ પછે માતા થઈ વિદાય. પાવા૦
ગરબે રમીને માવડી, મહા૦ પોતાને મદીર જાય. પાવા૦ ૩૫
પાપી તે પુઠળ પરવર્યો, મહા૦ જઇ ઝાલ્યો માતનો પાણ. પાવા૦
કોણ તણી તું પ્રેમદા, માહા૦ અમ પાપી બોલ્યો વાણ. પાવા૦ ૩૬
માગ માગ રે તું માનવી, મહા૦ જે વાતે સુખ થાય. પાવા૦
સુખી કરો મને સર્વથી, મહા૦ મુજ સાથે સ્નેહ બધાય. પાવા૦ ૩૭
ત્યારે ક્રોધ કરી કહે માવડી, મહા૦ મૂર્ખ વિચારીને બોલ. પાવા૦
ધન લક્ષ્મી ને દીકરા, મહા૦ તુંને આપું એ મારો કોલ. પાવા૦ ૩૮
ફરી માગ રે માનવી, મહા૦ જે વાતે સુખીયો થાય. પાવા૦
સુખી કરો મારી વ્યથા, મહા૦ મુજ સાથે જો પ્રીત તુજ બંધાય. પા૦ ૩૯
ચેત ચેત રે અભાગીયા, મહા૦ તારું જશે જડામૂળથી રાજ. પાવા૦
અધર્મિ બોળશે કુળ તાહેરું, મહા૦ દુષ્ટ બુદ્ધિ કરની ત્યાજ. પાવા૦ ૪૦
અધર્મિ ઉપનો અવની વિષે, મહા૦ તારું આવડું દીસે છે જોર. પાવા૦
મર્જાદા ના ગણી માહરી, મહા૦ છે નારીનો તું ચોર. પાવા૦ ૪૧

પૂર તારૂં પ્રલય થશે, મહા૦ કહી માતા પધાર્યાં ભોમ. પાવા૦
એક માસમાં ઉંધુ થશે, મહા૦ ઉતરશે તારા સઉ રોગ. પાવા૦ ૪૨
રાણો તે મંદિર પરવર્યો, મહા૦ પાપી પતાઇએ ઘસિયા હાથ. પાવા૦
મહા દુઃખી થઈ મંદિર ગયો, મહા૦ મનમાં કંપ્યો રાયનો સાથ. પાવા૦ ૪૩
તિરસ્કાર કીધો નારે ઘણો, મહા૦ જે જઇ કહી રામાને વાત. પાવા૦
હિંમત રાખો રાયજી, મહા૦ કર્મથી થયો છે હવે ઘાત. પાવા૦
કબજો કીધો રાયજી, મહા૦ જાંહાં માનવનો પ્રવેશ. પાવા૦ ૪૪
કબજો કીધો અતિ ઘણો, મહા૦ બુડીએ દરવાજે શમશેર. પાવા૦
માંચીમાં મૂકયા બહુ રીછડાં, મહા૦ કાંઇ રાવત સોલ હજાર. પાવા૦ ૪૫
શોકાતુર સર્વે થઈ રહ્યું, મહા૦ મનમાં તે બ્હીન્યો રાય. પાવા૦
કાંહાં જાઉં ને કહાં રહું, મહા૦ ના સુઝે એકુ ઉપાય. પાવા૦
હિંમત રાખે અતિ ઘણી, મહા૦ પણ મનમાં મહા સતાપ. પાવા૦ ૪૬
દિલમાં તે દુઃખી થઈ રહ્યો, મહા૦ એમ દિન વીત્યા દશ વીશ. પાવા૦
વીશ દિવસ પૂરા થયા, મહા૦ વાયદાની આવી નિશ. પાવા૦ ૪૭
કંઈ નગર વિષે ચિંતા થઈ, મહા૦ ત્યારે કાંપ્યા પૂરના લોક. પાવા૦
શત્રુને સુખ ઉપન્યું, મહા૦ સજ્જનને પડીઓ શોક. પાવા૦ ૪૮
કૌતુક કીધું દેવીએ, મહા૦ તાંહાં રોહીલાની સખ્યાય. પાવા૦
ગેબી લશ્કર આવીયું, મહા૦ નિશાને વળીયા ધાય. પાવા૦
પૂરવાસી ચેતાવીયા, મહા૦ તેને દયા કરી દિલમાંય. પાવા૦ ૪૯
નગરલોક નાશી ગયા, મહા૦ પછી વર્ત્યો હાહાકાર. પાવા૦
કૌતુક દેખી રાયજી, મહા૦ કરી પેગામ તેણી વાર. પાવા૦ ૫૦
છજે ચઢીને નિહાળીયું, મહા૦ રોહીલાની બહુ સંખ્યાય. પાવા૦
રાવત રાણા ટોળે મળ્યા, મહા૦ ના સૂઝે એકુ ઉપાય. પાવા૦ ૫૧
પ્રલય તે કરવો માતને, મહા૦ ના સૂઝે એકુ ઘાટ. પાવા૦
એ વાત જાણી છે રાયજી, માહા૦ બુડીયાનાં દીધાં કમાટ. પાવા૦
માંચીમાં મલ્લયુદ્ધ મચ્યું, મહા૦ યુદ્ધનો વાગ્યો દાટ. પાવા૦ ૫૨
સમસ્ત રાણા રોળિયા, મહા૦ પ્રલય થયા બોતેરસેં બે ધાર. પાવા૦
સૈન્ય નાશ જાણી પોતાતણું, મહા૦ રાયે રાણીઓ કાઢી બહાર. પાવા૦ ૫૩
ખડગ લેઈ હાથમા, મહા૦ મસ્તક છેદયાં તે વાર. પાવા૦
ખટ જમર પૂરા થયા, મહા૦ માએ બીજો કીધો આહાર. પાવા૦ ૫૪
રાવત રાણા ઢોળીયા, મહા૦ પાપી માર્યો તે વાર. પાવા૦
કાંઈ એક શોધ્યા રોહીલે, મહા૦ કાંઇક ગયાં ખપ્પર સાર. પાવા૦ ૫૫
એમ પ્રલય કાળ વર્તાઈ રહ્યો, મહા૦ ઉતાર્યો ભોમિનો ભાર. પાવા૦
વેણ પોતાનું પાળીયું, મહા૦ માએ બીજો કર્યો હોકાર. પાવા૦ ૫૬

પગ ડાબે પાવાગઢ તોડીયો, મહા૦ સુધનવા કહે શિક્ષાય ? પાવા૦
હાવે ક્રોધ તજો તમો માવડી, મહા૦ હાવે દયા કરો દિલમાંય. પાવા૦ ૫૭
આદ્યશક્તિ તું ઈશ્વરી, મહા૦ નવખંડે તારૂં નામ. પાવા૦
પાપીને પ્રલય કર્યો, મહા૦ તમે કર્યાં જગતનાં કામ. પાવા૦ ૫૮
ચંડ મુંડ રગદોળીયા, મહા૦ દૈત્યોના લીધા પ્રાણ. પાવા૦
મહિષાસુર મોટો હણ્યો, મહા૦ અંબા છો ચતુર સુજાણ. પાવા૦ ૫૯
તું અંબા તું કાળકા, મહા૦ કાંઇ બહુચર તારૂં નામ. પાવા૦
કોંકણ દેશમાં તુલજા, મહા૦ તમો કરો અણધાર્યાં કામ. પાવા૦ ૬૦
જગદંબા આજુ શું કહું, મહા૦ તમે ક્રોધ શમાવોને માય. પાવા૦
ક્રોધ રૂપ કર્યું માવડી, મહા૦ કોઇ ના રહ્યા રાણા ને રાય. પાવા૦ ૬૧
પછે ક્રોધ તજ્યો માવડી, મહા૦ રોહિલા સમાવ્યા ક્ષણ માય. પાવા૦
રણતુર બહુ મચાવીયું, મહા૦ ગુણ માતના હરિદાસ ગાય. પાવા૦ ૬૨
એ પાપી પ્રલય થયો, મહા૦ તેની જગમાં ચાલી વાત. પાવા૦
લખ્યા લેખ કહો કેમે મટે. મહા૦ જેના લખીયા લેખ લલાટ. પાવા૦ ૬૩
કવિતા ચાલી લોકમાં, મહા૦ પતાઇએ ખોયું રાજ્ય. પાવા૦
એ વાત વિપરિત નિપજી, મહા૦ સંવત્ બારની સાલ. પાવા૦ ૬૪
કાર્તિક સુદિ સપ્તમી, મહા૦ શુભ રોહીણી શુક્રવાર. પાવા૦
કાંઇ થનાર વાત તે થઇ ગઈ, મહા૦ કાંઈ બતરીસાની સાલ. પાવા૦ ૬૫
આદ્યશક્તિ તું ઈશ્વરી, મહા૦ કાલકા છે નેવલ નાર. પાવા૦
ભક્ત વચનથી ભામની, મહા૦ મસ્તક મૂકો માથે હાથ. પાવા૦ ૬૬
કરજોડી હરિદાસ કહે, મહા૦ હુ નમુ દેવીને પાય. પાવા૦
આદ્ય શક્તિ તુજને નમુ, મહા૦ તમે કરો સેવકની સહાય. પાવા૦ ૬૭
જે ગાય શીખે ને સાંભળે, મહા૦ તેની પુરે માતા આશ. પાવા૦
કરજોડીને દાસ વિનવે, મહા૦ મૂઢમતિ હરિ માતા પાસ. પાવા૦ ૬૮

---

# વાઘજી.

—:o:—

## વાઘ વાણી કાવ્ય.

### પદ ૧ લું.

જીવ જનેતા ઉદર થકી, પોષણ પૂરીયા જેહ;
આગળ મા કરીશ ઓરતો, ત્રેવડ કીધી તેહ. ૧
તે માટે તૃષ્ણા તજો, જીરે ભાવે ભજો ભગવાન;
જઠરા થકી જનુની તણે, જેમ પૂરીયાં પય પાન. ૨

સમર્થ સ્વામી માહારડો, જીરે કરુણાવંત કૃપાળ;
ચતુર્ભુજ ચિંતા ટાળશે, દીનાનાથ દયાળ. ૩
મમતા તે મહેલો મનતણી, જીરે સેવો તે ચર્ણમુકુંદ;
સહેજે તે શોક નિવારશે, ગુણસાગર ગોવિંદ. ૪
વાણી તે પરમેશ્વર તણી, તમે ભક્તિ કરો મન જાણી;
ભાવટ ભાગે મન તણી, આપશે તે પદ નિર્વાણી. ૫
સમર્થ સ્વામી શંખધરા, જીરે ગરવો તે બહુ ગુણવાન;
નાશે તે નાહાના નર્કનો, તારણ કમળા કાન્ત. ૬
સાચુ તે નામ શ્રી હરિતણું, જીરે ભવદુઃખ ભાજે જેહ;
પુત્રાદિ સમસ્ત સઉ, મૃગતૃષ્ણાવત તેહ. ૭
મન વિસાર્યું માનવી, ભૂલ્યો આ ભવમાંહ્ય;
રામ રુદેથી વિસારીયા, પ્રાણી વળગ્યો વિખીયાવંત ૮
કાળ સીંચાણો શિર ભમે, તે નવ દેખે જન,
જાતા જાણીશ જીવડા, જમ કિંકરની સંગ. ૯
પુઠ ન પેખે આપડી, * * *;
નિર્લજ નર દેખે નહિ, પડશે તે પાણી માંહ્ય. ૧૦
રસ્તામાં રામ જપે નીતે, માથા ઉપર કાળ;
પ્રાણી જપે બહુ જજાલને, મહા કુટુંબ પરિવાર. ૧૧
ધન દારા સુત સંપત દેખી, પ્રાણી દિન નિર્ગમીયો આલ;
પાણી ચાલ્યું ચોહો દિશે, બાંધવા બેઠો પાલ. ૧૨
લક્ષ ચોરાસી ઉપન્યો, પ્રાણી પહોંચ્યો મનુષ્યા દેહ;
પુરુષોત્તમ પૂજ્યા વિના, ફોગટ ફેરો એહ. ૧૩
ઋણ સંબંધી સહુ મળ્યું, પ્રાણી કો નવ કોનું હોય;
લેખું લીધુ ચાલીયા, રહેવા જુદું છે કોય. ૧૪
ધન મળ્યું ધંધો કરી, સ્વામી પોખ્યો સહુ પરિવાર;
રામ વિના રાખે નહી, જતાં તે યમને દ્વાર. ૧૫
એહેવુ જાણીને એમ પ્રાણા, મા કરીશ સગત એહ;
સેવા કરો શ્રી હરિતણી, પ્રાણી નર્ક નિવારણ તેહ. ૧૬
પામી મનુષ્યા દેહ ભલો, વ્યાપ્યું જોબન અપાર;
નિર્ખતાં નિર્મલ થયો, દેખી સુખ સંસાર. ૧૭
દર્પણમાંહે જેટલું, પ્રાણી દીઠું તે અસત;
તેમ આ સંબધ જાણજો, રામ ચર્ણ એ સત્ય. ૧૮
કુત્સીત કાયા કારમી, પ્રાણી નિર્ગુણ માંહે સુખ;
તાસે નેહ ન કીજીએ, જેમ મૂઢ પાસે સુખ. ૧૯

વિષય વિષે કેમ વળ્યો, સાંભળો શ્રીરણછોડ;
કાંહાં વિસારો કહાનજી, દાસ વાઘ રહેરે કરજોડ. ૨૦

પદ ૨ જું.

બુડશું સહુ આપજી, ભવસાગરની માંઘ;
તરવા કારણ તુંબડાં, મોકલીએ રઘુરાય. ૧
ભવ દાવાનળ પરજળ્યો, સ્વામી દાઝે મુજ શરીર;
જ્વાળા લાગી જન્મથકી, રાખો શ્રીરઘુવીર. ૨
ભવ અંધારાકૂપમાં, સ્વામી પડ્યો કરું પોકાર;
કરુણાનિધિ મુજને કાડીએ, જીવણ જગદાધાર. ૩
બેડી પેઠી પગમાંહે, સાંકળે બાંધ્યા હાથ;
ભવબંધન છોડો હેલામાં, છોડો શ્રીરઘુનાથ. ૪
એક તમારી આશા વિના, અન્ય ન કોની આશ;
કુંઇએક કરશો કૃષ્ણજી, કર્મમૂળનો તે નાશ. ૫
ભવ ભુજંગે ડસ્યો હું, સ્વામી લાગી લેહેર અપાર;
નીજ નામે અંજન કરી, સ્વામી વિઠ્ઠલ વિખ ઉતાર. ૬
ભવ તરુવર વાધ્યાં ઘણાં, પસરિયાં મૂળ ને ડાળ;
છેદો એકએકને, કેશવ લેઈ કુઠાર. ૭
અજ્ઞાને હું આવર્યો, સ્વામી ભુલ્યો હું આ ભવમાંય;
વિઠ્ઠલ વાટ દેખાડીએ, આપી જ્ઞાન ઉપાય. ૮
એણી પેરે પરભવ ભોગવું, સ્વામી એ તરું ન સંસાર;
સહી ના શકું ભવ સિંધુ વા, આવાગમન નિવાર. ૯
કુડું કરતાં કૃષ્ણજી, સ્વામી મેં નવ દીધા કાન;
ગુજન બાંધી ગાંઠડી, દેહ તણી થઈ હાણ. ૧૦
ભક્તિ ન કીધી ભાવસું, સ્વામી સુખ ન લહ્યું સંસાર;
જનુની જોબન કાપવા, કેવળ થયો કુઠાર. ૧૧
જો મનમે એહ આણુશો, જે મેં કીધા અપરાધ;
તો નિશ્ચે નથી છૂટવું, ભૂમિ પડ્યા બેઉ હાથ. ૧૨
કહી દેખાડું કેટલું, સ્વામી અવગુણ મુજ અંગ;
થોડામાંહે જાણજો, ઘણું કરી શ્રીરંગ. ૧૩
બાળક બહુ પેરે પરભવે, સ્વામી મન નવ આણે માત;
તેણી પેરે આ ત્રિકમા, તું મુજને તારને તાત. ૧૪
લંપટ લોભી લાલચું, સ્વામી નિર્ગુણ ભાએગ હીણ;
રઘુપતિ રાખી લીજીએ, હું શર્ણાગત છું દીન. ૧૫

જો અપરાધી જાણીયો, સ્વામી તોએ ન કરવો ત્યાજ;
રઘુપતિ રાખી લીજીએ, શર્ણાગતની લાજ. ૧૬
બીરદ તમારું બાપજી, સ્વામી નિગમ કહે નિર્ધાર;
અવગુણ મન આવે નહીં, શર્ણાગત આધાર. ૧૭
લજ્જા લાગે લક્ષ્મીવરા, સ્વામી શર્ણાગતનું સહાય;
ખમે નહીં પ્રભુ કેટલું, હાવે કેમ કરીએ રઘુરાય. ૧૮
વિશ્વ વિષે કેમ હું રહું, હું શર્ણાગત તું શ્યામ;
વિસારો કાં કાહનવા, વાઘ વદે શાં નામ. ૧૯

પદ ૩ જાું.

મેં મન માંહે વિચારીયું, સ્વામી આણી નિજ વિશ્વાસ;
નરહરિ નર્ક નિવારશે, કાપી તે ભવના પાસ. ૧
સહેજે તમારું શ્યામળા, પોત મેં જાણ્યું મહારાજ;
કષ્ટ દેખાડે જેહુને, તેહુનાં તે સિજ્યા કાજ. ૨
બ્રાહ્મણ હાથે ભોળવ્યો, રાજા તે હરિચંદ;
ભક્તિ ભલી ચુકયો નહીં, પામ્યો તે પદ ગોવિંદ. ૩
તાડન કીધું કૌરવે, સ્વામી પાંડવ પમાડીયા દુઃખ;
શ્રીપતિ હુવા સારથી, આપ્યાં તે અવિચળ સુખ. ૪
ગૌતમ શાપે સુંદરી, સ્વામી વપુ કીધી પાષાણ;
રામચરણ રજ લાગતાં, તેં તારી રે નિર્વાણ. ૫
નરઘોષ રાજા નર્કે પડ્યો, દુઃખ દારુણ સહે શરીર;
સહેજે દુઃખ નિવારીયું, જોતાં તે શ્રીજદુવીર. ૬
હરિણ્યાકસ્યપ હોડે ચઢ્યો, સ્વામી પરભવ્યો પ્રહ્લાદ;
નામ લેતાં નરહરિ, તેં તારીયો ભક્ત પ્રહ્લાદ. ૭
માથે કરવત મેહેલાવીયું, સ્વામી કાયા કીધી છેદ;
મોરુધ્વજ મહીમા ઘણો, તેં રાખ્યો તે નિર્ભેદ. ૮
બ્રાહ્મણ ભુલ્યો ભામિની, સ્વામી પડ્યા બહુ જંજાલ;
નામ લેતાં હે નરહરિ, તેં તારીયો તત્કાળ. ૯
દેહ ઉન્માદે દુઃખ સહ્યું, સ્વામી હર્ખ્યો તે ગ્રાહ ગજ;
સન્મુખ ચર્ણ બંને તારીયા, તેં રાખ્યા ગ્રાહ ને ગજ. ૧૦
વિપ્રગુરુ તાંહાં અતિ ઘણું, સંપત વિણ સીદાય;
ચર્ણે ચતુર્ભુજ પામીયો, કીધી ઉત્તમ કાય. ૧૧
અનંત ભક્ત એણી પેર કરી, સ્વામી ઉતાર્યા ભવ પાર;
વેહેરો નહીં વિઠલા તને, તેં આપ્યાં પદ નિરવાણ. ૧૨

બહુ બાળક માતાતણા, સ્વામી કોઇક વલ્લભ દેશ;
ક્રોધે માર્યાં કામઠાં, અડે અંતે અનેક. ૧૩
ખોડ દેખાડે બાળની, સ્વામી માતા ઓસડ પાય;
કહી દેખાડું રે કેટલું, જેનું જોડું નહિ જગમાંય. ૧૪
એ તરુણ શબ્દ અનુભવે, સ્વામી જોની નિશ્ચે કીરતાર;
લાલચ જાય રે લોભની, સંગ સાધુની હાર. ૧૫
વિખીયારૂપી રે વ્યાલશો, સ્વામી તેનું ઓસડ એહ;
ગુરુ કૃપાએ જાણીયે, અંતરજામી જેહ. ૧૬
જેહેને દયા નીત નીતે, તેહની સાચી રીત;
નહીંતર નિશ્ચે જાણજો, બાકી તે સહુ વિપરીત. ૧૭
વિશ્વ વિષે કેમ રહું, સ્વામી એમાં તે મોહના પાસ;
મુજ કષ્ટ સહુ નિવારશો, કાપી તે ભવનો ત્રાસ. ૧૮
કૃપા તમારી રે કૃષ્ણજી, સ્વામી જે ઉપર જગદીશ;
ચાર પદારથ દો તેહને, સુર નર નમાવે શીશ. ૧૯
કૃપા તમારી રે કૃષ્ણજી, સ્વામી સૌ ઉપર જાદવરાય;
અવળા તે આંક લખાયેલા, તે સહેજે સવળા થાય. ૨૦
કૃપા તમારી રે કૃષ્ણજી, સ્વામી સૌપર જાદવરાય;
તે નરતણા નર્કનો, સહેજે ઓદ્ધારણ થાય. ૨૧
કૃપા તમારી રે કૃષ્ણજી, સ્વામી સૌ ઉપર બળવીર;
દુસ્તરસાગર ભવ તરે, પામે પેલે રે તીર. ૨૨
ગૃહ દારા ગુણ રે ભલા, સ્વામી જો સન્મુખ સ્વામ;
ચાહી સત્ય પ્રાત આદર કરે, જો સન્મુખ શ્રીરામ. ૨૩
વેરી જાયે વેગળો, સ્વામી સિદ્ધ થાયે રે કામ;
સહુ શત્રુ અળગા રહે, જો સન્મુખ હોય શ્રીરામ. ૨૪
પુત્રની રે પ્રતિપાલના, સ્વામી માએ દેખાડે માન;
કુદષ્ટે સહુ સેવા કરે, કેમ સહુને મુક્તિ જ્ઞાન. ૨૫
કૃપા કરે કુળદેવતા, સ્વામી પામે સુખ સુલતાન;
સંપત હોય તો ભોગવે, જો સન્મુખ હોય શ્રીકાહાન. ૨૬
* * *, સ્વામી નેહ ધરે નરનાર;
પ્રીત પાડોશી તો કરે, જો સન્મુખ દેવ મોરાર. ૨૭
કૃપા કરો શ્રી કાહાનવા, સ્વામી તે સેવો નંદ;
દરિદ્ર દુઃખ પામે નહીં, દૂર જાયે દુઃખ ફંદ. ૨૮
લક્ષ્મી લાધે અતિ ઘણી, સ્વામી સુખ તેને શરીર;
પ્રીત વાધે બુદ્ધિ ઘણી, રાખે શ્રીરઘુવીર. ૨૯

સંત વિષે સોબત સદા, સ્વામી રાજ સઘળેરે જારી;
તમો તેહેની રાખીએ, જો સન્મુખ શ્રીગિરધારી. ૩૦
સ્વામી ક્ષમા તણું ખાંડું ધરે, સ્વામી દયાતણું દિલસાર;
નર હીંડે નિર્ભે થઇ, જો સન્મુખ દેવ મોરાર. ૩૧
કહી દેખાડું કેટલુ, સ્વામી જે છે સુખ સંસાર;
એ નિશ્ચે અનુભવે જો, સેવા કરે કીરતાર. ૩૨
લક્ષણ જાયે લોભનું, જો મન પામે શાન્ત;
સંઘત હોયે સાધુની, કૃપા તે કમળાકાન્ત. ૩૩
ભાવે ભક્તિએ પૂજીએ, સ્વામી એક મને અવિનાશ;
જેને દયા દયાળની, સ્વામી તેહની પૂરે આશ. ૩૪
ભક્તવત્સલ પ્રભુ છે સદા, કૃપાવંત કૃપાળ;
સમરતાં સહાયે કરે, એહેવા દીનદયાળ. ૩૫
વિશ્વ વિષે સહુ સહુતણું, સ્વામી કૃપાતણું ફળ એહ;
વાધ વદે નીત રાખીએ, રામચરણસું નેહ. ૩૬

# રાજારામ.

## રામ કથા.

### પદ ૧ લું.

રઘુનાથ વન કેમ ચાલશો, કહે છે કૌશલ્યા માત;
અમો કોને આધારે દિન ગણીશું, કોને સોંપો છો રાજ. રઘુ૦ ૧
પ્રભુ વનમાં તે વસમુ બહુ બહુ, તમ કોમળ કાય;
અમને ઘરમાં તે કઈ પેરે ગોઠશે, વિચારો મનમાય. રઘુ૦ ૨
ત્યાં તો ભોજન કરો સુખે ભાવતાં, ત્યાં તો વનફળ અહાર;
ત્યા તો સેજ તળાઇમાં પોઢતા, પૃથ્વીએ કમ પોઢાય. રઘુ૦ ૩
પ્રભુ જનક તનયા કોમળ ઘણું, કોમળ સુમિત્રા તંન;
અતિ કોમળ અગ તમતણું, કેમ વેઠાશે વંન. રઘુ૦ ૪
પ્રભુ વચન માનો તો વન ન જશો, વૃદ્ધ તમારો તાત;
એક દિવસ રાજારામના સ્વામીની, વિનતિ કરે છે માત. રઘુ૦ ૫

### પદ ૨ જું.

માતા દો આજ્ઞા વન ચાલીયે, કાલે આવીશું ઘેર;
એકવચન જાએ અમ તાતનું, કૈકયીએ કીધી છે પેર. માતા૦ ૧

વન આજ્ઞા વરસ ચૌદની, તેમાં ઓછું ના થાય;
એ રાજ બેસાડોને ભરતને, ભેદ ન ગણશો જરાય. મા૦
મારે માતા એ પુત્રો તમ પાસ છે, ભરત શત્રુઘ્ન વીર;
અસુર મને સેવા કરશે રે તમ ગણી, હસ્ત ફેરવશે શીર. માતા૦
માટે તમો ફારજ કરવાં છે કંઈ તણાં, પિતા વચન પ્રમાણ;
આનંદ કરી ભુવનીપર બહુ થયા, તેમની કરવી છે હાણ. માતા૦ ૪
ધીરજ દેઈ ચિંતાતુર થાશો નહિ, અમને દોની આશીષ;
દાસ રાજારામના આજ્ઞા પળીએ, થાયે કારજ સિદ્ધ. માતા૦ ૫
પ્રભુ પરવર્યા, રુદન કરે છે માત;
હવે ભરત અવધપુર સ્વામીની, લક્ષ્મણ જાનકી સંઘાત. માતા૦ ૬
હમો રામ વિજોગે કેમ પદ ૩ જું.
હાંરે ત્યાં તો સુનાં દીઠાં સિ આવીયા, શત્રુઘ્ન લીધાં સંગાત;
સુની રે અજોદ્ધા સહુ દીઠી, હી શકુ, ધિક્ક કૈકેયી માત. હવે૦ ૧
ધિક્ક ધિક્ક જનેતાની કુખને, ધિક્ક આસન, સુના દશરથ તાત;
એક મુજ કારણ રામ વન ગયા, ધિક્ક સુની રુએ છે માત. હવે૦ ૨
કંઈ સેવક રાજ કરતા સુણ્યા, કાંઈ ધિક્ક મુજ અવતાર;
હાવે મુખ ના જોઉં એ માતનું, મને પ્રજાળો છે રાજ સંસાર. હવે૦ ૩
હવે ક્ષણું રે નગ્રમાં નવ ટકુ, ક્રોધ વ્યાપે દીઠાં રે જાણ;
રઘુનાથ સગાતે વન જઈ મળ્યા, નયણે વહે છે કીધી હાણ. હવે૦ ૪
જે મારગે પ્રભુજી પળ્યા, જઈ મળ્યા ભરત શરીર;
દાસ રાજારામના સ્વામીની, દીધી બંધવને નીર. હવે૦ ૫
પદ ૪ થું.
ીર;
. હવે૦ ૬
રઘુનાથ વચન એમ ઓચરે, સાંભળો ભરત રે વીર;
આપણે સર્વે વન કેમ ચાલીએ, માતા કેમ ધરે ધીર. રઘુ૦ ૧
તમે રાજ કરો રુડી પેરસું, પ્રજાને પાળો પ્રમાણ;
માતા પિતાની સેવા કરો, બંધવ છો રે સુજાણ. રઘુ૦ ૨
હમે દેવ કારણે દેહ ધરી, હરિ દૈત્ય કરવા નિકંદ;
એક લંકેશ્વરી મહા બડ છે, તેહેને દેવો છે દંડ. રઘુ૦ ૩
મારી વનમાં સેવકી વિનતિ કરે, તેને આલવું છે દાન;
એ સવરીને સુખ પમાડવું, ઋષિનું રાખવું છે માન. રઘુ૦ ૪
હાંરે મારે ગીધને ગતિ પમાડવી, ઝટ ઉતરવો છે તીર;
ઘોર રાજાને ઘેર જવું, ભક્તિ કરવાને દઢ વીર. રઘુ૦ ૫

ઘુ૦ ૬

અમે વન ફરી કાલે આવીશું, તમો જાઓની ઘેર;
દાસ રાજારામના સ્વામીએ, કરી જન ઉપર મહેર. રૂ૦ન;

પદ ૫ મું.

સન. ભરત૦ ૧
અમને કોહોને સોંપો કર સાહીને, દયા આણોની અનાથ;
એક માત પિતા ઘણું વૃદ્ધ છે, સુનું રાજ્ય વહી જાય. ભરત૦ ૨
હમો આજ્ઞાભંગ થતા નથી, સંગે કેમ આણુશે મુન;
એક દિનડો તે કહી પેરે ગાળીશું, પળમાં જુગ આવે રે સંગ. ભરત૦ ૩
જ્યારે જનક રાજાને જાણુ થશે, ચિંતા કર ખુંચશે પાય;
ત્યારે અપજશ થાશે રે આપણો, તડકે મુખ કરમાય. ભરત૦ ૪
તમો કોમળ ચરણે કેમ ચાલશો, ભરતને ભેટ્યા ભગવાન;
એક ઉષ્ણુઋતુ છે આકળી, આલી ભક્તિ ને જ્ઞાન. ભરત૦ ૫
એવાં વચન સુણી રામ રીઝીયા,

૬ ઠું.

દાસ રાજારામના સ્વામીને આવીયા, નિર્મળ ગંગાનાં નીર;
પદ બેસવા, તાંહા તો રહ્યા રઘુવીર. પંચવટી૦ ૧
પંચવટીમાં રામ નિપજ્યું કારમુ, આવી વરવાને નાર;
મઢી રે બાંધી તાંહ કાપી રે નાશિકા, લજ્યા પામી શરીર. પંચવટી૦ ૨
તાંહાં તો કારણ રાવણુને રાવ કરી, તેં શુ દીઠી સીતા નાર;
તેની લક્ષ્મણે ઘેર રે પદ્મની, સોહે રાજ દરબાર. પંચવટી૦ ૩
તેણે જઇ * * * *
જોગીને * * * * પંચવટી૦ ૪
* * * * *
* * * * રઘુનાથ વળ્યા મૃગ મારીને. પંચવટી૦ ૫

પદ ૯ મું.*

તાંહાં તો લક્ષ્મણુ વીરરે રુદન કરે, આ શું થયું મહારાજ;
હાવે જનક તનયા કાંહાં હશે, કોણે કીધાં એ કાજ. રઘુ૦ ૧
ત્યારે ઉત્તર આલ્યો રે ઘડી એકમાં, બોલ્યા કારણુ બ્રહ્મ;
તમે ચિંતા ના કરશો રે બાંધવા, લખ્યાનો કેમ ટળે સંઘ. રઘુ૦ ૨
હાવે બંને બાંધવ ત્યાંથી સંચર્યા, શોધ લેવાને કાજ;
પંખી ઉદ્ધાર્યો રે પલકમાં, તેણે દીધી રે ભાળ. રઘુ૦ ૩
ઋષિમુખ પર્વત આવીયા, જાંહાં છે સુગ્રીવરાય;
હનૂમાન વીર આવી મળ્યા, આવી નમીયા છે પાય. રઘુ૦ ૪

* જે પ્રતપરથી રાજારામનાં પદો ઉતાર્યાં છે તે પ્રતમાં પદ ૭ ને ૮ નથી.

છે ત્યાં તો સુગ્રીવ વિનતિ ઉચરે, સાંભળો જગદાધાર,
શોધ વાલી સંગાતે મારે વેર છે, ભોગવે અમ તણી નાર. ૨
અમે ફરે સૈન્ય તે સર્વે જોડશું, વાળીશું સીતા રે નાર;
દાસ લેવા રે કપી સાંચરે, ધંન અંજની કુમાર. રઘુ૦
સેવા કરીશું રે તમતણી, તમે કરો આંહાં વાસ;
સુધરે લેવા રાજારામના સાંભળો, હમે તમારા દાસ. રઘુ૦ ૭
સત રે જોજન સો પદ ૧૦ મું.
તાંહાં તો વાડી દીઠી કપી સાંચર્યાં, આવ્યા દરિયાની તીર;
હુ તો આગ્ના માગું મહેર ભર્યો, ઓળંગ્યો મહા બળ વીર. સુધરે૦ ૧
એણે વરખે ચઢી મુદ્રિકા રે નાના ભાતની, સુંદર વન ફળ સાર;
પાપી રામ વીડારી આવી એટલી, પછે કરીશું આહાર. સુધરે૦ ૨
અંજની પુત્ર ઘણું કાંપીયો નાખી, ઓળખી સીતારે નાર;
હું તો સેવક છું શ્રી રામનો, આ, પ્રલયે કરવા મુજ કાય. સુધરે૦ ૩
લક્ષ્મણ વીર કુશળ છે, કુશ થરથર ધ્રુજે રે કાય;
હમને સંભારે છે શું શ્રીરામજી, સાં આવ્યો લેવાને ભાળ. સુધરે૦ ૪
રઘુનાથ ઉદાસી રે તમ વિના, સૈન્ય ળ કૌશલ્યા સુત;
હીયાંથી જઇ રે હું અરજ કરું, વહેલા લ્યું કહેની તું વીર. સુધરે૦ ૫
પ્રસન્ન થયાં રે માતા જાનકી, મસ્તક મેલ્યો જોડે છે સાર;
ચિરંજીવો તમો મહાબળી, ચાંપ્યો રુદીયા ગાવું નિર્ધાર. સુધરે૦ ૬
આગ્ના દીજે રે મુને એટલી, ક્ષુધા વ્યાપી રે હાથ;
વનફળ વેડું વાડીતણાં, હરું પેટની સંગાત. સુધરે૦ ૭
ખબર ગઇ રે લંકા ગામમાં, ચઢીયો રાવણ રોળ શરીર;
કોપ કરી કપી ઝાલીયો, થયો લંકામાં સ્હોર. પીડ. સુધરે૦ ૮
પેર કરી રાવણે પૂછ્યું, શા થકી તારું રે મર્ણ;
સાચું કહો સત રાખીને, છો તમો મૂર્ત્તિ ધર્મ. સુધરે૦ ૯
ગોદડાં મગાવો સારા ગામનાં, વીંટો પૂછડે નિર્ધાર;
અગ્નિ સળગાવી અળગા રહો, મૃત્યુ થશે તત્કાળ. સુધરે૦ ૧૦
હનુમાન કૂદ્યો રે હેલામાં, બાળ્યું લંકા રે ગામ;
સમુદ્ર ઓળંગી રે આવીયો, જ્યાં છે કિષ્કંદા ઠામ. સુધરે૦ ૧૨
જઇ ચરણે નમ્યો રઘુનાથને, શોધ લાવ્યો મહારાજ;
દાસ રાજારામના સ્વામી તે, પરવર્યાં દેવતાને કાજ. સુધરે૦ ૧૩

## પદ ૧૧ મું.

<table>
<tr><td></td><td>રામ સંચર્યા. ૧</td></tr>
<tr><td>સુગ્રીવ રાય તમે સાંભળો, કરો વાલીને જાણ,</td><td></td></tr>
<tr><td>મારે મારવો વાલીને, તમારે રાવણની હાણ. સૈન્ય વિના ...ાર.</td><td>સૈન્ય૦ ૨</td></tr>
<tr><td>સુગ્રીવ આવીયો નગરમાં, જુદ્ધ કીધુ અપાર્ ...યકાર;</td><td></td></tr>
<tr><td>માળા આરોપી રે કંઠમાં, બાણ સાંધ્યું મો... કુમાર.</td><td>સૈન્ય૦ ૩</td></tr>
<tr><td>વાલીને હણ્યો રે હેલામાં, વર્ત્યો જયજ...ધું અઢાર;</td><td></td></tr>
<tr><td>સુગ્રીવને રાજ બેસાડીયો, અગદ કીધા ઉતાર્યું પાર.</td><td>સૈન્ય૦ ૪</td></tr>
<tr><td>હવે રીછ વાંદર રે આવી મલ્યાં, પદ્મ કી... રાવણ રાય;</td><td></td></tr>
<tr><td>પાજ બાંધી શ્રી રામજી, સૈન્ય ...ડ હરી ક્ષણમાંય.</td><td>સૈન્ય૦ ૫</td></tr>
<tr><td>વાલી સુતે રે ખબર કરી, ચેતો...ને ચઢયો મેઘનાદ;</td><td></td></tr>
<tr><td>પાપી અધર્મ કુડું આદર્યું, મૃત...આવ્યો નગર મોઝાર.</td><td>સૈન્ય૦ ૬</td></tr>
<tr><td>વાલી સુતે રે ખબર કરી, યુ...યા, સાંભળો શ્રી રઘુનાથ;</td><td></td></tr>
<tr><td>નાગબાણે કપી બાંધીયા, ...ષધી, સૈન્ય સજ રે થાય.</td><td>સૈન્ય૦ ૭</td></tr>
<tr><td>વિભિષણ રાય રે આવી મ... થયા, આવ્યા પર્વત પાસ;</td><td></td></tr>
<tr><td>સજીવન મંગાવો રે ...હાં કારમી દીપક થયા રે અપાર.</td><td>સૈન્ય૦ ૮</td></tr>
<tr><td>અજની સુત રે સજ...વત ફાંસીયો, ભરતે દીઠો અતરીક્ષ;</td><td></td></tr>
<tr><td>એક માયા રચી ...તરીક્ષ ચાલીયો, રામ હણવા દેઉ શિક્ષ.</td><td>સૈન્ય૦ ૯</td></tr>
<tr><td>મૂળ રે સહીત પ...ર્યું રે કૈકેયી સુતે, વાગ્યું કપીના પાય માંહ;</td><td></td></tr>
<tr><td>કોઈ અસુર ...ને કહી ધરણી ઢળ્યો, ચિતા થઇ મન માંહ.</td><td>સૈન્ય૦ ૧૦</td></tr>
<tr><td>બાણ સાં...ની પુત્ર વાણી ઉચરે, સાંભળો ભરત વીર;</td><td></td></tr>
<tr><td>શ્રી રા...બ છે ઘડી ચારનો, મૃત્યુ પામે લક્ષ્મણ ધીર.</td><td>સૈન્ય૦ ૧૧</td></tr>
<tr><td>અંજ...ભરત કહે સુણો બધવા, બાણ સાંધુ હું એક;</td><td></td></tr>
<tr><td>ત્રિ... પર્વત સહીત વહન કરો, પળમા પહોંચાડું ઠેઠ.</td><td>સૈન્ય૦ ૧૨</td></tr>
<tr><td>... ગર્વ ઉતર્યો રે કપીતણો, આવ્યા સૈન્યની માંહ;</td><td></td></tr>
<tr><td>હર્ખ પામ્યા રે રઘુનાથજી, ધન્ય અંજની કુમાર.</td><td>સૈન્ય૦ ૧૩</td></tr>
<tr><td>ઔષધ મૂળી રે ફેરવી, સૈન્ય સજ થયું તત્કાળ;</td><td></td></tr>
<tr><td>ઈંદ્રજીત હણ્યો લક્ષ્મણે, કુંભકર્ણ પામ્યો તે હાર.</td><td>સૈન્ય૦ ૧૪</td></tr>
<tr><td>અનેક જોદ્ધા ત્યાં તો બહુ હણ્યા, એહેવા રણના રે ધીર;</td><td></td></tr>
<tr><td>બાણ સાંધ્યું રે રઘુનાથજી, લીધું રાવણનું શીર.</td><td>સૈન્ય૦ ૧૫</td></tr>
<tr><td>તેત્રીશ ક્રોડનાં તાળાં ખોલીયાં, વિભિષણ આપી રે લંક;</td><td></td></tr>
<tr><td>જાનકી લઈ રામ સંચર્યાં, દેવતાએ વગાડ્યા દંક.</td><td>સૈન્ય૦ ૧૬</td></tr>
</table>

## પરચુરણ પદો.

અસુર અવની પર બહુ હણ્યા, ઉત્તમ કીધું રે કામ;
...પુરી રામ આવીયા, વર્ત્યો જય જય ધામ. સૈ.
...ઊતારે આરતી, રાજારામ બલ જાય.
ક.
સિંહ ...ને બેઠા રામજી, લક્ષ્મણ બેઠા છે પાય. સૈન્ય૦

—✲✲✲✲✲—

## પરચુરણ પદો.

### પદ ૧ લું.

ઓધવ જાઈને કહેજો રે હરિજીને એટલુરે, કહેજો સદેશો રુડા શ્યામ;
પ્રીતલડી કરી રે જોની પેલું પીયુડે રે, હરિએ અમને દીધો છેહ. ઓધવ૦ ૧
તમો તે કહ્યું તું રે અમો આવીશુ રે, જોની શામળીયા સત્ય વચન;
હાવે ને ગોકુળીયુ રે શાને સાંભરે રે, મથુરામાં માન્યું તમારું મન. ઓધવ૦ ૨
વાટલડી જોતાં રે વિઠ્ઠલરાયની રે, જોતી વાલા જોબનીયું વહી જાય;
તમો આવો કે અમો આવીએ રે, હરિ હાવે નવ રહેવાય. ઓધવ૦ ૩
વસ્ત્ર વહાલા વિના પહેરતાં રે, મારે અંગે ન આપે લગાર;
એવાં દુઃખડાં દેખી રે સુખડાં સાંભરે રે, રમતાં રસીયા સંગ અલગાર. ઓધવ૦ ૪
આજને આષાડો રે ચોદશ ઉલટ્યો રે, ઉલટ્યું દહે વાદલ ને વળી વાય;
ગગન ગર્જના રે ચોદિશ થઈ રહી રે, મારે મંદિરે નવ રહેવાય. ઓધવ૦ ૫
લજ્જાને લોપી રે મેં તો લોકની રે, કાંઈ ત્રીકમ તારે રે કાજ;
પાડ માનુંરે રાજારામ તાહારો રે, હાવે મુને દર્શન દો મહારાજ. ઓધવ૦ ૬

### પદ ૨ જું.

શ્રી વૃન્દાવનની વેલી જોવા જઇયે રે, મોહ લાગ્યો છે;
એક વિનતી વાલાજીને જઈ કહીયે રે, મોહ લાગ્યો છે ૧
વરખ વેલી ને સુંદર જમના આરો રે, મોહ લાગ્યો છે;
કોઈ રસિક હોય તે લીલા મન ધારો રે, મોહ લાગ્યો છે. ૨
રાસ રમે જ્યાં વિઠ્ઠલવર વિહારી રે, મોહ લાગ્યો છે;
તે જોતાં દુઃખડાં નાખ્યાં ( સર્વે ) ટાળી રે, મોહ લાગ્યો છે. ૩
એક એક ગોપી એક એક સોહે કહાન રે, મોહ લાગ્યો છે;
ત્યાં વેલુમાં વિરહિણી માગે ઘણું માન રે, મોહ લાગ્યો છે. ૪
ચાલતાં સ્થિર રહ્યો છે ચન્દ્ર રે, મોહ લાગ્યો છે;
એવા મંગળકારી દીસે નંદનાનંદ રે, મોહ લાગ્યો છે. ૫
મોહ લાગ્યો ને મગન થઇ વ્રજ નારી રે, મોહ લાગ્યો છે;
સ્વામી રાજારામનાની સાથે લાગી તાળી રે, મોહ લાગ્યો છે. ૬

### પદ ૩ જું.

વિઠ્ઠલ તારી વાંસલડીએ મન વીંધ્યાં રે, કેમ
મારાં અંગો અંગથી કાળ જ સર્વે ખેદ્યાં રે, કેમ ૧
સાસુ નણુદલનો તો ડર અતિ ભારી રે, કેમ રહીયે;
પેલો પરણ્યો પુઠ કરે છે ધણી ત્યાં મારી રે, કેમ રહીયે. ૨
માનની ગ્રેહ જાણો છો વનમાળી રે, કેમ રહીયે;
હાવે ભવસાગર બુડતાં સાહે કરો અમારી રે, કેમ રહીયે. ૩
તન મન મારુ સાપ્યું છે મેં તમને રે, કેમ રહીયે;
પેલા જેઠ દીએરની લાજ નહી રાખું મનમે રે, કેમ રહીયે. ૪
ચિત્તડું બાંધ્યું ચરણ કમળની આશે રે, કેમ રહીયે;
સ્વામી રાજારામના પ્રીતે તેડો પાસે રે, કેમ રહીયે. ૫

### પદ ૪ થું.

અલબેલા ઘેર આવોને મારે, પ્રીત બંધાણી તે કેમ ચાલે;
રીસાયા ના રહીએજી પ્યરે, તો પ્રેમ ન હોય માહારા રે. અલ૦ ૧
આવો તો આલિંગન દીજે, પ્રેમ તણા રસ પ્રેમે પીજે;
દાસ તમારાને દર્શન દીજે તો, નરવા કીજે નામના રે અલ૦ ૨
સ્વામી રાજારામના એટલું માગે, જન્મોજન્મ તારી ભક્તિ જાચે;
માહારું મન તું ઉપર રાચે તો, ઉંચા પ્રેમ આનંદમાં રે અલ૦ ૩

---

# રણછોડ ભક્ત.*

## રાવણ મંદોદરી સંવાદ.†

### પદ ૪ થું.

કહ્યું રે માનો મારા કંથજી, રુડા રામજી આવે;
પત્થર તાર્યા પાણીમાં, પીયું પાજ બંધાવે. કહ્યું રે૦ ૧
આજ મને સ્વપ્નાંતર થયુ, લંકા લાખેણી લાગી;
રામે દશ મસ્તક છેદીયાં, એટલામાં હું જાગી. કહ્યું રે૦ ૨

---

* રણછોડ નામના ત્રણ કવિ ભક્ત થયેલા જણાય છે. રણછોડ ભક્ત તો તારણાનો વૈશ્ય વાણિક, જે બીજો રણછોડ મેવાડો બ્રાહ્મણ અને ત્રીજો ખેડા જીલ્લાના એક નડિયાદનો રહીશ છે એ ત્રણેનાં પદો એમાં ભેળસેળ થઈ ગયાં છે કે તે શોધી કાઢી, અમુક રણછોડનાં અમુક પદો છે. એ મુકરર કરવું કઠિણ છે.

† જે પ્રતમાંથી રણછોડના પદો ઉતાર્યા છે તે પ્રતમાં શરુઆતનાં પદનાં પાનાનો નાશ થયો છે.

## રાવણ મંદોદરી સંવાદ.

આજ રજ ઉડે ધણી, મહેલ દીસે રે મેલા;
લેઈ સીતાને તમે મળો, કંથ કાંહાં થાઓ ઘેલા. કહ્યું
કંથ પેટ ચોળીને પીડા કરી, મણીધરનાં મણિ લીધાં;
આભ સાથે કાં આથડ્યા, વેર મોટાસુ કીધાં. કહ્યું રે૦
સતીને આપો શર્ણું જઈ, કરો પ્રભુને પ્રણામ;
દયા કરશે દીનોનાથજી, સાચું કહું છું રે શ્યામ. કહ્યું રે૦ ૫
હાવે મર્ણુ માથે આવીયું, નહિ ઉગરવાની આશ;
લેઈ જાનકીને જઇ મળો, ગાય ગુણ રણછોડ દાસ. કહ્યું રે૦ ૬

### પદ ૫ મું.

રાવણ કહે સુણ મંદોદરી, ના હારશો હૈયે;
એ લંકાગઢ કેમ લેવાશે, પેલે દશરથને છૈયે. રાવણ૦ ૧
થાળી વગાડે હું નવ બીહું, રહ્યાં ત્રંબાળુ ગાજી;
મુજ આગળ શો આશરો, શીદ જક કરેછે ઝાઝી. રાવણ૦ ૨
મારો અજાણ્યો એ નથી, તારુણી મદ થઇને;
છાકયો સરખો એ આવિયો, જનરખનો જમાઈએ. રાવણ૦ ૩
તેત્રીશ ક્રોડ દેવતા મેં વશ કર્યાં, લોપી મુનીવરની માઝા;
ઈંદ્ર માગે મારી આજ્ઞા, તેત્રીશ ક્રોડનો હું રાજા. રાવણ૦ ૪
મર્ણ આવ્યું હશે માહરું, હરિને હાથે હણાશું;
લંકા લેઈ વૈકુંઠ આપશે, તેમાં લાભ શો ખોશું. રાવણ૦ ૫
નાર નહિ આપું એ રામને, બરદ માહારું રે જાય;
થનાર હશે તે થઈ રહેશે, ગુણ રણછોડ ગાય. રાવણ. ૬

### પદ ૬ ઠું.

કહ્યું રે માનો મારા કંથજી, તમો શે નવ જાણો;
મણિ મણીધરનો લેઇને, કાળ હાથે શું આણો. કહ્યું રે૦ ૧
જ્ઞાન તમારું કાંહાં ગયું, મુજ અબળાના સ્વામી;
કેવળ રામ ન તમે ઓળખ્યો, એ છે અંતરજામી. કહ્યું રે૦ ૨
કંથ એવી બુદ્ધિ ના કીજીએ, સીતા સામું ના જુઓ;
તમો સરખા ગુણી તો, પ્રવૃતિમાંહે ન સુઓ. કહ્યું રે૦ ૩
કંથ પ્રત્યક્ષ જુઓને પારખું, રામે સૈન્યા તારી;
સારંગબાણ શ્રી રામનું, તે તો નાખશે મારી. કહ્યું રે૦ ૪
દેવ દાનવ ને રે માનવી, તે તો તમારે વશ થાશે;
ચૌદ ભુવન એહેના મુખમાં, તે રામ કેમ જીતાશે. કહ્યું રે૦ ૫
નાર જઇ આપો રામને, પ્રભુને પાયે લાગો;
રણછોડના સ્વામીને ભેટીને, અવિચળ પદવી માગો. કહ્યું રે૦ ૬

## પદ ૭ મું.

વળતું બોલ્યો લંકેશ્વરી, ઘણું રાણો રોશે ભરાણો;
એ તો મ્હારી ચાર છે, રામ નથી રે અજાણ્યો. વળતુ० ૧
એનું સૈન્ય રીંછ વાનરતણું, તે તો કુંભકર્ણની ચાર;
*    *    *    *    *. વળતુ० ૨
એક કોળીએ મુખમાં મેલશે, સુખે પેટ ભરાશે;
એવો મ્હારો વીર છે, તે તો સર્વને હણશે.* વળતુ० ૩
*    *    *    *

## પદ ૮ મું.

સીતા વિજોગે શ્રી રામજી, લક્ષ્મણનેરે પૂછે
હજુ હનૂમાન ના આવીયો, તેનું કારણ શું છે. સીતા० ૧
અવધ કરીને આંહાંથી ગયો, હવડાં શોધ લાવું;
સ્વર્ગ મૃત્યુ પાતાળની, શોધ કાઢીને આવું. સીતા० ૨
એ જોતા નક્કી ના જડી, મ્હારી શી ગત થાશે;
લૌકિક લાછન લાગશે, મેં તે કેમ સહેવાશે. સીતા० ૩
બોલ બાંધવના સાંભળી, બોલ્યા લક્ષ્મણ વીર;
સીતા ગઈ એહેવી લાવીશું, મનમાં રાખોને ધીર. સીતા० ૪
ઘરમાં મુજને ગમતુ નથી, ઘેહેલા ઘરસૂત્ર જ ભાગ્યું;
સીતા જતાં સર્વે ગયું, લૌકિક લાછન લાગ્યું. સીતા० ૫
સીતા રે સરખી સતી ગઈ, રહેશે સત્ય રે સંભાળી;
અવર પુરુષને ઇચ્છે નહિ, રહેશે તૃપ્ત એ વહાલી. સીતા० ૬
ચન્દ્ર ચળે ને મેરુ ડગે, સીતા સત્ય ના મૂકે;
શેષ ડગે સાગર ડગે, સતી સત્ય ના ચૂકે. સી० ૭
જોગ રે લીધો બને બાંધવે, બેઠા આસન વાળી;
એટલામાં હનૂમાન આવીયો, મહા બળવાન ભાળી. સીતા० ૮
હર્ખ્યાં ત્યારે શ્રી રામજી, સૈન્ય તત્પર કીધુ;
સૈન્યને આપી આગના, પોતે દુંદુભી દીધુ. સીતા० ૯
રીસ ચઢી શ્રી રામજી, લક્ષ્મણને રે પ્રેર્યો;
સૈન્યને આપી આગના, લંકાગઢ ઘેર્યો. સીતા. ૧૦
સુંદર કથા પૂરી થઈ, મુખે વર્ણવી ના જાય;
રણછોડના સ્વામીને જઈકે'જો, રજની કહો કેમ જાય. સીતા० ૧૧

---

* અત્રેથી છ લીટીનો નાશ થયો છે.

## પદ ૯ મું–રાગ પ્રભાત.

દૂત આવ્યો એક દોડતો, રાય રાવણ પાસે;
શિષ નમાવી પછી બોલીયો, કેમ બેઠા અવાસે. દૂત૦
રામ લક્ષ્મણે ગઢ ઘેરીયો, સાથે સુગ્રીવ સપે;
હનુમંતની હાક વાગતાં, કુણું કાળજું કંપે. દૂત૦ ૨
ત્ર્યંબક જેણે તોડીયું, રાય જનકના દ્વારે;
તેની સીતા શીદ લાવીયા, બળ દીઠું અત્યારે. દૂત૦ ૩
ભાઇ તમારો અભાગીયો, વિભીષણ રણ આવ્યો;
જોદ્ધા બીજા જોરાવર ઘણા, રામ સંગાતે લાવ્યો. દૂત૦ ૪
સાગર સેતુ બાંધીને, સેન્યા પાર ઉતારી;
દલ વાંદર અતિ દોડતુ, સહુને નાખશે મારી. દૂત૦ ૫
શસ્ત્ર શોભે વીર હાથમાં, ચિત્ત ચળ્યું મારું જોઈ;
ધનુષ્ય ધનુષ્ય ચઢ્યાં રામનાં, શુધબુધ મારી ખોઈ. દૂત૦ ૬
ગદા ગ્રહી કોઇએ હાથમાં, કોઈ કૂદતા આવે;
કાંગરે વાંદર વીટીયા, સીતા સીતા બોલાવે. દૂત૦ ૭
ભાગોળે ભડ તો આવીયુ, ગઢ તોડ્યો તમારો;
રણછોડના પ્રભુ ચઢી આવીયા, નથી વાંક અમારો. દૂત૦ ૮

## પદ ૧૦ મું–રાગ પ્રભાત.

રાવણ દૂતને દાખવે, મતિ કિંકર મંદા;
રામ ચઢી આવી શું કરે, અહિ બેઠા છે બદા. રાવણ. ૧
અલ્યા દલ રે વાંદરનુ દેખીને, શું શોચે અભાગી;
ગઢના તો ઉપર ગડગડે રે, રહ્યાં ત્ર્યંબાળુ વાગી. રાવણ. ૨
જનકના ઘેર રામે જય કર્યો, રામ ઘેર જય મારો;
લાવ્યો સીતાને હું લંકમાં, વંક સ્વામી હું તારો. રાવણ. ૩
કુંભકરણ વડો બંધવો, ભીડભજન ભાઈ;
ક્ષણ રણ વાનર રોળશે, ફરે મારી દુવાઈ. રાવણ- ૪
સેતુ બાંધી 'તેણે શું થયું, આપણ બાંધીશું રામ;
લક્ષ્મણને મૂર્છા કરુ, મારું રાવણ નામ. રાવણ. ૫
દલ રે વાંદર દેખી શું ડરે, ભારે ભડ ગઢ માથે;
શસ્ત્ર અંબાર અતિ ઘણો, બળીયા ભીડીસું બાથે. રાવણ. ૬
ધનુષ્યે ધનુષ્ય તોડું રામનું, સર સાંધીને મારું;
ગદા રે ગ્રહી ફેકું સાગર, ધીર મનમાંહી ધારું. રાવણ. ૭
ભડને દેખી શું ભડકીયો, કાચો કિંકર કહીયે;
રણછોડના પ્રભુને નહિ નમું, સત્ય વાણી એ લહીયે. રાવણ. ૮

## પદ ૧૧ મું.

મંદોદરી સ્વામીને કહે, સુણી સર્વ વચન;
જગતપતિને જાણ્યા નહિ, નિરખીને લોચન. મંદોદરી. ૧
સીતા સતીને શીદ લાવીયા, દુષ્ટ બુદ્ધિ એ દાખી;
પરહર્યું પુણ્ય તે દિનનું, રુડી રીત ના રાખી. મંદોદરી. ૨
નોતી ખોટ નાથ નારીની, પુત્ર પુત્રી અપાર;
શા કારણ એ સાધવી, લાવ્યા સીતા અસાર. મંદોદરી. ૩
મનુષ્ય નથી રામચંદ્રજી, સોલ કળા સહિત;
અવતરીયા ભક્ત રક્ષણે, કામ ક્રોધ રહિત. મંદોદરી. ૪
અવધપતિ જે રે દુખિયા, રે અવધ આવી તમારી;
ચેતી શકાય તો ચેતજો, રે રતી મતિ અમારી. મંદોદરી. ૫
બળીયાની સાથે બાથ છે, નાથ તે થકી નમીયે;
સીતા આપો શ્રી રામને, દેહ તેની નમીયે. મંદોદરી. ૬
મારું કહ્યું જો માનો નહિ, તેથી થાશે વિનાશ;
લંકાગઢ એ લૂટશે, આવ્યા શ્રી અવિનાશ. મંદોદરી. ૭
ઘટતું હતું એટલું કહ્યું, કરો ઘટમાં વિચાર;
રણુછોડના નાથને પગે પડો, કીજીએ નમસ્કાર. મંદોદરી. ૮

## પદ ૧૨ મું–રાગ પ્રભાત.

રાવણુ કહે સુણુ સુંદરી, ઘેલી ઘેલું શું બોલે;
રામ લક્ષ્મણુ ક્ષણુમાં હણું, નહિ મારે એ તોલે. રાવણુ. ૧
કુમક કરે કુંભકર્ણુ એ, મરડી કરડીને ખાય;
પુત્ર ઈંદ્રજીત આવશે, હાં રે સવા લક્ષ જમાય. રાવણુ. ૨
સૈન્યાપતિ સાત લક્ષ છે, અતિ બળીયા અપાર;
દાનવ માનવ મારશે, રામ સૈન્યા સંહાર. રાવણુ. ૩
સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, આણુ વરતે હમારી;
નાક છેદ્યું મારી બેનનું, એ તો નણુદી તમારી. રાવણુ. ૪
જનકસુતા જોઇતી હતી, રામે ત્યાં થકી લીધી;
તેરે દિવસનું વેર છે, માટે ચોરી જ કીધી. રાવણુ. ૫
ડરું નહિ રામ દેખીને, હામ હૈયે અપાર;
શત્રુ ભાવે સન્મુખ મરું, પામુ પદ રજ સાર. રાવણુ. ૬
મહિલા મુકો મન થકી, ચિંતા મારી રે નાર;
રણુછોડના નાથની નિશ્ચે, રાણી થાશે હાર. રાવણુ. ૭

# પરચુરણ પદો.

## પદ ૧ લું–રાગ કાફી.

દુકાન મેં તો માંડી રે ખાંતે પ્રભુ નામની ખરી;
વસાણું તમે વહોરો રે, દિલમાં ખરીદ કરી. ટેક
દેહ દુકાન મારે હાથજ આવી, વિવેક વસાણું સાર;
ગાંધીવટુ ગુણ સાગર મારે, હરિ હિરાનો વહેપાર;
ભંડારે ભૂધરજી રે, મનમાં મૂક્યા ભરી. દુકાન૦ ૨
તનની ત્રાજુડી દમની દાડી, આવી હાથ આ વાર;
હડશે હરિના નામનો રે, માંહી રામ રતી છે સાર;
પારખું જે કરશે રે, તેનું તો રહ્યું કામ સરી. દુકાન૦ ૩
વાણોતરિ હુ તો લેઇને આવ્યો છું, શેઠ તો સુંદર શ્યામ;
દિલની વાત ને ચિત્તના ચોપડા, કૈવલ્ય કલમનું કામ;
રામ નામ માંડ્યું રે, ચિત્તમાંહી ચીતરી. દુકાન૦ ૪
ખરો વેપાર ખોટો રખે જાણો, મનમાં કરોને વિચાર;
દાસ રણછોડ વિનવીને કહેછે, જેને ગુરુ ગમનો આધાર;
ખોટી નવ થાશો રે, આં દેહ દુકાન ધરી. દુકાન૦ ૫

## પદ ૨ જું.

ઘેર આવો ગોપીના રે વહાલા, આનંદ વધારો શ્રીનંદલાલા;
નાથ નથી કાંઈ નાના કાલા, તો પ્યાલા પાઇએ પ્રેમના રે. ૧
કુંકુમ કેરાં છાંટા દેવરાવુ, માંહે રે મોતિના ચોક પુરાવું;
તરીઆં તોરણ બહાર બંધાવું, તો વહાલો વધાવુ વિવેકમાં રે. ૨
ઇચ્છાવર ઇચ્છાનો ઠરાવું, જીવ થકી રે ઘણું જતન કરાવું;
મારે હાથે મુગટ ધરાવુ, તો મોતી ભરાવુ ખુંપમાં રે. ૩
કહે રણછોડ અમો શું રે કહીએ, પૂર્વની પ્રીત વિચારોને હૈયે;
કાના વિના રે અમો કેમ રહીએ, તો થઇએ વ્રેહમાં વ્યાકુલાં રે. ૪

## પદ ૩ જું.

કોઈ ચેતો ચતુર નરનારી, જ્ઞાની જ્ઞાની જ્ઞાની રે, કોઈ ચેતો૦ ૧
ધંધો કરીને ભાઈ ધન મેળવતાં, આથડશો અભિમાની રે. કોઈ૦ ૨
મોટા થઇ તમે મશાલો પ્રગટાવી, ઉડી ગયાની અંધાણી રે. કોઈ૦ ૩
લોભ લાલચમાં શું લલચાયા, જુવાની ગઈ છાનીમાંની રે. કોઈ૦ ૪
કહે રણછોડ હરિનું ભજન કરી લો, સાચી શીખામણ લેજો માની રે. કોઇ૦ ૫

---

# ગણુપતરામ.

## દ્વાદશ મહિના.

### પદ ૧ લું—રાગ ગરબી.

સત્ગુરુ સર્વમાં સાર છે, જાણે યોગી રે જન;
અનુભવી હશે તે જાણશે, જેને લાગી લગન. સત્ગુરુ. ૧
કાર્તકે ગર્ભથી છૂટવુ, કરી સાધુનો સંગ;
કર્મ છૂટ્યા વિના સુખ નહિ, દુ:ખમાં બહુ ઢંગ. સત્ગુરુ. ૨
માગશરે મનમાં વિચારજો, એ છે પ્રગટ દેવ;
સત્ગુરુ સાનથી સમજજો, દષ્ટે નિર્ખીને સેવ. સત્ગુરુ. ૩
પોષે પુરા ગુરુ સેવીએ, જેથી સંશય જાય;
આવાગમનની આંટી ટળે, પુરા ગુરુથી મુક્ત થવાય. સત્ગુરુ. ૪
માહે મહાસુખ માણજો, નિત્ય દિવસ ને રાત;
આવો અવસર ફરી નહી મળે, પ્રેમે પરખો પ્રભાત. સત્ગુરુ. ૫
ફાગણે ફરી ફરી નિર્ખીએ, ગુરુ દેવનાં રૂપ;
રૂપ જોઈ જોઈ રીઝીએ, જાહાં નહીં ઠંડ ને ધૂપ. સત્ગુરુ. ૬
ચૈત્રે ચૈતન્ય સર્વમાં, સાક્ષી સત્ગુરુ દેવ;
સર્વ કાળમાં શોભી રહ્યા, નિશ્ચે સમજીને સેવ. સત્ગુરુ. ૭
વૈશાખે વેદ સાખ્યથી, વાધી પ્રીત અપાર;
ચિદ્ આનંદ જોઇને, નામ કર્યું નિર્ધાર. સત્ગુરુ. ૮
જેઠે જન્મ સફળ થશે, જપતાં ગુરુનો જાપ;
ભાવ ભરુસો આણીને, જોજો પોતાનું આપ. સત્ગુરુ. ૯
આષાડે આશા છોડજો, જુઠો જગત વહેવાર;
સાચા સત્ગુરુ દેવ છે, ભજીએ વારંવાર. સત્ગુરુ. ૧૦
શ્રાવણે સાધન શું કરું, જેને ગુરુદેવની સહાય;
જાહાં જોઇએ ત્યાં સન્મુખ ગુરુ, અંગે ઉલટ ન માય. સત્ગુરુ. ૧૧
ભાદરવે ભ્રમ મટી ગયો, ભાસે સઘળે રે બ્રહ્મ;
ખેલ જોશે કોઈ અનુભવી, સમજી માયાનો મર્મ. સત્ગુરુ. ૧૨
આશોએ આશા પૂરણ થઈ, પૂર્યો નખ શીખ વાસ;
હરિ હરિ સઘળે થઈ રહ્યું, સુરતા સ્વામીની પાસ. સત્ગુરુ. ૧૩
દ્વાદશ માસને અનુભવી, ઠરજો ઠેકાણે ઠામ;
જન્મ મર્ણ દુ:ખ ભાગશે, કેહે છે ગણુપતરામ. સત્ગુરુ. ૧૪

# ગુરુસ્મરણનાં પદો.

## પદ ૧ લું—રાગ ગરબી.

ગુરુ સ્મરણ કરતાં જ્ઞાન, થશે એહેવુ જાણો;
સંશય સઘળા દૂર થાશે, તો નિશદિન આનંદ માણો. ટેક.
સ્મર્યા તેહેને સુખ થાય છે, ગીતામાં એમ કહેવાય છે;
વાણી સર્વે સાખ પૂરાયછે, રહેણીથી સુખ થાય છે. ગુરુ. ૧
અઢળક જળમાં રત્ન જ પડીયુ, કેમ કરીને કઢાશે;
વિચાર સાથે શોધન કરતાં, વસ્તુ આવી મળશે. ગુરુ. ૨
પ્રેહનો અગ્નિ જેને પ્રગટ્યો, ગુરુ ધ્યાનમાં રહેશે;
જ્ઞાન ધ્યાન ને પ્રેમ ભાવથી, દર્શન પ્રગટ કરશે. ગુરુ ૩
સ્મરણ સુખ કહ્યું નવ જાય, અપાર લીલા જોશે;
ગણપતરામ ગુરુ સ્મરણથી, પ્રકાશ પુરણ થાશે. ગુરુ. ૪

## પદ ૨ જું.

હૈયાના ફુટ્યા હરિ સગે હેત ના કીધુ,
હું મારું માનીને મથી, મિથ્યા તાણી લીધુ રે. હૈયાના. ૧
મારું તારું કરતાં પ્રાણી, અચેત ઉઠી જાશે;
ગુરુના ઘરની ખબર ન જાણી, અત કાળે ક્યાં જાશે રે. હૈયાના. ૨
મન ઇંદ્રિના મોટા ફાંદા, લાલચમાં લપટાશે;
મોહતણે વશ થઇને મૂરખ, રાત દિવસ અથડાશે રે. હૈયાના. ૩
સગાં સંબધી સર્વ મળીને, જમની આગળ ધરશે;
જેમ આવ્યો તેમ ચાલ્યો જાશે, ફોકટ ફેરો પડશે રે. હૈયાના. ૪
ગુરુ ભજવાનું ચોઘડીયું, તને ફરી ફરી ક્યાં મળશે;
ગણપતરામ ગુરુને ભજતાં, જન્મ મર્ણ ભે ટળશે રે. હૈયાના. ૫

## પદ ૩ જું.

ગુરુના દેશમાં રે, એવો અચરજ ખ્યાલ. ટેક.
ગુરુનો દેશમાં નિત્ય ઉઠી આનદ, કદી ન હોય દૂષા;
કામ ક્રોધ વ્યાપે નહી રે, નહી કોઇની આશા. ગુરુના. ૧
ગુરુના દેશમાં નહીં પ્રવૃત્તિ, નહીં ઇર્ષ્યા નહીં ભ્રાંત;
હર્ખ શોક વ્યાપે નહી રે, નહીં તાપ નહીં શાન્તિ. ગુરુના. ૨
ગુરુના દેશમાં સદા પ્રકાશા, કળુ ન હોય અંધારા;
અજ્ઞાનીને સૂઝે નહીં, જ્ઞાની જ્ઞાન પ્રકાશા. ગુરુના. ૩
ગુરુના દેશમાં જે કોઈ આવે, ફરી જાય તેનું ચક્કર;
ગણપતરામ ગુરુને ભજતાં, નિશ્ચે થાશે ફક્કડ. ગુરુના. ૪

## પદ ૪ થું.

ગુરુના દેશમાં રે, જો જો અખંડ જ્યોતો ઝળકે. ટેક.
વિના આભકા વાદળ દેખ્યા, સહેજે ઘટા બનાઈ;
વિના અર્ક અજવાળુ ભાસે, ચો દિશ વીજો ચમકે. ગુરુના. ૧
પંચરંગના હુવા પ્રકાશા, વિના રેનકા ચંદા;
નેત્ર વિના સહુ નજરે દેખે, તારા મંડળ ચળકે. ગુરુના. ૨
વિના સરોવર અબુજ ભરીયાં, વિના ચાંચકા પંખી;
શૂરા જળમાં કુદી પડ્યા તો, માણેક મોતી ખળકે. ગુરુના. ૩
એસા ખેલ કોઈ શૂરવીર પાવે, જ્ઞાની ગુરુની સંગે;
ગણુપતરામ ગુરુના ઘરમાં, ઝળહળ જ્યોતો ઝળકે. ગુરુના. ૪

## પદ ૫ મું.

ગુરુ ભજરે તુ હરિ ભજરે, કાંઈ સત મહાસુખ દેવાના;
સત હરિ ગુરુ સગપણુ સાચુ, ને બાકી સર્વે કહેવાના. ટેક.
સગાં સંબંધી સર્વ મળીને, લુછી ચુશી લેવાના;
જીવત જમડા લોભ ક્રોધની, મોઘમ માર દેવાના. ગુરુ. ૧
અન્ન તજે કોઈ વસ્ત્ર તજે ભાઈ, જ્ઞાન કથામાં મરવાના;
ચેલા કરવા ભમતા હીડે, ધ્યાન ધરે ધન હરવાના. ગુરુ. ૨
ધ્યાન ધરો ગુરુ અતર ધારી, પ્રેમ પથમાં પળવાના,
જ્ઞાન વિવેક વિચારીને ચાલો, સાચે સદ્‌ગુરુ મળવાના. ગુરુ. ૩
સાચે રાચે રસિયો આવી, ભજતાં ભૂધર મળવાના;
ગણુપતરામ ગુરુ અવિનાશી, ઠીક ઠેકાણે ઠરવાના. ગુરુ. ૪

## પદ ૬ ઠુ-(હોરી).

ગુરુ ગમસેં હવે નીત ખેલુ એસી હોરી;
આજે હોરી રે મેં તો ખેલુ એસી હોરી. ટેક.
ગુરુ ગમ જ્ઞાન આઠે પહોર ખેલુ, આત્મ અનુભવ ભારી;
મોહ રહિત મગનમા મહાલુ;
તો દર્શન પર્શન લેહેરી સદા, સુખ હાલ હજુરી. મેં તો નીત. ૧
માયાતણો મર્મ સમજી લઇને, સંત સમાગમ પ્યારી;
કાળ ક્રોધકુ કસકર રાખુ;
તો જ્ઞાન વિવેક વિચારી, અહો નીશ આનંદકારી. મેં તો નીતુ. ૨
વિશ્વ તણો વિચાર કરીને, વસ્તુ વિષે ચિત્ત ધારી;
વસ્તુવડે સહુ ખેલ ખેલુગી;
તો વિશ્વ કરે ચક ચોરી, હરિજન ખેલે હોરી. મેં તો નીત. ૩

જૂઠ અસત્યનો સગ તજીને, નીર ખીર અનુભવ હેરી;
ગણુપતરામ ગુરુ દર્શની;
તો ઝગમગ જ્યોત ઉજેરી, મટી ગઈ ઘોર અંધેરી. મેં

## પદ ૭ મું-(હોરી).

આજ હોરી રે, સત્ય ગુરુજીસેં હોરી ખેલીએ;
એસી હોરી રે, ગુરુ દેવસેં હોરી ખેલીએ. ટેક.
સત્યગુરુ સાનથી સમજી લઇને, શબ્દ અનુભવ લઇએ;
શબ્દ તણી શમશેર ગ્રહીને,
તો જૂઠ સગે યુદ્ધ લઇએ, લઢી લ્હાવો લાલસેં લઇએ. સત્યગુરુથી. ૧
ગુરુદેવ વિશ્વપ્રકાશી કહીએ, અનુભવી જાણુશો હૈયે;
જાણી માણીને સુખ ભોગવીએ,
તો જન્મ સફળ કરી લઇએ, એવો નિત્ય લ્હાવો લઇએ. સત્યગુરુથી. ૨
સત્ગુરુ સાથે આઠે પહોર રહીને, જાગૃત જ્યોતમાં રહીને;
આશા રહિત ઉદાસી રહીને,
તો નામ નિરંતર લઇએ, નિરાશી મનથી થઇએ. સત્યગુરુથી. ૩
ગુરુદેવના પ્રતાપવડે, અખડ આનંદ લઇએ;
ગણુપતરામ કહે કરજોડી,
તો નિર્ભય નિસાનમા રહીએ, એને મતબાલા કહીએ. સત્યગુરુથી. ૪

## પદ ૮ મું-(હોરી).

પધારો પ્રભુ પ્રાણુજીવન પધારો; ટેક.
પ્રેમે પધારો ને મહા સુખ આલો, સંકટથી રે ઉગારો;
બાહેગ્રહેકી લાજ રાખો તો,
અમને ભરુસો તમારો, નથી બીજો એકે આરો. પ્રભુ પ્રાણુ. ૧
સર્વ શિરોમણિ શ્યામ બિરાજો, દીનનાં દુઃખ નિવારો;
ઉલટ સુલટ કરી ખેલ સુધારો,
તો નાથ નિરંજન તારો, છઉં સદા દાસ તમારો. પ્રભુ પ્રાણુ. ૨
ખબર કરો ખરી હેતે હરિ ગુરુ, ફાગુણુકો માસમાં ઠારો;
જ્ઞાન ગુલાલ અબીલ અનુભવ,
તો શીલ સતોષમાં વારો, ગુરુદેવ ઘેર સધારો. પ્રભુ પ્રાણુ. ૩
સર્વ સમાધાન હાથ તમારે, દાસનાં દિલ સુધારો;
ગણુપતરામ ગુરુનો પસારો,
સમજ સમજ મન મારો, ગુરુદેવ દિલનો પ્યારો. પ્રભુ પ્રાણુ. ૪

### પદ ૯ મું-(હોરી).

આજ હોરી રે, ખેલે હરિજન આનંદ હોરી. ટેક.
આનંદ હોરી ઉજાસ ઘણેરા, તાપ નહિ તલ ભારી;
દુનિયા ડરે ખરો તાપ દેખીને,
સેવકને સુખકારી, સદા રહે પ્રેમ ખુમારી. ખેલે. ૧
સર્વ સખી મળી નિશ દિન ખેલે, આગમ ગુલાલ ઉડારી;
અરસપરસ ગુરુ ધૂન લગેરી,
તાલ મૃદગ બજેરી, આવે ગુરુ શબ્દની લેહેરી. ખેલે. ૨
ખેલ ખેલી ખરો રગ જમાવ્યો, ગેબ ઘટા ઘન ઘેરી;
છાયા થઈ જ્યારે સદ્‌ગુરુ કેરી,
હો ગઈ લાલ ગુલેરી, આવે લેહેર ખુબ ખુબેરી. ખેલે. ૩
એવી હોરી હું ખેલુ આઠે પહોર, હો ગઈ મોહન ભેરી;
ગણુપતરામ ગુરુના ખેલાડી,
સર્વથી બની શુદ્ધ નારી, લગી સત્ય શબ્દથી તારી. ખેલે. ૪

### પદ ૧૦ મું-(હોરી).

મીલાવે, ગુરુ શબ્દથી ધ્યાન મીલાવે. ટેક.
જ્ઞાનથી ધ્યાન ને ધ્યાનથી ધીરજ, સુરતાથી શબ્દ મીલાવે;
સુરત શબ્દ મેળી ખેલ કરે છે,
સ્વામી તણુ સુખ પાવે, અનુભવ અંતર આવે. ગુરુ. ૧
અનુભવ આવે તે એ સુખ પાવે, માયામાં બ્રહ્મ મીલાવે;
બ્રહ્મ સચરાચર વ્યાપક જાણે,
તો દિલમાં દ્વેષ ના આવે, પછી તે કોને સમજાવે. ગુરુ. ૨
સમજ સમજ મન મગન રહે છે, ગુરુગમ શબ્દથી પ્રાવે;
સહેજ સ્વભાવે ખેલી રહ્યા છે,
તો ભજન ભરુસે લગાવે, નહીં કોઈ આવે ને જાવે. ગુરુ. ૩
સંત સેવા ગુરુ સ્મરણુ અંતર, નિર્ભયે નિશાન ચઢાવે;
ગણુપતરામ ગુરુના વિલાસી,
તો ભક્તિ દયા દિલ ભાવે, એવું સુખ સેવક પાવે. ગુરુ. ૪

### પદ ૧૧ મું-(હોરી).

થઈ ઉદાસી, ગુરુ શબ્દનુ જ્ઞાન પ્રકાશી. ટેક.
ઉદાસી થઈ સત્સંગતમાં રહેવે, ન જાય મથુરા ને કાશી;
સંત હરિ ગુરુ સમજીને સેવે,
તો અડસઠ તીરથ વાસી, સદા રહે મન ઉદાસી. ગુરુ. ૧

સંત સમાગમ ખેલે નિરંતર, મારીને મોહ મેવાસી;
ક્રોધ તજી શીલ સતોષ લેવે,
તો જગતથી મન ઉદાસી, પછી કરે નિત્ય વિલાસી. ગુરુ. ૨
જગતમાં જીવણુ જોઈ વિચારી, જગત ગુરુ ને હુ દાસી;
જગત ને ભગતમાં અતર નહી,
તો અલક ખલક ખુબ ખાશી, મટી ગઈ લક્ષ ચોરાશી. ગુરુ. ૩
સશય સકળ સહુ દૂર કરીને, મુક્ત મેદાનમાં વાસી;
ગણુપતરામ કહે શિર નામી,
તો ચરણુ કમળ થઈ દાસી, મટી ગઈ યમની રે ફાંસી. ગુરુ. ૪

## પદ ૧૨ મું-(હોરી).

સોહાવી, ગુરુ જ્ઞાન ગુલાલ સોહાવી. ટેક.
જ્ઞાન સોહાવ સદા સુખ પાવ, શબ્દમાં સાન લગાવી;
યંત્ર જુદા જુદાં ધાટ ઘણેરા,
તો શબ્દમાં શબ્દ સુણાવી, ગયા સૌ ધાટ ભૂલાવી. ગુરુ. ૧
સૃષ્ટિ સકળ સૌ માત પિતા છે, અતરભાવના આવી;
શક્તિમાં શિવ ને શિવમાં શક્તિ,
તો માયામાં બ્રહ્મ મીલાવી, ટળ્યો તાપ શબ્દ શમાવી. ગુરુ. ૨
છાંડી ગુલાબ ધુમે ગુરુગમથી, કૃષ્ણુ રાધાગમ લાવી;
સુરતા શબ્દ મળી રાસ રચ્યો છે,
તો તાથૈ તાન મેળાવી, જુએ જ્યારે લાજ ગુમાવી. ગુરુ. ૩
રુદે કમળમાં રાસ જમાવી, જુગતે જુવે નિદાવી;
ગણુપતરામ ગુરુગમ ખેલે,
તો એવી છે હોરી ઠરાવી, ગુરુનામ નીભાવી. ગુરુ. ૪

## પદ ૧૩ મું-(હોરી).

બ્રજબાલા, હોરી ખેલે ગુરુદેવ લાલા. ટેક.
વ્રજ સખી સૌ ભેગી મળી છે, સાથે છે કા'નજી કાળા;
તાલી દેઈ ખુબ ધુમે ગગનમાં,
તો હો રહ્યા હ્રદયે ઉજાલા, ઉડે ભાલા અણીઆલા. હોરી. ૧
રુદે વૃંદાવન અષ્ટ કમળમાં, ખેલી રહ્યા નંદલાલા;
ચોફેર ચાક ચઢાવી ચતુર્ભુજ,
ધુમે ઉરાડી ગુલાલા, ગોપી રે કાલાવાલા. હોરી. ૨
ગુરુજીથી ગોપી ને ગોપીથી ગુરુજી, ગોપી ગુરુ એક આરા;
અરસ્પરસ મળી રંગ જમાવ્યો,
તો હો ગયા લાલ ગુલાલા, પીએ તે પ્રેમના પ્યાલા. હોરી. ૩

વ્રજ સખી ગુરુદેવની દાસી, દાસીમાં દેવ દુંદાળા;
ગણુપતરામ ગુરુ ઘણા વહાલા,
તો ઠામ નથી કોઈ ઠાલા, છબીલાજી છેલ છોગાળા. હોરી. ૪

### પદ ૧૪ મું.

રુદયે હિંમત રાખો માહારા હરિજન, રુદયે હિંમત ધરીએજી.
જાયું તે તો જરૂર જાવાનું, વિઠ્ઠલ વરને વરીએ હોજી;
શિર સાટે સદ્ગુરુ મળે તો, પાછી પુઠ ન કરીએ. રુદયે. ૧
હરિભજનમા હિંમત રાખો, દુર્જનથી નવ ડરીએ હોજી;
મહા પથનો મારગ મેલી, અવર ઠામ નવ ઠરીએ. રુદયે. ૨
સ્મરણ કરીએ સોહ રામનું, વેદ વચન ઉચરીએ હોજી;
જાપ અજપા જુગતે જપીએ, ધ્યાન હરિનું ધરીએ. રુદયે. ૩
અમૃતરસ અખડ સ્વામીનો, ભેદ જાણીને ભરીએ હોજી;
સદા બ્રહ્મ ભરપૂર ભર્યો છે, અનુભવને આદરીએ. રુદયે. ૪
કાચા કુંભ સરીખી કાયા, જાતાં વાર ન જરીએ હોજી;
ગોવિંદજીના ગુણ ગાઈ લો, ભવજળ પાર ઉતરીએ. રુદયે. ૫
મનુષ્યા જન્મ મળ્યો છે મોંઘો, ફંદ માંહે નવ ફરીએ હોજી;
નાભિ કમળથી ચલી રે સુરતા, શ્વાસો શ્વાસે સ્મરીએ. રુદયે. ૬
સાચો સંત સમાગમ કરીએ, વાણી વિમળ ઉચરીએ હોજી;
કહે ગણપત સદ્ગુરુને સેવો, પંથ બીજો પરહરીએ. રુદયે. ૭

—✲✲✲✲✲—

# ગેમલદાસ.

## ભકિતનાં પદો.

### પદ ૧ લું.

લાગે પ્રેમ પ્રીતનો રંગ, ટાળ્યો તે તો નહિ ટળે રે,
દ્વેષી દુર્જન લોક, રીસે તે તો બળે રે. ૧
મારા શિર પર છબીલાની છાપ, ભવો ભવ રહેજો રે;
હરિના દાસના દાસનો દાસ, મને નિત્ય કહેજો રે. ૨
હરિ સંત સેવતાં મેણું, બેસશે તો સહીશું રે;
હરિ સદ્ગુરુ મળે એક, તેના થઈ રહીશું રે. ૩
ભજતા જાયે ભલે લાજ, તો હવડાં જાજો રે;
ગુરુ ગમે ગેમલજી કહે, ગુણ ગોવિંદના ગાજો રે. ૪
હરિ સંત સ્વરૂપી ઝાઝ, તેમાં જે કોઈ બેસે રે;
તેને લઇને ઉતારે ભવપાર, ગેમલજી કહે છે રે. ૫

## પદ ૨ જું.

હરિ ભજવાનો મળ્યો રે સબંધ, હરિ કોઈ ભજશે રે;
બીજા અન્ય નહિ રે ઉપાય, ફેરા બહુ ફરશે રે. ૧
ઘણું તે લેઈ તન મન ધન, ગુરુ ચર્ણે ધરિયે રે;
કરીએ સાધુ કેરા સગ, વિષય પરહરિયે રે. ૨
દિન ઉગે ભૂલ્યો રે ભુવન, પછી ક્યાંથી જડશે રે;
આગળ આવી અધારી રાત, ઘણું રડવડશે રે. ૩
હરિ ભજતાં ભલે લાજ જાય, હવડે જાજો રે;
ગુરુગમ ગેમલજી કહે સોય, હરિગુણ ગાજો રે. ૪

## પદ ૩ જું.

એવી કુડી તે લાજને કાજ, વાલમ ના વિસારિયે રે;
મનને સુઝે તે કરે વાત, સંસાર હૈયેથી તારિયે રે. ૧
પરનિંદા સ્ત્રી સોય, સ્વપ્ને ના ભાળિયે રે;
ખર ગજ રથ ને રે તુરંગ, મિથ્યા પ્રમાણિયે રે. ૨
જેનાં રોગે ભરાયાં નેત્ર, પિંડ તે તો ભારે રે;
છે યથાર્થ જેમનું તેમ, કમળો તેનો ઠારે રે. ૩
તે અર્ક ના હોય ઉદ્યોત, તેણે શું થયું રે;
કોઈ મળે સંત સુજાણ, તીમીર તેનુ ગયું રે. ૪
એવા શિવ વિરંચી માંય, * * *
ગુરુગમ ગેમલજી કહે સોય, તે લે જડ નહીં રે. ૫

## પદ ૪ થું—રાગ મારુ.

હરિ ભજતાં હજુ કોઇની લાજ, જતાં નથી જાણી રે;
એમ શ્રુતિ સ્મૃતિ કે સત, વદે વેદ વાણી રે. હરિ. ૧
આપ્યુ વિભિષણને રાજ્ય, રાવણને સંહારી રે;
વ્હાલે ઉગાર્યો પ્રલ્હાદ, હિરણ્યકસ્યપ મારી રે. હરિ. ૨
વ્હાલે અંબરીષના અવતાર, આપે આડા ધરીયા રે;
હરિએ કીધી ગજકેરી સાહ્ય, ગરુડપર ચઢીયા રે. હરિ. ૩
વ્હાલે મીરાંબાઇનુ વિખ, હળાહળ પીધુ રે;
પૂર્યાં પાંચાલીનાં ચીર, પાંડવ કામ કીધુ રે. હરિ. ૪
વ્હાલે નરસિંહ મેતાને હાર, હાથો હાથ આપ્યો રે;
ધ્રુને દીધુ અવિચળ રાજ્ય, પોતાનો કરી થાપ્યો રે. હરિ. ૫
આઘે રહી કીધાં ભક્તનાં કામ, માટે હવડાં કરશે રે;
ગુરુગમે ગેમલજી કેહેત, હરિ દુઃખ હરશે રે. હરિ. ૬

### પદ ૫ મું—રાગ સોરઠ.

ખેલ્યો રે રાત અંધારી રે, તારો કંથ ખેલ્યો રે રાત અંધારી. તારો. ટેક.
દાળ ભર કર ધહુને લાવ્યો, ઉપર બાચકા ભારી રે;
હેલો દેઈ બારણીએ આવ્યા, હાંરે તુ તો જાગ સુલક્ષણી નારી રે. તારો. ૧
વહાણું વાશે ને પગલું જણાશે, મુશ્કેલ પડશે ભારી રે;
અર્ધી રેન ને મેહુલો વરસે, હાંરે એ તો પ્રભુએ વાત સુધારી રે. તારો. ૨
સતોની કાજ મેં તો ચોરી રે કીધી, માર્યાની* શકા ન આણી રે;
ગેમલદાસ પ્રભુ મેણા મારે, તમે લજ્જા રાખો હમારી રે. તારો. ૩

### પદ ૬ ઠું.

ઓધા જઇને કહેજો, તમો ગિરિધારીને;
એમ ઓરંભા દેજો રે, તજી વ્રજનારીને. ૧
નટવરને વિયોગે રે, ભોજન નવ ભાવે;
ઘણા વ્રેહને રોગે રે, નિદ્રા નવ આવે. ૨
પંડે પીળી થઈ છુ રે, પીડે પ્રીત તણી;
સુધ ભૂલી ગઈ છુ રે, વ્રેહની દાઝી ઘણી. ૩
નથી સુખ શરીરે રે, નથી અમે નિર્મગતા;
વ્રઠ જમનાને તીરે રે, રંગેસુ ઘણું રમતા. ૪
ઘણું ઘૂઘટ તાણી રે, બીહીતાં બોલુ છુ;
જાણે જેઠ જેઠાણી રે, તે દરદે ડોલુ છુ. ૫
સાસુ નણદીના ડરની રે, હાં રે ઘણી માની છે;
વિઠ્ઠલવર સાથે રે, પ્રીત તો છે છાની છે. ૬
કંથ કેડે ફરે છે રે, દીયર દુ ખ દીયે ઘણું,
દેઈ લેઈને દમે છે રે, જુઓ દુ.ખ નારી તણું. ૭
વહેવારમાં વસવુ રે, વ્રજતણે વાસે;
કોઈ સાથે ના હસવુ રે, ઘડી નીચે શ્વાસે. ૮
બોલી પેસમા બીહીવુ રે, લોક લજ્જા આણી;
પળ પળમાં પીવુ રે, વાઘ વચ્ચે પાણી. ૯
એહેવાં સંકટ સહીએ રે, ગિરધરને કાજે;
દુઃખ કોને કહીએ રે, મેહેલ્યાં એમ મહારાજે. ૧૦
ઓધા જઇને કહેજો રે, તમો નરના નરને;
પાણી મોરથી† પીધુ રે, પછે શું પૂછો ઘરને. ૧૧
ઓધા જઈ કહેજો રે, છબીલાજીને છાનું;
ઠીક ઠરાવી કહેજો રે, ગિરધરને બહાનું. ૧૨

* અથવા ' માયાની. ' † મોરથી—પહેલેથી

દેજો દયા કરીને રે, દર્શન દાસીને;
એમ કહેજો હરિને રે, આવ્યા શું નાશીને. ૧૩
એક વાર પધારો રે, વહાલ વધારીને;
ગુણ ગેમલ ગાયે રે, વાત સુધારીને. ૧૪

# અગ્રદાસ.

## રામભકિતનાં પદો.

### પદ ૧ લું.

પહેરે શ્રી દશરથ લાલ, પવિત્રાં પહેરે શ્રી દશરથ લાલ. ટેક.
સુદર સ્યામ છબીલે નાગર, સકળ અવધકે પ્રતિપાળ. પવિત્રાં૦ ૧
દઢ મન હરત હમારે રઘુવર, સગ જાનકી અતિ સુકુમાર. પવિત્રાં૦ ૨
ભક્ત જનોના કલ્પતરુ પ્રભુ, અતિ આનંદ સિંધુ અપાર. પવિત્રાં૦ ૩
માત કૌશલ્યા મન મોદ વધ્યો છે, નિર્ખી નિર્ખી શોભા વિશાળ. પવિત્રાં૦ ૪
અગ્રદાસ, કીએ પ્રાણ નોછાવર, કરુણાસિંધુ અતિ હે કૃપાળ. પવિત્રાં૦ ૫

### પદ ૨ જું.

શ્રી રામચદ્ર પદ ભજ વેળા એક, ભજ વેળા એક મહા સુખદાયક. શ્રી રામચદ્ર૦ ૧
અભેકરણ ભવતરણ પ્રૌઢ દઢ, જુગ જુગ સાખ વેદકે વાયક. શ્રી રામચંદ્ર૦ ૨
ચિત્ત વીત ચરણ સકળ કલ્પતરુ, વિપદ નહિ સદા સુખદાયક. શ્રી રામચંદ્ર૦ ૩
સત્યકી સદા ઇચ્છા કારણ, નિશદન રહે ધનુષ્યકે ધારક. શ્રી રામચંદ્ર૦ ૪
ગૌતમ ગૃહણી ગ્રેહે ગજ તારે, લકા વિભીષણ કપિ જો સહાયક. શ્રી રામચંદ્ર૦ ૫
સેવા અલ્પમા કુસુમ માનત, કરુણાસિંધુ અયોદ્ધા નાયક. શ્રી રામચંદ્ર૦ ૬
શિવ વિરંચી નારદ મધુકર, વિણા ધરી વિમલ જશ ગાયક. શ્રી રામચંદ્ર૦ ૭
જાનકી જીવણ સચરાચર રમી રહ્યો, અગ્રદાસ ઉર આનદદાયક. શ્રી રામચંદ્ર૦ ૮

### પદ ૩ જું—રાગ બેહાગ.

વાગે રે હો વાગે રે, પેલા વનડામાં તે વેણ વાગે રે.
એકલડી કેમ જાઉં મોરી સાથની, દુરીજન રે દુરીજનનો ડર લાગે રે. પેલા૦ ૧
સાસુડી શૂળી મારી સુખ નિદ્રામાં, ન્હાની નણદલ જાગે રે. પેલા૦ ૨
અગરદાસના સ્વામી કૃપા કરીને, ચરણકમળ ચિત્ત રાખે રે. પેલા૦ ૩

# કાસીદાસ.*

## થાળનાં પદો.

### પદ ૧ લું.

કેદારો કહેતામાં હરિ, આવે હરિજન પાસ;
દુઃખ મટાડી સુખ કરે, પૂરે મનની આશ. ૧

(સાખી.)

આશા પૂરે મન તણી, ગાય કેદારો કોય;
સન્મુખ આવે શામળો, આ વિશ્વની માંહ્ય. ૨
આ વિશ્વમાં કંઈ થયા, કંઈ થશે નિર્ધાર;
કરશે કામ સર્વનાં, જગકર્તા પ્રતિપાળ. ૩

(સાખી.)

જગકર્તા સર્વથી, શ્રેષ્ઠ જગમાં જાણ;
કાશી કહે ભજન વિના, જનનીએ જન્મ્યો પ્હાણ. ૪

### પદ ૨ જું.

મારે ઘેરે આવો રે, હરિ પ્રસાદ પાવાને;
વિલંબ ન કરશો રે, નૌતમ નહાવાને. ૧
સૌ હરિજન સાથે રે, પ્રાણનાથ પધાર્યા;
ચંદન ચાખડીએ રે, ચાલંતા ભાળ્યા. ૨
આવીને ઉભા રે, મંદિરે મારામાં;
મન મારુ પ્રોયું રે, પ્રીતમ પ્યારામાં. ૩
કનક સિંહાસન રે, મલીયાગરના પાયા;
તે પર બેઠા રે, નંદ યશોદાના જાયા. ૪
પ્રણામ કરીને રે, ભેટ્યા મોહનજી સાથે;
વળતી ઉઠ્યા વિઠ્ઠલ રે, નહાવાને માટે. ૫
ઉષ્ણોદક મુક્યુ રે, જળ જમનાનું લાવી;
કર્યું મર્દન અંગે રે, કસ્તૂરી મગાવી. ૬
સ્નાન કરીને રે, ઉઠ્યા કૃષ્ણજી આજે;
પાટ સોનાની નાંખી રે, પ્રીતમ જમવાને કાજે. ૭
જમનાજીની રે, ભરી વારી ઝારી;
તરસ લાગે તો પીજો રે, વારે વારે ગિરધારી. ૮

---

* આ કવિના પિતાનું નામ મોરારજી, જ્ઞાતે લુહાર, ને વતન દયાદરા પણ કારેલા ગામમ હેતા હતા.

કનકથાળમાં પીરસ્યું રે, ભોજન ભૂધરજી તમને;
હોંસ કરીને જમજો રે, કહું છું હું તમને. ૯
કમોદ પંખાળી રે, ખંડાવી ખાંતે;
નિર્મળ તાંદુલ તે તો રે, મેલ્યા છે એકાંતે. ૧૦
ભાત તેનો મેં કીધો રે, માંહે મઠાની કઢી;
ભજીયાં બહુ ભાવે રે, ઉત્તમ પાપડ વડી. ૧૧
દાળ કીધી સુંદર રે, માંહે મસાલો નાખી;
પ્રેમ ધરીને પીરસું રે, જીવન જુઓ ચાખી. ૧૨
ઘઉં દાઉદખાની રે, લાવીને છોડ્યા;
સોનગઢ ઘંટીએ રે, બહુ ઝીણા દળિયા. ૧૩
પરસુદી કાઢી રે, સેવને વણી છે સારી;
જુગતે ઓસાવી રે, લાવુ ઘીની વાઢી. ૧૪
ઉત્તમ સાકર નાખું રે, વાટેલી ઝીણી;
બદામ ચારોળી રે, કોપરું નાખ્યું છીણી. ૧૫
પીસ્તાં ને ખસખસ રે, માંહે કેસરના વાળા;
જુગતે જમજો રે, ગોવિંદ ગોપાળા. ૧૬
ચણા ને વટાણા રે, બાકરા તુવરના;
સુરણ ને શિંગો રે, કર્યાં શાક પરવરનાં. ૧૭
ચોળા ને ઝાલર રે, વેગણ છે સારાં,
કારેલાં કંટોલાં રે, છે હરિને પ્યારા. ૧૮
તાંદલજો મેથી રે, કલમકલ્લાની ભાજી;
કોળું ને ભીંડા રે, જોઇને થયા રાજી. ૧૯
કેરી ને કરમદ રે, લીંબુ બહુ ઉત્તમ;
બીલી ને કેરાં રે, આરોગો શ્રી નૌત્તમ. ૨૦
છે કુંવરનું લીંબું રે, કાકડી કોઠમડાતણી;
મરચાં મેં તો તળિયાં રે, સુદર દાળ ચણાતણી. ૨૧
આંમળાંનું અથાણું રે, હરિ આપું તમને;
ખાંતીલા ખાઇને રે, દેજો જશ અમને. ૨૨
સત્તાવનનું (?) રે, મૂલ્ય મેં તો આપ્યુ છે;
આદુ ને હળદર રે, અથાણું કાઢ્યં છે. ૨૩
ચટણી મેં તો વાટી રે, મરચાં લીલાં નાખી;
ધાણા પુદીના રે, નાખ્યા રુદીયે રાખી. ૨૪
આદુ ને હળદર રે, માંહે નાંખ્યાં છે મરી;
જુગતે જીરુ નાંખ્યું રે, હૈયામાં મેં તો હોંસ ધરી. ૨૫

ગોળ આંબલી માંહે રે, કોપરુ નાખ્યું સુકું;
ભાવ હોય તો હોંસે રે, ત્રિકમા તમને મૂકું. ૨૬
જે જોઇયે તે લેજો રે, પ્રભુજી માગી;
રખે શરમાતા રે, પૂરણ બ્રહ્મ ત્યાગી. ૨૭
જગજીવન જમ્યા રે, પૂરણ જશ આપી;
દાસ કાશીના રે, દુખડા નાખ્યા કાપી. ૨૮
હરિ તમને આપુ રે, મુખવાસ મન ગમતા;
પ્રેમ કરીને લેજો રે, ગમત કરતા કરતા. ૨૯
પાન પુનાનાં ઉત્તમ રે, બીડા આપુ વાળી;
કાથો ચૂનો રે, માંહે લવગ સોપારી. ૩૦
આપુ એલચી ઝાઝીરે, સુઠ વડોદરીયા ખારી;
મોહન મુખવાસ કરજો રે, ઉપર આપુ વરીઆળી. ૩૧
ભક્ત કાશીના રે, સ્વામીને ભજતા ભાવે,
જન્મો જન્મનો રે, તારો દાસ તે તો કહાવે. ૩૨

---

# કાળીદાસ.

## શિવલીલા.

### પદ.

જીવ તુ શિવને સંભારને, બીજી મુકી રે જજાળ;
ઘડી એક જાયે સોના સમી, શિરપર ભમે છેરે કાળ. જીવ તુ૦ ૧
જાવું કાળના હાથમાં, મરતા કેટલી વાર;
જીવ માયામાં વહી ગયો, કેમ ઉતરશો ભવ પાર. જીવ તું૦ ૨
જેવું મોતિ રે ઉષાસલું, તેવો ખોટો રે સંસાર;
દીસતુ રે રળિયામણુ, ખરતા કેટલી વાર. જીવ તું૦ ૩
જળ પરપોટો રે નિર્મળો, જોતાં પરગટ થાય;
મૂરખ મનમા નથી જાણતો, જોતા જળમાં રે સમાય. જીવ તું૦ ૪
જેવી ખરા બપોરની છાંઅડી, જેવુ અજલિમાનું નીર;
જેવું કવખતનુ* વાદળું, તેવો મિથ્યા સંસાર. જીવ તુ૦ ૫
જેવું ચાદરણું ખીલીયું, જેવી વેલુની ભીંત;
જેવો વા વચ્ચે દીવડો, તેવી કાયાની રીત. જીવ તુ૦ ૬

---

* મૂળ પાઠ 'જેવું કવાકળનુ વાદળુ.'

જેવા કેળના થાંભલા, તેવો ખોટો રે સંસાર;
જેવા ધૂમાડાના બાચકા, તેવો કાયાનો વ્યાપાર. જીવ તું૦ ૭
કાચો કુંભ જળે ભર્યો, રહેશે કેટલીક વાર;
કાગદ ભીંજ્યો રે પાણીએ, માન તું એવો સસાર. જીવ તું૦ ૮
જેવો સંયોગ નદી નાવનો, પ્રભાતે એકઠાં થાય;
પછે કો કોને મળે નહી, આપ આપણે ઘેર જાય. જીવ તુ૦ ૯
નદી કિનારે રુખડા, પ્રભાતે ધોવાઈ જાય;
મૂર્ખ મનમાં નથી જાણતો, જોતાં સમૂળાં જાય. જીવ તું૦ ૧૦
પોપટ ભણતો રે પાંજરે, માંજાર ઉભી છે દ્વાર;
મૂર્ખ મનમાં નથી જાણતો, શિર પર ભમે છે કાળ. જીવ તુ૦ ૧૧
જેવાં વૃક્ષનાં રે પાંદડાં, દીસે શોભાયમાન;
કાળ સંજોગે પ્રકટ થયાં, પછે વેરાયાં રાનો રાન. જીવ તું૦ ૧૨
જેવા વાસો રે પંખી તણો, સન્ધ્યાએ એકઠાં થાય;
પછે કો કોને મળે નહિ, પ્રભાતે ઉડીને પલિ જાય. જીવ તુ૦ ૧૩
હીંડો રે મૂછો મરડતા, મુકે લડસડતા રે પાગ;
મર્ણ કાળે રે રુંધીયો, ખોવા આવ્યો રે ભાગ્ય. જીવ તું૦ ૧૪
જોબન મદમાં રે ચાલતો, હર્ખે ઘેલો રે થાય;
આંખે સામુ રે જુએ નહી, જ્યારે પ્રાણ રુંધાય. જીવ તુ૦ ૧૫
બાળપણું રમતાં ગયું, જોબન નારીની સાથ;
મરણકાળે થયા આકરા, વિસાર્યા વિશ્વંભર નાથ. જીવ તુ૦ ૧૬
મેલ્યા રાણા રાજીયા, પેહેલી ગર્થ ભંડાર;
સાથે કો નથી આવતું, આવે પુણ્ય ને પાપ. જીવ તું૦ ૧૭
મારું મારુ રે આદરે, તારુ નથી રે કાંઇ;
આપ આપણે સ્વાર્થે સહુ મળ્યું, મન વિચારીને જો આંહિ. જીવ તું૦ ૧૮
દાટયુ સાટયુ સર્વે રહ્યુ, ના કીધી કર્મની છૂટ;
પુણ્ય દાન ન આપીયુ, એવી દૈવે બાંધી સુધ. જીવ તું૦ ૧૯
પાંચ ચોર પુઠે પળ્યા, લુટે રાત ને દશ દિશાય;
મૂર્ખ મનમાં નથી જાણતો, આઘે આઘે રે ધાય. જીવ તું૦ ૨૦
સ્વપ્નું લાધ્યું રે ઉંઘમાં, પામ્યો ગર્થ વિશાલ;
જાગ્યો ત્યારે દીશે નહી, અંતે થયો રે નિરાશ. જીવ તુ૦ ૨૧
કાયા નગર ભેળાઈ ગયું, ઠામો ઠામ લુંટાય;
દશે દરવાજા ભીડીયા, ન કોઈ વારે રે ધાય. જીવ તું૦ ૨૨

વિષય મારગ ચાલતાં, આગળ અંધારી રાત;
મૂર્ખ મનમા નથી જાણુતો, તારે કોનો છે સાથ. જીવ તું૦ ૨૩
ભવ સાગરમાં બુડતાં, લીધાં શિવનાં રે નામ;
કાળીદાસ કુવેર વર્ણવે, ચર્ણ આપો શિવ ઠામ. જીવ તું૦ ૨૪
એ શિવલીલા જે કો સાંભળે, તેના પુણ્યનો નહીં સવનો પાસ;
શિવનો દાસ એમ વર્ણવે, રાખો ચર્ણ નિવાસ. જીવ તું૦ ૨૫

---

# કેવળરામ.

## હરિભકિતનાં પદો.

### પદ ૧ લું-રાગ સોરઠ.

સખી વૃન્દાવન મોઝાર, વ્હાલે વાહી વાંસલી;
એનો શબ્દ ગયો ત્રણુ લોક, ગગનમાં સાંચરી. ટેક.
શબ્દ ગયો ત્રણુ લોકમાં રે, એહેવો એનો સાદ;
બ્રહ્મા માહેશ્વર મોહી રહ્યા રે, એવો સુણી મધુરો નાદ. વ્હાલે૦ ૧
નવ લખ તારા થંભીયા રે, થભીયા રવિ ને ચંદ્ર;
નવસો નવાણું નદીઓ થંભી રે, વ્હાલા થભ્યા છે સાત સમુદ્ર. વ્હાલે૦ ૨
ડુંગર પર્વત ડોલીયા રે, ડોલ્યાં વનનાં વૃખ;
વ્રજનારી વ્યાકુળ થઈ રે, એને હૈડે તે વાધ્યા હર્ખ. વ્હાલે૦ ૩
સન્મુખ આવી સુદરી રે, ઉભા રહ્યા છે નાથ;
કેવળના સ્વામી શામળા રે, મુજ અબળાનો ઝાલો હાથ. વ્હાલે૦ ૪

### પદ ૨ જું-રાગ મારુ.

ઉભેલી રે જમના આરે, મારી સહીયરો ઉભેલી જમના આરે;
ભ્રકુટી કમાન બાણુ વાગ્યાં લોચનનાં, રસીકસી હ્રુદિયામાં મારે. મારી૦ ૧
મારે તો લોકલાજ નિર્લજને, એને તો કોઇએ ના વારે. મારી૦ ૨
કેવળરામ જીવણુ ધન માધવ, પ્રભુજી નંદ દુલારે. મારી૦ ૩

### પદ ૩ જું.

શ્રી કૃષ્ણુનામ આધાર, સાર સુખ કૃષ્ણુ નામ આધાર;
પ્રેમ પુનિત પ્રીત નદા નંદન, એહી વિચાર વિચાર્ય. ટેક.
સુખ આવે દુ:ખ જાય, બ્રહ્મમય, હરિ નામ ઉચાર;
વિના ગોપાળ નહિ કો અપનો, સંત જન કહત પોકાર. કૃષ્ણુ૦ ૧
* * * * *
કેવળરામ વૃન્દાવન જીવન, ધરનહુ રટત નર નાર. કૃષ્ણુ૦ ૨

---

# કેશવદાસ.

## હરિભક્તિનાં પદો.

### પદ ૧ લું.

સોનલા તે કેરું રે સુંદર પાળણું, મોતીડે પ્રોઈ રે દોર;
હીરલા કેરા રે જડીયા હંસલા, માણેક કેરા રે મોર.
હર્ખે હીંદોળે રે માતા યશોમતિ, પોઢો પુત્ર રે પાળણા માંહ;
કરતી હુલામણાં કહેતી વધામણાં. હર્ખે૦ ૧
કોણ કોણ રે પુણ્ય રે, પ્રભુ અમો આચર્યાં, કોણ વળી દીધલાં દાન;
વૈકુંઠ નાથ રે પોઢા પાલણે, કમળ નેન ઘનશ્યામ. હર્ખે૦ ૨
પાવન કીધી રે વ્રજની સુંદરી, પાવન ગોકુળ વાસ;
પાવન કીધા રે વીરલા ભક્તને, ગુણ ગાયે કેશવદાસ. હર્ખે૦ ૩

### પદ ૨ જું—રાગ ગોડી.

મોહી વ્રીજની નારી, જોઇ બાઈ મોરલી મોહન ગારી;
વ્રદાવન વાજે શુભકારી, કાહાનો બાલો બ્રહ્મચારી. જોઇ૦ ૧
જોવા મનડું રે હીસે, હારે વણ જોયા કયમ જીવીસે;
એકવાર નયણે દીસે, ઉતર દેઈ ન શકીસે. જોઇ૦ ૨
ચરણે કુંડળ રે ચળકે, હાં રે કટી મેખલા કટિખલકે;
હરિ લંકમાંહે લેહેકે, નેપુરીઆં કાને ઝળકે. જોઇ૦ ૩
ચરણે શેહાવ્યાં રે વેલિયાં, હા રે વિછિયડાકરઆંગળિયાં;
કુલી બંધન કર કોમલિયાં, શિર સોહે માદલિયાં; જોઇ૦ ૪
ભુષણ ભુલી રે અંગે, જોરે બાઇ કાજળ સારાં માગે;
નેણ રેખ સિંદુર રંગે, ચરણા અરધ ઉતુગે. જોઇ૦ ૫
ચુનડ પોતડીએ પહેર્યાં, હાં રે ધાટડીએ હીરા ઝવેરા;
નેણ બિંબને ગુણ ગહેરાં, જયમ સાયર ચાલે લહેરાં. જોઇ૦ ૬
એક જઇ પોહોતી રે આદે, હરિને તેડતી સરુ એ સાદે;
શિખામણ રે વદંતી વાદે, નવ પીજે પ્રેમ પ્રમાદે. જોઇ૦ ૭
સઘળી મળી આરે ટોળે, જોરે સખી કો આગળ કો ઓળે;
દર્શન દેવતણાં ડોલે, બેસાડી નેત્ર હીંડોળે. જોઇ૦ ૮
સુરિનર આશ્ચર્ય જ થાયે, હાં રે શશી પુનમ અસ્ત ન થાય;
વૈષ્ણવ જન નમીયા પાયે, તાંહાં કેશવ હરિગુણ ગાય. જોરે૦ ૯

### પદ ૩ જું—રાગ દેશાખ.

સખી ક્ષણ ઓરા આવીએ રે, રુડો નંદજીનો લાલ લડાવીએ રે. ૧
એણે ગોકુળ રેલતું રાખ્યું રે, બળ બાંહોડી વડે પ્રભુ દાખીયું રે. ૨

ધર્યો ગોવર્ધન લીલા કરી રે, ત્યારે સાત વર્ષના શ્રી હરિ રે. ૩
કોપ્યો ઇંદ્ર હાવું નવ ચાલિઉં રે, એણે નંદસુતે મારું ઘર ઘાલિઉં રે. ૪
તજી ઇંદ્રસદન ગોકુળ આવિયા રે, સાથે કામદુર્ગા ધેન લાવિયા રે. ૫
કરજોડી પડ્યો પ્રભુ પાયસુ રે, રાખો રાખો હરિ શરણુ જ શાહેસુ રે. ૬
મેં તો પુરુષોત્તમ નવ જાણિયા રે, હાવે ત્રિભુવનનાથ પ્રમાણિયા રે. ૭
દીન જાણી દયા મુને કીજીએ રે, હાવે રંક પોતાનો કરી લીજિએ રે. ૮
દીધી આજ્ઞા હરી સુર રાજને રે, જાઓ ઇંદ્રસદન કરો કાજને રે. ૯
પ્રભુ પ્રગટીયા પ્રીતને કારણે રે, જન કેશવ જાયે બલિહારણે રે. ૧૦

### પદ ૪ થું.

જઇને કદમ ચઢી બેઠા, શ્રી રાધાજીનાં ચીર હરિને.
જઇને કદમ ચઢી બેઠા. ટેક.
હુ રે બાલા બ્રખુભાનદુલારી, તમે તો નંદજીના બેટા રે.
જાતાં ને વળતાં મારી સહીયર દેખે, તમો નાખો તે નવરંગ હેઠા રે. રાધાજી. ૧
વહાણું જાણે તમને કોઈ નવ દેખે, પાનઘટામાં જઈ બેઠા રે. રાધાજી. ૨
કેશવના સ્વામી શ્રી યદુનાથજી, હવડાં ઉતારું તમને હેઠા રે. રાધાજી. ૩

---

# ગુલાબપુરી.

### પદ ૧ લું.

રામ રસ પ્યાલા હે ભરપૂર, પીવે કોઈ ઘટક ઘટક ઘટક;
જા તન લાગી શબ્દકી ચોટ, કલેજે ખટક ખટક ખટક. ૧
તુમે સાહેબ સાહેબ મેં તું, જેસા બીજમેં લટક;
ઉલટી સુલટી સાન ગુરુકી, મીટ ગઈ મનકી ભટક. ૨
આપા ખોવે જોને દીલકું ધોવે, ચઢે રામ રંગ ચટક;
પકડ સુરતકી દોર, ગગનમેં ચઢજા સટક સટક સટક. ૩
ઉગ્યા અનુભવ સૂરસો ઘટમેં, હુવા ઉજાલા ફટક;
તનકે સઘળા ચોર પીછાનો, મારો પટક પટક પટક. ૪
સાધે સીધે સાહેબ હોવે, એ માયાકી અટક;
તીરથ વ્રત કરતે હી ગયે, મર ગયે લટક લટક લટક. ૫
અધબાસકા ખેલ અટપટા, ખેલે સાધુ નટક;
ગુરુ જ્ઞાન ગોદડી ગાય ગુલાબપુરીકી, બીછાવ ઝટક ઝટક ઝટક. ૬

---

# ગોરખનાથ.

—✲✲✲✲✲—

## પરચુરણ પદો.

### પદ ૧ લું.

ઉંડા કુવા સંતો જળ વિના, નીર ભરે પાણીઆરીજી;
અસત જુઠું નવ બોલીએ, બ્રહ્મા જુવોને વિચારીજી. ઉંડા૦ ૧
તળે કુંભાર ઉપર ચાકળો, એમ ફરતાં દીઠોજી;
કીડી રે કેરા નેત્રમાં, હસ્તી જાતાં જોયોજી. ઉંડા૦ ૨
નદી કેરાં નીર ઉલટી જઈ, પરવત પર બેઠાંજી;
હરણીએ પાસો નાંખીઓ, મોહેલે પરદેશી પેઠાંજી. ઉંડા૦ ૩
તળે રે ભમર ઉપર કમળ છે, માળી છાબમાં દીઠોજી;
તેનો રે પ્રેમલ વાયરો, લાગે મુજને મીઠોજી. ઉંડા૦ ૪
તળે રે ગાગર ઉપર પનીયારી, જળ ભરતાં દીઠીજી,
ગોરખ બોલ્યા વિનતી, વાણી લાગે છે મીઠીજી. ઉંડા૦ ૫

### પદ ૨ જું.

વિશ્વાસુ નરને સુનેડો મારા રાજ રે;
આ નર તો નુગરાની સાથે, નેડો ના કીજીએજી. વિશ્વાસુ૦ ૧
હંસલો ને બગલો, જઈ સરોવર બેઠાજી;
ઉડી ચાલ્યા ચારો ચરવા, મારા રાજ રે. નર તો૦ ૨
હંસલાને જોઈએ, રૂડો મોતીનો ચારોજી;
ઓલ્યો બગલો બેઠો, કાદવ ડોળે, મારા રાજ રે. નર તો૦ ૩
શિકાર કરતાં સિંહ, જાળમાં ફસાણોજી;
પાપી શીયાળે કીધી નહિ સહાય, મારા રાજ રે. નર તો૦ ૪
દુધ સાકર પાઈ, વશીયલને સેવોજી;
રાત દીવસ ખોળામાં રમાડો, મારા રાજ રે. નર તો૦ ૫
આરે સંસારમાં ભાઈ, પાટ મંડાણાજી;
લીધુ નહિ રામ નામે, મારા રાજ રે. નર તો૦ ૬
મછેંદ્ર પ્રતાપે જતી, ગોરખ બોલ્યાજી;
જળહળ જ્યોતેયોરે જળહળતી, મારા રાજ રે. નર તો૦ ૭

---

# જીવરામ.

## પરચુરણ પદો.

### પદ ૧ લું—રાગ ગોડી.

વેણુ વજાડે રે વહાલો, સહીયર જોવા જઇએ ચાલો;
શ્રવણે સુણીને રે ગોપી, તેણીએ કુળ મરજાદા લોપી. ૧
બાળક છાંડે રે બાળી, ગ્રહ ઉપરથી માયર* ટાળી;
અંબર અવળાં રે અંગે, મનમાનીને તેડે સંગે. ૨
હરિને રંગે રે રાતી, સહુ મળી ગોકુળ લીલા ગાતી;
કો એક વેણી રે ઓહોળે, કો ચાલી સુખડી ધાલી ખોળે. ૩
કો એક ભોજન રે કરતી, કો એક પીઉનું કહ્યું પરહરતી;
જોવા સઘળી રે આવે, પ્રભુને પુષ્પે વડેરે વધાવે. ૪
એમ કરતી રે સજની, હેતે રમવા લાગી રજની·
હસી હસી દે કર રે તાળી, રુડી રમત રમે વનમાળી. ૫
વાજા બહુ વિધનાં રે વાજે, અનોપમ શોભા વ્રીજમાં છાજે;
મોહન મુખડું રે જોતી, તેણે સકળ આપદા ખોતી. ૬
કુડળ ઝળકે રે કાને, મોહોતી શામળીઆને ગાને;
બંધન ભવનાં રે છુટે, ગોપી ગોવિંદ લીલા લુટે. ૭
સખી સુખ કે'વું રે કહીએ, મહીમા વેદ પુરાણે લહીએ;
નમી નમી ચરણે રે લાગુ, સંગે રહેવુ આપો માગુ. ૮
જીવરામ પ્રભુ રે મળીઓ, ફેરા ચોરાશીનો ટળીઓ;

### પદ ૨ જું—રાગ કાફી.

રણછોડ રંગીલા રે તાહારે, મુસ્તક ઝળકે મોલ;
ઉપર તોરો અતિ ભલો, કાંઈ નયણા રાતાં ચોળ રે. રણ૦ ૧
નાસા વેસર વારુ લાગે રે, દીઠડે ભવ દુઃખ જાય;
કર બાજુબંધ કટી કદોરો, જડીત્ર જે હોરી પાય રે. રણ૦ ૨
ગળે ગળુબંધ શોભીઆ રે, ઉપર ઓપે હાર;
મુક્તાફળ માણક મધરાજે, શોભાનો નહિ પાર રે. રણ૦ ૩
વસ્ત્ર અનોપમ પહેરણે રે, ઓઢણુ નવ રંગ અંગ;
સતભામાને રુક્ષ્મણી રાણી, શોભીત તારે સંગે રે. રણ૦ ૪.
ધનધન ડાકોર ગામડું રે, ધન સેવકની સેવા;
હરીજન હેતે ભોગ ધરે છે, માંખણ સાકર મેવા રે. રણ૦ ૫

* માયર—મમતા.

સકળ પદારથ થયાં પરિપૂરણ રે, આનંદ અંગ ન માયે;
કોઈ ઉભા રહી નૃત્ય કરે છે, આનંદ અંગ ન માયે રે. રણુ૦ ૬
ગાતાં બહુ નીંધ સાંપડે રે, ને સુણતાં પહોંચે કોડ;
બેહુ કરજોડી જીવરામ કહે, જય જય શ્રી રણછોડ રે. રણુ૦ ૭

### પદ ૩ જું—રાગ રામગ્રી.

કેમ કરી જાઉં રે, મહીડું વેચવા રે;
વાહાલો મારો માગે મહીનું દાણ.
મૂકોને મોહનજી રે, મારી બાંહ્યડી રે;
મને છે કંસ રાજાની આંણ. કેમ કરી જાઉં રે. ૧
અમો તો આહીરડાં રે, છૈએ લજ્યાળવાં રે;
બોલ નવ સાંખુ એક લગાર;
ચાલો જઈ કહીએ રે, માત જશોદાજીને રે;
જુઓ જુઓ હરિએ તોડ્યો આ હાર. કેમ કરી જાઉં રે. ૨
રોકીને રહ્યો છે રે, વાટ ઘણા ઘાટની રે;
મોહનજી આપોને માગું છુ માન;
જીવરામ પ્રભુ રે, જાવા નહી કેમ ઘો રે;
ભક્ત વત્સળ શ્રી ભગવાન કેમ કરી જાઉ રે. ૩

---

# ઈંદ્રાવતી.

## વૈરાટ વર્ણન.

### પદ ૧ લું.

આવીને અગમાં ભાખીયું, અહિ મળ્યા વૈરાટ વદે વખાણ રે;
વચન વાયદા પૂરણ થયા, મળીયાં તે મૂળ એંધાણ રે. ૧
સંતો સગાથી સત્ય વાદીયા, સુણજો શ્રીગુરુ મુખની વાણ રે;
માહારો ધણી રે બાવો વિશ્વનો, પ્રગટિયા છે પ્રમાણ રે. ૨
અંગમીં સહુ રે ઉભાં થયાં, દિન ઘણા રહ્યાં હુતાં ગોપ્ય રે;
પાટ ધણી રે પધારિયા, પ્રગટી સત્યની જ્યોત રે. ૩
હુ આવી વરજીને વરવા, ધણીજી આવ્યા છે મુજ માટ રે;
પાલવે પાલવ બાંધીયા, વરકન્યા બેહુ બેઠાં પાટ રે. ૪
સત્ય વારે સત્ય બેહુ પલવટ, તોરણ બાંધીયા બધ રે;
વનસ્થલીએ રે વિવાહ કર્યો, હાથો હાથ જોડીયા સ્નેહસંધ રે. ૫
મંડપ અખંડનો માંડવો, ચોરી સ્તંભ રોપીયા ચાર રે;
* * * * * ૬

બે સ્તંભ બે રે બ્રહ્માંડના, બીજા બે આણીયા વૈરાટ રે;
ચારે સ્તંભે રે ચોરી રચી, રચીયો તે નિશ્ચલ ઠાઠ રે. ૭
ત્રણ ફેરા વર પાછળ હુ ફરી, ચોથે ફેરે થઈ છું આગળ રે;
એ રે લીલા રે વંચાશે ને, બીજા સહુ લખશે કાગળ રે. ૮
આવ્યા માહારાં લાડ પાળવા, ઘર તે પાર ને પાર રે;
ક્રિયા કારણ મ કારણ થયાં, હું નારી એહની નાર રે. ૯
ઠામ ઠામ થાણાં રોપીયાં, મધ્ય દેશે કીધાં છે મેહેલાવ રે;
છત્રપતિ નમીયા રે તેહસુ, મળીયા તે રાણા ને રાવ રે. ૧૦
બેઠા સહી રે આસને શિરછત્રે, વૈરાટે વરતાવી આણ રે;
મુગટ મણિ ઢોળે ચમર, નવ ખંડે વાગીયાં નિશાણ રે. ૧૧
જ્યોત્ય બુદ્ધ બેહુ જોર થઈ, વચને કીધો છે વિસ્તાર રે;
કાલિંદ્રો કૂટીને મારીયો, સત્ય સુખે વર્ત્યો છે સંસાર રે. ૧૨
વર્ણાં વર્ણી બેહુ રે વાદે વઢતાં, કરતાં તે તાણા તાણ રે;
ચાલ અસત્યની ચાલતાં, હિંદુ ને મહંમદ માન રે. ૧૩
હવે વાઘ બકરી એક ત્રટ પીએ, કો કેહેને ન ગણે આળ રે;
પશુ પંખી સુખે જગ ચરે, કો કેહેને ન નાખે જાળ રે. ૧૪
સન્મુખે સહુ રે એક રસ થયાં, ભાગ્યો તે વિશ્વનો વિરોધ રે;
ઘેર ઘેર આનદ ઓચ્છવ, કોડે પોહોરે કાઢીયા ક્રોધ રે. ૧૫
એ વાત જઈ પહોતી વૈકુંઠમાં, બુધજી તે દેશે જો પય જાણ રે;
શુકજી તે શિવ ચર્ણે નમ્યા, નમીયા તે વિષ્ણુ નારાણ રે. ૧૬
જીવને દેશે મોટી મુક્તિ રે, પામશે તે નર ને નાર રે;
થશે વૈરાટ ને તે ધન ધન, આનદ અખડ અપાર રે. ૧૭
તે મેં કાંઈ એક ઇસારત કહી, એનો મોટો છે વિસ્તાર રે;
સાથ સુણો રે મારા વચન, આવ્યાં છે બાઈ સુકુમાર રે. ૧૮
હસી રમીને ઘેર જાઈશું, જઈ વાતો કરશું થોક રે;
કહે ઇંદ્રાવતી અમો રમત, માગી હુતી આ વાર રે;
રાસ રમી ઘેર જાઈશું, હેલાં તે શ્રી દરુજી ભતોર રે. ૧૯

---

# મુળજી.

## પરચુરણ પદો.

### પદ ૧ લું.

આજ અનુપમ દા'ડો આવ્યો, વિવાહનો વિચાર જોને;
તેહ દિવસ મન બહુ ભાવ્યો, ઘણુ રુડું સાર જોને. ૧

માયા બ્રહ્મનો વિવાહ કર્યો, ચૈતન્ય જોડી જુક્ત જોને;
વૈરાટ રૂપી માંડવો રચ્યો, સ્તંભ પગ હાથ જોને. ૨
ચારે દેહની ચૉરી રે રચી, કહેતાં નાવે વાત જોને;
દશે ઇંદ્રિ નારી રે મળી, ગીત ગાય છે ગોરી જોને. ૩
પાંચે ભૂતનો પસારો, તન માયા રાહે દોરી જોને;
મન કરે છે મચકલા, બુદ્ધિનો વખાણ્યો જોને. ૪
ચિત્ત કરે છે ચટપટી, હેલામાં હંકાર હણ્યો જોને;
* સાસુ રે આવી, પાંકવાને વેગે કરી જોને. ૫
પાધરા પધાર્યા મલપતા, મંડપ માહે હરિ જોને;
બ્રહ્મ રે આનંદ ઘણું નિરખ્યો, તે રાજી તાં થઈ રહી જોને. ૬
પોતે વર ને પોતે કન્યા, પોતે પોતાને વરી જોને;
એવો વિવાહ જેને રુદે, જન્મ મર્ણ ટળીયાં જોને;
શ્રી દરુજીનો સુત મૂળજી, બ્રહ્માનંદમાં ભળીયો જોને. ૭

---

# જગજીવન.

## પરચુરણ પદો.

### પદ ૧ લું.

તને મોહ્યો રે નંદનો લાલ, રાધે લટકાળી;
સહુ મલી રે વ્રજની નાર, રંગ રમવા ચાલી;
સામા મળ્યા રે દેવ મોરાર, હસીને કર ઝાલી. ૧
આંખડલી અણીઆળી આંજી, લંછન કીધું ગાલ રે;
માંગ સમે મોતીયનકી શોભા, તેરે શિર પર લંબે બાલ. રાધે૦ ૨
નાકનમેં નથ વેસર સોહીએ, મોતીડાં તપે લેલાટ રે;
ચૂમ ભમરીને દામણુલી, શ્રવણે શોભીતી ઝાલ. રાધે૦ ૩
બાંહે બાજુબંધ બેરખા સોહે, કંઠે એકાવળ હાર રે;
પાવલીએ વિછુડા ઠમકે, નેપૂરનો ઝમકાર. રાધે૦ ૪
પાંચ પટાનો ઘાઘરો ને, પેરણુ પીતાંબર સાર રે;
કંચુકીએ હીરા જડીયા, તેણે [illegible]સે ઝાકઝમાલ. રાધે૦ ૫
સર્વ શૃંગાર સજ્યા મૃગનેણી, [illegible] રે નંદલાલ રે;
વૃંદાવનમાં રંગભર રમતા, ઉડે અબીલ ગુલાલ. રાધે૦ ૬
રાધા સંગે સુંદરી ને, મોહન સંગે ગ્વાલ રે;
જગજીવનનો સ્વામી મલીયો, સેવક જન પ્રતિપાલ. રાધે૦ ૭

પદ ૨ જું—રાગ શામેરી.

જમનાજીને કાંઠે રે, વ્હાલે વાહી વાંસળી રે, તેનો તે રુડો નાદ રસાળ;
ચાલો જઇને જોઇએ રે સજની શામળો રે, ધનધંન જશોદાના રે બાળ. જમ૦ ૧
મોર મુગટ રે હરિને શોભતા રે, ગળે સોહે ગુંજ મણીનો હાર;
બાંહે તે બાંધ્યા રે, બાજુબંધ બેરખા રે, પાએ સોહે ઘુઘરીનો ઘમકાર. જમ૦ ૨
જગજીવન રે પ્રભુ તમને વિનવું રે, તમો છો દિનાનાથ દયાળ;
જમનાજીને કાંઠે રે વ્હાલે વાહી વાંસળી રે, જુગજીવન પરમ કૃપાળ. જમ૦ ૩

---

# જીવણદાસ.

## પ્રભુ પ્રાર્થનાનાં પદો.

### પદ ૧ લું.

સદ્દગુરુ શબ્દે ગણેશ બેઠા, આ મંદિરમાં કીધી થાપના;
વજ્ર હૈયાપર ચોરી રચી, જ્ઞાન સ્વરૂપે મેલ્યાં ગુજરાં. ૧
ગુણની વૃદ્ધિ કર શાંતક કરે, અવગુણ કેરા જવ તલ હોમીયા;
અક્કલ બાઇરે તુ મારી બહેની, કે એમની વરઘો ભરી ભરી લાવીયા. ૨
ઉપર શ્રીફળ મેલ્યાં સારાં, વિવેક બાઇરે તું વહેંચાવની વની;
* * * * *. ૩
ધરપર વયપર હરિવર દરતાં, અંતર પટમાં જોયુ રે;
મહા જળમાં જેમ ચદ્ર ખીલે, મનડું હમારું મોહ્યું રે ૪
અખંડ વેરી અમૃત જળ રે, ધોકલડું ત્યાં ધોયું રે;
દાસ જીવણના સ્વામી મળિયા, પાપ સઘળુ ખોયું રે. ૫

### પદ ૨ જું.

સદ્દગુરુ સહાય કરોને એકવાર રે, મારો પ્રભુ મૂરખનો અવતાર રે;
પત્થર કરતાં કઠિન હૈયું છે મારું રે, તે માટે નામ લીધું તમારું રે. ૧
મારી તો મનની ઘણી છે વાંકી રે, સદ્દગુરુ પથરાને કાઢો ટાંકી રે;
ટાંકીને માર્ગ મોગત મેહેલો રે, તે માટે શબ્દ અનુપમ આલો રે. ૨
અતર જ્ઞાન વિના ઘર સૂનું રે, સદ્દગુરુ સગપણ શોધીને જૂનું રે;
જુઓને વેદ પુરાણને પાને રે, ભૂલ્યા શું ભટકી મરો છો જીવજાને રે;
દાસ જીવણ કહે છે પ્રકાશ રે, હું તો તારા જન્મો જન્મનો છું દાસ રે. ૩

### પદ ૩ જું.

તમે સાચાના સગાથી રે, જેણે પ્રીતો કીધી,
તમે ગરીબોના બેલી રે, જેણે પ્રીતો કીધી;
તમે આપ નિરજન ઊભા રે. જેણે૦ ૧

વહાલા રે મારા, પહેલી પ્રીતÿ ધ્રુવે કીધી;
જેને અવિચળ પદ્ગી દીધી રે. જેણે૦ ૨
વહાલા રે મારા, બળિને બોલાવી વાચા દીધી;
બ્રહ્માંડ રહ્યા છો વ્યાપી રે. જેણે૦ ૩
વહાલા રે મારા, બળતા રાખ્યા છે પાંડવ વીર;
પંચાળીનાં પૂર્યાં ચીર રે. જેણે૦ ૪
વહાલા રે મારા, દિલ દરિયામા દોટો દીધી;
તેમાં મોતિ લીધાં ગોતી રે. જેણે૦ ૫
વહાલા રે મારા, ઉંડાં જળમાં તે ધાયો દીધી;
તેહેની તરત ખબરો લીધી રે. જેણે૦ ૬
વહાલા રે મારા, વીદુરની જમીયા ભાજી;
ત્યાં આપ થયા છો રાજી રે. જેણે૦ ૭
વહાલા રે મારા, નામદેવનુ તે દૂધ પીધુ;
ત્યારે દેવલ ઉલટું કીધુ રે. જેણે૦ ૮
વહાલા રે મારા, નરસિહ મહેતાને મરતો જાણી;
આવ્યો હાર સભામાં આણી રે. જેણે૦ ૯
વહાલા રે મારા, વંદ્રા તે વન કેરા વાસી;
પદ બોલ્યા જીવણદાસી રે. જેણે૦ ૧૦

પદ ૪ થું.

વારે વારે તુજને શુ કહુ મૂરખા, ચેત હવડાં હરિ આજ મળશે;
ચારે ખાણે ફરી આવ્યો તુ જીવડા, શર્ણું જા સતને કામ સરશે. વારે વારે. ૧
રવિ (વાર)સંસારના કલેશથી તુ તપ્યો, કર્મ ઘાણી વિષે તુ પીલાયો;
પાહાણા મમતાતણા કંઠે શું બાધીયા,એલે આયુગયું તુ કયાં ભમાયો. વારે વારે. ૨
સોમે શીતલ થઇ સંત ન સેવીયા, લાજ લાગી હરિ નામ દેતાં;
શ્વાન ગર્ધવ તણી પેરે શું જીવીયો, ફટ રે મૂર્ખાં ભારે મારી માતા. વારે વારે. ૩
મંગળ નામે હરિ હીરો ખોઇને, વહોર્યું હારી કથીર શું કામ કીધુ;
ક્ષણું એક વિષ્ણુમાં ભક્તિ આવી નહિ,અમૃત ઢોળી વિખ શાને રે પીધુ.વારેવારે.૪
બુદ્ધ નિર્મળ કરી દુર્બુદ્ધ ટાળ્યને, સ્વપ્ન સંસાર રે જાણિ જુઠો;
ભક્તિ ભાવે કરી સેવ જદુનાથને, ઉઠ આળસ તજી થાને બેઠો. વારે વારે. ૫
બ્રહસ્પત ગુરુ ગોવિંદને શર્ણું જા, વિશ્વાસ આણી કરો ચર્ણું સેવા;
ટાળ એષણા* હવે લોકની મનથકી, આપે રસના હરી નામ લેવા. વારે વારે. ૬
શુક્ર શોણિત તણો પિંડ તારો હવો, મૂત્રના માટમાં શું રે મોહ્યો;
પ્રવૃત્તિ માર્ગે પડ્યો, કૃષ્ણ જાણ્યા નહિ, મ્હારું મ્હારુ કરી જન્મ ખોયો. વારે વારે.૭

* એષણા—ઇચ્છા.

શનિવારની દૃષ્ટિ તું મુક અળગી કરી, જ્ઞાન ચક્ષુ વડે જો વિચારી;
જગત મિથ્યા થયું મૃગજળ ઝાંઝવાં, એક શ્રી રામને લે રે ધારી. વારે વારે. ૮
આદિત્ય અનુભવ કરી ઓળખી લે હરિ, વિશ્વાસ આણી ગુરુ ચર્ણે રહેજે;
કાળ મસ્તક ફરે, ચેતી લે ચિત્તમાં, હેતે હરિ જંનસુ પ્રીત કરજે. વારે વારે. ૯
આઠે પૂરા થયા જે જન સાંભળે, પતિત પાવન થાયે નર ને નારી;
દાસ જીવન ગુરુ સંત કૃપા કરી, જન્મો જન્મની મારી પિડ ટાળી. વારે વારે. ૧૦

### પદ ૫ મું.

કર મન ભજનનો વેપાર, ધણી તારા નામનો આધાર
બેડલી ઉતારો ભવ પારજી. ટેક
સરોવર જ્યારે ભર્યાં હતાં, ત્યારે પહેલી ન બાંધી પાળજી;
આગળ નીર સુકાઇ ગયાં, ત્યારે હાથ ઘસે શું થાય. કર મન. ૧
શેરી લગણુ સુંદરી, ઝાંપા લગી માબાપજી;
તીર્થ સુધી બે બંધવા, કોઈ નાવે તારી સાથ. કર મન. ૨
હાડ જલે જેમ ગાંસડી ને, કેશ જલે જેમ ઘાસજી;
કંચન સરખી કાયા જલશે, લાગે નહી પળવાર. કર મન. ૩
આરે કાયામાં કોણ સુવે, કોણ જાગે, કોણ ચોકીદારજી;
સુરત જાગે, નુરત ઉંઘે, ચેતન ચોકીદાર. કર મન. ૪
હુ ને મારું મુકી દોને, ખોટો આ સસારજી;
દાસ જીવણ એણીપેરે બોલ્યા, પૂરો મનનો કામ. કર મન. ૫

# દેવીદાસ.

## હરિભજનનાં પદો.

### પદ ૧ લું.

તે દિનનો વિશ્વાસ, હરિ સાથે હમારે. ટેક.
મેં મારાં સાધનો વારી, ડુંગર આસન કીધાં;
અમૃતને ઓધારીને, દશ અવતાર લીધાં. તે૦ ૧
બાપે તે બાળક દુભીયાં, બહુ ક્રોધ જ આણી;
ધ્રુવને અવિચળ થાપ્યો, તે વાત જગમાં જાણી. તે૦ ૨
હીરણ્યકશ્યપ હઠે ચઢયો, લોહના થંભ ધીકાવ્યા;
પ્રલ્હાદની ભીડ જાણીને, નરસિંહ થઇ આવ્યા. તે૦ ૩
સુદામાને સંતોખીયા, કાંગના કણ માટે;
ભક્તની ભીડ જાણીને, રીદ્ધી આલી શ્રી નાથે. તે૦ ૪

મહેતાનુ મોશાળું ભલું કર્યું, ગાંઠે ગર્થ ન હુતો;
લક્ષ્મીએ લક્ષ્મી વર મોકલી, મહેતો કીધો સમોતો. તે૦ ૫
મીરાંબાઇને સંતોષીને, આમી અમૃત પીધાં;
રાણો કુડો બોલીયો, વિખ અમૃત કીધાં તે૦ ૬
તેલ કઢીયામાં તાપીયાં, માંહે ત્રિકમ કીધા;
સેવકની ભીડ જાણીને, પ્રભુ આવ્યા દોટા. તે૦ ૭
વિશ્વાસે નથી વેગળા, હરિ દીસો છો પાસે;
હરિને હરિજન એક છે, ગાયુ દેવી દાસે. તે૦ ૮

પદ ૨ જું.

દશા આથી થઇ તારી, કર્મની છે ગતિ ન્યારી;
નથી ભજતો તુ ગિરધારી, આગે શી ગતિ થાશે તારી. ૧

સાખી.

ભૂલ્યો ભમી ભવાબ્ધીમાં, હીરો ખોયો ગમાર;
માયામાં મુઝાઈ રહ્યો, ધિક્ક ધિક્ક છે અવતાર;
દીધી આ દેહ સુદર સારી, આગે શી ગતિ થાશે તારી. ૨

સાખી.

કૃપા કીધી તુજને, જઠરાગ્નિથી રાખ્યો;
એકુ દિન હરિનું નામ, મુખથી નહી ભાખ્યો;
ગર્ભ દુઃખ મુકયુ વિસારી, આગે શી ગતિ થાશે તારી. ૩

સાખી.

તૃષા બુઝાવી તાહારી, અમૃતને આહારે;
તેને ભૂલીને તુ ચાલીયો, સંસારને લ્હારે.
ફજેતી ત્યાં થશે ભારી, આગે શી ગતિ થાશે તારી. ૪

સાખી.

માત પિતા સુત બંધવો, નહી આવે કોઇ કામ;
અંતે જાવુ એકલાં, સ્મર ને સીતા રામ;
શીખામણ માનતુ માહારી, આગે શી ગતિ થાશે તારી. ૫

સાખી.

દેવિદાસ હરિ વિના, અંતે તુ પસ્તાશે;
આજ કાલ કરતાં પ્રાણીયા, આયુષ્ય તો જાશે;
હરિનું નામ લે તું સંભારી, આગે શી ગતિ થાશે તારી. ૬

# ધર્મદાસ.

## પરચુરણ પદ.

### પદ ૧ લું.

મોરલી વાગી મને રામ નામ લેહે લાગી. ટેક.
સતગુરુ શબ્દતણી ચોટ લાગી, સુરતા મોહનિદ્રાથી જાગી;
દિલથી દુર્મતિ સર્વે ત્યાગી, નહીં જાઉં આઘી. મને૦ ૧
મનડું સતગુરુ સાથે મોહ્યું, ચિત્ત વિદ્દ સુરતા સર્વે પ્રોયું;
ઉલટુ આપ તપાસી જોયું, ભ્રમણા ભાગી. મને૦ ૨
રિદ્ધિ સિદ્ધિ સબ હે દાસી, સર્વે ચિત્ત ગતમાં વાસી;
નહી જાઉં ગંગા યમુના કાશી, ભય અનુરાગી. મને૦ ૩
મળીયા સૂરજરામ સતગુરુજી, ઉનકી પરમારથપર પ્રીતિ;
ચર્ણે ધર્મદાસ હે ગિરિજી, મળ્યા મોજ માગી. મને૦ ૪

---

# ધર્માનંદ.

## પ્રભુ ભજનનાં પદો.

### પદ ૧ લું.

જીભલડી હરિ ગુણ નવ ગાય રે, હડકાઈ લઢવાને ધાય. જીભ૦ ટેક.
આખો દહાડો લવ લવ કરતાં, પળ માત્ર નવ રોકાય;
પ્રભુ ભજવાની વાત કરતાં, મારવા સામી ધાય. જીભલડી૦ ૧
પર નિંદામાં શૂરી પૂરી, મનમાં ઘણું મકલાય;
કથા કીર્તન થતાં હોય ત્યા, જાતાં ઘણી લજાય. જીભલડી૦ ૨
મન માને તેમ મુખથી બોલે, ને રાક્ષણી સહુને ખાય;
વારવાનું કોઈ વચન કહે તો, કરાવે ત્રાહ્ય ત્રાહ્ય. જીભલડી૦ ૩
જન્મ મર્ણનાં દુઃખ મટાડે, જીભલડી તુ દુઃખદાય;
ધર્માનદ કહે હરિ કૃષ્ણ ભજે તો, આત્માનો મોક્ષ થાય. જીભલડી૦ ૪

### પદ ૨ જું.

જૂઠી છે જગતની બાજી, જોઈ કોઈ થાશો મા રાજી. ટેક.
સ્વમામાં રાજ્યપાટ મળ્યુ ને, હાથી ઘણા વાજી;
જાગી જુએ તો પીડા શરીરમાં, બળે છે દાઝી દાઝી રે. જૂઠી૦ ૧
સગાં સંબંધી સર્વે જૂઠાં, અને સમૃદ્ધિ ઝાઝી;
એક નિમિષમાં ઉડીરે જાશે, આતશની એ બાજી રે. જૂઠી૦ ૨

માયામાં સર્વ વિશ્વ મોહ્યું, પંડિત પુરાણી ને કાજી;
નટડી માયા ખાસડાં મારે, સહુ મારે છે બાઝી રે. જૂઠી૦ ૩
આત્માને કાંઇ કામ ન આવે, જો હોય સમૃદ્ધિ ઝાઝી;
ધર્માનંદ કહે હરિકૃષ્ણ ભજો તો, સદાય રહેશો રાજી રે. જૂઠી૦ ૪

પદ ૩ જું.

ભાઈ તમે ભજી લ્યોને હરિ રે, નિશ્ચે જાવુ છે મરી. ટેક.
નાના મોટાનો મેળ ન કાંઇ, કાયા છે જર્જરી;
પાંચ તત્વનો દેહ બંધાયો, એમાં કેઈ વસ્તુ છે ખરી. ભાઈ. ૧
કર્યાં કર્મ તારી આડે આવશે, ને ડગલાં ભરજો ડરી;
માલ ખજાનો મેડી . એ તો, સર્વે રહેશે ધરી. ભાઈ. ૧
આવ્યા ત્યારે સગ શું લાવ્યા, શું જાશો ભાર ભરી;
ઠાલા આવ્યા ને ઠાલા જાશો, વેઠ વેળુ દળી. ભાઈ. ૩
મનુષ્યા દેહ દેવતાને દુર્લભ, આવે નહી ફરી ફરી,
ધર્માનંદ કહે ભજો હરિકૃષ્ણ, તો સુખ થશે સર્વોપરી. ભાઈ. ૪

પદ ૪ થું.

શીખામણ અંતર ધારીરે, ભજો હરિ કૃષ્ણ હીતકારી. ટેક.
નવ માસ ઉદરમાં રહેવું, દુ.ખ થાશે અતિ ભારી;
કીડા કૃમીયા તનને કરડે, ચીસો નાખે પોકારી. શીખામણ. ૧
અતિ નકારો નર્કનો ખાડો, દુર્ગંધ છે નઠારી;
જઠરાગ્નિની જ્વાળમાં બળે વહે નયણે વારી. શીખામણ. ૨
માથું હેઠું ને પગ છે ઉચા, લાગે નહી લેશ કારી;
ગર્ભવાસનાં દુઃખ અતિસે, કેટલા કહુ વિસ્તારી. શીખામણ.
દુઃખીયો દેખીને દયા કરીને, કાઢ્યો દેવ મોરારી;
ધર્માનંદ કહે હરિકૃષ્ણ ભજો, તો ઉરમાં લે ઉતારી. શીખામણ. ૪

---

# નરભેરામ.

## હરિભજનનાં પદો.

### પદ ૧ લું.

લેને લેને લહાવ, જીવન જોતાં નહીં જડે;
જોતાં નહી જડે રે, જીવને ગયો નહી મળે. લેને લેને. ૧
કસ્તૂરી ને કેવડો, લઇ તેલમાં તળે;
આવો રુડો મનખો મેહેલી, ભૂતમાં ભમે. લેને લેને. ૨
મોતિ સરખો દાણો લઇને, ઘંટીમાં દળે;
બાવળીઆનું બીજ વાવે, આંબો નહીં ફળે. લેને લેને. ૩

સંત બોલાવે બોલતો નથી, અભિમાનમાં ફરે;
મારી ધક્કે આગળ કરશે, વેઠ ભાર ભરે. લેને લેને. ૪
માયા તને મીઠી લાગે, ગોળથી ગળી;
નરભેરામના સાથમાં તો, કુળ નહીં મળે. લેને લેને. ૫

### પદ ૨ જું.

શુંરે સુતો તું તો પ્રાણીઆ, તને ભેક મનાવેજી;
કાળ શત્રુરે માથે ગરગડે, નીદ્રા કેઈ પેર આવેજી. શુંરે. ૧
નીચાં મંદીર ઉચાં માળીઆં, સોડ તાણીને સુતોજી;
કાઢો કાઢો એને સૌ કહે, જાણે જન્મ્યો ન હોતોજી. શુંરે. ૨
ત્રાંબા પીત્તળના ચરુ ઘણા, જળ પીવાને ઝારીજી;
ખોખરી દુણી રે એના કરમની, તે તો આગળ ચાલીજી. શુંરે. ૩
માંધાતા પૃથ્વીને પરણીઆ, વચન દીધાંતાં હાથેજી;
એ રે રાજાને કાળ ખાઈ ગયો, પૃથ્વી નાં થઇ સાથેજી. શુંરે. ૪
સગાં સગા સૌ સૌ કહે, સગાં વળાવી વળશેજી,
સગારે જંગલ કેરાં લાકડાં, આવી ભેગાં બળશેજી. શુંરે. ૫
એવુ જાણીને સૌ હરી ભજો, હેતે હિમત લાવીજી;
કર જોડીને નરભો કહે, આ તે પાણી કે વાણીજી. શુંરે. ૬

### પદ ૩ જું—રાગ ધન્યાશ્રી.

મીઠડલી તારી મોરલીમાં, જો મોહે છે માહાવા; ટેક.
ગોકુલીયાની નારી, ઝુરે છે કાં રેહેવુ;
મુને જે કેહે તે સહેવુ, મારે દુખડું કોણ આગળ કહેવું. મીઠલડી. ૧
મારે સાસુની સુળી, અને માથે મુકો પુળી;
એને જમડા લેશે સુસુળી, મીઠલડી. ૨
વાહાલો નરભેરામના સ્વામી, અંતરનો અંતર જ પામી;
હુ તો પૂરણ પદ મહા પામી, મીઠલડી. ૩

### પદ ૪ થું.

જપ જપ જપ, જિંહાએ જદુપતિ. ટેક.
જપ જપ જપની રે, મૂરખ જપ જદુપતિ;
મ્હારું મ્હારું તુ શું કરે, ભેળું ન આવે રતી;
આવો રુડો તું મનુષ્યાદેહ, પામ્યો ચેતની મૂઢ મતિ. જપ જપ. ૧
પાંચ પાંડવ તો ઉદ્ધર્યા જ્યારે, ભલી હતી સતી;
નવસે નવાણું ચીર પૂર્યાં હરિએ, દ્રૌપદની વતી. જપ જપ. ૨
જાણી જોઇને દેખતો નથી, આંખો છે છતી;
નરભે તે રામના સ્વામી, ભજ્યા વિના શી થશે થતી. જપ જપ. ૩

### પદ ૫ મું.

સખી શું રે થયું વ્રજ નારને જો;
મહી સાટે વેચે છે મોરારને જો. ૧
ગોપી પ્રેમ મગનમાં નિસરી જો;
સારી દેહની દશા ગઇ વિસરી જો. ૨
ગોપી ત્રણ ભોવન નથી સારતી જો;
શેરીએ શેરીએ મ્હાલે પોકારતી જો. ૩
અને કારણ થયું કઇ વાટમાં જો;
બહુ નામી બીરાજે એના પાટમાં જો. ૪
નરભેરામના સ્વામીના સાથમાં જો;
અમે છિયે હરિના હરિ અમ હાથમાં જો. ૫

### *પદ ૬ ઠું—રાગ કાફી.

જીવન ધંન તારું રે, બોડાણા કઇ બાકી નથી. ટેક.
કર્યું અજવાળું રે, ઘેર લાવ્યા લક્ષ્મીપતિ,
વર્ણવી ના શકું રે, બોડાણા તારી અગમ મતિ. જીવન. ૧
અનેક ભક્ત આગળ મેં દીઠા, તેણે તારી પોતાની જાત;
મર્દ બોડાણા મેં તને દીઠો, નેં તારી ગુજરાત. જીવન. ૨
મર્દ બોડાણા મૂછ મેં તારી દીઠી, બીજા તો સર્વના કેસ;
વર્ણવી ના શકું રે, બોડાણા તારી અગમ મતિ. જીવન. ૩
રાણી રુક્ષ્મણી ને રાધીકા, જેનો કૃષ્ણ સરખો ભર્તાર;
દ્વારકાના ઠાકોર ડાકોર લાવ્યો, જળ કીધું ગોમતી. જીવન. ૪
સર્વ સુખથી હું રે નાહ્યો, જાણું ભાગીરથી;
જીવતર ધન્ય તારું રે, બોડાણા કંઇ બાકી નથી. જીવન. ૫
કર્યું અજવાળું ઘેર, લાવ્યા લક્ષ્મીપતિ;
બેચર પ્રતાપે નરભો કહે છે, નીજ ધામ ડાકોર. જીવન. ૬
મુજ અપરાધીથી અવાઇ ન શકે, મને કૃષ્ણ જોયાનાં કોડ;
જીવતર ધન્ય તારું રે, બોડાણા કંઇ બાકી નથી. જીવન. ૭

### પદ ૭ મું—રાગ કલ્યાણ.

ઓરા ઓરા આવે રે, હો આલીગારા કાનુડા રે, ઓરા આવે;
મળવાને મન આતુર થયું છે વાલા, સમ રે ખાઉં છું હું તો તારા રે. હો વારી. ૧
આંખડલીમાં અમી ઝરે છે, નયણાં વરસે છે ચોધારાં રે. હો વારી. ૨

* આ પદ જેવું બૃ. કા. છઠ્ઠા ભાગમાં આ જ કવિનું પદ છે પણ તેમાં ને આમાં ઘણો તફાવત હોવાથી અહીં દખલ કર્યું છે.

આવો તો ભીંજાય મારી,નવ રંગ સાડી વા'લા,નારે આવો તો નેડો તૂટે રે. હો વારી. ૩
નરભે ગોવિદના સ્વામીને કહું છું વાલા, પર ઘેર જાજો માં પીઉડા રે. હો વારી. ૪

# નાગર.

## ગિરિધરનું પદ.

### પદ ૧ લું.

વહાલો પ્રેમને તે વશ થાય રાજી રે, તેહમાં શું કરે પડિત ને કાજી રે;
માહરો સાચો સદેશો કહેજો રે, જઇ ગોકુલ મથુરામાં રહેજો રે. ૧
મથુરામાં હરિ જન્મીયા, ગોકુળ ગયા છે નાશી;
મારી પૂતનાના પ્રાણ હર્યા, વહાલે નજરે જોયું તપાસી રે. વહાલો. ૨
યજ્ઞ કરે ત્યાં ઝાંખી ન જોયુ, આહીરનુ અન્ન લે માગી;
મોટા યજ્ઞેશ્વરને સ્વપ્ને ન આવે, વ્રજ વનીતાશું તાલી લાગી રે. વહાલો. ૩
વિદુરને ઘેર કૃષ્ણ પધાર્યા, કેળાં આણ્યાં બે મણી;
અબળાને હાથે હરિ (એ)આરોગ્યા, વહાલે નજરે જોયું જાગી રે. વહાલો. ૪
ગુણકા હતી જે પોપટ ભણાવતી, રામ નામ લેહે લાગી;
વિમાન બેસાડી વહાલે વૈકુંઠ મોકલી, એની સસારની ભ્રમણા ભાગી રે.વહાલો. ૫
નામ લેતાં નિંદા કરે છે, એવા જગતના લોક પાજી;
નાગરના સ્વામી ભીડભંજન, મારે માથે ગિરિધર રહ્યો છે ગાજી રે. વહાલો. ૬

# નારણ.

## હરિભજનનાં પદો.

### પદ ૧ લું.

માયા પાસે પડીયા બહુ જન, જગત્ દુઃખમાં ઝૂઝે;
આંખે વળી માયાની છારી, તેથી તો હરિ નવ સૂઝે. ટેક.
હુ તુ સહુ જુદા જાતિ, કરે અતિ વિખવાદ;
એક એકનો મત ખેંચે છે, કરી વાદ વિવાદ. જગત. ૧
એક બીજાની નિંદા બોલે, મન આણી અહકાર;
સામાને સબળો સંતાપી, હર્ષ પામે છે અપાર. જગત. ૨
ખોટાને સાચુ જાણે છે, સાચું જાણે ફોક;
કરવાનું તે છોડી દેઇને, ના કરવાનું કરે લોક. જગત. ૩
સત્ય માર્ગ જે હરિનો મૂકી, ચાલે મારગ આડે;
આંખે દેખે માયા અંધારી, પડે ચોરાસીના ખાડે. જગત. ૪

સ્વપ્નવત આ સુખ સંસારી, નિદ્રામાં સહુ જોયું;
પ્રાતસ્કાળે ઝબકી જાગ્યો, થયો નિરાસ ને ખોયું. જગત. ૫
દુઃખ દરિયો આવીને પડીયો, ચારે ખાંણે ભમીયો;
પહેલાંથી આ મનુષ્યા દેહે, ભાવે હરિને ના નમીયો. જગત. ૬
દુઃખદાયક થોડું સુખ મેહેલી, સુખ સાગરમાં ઝીલો;
ઝેરી માયા ઢોળી નાખી, હરિ રસ અમૃત પીલો. જગત. ૭
કહ્યું સાંભળો મારું કાને, તો તમને સભળાવું;
હરિ ભજો આ મનુષ્યા દેહે, ટાણું મળે નહિ આવું. જગત. ૮
સર્વે ઘટમાં એક અવિનાશી, સમજી નમતા રહેવું;
કહે નારણ એથી સુખ મળશે, સેજે સ્વર્ગના જેવું. જગત. ૯

## પદ ૨ જું.

વસે શ્રી હરિ સૌ ઘટમાહી, બુઝીને એવુ શિર નામો;
પામો પ્રેમ પ્રભુનો ભાઈ, પહેરીને હરિ ચસ્મો. ટેક.
માલીક તે આ ઘટમાં રહે છે, જેણે આ દુનિયા બાંધી;
સાચવવા સાથે બેઠો છે, અનેક યુક્તિ તે સાંધી. બુઝીને. ૧
પિતા સર્વનો એ છે જાતે, બાળક સહુ જગ પ્રાણી;
રાત દિવસ એને સંભાળો, પ્રીત પોતાની જાણી. બુઝીને. ૨
તેને વહાલો વેરી કો નથી, સૌ પર સરખી માયા;
ચાર ખાણુના સઘળા જીવને, એહેની છે ઘણી સહાયા. બુઝીને. ૩
માટે સજ્જન તમને કહુ છુ, સહુને નમતા હીંડો;
કરુણા સિંધુ સહુ પાસે છે, માનવ પશુ ખગ કીડો. બુઝીને. ૪
પાસે છે ને નહિ ઓળખશો, તો તે કહો કેમ જડશે;
કસ્તુરી કારણ મૃગ જાતે, અઘોર વન આથડશે. બુઝીને. ૫
નારણ કહે છે હું જેવું જાણું, તેવું તમને કહું છું;
સર્વેમાં હરિ સરખા જાણી, ભાવે નમીને સુખ લઉ છુ. બુઝીને. ૬

## પદ ૩ જું–રાગ કાફી.

ગુરુ દેવ કરું પ્રણામ, ઉપાય કહો તરવાનો;
મારો જીવ ચઢ્યો બ્રહ્માંડ, જેથી નક્કી મરવાનો. ટેક.
જેની જોડે હું પરણીયો છું, તે બહુ ચાલે આડી;
દશ બાળક તેનાં તે મુજને, ઘણાં તાપે દહાડી. ઉપાય કહો. ૧
સહુ ફરજંદ મારું ના માને, ચાલે આડી રાહે;
પાચ થયા છે મારા શત્રુ, તેની સેવાને તે ચાહે. ઉપાય કહો. ૨
જ્યાં દેખે ત્યાં મુજને મારે, થઇને મારાં કાળ;
હું સંતાતો તેથી રે ચાલું, આવી મળે તતકાળ. ઉપાય કહો. ૩

લઠી વઢી હું હાંકી રે મેલું, તોએ ના મૂકે કેડો;
નિત્ય મારાં મૂળાં રે કાપે, એ દુઃખનો નથી છેડો. ઉપાય કહો. ૪
શું આદરવું કેવો ચાલું, પૂજું કોના પાય;
જેથી મ્હારું કારજ સુધરે, આવો જુલમ સહુ જાય. ઉપાય કહો. ૫
અનાથી હારીને બેઠો, મરો રાંડ પરિવાર;
કહે નારણ દુઃખથી હું છુટું, સદ્ ગુરુજી કરજો વહાર. ઉપાય કહો. ૬

### પદ ૪ થું-રાગ કાફી.

ગુરુ દેવ કહે કર પેર, જેથી એ સહુ દૂર નાશે;
તારો થાશે મનોરથ સિધ, જુલમ સર્વે જાશે. ટેક.
નારીને તમે સાથે રાખો, બાલકને નવ ચાહો;
તેનું સાંભળશો નહિ કાને, તે કહે ત્યાં નવ જાઓ. જેથી૦ ૧
જાણે બાળક છે નહિ મારે, એવું મનમાં ધારો;
છે નહિ તેવાં તે જાણો, ત્યારે આવે દુ.ખ આરો. જેથી૦ ૨
જો બાળકની હાનિ કીજે. નારી પામે દુઃખ;
ઘર ધણીઆણી હારી બેસે તો, કેમ પામીયે સુખ. જેથી૦ ૩
ઘર સસાર નભાવવો હોય તો, સત્ય વર્ગને ઝાલો;
અસત્યને અલગુ મૂકી દેઇ, આડે માર્ગે ના ચાલો. જેથી૦ ૪
પાચ શત્રુ તારી પુઠે ફરે છે, તેનું જોર ન ચાલે;
જીવતા મરશે પાચે જણુ તે, સુખ સાગરમાં તુ મ્હાલે. જેથી૦ ૫
દઢ વિશ્વાસે મનમાં રહીને, સદ્ ગુરુને સેવો;
કહે નારાયણ હરિ ભક્તિનો, અમૃત રસ પી લેવો. જેથી૦ ૬

## નારણદાસ.

### કૃષ્ણ કીર્તનનાં પદ.

### પદ ૧ લું.

તમે પ્રેમથી ભજો પ્રભુને ભાઇ,
જપો જાપ, જાય પાપ, એ સંતાપ, લો અમાપ;
કીર્તિ ધાઈ ધાઈ. તમે પ્રેમથી. ૧
એહેવું ધાયા તે તો ઘણું રે કમાયા, જેણે તનથકી ત્યાં કરી માયા,
રાખી નેમ, પ્રભુ પ્રેમ, તજી વહેમ, થાય ક્ષેમ;
હરિ ગાઈ ગાઈ. તમે પ્રેમથી. ૨

